# લેખોની અનુક્રમણિકા

(આસો ૧૯૮૦થી ફાગણ ૧૯૮૧)

પુસ્તક ૫

# લેખકોની અનુક્રમણિકા

# યુગધર્મ

પુસ્તક ૫ આસો, ૧૯૮૦ અંક ૧

## કાયદાનું ખરૂં સ્વરૂપ

પ્રચલિત સંપ્રદાય પ્રમાણે રાજા, રાજાસભા કે સર્વોપરી સત્તા (સૉવરેન) પ્રજાજનોને જે આજ્ઞા કરે તે પ્રજાજનોએ પાળવી જોઇએ. જે આચાર વ્યવહારમાં કાયદાકાનુનનું અનુસરણ જોઇએ તેમ ન થાય તો પ્રજાજનો સર્વોપરી સત્તા ઠરાવે તે શિક્ષાને પાત્ર થાય છે. આ પ્રમાણે પ્રત્યેક રાજ્યમાં આજ્ઞા પ્રવર્તે છે.

સર્વોપરી -સત્તા પ્રજાજનોને કે કોઈ અન્યને જવાબદાર નથી: કેવળ કૃપાથી પ્રજાજનોને કંઇ દાદ સર્વોપરી સત્તા ભલે આપે. પરંતુ પ્રજાજનોને સર્વોપરી સત્તાધીશ સામે ન્યાય મેળવવા કંઇ કાયદાથી માર્ગ નથી. આ પ્રમાણે સર્વોપરી સત્તા કે રાજાને હક્કો (rights) હોવાનું માનવામાં આવે છે. પરંતુ હક્કોના પ્રમાણમાં કંઇ કાયદેસર ફરજ—જવાબદારીઓ ( legal duties ) માનવામાં આવતી નથી. વળી સર્વોપરી સત્તાના હક્ક અબાધિત માનવામાં આવે છે એટલે તેના હક્કની સીમા નથી. સમાજના કલ્યાણ માટે જે ,જે કરવું પડે તે સઘળું પ્રજાજનો પાસે કરાવવા તેને હક્ક છે.

એક સમયે રાજાના ઈશ્વરી હક્ક માનવામાં આવતા; તે ઈશ્વરી હક્કો અર્વાચીન સમયમાં સમાજને—રાજ્યને —સ્ટેટને પ્રાપ્ત થયા છે.

ઑસ્ટીન ને એના જેવા જુના વિચારના ગ્રંથકારોનું શિક્ષણ હિંદુસ્તાનની પાઠશાળાઓમાં પ્રચલિત છે અને એ જ દૃષ્ટિબિન્દુ વિદ્યાર્થીઓના મન ઉપર આગ્રહપૂર્વક ઠસાવવામાં આવે છે.

યુરોપના મહાયુદ્ધના સમય પહેલાં ગ્રીઓડુગ્વીન, લાસ્કી ઇ. ગ્રંથકારો આ પદ્ધતિ સ્વીકારતા નહોતા પરંતુ કાયદાની મીમાંસા અન્ય રીતે કરતા આવ્યા છે. તેઓ જનસમાજનાં વિધવિધ અંગોને સ્વીકારે છે. દ્રવ્ય-સંપન્ન, પૈસાવાળા, મજુરવર્ગ, કારીગરવર્ગ, વ્યવસ્થાપકો, કારભારીઓ, ખેડુતવર્ગ, કારખાનાંવાળા, ઇત્યાદિ અને આ ભિન્ન ભિન્ન અંગોની પરસ્પર અસર સારી કે ખોટી થાય છે એ વાત પણ સ્વીકારે છે. આ સર્વે અંગભૂત પ્રજાજનોની સુવ્યવસ્થિત સંઘટના કરવામાં એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે રાજ્યનો ધર્મ શો છે?

સરકાર કાયદા પ્રસિદ્ધ કરે છે, એટલે લોકકલ્યાણના માર્ગ વ્યક્ત કરે છે. સમાજશ્રેય શી રીતે સાધવું તેના રસ્તા બતાવે છે. આ પ્રમાણે કાયદા એ લોકકલ્યાણ કે સમાજશ્રેયનાં માર્ગદર્શક વિધિ—આજ્ઞા છે.

આ પ્રમાણે કાયદા ઘડવામાં આવે છે તેમાં આ જનકલ્યાણની માર્ગદર્શક આજ્ઞાઓ યોગ્ય ભાષામાં લોકની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે. સરકારે

અથવા રાજ્યે આ માટે કેટલાક સિદ્ધાંતો સ્વીકારવા જ જોઇએ.

પ્રત્યેક વ્યક્તિને પોતાનો અભ્યુદય સાધવામાં કાંઇ અડચણ નડવી જોઈએ નહિ, માત્ર એક વ્યક્તિના સ્વતંત્ર વર્તનથી ઇતર વ્યક્તિના વિકાસમાં હરકત ન આવે તેટલે દરજ્જે સ્વતંત્રતા ઉપર અંકુશ રહેવો જોઇએ.

પ્રત્યેક વ્યક્તિને વિચારની, કેળવણીની ને ધર્મની સ્વતંત્રતા હોવી જોઇએ.

વ્યક્તિ અને સમાજના વિકાસ માટે અનુકૂળ પરિસ્થિતિ રાખવી જોઇએ. પ્રત્યેક મનુષ્યને પોતાની વૃદ્ધિના માર્ગ વિષે ખાત્રી થાય એવા અનુકૂળ સંયોગો સરકારે કરી આપવા જોઇએ.

સામાન્ય કે વ્યક્તિની વાસ્તવિક ઉન્નતિને અપકારક, સ્વચ્છંદી આચરણનો નિષેધ કરવો જોઇએ. એકબીજા પ્રતિ કર્તવ્ય કર્મ કરાવવાં જોઇએ.

આ પ્રમાણે કરવામાં સરકાર નિષ્કાળજી રાખે તો છેવટ સરકારની સામે થઇ તે સરકારને નષ્ટ કરી અનુકૂળ સત્તા ઉત્પન્ન કરવાનો જનસમાજને હક્ક આપોઆપ રહે છે.

અનુભવથી સમજાય છે કે સંસારમાં પ્રત્યેકને કર્તવ્ય કરવાનું હોય છે. પ્રત્યેક પોતાનો વિકાસ કરવા પ્રેરાય છે. આવા વિધવિધ અંગોની એકબીજા પ્રતિની કૃતિથી સંસારની ઘટના ચાલે છે. આ પ્રમાણે એક બીજાના ધર્મના—કર્તવ્યના વર્તનના નિયમો એ જ જનસમાજના કલ્યાણ પ્રાપ્ત કરવાના માર્ગ હોવાથી કાયદા ગણાય છે. સરકારનો—રાજનો—ધર્મ એ શ્રેય સાધવાનો છે. આ પ્રમાણે સરકાર કાયદાને—ધર્મને આધીન છે. રાજ એ એક સાધન માત્ર છે. રાજ એ અંતિમ લક્ષ્ય ( final end ) નથી. સમય અનુસાર અંતિમ કર્તવ્ય સાધવાના માર્ગમાં ફેરફાર કરવો પડે છે. રાજની સર્વોપરી સત્તા આ લેખકો સ્વીકારતા નથી.

પ્રત્યેકને સંસારમાં પોતાની સ્થિતિ પ્રમાણે કર્તવ્યકર્મ કરવાનું હોય છે; કંઇ કંઇ ભાગ ભજવવાનો હોય છે; કંઇ કંઇ ફૂલ કરવાનું હોય છે; એ કર્તવ્ય કર્મ કરવાની પ્રત્યેકની ફરજ છે. આ શ્રેય—અભ્યુદય પ્રાપ્ત કરવા માટે જ સરકારની —રાજની આવશ્યકતા છે. આ પ્રમાણે રાજનું કર્તવ્ય સાર્વજનિક, કેટલીક સાર્વજનિક જરૂરીઆતો પુરી પાડવાનું હોય છે. દિનપ્રતિદિન આ જરૂરીઆતો વધતી જાય છે, જુદા જુદા પ્રકારની થાય છે અને વિશેષ આવશ્યક થાય છે. ધારા—એક્ટથી આનું કર્તવ્ય પ્રસિદ્ધ થાય છે; સાર્વજનિક જરૂરીઆત અમુક પ્રકારે, અમુક માર્ગે પુરી પાડવામાં આવશે એમ નક્કી કરવામાં આવે છે.

રાજકારભારીઓનાં કૃત્યો આ ધારાધોરણનો હેતુ સિદ્ધ કરવા માટે જ હોય છે. આ પ્રમાણે પ્રજાજનની માફક રાજ—સરકાર ધર્મને—કાયદાને આધીન છે. આ પ્રમાણે સરકાર રાજ્યનાં કૃત્યો માટે સંપૂર્ણ જવાબદાર છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સરકાર સર્વોપરી સત્તા નથી. સરકારનાં કૃત્યથી સમાજનું શ્રેય સધાય તો જ તે કૃત્ય વાસ્તવિક છે. સરકારનું કૃત્ય સારૂં છે કે નરસું છે એનો નિશ્ચય સમાજનું શ્રેય શું કૃત્યથી સધાય છે કે નહિ તેના ઉપરથી નક્કી થઇ શકે છે.

વિવેકબુદ્ધિથી પ્રજાજનની વિધવિધ પ્રકારની શારીરિક, માનસિક, નૈતિક કે આધ્યાત્મિક જરૂરીઆતો અમુક સરકારના કૃત્યથી વિશેષ રીતે પુરી પડી શકે છે કે તે કૃત્યથી તેમાં દખલ થાય છે તેનો ખાસ વિચારપૂર્વક નિર્ણય કરવો જોઇએ. જો તે પ્રકારની જરૂરીઆત પુરી પાડવાની પદ્ધતિને સ્વતંત્રતા રહેવી જોઇએ અને તે પ્રકાર તે તે વિષેના નિસ્પૃહી નિષ્ણાતોની સલાહથી નક્કી થવો જોઇએ.

આ પ્રમાણે ફ્રેન્ચ રેવોલ્યુશન ( ફ્રાન્સના રાજકીય પરિવર્તન ) ના સમયે બે સિદ્ધાંતો સ્વીકારવામાં આવ્યા હતા. એક તો પ્રથમ, રાજા જે ઇશ્વરી અંશાથી પૂર્ણ ગણાતા હતા અને તેથી સર્વોપરી સત્તાના ધારણ કરનાર તરીકે પ્રજાજનના આદરભાવને પાત્ર ગણાતા હતા, તેને બદલે જનસમાજ તે ઇશ્વરી સર્વોપરી સત્તાથી વિભૂષિત મનાવા લાગ્યો. અને બીજો સિદ્ધાંત એવો સ્વીકારવામાં આવ્યો કે પ્રત્યેક વ્યક્તિના નૈસર્ગિક જન્મસિદ્ધ હકો છે. તે હકો કરારથી બીજાને આપી શકાય તેમ નથી તેમ જ ભોગવટાથી વ્યક્તિના તે હકો નષ્ટ થઇ શકે તેમ નથી. આ બે સિદ્ધાંતો એકબીજાથી વિરૂદ્ધ હોઇ એકબીજાની મર્યાદા બાંધે છે. જનસમાજ—રાષ્ટ્રની શ્રેષ્ઠતા સ્વીકારવામાં આવે છે ને તેના હક્કો પ્રજાજનોથી વિશેષ ગણાય છે.

આ પ્રજાજનોની ઇચ્છા બર લાવવા માટે સરકાર એ એક પ્રતિનિધિ ગણાય છે. તે પ્રજાજનોને આજ્ઞાપત્રોથી સંગમમાં રાખે છે.

પ્રજાજનોના હકના રક્ષણ માટે જ રાજની સ્થાપના થએલી હોય છે. તેથી જ ડેકલેરેશન ઑફ રાઈટ્સ (હકોના પ્રતિપાદનના લેખ)ની બીજી કલમમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું કે "રાજકીય સંમેલનનો હેતુ મનુષ્યના જન્મસિદ્ધ અને અત્યાજ્ય (લઇ શકાય નહિ) એવા હકોનું રક્ષણ કરવાનો છે." તેથી જ સરકાર બહારના દુશ્મનોથી રક્ષણ કરવા માટે લશ્કરની અને આંતરિક શાંતિ માટે પોલિસની યોજના કરે છે. રાજ ને પ્રજાજનની તેમ જ પ્રજાજન અને પ્રજાજન વચ્ચેની તકરારોના નીકાલ માટે લાયક અને ન્યાયના પંથમાંથી ચળે નહિ એવાં અડગ ન્યાયમંદિરો—કોર્ટો સ્થાપે છે. આવી રીતની પ્રણાલિકા એ કેવળ ખોટો ભાસ, ખોટી કલ્પના છે.

વાસ્તવિક રીતે કેટલીક વ્યક્તિઓની ઈચ્છા સરકાર પ્રદર્શિત કરે છે. અને જે ઇસમો એ માર્ગને સ્વીકારતા ન હોય તેમની વિરૂદ્ધ સખ્તાઇના ઉપાયોથી તેમને માન્ય ન હોય એવા કાયદાને શરણ થવાની ફરજ પાડવાનો કંઇ હક્ક નથી.

આ પ્રમાણે રૂસોના સોશીઅલ કૉન્ટ્રેક્ટ—પ્રજા-સંઘના કરાર—ની વિચારશ્રેણી ઘણા લોકોએ રાજકીય બાઇબલ તરીકે સ્વીકારી છે; ને ફ્રેન્ચ રેવોલ્યુશનના પ્રવર્તકોની માર્ગદર્શિકા થઇ પડી હતી તો પણ તે માન્ય થઇ શકે તેવી નથી.

તેને નામે—સુધારાને નામે યૂરોપમાં રાજાઓને બદલે અમુક કુટુંબોએ કે અમુક મંડળોએ, મહાન વ્યક્તિઓએ કે સત્તાના લોભી કારભારીઓએ જોહા-જલાલી ચલાવી છે. તો પણ પ્રજાજનોને નવિન બેડીઓથી સત્તાના લોભીઓના ગુલામ બનાવેલા છે. વાસ્તવિક રીતે રાજ્ય કરવાને ઈશ્વરે સોંપેલી સત્તા નથી. પ્રજા પ્રજાજનોની જેટલે દરજ્જે જરૂરીઆતો ને માગણીઓ પુરી પાડી તેમનું શ્રેય સાધવામાં અનુકૂળતા કરી આપે તેટલે દરજ્જે તેમને રાજ કરવાની સત્તા છે. બીજી રીતે સરકારના કૃત્યોને કંઇ ખાસ બળ હોઇ શકે નહિ, તેમ જ તે કૃત્યોની કંઇ કીંમત નથી.

આ પ્રમાણે સર્વોપરી સત્તાને લીધે નહિ, પણ સાર્વજનિક સેવા કરવાના ગુણને લીધે જ રાજ કે સરકાર આદરને પાત્ર છે. સરકાર આજ્ઞા કરનાર સર્વોપરી સત્તા નથી; પરંતુ પ્રજાજનની સેવા કરનાર વ્યક્તિઓનું સમૂહ છે. અને જે સત્તા તેમની પાસે

આ પ્રમાણે અર્વાચીન રાજનો પાયો પ્રજાજનોની સેવા જ છે. પ્રજાજનોની સર્વોપરી સત્તા હતી તે તેમની સેવા માટે રાજા કે મહારાજાઓને પ્રજાના પ્રતિનિધિ—સેવક તરીકે મળેલી. પ્રજાજન પોતાની મીલકત ઉપર માલકી ધરાવે છે તે મીલકતનો પોતે ઉપભોગ કરે છે, બીજાને તે ઉપરનું સ્વત્વાર્પણ આપે છે, ને મરણ પછી તેના વારસોને તે મીલકત વારસામાં મળે છે. તે જ પ્રમાણે શિથિલ સમયમાં રાજાઓ પોતે પ્રજાના સેવક હોવાની વાત ભૂલી જઇને પોતે પોતાને માલીક માનવા લાગ્યા. પરિણામે રાજ્યને પોતાની બાપોતી મીલકત માનવા લાગ્યા, પોતાને જ સર્વોપરી સત્તાધારી માની સર્વને આજ્ઞા કરવાનો પોતાનો હક માનવા લાગ્યા. પરિણામે યૂરોપ-માં તેમ જ એશીઆમાં પોતે ગમે તેવો પોતાની મીલકત તરીકે ઉપયોગ કરવા લાગ્યા ને રાજ્યશોને વારસામાં આપવા લાગ્યા. રાજાની સત્તાની મંદતાને લીધે પ્રજા કે પ્રજાના નામે કરતાકારવતા અમલદારો રાજાની પેઠે જ રાજ્યોનો **મીલકત તરીકે** ઉપભોગ કરવા લાગ્યા.

પરંતુ હાલમાં દરેક પ્રજાનો પોતાનું શ્રેય સાધવાને અનુકૂળ રાજ્યપદ્ધતિ ધારણ કરવાનો હક્ક સ્વીકારવામાં આવે છે. સ્ત્રીઓના કે બાળકોના પણ વ્યક્તિગત સઘળા હક્ક સ્વીકારવામાં આવે છે. એક પ્રજાની બીજી પ્રજા પર તેની મરજી વિરૂદ્ધ કેવળ બળના પ્રતાપે રાજ કરવાની સત્તા સ્વીકારવામાં આવતી નથી. અને એક બીજી પ્રજાનો ધર્મ વસુધા એવ કુટુમ્બકં —એ સૂત્ર અનુસાર એક બીજા પ્રતિ પ્રેમ ને આદરથી પરસ્પરના કલ્યાણના માર્ગે મદદ કરવા તત્પર રહેવાનો ધર્મ સ્વીકારવામાં આવે છે, તે સમયમાં માલીકના હકની વિચારશ્રેણી નિર્બળ થતી જાય છે. એ વાત ખરી છે કે યૂરોપના પ્રદેશોમાં રાજ્યની સર્વોપરી સત્તા સાથે વ્યક્તિની સ્વતંત્રતા સ્વીકારવામાં આવતી, તો પણ ચુંટી કાઢેલા સભાસદોની પાર્લામેન્ટનો પણ કંઇ વિશેષ અર્થ નથી; કારણ કે પાર્લામેન્ટના કે કાયદા કરનાર સઘળા સભાસદો પ્રજાએ ચુંટી કાઢ્યા હોય તો પણ જોઇન્ટ સ્ટોક પેઢીઓના ડાયરેક્ટરો—ચાલકોની પેઠે છુટા છવાયા સભાસદોનો કંઇ ધડો હોતો નથી; અને ચુંટણીના નિયમોમાં જાણે અજાણે રાખેલી બારીઓથી પ્રજાજનનો ખરો અવાજ રજુ થઇ શકતો નથી, અથવા ચુંટણીની પદ્ધતિમાં શ્રેષ્ટ પંક્તિના પ્રજાજન કરતાં ધાંધલીઆઓ

(૪) કરારો પણ કાયદા પ્રમાણે બંધનકારક થાય છે. હાલ પણ ઈંગ્લાંડમાં કિંગ ઇન પાર્લામેન્ટ—પાર્લામેન્ટની સંમતિથી રાજાએ કરેલાં કૃત્યો માટે સરકારની જવાબદારી ઉત્પન્ન થતી નથી. માત્ર સંસ્થાએ કરેલા કાયદા તેમના બંધારણના કાયદા વિરૂદ્ધ છે કે કેમ તેનો નિર્ણય પ્રિવી કાઉન્સિલ કરે છે. અમેરિકામાં પસાર થએલા કાયદા બંધારણના કાયદા વિરૂદ્ધ છે કે કેમ અને યોગ્ય અધિકારથી થએલા છે કે કેમ એ વાતનો સુપ્રિમ કોર્ટ—વરિષ્ટ અદાલત નિર્ણય કરી શકે છે.

ફ્રાન્સમાં પસાર થએલો કાયદો કાયદેસર છે કે કેમ એનો નિર્ણય કરવાની કોઈ પણ કોર્ટને સત્તા નથી; અથવા તે કારણથી તેનો અમલ કરવા કોઈ પણ કોર્ટ ના પાડી શકતી નથી.

પરન્તુ આવા કાયદાનો ફરી વિચાર થવાની પદ્ધતિનો કંઇ અંશે સ્વીકાર કરવા તરફ વલણ જણાય છે. અને એ વલણને ફ્રાંસની વડી અદાલત (સુપ્રિમ કોર્ટ), પ્રોફેસર બાર્થેલેમી, મિ. હોરીઓ, ઇત્યાદિ લેખકો અનુકૂળ છે.

જર્મનીમાં પણ ઘણા કાયદાના નિષ્ણાતો કાયદાના કાયદેસરપણાનો કોર્ટોથી નિર્ણય કરવાની તરફેણમાં છે એમ પ્રો. લુબાન્ડ જણાવે છે. અને નવિન બંધારણમાં તો તે માટે સ્પષ્ટ યોજના કર્યાનું પણ સમજાય છે. હાલના સમયમાં યુરોપના ઇતર દેશોમાં અને તુર્કીમાં પણ આ વલણ સ્વીકારવામાં આવતું જાય છે.

મ્યુનિસિપાલિટીઓ, પંચાયતો, યુનિવર્સિટી, સ્ટોક એક્સ્ચેન્જ વગેરે બોર્ડોના નિયમથી પણ કર્તવ્યના પ્રદેશ પ્રમાણે ભિન્નભિન્ન નિયમો કરવાની સત્તા ધરાવે છે. અને પોતાના અંગથી કરવાની સેવામાં નિયમન માટે ધારાનિયમ ઘડે છે.

સ્વતંત્ર સંસ્થાઓને પોતાનું બજેટ અને કાર્યક્રમ હોય છે. તેઓ સ્વસત્તાક કાયદાથી સ્વીકારેલી સંસ્થાઓ છે, અને પોતાનો કાયદો કરવા હકુમત ભોગવે છે. તેમના નિયમોનો હેતુ, તેમના બંધારણ અને કર્તવ્યકર્મની વ્યવસ્થા અને મર્યાદા માટે જ છે. આ પ્રમાણે કાયદો રાજાનાથી જ પ્રતિપાદિત થવો જોઇએ, એમ કંઇ નથી. પ્રજાકીય કાયદાથી સંસ્થાનો કાયદો ભિન્ન હોય છે.

સંસ્થાને સમાજસેવા કરવાની શક્તિ છે. અને તે તેના અવયવો દ્વારા તેની શક્તિનો સમાજસેવામાં ઉપયોગ કરે છે. તેમની શકિતની મર્યાદા પણ તે જ નિયમોથી નિશ્ચિત થાય છે. આ પ્રમાણે કાયદા વિષેના જુના વિચારો ચલિત થએલા સમજાય છે. સરકારનો કાયદો પ્રજાની જરૂરીઆત પુરી પાડે છે. અને અર્વાચીન સમાજનાં અંગોના પરસ્પર સહકાર ને સહાયની સુવ્યવસ્થા કરી આપે છે. આ પ્રમાણે કાયદો જેટલે અંશે સમાજની સેવા કરે છે તેટલે જ અંશે તે કાયદો સન્માનને પાત્ર છે.

સર્વોપરી સત્તાની આજ્ઞા એ જ કાયદો, એવા કાયદાના વિચારથી રાજા અને પ્રજા વચ્ચે કરાર હોવાથી કાયદા બંધનકારક છે એ વિચાર વિરૂદ્ધ છે. સર્વ પ્રજાએ રાજા જોડે કરાર કર્યો કે રાજાનો તથા તેના સહાયક વર્ગનો નિભાવ પ્રજાએ કરવો. અને રાજાએ પોતાની પાસે યોગ્ય અમલદારો રાખી લોકોનું દુશ્મનોથી રક્ષણ કરવું. અને ત્યારથી લોકોની અંદરઅંદર હક તથા ધર્મો પાળવાને શાન્તિ જાળવવી એ કરારાત્મક રાજભાવનાનો વિચાર છે. તે વિચારશ્રેણિ પણ રાજઆજ્ઞા તે જ કાયદો એ તત્ત્વથી કંઇક અંશે વિરૂદ્ધ છે.

વળી ખાનગી ઇસમ પ્રજાની જરૂરીઆત પુરી પાડવા કરાર કરે છે. રેલ્વે, ઇલેક્ટ્રિક કંપનીઓ, ઇત્યાદિ અને તે માટે તે સાર્વજનિક જરૂરીઆત કેવી રીતે પુરી પાડવી, પ્રજાજનોએ શું શું કરવું અને કંટ્રાક્ટર કે કંપનીએ શું શું કરવું ને તે મંડળ કે તેનાં વિધવિધ અંગોએ શી રીતે પોતાનો ધર્મ પાળવો ને સમાજસેવા કરવી તે માટે પણ કાયદો ઘડવામાં આવે છે. આવી રીતે જ કાયદાઓ સાર્વજનિક જરૂરીઆત પુરી પાડવાની વ્યવસ્થા માટે અને સમાજસેવા માટે ઘડાય છે.

રાજઆજ્ઞાત્મક કાયદાના વિચાર અનુસાર સરકારી અમલદારનું કૃત્ય સર્વોપરી સત્તાના સેવક કે પ્રતિનિધિ તરીકેનું ગણાય છે. ને પરિણામે રાજાની પેઠે જવાબદારીમાંથી નીકળી જવા માગે છે.

પ્રજાસેવાત્મક કાયદાના વિચાર પ્રમાણે દરેક અમલદારનું કૃત્ય સામાજિક કલ્યાણ માટે છે કે નહિ અને સામાજિક કલ્યાણ લક્ષમાં રાખી સેવાની શુદ્ધ બુદ્ધિથી કરેલું છે કે કેમ એટલો જ પ્રશ્ન વિચારવાનો હોય છે. તે પ્રમાણે ન હોય તો તે પ્રજાને જ જવાબદાર છે. ને એક પ્રજાજન બીજા પ્રજાજનને તેણે પોતાનું કૃત્ય બરાબર કર્યું ન હોય કે વર્જ્યું કર્યું હોય તે માટે જવાબદાર ગણે છે ને તેની પાસેથી

નુકસાની લે છે. તે જ પ્રમાણે અમલદારને જવાબદાર ગણી શકે છે અને નુકશાની માગી શકે છે.

બીજો કોઇ ઉદ્દેશ અમલદારનો હોય તો તે તેની સત્તાનો દુરૂપયોગ જ છે. જો ઉદ્દેશ સારો હોય પરન્તુ તેની સત્તાની બહાર હોય તો પણ તે સત્તાનો દુરૂપયોગ જ ગણાય. આ પ્રમાણે અમલદારના કાર્યમાં હેતુ અને સામાજિક સેવા એ વિશેષતઃ લક્ષમાં લેવાં જોઇએ. પબ્લિક (જાહેર) અને ખાનગી કાયદાનું વલણ કરારનો પ્રદેશ સંકુચિત કરવાનું હોય છે અને તેને બદલે સમાજની સેવા થાય એવી એકદેશીય યોજનાઓ તરફ હોય છે. આ એક બાજુએ કાયદા સમાજસેવાત્મક હોવાનું જ પરિણામ છે અને બીજી બાજુ કાયદાના ઉદ્દેશની વધતી જતી અગત્યને અંગે છે.

આ પ્રમાણે કાયદો અમુક પ્રકારની સામાજિક સેવા ઉત્પન્ન કરે છે, વ્યવસ્થિત કરે છે અને પુરી પાડે છે. દરેક કારોબારી કૃતિ, અમલદારનું વ્યક્તિવિશિષ્ટ કૃત્ય સમાજની સેવા કરવા માટે જ હોવું જોઇએ અને તે કાયદાને અનુસાર કરવું જોઇએ. આ પ્રમાણે તેનો દુરૂપયોગ કે વર્જન જો તે વ્યક્તિની જવાબદારી ઉત્પન્ન કરે છે: અને દરેક કૃત્ય અદાલતોની સત્તાને આધીન હોવું જોઇએ અને પ્રજાને અમલદારનાં કૃત્ય વિરૂદ્ધ ન્યાય મળવા સરળ બિનખરચાળ માર્ગ હોવો જોઇએ.

ફ્રાન્સમાં ત્રીસ દોકડા ( લગભગ પાંચ આના ) ના સ્ટેમ્પ ઉપર પ્રેસિડન્ટથી તે પટાવાળા સુધીના સરકારી અમલદારો વિરૂદ્ધ દાદ સારામાં સારા સાત ન્યાયાધીશોની અદાલતથી મળે છે. માત્ર દેશપરદેશના દૂતોનાં રાજદ્વારી ( ડિપ્લોમેટિક ) કૃત્યો બાતલ રાખેલાં છે.

સરકારના નામથી કરેલાં કૃત્યો માટે સરકાર જવાબદાર છે?

રાજઆજ્ઞાત્મક કાયદાના વિચાર પ્રમાણે સર્વોપરી સત્તા, રાજા, રાજ્ય, પ્રજા જવાબદાર થઇ શકે નહિ; માત્ર અમલદારને જ કંઇક અંશે દુષ્ટ બુદ્ધિના વર્તન માટે જવાબદાર ગણવામાં આવે છે. સર્વોપરી સત્તા-સરકાર અને બીનજવાબદારી એ એ વિચારમાં આવશ્યક વિચારો છે. અમલદારો પણ સરકારના પ્રતિનિધિ છે, રાજ્યના અંગ છે, માટે તે પણ જવાબદાર ગણી શકાય નહિ એવું પરિણામ આવે છે; પણ સામાજિક સેવાત્મક કાયદાની વિચારદષ્ટિએ જોતાં પ્રત્યેક અમલદાર પોતાના કૃત્ય માટે જવાબદાર છે તેજ પ્રમાણે રાજા, રાજ્ય કે પ્રજા પણ મુખ્ય ( પ્રિન્સિપલ ) તરીકે જવાબદાર ગણાવાં જોઇએ.

ખાનગી ઇસમો કે કંપનીના સાર્વજનિક હિત વિરૂદ્ધના ન હોય એવા ધંધાને નુકશાનકર્તા, ધારાસભાના કાયદા અને કૃત્યો માટે વળતર આપવામાં આવે છે.

ફ્રાન્સમાં ( ફોજદારી કાયદાની ક. ૪૪૬ ) કોઇ આરોપીને નીચલી અદાલતે શિક્ષા કરી હોય, અને વિવાદમાં તે નિર્દોષ માલુમ પડે તો તેની અરજ ઉપરથી વિવાદ અદાલત નુકશાની અપાવે છે; અને ખાનગી ઇસમો વિરૂદ્ધ વિવાદ હોય તો તે ખાનગી ઇસમ આપે છે; ને સરકારી અમલદાર વિરૂદ્ધ ફર્યાદ હોય તો રાજ્ય તે નુકશાન આપે છે. સરકાર તે ભિન્ન ભિન્ન પ્રકારની રાજ્યની થતી સામાજિક સેવાના ખાતાંથી બનેલી છે, અને તે સર્વના કલ્યાણ માટે છે. જો આ સાર્વજનિક સેવાથી કોઇ વ્યક્તિને વિશેષ નુકશાન થતું હોય તો સરકારની ત્રીજોરીએ તે બોજો સહન કરવો જોઇએ. ખોટી રીતે ખાનગી ઇસમોને પકડવામાં આવે, તેમને કેદમાં રાખવામાં આવે, અદાલત જામીન ઉપર છોડવા ના પાડે કે શિક્ષા કરે, પરંતુ વિવાદ અદાલતથી તેઓ છેવટ નિર્દોષ ઠરે તો રાજ્યે તેમને પૂરતી નુકશાની આપવી જ જોઇએ; એવી જવાબદારી સરકાર માથે ન હોય ત્યાં વ્યક્તિઓને કેવો કેવો ત્રાસ થાય છે તે સુવિદિત છે. રાજ્ય નોકરને ગેરવ્યાજબી રીતે નોકરીમાંથી કાઢી મૂકે, તે માટે પણ તેને માથે જવાબદારી રહેવી જોઇએ. વળી ખાનગી ઇસમનો કાંઈ દોષ કે બેદરકારી ન હોય તો સરકારી અમલદારમાં દોષ છે, એમ અનુમાન કરવું જોઇએ. સરકાર અમલદારોનાં કૃત્ય માટે જવાબદાર ગણાવી જોઇએ; તે જ પ્રમાણે તેમણે કરેલા કાયદાકાનુનો, ધારા કે નિયમો માટે પણ જવાબદાર ગણાવી જ જોઇએ.

અમલદારની પોતાની જવાબદારી કેટલે અંશે ગણવી જોઇએ ? ઉપર જણાવ્યા પ્રમાણે રાજઆજ્ઞાત્મક કાયદો વિચારની દષ્ટિએ અમલદાર પોતે રાજ્યના પ્રતિનિધિ તરીકે જવાબદાર થઇ શકે નહિ. ઉલટું રાજાને ઈશ્વરી અંશ ગણવામાં આવે કે સમાજ પરમેશ્વરી સત્તાનું પાત્ર ગણવામાં આવે તે પ્રમાણે પોતે પણ તેમના પ્રતિનિધિ તરીકે શ્રેષ્ઠ પુરૂષમાં ખપવા માગે છે. ને કાયદા

કાનુન તેને હાથે કરવાના હોવાથી પોતાના શિર ઉપરથી સર્વ જવાબદારી દૂર કરવા યત્ન કરે છે. હવે સામાજિક સેવાત્મક કાયદાના વિચારની દૃષ્ટિએ તો અમલદાર એ સામાન્ય પ્રજાની માફક કાયદાને આધીન છે. રાજા, રાજ, પ્રજા, કે સરકાર પણ આધીન છે. વિશેષતઃ અમલદાર સેવક હોવાથી ને પ્રજાજનો તેના નિર્વાહ કરનાર હોવાથી તેણે પ્રજાજન પ્રતિ સેવકની દૃષ્ટિએ અદબ રાખવી જોઇએ; અને જેવી રીતે ઇતર સેવકો સોંપેલું કામ ન કરે કે તે કરવામાં પ્રમાદ કરે કે દુરૂપયોગ કરે તે માટે શિક્ષાને તથા નુકશાની ભરવાને પાત્ર થાય છે, તે જ પ્રમાણે દરેક અમલદાર (પ્રધાન, અમાત્ય, ઈ. થી માંડીને પટાવાળા સુધી) જવાબદાર ગણાવો જ જોઇએ; અને પરિણામે પ્રધાનો, વૉઇસરોય, ગવર્નરો, કે કાઉન્સીલરો કે અમલદારોને જવાબદારીમાંથી બાતલ રાખવા કે દીવાની અદાલતોની સત્તામાંથી મુક્ત રાખવા માટે જે કાયદા કાનુનો હોય તે રદ કરવા જોઇએ; ને પ્રજાજનોની સ્વતંત્રતા ઉપર અંકુશ રાખનારા, ને સામાન્ય અદાલતોની હકુમતથી બાતલ કરનારા સઘળા કાયદા કાનુનો નિરર્થક ગણાવા જોઇએ. તેમ જ તેગને જવાના પગાર, મુશાહિરા, મકાનો કે ઇતર લવાજમ વગેરે જે તે અમલદારને પ્રજાની સેવા કરવા માટે જેટલાં આવશ્યક હોય તેટલાં જ રાખવાં જોઇએ; બાકીનો શહેનશાહી દૃષ્ટિથી રાજઆજ્ઞાત્મક કાયદા વિચારની દૃષ્ટિએ રાખેલો સઘળો ખર્ચ નામંજુર કરવો જોઇએ, ને આડંબરનાં ચિહ્નો દૂર કરવાં જોઇએ.

પ્રેસિડન્ટ ક્લેમાંસોએ ૧૯૦૩માં સેનેટર તરીકે ભાર મૂકીને જણાવ્યું હતું કે પ્રજાજનોની સ્વતંત્રતાની ખાત્રી (ગેરન્ટી) ખાતર ન્યાયાધીશોને પણ સારાસારનો વિચાર કરી જવાબદાર ગણવા જ જોઇએ. પરિણામે કારભારી, કે અદાલતોના અમલદારો પોતાની સત્તાને અંગે ખાનગી ઇસમોને ગેરવ્યાજબી જે જે નુકશાન કરે તે માટે જવાબદાર ગણવા જોઇએ. તેથી રાજ્યના કોઈ પણ અમલદાર વિરૂદ્ધ ખાનગી ઇસમને અદાલતોમાં કામ ચલાવવા સામે કોઇ પણ પ્રકારનો અંકુશ રાખવો જોઇએ નહિ.

આ પ્રમાણે દરેક કૃત્ય માટે અમલદાર જવાબદાર ગણાવો જોઇએ અને સરકારના પ્રતિનિધિ તરીકે સરકારે માથે લીધેલાં કામને અંગે જે જે કૃત્યો કરેલાં હોય તે માટે સરકારને પણ જવાબદાર ગણવી જોઇએ. આ રીતે સરકારનું કર્તવ્ય છે કે અમુક પ્રકારની સામાજિક સેવાની સુવ્યવસ્થા કરવી, તે સેવા જારી રાખવાનું નિયમસર બની શકે માટે નિયમન કરવું.

સામાજિક કાયદો એટલે પબ્લિક હો અમુક પ્રકારની સેવાની સુવ્યવસ્થા અને નિયમન અર્થે આવશ્યક નિયમોનો બનેલો હોય છે.

કાયદો એ સરકારની આજ્ઞા નથી, પરંતુ સમાજની અમુક પ્રકારની સેવાના નિયમ છે. અમલદારનું કૃત્ય એ હુકમ નથી. હુકમની અમલ બજાવણી નથી; પરંતુ સામાજિક સેવા છે, સામાજિક સેવા માટે કરેલા નિયમોના પાલન અંગેનું કૃત્ય છે. જો આ કૃત્ય નિયમનો ભંગ કરતું હોય તો તે કૃત્યનું પરિણામ રદ કરાવવા તેને લાગતા વળગતા દરેક ઇસમને હક્ક છે. માત્ર અમલદારના દોષ માટેની જવાબદારી સરકારની છે એમ નહિ પરંતુ પ્રજાજનના પૈસાથી પ્રજાજનનાં સુખનાં આશ્વાસન તરીકે કંટ્રાક્ટર માફક જ સરકારની જવાબદારી છે. સેવા કરતાં જે કાંઇ જોખમ હોય તે માટે પણ સરકારની, અમલદારની પ્રજાજન પ્રતિ જવાબદારી છે.

જો અમલદાર પોતાના અધિકાર બહારનું કૃત્ય કરે તો તેને જાતે જવાબદાર ગણવો જોઇએ. અને અધિકારમાં બદદાનતથી કૃત્ય કરે કે કરવાનું વર્જન કરે અને પરિણામે પ્રજાજનને નુકસાન થાય તો તેને માટે પણ તેને જવાબદાર ગણવો જોઈએ. તેમ જ અધિકારનો ઉપયોગ કરવામાં ગાફેલને ગેરવાજબી રીતે નુકસાન થાય તો તે માટે પણ રાજને જવાબદાર ગણવું જોઇએ.

આ પ્રમાણે રાજસત્તાને સર્વોપરી અને બિનજવાબદાર ગણવી વાસ્તવિક નથી તેમ જ એ વિચારશ્રેણીને અનુસરી રાજકારભારીઓ કે અમલદારોને રાજસત્તાના અંગો ગણી બિનજવાબદાર ને કેવળ માનને પાત્ર ગણવા પણ વાસ્તવિક નથી. પરંતુ રાજસત્તા ને અમલદારો લોકકલ્યાણ માટે પ્રજાના સેવકો છે એમ જ માનવું જોઇએ, અને પરિણામે જેટલે અંશે પ્રજાજનનાં કલ્યાણ ને અભ્યુદય તત્પરતા ને ભાવથી સાધી શકે તેટલે જ અંશે માનને પાત્ર ગણાવા જોઇએ.

કાયદો એ પણ એક લોકકલ્યાણનું સાધન છે, લોકસેવાનું કવચ છે. લોકને પીડવા માટે નથી, પણ લોકકલ્યાણનો માર્ગદર્શક છે. અને જેટલે અંશે

લોકકલ્યાણ સાધી શકે તેટલે જ અંશે આદરને પાત્ર છે. કાયદા કરતાં વિશેષ ઉપયોગી જીવન છે. કાયદેસર સુવ્યવસ્થા અને શાંતિ એ દિનપ્રતિદિન ઉત્તમોત્તમ જીવનની રહસ્યપ્રાપ્તિ અર્થે છે. સુલેહ અને શાંતિના નામે આદર્શ જીવનના ઉપાસકોનું બલિદાન આપવું એ વાસ્તવિક નથી જ.

આ વિચારો આપણા આર્ય જીવનમાં ધર્મસંજ્ઞાથી પ્રચલિત છે. ધર્મથી જ પ્રજાજન અને પ્રજાજન વચ્ચેનો, માબાપ અને સંતતિ વચ્ચેનો, રાજા ને પ્રજા વચ્ચેનો આચાર વ્યવહાર નિર્માણ કરવામાં આવતો.

ધર્મનો પાયો ઋત સત્ય છે. તે જ જીવન ને સમાજનો નિયામક છે. યુગ, વર્ણ, આશ્રમને અંગે તે જ છે. તેને અનુસરીને જ સર્વની વ્યવસ્થા છે. ધર્મનું ઉલ્લંઘન થાય છે ત્યારે જ પ્રજાજનોને દાવા કે ફરિયાદ કરવી પડે છે, લોકોને રાડ પાડવી પડે છે. ધર્મના રક્ષણ માટે જ રાજા અને રાજસેવકોની યોજના છે. ધર્મના રક્ષણ માટે અને અધર્મને દંડ દેવા માટે જ રાજસત્તા છે. રાજા અને રાજસેવકોનું કામ ધર્મનું પાલન કરવાનું છે. અને તેઓ પણ ધર્મને શરણ છે. ધર્મથી જ શ્રેયસિદ્ધિ થાય છે. આ પ્રમાણે ધર્મશાસ્ત્રોમાં રાજા કાયદાને શરણ છે કે કાયદો રાજાને શરણ છે એ પ્રશ્નનો ઉત્તર છે. રાજા કહે તે કાયદો એ આપણા ધર્મશાસ્ત્રને માન્ય નથી. પણ રાજાઓ ધર્મ માટે દંડ ધારણ કરવાનો છે. ને ધર્મનો લોપ થાય તો રાજા તેના કુટુંબ સાથે નષ્ટ થાય છે એમ મનુ ભગવાનનું વચન છે. આ વિચારશ્રેણીએ પણ રાજસત્તા એ સર્વોપરી સત્તા નથી પણ તેના ઉપર ધર્મને માનેલો છે. તેમ જ પ્રજાજનોના પણ અત્યાજ્ય (ઈનએલીએનેબલ) હક્કો નથી. રાજા અને પ્રજા બંને ધર્મને શરણે છે, અને અધર્મે ચાલે તો પ્રાયશ્ચિત્તના અધિકારી છે. આચાર તથા વ્યવહારની ધર્મથી સુવ્યવસ્થા છે. આ પ્રમાણે પ્રજાકલ્યાણ—ધર્મની સિદ્ધિ માટે રાજા ને રાજપુરુષોની યોજના છે. તેઓ સામાજિક અભ્યુદયના ટ્રસ્ટી માત્ર છે,

અમલદારો રાજસત્તાના બીનજવાબદાર અંગો નથી. રાજાથી સીપાઇ સુધી બધા ધર્મના દૂતો છે; ને તેઓ ધર્મથી પ્રજાપાલન માટે નિમાએલા હોઇ સારાં નરસાં કામ માટે જવાબદાર છે. ધર્મ સનાતન છે. દેશકાલ અને સમાજની સ્થિતિ અનુસાર લોકકલ્યાણ માટે જે જે કરવું જોઇએ તે તે બધું કરવા માટે ધર્મ નિત્ય નિયામક છે. તે પ્રાણી માત્ર માટે છે. સૂર્ય ચંદ્ર ને તારા પણ તેને વશ છે; તો ગરીબ માનવી—રાજા કે રંક તેની સત્તાથી દૂર નથી.

આ વિચારશ્રેણીથી રાજસત્તાથી કાયદો કરવાનું રહેતું નથી. બહુમતિથી અલ્પમતિ ઉપર જય મળતો નથી. પરંતુ વેદવિશારદ, રાગદ્વેષથી મુક્ત, લાભઅલાભથી વિરક્ત, આચાર ને વિચારમાં શુદ્ધ શિષ્ટ જનો જ તેના માર્ગદર્શક છે.

આ માટે જ સ્મૃતિમાં ચતુર્વર્ણ, ચાર આશ્રમના ધર્મો, રાજાના ધર્મો, વ્યવહાર આચાર અને પ્રાયશ્ચિત્તની દિશાઓ બતાવેલી છે. અને રાજાને પણ કર માત્ર લોકકલ્યાણ માટે જ—ધર્મના રક્ષણ અર્થે જ લેવા ફરમાન કરેલું છે.

અધર્મથી રાજાઓ કુટુંબ અને સંપત્તિ સાથે નાશ પામે છે. પ્રત્યેક વ્યક્તિને જીવવાનો, અધ્યયનનો, લગ્નનો હક ધર્મથી છે. જીવનો શિવ બનવા જેટલો હક ધર્મથી છે. ધર્મથી વિરુદ્ધ ન હોય ત્યાં સુધી કોઇ રાજસત્તાને તેને અટકાવવાનો હક નથી.

દરેક જાતિને અને વર્ણને પોતાનો ધંધો કરવાનો હક હતો. તે માટે એકઠા થઇ પોતાને અનુકૂળ નિયમો કરવા હક હતો. અને એવા નિયમો રાજપુરુષોને પણ ધર્મ તરીકે સ્વીકારવા પડતા.

કૉન્સ્પીરસીના કાયદા નીચે ટ્રેડ યુનીઅનોને જે હાડમારી પશ્ચિમના દેશોમાં ભોગવવી પડી હતી તે આ દેશમાં નહોતી.

વળી જેમ દરેક મનુષ્યને પોતાના કર્મનાં ફળ ભોગવવાં પડે છે તે ધર્મના કાયદાના ઉલ્લંઘન કરનારને શિક્ષા થાય છે, તે જ પ્રમાણે દરેક પ્રજાસંઘ—નેશનને પ્રાણીમાત્રની સેવામાં નિરંતર સમર્પણ માટે અને અને પરમાત્માપ્રીતિ અર્થે માનવામાં આવતો.

અલબત્ત, આ આદર્શરૂપ વ્યવહારમાં જોવામાં આવતું અને ભારતવર્ષના રગેરગમાં વ્યાપી રહ્યું હતું. પરંતુ અમુક સ્થળે સ્વપ્નવત્ થતું ગયું, ને કેટલાક સત્તાધીશો—દેશી અને વિદેશી—રાજ્યને પોતાના બાપદાદાની બાહુબળથી મેળવેલી ખાનગી મિલ્કત સમજવા લાગ્યા અને પરિણામે પોતાના સ્વચ્છંદ ને સ્વાર્થ માટે રાજ્યનું ઉત્પન્ન વાપરવાનો હક માનવા લાગ્યા.

અને છેલ્લા મહાન યુદ્ધ વખતે અમુક રાજપુરુષો પોતાને સમાજના પ્રતિનિધિ રૂપ માની લઈ ધર્મ કે

અધર્મથી વ્યક્તિજીવન ને સમાજના વ્યવહારો ઉપર સ્વચ્છંદી અંકુશો મૂકી મનગમતું કરવા લાગ્યા—પણ તે પ્રજાના કલ્યાણને બહાને.

સઘળા ધર્મ એ જનસેવાના નિયમો હતા. પ્રત્યેક ઇસમનું જીવન સમાજસેવા માટે જ મનાતું.

જ્ઞાન, સંપત્તિ, ક્ષત્રિતેજ, અને સ્થાવર જંગમ મિલકત વ્યક્તિના કે સંતતિના કે સમાશ્રિતોના એશઆરામ માટે નથી. સૌને પોતપોતાનાં કર્મનાં ફળ ભોગવવાં પડે છે. અને જર્મન પ્રજાને તેના પૂર્વ નાયકોનાં કર્મનો,—પ્રજાનું નિરંતર અસ્તિત્વ (પરસોનેલીટી) સ્વીકારી—દંડ કરવામાં આવે છે. તે જ પ્રમાણે પ્રત્યેક દેશને માટે પણ ધર્મનું પાલન કરવાનું હોય છે.

એક પ્રજા અને બીજી પ્રજા વચ્ચે પણ ધર્મથી જ વર્તન થવું જોઇએ. અને એ શબ્દથી પ્રજામાત્રનું —મનુષ્યમાત્રનું કલ્યાણ—અભ્યુદય સધાય તેને જ ધર્મ-- કાયદો માનવો જોઇએ. અને રાજસત્તાધીશો કે તેના કારભારીઓએ પ્રજાને પોતાની મા—પોતાની અન્નદાતા ગણી માનની દૃષ્ટિથી સેવા કરવી જોઇએ અને ગરીબ કે રંક પ્રજાજનોની દરેક અમલદારે પોતે અતિ આતાંકિત નમ્ર સેવક તરીકે સેવા નોકરી બજાવવી જોઇએ. આ પ્રમાણે થાય તો રાજસેવકો અને પ્રજાજનની વચ્ચેના વ્યવહારો કેટલા સરળ અને સુખદાયક થઈ પડે! તે જ પ્રમાણે એકબીજાનો સ્વાર્થ સાધવા અર્થે રાજદૂતો—ડીપ્લોમેટીક કોર—નો ઉપયોગ ન કરવો જોઇએ પરંતુ પ્રજા પ્રજા વચ્ચેના વ્યવહારો જનસમાજને વિશેષ ઉપકારક થાય તે અર્થે જનતાના સેવક તરીકે જ કર્તવ્ય કરવું જોઇએ. એક માણસ પોતાનો હાથ બીજા ઉપર મારવાને ઉગામે તેને બદલે હાથમાં હાથ મીલાવી વંદેમાતરમ્—Hail Humanity! —નો પોકાર કરે તે જ પ્રમાણે પ્રત્યેક પ્રજાના રાજદૂતોએ —નોકરોએ બીજી પ્રજાને ડચડવા કે ફોલી ખાવાના પ્રયત્ન કરવાને બદલે શુદ્ધ અંતઃકરણે વંદેમાતરમ્‌ના વિચારથી બીજી પ્રજાના રાજદૂતો સાથે મળી જનસેવાનું કામ ધર્મથી કરવું જોઇએ. ધર્મ અથવા કાયદો એ અચલ ધ્રુવ છે. તે દૃષ્ટિથી ભિન્ન ભિન્ન સમયે કાયદા બદલાવા જોઈએ. હવે કાયદા મળે પ્રતિનિધિ કેવા જોઇએ, અને કેવા કાયદાને પ્રજાએ માન આપવું જોઇએ અને કેવા પ્રસંગે સત્યાગ્રહ કરવો જોઇએ, અને સત્યાગ્રહ કોણે નિર્માણ કરવો જોઇએ એ પ્રશ્નો અન્ય પ્રસંગે વિચારીશું. પ્રજા એ મહાન સૌમ્ય શક્તિદેવી છે. પરંતુ પ્રસંગોપાત સેવકો સેવક મટી માલીક થાય છે ત્યારે મહારુદ્ર રક્તસ્વરૂપ ધારણ કરી એ મહાકાલી મહાદેવી કેવી રીતે રાક્ષસી રાજસત્તાનો પરાજય કરે છે એ દૃષ્ટાંતોનું કાયદાની—ધર્મની દૃષ્ટિએ, યોગ્ય સમયે અવલોકન કરીશું.

મૃણાલનંદ

# અસહકાર અને સમાજસુધારો

ગુજરાતના વિચારશીલ સ્ત્રી પુરુષોના મત જાણવા માટે ઉપર બતાવેલા વિષયને લગતી એક પ્રશ્નાવલી મોકલવામાં આવી હતી અને તેના ઉપર થોડીક ચર્ચા થઇ ગઇ છે. પણ તે ચર્ચાને ચોક્કસ દિશા આપવા માટે હું મારા અભિપ્રાય દર્શાવું છું.

આપણા દેશની ઉન્નતિ માટે કયો સુધારો પહેલો કરવો—રાજકીય કે સામાજિક? ખરું જોતાં આ પ્રશ્નથી ગેરસમજુતી ઉભી થાય છે. રાજકીય અને સામાજિક બન્ને પ્રવૃત્તિ સાથે સાથે એક જ વખતે વધવી જોઇએ; અને બન્ને દિશામાં સુધારા એક જ વખતે થવા જોઇએ. પણ જે પ્રશ્ન પુછવામાં આવ્યો છે તેનું કારણ નીચે પ્રમાણે છે.

જ્યારે હિંદી પ્રજાએ રાજકીય સત્તા તથા હકોની માગણી કરવાની શરૂઆત કરી ત્યારે અંગ્રેજ સરકારે એક ખોટું બહાનું બતાવ્યું કે પહેલાં તમારા સમાજ તથા સાંસારિક જીવનમાં જે અન્યાય, અસત્ય, ખરાબ રીતરિવાજો અને ખોટા વ્હેમો છે તે દૂર કરો. તમારું આંગણું પહેલું સાફ કરો, સામાજિક વ્યવસ્થા સુધારીને

પછી રાજકીય સત્તા ભોગવવાની લાયકાત મેળવો. આ દલીલ કેટલાક આપણા લોકોએ, ખાસ કરીને સંસાર સુધારામાં વિશેષ રસ લેનાર ગૃહસ્થોએ ઉપાડી લીધી. મુસલમાન તથા પારસીઓમાં પણ સુધારાઓ પ્રચલિત હતા પણ આ દલીલ હિંદુ કોન્ગ્રેસવાળાઓની નાલાયકી બતાવવા માટે કરેલી. એની સામે કોન્ગ્રેસના એક પક્ષે એવું કહેવા માંડ્યું કે સ્વરાજ્યના વાતાવરણમાં બધા યોગ્ય સુધારા થઇ રહેશે. ગુલામીના વાતાવરણમાં હાલની આર્થિક અને રાષ્ટ્રીય નબળાઇને લીધે એવા સુધારા કરવા અશકય અથવા મુશ્કેલ છે, તેથી સાંસારિક સુધારાનો પ્રશ્ન રાજકીય ચળવળથી અલગ રાખવો. બાળલગ્ન પ્રતિબંધ તથા હિંદુ કાયદાને લગતા સુધારા વિધર્મી સરકાર નહીં કરે અને જાતીય સરકાર સ્હેલાઇથી કરી શકશે. બન્ને દલીલોમાં કેટલુંક સત્ય છે. પણ આજે તો દરેક દિશામાં એકી વખતે પ્રગતિ થાય એ ઇચ્છવા જેવું ગણીએ છીએ.

બાલલગ્ન, કજોડાં, કન્યા કે વરવિક્રય, સ્ત્રી કેળવણી, વિધવાવિવાહ, પરદેશગમનની છુટ વિગેરે પ્રશ્નો સંસારસુધારામાં ગણાતા હતા. આજે કેટલીક છુટછાટ થઇ ગઇ છે. દારૂનિષેધ તથા અંત્યજ અસ્પૃશ્યતાના પ્રશ્નો સાંસારિક તેમ જ સામાજિક કહી શકાય. આ બન્ને પ્રશ્નોને પ્રત્યક્ષ રાજકીય ચળવળમાં લીધા છે તેથી જ તેનો નિવેડો આવશે એમ હું માનતો નથી. પ્રજામાં જે નવિન આત્મશુદ્ધિની ભાવના જાગૃત થઈ છે અને સુધારો કરવાનું આત્મબળ જન્મ્યું છે ,તે જ આ પ્રશ્નોનો નીકાલ કરશે. ખેડુત વર્ગ તથા મીલમજુરોની ઉન્નતિ, અંત્યજોદ્ધાર ( માત્ર અસ્પૃશ્યતાનિવારણ નહીં ), બ્રાહ્મણ-બ્રાહ્મણેતરનો ઝગડો એ બધા સામાજિક પ્રશ્નો છે. હિંદુસ્તાનમાં વસતી સર્વ કોમોમાં સંપ તથા સમાનતાની લાગણી અને, દરેક કોમ બીજી કોમને નડવા કરતાં સહાયરૂપ થવાનો પ્રયત્ન કરે એવી ભાવના ભ્રાતૃભાવ તથા ઐક્યને લીધે જ આવશે. પોતાના તેમ જ અન્યવર્ગના હક્કો તરફ ખરી લાગણી જાગે ત્યારે આવા પ્રશ્નોનો નિર્ણય થઇ શકે.

સંસાર સુધારાને અસહકારના વાતાવરણથી ઉત્તેજન મળ્યું છે કે નહીં એ પ્રશ્ન બરાબર સમજવાની જરૂર છે. એક દૃષ્ટિએ જોતાં અસહકારમાં રૂઢિરક્ષણની વૃત્તિ છે, કારણ કે આપણી આર્યસંસ્કૃતિ સતેજ કરીને તેનું પાલન કરવા તરફ તેનું વલણ ચોકખું જણાય છે. વિદેશી વ્યવસ્થાનો મોહ તુટી ગયો છે તેની સાથે એવી લાગણી પણ ઉપસ્થિત થઈ છે કે જેટલું, આપણું હતું તેટલું સારૂં હતું. જેવી રીતે 'જુનું એટલું ખોટું' એ ભાવના અસત્ય છે તેવી જ રીતે 'બધું જુનું તેટલું સોનું'ની ભાવના પણ ખોટી છે. આપણા રીતરિવાજો આપણી સંસ્કૃતિ તથા જીવનને અનુકૂળ હોવા જોઇએ. પાશ્ચાત્ય રીતરિવાજો આપણી સમાજવ્યવસ્થામાં બંધબેસતા આવતા નથી, ખર્ચાળ છે, જડવાદથી ભરેલા છે, વ્યક્તિઓને સ્વાર્થી બનાવી દે છે એ હકીકત તદ્દન ખરી છે; પણ તેથી આપણા હાલના રિવાજો હમેશને માટે કાયમ રાખવા, તેમાં દેશ કાળને અનુકૂળ કોઈ પણ પ્રકારના સુધારા વધારા થઇ શકે નહીં એ ખોટું છે. અસહકારની પ્રથમ દર્શનિક અસર રૂઢિરક્ષણ તરફ થઈ છે એ માન્યતાનાં કારણો નીચે પ્રમાણે છે:

( ૧ ) નવા ફેરફારો આર્યસંસ્કૃતિમાં ભળી શકશે નહીં એવી બ્હીક;

( ૨ ) રાજકીય ચળવળ એકાગ્ર ચિત્તે અને એકસંપથી કરવી હોય તે વખતે સાંસારિક કે સામાજિક પ્રશ્નોને જગાડવામાં ફાયદો નથી;

( ૩ ) અસહકારમાં જોડાયલો આમ વર્ગ કેળવણી તથા સાંસારિક રીતરિવાજોમાં પછાત હોવાને લીધે સુધારાને માટે તેમની નાલાયકાત; અને

( ૪ ) રૂઢિરક્ષણનું સ્વાભાવિક બળ તથા ફેરફાર તરફ કાયરતા અથવા મંદતા.

પણ અસહકારનું ખરૂં બળ તદ્દન જુદા જ પ્રકારનું છે. અસહકારમાં બળવાનાં બીજ સમાયલાં છે. રીતરિવાજોમાં તથા સાંસારિક વ્યવસાયોમાં દુખી રહેલા માણસોને અસહકારે આત્મચિંતન તથા આત્મશુદ્ધિ કરવાનું શીખવ્યું છે. આપણા પોતાના ચારિત્ર્યમાં, કુટુંબમાં, કે સમાજ (ન્યાત) માં જ્યાં જ્યાં અસત્ય હશે, નબળાઇ હશે તે દૂર કરવાનો મંત્ર મળ્યો છે. રાજ્યકારભાર ખરાબ હોય તેને પણ સુધારવાનો છે. સુધારાને માટે પદ્ધતિસર લડવું અને તે છતાં ફતેહ ન મળે તો તેની સાથે અસહકાર કરવો. જો આપણું આત્મબળ તથા આત્મસંયમ પુરેપુરાં ખીલ્યાં હોય તો સત્યાગ્રહ કરવો. વિદેશી સરકારની સાથે લડત કરતાં મહાત્માજીએ ૧૯૧૯-૨૦-૨૧-૨૨ની સાલોમાં હિંદી પ્રજાને જે શિક્ષણ આપ્યું છે તે નીચે પ્રમાણે છે:

૧. આત્મશુદ્ધિ કરો તથા સંયમ કેળવો;

૨. જ્યારે કાયદા કે રૂઢિ સામે થવાનો પ્રસંગ આવે ત્યારે તમારો અંતરાત્મા જે સલાહ આપે તેમ કરો;

૩. સ્વમાન જાળવો;

૪. સંયમ કેળવો, સ્વચ્છંદથી, મોજશોખથી દૂર રહો; અને

૫. સમાજની સામે થવાને લીધે જે દુઃખો આવી પડે તે હસતે મ્હોડે સહન કરો.

આ સત્યાગ્રહનું બળ અને સત્યાગ્રહની તાલીમ આજે રાજકીય લડતમાં વપરાઇ રહી છે. જ્યારે ધાર્મિક સંસ્થાઓની સુધારણા તરફ ખર્ચાશે ત્યારે તેમાં સુધારો થશે, જ્યારે સામાજિક જીવનમાં સમાયલાં અસત્ય તથા અન્યાય દૂર કરવા માટે વપરાશે ત્યારે સામાજિક જીવન સ્વચ્છ થશે, જ્યારે સાંસારિક રીતરિવાજો સુધારવા તરફ વળશે ત્યારે સાંસારિક જીવન ચોક્ખું થશે. આજે હિંદુસ્તાનમાં ચોગરદમ નજર ફેરવીશું તો જણાશે કે પંજાબના અકાલીઓ પોતાનાં ગુરૂદ્વારાઓ ચોક્ખાં કરી રહ્યા છે. તાડકેશ્વરમાં તેમ જ વાઇકોમમાં પણ એ જ પ્રકારની લડત ચાલી રહી છે આપણે આંગણે, પાટીદાર કોમમાં રીતરિવાજોમાં સુધારા થયા જાય છે. ખરૂં જોતાં દરેક કોમમાં, દરેક ન્યાતમાં સુધારા થાય છે. જુવાનીઆમાં લડવાની તથા સજા ખમવાની હિમ્મત આવી છે. આજે કૌટુમ્બિક જીવન બદલાઈ ગયું છે. આપખુદીનું જોર નબળું પડી ગયું છે. સ્ત્રીઓમાં તથા છોકરાંઓમાં સ્વમાનની લાગણી જાગૃત થઈ છે. સ્ત્રીઓ પહેલાંની માફક અજ્ઞાન તથા ઉદાસિન રહેવા રાજી નથી, છોકરાં માબાપની મરજીની વિરૂદ્ધ શાળાઓ છોડવાને તૈયાર થયેલાં, જુવાનીઆ જેલમાં જવાને તૈયાર થયા [illegible] જમાનાના બ્હીકણુ લોકોને લાગે છે કે સમાજ અવ્યવસ્થિત થઇ ગયો છે. મોટેરાંનું માન કોઈ રાખતું નથી. આ હકીકતમાં થોડું સત્ય પણ છે, તે છતાં એકંદરે જુવાનીઆ વધારે વિચારશીલ, ગંભીર અને પોતાની જવાબદારી સમજતા થયા છે. અસહકારને લીધે એમનામાં વ્યક્તિત્વ આવ્યું છે, સ્વતંત્ર થવાની હિમ્મત આવી છે, દુઃખ સહન કરવાની શક્તિ આવી છે, અને જ્યારે એ જુવાનીઆ સાંસારિક સુધારા તરફ વળશે ત્યારે સુધારો થોડા વખતમાં થશે. આજે તો ચારિત્ર્યબળ ઘડાય છે, કાલે તેના રૂડાં પરિણામ જોઇશું.

ન્યાતનું બંધારણ એવું હોય છે કે ન્યાતિજનોમાં સમાનતા રહે, અને જરૂર પ્રસંગે—લગ્નપ્રસંગે કે મરણપ્રસંગે, દુઃખમાં કે સુખમાં સહકાર અને મદદ મળે. પૈસાદાર લોકોના દુષ્ટ સ્વાર્થીપણાને લીધે કન્યાવિક્રય તથા વરવિક્રયની રૂઢિ જન્મ પામે છે. કુલીનતાનો જન્મ પણ તે જ પ્રમાણે થયો છે, જો કે થોડા સમય પછી માત્ર કહેવાતી કુલીનતા રહી જાય છે અને પૈસો ગૂમ થયો હોય છે. અસમાનતા, ખોટી મોટાઈ, દંભ, જાળવી રાખવા માટે મોટા મોટા અસહ્ય ખર્ચો કરવા પડે છે. નહીં તો જે રસોઈઆને બાર રૂપીઆનો પગાર મળતો હોય તે લગ્ન પ્રસંગે રૂ. ૮૦૦ શા માટે ખર્ચે, મરણ પ્રસંગે રૂ. ૪૦૦ શા માટે ખર્ચે? આ અસમાનતા, મોટાઇ તથા જુઠ્ઠાણાને ભવિષ્યમાં દફનાવી દેવાની, અને રીતરિવાજો સુધારવા માટે સત્યાગ્રહ કરવાની શક્તિ આપણી પ્રજામાં આવી છે. સૌ. વિદ્યાબ્હેન (યુગધર્મઃ જાન્યુ. ૧૯૨૦. પાન ૨૧૬) કહે છે કે ન્યાતજાતના ભેદ, સ્ત્રીઓની સામાન્ય સ્થિતિ વિગેરેમાં કાંઇ ખાસ ધ્યાનમાં લેવા જેવા ફેરફાર થયા નથી એ વાત ખરી છે. એમની પણ જરૂર ખાત્રી થઈ હશે કે આજના જમાનામાં જે આત્મબળ ખીલ્યું છે તેની વિનાશાત્મક તથા રચનાત્મક શક્તિને લીધે સંસારસુધારાના કાર્યને જબરો વેગ મળશે.

સમાજ સુધારાના પ્રશ્નો જુદા જ પ્રકારના છે. આપણા ખેડુતોની સ્થિતિ સુધારવાની છે. કારખાનામાં કામ કરતા મજુરોની સંખ્યા તો જુજ છે અને પાશ્ચાત્ય દેશોની દેખાદેખીને પરિણામે એ વર્ગ જાગૃત થયો છે તેમની સ્થિતિ પણ સુધારવાની છે, અને જે વર્ગ અસ્પૃશ્ય ગણાય છે તેની માત્ર અસ્પૃશ્યતા દૂર કરવાની નહીં પણ તેને પ્રજાવર્ગના બધા હકો— શિક્ષણ, ઉદ્યોગ, શહેરીના હકો—આપવા પડશે, તથા તેમને તે ભાગવવા માટે લાયક બનાવવા પડશે. આ સમાજ સુધારા પાર પાડવાનું બળ ભ્રાતૃભાવ તથા સમાનતામાં સમાયલું છે.

સુધારણા અથવા બંધારણના પ્રસંગે થોડી ભાંગતોડ તો કરવી જ પડે. દરેક કારીગર સારો ન જ મળી શકે. કેટલુંક કામ ખરાબ થઇ જાય અને પરિણામ અનિષ્ટ આવે, તેનાથી ડરી જવાનું નથી. ચરોતરની ત્રણ બ્હેનો થેલી લઇને સ્ટેશન પર ફરે તેથી ગભરાઇ જવાનું નથી. અપવાદ રૂપે વર્ણાંતર લગ્નો થાય તેમાં રૂઢિરક્ષકો ખૂમરાણ ભલે કરે પણ એમ માનવાનું નથી કે વર્ણાશ્રમ ધર્મનો નાશ થાય છે. જો આપણા સમાજમાં જીવ હશે તો તેમાં ધર્મ તથા સત્ય સિવાય, બીજું કાંઇ લાંબા વખત સુધી ટકી શકશે નહીં.

સુમન્ત મહેતા

# બંગાળાનાં ચાર નરરત્નો

યુરોપમાં આજકાલ નવી પ્રણાલી ચાલી છે કે જગતીજેત વ્યક્તિઓની તુલના—સહૃદય રીતે કે કટાક્ષથી—કરે. ગ્રીસમાં એરીસ્ટોફેનીસે જીવનપ્રવાહમાં ઘસડાતાં મનુષ્યો (વારાંગના શિવાયની સ્ત્રીઓ તો તે દેશમાં કાંઇ ગણતીમાં ન હતી), નું રંગભૂમિ ઉપર નિરીક્ષણ કરાવેલું, કે પત્રો દ્વારા તેમનાં હૃદયના મર્મો ફેંકેલા; *પણ મૃત્યુની મીઠી નજર જ્યાં લગી તેમની વિહ્વલ* વિકૃતિ ઉપર પડતી નહિ ત્યાં લગી સામાન્ય રીતે તેમનું અવલોકન નહિ જેવું જ થતું. પછી 'મોઇ બેસના મ્હોટા ડોળા'—એ ન્યાયે મનુષ્યનાં સુકૃત યાદ રહેતાં. તેમની ખામી પાછળ પડતી ને મૃતિપૂજનની સામગ્રીમાં એક ભાગ લેનાર વધતું. પણ સાથે એક દહેશત પણ રહેતી, કે કદાચ ઇતિહાસકારને આડું કે વાંકુ પડયું હોય તો! કહેવાય છે કે ન્યાયમૂર્તિ (ચીફ્ જસ્ટિસ) કૅમ્પબેલે ન્યાયાધિકારી શ્રેષ્ઠો (ચૅન્સેલરો)ની જીવનપત્રિકા લખી છે તે વાંચી મોતનો ત્રાસ ઘણાના મનમાં વધ્યો હતો. મર્યા પછી શું લખાશે? આને જ રોકવા રોજનીશીઓ લખાય છે. પણ આ નવી પદ્ધતિ તો એક જાતના ઇસ્લામી ને રોમન મુલકના નીતિ નિરીક્ષકોની ગરજ સારે છે. બર્નના શબ્દમાં કહીએ તો બીજા આપણું જે પ્રતિબિંબ નીહાળે છે તે જ આપણને તાદૃશ્ય થાય તો આપણને ઇશારા મળે છે. વ્યાજસ્તુતિ રૂપે ચેતવણી પ્રાપ્ત થાય છે ને કદાચ તેથી રહેણી કરણી પણ સુધરે છે. રેમંડ, હેરિસ, ફિલિપ, બ્રાડેલો અને ગાર્ડીનર (એ. જી. જી. ના નામે વિખ્યાત) આ પ્રમાણે લખનારાઓ છે અને તેમણે બહુ જ મોહક ને આકર્ષક જીવનચિત્રો દોર્યાં છે. કદી કદી બ્રાડેલોના લખાણમાં ચિત્રશાળાની જગાએ નિશાનબાજીનું કાણાંદાર પાટીયું જ નજરે આવે છે (shooting *gallery iustond of picturo gallery*). આને તે કાણાંમાંથી ઘાયલ જર્જરિત થએલી વ્યક્તિ જણાય છે. પણ સામાન્ય રીતે આ પદ્ધતિ સ્વીકારાઇ નથી. વ્યક્તિને આડંબરથી રિક્ત કરી, અસજ્જ, અનાચ્છાદિત વાતાવરણના સંબંધમાં ઉભી કરવી એ જ ન્યાય ધ્યાનમાં રખાયો છે. હું તો કોઇ સ્થાનિક પ્રણાલિને અભાવે આપણા ચીના ભાઇનો દાખલો લઉં છું. ત્યાંના ભિક્ષુકો હિન્દમાં માનપુરઃસર અને *ભક્તિભાવથી આવતા. અને ત્યાં જે જે જોતા તે તે જ* ભાવથી આલેખતા. વૉટર્સના હ્યુઆનસંગ અને જાઇલ્સના ફાહીયાનને વાંચ્યા બાદ તેમાંનો કાંઇક અંશ અંદર રેડી નીચેનો ચિતાર આપું છું.

### સર રાજેન્દ્રનાથ મુકરજી

૧૯૨૨ ના એપ્રિલ મહિનામાં ઔદ્યોગિક ખાતાના અધિષ્ઠાતા મંત્રીઓની કલકત્તામાં સભા મળી. હું સ્થાનિક ઉપરી હતો અને મ્હારા મંત્રીને અભાવે સંયુક્ત પ્રાંતના પ્રતિનિધિ તરીકે કલકત્તે જવા નીકળ્યો. ત્યાંના ઔદ્યોગિક અધિષ્ઠાતાએ મ્હારે માટે ત્યાંના વ્યાપારી રાજા સર રાજેન્દ્રનાથ મુકરજીને ઘેર ઉતારો નક્કી કર્યો હતો. મ્હેં બાર વર્ષ ઉપર કલકત્તા જોયલું તેથી ફરીને કલકત્તે જવાનો પ્રસંગ આવ્યો તેની મ્હને ખુશી હતી. ત્યાંની સંસ્કૃતિનો પ્રાદુર્ભાવ જોઇ મ્હને હંમેશ લાગતું કે પુરુષસૂક્તનો બીજી રીતે ઉપયોગ કરીએ તો કહી શકાય કે બંગાળા તો બ્રહ્માના મુખમાંથી, મધ્યદેશ અને પંજાબ તેના બાહુમાંથી, ગુજરાત, સિન્ધ અને કાઠીઆવાડ તેના પેટમાંથી અને મદ્રાસ તેના પગમાંથી નીકળ્યું હશે. આમાં કાંઇ અતિશયોક્તિ નથી. આપણા મદ્રાસી ભાઈ ઘણા વિદ્વાન હશે પણ તામિલ કુલીએ હિન્દીઓનું નામ સિંહલદ્વીપ, બ્રહ્મા, સિંગાપોર અને દક્ષિણ આફ્રિકામાં કુલી તરીકે—કુલીના જીવનની સંકડામણ અને ગંદકીથી ભરેલું—જાણીતું કર્યું છે. અને *આજ રવીન્દ્રનાથે બંગાળને એશીઆનું નાકસરનું મોતી* બનાવ્યું છે. અસ્તુ! કોઈ ભિખારી અલ્પમતિએ કવિન

લખેલું તેમાં એ લોકને બહુ જુદી જુદી ઉપમા આપી કહ્યું કે એમનો સંસર્ગ પૂર્વની હવા જેવો છે (જેનો ગાત્રને સ્પર્શ થતાં સુસ્તાટ આવી જાય છે) અને આખરમાં ભચડી દીધું કે 'બંગાલા યદિ માનવાઃ શિવ શિવ પ્રેતાસ્તદા કીદશાઃ?' પણ તે જમાનો ગયો. હવે બિહાર બંગાળથી જુદું પડયું છે ને ગંગો તેલી રાજા ભોજની અભ્યર્થના નહીં કરે.

હું મારા માનનીય મેઝબાનની મોટરમાં બેસી પ્રાતઃકાળે એના ઉદાત્ત લત્તામાં આવેલા ત્રણ મંઝીલા મકાનમાં આવી પહોંચ્યો. દ્વારપૂજા થઈ—"હું રાજેન્દ્રનાથ!"—અરે આજ વિશ્વકર્માની મૂર્તિ! સર થોમસ હોલંડની ઔદ્યોગિક કોન્ફરન્સ, એકવર્થ રેલ્વે કોન્ફરન્સ અને ઇંચેકેપના કાપકુપ મંડળના સભાસદ તરીકે એમનું નામ વાંચેલું પણ મળેલો કદી નહીં. 'તસ્વીર'ની કળાની ખુશામતનો પુરો ખ્યાલ આવ્યો. સર રાશબિહારી ઘોશને તાદશ જોયા હોય, એમના વાંકડીઆ વાળથી વિભૂષિત ભાલ અને દૂર ને નજીક જોનારાં એમનાં દો-નિરશી ચશ્માં જોયાં હોય અને કર્કશ રેખા મટાવી નાંખનારી એમની તસ્વીર જોઈ હોય—તેટલો જ ફર્ક.

'એક સુક્કો, ચંચળ ચાલનો, ઉંચો, શ્યામળો, મસ્તિક ઉપર આછા હીમરેખ વાળવાળો અને અંગ્રેજી લેબાસમાં સજ્જ પુરુષ ઉભો હતો. મેં બહુ માનથી એમને કહ્યું કે 'સાહેબ તમારૂં ઓળખાણ કરી મ્હને બહુ ખુશી થઇ છે.' આવાં વેણની પરંપરા વધારે ચાલી નહિ. હું જંગમ માચીમાં બેસી પહેલે માળે ગયો. ઘરધણીએ મ્હારો ઓરડો મ્હને બતાવ્યો અને રજવાડાના માનવંત મહેમાનને જે રાજ્યવૈભવ મળે તેવો ઓરડો મ્હેં જોયો. માલિક હટી ગયો. હું ન્હાઇ ધોઈ સજ્જ થાઉં તે પહેલાં સહજ મ્હને આ સ્થાનને અનુકૂળ કેટલાક વિચાર આવ્યાઃ 'આ બંગાળી છે તો પણ ધીરી ગતિવાળો કેમ નથી? આ શેઠીઓ છે પણ સ્થૂલદેહી કેમ નથી? આ બ્રાહ્મણ છે ને બેવડાં પેટનો કેમ નથી? આ સુરેન્દ્રનાથના દેશનો છે ને લાંબા કે અલંકૃત વેણવાળો કેમ નથી? કુતેલાઇન અને જવાકુસુમના આગારમાં રહી તેલની ચીકટ માથે કેમ નથી? આ બંગાળી છે કે આધુનિક જમાનાનો કોઈ મુંબાઇનો ખોજો કે ભાટીઓ શેઠીઓ છે? કે દેશની આર્દ્રતા અને ઘામથી શ્યામળો થયેલો ટી-સાઇડનો (ટી નદીની બાજુનો) સ્કોચમેન છે?'

ઓરડો મ્હોટો હતો. બે બેવડા પલંગ પાથરેલા હતા. રોશની ને હવાની વિજળીયાત ગોઠવેલી હતી. સ્નાન કરવાનો ઓરડો પારિસની ઉત્તમોત્તમ વીશીથી ઉતરે એવો ન હતો. આરસ સિવાય વાત ન હતી. ઓરડાની દિવાલ ઉપર વિલાયતના શિકારની મ્હોટી આકૃતિમય તસ્વીરો હતી. જો આંખ બંધ કરૂં ને પંખો ચલાવું તો હિન્દમાંથી પવનપાવડીએ ઉડી હું યૂરોપની રીટ્ઝ હોટલના ઓરડામાં છું એમ જ, લાગત. આ હિન્દી ગૃહસ્થનું ઘર ન હતું. પરમુલ્કી રહેઠાણ હતું. અહીં આરામ હતો. પણ તે સાધન સહિતનો! અફસોસની સાથ કહેવું જોઇએ કે આપણા કેળવાયલા કહેવાતા લોકોના રહેઠાણના ઓરડા ઘણુંખરૂં એવા હોય છે કે જેમાં ન નજરને ચેન, ન દેહને ક્ષેમ. આ ઓરડો એવી અસંબદ્ધ રીતે ગોઠવેલો ન હતો. કાં તો આવો ઓરડો હોય કે કાં તો સ્વચ્છતાપૂર્ણ સાધનહીન આરામ હોય. પણ આજકાલની અર્ધદગ્ધતાથી તોબા!

વધારે વિચાર કરૂં છું એટલામાં નાસ્તાનો ઘંટ વાગ્યો, ને હું નીચે ચાલ્યો. આ ફેરા બે મંઝીલવાળી સુબદ્ધ સીડીથી ઉતર્યો. ઉતરવામાં માચી નથી વપરાતી, વિજળીનો વૃથા વ્યય થાય. જર્મની અને ઑસ્ટ્રીઆનાં ખાનગી મકાનમાં મ્હેં આજ ત્રેવડ જોઇ હતી. ચઢતાં માંચી, ઉતરતાં પગ. નીચે આવતાંની 'વાર' ભોજનશાળાનાં દ્વાર આગળ સર નાઇટ ઉભા હતા. 'મ્હારી સ્ત્રી નાસ્તા વખતે નથી આવતી.' આમ લેડી મુકરજીનું નામ ન લેતાં, નીકટનો સંબંધ જ જાહેર કરી મ્હારી જોડે ઘરવટ દાખવી. ભોજન સાદું, નિરામિષ હતું. ખાનાર ઘણો જ સૂક્ષ્મ. શરૂ પપૈયાની ચીરીથી. અને છેલ્લે ખાંડ દહીંમાં કાંઇક મેળવી જાડી છાશ જેવો પદાર્થ પીરસનાર કટોરામાં લાવ્યો. પાણીની જગાએ 'ડાબ' નું પાણી. નાળીયેરનું પાણી મુંબાઇવાસીને ક્યાં અજાણ્યું છે? પીરસનાર હિન્દુ ઉડીઓ જણાયો. જેમ એક જમાનામાં મુંબાઇના શેઠીયાને ઘેર લેમડા પેપળાવાળો ચરોતરીઓ પટેલ જ હોય તેમ અહીં નોકર ઉડીઆ હોય છે અને રસોઇયા મુંગ લોક—ચાતાગોંગ તરફના. ખાણું સમાપ્ત થતાં એમણે મ્હને કહ્યું કે 'દશ મિનિટમાં તૈયાર થાવ તો મ્હારી સાથે ત્હમે ત્હમારી મીટીંગમાં જઈ શકો. મોડા આવવું હોય તો બીજી મોટર તૈયાર રહેશે.' હું સજ્જ હતો અને તરત સાથે ગયો. રોલ્સરોઇસ કાર અને અંગ્રેજ શોફર. પણ આ

વિષય પછી ચર્ચીશ. જ્યારે ડોસા પીગળ્યા અને અથ-થી ઇતિ સુધી પોતાની કહાણી કહી સંભળાવી.

## સર આસુતોષ મુકરજી

આ વાત આ સ્થાને પડતી મૂકી બંગાળાના વિદ્વન્‌મૂર્તિ સર આસુતોષ મુકરજીને મળવાની મ્હને બહુ અભિલાષા હતી તે સંબંધી લખું. મ્હારા પુરાણા મિત્ર ડૉ. શરત્‌કુમાર દત્તને મ્હેં કહ્યું કે 'તમે મ્હારી મુલાકાત કરાવો.' ' દત્તો ' મહાશયે (૧૯૦૩ માં હાઇડેલબર્ગમાં એમને મળ્યો ત્યારથી આ જ નામે હું એમને ઉદ્દેશું છું.) કલકત્તામાં પુરો વિદ્યાભ્યાસ કર્યા પછી શાર્લોટનબર્ગના વિશ્વવિદ્યાલયમાં જ્ઞાનની વૃદ્ધિ માટે પ્રયાણ કરેલું. ટાટા ફંડમાંથી એમને વૃત્તિ મળી હતી. ત્યાં એમણે એટલી નામના મેળવી કે શાળામાં ઉપાધ્યક્ષની જગ્યા મળી. લડાઇ પહેલાં તેઓ કલકત્તે આવી ગયેલા પણ સીબપુર ઇજનેરી કોલેજમાં નીચી પાઇરીની નોકરી ઉપરાંત કાંઇ મળ્યું નહીં, તેથી કંટાળી ડૉક્ટર સાહેબ પાછા જર્મની ગયા. લડાઇ દરમીયાન બૈરી છોકરાં સહિત તેઓ ત્યાં જ રહ્યા. જર્મનો પ્રત્યે તેમનો પુરો ભાવ હતો. હવે અંગ્રેજી વ્યાપારી જોડે મળી એમણે વિજળીનાં યંત્રોની આયદનો વ્યાપાર શરૂ કર્યો છે. કેવું વિચિત્ર કે પોલાદની પાકણી સારૂ જે જકાતી દિવાલો ઉભી કરવા સારૂ હિન્દ તત્પર હતું તે સંબંધે પોતાનો અભિપ્રાય ઉલટો હતો અને પોતાના પોષક ટાટા, જેમને આથી ભારે ફાયદો પહોંચવાનો હતો, તેમને લગભગ ઉન્મૂળ કરવામાં ધારાસભામાં વિજયી નીવડયા હતા ! માણસ ઘણા જ ચોકખા, અને એમની પ્રહાનિષ્ઠ ભક્તિ, એકલસુરાપણું, ગરીબીમાં પણ મગનતા અને બુદ્ધિની તેજી મ્હેં જર્મનીમાં જોયલી ત્યારથી એમને માટે મ્હને ઘણું માન હતું. કેટલું સદ્‌ભાગ્ય કે હું એમને કલકત્તામાં મળી ગયો ! એકવીસ વર્ષના વિલાયતવાસી વિલાયતી ચદ્દર ધોતીમાં મ્હને મળવા આવ્યા હતા. તેમણે રાત્રે નવ વાગતે સર આસુતોષ મુકરજીની મુલાકાત નક્કી કરી અને સાથે સાથે તેમનો દિવસક્રમ કહી બતાવ્યો. ઉચું ધોતીયું, વળી જાડું (ખદ્દર નહિ, પણ જાડા વણાટનું) કસવાળી પેટસરંડી બંડી ને ઉઘાડું માથું. હાથમાં હરણાં બેસાને વશ કરે એવો ધોકો. સવારના વ્હેલાં, વ્યાયામ પૂર્ણ થતાં, કુંભકરણની ભૂખ ઓલાય એટલો નાસ્તો. પછી ચન્દ્રગુપ્ત મૌર્ય જેમ તેલ આદિથી મર્દનમાં રમ રહેતો તેમ માચડા ઉપર બેસી નોકર પાસે એમનાં ચરબીથી ભરેલાં શરીરની ખુબ માલીશ—ને દરમીયાન ઉંચા નીચા બધાઓની મુલાકાત—આ બધું સાંભળેલું તે ફરી ગુરૂજન બાબત સાંભળ્યું. તે પ્રત્યક્ષ કરવાનો મ્હને અવસર મળ્યો તેથી હવે ભોજન બાદ મોટરમાં બેસી ભવાનીપુર તરફ ચાલ્યા. એક મકાનમાં ભારે રોશની થઇ હતી ત્યાં દત્તો મહાશયે મોટર અટકાવી. અમે ઉતર્યા. મકાન દેશી રીતે બાંધેલું. બીજાં મકાનમાં ભળી જતું જણાયું. રસ્તામાં કાલ્કાદેવી રોડ જેટલી ઘોંઘાટ કરતી ટ્રામવે જતી હતી. ને મનુષ્યની આવજા ને કોલાહલ તેથી ઓછો ન હતો. આજ મંદિર જેમાં ' જેમ ડાકોરમાં ઠાકોર બીરાજે છે ' તેમ ગુરૂજન વસે છે ! ઉતરતાંની વાર એક વરસાતી ( વરસાદથી રક્ષિત કમાન )માં દાખલ થયા ને દિવાલમાં બાંધેલી સાંકડી સીડી ઉપર ચઢી પહેલે માળે આવ્યા. સીડીની જે છોભપી દિવાલ તેમાં હવરાઇ રૂપી પાટીયાં જડાવી પુસ્તકો ગોઠવ્યાં હતાં. તેમની પોતીકી લાયબ્રેરી અદ્‌ભુત વૈશાલ્ય અને પ્રાચુર્યવાળી મનાતી. ધરતીથી આભ સુધી કોઈ એવો વિષય નહોતો જે બાબતમાં એમનો પ્રવેશ ઉંણો ગણાતો. અર્થશાસ્ત્રના મળવા આવેલા પ્રોફેસરની મુલાકાત લેતાં ટાઉસીગની નવી નીકળેલી અર્થશાસ્ત્રની દોઢદળી કીતાબ હાથમાં રાખેલી અનાયાસે જ હશે. ને મુલાકાતી ઘથરી ગયો. કેમકે કેળવણી ખાતામાં ઉત્કર્ષવિધાતા પોતે જ હતા અને રખેને તે જાણે કે ટાઉસીગનું લખાણ તેનાથી અજ્ઞાત રહ્યું છે ! પુસ્તકો ગણિતનાં જણાયાં. તેમાં ભાષાની પરિપાટી તેટલી જ. પાછળથી જણાયું કે વિષયની પરંપરા પણ તેવી જ હતી. રવેશમાં આવી લાગતાં અંદર જોયું તો બાર ફુટ લાંબો ને દસ ફુટ ચોડો એવો ઓરડો હતો. સાદા ટેબલ ઉપર ન્યુસ પેપર પડયાં હતાં. આજુબાજુ મજબુત બાસ્કી ને ખુરસી પડી હતી. બધી ગબ્ધી અને જખખડ. વિદ્યાતુરાણાં ન સુખં ન નિદ્રા ! મ્હારા સાથીએ મ્હારી મુલાકાત કરાવી. પોતે ઉઘાડા બેઠા હતા. ડીલ ઉપર વાળ ઝાડી જેટલા દેખાવા. મોઢું દદ પણ આનંદમય લાગ્યું. માથું મોટું, અને દમામદાર લટણમાં ખભા ઉપર ગોઠવાયલું હતું. શરીર ભારે પણ વેગવાળું લાગતું હતું. ટાઇમ્સ ઓફ ઇન્ડીઆમાં આવેલી તસ્વીરમાં એમનું ગાંભીર્ય, વૈશાલ્ય અને મસ્તિકનું ધારિલાપણું તાદશ નહોતું થતું. ઉંચું ધોતીયું પહેરેલું હતું. હોઠ ઉપરની મોટી જથ્થાદાર મૂછ જોઇ. સામાન્ય રીતે કલ્પેલા બંગાળી જેવી

અસર ન થતી. હું અમારા શિક્ષકને ત્યાં પહેલ વહેલો જર્મનીમાં ગયો ત્યારે અમારી પહેલાં આવેલા શ્યામવર્ણા બંગાલીઓના ઉપરથી જ હિંદુસ્તાનીનો મુખવર્ણ કલ્પેલો એવો અમારો શિક્ષક મ્હારું ઘઉંવર્ણું મ્હોં જોઇ બોલ્યોઃ 'તમારી સીકલ હિન્દી જેવી નથી.' સર આસુતોષને જોઇને આમ જ કહેવાતું. એમનું કાંઇ સાધારણ બંગાળી જેવું મુખ ન હતું. બંગાળાના ચાર મુખ્ય જાતના બ્રાહ્મણ—ચટ્ટોપાધ્યાય, બંદોપાધ્યાય, ગંગોપાધ્યાય અને મુખોપાધ્યાય—મધ્ય દેશથી આવેલા અને કનોજીયા ગણાય છે. આ વ્યક્તિ મધ્યદેશની ખાણમાંથી કાપી કાઢેલી કનોજીયાની હતી. માત્ર મગજ તે બંગાળાનો વારસો હતો. મ્હેં બહુ વિનીત નમન કર્યું ને કહ્યું કે હું તો સરસ્વતીની તીર્થયાત્રાએ આવેલો છું. જરા સ્મિત હોઠ ઉપર રમી રહ્યું. દેવને મીઠાં વચન પસંદ હતાં. ને એમના વિદ્યાવૈશાલ્યને અનુસરી સરસ્વતીનો ઇલકાબ પણ એમને મળ્યો હતો. હું રાતના યુરોપીઅન લેબાસમાં હતો. મ્હને જોઇ એમણે માફી માગી કે, મારો લેબાસ કે પછી તેની ન્યૂનતા દરગુજર કરશો. મ્હેં જવાબ દીધો કે "સાહેબ, આપ આપના ઘરમાં છો. આપ-ખુદ મુખત્યાર છો. હું તો શાગિર્દ પેઠમ ઉસ્તાદ પાસ આવ્યો છું. આપની પાદપૂજા કરું." "આજકાલ ઇસ્લામી મદ્રાસામાં ઉસ્તાદની પગચંપી કરતા શાગિર્દ જોવામાં આવે છે." હું બેઠો. સામાન્ય વાતચીત ચાલી. પણ હું એ વિષય માટે એમનો અભિપ્રાય લેવા આવ્યો હતો. અને વિષય ગૌણસ્થાન ન લે તેટલા માટે બીજા મનહર વિષયમાં ચંચુપાત કરવાની પડની મૂકી મ્હેં સીધો પ્રશ્ન પૂછ્યોઃ "સાહેબ, ઔદ્યોગિક પરિષદમાં મ્હેં પ્રસ્તાવ મૂક્યો છે કે એક મધ્યસ્થ તરજુમાનું ખાતું શરૂ કરવું અને જ્ઞાનનું સાહિત્ય જે અંગ્રેજી કે યુરોપીય ભાષા દ્વારા જ મળી શકે છે તેને હિંદી લેબાસમાં હિન્દીવાનો સમક્ષ ખડું કરવું. ને આ મહા પ્રયાસમાં વિજ્ઞાની વિશ્વવિદ્યાલયોનો શો હિસ્સો હોવો જોઇએ તેનો નિર્ણય કરવો. ને બીજો પ્રશ્ન એ છે કે હુન્નર અને હિરફતની શાળા ને મહાન શાળાઓ ખોલવામાં આવે છે તેમાં પ્રાંત પરસ્પરની સમજુતી કરવામાં આવે ને પરસ્પરની જોઇતી માગણીને કમી પુરી પાડવા માટે કોશીશ થાય."

તરજુમા બાબત પોતે કહ્યું કે "મ્હેં અંગ્રેજી શાળાના શિક્ષકોની સભા બોલાવી હતી. અને તે સભામાં જે પ્રસ્તાવ રજુ થયા તે તમે વાંચ્યા હશે." મી. હોર્નેલ મારફત મ્હેં આ પ્રસ્તાવ મેળવ્યા હતા એટલે મ્હેં હા પાડી. પોતે કહ્યુંઃ "મ્હારો દૃઢ નિશ્ચય છે કે સાચું જ્ઞાન માતૃભાષા દ્વારા જ મળી શકે. આપણે ભૂલ કરી કે જે ઘોડાને તૈયાર કરવા સારૂ પદ્ધતિ માન્ય રાખવી જોઇએ તે સામાન્ય માટે ફરજીયાત કરી. તે ભૂલ દૂર કરવા શાળા ધોરણમાં મ્હેં પ્રાન્તીય ભાષા દ્વારા જ કેળવણી રખાવી છે. અંગ્રેજી તે એક કેળવણીરૂપ વિષય તરીકે શીખવાય છે. વિશ્વવિદ્યાલયના ધોરણમાં પણ માતૃભાષાનું અંગ કમજોર નથી પડવા દીધું, કેમ કે જ્યાં લગી તે ભાષામાં સંસ્કૃતિ નહિ આવે ત્યાં લગી તે ગૌણ પદને લાયક જ રહેશે અને સંસ્કૃતિવાળા લોક માતૃભાષા કરતાં પરભાષામાં રહેલાંઇથી લખી કે બોલી શકે ત્યાં લગી તે તો અણમાનીતી જ રહેવાની." તરજુમો કરાવવા બાબતનો મ્હારો આગ્રહ એમને સ્વીકારવા તુલ્ય લાગ્યો. આ પ્રસ્તાવ પરિષદમાં થયો પણ નીપજાવટ કાંઇ થઇ નહીં. ત્યાર બાદ પ્રાંત પરસ્પરની વિજ્ઞાન શિક્ષણની પ્રવણી બાબત પોતે કહેવા લાગ્યાઃ "આપણે હજુ ખાસ વિષયોમાં ઉતરવા જેટલી (specialise) હાલતે પહોંચ્યા છીએ? આપણા લોકમાં સામાન્ય જ્ઞાનનો ફેલાવ ઘણો જ કમ છે—અભાવ છે." તેથી શુદ્ધ વિજ્ઞાન(pure science) બાબત તો એમણે છાતી ઠોકી કહ્યું કે તેમાં તો પરસ્પરની ન્યૂનતા પૂરી કરવામાં રોકાયા તો પોતાની ખામી કે ઉણપ વધતી જ જાય. તેથી દરેક પ્રાંતે પૂરો સાજ ગોઠવવો જોઇએ. પણ science applied to industries નો સવાલ આવે—યાને વિજ્ઞાનને કાર્યપૂરામાં જોડો ને પ્રચલિત કરો ત્યારે સવાલ જુદો જ. ઉદ્યોગ ને હુન્નરને સજીવન કરવા કે પ્રાણપ્રતિષ્ઠા કરવા પ્રયોગ કરો તો તેનો પ્રયોગ જરૂર સમય, સ્થાન, ને સાધનને અનુસરી દરેક પ્રાંતે ફાળો પડતો કરવો જોઇએ, જેથી સારા મુલકને તેનો ફાયદો પહોંચે ને દરેક પ્રાંતની ખામી બીજાના વૈપુલ્યથી પૂરી પડે. ત્યાર બાદ હુન્નર ને ઉદ્યોગની પ્રયોગશીલ શિક્ષા બાબત મ્હેં તેમનો અભિપ્રાય પૂછ્યો. એમણે કહ્યું કે "અંગ્રેજો ચોપડીઆ જ્ઞાનની તુલના કમ કરે છે ને અનુભવસિદ્ધ પ્રયોગીઆ કેળવણી ઉપર વધારે ભાર મુકે છે. પણ આ મહાન

વિગ્રહથી એ લોક શીખ્યા કે જ્ઞાન ને પ્રયોગ—શાળા (લૅબોરેટરી)ની ને કારખાનાની ધમાલ એ વચ્ચે જે દ્વિધાભાવ હતો તે ટળ્યો છે, ને તે ટાળવામાં લીડ્સ, લીવરપુલ, શેફીલ્ડ ને બર્મિંગહામનાં નવીન વિશ્વવિદ્યાલયોએ આગળ પડતો ભાગ લીધો છે. રખેને ભાઇ તમે ભુલાતા અને પ્રયોગની કેળવણીમાં ચિત્તના વિકાસ કે માનસિક કેળવણીમાં ઉણપ આવવા દેતા. મ્હેં અમેરિકાની સમકાલીન શાળામાં ચિત્તવિકાસ ને કારખાનામાં કર્મપ્રયોગની પદ્ધતિ બાબત પૂછ્યું. એમણે કહ્યું કે મ્હને તે બાબત અનુભવ નથી. પણ જ્યાં લગી કારખાનાંવાળા સહાનુભૂત ન હોય અને વિદ્યાતુરને સગવડ કરવા તત્પર ન હોય ત્યાં લગી હિન્દુસ્તાનમાં તે ચાલે એમ નથી લાગતું."

સાડા નવ વાગતાનો સુમાર થયો હતો. મ્હારે માટે એમણે ખુશામતના શબ્દો કહ્યા. એ મીઠા શબ્દ ભૂલાય છે? પણ ગીકું મરચું સજ્જડ પડેલું તેથી તેની તુલના પ્રસંગને જોઇને જ કરવાની.

મ્હેં લખ્યું તે પ્રમાણે ઘણાક બંગાળી મહાશય તે ઓરડામાં બેઠા હતા. તેઓ કોઇ અમારૂં સંભાષણ સાંભળતા તો કોઈ છાપાં વાંચતા. વચમાં કોઇ બોલ્યા નહિ. મ્હને તે મહાન પુરુષની મુખમુદ્રા, મનન કરવાની ઢબ, ઉત્તર આપવાની લઢણ વિગેરેની નિરીક્ષા કરવાની સારી તક મળી. ધરાયલો તો જરા ન હતો પણ બીજાની વાત ઉપરથી જણાયું કે મહાશયે ભોજન નહોતું કર્યું, તેથી અજાસાતો હું ઉઠ્યો. પ્રણામ કર્યા ને ચાલ્યો. નીચે ટ્રામવેનો કર્કશ અવાજ જારી જ હતો. આ વિચાર-યંત્રાલય આવા ઘોંઘાટમાં કેમ કામ કરતું હશે? હું મોટરમાં બેસી ચાલ્યો પણ મ્હારૂં મન ત્યાં જ ટંગાયલું રહ્યું. જે વેળા પોતે બોલતા તે વેળા એક જાતની રશ્મિ (આથી જ ઇશોપનિષદમાં રશ્મિને પણ જ્ઞાનની ઉપમા આપી છે) ઝરપતી હતી. શું જીવતાં નયન હતાં? તે વેળા સાંભળેલું કે કદાચ યુનિવર્સિટીમાં પોતે આવે તો ત્યાં એમનાં દર્શનનો લાભ મળી શકશે એ બાબત ખાતરી હતી. મનુષ્ય આશા કેટલી નિર્મૂળ!

એ મનુષ્યની તુલના એમના સાથી કે સમવયસ્ક કરશે. હું તો શિષ્ય કે યાત્રાળુના ભાવથી બે હરફ પોતા બાબત લખું છું.

એમના જીવનની સાદાઇની એ બાજુ હતી. વિશાખદત્તના મુદ્રારાક્ષસમાં હિંદના સાર્વભૌમ ચક્રવર્તિ ચન્દ્રગુપ્તના પ્રધાન ચાણક્યના રહેઠાણનું વર્ણન છે તે જ આશય, તે જ વલણ, તે જ પ્રણાલી. બીજી તરફ હારૂન અલ રશીદના વઝીર (અરેબીયન નાઈટ્સના વાંચનારને બાદશાહ વઝીર ને એમનો ફાંસીયો મસૂર ક્યાં અજાણ્યા હશે!) ના ઘરનું વર્ણન વાંચો. તે વૈભવની પરંપરાની વિરૂદ્ધ કાંઇક ડાયોજીનીસે જેમ પ્લેટોને કહેલું તેમ પોતે વર્તતા, ને કહેતા. કહેવાય છે કે પ્લેટોની ઉંચી જાતની શેત્રંજી ઉપર લાત મારી થીંગડેલ ને ફાટેલ વસ્ત્રાભૂષિત ડાયોજીનીસ બોલેલો કે "પ્લેટો, હું તારા ગર્વને છુંદી રહ્યો છું!"* ત્યારે એણે ઉત્તર વાળેલો "વધારે ગર્વિત થઇને, ડાયોજીનીસ!"×

સૅડલર કમિશન સાથે જ્યારે પોતે ફરવા નીકળેલા, તે વેળા ઉંચું જાડું ધોતીયું ને તેથી ઉંચું કસવાળું બદન પહેરેલો ગમાર ફીલીંગના સર્કીટ હાઉસમાં કેમ દાખલ થાય છે એ ત્યાંના ગુરખા રક્ષકને અજાયબ જેવું લાગ્યું. પોતે રોકાયા જોઇને પ્રશ્ન પૂછ્યો "કેમ રોકો છો?" "દેશી ભટકુઓને જવાનો હુકમ નથી." તેથી તે દિવસની બેઠકમાં ગેરહાજર રહ્યા. જ્યારે સૅડલરે એમને પૂછ્યું કે આમ કેમ? ત્યારે પોતે કહી સંભળાવ્યું. સેક્રેટરીને હુકમ થયો કે બંદોબસ્ત થવો જોઇએ કે ફરીને આમ ન બને. મ્હને જરાએક ડાયોજીનીસના જેવું આ પગલું લાગેલું. "હું આમ કરૂં છું. હું આમ કરૂં છું તે કરતાં ડરતો નથી. હું ડરતો નથી તે તમે જુઓ ને તાળી પાડો. ધન્યવાદ આપો. દેશી લેબાસની લડત કરૂં છું."

બીજું, પોતે સર્વ લક્ષણમાં પૂરા હતા. સામ, દામ, દંડ અને ભેદ. જે સાધ્ય છે તે સાધ્ય—પછી તે કયે માર્ગે, તેની જરા દરકાર ન હતી. માત્ર સર્વ કાર્યમાં એક નિઃસ્વાર્થી સૂત્ર માલુમ પડતું હતું કે જે જે કાર્ય થતાં હતાં તે તે 'હે દેશ, તવાર્પણમ્!' પોતાની ચઢતી માટે ન હતાં. માત્ર જે ધ્રુવ રૂપી ઉદ્દેશ સ્હામે સ્થાપેલો હતો તેને પ્રાપ્ત કરવા માટે કાંઇ પણ અડચણ આવે તો તેને કચડી નાંખી દૂર કરવી. નિષ્કંટક (thorough)—એ એમની આદેશપતાકા હતી. કર્મવીરની કરણી તેના જ ધોરણથી નીહાળવી જોઇએ. ધૂર્ત જોડે ધૂર્તતા કરવામાં જરા પાછળ પડે તેમ ન હતા. તે લક્ષલક્ષાએ જોયું. કેટલાકે કહેલું કે પોતે આવી

* "I stamp on thy pride, Plato."

× "With greater pride, Diogenes!"

તોછડાટ નહોતી આદરવી. જવાબ એટલો જ હતો કે તમાચો મારે તેને બીજો ગાલ બતાવવાની પદ્ધતિ પોતીકી ન હતી. વિદ્યાસાગર કે ગુરૂદાસ બેનરજીથી તે જુદા જ ધોરણે બંધાયલા હતા. વિલિયમ જેમ્સના શબ્દમાં તેમનો આત્મા વિનીત ન હતો. અનાયાસે નિત્શેના સુપરમેનની પદ્ધતિ પોતાથી સ્વીકારાતી. એ તો બુદ્ધિપ્રધાન વ્યક્તિની ઉપાધિ છે. ગુણદોષ દાખવવાનો નિરીક્ષકને ભાગ્યે જ હક્ક હોય ! લોક એમને માટે કહેતા કે ન્યાયાસન ઉપર જેવો ન્યાયપુરઃસર એમનો વર્તાવ હતો તેથી ઉલટી પ્રણાલી વિશ્વવિદ્યાલયના કાર્યવાહી ક્રમમાં જણાતી. ત્યાં તો અપક્ષ ને બદલે સપક્ષ મંત્રનો જપ થતો. ન્યાય આંધળો હોય પણ દુનિયા તો દેખતી છે, આનો અર્થ એટલો જ કે પોતાને મન આ વિદ્યામંદિરને ઉચ્ચ સ્થાન પર પહોંચાડવાની એટલી તીવ્ર અભિલાષા હતી કે તે કાર્યમાં કોઇ વચમાં આવ્યો કે તેની કચુંબર જ સમજવી. આથી જ જદુનાથ સરકાર અને રામાનંદ ચેટરજીના આધિપત્યની નીચેના લેખોમાં એમની વિરૂદ્ધ કટાક્ષ આવતા. હિંદમાં બંગાળ પ્રધાનપદે રહે, બ્રહ્માનું મુખ જ રહે, એટલા માટે એમણે સમુદ્રમંથન કરી, નરરત્નોને વિશ્વવિદ્યાલયમાં એકઠાં કર્યાં હતાં. એમને મન હતું કે સરસ્વતી દેવીને બધા પ્રાંતોની વિદ્યાલયે પ્રશ્ન કર્યો કે અમે કોણ, અમે કોણ ? તે વેળા ઉચિત જવાબ મળેલા. ત્યારે કાળિદાસ પેઠમ પ્રકુપિત થઇ દેવી પ્રત્યે 'अहं रंडे' જેવા અસંસ્કારી પ્રશ્ન પૃછ્યા વિના જવાબ મેળવ્યો હતો કે ત્વમેવાહમ્, ત્વમેવાહમ્ —'બધા વિષય ત્હારી વિશ્વવિદ્યાલયમાં સમાયલા ' એવો આ ખ્યાલ હોઇ શકે. ટાગોર લૉ લેકચર્સ માટે અંગ્રેજ સિવાય કોઇ બંગાળથી બ્હારનો વિદ્વાન બંગાળમાં સુંટાયો નથી, એવો પ્રહાર કરનાર માટે એટલું જ કહેવું જોઇએ કે સર આસુતોષ બાબત તે અન્યાયભરેલો આક્ષેપ હતો. પહેલાંના સમયમાં એ ખ્યાલ હોય પણ પોતાના હાથમાં ધૂરા આવી ત્યારથી સારથ્યની નિષ્પક્ષપાતનો પહેલો નમુનો, કે પ્રો. જયસ્વાલને એ પદવી આપી. પોતાને ત્યાં શિક્ષક નીમવામાં બંગાળી કે બીનબંગાળી એનો એમને ખ્યાલ ન હતો. પણ તે આટલા જ માટે કે ગમે તે સાધન પ્રાપ્ત કરી પોતાના પ્રાંતને શ્રેષ્ઠ સ્થાને ચઢાવવો, ને ચઢાવી તેની સ્થિતિ કાયમ રાખવી. એમનાં ચેલા ઘણા હતા. એમના

—હલકા શબ્દમાં કહીએ તો—ખાંધીઆ વિક્ષેપતર હતા. કહેવાય છે કે એમના જાણીતાને વિશ્વવિદ્યાલય પરીક્ષકો જાણી જોઇને વિશેષ માર્ક આપતા અને ઉં શ્રેણીમાં મુકતા. મારૂં માનવું છે કે તે ભીખ માંગન વ્યક્તિની ભૂલ હતી. પરીક્ષકની પદવીની વહેંચ કરનારનો એમાં દોષ ન હતો. જેમ મ્હારા ન્હાનપણ સર ફિરોઝશાહના ચેમ્બરમાં બધી ન્હાનીમોટી વ્યા એકઠી થતી ને રાજકીય કે કોરપોરેશનથી માં યુનિવર્સિટી બાબત અને ખાસ કરી પરીક્ષકની નિમણ બાબત ચેવડ થતી તેને હજારગણું વધારીએ ભવાનીપુરના આ ગામઠી ઘરમાં જણાતું. માત્ર ગુજર મિત–પક્ષી, તેથી અનિમંત્રિત ભક્તિ નહોતું દાખ અને સર હોરમસજી વાડીઆ, નટરાજન, બહાદુર વગેરે મ્હેતાના વિરૂદ્ધવાળા હતા. બંગાળમાં મૂર્તિપૂ અનન્ય છે. કોઈ ચકલું આ ગરૂડ વિરૂદ્ધ ચીં કરતું તો તેને ખાઇ જતા. આજ આ વ્યક્તિની તુલ કરવી અશક્ય છે. તે પ્રૌઢ પ્રતાપી કંઇ શાંત પડ્યો એમના જેવા જ શિક્ષણશાસ્ત્રી વકીલ ( lawy educationist) એ આપણી નજરે સહજ આવે. સ સુંદરલાલ અને સર ચિમનલાલ. જ્યારે ભવિષ્ય ઇતિહાસકાર—ભુસ્તરવેત્તાની માફક—સંસ્કૃતિનાં પ તપાસશે ત્યારે રેતીનાં રજકણમાં વધારે કેરબદલી ચિહ્ન કોણે પાછળ મેલ્યાં છે તેનો સહજ ખ્યા આવશે. આ બેનો પ્રભાવ અને પ્રવૃત્તિ પ્રાંતમાં સમાયલાં હતાં. બીજાની નિઃસીમ હતી. આ બે કાર કુશળ હતા, પણ વિદ્યાવિલાસી ભાગ્યે જ. આ પુ સરસ્વતીનો વડીલપુત્ર અને કાર્યદક્ષતામાં અનન્ય. ક પણ શાસ્ત્ર ન હતું કે કળા, જેમાં એ પારંગત હતો. એમની મહેનત અને એમનું દેહબળ અથા હતું. સર સુંદરલાલ એ બાબતમાં એમને ટક્કર મા શકે, પણ વિદ્યાવૈશાલ્યના ઘુમ્મટ તરફ નજર કરી ત્યારે એક તરફ ન્હાની દેવડી અને બીજી તરફ રોમ સેંટ પીટર્સનો ડોમ. કાર્યકુશળતામાં સર ચિમનલા જાય એમ નથી, પણ એમની તંદુરસ્તી શિથિલ તે નૈસર્ગિક બુદ્ધિથી જ કામ ચાલે. કામ જેટલું કા વધારવું નહિ—વ્હોરી લેવું નહિ. ચાલતું હોય તો સાં કે ટર્ફ ચાલવા દેવું. તેને મોટરકારની ગતિ ન આવ

આ પ્રૌઢ વૃક્ષ એકાએક તુટી પડયું અને એ નીચે બંગાળના વિશ્વવિદ્યાલયની મહદાશાઓ કચરા

ગઇ. ભુપેન્દ્રબાબુ એમને સ્થાને અસ્થાને છે. જે વેળા આ મહાન પુરુષનો પાર્થિવ દેહ પટ્ણેથી લાવવામાં આવ્યો ને બે કલાક લગી ઉઘાડબંધ થતા હુગળીના પુલની કળ બગડવાથી એમના માન માટે મળેલું સરઘસ રોકાઇ રહ્યું તે દેખાવ હું સારી રીતે કલ્પી શકું છું. એ બનાવ ખરે એમના મૃત્યુથી મુલકની પ્રગતિમાં જે અંતરાય આવી પડ્યો હતો તેનું પ્રત્યક્ષ ભાન કરાવતો હતો. સંસ્કૃતિ દેવી પાંગળી થઇ ગઇ હતી. અને અમર વિશ્વવિદ્યાલયને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું. ત્યાં એના મૃત પતિની લાશને રાખવામાં આવી. શું એ એની ચિતામાં સતી તો નથી થઈ ગઈ? ઘણાને એમ જ ભાસે છે. વિજળીના દીવાની એ જ ખામી કે તેની આગળ બીજા દીવા દીવેલના જ લાગે. તે હોલવાયો એટલે થોડો સમય તો—આંખ ટેવાય ત્યાં લગી—અંધારૂં જ લાગે. આમ જ હાલમાં જણાય છે. પણ કુબેરભંડારીનાં લક્ષણવાળા, યુરોપીય સંસ્કૃતિમાં ઉછરેલા બે દાનવીરોની મદદથી અને પોતાની મહેનત અને ખંતથી ઉભી કરેલી સાયન્સ કોલેજ ઉપરથી તેમના પ્રભાવની કલ્પના કરીએ છીએ અને એમના વિશ્વવિદ્યાલયનું મનન કરીએ છીએ ત્યારે એમ જ લાગે છે, કે જેમ આ સંસ્કૃતિમય સમષ્ટિ એમણે ઉભી કરી છે તે અમર રહેશે તેમ એમની કીર્તિ કાયમ રહેશે. બબ્બે એફ. આર. એસ. એમના સમયમાં થયા એવી એ સંસ્થાના પુત્રો એમની કીર્તિને ભવિષ્યનાં હિંદનાં બાળક આગળ જાજ્વલ્યમાન કરશે. પુત્રકર્મ એટલું જ માગે છે કે એમની ખાલી પડેલી જગ્યા ખાલી રહેવા નહિ દે. એટલેથી જ એમને માટે નિવાપાંજલિ સમજાશે.

वायुरनिलममृतमथेदं भस्मान्तं शरीरम् ।
(ईशावास्योपनिषद्)

ગ્રામ્ય મંદિરમાંથી પાછા વિલાયતી લત્તામાં આવી લાગ્યા ને ધોતીચદ્દરને સલામ કરી કોટ પાટલુનના પ્રદેશમાં દાખલ થયા. પણ આ શું જોઉં છું? સર રાજેન્દ્રનાથ ને તેમનો માનીતો જમાઇ ને ભાગીયો તો ધોતીમાં ઉભા છે! પોતે જ બોલ્યા "માફ કરજો. લગ્ન પ્રસંગે જવું પડે ત્યારે દેશી લેબાસ સજવો પડે છે. "શુભાન" (વધુ-ભાત પારસે તે) ને ટાંકણે હમણાં જ અગે સર આસુતોષને ઘેરથી આવ્યા. ઘેર રોશની હતી તે લગ્ન પ્રસંગની હતી એ હવે સાબીત થયું. મનુષ્ય કેટલો વિરક્ત થઇ શકે કે ઘેર લગ્નની રીતિ આવે ને પોતે અલગ રહી પારકાની મુલાકાત લઇ શકે. આ ક્ષમાની યાચનાથી મ્હને ઘણી રમુજ થઇ. એમણે એમ જ માન્યું હશે કે હું પૂરો વિલાયતી તે એમને એ કપડામાં જોઇ હેબકાઇ જઇશ ને કદાચ એમને માટે નીચો અભિપ્રાય ધારણ કરીશ. બીજું એ પણ લાગ્યું કે રહેણી કરણી ગમે તેટલી પરદેશી થઈ હોય પણ સામાજિક પ્રસંગે બંગાળામાં હમેશ ધોતીચદ્દરનો જ રિવાજ છે.

સર રાજેન્દ્રનાથે પોતાની કહાણી મ્હને ઘણી રસપૂર્ણ કહેલી. આજે ૫૮ વર્ષની વયે પોતે માર્ટિન કંપનીના સૌથી સીનીયર એટલે પુરાણા ભાગીદાર હતા. આ કંપની બાંધકામ, કોલસાખાણ, ન્હાની રેલવે, ચાહની ઉગવણી વિગેરે અનેક વ્યવસાયમાં કામ ચલાવવામાં આગળ પડતો ભાગ લે છે. પોતે એન્જીનીયર હતા ને આ ઠેકેદારની પેઢી સાથ નોકરીયાત જોડાયલા. અલાહાબાદ ને બીજાં મોટાં શહેરોની નળથી પાણી પૂરૂં પાડવાની બંધારણી યોજના એમણે શરૂઆતમાં અમલમાં મૂકેલી. કામ એટલું ચોકસાઇ, શુદ્ધ દાનત ને કમખર્ચે કરેલું કે માલિકને શ્રદ્ધા પેદા થયેલી કે રાજેન્દ્રનાથ લોખંડની મેખ છે, નહિ કે સડેલા વાંસનો ટેકો. પોતે તદ્દન દેશી રીતે રહેતા ને પહેલવહેલા ગવર્નરને રાત્રે મળવા જવાનું આવ્યું તે વેળા રાતનો વિલાયતી પોશાક એમને માગીને પહેરવો પડેલો. પછી કંપનીમાં જોડાયા એટલે તો આગળ વધ્યા જ. જુનીયર ભાગીદારથી પરંપરા ચઢવા માંડ્યા ને આખર એમનાં ખંત, કુશાગ્રબુદ્ધિ મક્કમપણું ને ધંધો ચલાવવાની શક્તિને લીધે આ મહાન એજન્સી કંપનીના સીનીયર પાર્ટનર છે. મ્હને લંચ (બપોરનું ખાવાનું) ઉપર એમણે એમની ઓફીસના ભવ્ય મકાનમાં બોલાવેલો. તે વેળા એમણે મ્હને કહ્યું કે જુઓ પંચાવન બડા સાહેબ મ્હારા હાથ નીચે કામ કરી રહ્યા છે. આ બધી કલકત્તાની પેઢીઓ ખાતા ખાતાના માણસોને વિલાયતથી લાવે છે ને તેમને ખાસ ખાસ ખાતાં સારા પગાર આપી સોંપે છે. પાર્ટનર તો બધા ઉપર દેખરેખ જ રાખે. મ્હારાથી પૂછ્યા વિના રહેવાયું નહિ કે કેટલા હિંદુસ્તાની છે? બોલ્યા એક પણ નહિ. મ્હારો પુત્ર ને જમાઇ ભાગીદાર તરીકે છે. તેટલું જ. કારણ એમણે બતાવ્યું કે "અમારી જાતના લોક વ્યાપારમાં કુશળતા બતાવી શકતા નથી

એમનાથી વિદ્વત્તાભરેલું કામ થાય. ઑફિસનું કામ થાય પણ પોતાની જોખમદારી ઉપર કામ કરવાનું હોય ને તે કરવામાં કોઇ નેતા ન હોય તે વેળા ત્હમારા મુંબાઇવાળા શેઠીઆ ભણ્યા ન ભણ્યા આગળ ટટ્ટુ ચલાવ્યાં જાય છે તેમ તે લોક નથી કરી શકતા. આ બાબતના મ્હારા અભિપ્રાયને લીધે હું અમાન્ય થાઉં છું; પણ હું ખરો સ્વદેશી છું. હું કહું છું કે આવી પ્રણાલી આદરો તો પછી ત્હમારો બેડો પાર. માત્ર બંગાળી છો તેથી મ્હારે બંગાળીને—ચોરસ આદમીને વર્તુલમાં ઘૂસાડવો એવું મ્હને નથી ગમતું." એક રીતે એમનું કહેવું ખોટું ન હતું. મામામાસીનું ધંધાદારીમાં કરવામાં આપણા લોકના ધંધા ધુંધવાતા રહે છે. અંગ્રેજ લોક પેઠમ પહેલેથી કેળવણી ને અનુભવ લીધા બાદ જ ભાગીદાર થવાય એ પ્રણાલી ખોટી નથી. પણ આદમી ફતેહમંદ નીવડયો એટલે પોતાના ગુણોને તે વધારે છે ને બીજાની ન્યૂનતા તેને વિશેષ નજરે પડે છે. ને તેને દૂર કરવા કદી પણ પ્રસંગ નથી આપતો. પોતાની સામાન્ય પબ્લિકની નજરમાં અમાન્યતાનું કારણ દર્શાવાયું. એક વાર બરજોરજી પાદશાહે પણ આવો જ અભિપ્રાય દર્શાવેલો. હિંદુસ્તાની કમ પગાર ઉપર મળે તો જ રાખી શકાય કેમકે તેમના કામની નીપજ ઓછી [illegible]ર્ં છે. પણ પગાર ઓછો લેવો તેમાં હલકટ સમજ[illegible]માં આવે છે ને તે માન્ય નથી ને તેથી હિંદુસ્તાની [illegible] નોકરીઆતમાં વધતો નથી. આ ટાટાના કન્સર્ન [illegible]બત ચાર પાંચ વર્ષ ઉપરની વાત થયેલી. આમાં સત્ય છે. આપણે કારીગર તરીકે કે કાર્યકુશળ વ્યાપારી તરીકે જેટલું શિક્ષણ લેવું જોઇએ તે નથી લેતા. આપણી ટેવા કટેવો નીવડે છે. આથી જ્યાં લગી આપણે શીખાઉ હાલતમાં છીએ, આપણી ટેવો સ્થિતિએ પહોંચી નથી ત્યાં લગી હલકી પાયરીનું પણ કામ લઇ ધીરે ધીરે આગળ વધવાની કોશીશ કરવી. First deserve and then desire—પહેલા યોગ્ય થાઓ ત્યાર બાદ વાંછના દર્શાવો. પણ બંગાળી ભાઇમાં મહત્વાકાંક્ષાની લાગણી ભારી છે. એ તો સમજે છે કે એંજીનીયર —B. E. થયો એટલે તરત જ ઉપરીની નોકરી મળે. કોઇ ધંધાવાળો આદમી અનુભવ કરતાં ચોપડીયા જ્ઞાનને અધિક માન આપતો નથી ને આપણો એંજીનીયર અસંતુષ્ટ ભદ્રલોકની પલ્ટનમાં દાખલ થાય છે!

સર રાજેન્દ્રનાથ વિક્ટોરીઅન પીરીઅડના જ ગણાય. એમને યુરોપીય પદ્ધતિ માટે—સમાજમાં વિજય માટે જે જે પદ્ધતિ તે સફામાં આદરાઇ તેને માટે—અતિશય માનની વૃત્તિ છે. એમણે જે સદ્ગુણોથી પોતાનું ભવિષ્ય સુધાર્યું તે શિવાયના બીજા ગુણો માટે બહુ માન નથી. પણ ટુંકી નજરવાળા એમને રાજદ્રોહી કહે એ ખોટું. એક અંગ્રેજ ઇજનેરને મેં કહેતાં સાંભળેલો કે બીજા લોક શું ગણતરી કરે છે! ટેન્ડર (માગણી) આપવાનો છેલ્લો દિવસ છે. રદ્દી પાકીટ ઉપર દસ વીસ આંકડા માંડી નાંખી સર રાજેન્દ્ર પોતાનો નફાટોટાનો હિસાબ એમની રોલ્સ રોઇસ મોટરમાં બેસી જતાં જતાં કરી નાંખે છે, ને ટેન્ડરની ઑફીસમાં દાખલ થતાં વાર પોતાની માંગણીના આંકડા રજુ કરે છે. માંગણી સ્વીકારાય છે. લોક વિસ્મય પામે છે કે કઇ કળાથી આ પરિણામે આવ્યા? તો ટપાલી પાકીટ ઉપર બંગ્લામાં લખેલા વીસ ત્રીસ હરફ નજરે પડે છે. કામ બાબતની એમની બુદ્ધિ વિચક્ષણ છે. લક્ષાધિપતિ થયા પણ કાણુ છોડશે નથી. રહસ્યપાટી તરફ લક્ષ નથી. માત્ર કોઇ ટીકારૂપે કહે તો, એટલું જ કહી શકે કે હાલતી આપણી, કેટલીક તરેહની અયોગ્યતા માટે એમની આંખ વધારે ખેંચાયલી રહે છે, બનિસ્બત આપણી યોગ્યતા. માણસ ઘણા અનુભવી ઠરેલ ને સ્વદેશભક્ત છે. પણ એમની રીત હાલતં રીતથી જુદી જણાય છે ને તેથી ગેરસમજ થાય છે. આ પ્રસંગે એમનાં ઘરનાં મનુષ્ય જોડે મ્હને સારો પ્રસંગ પડયો. બાઇ સાહેબ દેશી ખોરાક વધારે પસંદ કરે છે. ચાહ પ્રસંગે પણ કેકબિસ્કીટની જગ્યા સંદેશ ને રસગુલ્લાં ખાવાને મળેલાં. પાંચ છોકરી ને બે પુત્ર. છોકરીઓ બહુ સારી કેળવાયલી પણ હિંદની બધી કળામાં પ્રવીણ મ્હને એમની છેલ્લી બે પુત્રી લાગી. કવિવર રવીન્દ્રનાથનાં કેટલાંક ગાયન ગાતાં જ્યારે મ્હેં એમને સાંભળ્યાં ત્યારે ગાયનકળા તો બંગાળને વરી છે એમ લાગ્યું. એ લોક વિશેષ અંગ્રેજ લોકમાં જ ફરતાં.

સર રાજેન્દ્રનાથને લાગ્યું કે કલકત્તાને છાજે એવું હિંદુસ્તાની કલબ જાઇએ. તે છાતી ઠોકી એમણે પોતા તરફથી બંધાવવી શરૂ કરી દીધી કે જ્યારે પૈસા એકઠ થશે ત્યારે કીંમત મળશે. આ આરસપાણથી સુશોભિત મકાન ભવ્ય દીસે છે. રાજરજવાડાના અહીં આરી કદિ કદિ રહે છે. બધી ઢબ વિલાયતી છે. અંગ્રેજ કેટલાક સભાસદ છે પણ મુખ્ય તો બંગાળના ઉદાર લોકનો અહીં જમાવ થાય છે. સર એલેકઝાંડર મરેએ અમને બધાંને આ સ્થાનમાં ડીનર (ખાણું) આપ્યું હતું. બહુ લોક જોડે તે વેળા મુલાકાત થઇ. પણ તે વિષય ચર્ચવો અસ્થાને છે. માત્ર એટલું જ કહીને વિરમીશ કે સર રાજેન્દ્રનાથ મુકરજીના સદ્ગુણો જ ધ્યાનમાં રાખી એ હાલના જમાનાના કેમ નથી એ બાબતની પૃચ્છપરછ યા ટીકા કર્યા વિના લોક એમના દાખલા લે તો બંગાળમાં વ્યાપારની દઢીભૂત વૃદ્ધિ વિશેષ થાય!

(અપૂર્ણ)

વિનાયક નંદશંકર મહેતા

# અસહકાર અને સમાજજીવન*

"યુગધર્મ" માસિકના તંત્રીઓએ ગુજરાતના લેખકો અને વિચારકો પ્રત્યે કેટલાએક સમય ઉપર એક પત્ર લખીને અસહકારની પ્રવૃત્તિએ સામાજિક વિકાસ ઉપર કેવી જાતની અસર કરી તે સંબંધી કેટલાએક પ્રશ્નો પૂછ્યા છે. અને ખાસ કરીને એમ પૂછ્યું છે કે ભવિષ્યમાં સામાજિક વિકાસ માટે મહાસભા (કૉંગ્રેસ) ની પ્રવૃત્તિ ઉપર આધાર રાખવો જોઇએ કે તેને માટે સ્વતંત્ર પ્રવૃત્તિ કરવી જોઈશે? આ ઉપયોગી પ્રશ્નોનો ઉત્તર આપવાનો અત્રે પ્રયત્ન કર્યો છે.

આપણા આગેવાનોને પ્રથમથી એમ લાગેલું તો ખરૂં જ કે રાજકીય અને સામાજિક પ્રવૃત્તિઓ બન્ને દેશના વિકાસ માટે અગત્યની છે. અને તેથી રાજકીય પ્રવૃત્તિ માટે મહાસભાની સ્થાપના થઇ તે સાથે સામાજિક સભા (કૉન્ફરન્સ)ની સ્થાપના પણ કરવામાં આવી. અને તેનો સંદેશો લોકોમાં પહોંચે તે માટે કેટલેક સ્થળે સંસારસુધારા સમાજો (એસોસીએશન) ની સ્થાપનાઓ પણ થઈ હતી. આવી સમાજોની સહાનુભૂતિથી વિધવા પુનર્લગ્ન સભાઓ તથા સ્ત્રીઓની ક્લબો તથા કન્યાશાળાઓની સ્થાપના પણ થઈ હતી. પરંતુ સામાજિક સુધારા એટલે જુના મતવાળાઓ સાથે જ તકરારો કરવાની. આપણા દેશની રાજકીય પરિસ્થિતિ એવી હતી કે રાજકીય સુધારાઓ માટે હંમેશા સરકાર સામે જ હીલચાલો કરવાની એટલે તે માટે લોકોમાં અંદર અંદર સંપ વિશેષ જોઇએ. પરંતુ કેટલાએક રાજકીય હિલચાલના નેતાઓને એમ લાગ્યું કે સંસારસુધારાની હીલચાલથી તો અંદર અંદર કુસંપ થાય છે. એટલે તેઓએ ધીમેધીમે તે તરફ દુર્લક્ષ કરવા માંડ્યું. છતાંયે સંસારસુધારા પરિષદો તો કૉંગ્રેસની સાથે ભરાતી જ હતી. વળી એક સમયે એવો પ્રશ્ન ઉભો થયો કે સામાજિક સુધારા માટે કાયદાની મદદ લેવી કે નહિ. આ પ્રશ્ન 'સંમતિ વય'ના કાયદા સમયે ઉભો થયો. આમાં સુધારકોમાં પણ મતભેદ પડી ગયા. એટલે ધીમે ધીમે સંસાર સુધારા પરિષદ બહુ જ ગૌણ પદે જવા માંડી. અને મોટે ભાગે તેમાં સરકારી નોકરો તથા રાજકીય વિષયમાં બહુ ભાગ ન લેતા હોય તેવા ગૃહસ્થોનું પ્રમાણ વધારે રહ્યું. એટલે સામાજિક પ્રવૃત્તિ મંદ ગતિએ ચાલી.

છતાંયે દેશમાં, અનેક કારણોને લીધે, સુધારાની પ્રગતિ તો ચાલુ જ રહી. ઉચ્ચ કેળવણી વધી, સ્ત્રી કેળવણી પ્રસરી, પશ્ચિમના સુધારાની પીછાન વધુ થઇ. વગેરે અનેક કારણોથી સામાજિક વિકાસ થતો તો ગયો જ. પરંતુ વિકાસનાં કારણો ઘણાંખરાં આડકતરાં હતાં.

જે આડકતરી અસરોથી સંસારસુધારાને પોષણ મળ્યું તે જ અસરોથી સંસારસુધારા પરિષદ તરફ પણ પ્રગતિપૂજક યુવકોનું વિશેષ લક્ષ ગયું. તેમણે સંસારસુધારાનો વ્યાપક અર્થ લેવા માંડ્યો. કેવળ સાંસારિક બાબતો—લગ્ન અને ગૃહની બાબતો—શિવાય મોટી સામાજિક બાબતોનો પણ આ પરિષદમાં સમાવેશ થવો જોઇએ એવી લાગણી બધે ફેલાવા લાગી. આ પરિષદમાં ગૃહઉદ્યોગો, દારૂની બદી, અંત્યજોદ્ધાર, સહકારી મંડળીઓ, બાળમરણ, સ્ત્રીઓની તંદુરસ્તી, મીલમજુરોની સ્થિતિ અને સમાજસેવાનાં મંડળો ગામેગામ સ્થાપવા સંબંધી ઠરાવો આવ્યા. અમદાવાદ, ગોધરા, નડીઆદ અને સુરતમાં ભરાયેલી સામાજિક પરિષદોમાં આ સર્વ ઠરાવો આવ્યા હતા. અને તે ઠરાવોનો અમલ થાય તે હેતુથી સ્થાયી મંડળીની સ્થાપના પણ થઇ હતી.

સામાજિક હીલચાલ કાંઇક ગાઢ થવાનો પ્રસંગ આવતો હતો, તેવામાં મહાત્મા ગાંધીજી રાજકીય પ્રવૃત્તિમાં જોડાયા. કૉંગ્રેસમાં ઉથલપાથલ થઇ. અને ગાંધીજીનો પ્રભાવ તેમાં પડ્યો, અને ધીમે ધીમે મહા-

---

* આ વિષે અમારી પ્રશ્નાવલીના જવાબમાં આ લેખ મળ્યો છે. —તંત્રી

સભાનું સુકાન ગાંધીજીના હાથમાં, અથવા તેમની સંપૂર્ણ અસર તળે આવ્યું. મ. ગાંધીજીએ જોયું કે અમુક વિષયોમાં સામાજિક પ્રગતિ થયા વિના તો રાજકીય શ્રેય સધાશે નહિ જ, એટલે તેમણે અમુક બાબતોને મહાસભાના કાર્યક્રમમાં જ દાખલ કરી દીધી. મહાત્માજીનું વ્યક્તિત્વ હોત નહિ તો એ બાબતોને મહાસભામાં સ્થાન મળી શકત નહિ જ. એટલે બદલાયલી રાજકીય પ્રવૃત્તિથી સમાજ સુધારાને આટલો લાભ તો થયો જ.

સંસાર સુધારાની બાબતોમાંથી જે બાબતો મહાસભામાં લેવાઈ તે નીચે પ્રમાણે હતી:

૧. ખાદીપ્રવૃત્તિ, એટલે ગૃહઉદ્યોગ.
૨. અસ્પર્શ્યતાનિવારણ.
૩. દારૂની બદી.

આ ત્રણ ખાસ વિષયો ઉપરાંત સ્ત્રી સન્માનની બાબતમાં તથા જાહેર પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓનો હિસ્સો મેળવવાની બાબતમાં પણ, મહાસભાની પ્રવૃત્તિની ઘણી અસર થઇ.

છતાંયે એક વાત ભુલવાની નથી. મહાસભા તે રાજકીય પ્રવૃત્તિ માટે જ હતી અને છે. રાજકીય પ્રગતિ વેપારી એ તેના અંગની સામાજિક હીલચાલનો મુખ્ય ... હતો. ખેડુતો દેશમાં ૮૦ ટકા છે. તેઓ દેવાદાર હોય તો સ્વરાજ્ય મળે નહિ, અને મળે તો ટકે નહિ. માટે ખેતીમાંથી ફાજલ પડતા સમયમાં કરી શકાય તેવા ગૃહઉદ્યોગો જોઇએ. તેવો સરળ ઉદ્યોગ કાંતવાનો છે માટે ખાદીપ્રચાર અગત્યનો છે. વળી તેથી પરદેશ જતું ધન દેશમાં રહેશે. આ ખાદીપ્રચાર માટેની દલીલ. અસ્પર્શ્યતા માટે પણ દલીલ એમ કે જે દેશની વસતીનો છઠ્ઠો ભાગ તમે અવગણશો તો ઐક્ય કેમ સધાશે? અને ઐક્ય વિના સ્વરાજ સંભવતું નથી, માટે અસ્પર્શ્યતાનું નિવારણ કરો. દારૂની બદી ઓછી કરવા સબંધી પણ સરકાર પક્ષ તરફથી એમ કહેવામાં આવ્યું હતું કે અસહકારીઓનો મુદ્દો સરકારી આવક ઓછી કરવાનો છે ( કારણ કે દારૂના વેચાણમાંથી સરકારની આવક ઘણી મોટી છે ). રાજકીય પ્રવૃત્તિને અંગે હાથ ધરાયલા ત્રણ સામાજિક પ્રશ્નોની આ સ્થિતિ છે.

આ ત્રણે પ્રશ્નો સબંધમાં મહાસભા તરફથી કેવી ચળવળ થઇ તે પણ જોવું જોઇએ. ખાદી અને હાથકંતામણ તથા હાથવણાટ માટે તો મહાસભા તરફથી અગાધ પ્રયત્નો થયા છે અને હજીયે થાય છે, તેની તો ના કહેવાય જ નહિ. તેના પ્રયત્નથી ખાદીના ઉપયોગ સામેની સુગ જતી રહી છે. ખાદી વણાય છે, તે વેચવા માટે પ્રયત્નો થાય છે, અને તે વપરાશમાં પણ આવી છે. ગામડાંઓમાં પણ મહાસભાના સ્વયંસેવકો ગયા છે. અને આપણે આશા રાખી શકીએ કે જો આ ઉત્સાહ ચાલુ રહેશે તો ગામડાંઓમાં પાછો આ ગૃહઉદ્યોગ પગભર થશે, અને ખેડુતોને કાંઇક આર્થિક મદદ મળશે.

અંત્યજોદ્ધાર માટે પણ મહાસભાએ સખત સાદ દીધો છે. અસ્પર્શ્યતા દૂર થવી જ જોઇએ તેવો પોકાર કર્યો છે. પરંતુ ખાદીપ્રચાર જેવા પ્રયત્નો આ સબંધમાં થયા નથી, તે તો કબુલ કરવું જ પડશે. અંત્યજો કે અસ્પર્શ્યો માટે કેળવણીની ખાસ સંસ્થાઓ થોડી જ નીકળી છે. રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓમાં ઘણીખરીમાં તો તેમને દાખલ નથી કરતા. અને દાખલ કરે છે ત્યાં પણ તેમણે જુજ લાભ જ લીધો છે. ખાદીપ્રચાર માટે જે વ્યવસ્થિત પ્રયત્નો થયા છે, તેવા અસ્પર્શ્યતા નિવારણ માટે નથી જ થયા. અંત્યજ પરિષદો મેળવાઇ છે પણ તેમનામાં જાયુક કામ કરવાની યોજના થઇ નથી.

દારૂની બદી સબંધમાં તો એટલુંયે થયું નથી. તે સબંધમાં પ્રવૃત્તિનું એક મહાન મોજું આવી ગયું. દારૂની દુકાનો આગળ ચોકીઓ થઇ, તેમાં કેટલાએક સ્વયંસેવકોએ ઘણી હિમ્મત બતાવી. પણ એ બધું અલ્પજીવી થયું, અને એ સબંધી કંઇ વાત પણ હવે સંભળાતી નથી. આ બદી ઓછી કરવા માટે બીજા માર્ગો છે. મીલમજુરો, અંત્યજો અને ધારાળાઓ, જેઓ દારૂનો ઘણો ઉપયોગ કરે છે તેમને દારૂ ન પીવાનો બોધ આપવામાં કદાચ આવતો હશે. પરંતુ ગુજરાતી પ્રજામાં આવી હીલચાલ પણ મહાસભા તરફથી વ્યવસ્થિત રીતે થતી જાણવામાં નથી. બોરસદની ધારાળા તથા અંત્યજ પરિષદોમાં તે વર્ગોની બહુ જ થોડી હાજરી હતી એમ સાંભળ્યું છે. એટલે જે એક ઉસ્લામાં આ સબંધી આંતરિક પ્રવૃત્તિ થવાની આશા હતી તે ફળીભુત થઇ નથી. અત્યારે તો મદ્યપાનનિષેધ મહાસભાની પ્રવૃત્તિમાં નથી, એમ કહી શકાય.

આ ઉપરાંત એક બીજી પણ વાત વિચારવાની છે. અત્યારે મહાસભા એટલે અસહકાર. અને અસહકારમાં

ધારાસભા મારફતે તો કામ થઇ શકે નહિ. અંત્યજ કેળવણીના સબંધમાં મુંબાઇ કેળવણી ખાતાનો ઠરાવ છે કે જે શાળાઓને સરકારી મદદ મળતી હોય તેમાં અંત્યજોને દાખલ કરવાની મનાઇ કરી શકાય નહિ. મદ્યપાન સબંધમાં પણ એ બદી કેમ ઓછી થાય તે સબંધી એક સમિતિ મારફતે તપાસ થઇ છે. અને પરિણામે ઠરાવ પણ થયા છે. તે ઠરાવો જો અમલમાં મુકાય તો ઘણો લાભ થાય તેમ છે. અંત્યજો માટે નિવાસગૃહો તથા જુદી શાળાઓ કાઢવાની ફરજ પણ લોકમતથી સરકાર ઉપર નાંખી શકાય તેમ છે. પરંતુ અસહકારી ભાઇઓ તે રસ્તો લઇ શકે નહિ અને પરિણામે આ બે આવશ્યક પ્રવૃત્તિઓની પ્રગતિ ધીમી જ રહે.

મહાસભાએ ત્રણ સામાજિક પ્રવૃત્તિઓ હાથ ધરી તેનું એક પરિણામ એ આવ્યું કે સમાજસુધારાની પ્રવૃત્તિ જરા મંદ પડી. એક તો રાજકીય પ્રવૃત્તિ બહુ જ જોરથી ચાલતી હતી, મોટેભાગે લોકોનાં મન તેમાં પરોવાયલાં હતાં, એટલે સ્વાભાવિક રીતે બીજી હીલચાલો મંદ પડે જ. તે સાથે કેટલાએક વર્ગોમાં એવી માન્યતા પ્રસરવા માંડી કે સમાજસુધારાનું કામ તો હવે મહાસભાએ ઉપાડી લીધું છે, એટલે તે માટે જુદી પ્રવૃત્તિ કરવાની જરૂર નથી. આ બને કારણોને લીધે સામાજિક પ્રવૃત્તિ ઓછી થઇ ગઇ છે. અને બાળલગ્ન તથા કન્યાવિક્રય જેવા પ્રશ્નો, જે સબંધી હજી પણ તીવ્ર હીલચાલ કરવાની જરૂર છે, તે પ્રશ્નો તો જાણે અત્યારે અસ્તિત્વમાં નથી એમ લોકોએ આંખમીંચામણી કરવા માંડી છે. વળી કોઇ તે સબંધી કાંઇ હીલચાલ કરે છે તો તેને હસી કાઢવામાં પણ આવે છે, અને કહેવામાં આવે છે કે હવે તો એ પ્રશ્ન જુના થયા. પરંતુ એ સામાજિક બદીઓ અત્યારે છે જ, અને સમાજને મહાન હાની કર્યે જ જાય છે, તે વિચારનાર ઓછા છે.

રાજકીય સંસ્થા તરફથી સામાજિક હીલચાલ ઉપાડી લેવામાં આવે, તેનું એક પરિણામ એવું આવે જ કે તે હીલચાલમાં સરકારી નોકરો ભાગ લઇ શકે નહિ. વળી વિનીતપક્ષના રાજદ્વારીઓ પણ અસહકારને અંગે ચાલતી હીલચાલમાં ભાગ લેવાનું પસંદ ના કરે. વળી આપણે જોઇ ગયા કે સમાજોદ્ધાર માટે કેવળ એ ત્રણ કરતાં વધારે વિષયોનો વિચાર કરવાની અને તે માટે ઉત્સાહથી સતત કામ કરવાની જરૂર છે.

જ્ઞાતિબંધન, બાળલગ્ન, કન્યાવિક્રય, સ્ત્રીશિક્ષણ, વિધવાઓની સ્થિતિ, સહકારી મંડળીઓની સ્થાપના, અને સમાજસેવાના મંડળોનો પ્રસાર, વગેરે બાબતો તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. તેમ કર્યા વિના સામાજિક ઉદ્ધાર કે પુનર્ઘટનાનો સંભવ નથી જ. આ સર્વ પ્રશ્નોના ઉકેલ પ્રજામાં યોગ્યતા આણશે, પ્રજાનો વિકાસ સાધશે અને તેની રાજકીય પ્રવૃત્તિમાં પણ મદદ રૂપ થશે. અલબત, પ્રજાને લગતા જુદા જુદા પ્રશ્નો—રાજકીય, આર્થિક, અને સામાજિક—એક બીજા સાથે સંકળાયલા છે, તેની તો ના પડાય નહિ. એટલે સામાજિક હીલચાલ કેવળ અલગ તો ના જ પાડી શકાય. છતાંયે સર્વ સામાજિક પ્રશ્નો ઉપર લોકસમસ્તનું ધ્યાન દોરવા, તે સબંધી સતત ચળવળ ચાલુ રાખવા, તથા તે માટે વ્યવહારૂ પગલાં લેવા, કેવળ સામાજિક પ્રશ્નો હાથ ધરનાર જુદી સંસ્થાની જરૂર છે જ. તે માટે વાર્ષિક પરિષદ જુદી ભરાય તે ઇષ્ટ છે. અને તેને અંગે આખુંયે વર્ષ સતત કાર્ય થાય, તે માટે સ્થાયી મંડળ તથા સ્થાનિક સમિતિઓની પણ જરૂર છે.

ગુજરાત—રાજકીય ગુજરાત નહિ પણ ભૌગોલિક ગુજરાત—માં દેશી રાજ્યોનો પ્રદેશ મોટો છે. પરંતુ આપણી રાજકીય હીલચાલ તો અંગ્રેજી ગુજરાતમાં જ મુખ્યત્વે ચાલે છે. એટલે રાજકીય હીલચાલને અંગે જ સામાજિક ચળવળ ચાલે તે દેશી રાજ્યોના પ્રદેશોમાં પ્રસરે નહિ. આ કારણથી પણ સામાજિક ચળવળ જુદી સંસ્થા મારફતે જ ચાલવી જોઇએ.

અંતમાં જે સામાજિક બાબતોને, અને ખાસ કરીને અસ્પર્શ્યતાની બાબતને મહાત્મા ગાંધીજીએ પ્રજા સમક્ષ આણી છે, અને તે માટે તેમણે જે પ્રયત્નો કર્યા છે, તે સારૂ દરેક સુધારક તેમનો તથા મહાસભાનો ઉપકાર માનશે જ. નવજીવન દ્વારા ગાંધીજીએ વિધવાલગ્ન સબંધમાં જે, વિચારો દર્શાવ્યા હતા, અને અમુક સંજોગોમાં પુનર્લગ્નને ઇષ્ટ જણાવ્યું હતું, તે માટે પણ સમાજ તેમનો ઉપકાર માનશે. છતાંયે ઉપર દર્શાવેલાં સવિસ્તર કારણોને લીધે સામાજિક ઉદ્ધાર માટે જુદી જ ચળવળ ચલાવવાની જરૂર છે, એવો મ્હારો નમ્ર પણ દૃઢ મત છે.

આશા છે કે ગુજરાત આ બાબતમાં વધુ વખત બેદરકાર નહિ રહે.

કેશવપ્રસાદ દેસાઈ

# મ્હોટી બ્હેન

## ( ૨ )

૪

માધવીને મનોરમા નામની એક સખી હતી. મનોરમાને લખેલા એક બે પત્રોના ઉત્તર નહીં મળવાથી માધવીને ખૂબ ખીજ ચડી હતી. આજે બપોરે જરા અવકાશ મળતાં મનોરમાને નિરાંતે પત્ર લખવા બેઠી. એટલામાં પ્રમીલા દોડતી ત્યાં આવી અને કહ્યું કે

" મ્હોટીબ્હેન ! "

" શું છે ? " માધવીએ કંટાળેલા સ્વરે પ્રશ્ન કર્યો.

" માસ્તર સાહેબના ચશ્મા ક્યાંઇક ખોવાઇ ગયા છે, તમારી પાસે હોય તો આપો ને ! "

માધવીથી હસ્યા વિના ન રહેવાયું. " તારા માસ્તરને જઇને કહે કે મારી પાસે કંઇ ચશ્માની દુકાન નથી." .મીલાએ ઉત્તર પહોંચાડવા એકદમ દોટ મૂકી. માધવીએ તેને પાછી વાળી કહ્યું કે " ક્યાં જાય છે ? "

" તમારો જવાબ સંભળાવવા."

" એને બદલે જા, આપણા ગુમાસ્તાને બોલાવી .વ ! " પ્રમીલા ગુમાસ્તાને બોલાવી આવી, એટલે માધવીએ કહ્યું કે " માસ્તર સાહેબના ચશ્મા ખોવાઇ ગયા છે. બજારમાંથી સરસ ચશ્મા જોઇ લઇ આવો."

ગુમાસ્તો ચાલ્યો ગયો, એટલે મનોરમા પરના પત્રમાં અંતે લખ્યું કે

" પ્રમીલા સારૂ બાપાએ એક શિક્ષક રાખ્યો છે. તેને માણસ કહીએ તો પણ ચાલે અને ન્હાનું છોકરૂં કહીએ તો પણ કંઈ ખોટું નહીં. મને લાગે છે કે એ બિચારો કોઈ દિવસ ઘરની બ્હાર નહીં નીકળ્યો હોય. સંસારની રીતભાતનું એને જરાય ભાન નથી. કલાકે કલાકે તેની સારસંભાળ લેવી જ પડે. મારો ઘણોખરો વખત તેમાં નીકળી જાય છે. પત્ર લખવાનું મન તો ઘણા દિવસથી હતું; પણ એ જ માથાકુટમાં પત્ર ન લખાયો. તું જો જલદી અહીં આવે તો હું તને તે શિક્ષક બતાવું. તેં ખરેખર આવો નમાલો અને એકેંદ્રિય જીવ જગતમાં ક્યાંય નહીં જોયો હોય. ખાવા આપીએ તે ખાય, નહિતર ભુખ્યો તરસ્યો છાનોમાનો પડ્યો રહે. ભુખ તરસ કે ઉંઘનું તો તેને ભાન જ નથી. આવા માણસને એક દિવસ પણ જો છૂટો મૂકશે હોય તો રઝળી રઝળીને મરી જાય. અને ઘણીવાર પ્રશ્ન થાય છે કે આવા માણસો ઘર છોડીને શા સારૂ બ્હાર નીકળતા હશે ? સાંભળવા પ્રમાણે તેને માબાપ છે. અને એ વાત ખરી હોય તો એમનાં હૃદય પત્થરનાં હોવાં જોઇએ. હું હોઉં તો આવાને નજરથી જરાયે અળગો ન કરૂં..." વિગેરે.

મનોરમાએ મશ્કરીના રૂપમાં જવાબ લખ્યો: "તેં તારા પત્રની બીજી કેટલીક હકીકત સાથે, તેં એક વાંદરૂં પાળ્યું છે અને તું પોતે સીતા દેવી બની બેઠી છે, એ હકીકત પણ હું સમજી ગઇ છું. બાકી જરા સાવચેત રહેજે. એજ લી. મનોરમા. "

કાગળ વાંચીને માધવીનું મુખ કિંચિત્ લાલ બન્યું. જવાબમાં લખી નાંખ્યું કે " કાળા મુખવાળી તું કોની મશ્કરી કરે છે તેનું તને ભાન છે ? "

માધવીએ પૂછ્યું: " પ્રમીલા, તારા માસ્તર સાહેબને ચશ્મા ગમ્યા ? "

પ્રમીલાએ કહ્યું: " હા. "

" તેં કેમ જાણ્યું ? "

" માસ્તર સાહેબ એ જ ચશ્મા ચડાવીને આજે મજેથી ચોપડી વાંચતા હતા. "

" તેમણે પોતે કંઇ અભિપ્રાય ન આપ્યો ? " માધવીએ પ્રશ્ન કર્યો.

" માસ્તર સાહેબ તો કંઈજ નથી બોલ્યા. "

" ચશ્મા ગમ્યા કે ન ગમ્યા તે વિષે એક શબ્દ પણ ન બોલ્યા ? "

" નહીં, કંઇજ નહીં. "

. હમેશા પ્રસન્ન રહેનારૂં માધવીનું મ્હોં પડી ગયું. પરંતુ તે બીજી જ ક્ષણે હસી અને કહ્યું કે "તારા માસ્તર સાહેબને હવે કહી દેજે કે ફરીવાર ચશ્મા ન ગુમાવે."

"ભલે કાલે કહી દઇશ."

"અરે મૂર્ખી, જોજે કહી નાંખતી. એવી વાત તે કહેવાતી હશે? એમને માઠું ન લાગે?"

"ત્યારે હું કંઇ ન બોલું?"

"ના."

માધવીએ એક દિવસ પોતાના ભાઇ શિવચંદ્રને પૂછ્યું: "આ પ્રમીલાના માસ્તર આખો દિવસ શું વાંચ્યા કરે છે? તું કંઈ જાણે છે?"

શિવચંદ્ર પોતે બી. એ. ના કલાસમાં ભણતો હતો. પ્રમીલાના માસ્તર જેવા વેંતીયા માણસ તેના હિસાબમાંયે ક્યાં હોય. તેણે ઉપેક્ષાનો ભાવ બતાવતાં કહ્યું કે 'બીજું શું વાંચે? નાટક નોવેલ વાંચતા હશે!" પણ માધવીને ખાત્રી ન થઇ. તેણે પ્રમીલા મારફત તેનું એક પુસ્તક છાનુંમાનું મંગાવી, ભાઈના હાથમાં આપી કહ્યું: "નાટક નોવેલના જેવું તો નથી લાગતું."

શિવચંદ્રે પુસ્તકનાં પાનાં ફેરવી જોયાં. તેને કંઇ સમજણ ન પડી. સમજ્યો તો નહીં, પણ એટલું તો જોઈ શકયો કે તે એક ગણિતનો ગ્રંથ હતો.

બ્હેનની પાસે ભોંઠો પડવાના ભયથી, તેણે જવાબ જોડી કાઢયો: "અંકગણિતનું સામાન્ય પુસ્તક છે. નેશાળમાં હલકા વર્ગોમાં ભણાવાય છે."

માધવીનું જ મ્હોં લેવાઇ ગયું. તે બોલી: "પરીક્ષામાં આ પુસ્તક ચાલતું હશે? કાલેજમાં નહીં કામ આવતું હોય?"

શિવચન્દ્ર જરા ચકિત થયો. તેણે ટુંકામાં જ કહી નાખ્યું કે "ના, ના. એવું કશું નથી." પરંતુ તે દિવસથી શિવચન્દ્ર કોઇ દિવસ માસ્તરની નજરે ન પડયો. માસ્તરથી તે ડરતો ને ડરતો જ આઘો નાસવા લાગ્યો. રખેને માસ્તર કંઇ પૂછે અને પોતાની પોલ ખુલી જાય! રખેને બાપ હુકમ કરે ને પ્રમીલા સાથે પોતાને પણ એ જ માસ્તર સાહેબ પાસે ભણવા બેસવું પડે!

થોડા દિવસ પછી માધવીએ પોતાના પિતાને પૂછ્યું: "બાપા હું કેટલાક દિવસ કાશીએ જઈ આવું?"

વજ્રબાબુ વિચારમાં પડયા. "તું કાશીએ જાય તો પછી અમારૂં બધાનું અહીંઆ શું થાય?" માધવી હસી, અને બોલી કે "મને એક વાર જવા દો; હું જલદી પાછી ચાલી આવીશ."

માધવી હસી, પણ તેના પિતાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. માધવી પણ સમજી શકી કે કાશીએ જવાની વાત કાઢવામાં ઉતાવળ થઇ ગઈ. ભૂલને સુધારવા ખાતર તે બોલી: "કેવળ થોડા દિવસ બ્હાર ફરવા પણ ન જઉં?"

"તું જાય એની ના નથી. પણ આ ઘરમાં વ્યવસ્થા નહીં રહે."

"શું મારે લીધે જ ઘર ચાલે છે? હું ન હોઉં તો બધું અટકીને ઉભું થઈ રહે?"

"ઘર તો ચાલે, બ્હેન, પણ સુકાન વિનાના વ્હાણ જેવું."

પરંતુ માધવીને કાશી ગયા વિના ચાલે તેમ જ ન હતું. ત્યાં તેની એક વિધવા નણંદ, પોતાના એક પુત્ર સાથે ઘણા દિવસથી આવીને રહી હતી. એક વાર તેને મળ્યા વિના છૂટકો ન હતો.

કાશી જતાં પહેલાં માધવીએ એકેએક નોકર-ચાકરને બોલાવી કામની વહેંચણી કરી આપી. વૃદ્ધ દાસીને બોલાવી પોતાના પિતાની, ભાઇની અને પ્રમીલાની બરાબર સંભાળ રાખવાની સલાહ અને સૂચના આપી. માત્ર માસ્તર સાહેબ વિષે જ કોઇને કશી ભલામણ ન કરી. ભૂલથી એ વાત રહી ગઇ, એમ પણ નહીં. ઇરાદાપૂર્વક જ કોઇને કંઇ ન કહ્યું. હમણાં હમણાંમાં માધવીને તેની પર જરા ક્રોધ ચડયો છે. માધવીએ આજસુધીમાં તેની કેટકેટલી સેવા ચાકરી કરી! પરન્તુ એ અકર્મીએ આભાર કે ઉપકાર સૂચવવાનો એક શબ્દ સરખો પણ ન ઉચ્ચાર્યો. માધવી પોતાની ગેરહાજરી દરમિયાન એ અકર્મી અને ઉદાસીન માસ્તરને બતાવવા માગતી હતી કે પોતે ન હોય તો તેની શી વલે થાય? એક વાર એવો પરચો બતાવવામાં કંઈ મ્હોટી હાનિ થઇ જવાની હતી? પોતાની ગેરહાજરીમાં તેનું ગાડું કેમ ગબડે છે તે જોવામાં કયો મ્હોટો અપરાધ થઇ જવાનો હતો? અને એટલા જ માટે તેણીએ સુરેન્દ્રને વિષે કોઇને કશી સૂચના ન આપી.

સુરેન્દ્રનાથ તો પોતાના પ્રોબ્લેમ સોલ્વ કરવામાં જ રચ્યો પચ્યો હતો. પ્રમીલાએ આવીને કહ્યું કે " માસ્તર સાહેબ, કાલ રાત્રે મ્હોટી બ્હેન કાશી ચાલ્યાં ગયાં. " સુરેંદ્રે એ વાત પણ પૂરી ન સાંભળી. એને એ વાતમાં કંઇ દમ ન લાગ્યો. પરન્તુ બે ત્રણ દિવસ પૂરા ન થયા એટલામાં સુરેંદ્રની મુંઝવણનો પાર ન રહ્યો. દસ વાગી જાય તો પણ સ્નાન કે આહારને માટે કોઇ ઉતાવળ ન કરે, કોઇ વાર જમવા જતાં બપોરના એક બે પણ વાગી જાય. પહેરવાનાં કપડાં મેલાં થઇ ગયાં હોય તો પણ કોઇ કંઇ ન બોલે. સવારમાં નાસ્તો આવે તેમાં પણ કંઇ ઢંગધડો ન હોય. રાત્રે બત્તીની ચાવી બંધ કરવાની પણ કોઇ તકલીફ ન લે—વાંચતાં વાંચતાં રાતના બે ત્રણ વાગી જાય. પછી સવારમાં ઉઠવાનો વખત થાય તો પણ આંખ ન ઉઘડે—આખો દિવસ શરીર ભારે ભારે લાગ્યાં કરે. આ બધાં લક્ષણો જોઇ તેને ખાત્રી થઇ કે આ ઘરમાં ક્યાંઇક કંઇક ગોટાળો થયો છે, તે સિવાય આમ ન બને. ઉકળાટ થાય ત્યારે જ માણસને પંખો યાદ આવે. સુરેંદ્રે આજે પુસ્તકમાંથી માથું ઉંચું કર્યું અને પૂછ્યું: " પ્રમીલા, હમણાં મ્હોટી બ્હેન અહીં નથી લાગતાં, ખરૂં ને ? "

પ્રમીલાએ કહ્યું: " તેઓ તો કાશી ગયાં છે. "

બે દિવસ બાદ એકાએક સુરેંદ્ર પ્રમીલાની સામે જોઇ બોલી ઉઠ્યો: "હવે મ્હોટી બ્હેન ક્યારે આવશે ?"

" હજી એક મહિનો થશે. "

સુરેંદ્ર પોતાનું પુસ્તક વાંચવા લાગ્યો. એ રીતે બીજા પાંચ દિવસ નીકળી ગયા. સુરેંદ્રે હાથમાંની પેન્સીલ પુસ્તક ઉપર મૂકી કહ્યું: " પ્રમીલા, એક મહિનામાં હજી કેટલા દિવસ બાકી છે ! "

" ઘણા દિવસ. "

સુરેંદ્રે હાથમાં પેન્સીલ લીધી, પોતાના ચશ્માના કાચ સાફ કર્યા, અને પોતાના પુસ્તક ભણી એકીટસે જોઇ રહ્યો.

બીજે દિવસે કહ્યું: " પ્રમીલા તું મ્હોટી બ્હેનને કાગળ પત્ર નથી લખતી ? "

" લખ્યા વગર કેમ ચાલે ? "

" જલદી આ તરફ આવવાનું નથી લખતી ? "

" ના. "

સુરેંદ્રે એક ન્હાનો નિશ્વાસ મૂક્યો અને ધીમે ધીમે બોલ્યો: " બરાબર. "

પ્રમીલાએ કહ્યું: " માસ્તર સાહેબ, મ્હોટી બ્હેન આવી જાય તો ખૂબ મઝા પડે ખરૂં કે નહીં ? "

" ખરૂં. "

" જલદી અહીં આવી જાય એમ લખું ? "

"સુરેંદ્રે પ્રફુલ્લતાપૂર્વક જવાબ આપ્યો: "લખજે."

" તમારી વતી લખું ? "

" તે પણ લખજે. "

" લખજે " કહેતાં તેને જરાય સંકોચ કે વિચાર ન થયો. કારણ કે તેને દુનિયાના સામાન્ય રીતરિવાજ પણ કંઈ ભાન ન હતું. મ્હોટી બ્હેનને આગ્રહ કરી આ તરફ વ્હેલા વ્હેલા આવવાનું લખવું એ જો તેને ન શોભે તેમ કોઇ સાંભળે તો પણ ઠીક ન ગણે એ વાતની તેને મુદ્દલ ગમ ન હતી. જેના વિના પોતાને અગવડ પડે અને જેના વિના ઘડી પણ ચાલે તેમ ન હોય તેને વ્હેલા વ્હેલા આવવાનું લખવામાં સુરેન્દ્રને કંઈ વાંધા જેવું ન લાગ્યું.

આ જગતમાં જેને નવું નવું જાણવાની જિજ્ઞાસા અને શીખવાની કુતૂહળવૃત્તિ નથી હોતી તે સામાન્ય મનુષ્યસમાજથી છેક છૂટો પડી જાય છે, સમાજમાં તેને માટે ક્યાંય સ્થાન રહેતું નથી અને સમાજના વિધિનિયમ સાથે પણ તેનો મેળ મળતો નથી. કૌતુહળી થવાનું તો સુરેન્દ્રના સ્વભાવમાં મૂળથી જ ન હતું. જેટલું જાણ્યા વિના ન ચાલે તેટલું જ માત્ર જાણવું, બીજા કશામાં ફોગટ માથું ન મારવું એ તેની પ્રકૃતિ હતી. એટલે મ્હોટી બ્હેન વિષે તે આજ સુધી તદ્દન અજાણ્યો હતો. આ કુટુંબમાં આટઆટલા દિવસ સુધી તે રહ્યો, મ્હોટી બ્હેનના પ્રતાપે અનેક પ્રકારની સુખસગવડ ભોગવ્યા છતાં મ્હોટી બ્હેન કોણ છે, ક્યાં રહે છે અને શું કરે છે તે વિષે તેના મનમાં કદી પ્રશ્ન સરખો પણ ન ઉદ્ભવ્યો. મ્હોટી બ્હેનનાં વય, રૂપ કે ગુણ વિષે તે સાવ અજાણ્યો રહ્યો. તેની જગ્યાએ બીજો માણસ હોય તો મ્હોટી બ્હેન વિષે કેટલીયે જાતની પૂછપરછ કરી હોય અને જ્યાંથી મળે ત્યાંથી પુષ્કળ માહિતી મેળવી લીધી હોય. પણ સુરેંદ્રને તેવું કંઈ ન સૂઝ્યું. આટલા દિવસ દરમિયાન તેને એવી કલ્પના પણ ન આવી.

ઘરનાં બધાં " મ્હોટી બ્હેન" "મ્હોટી બ્હેન" કહેતા એટલે તે પણ સૌની સાથે " મ્હોટી બ્હેન " કહેતો. બધાની સગવડની કાળજી મ્હોટી બ્હેન રાખતી

એટલે પોતાની પણ રખાતી. મ્હોટી બ્હેન પાસે કુબેરનો અક્ષય ભંડાર ભર્યો હતો તેમાંથી બીજાને થોડુંથોડું મળતું તેમ પોતાને પણ મળતું, એમાં તેને આશ્ચર્ય કે નવાઈ જેવું કંઈ જ ન લાગતું. મેઘનો ધર્મ છે કે ખેતરમાં તેમ જ વાડામાં પણ વરસવું. વરસતા વરસાદમાં લાંબો હાથ કરનારને, પાણીનાં બે ચાર ટીપાં જરૂર મળી રહે તેવી જ રીતે મ્હોટી બ્હેન પાસે માગીએ એટલે મળે જ. માત્ર માગનાર જોઈએ. મેઘની જેમ મ્હોટી બ્હેન પણ બરાબર નિષ્પક્ષપાત, નિઃસ્વાર્થ અને નિરપેક્ષ. સુરેંદ્રે મ્હોટી બ્હેન વિષે લગભગ એવો જ ખ્યાલ બાંધ્યો હતો. આ ઘરમાં પગ મૂક્યો ત્યારથી તેની તે ધારણા દિવસે દિવસે વિશેષ મજબૂત થતી ગઈ. પરન્તુ મ્હોટી બ્હેનના કાશીગમન પછી તેને લાગ્યું કે મ્હોટી બ્હેનની ગેરહાજરીમાં એક કલાક ગાળવો પણ મુશ્કેલ થઈ પડે.

તે જ્યારે પોતાને ઘેર હતો ત્યારે કેવળ પોતાના પિતાને અને વિમાતાને ઓળખતો. મ્હોટી બ્હેન એ નામ પણ તેને પરિચિત ન હતું. પરન્તુ અહીં આવ્યા પછી મ્હોટી બ્હેન નામ સાંભળ્યું અને પ્રથમની જેમ મ્હોટી બ્હેન ઉપર બધો આધાર રાખતો થઇ ગયો. એટલું છતાં મ્હોટી બ્હેન કોણ છે, કેવી છે, શું કરે છે એ વિષે તેણે કંઇ જ દરકાર ન કરી. તેનો સંબંધ માત્ર નામની સાથે જ હતો. નામ એ જ તેને માટે સર્વસ્વ હતું.

જેવી રીતે લોકો પોતાના ઇષ્ટદેવને નજરે જોઇ શકતા નથી, છતાં છબિ કે મૂર્તિ રાખી પૂજે છે, પોતાનાં સુખઃદુઃખ નિવેદન કરે છે, હૃદય ખોલીને હર્ષ-શોકની છાની વાત પ્રકટ કરે છે, મસ્તક ઝુકાવી દયાની ભિક્ષા માગે છે અને પ્રત્યક્ષ દર્શન પામ્યા વિના અસ્ફુટ ઇચ્છા વડે અસ્ફુટ વાક્ય ઉચ્ચારે છે તેવી રીતે આજે દુઃખથી કંટાળી, અતિ દુઃખ પામી સુરેંદ્ર અસ્ફુટ સ્વરે ઉચ્ચાર્યું: " મ્હોટી બ્હેન ! "

૫

હજી સૂર્યોદયને વાર છે. પૂર્વ દિશામાં માત્ર રંગ બંધાય છે. પ્રમીલા એકદમ દોડતી આવી ને સૂતેલા સુરેન્દ્રનાથને ગળે બાઝી પડી. બોલી: "માસ્તર સાહેબ !"

સુરેન્દ્રે આંખો ચોળતાં પૂછ્યું: " કોણ ? પ્રમીલા ? શું છે ? "

" મ્હોટી બ્હેન આવી ગયાં. " સુરેંદ્ર ઉઠીને પથારીમાં બેઠો. પ્રમીલાનો હાથ પકડી કહ્યું કે " ચાલ, મળી આવીએ. "

રૂબરૂમાં જઇ મળવાની વાસના તેને શી રીતે ઉદ્ભવી તે કહેવું મુશ્કેલ છે; તેમ જ રહી રહીને આટલે દિવસે પ્રમીલાનો હાથ પકડી, આંખો લુછતો લુછતો શા માટે અંતઃપુર તરફ જવાને તૈયાર થયો તે પણ નથી સમજાતું. બન્ને જણાં અંદર આવ્યાં. નિસરણીનાં પગથીઆં ચડી ઉપર પહોંચ્યાં. માધવીના ઓરડાની બરાબર સામે ઉભા રહી સાદ કર્યો: " મ્હોટી બ્હેન !"

મ્હોટી બ્હેન એ વેળા પોતાનું કંઇક કામ કરતી હતી. તેણીએ કહ્યું: " શું છે, ન્હાની બ્હેન ? "

" આ માસ્તર સાહેબ—"

એટલામાં તો બન્ને જણાં ઓરડાની અંદર દાખલ થયાં. માધવી એકદમ ગભરાઈને ઉભી થઇ ગઈ. માથા ઉપરનું વસ્ત્ર ખુબ તાણી, એક બાજુ લપાઇ ગઈ. સુરેંદ્રનાથ કહેવા લાગ્યો: " મ્હોટી બ્હેન ! તમારા વિના હું બહુ દુઃખી—" માધવીએ વસ્ત્રથી મુખ ઢાંક્યું હતું, છતાં એટલી બધી શરમાઇ કે તેને ત્યાંથી નાસી જવાનું મન થયું. જીભને દાંત વચ્ચે દાબી, મનમાં ને મનમાં જ તે ગણુગણી: " અરર ! "

" તમારા જવા પછી—"

" માધવી મનમાં ને મનમાં બડબડી: " લાજી મરૂં છું. "

માધવીએ મૃદુ સ્વરે કહ્યું: " પ્રમીલા, માસ્તર સાહેબને કહે કે બ્હાર જાય. "

પ્રમીલા ઉમ્મરમાં ન્હાની હતી, છતાં પોતાની બ્હેનનું વર્તન જોઇ સમજી શકી કે આ કામ બરાબર ન થયું. કહ્યું: " ચાલો, માસ્તર સાહેબ. "

સુરેંદ્ર જડની જેમ થોડી વાર ઉભો થઇ રહ્યો. કહ્યું: "ચાલો." તેને વધારે વાત કરતાં આવડતું ન હતું. તેમ તે વાત કરવા માગતો પણ ન હતો. પરન્તુ વાદળામાં છૂપાયેલો સૂર્ય એકાએક પ્રકાશી નીકળે ત્યારે સ્હેજે આપણને સૂર્ય જોવાનું મન થાય અને સૂર્યની સામે જોતાં આંખ અંજાઇ જાય એ વાત ક્ષણભર ભૂલી જવાય, તેમ એક મહિના સુધી મેઘાચ્છન્ન આકાશ તળે રહીને સુરેંદ્ર એટલો બધો કંટાળી ગયો હતો કે સૂર્યનાં દર્શને ગયા વિના તેનાથી ન રહેવાયું. પરન્તુ તેનું આવું વિપરીત પરિણામ આવીને ઉભું રહેશે, એવી તો તેને કલ્પના પણ ક્યાંથી આવે ?

તે દિવસથી તેનાં સુખ સગવડમાં ઉણપ આવવા લાગી, કારણ કે માધવીને પોતાને હવે શરમ આવવા લાગી. બિન્દુમાસીએ એક વાર કંઇક મશ્કરી પણ કરેલી. સુરેંદ્રને પણ સંકોચ થવા લાગ્યો. તે થોડા વખતમાં જ જોઇ શક્યો કે મ્હોટી બ્હેનનો અસીમ ગણાતો ભંડાર તેને માટે સસીમ થઇ ગયો છે. બ્હેનની લાગણી અને માતાનો સ્નેહસ્પર્શ જાણે અળગાં ને અળગાં રહેતાં હોય તેમ તેને લાગવા માંડયું.

એક દિવસે તેણે પ્રમીલાને કહ્યું: " મ્હોટી બ્હેન કંઈ મારી પર ગુસ્સે થયાં છે ? "

પ્રમીલાએ જવાબ આપ્યો: " હાસ્તો. "

" શા સારૂ ? "

" તમે તે દિવસે તેમના ઓરડામાં કેમ ગયા ? "

" ન જવાય, એમ કે ? "

" એમ તે જવાય ? મારી બ્હેન બહુ ગુસ્સે થઇ ગયાં છે. "

સુરેંદ્રના હાથમાંનું પુસ્તક પોતાની મેળે બંધ થઇ ગયું. તે માત્ર એટલું જ બોલ્યો: " બરાબર. "

ત્યાર પછી એક દિવસે આકાશમાં વાદળ ઘેરાયાં અને વરસાદ પણ પડયો. વ્રજરાજ બાબુ બે દિવસ થયાં બહારગામ ગયા હતા. કોઈ કોઇ વાર એ રીતે તેમને જમીનદારીના કામકાજને અંગે જવું પડતું. આજે માધવીને પણ કંઇ ખાસ કામ ન હતું. પ્રમીલા પણ ખૂબ તોફાને ચડી હતી. માધવીએ તેને પકડી, કહ્યું: " પ્રમીલા, તારી ચોપડી લઈ આવ; જોઉં તું કેટલું ભણી ? "

પ્રમીલા ગરીબ ગાય જેવી થઇ ગઇ. માધવીએ બીજી વાર કહ્યું: " જા, તારી ચોપડી લઇ આવ. "

" મ્હોટી બ્હેન આજ રાત્રે લાવીશ. "

" નહીં, અત્યારે જ લઇ આવ. "

ન છુટકે, ગભરાતી ગભરાતી પોતાનું દફતર લઇ આવી. હાવકું મ્હોં રાખી બોલી: " માસ્તર સાહેબ કંઇ ભણાવતા નથી, પોતે આખો દિવસ વાંચ્યા કરે છે. " માધવીએ કેટલાક પ્રશ્નો પૂછયા, પણ પ્રમીલા એકે પ્રશ્નનો સાચો જવાબ ન આપી શકી. માધવી સમજી કે માસ્તરે કંઇ નવું ભણાવ્યું નથી એટલું જ નહીં પણ પ્રમીલા ભણેલુંયે ભૂલી ગઈ છે. આથી માધવીએ ગુસ્સે થઇને બિન્દુને બોલાવી કહ્યું: " જા, માસ્તરને પૂછી આવ કે પ્રમીલાને રીતસર કેમ ને ભણાવતા ? "

બિન્દુ પૂછવા ગઈ તે વારે માસ્તર સાહેબ બેઠા પોતાના ' પ્રોબ્લેમ ' ના વિચારમાં ગરકાવ થ ગયા હતા. બિન્દુએ કહ્યું: " માસ્તર સાહેબ, મ્હો બ્હેન પૂછાવે છે કે તમે ન્હાની બ્હેનને રીતસર કે નથી ભણાવતા ? " થોડી વાર તો જાણે કંઈ સાં ળતા જ નથી એવી રીતે માસ્તર સાહેબ બેસી ર બિન્દુએ ઘાંટો પાડીને પૂછયું: " માસ્તર સાહેબ ! "

" શું ? "

" મ્હોટી બ્હેન પૂછાવે છે—"

" શું પૂછાવે છે ? "

" ન્હાની બ્હેનને ભણાવતા કેમ નથી ? "

બેદરકારીથી જવાબ આપ્યો: " મને એ નથી ગમતું. " આ ઉત્તર સાંભળી બિન્દુ પણ ઠંડીગાર બની ગઇ.

માધવીનો ક્રોધ પણ વધી ગયો. તે એકદમ નીચે ઉતરી, સુરેન્દ્રના ઓરડા પાસે બારશાખની આડમાં ઉભી રહી, બિન્દુ મારફત બોલી કે "ન્હાની બ્હેનને કેમ બિલકુલ ભણાવતા નથી ?" એ ને એ સવાલ બે ત્રણ વખત પૂછાયો એટલે સુરેન્દ્રનાથે કહી નાંખ્યું કે " મારાથી એ નહીં બને. "

માધવી જરા વિચારમાં પડી ગઇ. તેને થયું કે આ તે કંઇ જવાબ કહેવાય ?

બિન્દુએ કહ્યું: " તો પછી તમારા અહીં રહેવાનો અર્થ શું ? "

" બીજે કયાં જઉં ? "

" તો પછી ભણાવતા કેમ નથી ? "

રહી રહીને સુરેન્દ્રને ભાન આવ્યું. તે જરા ટટ્ટાર થયો, અને બોલ્યો: " શું કહો છો ? " બિન્દુએ જે પૂછવાનું હતું તે ફરી ફરીને ત્રીજી ચોથી વાર પૂછ્યું. સુરેન્દ્રે કહ્યું: " પ્રમીલા તો રોજ ભણવા આવે છે. "

" ભણવા તો આવે છે પણ ભણાવતા કેમ નથી ? "

" મને એટલો વખત જોઇએ ને ? "

" તો પછી આ ઘરમાં શા સારૂ પડયા રહ્યા છો ? " સુરેન્દ્રે પણ શાંતિથી એ પ્રશ્ન વિચાર્યો.

" સારૂં હવે તમે તેને નહીં ભણાવી શકો, એમ જ ને ? "

" ખરૂં, મને ભણાવવું નથી ગમતું. "

માધવીએ બિન્દુ મારફત પૂછ્યું: " તો પછી નકામા આ ઘરમાં કેમ પડી રહ્યા છો ? " સુરેન્દ્રને પ્રૉબ્લેમનું ઘેન ઉતરી ગયું. તેને પોતાને જરા દુઃખ થયું અને વિચાર કરીને કહ્યું: " બરાબર, મ્હારી મ્હોટી ભૂલ થઇ ગઇ. "

" એક દિવસ બે દિવસ નહીં પણ બરાબર ચાર મહિના એ ભૂલ ચાલુ રહી ? "

" ચાર મહિનામાં એ વાત તો મને યાદ જ ન આવી. "

બીજે દિવસે પ્રમીલા ભણવા ન આવી. પણ સુરેન્દ્રને તેથી કંઇ માઠું ન લાગ્યું. ત્રીજે દિવસે પણ ન આવી.

એ ત્રણ દિવસ પ્રમીલા ન આવી તેથી સુરેન્દ્રને ચિંતા થઇ. તેણે એક નોકરને કહ્યું કે " જરા પ્રમીલાને બોલાવી લાવશો ? " નોકરે અંદરથી આવી જવાબ આપ્યો: " ન્હાની બ્હેન હવે તમારી પાસે ભણવા નહીં આવે. "

" ત્યારે બીજા કોની પાસે ભણશે ? "

નોકરે પોતાની બુદ્ધિથી જ જવાબ આપ્યો: "બીજો માસ્તર રાખશે."

એ વખતને લગભગ નવ વાગ્યા હશે. સુરેન્દ્રે થોડી વાર મુંગા બેસી વિચાર કર્યો. બે ત્રણ પુસ્તકો બગલમાં મારી ઉઠીને ઉભો થયો. ચશ્મા ઘરાની અંદર બંધ કરી મેજ ઉપર મૂક્યા, અને ધીમે ધીમે ઘરની બ્હાર નીકળ્યો.

રસ્તામાં એક નોકરે પૂછ્યું: " માસ્તર સાહેબ, અત્યારે ક્યાં ચાલ્યા ? "

" મ્હોટી બ્હેનને કહેજો કે હવે હું અહીંથી વિદાય થઉં છું. "

" પાછા નહીં આવો ? "

સુરેન્દ્રે એ સવાલ ન સાંભળ્યો. કંઇ પણ ઉત્તર આપ્યા વિના દરવાજાની બ્હાર નીકળી ગયો. બપોરના બે વાગવા આવ્યા તો પણ સુરેન્દ્ર પાછો ન ફર્યો. નોકરે માધવીને સમાચાર આપ્યા કે " આપણા માસ્તર સાહેબ ક્યાંક ચાલ્યા ગયા."

" કઇ તરફ ગયા ? "

" તેની ખબર નથી. જતી વખત માત્ર મને એટલું કહી ગયા કે મ્હોટી બ્હેનને મારા જવાના સમાચાર આપજો. "

" શું કહે છે ? જમ્યા કર્યા વિના ચાલ્યા ગયા ?" માધવીને ખેદ થયો.

ત્યાર બાદ માધવીએ માસ્તર સાહેબવાળા ઓરડામાં આવીને જોયું તો તમામ સામગ્રી જેમની તેમ પડી રહેલી. મેજ ઉપર ઘરામાં બંધ કરેલા ચશ્મા પણ પડયા હતા. માત્ર થોડાં પુસ્તકો ઓછાં થયેલાં.

અનુક્રમે સાંઝ પડી, રાત્રિ થઈ, પણ સુરેન્દ્ર પાછો ન ફર્યો. બીજે દિવસે માધવીએ પોતાના બે નોકરોને બોલાવી કહ્યું કે " તમે જો શહેરમાં તપાસ કરી માસ્તરને શોધી કાઢો તો દસ રૂપીઆનું ઈનામ આપું." ઈનામની લાલચથી નોકરોએ દોડાદોડ કરી. પરન્તુ સાંઝે ઘેર આવીને બાતમી આપી કે " માસ્તરનો પત્તો ન લાગ્યો. "

પ્રમીલાએ રડતાં રડતાં પૂછ્યું: " મ્હોટી બ્હેન, માસ્તર સાહેબ કેમ ચાલ્યા ગયા ? "

માધવીએ તેને ત્યાંથી કાઢી મૂકી કહ્યું: "બ્હાર જા, રડવું હોય તો બ્હાર જઇને રડ."

એ રીતે દિવસો જેમ જેમ જવા લાગ્યા તેમ તેમ માધવીની ચિંતા અને ગ્લાનિ વૃદ્ધિ પામવા લાગ્યાં. બિન્દુએ કહ્યું: " મ્હોટી બ્હેન, એટલી બધી તપાસ અને માથકૂટ કરવાનું શું કારણ છે ? આવા મ્હોટા શહેરમાં બીજો માસ્તર નહીં મળે ? "

માધવીએ ગુસ્સે થઈ જવાબ આપ્યો: " તને બહુ ખબર ! બિચારો ભૂખ્યોતરસ્યો, એક રાતી પાઇ લીધા વિના ચાલ્યો ગયો ! એ બિચારાને શું થતું હશે તેનું તને શું ભાન હોય ? "

"તમે શી રીતે જાણ્યું કે તેની પાસે એક પાઇ પણ ન હતી ?"

" મેં શી રીતે જાણ્યું તેની તારે શી પંચાત ?"

બિન્દુ ચૂપ રહી. એ રીતે લગભગ એક અઠવાડીઉં વીતી ગયું. માસ્તરના કંઇ સમાચાર ન મળ્યા. હવે માધવીને ખાવુંપીવું પણ અકારૂં થઈ પડયું. તે જમવા બેસે કે તે જ ક્ષણે સુરેન્દ્ર નજર સામે આવીને ઉભો રહે. માધવીને થાય કે એ બિચારો અત્યારે ક્યાંક ભૂખ્યોતરસ્યો ભટકતો હશે. જે માણસ પોતાના ઘરમાં કંઇ માગી ન શકે તે બીજાની પાસેથી શી રીતે માગી શકે ? માધવીને ખાત્રી હતી કે સુરેન્દ્રની પાસે એક પાઇ પણ નથી કે જેથી તે બજારમાંથી કંઇ ખાવાનું ખરીદી શકે; તેમ જ ભીખ માગીને પેટ ભરે

તેટલી પણ તાકાત તેનામાં નથી. એક ન્હાના બાળક-
ની જેમ રસ્તામાં નિરાધારપણે બેસી કાં તો રડતો
હશે અને કાં તો ઝાડ નીચે પુસ્તકનું ઓશીકું કરી
સુતો હશે.

વ્રજભાણુએ બ્હારગામથી આવી બધી વાત જાણી.
તેમણે માધવીને કહ્યું: "મ્હોટી બ્હેન, ખોટું તો થયું."
માધવીએ માંડમાંડ પોતાની આંખમાંનાં અશ્રુ ખાળ્યાં.

સુરેન્દ્ર ત્રણ દિવસ સુધી ભૂખ્યા પેટે કલકત્તા શહેર-
ના રસ્તાઓ ઉપર રખડયો. નળના પાણીના પૈસા
ન બેસે એટલે જ્યારે ભૂખ જેવું લાગે ત્યારે નળે જઇ
પાણી પી લે.

એક દિવસે રાત્રે તેનામાં ચાલવાનું પણ પૂરું
સામર્થ્ય ન હતું. એટલામાં તેણે સાંભળ્યું કે એક ઘાટ
ઉપર ખાવાનું વહેંચાય છે. તેથી તે મહામહેનતે તે
તરફ જવા તૈયાર થયો. રાત અંધારી હતી. આકાશમાં
વાદળાં ચડી આવ્યાં હતાં. માર્ગમાં જતાં જતાં અચાનક
એક ગાડી સાથે અથડાયો. ગાડીવાને ઘોડાની લગામ
જોરથી ખેંચી ઘોડાને ધીમા પાડયા. પરન્તુ સુરેંદ્રને
અકસ્માત નડયા વિના ન રહ્યો. જીવનું જોખમ તો ન
..., પણ તેના પડખામાં અને પીઠમાં ઇજા થઇ. તે
...ાન બની ગયો. પોલીસે આવી, તેને ગાડીમાં નાંખી
...સ્પીતાલ ભેગો કર્યો. ઇસ્પીતાલમાં ચાર પાંચ દિવસ
...ધી તે બેહોશ અવસ્થામાં પડી રહ્યો. એક વાર રાત્રે
તેણે આંખ ઉઘાડી અને કહ્યું: "મ્હોટી બ્હેન!"

કોલેજનો જે વિદ્યાર્થી ડયુટી ઉપર હતો તેણે એ
સાદ સાંભળ્યો. તે પાસે આવીને શાંત રીતે ઉભો રહ્યો.
સુરેંદ્રે કહ્યું: "મ્હોટી બ્હેન આવ્યાં?"

"કાલે સવારમાં આવશે."

બીજે દિવસે સુરેંદ્રને ભાન આવ્યું. પરન્તુ મ્હોટી
બ્હેનની વાત ન ઉચ્ચારી. આખો દિવસ તાવને લીધે તે
તરફડયો. સાંજે એક જણને પૂછયું: "હું કયાં—ઇસ્પી-
તાલમાં છું?"

"હા."

"મને શું થયું છે?"

"તમે એક ગાડી નીચે ચગદાયા છો."

"જીવી શકીશ ખરો?"

"જરૂર."

તે પછીના દિવસે પહેલાંનો વિદ્યાર્થી ડયુટી ઉપર
આવ્યો. તેણે પ્રશ્ન કર્યો: "અહીંઆ તમારું કોઇ સગું
વ્હાલું છે?"

"ના, કોઈ નથી."

"તમે તે રાત્રિએ મ્હોટી બ્હેનને સાદ કર્યો. હતો તે
કોણ? તે અહીં રહે છે?"

"અહીં રહે છે તો ખરી, પણ ઇસ્પીતાલમાં નહીં
આવી શકે. મારા પિતાને મારા સમાચાર આપશો?"

"ખુશીથી."

સુરેંદ્રે પોતાના પિતાનું ઠેકાણું લખાવ્યું. વિદ્યાર્થીએ
તે જ દિવસે પત્ર લખી નાંખ્યો. તે પછી મ્હોટી બ્હેન-
ની તપાસ કરાવવા તેણે સુરેંદ્રને કહ્યું: "કોઇ પણ સ્ત્રી,
અહીં આવવા ધારે તો ખુશીથી આવી શકે છે. અમે
તે માટે ખાસ બંદોબસ્ત કરી શકીશું. તમે તમારી
મ્હોટી બ્હેનનું સિરનામું આપો તો ત્યાં પણ સમાચાર
મોકલી શકાય."

સુરેંન્દ્રે થોડી વાર વિચાર કરી, વ્રજભાણુનું ઠેકાણું
લખાવ્યું.

"હું વ્રજભાણુના ઘરની પાસે જ રહું છું. આજે જઇને
તમારી હકીકત જણાવીશ. તેમની મરજી હશે તો તેઓ
પણ અહીં આવી શકશે."

સુરેંદ્રે કંઇ જવાબ ન આપ્યો. મ્હોટી બ્હેન આટલે
સુધી આવે એમ તેને ન લાગ્યું. વિદ્યાર્થીએ મહેરબાની
કરીને વ્રજભાણુને સમાચાર પહોંચાડયા. વ્રજભાણુ બહુ
આશ્ચર્ય પામ્યા અને બોલ્યા: "બચવાની કંઈ આશા છે?"

"જરૂર બચી જશે."

ઘરની અંદર જઇ, પોતાની પુત્રીને કહ્યું: "માધવી
આપણી ચિંતા સાચી ઠરી. સુરેંદ્ર, ગાડી નીચે આવી
ગયો છે અને ઇસ્પીતાલમાં પડયો છે."

માધવીનું આખું શરીર ધ્રૂજી ઉઠયું. "તને એ બહુ જ
યાદ કરે છે. મ્હોટી બ્હેન, મ્હોટી બ્હેન, ઝંખે છે.
તું ત્યાં જઇ શકશે?" બરાબર એ જ વખતે, પાસેના
ઓરડામાં પ્રમીલાએ તોફાન મચાવ્યું. માધવી એકદમ તે
તરફ દોડી ગઇ. કેટલીક વારે તે પાછી વળી અને કહ્યું:
"તમે તેને જોઈ આવો. મારાથી નહીં જવાય."

વ્રજભાણુ સ્હેજ દુઃખ પામ્યા પણ હસતો ચ્હેરો
રાખી કહ્યું: "બ્હેન, એ તો વનના પશુ જેવો છે; તેના
ઉપર ક્રોધ કરવો ન શોભે."

માધવીએ જવાબ ન આપ્યો. વ્રજભાણુ એકલા
સુરેંદ્રને જોવા આવ્યા. તેમને સુરેંદ્રની અવસ્થા નિહાળી
ભારે ખેદ થયો. તેમણે કહ્યું:

"સુરેંદ્ર, તમારાં માબાપને સમાચાર આપ્યા
હોય તો?"

"સમાચાર આપી દીધા છે."

"તો હરકત નહીં. તેઓ આવશે તો તેમને માટે હું સંપૂર્ણ વ્યવસ્થા કરી આપીશ."

વ્રજબાળુએ પૈસાટકા વિષે વિચાર કરી કહ્યું: "એના કરતાં એમનો ઉતારો જ મારે ત્યાં રહે તો કંઇ હરકત છે?"

સુરેંદ્ર કંઇ ન સમજ્યો. બોલ્યો: "મારા બાપા આવશે પછી હરકત શાની?"

વ્રજબાળુએ ઘેર આવી માધવીને વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

તે દિવસથી રોજ તેઓ એક વાર ઇસ્પીતાલમાં આંટો જઇ આવતા. સુરેંદ્ર વિષે તેમના દિલમાં સ્નેહભાવ ઉપજ્યો હતો. એક દિવસે ઇસ્પીતાલમાંથી આવી માધવીને કહ્યું: "માધવી, તારી કલ્પના સાચી ઠરી. સુરેંદ્રનો પિતા કોઇ દરિદ્ર માણસ નથી."

માધવીએ આગ્રહભર્યા ભાવથી પ્રશ્ન કર્યો: "તમે તે કેમ જાણ્યું?"

"તેનો પિતા કાલે રાત્રે આવી પહોંચ્યો છે અને તે એક મ્હોટો વકીલ છે."

માધવી મૂંગી બેસી રહી. વ્રજબાળુએ વધુમાં જણાવ્યું: "તેના પિતાના કહેવા પ્રમાણે સુરેંદ્ર ઘરમાં કોઇને કહ્યા વિના નાસી આવ્યો હતો."

"કારણ?"

"તેના બાપે આજે વાતચિત દરમિયાન બધી હકીકત કહી દીધી. સુરેંદ્ર એમ. એ. ની પરીક્ષામાં ભારે ફત્તેહમંદીથી પાસ થયો હતો. તેને વિલાયત જવાની ઇચ્છા હતી. પરંતુ તેના બાપે આવા બિનઅનુભવી બાળકને વિલાયત જતો રોકયો, તેથી રીસાઇને એકાએક નાસી ગયો. હવે તે સાજો થશે એટલે ઘેર લઈ જશે."

માધવીએ પોતાનો નિશ્વાસ માંડમાંડ રોકયો. આંખમાંનો અશ્રુપ્રવાહ ખાળ્યો અને બોલી: "ઠીક થયું."

(અપૂર્ણ)

સુશીલ

# જ્વાળામુખી પર્વત ઉપર મુસાફરી

જે પૃથ્વી ઉપર કરોડો માણસ અને જાનવર રહે છે, જેની લીલી સપાટી ઉપર અનેક પ્રકારનાં ફળફુલ તથા અન્ન પાકે છે, પહાડો ઉપર, ખીણમાં અને નદી કીનારે સુંદર વૃક્ષોનાં વનનાં વન ઉગ્યાં હોય છે, નાની મોટી નદીઓના શીતળ જળ ચારે દિશામાં પ્રસરી રહ્યાં છે, તે પૃથ્વી અકલ્પ્ય ગરમીથી ઓગળી ગયેલા ધાતુ તથા પથ્થરોનો વિશાળ ગોળો છે. જમીનમાં ખાડો ખોદ્યો હોય તો તેમાંથી મીઠાં ઠંડાં પાણી નીકળે છે. જે પૃથ્વીનું આપણને સામાન્ય ભાન છે તે ફક્ત પૃથ્વી ઉપરનું પાતળું સરખું પડ છે. પણ જ્યાં જ્વાળામુખી પર્વતો આવ્યા છે ત્યાં આપણા ગ્રહનું ખરું સ્વરૂપ જણાઇ આવે છે. કોઇ પણ ઘન પદાર્થને ખુબ તાપમાં મુકયો હોય તો તે ઓગળીને પ્રવાહી બની જાય છે. જમશેદપુરના લોખંડના કારખાનામાં પ્રવાહી લોખંડ જોઇ શકાય છે. જો તાપ વધાર્યો હોય તો પ્રવાહી પદાર્થ વાયુરૂપ ધારણ કરે છે. સૂર્યનો પ્રચંડ ગોળો અસંત ગરમ વાયુનો બનેલો છે અને તેમાંથી ગરમી તથા પ્રકાશ ચારે બાજુ ફેલાઈ રહ્યાં છે. આપણી પૃથ્વીનો ગોળો પણ તેવા જ પ્રકારનો હતો. પણ લાખો કે કરોડો વર્ષ દરમ્યાન તેમાંની ગરમી ઓછી થઇ તેથી તેના બહારના ભાગ ઉપર જડ પદાર્થનું પડ બંધાતું ગયું. ચંદ્રનો ગોળો તદ્દન ઠંડો પડી ગયો છે એમ મનાય છે. ગરમી ઓછી થતી જાય તેમ પૃથ્વીનો ગોળો સંકોચાય છે અને પડ જાડું થાય છે. કેટલીક વખત એ પડમાં ફાટ પડવાને લીધે સમુદ્રનું પાણી અંદરના ભાગ સુધી પહોંચી જાય છે અને ઉકળતી ધાતુઓના સંબંધમાં આવે છે એટલે વરાળ ઉત્પન્ન થાય છે. એ વરાળ બ્હાર નીકળવાને જોર કરે છે ત્યારે ધરતીકંપ થાય છે અને જે પહાડોમાં છેક ઉંડાણ સુધીના બાકાં હોય છે તે રસ્તે બ્હાર નીકળે છે. વરાળના જોરને લીધે સાથે સાથે ઉકળતી પ્રવાહી ધાતુ તથા પથ્થરો (લાવા) નીકળે છે. જો ખુબ લાવા નીકળી જાય તો ખાલી પડેલી

જગ્યા ઉપરનું પડ બેસી જાય છે અને તેવે પ્રસંગે સખત ધરતીકંપ થાય છે; ધરતીનો કોઇ ભાગ ડુબી જાય છે, કોઇ ભાગ ઉપરથી આવે છે.

મોટાં દુરબીનથી ચંદ્રને તપાસીએ તો તેમાં હજારો જ્વાળામુખી પર્વતોનાં મુખ જણાય છે. પણ તેમાંથી જ્વાળા નીકળતી નથી. આપણી પૃથ્વી ઉપર પણ ઘણાં મુખ છે પણ તેમાનાં કેટલાંક બંધ થઇ ગયાં છે. સામાન્ય રીતે ખુલ્લાં મુખવાળા બળતા પર્વતો દરીઆની પાસે આવેલા હોય છે. પાસિફિક મહાસાગરને કીનારે જાપાનમાં તથા ભૂમધ્ય સમદ્રમાં વીસુવીઅસ, વિગેરે પર્વતો જાણીતા છે. આઇસલેંડનો જ્વાળામુખી હેકલા ઘણી વાર ફાટી નીકળે છે. કેટલેક ઠેકાણે દરીઓ પાંચ માઇલ ઉંડો હોય છે, ત્યાં પાણીનો ભાર ખુબ જ હોય છે તેને લીધે જો તેની નીચેનું પડ પાતળું હોય તો તે તોડીને અથવા દબાવીને પાણી અંદર ધુસે છે, અને ઉકળતા ગોળાને અડકે છે કે તરત જ્વાળામુખી ફાટે છે. વીસુવીઅસમાંથી હમેશ ધુમાડો નીકળ્યાં જ કરે છે, પણ સેંકડો વર્ષ પહેલાં તે એવો સખત ફાટી નીકળ્યો તો કે બે મોટાં શહેરો લાવાથી દટાઇ ગયાં હતાં.

હિંદુસ્તાનથી માર્સેલ્સ (ફ્રાન્સ) જતાં આગબોટ ... ી અને સીસીલીની વચમાં થઇને જાય છે તે વખતે ...નાનો જ્વાળામુખી જણાતો નથી પણ દરીઆકીનારા ...ર આવેલું સુંદર મેસીના શહેર તદ્દન નજીક જણાય ...છે. થોડાં વર્ષો ઉપર એટના ફાટી નીકળ્યો હતો ત્યારે પોણું શહેર બળી ગયું અને ૯૬૦૦૦ માણસો મરી ગયાં હતાં. ત્યાંથી આગાડી જતાં આગબોટ નેપોલીઅનની જન્મભૂમિ કોર્સીકા તથા સાર્ડીનીઆના ટાપુઓની વચ્ચેથી જાય છે તે વખતે લીવારી નામના એક ટાપુ પર આવેલો સ્ટ્રોમ્બોલીનો જ્વાળામુખી જણાય છે. જો આગબોટ દિવસે પસાર થાય છે તો ખાસ જોવાનું મળતું નથી. પર્વત ઉપર વાદળની પેઠે ધુમાડો એકઠો થયેલો જણાય છે. પર્વત કાળા પથ્થરનો નિર્જીવ તથા લીલોતરી વગરનો ભયંકર દેખાય છે. પણ જ્યારે આગબોટ રાત્રે પસાર થાય છે ત્યારે બહુ જ ભવ્ય દેખાવ નજરે પડે છે. પર્વતના મુખ આગળ લાલચોળ પ્રકાશ જણાય છે અને તેનો લાલ પડછાયો આકાશમાં માઇલો સુધી જણાય છે, અને તેનું પ્રતિબિંબ સમુદ્રમાં જણાય છે અને લાલ ગોળાં ઉડતા હોય એવો ભાસ થાય છે. પર્વત કાળો બીહામણો છે તેના ઉપર એક લાલચોળ લીટી જેવું જણાય છે. તે પ્રવાહી 'લાવા' ની નદીને લીધે થયેલી હોય છે. પોલાદના કારખાનામાં જેવો લોખંડનો પ્રવાહ જોઇએ છીએ તેનાથી હજાર દરજ્જે મોટા પ્રવાહને લીધે આ લાવાની નદી વહે છે. નીચે ઉતરતાં ઉતરતાં દરીઆના પાણીને મળે છે ત્યાં વરાળના ગોટેગોટા જણાય છે. મારી વારંવાર થયેલી મુસાફરીને લીધે સ્ટ્રોમ્બોલીના જ્વાળામુખીને જુદા જુદા સ્વરૂપમાં જોયો છે, પણ જ્યારે તેમાંથી લાવા ખુબ નીકળતો હોય છે તે વખતનું દશ્ય વર્ણવી ન શકાય એવું ભવ્ય અને ભયંકર હોય છે.

જાપાનના પાટનગર ટોકીઓની દક્ષિણમાં હાકોની નામનું બહુ જ સુંદર સરોવર છે. સરોવરના કીનારા ઉપર બરૂનાં ઝાડનાં વન, જુદા જુદા પ્રકારનાં જળચર પ્રાણીઓ, નાનાં નીચાં લાકડાનાં ઘરો, સરોવરમાં બે ત્રણ સઢની હોડીઓ એટલાં બધાં સુંદર જણાય છે કે એના વર્ણનથી ખ્યાલ આવી ન શકે. પરમેશ્વરે આખા જાપાન દેશને સૃષ્ટિસૌન્દર્યથી ભરી મુકયું છે. બધી ચીજ નાની—માણસો, પ્રાણીઓ નાનાં હોય છે. દરીઓ, નદીઓ, સરોવર, પર્વતો, ખેતરો બધાં નાનાં હોય છે. એક અપવાદરૂપે ત્યાંનો જ્વાળામુખી પર્વત ફયુજીયામા ઉંચો અને પ્રચંડ છે. આપણે ત્યાં જે મહાત્મ્ય હિમાલયનાં કેટલાંક ઉંચાં શિખરોને આપીએ છીએ તે ફયુજીયામાને જાપાની લોકો આપે છે. આસપાસ કોઇ ઉંચો પહાડ નથી એટલે ચારે દિશાએથી માઇલો દૂરથી આ પર્વત જણાય છે. તેનો આકાર શંકુના જેવો છે. ઉપરનો ભાગ બરફથી ઢંકાઇ ગયેલો હોય છે. સરોવરમાં તેનો પડછાયો પડે છે. જાપાનનાં ચિત્રોમાં જ્યાં ત્યાં ફયુજીનો પ્રર્વત જોવામાં આવે છે. એ પર્વત પવિત્ર મનાય છે અને દેવનું સ્થાન, સ્વર્ગ છે, એવી માન્યતા પણ ચાલે છે.

હાકોની સરોવરની પાસે નાના પહાડો છે તેમાં ઉના પાણીના ઝરા છે. આપણા ગુજરાતમાં નવસારી પાસે ઉનાઇનો ઝરો છે, તેવા જ ઉના પાણીના ઝરા કોમંબાની પાસે માંગરોળ આગળ, કપડવંજ પાસે લસુંદરાના છે તે સર્વે જાણીતા છે. આ કુદરતી ગરમ પાણીના ઝરાને પણ પૃથ્વીના અંદરનાં ગરમ ગોળા સાથે સંબંધ હોવો જ જોઇએ. હાકોની સરોવર જોવા માટે અમે મુસાફરી કરી હતી તે વખતે પાસેના પહાડ ઉપર ચડયા એટલે એક જ્વાળામુખીનું નાનું મુખ

જણાયું. આસપાસનો ભાગ કઠણ થઇ ગયેલા લાવાથી પથરાઇ ગયો હતો. પાસે ગંધકની એક ખાણ હતી. મુખની પાસે જતા ગયા તેમ ગંધકની ખુબ વાસ આવવા માડી. કેટલાક ખાડાઓમાંથી ધુમાડો નીકળતો હતો. કેટલીક પોચી જગ્યામાં લાકડી ખોસી હોય તો તે કાણાંમાંથી ધુમાડાના ગોટા નીકળતા હતા. તેમાં ગંધકની ગંધ હતી અને વાતાવરણ ખુબ ગરમ હતું. આ પહાડનું નામ 'નાનું નર્ક' પાડયું છે. યૂરોપીઅન લોકોએ પાડયું હશે એમ અનુમાન કરૂં છું, કારણ કે યૂરોપીઅન લોકોના નર્કમાં જ્વાળા અને ગંધક (fire and brimstone)નો ખ્યાલ હોય છે. જ્વાળામુખીના મ્હોં આગળ મ્હોટું નર્ક આવેલું છે. અમારી સંગાતના ઘણા માણસો અહીંથી અટકયાં. અમે માત્ર બે જણ—વડોદરાના મહારાજા સાહેબ અને હું—આગળ ચાલ્યા. જમીનમાંથી ઉની ઉની વરાળ અને ધુમાડો નીકળતો હતો. ગંધક અને સડેલાં ઇંડાંની ગંધ ચોમેર આવતી હતી. જમીન એવી પોચી હતી કે ભોમીઓ બતાવે તે જગ્યાએ જ પગ મુકી શકાય. ભૂલેચુકે બીજે ઠેકાણે પડે તો અકસ્માત થવાનો સંભવ રહે. લાકડીનો છેડો કાળો પડી ગયો. કોઇ ઠેકાણે પાણીનાં ખાબોચીઆં હતાં તેનાં પાણી ખારાં અને ગંધકની ગંધ વાળાં માલુમ પડયાં. હવે પાસે પાસે નરમ લાવા પણ જણાયો. તેમાં તાંબા નાણું મુકયું હોય અને લાકડીથી ખસેડી લઇએ તો લાવા ઠંડો પડીને કઠણ થઇ જાય અને વચમાં નાણું જકડાઇ જાય. આ મુસાફરીના સ્મરણાર્થે આવી રીતે લાવામાં પૈસા નાંખીને બ્હાર કાઢયા. પૃથ્વીની અંદરથી ભેદી ગડગડાટના અવાજ જાણે ખુબ દૂરથી આવતા હોય એવા સંભળાતા હતા. ધુમાડાથી જીવ ગુંગળાઇ જતો. ચાલવાનો રસ્તો તદ્દન ખડબચડો અને અત્યંત સાંકડો હતો. દેખાવ ભવ્ય અને બ્હીઆમણો. આસપાસ ભયંકર ખાડા અને ફાટમાં ઉકળતો લાવા, કે ઉકળતું પાણી જણાયું અને જ્યારે શ્વાસ લેવો મુશ્કેલ થઇ પડયો ત્યારે અમે પાછા ફર્યા. ઇટાલીના મહાન કવિ દાન્તેએ જે નર્કસ્થાન કલ્પ્યું છે તે જરૂર વીસુવીઅસના દેખાવ ઉપરથી જ લીધું હશે. ખીણમાં આવેલાં લીલાં ઝાડો તથા ખેતરો એ સૃષ્ટિનું એક સૌમ્ય સ્વરૂપ છે, જ્વાળા મુખી પર્વત એ એનું ભયંકર રૌદ્ર સ્વરૂપ છે; પણ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જોતાં એ બન્નેના અસ્તિત્વનું મહાન કારણ એક જ છે.

સુમન્ત મહેતા

# અહિંસા×

। आत्मैव बन्धुरात्मनः ।

આપણા આ ભરતખંડની જનતામાં મુખ્ય રુધિર બે છેઃ દ્રાવિડ અને આર્ય. બને પ્રજાઓની સંસ્કૃતિ, ઇતિહાસદિવસનો જે ઉપઃકાલ, તેના પેલા પારથી ચાલી આવેલી અને અત્યંત પ્રાચીન છે. બીજી જૂનામાં જૂની સંસ્કૃતિઓ કરતાં આપણી સંસ્કૃતિ હજારો વર્ષ પ્હેલાંની છે.

સંસ્કૃતિ જેમ જેમ પરિપકવ થતી જાય તેમ તેમ તેમાં નીતિપ્રધાન સાહિત્ય ઉચ્ચતર પદ પામે એવો કૈંક મિયમ દેખાય છે.

પરંતુ આ વ્યાપ્તિ વાસ્તવિક હો કે શંકાસ્પદ, —આપણા બૌદ્ધ અને જૈન સાહિત્યમાં ઇ. સ. પૂર્વે પાંચસોથી માંડીને આજ સુધી નીતિનો ઉદ્દેશ એકસરખો પ્રધાન જોવામાં આવે છે. એટલે આજે આપ સૌ ભાઇઓ આગળ અને મુનિ જિનવિજયજીના આમંત્રણને આજ્ઞારૂપ ગણી લઇને કોઇ નીતિપ્રધાન વિષય' ચર્ચું, એ જ ઠીક લાગે છેઃ પણ ચર્ચું એટલે કે યથામતિઃ 'મ્હારી ચર્ચામાં નિર્મલ પ્રતિપાદન અને તજ્જન્ય અસરકારક ઉદ્દ્ભાવન થોડું જ આવી શકશે, ઘણુંખરૂં તો

× પૂના ભારત જૈન વિદ્યાલયમાં પ્રવચન : રવિવાર તા. ૧૪-૯-૧૯૨૪ : પ્રમુખ—મુનિ જિનવિજયજી.

એકાદ મોટી ભાવના ડહોળાઈ જ જશે,—તે ઉદાર બંધુભાવે સહી લેશે.

૨

પશુમાંથી માણસ, એટલે કે ચાર હાથ (quadrumanous) કે ચાર પગાળાં નહીં પણ બુદ્ધિશાલી પ્રાણી, અને માણસમાંથી સંયમી મિત્રધર્મ તથા બંધુભાવ વાળો આત્મા, એ માણસ માત્રના વિકાસનો નિયતિનિયત ક્રમ છે. પશુયોનિથી ઉદ્‌ભવેલો માણસ પશુધર્મમાંથી ધીરે ધીરે હૃદય અને બુદ્ધિ અને કલ્પનો વિકસતાં અને અનુભવે ઘડાતાં ઘડાતાં માનવ ધર્મમાં આવે છે, અને તેમાંથી કોઇ કોઇ અત્યંત વિરલ પુરુષ કે સ્ત્રી આત્મધર્મ પણ સાધી શકે છે. પરંતુ આપણે માણસ એકલ પ્રાણી નથી. આપણે વ્યક્તિઓ છૂટાં છૂટાં મથિયે અને સહિયે, અને આપણાં મોટાંમોટાં સુખદુઃખ જયપરાજયમાં આપણે એકલ જ છિયે, અને તોપણ આપણે પશુપંખી કરતાં વિશેષ દરજ્જે સંઘોપજીવી છિયે. કોઇ કોઇ મહાનુભાવ વ્યક્તિ એવી પણ નીપજી આવે છે ખરી, કે તે આખા સંઘને ઘડી શકે; પરંતુ એવો બનાવ અત્યંત વિરલ અને ચમત્કાર જેવો છે. આપણો સામાન્ય ઇતિહાસ સંઘની જે સંસ્કૃતિઓ તેની અંદર જ વ્યક્તિઓ ઓછીવત્તી વિકસે, એ પ્રકારનો છે. સંઘસંસ્કૃતિ જ આપણી વ્યક્તિઓનું વત છે.

હવે માનવસંઘો ન્હાનીમોટી ત્રણ શ્રેણીઓના છે. આખી જનતા એ મનુષ્ય પ્રાણીનો સૌથી મોટો અને સંપૂર્ણ (perfect) સંઘ.

એક ભાષાએ સાંકળેલી વ્યક્તિઓ તે પ્રજાસંઘ.

પ્રજાસંઘની અંદર લોહીસંબંધે સાંકળેલી વ્યક્તિઓનાં અસંખ્ય કુટુંબો હોય છે. અને જે સેંકડો કે હજારો કુટુંબો પોતાની વ્યક્તિઓ એકબીજા સાથે નવો લોહી સંબંધ એટલે કે લગ્ન કરી નવાં કુટુંબો બાંધે તેમાં બાધ ગણતાં નથી, તે સેંકડો હજારો કુટુંબો મળીને આવા બેટીવ્યવહારે સંધાયેલા જ્ઞાતિસંઘ હોય છે. એક પ્રજાસંઘમાં આવી જ્ઞાતિઓ અનેક હોય છે.

કુટુંબો જ્ઞાતિઓ અને પ્રજાઓની સંસ્કૃતિમાં પણ વિકાસક્રમ ઉપર વ્યક્તિઓ માટે દર્શાવ્યો તેવો જ ત્રણ ડગલાંનો છે. કુટુંબો જ્ઞાતિઓ અને પ્રજાઓ પણ પશુવ્યવહારમાંથી માનવનીતિમાં અત્યંત ધીરે ધીરે જ વ્હડે છે; અને માનવનીતિમાંથી વ્હડીને આત્માનો બંધુભાવ અને મૈત્રીધર્મ સિદ્ધ કરવાની તો હજી માટે ભાગે વાતો અને કામનાઓ જ જોવામાં આવે છે. આપણે માણસજાત વાતુલ અને વાતડાહ્યા બહુ છિયે; ગોષ્ઠીબહાદર છિયે, કૃતિપામર છિયે: ગાનતાન અને કવિપણું અને અવ્યવહાર જેવી ભાવનામાંથી જ સંકલ્પ ધીરે ધીરે ધીરે બંધાય છે, કોઇ કોઇ ઠેકાણે કૃતિબીજ અનુકૂલ પરિસ્થિતિમાં રસકસ વાળી જમીનમાં પડી જાય છે, અને વ્યક્તિપ્રકૃતિ અને સંઘનીતિ જાગૃત મથનશીલ અને સજીવન રહીને આત્મધર્મની વિકટ સિદ્ધિ તરફ વ્હડે છે. આ વ્હડતી આવી સંક્રાંતિની આપણી આશા, તે જ આપણને ડગલે ડગલે અને ચોતરફ અને સદાય અનુભવાતી આપણી અસંખ્ય ન્હાનીમોટી નિરાશાઓમાં આપણી એક અને અમર આશા છે. જગતના ઇતિહાસનો 'અતિકરુણ પટ' આ અતીંદ્રિય આશાના સૌમ્ય વિમલ કિરણ વડે જ ઉજ્જવલ છે.

૩

આપણા એક જૂનાંપુરાણાં સુભાષિતમાં પશુવ્યવહાર ચાર જાતનો કહ્યો છે, પશુજીવન ચાર ક્રિયામાં સમેટી લીધું છે: આહાર, નિદ્રા, ભય, અને સ્ત્રીપુરુષનું અન્યોન્યાકર્ષણ. જંગલી માણસ પણ ઇતિહાસના ઉષઃકાલમાં આ ચારે આચરણ પશુ પ્રમાણે જ કરતો માલુમ પડે છે. ખાવાયોગ્ય ચીજ બસ ખાવી, ગમે તેમ ખાવી, પુષ્કળ ખાઇ નાખવી; અને મળે એવા સંજોગોમાં ડુંગરા ખડકાય અને સંખ્યાબંધ ભોંયરાં ભરાય એમ ઢગલાબંધ મેળવવી; અને ઉલટ પક્ષે એક દાણો જેટલી પણ મેળવવા જતાં આખું ખેતર વણસે તેની પરવા જ ન કરવી. મેળવવું ને ભોગવવું ને ખાવુંપીવું, અને ખાઇપીઇને ઊંઘવું; અને ઊંઘી ઉઠીને પાછું એ ને એ, ખાવુંપીવુંભોગવવું અને મેળવવું, મેળવવું અને ખાવુંપીવું અને ભોગવવું: જીવનકલહ (struggle for life) અને આચારવ્યવહારના આ ચક્રમાં માણસ સેંકડો અને હજારો વર્ષ લગી પશુ માફક જ વર્તેલો છે.

જરાતરા વિગતો જોઈયે.

કૂતરી બચ્ચાંને પ્રસવ્યા પછી ખાલી ખાલી પેટે બીજું કંઈ ખાવા ન મળી આવે તો બચ્ચાંને જ ખાવાં લાગે છે. અને હાડકાં ચૂસવાનો કૂતરાંનો મુખ્ય ઉદ્યમ, તેમાં પોતાના જાતભાઈઓના હાડકાંને ન અડાય એવો કશો બંધ એમને હોતો નથી. માણસ માણસને ખાતાં એ

સમય પણ સેંકડો વર્ષ ચાલેલો છે. પુરુષ કે સ્ત્રી વૃદ્ધ થાય એટલે તે પોતાનાં બધાં ભાંડુને ન્હોતરે, અને તેઓ એ વૃદ્ધ કે વૃદ્ધાની ઊજાણી કરે, એ રૂઢિ આપણી ઉત્તરક્રિયાઓનો લાંબો ઇતિહાસ તપાસતાં, તે સર્વના મૂળમાં માલુમ પડે છે. માનવાહાર (cannibalism) અને આવા સંસ્કાર બંધ પડ્યા, તે પછી પણ નરમેધની ક્રિયા ધર્મક્રિયા લેખે કે વામમાર્ગ અને અલૌકિક શક્તિ મેળવવા માટેના મંત્રજંત્રની ગુપ્ત ક્રિયા તરીકે સૈકાઓ સુધી ચાલી છે. બત્રીશાનો ભોગ, કે બાલક કે જમાતાનો ભોગ ધરાવીને તેમાંથી જરા પ્રસાદ આરોગવાનું અમાનુષી જંગલીપણું હજી પણ છેક નાબુદ થઇ ગયું છે એમ ખાતરીપૂર્વક કોણ કહી શકશે ? આ વીશમી સદીમાં અને આપણા મુંબાઇ ઇલાકામાં પણ હજી યે એવા કોઇ કોઇ ગુનાહ કોરટો આગળ આવે છે - ખરા; અને ઓગણીશમી સદીના મધ્ય સુધી તો આપણા ભરતખંડના ઘણા ભાગોમાં આવા આવા બનાવ એટલા તો જાણીતા હતા, કે કોઇ પણ છોકરો છોકરી કે માણસ જરા અલોપ થઇ જતાં, લોકવાયકા આવા વ્હેમોને જ ફેલાવી દેતી.

ખાદ્ય અને ઉપભોગ્ય વસ્તુઓને મેળવવાની આપણી રીતોના ઇતિહાસ જુવો.

તીડનું કે ઢોરનું ધાડું ખેતરમાં પડે છે ત્યારે તેઓ ખાય તે કરતાં વિનાશ કેટલો અસંખ્યગણો વધારે કરે છે !

...જંગલી માણસનાં ટોળાં અને ધાડાં અને લશ્કર પણ સૈકાઓ સુધી પશુપંખીની અતિઘોર વિનાશક રીતે જ વર્તેલાં છે. ઇતિહાસના ઉષઃકાલ પ્હેલાના અંધકારમાં આર્યોનાં ધાડાં અહીં આવ્યાં, વર્ષોવર્ષ દાયકે દાયકે આવતાં જ રહ્યાં, ત્યારે એમણે અને દ્રાવિડોએ એકબીજાનો ઘાણ કહાડવામાં કશી યે મણા રાખી હોય એમ માનશો નહીં. મહાભારતમાં ખાંડવવનદાહની હકિકત જુવો. ખેતી શરૂ થઇ ત્યારે દરેક દેશમાં દરેક પ્રજા આમ વનનાં વનની હોળી કરીને જ ખેતરો માટેની ભોંય મેળવતી.

મૃગયાની હકીકત જુવો. શું દુષ્યંત અને શું અકબર શું નિમરોડ અને શું ઉદયન આખાં અરણ્ય ઘેરતા; અને એવા ઘેરાની અંદર જેટલા જેટલા મોટાન્હાના જીવ આવી જાય, હાથી મહિષ અને મગરથી માંડીને તે ન્હાનામાં ન્હાનાં પંખી માછલી અને કીડા,—સર્વેનો ઘાણ એ સપ્તાહમાં નીકળી જતો.

લડાઇઓ લ્હડાઇઓ અને વિગ્રહોના ઇતિહાસ તપાસો. એટિલા, જંગિસ, અને તૈમૂર; બ્રાહ્મણી સુલતાનો અને વિજયનગર; ક્રૂઝેડની લ્હડાઇઓ અને ઇંગ્લાંડફ્રાન્સનો શતાબ્દ વિગ્રહ; સ્પેનનેધરલાંડસનાં બે ઝમાના ચાલેલાં રમખાણ; હુમાયુઅકબરના માળવાના વિજય; ચૌદમા લુઇનાં પરાક્રમો; નેપોલિયનની રશિયા ઉપર લ્હડાઈ; વેલિંગ્ટનના પોર્ટુગલસ્પેનમાં વિગ્રહ; અંઢારમાઓગણીશમા સૈકા સુધી આપણા મરાઠાપીંઢારાની મોહિમો; —અરે એક સંસ્કૃતિ અને એક લોહીનાં એટલે પિત્રાઇ ભાઇઓના જેવાં રાજ્યો સામસામે કાપાકાપી કરે ત્યારે પણ શું બને તે પ્રાચીન ગ્રીસના ઇતિહાસમાં કે આપણા રાજપૂતાનાની તવારીખમાં કે ગુજરાતમાળવાના સુલતાનોની ધૂમાચકીમાં જુવો. મહાભારતમાં તો પૃથ્વી ઉપર આજ સુધી કદાપિ થયું નહીં હશે એવા ધર્મયુદ્ધની કવિતા કરવાનો આશય છે, તથાપિ તેમાં યે ઘટોત્કચી નિશાચરી વગેરે જુવો.

અથવા રાજ્યોના ઐતિહાસિક જીવનને અને સામાજિક જીવનને અનેકાનેક તંતુઓ વડે સાંધનાર લગ્નની સંસ્થાનો ઇતિહાસ વિચારો. પિશાચો અને અસુરોના વિવાહમાંથી ગાંધર્વ અને બીજી જાતના સ્વયંવર વિવાહ તથા અનેક પ્રકારના ક્રયવિક્રય વિવાહ, અને તેમાંથી આર્ષ અને બ્રાહ્મ વિવાહો; તથા સંસ્કારો વેદી મંદિર દેવળ આદિનો પ્રભાવ મોળો પડતાં, કચેરીમાંના શપથ અને સહી વિવાહો,—એ આખો ઇતિહાસ જોઈ વળો.

ટૂંકામાં, ખાનપાન અને બીજા ઉપભોગોને માટે મેળવવું, મેળવેલું રેળવવું તથા કેળવેલું રક્ષવું—બીજા આપણું શેના પડાવી લે જે !—આપણે બીજાને ગુલામ બનાવિયે, ભોગવિયે, રંજાડિયે, અને છૂંદિયે, તે આપણું બલ, આપણો ઉત્કર્ષ, આપણો વૈભવ, અને આપણાં મહિમાકીર્તિ; બીજા આપણને ગુલામ બનાવવા, ભોગવવા, રંજાડવા અને છૂંદવા આવે તેઓ સામે આપણે જાન જતાં સુધી ટક્કર કરિયે, તે આપણાં પૌરુષપરાક્રમ:—આ સર્વ ઇતિહાસમાં આપણું પશુપણું જ હજારો વર્ષ લગી નોંધાયું છે; અને પશુપણામાંથી ધીરે ધીરે ધીરે આપણું માનવપણું નીતરતું ઠરતું અને બંધાતું ગયું છે, તે પણ ઇતિહાસે નોંધ્યું છે.

૪

" Man looks before and after,
And pines for what is not. "

માણસમાં સ્મૃતિ છે; જુદું જુદું સરખાવતાં સારાસાર પારખવાની બુદ્ધિ છે; નથી તે ચીતરવાની કલ્પના છે. કલ્પના ઉપર મોહી પડે અને તેને પડછે જે વાસ્તવિક હોય તેથી અસંતોષ આદિ દુઃખે દુઃખી થનારૂં હૃદય છે; લક્ષ્ય વસ્તુ સિદ્ધ કરવા માટે આગ્રહી સાહસ છે; ભાવના અને ભાવનામય મહાપુરુષને પગલે પગલે અગ્નિમાં પણ જઇ પડવાની ભક્તિ કે શ્રદ્ધા છે. માણસને પશુ ગણો વા દેવ ગણો, તેના હાડ અને માંસ, તેના લોહી અને શ્વાસોચ્છ્વાસમાં આ સ્મૃતિ અને બુદ્ધિ, આ કલ્પના અને હૃદય, આ વીરતા અને શ્રદ્ધાનાં સત્ત્વોનું પટ્ક કુદરતે જ તેનામાં મુકેલું છે. પાશવ હાજતોના અધઃ ખેંચતાં પટ્કની સામે આ આ સાત્ત્વિક પટ્ક માણસને ઊંચે ઊંચે આકર્ષી રહે છે. અને હાજતો (appetites)માંથી વાસનાઓ (sentiments) અને રસાભિનિવેશ (passions), અને રસિકતા (taste) તથા શુદ્ધ બુદ્ધિવ્યાપાર વા પર્યેષણા (ફિલસુફી)માંથી ભાવનાઓ (ideals) પ્રસવે છે, તેમ ચારિત્ર્યવિશુદ્ધિ બંધાતી આવે છે, અને વ્યક્તિઓમાં અને સંસ્થાઓમાં, લોકમતમાં અને સંસ્કૃતિમાં, કલામાં અને આચારમાં, સંઘમાં અને સંઘનાં બંધારણોમાં, આત્માનો અદ્ભુત પ્રકાશ ખીલતો આવે છે.

શિવલ્રી (chivalry)નાં ઉદાત્ત વિચારતંત્રનો ઇતિહાસ જુવો. એ આભિજાત્યે સ્ત્રીને, શત્રુને, ક્રૂર હિંસક પશુઓને પણ કેટકેટલો ન્યાય અપાવ્યો, અને જયના શિખર ઉપર તેમ પરાજયના અતરપ્રપાતમાં ચે પાશવ મોહ પાસે કેટકેટલા ધર્મ પળાવ્યા !

અબલા સ્ત્રી તો દેવી, આબરૂ અને ક્ષત્રિયવટના જેટલી જ પૂજ્ય, સ્ત્રી સાથે અન્યથા વર્તે તે ખાનદાન નહીં, તે સામાન્ય માણસ પણ નહીં; તે નરાધમ, તે પશુ કરતાં ય નીચો.

રણક્ષેત્રમાં પણ જે ધર્મયુદ્ધ ન ખેલે, યેન કેન પ્રકારે સામાને મહાત કરવામાં જ સમજે, કુટિલ દાવપેચ યોજે, વચનભંગ કરે, શરણાગતને રક્ષણ ઉપરાંત યોગ્ય સન્માન પણ ન આપે, હડહડતો શત્રુ હોય તથાપિ તેના આભિજાત્યની કદર ન કરે, યુદ્ધ સમાપ્તિ પછી પણ દ્વેષ કેળવે, તે વિજય ઉપર વિજય મેળવે તથાપિ અપકીર્તિ જ ખાટે.

ગમે તેવા ઘાતકી બલિષ્ઠ પશુનો શિકાર પણ માણસે તો માણસાઇની રીતે કરવો હોય; માણસ શત્રુ સામે ધર્મયુદ્ધની જે નીતિરીતિ તે એવા પશુ સામે ય તે યથાપ્રાપ્ત પાળવી; તેને માત્ર ઘેરી નાખવો નહીં, ઊંઘતો મારવો નહીં, અતિ થાકેલો હોય ત્યાં પજવવો નહીં, તે સામે મોંએ ધસી આવે અને પોતાનું બધું ય અજમાવી શકે, એવી સંસ્થિતિમાં તેને એકલ હાથે સીધે દાવે નેક ઘાએ મારવો એનું નામ જ શિકાર, બીજું તે પાશવ અત્યાચાર.

આવા આવા નીતિનિયમો ઇતિહાસના પાશવ પટમાં આત્માના તંતુ જેવા ચળકી રહ્યા છે. ઇતિહાસ અને જનસ્વભાવની સામગ્રી કેળવી કેળવીને રૂપ રૂપના ઘાટ ઘડતી કલાઓમાં જે કંઈ અમર મોહની છે, તે આવા તંતુઓની ચળક જ છે. ઉપનિષદ્ અને મહાભારત કાલ*માં આ શિવલ્રી અને ખાનદાની આપણને આર્યત્વ, ક્ષત્રિયત્વ, આદિ નામે સુવિદિત હતી. બૌદ્ધ જાતકોના જેવી લોકકથામાં પણ એ વિધ વિધ રંગે વિલસે છે. રઘુવંશ રઘુઓના આભિજાત્યનું જ મહાકાવ્ય છે. રાજપૂત કાલમાં અને રાજપૂત રાસાઓમાં એ રાજપૂતાઇ દીપી રહી છે. અકબર અને જહાંગીરે રાજપૂતોને પોતાના બનાવ્યા, રાજપૂતોના જેવી જ ઉમદા નીતિ પ્રકટાવીને.

પછી ઔરંગઝેબે વિધર્મીઓ તરફ એવાં નીતિબંધન અકર્તવ્ય ગણ્યાં, તો દુર્ગાદાસ અને રાઠોડોએ તેમ ગુરુ ગોવિંદ અને તેના સિંઘોએ મોગલાઈ સલ્તનતને પાયામાંથી ધ્રુજાવી મુકી, તે એ ભૂકો થઇને ભાંગી જ પડી.

પુરાણો જેને ચન્દ્રોનો કે નંદોનો સમય કહે છે, તેમાં આ અભિજાત્યતંતુ આપણે ત્યાં તૂટી ગયો હશે એમ લાગે છે. ભગવાન બુદ્ધે આ વિશે લિચ્છવીઓ વગેરે મદોન્મત્ત સંઘોને ટૂંકાં વેણ સંભળાવેલાં, તેના કંઈક પડઘા આદિકાલનાં બૌદ્ધ સાહિત્યમાં હજી ગે જોવામાં આવે છે. શાક્યોમાં પણ દેવદત્ત–પક્ષીઓ નીતિ અને અભિજાત્યને અવ્યવહારૂ અને તુચ્છ ગણીને હસનારા, અને ગમે તેમ પણ વિજય મળે તેને જ સાચું સોનું માનનારા હશે, એમ લાગે છે. પછી

* મહાભારતમાં મુખ્યત્વે જે કાલનું ચિત્ર છે તે કાલમાં.

એલેક્ઝાંડરે પુરુ રાજા તરફ જે ઉદાત્ત આચરણ કર્યું, જેનો આપણા ઇતિહાસપુરાણુલોકકથા કશામાં ઇશારો સરખો નથી મળતો, તે મૌનને લોકમતના અધઃપાતની નિશાની ગણતાં મન ખંચાય છે, કેવલ અભાવ ઉપર કશી યે દલીલ ટેકવવી અપ્રમાણિત એ કારણથી; તથાપિ ચાણુક્યના અર્થશાસ્ત્રમાં તો સાફ જોઇ શકાય છે, કે એ કુટિલ રાજનીતિ છેલ્લા કેટલાક સૈકાઓના પાશવ અને અધમ વ્યવહારનું જ શાસ્ત્ર છે.

બીજે છેડે બ્રાહ્મણી સુલતાનો અને વિજયનગરનો અન્યોન્ય વ્યવહાર પણ અલાઉદ્દીનથી દક્ષિણમાં શરૂ થયેલો તેવો પાશવ ઇતિહાસ જ ચાલૂ રાખે છે. અને આવી પરિસ્થિતિમાંથી જન્મેલી, વળી ઔરંગઝેબ જેવાની સામે મેલી મલ્લકલા કેળવીને ઉગરેલી મરાઠી રયાસતમાં ય તે અભિજાતની ઉદાત્ત નીતિનાં દર્શન અતિ વિરલ હોય, તો તેમાં નવાઈ જેવું નથી. ઇતિહાસ સંસ્કૃતિ અને સંઘને ઘડે છે, સંઘનીતિ જ વ્યક્તિઓનું દૈવત છે, અને સંઘના લોકમતમાં પશુતા હોય છે તેની મેંસ મોટી મોટી વ્યક્તિઓના આત્મા ઉપર પણ પડે છે. સાદા શબ્દોમાં કહિયે તો કુવામાં જ નહીં તે હવાડામાં ક્યાંથી આવે!

૫

કોઇ પણ રાજકીય સંઘ (political community) અથવા રાષ્ટ્ર (state)માં ન્યાયતત્ત્વ (justice), ન્યાયસંસ્થાઓ (courts), કાયદા (laws), અને કાયદાઓના અમલ (administration of law)નો વિકાસ તપાસો. મેળવવું, કેળવવું, રક્ષવું, અને ભોગવવું, એ દરેક ક્રિયામાં સગા ભાઇઓ પણ કૂતરા માફક ઘુરકે, બકરા માફક સામસામા મુંડી મારે, આખલા માફક બાખડી પડે, એ આપણો જાતિસ્વભાવ છે. આપણે બાલકોને નિર્દોષ ગણિયે છિયે, જે જે પાપ કિશોરો અને જુવાનો કરે તેની મૂલભૂત પ્રેરણાઓ જ તેમનામાં એ ઉંમરે હજુ ન હોવાથી. પરંતુ બાલકો સાથે સાથે રમતાં હોય છે, તો પાંચ મિનિટ પણ શીધુંસટું રમી શકતાં નથી, તે જુવો. જરા મોટું કે બાળકું હોય તે બીજાને દબડાવે જ. એક બાલક કંઈ લવતું હોય, અને બીજાું તેવું લવવા માંડે, તો તે ય પ્હેલું ન સાંખી શકે: એ ક્ષણે એ લવરી પણ જાણે એની આગવી મતા! અને એમ ને એમ ચાલ્યા કરે તો મૈત્રીઓ બંધાવી અત્યંત વિરલ, અને બેબનાવ તો એવા જામી જાય કે તે જન્મારો ચાલે. "Do thou unto others as thou wouldst be done by—બીજાઓ તરફનું વર્ત એમ, જેમ તું ઇચ્છતો હો, જે સૌકો ત્હારી તરફ વર્તે," એ સાદું ન્યાયતત્ત્વ માણસજાતને જન્મસિદ્ધ છે નહીં. મૂળાળા પણ મેળવવું, ભોગવવું આદિ સાથેસાથે કરતાં પોતપોતાની માની લીધેલી મતાને સારૂ લડવાના જ, અને એની લડાઈમાં બે ય તરફથી બંધુઓ ભળે, માથાં ફૂટે, લોહી રેડાય, અને અંટસો બંધાઇ જાય, તેનાં વેર અને ખાર ઓધે ઊતરે.

મતલબ કે દરેક ન્હાના ટોળામાં પણ મધ્યસ્થ જોઇયે, દરેક રમતમાં પંચ (umpire, referee) જોઇયે જ, તે પ્રમાણે. તેનું વાક્ય બંને પક્ષે માન્ય રાખવું જોઇયે, અગર બે ય પાસે સંઘે તે માન્ય કરાવવું જોઇયે, નહીં તો સહવાસની સ્થિતિમાં મેળવવું, ભોગવવું, આદિ આગવી તથા સંયુક્ત તેમ ભેળી તથાપિ અલગ ક્રિયાઓ ચાલે જ નહીં.

મધ્યસ્થવાક્ય પ્રમાણ, એ ન્યાયવૃક્ષનું શ્રુતિબીજ. જાણીતા મધ્યસ્થો, બીજા સ્થલના વા જૂના કાલમાં થઇ ગયેલા, તેમનાં વાક્ય નવા સંજોગોમાં જરા તાણીતોડીને ય ઘટવવાં, એ ન્યાયવૃક્ષનું સ્મૃતિબીજ. શ્રુતિસ્મૃતિનો સંગ્રહ, સૌ જિજ્ઞાસુ જોઈ શકે, સૌ વાદીપ્રતિવાદી તેમાંથી પોતાના લાભનું શોધી અને ટાંકી શકે એવા રૂપમાં, તે પ્હેલા કાયદા. સમાજની સ્થિતિ ફરતી આવે તેમ એ પૂજ્ય પવિત્ર શબ્દોમાં અલંકાર, ઉદાહરણ, અનુમિતિ, સાંધણ, આદિ યુક્તિઓ વડે નવા નવા અર્થ ભરવા, તે પ્હેલાં ભાષ્ય. વગેરે વગેરે. આ ટૂંકા પ્રવચનમાં મોટાં થોથારિયાં ભરાય એવા વિષયોમાંથી પાશેરાની પ્હેલી પૂણી યે સમાય એમ નથી. કાયદા અને ન્યાયસંસ્થાઓ અને તેમનો જાગતો જ્યોત અમલ પશુતાને અંકુશ વડે દાબી નીતિમય આચરણ પ્રવર્તાવવા માટે જ સંઘશક્તિનાં સાધન છે, તેમનાં બલ અને મોભ્મો ઘટે એટલી નીતિમયતા ઓસરે જ: એ મોટું વ્યાપક તંત્ર તુટી જાય અથવા તો તુટતું લાગવા માંડે તેટલામાં જ સુધરેલા દેખાતા સમાજની પાતળી સપાટી ફાટી, તે તળેની પશુતાના મોજા ન્હડી આવી આખા સમાજને ડુબાડે, એ ભયસ્થાન ઇતિહાસ સિદ્ધ છે.

દલીલ ખાતર ધારિયે, કે અમુક કાયદો અતિ અયોગ્ય અને અન્યાયી છે. તથાપિ હાલના અતિસંકુલ સમાજોમાં તેને સુધારવાની અથવા અનર્થ કરતો અટકાવવાની કાયદેસર રીતો હોય છે, તે બંધારણને માર્ગે જ તેનો ફેસલો આણવા દરેક વ્યક્તિ બંધાયેલી છે. અન્યથા આચરનારને માથે કાયદાભંગનો અને ન્યાયતંત્રની અવગણના કરી તેનો મોભ્ભો ઘટાડવાનો દોષ બેસે છે, જેને માટે સજા પણ ઠક ફરમાવેલી હોય છે, અને તે યોગ્ય જ છે.

રાજકીય સંઘ ( political community )માં પ્રજાશાસન (democracy) જેમ વધારે સ્વતંત્ર અને સર્વવ્યાપી, તેમ તેમાં બે પરસ્પર છેક વિરુદ્ધ જેવા દેખાતા ગુણ સાથેસાથે જામેલા હોય છે. એક તો કાયદાની આણનો પૂરેપૂરો સ્વીકાર. બાલક જેમ માયાળુ માતાનો પડતો બોલ સંપૂર્ણ શ્રદ્ધા અને પૂજ્યભાવે યંત્રવત્ પાળે છે, તેમ સુધરેલા પ્રજાશાસન (democracy)માં દરેક સમજુ વ્યક્તિ કાયદાને પૂરેપૂરી અધીનતાથી તાબે રહે છે. આ સંઘોનો બીજો મોટો ગુણ એ છે કે તેમનામાં કોઇ પણ કાયદાને બહુમતિથી ગમે તેટલો ફેરવી કે ઉથલાવી નાખવાની શક્તિ હોય છે. કાયદાજૂથમાંથી ગમે તે અને ચાહે તેટલા અંશ ઝડપથી અને મરજી પ્રમાણે ફેરવી નાખે, અને તો ય પણ કાયદાજૂથ જાણે સનાતન અવિચલ અને પૂજ્યતમ હોય એમ તેના દાસાનુદાસનું જ વર્તન રાખે,—આ બંને ગુણ એકસરખા વિકસેલા સૌથી વધારે સુધરેલી પ્રજામાં જ સહવર્તમાન હોય શકે છે.

ઉલટ પક્ષે—સનાતન કે અપૌરુષેય હોય તે કાયદા જ સાચા ઉમળકાથી પળાય, સનાતન પૂજ્ય ધર્મબોધિત હોય તે વળી ફરે કેમ, એ ફેરવવાનો વિચાર સરખો નાસ્તિક જ ને? ફરે નહીં એવા કાયદા ધીરે ધીરે અવશ્યમેવ ફરતી પરિસ્થિતિને બંધબેસતા કેટલા દાયકા કે ઝમાનાઓ સુધી રહી શકે? ન ફેરવાય ન પળાય એવા કાયદા ઉકાળે પણ શું? નવા ફરી ગયેલ પરિસ્થિતિને માફક કાયદા જોઈયે તો ખરા, પણ તે મેળવવા ક્યાંથી—મનુષ્યપ્રણીત તે કંઈ કાયદા કહેવાય?—એવી એવી ગૂંચોમાં ઘણા અર્ધદગ્ધ સંઘોના સૈકા ને સૈકા વહી જાય છે. ધર્મમાંનાં મૌલિક નીતિતત્ત્વ કાયદાઓમાં પણ સ્વીકારાયેલાં અવશ્યમેવ જોઈયે. પરંતુ કાયદાઓનો એ ઉપરાંતનો પ્રદેશ ધર્મના પ્રદેશથી જુદો છે, આ દુનિયા અને આ દુનિયાના વ્યવહારને લગતો છે. અને કાયદાઓનો હેતુ દુન્યવી સંબંધો અને વ્યવહારોને યથાશક્તિ ન્યાય્ય બનાવવાનો છે. ધર્મદૃષ્ટિ અને કાયદ દૃષ્ટિ વચ્ચેનો આ સ્થૂલ ભેદ પણ જેઓ હજી ન પામ્યા, તે બીચારા સંઘોમાં પ્રજાતંત્રી શાસ (democracy)માટે લાયકી ક્યારે ઉદ્ભવે, કે જ્યારે તેગે ઉપર સૂચવ્યાં છે એવાં એવાં વમળો તરી ઊતરે ત્યારે

આવી અતિગંભીર અને પર્યેષક વિચારમાળાઓ આપણે આજના વિષયને અંગે વળગવાનું, મુખ્ય તર એ છે કે અર્વાચીન સામાજિક જીવનમાં અહિંસાધર્મ પાલન કાયદાપાલન વડે જ શક્ય છે. જે કોઇ, પદા ખરેખર આપણી મતા છે, તે બીજો કોઈ જાણ્યે અજાણ્યે દબાવે, અથવા જે આપણો હક્ક તેમાં બીજ જાણ્યેઅજાણ્યે અટકાવ કરે, તો તેથી આપણ દુઃખ લાગે છે; તે માણસ કે તે સંસ્થા આપણી એટલ હિંસા કરે છે. તેમ આપણે પણ આપણા આચરણથ બીજા કોઇને જાણ્યેઅજાણ્યે દુઃખકારણ બનિયે તો તેટલ આપણે તેની હિંસા કરિયે છિયે. આપણું આચરણ કાયદેસર હોય તેટલે દરજ્જે જ આપણને ખાતરી રહ શકે છે, જે સૌકોના હક્ક મતા આદિના રક્ષણ માટે કાયદ છે તે પ્રમાણે જ આપણે વર્તન કર્યું, તો આપણ વર્તનથી કોઇની હિંસા થનાર નથી. વસતી જેમજેમ વધે છે, માણસ જેમજેમ વધારે માણસના અનેકાને સીધાઆડકતરા અને પારણામી સંબંધોમાં આવત જાય છે, અને એવા સંબંધો તથા તેમની પરિણામ પરંપરાઓ જેમ વિસ્તરતાં વિસ્તરતાં નરી આંખ જો ન શકે એમ દૃષ્ટિમર્યાદા બહાર વહે છે, તેમતેમ દરે માણસના વ્યવહારમાં કાયદાપાલનનું તત્ત્વ નીતિદૃષ્ટિએ પણ વધારે આવશ્યક અને માનનીય બની રહે છે.

૬

બે માણસ કે બે પક્ષ સામસામે ચડભડી ઉઠે ત્યાં સમાજની છેક જંગલી દશામાં—પશુઓનાં ટોળાંની માફ —હિંસાપ્રવૃત્તિઓ આરંભાય છે, તેનો અટકાવ કરવામાં આપણે જોયું કે, સમાજ સુધરતો આવે છે તેમતે તે ન્યાયતત્ત્વ ( justice )ની ભાવનામાંથી કાયદાએ અને ન્યાયસંસ્થાઓ, અને કાયદાને ઉત્તરોત્તર સુધાર વાનાં બંધારણો રચીને વધતી જતી કુશલતા અને સફલ મેળવે છે. પ્રગતિમાન રાજકીય સંઘમાંનાં માણસે અને પક્ષો આ પ્રમાણે હક્ક મિલકત આબરૂ આદિ લગતા ગમે તેવા વિરોધો ઉત્પન્ન થતાં અહિંસાની

પાળી શકે છે: ગમે તેવા વિરોધોમાં ય તે રાષ્ટ્રસંઘ (stato), તેના અમલદારો અને કાયદાઓ અને કાયદા બાંધનાર પ્રતિનિધિમંડળ ( representative assembly ) અને પ્રધાનમંડળ ( cabinet ) દ્વારા, મધ્યસ્થપણું કરે છે; ચુકાદા આપે છે, અને તે બે ય પક્ષ કને પળાવે છે. વળી આ જ હકીકતી બીજી બાજુ એવી છે કે આ પ્રકારનું કાયદાપાલન ગમે તેવા સંજોગોમાં પણ રાષ્ટ્રીય વફાદારી અને નીતિમત્તાનું અનિવાર્ય અંગ છે એ બુદ્ધિ, આખી સંસ્કૃતિમાં જામી જાય છે. અને વળી રાષ્ટ્રની અહિંસામય પ્રગતિનું સૌથી વિશિષ્ટ લક્ષણ આવા રાષ્ટ્રમાં એ જોવામાં આવે છે કે સેના ગમે તેવી મોટી હોય, શસ્ત્રાસ્ત્રસંપન્ન હોય, વિજય-.ત હોય, અને બાકીની પ્રજા છેક નિઃશસ્ત્ર હોય, થાપિ આખી સેના, તેનો દરેક વિભાગ, તેનો દરેકરેક સૈનિક કાયદા અથવા તો બંધારણ (the con-stitution) નામક ભાવનામય સત્વને એવાં તો ધીને થઇ જાય છે, કે સેનામાંથી કાપાકાપી, અને ડ, અને વિપ્લવ,—જે અર્ધદગ્ધ પ્રજાઓના ઇતિહાસાં સૈકાઓ સુધી ચાલી રહેલાં, ફરીફરીને ફાટી કળતાં, જોવામાં આવે છે,—તેવા કોઇ પણ બનાવ તે ફાટી નીકળવાની ભીતિ પણ આવા સંઘમાં ર્યંત અસંભવિત બની જાય છે. કાયદાનો મોભો મેવો સરખો જ હોય તેવા રાજકીય સંઘને પોતાની ના અને પોતાના જ સેનાપતિઓ અને પોતાના જ જકુમારો અમીરઉમરાવો અને માંડલિકો ભયાવહ ાય છે, ત્યારે કાયદાની આમન્યા સર્વોપરિ વ્યાપી ગઈ ાય એવા સંઘમાં પોતાની સેના જ હિંસા પ્રવર્ત્તાવે મે ખ્યાલ સરખો—એક જ શરીરમાં હાથ પેટને મુક્કો ારે અગર માથાને પગ લાત મારે તેવો—ગાંડપણનો જ બની જાય છે.

પરંતુ દુનિયામાં રાજકીય સંઘો અનેક છે, અને તેમાં પ્રગતિમાન લોભી અને પ્રતિષ્ઠાને નામે મરી પડે એવા પણ ઘણા છે. એમની સરહદો બીજા સંઘોની સરહદોને મળે છે, અને પાડોશી પાડોશી વચ્ચે વિરોધકારણ પણ અનેકાનેક ઉઠે છે. આ શ્રેણીના મનુસંઘો આવા સંજોગોમાં પશુઓની માફક જ વર્તે છે. એમની વચ્ચે નથી મધ્યસ્થ, નથી કાયદો, નથી કોઇ મધ્યસ્થ નીમનાર, કાયદો બાંધનાર, અપક્ષપણે બે પની તકરાર સાંભળનાર, તોળનાર, ચુકાદો આપનાર, કે ચુકાદો પળાવનાર. ઇતિહાસમાં સ્થૂલ દૃષ્ટિને જે વિગ્રહો ઉપર વિગ્રહોજ દેખાય છે, જે હિંસાના ડુંગરો ઉપર ડુંગરો, અને શોણિતની નદીઓ ઉપર નદીઓ, અને ઇર્ષ્યા દ્વેષ અને મમતમાંથી એમની જ સંતતિની ચિરંજીવ પરંપરા ચોતરફ અને સર્વે યુગમાં ફાલેલી જોવામાં આવે છે, તે સર્વ આ પરિસ્થિતિને આભારી છે. કોઇ પણ એક રાષ્ટ્રસંઘની અંદર અહિંસાનું નીતિબીજ (કાયદા ન્યાયાસનો આદિ રૂપે) સંઘની સંયુક્ત શક્તિ વડે વવાય છે, એ જ શક્તિથી પોષાય છે, અને ખીલવાય છે, અને સંયોપજીવી વ્યક્તિઓ તેનો આશ્રય લઇને પોતપોતાના હઠીલા દૂષણોને પણ અંકુશમાં રાખતાં શીખે છે. સ્વાર્થી લોભ અને ટેક વ્યક્તિઓને એક તરફ પ્રેરે છે, તો તટસ્થ બંધુઓનું દબાણ, રાજ્ય અને સંપ્રદાય તરફ વફાદારી, લોકમત, અને કાયદાના ઉલ્લંઘન માટેની સજાનો ભય તેને બીજી તરફ ધકેલે છે, અને આ બીજું બલ વધારે સશક્ત થતું આવે છે. એથી ઉલટું રાષ્ટ્ર અને રાષ્ટ્ર જ્યારે સામસામે ઘુરકવા અને એકબીજા ઉપર હુમલા કરવા અને છાપા મારવા માંડે છે, ત્યારે તેમને અટકાવનાર કોઈ વધારે મોટો સંઘ હોય તો જ તે સંયમમાં રહીને અહિંસા માર્ગે સમાધાન શોધે, એ કુદરતી છે. પરંતુ એવો મોટો સંઘ હજી સુધી તો માનવજાતિ સાધી શકેલી નથી.

જ્યાંજ્યાં જ્યારેજ્યારે આવા મહાસંઘને મળતી કંઈક વ્યવસ્થા થઈ છે અને ચાલી છે, ત્યાંત્યાં અને તેટલો સમય વિગ્રહોની હિંસા થોડીઘણી અટકેલી, એવા બનાવ પણ ઇતિહાસમાં જોવામાં આવે છે. પ્રાચીન ગ્રીસનાં અને આપણા રાજપૂતાનાનાં રાજ્યો જ્યારે એકબીજામાં જ લડતાં, ત્યારે એ લડાઇઓમાં બને પક્ષના સૈનિકોમાં પરસ્પર માનવૃત્તિ બંધુભાવ અને વિશ્વાસને લઇને યુદ્ધપ્રવૃત્તિ અનેક ધર્મબંધનોની મર્યાદાઓમાં જ ચાલતી. ખ્રિસ્તી રાષ્ટ્રજૂથમાં જ્યાંલગી પોપ ( ખ્રિસ્તી આલમના સૌથી વડા અને સર્વમાન્ય ધર્મગુરુ)નું ગૌરવ સ્વીકારાયું, ત્યાંલગી ઘણે પ્રસંગે યુદ્ધ વગર નિકાલ આવી શકેલો, અને યુદ્ધો થયેલાં તેમાં પણ હિમામદ અને વિજયનો છાક અંકુશમાં રહેલો. બીજા સંજોગોમાં પણ કોઈ રાષ્ટ્રજૂથમાં જ્યારેજ્યારે એકાદ રાષ્ટ્ર બીજાઓથી મોટું અને ચક્રવર્તી જેવું હોય, ત્યારે તેના દબાણ અને કાવાદાવાથી ગે વિગ્રહો ઓછા ફાટી નીકળે અને વ્હેલા શમે એમ બનતું.

રાષ્ટ્રજૂથમાં આવાં બે રાષ્ટ્ર હોય, અથવા કોઇ એક પ્રકારના બલમાં અતિ મોટું તો અન્ય કોઇ બીજી જાતના બલમાં અજેય જેવું એ પ્રમાણે હોય, ત્યારે પણ આ બે મહામલ્લોની ઓથમાં અને તેમની આસપાસ જૂથમાંના બીજાં ન્હાના મોટાં રાષ્ટ્ર ગોઠવાતાં, બેચાર દાયકા એક રચના ટકે, પછીના થોડા દાયકા બીજી રચના ગોઠવાય, એ પ્રમાણે આખા જૂથની જાણે એક બલતુલા ( balance of power ) નિર્માતી, સામસામા બે પલ્લામાં ન્હાનાં રાજ્યોની ફેરબદલ થયા કરતી, અને અગર જો કે દાંડી થોડીઘણી હાલતી તો રહેતી જ, તથાપિ વિગ્રહો ઓછા દીસતા. વળી આવા વિગ્રહશૂન્ય દાયકાઓમાં, જમીન કે દરિયા ઉપર ફરીને વિગ્રહ ખેડવો પડે તે કાળે અમુક અમુક નીતિનિયમોને પાળવા જ, એ પ્રમાણે દરખાસ્તો થતી અને ચર્ચાતી અને સ્વીકારાતી. આવીઆવી રીતે સર્વસંમતિથી કંઇ કંઇ કાયદાઓ પણ ઘડાતા ( international law).

નેપોલિયનના મહાવિગ્રહોને અંતે જ્યારે યુરોપખંડનાં બધાં રાષ્ટ્ર આખા ખંડનો ફરી બંદોબસ્ત કરવાને એક ટેબલે બેઠાં, ત્યારે ઉપર અતિ ટૂંકામાં વર્ણવ્યા તે સર્વ સમયના કરતાં કંઈ વિશેષ આશાજનક કિરણ દેખાવા લાગ્યા. અતિન્હાનાં રાષ્ટ્રોને બાલકો જેવાં ગણવાં, તેમનો મુલક અને તેમની સ્વતંત્રતા પવિત્ર ગણવાં, સૌએ અને દરેકે તેમની રક્ષા કરવાની બાંહ્યધરી આપવી, એમાં જ આજુબાજુના મોટાં રાષ્ટ્રોનું પણ એકબીજાથી રક્ષણ છે, આખા જૂથમાં સુલેહશાંતિ જાળવવાનો એક મોટો ઉપાય આ ન્હાનાં, વચ્ચે આવી ગયેલ (buffer), અપક્ષ (neutral), રાષ્ટ્રોની સર્વસંમત (guaranteed) સ્વતંત્રતા (independence) અને અભેદ્યતા ( integrity ) છે,—એ એક અતિ મોટો સિદ્ધાંત સ્વીકારાયો. કોઇ પણ રાષ્ટ્રમાં બખેડા કલહ કે આંતરવિગ્રહ જાગે તો બીજાં રાષ્ટ્રે તેમાં પડવું નહીં, મોટાં રાષ્ટ્રોએ કોઇને વચ્ચે માથું મારવા દેવું નહીં, પોતાના રોગની સમુપશાંતિ રાષ્ટ્ર પોતે જ ફાવે તે રીતે સાધે, એ બીજો મોટો સિદ્ધાંત પણ સ્થપાયો. ઈલિઝાબેથ, રિશલ્યૂ, અને ચૌદમા લુઇ જેવા અમર થઇ ગયેલા કાવાબાજોની રાજનીતિનો જે એક કુટિલ (machiavellian) પેચ હતો, તે યુરોપે આ પ્રમાણે પોતાના ખંડ માટે અધર્મ્ય ગણીને વર્જ્યો. યુનાઇટેડ સ્ટેટસ પગભર થયું એટલે તેણે મધ્ય અને દક્ષિણ અમેરિકાના પ્રકરણોમાં કોઇ યુરોપીય રાજ્યને પડવા દીધું નહીં, એમ વિગ્રહોનું એક ત્રીજું મૂલ ઉખડી ગયું. યુરોપમાં પણ બે રાજ્યો વચ્ચે તકરાર પડતાં ખટલો આખા રાષ્ટ્રજૂથની કૉન્ગ્રેસ (congress) આગળ રજૂ કરવાની રીત પ્રશસ્ય ગણાવા લાગી. અને રશિયાના છેલ્લા ત્સારે (Tsar) સુલેહશાંતિનું આ બધાથી પણ મોટું બીજ વાવ્યું. એણે જિકર કરી કે આપણે વિગ્રહોમાં ઉતરવાની જરૂર જ શી છે જે, મધ્યસ્થ લવાદો આગળ આપણા વિરોધો રજૂ કરીને લવાદી (arbitration) પદ્ધતિએ આપણે ચુકાદા શા માટે ન મેળવવા ? હેગ (the Hague) સ્થાને આ પ્રમાણે રાષ્ટ્રોના મામલા લવાદીથી ચુકવવાને માટે ન્યાયકચેરી સ્થાપવામાં આવી, અને ઇંગ્લાંડ–ફ્રાંસે તેમ ઇંગ્લાંડ–યુનાઇટેડ સ્ટેટસે પોતપોતાનાં બધાં હક્કસંબંધનો, વિશે, પરસ્પર ખુલાસા કરી લઇ મોટી-ન્હાની તમામ બાબતો-નો ફડચો કહાડીને સંધિઓ કર્યા, જે ભવિષ્યમાં આપણા વચ્ચે ગમે તેવો વિરોધ જાગે, તથાપિ માંહ-માંહ ભાઈચારાથી બનતો ફેંસલો કરી લેવો, અને જો કદાચ તેમ ન જ કરી શકિયે તથાપિ એકબીજા સામે શસ્ત્ર તો હરગીઝ ન ઉગામવું, લવાદીને અધીન થવું.

આ પ્રમાણે ઓગણીશમી સદીના બીજા દાયકાથી માંડીને યુરોપીય સંસ્કૃતિ રાષ્ટ્રવ્યવહારમાં પણ અહિંસા પ્રવર્તાવવાના માર્ગ ખંત અને સાહસ સાચી નિષ્ઠા અને વ્યવહાર કૌશલથી ઢુંઢી રહી હતી. બેશક, પીશવ પ્રકૃતિનાં પૂર ઓસરતાં વાર લાગે છે, રાજ્યલોભ અને સત્તામદનાં આસુરી વલણોને કફ્ફે કરવાં અને દબાવી રાખવાં સહેલાં નથી, વળી એવાં વલણોને માટે પૂરતો ખોરાક એ રાજ્યોને આ જ અરસામાં આફ્રિકા ખંડ, બાલ્કન દ્વીપકલ્પ, આદિ પ્રદેશોમાં મળ્યા કરતો હતો, અને એ પ્રદેશોમાંના વિગ્રહો અને કાવાદાવા ઉપરાંત ખુદ યુરોપમાંય તે પ્રશિયા–ઑસ્ટ્રિયાનો, જર્મ-ફ્રાંસનો, અને આ છેલ્લો મહાભારત જગદ્વિગ્રહ ખાન ખાળાયા તે ન જ ખાળાયા.

હોય. ધીરાં કામ સાહેબનાં. બૂરામાં બૂરી માંથી યે સારૂં ભવિષ્ય ઉપજાવી શકાય છે. અને જગદ્વિગ્રહથી તો લગભગ બધી જ પ્રજાઓ કાંપી છે, કે આ રાજ્યલોભ અને સત્તામદ અને લોહી રેડવાની લત આવાં ને આવાં ચાલ્યા કરશે, તો જનતાનો ઘાણ જ નીકળી જશે: આવા વિગ્રહોમાં

અલગ (neutral) રહે, જે જીતે, અને જે હારે, એ ત્રણેય ને તે ગણનાતીત નુકસાન અને ત્રાસ વેઠવાં પડે છે, એમાં કોનો કેટલો દાટ વળે છે તે જમેઉધાર તારીજ ખતવતાં ખતવતાં અક્કલ જ બ્હેર મારી જાય છે! પ્રજાશાસન (democracy) ના આ વિકાસકાલમાં મંત્રીમંડળો, રાજપુરુષો, અને પ્રતિનિધિસભાઓ કરતાં, વર્તમાનપત્રોનાં ય કરતાં, સમજુ મધ્યમ સ્થિતિના લોકોનો લોકમત વધારે બલવાન થતો આવે છે, અને એ બલ લગભગ આખું યે અને દરેક સુધરેલા દેશમાં સુલેહશાંતિની તરફેણમાં મથી રહ્યું છે. સુધરેલી દુનિયામાંના આ સ્વતંત્ર લોકમતને વળી આરંભમાં જ પ્રેસિડંટ વુડ્રો ઉવિલ્સન જેવો ભાવનાભક્ત આગેવાન મળી ગયો; એટલે જગદ્વિગ્રહસમાપ્તિના વ્હાણામાં જ એકલાં યુરોપીય રાષ્ટ્રોનો નહીં પરંતુ દુનિયાનાં તમામ રાષ્ટ્રોનો એક એલચીસમુદાય, એક નવખંડપ્રતિનિધિ લીગ ઓફ નેશન્સ (League of Nations) અસ્તિમાં આણવાને માટે અનેકાનેક માનનીય પ્રયાસ ચાલી રહ્યા છે. એ ધરા-સમિતિ (World-Senate)નો આરંભ તો ઇ. સ. ૧૯૨૦થી કરવામાં આવેલો છે, પણ જર્મનીને હજી એમાં સામેલ થવા દેવામાં આવ્યું નથી, યુનાઇટેડ સ્ટેટ્સ હજી દાખલ થયું નથી, વગેરે હજી એમાં અનેક મોટીમોટી ખામીઓ છે.

૭

એકજને એક વિષય અસ્તિવાક્યે (affirmation) તેમ નાસ્તિવાક્યે (negation) ઉચ્ચારી શકાય છે, પણ કેટલીક વસ્તુમાં અસ્તિવાક્ય તો કેટલીકમાં નાસ્તિવાક્ય વધારે અસરકારક હોય છે. સાદામાં સાદા દાખલા જુવો. 'શૂન્ય' એ નાસ્તિપદ છે. કંઇ જ નહીં એટલે કે અત્યન્તાભાવના અર્થમાં આપણે એ શબ્દ વાપરિયે છિયે. ગણિતની પરિભાષામાં એ સંખ્યાવાચક છે, અને સંખ્યાનો અત્યંતાભાવ જાતે સંખ્યા ન હોઇ શકે, એટલે ગણિતમાં એનો વાસ્તવિક અર્થ "કલ્પનામાં જે લઘુતમ સંખ્યા આવી શકે તે," એવો થવો જોઇયે. લઘુતમ સંખ્યાનું પણ પાછું વિભાજન અનંત કોટિ સુધી ખેંચી શકાય, એટલે 'કલ્પનામાં જે લઘુતમ સંખ્યા આવી શકે તે,' અને 'અત્યંતાભાવ,' એમાં કશો ફેર રહેતો નથી, અને વ્યવહારને માટે નાસ્તિપદ આવા અન્વયમાં બેહતર હોવાથી તે જ 'શૂન્ય'નો અર્થ સામાન્ય રીતે ગણાય છે. આથી ઉલટું, 'અનંત' એ શબ્દ વિચારો. એ લાગે છે નાસ્તિપદ, પણ ખરૂં જોતાં 'અંત' છેડો, એ શબ્દ નાસ્તિવાચક છે, અમુક અભાવનો નિર્દેશ કરે છે માટે; અને નાસ્તિની પાછી 'અન્' જોડીને નાસ્તિ કરિયે છિયે, માટે 'અનંત' પદ વસ્તુતાએ અસ્તિવાચક છે. પણ ઉલટ પક્ષે, 'અન્' વડે સૂચવાતી નાસ્તિવાચકતાની છાપ પડે છે જ, વળી 'અંત' જાતે નાસ્તિવાચક છે એ હકીકત સૂક્ષ્મ વિચારકો જ સર્વદા સ્મૃતિમાં રાખી શકે એવી છે, એટલે અગર જો કે 'અનંત' અને 'વિભુ' બંને શબ્દ એકાર્થ છે, તોપણ જ્યાંત્યાં નાસ્તિવાચકનાના ભાસથી યે મુક્ત રહેવું હોય ત્યાંત્યાં 'વિભુ' કે બીજો સમાનાર્થ અને ચોકખી રીતે અસ્તિવાચક હોય એવા શબ્દનો ઉપયોગ વધારે સારો છે.

અહિંસા શબ્દમાં પણ આ જાતનું દૂષણ છે. હિંસાવૃત્તિના અત્યંતાભાવને સ્થાયી ભાવ બનાવી દે તે અહિંસાવૃત્તિ એવો આશય છે, એથી તલ માત્ર પણ ઓછો નહીં, અને તે 'અહિંસા' શબ્દ નાસ્તિવાચક લાગવાથી તેના વડે પૂરી સ્ફુટતાથી કથી શકાતો નથી. હિંસાવૃત્તિનો અત્યંતાભાવ કયો ભાવ સ્થાયી જામતાં એની મેળે બની આવે? દ્વેષભાવ અને હિંસાવૃત્તિ સહોદર છે, અને દ્વેષથી ઉલટ પ્રેમ, એટલે ઘણા આપણા સવાલના જવાબમાં કહેશે,—હિંસાવૃત્તિનો અત્યંતાભાવ એની મેળે બની આવે પ્રેમ સ્થાયી જામતાં.

આ જવાબ છે તો ઠીક પણ પૂરતો વિશદ નથી. પ્રેમના અનેક પ્રકાર છે. સૌથી સાત્ત્વિક પ્રકારો જે માતાપુત્ર ગુરુશિષ્ય અને ભગવાનભક્તના પ્રેમના, તેમાં ત્રણે યુગલોમાં એક વ્યક્તિ ઉચ્ચ છે, બીજી મુકાબલે નીચ છે. આ ત્રણેમાં તો નીચ વ્યક્તિ પોતાની નીચતા જાતે સ્વીકારી રહે છે, એટલે એ પ્રેમોમાં ઉચ્ચનીચ ભેદ છતાં યે કશો ભંગ થવા પામતો નથી, સાત્ત્વિકતા સંપૂર્ણપણે જળવાઈ રહે છે. પરંતુ આપણા માણસમાણસના ઘણા સંબંધોમાં બંનેને સમાન ગણવા આવશ્યક હોય છે. આ સમાનતાનો જે દરજ્જે કોઇ પણ એકમ જાણેઅજાણે સ્વીકાર કરે તેટલે દરજ્જે એ સંબંધોની સાત્ત્વિકતા ઓછી પડે છે. માટે સંલગ્ન એકમોની સમાનતા સંપૂર્ણપણે સ્વીકૃત જેમાં અવશ્યમેવ હોય એ પ્રકારનો પ્રેમ જ હિંસાવૃત્તિનો અત્યંતાભાવ ઉપજાવવાને અને ટકાવી રાખવાને માટે પર્યાપ્ત નીવડી શકે. એટલે કે ગમે તે પ્રકારનો

આપણે પોતાના અભિપ્રાયો દર્શાવવા જ જોઇએ. ગુજરાત એ બાબતમાં બહુ મોળું છે. તેથી બીજા પ્રાન્તો લાભ ખાટી જાય છે. મ્હારા ઉત્તરોનો કેટલોક સાર નીચે આપ્યો છે. તે ઉપરથી આપણાં માસિકોમાં કાંઇ ચર્ચા થાય તોએ ઠીક. કાંઇક વિચારમાં જાગૃતિ આવે અને આપણી ઉદાસીનતા ઓછી થાય એ જ આ સાર આપવાનો ઉદ્દેશ છે.

પ્રશ્ન. ૧: વિદ્યાપીઠ દ્વારા શિક્ષણનાં ઉદ્દેશ અને કાર્ય.

ત્હમારા અભિપ્રાય પ્રમાણે મુંબાઇ ઇલાકામાં યુનિવર્સિટી શિક્ષણનો ઉદ્દેશ અને કાર્ય શાં હોવાં જોઇએ? હાલમાં ચાલતી પદ્ધતિથી આ ઇલાકામાં ઉછરતા યુવકોને માટે એ ઉદ્દેશ સિદ્ધ થાય છે કે નહિં? જો ના સિદ્ધ થતો હોય તો હાલની પદ્ધતિમાં શી શી ત્રુટિઓ છે?

જે જે ખામીઓ જણાય છે તે શિક્ષક તેમ જ શિષ્યના મનની વૃત્તિ અથવા શિક્ષણપદ્ધતિને પરિણામે છે કે કેમ? અથવા યુનિવર્સિટીમાં પ્રવેશ થતાં પહેલાં વિદ્યાર્થીઓના શિક્ષણની પરિસ્થિતિને પરિણામે છે.? અથવા યુનિવર્સિટીની વ્યવસ્થાને લીધે છે?

આ ઇલાકાની જૂદી જૂદી પ્રજાઓના ઇતિહાસ અને સંસ્કૃતિની પ્રગતિ અર્થે જ્ઞાનનો કેટલો પ્રચાર કર્યો છે?.એ વિષય તરફ વધારે પ્રગતિ કરવા માટે ત્હમે કેવા માર્ગ સૂચવો છો?

ઉત્તરઃ શિક્ષણનો ઉદ્દેશ શો હોવો જોઇએ? —ઉપયોગ (utility) કે સંસ્કૃતિ, અને સદાચાર? સદ્ગુણની અભિવૃદ્ધિ કરવી, અને સંસ્કૃતિની ઉન્નતિ કરવી એ જ કેળવણીનો ખરો ઉદ્દેશ છે. ઉપયોગિતા તરફ સાફ દુર્લક્ષ્યતા તો ના જ હોવી જોઇએ. શ્રેષ્ટ નાગરિક, અને સમાજનાં ઉપયોગી અંગ તૈયાર કરવાં એ જ કેળવણીનો મુખ્ય આશય હોવો જોઇએ. જે પદ્ધતિથી આવું ફળ ના થતું હોય તે પદ્ધતિ મૂળથી જ ખામી વાળી હોવી જોઇએ. કોઇ પણ સમાજના શ્રેયનો આધાર તેમાં સમાએલી વ્યક્તિ ઉપર છે. જો તે વ્યક્તિઓમાં માનસિક કે શારીરિક નબળાઇ હોય તો સમસ્ત સમાજને ધોકો પહોંચે.

માત્ર બુદ્ધિની ખીલવણી એ જ કેળવણીનો આદર્શ ના હોવો જોઇએ. ચારિત્ર્યબળની વૃદ્ધિ કરીને બળવાન, ધાર્મિક નાગરિકો તૈયાર કરવા એ તેનો હેતુ હોવો જોઇએ. હાલની આપણી વિદ્યાપીઠની મૂળજન્ય પદ્ધતિ જ ખોટી છે. તેમાં ઉપયોગિતાને ઘણું વધારે મહત્વ આપવામાં આવે છે, અને તેને પરિણામે તેમાં જડતા આવી ગઇ છે. કેળવણીની કિંમત રૂપીઆ આના પૈમાં ગણાવા લાગી છે. યુનિવર્સિટીની ડીગ્રી તે સરકારી નોકરી મેળવવાનું સાધન ગણાવા લાગી છે. કાંઇ જૂદા જ સંજોગોમાં આજની યુનિવર્સિટી અર્ધા સૈકા ઉપર સ્થપાઇ હતી. તેને પરિણામે આ જ એ ભૂલભરેલી પદ્ધતિ લાગે છે.

બ્રિટિશ રાજ્યની આપણા દેશમાં શરૂઆત થઇ તે સમયે બરોબર વ્યવસ્થિત ચાલતી શિક્ષણપદ્ધતિ પ્રચલિત નહોતી. બ્રિટિશ સામ્રાજ્ય થતાં એમ માન્યતા થવા માંડી કે પ્રજાવર્ગમાં શિક્ષણનો પ્રચાર ન થાય તો રાજકર્તા દોષિત ગણાય. લૉર્ડ મૅકાલે અને ચાર્લ્સ વૂડના અનુશાસનથી આપણા દેશમાં યુરોપીય શિક્ષણ-પદ્ધતિના અનુકરણનો આરંભ થયો.

ઇંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ અપાતું થયું. અને માત્ર પરીક્ષા લેવા માટે કેટલીક યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી. તે સમયના નેતાઓને એ જ પદ્ધતિ ઉત્તમ લાગી હશે. આ ઉપરાંત રાજ્યતંત્ર બરોબર ચલાવવામાં આ પ્રમાણે શિક્ષણ લીધેલા અધિકારીઓ વધારે ઉપયોગમાં આવશે એ ગુપ્ત આશય પણ કદાચ રહેલો હોય. રાજ્યવહીવટ બધો જ કાંઇ અંગ્રેજ અધિકારીઓના હાથમાં રહી શકે નહિં; કારકુનો અને નીચલી પાયરીના અધિકારીઓ તો આપણા દેશના બની શકે

યુનિવર્સિટીની પદવીથી સરકારી નોકરી મેળવવામાં સુગમતા થઇ, તેથી આ નવી પદ્ધતિને આપણા લોકોએ વધારી લીધી, અને તેને લીધે યુનિવર્સિટીના શિક્ષણનો પ્રચાર ઠીક જલદી થતો ગયો. ચારિત્ર્ય સુધારવાનો કે ઉત્તમ સંસ્કૃતિ મેળવવાનો જે કેળવણીનો મુખ્ય આશય તે ભૂલાઇ ગયો. વિદ્યાપીઠ તે વિદ્યાનાં મંદિર રહ્યાં નહિં, પણ ઉપાધિ મેળવવાનાં કારખાનાં બની રહ્યાં. આપણી જ પ્રજાએ તેને પોષણ આપ્યું. ઉચ્ચ સંસ્કૃતિ કેળવવી, ચારિત્ર્ય દઢતર કરવું, સદ્ગુણનું પોષણ કરવું અને બળવાન સ્વદેશવત્સલ, બુદ્ધિમાન વ્યક્તિઓ ઉત્પન્ન કરવી, એ જ ઉચ્ચ આશયો શિક્ષણમાં રહેલા છે તેને વિસારી દેવામાં આવ્યા.

આ પ્રકારનો કોઇ પણ ઉચ્ચ આશય અહીંની વિદ્યાપીઠ સમક્ષ નહોતો. સામાજિક જીવનનો કાંઇ પણ

ખ્યાલ તેમાં રાખવામાં આવ્યો નહોતો: તેથી પરંપરા (traditions) સ્થાપવામાં તેની નિષ્ફળતા થઇ. સામાજિક ઐક્ય, કે સામાજિક જીવનને વિસ્તૃત કરવાનો કાંઈ જ પ્રયત્ન એ દ્વારા થયો નહિં, નાગરિક ભાવના કે સ્વદેશપ્રેમની ભાવનાનું પોષણ લેશ. માત્ર થયું નહિં. વિદ્યાર્થીના શારીરિક શિક્ષણ કે લશ્કરી તાલીમ પ્રત્યે જરાય લક્ષ અપાયું નહિં.

વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાનું એક યંત્ર તે વિદ્યાપીઠ, એ સ્થિતિ થઇ ગઇ. જો કાંઈ ચોક્કસ આદર્શ મોં આગળ રાખીને ઐક્યનું પોષણ થયું હોત તો વિદ્યાર્થીઓને તેને માટે મમતા રહેત. શિક્ષણના વિસ્તારના કાર્યપ્રદેશમાં પણ આજની આપણી વિદ્યાપીઠ નિષ્ફળ નીવડી છે. સંશોધનના કાર્ય માટે કાંઇ પણ સફળતા તેમાં મળતી નથી. બહારનાં ભાષણોનો પ્રચાર, મોટી વયના લોકને માટે શિક્ષણના વર્ગો, અથવા પુસ્તક-પ્રસિદ્ધિ, કે સંશોધનના કાર્ય દ્વારા જનસમુહમાં જ્ઞાનનો પ્રચાર પણ કાંઈ થતો નથી.

આ બધાની સાથે સાથે વ્યવહારૂ શિક્ષણ આપવું, સામાજિક ઐક્ય અને સામાજિક જીવનને પોષવું, શારીરિક શિક્ષણ આપવું, અને લશ્કરી તાલીમ આપવી એ પણ વિદ્યાપીઠનું કાર્ય ગણાવું જોઇએ.

ઉપર બતાવેલી બધી ખામીઓ દૂર કરવા માટે શિક્ષક, તેમ જ શિષ્ય બન્નેનાં દૃષ્ટિબિન્દુ બદલાવાં જોઇએ. શિક્ષકની સમક્ષ કાંઇ ઉચ્ચ આશયના અભાવને પરિણામે યોગ્ય શિક્ષણ આપી શકાતું નથી.

બીજું મૅટ્રીક્યુલેશન પરીક્ષાનું ધોરણ કાંઇક ઉંચા દરજ્જાનું કરવું જોઇએ. હાઇસ્કૂલોમાં શિક્ષણ માતૃભાષા દ્વારા અપાવું જોઇએ. ત્રીજું મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે તૈયાર કરતી હાઇસ્કૂલોનો વહીવટ યુનિવર્સિટીની સલાહ પ્રમાણે થવો જોઇએ. વળી યુનિવર્સિટીઓની પદ્ધતિ લક્ષમાં લઇને શિક્ષણપદ્ધતિ તેમ જ અભ્યાસક્રમમાં ઘટતો ફેરફાર કરવો જોઇએ.

યુનિવર્સિટી તે માત્ર પરીક્ષક સંસ્થા ના હોવી જોઇએ, પણ શિક્ષણ આપવાની સંસ્થા થવી જોઇએ.

હાલની આપણી યુનિવર્સિટીમાં પાશ્ચાત્ય સંસ્કૃતિ અને પાશ્ચાત્ય વિચારોને વધારે મહત્વ અપાયું છે. આપણા પોતાના દેશની સંસ્કૃતિ માટે કાંઇ ગર્વ કે પ્રેમભાવ ઉત્પન્ન થાય એ તરફ સાફ દુર્લક્ષ્ય થયું છે. દૃષ્ટાન્ત તરીકે બી. એ. ની પરીક્ષામાં તત્ત્વજ્ઞાનનો વિષય ઐચ્છિક રાખવામાં આવ્યો છે, તેમાં ભારતવર્ષનું તત્ત્વજ્ઞાન કાંઇ જ શીખવાતું નથી. સંસ્કૃત ભાષા ન જાણનારને પણ પોતાના દેશના તત્ત્વજ્ઞાનનું રહસ્ય જાણવાની જીજ્ઞાસા હોય. આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ, પ્રાચીન તત્ત્વજ્ઞાન, તુલનાત્મક ધર્મજ્ઞાન, આયુર્વેદ, સંસ્કૃત, અરેબિક, અને કેટલીક અર્વાચીન ભાષાના જ્ઞાનને વધારે મહત્ત્વ આપવુ જોઇએ. સામાન્ય વિદ્યાર્થીને નેપોલીઅન, કે આલ્ફ્રેડ ધ ગ્રેટ્ કે વિટન વિષે સારી માહિતી હોય છે; પરંતુ અશોક કે અકબર કે આખ્ય પંચાયતની ઘણી થોડી ખબર હોય છે. હેગલ, કેન્ટ, મિલ, કોન્ટ વિગેરે વિષે સારી રીતે ચર્ચા કરી શકશે પણ શંકરાચાર્ય, ન્યાય, ગીતા, ઉપનિષદ્ વિગેરેની જૂજ માહિતી હશે. બી. એ.ની પરીક્ષામાં ઇતિહાસનો ઐચ્છિક વિષય લેનારને ઈંગ્લંડનો ઇતિહાસ અને રાજ્યબંધારણ ફરજીઆત લેવાં પડે છે, અને હિન્દુસ્થાનનો ઇતિહાસ ઐચ્છિક રાખવામાં આવ્યો છે. આ પ્રમાણે પોતાના દેશના ઇતિહાસ અથવા સંસ્કૃતિમાં રસ ઉત્પન્ન કરવામાં આ યુનિવર્સિટી સાફ નિષ્ફળ નીવડી છે.

પ્ર. ૨: હાઇસ્કૂલમાંથી તૈયાર થઇને નીકળેલા વિદ્યાર્થીઓનાં જ્ઞાન, અને તાલીમ યુનિવર્સિટીમાં પ્રવેશ થવા માટે પુરતાં છે? જો સંતોષકારક ના હોય તો તેમાં સુધારો કરવા માટે ત્હમારી શી સૂચના છે?

આ ઈલાકામાં હાઇસ્કૂલ અને યુનિવર્સિટીના અભ્યાસક્રમની વચ્ચે બીજી માધ્યમિક સંસ્થાની આવશ્યકતા ત્હમને લાગે છે? અથવા કલકત્તા યુનિવર્સિટી કમીશને જે પ્રમાણે માધ્યમિક શિક્ષણ માટે નવું બૉર્ડ નીમવાની સૂચના કરી હતી તે જરૂરની છે? જો તેમ હોય તો તે બન્ને કેવી રીતે સ્થાપવાં અને તેના ખર્ચનો નિભાવ કેવી રીતે કરવો?

જો આ પ્રકારની વ્યવસ્થા બીનજરૂરી લાગે તો અત્યારની હાઇસ્કૂલનું શિક્ષણ કેવી રીતે સુધારી શકાય? જે જે સંસ્થાઓ યુનિવર્સિટીમાં વિદ્યાર્થી મોકલી આપે છે તે સંસ્થાને કેવી રીતે સારી સ્થિતિમાં ટકાવી શકાય?

ઉ: હાઇસ્કૂલોમાં અત્યારે જે શિક્ષણ અપાય છે તે યુનિવર્સિટીમાં પ્રવેશ થવા પૂરતું નથી. ઘણી જ ઓછી જ્ઞાનસામગ્રી સાથે વિદ્યાર્થીઓ પાઠશાળામાં દાખલ થાય છે. તેને લીધે ઈંગ્લંડ અમેરિકાના વિદ્યાર્થીઓની સરખામણીમાં આપણા પુરતા ઓછા જ્ઞાનવાળા ગણાય

છે. તેનું કારણ એ છે કે માધ્યમિક શિક્ષણમાં બહુ ઉણપ રહેલી હોય છે. પુસ્તકો શિવાયનું આસપાસનું જ્ઞાન વિદ્યાર્થીને બહુ જ ઓછું હોય છે. પરભાષા દ્વારા જે શિક્ષણ એને મળેલું હોય છે તે જરાય પાચન થએલું હોતું નથી. માત્ર થોડી વસ્તુઓ પોપટની માફક ગોખેલી હોય છે. સ્વતંત્ર વિચાર કરવાની તેની શક્તિ હોતી નથી અને જે કાંઇક સ્વાભાવિક શક્તિ હોય તે પણ પરભાષામાં ગોખણપટ્ટી કરવાને લીધે કચડાઇ ગએલી હોય છે. તેના શિક્ષકો પણ અર્ધશિક્ષિત હોય છે. શિક્ષકોને બહુ જ જૂજ વેતન આપવામાં આવે છે, એટલે ઉત્તમ માણસો ભાગ્યે જ એ ધંધો સ્વીકારે. હાઇસ્કૂલના શિક્ષણમાં સંપૂર્ણ ફેરફાર થાય તો જ યુનિવર્સિટીનું શિક્ષણ ઉચ્ચ કોટિનું થાય.

મૅટ્રીક્યુલેશન માટે નીચેના વિષયો રાખવા જોઇએ: ૧. અંગ્રેજી, ૨. માતૃભાષા, ૩. વિજ્ઞાન, ૪. અન્યભાષા, ૫. સહેલું ગણિત, ૬. ઇતિહાસ, ૭. સામાન્ય જ્ઞાન. આ ઉપરાંત નીચેના વિષયોમાંથી એક ઐચ્છિક વિષય —લલિતકળા, ગૃહઅર્થશાસ્ત્ર, ખેતી, અને ઉદ્યમ.

જો હાઇસ્કૂલનું શિક્ષણ સુધારવામાં આવે તો પછી માધ્યમિક કૉલેજ કે નવા બૉર્ડની અગત્ય રહેતી નથી. હાલની હાઇસ્કૂલોનું શિક્ષણ સુધારવા માટે સારા, નિષ્ણાત, વધારે પગારવાળા શિક્ષકો આવશ્યક છે. પરીક્ષામાં માત્ર યાદશક્તિની પરીક્ષા લેવાવી ના જોઇએ. વિષયોનું સામાન્ય જ્ઞાન તપાસવુ જોઇએ. આ ઉદ્દેશ પ્રમાણે પાઠ્યપુસ્તકોમાં સુધારો થવો જોઇએ, અને નવાં પુસ્તકો લખાવાં જોઇએ. ગોખણપટ્ટીનાં પુસ્તકોને કોઇ પણ રીતે ઉત્તેજન મળવું જોઇએ નહિં. અને જો શિક્ષણ અને પરીક્ષા બન્ને માતૃભાષા દ્વારા થાય તો ગોખવાની જરૂર ના રહે, કેમ કે વિદ્યાર્થીઓ પોતાની ભાષામાં સહેલાઇથી સમજી શકે એ કુદરતી નિયમ છે.

હાઇસ્કૂલોની તપાસણી માટે એક સ્ટેન્ડીંગ કમિટી હોવી જોઇએ. શિક્ષકો, ઉપર કહ્યું તે પ્રમાણે તાલીમ લીધેલા નિષ્ણાત હોવા જોઇએ. દરેક હાઇસ્કૂલમાં સારૂં પુસ્તકાલય અને વાચનાલય હોવું જોઇએ. વિજ્ઞાન માટે સારૂં રસક્રિયાસ્થાન (લૅબોરેટરી) હોવું જોઇએ.

પ્ર. ૩: મુંબાઇ યુનિવર્સિટીને મુખ્યત્વે શિક્ષણ આપતી સંસ્થા કરવી હોય તો તેના કયા કાર્યક્ષેત્રમાં વિસ્તાર કરવો યોગ્ય છે ?

ગ્રૅજ્યુએટ થયા પછીના અભ્યાસ માટે યુનિવર્સિટી શિક્ષણનું કાર્ય પોતાને હસ્તક લે છે તેજ પ્રમાણે અન્ડરગ્રૅજ્યુએટના શિક્ષણ માટે યુનિવર્સિટી કેટલો પ્રત્યક્ષ ભાગ લઇ શકે ? જો એમ થાય તો અત્યારની કૉલેજો સાથે કેવી રીતનો સંબંધ રાખી શકાય? જો આ પ્રમાણેની પદ્ધતિ ઇષ્ટ ના હોય તો અન્ડરગ્રૅજ્યુએટના શિક્ષણ માટે કેવો સુધારો સૂચવી શકો ? જો મુંબાઇ યુનિવર્સિટી શિક્ષણનું કાર્ય પોતાને હસ્તક લે તો એકાદ કૉલેજ કે બીજી સંસ્થાની વ્યવસ્થા અને ખર્ચ પોતાને શિર લે કે નહિં ? યુનિવર્સિટી અને ધંધારોજગારની સંસ્થાની વ્યવસ્થામાં ગોટાળો થવા સંભવ છે? જો મુંબાઇ યુનિવર્સિટી તેની સાથે સંબંધ ધરાવતી કૉલેજોનો તમામ વહીવટ પોતાને શિર ના રાખે તો તે સંસ્થાની સારી વ્યવસ્થા સાચવવા માટે શા ઉપાય લેવા જોઇએ ?

મુંબાઇ શહેરમાં કે તેની નજદીક આ યુનિવર્સિટીને મહાન વિદ્યામંદિર કરવા માટે શી શી સવડો છે ? આ હેતુ સિદ્ધ કરવા માટે એ બધી સંસ્થાઓની વ્યવસ્થા કેટલા પૂરતી છે ? તેમાં શા શા સુધારા વધારા ત્હમે સૂચવો છો ?

મુંબાઇ શહેરમાં શિક્ષણ, સાહિત્ય, સંશોધન અને પ્રયોગ માટે ભિન્નભિન્ન સંસ્થાઓ છે તેનો અને આ યુનિવર્સિટીનો નિકટનો સંબંધ કેવી રીતે રાખી શકો ?

અત્યાર સુધી પરીક્ષા ચલાવવામાં, અભ્યાસક્રમ ઘડવામાં, પાઠ્યપુસ્તકો નક્કી કરવામાં યુનિવર્સિટીએ કેવું કામ કર્યું છે ? હાલના કાર્યક્ષેત્રમાં ત્હમે કાંઇ ફેરફાર સૂચવો છો ? વિદ્યાર્થીની નિપુણતા, બુદ્ધિ અને શક્તિ તપાસવા માટે પરીક્ષા ઉપરાંત બીજો કયો રસ્તો બતાવી શકો છો ?

હાલ તરતને માટે યુનિવર્સિટી કયા વિષયનું શિક્ષણ પોતાના હાથમાં લઇ શકે તેમ છે ?

મુંબાઇ યુનિવર્સિટીના કાર્યક્ષેત્રમાં શિક્ષણનું કામ લઇએ તો મુંબાઇના લોકોના લાભાર્થે લલિતકળા, હુન્નરઉદ્યોગ કે એવા કાંઇ વિષયો શીખવવા માટે બીજી સંસ્થાઓ કહાડવાની સલાહ તમે આપો છો ?

જ્યારે યુનિવર્સિટી શિક્ષણનું કાર્યક્ષેત્ર વધારે ત્યારે પોસ્ટગ્રૅજ્યુએટના શિક્ષણ માટે કેટલી મુદત રાખશો ? અને માટે ઉપાધિ આપવા માટે પરીક્ષાઓ, પ્રબંધ, સંશોધન કે બધાનું મિશ્રણ રાખશો ?

કોઇ વ્યક્તિને માન આપવા માટે જૂદી નવી ઉપાધિ દાખલ કરશો ? અને તેમ હોય તો ક્યા ધોરણ પ્રમાણે તે ઉપાધિ આપશો ? હિંદુસ્થાનના અને વિશેષ કરીને મુંબાઈને લગતા પ્રશ્નોનું સંશોધન કરવા માટે કેવા પ્રકારનું ઉત્તેજન આપશો ?

યુનિવર્સિટીનું પોતાનું છાપખાનું અને પુસ્તક-પ્રકાશક ખાતું કહાડવું આવશ્યક છે ? અને જો હોય તો તેની વ્યવસ્થા અને ખર્ચ માટે કેવો બંદોબસ્ત કરવો ?

યુનિવર્સિટીના અધ્યાપકો, વ્યાખ્યાનકારો વિગેરેની નીમણુક કેવી રીતે કરવી ? તેમને પગાર કેટલા પૂરતો આપવો ? તેમની નોકરીની મુદત વિગેરેના નિયમન માટે કેવી સરત હોવી જોઇએ ?

ઉ: યુનિવર્સિટી તે માત્ર પરીક્ષક સસ્થા ના હોવી જોઇએ, પણ શિક્ષણ આપની સંસ્થા થવી જોઇએ. હાલની સ્થિતિ જોતાં આ વાત અસંભવિત લાગશે, કેમ કે પાઠશાળાઓ એટલી છુટીછવાઇ હોય છે કે યુનિવર્સિટીનાં વ્યાખ્યાનોમાં વિદ્યાર્થીને હાજરી આપવી અશક્ય થાય. જો યુનિવર્સિટીને એકત્ર ઇલ્હાયદી કરવામાં આવે, છાત્રાલયની સંપૂર્ણ સવડ કરવામાં આવે, બધી કૉલેજોને એક સ્થળે લઇ જવામાં આવે તો તે શિક્ષણનું કામ બહુ સરળ થાય.

મુંબઈની યુનિવર્સિટી લન્ડનની યુનિવર્સિટીના ધોરણ ઉપર રચવામાં આવી હતી, અને તેથી કરીને તે માત્ર પરીક્ષક સંસ્થા રહેલી છે. હાલમાં થોડુંક શિક્ષણનું કાર્ય તેણે હાથમાં લીધું છે (ગ્રેજ્યુએટ પછીનું —સોશીઓલોજી ને ઇકોનોમિક્સનું ), પણ શરૂઆતના વર્ગમાં શિક્ષણનું કાર્ય લેશ પણ તેને હસ્તક નથી. લન્ડન યુનિવર્સિટીમાં પણ હવે તો શિક્ષણના કાર્યને વિસ્તૃત કરવામાં આવ્યું છે. ઢાકા, લખનઉ, બનારસ-ની નવી યુનિવર્સિટીઓ સ્થપાઈ છે તે શિક્ષણ આપનારી અને વસતિગૃહ વાળી સંસ્થાઓ છે.

જો મુંબાઇની યુનિવર્સિટીમાં કાંઇ સુધારો કરવા હોય તો તેને શિક્ષણના કાર્યમાં જરૂર વધારો કરવો જોઇએ.

માત્ર પરીક્ષા લેનાર યુનિવર્સિટી એક યંત્ર જેવી જરૂર થઇ જાય જ. તેમાં એક ગુંથનું—સમષ્ટિનું સ્વરૂપ કદિ ના આવે, વિદ્યાર્થીઓને અરસપરસ નિકટ સંબંધ થઇ શકે નહિં. જેમ સંબંધ ગાઢતર થાય, પરિચય વધારે થાય તેમ એકસંપી વધે. ઑક્સફર્ડ, કેમ્બ્રીજનો મોટો લાભ જ એમાં રહેલો છે.

આજની સ્થિતિમાં કેટલી બધી શક્તિનો ખોટો વ્યય થાય છે ! બધી પાઠશાળાઓમાં અધ્યાપકો એકના એક વિષયો શીખવે છે. આ વ્યાખ્યાનો જો યુનિવર્સિટીનાં વ્યાખ્યાનો હોય તો બધા જ વિદ્યાર્થી એકી વખતે તેનો લાભ લઇ શકે. એટલે કામ જે દરેડાવાય છે તે ના થાય. દરેક કોલેજના અધ્યાપકો જે જેમાં નિષ્ણાત હોય તે તે વિષય લઈ શકે અને યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને તેનો લાભ આપી શકે. તેને લીધે વિશિષ્ટતા મેળવવાનું વધારે સરળ થાય. આજ તો ઇતિહાસનો એક અધ્યાપક પ્રાચીન ઇતિહાસ, અર્વાચીન ઇતિહાસ, મધ્યકાલિન ઇતિહાસ, હિન્દુસ્થાનનો ઇતિહાસ, અને કોઇ વાર તો ઇકોનોમિક્સ અને પોલિટિક્સ પણ શીખવતો જોવામાં આવે છે.

એક બીજી મુશ્કેલી એ નડે ખરી કે મુંબાઇ શિવાય બહારગામની પાઠશાળાઓ મુંબાઇ યુનિવર્સિટી સાથે જોડાએલી છે. જો યુનિવર્સિટી શિક્ષણનું કાર્ય લે તો તેનો લાભ બહારગામની પાઠશાળાને ના મળે. આ મુશ્કેલી દૂર કરવા માટે શરૂઆતમાં તેને માટે બે વિભાગ રાખવા પડે: એક આન્તરિક, અને બીજો બાહ્ય વિભાગ. અને આગળ જતાં પ્રાન્તિક યુનિવર્સિટીનો વિસ્તાર થવો જોઇએ.

જે પાઠશાળાઓ યુનિવર્સિટી સાથે જોડાએલી છે તેમના ઉપર થોડીઘણી દેખરેખ યુનિવર્સિટીની હોવી જોઇએ. પરંતુ વધારે પડતી તો ઇષ્ટ નથી.

પરીક્ષામાં સરળતા થવા માટે તેમ જ તેનો બોજો ઓછો થવા માટે થોડીક ગોઠણની પરીક્ષા રાખવી જોઇએ.

પરીક્ષકોની ચુંટણીમાં લાગવગ ને પક્ષાપક્ષ હોવાં ના જોઇએ. પરીક્ષાની ફી તો કેટલાક તો એક ધંધાની આવક કરી બેસે છે. હદ ઉપરાંત પરીક્ષાનું વેતન ના આપવું જોઇએ. મેટ્રીક્યુલેશન પરીક્ષામાં બહુ જ ત્રાસ અને તકલીફ પડે છે તેના પ્રમાણમાં એમ. એ. ને બી.એ.ના પરીક્ષકોને વધારે પડતું વેતન મળે છે.

સામાજિક કે સ્થાનિક પરિસ્થિતિમાં ફેરફાર થાય તે પ્રમાણે વિષયોની પસંદગી થવી જોઇએ. દ્દષ્ટાન્ત તરીકે સિવીલ સર્વીસની પરીક્ષા આપણા દેશમાં લેવાતી થઇ છે, તો તે તરફ લક્ષ રાખવું જોઇએ. ઇતિહાસ,

# સમાજશાસ્ત્ર અને વેદમંત્ર

વેદનું પુરુષસૂક્ત સૃષ્ટિવિજ્ઞાનનું બોધક છે. આ સૂક્તના ૧૦મા મંત્રમાં સમાજ વિષે અલંકાર રચવાનો પ્રશ્ન ઉભો કર્યો છે. અને ૧૧મો મંત્ર અલંકાર રૂપથી સમાજશાસ્ત્ર અને શ્રમવિભાગ(Division of Labour)નું તેવું જ ઉચ્ચ વર્ણન કરે છે, કે જેવું હર્બર્ટ સ્પેન્સરે પોતાના સમાજશાસ્ત્ર (Sociology) નામના પુસ્તકમાં તે જ અલંકાર દ્વારા કર્યું છે. ગુજરાતી ભાષાની ૫મી, ૬ટ્ઠી તથા ૭મી ચોપડીમાં વૈદિક આર્યોના ચાર વર્ણનું વર્ણન કરતાં તેમને શ્રમવિભાગનું ઉત્તમ રૂપ આપ્યું છે. હિંદુ વિશ્વવિદ્યાલયના સ્તંભરૂપ શ્રીયુત પંડિત બાબુ ભગવાનદાસજી વર્ણનો અર્થ ધંધો કરે છે; અને એ જ એનો ધાત્વર્થ છે. અતિ પ્રાચીન નિરુક્ત નામના ગ્રંથમાં નિયમ કરેલો છે, કે વેદના બધા શબ્દ યૌગિક (અર્થવાન્) અને યોગરૂઢ (પારિભાષિક) છે—રૂઢ કોઇ નથી. એનું વર્ણન અમે દૃષ્ટાંતથી કરીશું. ઋગ્વેદ અ૦ ૭, અ૦ ૮, વ૦ ૧૮ ના બીજા મંત્રમાં—"**विधवेव देवरं मर्यं न योषा कृणुते सधस्थ आ ।**"—કહ્યું છે કે, "વિવાહિત કુમાર અને વિવાહિત કુમારી સંતાનોત્પત્તિ સમાન સ્થાનમાં કરે છે, અને વિધવા દેવરની સાથે કરે છે." આ જગાએ વેદમાં દેવર શબ્દ વિધવાના બીજા પતિને માટે વપરાયો છે. છતાં કોઇ માણસ લૌકિક સંસ્કૃત પ્રમાણે દેવરનો અર્થ પતિનો નાનો અથવા મોટો ભાઇ કરે તો પંડિતમંડળમાં તેની હાંસી થયા વગર રહે નહિ. નિરુક્ત અ૦ ૩, ખં૦૧૫માં લખ્યું છે કે—"**देवरः कस्माद् द्वितीयो वर उच्यते**" અર્થાત્ "દેવર બીજા વરનું નામ છે."

વેદમંત્રનો અર્થ કરવામાં નિરુક્તનો જ નિયમ કામ આવે છે. તેને છોડીને હઠ કરવી નકામી છે. એવી જ રીતે વેદમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વગેરે જે શબ્દ આવે છે તેના લૌકિક કે રૂઢ અર્થ નહિ લેતાં યૌગિક અર્થ જ આપણે લેવા પડશે. એટલા માટે જે મંત્ર બતાવે છે કે, સમાજના મુખ બ્રાહ્મણ છે, તો બ્રાહ્મણ શબ્દનો અર્થ ત્યાં બ્રહ્મ (ઇશ્વર) ને માનનાર (આસ્તિક) તથા બ્રહ્મ નામ જે વેદ અથવા વિદ્યાનું છે તેનો જ્ઞાતા વિદ્વાન મનુષ્ય—એ પ્રમાણે થઇ શકશે. વેદમાં ક્ષત્રિયનો અર્થ રક્ષા કરનાર અને વૈશ્યનો અર્થ વ્યાપારકૃષિકુશળ તથા શૂદ્રનો અર્થ સેવાકુશળ માણસ જ થઇ શકશે. વેદની દૃષ્ટિથી અમેરિકાનો ડેવીસ અને ઈંગ્લાંડનો ન્યુટન બ્રાહ્મણ અથવા ઋષિ છે. લૉર્ડ કિચનર કે કમાલ પાશા ક્ષત્રિય છે. રાલી બ્રધર્સ વૈશ્ય અને સેવાવ્રતધારી નર્સ—પરિચારિકા વિગેરે શૂદ્ર છે. યજુર્વેદ અ૦ ૩૦, મં૦ ૫માં લખ્યું છે, કે "**तपसे शूद्रं**" તપશ્ચર્યારૂપી શ્રમ કરનાર શૂદ્ર હોય છે. વેદના એક બીજા મંત્રમાં કહ્યું છે કે, "**रुचं नो धेहि ब्राह्मणेषु.........रुचं विशेषु शूद्रेषु—मयि धेहि रुचारुचे ।**" અર્થાત્ "અમારા બ્રાહ્મણોનું કલ્યાણ થાઓ. અમારા ક્ષત્રિઓનું કલ્યાણ થાઓ. અમારા વૈશ્યોનું કલ્યાણ થાઓ. અમારા શૂદ્રોનું કલ્યાણ થાઓ."

પુરુષસૂક્તમાં આવેલા યજુ૦ અ૦ ૩૧–૧૦, ૧૧મા મંત્ર સંબંધી કંઇક વિશેષ સ્પષ્ટીકરણ કરવું આ સ્થળે જરૂરનું છે. તેમાં કહ્યું છે કે

"**यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् ।**
**मुखं किमस्यासीत्किं बाहू किमूरू पादा उच्येते ।।**"

"આ ચરાચર બ્રહ્માંડને ધારણ કરનાર જે વિરાટ્ પુરુષ છે, તેની કલ્પના આ પ્રમાણે કરવામાં આવે છે. અર્થાત તેનું મુખ શું છે? હાથ કોણ છે? જાંઘો કોણ છે?—અને પગ કોને કહેવામાં આવે છે?" આ પ્રશ્નરૂપી મંત્રમાં જે **पुरुष** શબ્દ આવ્યો છે, એનો અર્થ જે લોક શાસ્ત્રીય રીતે નથી સમજતા

તેમને આ મંત્રમાં કંઇ પણ ઉચ્ચ વાત નહિ માલમ પડે. પરંતુ **पुरुष** શબ્દનો અથ આ જગાએ બજારમાં જનાર માણસ નહિ થતાં વિરાદ્ પુરુષ અર્થાત્ મહાન્ વ્યાપક શક્તિ થાય છે. સર્વમાન્ય ગ્રંથ નિરુક્ત બતાવે છે કે,—**पुरुषः पुरिषादः पुरिशयः पूरयतेर्वा** (નિ૦ અ૦ ૨, ખ૦ ૩ સૂ૦ ૧) એમાં '**पूरयतेर्वा**' શબ્દની વ્યાખ્યા સુપ્રસિદ્ધ ટીકાકાર શ્રી દુર્ગાચાર્યજી આ પ્રમાણે કરે છે:—"**पूर्णमनेन पुरुषेण सर्वगतत्वात् जगादित्ति पुरुषः**" જેનો અર્થ એ છે કે, "સર્વમાં વ્યાપક હોવાથી, અને જેનાથી સર્વ જગત પૂર્ણ છે, એટલા માટે તે પુરુષ છે." ચાલો, આપણે એક વાર ફરીથી આ મંત્રનો અર્થ યાદ કરીએ. "જે વ્યાપકની અનેક પ્રકારથી કલ્પના કરવામાં આવે છે અને વ્યાખ્યા કરવામાં આવે છે, એ વ્યાપકનું મુખ, હાથ, જાંઘો અને પગ કોને કહેવામાં આવે છે? બતાવો આ શબ્દોમાં જન્મથી શૂદ્ર અથવા બ્રાહ્મણ હોવાનું વર્ણન ક્યાં છે? આ મંત્ર બ્રાહ્મણ વગેરેને જન્મની દૃષ્ટિથી નહિ જોતા, માત્ર અલંકાર રૂપે મુખ વગેરેની ઉપમા આપવા ઇચ્છે છે. આ આલંકારિક કથનનું વર્ણન એ પછીના પ્રસિદ્ધ મંત્રમાં આવે છે, જેની સામે હર્બર્ટ સ્પેન્સરનું સમાજશાસ્ત્ર પણ ઉંચુ માથું કરી શકે તેમ નથી. તે મંત્ર આ પ્રમાણે છે:

"**ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृत।**
**ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत॥**"

મંત્રનો અર્થ આ પ્રમાણે થાય છે: "આસ્તિક તથા વિદ્વાન જન આ વ્યાપકના મુખ થયા (૧); ભુજાઓને શાસકજન કરવામાં આવી (૨); અને જે જાંઘો તે આ વ્યાપકની વ્યાપારકૃષિકુશળજન થઇ (૩); તથા પગથી સેવક એટલે સેવાશ્રમકુશળજન થયા (૪)." **जातः** શબ્દનો અર્થ 'થવું' અથવા 'ઉત્પન્ન થવું' બંને થાય છે. વ્યવહારમાં રાતદિવસ પંડિત લોકો કહ્યાં કરે છે કે, "**किम् जातः**" એટલે "શું થયું?" આ વખતે શું ઉત્પન્ન થયું એ અર્થ કોઇ લેતું નથી. અહીં પણ જ્યારે પુરુષનો અર્થ વિરાદ્ પુરુષ (મહાન્ વ્યાપક શક્તિ) છે, અને જ્યારે કેવળ કલ્પના માત્રથી તેનાં મુખ વિગેરે પૂછ્યાં છે, તો **अजायत**નો અર્થ જે સનાતની બંધુઓ પેદા થવાનો લે છે તે ઠીક નથી. જે અર્થ પ્રસંગાનુકૂળ ઉત્તમ્ હોઇને અલંકારની શોભા વધારે છે, તે **अजायत** નો અર્થ 'થયું' કે 'થયા' શા માટે ન લેવો?

વારુ, જરા મંત્રના શબ્દો પર તો વિચાર કરો, કે અલંકારમાં કઇ જગાએ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની ઉત્પત્તિનું વર્ણન છે? મંત્રના શબ્દ સાફ કહી રહ્યા છે, કે બ્રાહ્મણો મુખ થયા, ક્ષત્રિયોને બાહુ કરવામાં આવ્યા, વૈશ્ય જાંઘો થયા અને પગથી શૂદ્રો થયા. આ પ્રમાણે અલંકારનું સ્પષ્ટીકરણ થઇ ગયું. કોઇ પણ જગાએ કોઇના જન્મનું વર્ણન નથી.

શૂદ્ર તપસ્યારૂપી કામને માટે છે, તેનું પ્રમાણ ઉપર આપ્યું છે. બીજું પ્રમાણ "**तपसे कौलालं**" તપસ્વી કામને માટે કુંભાર છે (યજુ૦ અ૦ ૩૦–૭). આ બાબતમાં અંગ્રેજી સાહિત્ય ભંડારમાંથી અનેક પ્રમાણ આપી શકાય તેમ છે, જેને જોવાથી વેદના મુખ વગેરે અલંકારની ઉત્તમતા સમજાશે. યુરોપના પંડિતો પણ નારાયણ ઋષિની માફક એવા જ અલંકાર રચીને સમાજશાસ્ત્રનું મૂળ જે શ્રમવિભાગ તેનો ઉપદેશ આપી રહ્યા છે. માટે જ આ મંત્ર શૂદ્રોનો 'ઘાતક' નહિ પણ પરમ રક્ષક છે. તાત્પર્ય એ છે કે, જે દેશમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર—એ ચાર વર્ણ મુખ વગેરે અવયવો પ્રમાણે મળેલા રહે છે, તે દેશ અને ધર્મની રક્ષા પરમાત્મા અવશ્યમેવ કરે છે. આ મંત્રમાં પરમાત્માનો એ ઉપદેશ છે કે, હે મનુષ્યો! તમે ઉક્ત ચાર અંગો પ્રમાણે એક બીજાના રક્ષક બનો.

અલંકારોનું પ્રયોજન ગૂઢ તત્ત્વને દૃષ્ટાંતરૂપથી મનમાં ઠસાવવાનું હોય છે. "ધી બુક ઓફ નૉલેજ" ના કર્તાએ પદાર્થવિજ્ઞાનની ચર્ચા કરતાં સૂર્યતેજ સાથે વાયુનો જે સંબંધ છે તેને કામળાના દૃષ્ટાંતથી સમજાવ્યો છે. વેદમંત્રે પણ બતાવ્યું કે, જનસમાજે બ્રહ્મ અર્થાત્ ઇશ્વર અને વેદ (વિદ્યા) ને જાણનાર બ્રાહ્મણને આગેવાન સમજવો. આપણે જે હેડમાસ્ટર શબ્દ વાપરીએ છીએ તે હેડનું સ્વરૂપ અંગ્રેજી સાહિત્યમાં મળે છે. કોઇ પણ સમાજમાં તેના આસ્તિક તથા વિદ્વાન માણસ નેતા થઇ શકે એ જ વેદના આ અલંકારની મતલબ છે. જેવી રીતે માથું જ્ઞાનપ્રધાન અંગ છે તેવી જ રીતે બ્રાહ્મણને સમજો.

જ્યારે શરીરરૂપી સમાજ ઉપર કોઇ આઘાત કે ચોટ લાગવાની હોય છે ત્યારે રક્ષા માટે અમે હાથને આગળ ધરીએ છીએ. એવી જ રીતે જનસમાજમાં જેઓ શરવીર હોઇ નિર્ભયતાપૂર્વક બીજાની રક્ષા માટે કામ કરે છે તેમને ક્ષત્રિય અથવા રાજપુરુષ સમજો. ક્ષત એટલે આઘાત, તેનાથી જે બચાવે તે

ક્ષત્રિય.' **વિશ્ પ્રવેશને** ધાતુ ઉપરથી વૈશ્ય શબ્દ બને છે. જે પ્રવેશ કરતો જાય, જેનામાં પ્રવેશન અથવા ફેલાવાની શકિત મહાન હોય તે વૈશ્ય છે. શરીરમાં જેવી રીતે જાથો છે તેવી રીતે વૈશ્ય લોક પોતાના ધનધાન્ય વડે સર્વત્ર પ્રવેશ કરીને પ્રજાને જીવન આપે છે. જેમ પગ એ શરીરનો આધાર હોઇ ગતિ અને શ્રમનું પ્રબળ સાધન છે તેમ શુદ્રો પણ જનસમાજ રૂપી શરીરનું એક અગત્યનું અંગ છે. જે લોકો શુદ્રોને અસ્પર્શ્ય સમજી રહ્યા છે, તેમને અમે આ મંત્રથી કહીશું કે, જ્યારે આપણા શરીરનું કોઇ પણ અંગ શુદ્ર બનીને અલગ થઇ શકતું નથી, તો પછી સમાજરૂપી શરીરનું અંગ જે શુદ્રો તે કેવી રીતે અસ્પર્શ્ય બને ? એટલા માટે આ મંત્ર ગુણકર્મથી શ્રમજીવી શુદ્રોને સમાજના સ્તંભરૂપી પગ બતાવે છે.

વેદમંત્રોની અપેક્ષા ગીતા સહેલાઇથી સમજી શકાય તેમ છે. તેમાં ચાર વર્ણ ગુણકર્મના વિભાગથી છે, એ વાત એટલા તો સાફ શબ્દોમાં કહી છે કે, કોઇ પણ સનાતની બંધુ તેનો બીજો અર્થ કરી શકે તેમ નથી. પંડિતમંડળભૂષણ લોકમાન્ય શ્રી બાલગંગાધર તિલકે 'ગીતા રહસ્ય'ના ઉપોદ્ઘાતમાં વર્ણવ્યવસ્થાનું સ્વરૂપ ગુણકર્મના વિભાગ પ્રમાણે સ્વીકાર કરીને બતાવ્યું છે કે, જન્મથી નહિ પણ શ્રમવિભાગના નિયમ ઉપર જ આ પ્રાચીન આર્ય વૈદિક વર્ણવ્યવસ્થા હતી.

શ્રીયુત ધર્માનંદજી કોસંબી પાલી ભાષાના પ્રખર પંડિત છે. જો તેઓ એ જ પ્રમાણે સંસ્કૃત ભાષાના પંડિત હોત તો તેમને નારાયણ ઋષિનો ઉકત મંત્ર સમાજઘાતકને બદલે સમાજરક્ષક માલમ પડત. જો કવિસમ્રાટ રવીન્દ્રનાથ ટાગોર કે મહાત્મા બાબુ ભગવાનદાસજી ઉકત મંત્ર ઉપર કદાચ લખત તો તેઓ આ મંત્રને સમાજશાસ્ત્રનો બોધક બતાવવા સાથે પોતાના તપોબળ વડે એમાં ઋષિઓની મહાન્ વિદ્યાનાં દર્શન સંસારને કરાવત. પરંતુ ખેદ છે, કે એ જ મંત્ર પાલી ભાષાના પ્રખર પંડિતને ઘાતક દેખાઇ રહ્યો છે ! પરમાત્મા કોસંબીજીની ઘાતક દૃષ્ટિને સૌમ્ય બનાવે એ જ અભ્યર્થના.

પંડિત આત્મારામજી

## (પોરેહિ.)લીમ એકતાના ભંગનાં કારણો

એનો ધાત—
ગ્રંથમાં નિયમ કરેલો છ, -
(અર્થવાન્) અને યોગરૂઢ (પો
કોઇ નથી. એનું વર્ણન અમે દૃષ્ટાંતથી કર્યું
અ૦ ૭, અ૦ ૮, વ૦ ૧૮ ના બીજા મંત્રમાં—"
**देवरं मर्य न योषा कृणुते सधस्थ आ ।**" ...કતસથી છે કે, "વિવાહિત કુમાર અને વિવાહિત કુ...હેરનું સંતાનોત્પત્તિ સમાન સ્થાનમાં કરે છે, અને વિ...લીન દેવરની સાથે કરે છે." આ જગાએ વેદમાં દેવર શબ્દ... વિધવાના બીજા પતિને માટે વપરાયો છે. છતાં કોઇ... માણસ લૌકિક સંસ્કૃત પ્રમાણે દેવરનો અર્થ પતિનો નાનો અથવા મોટો ભાઇ કરે તો પંડિતમંડળમાં તેની હાંસી થયા વગર રહે નહિ. નિરુક્ત અ૦ ૩, ખં૦ ૧૫માં લખ્યું છે કે—"**देवरः कस्माद् द्वितीयो वर उच्यते**" અર્થાત્ "દેવર બીજા વરનું નામ છે."

વેદમંત્રનો અર્થ કરવામાં નિરુક્તનો જ નિયમ કામ આવે છે. તેને છોડીને હઠ કરવી નકામી છે. એવી જ રીતે વેદમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર

અને ૭ કરોડ મુસલમાન છે. એ બંનેમાં રાષ્ટ્રીયતાનો સાચો ભાવ જાગૃત થયા વગર ભારતવર્ષને સ્વરાજ મળવાનો પ્રશ્ન માત્ર કઠીન જ નહિ પણ અસંભવ છે.

જો આપણે આ બંને જાતિઓની સ્થિતિ પર વિચાર કરીશું તો આપણને સ્પષ્ટ માલમ પડશે કે હિંદુઓનું સર્વસ્વ ભારતવર્ષ જ છે, કેમકે આ દેશ તેમની પુણ્યભૂમિ તેમજ કર્મભૂમિ બંને છે. આ ભૂમિ તેમનું ધર્મસ્થાન હોવાથી ભારતવર્ષના હિતમાં જ તેમનું હિત સમાયલું છે. એક અનુભવી વિદ્વાન હિંદુઓને 'ભારતનિવાસી' અને મુસલમાન બંધુઓને પુ. 'ભારતવાસી' કહે છે. એટલે કે જે નિરંતર વાસ છે. ...નારા તેમને 'નિવાસી' અને જે બહારથી આવીને કાણ ...વા લાગ્યા—જેમની પુણ્યભૂમિ કોઇ બીજી પણ આ ... શકે પણ કર્મભૂમિ ભારત હોય—તેમને 'વાસી' એનો। છે. આ કેવું ઉઘાડું સત્ય છે !

હજુ સુધી અમારા મુસલમાન બંધુઓ નિવાસી નથી બન્યા. એમની ખિલાફત, એમનું કાબા તીર્થ, એમના ધર્મબંધુ અને એમના પૂજ્ય પેગંબરોની કર્મભૂમિ તથા પુણ્યભૂમિ એ બધું હિંદુસ્થાનની બહાર છે. આ ૭ કરોડ ભારતવાસીઓનાં મન નિરંતર એમના બહારના ધર્મબંધુઓ તરફ અધિક ખેંચાયલાં રહે એ સ્વાભાવિક છે. તેથી જો તેઓ પોતાના પેગંબરોની પવિત્ર ભૂમિનાં અદ્‌ભુત સ્વપ્ન લઈ રહ્યા હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. હિંદુસ્થાનને એક રાષ્ટ્ર બનાવવા માટે એ જરૂરનું છે, કે ૨૩ કરોડ ભારતનિવાસી હિંદુઓની માફક અમારા ભારતવાસી મુસલમાન બંધુઓ પણ હિંદુસ્થાનની બહાર નજર દોડાવવાનું છોડી દે. મતલબ કે તેઓ પોતાનું ધાર્મિક અભિમાન કાયમ રાખવા છતાં પણ ભારતવર્ષને જ પોતાનું સર્વસ્વ સમજતા થાય.

જો આ ઉદ્દેશને લક્ષમાં રાખીને કોંગ્રેસના કર્ણધાર નેતાઓએ હિંદુ-મુસ્લીમ એકતાનો પાયો નાખ્યો હોત તો આજે અમને આ પ્રશ્ન ઉપર ચર્ચા કરવાની જરૂર જ ન રહેત. પરંતુ કોંગ્રેસના કાર્યકર્તાઓ તથા નેતાઓએ બિલકુલ એથી ઉલટા સિદ્ધાંત પર—રેતીના પાયા ઉપર—હિંદુ-મુસ્લીમ એકતાની ઇમારત ચણી.

દુર્ભાગ્યવશ જે વખતે ભારતમાં રાષ્ટ્રીયતાનું આંદોલન ચાલી રહ્યું હતું, તે જ વખતે ખિલાફતની સંસ્થા ભયમાં આવી પડી. ભારતના મુસલમાનોનાં દિલ દુખાયાં. લોકો માનવા લાગ્યા કે ખિલાફતનો નાશ કરવામાં અંગ્રેજોનો હાથ છે. કોંગ્રેસના નેતાઓને મુસલમાનોનાં દિલ જીતી લઈ તેમને પોતાના કરી લેવાની એક સોનેરી તક મળી. બસ, ખિલાફત પણ ભારતીય રાષ્ટ્રનો પ્રશ્ન બની ગઇ. જે ખિલાફતને અનિષ્ટકારી સમજીને ખુદ તુર્કી નેશનાલીસ્ટોએ ઘડીના છઠ્ઠા ભાગમાં ઉડાવી દીધી, તેની જ રક્ષા માટે ભારતીય રાષ્ટ્રના નામે કોંગ્રેસના રંગમંચ ઉપરથી મોટાં મોટાં લાંબાં લચરક ભાષણ થવા લાગ્યાં. ખિલાફતની દર્દનાક કહાણીથી આકાશ ગુંજાયમાન થઇ રહ્યું!

ખિલાફત એ સ્વરાજ છે અને સ્વરાજ તે ખિલાફત છે એ નવા સૂત્રની રચના થઇ. વિદેશી ખિલાફતને માટે ઠેકઠેકાણેથી હિંદુ મુસલમાન જેલોમાં જવા લાગ્યા. સ્વાભાવિકપણે ધર્મને નામે વાતની વાતમાં ઉશ્કેરાઇ જનારા મુસલમાનોને અંધશ્રદ્ધાથી ભરપૂર ભાષણો વડે ઉશ્કેરી મેલવામાં આવ્યા. ધર્મ ધર્મનો પોકાર કરીને તેમની પાસેથી નાણાં કઢાવ્યાં.' અહીં પણ કોંગ્રેસે થાપ ખાધી. ખિલાફતના પ્રશ્નને કોંગ્રેસે પોતાનો બનાવ્યો હતો, તો પછી ખિલાફત કમિટીઓની શું જરૂર હતી? પરંતુ તેમ છતાં પણ ગામેગામ ખિલાફત કમિટીઓ સ્થાપન થઇને ખિલાફત લીગ બની. એટલું જ નહિ પણ સ્વરાજ ફંડની હરિફાઇમાં ખિલાફત ફંડનો મોરચો મંડાયો. હિંદુઓએ જ્યારે લાખો રૂપીઆ સ્વરાજ માટે ભરી આપ્યા, ત્યારે મુસલમાનોએ ખિલાફત માટે જ નાણાં ભર્યાં. આ રીતે કોંગ્રેસના કાર્યકર્તાઓએ રાત ને દિવસ મુસલમાનોમાં ધાર્મિક અંધ વિશ્વાસ વધવા દઇને તેમને રાષ્ટ્રના નામે નહિ પણ ધર્મના બહાને કાબુમાં લીધા. ગામે ગામની ખિલાફત કમિટીઓએ અને અલીની જયના પોકારે જ્યાં મુસલમાનોનો ધાર્મિક જોશ હદ બહાર વધારી મેલ્યો, ત્યાં કોંગ્રેસના નેતાઓએ ઉપર કહ્યું તેમ સળગતા અગ્નિમાં ઘીની આહુતિ નાંખીને તેને બમણો કર્યો.

આ આંદોલને જે ગામોમાં મુસલમાન બિલકુલ ધર્માંધ (fanatic) નહોતા ત્યાં પણ ધર્માંધતાનાં બીજ વેર્યાં. એટલે કે, મુસલમાનોએ જે ત્યાગ કર્યો હોય, પૈસા આપ્યા હોય, જેલ ગયા હોય, તો તે ભારતવર્ષના નામ પર નહિ, કિંતુ એક વિદેશી સંસ્થા (ખિલાફત) ને જીવતી રાખવા માટે જ એ બધી ધાંધળ હતી. જે કોંગ્રેસનું કર્તવ્ય એમનામાં દેશાભિમાન ઉત્પન્ન કરવાનું હતું, તેણે પણ એમની ધર્માંધતાને વધવા દીધી.

એથી ઉલટું હિંદુઓને કોંગ્રેસના માંચડા ઉપરથી ધર્મનું નામ લેતા બંધ કર્યા. આર્યસમાજ પણ પ્રાયઃ પોતાનું પ્રચારકાર્ય છોડીને કોંગ્રેસમાં ભળ્યો. એક તરફ જ્યારે મુસલમાનોને ખિલાફત કમિટીઓ દ્વારા ગામે ગામ સંગઠિત કરી દીધા ત્યારે બીજી તરફ બિચારા હિંદુઓને માટે ધર્મનું નામ લેવું કુફ્ર થઇ પડયું! એવી પરિસ્થિતિનું પરિણામ શું આવ્યું તે હવે જુઓઃ

(૧) મલબારમાં ધર્મઘેલા બનેલા મોપલાઓએ ખિલાફત રાજ્ય સ્થાપિત કરીને સેંકડો નિર્દોષ હિંદુઓના હત્યારા બની કોંગ્રેસની હાનિકારક નીતિનો સૌથી પહેલો પરિચય કરાવ્યો;

(૨) એ જ ખિલાફતના જોશમાં આવેલા લોકોએ મુલતાનમાં હિંદુઓ ઉપર અમાનુષી જુલમ કર્યો અને કોંગ્રેસને એક બીજી જબરદસ્ત ઠોકર મારી;

(૩) આ પ્રમાણે સહરાનપુર, અજમેર વગેરે સ્થળે મુસલમાનોએ કાળો કેર વર્તાવ્યો. મંદિરો અને મૂર્તિઓની ભાંગફોડ કરી. હિંદુઓનાં દિલ શંકાશીલ બન્યાં. પંજાબ મેલની ઝડપે જતી હિંદુ–મુસ્લીમ એકતારૂપી મેલ ટ્રેનને એકદમ અકસ્માત નડયો. આઘાત અને પ્રત્યાઘાતનો સિદ્ધાંત અટળ છે. હિંદુઓને પોતાની નબળાઇ સાફ માલમ પડી આવી. સ્ત્રી, ધન અને ધર્મની રક્ષા કરવામાં અશક્ત હોવાની ખાત્રી થઇ ત્યારે જ તેમણે પોતાનું સંગઠન શરૂ કર્યું. જે કોંગ્રેસે એ વરસ પહેલાં બધાના દિલમાં પોતાનો સક્કો બેસાડયો હતો, તેણે પોતાની ભૂલભરેલી નીતિથી લોકોની શ્રદ્ધા ઉઠાડી મેલી. કોંગ્રેસના સંગઠનમાં ભૂલ ન હોત તો તેને પોતાનું પ્રભુત્વ ખોવાનો વખત ન આવત! ખરૂં પૂછો તો કોંગ્રેસ તરફ હાલની પ્રજાની અશ્રદ્ધા તેની ખોટી નીતિનું ફળ છે. આજે પણ તે જ નેતા છે, તે જ લોકો છે, તે જ કોંગ્રેસ છે, પણ શ્રદ્ધા તે નથી. આવી પરિસ્થિતિમાં કેટલાક હિંદુ–મુસ્લીમ એકતાનો ભંગ થવાનું કારણ હિંદુસંગઠન બતાવ્યું. કોઇએ શુદ્ધિ સામે ધુરકીયાં કર્યાં. કોઇએ શ્રદ્ધાનંદને વગોવ્યા. કોઇએ માલવીયજી સામે ભવાં ચઢાવ્યાં. તો કોઇએ બધા દોષનો ટોપલો આર્યસમાજ ઉપર ફેંકી દીધો. આર્યસમાજને આ બાબતમાં દોષ દેવો એ ભયંકર ભૂલ છે. કેમ કે કોંગ્રેસના જન્મ પહેલાં, આજથી ૫૦ વર્ષ પૂર્વેથી આર્યસમાજ શુદ્ધિ અને ધર્મપ્રચારનું કાર્ય લગાતાર કરતો આવ્યો છે. આર્યસમાજના કામથી રાષ્ટ્રને અનહદ લાભ થયો છે, એ વાત ગંભીરતાપૂર્વક વિચાર કરનારા બરોબર રીતે જાણે જ છે. એટલે વિશેષ કહેવાની જરૂર નથી.

અમારી અલ્પમતિ પ્રમાણે તો હિંદુ–મુસ્લીમ વિખવાદનું મુખ્ય કારણ કોંગ્રેસની ખિલાફતશાહી નીતિ જ છે. રોગનું મૂળ જ એમાં છે. કોંગ્રેસ જો ભારતનું ખરૂં રાષ્ટ્ર નિર્માણ કરવા ઇચ્છતી હોય તો તેણે બધાને 'ભારતનિવાસી' બનાવવા જોઇએ. મુસલમાનોની ધાર્મિક લાગણીને હુલાવી ફુલાવીને કામ લેવાની નીતિનો તેણે ત્યાગ કરવો ઘટે છે. કોંગ્રેસના આધુનિક નેતા પોતાની દોષયુક્ત નીતિને કદાચ હાલના ઝઘડાનું કારણ નહિ સમજતા હોય, પણ ખરી રીતે જોતાં સત્ય ઉપર કહ્યું તે જ છે.

હમણાં પણ અમે જ્યારે કેટલાક મુસ્લીમ તેમ જ ગેરમુસ્લીમ નેતાઓને મ્હોડે એવું સાંભળીએ છીએ, કે મુસલમાન લોકોને કોંગ્રેસમાં સામેલ રાખવા ધર્મના બહાને એકઠા કરવા જોઇએ, ત્યારે અમારે વિવશ થઇને કહેવું પડે છે, કે હજુ સ્વરાજની દિલ્હી દૂર છે.

**પંડિત આનંદપ્રિયજી**

## જમનાનું પૂર

સાંજે, ગાંડા વેગથી વહેતા જમનાના પૂર સામું જોઇ અને પછી હાથમાં ઝાલેલા દીવાવાળા પડિયા સામું જોઇ તે મનમાં બોલી: "આજે ઘણા દિવસનો મનોરથ પૂરો થશે." થોડી વારે કાંઠા ઉપર દોરડું બાંધી પડેલા મછવા તરફ જોઇ તેણે કહ્યું: "માછીડા, હોડી પૂરના મધ્યમાં લઇ જા."

એક જુવાન માછી બોલ્યો: "આજે હોડી નહિ ચાલે. આવું પૂર મેં જીંદગી ભરમાં કદી જોયું નથી"

એક આધેડ વયનો માછી બોલ્યો: "પચીસ વરસ ઉપર આવું પૂર આવ્યું હતું અને અમે ના પાડી જતાં એક મછવો ગયો હતો તે પણ જઇને ઊંધો વળી ગયો." તેણે આંગળી ચીંધી તે જગા બતાવી.

કોઇ માછીના મોં પર હા ન જોઇ તે ટોળામાંથી ઝપાટાબંધ અદૃશ્ય થઇ ગઇ.

સાંજે હમેશની જેમ જમનાની આરતી થવા લાગી. અનેક સ્ત્રીઓ નાના પડિયામાં દીવા કરી ઘાટ ઉપરથી પાણીમાં પડિયા તરતા મૂકતી હતી. કોઇ પવનથી, કોઇ પાણીના વેગથી, કોઇ માછલાંની ઝાપટથી ધક્કેલાઇ અનેક પડિયા જમનાના પ્રવાહ ઉપર જઇ તરતા હતા. કોઇ તણાતા. કોઇ સ્થિર કોઇ ડગતા

કોઈ નાના કોઈ મોટા ક્યાંક બેગા ક્યાંક છૂટાછવાયા અનેક દીપોથી શેલી કાલિન્દી આજે મેઘપ્રકુપિત સ્વર્ગ-ગંગાને જાણે હસતી હતી.

ત્યાં પણે દૂર એ મોટો દીવો પ્રવાહ મધ્યે થઈ શેનો ઓલાયો? પાછો બીજો એવો જ દીવો થઈ ઓલાયો!

એ જગાએ યમુનાનો ઘાટ ફાચરની પેઠે અંદર પેસી ઠેઠ યમુનાના મુખ્ય પ્રવાહ સુધી પહોંચેલો હતો. અને ત્યાં તે બેઠી બેઠી પ્રવાહ મધ્યે પોતાનો દીવો તરતો મૂકવાનો પ્રયત્ન કરતી હતી. તેના બે પ્રયત્ન નિષ્ફળ ગયા. તેણે ત્રીજો આદર્યો. એક લાંબી પાતળી લાકડીને છેડે તેણે દોરી લટકાવી ત્યાં સળગતો દીવો બાંધ્યો ને લાકડી ઠેઠ પ્રવાહ ઉપર લઈ જઈ દીવો પાણીમાં તરતો મૂક્યો અને પ્રવાહમાં તણાતા દીવા ઉપર જરા લાકડી નમાવી તેનો દોરો એ દીવે જ બાળી લાકડી ઉપાડી લીધી. આ વખતે દીવો બરાબર છૂટો થઈ પ્રવાહ મધ્ય પડી વેગભર ચાલવા માંડ્યો.

તે સમયે આરતી થતી હતી. કાલિન્દીના ધમધમતા પૂર ઉપર તરવરતા દીવા મેઘલી રાતમાં આગિયા જેવા દેખાતા હતા. સાત વાટવાળી આરતી ઉતારાતી હતી તે જાણે ફેણે ફેણે મણિવાળો કાલીય નાગ આ સુંદર દૃશ્યને જોઈ ડોલતો હોય તેમ લાગતું હતું. સર્વ સ્ત્રીઓ આ અદ્‌ભુત દૃશ્યની સુંદરતા ભવ્યતા અને ભક્તિમાં લીન થઈ આત્મભાન ભૂલી સ્તબ્ધ ઊભી હતી.

પણ તેના વિચાર જૂદા જ હતા. ઘણા દિવસનો મનસૂબો આજે પાર પડેલો જોવા તે તલપાપડ થઈ રહી હતી. "મારો દીવો સૌથી જૂદો છે, સૌથી મોટો છે, સૌથી વધારે વખત ચાલશે, આટલા પ્રવાહની મધ્યમાં મારો દીવો દૂરમાં દૂર જશે અને કેટલેય સુધી દૂર દૂરનાં ગામો એને જોઈ વિસ્મય પામી કહેશે 'અહો આનો દીવો કેવો છે!'"

આરતી પાસે બધા દીવા કોણ કોના છે ક્યાં છે એની તમા વિના એક બીજાને શોભાવતા જૂદા જૂદા વેગે જતા હતા ત્યારે તેનો દીવો એકલો રણવગડામાં એકલા ખજૂરીના ઝાડ જેવો તણાયે જતો હતો. સર્વ સ્ત્રીઓ દીવાની મમતા મૂકી આખા દૃશ્યના સૌંદર્યમાં લીન થતી હતી ત્યારે તે એક ખૂણે, પોતાના દીવાની પેઠે એકલી ઊભી ઊભી માત્ર પોતાનો જ દીવો જોતી હતી.

દીવો દૂર ગયો. દૂર જતો જોવા માટે તે ખૂણા ઉપરના મંદિર ઉપર ચડી. તેથી પણ દૂર ગયો અને તે મંદિરના ઘુમ્મટ ઉપર ચડી. તેથી પણ દૂર ગયો અને તે મંદિરના શિખર ઉપર ચડી. "દીવો ક્યાં ગયો? જે દીવાને જોઈ દૂરનાં ગામો વિસ્મય પામવાનાં છે તે મારો દીવો ક્યાં ગયો?" દીવો જરા નદીના વાંકમાં વળ્યો તે જોવા તે જરા એક તરફ વાંકી વળી. તેનો પગ લપસ્યો અને જે કાલિન્દીએ કૃષ્ણને જવા માર્ગ આપ્યો હતો તેણે, પોતામાં તરતા કાચબા અને માછલી જેટલી, પોતા પર તરતા નાના મોટા દીવા જેટલી, અરે તેણે મૂકેલા પેલા દૂર જતા દીવા જેટલી પણ દરકાર કર્યા વિના તેને પોતામાં ગુમ કરી દીધી, અને કોઈએ જાણ્યું પણ નહિ.

તેનો દીવો કેટલે ગયો તેની કશી ખબર કોઈને પડી નહિ. તે દીવો માત્ર તે એકલી જોતી હતી.

આજે કાલિન્દીએ ધ્યાનસ્થ યોગી જેવા અનેક ઉચ્ચ પર્વતોના પગ ધોયા છે, આજે કાલિન્દીએ જગતનો કેટલોય મેલ પોતાના વેગમાં ખેંચી તેને દરિઆમાં ગુમ કર્યો છે, આજે કાલિન્દીએ તટ ઉપરનાં કેટલાંય ખેતરોને ફળદ્રૂપ કર્યાં છે, આજે કાલિન્દીએ કેટલાય દીવાઓ વક્ષસ્થલ ઉપર ધારણ કર્યા છે—કદાચ તેનો દીવો પણ ધારણ કર્યો છે, પણ "મારો દીવો સૌથી આગળ જઈ સર્વને વિસ્મિત કરશે" એટલો મનોરથ સિદ્ધ થયો દેખાડવા જેટલો સદ્‌ભાવ કાલિન્દીએ તેના તરફ બતાવ્યો નહિ!

જગતનાં પૂરનો હેતુ શું હશે?

દ્વિરેફ

# દેશભક્ત સાવરકર

( ૨ )

આ રીતે ફર્ગ્યુસન કૉલેજના વિદ્યાર્થીઓના જીવનમાં વિનાયકરાવે અજબ ફેરફાર કર્યો અને દેશભક્તિ, વિદ્વત્તા અને કવિત્વ તરફ તેમને આકર્ષ્યા. પણ આ તરૂણ મિત્ર-મંડળની પ્રવૃત્તિ કૉલેજના સંચાલકોથી છૂપી રહે તેમ ન હતી. પહેલાં તો તેમણે આ પ્રવૃત્તિ તરફ શંકાની નજરે જોવા માંડ્યું. ધીરે ધીરે એ શંકાએ ભયનું સ્વરૂપ લીધું અને એમાંથી વિખવાદ ઉત્પન્ન થયો. પણ આ તરૂણોને સંચાલકો કંઇ કરી શક્યા નહિ.

છતાં સાવરકરની પ્રવૃત્તિ કૉલેજની રેસિડન્સીથી જ અટકી જાય એમ નહોતી. પૂનાની જાહેર હિલચાલમાં પણ તેઓ ભાગ લેતા. એક વખતે સ્વદેશીની એક મોટી સભામાં પોતાની પાસે હોય તે વિલાયતી કાપડનું શું કરવું ? એ સવાલ ઉભો થયો અને સાવરકરે ઉઠીને જવાબ આપ્યો કે "સૌએ વિલાયતી કાપડની ત્યાં ને ત્યાં જ હોળી કરીને અત્યાર સુધી કરેલા કુકર્મનું પ્રાયશ્ચિત કરવું જોઇએ." પણ આ વિચાર આગેવાનોને ગળે ઉતર્યો નહિ; તેમણે કહ્યું કે એક ગાડું ભરીને વિલાયતી કાપડ એકઠું કરો અને પછી હોળી પ્રગટાવવાની વાત કરો. "વારૂ, એ મારૂં કામ," સાવરકરે જવાબ આપ્યો. તુરત જ તેમણે પૂનાનાં વિદ્યાર્થીઓની બે સભાઓ ભરી અને તેમના ઉત્તેજક ભાષણથી સેંકડો વિદ્યાર્થીઓએ પોતાનાં અંગ પરનાં વિલાયતી કપડાં ઉતારી નાંખ્યાં. જોતજોતાંમાં કપડાંનો ઢગલો થયો. એક આગેવાને કહ્યું કે "આ કપડાં બાળવાથી અર્થશાસ્ત્રની દૃષ્ટિએ નુકસાન છે." સાવરકરે કહ્યું કે "પણ નીતિશાસ્ત્રની દૃષ્ટિએ લાભ છે." કપડાં ગાડામાં નાંખ્યાં અને લક્કડી પૂલ સુધી સરઘસ કાઢી એ કપડાંની હોળી કરી. સરઘસમાં લોકમાન્ય પણ જોડાયા હતા. હોળી પ્રગટ્યા પછી સાવરકરે લોકમાન્યને બે બોલ કહેવા આગ્રહ કર્યો, અને લોકમાન્યે હૃદયસ્પર્શી ભાષણ કર્યું. હિંદુસ્તાનમાં વિલાયતી કાપડની આ પ્રથમ હોળી.

સાવરકર રેસિડન્સીમાં પાછા ફર્યા ત્યારે રેસિડન્સીમાં પણ હોળી પ્રગટી હતી. પણ આ હોળી કપડાંની નહિ, સંચાલકોની શાન્તિની હોળી હતી. થોડા જ દિવસમાં પ્રિન્સિપાલ પરાંજપેએ સાવરકરને સ્વદેશીમાં અને વિલાયતી કાપડની હોળીમાં આગળ પડતો ભાગ લેવાના ગુન્હા માટે રેસિડન્સીમાંથી રૂખસદ આપી અને દશ રૂપિયા દંડ કર્યો. તેમની પાછળ શિવાજીની છબિ, આરતી વગેરેને પણ રૂખસદ મળી. સ્વદેશી હિલચાલનું આ પહેલું બલિદાન.

પણ લોકમાન્યે "કેસરી" પત્રમાં કૉલેજનાં સંચાલકોની બરાબર ખબર લીધી; અને પ્રજાએ સાવરકરનો દંડ ભરવા સારૂ ફાળો શરૂ કર્યો. આવી ને આવી જ જોસભેર પ્રવૃત્તિમાં મચ્યા રહીને સાવરકર બી. એ. થયા અને આ જ સમયમાં તેમણે સિંહગઢ અને બાજી પ્રભુ, એ બે પોવાડા રચ્યા જે હજુ પણ મહારાષ્ટ્રને કંઠે છે. તેમના વક્તૃત્વથી મોહિત થયેલા લોકોના નિમંત્રણો તેમને અનેક સ્થળેથી મળવા લાગ્યાં અને તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં પોતાની ગુપ્ત સંસ્થાની તેમણે શાખાઓ સ્થાપી. આ પછી સન ૧૯૦૬ માં તેમણે એલ એલ. બી. નો અભ્યાસ શરૂ કર્યો. પણ મુંબઇ કરતાં લંડન શહેરમાં જ્યાં ઘણા શ્રીમંત અને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ એકત્ર થાય છે ત્યાં પોતાના વિચારોનો પ્રચાર કરવાથી વિશેષ લાભ છે એમ લાગવાથી અને યૂરોપની ક્રાંતિકારક સંસ્થાઓનો અનુભવ મેળવવાની લાલસાથી સાવરકરના દિલમાં વિલાયત જવાનો વિચાર ઉપડી આવ્યો અને એવામાં તેમણે એક વર્તમાનપત્રમાં શ્યામજી કૃષ્ણવર્મા તરફની સ્કૉલરશીપની જાહેરખબર વાંચી. તુરત જ તેમણે લોકમાન્યના પ્રમાણપત્ર સાથે અરજી કરી અને શિવાજી સ્કોલરશીપ મળવાથી વિલાયત જવાનું નક્કી થયું.

મુંબઇમાં પણ તેમણે પોતાના તત્ત્વજ્ઞાનનો પ્રચાર શરૂ કર્યો અને "વિહારી" નામનું પત્ર કાઢ્યું. તે પત્ર અતિ લોકપ્રિય થઇ પડ્યું. વિલાયત જતાં પહેલાં પોતાના સાથીઓને એકત્ર કરી તેમણે "અભિનવ ભારત" એ સંસ્થાની સ્થાપના કરી.

વિલાયત જતાં જતાં સ્ટીમર પર પણ તેમણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું અને વિલાયત જઇ એક દિવસ પણ નહિ ગુમાવતાં કામ શરૂ કરી દીધું. થોડા જ દિવસમાં લંડનના હિંદી તરૂણોમાં એવી અજબ જાગૃતિ આવી કે વિલાયતની સરકારને સાવરકર પર કડક નજર રાખવાની જરૂર પડી. "ટાઇમ્સ"; "ડેઇલી ન્યૂસ" જેવાં વયોવૃદ્ધ છાપાં પણ આ મૂછ વિનાના જુવાન ઉપર તૂટી પડ્યાં અને "પ૭ના સ્વાતંત્ર્ય યુદ્ધનો અર્ધશતક ઉત્સવ" ઉજવવાથી તો વાત ખૂબ જ વધી પડી. લંડનની પોલિસ સાવરકરના ઇન્ડિયા હાઉસ આગળ પહેરો ભરવા લાગી. છૂપી પોલિસવાળાઓએ રીપોર્ટ કર્યો કે સાવરકર દર રવિવારે "Free India" નામની અભિનવ ભારતની સભામાં લોકોને ઉશ્કેરી મૂકે એવાં જાહેર ભાષણો કરે અને રાતની ગુપ્ત સભામાં વિદ્યાર્થીઓને બોમ્બનું શિક્ષણ આપે છે.

ધીરે ધીરે સાવરકર રૂશિયા, મીસર, આયર્લેન્ડ, ચીન વગેરે દેશના દેશપાર થયેલા દેશભક્તોના પરિચયમાં આવ્યા.* દાદાભાઇની લંડનની ઇન્ડિયન સોસાયટી સાવરકરે કબજે કરી. આ જ અરસામાં વિલાયતમાંથી ક્રાન્તિકારક પત્રિકાઓનો એવો ધોધ છૂટ્યો કે મુંબાઈ સરકારને તે માટે એક નવું જ ખાતું ખોલવું પડ્યું.

એક તરફ લંડનમાં આ પ્રવૃત્તિ ચાલતી હતી અને બીજી તરફ "કાળ" અને "વિહારી" પત્રમાં સાવરકરના તેજસ્વી લેખો પ્રગટ થતા હતા. વિલાયત ગયા પછી ચાર મહિનાની અંદર જ તેમણે જોસેફ મેઝિનીના આત્મવૃત્તાંતનો મરાઠી અનુવાદ રવાના કર્યો અને તે પ્રસિદ્ધ થતાં મહારાષ્ટ્રમાં ખળભળાટ થઇ રહ્યો. હજારો યુવાનો સાવરકરની પ્રસ્તાવના પર આફરીન થઇ ગયા અને પાલખીમાં ધર્મગ્રંથની સાથે એ પુસ્તકને મૂકી તેનાં સરઘસો કાઢ્યાં. આવા પુસ્તકને સરકાર તરફથી જે બક્ષિસ મળવી જોઇએ તે મળી ગઇ. પુસ્તક જપ્ત થયું પણ કેટલાક તરૂણોએ આ પુસ્તકની જે પ્રસ્તાવના ગોખી કરી હતી તે તો જપ્ત થયા વિના જ રહી ગઇ.

જોસેફ મેઝિનીનું ભાષાંતર પૂરૂં થતાં જ સાવરકરે 'પ૭ના સ્વાતંત્ર્ય યુદ્ધનો ઇતિહાસ મરાઠીમાં શરૂ કર્યો. બ્રિટિશ મ્યુઝિયમના મહાસાગરને મથી તેના પત્રો અને ગ્રંથોનો અભ્યાસ કરીને આ ગ્રંથ તેમણે રચ્યો છે. પણ આ પુસ્તક પૂરૂં છપાયું પણ નહિ ને જપ્ત થયું. તેની હસ્તલિખિત નકલ પણ જપ્ત કરવામાં આવી. આથી તેમણે એ પુસ્તક અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યું, અને તેની કોઇ કોઇ નકલ અમેરિકામાં દોઢસો રૂપીએ વેચાઈ.

આ પુસ્તક પ્રસિદ્ધ કરી સાવરકરે "શિખજાતિનો ઇતિહાસ" મરાઠીમાં જ શરૂ કર્યો; પણ સાવરકરની કલમના ગ્રહ અને દેવકીના ગ્રહ સરખા હતા. હસ્તલિખિત પ્રત લંડનની ટપાલ ઓફિસમાં જ જપ્ત થઈ. લંડનના ચાર વરસના વસવાટમાં સાવરકરે હિંદમાતાના ઉદ્ધાર અર્થે જે ભગીરથ પ્રયત્ન કર્યો તેનો ઇતિહાસ કોઇ ભવિષ્યનો ઇતિહાસકાર જ્યારે લખશે ત્યારે તેને મુક્તકંઠે સ્વીકારવું પડશે કે હિંદુસ્તાનના યુવાનોમાં શહીદીનાં બીજ વાવનાર અને ફેલાવનાર આ સાવરકર જ હતો, અને તેને જ લીધે સરકારે તેને ૧૪ વરસની કાળાપાણીની ટીપ આપ્યા છતાં આજે રત્નાગિરી જીલ્લામાં દફન કર્યો છે.

૧૯૦૯ માં બેરિસ્ટરની પરીક્ષામાં પસાર થઇ તેઓ સ્વદેશ પાછા ફરવાનો વિચાર કરતા હતા તેવામાં ખબર મળ્યા કે તેમના મોટાભાઈ ગણેશ પંતને અભિનવ ભારતનાં પુસ્તકો અને કાવ્યો પ્રસિદ્ધ કરવાના અપરાધસર જન્મભર દેશનિકાલની સજા થઈ છે. થોડા દિવસ રહી ફરીથી સમાચાર મળ્યા કે તેમના નાના ભાઈ (ડૉક્ટર નારાયણરાવ) લૉર્ડ મિન્ટો પર બોમ્બ* ફેંકવાના પ્રકરણમાં ગિરફતાર થયા છે. એમની ભાભીનો હૃદયદ્રાવક પત્ર આવ્યો કે "તાત્યા, હું એકલી છું અને તારી વરસાદની માફક રાહ જોઉં છું." 'તાત્યા 'એ પ્રત્યુત્તરમાં લખ્યું કે "ભાભી, ધીરજ રાખો. તમે એક મહાન કાર્યની પ્રતિજ્ઞા લીધી છે અને આપણા વીર પૂર્વજોને જેબ આપે એવી રીતે તમારે વર્તવાનું છે. તમારા વર્તનથી સંતુષ્ટ થઇ આપણા વીર પૂર્વજો તમને શાબાશી આપે એટલું જ હું પ્રભુ પાસે માગું છું."

---

* આ બોમ્બ ફેંકવાનો પ્રયત્ન અમદાવાદમાં થયો હતો.

વિલાયતમાં બેરિસ્ટરની સનદ સાવરકરને આપવી કે નહિ તે માટે ખટલો ચાલ્યો અને એવો નિર્ણય થયો કે સનદ આપવાનું તુરત મુલતવી રાખવું અને જ્યારે તેઓ રાજકીય હિલચાલમાં ભાગ લેવાનું માંડી વાળે ત્યારે સનદ આપવાનો વિચાર કરવો. પણ સાવરકરે સનદના લોભે પોતાની પ્રવૃત્તિ બંધ ન જ કરી.

થોડા જ દિવસમાં ૧૯૦૯ના જુન મહિનામાં કર્ઝન વાયલીનું ભર લંડન શહેરમાં ખૂન થયું. મદનલાલ ધીંગરા નામના એક પંજાબી યુવકે આ ખૂન કર્યું હતું અને તેણે ખૂન કરીને તરત જ પોતાની જાતને પોલિસને હવાલે કરી હતી. જુબાનીમાં તેણે જણાવ્યું કે હિંદના દેશભક્તોને સરકાર જે દેશનિકાલની અને ફાંસીની અન્યાયી સજાઓ કરે છે તેનું વેર વાળવાને માટે તેણે આ ખૂન કર્યું છે. આથી આખું વિલાયત અને હિંદુસ્તાન ખળભળી ઉઠયું. બીજે જ દિવસે આ ખૂનનો વિરોધ કરવા સારૂ ભાવનગરી, સુરેન્દ્રનાથ બેનરજી, પાલણપુર, ખાપર્ડે વગેરેએ એક સભા બોલાવી. સભાના પ્રમુખ નામદાર આગાખાન હતા.

સભામાં ધીંગરાના કૃત્યને વખોડી કાઢનારો ઠરાવ રજુ કરવામાં આવ્યો, અને એની સામે કેટલાકને વિરોધ છે એમ જાણ્યા છતાંયે પ્રમુખે ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો. તુરત જ “ No, not unanimously ” (સર્વાનુમતે નહિ) એવો એક ધ્વનિ સભામાં ગાજી ગાઢયો. “કોણ છે ?” એમ ઉશ્કેરાઇ ગયેલા એંગ્લો-ઇન્ડિયન અને હિંદી આગેવાનો પૂછવા લાગ્યા. ભાવનગરીએ બરાડો પાડયોઃ “ પોલિસ કોણ છે એ ? લાત મારીને હાંકી કાઢો. ” બહુ જ ધીમે પગલે પ્રમુખની પાસે આવી સાવરકરે ઉચ્ચ સ્વરે કહ્યુંઃ “ હું છું. મારૂં નામ સાવરકર. હું આ ઠરાવની વિરૂદ્ધ છું.” બધા વળીને જુએ તો એક સોટા જેવો પાતળો જુવાન ઉભો છે. યૌવન અને પ્રતિભા તેના મુખ પર તરવરી રહ્યાં છે અને તેના મુખમાંથી શાંત અને સ્પષ્ટ સ્વરો નીકળે છેઃ “ હું આ ઠરાવની વિરૂદ્ધ છું.” સભામાં સોંધાર થઇ રહ્યો. ઘણાને ડર લાગ્યો કે સાવરકર ક્રાંતિકારોને લઇને બોમ્બ ફેંકવા આવ્યો છે. એટલામાં એક અપરબબ્બ યુરોપીઅન ભાવનગરીની ઉશ્કેરણીથી આગળ ધપ્યો અને સાવરકરની આંખ પર તેણે જોરથી મુક્કો લગાવ્યો. સાવરકરના ચશ્મા ફુટી ગયા અને તેના મ્હોં પરથી લોહી ટપકવા લાગ્યું. પણ એથી જરા પણ ઉશ્કેરાયા વિના કે પ્રતિકાર કર્યા વિના એ સોટા જેવા જુવાને પૂરી શાંતિ રાખી જવાબ આપ્યો કે “ હજુ પણ આ ઠરાવની હું વિરૂદ્ધ છું. ” સાવરકરની આંખને જખમ થયેલો જોઇને એક હિંદી યુવકથી ન રહેવાયું. એણે જખમ કરનાર યુરોપીઅનના માથા પર લાકડીનો પ્રહાર કર્યો અને એનું માથું બોખરૂં કરી નાંખ્યું. બધાને એમ લાગ્યું કે હવે અહીંઆ ખૂનામરકી થશે. આથી સૌ દરવાજા તરફ દોડયા, અને દરવાજા પર એટલી બધી ભીડ થઈ કે અંગ્રેજ મડમોને પણ બ્હાર નીકળવું મુશ્કેલ થઇ ગયું. ભાવનગરીના કહેવાથી પોલિસે સાવરકરને ગિરફતાર કર્યા પણ સુરેન્દ્રનાથ બેનરજી બોલી ઉઠયા કે “ આ તો અત્યાચાર છે. ”

થોડી જ વારમાં સાવરકરને છોડી મૂકયા. બીજે જ દિવસે સાવરકરે લંડન ટાઇમ્સમાં પત્ર લખી પોતાના વર્તનનો ખુલાસો કર્યો. તેમાં જણાવ્યું કે કાયદાશાસ્ત્ર પ્રમાણે ન્યાયાધીશનો નિર્ણય જાહેર થતાં પહેલાં કોઇ પણ માણસને અપરાધી ઠરાવાય નહિ એવો નિયમ છે અને એથી આ ઠરાવ કવખતનો ( precocions ) હતો. આ પત્ર ઘણાને પસંદ પડયો. સુરેન્દ્રનાથ બેનરજીએ પણ કબૂલ કર્યું કે સાવરકરનો વિરોધ બરોબર હતો અને તેના પર થયેલો ફટકો એ કેવળ અત્યાચાર હતો. પણ ફટકો લગાવનાર યુરોપીઅને ટાઇમ્સમાં “ A Genuine British Blow ” (એક સચ્ચો બ્રિટિશ ફટકો) એ મથાળે પોતાની બહાદુરીનું વર્ણન કર્યું અને બીજે જ દિવસે તે જ પત્રમાં “A Straight Indian Lathi” (હિંદુસ્તાની લાઠી) એ તેનો જવાબ આપ્યો.

પણ ત્યાર પછી લંડનની પોલિસે આ હિંદી યુવકોનો પિછો પકડયો, અને છાંયાની માફક છૂપી પોલિસ તેમની પાછળ પાછળ ફરવા લાગી. પણ હિંદી યુવકો પણ પોલિસના માથાના મળ્યા. તેમાંના કેટલાક સ્કોટલેન્ડ યાર્ડ (છૂપી પોલિસ)માં ઘુસી ગયા અને છૂપી પોલિસની બાતમી સાવરકરને પહોંચાડવા લાગ્યા. છતાં પોલિસે આ યુવકોને ખૂબ હેરાન કર્યા. તેમને રહેવાને માટે ઘર ન મળે, ભણવાને માટે કોલેજ ન મળે, સાથે વાતચિત કરનાર માણસ ન મળે, ઘેરથી આવેલા પત્રો વગર ફુટયે હાથ ન ચડે એવી તેમની દશા કરી નાંખી.

સાવરકરના સાથીઓની જ્યારે આવી દશા હોય

ત્યારે ખુદ સાવરકરની શી દશા હોય તે તો વાંચનારે કલ્પી લેવી. પણ આવી દશામાં પણ આ યુવકે પોતાનું પણ નભાવ્યું, અને દરરોજ રાત્રે સૂતા પહેલાં ભેગા થઈ પોતાની દિનચર્યાનું નિરીક્ષણ કરી એક કંઠે પોતાની પ્રતિજ્ઞાની ઘોષણા કરી: "હિંદુસ્તાન એક રાષ્ટ્ર થવું જોઈએ, હિંદુસ્તાન પ્રજાસત્તાક થવું જોઈએ, હિંદુસ્તાન એક ભાષી થવું જોઈએ, અને હિંદુસ્તાન એક લિપિ થવું જોઈએ. તે ભાષા તે હિંદી અને તે લિપિ તે નાગરી."

સાવરકરના જીવનની હવે તો અવધિ થઈ. રહેવાને માટે મકાન અને ખાવાને માટે હોટેલ પણ તેમને માટે બંધ થઈ. બબ્બે ત્રણ ત્રણ દિવસના કડાકા પડ્યા. આખા લંડન શહેરમાં સૂવા જેટલી પણ જગ્યા મળી નહિ. છતાં એક હોટેલમાં મહામહેનતે તેમણે એક ઓરડી મેળવી, અને હાથમાં છાપું લઈ હિંદુસ્તાનના સમાચાર વાંચે છે તેટલામાં જ હોટેલનો માલિક આવી કહેવા લાગ્યો: "Sir, I am sorry. I cannot keep you here. You must quit this room. The Police are after me and I shall lose my job." (સાહેબ, હું દીલગીર છું. હું આપને અહીંઆ રાખી શકું તેમ નથી. પોલિસ મારી કેડે પડી છે અને મારા ગરીબ માણસનો રોટલો જતો રહે એમ છે.) સાવરકરને અડધી રાતે ઉચાળા ભરવા પડ્યા પણ એવી દશામાં પણ સાવરકરે Sword (તલવાર) નામનું અંગ્રેજી પત્ર કાઢ્યું, અને તેના પહેલા જ અંકમાં લખ્યું કે "જ્યાં સત્ય હકીકત પ્રસિદ્ધ કરવાનો પ્રતિબંધ હોય છે ત્યાં ગુપ્ત સંસ્થાઓ અનિવાર્ય થઈ પડે છે અને તે ન્યાય્ય છે."*

થોડા જ દિવસમાં આ પત્રની બધી વ્યવસ્થા સાવરકરે પોતાના મિત્ર વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયને સોંપી, અને પોતે દમથી પીડાતા હોવાથી વેલ્સના આરોગ્ય ભુવન (Sanitarium)માં રહેવા ગયા. ત્યાં ડૉક્ટરે તેમને વાંચવાની મના કરી. એક દિવસે સેનિટોરિયમમાં જ રહેતા એક અંગ્રેજ પત્રકારે તેમની આગળ વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થએલો તાર વાંચ્યો કે અપીલમાં ગણેશ દામોદર સાવરકરને જન્મદેશનિકાલની સજા કાયમ થઈ છે અને અનંત કાન્હેરેએ નાશિકના કલેક્ટર*ને ઠાર કર્યો છે.

બીજા દિવસથી જ અંગ્રેજી પત્રો ઉઘાડેછોગ લખવા લાગ્યા કે આ બધા અસંતોષ અને અત્યાચારનું મૂળ સેનિટોરિયમમાં પડેલો સાવરકર છે અને સરકારે તેના પર તુરત જ કામ ચલાવવું જોઈએ. સાવરકરના મિત્રો તરફથી પણ કાગળો અને તારો આવવા લાગ્યા કે સાવરકરે તુરત જ ઇંગ્લાંડ છોડીને પારિસ જવું.

"હું મારું કામ છોડીને અને મારા સાથીઓને આવી દશામાં મૂકીને પારિસ જઈ શકું તેમ નથી" એમ સાવરકરે દરેક મિત્રને લખી જણાવ્યું. છતાં તેમના પારિસમાં અને ઈંગ્લાંડમાં વસતા મિત્રો તરફથી એટલો બધો આગ્રહ થયો કે તેમને નિરૂપાયે પારિસ જવાનું નક્કી કરવું પડ્યું અને તેમણે ઇંગ્લાંડનો કિનારો છોડી દીધો.×

(અપૂર્ણ)

રામચંદ્ર બળવંત આઠવલે

* It is a mockery to talk of constitutional agitation where there is no constitution at all. But it is worse than a mockery—even a crime to talk of Revolution when there is a constitution that allows the fullest development of a nation. આ પ્રમાણે તેઓ તેમના બંધુ ડૉ. સાવરકરને આંદામાનથી લખેલા તા. ૪-૮-૧૯૧૮ના પત્રમાં પણ લખે છે. પૃષ્ટ ૭૨. An Echo from Andamans.

*Jackson Murder—જેક્સનનું ખૂન.

× શ્રી સદાશિવ રાનડેના મરાઠી પુસ્તક ઉપરથી.

# પુસ્તકપરિચય

**મહાકવિ પ્રેમાનંદ કૃત રણયજ્ઞ તથા કવિ વજીયા કૃત રણજંગ**—સંશોધન કરનાર મંજુલાલ રણછોડલાલ મજમુંદાર, બી. એ. એલ એલ. બી. મૂલ્ય રૂ. ૧-૪-૦. પાકું પૂંઠું ૧-૮-૦.

'સુદામાચરિત' જેવો જ અભ્યાસથી સંશોધિત કરી પ્રેમાનન્દનો આ બીજો પદ્યબંધ પ્રકાશિત કરવા માટે શ્રી મંજુલાલને અભિનન્દન ઘટે છે. આમાં પણ પુસ્તકને ઉપયોગી કરવા સંશોધકે મહેનત કરવામાં કચાશ રાખી નથી. સાત પ્રતો ઉપરથી મૂળ પાઠ નક્કી કર્યો છે અને પાઠાન્તરો, નીચે ટીપ કરી, આપેલાં છે. પાઠની પસંદગીમાં તેમણે વિવેક અને રસિકતા બતાવી છે અને કોઇ કોઇ જગાએ ટીકામાં પાઠાન્તરોની ચર્ચા પણ કરી છે. પ્રથમ પ્રેમાનંદયુગની સંવતવાર નોંધ આપી પ્રેમાનન્દના જીવન કવન શિષ્યમંડલ સંબંધી અભ્યાસોપયોગી માહિતી આપી છે અને પછી રામાયણનું રહસ્ય સાહિત્ય અને ઇતિહાસદૃષ્ટિએ ચર્ચી એ કથાનો ગુજરાતી સાહિત્ય જોડેનો ખાસ સંબંધ બતાવેલો છે. તે પછી રણયજ્ઞ કાવ્ય સંબંધી ચર્ચા કરેલી છે. મૂળ પાઠની સાથે હાંસિયામાં વિષયનું સૂચન કરેલું છે તે અમને એટલું 'બધું' આવશ્યક નથી લાગતું. તેમ છતાં કરવું હોય તો તે આપતાં પંક્તિઓ છપામણીમાં આઘીપાછી ન કરવી પડે તો વધારે સારૂં. પાછળની ટીકા ઘણી વિસ્તૃત છે. તેમાં પૌરાણિક માહિતી અને શબ્દો અર્થો અને બને ત્યાં શબ્દોની વ્યુત્પત્તિ આપેલી છે. જ્યાં વિદ્વાનોનો મતભેદ હોય ત્યાં મતભેદ બતાવેલો છે અને કેટલીક જગાએ પોતે પણ વ્યુત્પત્તિ આપેલી છે. આમાં મતભેદને અવકાશ હોય એ સ્વાભાવિક છે અને કેટલાંક સ્થાનો તેઓ પોતે પણ ફરી વિચારી જોશે એમ અમે માનીએ છીએ. પાજ (૨-૫) શબ્દ તેઓ પાલિમાંથી વ્યુત્પન્ન કરે છે પણ તે **पद्या** સાથે સંબંધ ધરાવે છે અને જૌહર (૧૨-૨૧) **यमघर**-માંથી આવ્યો છે એ સંબંધી વસન્તમાં આવેલી ચર્ચા વિચારી જોવાની અમે ખાસ સૂચના કરીએ છીએ. જુહાર (૧૨-૨૧) **अवहार**માંથી આવી શકે એમ લાગતો નથી અને આપે 'અભિવન્દન' જેવો તેનો કોઈ અર્થ આપતા પણ નથી. તેની વ્યુત્પત્તિ નિશ્ચિત કરી શકાય તેમ નથી પણ **अवहार** કે જુષણ કરતાં **जयकार** ઓછો વાંધાભરેલો લાગે છે. પણ આવાં સ્થલો ઘણાં ઓછાં છે, અને પંક્તિએ પંક્તિએ તેમનું બહોળું વાંચન અને અથાગ શ્રમ સ્પષ્ટ દેખાય છે. આપણી ભાષાની વ્યુત્પત્તિ સંબંધી જ્યાં ધુરંધર વિદ્વાનો પણ હજુ મતભેદ અને શંકા દર્શાવે છે ત્યાં શ્રી મંજુલાલનો પ્રયત્ન ઘણો જ સ્તુત્ય છે અને એ દિશામાં અનેક પ્રયત્નો કરવા જોઇએ એ એક જ ઇલાજ અમને જણાય છે.

છેવટે શ્રી મંજુલાલે જે મહેનત અને સાહિત્યભક્તિ આ પ્રકાશનમાં બતાવી છે તે માટે તેમને "ધન્યવાદ આપીએ છીએ અને આવા બીજા પ્રયત્નો એટલા જ ઉત્સાહથી તેઓ કરે એવી અમે આશા રાખીએ છીએ.

પુસ્તક વિદ્યાર્થીઓના ઊંચા અભ્યાસને માટે ઉપયોગી છે એ કહેવાની તો ભાગ્યે જ જરૂર છે. કેળવણી સંસ્થાઓ એને પાઠ્યપુસ્તક કરી કર્તાને ઉત્તેજન આપશે એમ અમે આશા રાખીએ છીએ.

**સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૨ જો**—સૌરાષ્ટ્રની ચોથી ભેટ. સંપાદક ઝવેરચંદ મેઘાણી. કિમ્મત રૂ. ૧-૪-૦.

આ પુસ્તકના પહેલા ભાગથી સૌરાષ્ટ્રની વીરરસ વારતાઓ એટલી પ્રચલિત થઈ છે કે એને માટે વિશેષ કહેવાની હવે જરૂર નથી. આ બીજામાં પણ પહેલા જેટલાં રસ ચમત્કાર સરલતા બહાદુરી છે, પહેલા જેટલાં જ ઉગ્ર અને અત્યારે આપણને અપરિચિત થઇ ગયેલા ભાવોનું તેમાં વર્ણન છે. આ ભાગમાં સોરઠી

ભાષા અને શૈલી રાખ્યાં છે એ પણ ઘણું સારૂં કર્યું છે. ઉંઘટના કોષથી અપરિચિત શબ્દોની મુશ્કેલી કોઇને રહેશે નહિ.

આ સંપાદન માટે શ્રી મેઘાણીને ધન્યવાદ ઘટે છે અને તેમના ત્રીજા ભાગ માટે અમે રાહ જોઇએ છીએ.

**પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય—** શ્રી સયાજી સાહિત્યમાળા—પુષ્પ ૬૧ મું (ઇતિહાસગુચ્છ). અનુવાદકઃ ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ. એલ એલ. બી. મુંબઇ. પ્રકાશક એમ. સી. કોઠારી. રાવપુરા ટાપડી પોળ વડોદરા. કિંમત રૂ. ૧–૧–૦. પ્રાચીન ઇતિહાસના સુપ્રસિદ્ધ સંશોધક અને ઇતિહાસકાર શ્રીયુત રાધાકુમુદ મુકરજીના આ વિષયના પુસ્તકનું આ ભાષાન્તર છે. આમાં કર્તાએ સિદ્ધ કરેલું છે કે હિંદના પ્રાચીન ઇતિહાસમાં પણ લોકના ડહાપણ અને સહકાર ઉપર ચાલતાં સ્થાનિક સ્વરાજ્યો હતાં. અત્યારે સ્વરાજ સંબંધી પ્રશ્ન સર્વ વિચાર કરે છે ત્યારે આપણી અભિલાષા પાછળ રહેલો ઇતિહાસ જોવો જોઇએ. અને તેને માટે આના જેવું રાષ્ટ્રીય અને તે સાથે સત્યાન્વેષણની દષ્ટિએ લખાયેલું પુસ્તક અતિ ઉપયોગી ગણાય. આવા પુસ્તકનો અનુવાદ કરીને વડોદરા રાજ્યના આ ખાતાના અધિકારીઓએ ગુજરાતી સાહિત્યની સારી સેવા કરી છે.

**રવિબાબુ કૃત બે બાલ-નાટકો—** સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી વર્ષ ૨ ક્રમાંક ૩. અનુવાદક ક. ન. માણેક. કિમ્મત રૂા. ૦–૬–૦. ખાસ બાળકોને ભજવવા માટે કરેલાં રવિબાબુનાં બે નાનાં નાટકોનો આ અનુવાદ છે. બાળકોને ભજવવાને પણ યોગ્ય છે.

**દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી—** સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ અખંડાનંદ. અમદાવાદ. અને મુંબાઇ. મૂલ્ય ચાર આના. પાકું પૂઠું આઠ આના. આ બન્ને વાર્તા એક બંગાળી લેખકની કૃતિના અનુવાદો છે. તે ઉપરાંત દેશભક્ત કૅંપેરાઇન અને સ્વરાજ્યનું મૂલ્ય એવી બે વારતાઓ છે.

**ગાંધીજીનાં વિચારરત્નો—** સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર ચંદુલાલ બહેચરલાલ પટેલ. ગોંડળ. ૦–૧–૦. આ નાના પુસ્તકની ત્રીજી આવૃત્તિ થઇ છે એ જ એની ઉપયોગિતા અને લોકપ્રિયતા બતાવવાને બસ છે.

**ટાઢીયો તાવ અને તે નાબુદ કરવાની યોજના—** લેખક અને પ્રકાશકઃ દાદાભાઇ ખંડેરાવજી તલાટી. આરોગ્ય રક્ષણ અધિકારી, વડોદરા રાજ્ય, વડોદરા. કિંમત ૦–૨–૦. અનેક રોગોએ ઘર કરી બેઠેલા આપણા દેશમાં આ સૌથી વધારે પ્રચલિત તાવની હકીકત દરેકે જાણવી જોઇએ.

**મેઘદૂત—** કર્તા વિહારી. ૦–૪–૦. મેઘદૂતનું આ સમશ્લોકી ભાષાન્તર છે. મેઘદૂતનું બરાબર રસવાહી સમશ્લોકી તો લગભગ અશક્ય ગણાયું છે. છતાં આ અનુવાદની બીજી આવૃત્તિ થઇ છે તે બતાવે છે કે લોકોને ભાષાન્તર પસંદ પડયું છે.

**સાચો ધર્મ—** ચુનીલાલ શિવલાલ ગાંધી. સ્વર્ગસ્થ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ વિષે આમાં હકીકત છે.

**જ્ઞાનપંચમી અને તેનું ઉદ્યાપન—** લેખક અને પ્રકાશકઃ માવજી દામજી શાહ. જૈન ધર્મીઓને ઉદ્દેશીને લખાયલો નિબંધ.

**જૈનનીતિપ્રવેશ—** લેખક અને પ્રકાશકઃ માવજી દામજી શાહ. કિંમત ૦–૪–૦.

**વૈષ્ણવ બાલ શિક્ષા (બીજો ભાગ)—** લેખક દીનકિંકર પ્રકાશક વસંતરામ શાસ્ત્રી. બે આના.

**કોલેરા ( કોગળીયું )—** લેખક અને પ્રકાશક દા.ખ. તલાટી. માનદ મંત્રી વડોદરા. કિંમત ૦–૧–૦.

**રાષ્ટ્રીયગીતો—** વિહારી. ૦–૦–૩. આવૃત્તિ ૨ જી.

**ધાર્મિક લગ્નગીત—** રચનાર દીનકિંકર પ્રકાશક વસંતરામ શાસ્ત્રી. અમદાવાદ. કિં. ૦–૨–૦.

**Yoga Mimansa—** Edited by Srimat Kuvalayananda (J. G. Gune). Kaivalyadham. Post Lonavala ( Bombay, India ). Annual subscription, post free Indian, Rs. 7; Foreign S. 12. Single copy Rs. 2. યોગના અનુભવનો શાસ્ત્રીય વૈજ્ઞાનિક દષ્ટિએ અભ્યાસ કરી તેનાં પરિણામો બહાર પાડવા માટે આ ત્રૈમાસિક કાઢેલું છે. અંદર યોગનાં આસનોનાં ફોટોગ્રાફો છે અને શરીર અંદરની સ્થિતિ બતાવવા માટે એક્સ કિરણોથી પાડેલા ફોટાઓ પણ છે. આ વિષયમાં રસ લેનારા માટે આ ઉત્તમ તક છે.

**Progress—** Editor A. R. Bhimani. Annual subscription India & Burma Rs. 8. Great Britain 16 shillings. America 5 Dollars. રંગુનથી નીકળતું માસિક છે.

**ભટ્ટી હિતેચ્છુ**—તંત્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજી. ૨, રૅમ્પાર્ટ રો, c/o દ્વારકા સીમેન્ટ કં. લી., કોટ, મુંબઈ નં. ૧. વાર્ષિક લવાજમ હિંદ માટે રૂપીઆ અઢી. હિંદ બહાર રૂપીઆ ત્રણ. ભાટીઆ કોમનું માસિક.

**વ્યાસોદય**—તંત્રી અને પ્રકાશક રેવાશંકર ભવાનીશંકર જોતિષી. ઠે. છાપરા શેરી, સુરત. વાર્ષિક લવાજમ સ્થાનિક રૂા. ૧ા, બહાર રૂા. ૧ાા. કોમી માસિક.

**मालव मयूर**—સંપાદક શ્રી હરિભાઉ સિદ્ધનાથ ઉપાધ્યાય. પ્રકાશક જીતમલ લૂણિયા, સંચાલક હિન્દી સાહિત્ય મંદિર, કાશી. વાર્ષિક મૂલ્ય રૂ. ૩ાા. એક પ્રતિના ૭ આના. રાજસ્થાનમાં આવકાર પામેલું આ માસિક ઇતિહાસ શિક્ષા ધર્મ નીતિ વ્યાપાર સાહિત્ય વિજ્ઞાન વગેરે વિષયોની ચર્ચા કરે છે.

**ઉપનિષદોની વાતો**—લખનાર પાંડુરંગ વિઠ્ઠલ વળામે. પ્રકાશક ગૂજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ. કિંમત રૂ. ૦-૬-૦. આ નાની પણ અગત્યની ચોપડી બહાર પાડવા માટે અમે તેના લખનાર અને પ્રકાશક બન્નેને અભિનન્દન આપીએ છીએ. આપણે ત્યાં બાળકોને ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ પણ મતધર્મિય સંપ્રદાયોથી પર એવું શિક્ષણયોગ્ય સાહિત્ય નહિ જેવું જ છે. આવાં પ્રકાશનો તે ખોટ પૂરી પાડે છે. ઇંગ્લંડમાં જેમ બાઇબલ જેવા ગ્રન્થો દરેક બાળકને નાનપણથી જ ભણાવવામાં આવે છે તેમ આવી નાની વારતાઓ બાળકોને નાનપણથી જ પરિચિત કરવી જોઇએ. અલબત આપણો ધર્મ જ્ઞાનપ્રધાન છે એટલે આવી વારતાઓમાંથી તંત્વજ્ઞાનને જૂદું કરી શકાતું નથી. પણ શિક્ષકો જો આનું શિક્ષણ જ આપે તો જતે દહાડે બાલસુલભ ધર્મસાહિત્ય આમાંથી ઉત્પન્ન થઇ શકે. વળી ઉપનિષદોની વાતો હોવાથી દરેક સંપ્રદાય આનો ઉપયોગ કરી શકે તેમ છે. અમે આશા રાખીએ છીએ કે શાળાઓ અને માબાપો આને ઉત્તેજન આપશે.

**ईशावास्योपनिषद् भावार्थ विवेचन**—શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી ગ્રન્થમાલા ગ્રન્થાંક નં ૬૫. છપાવી પ્રસિદ્ધ કરનાર શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડલ. હા. વકીલ શાહ મોહનલાલભાઇ હિમચંદ. મુ. પાદરા કિં. રૂ. ૧-૦-૦ 'અર્હત દર્શન વગેરે જે દર્શનો વેદો અને ઉપનિષદોનું આલંબન લે છે તે પણ અનાદિકાલથી પ્રવર્તિત જિન દર્શનના અંગો નદીઓ છે' એવી દષ્ટિથી આમાં ઉપરોક્ત ઉપનિષદ્ ઉપર ભાષ્ય લખાએલું છે. આ દષ્ટિ શાસ્ત્રીય નહિ પણ ટૂંકી સાંપ્રદાયિક છે, અને હવે ધર્મગુરૂઓ વધારે વિશાલ દષ્ટિથી વિચારશે તો જ પોતાના અને ઇતર ધર્મોની ખરી સેવા કરશે એમ અમારૂં મન્તવ્ય છે.

**शुद्धोपयोग वि. ग्रन्थ ४**—શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રન્થમાલા. ગ્રન્થાંક ૬૯-૭૦-૭૧-૭૨. છપાવી પ્રસિદ્ધ કરનાર શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડલ હા. વકીલ શાહ મોહનલાલ હિમચંદભાઇ. મુ. પાદરા (ગુજરાત). કિંમત ૦-૧૨-૦. શુદ્ધોપયોગ દયાગ્રન્થ શ્રેણિકસુબોધ કૃષ્ણગીતા એ ચાર સંસ્કૃત ગ્રન્થોનો આમાં સંગ્રહ છે.

**પ્રાયશ્ચિત્ત**—અનુવાદક અંબાલાલ ગોવિંદલાલ દેસાઇ બી. એ. પ્રકાશક રતિલાલ નાનાભાઇ, યુગાન્તર કાર્યાલય ગોપીપુરા સુરત. બેલ્જિયમના નાટકકાર કવિ મોરિસ મેટરલિંક કૃત "સીસ્ટર બીટ્રીસ"ના હિંદી અનુવાદ "પ્રાયશ્ચિત્ત"નું આ ભાષાન્તર છે. હિંદી અનુવાદમાં અહીંની પરિસ્થિતિને અનુકૂળ કરવા ફેરફારો કરેલા છે. અમે આવા ફેરફારો કરવા કરતાં મૂળનું ભાવવાહી ભાષાન્તર વધારે પસંદ કરીએ છીએ. આ ફેરફારોથી અસલ કૃતિને અન્યાય કે હાનિ ન થવાનો સંભવ ઘણો ઓછો છે. બીજી બાજુ પ્રામાણિક ભાષાન્તરથી તે દેશના સાહિત્યની માહિતી મળે તે લાભ નાનોસૂનો નથી.

**મેઘ સંદેશ**—લેખક કવિ પોપટલાલ શર્મા. કીંમત ૩ આના. લેખક પોતાનાં પત્નીને તેડવા ગયા ને શ્વસુરે કુરૂઢિઓને વશ થઇ તેમને ન મોકલ્યાં એ કાવ્યના ઉદ્ભવનો પ્રસંગ છે. દરેક ખાનગી અનુભવ લોક સમક્ષ મૂકવા યોગ્ય હોતો નથી અને એ વિવેક ન સમજવાથી કેવળ ઉપહસનીય થવાય છે, એ તરફ અમે લેખકનું ધ્યાન ખેંચીએ છીએ.

**સતી ચિન્તા**—રમણી રત્નમાળા રત્ન ૧ લું. હિંદીને આધારે લખનાર ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી. પ્રકાશક રામલાલ બમ્મા. મૂલ્ય રૂા. ૨. રેશમી પૂંઠું રૂા. ૨ાા. મૂળ પૌરાણિક આખ્યાયિકા ઉપરથી કરેલા હિંદી ઉપન્યાસનું આ ભાષાન્તર છે. મૂળ હિંદી ભાષાની કૃત્રિમતા અને આડંબર આમાં પણ આવ્યાં છે અને તે સાથે મૂળનાં ચિત્રો પણ આવ્યાં છે. એ કહેવાતાં રંગીન ચિત્રો માત્ર વિચિત્ર રંગો છે. હિંદીમાં આવાં ભાવહીન ચિત્રોથી પુસ્તકો સચિત્ર કરવાની પ્રથા છે પણ તેનું આપણે અનુકરણ ન કરીએ તો સારૂં.

**સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા**—લેખક રામચન્દ્ર દામોદર શુકલ. પ્રકાશક મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની, ટ્રામ જંકશન, મુંબઈ નં. ૩. કીંમત ૧-૪-૦. સ્વીટ્ઝરલેન્ડ દેશે સ્વતંત્રતા માટે કેવી બહાદુરી કરી અને કેટલો ભોગ આપ્યો તેનો ઇતિહાસ આ પુસ્તકમાં છે. એ ઇતિહાસ જેટલો રસિક છે તેટલો બોધપ્રદ પણ છે. પુસ્તકને છેડે આ અદ્દભુત પ્રજાસત્તાક રાજ્યનાં વખતોવખત બદલાતાં જતાં રાજકીય બંધારણો આપી પુસ્તકને વધારે ઉપયોગી કર્યું છે.

A History of India (Vol. II)—કર્તા સદ્દગત સાક્ષર શ્રી વામન સોમનારાયણ દલાલ.

કર્તાએ ૭ ભાગોમાં હિંદનો ઇતિહાસ આપવાની યોજના કરેલી તેનો આ બીજો ભાગ છે. દુર્ભાગ્યે એ ઉદ્યોગી પ્રતિભાશાળી ઇતિહાસસંશોધક જુવાન વયે જ મૃત્યુ પામ્યા અને આ તેમનો બીજો વિભાગ તેમના અવસાન બાદ પ્રો. વ્યોમેશચંદ્ર જ. પાઠકજીએ, કર્તાની ટૂંકી જીવનરેખા સાથે બહાર પાડેલો છે. આ ભાગમાં ગૌતમ બુદ્ધના જીવનથી ઇતિહાસ શરૂ થાય છે અને ગુર્જર, પાલ અને ચોલ વંશો સુધીના સમયનો તેમાં સમાવેશ થાય છે; એટલે ઇ. સ. પૂ. છઠ્ઠા કે સાતમા સૈકાથી ઇ. સ. ના ૧૧ મા સૈકા સુધીનો—અર્થાત્ મુસલમાની અમલ શરૂ થતા પહેલાં સુધીનો સમસ્ત હિંદુ સમય આમાં આવી જાય છે.

આખું પુસ્તક ઇતિહાસની દૃષ્ટિએ ઘણું ઉપયોગી છે અને ભવિષ્યના ઇતિહાસસંશોધકને પણ ઘણું અગત્યનું છે. આ અંગ્રેજી પુસ્તકનો અનુવાદ કે સારસંગ્રહ ગુજરાતીમાં થાય તો તેથી આપણા ઇતિહાસ સાહિત્યમાં અગત્યનો વધારો થાય.

**દેશી વૈદું**—લેખક અને પ્રકાશકઃ જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય. દવે ફાર્મસી, અમદાવાદ. મૂલ્ય ૧-૮-૦. શાસ્ત્રીય દેશી દવાઓ અને તેની બનાવટના પ્રયોગોનું આ પુસ્તક છે.

**अखिल भारतवर्षीय खादी सूची.**—પ્રકાશક નિયામક અ. ભા. ખાદીસમાચાર વિભાગ. આશ્રમ, સાબરમતી. મૂલ્ય ૧ આનો.

**બાબરા વાંચનાલય**—આવક જાવક તથા કામકાજનો હેવાલ. તા. ૯-૫-૧૯૨૧થી તા. ૩૦-૪-૧૯૨૩ સુધીનો.

**વિવિધ-વિચારમાલા**—વર્ષ ૩ જું, અંક ૧ લો. સદ્દગત જૈનાચાર્ય શ્રી વિજયધર્મ સૂરિજીના સ્વર્ગવાસની ત્રીજી જયન્તી નિમિત્તે પ્રકટ કરેલો સ્મારક અંક.

**શ્રી ભૃગુપુર ઋષિનિવાસ (ભરૂચ)** નો પ્રથમ વાર્ષિક રીપોર્ટ, સંવત ૧૯૭૮-૭૯ નો.

**"ભવિષ્યોદય પંચાંગ"** સંવત ૧૯૮૧ નું. શ્રી ભવિષ્યોદય જ્યોતિષ કાર્યાલય તરફથી પ્રકાશકઃ રેવાશંકર ભવાનીશંકર જ્યોતિષી, છાપરીઆ શેરી, સુરત. મૂલ્ય ૦-૧-૦.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો** સન ૧૯૨૩ નો રીપોર્ટ.

**ધી કાવસજી ધનજીભાઈ ગજદર રીડીંગ રૂમ એન્ડ લાયબ્રેરી(ગણદેવી)**નો ૧૯૧૭-૧૮ થી ૧૯૨૨-૨૩ સુધીનાં વર્ષોનો રીપોર્ટ.

શ્રી મોતીભાઈ ન. અમીને આ રીપોર્ટનો પ્રસ્તાવ લખ્યો છે. એમના જ શબ્દોમાં " ગણદેવી પુસ્તકાલય આખા (વડોદરા) રાજ્યમાં સૌથી પુરાણું પુસ્તકાલય છે, અને આજે પોતાનાં સાઠ વર્ષનો હીરક મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી નીવડયું છે." ગણદેવીની સાઠ વર્ષથી સેવા કરતી આવેલી અને ચારે દિશાએથી પ્રશંસા પામેલી આખા રાજ્યની આ આદર્શરૂપ પુરાણી સંસ્થાને મદદ કરવાની સંસ્થાના માનદ મંત્રીઓએ સૌ કોઇને વિનંતિ કરેલી છે, તેનો જાહેર પ્રજા—ખાસ કરીને વડોદરા રાજ્યની પ્રજા—સુંદર જવાબ વાળશે એવી આશા છે.

**ગુજરાતી મિત્રમંડળ સ્કુલ** (ખડકપુર, બી. એન. રેલ્વે) નો ૫ મો વાર્ષિક રીપોર્ટ, સન ૧૯૨૩.

**ધી ઊંઝા યંગ મેન્સ એસોસીએશનનો** ૧૯૨૩ ની સાલનો હેવાલ.

**સુબોધ** (માસિક)—તંત્રી અને પ્રકાશકઃ છગનજી દુલભભાઇ પટેલ, મંકોડીઆ. પોસ્ટ, નવસારી. લવાજમ રૂા. ૧-૮-૦.

માસિક ખાસ કરીને કોળી કોમની જાગૃતિ અર્થે લગભગ એક વરસથી ચલાવવામાં આવે છે.

**प्रताप**—કાનપુરથી પ્રકટ થતા સુપ્રસિદ્ધ હિન્દી માસિક પત્રનો શ્રી કૃષ્ણાષ્ટમીનો ખાસ અંક.

**નવચેતન**—ખેડાથી પ્રકટ થતું ચાલુ સાલના ઑગસ્ટ માસમાં શરૂ થયેલું નવું અઠવાડિક પત્ર. તંત્રી;

ચીમનલાલ છોટાલાલ દેસાઇ (ડભોઇવાળા). વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦.

**જન્મભૂમિ**—રેંટીઆ બારશથી નડીઆદમાં પ્રકટ થતું નવું પખવાડિક પત્ર. તંત્રીઃ ચંદુલાલ નંદલાલ દેસાઇ. વાર્ષિક લવાજમ રૂા. ૨-૮-૦.

થોડા વખત ઉપર શરૂ થયેલી 'જન્મભૂમિ' ગ્રંથમાળા તરફથી અત્યાર સુધીમાં 'રાષ્ટ્રીય રત્નકણિકા' અને 'રાષ્ટ્રીય સાહિત્ય વિનોદ', (દરેકની કિં. ૦-૪-૦) એ બે પુસ્તકો પ્રગટ થયાં છે. હવેથી એ યોજનાનું ઉપરના 'જન્મભૂમિ' નામના પાક્ષિક વર્તમાનપત્રમાં રૂપાંતર થયું છે.

**મોટરકાર અને વિજળીક બળ**—ધી સીટી મોટરકાર કંપની (લેમિંગ્ટન રોડ, મુંબાઇ નં. ૪) તરફથી પ્રકટ થતું નવું માસિક પત્ર. તંત્રીઃ એલ. રાય સંપત. લવાજમ રૂા. ૧૦-૦-૦.

**સૌ. જીવકોર વનિતા વિશ્રામ** (અમદાવાદ) નો સં. ૧૯૭૮-૮૦ નો હેવાલ.

**શ્રી વરતેજ અત્યંજ શાળાનો** સં. ૧૯૮૦ ના શ્રાવણ સુદ ૧૫ સુધીનાં બે વર્ષનો અહેવાલ.

અંત્યજ ભાઇઓની સેવા અર્થે હસ્તી ધરાવતી જુજ સંસ્થાઓમાંની આ એક છે. શાળા સંતોષકારક કામ કરી રહી છે એની અંત્યજ સેવામંડળના પ્રમુખ, મંત્રી, નિરીક્ષકો તથા અન્ય સદ્‌ગૃહસ્થોના પરિશિષ્ટમાં ટાંકેલા અભિપ્રાયો ઉપરથી પ્રતીતિ થાય છે. શાળામાંથી આશ્રમ કાઢવાની સંચાલકોની યોજના છે, તેને માટે જાહેર પ્રજાને વ્યવસ્થાપક મંડળે કરેલી વિનંતિનો ગુજરાતના દાનવીર ગૃહસ્થો યોગ્ય જવાબ આપશે એમ આશા રાખીએ છીએ.

**આપણા તહેવારોની ઉત્પત્તિ**—સેવામંડળ, સુરતની પત્રિકા નં. ૭. પ્રકાશકઃ મંત્રી, સેવામંડળ, સોની ફળીઆ, સુરત. મૂલ્ય ૦-૧-૦.

**બે હજાર વર્ષનું અદ્‌ભુત કેલેન્ડર**—પ્રકાશકઃ વૈદ્ય લીલા ગાંધી ફાર્મસી, જામનગર. મૂલ્ય ૦-૪-૦.

**કન્યા કૉપી બુક**—નં. ૧ થી ૬. પ્રકાશક: બુકસેલર સુખલાલ નાથાલાલ શાહ, રીચીરોડ, અમદાવાદ. મૂલ્ય દરેકનો ૦-૧-૬.

**કુવલયાનંદાર્ચી ગાણી**—પ્રકાશકઃ શ્રી જુમ્માદાદા વ્યાયામ શાલા, વડોદરા. કિં. ૦-૪-૦

**સંઘવ્યાયામ અને યોધક પત્રક**—યોજક અને પ્રકાશકઃ પ્રો. માણિકરાવ. મૂલ્ય (અનુક્રમે) ૦-૧-૬ અને ૦-૨-૦. શ્રી જુમ્માદાદા વ્યાયામ મંદિર, વડોદરા.

# નોંધ

### આસુતોષ મુકરજી

આપણા દેશમાં મહાન વ્યક્તિઓને જોઇએ તેવું અનુકૂળ કાર્યક્ષેત્ર મળતું નથી તેથી તેમનું જીવન સંકુચિત થઇ જાય છે, તેમની શક્તિઓ ક્ષીણ થાય છે, અને તેમનું મન કરમાઇ જાય છે. વગડામાં ઉગેલાં ફુલની કિંમત અંકાતી નથી, તેના સૌન્દર્યને કોઇ નિહાળતું નથી, તે સુંઘ્યા વગરનું સુકાઇ જાય છે, તેજ પ્રમાણે આ દેશમાં આપણાં સ્ત્રીપુરુષો ખીલ્યાં ન ખીલ્યાં સુકાઇ જાય છે. મૂળમાં તો એને કોઇ પાણી સીંચતું નથી, તે છતાં કેટલીક વ્યક્તિઓ જે કાંઇ કાર્યપ્રદેશમાં ખીલી શકે છે, ત્યાં પોતાની શક્તિનું માપ બતાવી આપે છે.

સર આસુતોષ મુકરજી વિષે સર માઇકલ સેડલર લખે છે કે એ મહાન પુરુષ આજની આખી દુનિયામાં ઉચ્ચ પંક્તિએ ગણાય એવા હતા. એ વીર પુરુષ હતા. જો એને પ્રસંગ મળ્યો હોત તો એ મોટા સામ્રાજ્યને એકલે હાથે ચલાવી શકે એવી એની શક્તિ હતી. કેળવણીના વિષયમાં સર માઇકલ આખા યુરોપમાં ઉત્તમ અધિકારી ગણાય છે અને જ્યારે કલકત્તા યુનિવર્સિટી કમિશનના પ્રમુખ તરીકે હિંદુસ્તાનમાં આવેલા ત્યારે સર આસુતોષનું ઓળખાણ થયેલું.

સર આસુતોષ મુકરજીએ કલકત્તા યુનિવર્સિટીમાં ઉચ્ચ કેળવણીનો પ્રચાર કર્યો છે તેવો કોઇ પણ હિંદી વિદ્યાપીઠમાં થયો નથી અને વર્ષો સુધી થવાનો નથી.

પોતાની યુનિવર્સિટીની સ્વતંત્રતા માટે સરકારી ઑફિસરો સાથે બહુ સખત ટક્કરો થયેલી, તેમાં તે હમેશ ફતેહ પામ્યા હતા. કલકત્તા હાઇકોર્ટના ન્યાયાધીશ તરીકે એમની પુષ્કળ ખ્યાતિ હતી. કેળવણીના વિષયમાં આખા હિંદુસ્તાનમાંથી એમની સલાહ પુછાતી, તે છતાં આ નરરત્નને લૉર્ડ લીટન જેવા સામાન્ય મામુલી ઇસમે વાઇસ ચાન્સેલરના પદ પરથી ખસેડ્યા હતા. સંકુચિત કેળવણીના અને સંકુચિત મનના ગોરી ચામડીવાળા અધિકારીઓને આજના દુષ્ટ જમાનામાં કેટલી બેહદ સત્તા છે તે આ દાખલા ઉપરથી જણાઈ આવે છે.

આજની ઉગતી પ્રજાએ સર આસુતોષના જીવનનો બરાબર અભ્યાસ કરવો જોઇએ. જે વિષયની ચર્ચા થવાની હોય તે બાબત એમનો અભ્યાસ એટલો સંગીન હોય કે બીજા કોઇને વધારે કહેવાનું રહે જ નહીં. રાષ્ટ્રીય દૃષ્ટિથી સારાસારાનો વિચાર કરીને કેવી યોજના કરવી તેનો નિર્ણય કરતા, અને પછી તેમના જ્ઞાન તથા દૃઢ સંકલ્પના બળથી પોતે ધારતા તેજ પ્રમાણેના ઠરાવો પસાર કરાવી શકતા. એમનું ચારિત્ર્યબળ એવું હતું કે દૂરથી ટકટક કરનારા લોકો એમની રૂબરૂ ચૂપ થઇ જતા. એ ચારિત્ર્યબળનો આધાર એમની સાદાઇ, નિસ્પૃહતા, સત્ય વિગેરે મોટા સદ્ગુણો ઉપર હતો. પોતાનો આખો દિવસ કામમાં ગાળતા. એમનું જીવન એટલું સાદું હતું કે કોઇ પણ માણસ એમને સ્હેલાઇથી મળી શકતો. એમને ત્યાં જાણે દરબાર ભરાતો. ધોતીઉં અને પહેરણ શિવાય બીજું કાંઇ પહેરતા નહીં. જાહેરસભામાં પણ ઘણા જ સાદા પહેરવેશમાં જતા અને એક અગત્યની સભામાં એમના પહેરવેશને લીધે રોકવામાં આવ્યા એટલે ઘેર આવીને કામ કરવા બેસી ગયા.

કલકત્તા યુનિવર્સિટીમાં હુન્નર ઉદ્યોગની મોટી શાળા માટે સર તારકનાથ પાલીત તથા સર રાશબિહારી ઘોષે ૩૪ લાખ રૂપીઆ આપ્યા તે એમના આગ્રહ તથા ઉત્સાહને લીધે. એ વિદ્યાપીઠનું ખરું ઉચ્ચ શિક્ષણ (post-graduate) એમણે જ સ્થાપ્યું. તેમાં લાખો રૂપીઆનો ખર્ચ થયો, દરેક વર્ષે પૈસાની ખોટ જવા માંડી તે હિમ્મતથી સહન કરી. માતૃભાષાનું ઉંચામાં ઉંચું શિક્ષણ લઈ શકાય એવી વ્યવસ્થા એમણે કરી.

એમનું સ્વદેશાભિમાન ભારે હતું. એમની પોતાની પ્રવૃત્તિ શિક્ષણ તરફ હતી, રાજકીય ચળવળ તરફ નહીં.

એમના અવસાનથી આખા હિંદુસ્તાનની યુનિવર્સિટીઓમાં તથા શિક્ષિત વર્ગમાં ભારે ગમગીની થઈ ગઇ. આપણી બીજી યુનિવર્સિટીઓના વાઇસ ચાન્સેલરો એમની સરખામણીમાં સાથે ઉભા રહી શકે એવા કોઇ છે? દરેક ચીજનું મહત્વ અને ખરૂં સ્વરૂપ સરખામણીથી જણાઇ આવે છે.

### પેટલાદ સત્યાગ્રહ

આજે પેટલાદમાં વિજયના ડંકા વાગી રહ્યા છે. પેટલાદ તાલુકા ખેડુત મંડળની માગણી વડોદરા સરકારને સ્વીકારવી પડી છે. આજથી દસેક મહિના ઉપર પેટલાદ તાલુકાના કેટલાક આગેવાન ખેડુતો તાલુકામાં થયેલા નવા દર (રિવિઝન સેટલમેન્ટ) વિષે સરકારને અરજી કરવા ગયેલા, અને રાજ્યના અમાત્ય મિ. સેડન આગળ ખેડુતોને થતા અન્યાય વિષે હકીકત રજુ કરવાનો પ્રયત્ન કર્યો. ખાદીના પહેરવેશ તથા ટોપીમાં સજ્જ થયેલા પ્રતિનિધિઓને જોઇને તથા જમીન મહેસુલની બાબતમાં તકરાર કરનાર પ્રજાને દબાવી દેવા માટે એ વિદેશી નોકરે અરજીને કચરાટોપલીમાં ફેંકી દીધી. ત્યાર પછી શ્રી રાવજીભાઇ ભાઇલાલ પટેલના પ્રમુખપદ નીચે નાર મુકામે આખા તાલુકાની સભા મળી. તેમણે સરકારી નોકરોએ કરેલી ભૂલ તથા તેથી પ્રજાને થતો અન્યાય ખુલ્લે ખુલ્લો પ્રગટ કર્યો અને તે બાબત સરકારના લક્ષ ઉપર લાવવા માટે એક સમિતિ (ડેપ્યુટેશન)ની નીમણુક કરી. તેમાં તાલુકાના આગેવાન ખેડુતો ઉપરાંત વડોદરા રાજ્યના ત્રણેક નેતાઓને પણ સાથે રાખ્યા. આ સમિતિ વડોદરાના દીવાનને મળી, પ્રજાને થતો અન્યાય, સરકારી નોકરોની આપખુદી વગેરે બાબતો તેમને સંભળાવી. પણ દીવાન તો સ્થાનિક અમલદાર (man on the spot) અને એકંદર નોકર મંડળની પ્રતિષ્ઠાના રક્ષણને વધારે અગત્ય આપતા હોવાથી તેમણે રિવિઝનની બાબતમાં વિચાર કરવાની ચોકખેચોકખી ઘસીને ના પાડી. તેમને સમજાવવાના અનેક પ્રયત્નો થયા પણ તે નિષ્ફળ ગયા ત્યારે ધર્મજ મુકામે પરિષદ ભરવામાં આવી અને ત્યાં સરકારની સામે સત્યાગ્રહ કરવાનો ઠરાવ પસાર થયો. પ્રજાની તકરાર એવી હતી કે

(૧) પેટલાદ તાલુકાની જમીન બોરસદ તાલુકાની પાસે ફુલગુંથણીમાં આવી છે તેનો જમીન મહેસુલનો દર બ્રિટિશ કરતાં લગભગ દેઢો છે તે છતાં નવા સેટલમેંટમાં દર વધારવામાં આવ્યા છે. રિવિઝન રિપોર્ટ કરનાર અમલદારે લડાઇ પછીના પાકના મોટા ભાવો, અને રૈયતની દેખાતી જાહોજલાલી ધ્યાનમાં લીધી છે. છેલ્લાં પંદર વર્ષના ભાવોની સરેરાશ લીધા બાદ એવી ટીકા કરી છે કે લડાઇને લીધે ભાવ વધ્યા છે ખરા પણ એક વખત વધેલા ભાવ ઉતરતા નથી, તે અનુમાન ખોટું પડ્યું છે; ભાવ ઉતરી ગયા છે તેથી આ બાબત ફરી વિચાર થવો જોઇએ.

(૨) પ્રજાએ જમીન સુધારવા માટે જે ખર્ચ કર્યો હોય તે ખર્ચ મજરે મળવો જોઇએ અને દર નક્કી થયા પછી એક વર્ષ સુધી બજાવણી તથા સુનાવણી થાય તેમાં પ્રજાની હકીકત સાંભળી લઇને ન્યાય આપવો જોઇએ તેમ થયું નથી.

(૩) ઘણા વર્ષોથી સારો વરસાદ પડ્યો નથી તેથી કુવાનાં પાણી લગભગ પચાસ ફુટ ઉંડાં ચાલ્યાં ગયાં છે તે છતાં જમીન ભેજના કર (subsoil water tax) નો વધારો કરવામાં આવ્યો છે તે બીલકુલ અન્યાયી છે.

(૪) જમીનની કીંમત વધી છે, પાકની કીંમતમાં વધારો થયો છે તેજ રીતે મજુરીના દર પણ વધ્યા છે અને રહેણી કરણીનો ખર્ચ, ઢોરને પાળવાનો ખર્ચ વિગેરે વધ્યાં છે તેનો વિચાર બરાબર થયો નથી.

ઉપર દર્શાવેલાં કારણો વાસ્તવિક છે એમ પેટલાદ તાલુકાની પ્રજા માને છે, તે છતાં એમની માગણી માત્ર એટલી જ હતી કે શ્રીમંત મહારાજાની સરકાર નિષ્પક્ષ અમલદારોની કમિટી નીમે અને તે કમિટી પ્રજાની સર્વ હકીકત સાંભળીને સરકારને નિવેદન કરે. આ માગણી કરતાં વધારે નમ્ર અને મોળી માગણી શી રીતે હોઇ શકે? પણ વડોદરાની જડ સરકારને ગળે તે ઉતરી નહીં. બ્રિટિશ રાજ્યમાં અમલદારો તરફ અણવિશ્વાસ હોય છે તે અહીંની પ્રજાએ બતાવ્યો નથી, અમલદાર તથા પ્રજાની મિશ્ર કમિટીની માગણી કરી નહોતી, અને જે સમિતિ નીમાય તેનો અભિપ્રાય કબુલ કરવાની ઇચ્છા હતી તે છતાં વડોદરાની સરકારે હઠીલી થઇને ઇજ્જતનું પુંછડું પકડી રાખ્યું.

## સત્યાગ્રહની શરૂઆત

તા. ૧૩-૪-૨૪ ના દિવસથી સત્યાગ્રહ શરૂ થયો. જુના રિવિઝન પ્રમાણે બધા પૈસા ભરી દેવાની તજવીજ થઇ પણ નવા દર પ્રમાણે એક પાઇ પણ ભરવી નહીં એવો ઠરાવ થયો. જે ગામો સત્યાગ્રહમાં જોડાયાં હતાં ત્યાં સ્વયંસેવકો થાણાં નાંખીને બેઠા. ઠરાવ પસાર થયો એટલે ૨૪ કલાકમાં સ્વયંસેવકો ઝોળી લઇને પોતપોતાને ગામડે પહોંચી ગયા. આ સત્વરતા તથા તાલીમ બોરસદ તાલુકાના સત્યાગ્રહને આભારી હતાં. અહિંસાનું સંપૂર્ણ પાલન થાય એ અત્યંત આવશ્યક હતું. સત્યનું પાલન પણ થવું જ જોઇએ, સંપ તુટવો ન જોઇએ, એ બધી ગોઠવણ થવા માંડી. રચનાત્મક કાર્યમાં (૧) સંપ (૨) લાંચનિષેધ (૩) સ્વદેશી પ્રચાર (૪) દારૂનિષેધ તથા (૫) લવાદનાં કામો કરવાનું ઠરાવ્યું હતું. ઘણાખરા કાર્યકર્તાઓ શુદ્ધ સ્વદેશી કપડાં વાપરતા હોવાને લીધે ખાદીનો પ્રચાર ઠીક થયો. લાંચ આપનાર તથા લેનાર ઉપર એટલો સખત જાપ્તો હતો કે લાંચીઆ અમલદારો થથરી ગયા. દારૂનિષેધનું કામ થોડેઘણે અંશે પાર પડ્યું અને કેટલાંક ગામોમાં લવાદનું કામ પણ ઘણું સફળ થયું અને કેટલાક મોટા કેસોના ચુકાદા ખાનગી રીતે થયા.

સરકારી અમલદારોએ આ બધાં સુંદર કામને ઉતારી પાડવાનો અથવા તુચ્છકારી કાઢવાનો પ્રયત્ન ખુબ કર્યો. કાર્યવાહકોને દીવાળી આવી છે અને મોજમજાહ કરે છે એવી વાતો ચાલી રહી, પણ સત્યાગ્રહીઓ મુંગે મોઢે પોતાનું કામ કરી રહ્યા હતા.

## સરકારની સખ્તાઈ

ગયું વર્ષ દુકાળનું હતું એટલે સરકાર ક્યારે સખ્તાઈ કરશે તે કળી શકાતું નહોતું. લગભગ સાડા પાંચ મહિના સુધી આવી સ્થિતિ ચાલી રહી. ખેડુતો નવા સેટલમેંટનો અસ્વીકાર કરે અને સરકાર ગમે તે દિવસે જપ્તીનું કામ શરૂ કરશે એવી ધાસ્તી રહ્યાં કરેલી. આવી સ્થિતિમાં પ્રજાને કેટલું નુકશાન થાય છે તથા અન્યાય થાય છે તેનો ખ્યાલ સરકાર શા માટે કરે? પોતાનો કામધંધો છોડીને કેટલા બધા સ્વયંસેવકોને લડતના કામમાં જોડાઇ રહેવું પડ્યું! કેટલાક ભાઇઓ ગુજરાતની બ્હાર પર પ્રાંતમાં ધંધોરોજગાર કરતા હતા તેમને સત્યાગ્રહમાં જોડાઇ રહેવું પડ્યું. કેટલી મહેનત,

ચિંતા, અને શ્રમ તથા પૈસાનો વ્યય થયો! આવી લડતમાં સરકારી અમલદારોને શું દુઃખ વેઠવાનું હતું? જેમની મહેનત ઉપરથી એમને પગાર મળે તેમની નિંદા કરવી, કાર્યવાહકો માટે જૂઠું બોલવું, અથવા બેશીકરાઇથી બંગલાઓમાં રહેવું, રાતામાતા થઈને ગાડીઓમાં ફરવું અને કચેરીઓમાં કામ કરી આવવું, પછી તેમનું લોહી શા માટે સુકાય? પ્રજાને કનડગત કરવી એ હજી સુધી હરામખોરીમાં ગણાયું નથી પણ ઇશ્વરકૃપાથી હવે ગણાશે એવી આશા આપણે રાખીએ. એક અમલદાર તરફથી એવી વાત આવી હતી કે જ્યારે પાક તૈયાર થશે ત્યારે સરકાર તેને જપ્ત કરશે. જો એ કીમતી પાકને માટે સત્યાગ્રહીઓ તોફાન કરશે તો વડોદરાનું લશ્કર મોકલીને વાઢવામાં આવશે. આજના જમાનામાં આવી "જહાંગીરી" અમલમાં મુકાય એવું માનવામાં આવતું નહોતું. પણ સરકારને કમનસીબે પેટલાદના વહિવટદારે થોડાક ખેડુતોને કચેરીમાં રોકીને જોરજુલમી કરી. પેટલાદમાં હોહાકાર થઇ રહ્યો. યુદ્ધનાં રણશીંગાં ફુંકાયાં. બોરસદ સત્યાગ્રહના જેવો જ કટોકટીનો સમય આવી પહોંચ્યો. અત્યંત શાંતિ તથા ધીરજથી યોદ્ધાઓ સજ્જ થઇ ગયા. વડોદરામાં સમાધાની માટે પ્રયત્નો થયા, અને નિષ્ફળ નીવડયા. પત્રો દ્વારા તથા પત્રિકાઓ દ્વારા સમજુતી ગેરસમજુતીઓ ખુબ થઈ. ગયે વર્ષ કાળીપરજના મામલા વખતે દાઝી આવેલા સુબા આ વખતે નરમ હતા પણ દીવાન જીદ પર ચઢયા છે એવી હકીકત સંભળાઇ રહી. મુંબઇ તથા બહારનાં છાપાંઓમાં હોહાકાર થઇ રહ્યો, અને અંતે બોરસદ સત્યાગ્રહના મુખ્ય આગેવાન, તથા ચરોતરના પાટીદારોના કુળવાન નેતા શ્રી ગોપાળદાસભાઇ અમીન સત્યાગ્રહમાં જોડાયા.

સરકારની પુરેપુરી ખાત્રી થઇ કે મામલો ઘણો જ ગંભીર થયો છે એટલે તેમણે નમતુ મુકયું. દીલગીરીની વાત એટલી જ છે કે એમની આંખ વખતસર ઉઘડતી નથી. પ્રજાએ નવી તપાસ માટે જે માગણી કરી હતી તે સ્વીકારવી પડી. કચરાની ટોપલીમાં નાંખેલી અરજી તેમના મોં પર ફટકો મારીને ટેબલ ઉપર ગોઠવાઈ ગઇ અને પરિણામમાં વડોદરા સરકાર તથા રાજ્યતંત્રની આબરૂના કાંકરા થયા. આવી પશ્ચિમ બુદ્ધિ દરેક વખતે બતાવે એ કેટલું આશ્ચર્યજનક કહેવાય! મુલકી ખાતાના કમિશનર રા. દાતારને ફેરતપાસ માટે નીમ્યા છે, અને એક મહિનાં સુધીમાં તપાસ પુરી થશે ત્યાં સુધી સત્યાગ્રહ મુલતવી રહ્યો છે. પ્રજામતની પુરેપુરી ફતેહ થઇ છે. આ પ્રકરણનો અંત સમાધાનીથી આવે એવું સર્વ કોઇ ઇચ્છે છે.

### મહાત્માજીના ઉપવાસ

દેશમાં પ્રવર્તી રહેલા હિંદુ મુસલમાનના કુસંપને લીધે મહાત્માજીનો આત્મા સળગી રહ્યો હતો અને દિલ્હીના હિંદુ મુસલમાનો વચ્ચે સંપ કરાવવાના તેમના પ્રયત્નો સફળ થયા ન હતા ત્યાં કોહાટના કરૂણાજનક સમાચાર મળ્યા અને મહાત્માજીની ધીરજનો અંત આવ્યો. કોઇ અદૃશ્ય શક્તિ મનુષ્યના પ્રયત્નોની હાંસી કરતી હોય એમ લાગ્યું અને એથી મહાત્માજીએ ભાદરવા વદ ૪ ને બુધવારે *પ્રાયશ્ચિત્ત અને પ્રાર્થનારૂપે ૨૧ દિવસના અનશન ઉપવાસનું વ્રત લીધું અને પોતે લીધેલા પગલાનો નીચે પ્રમાણે ખુલાસો કર્યો:

"હાલમાં દેશમાં બનેલા બનાવો મારે માટે અસહ્ય થઈ પડયા છે. આમાં મારૂં પોતાનું નિરાધારપણું તેથી યે વધારે અસહ્ય લાગે છે.

'મારો ધર્મ મને શીખવે છે કે ટાળી ન શકાય એવું દુઃખ આવી પડે અને અસહ્ય મુંઝવણ થાય ત્યારે આપણે ઉપવાસ કરવો અને પ્રાર્થના કરવી. મારા અત્યંત નિકટનાં સગાંવ્હાલાંઓની બાબતમાં મેં આમ જ કર્યું છે.

હવે હું એમ પણ જોઉં છું કે હું ગમે તેટલું કહું અને લખું તો પણ હિન્દુ અને મુસલમાન એ બે કોમોમાં સંપ પેદા થઇ શકતો જ નથી. તેથી આજથી હું એકવીસ દિવસના ઉપવાસનું પ્રાયશ્ચિત્ત પ્રારંભ કરૂં છું. ઓકટોબરની આઠમી તારીખ ને બુધવારને દિવસે તે પુરૂં થશે. અનશન દરમ્યાન ફક્ત પાણી અને તેની સાથે મીઠું લેવાની મેં છુટ રાખી છે. આ અનશન પ્રાયશ્ચિત્તરૂપે પણ છે અને પ્રાર્થનારૂપે પણ છે. એકલું પ્રાયશ્ચિત્તરૂપ જ હોત તો પ્રજાને તે જાહેર કરવાની જરૂર ન હતી. પણ આ વાત જાહેર કરવામાં એક જ પ્રયોજન છે. મારૂં આ પ્રાયશ્ચિત્ત આજે સુધી એકસંપથી કામ કરતા આવેલા હિન્દુમુસલમાનોને આત્મહત્યા ન કરવાની એક અસરકારક પ્રાર્થનારૂપ થાય, એવી હું આશા રાખું. ધર્મને અને માણસાઇને લાંછન લગાડે એવા આ ઝગડાનો અંત આણવા માટે બધી જ કોમના આગેવાનોને, અંગ્રેજો સુદ્ધાંને, એક જગ્યાએ મળી મસલત કરવા હું નમ્રપણે વિનવું છું. આજે તો એમ જ દેખાય છે કે ઇશ્વરને આપણે આપણા ઘરમાંથી કાઢી મૂક્યો છે. તેને ફરીથી આપણા હૃદયના સિંહાસન ઉપર સ્થાપીએ એ જ મારી પ્રાર્થના."

* અંગ્રેજી તા. ૧૭ મી સપ્ટેમ્બર.

### અહિંસાનું રહસ્ય

આ પછી ઉપવાસના સાતમે દિને મહાત્માજીએ 'નવજીવન'ના વાંચનારને પત્ર લખી તેમાં "હિન્દુ મુસલમાન ઐક્યની આવશ્યકતા વિષે ક્યાંયે શંકાને સ્થાન નથી" અને "તે વિના સ્વરાજ આકાશપુષ્પવત્ છે" એ સ્વયંસિદ્ધ વાત જાહેર કરી અને પોતાના અંતરની શંકાનું નિચે પ્રમાણે નિરસન કર્યું:

"પણ વિશાળ અહિંસા ઝીલવા તું તૈયાર છે કે નહિ એ વિષે મને સદાય શંકા રહેલી છે. મેં પોકારી પોકારીને કહ્યું તો છે જ કે અહિંસા—ક્ષમા—વીરનું લક્ષણ છે. મારવાની જેનામાં શકિત છે તે જ મરવાનો સંયમ કરે. મારા લખાણથી તું ભીરુતાને અહિંસા માની લે તો? તારાની રક્ષા કરવાનો ધર્મ તું ખોઈ બેસે તો? તો તો મારી અધોગતિ જ થાય. મેં ઘણી વેળા લખ્યું છે—કહ્યું છે કે કાયરતા કદિ ધર્મ હોઇ ન જ શકે. આ જગતમાં તલવારને સ્થાન છે, જ, પણ કાયરતાને નથી જ. કાયરનો ક્ષય જ સંભવે છે. તેનો તો ક્ષય જ યોગ્ય છે. પણ મેં તો એ બતાવવા પ્રયત્ન કર્યો છે કે તલવાર ચલાવનારનો પણ ક્ષય જ છે. તલવારથી મનુષ્ય કોને બચાવે ને કોને મારે? આત્મબળ આગળ તલવારબળ તૃણવત્ છે. અહિંસા આત્માનું બળ છે. તલવાર શરીરનું બળ છે. તલવારનો ઉપયોગ કરી આત્મા શરીરવત્ બને છે. અહિંસાનો ઉપયોગ કરી આત્મા આત્મવત્ બને છે. આ વસ્તુ ન સમજનારે તો તલવાર વાપરીને પણ પોતાને આશ્રયે રહેલાંની રક્ષા કરવી જ જોઇએ.

આવો અમોલો અહિંસાધર્મ હું શબ્દો વડે ન બતાવી શકું. એ તો પાળીને જ પળાવાય. તેથી હું એ ધર્મ અત્યારે પાળી રહ્યો છું. મારાં મંદિરોને તોડનાર મુસલમાનોને પણ હું તલવાર વતી નહિ હણું; તેમની ઉપર હું ક્રોધ નહિ કરું; તેમને પણ હું કેવળ પ્રેમ વડે જ જીતીશ.

મેં લખ્યું છે કે હિન્દુસ્તાનમાં એક જ શુદ્ધ પ્રેમી જન્મે તો પણ તે સ્વધર્મની રક્ષા કરી શકે છે. હું તેવો બનવા ઇચ્છું છું. તને તેવો બનવા મેં હંમેશાં લખ્યું છે.

મારામાં ઘણો પ્રેમ છે એ હું જાણું છું. પણ પ્રેમને સીમા જ ક્યાં છે? મારો પ્રેમ અસીમ નથી એ પણ હું જાણું છું. હું ક્યાં સરપની સાથે ગેલ કરી શકું છું? અહિંસાની મૂર્તિની સામે તો સરપ પણ થંભી જાય છે એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે.

ઉપવાસ કરીને હું મને તપાસી રહ્યો છું, વિશેષ પ્રેમ કેળવી રહ્યો છું. હું મારૂં કર્તવ્ય કરી તારૂં કર્તવ્ય તને બતાવવા ઇચ્છું છું. તું મારી સાથે ઉપવાસ કરે તો તે નિરર્થક. તેને સારૂં પણ કાળ અધિકારાદિ જોઇએ જ. તારૂં કર્તવ્ય તો જે ત્રણ વસ્તુ તારી આગળ જુદી જુદી રીતે હું મૂકી રહ્યો છું તે સાધવાનું છે. તેમાંથી તને બીજું બધું મળી રહેશે એવી મારી ખાત્રી છે.

મારા ઉપવાસની યોગ્યતા વિશે શંકા લાવવાને બદલે, તેથી દુઃખી થવાને બદલે, તું ઈશ્વર પાસે એમ જ માગ કે મારો ઉપવાસ નિર્વિઘ્ને પાર ઉતરે અને ફરી પાછો હું 'નવજીવન' દ્વારા તારી સેવા કરતો થઇ જાઉં ને મારા શબ્દોમાં વધારે શક્તિ આવે."

### ઐક્ય પરિષદ્

આ પછી દિલ્હીમાં પંડિત મોતીલાલ નહેરૂના પ્રમુખપણા નીચે ઐક્ય પરિષદ્ મળી અને પરિષદે પહેલો જ ઠરાવ મહાત્માજીને ઉપવાસ છોડવાની વિનવણીનો કર્યો. આ ઠરાવ પં. મોતીલાલજીએ રૂબરૂમાં જઇને મહાત્માજીને વાંચી સંભળાવ્યો. મહાત્માજીએ પરિષદ્ની મમતા ધ્યાનમાં લેઇ પોતાની હસ્તી જોખમમાં આવે તો ઉપવાસ છોડવાનું પંડિતજીને વચન આપ્યું અને બીજે દિવસે પરિષદ્ને ઉદ્દેશીને પંડિતજીને તેમણે નીચેનો લેખિત સંદેશો પણ મોકલ્યો:

"પ્રેમ અને દયાની લાગણીથી પ્રેરાઇને તમારી આગેવાની નીચે પરિષદે પસાર કરેલો ઠરાવ તમે મને ગઇ રાત્રે વાંચી સંભળાવ્યો હતો. પરિષદની ઇચ્છાને માન આપવાનું મારાથી બની શકતું હોત તો સહર્ષ તેમ કરત. એની તમારી મારફત સભાને ખાત્રી આપવા ઇચ્છું છું. મેં ફરી ફરીને મારા અંતરને તપાસી લેયું છે અને ઉપવાસ છોડવાનું મારાથી નહિ જ બની શકે એમ લાગે છે. મારો ધર્મ મને શીખવે છે કે કોઇ ઉચ્ચ આશયને માટે એક વખત આપી દીધેલું વચન કે આદરેલું વ્રત ન જ તોડી શકાય. અને મારૂં જીવન આજ ૪૦ વર્ષ થયાં એ જ ધોરણસર ચાલી રહ્યું છે એ તમે જાણો છો.

ઉપવાસ આદરવાનાં કારણો ઘણાં ઉંડાં છે. જે આ ચાઠીમાં ન સમજાવી શકાય. એક રીતે હું મારા દિલની સચ્ચાઈ આ ઉપવાસ દ્વારા પ્રદર્શિત કરૂં છું. અસહકારની લડત એક પણ અંગ્રેજ પ્રત્યે તિરસ્કાર કે દુશ્મનાવટની લાગણીમાંથી નહોતી ઉદ્ભવી. એના અહિંસાત્મક તત્ત્વનો હેતુ અંગ્રેજોને આપણા પ્રેમથી જ જીતવાનો હતો. પરંતુ તે તો સિદ્ધ ન થયો, એટલું જ નહિ પણ એને પરિણામે ઉત્પન્ન થયેલી ભારે ક્રિયાશક્તિએ તો ઉલટાં આપણા પોતામાં જ આપસ આપસમાં દ્વેષ અને ઝેર પેદા કર્યાં. આ વસ્તુસ્થિતિના ભાનથી જ હું હતાશ થયો અને તેના પ્રાયશ્ચિત્ત રૂપે ન તોડાય એવા કઠોર ઉપવાસ મેં આદર્યા છે.

આમ આ ઉપવાસ મારી અને ઇશ્વરની વચ્ચે અંતરના એકરારની વાત છે. અને એટલા માટે ઉપવાસ ન છોડવા બદલ મને ક્ષમા કરશો; એટલું જ નહિ પણ મને ઉત્તેજન

આપવા અને તે નિર્વિઘ્ને સમાપ્ત થાય તે સારુ પ્રાર્થના કરવા પણ તમને વિનંતિ કરું છું.

મેં ઉપવાસ મરવા માટે નહિ પણ દેશની સેવા કરવા માટે વધારે ઉન્નત અને પવિત્ર થવા સારુ આદરેલા છે. એટલે જ, જો પરિસ્થિતિ એટલી આગળ પહોંચે (જો કે હું તો તેવી કંઇ પણ દહેશત જોતો નથી) કે જ્યારે મૃત્યુ અને ખોરાક એ બે વચ્ચે જ પસંદગી કરવાની રહી હોય, તો હું જરૂર ઉપવાસ છોડીશ. પણ ડાક્ટર અનસારી અને ડા. અબ્દુર રહેમાન જેઓ મારી અત્યંત કાળજીપૂર્વક સંભાળ લઈ રહ્યા છે, તેઓ તમને ખાત્રી આપશે કે હું અજબ તાજો રહી શક્યો છું.

તેથી હું સભાને વિનયપૂર્વક આગ્રહ કરું છું કે મારા પ્રત્યે જે અંગત સ્નેહ આ ઠરાવ દ્વારા દર્શાવ્યો છે, તે બધો, ઐક્ય સાધવા મળેલી પરિષદ સંગીન અને ખરા દિલના સાચા કાર્યની સિદ્ધિ અર્થે પ્રેરે."

આ પછી પરિષદનું કાર્ય આગળ ચાલ્યું. શરૂઆતના બે દિવસો નિરર્થક વાદવિવાદમાં અને અંતરનો ઉકળાટ વ્યક્ત કરવામાં જ ગયા અને આ પરિષદનો કાંઇ પણ શુભ અંત આવશે કે નહિ તેની હાજર રહેલાઓના દિલમાં શંકા થવા લાગી. તેવામાં મૌલાના અબુલકલામ આઝાદ ભારે હૈયે ઉભા થયા અને તેમણે પોતાના હૃદયનો એકરાર કરી ચર્ચાનું વહેણ બદલી નાંખ્યું. આથી એક પછી એક આગેવાનો એકબીજાનો દોષ કાઢવાને બદલે પોતાના અંતરનો મેલ સાફ કરવા લાગી ગયા અને કોમી અણબનાવમાં બળનો પ્રયોગ ધર્મ વિરુદ્ધ છે એ તત્ત્વનો સંપૂર્ણતાથી અને સર્વાનુમતે સ્વીકાર થયો. આ પછી બીજા ઠરાવો પસાર કરવાનું કામ અતિશય સહેલું થઇ પડ્યું અને જુદી જુદી કોમો વચ્ચેની તકરારો પતાવવા માટે મહાત્મા ગાંધીજી, હકીમજી, લાલા લજપતરાય વગેરેનું સમાધાન મંડળ નીમાયું તથા ગોવધ અને મસ્જીદો આગળ વાજાં વગાડવાની બાબતમાં પણ 'આપલે'ના સિદ્ધાંતથી ઠરાવો થયા. આ બધા ઠરાવો અગત્યના હોવાથી તે અક્ષરશઃ નીચે આપ્યા છે.

### ઐક્ય પરિષદના ઠરાવો

૧. આ પરિષદ હિંદુસ્તાનની ઘણી જગ્યાએ હિંદુમુસલમાનો વચ્ચે ચાલતી અનબન અને મારામારી જેને પરિણામે અનેક જાન ગયા છે, માલની ખરાબી અને લૂંટ થઇ છે, અને માલ બાળવામાં આવ્યો છે, તથા મંદિરો ભ્રષ્ટ થયાં છે તેને માટે ખેદ દર્શાવે છે. એ કૃત્યોને પરિષદ જંગલી અને ધર્મની વિરુદ્ધ માને છે, અને પીડિતોને માટે જીગરની દિલસોજી બતાવે છે.

૨. કોઈ પણ માણસે વેર વાળવા માટે અથવા સજા કરવા માટે કાયદો પોતાના હાથમાં લઇ લેવો એ કાયદાની, ધર્મની વિરુદ્ધ છે એવો આ પરિષદનો અભિપ્રાય છે, અને એવો મત પ્રગટ કરે છે કે દરેક પ્રકારના અણબનાવ અને મતભેદનો નિકાલ લવાદ મારફતે અથવા તે અશક્ય થઇ પડે તો અદાલત મારફતે લાવવો.

૩. જુદી જુદી કોમો વચ્ચેની વઢવાડો પતાવવા માટે અને સ્થાનિક સમાજોમાં શાંતિ અને સલામતી જાળવવા માટે સ્થાનિક પંચો નીમવા માટે આ પરિષદ એક 'કોમી પંચાયત' નામનું સમાધાન મંડળ નીમે છે. તે નીચે પ્રમાણેઃ

ગાંધીજી (પ્રમુખ), હકીમ અજમલખાન, શ્રી નરીમાન (પારસી), શ્રી એસ. કે. દત્ત (ખ્રિસ્તી), માસ્તર સુંદરસિંગ લાયલપુરી (શીખ), લાલા લજપતરાય.

આ મંડળ પોતાના સભ્યોની સંખ્યા ૧૫ સુધી વધારી શકશે અને તેમાં સ્થાનિક માણસોને કામ પૂરતા ભેળવવાનો તેને હક રહેશે.

૪. ઠરાવ પહેલા અને બીજામાં ઠરાવેલા સિદ્ધાન્તને અમલમાં મૂકવાને માટે અને બધા ધર્મ, માન્યતા અને આચારો વિષે પૂરી સહિષ્ણુતા જળવાય તેટલા માટે આ પરિષદનો અભિપ્રાય છે કેઃ

(ક) દરેક વ્યક્તિને અથવા સમૂહને પોતપોતાની માન્યતા રાખવાનો અને જાહેર કરવાનો પૂરેપૂરો હક રહેશે, અને બીજાની લાગણીને માન આપીને પોતપોતાના અને બીજાના હકોની આડે આવ્યા વિના પોતપોતાના આચાર પાળવાનો હક છે. આમ કરવામાં કોઇએ બીજા ધર્મના સ્થાપકો, સાધુ પુરુષો અને સિદ્ધાન્તોની વગોવણી કરવી નહિ.

(ખ) દરેક ધર્મનાં પ્રાર્થનાસ્થાનો પવિત્ર અને અખંડ ગણવાં અને કોઇ પણ જાતની ઉશ્કેરણી મળે તો પણ અથવા તો તેવાં જ સ્થાનો ભ્રષ્ટ અથવા ખંડિત થાય તો તેનું વેર વાળવા માટે પણ તેમના ઉપર હુમલો ન થાય અથવા તે ભ્રષ્ટ અથવા ખંડિત ન થાય. આવા હુમલા અથવા ભ્રષ્ટ કરવાની ક્રિયાને થતાં અટકાવવાને બનતો પ્રયત્ન કરવાની અને તેને વખોડી કાઢવાની દરેક નાગરિકની ફરજ છે.

(ગ) હિંદુઓએ મુસલમાનોના ગોકુશી (ગોવધ)ના હકનો અમલ થતો બળજેરીથી, કે કોઇ સ્થાનિક મંડળના

ઠરાવથી, કે ધારાસભાના ઠરાવથી અથવા અદાલતનો હુકમ મેળવીને અટકાવવાની આશા ન રાખવી, પણ કેવળ એકબીજાની સંમતિથી જ તેમ કરવાની આશા રાખવી, અને પોતાની લાગણી માટે મુસલમાનોને વધારે ઉંચું માન ઉત્પન્ન કરાવવા માટે મુસલમાનોની ભલમનસાઇ ઉપર, અને બંને કોમોની વચ્ચે ઉત્તમ સંબંધ બંધાવાની ઉપર વિશ્વાસ રાખવો.

ઉપરના ફકરામાં ઠરાવેલા કોઇ પણ મજકૂરથી, બંને કોમો વચ્ચે અગાઉથી ચાલ્યા આવતા રિવાજ અથવા કરારને બાધ આવશે નહિ અથવા તો અગાઉ જ્યાં ગોકુશી ન થતી હોય ત્યાં ગોકુશી કરવાનો અધિકાર પ્રાપ્ત થશે નહિ. આ છેલ્લી બાબત વિષે કાંઇ હકીકતની તકરાર ઉભી થાય તેનો ત્રીજા ઠરાવમાં ઠરાવેલી કોમી પંચાયતે નિકાલ કરવો. જ્યાં ગોકુશી થતી હોય ત્યાં પણ હિંદુઓની ધાર્મિક લાગણી દુખાય તેવી રીતે તે કરવી નહિ.

પરિષદના મુસલમાન સભ્યો પોતાના હમદીનોને જણાવે છે કે તેમણે ગોકુશી કમ કરવાનો જેટલો બને તેટલો પ્રયત્ન કરવો.

(ઘ) મુસલમાનોએ મસજીદ આગળ વાજાં વગાડવાના હિંદુઓના હકનો અમલ થતો બળજોરીથી કે કોઇ સ્થાનિક મંડળના ઠરાવથી કે ધારાસભાના ઠરાવથી અથવા અદાલતનો હુકમ મેળવીને અટકાવવાની આશા ન રાખવી, પણ કેવળ એકબીજાની સંમતિથી જ તેમ કરવાની આશા રાખવી અને પોતાની લાગણી માટે હિંદુઓને વધારે ઉંચું માન ઉત્પન્ન કરાવવા માટે હિંદુઓની ભલમનસાઇ ઉપર અને બંને કોમની વચ્ચે ઉત્તમ સંબંધ બંધાવાની ઉપર વિશ્વાસ રાખવો.

ઉપરના ફકરામાં ઠરાવેલા કોઇ પણ મજકૂરથી બંને કોમો વચ્ચે અગાઉથી ચાલ્યા આવતા રિવાજ અથવા કરારને બાધ આવશે નહિ, અથવા તો અગાઉ જ્યાં વાજાં ન વગડતાં હોય ત્યાં વાજાં વગાડવાનો અધિકાર પ્રાપ્ત થશે નહિ. આ છેલ્લી બાબત વિષે કાંઇ હકીકતની તકરાર ઉભી થાય તેનો ત્રીજા ઠરાવમાં ઠરાવેલી કોમી પંચાયતે નિકાલ કરવો.

આ પરિષદના હિંદુ સભ્યો પોતાના ધર્મબંધુઓને આગ્રહ કરે છે કે તેમણે મસજીદોમાં ચાલી રહેલી સામુદાયિક પ્રાર્થનામાં ખલેલ પહોંચે એવી રીતે મસજીદો આગળ વાજાં વગાડવાનું છોડવું.

મુસલમાનોને ઘરમાં, કોઇ પણ મસજીદમાં કે બીજી કોઇ કોમની ધાર્મિક ક્રિયાને સારુ મુકરર ન કરેલી એવી કોઇ પણ જાહેર જગ્યામાં બાંગ પોકારવાનો અથવા નમાજ પઢવાનો હક છે.

જ્યાં પશુઓના વધ અગર માંસવિક્રયની સામે બીજી રીતે વાંધો ન હોય ત્યાં 'ઝટકા' અથવા 'ઝબે'ની વધપદ્ધતિને કારણે વાંધો ઉઠાવવામાં નહિ આવે. જ્યાં કોઇ પણ મોહલ્લામાં કોઇ ખાસ જાતના માંસના વિક્રય સંબંધી મતભેદ હોય ત્યાં તેનો ફડચો સ્થાનિક પંચાયત ઉપર મૂકવામાં આવશે.

દરેક વ્યક્તિને ગમે તે ધર્મ પાળવાનો અને સ્વેચ્છાએ તે બદલવાનો હક છે. આ પ્રમાણે ધર્મ બદલવાના કારણે કોઇ પણ વ્યક્તિ સજાને અથવા જે ધર્મ તેણે તજ્યો હોય તેના અનુયાયીઓ તરફથી કોઇ પણ જાતની હેરાનગતિને પાત્ર નહિ થાય.

કોઇ પણ વ્યક્તિ અગર સમૂહ બીજાને દલીલથી અગર વિનવણીથી ધર્માંતર કરાવવાને અથવા તો કરેલા ધર્માંતરમાંથી કોઇને પાછો આણવાને મુખત્યાર છે પણ તેમ કરવામાં અથવા તેમ થતું અટકાવવામાં તેણે બળજોરી, ફરેબ કે દુન્યવી લાલચો આપવી વિ. એવા જ બીજા નિંદ્ય ઉપાયો અખત્યાર ન કરવા. સોળ વરસથી ઓછી ઉમ્મરનાં સ્ત્રીપુરુષોને વટલાવવા નહિ, સિવાય કે તેમના માબાપ અગર વાલીઓની સાથે હોય. વળી જો કોઇ સોળ વરસથી ઓછી ઉમ્મરનું બાળક પોતાના માબાપ કે વાલીથી વિખૂટું અને નિરાધાર સ્થિતિમાં કોઈ વિધર્મીના જોવામાં આવે તો તેણે તાબડતોબ તેના ધર્મવાળા માણસોને સોંપવું. વળી કોઇ પણ ધર્માંતર અગર કરેલા ધર્માંતરમાંથી પાછા આણવાની ક્રિયા વિષે ગુપ્તપણું રાખવું નહિ.

કોઇ એક કોમે બીજી કોમના શખ્સને તેની પોતાની જમીન ઉપર નવું ધર્મમંદિર બાંધતો બળજોરીથી અટકાવવો નહિ, પણ આવું નવું ધર્મમંદિર બીજી કોઇ કોમના હસ્તી ધરાવતા ધર્મમંદિરથી યોગ્ય અંતરે બાંધવું જોઇએ.

આ પરિષદનો એવો અભિપ્રાય છે કે અખબારોનો એક વિભાગ—ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનનો—જૂદી જૂદી કોમો વચ્ચે હાલ પ્રવર્તી રહેલી અનબન વધારવાને માટે જવાબદાર છે. ફાગના વાઘ કરીને, એકબીજાના ધર્મની નિંદા કરીને અને હરેક સાધનથી દ્વેષ

અને ઝનૂન ફેલાવીને તેમણે આ કર્યું છે. આ પરિષદ આવાં લખાણોને વખોડી કાઢે છે અને પ્રજાને વિનવે છે કે આવાં અખબારો અને ચોપાનિયાંને આશ્રય આપવાનું તેમણે બંધ કરવું. અને આ પરિષદ મધ્યવર્તી તેમ જ સ્થાનિક પંચાયતોને આવા લખાણો ઉપર દેખરેખ કરવાની તેમ જ વખતોવખત સત્ય હકીકતો બહાર પાડવાની સલાહ આપે છે.

આ પરિષદ આગળ એવી હકીકત આવી છે કે કેટલાંક સ્થળોમાં મસ્જીદો સામે અજુગતાં કૃત્યો કરવામાં આવ્યાં છે. આ પરિષદના હિંદુ સભ્યો જો આવાં કૃત્યો બન્યાં હોય તો તેને વખોડી કાઢે છે. વળી આ પરિષદના હિંદુ તેમજ મુસલમાન સભ્યો પોતાના ધર્મબંધુઓને વિનવે છે કે તેમણે ખ્રિસ્તી, પારસી, શિખ, બૌદ્ધ, જૈન, યહૂદી ઇત્યાદિ હિંદુસ્તાનની નાની કોમો જોડે તેટલી જ સહિષ્ણુતા જાળવવી જેટલી તેઓ એક બીજા જોડે જાળવવા માગે છે અને કોમી વ્યવહારના બધા પ્રશ્નોમાં ન્યાય અને ઉદારતાના ધોરણે વર્તવું.

એક કોમ બીજી પર દબાણ આણવા તેની જોડેનો સામાજિક કે વેપારી વહેવાર બંધ કરવાના પ્રયત્નોને પરિષદ વખોડે છે અને એવાં પગલાં કોમી એકતાનાં ઘાતક હોઈ તેવા બહિષ્કાર બંધ કરવા વીનવે છે.

પરિષદ ગાંધીજીના ઉપવાસના છેલ્લા અઠવાડિયામાં તેમની રક્ષા માટે રોજ ઇશ્વરપ્રાર્થના કરવા ને તા. ૮ મી ઉજવવા પ્રજાને વીનવે છે.

આ ઠરાવો દેશના હિંદુ, મુસલમાન, શિખ, પારસી, ખ્રિસ્તી તમામ કોમના ૩૦૦ આગેવાનોએ ભેગા મળીને કર્યા છે અને એથી હિંદમાં વસતી જૂદી જૂદી કોમોની એકતાનો પાયો નંખાયા છે. દરેકની ફરજ છે કે આ ઠરાવોનું પોતે પાલન કરે અને બીજા પાસે પણ કરાવે. આગેવાનો પણ આ ઠરાવોનો અમલ કરાવવા કોશિશ કરે, ગામેગામ અને શહેરે શહેર સમાધાન મંડળો સ્થાપે અને સભાઓ ભરી આ ઠરાવોનું મહત્ત્વ જનસમાજને સમજાવે. વર્તમાનપત્રો પણ આ કાર્યમાં સહાયરૂપ બને અને સમસ્ત દેશમાં ઐક્ય પરિષદના સંદેશનો પ્રચાર કરે.

આ અને આવી અનેક રીતે દેશમાંથી ઉડી ગયેલો સંપનો વાસ ફરીથી થશે, મહાત્માજીની તપશ્ચર્યા ફળશે અને પ્રભુની ઇચ્છાથી આજે દૂર દેખાતું સ્વરાજ અતિ નિકટ દેખાશે. પ્રભુ એ દિન જલદી સમીપ લાવો એ જ પ્રાર્થના.

---

## સ્વ. કવિ બોટાદકર

કાન્ત અને મસ્ત કવિના મૃત્યુ પાછળ ગુજરાતે સારેલાં આંસુ હજુ તો સુકાયાં નથી, એટલામાં તેના પર ત્રીજો ફટકો પડયો છે. કવિ દામોદર ખુશાલદાસ બોટાદકરે ટુંક માંદગી ભોગવી ગયા માસમાં પોતાના વતન બોટાદમાં સ્વર્ગવાસ કર્યો છે.

કવિ બોટાદકરની આખી જીંદગી ગરીબાઇ સાથેની સતત લડત હતી. શ્રી તથા સરસ્વતીને સામાન્ય રીતે વેર છે એમ મનાય છે. સ્વ. બોટાદકર પાછળ શોક દર્શાવવા માટે મળેલી સભાઓમાં અનેક સ્થળે આ વિષયનો ઉલ્લેખ થયો હતો અને ગુજરાતની ગુણહીનતાને લીધે કવિને પડેલી આર્થિક મુશ્કેલી માટે બે આંસુ ઢાળવામાં આવ્યાં હતાં. પણ સ્ત્રીઓ તથા બાળકોના શોખ ન પૂરી શકાય, નાટક સીનેમામાં ન જવાય, મિષ્ટાન્ન વારતહેવારે પણ ન મળે તે એક વાત છે, અને બાળકો તથા પોતાને માટે ઘી દૂધ જેવી ખોરાક માટે જરૂરી ચીજો, તથા સાદાં સ્વચ્છ કપડાં મેળવવાં પણ મુશ્કેલ પડે એ બીજી વાત છે. સ્વ. બોટાદકરે લગભગ આખું આયુષ્ય શિક્ષક તરીકે ગાળ્યું. અઢી રૂપીઆથી નોકરી શરૂ કરી અને મૃત્યુ સમયે ત્રેપન વર્ષની વયે તેમનું માસિક વેતન અઢાર રૂપીઆ હતું, તથા શિલીકમાં આખી જીંદગીની બચતમાં રૂપીઆ ૨૫ હતા ! ગરીબાઈ માટે દીલગીરી દર્શાવતાં છતાં સરસ્વતીના સેવકો માટે આ સ્થિતિ જ રહેવાની અને તેની અમુક દૃષ્ટિએ જરૂર પણ છે એમ બોલનારાઓમાંથી કેટલા આ સ્થિતિમાં છે ! જ્યારે નિવૃત્ત થઇ સાહિત્ય સેવાની અપેક્ષા રાખીએ, તે વયે પણ ગુજરાતના બોટાદકરના કરતાં હજારગણી સારી સ્થિતિના અનેક વિદ્વાનો હજુ અર્થોપાર્જનને વળગી રહ્યા છે એ આપણી દશા છે.

૧૯૧૨ માં "કલ્લોલિની" પ્રસિદ્ધ થઇ તે પહેલાં કવિએ કેટલાંક પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યાં હતાં પણ તે બહુ જાણીતાં નથી. "કલ્લોલિની" ની પ્રસિદ્ધિ થતાં જ ગુજરાતી કવિતાના પરીક્ષકોને લાગેલું કે કાવ્યસાહિત્યના આકાશમાં એક નવો તેજસ્વી તારક ઉગ્યો છે. "સ્રોતસ્વિની," "નિર્ઝરિણી" તથા "રાસતરંગિણી" એ કવિનાં ત્યાર પછી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો છે. ગુજરાતી સંસારનાં દૂષણો અનેક કવિઓએ ગાયાં છે પણ આપણા જેવા છે તેવા સંસારમાં પણ ક્યાં ક્યાં સૌન્દર્ય રહેલું છે તે કવિ બોટાદકરે આપણને

વિસ્તારથી દર્શાવ્યું છે.' કલાકારનો ઉદ્દેશ સૌન્દર્ય જોવાનો છે, વિરૂપતા નહિ. આ હકીકત જો આપણે માનતા હોઇએ તો બોટાદકરને ઉત્તમ પ્રતિના કલાકાર કહ્યા વિના ચાલે તેમ નથી. આપણી કન્યાઓનાં વ્રત, સંયુક્ત કુટુંબના મજા, જીવનના લ્હાવા, ગ્રામ્યજીવનની ખુબીઓ વગેરે અનેક વિષયોનું દિગ્દર્શન તેમનાં કાવ્યો કરાવે છે. ગુજરાત વિદ્યાપીઠ તથા ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠે પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકારી તેમના ગ્રંથોનું ઉચ્ચકોટિત્વ જાહેર કર્યું છે. "રાસતરંગિણી" ની પહેલી આવૃત્તિ માત્ર ૭ માસમાં ખપી ગઇ તે ગુજરાતી કવિતા સાહિત્યના ઇતિહાસમાં નવાઇ ગણવા જેવો બનાવ છે. કવિએ જીવનના છેવટના ભાગમાં મેળવેલી લોકપ્રિયતાનો તે અચૂક પુરાવા છે.

સાદાઇ અને સેવા અને સ્વતંત્રતા એ કવિના જીવનમંત્રો હતા. તેમનો પહેરવેશ, સ્વભાવ, રીતભાત એ સર્વમાં એવી તો સાદાઈ દેખાતી કે સામો માણુસ માન્ય રીતે તેમને ગામડાનો વહેપારી જ જાણે. સિદ્ધિની તેમને ખાસ પરવા ન હતી. સાહિત્યસેવા પરાંત તેમણે જે મોઢ જ્ઞાતિમાં પોતે જન્મ્યા હતા જ્ઞાતિની સેવા કરવાના અનેક પ્રયત્નો સતત રીતે ર્યાં હતા. કેટલાંક વર્ષો સુધી "મોઢમહોદય" નામના ત્રનું તંત્રીત્વ તેમણે કર્યું હતું. "હું ફરમાસુ કવિ થી" એવું જ્યારે કોઇ અમુક પ્રસંગ પર કવિતા ખવાનું કહે ત્યારે કવિ સ્વાભિમાનપૂર્વક કહેતા. આવા સ્વતંત્ર સ્વભાવને લીધે તેમને કેટલીક વખત મુશ્કેલી વેઠવી પડેલી પણ તે કોઈ પણ જાતના ગભરાટ વિના તેમણે સહન કરી હતી.

મિત્રો પર કવિ મરી પડતા. એમના ગરીબ ઘરમાં જેવો અતિથિસત્કાર થતો તેવો અનેક શ્રીમંતોના ઘરમાં પણ ભાગ્યે જ જોવામાં આવે છે. પોતે હમેશ ગમે તેવી મુશ્કેલી વેઠતા હોય પણ અતિથિ આવે એટલે કવિ ખર્ચ કરતાં વિચાર કરે જ નહિ. એ પ્રેમાળ કુટુંબનું આતિથ્ય જેણે એક વાર અનુભવ્યું હશે તે તે ભાગ્યે જ ભૂલી શકશે. સવા વર્ષનો પુત્ર, બે પુત્રીઓ તથા એક વિધવા એટલું કુટુંબ કવિ પોતાની પાછળ મૂકતા ગયા છે. પ્રભુ તેમને આઘાત ખમવાની શક્તિ આપો તથા સદ્ગતના અમર આત્માને ચિર શાન્તિ આપો!

ન. જ. ત્રિ.

## આનાતોલ ફ્રાંસ*

ચાલુ માસમાં એકલા ફ્રાંસનો કે યુરપનો નહિ પણ સારી દુનિયાનો એક મહાન લેખક ને વિચારક, આનાતોલ ફ્રાંસ મૃત્યુ પામ્યો. તેનો જન્મ ઇ. સ. ૧૮૪૪ માં પારિસમાં થયો હતો, અને તેનું ખરૂં નામ, ઝાક આનાતોલ થીબો (Jacques Anatole Thibault) હતું. પણ ફ્રાંસના ઘણાખરા પ્રખ્યાત લેખકો—વોલ્તેર, મોલીએર, બાલ્ઝાક,—ની જેમ, આનાતોલ ફ્રાંસ પણ પોતાના તખલ્લુસથી જ સારી દુનિયામાં જાણીતો છે. તેના બાહ્ય જીવનમાં જાણવા જેવા બનાવ બહુ જ થોડા હતા અને સૌથી વધારે આગળ પડતા બનાવમાં તેનું મૃત્યુ છે. બાકી સામાન્ય છોકરાઓની માફક, સામાન્ય નિશાળે દાખલ થઈ, ખરૂં ભણવાનું બાજુએ મુકી અસામાન્ય છોકરાની માફક આનાતોલ ફ્રાંસે વાંચ્યું, પુષ્કળ વાંચ્યું. તે પછી તરત જ સાહિત્યની જીંદગીમાં ઝંપલાવ્યું; પણ તે એ મૃત્યુ પ્હેલાં કેટલાયે વરસો થયાં મુકી દીધું હતું. છેક ૭૬ વરસની ઉમ્મરે, આજથી ૪ વરસ ઉપર હિંદુસ્તાનના એકાદ અંગ્રેજી દૈનિક પત્રમાં આ લેખકના વાંચવામાં આવ્યું હતું કે આનાતોલ ફ્રાંસે પોતાના ઘરની બહુ જ જૂની નોકરડી ( house keeper ) સાથે લગ્ન કર્યું છે! આ શિવાય તેના જીવનમાં અસાધારણ ને જાણવા જેવું જો કાંઈ હોય તો તે તેનાં બે પુસ્તકોથી ફ્રાંસમાં કાંઇક ઉત્સાહ અને ખળભળાટ થયો હતો તે છે. આનાતોલ ફ્રાંસે જોન ઓફ આર્કનું એક અનુપમ અને વિદ્વત્તાપૂર્ણ જીવનચરિત્ર લખ્યું છે. તે પુસ્તકમાં, જોન ઓફ આર્ક, જેને ફ્રેંચ લોકો એક ઇશ્વરી અવતાર તરીકે માને છે તે એક સામાન્ય પણ કોઇ અપૂર્વ ઇચ્છાશક્તિવાળી સ્ત્રી હતી એવું દાખલા દલીલથી બતાવી આપ્યું છે. એને લીધે આખા દેશમાં, અને ખાસ કરીને ધર્મગુરૂઓમાં ભારે ખળભળાટ પેદા થયો હતો. બીજું પુસ્તક, "શીલ્વેસ્ત્ર બોનાર્દનો વાંક" કરીને છે, તે ફ્રાંસ દેશની સાહિત્ય સભાએ સ્વીકાર્યું અને ત્યારથી આનાતોલ ફ્રાંસ તે સાહિત્ય સભામાં સભ્ય તરીકે ગણાવા લાગ્યો. આ બીજું પુસ્તક, કે જે આજથી ૩૩ વરસ ઉપર પ્રસિદ્ધ થયું હતું તે પહેલાં એક કવિતાનું પુસ્તક અને છૂટાછવાયા નાના નાના લેખો તેણે લખ્યા હતા. પણ એ ૩૩ વરસમાં માત્ર બે પ્રસંગ બાદ કરીએ તો

* ફ્રાંસની માફક ઉચ્ચાર કરવો.

આનાતોલ ફ્રાંસનું જીવન, ઉપરથી તો બહુ જ શાંત, કોઇ ઋષિના-જીવન જેવું ગયું હોય એમ જણાય છે. પણ એ બે બનાવો ઉપરથી એવી ખાત્રી થાય છે કે આનાતોલ ફ્રાંસનો આત્મા કોઇ અદ્ભુત જ હતો, અને એ આત્મામાં કંઇ કંઇ પ્રકારનાં પૂર આવતાં. એ પૂરના જોસ ને વેગ જોવા ને જાણવા હોય તેને તો તેનાં પુસ્તકો વાંચ્યે જ છૂટકો. અહીં તો પેલા બે બનાવોની જ નોંધ લઇ શકાય.

બીજો બનાવ ઇ. સ. ૧૯૧૪ ની ભયંકર લડાઇ શરૂ થઇ તે વખતનો છે. તે વખતે આનાતોલ ફ્રાંસની ઉમ્મર ૭૦ વરસની હતી, છતાં પારિસની લડાઇ ખાતાની ઓફિસમાં જઇને તે કહે છે કે "મને બંદુક આપો"!

આનાતોલ ફ્રાંસે કેટલીક નવલકથાઓ, ૨ કવિતાનાં પુસ્તકો, ૧ નાટક, અને ૪ ટીકાનાં પુસ્તકો લખ્યાં છે. આ ઉપરાંત, જોન ઓફ્ આર્કનું જીવનચરિત્ર અને બીજું આડુંઅવળું પણ કેટલુંક લખ્યું છે. પણ એ નવલકથાઓ જેને કલાયુકત નવલકથાઓ કહીએ તેવી નથી. સરસ્વતીચંદ્રના જેવાં એ તો પુરાણ છે. તેની કવિતામાં ગોવધનરામની કવિતાની પેઠે રસ કરતાં તત્ત્વજ્ઞાન વધારે છે. તેની ટૂંકી વાર્તાઓ પણ એનમૂન છે. અને ટીકાની તો પોતે જ વ્યાખ્યા આપે છે તે મુજબ તેની ટીકા આત્માના વિહાર છે. "The good critic is he who describes the adventures of his soul among masterpieces." અને, ખરૂં કહીએ તો તેમની લગભગ સર્વે કૃતિઓમાં તેમના પોતાના આત્માના વિહાર શિવાય બીજું કાંઇ જ નથી. એ આત્માના વિહાર અદ્ભુત છે, અનન્ય છે, અને કલાથી યુક્ત પણ છે, કેમ કે તેમાં ઊંડું વ્યક્તિત્વ રહેલું છે. એ વ્યકિતત્વ, એ ફ્રેંચ સાહિત્યને મળેલો અપૂર્વ વારસો છે, જે વારસો ફ્રેંચ સાહિત્ય પોતાના ચાર ચાર મહાન વિચારકો દ્વારા જગતને, જો જગત બહેરૂં ન થયું હોય તો, સંભળાવી રહ્યું છે. એ ચાર વિચારકો તે મોંતેઇન (Montaigne), વોલ્તેર (Voltaire), રેનાં (Renan) અને આનાતોલ ફ્રાંસ. આ ચારે જણ નાસ્તિક, અને મનુષ્ય જાતે અનેક પ્રયત્નો અને ૨૦૦૦ વરસની સતત મહેનતને અંતે મેળવેલા જ્ઞાન ને અનુભવમાં અશ્રદ્ધાવાળા હતા. ચારેને મન મનુષ્ય એક કીડીના જેવો, નિર્બળ પણ આભની સાથે બાથ ભીડતો માટે હાસ્યાસ્પદ છે. વોલ્તેરે ઊંદરની વાત લખી છે, આનાતોલ ફ્રાંસે પેંગ્વીન પક્ષીઓની વાત લખી છે. બન્ને પુસ્તકોમાં મનુષ્યને નિર્બળ અને દયાપાત્ર, ઊંદરના જેવો અને પેંગ્વીન જેવો ચિત્ર્યો છે. ટુંકામાં મનુષ્યનું જ્ઞાન એ અજ્ઞાન જ છે. બધી રાજ્યપદ્ધતિઓ સરખી નુકશાનકર્તા છે. એકે ધર્મ સંપૂર્ણ સાચો નથી. કોઇ તત્ત્વજ્ઞાન સુખકારક નથી. **નેતિ નેતિ** છતાં એ જ આનાતોલ ફ્રાંસે, પારિસના રસ્તા ઉપર પહેરો ભરનાર ૨૦ રૂપિયાના એક પોલિસની આપવીતી વિષે એક ટૂંકી વાર્તા લખી છે, જે તેની ટૂંકી વાર્તાઓમાં સર્વોત્તમ ગણાય છે. છતાં એ જ આનાતોલ ફ્રાંસ ૭૬ વરસની ઉમ્મરે પોતાની નિમકહલાલ નોકરડી સાથે લગ્ન કરે છે!

આવા એક જગતવિખ્યાત લેખકથી ગૂજરાતે અજ્ઞાન રહેવું ન જોઇએ.

બા. ગ. ઠા.

## રાષ્ટ્રીયત્વ અને ઐક્ય

હિંદુસ્તાનમાં વસતી જુદી જુદી કોમો વચ્ચે ઐક્ય સાધવા માટે દિલ્હીમાં મળેલી ઐક્ય પરિષદે લાંબી મસલતને અંતે કેટલાક સર્વમાન્ય ઠરાવો ઘડી કાઢીને શાંતિનું વાતાવરણ સ્થાપ્યું છે, અને એ સ્તુત્ય કાર્યનાં રૂડાં પરિણામ આવશે એમ આશા રાખીએ. પણ આ ઐક્યનો સવાલ કેવળ ગોરક્ષા કે વાજાં વગાડવા બાબતની તકરારોની પતાવટ જેટલો સંકુચિત નથી. અલબત, આ દિશામાં થયેલું કાર્ય ઘણું મહત્વનું છે, પણ સાચા ઐક્યની સિદ્ધિ માટે હરકોઇ ધર્મ કે જાતિના લોકોએ હિંદુસ્તાનને એકરાષ્ટ્ર સમજીને દેશ પ્રત્યે સર્વસામાન્ય વફાદારી અને રાષ્ટ્રીયત્વની વિશાળ ભાવના કેળવવાની જરૂર છે.

આ વિષયની ચર્ચા કરતાં કલકત્તાના સુપ્રસિદ્ધ 'મૉડર્ન રીવ્યુ' પત્રના તંત્રીશ્રીએ એ માસિકના ઓકટોબરના અંકમાં તટસ્થ દૃષ્ટિએ દર્શાવેલા વિચારો સૌ કોઇએ મનન કરવા યોગ્ય હોવાથી અત્રે ટુંકમાં તેનો સાર આપીએ છીએ.

હિંદુ મુસલમાનો વચ્ચે એકદિલી પેદા કરવાના કામચલાઉ પ્રયત્નો બધા ઠીક છે; પણ વધારે સચોટ ઉપાય તો એ છે કે સૌના દિલમાં હિંદુસ્તાન પ્રત્યે સામાન્ય ભક્તિભાવ અને વફાદારીની ભાવના ઉત્પન્ન કરવી જોઇએ. પણ આ હેતુની સિદ્ધિ માટે આખું

હિંદુસ્તાન જુદી જુદી કોમી ભાવનાઓ છોડી દઈને એકધર્મી બને ત્યાં સુધી રાહ જોયે પાલવશે નહિ. ધીમે ધીમે વધારે ને વધારે લોકો સર્વ ધર્મોમાં રહેલા નીતિના સામાન્ય તત્ત્વને પિછાનતા થશે, પણ આખો દેશ એકધર્મી બને એ તો અશક્ય જ લાગે છે. આ પરિસ્થિતિમાં ઉપર જણાવેલું સર્વ ધર્મોનું સામાન્ય તત્ત્વ લોકોના લક્ષમાં લાવવાના સતત પ્રયત્ન કરવા જોઈએ. રાષ્ટ્રીયત્વની વિશાળ દૃષ્ટિ કેળવવા માટે સૌ કોમોની સંસ્કૃતિના જ્ઞાનનો સાર્વત્રિક ફેલાવો કરવો જરૂરનો છે. હિંદુઓએ મોટી સંખ્યામાં મુસલમાનોની સંસ્કૃતિથી માહિતગાર થવું અને મુસલમાનોએ ખાસ કરીને પ્રાચીન હિંદી સંસ્કૃતિનો પરિચય મેળવવો જોઈએ. હાલમાં મુસલમાનો જેટલા સંસ્કૃત અને પાલીનો અભ્યાસ કરે છે તે કરતાં ઘણા વધારે હિંદુઓ ફારસી કે અરબીનો અભ્યાસ કરે છે. ઘણા લોકો કાંઈ ફારસી કે સંસ્કૃતનો અભ્યાસ ન કરી શકે તો પણ ભાષાંતરો દ્વારા જ્ઞાનનો ઘણો ફેલાવો થઈ શકે ખરો.

મોટે ભાગે હિંદી મુસલમાનો પહેલાંના વખતમાં ધર્માંતર થયેલા મુસલમાનોના વંશજો છે એટલે કે તેઓ હિંદુસ્તાન ઉપર ચઢી આવેલા અરબ, અફઘાન, ઈરાની કે મોગલોના વંશજો નથી. આમ છતાં પણ ઘણા હિંદી મુસલમાનો હિંદુઓને પોતાના બાપદાદાઓએ અગાઉ જીતીને ગુલામ બનાવેલા એવી મનોવૃત્તિ રાખીને ઘૃણાયુક્ત દૃષ્ટિએ તેમને જુએ છે, અને પરિણામે તેઓ હિંદુ સંસ્કૃતિને પણ તુચ્છકારે છે અને તેની તરફ દુર્લક્ષ કરે છે. આવું વલણ રાખવું યોગ્ય નથી. હિંદી ખ્રિસ્તીઓ આપણા બ્રિટિશ રાજ્યકર્તાઓના ધર્મગુરુઓ છે પણ તેઓ હિંદના વિજેતા કે શાસક હોવાનો દાવો કરતા નથી, તેમ જ પુરાતન હિંદી સંસ્કૃતિની તેઓ અવગણના પણ કરતા નથી. મુસલમાનો કદાપિ પહેલાંના મુસ્લીમ વિજેતાઓના વંશજો હોય તો પણ આવું વલણ રાખવા માટે એ કંઈ દલીલ ન જ હોઈ શકે. આજે તો તેઓ પણ હિંદુઓની જેમ ગુલામી જ ભોગવે છે. ઇંગ્લાંડના ડેનીશ કે નૉર્મન વિજેતાઓના અત્યારના વંશજો બીજા અંગ્રેજો કે તેમની સંસ્કૃતિ પ્રત્યે ઘૃણાની દૃષ્ટિએ નથી જ જોતા.

બંગાળામાં કેટલાય સુશિક્ષિત બંગાળીઓ પણ બંગાળી શબ્દનો પ્રયોગ એકલા હિંદુ બંગવાસીઓના અર્થમાં કરતા જણાય છે, જાણે કે બંગાળના મુસલમાનો બંગાળી જ ન હોય ને ! આજે ખરું જોતાં તો બંગાળામાં મુસલમાનની જ વધારે વસ્તી છે. મુસલમાનો બીજાં હિંદવાસીઓ કરતાં અરબ કે તુર્કોની સાથે વધારે નિકટનો સંબંધ ધરાવવાનો ભલે દાવો કરે તો પણ સુશિક્ષિત બિન-મુસલમાનોએ મુસલમાનોને પોતાના દેશભાઈઓ ગણવા જોઈએ.

હિંદીઓ અત્યારે પરતંત્ર પ્રજા છે, જ્યારે તુર્ક, અફઘાન વગેરે મુસલમાનો સ્વતંત્ર છે. અને એથી જ હિંદી મુસલમાનોને માટે, હિંદી બિન-મુસલમાનો ને તેમની સંસ્કૃતિ કરતાં પરદેશના મુસલમાનો ને તેમની સંસ્કૃતિ સાથે પોતે સંબંધ ધરાવતા હોવાની કલ્પના ગર્વનું કારણ હોય. પણ આપણે શિક્ષિત હિંદી ખ્રિસ્તીઓનો દાખલો વિચારીએ. તેઓ પરતંત્ર છે જ્યારે તેમના હિંદ બહારના ઍંગ્લિકન, રોમન કૅથોલિક, લ્યુથરન, અમેરિકન મેથોડિસ્ટ વગેરે પંથના ધર્મબંધુઓ સ્વતંત્ર છે. પણ એથી કંઈ તેઓ અંગ્રેજ, ઈટાલિયન, જર્મન કે અમેરિકન વગેરે લોકો સાથે બિન-ખ્રિસ્તી હિંદીઓ કરતાં જાતીય કે સંસ્કૃતિનો વધારે સંબંધ ધરાવવાનો દાવો કરતા નથી, તેમ જ વિશેષ રાજકીય સહાનુભૂતિ પણ દર્શાવતા નથી.

અંગ્રેજો પણ પ્રોટેસ્ટંટ કે રોમન કૅથોલિક ગમે તે પંથના હશે તો પણ ઈંગ્લંડ પ્રત્યેની તેમની વફાદારીની ભાવના એકસરખી જ છે. ઈંગ્લંડ કરતાં, પેલેસ્ટાઈન ઉપર તેમને કંઈ વિશેષ પ્રેમ જણાતો નથી. દરેક દેશના ખ્રિસ્તીઓ પોતપોતાના વતન પ્રત્યે પૂરા ભક્તિભાવથી જ જુએ છે, પોતાનો ધર્મ દેશકાળની પરિસ્થિતિને અનુરૂપ થઈને જ પાળે છે અને પોતાના દેશની સંસ્કૃતિના અમૂલ્ય વારસાને ખરા જિગરથી ચાહે છે.

ચીન અને જાપાનમાં વસતા બૌદ્ધધર્મીઓ પણ જુઓ. તેમણે બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમાંથી સ્વીકાર્યો. તેને પણ તેમણે પોતાના દેશની સંસ્કૃતિને અનુકૂળ સ્વરૂપ આપ્યું. ચીનાઓ અને જાપાનીઓ હિંદ પ્રત્યે સદ્‌ભાવ ધરાવે છે ખરા, પણ તેઓનું વલણ હિંદીઓ કરતાં ચીનજાપાનના પોતાના બિન-બૌદ્ધધર્મી દેશભાઈઓ તરફ સ્વાભાવિક રીતે જ વધારે હોય છે. પોતાના દેશની પ્રાચીન સંસ્કૃતિ ઉપર તેમની મમતા વિશેષ જ રહેવાની. ચીનજાપાનના મુસલમાનો પણ એ જ રીતે વર્તે છે. ઈસ્લામ ધર્મને પાળવા છતાં તેઓ

પોતાના દેશના મુસલમાન ભાઇઓ સાથે પૂરેપૂરા એખલાસ અને એકદિલીથી વર્તાવ કરે છે. અત્યારના ગ્રીક લોકોનો દાખલો પણ જોઇએ. તેઓ ખ્રિસ્તી ધર્મ પાળે છે, જ્યારે પ્રાચીન ગ્રીક લોકો ખ્રિસ્તી નહિ, પણ "પેગન" કહેવાતા. તેમ છતાં પણ અત્યારની ગ્રીક પ્રજા પોતાના વડવાઓની સંસ્કૃતિને પોતાના અમૂલ્ય વારસા તરીકે ગણાવે છે. ઇટાલીઅનોનું પણ એવું જ વલણ છે.

હવે હિંદના આપણા મુસલમાન ભાઇઓનું વલણ જોઇએ. પ્રાચીન હિંદની સંસ્કૃતિને તેઓ પોતાના વારસા તરીકે નથી જ ગણતા. આ સંસ્કૃતિ અમૂલ્ય છે એ પરદેશીઓએ, પોતે હિંદુ ન હોવા છતાં પણ, મુક્તકંઠે સ્વીકાર્યું છે. અને ખાસ નોંધવા જેવું તો એ છે કે પહેલાંના મુસલમાન અરબોએ પ્રાચીન હિંદુઓનાં કલા અને વિજ્ઞાનમાંથી જે કંઇ અમૂલ્ય જણાયું તેને પોતાનું કરી લીધું હતું. ખુદ હિંદના કેટલાયે મુસલમાન પાદશાહોએ હિંદના પ્રાચીન સાહિત્ય વિગેરેની કિંમત સમજીને સંસ્કૃત પુસ્તકોના ફારસી અનુવાદો પણ કરાવ્યા હતા. અને હિંદની સંસ્કૃતિમાં મુસલમાનોનો ફાળો પણ નાનોસુનો નથી. હિંદનાં સંગીત, ચિત્રકળા, શિલ્પશાસ્ત્ર, વિજ્ઞાન વગેરે હિંદુ અને મુસલમાનોના સંયુક્ત પ્રયત્નોનું જ ફળ છે.

આ બધા પરદેશના દાખલાઓમાં, જુદા જુદા ધર્મના લોકો વચ્ચે આંતરલગ્નના વ્યવહારની પ્રથાએ પરસ્પર ઐક્ય સાધવામાં મહત્વનો ભાગ ભજવ્યો છે એ ખરૂં. પરંતુ હિંદમાં એ પરિસ્થિતિનો અભાવ છતાં પણ ઐક્ય સાધવું જ પડશે. સ્વરાજ મેળવવા અને ટકાવી રાખવા માટે સર્વે કોમો વચ્ચે ઐક્ય અનિવાર્ય છે અને તેની સિદ્ધિ માટે હિંદ પ્રત્યે સૌ કોઇએ સર્વસામાન્ય રાષ્ટ્રીયત્વની વિશાળ ભાવના કેળવવાની જરૂર છે.

સુધારા

૧. **શ્રાવણના અંકમાં**—'વડોદરાનો રાજ્યકારભાર' એ લેખમાં ૩૭૫ પાને '**તંદુરસ્તી**નો ખર્ચ' ને બદલે **દુરસ્તી**નો ખર્ચ વાંચવું.

૨. **ભાદરવાના અંકમાં**—પુસ્તકપરિચયમાં ૪૭૨ પાને પહેલા કોલમમાં નેપોલીઅનના જીવનચરિત્રના લેખકને અંગ્રેજ તરીકે ઓળખાવ્યો છે તેમાં અંગ્રેજને બદલે અમેરિકન શબ્દ વાંચવો.

# ખાસ નોંધ

૧. લવાજમ ખલાસ થવા બાબતની નોટિસ કેટલાક ગ્રાહકોને ગયા અંકની સાથે પોસ્ટકાર્ડ બીડીને આપેલી, તે જ પ્રમાણે જેમનું લવાજમ જે મહિને પૂરૂં થતું હશે તે અંકમાં તેમને પોસ્ટકાર્ડ બીડવામાં આવશે. આફ્રિકા વગેરે પરદેશના ગ્રાહકોને વી. પી. મોકલી શકાતાં નથી તેથી તેમને રૂા. ૭–૮–૦ જેટલા શાલીંગના પોસ્ટલ ઑર્ડર મોકલી આપવા વિનંતિ છે.

૨. ગઇ સાલ યુગધર્મ કાર્યાલય તરફથી ચાલુ સાલ (૧૯૮૦) ની સ્વરાજ ડાયરી પ્રકટ કરવામાં આવેલી, તે ઉપરથી આવતી સાલ (૧૯૮૧)ની ડાયરી માટે કેટલાક ભાઇઓએ પૂછાવ્યું છે. પણ આ વર્ષે અમે નવી સાલની ડાયરી બહાર પાડી નથી.

૩. યુગધર્મ ગ્રંથમાળાનાં અત્યાર સુધી પાંચ પુસ્તકો બહાર પડયાં છે: (૧) મુકુલ, (૨) કાળાપાણીની કથા, (૩) ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી, (૪) રથયાત્રા અને (૫) અનંતા. બીજાં પુસ્તકો માટે કેટલાક ગ્રાહકોએ પછાવ્યું છે. નવાં પુસ્તકો પ્રકટ થયે ગ્રાહકોને રવાના કરવામાં આવશે, અને તેની અગાઉથી 'યુગધર્મ'માં ખબર આપવામાં આવશે.

આ માસિક અમદાવાદ ઘીકાંટા રોડ પર આવેલી પાનાભાઇની વાડીમાં આવેલા વસંત મુદ્રણાલયમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

## યુગધર્મના ગ્રાહકોને

૧. યુગધર્મના પાછલા અંકો બીલકુલ શીલીકમાં નથી.

૨. નમૂનાનો અંક મંગાવવા ઇચ્છનારે ૧૦ આનાની ટીકીટ બીડવી. ટીકીટ ન મોકલનારને કંઇ પણ જવાબ આપવામાં આવશે નહિ.

૩. શિરનામું બદલાવવા ઇચ્છનારે દર અમાસ પહેલાં ખબર આપવી. ત્યાર પછી આવતી સૂચનાનો અમલ બીજે મહિને જ થઇ શકશે.

૪. અમને અવલોકન માટે મળતાં પુસ્તકો વગેરેનો પરિચય સ્થળ ને સમયની અનુકૂળતાએ આપવામાં આવે છે. એટલે કોઇ પુસ્તકનો પરિચય તરત જ ન પ્રકટ થયો હોય તો પછીના અંકો સુધી રાહ જોવી.

૫. તમામ પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક'ને શિરનામે કરવો.

યુગધર્મ

પુસ્તક ૫ કારતક, ૧૯૮૧ અંક ૨

# જ્ઞાતિસુધારાનું દિગ્દર્શન

આજથી દશ વર્ષ ઉપર આપણા કેટલાક સંસાર-સુધારકો ન્યાતબંધારણનો સમુળગો નાશ કરવાની સલાહ આપતા હતા. જ્યાં સુધી કોઇ પણ પ્રાણી કે સંસ્થામાં જીવ હોય છે ત્યાં સુધી આસપાસના વાતાવરણમાં કાંઇ ફેરફાર થાય તો તે પ્રમાણે પોતાના બંધારણમાં જોઇતો ફેરફાર કરવાની શક્તિ તેનામાં હોય છે. આવી શક્તિ મૃત અથવા જડ પદાર્થમાં હોતી નથી: જ્ઞાતિની સંસ્થા તથા તેના રીતરિવાજો એટલે નિયમો, ચાલતા સંરક્ષણ તથા હિત માટેજ યોજાયલા હોય છે. પણ જ્યારે કોઇ પણ કારણને લીધે ન્યાતબંધારણમાંથી સ્વાભાવિક સુધારણાની શક્તિ ગૂમ થાય છે અગર મંદ પડી જાય છે ત્યારે એ નિયમો તથા ફરજીઆત રીતરિવાજો નુકશાન કરે છે. વગદાર તથા પૈસાદાર લોકોની સાથે ગરીબ લોકોને ઘસડાવું પડે છે. આપણા દેશની રાષ્ટ્રીય અધોગતિના સમયમાં, એટલે મુસલમાન તથા અંગ્રેજ સરકારના અમલમાં ન્યાતોનો મુખ્ય ઉદ્દેશ સચવાઇ ન રહ્યો, સ્વાર્થનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું એટલે ન્યાતબંધારણને લીધે પ્રગતિમાં અડચણો નડવા લાગી. આવી અડચણોને લીધે પ્રગતિમાન વ્યક્તિઓની ખાત્રી થઇ કે જ્યાં સુધી ન્યાતબંધારણ ટકી રહેશે ત્યાં સુધી હિંદુ પ્રજાની પ્રગતિ મંદ રહેશે.

પણ ન્યાતના બંધારણનો સુધારો કરીને આખી ન્યાત અથવા સમાજને પ્રગતિને માર્ગે ચલાવી શકાય એ હકીકત એમના લક્ષમાં આવી નહીં. હજી આપણા ઘણા ભાઇઓ માનતા નથી કે ન્યાયબંધારણ સુધરી શકે. આશરે આઠેક વર્ષ ઉપર અમદાવાદમાં જુદી-જુદી ન્યાતોના પ્રતિનિધિઓનું સંમેલન થયેલું અને જેમાં 'દરેક ન્યાત અમુક જરૂરી સુધારાઓ અમલ કેવી રીતે કરે તેની ચર્ચા થયેલી. તે વખતે કેટલાક ચુસ્ત સુધારકોએ એવી દલીલ બતાવેલી કે ન્યાત જેવી મૃતપ્રાય સંસ્થાને સજીવન કરવાનો પ્રયાસ વ્યર્થ છે અને તેને દફનાવી દેવાને બદલે સજીવન કરવાનો પ્રયત્ન થશે તો આગળ જતાં વધારે નુકશાન થશે. આ મતના માણસો હવે ઘણા જ થોડા રહ્યા હશે એવું અનુમાન કરી શકાય. ન્યાતો જીવે છે, તેનાથી અનેક લાભાલાભ થાય છે માટે તેને સુધારવાનો પ્રયત્ન કરવો એવો અભિપ્રાય હિંદુસમાજનો મોટો ભાગ માને છે. કેટલીક ન્યાતોમાં થોડા થોડા સુધારા થવાં જ કર્યો છે. ઉપલાં

ચાર વર્ષમાં લોકોમાં સુધારો કરવાનું આત્મબળ આવ્યું છે અને આવતા દશ વર્ષમાં ઘણો જ સુધારો થશે એવી આશા બાંધી શકાય. સુધારો કરવાની આકાંક્ષા તો ખુબ ફેલાઇ રહી છે, પણ સુધારાના વિરોધી એટલે પૈસાદાર, કુળવાન ગણાતા અભિમાની લોકો, તથા કેટલાક અવિચારી સંકુચિત મનના સ્વાર્થી માણસો સાથે આ નવા ન્યાતના આંતરસુધારકો કેટલે દરજ્જે આત્મબળ ખીલવી શકયા છે એ હજી જોવાનું રહ્યું છે. કેટલીક ન્યાતોમાં વૃદ્ધ માણસો બીજા સભ્યોને હડધુત કરતા અને સાંભળતા જ નહીં તે સ્થિતિ દૂર થઇ શકી છે. પુરેપુરો વિચાર કર્યા પછી, ખુબ મક્કમપણે તે છતાં સંયમ સાથે સુધારો કરવાનો પ્રયત્ન થશે તે નિષ્ફળ નહીં જાય.

હાલમાં જે ન્યાતોમાં પરિષદો ભરાય છે ત્યાં એક ટીકા આપણે હમેશ સાંભળીએ છીએ કે હવે માત્ર ઠરાવો પસાર કરવાનો સમય નથી, ભાષણો કરવાથી લાભ નથી પણ મક્કમપણે કામ કરવાનો વખત છે. આવી ટીકામાં કેટલુંક અસત્ય અને ખુબ દંભ છે. જ્યાં સુધી આખી પ્રજાનો મત કેળવાઇ રહ્યો નથી ત્યાં સુધી ભાષણો કરવાં જ પડશે. જે ભાઇઓ કહે છે કે ભાષણોનો વખત ગયો છે તે લાંબાલાંબા ભાષણો કર્યે જાય છે. ખરી હકીકત એવી છે કે જે સુધારાઓ આપણે દર્શાવીએ તે આચારમાં મુકી શકાય, તેને માટે સાચો માર્ગ બતાવવો જોઇએ. આ બાબતનો નિર્ણય કરવામાં આપણે ખુબ સંયમ રાખવો પડશે. પછી તે વિચારોનો અમલ કરવા માટે આપણી તૈયારી હોવી જોઇએ. અને જો ન્યાત તરફથી જુલમ થવાનો હોય તો તે સહન કરીને સત્યાગ્રહ કરવા જેટલું આત્મબળ હોવું જોઇએ.

ગયે વર્ષે પાટણ શહેરમાં ઔદીચ્ય બ્રહ્મસમાજનું સંમેલન થયેલું તેમાં લગ્ન સંબંધી અનિષ્ટ રિવાજોનાં મૂળ શોધી તેમને દૂર કરવાના ઇલાજો સૂચવવા માટે એક સમિતિ નીમાઇ હતી. તે સમિતિએ પોતાના જ્ઞાતભાઇઓના વિચાર જાણવા માટે એક પ્રશ્નાવલી મોકલી હતી. આવેલા ઉત્તરો બહુ વિચારપૂર્વક તપાસીને સમિતિએ "જ્ઞાતિની લગ્નવ્યવહાર વિષેની સાંપ્રત દુઃખદ સ્થિતિનાં કારણો તથા તેના સુધારણાના ઇલાજો" વિષે નિવેદન કર્યું છે. આ નિવેદન દરેક હિંદુએ ધ્યાનપૂર્વક અભ્યાસ કરવા જેવું છે.

વડોદરાની સરકારે પણ જુદીજુદી જ્ઞાતિઓની સાંસારિક બાબતો સંબંધી માહિતી મેળવવાને અર્થે તથા તેમાંની કઇ કઇ બાબતોમાં સુધારા કરવાની આવશ્યકતા લોકોને લાગે છે અને તેવા સુધારામાં નડતી અડચણો શી રીતે દૂર કરવી તે વિષે અભિપ્રાય મંગાવીને એકત્ર કરાવ્યા હતા. પ્રશ્નાવલીમાં ૪૧૦ સવાલ પુછેલા, અને જે જવાબ આવ્યા તેનું એકીકરણ કરીને ત્રણ જુદાં જુદાં પુસ્તકો છપાવ્યાં છે. વડોદરા રાજ્યની પ્રજા શિવાયના ગુજરાતી ભાઇઓએ આ હકીકત ઉપયોગમાં લેવા જેવી છે. એક પુસ્તક પાટીદાર જ્ઞાતિ વિષે છે, બીજું વાણીઆ જ્ઞાતિનું છે અને ત્રીજું ગુજરાતી બ્રાહ્મણ (અનાવિલ) ને લગતું છે. આ સાહિત્ય ઉપરાંત હાલમાં ચરોતરના લેઉઆ પાટીદારોમાં જે સંસારસુધારાની ચળવળ ચાલી રહી છે તે છપાએલી પત્રિકાઓ ઉપરથી વિદીત થાય છે.

જે બાબતો વિષે હકીકત એકઠી કરી છે તેનો ખ્યાલ આપવા માટે તેના મુખ્ય પ્રશ્નો ટાંકું છું:

૧. જ્ઞાતિનું બંધારણ, તેના વિભાગ, તડ, પરગણાના વિભાગો સાથે રોટી તથા બેટીવ્યવહાર, એકડા અને ગોળ, દશાવિશાનો ભેદ.

૨. જનોઇ.

૩. કુળ; તેને લીધે અડચણો, સુખદુઃખ.

૪. જ્ઞાતિ અવસર ઉપર થતા ખર્ચ; વરોઠી, નોતર જમાડવી, લગ્ન વરઘોડા, સોપારી નાળીએર વહેંચવા બાબત, લ્હાણાં કરવાં, લગ્ન ઉમેતર, પહેરામણી, પલ્લું, જાન, દાગીના તથા કપડાં.

૫. જ્ઞાતિભોજન, ખર્ચ, સ્વચ્છતા.

૬. કન્યાની અછત, કન્યાવિક્રય, સારાં તેખડાં, કન્યા લખી આપવી, સગોત્ર લગ્ન, કજોડાં, અનેક સ્ત્રીઓ કરવી.

૭. સીમંત સંબંધી ભોજન, મામેરૂં.

૮. વિધવા વપન, આભૂષણ, જીવન.

૯. સ્ત્રીકેળવણી, પ્રતિષ્ઠા અને સ્થિતિ, પડદા તથા લાજનો રિવાજ.

૧૦. મરણ, રડવું કુટવું, શોક પાળવો, અંતકાળનો વિધિ, સ્મશાન પહોંચાડવું, બાળવાની રીત, બેસણું, જ્ઞાતિભોજન વિગેરે ખર્ચ, મુછ આપવાનો રિવાજ, દહનક્રિયા, સરામણ, દશા જમાડવી, માસીઆ છમાસી વિગેરે, વરો, સજ્જા પુરવી.

૧૧. ચાંલ્લા, દક્ષિણા, લાગા વિગેરેનો ખર્ચ, દાન, ધર્મ, સુકન જોવા, નોત નોતરાવવા, બાધા આખડી, ભૂવા વિગેરે, મોજશોખ, કુટાણાં.

ન્યાતના અનેક પેટા વિભાગો થઇ ગયા છે. દાખલા તરીકે વાણીઆ કોમમાં નાગર, મેવાડા, પોરવાળ, લાડ, ઝારોળા, મોઢ, કપોળ, વિગેરે ૧૯ વિભાગો છે, અને દરેકમાં અથવા ઘણાખરામાં દશા ને વિશાનો પેટા વિભાગ થઇ ગયો છે. મોટી ન્યાતોમાં જોઇએ તેટલું સહકાર્ય થઇ શકે નહીં. રહેણીકરણી, ભાષા વિગેરેનો ફેર થાય વિગેરે કારણોને લીધે વિભાગો પડી ગયા છે; પણ આજે તો એ વિભાગો એટલા નાના અને સંકુચિત થયા છે કે કેટલાકમાં યોગ્ય વર અથવા કન્યા મળી શકતી નથી અને તેથી ઘણા લોકોને લગ્ન વિનાનું જીવન ગાળવું પડે છે. લગ્નની મુશ્કેલીને લીધે કેટલીક પેટા ન્યાતો નાશ પામે છે.

ઉપર ગણાવેલા પેટાવિભાગો ઉપરાંત અનેક સંવાઓ, ઘોળો, અને તડો પણ પડયાં છે. આ ઘોળોનો મુખ્ય ઉદ્દેશ વંશવૃદ્ધિ તથા સહકાર્યનો છે તે નિષ્ફળ જાય છે.

ઔદીચ્ય જ્ઞાતિના નિવેદનમાં ઘોળો પડી જવાનાં કારણ તપાસ્યાં છે, તે નીચે પ્રમાણે છેઃ

૧. વ્યવહારના સાધનની મુશ્કેલી, એટલે પ્રદેશ પ્રમાણે.

૨. કુળાભિમાનઃ

(ક) મૂળ સ્થાનની ઉચ્ચતા; નાગરોમાં વડનગરા સૌથી ઉચ્ચ ગણાય છે.

(ખ) શહેરી અને ગ્રામ્ય-જીવનનો ભેદ.

(ગ) આચારવિચારનો ભેદ.

જ્યાં સાટાં તેખડાં, કન્યાવિક્રય, વિધવાવિવાહ, નાતરાં વિગેરે હોય તે નીચાં ગણાય.

૩ કુળાભિમાનનો પ્રત્યાઘાત; જે પ્રદેશમાંથી છોકરીઓ ઉચ્ચ ગણાતા વિભાગમાં ચાલી જતી હોય તેમને સ્વમાન તથા સ્વરક્ષણ માટે ઘોળ બાંધવા પડે છે.

૪. કુસંપ.

ઘોળના લાભ દેખીતા છેઃ

(૧) કન્યાઓની છુટ રહે અને વંશવૃદ્ધિ થાય.

(૨) પરિચયને લીધે પરસ્પર મદદ મળે.

(૩) ખર્ચ ઓછો થાય, સમાજને સુધારી શકાય.

ઘોળના ગેરલાભઃ

(૧) દૃષ્ટિ બહુ સ્વાર્થી અને સંકુચિત થાય છે.

(૨) વરકન્યા માટે પસંદગીનું ક્ષેત્ર નાનું રહે છે એટલે લાકડે માકડું વળગાડવું પડે છે.

(૩) વરની અછત હોય તો લગ્નની ઉતાવળ કરવી પડે (બાળલગ્ન).

(૪) સારા વરને અભાવે કન્યાનું શિક્ષણ વહેલું અટકાવી દેવું પડે છે.

(૫) વરકન્યાની અછત પ્રમાણે વર કે કન્યાવિક્રય થાય છે, કજોડાં, વિગેરે અનેક બદીઓ ઘુસી જાય છે.

ઘોળના બંધારણમાં ફેરફાર કરીને તથા તેમાં આંતરસુધારણા દાખલ કરવાથી સ્થિતિ કેટલેક અંશે સુધરી શકે. ઘોળોનાં જોડાણથી પણ ફાયદો થાય. ઉચ્ચ નીચ કુળનો કૃત્રિમ ભેદ ધીમે ધીમે નાશ પામતો જાય છે. ખરો ઇલાજ તો એક જ છે. જ્યારે દરેક વ્યક્તિમાં **સ્વમાન, આત્મશ્રદ્ધા તથા આત્મસંયમ ખીલશે ત્યારે આપણા સમાજની સુડદાલ સંસ્થાઓમાં નવું જીવન આવશે** અને સુધારા થઇ જશે. સાચી કેળવણી એ સર્વોત્તમ માર્ગ છે.

### બાળલગ્ન

છોકરી રજસ્વલા થાય ત્યાર પહેલાં તેનાં લગ્ન થવાં જ જોઇએ એવી માન્યતા મધ્યકાલિન યુગથી જડ ઘાલીને બેઠી છે. દેશના વાતાવરણને લીધે જ અને તેને અનુકૂળ આ રિવાજ સ્વીકારાયો હતો. ઉપર દર્શાવેલાં નિવેદનમાંથી થોડી ટીકા ઉમેરૂં છું: "કન્યાના સંબંધમાં આ હદ ઠરાવેલી હોવાથી તેના માબાપ લગ્ન કરવાની ભારે ઉતાવળમાં પડે છે. કન્યાનો બાપ લગ્ન લે એટલે વર પક્ષથી ના પડાય જ નહીં. આમ બાળલગ્ન અને કજોડાં થાય છે, અને કન્યાના ભણતર ઉપર છરી મુકાય છે......સ્મૃતિના ધર્મો સનાતન હોતા નથી પણ સ્થળ અને કાળપરત્વે બદલાય છે. સ્મૃતિમાં તો અમુક સમયે માંસભક્ષણનું પ્રતિપાદન કરેલું છે છતાં આપણે તે તથા એવાં બીજાં અનેક વચનોને સ્વીકારતા નથી. બ્રહ્મચર્યપાલન, પઠનપાઠન આદિ વર્ણાશ્રમના મુખ્ય ધર્મો જે આપણે માન્ય કરીએ છીએ તે પાળવામાં આપણે જરાય આગ્રહ કરતા નથી. તે ધર્મોની અવગણના ધર્મભંગ કે શાસ્ત્રઅનાદર જેવું આપણને લાગતું નથી......જેમ છોકરો મૂછનો દોરો ફુટવાની સાથે ભાયડો બનતો નથી તેમ ઋતુપ્રાપ્તિની સાથે જ કન્યા સ્ત્રી થઇ જતી નથી. માત્ર ગર્ભાશયના વિકાસની શરૂઆત થાય છે, અને ત્રણ વર્ષે તેનો વિકાસ સંપૂર્ણ થઇ રહે છે, અને ત્યારે જ એટલે લગભગ ૧૭ વર્ષની વયે તે ગર્ભધારણ યોગ્ય બને છે. આ યોગ્યતા પહેલાં થયેલા સંસર્ગથી સ્ત્રીને તથા ભાવિ પ્રજાને ઘણી હાનિ પહોંચે છે, આવો વૈદકીય અભિપ્રાય છે."

(૨) બાળકોને ખરા નીતિવાન બનાવવાનો રસ્તો બાળલગ્ન નથી, પણ તેમને ધાર્મિક અને નૈતિક કેળ-

વણી આપવી તે છે. કૌમારાવસ્થામાં ઢીંગલા ઢીંગલીને એકઠાં રાખવાથી બન્નેની શારીરિક તથા માનસિક વૃદ્ધિ થતી અટકે છે, ભણતરમાં નડતર આવે છે, સંયમી થવાને બદલે સ્વચ્છંદી થાય છે.

( ૩ ) ગૃહસ્થાશ્રમ યોગ્ય ઉમરે શરૂ થાય તે છતાં બાળ અને ઇચ્છાલગ્ન કરવાં યોગ્ય નથી, કારણ કે લગ્ન ને લીધે ખોટી આશાઓ અને ઇચ્છાઓ બંધાય છે. તે ઉપરાંત જો વર ગુજરી જાય તો સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત થાય છે અને તેનું જીવન બહુ દુખી થાય છે.

### લગ્નખર્ચમાં સુધારા

"લગ્ન પ્રસંગ મોટા ઉત્સવથી ઉજવવાની સૌને વૃત્તિ થાય છે; પરંતુ બે અગત્યની વસ્તુઓ ભૂલી જવાય છે —લગ્નસંસ્કારનું ગાંભીર્ય અને પોતાની તથા પોતાની જ્ઞાતિની આર્થિક સ્થિતિ. આ બન્નેનો આપણે વિચાર કરીએ તો આપણાં લગ્નોમાં રૂ. ૨૫–૫૦ થી વધુ ખર્ચ આપણે ન કરીએ."

આ પ્રકારના અભિપ્રાય ઔદીચ્ય જ્ઞાતિ લગ્ન સમિતિ બતાવે છે. વિગતને માટે તેનું નિવેદન વાંચવાની ભલામણ આનંદથી કરૂં છું.

### જ્ઞાતિ રીતરિવાજોમાં થયેલા સુધારા

જ્ઞાતિસુધારા અથવા સંસારસુધારાની ચળવળ શરૂ થઇ ત્યારથી તે આજ સુધીમાં જે ફેરફારો કે સુધારા થયા તેનું દિગ્દર્શન કરવા માટે એ ચળવળ પહેલાંની સ્થિતિ કેવી હતી તે જાણવું અત્યંત આવશ્યક છે; પણ બહુ વિગતમાં ઉતર્યા શિવાય આજ સુધીમાં કેવા ફેરફાર થયા છે અને સૂચવાયલા સુધારામાં પણ દિશા કેવી બદલાઇ છે તે ટુંકમાં તપાસીએ.

જ્ઞાતિબંધનને ટાળવાની વાત કોરણે મુકાઇ છે એમ કહીએ તો ખોટું નથી. આજે જ્ઞાતિસુધારાની વાત થાય છે, અને પેટા વિભાગો તથા વિભાગોને એકત્ર કરવાના ઠરાવો પસાર થાય છે. એ ઠરાવોનો અમલ વર્ષો સુધી થઇ શકવાનો નથી એવી મ્હારી ખાત્રી છે. કેટલાક થોડા વિચારકો માત્ર ચાર વર્ણમાં માને છે પણ આવા વ્યક્તિગત મતોનો પ્રચાર થતો હોય એમ જણાતું નથી. વિભાગોને એકત્ર કરવા અને હાલની ન્યાતોમાં કેળવણી, શિષ્યવૃત્તિઓ, બાળલગ્ન પ્રતિબંધ, કન્યા કેળવણી, અને ખર્ચોમાં કરકસર કરવાથી સુધારા કરવાનો કાર્યક્રમ હાથ લઇ શકાય એમ છે.

બીજો પ્રશ્ન રોટી વહેવારનો છે. જ્ઞાતિના જમણ શિવાય હવે જુદી જુદી કોમના માણસો સાથે જમતાં બહુ અચકાતા નથી. અસહકારની ચળવળને લીધે, વસતિગૃહોના જીવનમાં, તથા મોટા ગામોમાં જુદી કોમના માણસો એક પંગતે જમે છે. પરદેશગમનના પ્રશ્નમાં જે વિઘ્નો નડતાં હતાં તે નાબૂદ થયાં છે. પ્રાયશ્ચિત્ત કરવાનું રહેલું થયું છે અને ઘણી ન્યાતોમાંથી જતું રહ્યું છે. કન્યા કેળવણીમાં વધારો થાય છે પણ બાળલગ્નને લીધે વધતો નથી. તે છતાં બાળલગ્નમાં પણ પ્રજામત ઠીક બદલાયો છે. આ ઘણાખરા પ્રશ્નોમાં લોકો પોતાનું હિતાહિત સમજી ગયા છે પણ સુધારા કરવાની પહેલ કરતાં અચકાય છે. ન્યાતનો ગુસ્સો કોણ પહેલો સહન કરે એ પ્રશ્ન ઉભો થાય છે. સ્ત્રીની પ્રતિષ્ઠામાં પણ દેખીતો ફેર પડયો છે. આપણે ત્યાં પડદો તો માત્ર પછાત રજપુતો તથા પાટીદારોમાં કે કાઠીઆવાડમાં જોવામાં આવે છે. સંયુકત કુટુંબમાંથી છુટી થયેલી સ્ત્રીઓનું માન સચવાય છે. જે સ્ત્રીઓ કોઇ દિવસ બહાર નીકળતી નહીં તે અસહકારની ચળવળને લીધે કાંઇક છુટ મેળવી શકી છે. એકંદર કજોડાં ઘણાં ઓછાં થાય છે, અને થાય છે ત્યારે મિત્રો તથા જ્ઞાતિબંધુઓમાં સ્પષ્ટ નાપસંદગી બતાવાય છે. કાલીઆવાડીમાં હાલમાં જ લોકમતે ખુબ જોર બતાવ્યું હતું, તે નવજીવનના વાચકોને માલુમ છે. વિધવાવિવાહ તરફ ચોકખો વિરોધ છે તે છતાં તેમાં પણ ૧૫–૧૬ વર્ષની વિધવા તથા સંસાર નહીં માંડેલી વિધવાઓનાં લગ્ન પ્રત્યે દીલસોજી શરૂ થઇ છે. લગ્નસંસ્કારની પવિત્રતાને હાનિ પહોંચે નહીં એટલું સંભાળીને વિવાહ કરી શકાય. આદર્શ પુનર્લગ્નનો હોઇ શકે નહીં, અને આ બાબતમાં પુરૂષ વિધુરની સાથે સરખામણી થાય છે તે દલીલમાં ચોકખી ખામી છે. વિધવા વપન સામે લાગણી જાગૃત થઇ છે અને વિધવાઓના ભરણપોષણ માટે વ્યવસ્થા કરવી જ જોઇએ એવી લાગણી કેળવાઈ છે. તેમના અભ્યાસ માટે, તેમને હુન્નર ઉદ્યોગની કેળવણી આપવા માટે, નર્સિંગનું કામ શીખવવા માટે યોજના કરવી, વનિતા વિશ્રામોમાં ઉપયોગી કામ કરીને પોતાનું જીવન સમાજ સેવામાં ગાળે એવો મત સંગીન થતો જાય છે. સેવા કુટુંબમાં તેમ જ જ્ઞાતિમાં પણ થઇ શકે છે, પોતાના મહોલ્લામાં પણ થઈ શકે છે, માત્ર તેમનું જીવન પવિત્ર રહે અને પોતાની શક્તિ પ્રમાણે સેવા

કરવાની અનુકૂળતા મળે એવી ઇચ્છા ઉત્પન્ન થઈ છે. રડવા કુટવાના રિવાજોમાં ઘટાડો થયો હોય એમ માનવાને કારણ નથી. દુઃખ સુખના પ્રસંગે ખુબ આત્મ-સંયમ સાચવવો જોઇએ. સુખથી છલકાઇ જાય અથવા દુઃખથી ડુબી જાય એ બન્ને નબળાઇનાં ચિહ્નો છે એવી સમજુતી થતી જાય છે. કેટલીક વાર છેક નાનાં બાળકો માટે અથવા બહુ વૃદ્ધને માટે રડારોળ થાય છે તેમાં તો ડોળ અને દંભ હોય છે, તેથી આજના આત્મશુદ્ધિના વાતાવરણમાં આ રિવાજ અને ખાસ કરીને સરીઆમ રસ્તામાં છાતી કુટવાનું જરૂર બંધ થઈ જશે. લગ્ન તથા મરણ પછવાડે થતા ખર્ચનો સવાલ આર્થિક છે. આપણી પ્રજાની આર્થિક સ્થિતિ ખરાબ છે અને ખર્ચો વધતા જાય છે એટલે આ જુલ્મી, ફરજીઆત, નકામા ખર્ચોની સામે થવાની શક્તિ આપણે લાવવી જ પડશે. આ બાબતમાં પણ પહેલ કરવી અઘરી છે. પૈસાદાર માણસો જરૂર પહેલ કરી શકે, અને ટીકા ખમી શકે. ન્યાતના પૈસાદાર માણસો જ દુષ્ટ હોય છે એટલે આપબડાઈમાં અને પોતાને મોટા ગણાવવાની આશામાં ખરાબ રિવાજોને આશ્રય આપે છે.

આર્થિક પ્રશ્ન એટલો બધો અગત્યનો છે કે ઘણી ન્યાતોમાં આ ફરજીઆત ખર્ચમાં ઘટાડો થવા માંડ્યો છે. દારૂનિષેધનો પ્રશ્ન ન્યાતો સ્હેલાઇથી ઉકેલી શકે. હાલમાં ઉંચી ન્યાતોમાં દારૂનું વ્યસન વધ્યું છે અને નીચલી ગણાતી કોમોમાં હતું ત્યાં જ છે. જ્યારે સુધારાને માટે ખરી વૃત્તિ થશે ત્યારે ન્યાતોની માર્ફત આ પ્રશ્નનો નિકાલ સારો થઇ જશે. એકંદરે જોતાં જ્ઞાતિ-સુધારાની તરફેણમાં સારૂં વલણ થયું છે, સુધારાની દિશામાં સ્હેજ ફેર થયો છે, અને જે બાબતોમાં હજી સુધારો થયો નથી તેમાં લોકમત કેળવાયો છે; પણ સામે થવાની પહેલ કરતાં વ્યક્તિ ડરે છે. આજના સત્યાગ્રહના જમાનામાં આવી વ્યક્તિ જરૂર મળી આવશે. એક વ્યક્તિએ અમલ કર્યો એટલે દેખાદેખી બીજા કરશે. તે છતાં જ્યાં એટલું બધું આત્મબળ ન હોય ત્યાં ફેરફાર કરવા માટે થોડું સંઘબળ મેળવવું. ત્રણ ચાર વ્યક્તિઓ સાથે સંકલ્પ કરીને સુધારો કરશે તો ન્યાતોનું જોર એટલે માત્ર રૂઢિરક્ષણનું જોર તેમને કચરી શકશે નહીં.

## સુધારાની દિશા

જ્ઞાતિસુધારાના વિષયો ઉપર સૂચવીયા છે પણ કેટલીક બાબતોમાં જરા વિગતવાર ચર્ચા કરવાની જરૂર છે. જ્ઞાતિઓએ કેળવણીનો પ્રશ્ન પહેલો ઉપાડવો જોઇએ. પ્રાથમિક કેળવણીના પ્રચારને માટે અત્યંત પ્રયત્ન કરવો, અને ગરીબ છોકરાંને જોઇતું સાધન પુરૂં પાડવું, ઉચ્ચ કેળવણી માટે શિષ્યવૃત્તિઓની યોજના કરવી. ન્યાતવાર શાળાઓ થાય તે ઇચ્છવા જેવું નથી. જૈન કોમની હાઇસ્કુલ સુરતમાં થવાની છે એવું સાંભળ્યું છે; એવી શાળાઓથી ચોકખું નુકશાન થશે. પ્રજાની દૃષ્ટિ સંકુચિત થઈ જાય. એ જ પૈસો જૈન કોમના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવામાં વાપરી શકાય. કન્યાઓ ૧૪ વર્ષ સુધી અભ્યાસ કરે તેટલા માટે ઇનામો કાઢવાં જોઇએ. મોટાં ગામોમાં તથા ઉંચી ગણાતી કોમોમાં હવે ૧૬ વર્ષ સુધી અભ્યાસ કરે છે, અને બે ત્રણ ન્યાતમાં ૨૧ ની પણ થાય છે. પરણેલી છોકરીઓ તથા મોટી ઉમરની સ્ત્રીઓને યોગ્ય વિષયોનું જ્ઞાન આપવા માટે બપોરના બે કલાકના વર્ગો કાઢવા જોઇએ. તેમાં વિધવાઓ પણ શિક્ષણ લઈ શકે. સામાન્ય શિક્ષણ સાથે ધર્મ, નીતિ, ગૃહવ્યવસ્થા, બાળઉછેર, બાળશિક્ષણનું જ્ઞાન આપવું, અને શિવવાનું, વણવાનું, ગુંથવાનું પણ શીખવી શકાય. બાળલગ્ન અટકાવવા માટે તેમ જ દારૂનિષેધ માટે મજબુત નિયમો કરવા, અને એક વિષય આ લેખમાં હજી સુધી સૂચવાયો નથી તેના અમલને—શારીરિક ખીલવણી (વ્યાયામ)નો—ન્યાતોએ ઉત્તેજન આપવું. આવા વિષયો દરેક ન્યાત સ્હેલાઇથી હાથમાં લઇ શકે છે. તેનો અમલ કરવા માટે બંડ ઉઠાવવું નહીં પડે, પણ જે શિથિલતા, જડતા અને ઉદાસિનતા જુના જમાનાના માણસોમાં વ્યાપી રહી છે તેમના હાથમાં ન્યાતોનો કારભાર રહેવા દેવો નહીં. કારભાર તંત્ર બદલાવવું જોઇએ. મોટી વયના માણસોમાં જો ઉત્સાહ ન હોય તો તેમને માન સાથે ઘેર બેસાડવા. ન્યાતોમાં આપખુદીને સ્થાન ન હોય, અને જો ડોસાઓ બધી સત્તા પચાવી બેઠા હોય તો તેમને પદભ્રષ્ટ કરવામાં જરા પણ અચકાવું નહીં. દરેક જીવતી વસ્તુનો સ્વભાવ છે કે બદલાતા વાતાવરણ પ્રમાણે યોગ્ય ફેરફાર તેના શરીર અથવા બંધારણમાં થવા જોઇએ. એ જ નિયમ સંસ્થાઓને લાગુ પડે છે; અને

સાંસારિક વ્યવસ્થામાં ડોસાઓ સંયમ અથવા હદ બતાવવા માટે તથા જુવાનીઆ ઉત્સાહ અને હિમતથી યોગ્ય ફેરફાર કરવા માટે સર્જાયા છે. પણ જ્યાં પ્રગતિને અવકાશ નથી ત્યાં બહેતર છે કે ડોસાઓ એક બાજુ પર ખસી જાય, કારણ કે દરેક સુધારાની ચળવળને અંતે આરામ લેવો પડે છે અને એ આરામના વખતમાં ફરીને યોગ્ય ઓછાવત્તા ફેરફાર થઇ રહે છે.

મનુષ્યજાતિની ઉન્નતિના મુખ્ય સિદ્ધાંતો—નૈતિક આધ્યાત્મિક તથા આર્થિક છે તે જાળવીને સમય પ્રમાણે ફેરફાર થાય તે સારા સુધારા કહેવાય. તેમાં વ્યક્તિને બંધારણ પણ છે અને ઉન્નતિ માટે વધારેમાં વધારે છુટ મુકી શકાય તેવી ગોઠવણ હોવી જોઇએ. આ બંધારણ તથા છુટની સમતોલ સ્થિતિમાં સુખ પ્રાપ્ત થાય છે. વધારે બંધારણ હોય છે ત્યારે દુઃખ અને અધોગતિ થાય છે, વધારે છુટ હોય છે ત્યારે પણ સમાજને નુકશાન થાય છે. વ્યક્તિગત આત્મશુદ્ધિ વિના સુધારો સંભવતો નથી.

સુમન્ત મહેતા

# મ્હોટી બ્હેન

## (૩)

૬

સુરેંદ્ર તેના બાપની સાથે પોતાને ઘેર પહોંચ્યો. એ વાતને આજે લગભગ છ મહિના થઈ ગયા છે. તે દરમિયાન માધવીએ માત્ર એક જ વાર પોતાની સખી મનોરમાને પત્ર લખ્યો હતો.

પૂજાના* તહેવારોમાં મનોરમા પોતાને પિયેર આવી અને માધવીને ઉત્સુકતાથી કહ્યું: "પેલું તારૂં વાંદરૂં બતાવ!"

માધવીએ હસીને જવાબ આપ્યો: "કયું વાંદરૂં?"

મનોરમાએ માધવીના ગાલ ઉપર આસ્તેથી ટપલી મારી કહ્યું: "ઘડીકમાં ભૂલી ગઇ કે? પેલું જે વાંદરૂં પાળ્યું હતું તે."

"ક્યારે?"

મનોરમાએ પોતાના હાસ્યને દાબી રાખી કહ્યું: "યાદ કર, પેલું વાંદરૂં—જે તારા સિવાય બીજા કોઇને ઓળખતું ન્હોતું તે."

માધવી ક્ષણીવારે વાતનો મર્મ સમજી. તેનું મ્હોં ધીમેધીમે ફીકકું પડવા લાગ્યું. છતાં મનને મજબૂત કરી કહ્યું: "ઠી...ક, પેલા—માસ્તરની વાત! તેઓ તો પોતાની મેળે ચાલ્યા ગયા."

"તારા આવા સુંદર ચરણમાં આશ્રય લેવો ન ગમ્યો?"

માધવીએ મ્હોં ફેરવી વાળ્યું—કંઈ જવાબ ન આપ્યો. મનોરમાએ સ્નેહ અને આદરપૂર્વક તેનું મ્હોં પોતાની તરફ ફેરવવાનો પ્રયત્ન કર્યો. તેણીએ જોયું તો જરા ગમ્મત કરવા જતાં માધવીની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં. મનોરમાને આશ્ચર્ય થયું, કહ્યું: "આ શું કરે છે?"

માધવી પોતાના મનને કાબૂમાં ન રાખી શકી. આંખ આડું કપડું રાખી એકદમ રડી પડી.

મનોરમાના આશ્ચર્યનો પાર ન રહ્યો. આવે પ્રસંગે હવે શું વાત કરવી તે તેને ન સઝ્યું. થોડી વાર તો માધવીને રડવા દીધી. તે પછી તેની આંખ આગળનું કપડું ખુંટવી લઈ, બહુ જ દુઃખમય વાણીમાં કહ્યું: "બ્હેન, તારાથી એવી નજીવી મશ્કરી પણ સહન નથી થઇ શકતી?"

માધવી આંસુ લુછતી લુછતી બોલી: "હું વિધવા છું, એ વાત તું ભૂલી જાય છે!" તે પછી બેઉ સખીઓ પુનઃ રડી પડી. મનોરમાને માધવીનું દુઃખ તાજું થયું. માધવીનું રડવાનું કારણ જૂદું જ હતું. માધવીએ હજી હમણા જ જે કહ્યું હતું કે "જે

* નવરાત્રિના.

તારા સિવાય આ ઘરમાં બીજા કોઇને ઓળખતો ન્હોતો" એ વાત તેને સાંભરી આવી. મનોરમાના કથનમાં જરાય અતિશયોક્તિ ન્હોતી એમ તેને લાગ્યું.

ઘણી વારે મનોરમા બોલીઃ "પણ એ ઠીક ન થયું."

"શું ઠીક ન થયું?"

"મારે મ્હોંએ શા સારૂ કહેવડાવે છે? તું પોતે સમજે છે."

હૃદયની જે વેદના, આજે ૭ મહિનાથી માધવી મૌનપણે સહી રહી હતી તે વેદનાની વાત મનોરમા પાસે તે છુપાવી ન શકી. માધવી મ્હોં સંતાડી એક બાળકની જેમ રોઈ.

છેવટે મનોરમાએ પૂછ્યુંઃ "પણ તે ચાલ્યો કેમ ગયો?"

"મેં જ તેને જવાનું કહ્યું."

"બહુ સારૂં કર્યું—ડહાપણનું કામ કર્યું."

મનોરમાને પૂરી હકીકતની કંઇ જ ખબર નથી એમ માધવી જોઇ શકી. તેથી તેણીએ આખો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. વૃત્તાન્તના અંતે કહ્યું કે "જો એ ન બન્યો હોત તો મને લાગે છે કે હું આજે ગાંડી બની ગઇ હોત." મનોરમાએ જવાબ આપ્યોઃ "અત્યારે પણ ગાંડપણમાં શું બાકી છે?"

મનોરમા ભારે હૈયે પોતાને ઘેર ગઇ. તે જ રાત્રે પોતાના સ્વામીને એક પત્ર લખ્યો અને તેમાં લખ્યું કે

"તમારૂં કહેવું બરાબર છે—સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો જોઇએ. આજે હું પણ એ જ વાત કહેવા માગું છું. માધવીએ મારી આંખ ઉઘાડી દીધી છે. હું તેને ન્હાનપણથી જ ઓળખું છું, એટલે હું તેને દોષ દેવા નથી માગતી. એવી હિમ્મત પણ નથી ચાલતી. હું તો સમસ્ત સ્ત્રી જાતિને દોષ દેવા માગું છું—વિધાતાને ઠપકો દેવા માગું છું કે તેણે નારીનું હૃદય આવું કોમળ, પાણીના જેવું તરલ કેમ બનાવ્યું? એ હૃદયમાં આટલો બધો સ્નેહપ્રેમ ઢોળી નાંખવાનું તેને કોણે કહ્યું હતું? હું ઇશ્વરના ચરણમાં નમી પ્રાર્થના કરૂં છું કે પ્રભુ! નારીનાં હૃદય જરા કઠણ બનાવજે......આપના ચરણમાં માથું મૂકી, આપના મ્હોં સામે નીરખતી નીરખતી, આ દેહનો ત્યાગ કરૂં એવી અહોનિશ પ્રભુને પ્રાર્થના કરૂં છું. માધવીને જોઇ હું બહુ ભય પામી છું. મારી બધી આશા ઉપર તેણીએ પાણી ફેરવી દીધું છે. સ્વામી, મારા ઉપર પણ તમે વિશ્વાસ ન રાખતા—મને તમે અહીંથી જલદી લઇ જાઓ—"

સ્વામીએ ઉત્તરમાં લખ્યુંઃ

"કોઇનાં રૂપગુણ ઢાંક્યાં રહ્યાં છે? વખત આવ્યે પ્રકાશ્યા વિના ન રહે. જેના હૃદયમાં પ્રેમ ભર્યો હોય તે ઉછળ્યા વિના કેમ રહે? એક દિવસ તે ઉભરાય જ. માધવી લતા રસાળ વૃક્ષનો આધાર લેતી જ આવી છે. જગતનો એ સનાતન નિયમ છે. એમાં હું કે તું શું કરી શકવાનાં હતાં? તારી ઉપર મારો સંપૂર્ણ વિશ્વાસ છે, એ વિષે બિલકુલ ચિંતા ન કરવી—"

સ્વામીનો પત્ર મનોરમાએ માથે ચડાવ્યો, સ્વામીને ઉદ્દેશી પ્રણામ કર્યા અને બીજા એક પત્રમાં લખ્યુંઃ "અકર્મી માધવીએ, વિધવા થઇને જે ન કરવું ઘટે તે કર્યું. હૃદયથી તે બીજા એકને પ્રેમથી ચાહે છે!"

પત્ર વાંચી મનોરમાનો સ્વામી હસ્યો. મશ્કરી કરવાની ખાતર તેણે ઉત્તરમાં લખ્યુંઃ "માધવીને ખરેખર અકર્મી જ કહેવી જોઇએ; કારણ કે વિધવાએ ન કરવું ઘટે તે તેણીએ કર્યું છે, અને તમને પણ તેથી સ્વાભાવિક રીતે જ ક્રોધ ચડે. તેણીએ વિધવા થઇને સધવાનો અધિકાર શા સારૂ પડાવી લીધો? પણ જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તમારે એવી વ્યર્થ ચિંતા ન કરવી—અને આવી સગવડ જતી ન કરવી. ચાહવાનો અધિકાર કેવળ સધવાને જ હોય. તમારે પણ આ અનુકૂળ પ્રસંગનો લાભ લઇ, હૃદયથી બીજા કોઇના પ્રત્યે પ્રેમ વહેવડાવવો હોય તો મારી રજા છે. પરન્તુ મારે તને જણાવવું જોઇએ કે તારી લખેલી હકીકત વાંચીને મને જરાય નવાઇ નથી લાગી. મેં એક વાર એક વેલ જોઇ હતી, તે લગભગ અર્ધા ગાઉ સુધી જમીનપર પથરાએલી પડી હતી. છેવટે તે એક વૃક્ષને વળગી પડી. પછી જોતજોતામાં તેનાં પત્ર અને પુષ્પમાં કંઇ અનેરી ભભક ઉતરી આવી. હું અહીં આવીશ ત્યારે આપણે બન્ને એ વેલને એકવાર જોઇ આવીશું."

મનોરમાને એ પત્ર વાંચી એટલું માઠું લાગ્યું કે તેનો જવાબ પણ ન લખ્યો.

પરન્તુ માધવીના ચ્હેરા ઉપરનું નૂર ધીમે ધીમે ઉતરવા લાગ્યું. તેનું પ્રફુલ્લ મુખ કિંચિત્ ગંભીર બન્યું. કામકાજમાં પણ પ્રથમના જેવી વ્યવસ્થા ન રહી. દરેક પ્રવૃત્તિમાં શિથિલતા દેખાવા લાગી. નોકર ચાકર, સગાં સંબંધીઓની બરદાસ બરાબર કરે છે, કંઇક

વિશેષ, ઉમંગથી કરે છે, પણ પહેલાં કરતાં કંઇક જૂદો જ ફેરફાર જ પડી ગયો. કામકાજમાં વારંવાર ભૂલો થવા લાગી.

આજે પણ બધા તેને 'મ્હોટી બ્હેન' કહી બોલાવે છે, આજે પણ બધા એ કલ્પતરૂની છાયાંમાં આવી, હાથ લંબાવે છે અને જેને જે જોઇએ તે ત્યાંથી બેશક મળે છે, પણ વૃક્ષમાં જે રસ અને તેજ હોવાં જોઈએ તે ઉડી ગયાં છે. ઘરના જૂના માણસોને ચિંતા થવા લાગી છે કે રખેને આ કલ્પવૃક્ષ અકાળે કરમાઇ જાય.

મનોરમા રોજ માધવીને મળવા આવે છે, પણ પેલી વાત હવે ભૂલેચૂકે પણ ઉચ્ચારતી નથી. માધવીને તે વાતથી દુઃખ થાય છે એમ મનોરમા કળી ગઇ હતી. અને એવી વાતોની ચર્ચા જેમ બને તેમ ઓછી થાય તે જ ઠીક. અભાગી માધવી એ વાત સાવ ભૂલી જાય તો કેવું સારૂં, એમ પણ મનોરમાના મનમાં ખરૂં.

સુરેંદ્ર સાજો થઇ બાપને ઘેર આવ્યો. વિમાતાએ પણ હવે હદ ઉપરાંતની કાળજી રાખવી છોડી દીધી. સુરેંદ્રને તેથી કંઇક નિરાંત વળી. પરન્તુ શરીર પહેલાંના જેવું નીરોગ ન રહ્યું. તેના હૃદયમાં એક પ્રકારની વ્યથા પીડા આપવા લાગી. રૂપ કે યૌવનની પિપાસાને તેના દિલમાં સ્થાન નથી મળ્યું. એ વિષે તે સાવ નિર્દોષ છે. પહેલાંની બેદરકારી અને શૂન્યતા હજી કાયમ છે. આત્મનિર્ભરતા પણ હજી જાગી નથી.

પરન્તુ હવે કોની ઉપર ખાસ કરીને આધાર રાખવો એ એક મ્હોટો પ્રશ્ન થઇ પડ્યો. પોતાનું કામ પોતે જાતે સંભાળી લેવાનું તેને મુદ્દલ આવડતું નહોતું. અને આવડયું પણ નથી. આજે પણ પોતાના કોઇ નજીવા કાર્ય સારૂ કોઈના મુખ સામે તેને તાકી રહેવું પડે છે. છતાં તેને કોઇના કાર્યથી પૂરો સંતોષ નથી થતો. સઘળા કાર્યમાં તેને ખામી જેવું ભાસ્યાં કરે છે. કોઇ વાર ખીજાઇ પણ જાય છે. આવી વિચિત્ર સ્થિતિ જોઇ વિમાતા કેટલીક વખત ટીકા પણ કરે છે કે " સુરેંદ્રમાં આજકાલ ઘણો ફેર પડી ગયો છે. "

સુરેંદ્રને એક વાર સખ્ત તાવ આવ્યો. તાવની વેદનાથી તે તરફડવા લાગ્યો. તેની આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. વિમાતા તે વખતે ત્યાં પાસે જ બેઠી હતી. તેણી આ દેખાવ જોઈ ગભરાઈ. તે પણ રડી પડી. સુરેંદ્રનાં આંસુ અત્યંત સ્નેહભાવે લુછી નાંખ્યા, અને કહ્યુંઃ " સુરેંદ્ર, તને શું થાય છે બાપુ ? " સુરેંદ્રે કંઇ જવાબ ન આપ્યો. ત્યાર પછી એક પોસ્ટકાર્ડ માગી લીધું અને તેમાં વાંકાચૂંકા અક્ષરે લખ્યુંઃ " મ્હોટી બ્હેન, મને તાવ આવ્યો છે, બહુ દર્દ થાય છે."

પોસ્ટકાર્ડ ટપાલની પેટીમાં ન પડ્યો. પહેલાં પથારી ઉપર પડ્યો રહ્યો. ત્યાંથી તે મેજ ઉપર આવ્યો. અને પછી જે કોઇ ઝાડુ કાઢવા આવ્યું તેણે દાડમનાં છોતાં, બિસ્કુટના ટુકડા અને દ્રાક્ષનાં બીયાંની સાથે પેલો પત્ર પણ બ્હાર ફેંકી દીધો. સુરેંદ્રનાથના હૃદયની આકાંક્ષા ધૂળમાં મળી, હવામાં ઉડી, ઝાકળમાં ભીંજાઈ, તડકે તપી, આખરે એક બાવળના ઝાડ નીચે આવી શમી ગઇ.

પહેલાં તો તેણે ઉત્તરમાં સાક્ષાત્ દર્શનની જ વાંછના રાખેલી. છેવટે મ્હોટી બ્હેનના હસ્તાક્ષરવાળા જવાબની આશા રાખી. પરન્તુ અનેક દિવસો ચાલ્યા ગયા છતાં એકકે આશા ફળીભૂત ન થઇ. ધીમે ધીમે તેનો તાવ ઉતરી ગયો, તે હવે હરતો ફરતો થઇ ગયો.

એટલામાં સુરેન્દ્રના જીવનમાં એક નવો બનાવ બન્યો. અમે એ બનાવને માત્ર નવો જ કહીએ છીએ, નવાઇભરેલો નથી કહેતા, કારણ કે સુરેંદ્રના પિતા તો તે ઘણા વખતથી જાણતા અને તેની આશા જ રાખી રહ્યા હતા. હકીકત એવી છે કે સુરેંદ્રનો માતામહ પાબના જીલ્લાનો એક સાધારણ જમીનદાર હતો. તેના તાબામાં લગભગ ૨૦–૨૫ ગામ હતાં. વાર્ષિક આવક લગભગ ચાલીસ પચાસ હજારની ખરી. સંતાનમાં કાંઇ ન મળે, તે ઉપરાંત જમીનદાર પોતે ઘણી લોભી પ્રકૃતિનો માણસ હતો, એટલે આવક કરતાં ખર્ચ ઘણું ઓછું રાખ્યું હતું. જમીનદારીની આવકમાંથી પુષ્કળ પૈસો એકઠો કર્યો હતો. તેના સ્વર્ગવાસ પછી એ જમીનદારી અને માલમિલ્કત સુરેંદ્રને જ મળવાની એવી સુરેંદ્રના પિતાને પાકી ખાતરી હતી. અને બન્યું પણ એમ જ. પોતાના સસરા મરણપથારીએ છે એવા સમાચાર મળતાં રાય સાહેબ—સુરેંદ્રના પિતા—સુરેંદ્રને સાથે લઇ પાબના આવ્યા. પરંતુ તેઓ પહોંચ્યા તે પહેલાં શ્વસુર સ્વર્ગે ચાલ્યા ગયા.

રાય સાહેબે અગીઆરમા બારમામાં તેમજ શ્રાદ્ધ-શાંતિ વિગેરેમાં સારી પેઠે નાણું ખર્ચ્યું. રાય સાહેબે વકીલાત કરીને જે અનુભવ મેળવ્યો હતો તે જમીનદારીની વ્યવસ્થા કરવામાં ખૂબ કામે લાગ્યો. નોકર-

ચાકરો તેમ જ રૈયતમાં જોતજોતામાં તેમણે પોતાની ધાંક ફેલાવી દીધી.

સુરેંદ્રના વિવાહનો પ્રસંગ પણ આવી પહોંચ્યો. ચાર છ મહિનામાં કન્યાનો નિર્ણય થઇ ગયો, અને એક દિવસે ભારે ધામધૂમ અને વાજતે ગાજતે સુરેંદ્ર વિવાહ કરી આવ્યો.

આજે એ વાતને પાંચ વરસ થઇ ગયાં છે. સુરેંદ્રના પિતા રાય સાહેબ અને માધવીના પિતા વજ્રબાબુ, બન્ને જણ ગુજરી ગયા છે. સુરેંદ્રની વિમાતા પોતાના ભાગમાં આવેલી મિલ્કત લઇને પોતાના બાપને ત્યાં ચાલી ગઇ છે.

આજકાલ સુરેંદ્રની સુખ્યાતિની વાતો જોસભેર ચર્ચાય છે. એક પક્ષ કહે છે કે સુરેંદ્રનો જેવો બન્ધુ-વત્સલ, ઉદાર, નિષ્કપટી અને દોસ્તી નિભાવનારો જમીન-દાર બીજો કોઇ નહીં હોય; સામો પક્ષ કહે છે કે એના જેવો જુલ્મી, પ્રજાપીડક અને નિર્દય જમીનદાર બીજો કોઇ નથી.

અમે કહીએ છીએ કે એ બન્ને પક્ષોમાં સત્ય તો જરૂર છે. પહેલા પક્ષનું કહેવું સુરેંદ્રના સંબંધમાં યથાર્થ છે, અને સામા પક્ષનું કહેવું, જમીનદારીના મેનેજરના સંબંધમાં અક્ષરશઃ સત્ય છે.

સુરેંદ્રનાથના બેઠકખાનામાં આજકાલ અસંખ્ય દોસ્તો—યારો એકઠા થાય છે, મોજશોખ ઉડાવે છે, પાન બીડી, મદ્ય, માંસ વિષે કોઇને લેશમાત્ર કાળજી નથી કરવી પડતી. પાણી માગે એટલામાં દારૂની પ્યાલી આવીને હાજર થાય છે.

મેનેજર મથુરદાસભાઇ પણ દિલોજાનીથી તેને ઉત્તેજન આપી રહ્યા છે. રાજાનું ખર્ચ ગમે ત્યાંથી લાવીને પૂરું પાડવામાં તેના જેવો કુશળ મુત્સદ્દી બીજો કોઇ નહીં હોય. સુરેંદ્રના યારોનો લખલૂટ ખર્ચ, રાજ્યની તીજોરી ઉપર પડવાને બદલે રૈયતની દુર્બળ કાંધે પડે તેની તે હંમેશાં કાળજી રાખે છે. કોઇ પણ ખેડૂત કે રૈયત પાસેથી રાજ્યનું લેણું કઢાવવામાં તે ભારે ચાલાક છે. શામ, દામ, દંડ ને ભેદની નીતિના સઘળા અધ્યાય ભણીને જ આ સંસારમાં આવ્યો હતો. નજીવી શિક્ષાને ખાતર કે ધાક ફેલાવવાની ખાતર રાંક પ્રજાનાં ઝુંપડાં બાળી નાંખવાં, તેમની ઘરવખરી લુંટી લેવી અને દિવસોના દિવસો સુધી તેમને ભૂખ્યા તરસ્યા ગોંધી રાખવા એ તેને મન એક રમત માત્ર હતી.

પ્રજાની ફર્યાદ અને રોકકળ કોઇ કોઇ વાર શાન્તિ દેવીના કાને પહોંચતી. તે પોતાના સ્વામીને વિનતિના રૂપમાં બે બોલ કહેતી પણ ખરી કે " નાથ ! તમે પોતે જ્યાં સુધી જમીનદારીની લગામ હાથમાં નહીં લ્યો ત્યાં સુધી રૈયતની સ્થિતિ નહીં સુધરે. "

સુરેંદ્ર તત્ક્ષણ ઉત્સાહમાં આવી જતો અને કહેતો કે " બરાબર છે, ખરેખર જ રૈયત ઉપર જુલમ થતો હોવો જોઇએ. "

" તમને તો હજી શંકા જ છે. પણ આખા દેશમાં તમારી કેટલી નિંદા થાય છે તેનું કંઇ તમને ભાન છે ? રાતદિવસ ચોવીસે કલાક યારોની મજ-લીસોમાં બેસી અમનચમન ઉડાવે તેને શી રીતે ખબર પડે કે રૈયતમાં કેટલી અશાંતિ છે? અને મારું કહેવું માનો તો આ મેનેજરને એકદમ પાણીચું પર-ખાવી દો. "

સુરેન્દ્ર સ્હેજ ચમક્યો, દુઃખ પામ્યો અને બોલ્યો: " બરાબર કાલથી હું પોતે જ કામકાજ સંભાળીશ. "

થોડા દિવસ તેનો ઉત્સાહ નભે, જમીનદારીના કામ-કાજમાં સર્વત્ર વીજળીનો વેગ ઘડીભર ફેલાઈ જાય અને પાછું બધું ઠંડુંગાર.

એક વાર મેનેજરે ટીકા પણ કરેલી કે " સુરેંદ્ર બાબુ, આ રીતે જમીનદારી નભે ખરી કે ? "

સુરેંદ્રના મ્હોં ઉપર શુષ્ક હાસ્યની છાંયા ફરી વળી. તેણે જવાબ આપ્યો: " દુઃખીઓનાં લોહીથી ખરડા-યેલાં નાણાં મને નહીં જોઇએ. "

" તો પછી મારી શી જરૂર છે ? મને રજા આપી દ્યો એટલે પત્યું.

મેનેજરને રજા આપવાની વાત નીકળે એટલે તે નરમ ઘેંસ બની જતો. પછી જમીનદારીનું તંત્ર પ્રથમની જેમ ચાલતું. સુરેન્દ્ર પોતાના બેઠકખાનામાંથી બ્હાર નીકળવાની તસ્દી પણ ન લે.

હમણાં સુરેન્દ્રને એક નવી લપ વળગી છે. તેણે ગામ બ્હાર એક બગીચો અને બંગલો બનાવી કલકત્તા-થી એક શોખીન બાઇને બોલાવીને તેમાં રાખી છે. બાઇને નૃત્યગાન સારાં આવડે છે અને જોવામાં પણ કંઇ બદસૂરત નથી. મધમાખી જેવા ઘણા મિત્રો આ મધપુડે આવી ભરાય એમાં કંઇ આશ્ચર્ય નથી. તેમના આનંદ અને ઉત્સાહનો પાર ન રહ્યો. સુરેંદ્રને તેઓ ઘડીવાર પણ વીલો મૂકતા નથી.

આજે ત્રણ દિવસ થયા શાન્તિને પોતાના સ્વામીનાં દર્શન નથી થયાં. ચોથે દિવસે સ્વામી આવ્યા એટલે શાન્તિ બારણા વચ્ચે બેસી પૂછવા લાગી કે "આજ આટલા દિવસ ક્યાં હતા?"

"બગીચાવાળા બંગલામાં."

"ત્યાં એવું તે શું હતું કે ત્રણ દિવસ આ તરફ આવવાનું જ ન સૂઝ્યું?"

"બરાબર છે—"

"દરેક વાતમાં બરાબર છે, એ સિવાય બીજો જવાબ જ ન મળે. તમે ભલે ન કહો પણ મેં બધી વાત સાંભળી છે." બોલતાં બોલતાં શાન્તિ રડી પડી; "મેં એવું શું પાપ કર્યું છે કે—"

"પણ—મેં—એ બધા—"

સુરેંદ્રના ભાગ્યાતૂટયા શબ્દ શાન્તિના કાન સુધી ન પહોંચ્યા. તેનું રૂદન વધતું ચાલ્યું. તે બોલીઃ "તમે મારા સ્વામી છો. દેવ છો, આ લોકના અને પરલોકના આધાર છો. હું તમને જે કંઇ ઓળખી શકી છું તે ઉપરથી હું સમજી શકી છું કે તમને મારી જરાય પરવા નથી. આટલા દિવસ થયા પણ હું તમારૂં મન ન મેળવી શકી. એ દુઃખ તમને કે કોઇને કહ્યું જાય તેમ નથી. રખેને તમને દુઃખ થાય, રખેને તમે શરમાવ એમ ધારી મેં મારૂં હૈયું કોઇ વાર પણ ઠલવ્યું નથી."

"પણ આમ રડવાનું શું કારણ છે?"

"મારો એક માત્ર અંતર્યામી જાણે છે, કે હું શા માટે રડું છું. તમે મને કોઇ વખતે દુભવતા નથી એ હું જાણું છું. અને તમે પોતે પણ હંમેશાં ઉદાસીન રહ્યાં કરો છો. એ વાત પણ મારા લક્ષ્ય બ્હાર નથી. તેમાં તમે શું કરો? તમને હું શી રીતે દોષ દઈ શકું?" શાંતિએ આંખમાંના આંસુ લૂછી નાંખ્યા.

"મારૂં ગમે તે થાય, હું દુઃખ કે કષ્ટની બહુ કાળજી નથી કરતી, પણ એક વાર જો તમારૂં દુઃખ હું કંઇક ટાળી શકું......"

સુરેંદ્રે શાંતિને પાસે બેસી તેણીનાં આંસુ લૂછી નાંખ્યાં અને સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું: "તું ટાળી શકે તો શું કરે?"

એ પ્રશ્નનો ઉત્તર શાંતિ શી રીતે આપે? તેનું હૃદય ભરાઇ આવ્યું.

ઘણી વાર પછી શાંતિ બોલીઃ "તમારૂં શરીર પણ આજકાલ સારૂં નથી રહેતું."

"તું તો આજકાલની વાત કહે છે, પણ પાંચ વરસથી મારૂં શરીર કેવું રહે છે તેની મારા સિવાય બીજા કોઇને ખબર નથી. કલકત્તામાં હું ગાડી નીચે ચગદાયો તે વખતે છાતીમાં અને પીઠમાં એવું સખ્ત વાગ્યું હતું કે એક મહિના સુધી હું પથારીવશ રહ્યો હતો. તે દિવસથી જ મારૂં શરીર લથડયું છે. ત્યારથી આખો દેહમાં દર્દ રહ્યાં કરે છે. હું જીવતો રહ્યો છું એ જ મને તો નવાઈ લાગે છે."

શાંતિએ સ્વામીની છાતી ઉપર હાથ મુકી કહ્યુંઃ "તો ચાલો આપણે થોડા દિવસ કલકત્તામાં જઇને રહીએ, ત્યાં ઘણા સારા વૈદ્યદાકતર મળી શકશે."

સુરેંદ્ર પણ તત્કાળ આનંદમાં આવી ગયો. તે બોલી ઉઠયોઃ "બહુ સરસ. ત્યાં મ્હોટી બ્હેન પણ મળશે."

શાન્તિએ કહ્યુંઃ "તમારી મ્હોટી બ્હેનને મળવાની મને પણ ઘણા દિવસથી હોંશ છે. આપણે ત્યાં આવી શકે?"

"કેમ ન આવે?" સુરેંદ્રે સ્હેજ વિચાર કર્યો અને કહ્યું કે "જરૂર આવે. જો એક વાર તેને સમાચાર મળે કે હું મરવા પડયો......"

શાંતિએ સુરેંદ્રને આગળ બોલતો અટકાવવા એકદમ તેના મ્હોં ઉપર પોતાનો હાથ દાબ્યો. "તમને પગે લાગું છું, મહેરબાની કરીને એવી વાત હવે પછી ન ઉચ્ચારતા."

"ખરેખર, મ્હોટીબ્હેન આવે તો આપણને કોઇ વાતનું દુઃખ ન રહે."

શાન્તિનું હૃદય આનંદ અને અભિમાનથી છલકા ગયું. હજી થોડી ક્ષણો પહેલાં તેણે જે સ્વામી વિં આક્ષેપો મૂકયા હતા તે બધું ભૂલી ગઇ. સ્વામીન સંતોષમાં તે પણ સંતુષ્ટ બની.

સુરેંદ્રે કહ્યુંઃ "તું પોતે જઇને મ્હોટી બ્હેનને બોલાવી લાવજે, કેમ?"

શાંતિએ ડોકું ધૂણાવી સંમતિ આપી.

"તે આવશે તો તું પોતે જ જોઇ શકશે કે મારે કોઇ જાતની ચિંતા કે કાળજી નહીં કરવી પડે." શાંતિની આંખમાંથી આંસુ વહી નીકળ્યાં.

વળતે દિવસે દાસી મારફત મથુરબાબુને શાંતિએ કહેવરાવ્યું કે પેલા બગીચાવાળા બંગલામાં જે બાઇને બોલાવવામાં આવી છે તેને એકદમ રજા આપી દો અને જો એમાં વિલંબ થશે, તો તમારી નોકરી જોખમમાં આવી પડશે. સ્વામીને પણ જાણે ધમકાવતી હોય તેમ બોલી: " હવે જો તમે આ ઘરમાંથી એક ડગલું પણ બ્હાર ભરશો તો મારૂં માથું ફોડી લોહીની નદી વહેવડાવીશ. "

" એ બરાબર પણ..."

" પણબણ કંઈ નહીં ચાલે. હું બધાને પહોંચી વળીશ. " બીજી વાર દાસીને બોલાવી હુકમ આપ્યો: " જા, દરવાનને કહી આવ કે મારી રજા સિવાય કોઇ હરામજાદાને ઘરમાં પેસવા ન દેવો. "

ન છૂટકે મથુરબાબુએ કલકત્તાવાળી બાઇને શીખ આપી દીધી. દોસ્તો અને યારો પણ છુટા પડી ગયા. જમીનદારીનું કામકાજ જેમતેમ આગળ ચાલ્યું.

સુરેંદ્રની છાતીનો દુ:ખાવો જરા નરમ પડ્યો, એટલે કલકત્તે જવાનો વિચાર હાલ તરતમાં મુલતવી રાખ્યો. શાંતિને ત્યાં જવાનો મૂળથીજ કંઇ બહુ ઉત્સાહ નહોતો. દેશમાં ને દેશમાં જ રહીને સ્વામીના રોગના તમામ ઇલાજો લેવા માંડયા; કલકત્તાથી એક ખાસ કુશળ ડાકટરને બોલાવ્યો. તેણે સુરેંદ્રને જોઈ તપાસી, બધી હકીકત સાંભળી દવા સંબંધી વ્યવસ્થા કરી આપી. છાતીના દર્દની પરીક્ષા કરી તેણે સ્પષ્ટ રીતે કહ્યું કે " દર્દીને કોઇ પણ પ્રકારનો માનસિક કે શારીરિક પરિશ્રમ ન કરવા દેવો. "

મેનેજર મથુરબાબુને તો જોઈતું હતું અને વૈદે કહ્યું, એના જેવું થયું. ગામમાં તેમનો ત્રાસ વધતો ચાલ્યો. મેનેજરના જુલમ અને ત્રાસની કેટલીક હકીકત કોઇ કોઇ વાર શાંતિના કાને પહોંચતી, પણ પોતાના સ્વામીને જણાવવાની તે હિમ્મત ન કરી શકતી.

(અપૂર્ણ)

સુશીલ

# ખાંડનો ઉદ્યોગ: ખેતી અને વિકાસ

ખાંડની પ્રથમ ઉત્પત્તિ ભારતવર્ષમાં થઇ હોય એવી માન્યતા પ્રચલિત છે. વેદ, પુરાણ, ધર્મશાસ્ત્રો અને સ્મૃતિઓમાં મિષ્ઠાન્ન અને બ્રહ્મભોજનમાં તેનો વિશેષત: ઉપયોગ જોવામાં આવે છે. હિંદમાં ખાંડ માટે શેરડીનું વાવેતર દુનિયાના કોઈ પણ દેશ કરતાં વધારે પ્રમાણમાં અને મોટે પાય થાય છે. પરંતુ અજ્ઞાન, સારા સાધનોનો અભાવ, અને ખેડુતોની ગરીબાઇને લીધે પૃથ્વીમાતાની રસાળતાનો મોટો દુરુપયોગ થાય છે અને પરિણામે વાવેતરના પ્રમાણમાં એકરની ઉત્પત્તિ ઘણીજ ઓછી જોવામાં આવે છે. આંકડાશાસ્રીઓએ ખાંડની પેદાશ કરનારા મોટા ચાર દેશોની એકર ઉપર પેદાશ હિંદની ૧·૦૭ ટન, કયુબાની ૧·૯૬ ટન; જાવાની ૪·૧૨ ટન અને હવાઇની ૪·૬૧ ટન ગણી છે. આવી વસ્તુસ્થિતિનું મુખ્ય કારણ શું અને કેવી રીતે તેમાં સુધારો થઇ શકે તે યથાશક્તિ આ લેખમાં દર્શાવવાનો પ્રયત્ન થયેલ છે. એકત્રીસ કરોડની વસ્તીનો મોટો ભાગ ખાંડનો ઉપયોગ હિંદમાં વિવાહ, ઉત્સવ અને તહેવારોના દિવસોમાં કરે છે. વસ્તી મુખ્યત્વે વનસ્પતિનો ખોરાક ગ્રહણ કરતી હોવાથી ખાંડના ઉપયોગને વિશેષ ટેકો મળે છે. હિંદની ખાંડની પેદાશ વસ્તીને માટે પુરતી નથી. અને તેથી વધારે ખપને પહોંચી વળવા માટે પરદેશની સસ્તી ખાંડની આયાત કરવી પડે છે. ૧૯૦૬–૦૭ સુધી તો જર્મન અને ઓસ્ટ્રીઅન ગાજરમાંથી બનાવેલી ખાંડ હિંદમાં મોટી રકમની આયાત થતી હતી, પરંતુ પાછળથી હેમ્બર્ગની શેરડીની ખાંડે તેની જગ્યા લીધી. પરંતુ ૧૯૧૩–૧૪માં તો હિંદમાં જાવા અને મોરીસ ખાતેથીજ ખાંડની આમદાની મુખ્યત્વે થઇ હતી. તે વરસમાં હિંદે પરદેશથી કુલ આઠ લાખ ટન ખાંડ મંગાવી હતી. તેમાં સાડા ૭ લાખ ટન જાવા તરફથી આવી હતી, અને ૧ાા લાખ

ટન મોરીસે પુરી પાડી હતી. હિંદમાં શેરડીનું તે વરસમાં વાવેતર સાડા પચીસ લાખ એકરમાં થયું હતું. પરંતુ લડાઇને લીધે પરદેશથી ખાંડ ઓછી આવવાથી અને તેના ભાવો વધવાથી હિંદનું વાવેતર વધ્યું હતું.

શેરડીની ખેતીમાં ક્યુબાની પંક્તિ પ્રથમ છે. હિંદનો નંબર બીજો છે. પરંતુ હિંદની પેદાશ પ્રમાણમાં એટલી બધી નીચી અને ઓછી આવે છે કે જેથી ઓછા વાવેતરવાળા દેશો પેદાશમાં હિંદ કરતાં પ્રમાણમાં ઉંચો દરજ્જો ભોગવે છે. આમાં સુધારો કરવાના બે ઉપાયો છે. પ્રથમ શેરડીની બીજા દેશોની માફક શાસ્ત્રીય રીતે ખેતી કરવી, અને શેરડીમાંથી પુરતું સત્ત્વ મેળવવા માટે વધારે સારાં યંત્રોનો ઉપયોગ કરવો અને ખાંડની પેદાશ વધારવી: અથવા હમણાં પ્રજા ખાંડનો મોટો ઉપયોગ કરે છે, તેમાં ઘટાડો કરી હિંદમાં ઉત્પન્ન થતી ખાંડ ઉપર નીભાવ કરવો. ખાંડ એ અનાજના પ્રમાણમાં ઘણી મોંઘી વસ્તુ છે. તેની કિંમત અનાજ કરતાં અઢી ગણી વધારે છે જેથી બાર માસમાં ત્રીસથી ચાલીસ કરોડ રૂપીઆની ખાંડ પરદેશથી આવે, અને ગરીબ હિંદમાંથી આવડી મોટી રકમ દર વરસે ઘસડી જાય, એ અર્થશાસ્ત્રની રીતે દેશ માટે પાયમાલી તરફ જવા જેવું છે. આ સ્થિતિમાં સુધારો કરવો એ સર્વે સમજુ લોકોનું મુખ્ય કર્તવ્ય છે.

શેરડીની સૌથી સરસ ખેતી જાવા ખાને કરવામાં આવે છે. હિંદની પેઠે ત્યાં પણ હાથમહેનતથી જ ખેતી કરવામાં આવે છે. મજુરી એટલી સસ્તી છે કે યંત્રોની

સારૂ રહું છું. ખેતી કરવાની જરૂર પડતી નથી અને હાથ-
જાણું છું અને તમેડે છે. જાવા ખાને ખાંડની ખેતી
કરો છો એ વાત પણ અ છે. આથી આપણી પદ્ધતિ અને
તમે શું કરો ? તમને હું શી રીતે દોષ દઈ શકું ? —
શાંતિએ આંખમાંના આંસુ લુછી નાંખ્યા.

"મારૂં ગમે તે થાય, હું દુઃખ કે કષ્ટની બહુ કાળજી નથી કરતી, પણ એક વાર જો તમારૂં દુઃખ હું કંઈક કળી શકું......"

સુરેંદ્રે શાંતિને પાસે ખેંચી તેણીનાં આંસુ લુછી નાંખ્યાં અને સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું: "તું કળી શકે તો શું કરે ?"

એ પ્રશ્નનો ઉત્તર શાંતિ શી રીતે આપે? તેનું હૃદય ભરાઇ આવ્યું.

ખાતું (૨) રસાયનખાતું અને (૩) એન્જીનીઅરીંગ ખાતું. આ ત્રણે ખાતામાં નેધરલેંડ ખાતેની કૉલેજોમાં કેળવાયલા યુવકો અને અનુભવીઓ નીમવામાં આવે છે. તેઓએ શોધખોળ માટે આખા જાવામાં જુદા જુદા પ્રાંતોમાં નાનાં નાનાં સ્થાનો રાખ્યાં છે. ખેતી ઉપર વાર્ષિક ફાળા નાંખી આનો ખરચ નીભાવવામાં આવે છે. ૧૯૧૯–૨૦ માં તેનું ખર્ચ બાર લાખ ગીલ્ડર થયું હતું. એક એક અનુભવીના હાથ હેઠળ આ સંસ્થાએ (૧) જમીનની જાત (૨) શેરડીની જાતોમાંથી સારી જાત પેદા કરવી (૩) રસાયણ (૪) ખાતર (૫) શેરડીના રોગો વગેરે ખાતાંઓ ઉભાં કર્યાં છે. આ સંસ્થાએ એક મોટો જમીનનો વિભાગ અખતરા કરવા માટે ખાસ રાખ્યો છે. ખેતીના જમીનદારો, મીલવાળાઓ અને અનુભવીઓ વચ્ચે નિયમિત પત્રવ્યવહાર, પરિષદો, વ્યાખ્યાનો, હસ્તપત્રો; ચોપાનીઆં વગેરે દ્વારા ચાલુ સંબંધ રહે છે. આ સંસ્થાએ ખાંડની પેદાશ, શેરડીની ખેતી, જમીન, ખાતર વગેરે બાબત બહુ માહિતી અને સાહિત્ય એકઠાં કર્યાં છે. જુદા જુદા દેશોમાંથી બીજ મંગાવી તેના ગુણદોષ તપાસવા, તેમાંથી સારી જાત શોધી તેનું વાવેતર કરી, જુદી જુદી જમીનોમાં જુદા જુદા ખાતરના પ્રયોગોથી તે શેરડીની દરરોજની વધના આંકડા રાખી તેના ઉપર ઋતુઓની અસરની નોંધ રાખવી અને છેવટે સારી સિદ્ધ થયેલી જાતનાં બીજ તૈયારી કરી સૌ સભ્યોને પુરા પાડવાં વગેરે ઘણાં ઉપયોગી કામ આ ખાતું બજાવે છે. આ સંસ્થાનો એન્જીનીઅરીંગ વિભાગ શેરડી પીલવાનાં નવાં યંત્રો શોધવાં, સારી મીલ કેમ બાંધવી, તેના પ્લેનો તૈયાર કરવા, ક્યાં બાંધવી, કેવાં સાધનો, યંત્રો અને નાણાંની જરૂર છે,

શાન્તિનું સંબંધી બારીક હકીકતો ભેગી કરી અનુભવીઓ
ગયું. હજી થોડા મીલમાલીકોને દરેક જાતની સલાહ આપે
આક્ષેપો મૂક્યા અડસટ્ટા કરતાં ઉતર ઓછી આવે, અથવા
સંતાપમાં તે પૈદાશમાં ફરક પડે એટલે તરત જ આ
સુરેંદ્રે કહ્યું: ખેડી આવે છે અને સુધારાના ઉપાયો
બોલાવી લાવજો, કંઇ પણ ખબર ખાનગી રાખવામાં
"શાંતિએ, ટો પરંતુ દરેક બાબત સૌની જાણ માટે

"તે આવશે
કોઇ જાતની ચિંત કેમમાંલીકો જ શેરડીનું વાવેતર કરનારા
શાંતિની આંખમાંથી આ ખેડુતો પાસેથી લાંબી મુદત માટે
ઘણી સ્થિત થએલા મીલમાલીક

કાયદા મુજબના ભાવે વાવણી માટે પટે લે છે. સરકાર દરેક મીલની આસપાસનાં ગામડાંમાંથી કે જમીન પટે લેવાનું મીલવાળાને લાયસન્સ આપે છે અને ઍસીસ્ટંટ કલેક્ટરના આશ્રય નીચે આવાં ખેતો તૈયાર થાય છે. જો કે પટાનાં ખેતો લાંબી મુદત માટે કરવામાં આવે છે તો પણ તે જમીનમાં શેરડીનું વાવેતર ૧૪ થી ૧૮ માસમાં ખલાસ થઇ, કાપણી થઇ ગયાથી સારી હાલતમાં ખેડુતોને પાછી જમીન સોંપી દેવામાં આવે છે. ઘણી ખરી મીલો પાસે જમીનના ટુકડાઓ ફાજલ હોય છે. તેમાં સારી જાતની શેરડીના ફણગાવાળી કાતરીઓ વાવી ખેતરમાં લઇ જવા માટે ઉછેરવામાં આવે છે. અથવા શેરડી કાપતી વખતે તેના ઉપરનો ભાગ જુદો કાપી તેમાંથી ફણગાવાળા અંકુરો જુદા કાઢી તેને ઉછેરવામાં આવે છે. જીવજંતુથી બચાવ કરવા માટે આવાં અંકુરોને પ્રથમ ડામરની મેલવણીમાં ભીંજાવવામાં આવે છે. નવી સારી જાતોની શેરડી શોધી કાઢવામાં મીલોવાળા ભારે રસ લઇ તે માટે છુટથી નાણાં ખર્ચે છે. બારીક અને લાંબી તપાસ કર્યા પછી જ નવી જાતની શેરડીને સંશોધક સંસ્થા તરફથી પાસ કરવામાં આવે છે.

જાવા જેવી શેરડીની સુંદર ખેતી બીજે સ્થળે થતી નથી એ તો નિર્વિવાદ છે. એપ્રિલ અથવા મે માસમાં ચોખાના પાકની કાપણી થઇ ગઇ કે તરત મીલોવાળા જમીનનો કબજો લે છે અને શાસ્ત્રીય રીતે ખેતરોની અંદર ગટરો અથવા ખાઇઓ બાંધવી શરૂ કરી દે છે. ૧ ફુટ પહોળી અને ૧થી ૧।। ફુટ ઉંડી ગટરો બાંધી તેમને ૨ ફુટ પહોળી અને ૧।। થી ૨ ફુટ ઉંડી ૧૨૦ ફુટના અંતરવાળી મોટી નહેરો સાથે જોડી દેવામાં આવે છે અને પછી નાની ગટરોની વચ્ચે ૧૨થી ૩૦ ફુટ લાંબી, ૪ ફુટ પહોળી અને ૧ ફુટ ઉંડી ખાઇઓ ખોદવામાં આવે છે, અને વચ્ચેની જમીનને ૭ ઇંચ ઉંડી ખોદી કાઢવામાં આવે છે. જુન અથવા જુલાઇમાં અંકુરોવાળી કાતરીઓ ખાઇની બાજુમાં થોડા ઇંચનાં અંતરે વાવવામાં આવે છે અને તરત તેને પાણી નહેરોની મારફતે પહોંચાડમાં આવે છે. વરસાદ અને નહેરોથી પાવાના પાણીની ચોક્કસ ગણત્રી કરી બહુ જ નિયમિત, પદ્ધતિસર અને કરકસરથી પાણી પાવામાં આવે છે. પ્રથમ તો સાધારણ છંટકાવ જેટલું પાણી પાવામાં આવે છે, પરંતુ જેવી શેરડી વધતી જાય છે. તે પ્રમાણમાં પાણી પણ વધારે આપવામાં આવે છે. દર એકરે ૪૦૦ રતલ ઉપર સલ્ફેટ ઑફ ઍમોનીઆ અને ૮૦ રતલ નાઇટ્રોજનનું ખાતર આપવામાં આવે છે. ખાઇમાં મુળીઆંઓની બન્ને બાજુઓએ નાના ખાડા ખોદી, તેમાં વાવણી પછી ત્રણ અને સાત અઠવાડીએ બે વખત ખાતર દેવાય છે. વારંવાર જંગલી ઘાસને મુળીઆં પાસેથી નીંદી લેવાય છે. ધીમે ધીમે ખાઇઓને માટીથી ભરી દેવામાં આવે છે. જુનમાં વાવેલી શેરડી ઓક્ટોબરથી ડીસેંબર સુધી પાકી જતાં, મુળસહિત ખોદી લે છે અને ગાડાઓમાં ભરી મીલોમાં મોકલે છે. આ ખેતી ઉપર દેખરેખ યુરોપીઅનોની હોય છે.

જાવાની ખાંડની મીલો સ્વચ્છતા, હવા, ઉજાસ અને દરેક રીતે તંદુરસ્તીની વ્યવસ્થાસર બાંધેલી હોય છે. તેમાં નવીનમાં નવીન ઢબના સાંચાકામો ગોઠવેલાં છે. આવી કુલ ૧૮૬ મીલો જાવામાં ખાંડ બનાવે છે. મીલો મેથી ઓક્ટોબર સુધી શેરડી પીલે છે અને ચાર માસ કામ કરે છે. ૭ થી આઠ ટનની મોટર લૉરીઓમાં શેરડી ખેતરમાંથી લાવી, વીજળીથી ચાલતી ક્રેન મારફતે મીલની અંદર ઉતારી, સંચાની મારફતે રસ કાઢનારી મોટી યાંત્રિક ચક્રીઓ નીચે મુકવામાં આવે છે. ઘણીખરી મીલોમાં ૮ થી ૧૪ ચક્રીઓ હોય છે. ચુના અને કારબોનિક એસિડથી રસને સાફ કરવામાં આવે છે. રસને મોટા તાવડાઓમાં સંભાળથી ગરમ કરી સ્વચ્છ કરવાના પાત્રોમાં તેને બહુ જ ધીમે ધીમે ઠંડો કરે છે. મોસમ દરમીઆન મોટી મીલો દરેક ૩૦ થી ૪૫ હજાર ટન ખાંડ તૈયાર કરે છે અને ત્રણથી ચાર લાખ ટન શેરડીમાંથી રસ કાઢે છે. ખાંડ તૈયાર થયા પછી ગોડાઉનોમાં રાખવામાં આવે છે.

બધી મીલોએ એકત્ર મળી ઉપર જણાવેલા ટ્રસ્ટને વેચવાની સત્તા આપી છે. એ ટ્રસ્ટમાં મેનેજર, એસીસ્ટંટ મેનેજરો, વગેરે નીભાવવામાં આવે છે. તેઓ આખા વર્ષની ખાંડની પેદાશ, દુનિયાના બીજા ભાગોની પેદાશ, રેલ, કાલ, ઉઠાવ, માલની જાત વગેરેના શાસ્ત્રીય રીતે આંકડા તૈયાર કરી જેમ બને તેમ સારા ભાવો લઈ માલને વેચે છે, અને સ્ટીમર ઉપર ચડાવી આપવાની શરતે માલ વેચાય છે. ટ્રસ્ટના હુકમ મુજબ દરેક મીલ ખાંડ સ્ટીમર ઉપર ચડાવી આપે છે. ખાંડનાં નાણાં લેવાં, તેને વેચી આપવી વગેરે સૌ વ્યવસ્થા ટ્રસ્ટે કરવાની છે.

જાવામાં હિંદની પેઠે વસ્તી બહુ ગાઢ, એટલે મજુરી સસ્તી છે. માણસના દરરોજના આઠ આના, સ્ત્રીના

૭ આના અને બાળકના ચાર આના આશરે રોજ છે. ગામડાંમાંથી ખેડુત વર્ગ ખેતીના કામમાંથી નવરો થાય કે આવી મીલોમાં મજુરી કરે છે. હમણાં હમણાં મજુરોમાં ઘણી અશાંતિ ચાલે છે અને વારંવાર હડતાલો પડે છે. અને યુરોપીઅનો મજુરોની સરળતાનો પ્રથમ જેવો લાભ લઇ શકતા, તેવું હાલ બની શકતું નથી. દર વરસે ઘણી સારી કમાણી આ ઉદ્યોગમાંથી સરકાર અને મીલમાલીકો તથા શેરહોલ્ડરોને મળે છે.

હિંદમાં સ્થિતિ, સંજોગો અને વાતાવરણ જુદાં અને વિલક્ષણ છે. શેરડીની સેંકડો જાતો કોઇ પણ જાતનાં શાસ્ત્રીય વર્ગીકરણ વગર વાવવામાં આવે છે. હિંદના જુદા જુદા પ્રાંતોમાં જમીનની જાત પણ જુદી જુદી છે. વરસાદ પણ વધારે ઓછા પ્રમાણમાં પડે છે. ઋતુઓની સ્થિતિમાં પણ પ્રાંતવાર ફરક રહે છે. ખેતીની રીતમાં ખાતર નાંખવામાં અને વાવવાની જુદી જુદી રીતો મુજબ કામ લેવાય છે. નથી ખેડુતો પાસે પૈસો, નથી વિદ્યા, કે નથી સારાં સાધન. જમીનના નાના નાના ટુકડાઓ ઉપર સૌ પોતાને અનુકૂળ પડતી રીતે ખેતી કરે છે. કોઇ ખાતર નાંખે છે, કોઇ નાખતું નથી. કોઇ પણ સરખો નિયમ અનુસરતું નથી. હિંદમાં નવ વરસની સરેરાશ જોતાં દર વરસે ૨૭ લાખ એકર જમીનમાં શેરડી વાવવામાં આવે છે. તેમાં વાયવ્ય પ્રાંતમાં લગભગ ૫૦ ટકા, પંજાબમાં ૧૫ ટકા અને બિહાર તથા ઓરીસામાં ૧૦ ટકા વાવણી થાય છે. જાવામાં આ જમીનની વાવણીનો વિસ્તાર પાંચ ... ખેતી કે જનાં પેદાશ પ્રમાણમાં ઓછી છે

દાટી રાખેલ હોય છે તે હારબંધ વાવવામાં આવે છે. ફેબ્રુઆરીના મધ્ય ભાગમાં વાવણી શરૂ થઈ એપ્રિલમાં તે પુરી થાય છે. દર એકરે ૧૬ હજારથી ૨૫ હજાર શેરડીની અંકુરવાળી કાતરીઓ વાવવાને જાઇએ છે. વાવણી પછી ૠતુ અને જમીનની અંદર ભીનાશને અનુસરી બેથી સાત વખત સુધી પાણીનું પીત અપાય છે અને પાંચથી સાત વખત અંદર સાંતિડા ફેરવવામાં આવે છે. ઘણાખરા પ્રદેશોમાં ખાતરનો ઉપયોગ કરવામાં આવે છે. છાણ અને ખાતર દર એકરે બસોથી ત્રણસો મણ અપાય છે અને શેરડીના વાવેતર પહેલાં જમીનના અંદર મેળવવામાં આવે છે. કેટલેક ઠેકાણે પાછળથી પણ ખાતર નંખાય છે. ખેતીવાડી ખાતાના ઘણા અખતરા પછી એવું જણાયું છે કે દેશી શેરડી બહુ જોરદાર ખાતરથી ફાયદો મેળવતી નથી.

નવથી અગીઆર માસ શેરડીને ખેતરમાં રાખવામાં આવે છે, અને ડીસેમ્બરની આખરમાં વાઢ પડે છે. ઘણે ઠેકાણે માર્ચ સુધી વાઢ ચાલે છે. પરદેશી સારી શેરડી માટે ખેતી ઘણા ઉંચા પ્રકારની કરી, પુષ્કળ અને વારંવાર પાણી પાઇ, એકરે ૮૦૦ મણ જેટલું ખાતર અપાય છે. ખેતરમાં જવાની રીત મુજબ ખાઇઓ ખોદી શેરડી વાવવામાં આવતી નથી, જેથી પાક નબળો ઉતરે છે. જાવાની રીત હિંદમાં ઘણો ફાયદો કરી આપી શકે.

ગુજરાતમાં લોઢાનાં હળ વાપરવામાં આવતાં નથી, પરંતુ લાકડાના હળથી ૧૫-૨૦ વખત ખેતરો ખેડાય છે. પછી કોદાળીથી આખા ખેતરમાં જમીન

મિ. નાઈટે એક નવી ખેતીની કરકસરની રીત જેને મંજરી પ્રણાલી કહે છે તે શોધી કાઢી છે. દક્ષિણમાં ઘણે ઠેકાણે તેનો ઉપયોગ કરે છે. શેરડી વાવવાને હળ મારફતે ૨ા ફુટને બદલે પાંચ ફુટ છેટે ઉંડી લાઇનો કરે છે. ૧૦ ફુટ છેટે નીકો બાંધવાને બદલે ૧૦૦ ફુટ દૂર બાંધે છે. દર એકરે ૨૦–૨૫ હજાર કાતરીઓ વાવવાને બદલે માત્ર ૬૦૦૦ થી ૧૨૦૦૦ કાતરીઓ જ વાવે છે. આથી વાવેતર છેટું થાય છે. દરેક છોડને પુરતાં કુદરતી પોષણ, હવા, પ્રકાશ અને સ્વતંત્રતા મળે છે. પાણીનાં હમેશ કરતાં અડધી સંખ્યામાં પીતો દેવાય છે. દૂર દૂર હોવાથી હાથથી કાંઇ પણ ન કરતાં બળદની મહેનતથી બધું ખેતીનું, નીંદવા વગેરેનું કામ થઇ શકે છે. ઓછું ખાતર જોઇએ છે, ઓછી ખેતી થાય છે, ખૂહસ અડધું જ આવે છે અને પેદાશ ઓછી થતી નથી. મહારાષ્ટ્રમાં આ પ્રયોગો હળવે હળવે ખેડુતોને શીખવી ખેતીનો વિસ્તાર વધારાય છે.

વાયવ્ય પ્રાંતમાં શાહજહાનપુર ખાતે સરકારી ખેતરમાં ૨ ફુટ પહોળી અને ૬ ઇંચ ઉંડી ખાઇઓ ખોદી, વચમાં ૪ ફુટની જગ્યા રાખે છે. ૭ મહિના પડતર જમીન ઉપર ખુબ સારી ખેતી કરે છે, અને નવેંબરમાં ખાઇઓ ખોદે છે, અને તરત પાણીનું પીત આપે છે અને શેરડીની રોગ વગરની, તંદુરસ્ત અને સારી જાતની કાતરીઓ વાવવા પછી દસ દિવસે બીજું પાણી અપાય છે. અને વરસાદની મોસમ આવ્યા પહેલાં બીજાં ચાર પાણીનાં પીતો આપવામાં આવે છે. જમીન ખોદી, ઘાસ નીંદી, મુળીઆંને હવા ઉજાશ અપાય છે. દર એકરે ૩૫ મણ એરંડીનો ખોળ ખાતર તરીકે આપે છે. વાવવાની એક માસ અગાઉ ખાઇમાં ખાતર દેવામાં આવે છે. આ રીતથી ઘણો સારો અને પુષ્કળ પાક થાય છે. લાકડાના હળ કરતાં કીરલોસ્કર બ્રધર્સ તરફથી તૈયાર થયેલાં લોઢાનાં હળો બહુ સારૂં કામ આપે છે. સારા પાકની ઉતર માટે ખેતરમાં જાવાની પેઠે ખાઇઓ ખોદાવવી, સારી જાતની તંદુરસ્ત કાતરીઓ વાવવી, ઉંડી અને સારી ખેતી કરવી, જોઇતું પાણી આપવું, નાઇટ્રોજન વાળું એરંડીના ખોળ અથવા ગળીનાં છોડવાનું ખાતર દેવું, છેટે છેટે નિયમસર વાવણી કરવી, છોડાની ફેરબદલી, ઘાસની નીંદામણી, જમીન પોચી કરવી વગેરે બાબતો ઉપર પુરતું લક્ષ આપવાથી શેરડીના પાકની ઉતર ઘણી જ સારી આવશે. જે જમીન ઉપર શેરડી વાવેલ હોય છે તે જમીન ઉપર ઘઉંનો પાક થાય છે, અને ઘણો સારો ફાલ આવે છે. ત્રીજે ચણાનો પાક પણ સારો થાય છે. શેરડીના વાવેતરથી જમીન ઘણી સુધરી જાય છે. ચાર વરસ એ જ જમીન ઉપર ફરીથી શેરડી વવાઇ શકે છે. નહેરના પાણીની પીતવાળી ઉંડી ખેતી કરી, પુરતું ખાતર આપી, સારી રીતે જમીન પોચી કરવાથી અને છેટે છેટે સારી જાતની શેરડી વાવવાથી ઘણો સારો પાક ઉતરે છે. વધારે વરસાદ વાળી જમીનમાં ખાઇઓની સગવડ જરૂરની છે. હિંદી સરકાર તરફથી સ્થાપેલા પુસા, કોઇમ્બતુર, શાહજહાનપુર અને પુનાના સરકારી ખેતરોમાં એ વિષય ઉપર ઘણી શાસ્ત્રીય શોધો કરી જમીનને યોગ્ય શેરડીનાં અંકુરો ખેડુતોને આપવામાં આવ્યાં છે. તેથી ભવિષ્યમાં પુષ્કળ સુધારો થવા ઉમેદ છે.

શેરડી પીલી ગોળ બનાવવાનો હિંદમાં પ્રાચીન કાળથી હુન્નર ચાલ્યો આવે છે. પરંતુ આ જમાનામાં જુના રસ કાઢવાનાં યંત્રો અને ઘાણીઓ ચાલી શકે નહિ. હિંદી ઔદ્યોગિક કમિશનના રીપોર્ટ મુજબ આવી જુની જાતની ઘાણીઓથી ૩ રસ ફોકટ ચાલ્યો જાય છે. જાવાની નવી જાતની આધુનિક ખાંડની મીલો ૯૦ ટકા ચોખ્ખો રસ શેરડીમાંથી ખેંચી શકે છે. હિંદમાં માત્ર ૫૫ ટકા રસ મળે છે. આપણે ત્યાં જે શેરડી વાવે છે તેમાંથી ૯૯ ટકા જેટલી ગોળ બનાવવાના ઉપયોગમાં લે છે, બાકી એકાદ ટકા રસની ખાંડ બને છે. શેરડીમાંથી ઘાણીઓ માત્ર પોણા ભાગનો રસ કાઢી શકે છે. ઘણે ઠેકાણે હમણાં લોઢાની ઘાણીઓ વાપરવામાં આવે છે, પરંતુ ઘાંચીને યાંત્રિક ભાગોનું જ્ઞાન ન હોવાથી, એવી ઘાણી પદ્ધતિસર ચલાવતો નથી, અને બળદો જોરાવર નહિ હોવાથી આવી લોઢાની ઘાણીઓ ખેંચવામાં થાકી જાય છે. જો સારા બળદોથી આવી ઘાણીઓ સ્ક્રૂ વગેરે ઠીક કરી ચલાવે તો સારૂં પરિણામ આવે છે. શેરડીનો રસ અગ્નિ ઉપર મોટા તાવડા મુકી ગરમ કરવામાં આવે છે, અને જ્યારે ઘટ્ટ થાય છે, ત્યારે તેને ગોળ કહે છે. અખતરાઓથી સાબીત થયું છે કે આવી રીતથી ખાંડના સત્ત્વ ભાગનો પાંચમો હિસ્સો ઓછો મળે છે. સુગર કમીશન (ખાંડ સમિતિ)ની ગણત્રી મુજબ હિંદમાં ત્રણ કરોડ ટન શેરડી પેદા થાય છે. તેમાંથી ૫૦ લાખ ટન ચુસવા ખાવામાં જાય છે; બાકી ૨ા કરોડ ટન શેરડીમાંથી ૨૩ લાખ ટન ગોળ બનાવાય

છે. આ શેરડીમાં ૩૧ લાખ ટન ખાંડનું તત્ત્વ છે, પણ માત્ર ૧૬ લાખ ટન આપણે ઘાણીની પદ્ધતિથી મેળવીએ છીએ જ્યારે જાવાની મીલો તેમાંથી ૨૭ લાખ ટન મેળવે છે. એ રીતે આપણે વાર્ષિક ૧૦ લાખ ટન ખાંડનું તત્ત્વ ખોઇએ છીએ. દર ટનની કિંમત રૂા. ૪૦૦) છે. આમ કેટલું બધું નુકશાન થાય છે! આપણે પરદેશથી ૬ લાખ ટન ખાંડ મંગાવવી પડે છે. જો આપણે આપણી રસ કાઢવાની પદ્ધતિ સુધારીએ તો આપણે પરદેશથી ખાંડ મંગાવવાની જરૂર પડે નહિ. પણ ઉલટું આપણે બીજા દેશો ખાતે મોટી રકમની ખાંડ મોકલી શકીએ, અને આપણી પરાધીનતાને ટાળી શકીએ.

હિંદમાં શેરડીમાંથી ગોળ બનાવવાની નાની ૧૮ મીલો છે. પણ ૨૪ કલાકમાં કોઈ પણ મીલ ૪૦૦ ટન કરતાં વધારે શેરડી પીલી શકતી નથી અને જાવાની એક મોટી મીલ જેટલી આ ૧૮ મીલ સાથે મળી ખાંડ તૈયાર કરી શકતી નથી. સાંચાકામ જુની ઢબનું હોવાથી શેરડીમાંથી ખાંડનું તત્ત્વ પુરતું કાઢી શકતી નથી, અને તેથી આ મીલો ફતેહમંદ થઇ શકતી નથી. વાયવ્ય પ્રાંતમાં નવાબગંજ ખાતે સરકાર તરફથી એક નાની મીલ સ્થાપવામાં આવી છે. તે ધોરણ ઉપર નવું સાંચાકામ, પુરતી તકેદારી, વેપારી કુનેહ, ધણીની અંગત દેખરેખ અને જોઇતી નાણાંની છુટ તથા શેરડીની વાવેતર વાળી જમીન નજીક મીલ બાંધી હોય તો પરિણામ ઠીક આવે.

હિંદમાં અઢીથી ત્રણ લાખ ટન ખાંડ ગોળની રાબમાંથી બનાવે છે. સુકાયલી રાબને ગુણીઓમાં ભરી, બાર બાર ગુણીઓ ખડકી, તે ઉપર પગથી ખુબ ખુંદવામાં આવે છે. આઠ કલાક પગ નીચે દબાયાથી અંદરનો હલકો રસ બહાર નીકળી જાય છે. તે પછી ગુણીઓમાં રહેલું સત્ત્વ બીજા ઓરડામાં લઇ, કપાસના સુકા છોડની દાંડીઓ પાથરી તે ઉપર ચાર ફુટ જાડાઇનો થર કરવામાં આવે છે અને તે ઉપર સીવાર નામના પાણીના વેલા ઢાંકે છે અને એકાંતરે જુના કાઢી નવા વેલા બદલ્યાં કરે છે. આવી રીતે એક માસ સુધી કરે છે. સત્ત્વની ઉપરનું પડ તદ્દન કાળું થઇ જાય છે તે કાઢી નાંખે છે. અને ફરી સીવારથી ઢાંકે છે. આ રીતે દેશી ખાંડ તૈયાર થાય છે, પણ આ રીત બહુ જ ધીમી, ખર્ચાળ અને નુકશાનકારક છે. આર્થિક દષ્ટિએ તો તદ્દન ખરાબ જણાય છે. જો એન્જીનથી ચાલતી નાની મીલ અને છેવટમાં છેલ્લી ઢબની ભઠ્ઠીથી કામ લેવામાં આવે તો ઘણો ફાયદો થાય. હમણાંની ખુલ્લી ભઠ્ઠીઓ અથવા ચુલાઓમાં બળતણનું મોટું નુકશાન થાય છે. ગોળ બનાવવા માટે ઢોરની અથવા બળદની મહેનત કરતાં સાંચાકામ ઘણું સારૂં પરિણામ લાવશે. પરંતુ એ સાંચાકામ શેરડીની મોસમમાં ગોળ બનાવે, અને બાકીના ૭ માસમાં લોટ પીસે, બીયાંમાંથી તેલ કાઢે એવી વ્યવસ્થા પણ સાથે જ જોઇએ. પંદર હજાર રૂપીઆના ખરચે આવી નાની મીલો બંધાઇ તૈયાર થઇ શકે છે.

ગોળ બનાવવાની ક્રિયા, હિંદના મોટા ભાગમાં ગૃહઉદ્યોગ તરીકે હજારો માણસોને રોજી આપે છે. હમણાં જે સાધનોથી ગોળ બને છે, તે ઘણાં પ્રાચીન હોઇ સુધારાને યોગ્ય છે. જુની ઘાણી કરતાં લોઢાની ત્રણ ચક્રવાળી ઘાણી ઘણું સારૂં કામ આપે છે. પરંતુ શેરડી પીલનારા પાસે એવી ઘાણીઓ ચલાવવા માટે પૈસા અને સાધનો નથી. ભઠ્ઠીઓમાં પણ બળતણનો ઘણો બગાડ થાય છે. ભઠ્ઠીઓ પણ સુધારવાની જરૂર છે. પરસ્પર સહાયક મંડળની યોજના ઉપર ખેડુતોને નવીન સારાં ખેતીનાં ઓજારો અને ગોળ તૈયાર કરનારાઓને લોઢાની હલકી ઘાણીઓ પુરી પાડવામાં આવે, તથા સારા બળદો પણ આપવામાં આવે તો તરતમાં આ ઉદ્યોગને માટે પુરતું છે.

ખાંડનાં નાનાં કારખાનાં પણ સારા યંત્રો, પુરતી નાણાંની મદદ અને વેપારી કુનેહના અભાવથી ફતેહમંદ થતાં નથી. શેરડીનો ચાલુ અને નિયમસર જથ્થો મળી શકતો નથી. જો કારખાનાંવાળા પોતે જમીન પટે લઇ પોતાના માટે શેરડીની જાવાની પેઠે વાવણી કરી, સારી જાતની પુરતી શેરડી નીપજાવે તો તેમને નિયમિત કારખાનું ચલાવવાનું સુગમ થાય. સહાયક મંડળ તરફથી અથવા મોટા તાલુકદાર જેઓ શેરડીને યોગ્ય ૨૦૦–૩૦૦ એકર જમીન ધરાવે છે, તેઓ આવા નાનાં કારખાનાં ઠીક ચલાવી શકે. પરંતુ શેરડીમાંથી ગોળ બનાવવાની ક્રિયા ગૃહઉદ્યોગ તરીકે જ રહે તે ઘણી સારી વાત છે. ગૃહઉદ્યોગ હજારોને રોજી આપે છે. માત્ર સરકાર અને સહાયક મંડળ તરફથી સારાં યંત્રો અને સાધન પુરાં પાડવામાં આવે અને તેની કીંમત હપતાથી લેવામાં આવે તો આ ઉદ્યોગને ગારો ટેકો મળે.

હિંદમાં શેરડીમાંથી ખાંડ બનાવવાના ૩૩ કારખાનાં છે. તેઓની મુખ્ય મુશ્કેલી પુરતા જથ્થામાં શેરડી મેળવવાની છે. મોસમમાં પુરતી શેરડી મળે છે પણ પાછળથી ટાંચ પડે છે, જેને લીધે મીલને ચલાવવા માટે અડધા જથ્થામાં શેરડી મળવી મુશ્કેલ થઈ પડે છે. ખરચ મીલનું તેટલું જ આવે છે પણ ખાંડ અડધા પ્રમાણમાં નીકળે છે. સરકાર પાસેથી જમીન મેળવી મીલવાળા પોતાને હીસાબે શેરડી મેળવે, અથવા તો સરકાર અમુક ભાવ બાંધી ફરજીઆત મીલની જરૂરીઆત મુજબ શેરડી મેળવી આપે તો જ મીલવાળાને રાહત મળી શકે. જાવાની ઢબે અત્રે મોટી મીલો બાંધવી હાલ તો અસંભવિત લાગે છે, કારણ કે નાણાં સંબંધી અગવડ ઉભી થાય. હાલ બજારમાં મોટી રકમનું નાણું ખાંડની મીલ બાંધવા મળી શકે નહિ. ઉપરાંત વિસ્તારવાળી જમીન મેળવી શેરડીની શાસ્ત્રીય રીતે ખેતી કરવી જોઈએ. સાંચાઓની મોટી કિંમત, અનુભવીઓના મોટા પગારો, અને નાણાંની તંગીને લીધે મોટા પાયા ઉપર ખાંડનાં કારખાનાં હાલમાં નીકળી શકે નહિ. ત્રણેક વરસ ઉપર બ્રહ્મદેશના મોટા વેપારી શેઠ અબ્દુલ કરીમ જમાલે દસેક હજાર એકર જમીન, સરકાર મારફત મેળવી તેના ઉપર સારી શેરડી વાવી હતી, અને જાવાની ઢબ ઉપર મોટી બે મીલો પણ શેરડીની વાવેતર વાળી જગ્યા નજદીક બાંધી હતી. રેલ્વે વગેરે લઇ જવાનાં સાધનો પણ સારાં હતાં. અનુભવીઓની નીમણુંક કરી હતી. છતાં જ્યારે સૌ તકલીફો દૂર કરી, કારખાનું સારી રીતે ચાલવાની શરૂઆત થઇ ત્યારે નાણાં સંબંધી અગવડને લીધે બધું કામ પડી ભાગ્યું. કારખાનાં બળી ગયાં અને ખેતીની જમીન અવ્યવસ્થિત થઈ ગઇ. આ રીતે નવીન ઢબ ઉપર સ્થાપના કરવાનો આ એકજ મોટો અખતરો તદ્દન નિષ્ફળ ગયો. હમણાં દેશની નાણાં બજારની સ્થિતિ જોતાં આ ઉદ્યોગને મોટે પાયે સ્થાપવાનું બની શકે તેમ નથી. તેમ જ હાલ ચાલુ મીલોમાં પણ જુનાં સાંચાકામ, અનુભવીઓ તથા પુરતી શેરડીનો અભાવ અને ખરાબ વ્યવસ્થાને લીધે સારો ફાયદો થતો નથી.

પુસામાં ખેતીવાડીનું શિક્ષણ અપાય છે. તેમાં એક ખાંડ ખાતાનો વિભાગ પણ રાખવામાં આવ્યો છે, તેમાં ખાંડને લગતું મોટું સાહિત્ય ભેગું કર્યું છે. સરકાર તરફથી ખાંડના ઉદ્યોગની કેળવણી માટે એક સારા પાયા ઉપર શાળા સ્થાપવાની હિલચાલ ચાલુ છે. તેમાં શેરડીની પેદાશથી તે ખાંડની બનાવટ સુધીનાં દરેક વિભાગોને લગતું જ્ઞાન આધુનિક શાસ્ત્રીય પદ્ધતિ ઉપર આપવામાં આવશે. તે શિવાય ખાંડની શોધખોળ-ખાતું અને મોટી નમુનેદાર મીલ બાંધવાની પણ સરકારની ઇચ્છા છે. નાણાં સંબંધી તાણને લીધે એ જરૂરનાં કામો સરકાર તાકીદે હાથ ઉપર લઇ શકી નથી. લુઇસાનીઆની ઑડુબૉન સ્કુલ, હવાઇની ખાંડની કૉલેજ અને રોયલ ટેકનિકલ કૉલેજ ગ્લાસગો, સુલ્ટઝસ સુગર સ્કુલ બ્રન્સવિક, જર્મની વગેરે અનેક વિદેશી સંસ્થાઓમાં શેરડીની ખેતી, રસાયણશાસ્ત્ર અને એન્જીનીઅરીંગનું જ્ઞાન અપાય છે. આવી સંસ્થાની હિંદમાં પણ જરૂર છે. પણ વધારે મોટી જરૂર હિંદમાં તો ખેડુતો અને ખાંડ પીસનારાનાં છોકરાઓને માટે ખાસ નાની નાની સ્કુલો જેમાં ચાલુ પદ્ધતિમાં જ સુધારા વધારા શીખવી શકાય તેવી સ્કુલોની છે. વાયવ્ય પ્રાંત જ્યાં મોટા પ્રમાણમાં શેરડી વાવી ગોળ બનાવવામાં આવે છે તેવા વિસ્તારમાં જીલ્લાવાર નાની નાની સ્કુલો ખોલવાની બહુ જરૂરીઆત છે, કારણ કે હિંદની હમણાં-ની પરિસ્થિતિ જોતાં ગોળ ગૃહઉદ્યોગ તરીકે જ રહે, અને તેમાં યોગ્ય સુધારા કરવામાં આવે એ જ ઉત્તમ છે. હાલમાં હિંદમાં ખાંડની મોટી મીલો બાંધવા જેટલાં અનુભવ, પૈસા અને ઉત્સાહ નથી જેથી ગૃહ-ઉદ્યોગ તરીકે જ શેરડી વાવી ગોળ બનાવવાના ઉદ્યોગનો વિકાસ કરવો ઉચિત છે.

સરકાર તરફથી કોઇમ્બતુર, શાહજહાનપુર અને બીજાં કેટલાંક સ્થળે સરકારી ખેતરોમાં શેરડીની જુદી જુદી જાતો ઉપર અખતરા કરી, નવી સારી જાતનાં અંકુરો તૈયાર કરવામાં આવે છે. પરંતુ એક જાતના સારા અંકુરો એક પ્રાંતમાં ફતેહમંદ થયા હોય, તે બીજા પ્રાંતની આબોહવા અને જમીનના ફેરફારને લીધે ત્યાં ફતેહમંદ થતાં નથી. તેથી જુદા જુદા પ્રાંતોની જમીન ને હવાને અનુકૂળ જુદી જુદી જાતની શેરડી વાવવાની જરૂર પડે છે. આ અખતરાઓ ઘણા જ અગત્યના છે દાખલા તરીકે વાયવ્યપ્રાંત ખાતે શેરડીની એક એવી જાત શોધી કાઢવામાં આવી છે કે જેની સારી ખેતી કરવાથી તે જાતમાંથી એક એકર દીઠ ૨૪૮૮ રતલ ખાંડ વધારે મળી શકી હતી. તેવી જ

રીતે શેરડીમાંથી નવી ઢબે સંભાળથી સારી ખાંડ બનાવવાથી તેની ઘણી સારી કિંમત મળે છે.

હાલ હિંદમાં વાયવ્ય પ્રાંતમાં શારદાની નહેરો, સિંધમાં સકકર બેરેજની નહેરો મોટા ખરચે બંધાય છે. તે બંધાઈ ગયાથી શેરડીના લાયકની મોટા પ્રમાણમાં જમીન ફાજલ પડી શકશે અને આ ઉદ્યોગ બહુ મોટા પ્રમાણમાં હિંદમાં પગભર થશે. પરંતુ સાથે ખેતીમાં અને ગોળ બનાવવાની ચાલુ ક્રિયામાં સુધારા વધારા કરવાની જરૂર છે.

યૂરોપ ખાતે ગાજરમાંથી ખાંડ બનાવવાનો મોટો ઉદ્યોગ મહાન યુદ્ધને લીધે અવ્યવસ્થિત થઇ ગયો છે. પરંતુ યૂરોપની સ્થિતિ સુધરી કંકાશ અને કુસંપ જેમ ઓછાં થશે, તેમ તે ઉદ્યોગ પાછો સજીવન થશે અને જર્મનીની તથા બેલજીઅમની સરકાર રોકડાં નાણાંની મદદથી મોટી હરિફાઈમાં ઉતરી ખાંડના વેપારમાં મોટો ફેરફાર કરી નાંખશે. હિંદમાં સરકારી મદદ, તથા દેશી સાહસના અભાવથી તેમજ ખેડુતોની ગરીબ સ્થિતિ થા અજ્ઞાનથી ખાંડના ઉદ્યોગને ઉત્તેજન મળતું નથી. પ્રદેશ પંજાબ વગેરે પ્રાંતોમાં શેરડી લાયકની ઘણી જમીન મળી શકે તેમ છે. જો જાવાના ધોરણે હિંદમાં ખાંડનો ઉદ્યોગ જમાવવામાં આવે તો હિંદ આખી દુનિયાને સૌથી સસ્તી ખાંડ પુરી પાડી શકે.

પરદેશથી આવતી ખાંડ ઉપર અત્રેની સરકાર પચીસ ટકા જકાત લે છે. લગભગ ૭ થી આઠ લાખ ટન ખાંડ જાવા મોરીસ અને યુરોપથી હિંદમાં કલકત્તા, મુંબઇ, કરાંચી અને મદ્રાસ ખાતે આવે છે. બધી આયાતનો વેપાર યુરોપીઅન વેપારીઓ, રાલી બ્રધર્સ, વૉલ્કર્ટ બ્રધર્સ વગેરેનાં હાથમાં છે જેમની પાસેથી દેશી વેપારીઓ ખાંડ લઇ દિલ્હી, અમૃતસર, કાનપુર, આગ્રા વગેરે મોટા શહેરોનાં બજારોમાં મુકે છે. જાવાથી ખાંડ લઇ આવવાનો ઇજારો (મોનોપોલી) એશીઆટિક સ્ટીમ નેવિગેશન કંપની પાસે છે. હિંદનાં મોટાં બંદરોમાં હિંદી વેપારીઓ મોટા પાયા ઉપર ખાંડનો સટ્ટો કરે છે. પરિણામમાં ઘણા પૈસાદાર વેપારીઓને મોટી નુકશાની ખમવી પડેલ છે. કેટલાક દેશી વેપારીઓની જાવામાં પેઢીઓ છે, પણ પ્રમાણમાં તેઓ ઓછો માલ મંગાવે છે.

— ડુંગરસી ધરમસી

# "વડોદરાનો રાજ્યકારભાર"

## ( કેટલીક ચર્ચા )

ગયા શ્રાવણ મહિનાના અંકમાં શ્રી સત્યાનંદનો લેખ વડોદરાના રાજ્યકારભાર વિષે પ્રગટ થયો હતો. તે વિષે ઘણી ચર્ચા અમારી પાસે આવી હતી, તે શ્રી સત્યાનંદ તરફ રવાના કરવામાં આવેલી. તેમનો જવાબ આવ્યો છે કે " જે સાહિત્ય પ્રજા વર્ગને સ્હેલાઇથી મળી શકે છે તેનો ઉપયોગ કરીને શુદ્ધ બુદ્ધિથી, અને વડોદરા રાજ્યમાં સુધારો થાય એવા હેતુથી મારા લેખમાં યોગ્ય ટીકા તથા સૂચના કરી છે. હું ચર્ચામાં ઉતરવા માગતો નથી તેથી આપને યોગ્ય લાગે તેટલી ચર્ચા આપ છપાવશો. "

શ્રી સત્યાનંદના લેખથી વડોદરા રાજ્યમાં જાગૃતિ આવી છે. એક અઠવાડિક છાપામાં તેને પ્રસિદ્ધ કરવાને લીધે તે ઘણા વાચકોના હાથમાં ગયો છે. અને એક રાજ્યપ્રેમી નાગરિક શ્રી રંગીલદાસ કાપડીઆએ સંખ્યાબંધ નકલો છપાવીને આખા રાજ્યના આગેવાન પ્રજાજનો તથા અમલદારોને એ લેખની નકલો પહોંચાડી છે. રાજ્યકારભારના મુખ્ય સિદ્ધાંતો વિષે ચર્ચા તથા હાલના કારભારનું પૃથક્કરણ, કારભારીઓની માનસિક વૃત્તિનું વર્ણન વિગેરે બાબતોનું ચિત્રાલેખન બરાબર પ્રમાણસર અને સાચું દોરાયું છે કે નહીં, તેમાં પુરાયલા રંગ ન્યાયસર છે કે નહીં તે બાબતનો નિર્ણય દરેક વાચક પોતાનાં જ્ઞાન તથા વૃત્તિ પ્રમાણે કરી લેશે. સારાં ચિત્રોમાં કેટલીક મુખ્ય બાબતો વિગતવાર અને બારીકાઇથી બતાવવાની અને ક્ષુલ્લક ચીજોને જરા છાયાંમાં રાખવાની પ્રથા છે. જેટલી વસ્તુ ચિત્રકારને નજરે પડે તેટલી બધી ચિત્રમાં ઘુસાડી શકાય નહીં. પ્રકાશ તથા છાંયો, વસ્તુ અને તેનો પડછાયો, કદ તથા રંગનું પ્રમાણ એ સર્વ બાબતોની ગોઠવણી એવી રીતે થાય કે પ્રેક્ષકના મન ઉપર સત્ય અને સચોટ છાપ પડે, તેમાં કલાકૌશલ્ય સમાયલું છે.

છબી અને ચિત્ર એ બન્નેમાં આસમાન જમીન જેટલો ફેર હોઈ શકે. છબી ચિત્રના જેવી સુંદર અને સાચી બની શકે, તેમ તે-ખોટી, ગંદી અને અન્યાયી ( એટલે પ્રમાણ તથા રંગ વગરની ) પણ હોય. શ્રી સત્યાનંદનો લેખ છબી નથી પણ ચિત્ર છે.

આ લેખમાં પ્રજાવર્ગના કેટલાક ભાઈઓને ઉણપ દેખાય છે. અમલદાર વર્ગના થોડા ભાઇઓને ક્વચિત્ અતિશયોક્તિ માલુમ પડી છે તે બધી હકીકત તેમના પત્રો ઉપરથી વાંચક જોઈ શકશે.

હિંદુસ્તાનમાં બાવન લાખ સાધુ સન્યાસી તથા ફકીરો ગૃહસ્થાશ્રમીઓના પરસેવા ઉપર જીવન ગાળે છે. તેમનામાં કેટલું આધ્યાત્મિક બળ છે તે કળી શકાતું નથી પણ બે ત્રણ સાધુઓ આ ચર્ચામાં ભાગ લેશે એવું અમે સ્વપ્ને પણ ધારેલું નહિ. ચર્ચા ખુબ થઈ છે, પરમાત્માની કૃપા હશે તો વડોદરાના મહારાજા, પ્રજાવર્ગના વિચારવંત આગેવાનો, લાગણીવાળા અમલદારો—સૌ આ બાબતનો ઉંડો વિચાર કરશે અને જનસમાજનું ભલું થાય, ગાયકવાડી પ્રજા ઉન્નતિને માર્ગે ચઢે તેને માટે ભગીરથ પ્રયત્ન કરશે.

—તંત્રી

## સ્વામી તદ્રૂપાનંદની ટીકા

એક લેખક, સ્વામી તદ્રૂપાનંદ, લખે છે કે " અમારે અહીં નીડરતાથી લોકમત વ્યક્ત કરે એવું એક પત્ર કે તંત્ર નથી તેથી આપે જે બંધુકૃત્ય કર્યું છે તે બાબત આપનો આભાર માનું છું. 'યુગધર્મે' પોતાનું નામ સાર્થક કર્યું છે. શ્રી સત્યાનંદ વડોદરાના વતની હોય તોયે એમનું સ્પષ્ટવક્તાપણું તો સ્તુતિપાત્ર છે, અને જો એ વડોદરાના વતની ન હોય છતાંય એમનો પૂણ્ય પ્રકોપ ભભૂકી ઉઠયો હોય તો વડોદરાની રૈયત પ્રત્યેની એમની સહાનુભૂતિ અમૂલ્ય છે......શ્રી સત્યાનંદના આ અમૂલ્ય લેખમાં જે કાંઇ ઓછપ જણાય છે તે પ્રતિ હું આપનું ધ્યાન ખેચું ? એ મહાનુભાવ અમારી રેલ્વેની ભયંકર ગેરવ્યવસ્થા વિષે એક અક્ષર પણ લખતા નથી ! શું એઓ એથી અજ્ઞાન છે કે ઇરાદાપૂર્વક જ ચૂપ રહેવા માગે છે ? અમારા રેલ્વે ખાતામાં છેલ્લા ત્રણ વર્ષમાં આશરે દોઢ કરોડ રૂપીઆનો ખર્ચ થયેલો તેમાંથી લગભગ ત્રીજા ભાગનો દુરૂપયોગ થયેલો કહેવાય છે. એ ખાતાનો ઉપરી મ્હાય એટલાં નાણાં મ્હાય ત્યારે તીજોરીમાંથી ઉપાડી- શકતો, અને એ નાણાંનો હિસાબ પોતે જ પસંદ કરેલો માણસ ઑડીટ કરતો. પરિણામે લાખો રૂપીઆના ગોટાળા થયા. એણે આખર સુધી વડોદરાના શ્રેષ્ટ અધિકારીઓને પણ બેવકુફ બનાવ્યા અને જ્યારે એનો ઘટસ્ફોટ થયો ત્યારે પણ એ સાબુત હાડકે વડોદરાને સલામ કરી હસતે મ્હોડે ચાલ્યો ગયો. ન કોઈ એને કહી શકયું કે કરી શકયું કાં ? આ ઇતિહાસ શ્રી સત્યાનંદથી છૂપો છે ? જો છૂપો હોય તો એમને મારી ભલામણ છે કે એઓ પેલા નિષ્ણાત બંગાળી એન્જીનીઅર મિ. ડેનો વડોદરાના કામો ઉપરનો રીપોર્ટ ૧૯૨૩-૨૪ માં થયેલો વાંચે, મંત નિહાલસિંગનાં મદ્રાસના "હિંદુ"માં ૧૯૨૩ ની સાલનાં લખાણ વાંચે, "સયાજી વિજય" પત્રે કમિશન નીમવા કરેલી ભલામણ વાંચે, સ્વ. *મનસુખરામ રવજીના લખાણો વાંચે, અત્રેના બાલયોગીએ રેલ્વે વિષે બ્હાર પાડેલાં હસ્તપત્રકો વાંચે, "નવગુજરાતે" પ્રગટ કરેલી રેલ્વેની લેખમાળા વાંચે. વડોદરાના શ્રેષ્ટ અધિકારીઓએ છેક છેલ્લી ઘડી સુધી ઢાંક પીછોડો કર્યો હતો તેનું કારણ શું ?......

(૨) અમારે ત્યાં પબ્લીક વર્કસ ખાતાની હુશીઆરીનો નમુનો વાર્ષિક રીપોર્ટના પાન ૧૧૦, કલમ ૨૨૮ માંથી મળી આવશે. પાણીની ન્હેરો વિગેરે કામમાં ૫૩ લાખ રૂપીઆનો ખર્ચ થયો છે તેનું વાર્ષિક ઉત્પન્ન પૂરેપુરૂં ૫૩ હજાર પણ આવતું નથી. એ ખાતાની નાલાયકાત વિષે અનેક નમુનાઓ ટાંકી શકું પણ તેમ કરતાં પત્રને બદલે લેખ થઇ જાય તેથી વધુ લખતો નથી.

(૩) રીપોર્ટના પાન ૮૬ માં મીરખાનની ટોળીએ કડી પ્રાંતમાં લુંટફાટ કરેલી તેથી થયેલા સવા બે લાખ રૂપીઆના નુકશાનની યાદી આપી છે. રાજ્યકારભારના અંધેરને લીધે પ્રજાને કેવાં દુઃખ સહન કરવાં પડે છે તેનો ખ્યાલ એ ચૌદ લુંટના વર્ણન વાંચવાથી આવી શકશે.

(૪) બાળલગ્નની સંખ્યા ઘટવાને બદલે વધે છે તે પાન ૪૬ માં આપેલા કોષ્ટક ૪ માંથી જણાઇ આવશે. તે છતાં અમારા દીવાન અને નોકરશાહી વિચાર કરવાની તકલીફ પોતાના મગજને આપતાં નથી. માત્ર કાયદા ઘડવાથી અને કલમ તાણવાથી રાજ્યતંત્ર ચલાવી ન શકાય અને પ્રજાની ઉન્નતિ થઇ શકે નહીં એ ચીજ બુદ્ધ અમલદારો કયારે સમજશે ? બાળલગ્નપ્રતિબંધક

નિયમને લીધે જે દંડ વસુલ થાય છે તે સામાજિક પ્રશ્નો વિષે સમજુતી આપવા માટે વપરાવો જોઇએ.

(૫) પેટલાદ ખેડુત મંડળની માગણી જે અમલદારોએ સ્વીકારી નહીં અને મહિનાઓ સુધી લડત લંબાવી તેથી ખેડુતોને તથા તેમના તરફ સહાનુભૂતિ ધરાવનાર સેંકડો પ્રજાજનોને કેટલો સંતાપ થયો, કેટલી બધી શક્તિ તથા ધન નકામાં ગયાં? તેથી એ અણુવિચારી સંકુચિત દિલના નોકરોના પેટમાં શા માટે સુંક આવે? તેમને ક્યાં હતું સ્નાન કે સુતક? જો મહારાજા તેમને શિક્ષા ન કરે તો ઇશ્વરને ત્યાં તેમને જરૂર ન્યાય મળશે, અને જે નકામાં દુઃખો પ્રજાને દીધાં છે તેનું ફળ તેમને મળશે જ."+

"પેટલાદી ખેડુત"

એક ભાઈ "પેટલાદી ખેડુત"ની સહીથી લખે છે કે "વડોદરા રાજ્યમાં વેઠનો જુલમ જેવો ને તેવો જ જોરમાં છે. મુલકી તથા પોલીસ ખાતાનાં માણસો બહુ જ ત્રાસ આપે છે; ગાડાં અથવા બળદ વેઠે લેવાં હોય તો તેનો દર મહાલ પંચાયત મુકરર કરે છે તે છતાં ગામડાંની પ્રજાને એક પૈસો પણ મળતો નથી એવું ઘણી વાર બને છે. આપણે જાણીએ છીએ કે જ્યાં સુધી પ્રજા પોતાનું પ્રજાબળ સંગઠિત કરે નહીં ત્યાં સુધી આવા જુલમો નાબુદ થશે નહીં. પ્રજાના વાસ્તવિક હક્કો કયા છે તે બાબતનું અજ્ઞાન દૂર કરવું અને જુલ્મી ખોટા હુકમોનો અનાદર કરવો એ બન્ને માર્ગો શિવાય બીજો કોઇ ઉપાય નથી. આવા પ્રકારના જ્ઞાનનો પ્રચાર કરવા માટે તથા જુઠ્ઠા હુકમો તથા કાયદાની સામે થવા માટે પ્રજામાં સંપ હોવો જોઇએ. દરેક ગામમાં તથા તાલુકામાં સમિતિ હોવી જોઇએ. એવી વ્યવસ્થા આજે પેટલાદ તાલુકામાં થઈ છે અને ત્યાંના અમલદારો લાંચ લઈ શકતા નથી તેમ જ જુલમ કરી શકતા નથી. પ્રજાને પોતાના આત્મબળ વિષે શ્રદ્ધા અને ખરો ખ્યાલ હોવાં જોઇએ. અમલદારો આપણા નોકરો છે અને તેમનાં સાચાં કર્તવ્યોમાં આપણાથી બનતી મદદ કરવાની છે. પણ જો તેમાંથી કોઇ હરામખોર નીકળે તો તેનાં પાપ ઉઘાડાં પાડવાની હિંમત આપણામાં હોવી જોઇએ. એવા હરામખોરોને શાસન થાય, અને તેમની વતણૂક સુધરે ત્યારે જ પ્રજા શાન્ત રહે. આવી સ્થિતિ આપણે આખા હિંદુસ્તાનમાં લાવવાની છે."

"નોકરશાહી"નું ચિત્ર

એક અમલદાર લેખક "નોકરશાહી"ની સંજ્ઞાથી વડોદરાની નોકરશાહીનું આબેહુબ ચિત્ર આપે છે તેનું ભાષાંતર નીચે પ્રમાણે છેઃ

"(૧) વડોદરા રાજ્યની નોકરશાહી વિચિત્ર ખીચડો છે. તેમાં કેટલાક ઘણા જ સારા અને કેટલાક ઘણા જ ખરાબ માણસો ભરાયા છે. પણ એક ગુણ લગભગ દરેકે દરેકમાં જોવામાં આવે છેઃ બધા અસંતોષી અને નોકરીથી કંટાળી ગયેલા માલુમ પડે છે. શ્રી સત્યાનંદે વર્ણવેલી હકીકત ખરી છે કે વડોદરા રાજ્યની નિંદા વડોદરાની નોકરશાહીના જેટલી બીજું કોઈ કરતું નથી

આવી વૃત્તિનું એક કારણ એ હોઇ શકે કે અમુક અમલદાર થોડાં વર્ષ નોકરી કરીને જુનો થાય છે ત્યાર પહેલાં તેની કદર ઘટી જાય છે.

"ઘરકી મુરઘી દાળ બરાબર" એ કહેવત વડોદરાનાં પ્રજાવર્ગ તથા અમલદારોને સચોટ લાગુ પડે છે. થોડે થોડે વખતે નવા અમલદારોને દાખલ કરવામાં આવે છે, તેમને એકદમ મોટા પગાર આપીને ઉંચા ચઢાવી દેવામાં આવે છે. આવા અન્યાયથી ખળભળાટ થઇ રહે છે. શાંત પ્રકૃતિના માણસો ગમ ખાઇને બેસી રહે છે અને ધાંધલીઆ હોય છે તે લડવાનું શરૂ કરે છે. પણ એકંદર પરિણામ એવું આવે છે કે જુના નોકરો નિરાશ થઇને કંટાળી જાય છે અને નવા નોકરો આવા તોફાની વાતાવરણમાં સારૂં કામ કરી શકતા નથી. કેટલાક જુના નોકરો અમુક ગ્રેડ સુધી પહોંચ્યા પછી આગળ વધી શકતા નથી અને તેમનાથી ઉતરતી પંક્તિના પાછળથી આવેલા માણસો આગળ વધી જાય છે.

(૨) આ કારણને લીધે તથા નોકરશાહીમાં ડીસીપ્લીન ઓછું હોવાને લીધે, સહકાર અત્યંત ઓછું છે. એક ખાતું બીજાં ખાતાં જોડે અસહકાર કરે છે, કનડે છે; એટલું જ નહીં પણ એકની એક કચેરીમાં ઉપલા નીચલા અધિકારીની વચ્ચે સહકાર ઓછો હોય છે, અને કેટલીક વખત તો ખુલ્લી સાઠમારી થાય છે. આ અસહકારની સ્થિતિ એટલે ભયંકર દરજ્જે વધી

+ પેટલાદ ખેડુત મંડળની માગણીનો સ્વીકાર સરકારને કરવો પડયો છે અને એક ખાસ અમલદારને ફેરતપાસણી માટે નીમ્યા છે. સત્યાગ્રહની છાવણી હજી ચાલુ છે. સરકાર કેટલો ન્યાય કરે છે તે હજી જોવાનું છે. —તંત્રી.

ગયેલી કે જુદાં જુદાં ખાતાં વચ્ચે સહકાર કેવી રીતે આણવો તેને માટે ખુદ મહારાજાશ્રીને (inter-departmental co-operation) સમિતિ નીમવી પડી હતી. આ પ્રકારનાં અસહકાર તથા અસહાનુભૂતિને લીધે કેટલાક અમલદારો બીજા અમલદારોની નિંદા કરવામાં, તેમના કામની અવગણના કરવામાં અથવા તુચ્છકારી કાઢવામાં, તેમનું કામ કેવી રીતે નિષ્ફળ જાય એવી પેરવી કરવામાં રોકાઇ જાય છે.

(૩) જ્યારે દરેક વ્યક્તિ દેશહિતના અમુક ચોક્કસ આદર્શ અથવા ઉદ્દેશથી કામ કરે છે ત્યારે તેનામાં ખરો જુસ્સો અને ઉત્સાહ હોય છે. જે લોકોને પ્રજાકલ્યાણનો ખ્યાલ પણ ન હોય કે રાજ્યવ્યવસ્થાની કુશળતા વધારવા તરફ પણ દુર્લક્ષ હોય ત્યાં પરિણામ નજીવું આવે. પ્રેમભાવ વગરના અમલદારો નિમકહરામ નીકળે છે.

(૪) રાજ્યપદ્ધતિ પણ અચોક્કસ હોવાને લીધે તથા મહારાજાના તરંગો પ્રમાણે બદલાવાને લીધે ઘણાખરા અમલદારોનું કામ 'વેઠીઆ' હોવાનો સંભવ રહે છે, તેથી કોઇને સતત ઉત્સાહ હોતો નથી.

(૫) નોકરીમાં સારા કામની કદર ઓછી છે અને દુર્લક્ષ તથા શિથિલતાને તુર્ત શાસન થતું નથી. પરિણામે બેદરકારીનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યું છે.

(૬) નોકરીમાં ઘણા માણસો બહારથી આવે છે, તેમને સ્થાનિક પ્રજા જોડે મેળ મળતો નથી અને થોડાં વર્ષ નોકરી કરી પૈસા એકઠા કરીને સ્વદેશ નાસી જાય છે. જુદા પ્રાંતને સ્વદેશ ન ગણવો એ ખોટું છે તે છતાં આજની સ્થિતિ પ્રમાણિકપણે તપાસીએ તો ઉપરની ટીકા ખોટી નહીં કહેવાય.

ઉપર બતાવેલી હકીકત ઉપરથી સર્વ કોઇની ખાત્રી થશે કે વડોદરાની નોકરશાહીની અદક્ષતાનાં કારણ બે છેઃ

૧. કેટલાક અમલદારોની નાલાયકાત.

૨. રાજ્યકારભારના તંત્રની ખામી.

ખરાબ અમલદારો યંત્રમાં સારી રીતે ઘડાતા નથી, સહયોગ અને સહકારથી કામ કરતા નથી, અને યંત્રમાં વ્યક્તિઓને ઘડવાનું બળ નથી. અંગ્રેજી સિવિલ સર્વિસ વિષે એમ કહેવાય છે કે થોડા વર્ષમાં લગભગ દરેક અમલદાર યંત્રમાં ગોઠવાઇ જાય છે. અહીંની નોકરશાહીમાં કાયમની અરાજકતા ચાલે છે.

જો આપણે મુખ્ય સિદ્ધાંતનો વિચાર કરીએ તો હવે રાજ્યકારભારમાંથી "માબાપ"[illegible] કાઢી નાંખવો જોઇએ. નોકરશાહીને પુર્ણ મજબુત કરવાથી તેમાં ઘણા ઉત્તમ અમલદારો મો[illegible] રાજ્યકારભાર સુધરશે એવી માન્યતા ભૂલભરેલી છે. તેમનામાં સારૂં ડીસીપ્લીન હશે તો રાજ્યકારભારમાં ગરબડ નહીં થાય એ માત્ર ભ્રમણા છે. એનો સુધારો પ્રજામત કેળવવાથી, પ્રજાકીય સહકાર્યથી, પ્રજાકીય પુરુષાર્થથી થશે. પ્રજામત મજબુત થશે તો અમલદાર વર્ગમાં કાર્યદક્ષતા વધશે, તેમનો જુલમ ઘટશે, અને રાજ્યકારભાર સરળ રીતે ચાલશે.

હાલમાં જ મહારાજાશ્રીનો હુકમ થયો છે કે સરકારી નોકરો ગામડામાં ફરે ત્યારે પ્રજાનાં દુઃખોનો તથા અગવડનો અભ્યાસ કરે અને તેના નિવારણાર્થે યોજના કરે, પ્રજાની ઉન્નતિના માર્ગો તરફ નજર રાખે. આ હુકમ બતાવી આપે છે કે શ્રી મહારાજાનું લક્ષબિંદુ ખોટું તથા જુના વિચારનું છે. પ્રજાનાં **સ્વાશ્રય, સ્વમાન અને નીડરતા,** એ ત્રણ મહાન ગુણોનો વિકાસ થતો હોય તેમાં અમલદારો દખલગીરી ન કરે એટલું જ પ્રજા માગે છે. કોઈ પણ પ્રજાનું **હિત સ્વદેશી કે પરદેશી અમલદારીથી નહીં સચવાય પણ સ્વાશ્રયથી સચવાશે.** પ્રજામત કેળવાય અને નોકરશાહી પોતાનું કર્તવ્ય પ્રમાણિકપણે કરે તો રાજ્યતંત્ર સરળતાથી ચાલે. શ્રી મહારાજાને આજે હુકમ કરવો પડે છે તેટલા ઉપરથી પૂરેપૂરૂં સાબીત થાય છે કે પ્રજાવર્ગની માફક શ્રીમંત મહારાજાને અમલદારોના કામથી સંતોષ નથી."

### સ્વામી અનંતાનંદ

સ્વામી અનંતાનંદ લખે છે કે " **राजा कालस्य कारणम्** એ શાસ્ત્રપ્રમાણને જો સ્વીકૃત કર્યું હોય તો વડોદરા રાજ્યના શાસનમાં જે ન્યૂનતા ભાસે છે તેનો દોષ માત્ર રાજ્યતંત્રની નોકરશાહી ઉપર ઢોળી શકાય નહીં. ચાલીશ વર્ષ ઉપર જે પદ્ધતિથી રાજવહિવટમાં સારાં પરિણામ આવ્યાં હોય તે આટલા વધા લાંબા કાલક્ષેપ પછી ભયંકર નીવડે એવું અસંભવિત નથી.

જ્યારે શ્રીમાન મહારાજાએ વડોદરાનું રાજ્યતંત્ર સર ટી. માધવરાવ પાસેથી પોતાને હસ્તક લીધું તે સમયે પરિસ્થિતિ એવી હશે કે મરાઠા સરદારો,

દક્ષિણી બ્રાહ્મણો, પ્રભુ તથા ગુજરાતીઓ વચ્ચે કોઇ પ્રકારનું સમતોલપણું જાળવવાની જરૂર રહે. કોઈ એક પક્ષ કે કોમના હાથ બળવત્તર થાય એ ઇષ્ટ ન હોય. મહારાજાના પૂર્વજોના વખતમાં લસ્કરના આરબ સીપાઇઓનું પ્રાબલ્ય એટલું બધું વધી ગયેલું કે તેમને કાઢી મુકવા માટે અંગ્રેજ સરકારની સહાયતા માગવી પડી હતી. આજની પરિસ્થિતિ સર્વથા બદલાઇ છે, તે છતાં વડોદરા રાજ્યમાં આ દુષ્ટ પ્રથા કાયમ રહી છે અને તેનું પરિણામ અત્યંત દુઃખદાયક આવે છે. પરસ્પર સહકાર અને સમાધાનીથી કામ કરવાને બદલે હમેશાં એક કોમ બીજી કોમની સત્તાનો નાશ કરવામાં રોકાય છે અને વિનાશાત્મક કાર્યને પ્રાધાન્ય મળે છે. જુદી જુદી કોમોનું સમતોલપણું આવી કૃત્રિમ રીતે સાચવી શકાતું નથી; કોમી ભેદભાવ વધે છે, દ્વેષબુદ્ધિને ઉત્તેજન મળે છે અને રાજ્યના વાસ્તવિક કાર્યને ધોકો પહોંચે છે. એકંદરે પ્રજાની નૈતિક અધોગતિ થાય છે. યૂરોપ દેશોમાં સમતોલપણાના સિદ્ધાંતને લીધે હરહમેશની લડાઇ જાગી છે અને છેલ્લું મહાભારત યુદ્ધ પણ આ સિદ્ધાંતને આભારી છે. આ સમતોલપણાના સિદ્ધાંતને લીધે જાણે અજાણ્યે કુસંપ કરાવીને રાજ્ય કરવાની પદ્ધતિ ( divide and rule ) ક્રમે ક્રમે પ્રવેશ કરે છે. આપણા સ્વદેશી રાજ્યમાં આવી રાક્ષસી પદ્ધતિને સ્થાન મળે એ કેટલું તિરસ્કારને પાત્ર છે ?

સરકારી અધિકારીઓની પસંદગી કરવામાં શિક્ષણ, ચારિત્ર્યબળ અને યોગ્યતા એ જ પ્રમાણ હોવું જોઇએ. ગુજરાતના વતનીઓને ( પછી તે ભારતવર્ષના ગમે તે ભાગમાંથી આવીને વસ્યા હોય ) યોગ્યતા પ્રમાણે નીમવા જોઇએ. જે મરાઠા સરદારો કે ઇતર કોમ ગુજરાતને પોતાનો દેશ કરીને બેઠા છે તેમનો વિશેષ હક્ક હોઇ શકે. ગુજરાત બ્હારના માણસો ન આવે એવો સંકુચિત અભિપ્રાય આજે કોઇ સ્વીકારે નહીં. પરંતુ ભાષા, ભાવના, સ્થાનિક સ્વદેશપ્રેમ, રાજ્યખર્ચ વિગેરેનો વિચાર કરતાં સ્થાનિક રહેવાસીઓ જ વધારે યોગ્ય અને અનુકૂળ પડે એ સ્વાભાવિક છે.

શ્રી સત્યાનંદે વડોદરા રાજ્યના કારભારનો દોષ રાજતંત્ર પર નાંખ્યો છે તે અર્ધસત્ય છે. વડોદરામાં ઘણા અયોગ્ય માણસોને ઉચ્ચ અધિકાર આપવામાં આવે છે. કેટલાકનાં શિક્ષણ, અનુભવ, વય, ઇત્યાદિ લક્ષમાં લીધા શિવાય ધુરંધર કાર્યો માટે સ્થાપી દેવામાં આવે છે. યોગ્યાયોગ્યતા, પાત્રાપાત્રતાનો વિવેક પુરતો થતો નથી. જ્યાં સુધી નાલાયક માણસોની ભરતી અટકે નહીં ત્યાં સુધી રાજકારભાર સુવ્યવસ્થિત થઇ શકે નહીં. આવા અયોગ્ય અધિકારીઓ લીધા પછી રાજ્યતંત્ર બગડે તેનો દોષ અમલદાર વર્ગ ઉપર નાખી દેવામાં આવે છે. મૂળ દોષ તો મહારાજાનો પોતાનો છે. ઉતરતી પંક્તિના આળસુ, જડ અથવા અક્કલહીન અધિકારીઓ પાસેથી ઉત્તમ કામની અપેક્ષા રાખવી એ કેવળ નિરર્થક છે. અધિકારીઓ મહારાજાના આદર્શો સમજતા નથી અને પોતે (મહારાજાએ) નિર્માણ કરેલી રાજ્યપદ્ધતિમાં કુશળતાથી કાર્યસિદ્ધિ મળવતા નથી એવી ફરિયાદમાં થોડી જ વજુદ છે. આશ્રય આપવાની સત્તા મનુષ્યમાત્રને વહાલી હોય છે પણ તેના વપરાશમાં નિષ્પક્ષ ન્યાય અને સંયમ સાચવવો પડે છે. જો તે ન સચવાય તો અમલદાર વર્ગમાં ભારે અસંતોષ થાય. ખરા કે માની લીધેલા અન્યાય તથા અસંતોષથી પીડાતી નોકરશાહી પાસેથી ચાતુર્ય તથા સહકાર્યની આશા રાખવી અને તે ન મળે તેની ફરિયાદ કરવામાં ડહાપણ જણાતું નથી.

વડોદરા નરેશે પ્રજાવર્ગ કે અમલદારવર્ગની કોઇ પણ વ્યક્તિમાં પુરતો વિશ્વાસ મુક્યો નથી. અણવિશ્વાસના વાતાવરણમાં સારામાં સારા માણસો પણ બગડી જાય. વિશ્વાસને પાત્ર કોણ છે તેની પરીક્ષા કર્યા પછી કેટલે દરજ્જે છુટ આપવી એમાં જ નેતૃત્વકળા છે. નેતૃત્વમાં અણવિશ્વાસ માટે સ્થાન ન હોય. અણધાર્યા પ્રસંગે પોતાના શિર ઉપર જવાબદારી ઉઠાવીને વખતસર પગલાં લેવામાં કાર્યકર્તાની ખરી કસોટી છે. બ્રિટિશ રાજ્યમાં ઉપરી અમલદાર હાથનીચેના અમલદારને હમેશ ટેકો આપે છે. શ્રી સત્યાનંદ કહે છે તે ખરૂં છે કે વડોદરામાં નોકરીની ઠીસીપ્લીન છે જ નહીં. તેથી દરેક માણસ જુમ્મેદારી લેતાં અચકાય છે. કોઇ પણ બાબતમાં પહેલ કરવાથી ફજેતી થવાનો સંભવ રહે છે. વડોદરામાં કાયદાકાનુનોનું જોર ઘણું છે. નવા અમલદારો તેના અજ્ઞાનને લીધે કારકુનો તથા શીરસ્તેદાર આગળ ઢંગાર થઇ જાય છે, અને વખત જતાં તેમની પ્રારંભ કરવાની શક્તિ બુઠ્ઠી થઇ જાય છે.

## સરદારો

જ્યારે ગાયકવાડનું લશ્કર ગુજરાતમાં આવીને વસ્યું ત્યારે તેમની સાથે ઘણા સરદારો આવેલા. લડાઇઓમાં

તેમણે પણ ઘણાં પરાક્રમો કરેલાં. તેમના વંશજો હજી વડોદરામાં વસે છે. છેલ્લાં ચાળીસ વર્ષ દરમ્યાન તેમની અધોગતિ પુરેપુરી થઇ છે. શિક્ષણમાં પછાત હોવાને લીધે સારી નોકરીને માટે તેમનામાં યોગ્યતા નહોતી. ક્ષાત્રધર્મને માટે આજે અનુકૂળ પ્રસંગ નથી. ત્યારે તેમણે કરવું શું? નિરૂદ્યમને લીધે સરદારવર્ગ આજે લગભગ ભૂખે મરતો થઈ રહ્યો છે. એમનામાં સંપ નથી, પોતાના હક્કોની માગણી કરવા જેટલું સંઘબળ કેળવ્યું નથી. આ સરદારોને મહારાજા પ્રત્યે તેમ જ રાજ્ય પ્રત્યે ખરી વફાદારીની લાગણી હોઇ શકે. બ્હારથી આવતી અમલદારો આવે છે તેમના કરતાં તેમને વિશેષ ગાઢો અને કાયમનો સંબંધ છે. આ સરદારોના યુવાન વર્ગને યોગ્ય કેળવણી આપીને લશ્કરી તથા અન્ય ખાતાઓમાં વધારે પ્રમાણમાં રાખવા જોઇએ. સ્વદેશમાં કેળવણી આપવાને બદલે તેમને યૂરોપ મોકલવાથી કેટલાક યુવાનો પાયમાલ થઇ ગયા. જે અભ્યાસ કરીને આવ્યા છે તેમનામાં જાતીય સંસ્કૃતિના સંસ્કાર ઓછા જણાય છે.

### અંગ્રેજો

વડોદરામાં અંગ્રેજ નોકરો ઘણા થોડા છે. મહારાજાને ગૌર વર્ણ માટે કાંઇક પક્ષપાત છે. હાલના દીવાનને તેમના પ્રત્યે સન્માન ઉપરાંત પૂજ્યભાવ હોય એવું જણાય છે. તેથી કરીને ઘણાખરા અંગ્રેજો નોકરીમાં દાખલ થયા પછી મનમાગતા પગાર અને મુશાહીરો મેળવી શક્યા છે. કૉલેજના અધ્યાપકો સિવાય કોઇએ રાજ્યની ખાસ સેવા કરી નથી. ઇજનેર ખાતાના કેટલાક અમલદારો દીવાન મંડળને ભોળવીને પુષ્કળ પૈસો ખાઇ ગયા છે એવી બૂમો અનેક વાર સાંભળી છે, અને સરકારે આંખ આડા કાન કર્યાનું મનાય છે.

જુના વખતમાં ઉમેદવારીમાં લાંબો વખત થતો હતો અને બાહોશ અમલદારોના હાથ નીચે કામ કરવાથી નવીન દાખલ થયેલા યુવકોને સારી તાલીમ મળતી હતી. નોકરોની બદલી વારંવાર થયાં કરે છે. એક ખટપટી માણસ ધાંધલ કરે એટલે ચાર પાંચ અમલદારોને ધક્કા ખાવાનો પ્રસંગ આવે. કોઇ નોકર ગેરવ્યવસ્થા કે ગેરવર્તણુકને લીધે ઠપકાને પાત્ર થાય એટલે તેની બદલી થાય. નાલાયક અધિકારીઓ બીચારા પછાત તાલુકાઓની કમનસીબ પ્રજાને માથે પડે. ખરૂં જોતાં તેવા તાલુકાઓમાં અનુભવી, ઉત્સાહી તથા વિશેષ સહાનુભૂતિ ધરાવે એવા માણસોને મોકલવા જોઇએ. બદલીઓ થયા પછી તેને રદ કરતાં પણ વાર લાગતી નથી અને કેવા પ્રકારની ઉથલપાથલ થશે તેની કલ્પના અને તરંગો ચાલ્યાં જ કરે. જેમ અકબર બાદશાહ શેતરંજની રમતમાં સુંદર યુવતિઓને મહોરાં તરીકે ઉભી રાખીને રમતા હતા તેમ વડોદરા નરેશ અમલદારોથી રમે છે. શું દેશી રાજ્ય અને દરબારી ખટપટનો સંબંધ અનિવાર્ય છે? રાજમહેલના પાછલાં બારણાં બંધ કરવાની ખાસ આવશ્યકતા છે, અને આગલાં બારણાં વધારે ખુલ્લાં મુકવાં જોઇએ. ન્યાયને ખાતર કહેવું જોઇએ કે આઠ વર્ષ પહેલાં કોઈ પણ માણસ વડોદરાના મહારાજાની મુલાકાત લઇ શકતો હતો. મોગલ બાદશાહોના તેમ જ આપણા હિંદુ રાજા-મહારાજાઓના દરબારમાં કોઇ પણ દુઃખી પ્રજાજન દાદ ફરીઆદ માગી શકતો. રાજા મહારાજાઓ દરરોજ દર્શન દેતા. દિલ્હીના રાજમહેલમાં મોગલ પાદશાહોએ રાખેલી અરજદારની સાંકળ એક દુખી ગધેડાએ ખેંચેલી એવી લોકવાયકા છે. આજે તો રાજાઓ તથા અમલદારો ગામથી દૂર, અસ્પૃષ્ય થઇને રહે છે અને મહેલોની આગળ બંદુક ઉપર સંગીન ચઢાવીને પહેરેગીરો રસ્તો રોકીને ઉભા રહે છે.

### સ્વાશ્રય

રાજ્યકારભાર સુધારવાના બે મુખ્ય માર્ગ છે: (૧) નોકરશાહીને સુધારવી અને (૨) પ્રજાવર્ગને સ્વાશ્રય માટે કેળવવો. નોકરશાહી વિષે ઘણું વિવેચન થઈ ગયું છે; હવે પ્રજામત કેવી રીતે કેળવવો તે તપાસીએ. મહારાજાશ્રીની પ્રેરણાથી દીવાન રમેશચંદ્ર દત્તના વખતમાં સ્થાનિક સ્વરાજ્યનો પાયો નંખાયો. આજે ગામડાંઓમાં ગામપંચાયત, તાલુકાપંચાયત અને પ્રાંતપંચાયતો છે. કસ્બાઓમાં સુધરાઇઓ સ્થપાઇ છે. ધારા ઘડવામાં મદદ કરવા માટે ધારાસભા છે. આ બધી સંસ્થાઓ ચાલે છે. કેટલીકમાં ખરો ઉત્સાહ છે અને રચનાત્મક કામ કરવાની હોંશ છે. જો અમલદાર વર્ગની દખલગીરી તદ્દન નીકળી જાય તો એ સંસ્થાઓ અવશ્ય સુધરી શકે. અમલદારો કુસંપ કરાવે છે, તડો પડાવે છે અને પોતાને મળેલી સત્તાનો દુરૂપયોગ કરે છે. ચુંટણીમાં પણ માથું મારે છે અને જ્યાં સરકાર તરફથી સભ્યોને નીમવાના હોય છે ત્યારે ઘણા ખુશામતીઆ, પૈસાદાર અથવા પોતાના

ગુપ્ત ખાંધીઆઓની નીમણૂક થાય છે. ઉત્તર ગુજરાતમાં જે માણસોને ચૌદશીઆ કહે છે તેવા ખટપટી અને લુચ્ચા માણસો આગળ પડે છે. ખાનદાન કુટુંબના, પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને વેપારીઓ આવી સંસ્થાઓથી દૂર રહેવાનું પસંદ કરે છે અને જો ઉમેદવારી કરે છે તો એક અનુભવ લીધા પછી સરકાર તરફની લાગણી કચવાય છે. સ્થાનિક સંસ્થાઓની નિષ્ફળતાનું આ એક મુખ્ય કારણ છે; જો કે સરકારી નિવેદનોમાં વાંચીએ છીએ કે યોગ્ય ગૃહસ્થોની ઉદાસીનતાને લીધે સંસ્થાઓ કરમાયલી રહે છે. કોઈ પણ મોટા કે ટીનપાટીઆ અમલદાર તપાસણી માટે જાય ત્યારે તેના મુકામ, ખોરાક, વાહન વિગેરેની ગોઠવણ તથા ધાંધલ તે સંસ્થાને કરવી પડે, પોતાના કાર્યમાં અમલદારોના ખરા ખોટા હુકમોનો અમલ કરવો પડે અને તેમનો મત વેદવાક્ય તરીકે સ્વીકારવો પડે, એ કોણ સહન કરી શકે? જે લોકો હારતુરા આપે, ફળોના કરંડીઆ મોકલતા રહે, બંગલા તથા ખાવાપીવાની સગવડ કરી આપે તેવા માણસો આગળ પડે. ભીલમાલીકો અથવા પૈસાદાર માણસો (capitalists)ને આગતાસ્વાગતા કરવી પડે. એવા પ્રમાણિક અમલદારો પણ છે કે જેમને "ડાળી" (ફળમીઠાઇના કરંડીઆ) હરામ છે. સરકારે અમલદારોના સ્વમાન ખાતર તથા તટસ્થ રહેવા માટે આ ઝેરી "ડાળી" લેવાની સખત બંધી કરવી જોઇએ. એ ડાળીમાં ખુલ્લી ખુશામત છે.

તલાટી એક રૂપીઓ લે અને અમલદાર વીસ રૂપીઆની ડાળી લે તેમાં શું ફેર છે? બન્ને લાંચ કહેવાય. અમુક લુચ્ચા માણસો મોટા મોટા અમલદારોને પોતાને ત્યાં ઉતારે છે અને પછી એ સંબંધનો ગેરલાભ લે છે. પ્રજામત કેળવવો હોય તો આ ખુશામતીઆ, ચૌદશીઆ, લાંચીઆ, હારતુલીઆ હરામખોરોને દૂર રાખવા જોઈએ.

પ્રજાકીય કાર્યકર્તાઓને પ્રોત્સાહન આપવાનું તો એક બાજુએ રહ્યું પણ પ્રજાને સ્વાશ્રયી કરવાનો જરા પણ પ્રયત્ન થાય છે કે આગેવાનોની નિંદા શરૂ થાય છે. તેમને 'ચળવળીઆ' ગણી કાઢીને તેમના પગ ભાગી નાખવાનો પ્રયત્ન થાય છે. આવા સંકુચિત દૃષ્ટિવાળા અમલદારોના મનમાં પ્રજાકીય કાર્યકર્તાઓ રાજવિરોધી હોવા જોઇએ એવી ભ્રમણા હોય છે. વડોદરા પ્રાંતના સંખેડા તાલુકામાં એક સાધુચરિત માસ્તરે પ્રજાના આગ્રહને માન આપીને ખાનગી નિશાળ કાઢી. તે માસ્તર અસહકારી નથી પણ તેમના મિત્રો સહકારી તેમજ અસહકારી બન્ને વર્ગના છે. લાંબા સમય સુધી પોલીસે તેમને ત્રાસ આપ્યો. આ તાજી હકીકત ઉપરથી જણાઇ આવશે કે સરકારથી સ્વતંત્ર કાંઇ પણ સારૂં કામ થાય તે સંકુચિત દૃષ્ટિવાળા અમલદારોથી સાંખી શકાતું નથી. પ્રજા સ્વાશ્રયી થાય, સ્વમાન કેળવે તે એમનામાંના ઘણાઓને રૂચતું નથી. પોતાનામાં શક્તિ નથી હોતી તે છતાં દરેક સુધારામાં પોતાનો હાથ હોવો જોઇએ એવો મમત ધરાવે છે. ખરી ઉદારતા ભાગ્યે જ જોવામાં આવે છે.

પ્રજાને કેળવવા માટે ત્રણ બાબતોમાં સારી છુટ હોવી જોઇએ; તેવી વ્યવસ્થા દરેક સારા રાજ્યમાં હોય છે.

(૧) છાપાંની સ્વતંત્રતા.

(૨) સભાની છુટ.

(૩) ભાષણની છુટ.

આ ત્રણે દિશામાં વડોદરા પછાત છે, અને બ્રિટિશ સરકાર કરતાં પણ વધારે સખ્તાઇ રખાય છે તે બતાવી આપે છે કે નોકરશાહી પ્રજામત કેળવાય તેમાં રાજી નથી. પોલીસનો નાયક ફોજદાર એટલે લગભગ બીનકેળવાયલો રૂા. ૪૦ ના પગારની લાયકાતવાળો માણસ, નગરશેઠ જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થને અથવા વિદ્વાન્ ભાષણકર્ત્તાને ભાષણ કરતાં અટકાવી શકે; ભાષણ કડક હોવા માટે નહીં, પણ ભાષણ કડક થશે એવું એને લાગે તેટલા પરથી. વડોદરાની નોકરશાહી ધારાસભામાં એવી નફ્ફટ ટીકા કરી શકે છે કે આ અધિકારનો ઉપયોગ થયો નથી. પણ પ્રજાવર્ગના ગૃહસ્થોને સ્વમાન હોય છે એ બાબતની વિસ્મૃતિ કેમ થાય છે? દીવાન જેવા મોટા અમલદાર ભાષણ કરવા ઉભા થયા હોય તેમનો હાથ પકડીને બેસાડી દેવામાં આવે ત્યારે તેમને અપમાન ખમવાનો ખ્યાલ આવી શકે.

દરેક દેશમાં પ્રજાકીય સંગઠનના કામમાં વકીલ મંડળ સારો ભાગ લે છે. કહેવાય છે કે વડોદરામાં સનદ ઉપર જાપ્તો એવા પ્રકારનો છે અને વકીલો ઉપર આડકતરી રીતે દબાણ એવું થાય છે કે કાયદા જાણનાર ગૃહસ્થોનો લાભ પ્રજાને જોઇએ તેટલો મળતો નથી. અમલદારોને કમાવાની જરૂર છે તેવી જ રીતે વકીલોને પણ હોય જ. એટલે ખોટા દબાણને લીધે પ્રજામત કેળવવામાં અડચણ ન
રાજ્યોમાં આપખુદી જુલ્મી સા

ત્યાં પેન્શનરો પ્રજાકીય ઉન્નતિના કામમાં ભાગ લઈ શકે છે. હાલમાં બ્રિટિશ હિન્દુસ્તાનમાં તેમના ઉપર વધારે સખ્તાઇ થઈ છે, પણ તે ટકી શકવાની નથી.

સ્વમાન જાળવી શકે અને સ્વતંત્ર મતને માટે અડગ રહી શકે એવા ગૃહસ્થોને ઉત્તેજન મળતું નથી. પ્રજાકીય વર્ગમાંથી રાજ્યકારભાર માટે કોઇ કેળવાતું નથી.

વડોદરામાં સહકારી મંડળીનું કામ ઉપાડી લે એવા રા. દેવધર પાકી શકે નહીં. અમરેલીના રહીશ " મારવાડી માસ્તર " ( ઢેડ જાતિના ) મુંબઇમાં કેટલી બધી મંડળીઓ ઉપર દેખરેખ રાખે છે ? એવા માણસો માટે વડોદરામાં સ્થાન નથી. " જી, હાં " કહેનારા માણસો જ આગળ વધી શકે. વડોદરાની ધારાસભામાંથી કયો પીરોજશાહ મહેતા, સેતલવાડ કે વિઠ્ઠલભાઇ પટેલ જાગ્યો ?

ધારાસભાના પ્રજાકીય સભ્યોને અભ્યાસ કરવા માટે શી વ્યવસ્થા સરકારે કરી ? દરેકે દરેક રીપોર્ટ મળી શકે એવું પુસ્તકાલય છે ? પેટલાદ સત્યાગ્રહની લડત વખતે પેટલાદના સેટલમેન્ટનો રીપોર્ટ પ્રજાકીય માણસોને મળી ન શકે એ કેવું વિચિત્ર કહેવાય ! ઘણાખરા રીપોર્ટો અંગ્રેજી ભાષામાં છપાય છે; રાજ્યભાષા ગુંજરાતી કહેવાય છે, તે છતાં ઘણાં લખાણો અંગ્રેજીમાં જ થાય છે.

ધારાસભામાં એવા સભ્યો છે કે જે અંગ્રેજી સમજી શકતા નથી. હાલમાં સુચના થઈ છે તે પ્રમાણે, એક વિશાળ લાયબ્રેરી ધારાસભાના હૉલ પાસે હોવી જોઇએ, જ્યાં કોઇ પણ માણસ રાજ્યકારભાર વિષે માહિતી મેળવી શકે. રાજ્યના ખર્ચનું અંદાજપત્રક ધારાસભામાં રજુ કરીને તેના ઉપર ચર્ચા કરવાનો અધિકાર સભાસદોને મળ્યો હતો ત્યારે તે પત્રક એવી રીતે છપાયું હતું કે અમલદારો પણ તેનું ધડ પુંછડું સમજી શકયા નહોતા. જો નોકરશાહી આવી છેતરપંડીને મુત્સદ્દીપણું માનતા હોય તો ભલે, દુનિયા તો તેમાં અમલદારીનું કાયરપણું જોઇ રહી છે. જો પ્રજામત કેળવવાનો પ્રમાણિક પ્રયત્ન કરવો હોય તો ધારાસભાના સભ્યોને અભ્યાસ કરવા માટે ઉત્તમ સગવડ કરી આપવી જોઇએ.

જ્યારે પ્રજામત મજબુત થશે ત્યારે મહારાજાશ્રીનું તથા અમલદારોનું કામ ઘણું સહેલું થશે. આપણા દેશમાં જુદાં જુદાં ખાતાંઓ મારફત એકહથ્થુ રાજ્ય કરવાની પદ્ધતિ હતી જ નહીં. જેમ રાજ્યકારભાર ઓછો તેમ વ્યવસ્થા સારી ગણાય. સ્વાશ્રયને લીધે જ સ્વરાજ્ય ભોગવી શકાતું હતું. પ્રાચીન કાળમાં પ્રજામત કેટલો બધો બળવાન હતો તે કહેવાની જરૂર રહેતી નથી. આજે તે સમુળગો કચડાઇ ગયો છે, તેથી રાજા તથા પ્રજા ઉભયને હદપાર નુકશાન થયું છે. જો વડોદરાની વીસ લાખ પ્રજાનો મત કેળવાયલો હોત તો ૧૯૧૨ ની સાલમાં દિલ્હી દરબારના પ્રસંગે કરકણુ અમલદારોને લીધે શ્રીમાન મહારાજાને નકામી માફી માગવાનો પ્રસંગ આવેલો તે જરૂર આવત નહીં. "

# અસલ વતની કોમો

## દુબળાઓ

હિંદુસ્તાનમાં વાયવ્ય દિશાએથી આર્યો—આપણા પૂર્વજો ઉતરી આવ્યા તે પહેલાં જે લોકો રહેતા હતા અને જેને અનાર્ય એવું ઉપનામ આપવામાં આવ્યું, તેમને ધીમે ધીમે હઠાવીને ડુંગરાઓમાં તથા જંગલોમાં હાંકી કાઢયા. ત્યાં તેઓ જંગલની પેદાશ ઉપર, જંગલના ખુલ્લા ભાગમાં રહેજસહાજ ખેતીવાડી કરીને, જાનવરોનો શિકાર કરીને અને કાંઇક જંગલની બહાર આવી કોઇ વખત લુંટફાટ કરીને, પોતાનો ગુજરો કરવા લાગ્યા. રામાયણમાં આવી અનેક અસલી જાતના લોકો સંબંધી વાતો આવે છે. શ્રીરામચંદ્રના મિત્ર ગુહક રાજા તે અનાર્ય હતા. રામચંદ્રે શબરીનાં આપેલાં બોર ખાધાં તે અનાર્ય શબરજાતિ હાલ ઓરીસા, અને મધ્ય હિંદમાં મોટી સંખ્યામાં મોજુદ છે. ભીલો તથા કાળીપરજ આપણા પરિચિત ભાઈઓ છે. વણજારાની પણ તેવી જ કોમ છે. કોળીઓ પણ પહેલાં તો ભીલની

માફક અનાર્ય ગણાતા: સો વર્ષ પહેલાંના બિશપ હેબરના પ્રવાસના પુસ્તકમાં કોળી અને ભીલમાં થોડો જ ભેદ બતાવેલો છે, પણ ગયા સૈકામાં તેઓ ધીમે ધીમે હિંદુઓમાં (આર્યોમાં) ભળી ગયા છે. દેશના બધા પ્રાંતોમાં આ ભાઇઓની વસ્તી થોડીઘણી છે જ. રાજપુતાનામાં રાજપુતોનું રાજ્ય થયું તે પહેલાં ત્યાં મીણાઓનું રાજ્ય હતું. આ મીણાઓ અસલ વતની કોમના જ છે, અને તેમની વસ્તી પણ પાંચ લાખથી ઓછી નથી. આસામના જંગલોમાં અને પહાડીઓમાં તો તેઓની ઘણી જાતો છે. કાચારી, નાગા, ખાસી વિગેરે પુષ્કળ જાતો ત્યાં વસે છે, જેઓ એક બીજાની ભાષા પણ જાણતા નથી. અસલ વતની કોમોમાં સૌથી મોટી કોમો ત્રણ છે: (૧) ગોંડ લોકો. તેઓ મધ્ય હિંદ, વરાડ, બિહાર, ઓરીસા, સંયુક્ત પ્રાંતોમાં અને દક્ષિણ હૈદ્રાબાદના સંસ્થાનમાં પણ કુંગ-રાળ ભાગોમાં વસેલા છે, અને તેમની વસ્તી સંખ્યા ૨૯ લાખથી ઓછી નથી; (૨) સાંતાલ લોકો. તેઓ બિહાર, બંગાળ અને આસામના જંગલોમાં વસેલા છે ને તેમની વસ્તી પણ લગભગ ૨૩ લાખની છે; ) ભીલ લોકો. ગુજરાત, દક્ષિણ રાજપુતાના અને ાનદેશમાં મધ્ય હિંદના દેશી રાજ્યોમાં અને છપ્પનીઆ ી દક્ષિણ સિંધમાં પણ તેઓ વસે છે. તેમની સંખ્યા ૧૮ લાખને આશરે છે. આ ત્રણ જ જાતોની કુલ સંખ્યા ૭૦ લાખ થાય છે. તે શિવાય બીજી ઘણી જાતો—જેવી કે ઉરાંઓ, મુંડા, હો, ટોડા, શબર, કંઢ, કોંડરા, કુરુમ્બન વિગેરે લોકો—લાખોની સંખ્યામાં છે. ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે તેમની કુલ વસ્તીસંખ્યા ૧ કરોડ, ૬૦ લાખની છે, એટલે હિંદની કુલ વસ્તી ૩૨ કરોડ છે તેમાં તેઓ સેંકડે પાંચ ટકા છે.

### મુંબઇ ઇલાકાના અસલ વતનીઓ

આપણા ઇલાકામાં ગુજરાત અને દક્ષિણમાં વસતી કોમના ભાઇઓને આપણે સારી રીતે ઓળખવા જોઇએ. કાળીપરજ લોકો જેઓ સુરત જીલ્લામાં અને ગાયકવાડી નવસારી પ્રાંતમાં રહે છે, તેમણે છેલ્લાં બે વર્ષ થયાં તેમની આત્મશુદ્ધિની ચળવળથી આપણું સારૂં ધ્યાન ખેંચ્યું છે. કાળીપરજ, કાળી પ્રજા શબ્દ-માંથી અપભ્રંશ થયેલો શબ્દ છે. આ શબ્દ સુરત જીલ્લા અને ગાયકવાડી રાજ્ય શિવાય બીજે કયાંય પ્રચલિત નથી. એ શબ્દ તિરસ્કારવાચક છે એમાં તો કાંઇ શક નથી, પણ હવે તેની કડવાશ કે તીખાશ જરા પણ રહી નથી એ પણ નિઃશંક છે. છતાં એ શબ્દ મને ત્યાજ્ય તો લાગે છે. વળી એ શબ્દથી અમુક એક કોમ સમજી શકાતી નથી, પણ જુદી જુદી ૧૫-૨૦ કોમોને માટે એ એક જાતિવાચક શબ્દ છે. વડોદરા રાજ્યના ગેઝીટીઅર પ્રમાણે તેમાં નીચેની સોળ કોમોનો સમાવેશ થાય છે:

(૧) ભીલ (૨) ચોધરા (૩) ધાણકા (૪) ધોડીયા (૫) દુબળા (૬) ગામીત (૭) કાથોડીયા (૮) કોલચા (૯) કોકણા (૧૦) કોટવાળીયા (૧૧) માવચી (૧૨) નાયકડા (૧૩) તળાવીયા (૧૪) વાળવી (૧૫) વારલી (૧૬) વસાવા.

માટે એ બધી કોમોનો પોતપોતાના નામથી જ ઉલ્લેખ કરવો એ શાસ્ત્રીય તેમ જ વધારે ચોક્કસ ગણી શકાય.

વસ્તીસંખ્યાની દૃષ્ટિએ જોતાં નીચેની કોમો મોટી ગણી શકાય:

(૧) ભીલ—૮,૦૭,૦૦૦ (૨) વારલી— ૧,૭૮,૦૦૦
(૩) ઠાકુર—૧,૪૮,૦૦૦ (૪) દુબળા અને તળાવીયા—૧,૪૨,૦૦૦
(૫) ધોડીયા—૧,૨૯,૦૦૦ (૬) નાયકડા— ૯૨,૦૦૦
(૭) વાઘરી— ૮૬,૦૦૦ (૮) કાતકરી— ૮૧,૦૦૦
(૯) કોકણા— ૭૭,૦૦૦ (૧૦) ચોધરા— ૭૫,૦૦૦
(૧૧) ગામીત—૬૪,૦૦૦

આ અને બીજી નાની કોમો મળીને કુલ વસ્તી-સંખ્યા ૧૯ લાખની થાય છે. આપણા ઇલાકાની (વડોદરા રાજ્ય સહિત) કુલ વસ્તી ૨ કરોડ, ૮૯ લાખ છે; તો કુલ વસ્તીના ૬॥ ટકા, અથવા રૂપીએ એક આના-થી સ્હેજ વધારે આપણા આ અસલ વતની ભાઇઓ છે. ભાષાદૃષ્ટિએ જોતાં કેટલાક ભીલો ગુજરાતી અને કેટલાક મરાઠી બોલનારા છે. ઠાકુર, વારલી અને કાતકરી મરાઠી બોલનારા છે; બાકીના બધા ગુજરાતી બોલનારા છે. તેમની ગુજરાતી બોલીમાં મરાઠી શબ્દો મળી ગયા છે, અને મરાઠી બોલનારાઓ બહુ હલકા પ્રકારની મરાઠી બોલે છે. વારલી મોટે ભાગે થાણા જીલ્લામાં, ઠાકુર લોકો થાણા, નાશક અને કોલાબામાં અને કાતકરી થાણા અને કોલાબામાં જંગલોમાં અને ટેકરીઓમાં વસે છે.

, ભીલોની વસ્તીનો મોટો ભાગ ખાનદેશમાં ( અઢી લાખ), રેવાકાંઠાના દેશી રાજ્યો, બારીઆ, છોટાઉદેપુર, રાજપીપળામાં મળીને (આશરે બે લાખ), પંચમહાલ જીલ્લામાં (આશરે એક લાખ), નાશક જીલ્લા અને મહિકાંઠાના દેશી રાજ્યોમાં (અર્ધો અર્ધો લાખ), તથા સિંધના દક્ષિણ ભાગમાં ( થરપારકર અને હૈદરાબાદ જીલ્લાઓમાં ) અર્ધો લાખ વસેલો છે. ધોડીયા અને દુબળા લોકો સુરત જીલ્લામાં તથા ગાયકવાડી નવસારી પ્રાંતમાં અને સુરતના દેશી રાજ્યો (વાંસદા, ધરમપુર વિગેરે)માં વસેલા છે. તળાવીયા ભરૂચ જીલ્લામાં અને ચોધરા સુરત તથા નવસારીના જંગલવાળા ભાગોમાં રહેછે.

આ બધી અનાર્ય ગણાતી કોમો પૈકી દુબળા કોમ આર્યોના સમાગમમાં સૌથી વધારે આવેલી જણાય છે અને તેના રીતરિવાજો પર પણ હિંદુ સંસ્કારની છાંયા વિશેષ પડેલી છે. તે સાથે હિન્દુ અને પારસી કોમે પોતાની ધનસંપત્તિની પણ છાપ તેમના પર સૈકાઓ સુધી ન ભૂંસાય તેવી પાડી છે. તેમને જમીન વિનાના બનાવીને કેવળ ખેતીકામના મજૂર અને તે પણ અર્ધ-ગુલામ સ્થિતિના મજુર બનાવી દીધા છે. દક્ષિણ આફ્રિકા અને ફીજીમાં "ગીરમીટીઆ" મજુરો થોડા વર્ષ પહેલાં હિંદુસ્થાનથી મોકલાતા તેને માટે આપણે શોર-બકોર કરી મુકયો હતો, અને હવે તે રૂઢિ બંધ પાડી છે. પણ સૈકાઓ થયાં આપણી નજર આગળ જ દુબળાઓને તમામ રીતે—આર્થિક, માનસિક અને શારીરિક —કેવળ દુર્બળ બનાવી દીધા છે, તેની આપણા સમાજ નાયકોથી સંભાળ લેવાઈ શકી નથી, કારણ કે તેનાથી આપણા સ્વાર્થને નુકશાન થાય છે. દુબળાઓની સ્થિતિનો એક વર્ણનાત્મક લેખ મેં ગુજરાતી અઠવાડિક પત્રોમાં છપાવ્યો હતો. સુરત જીલ્લાના બારડોલી તાલુકામાં તેના ઉપર ખાસ ધ્યાન ખેંચાયું હતું, અને કેટલાક પાટીદાર ભાઈઓનો મારા ઉપર, અને મારે લીધે સરભોણના સ્વરાજ્ય આશ્રમ ઉપર ભારે રોષ ઉતર્યો હતો. આ લેખમાં દુબળાઓની 'હાળી' પ્રથા ઉપર મારા પોતાના વિચારો ન આપતાં મુંબઇ ઇલાકાના ૧૯૨૧ના વસ્તીપત્રકના રીપોર્ટમાં છપાએલા ચાર જુદી જુદી વ્યક્તિઓના મત હું ટાંકું છું: એક ઈંગ્રેજ કલેક્ટરનો, બીજો દેશી મદદનીશ કલેક્ટર ( ભાઇ શીવદાસાની)નો, ત્રીજો દેશી ડેપ્યુટી કલેક્ટરનો અને ચોથો પારસી દીવાનનો મત છે, અને કેટલાક વર્ષોના જાત-અનુભવના પરિણામે લખાએલા છે, તેથી,તે એકપક્ષી છે એમ તો કોઈ નહિ કહી શકે.

( ૧ ) ભરૂચ જીલ્લાના ૧૯૨૧ ના કલેકટર એસ. એચ. કોવર્ટન, આઈ. સી. એસ. લખે છે કે

"ભરૂચ જીલ્લામાં અને ખાસ કરી અંકલેશ્વર તાલુકામાં 'ગીરમીટીઆ' મજુરીની પ્રથા થોડે અંશે પ્રચલિત છે. આ ગીરમીટીઆ મજુરો 'હાળી' નામથી ઓળખાય છે. તેઓ સાધારણ રીતે ભીલ, તળાવીઆ અને તેવી જ બીજી હલકી જાતના લોકો હોય છે. તેમના શેઠ (ધણીઆમા) તરફથી તેમને અગાઉથી (એડવાન્સમાં) પૈસા મળે છે. પછી તેઓ લેખી કે ગ્હોડાના કરારથી તેને ત્યાં તે દેવું ભરવાને અમુક વર્ષ માટે નોકરી કરવાને બંધાય છે. તેમને શેઠ ખાવાનું, કપડાં તથા રોજના બે કે ચાર આના આપે છે. લીધેલાં નાણાં તેઓ દારૂમાં, લગ્નોમા અને એવા જ બીજા ઉડાઉ ખર્ચોમાં વાપરે છે. પછી તેમને ગુલામોના જેવી સ્થિતિમાં વરસો સુધી, વખતે જીંદગી સુધી પણ રહેવું પડે છે, કારણ કે મજુરીની મુદત પૂરી થતાં પહેલાં તો તેમણે બીજા પૈસા ઉપાડયા જ હોય છે. તેમને નવો શેઠ કરવો હોય તો તે નવો શેઠ તેનું જાનું દેવું પતાવી આપે. જ્યાં સુધી બન્ને પક્ષ પરસ્પર કરાર પ્રમાણે અને મજુરીની ચાલતી રૂઢિ મુજબ રહે ત્યાં સુધી બન્નેનો સંબંધ સાધારણ રીતે ઠીક રહે છે. કોઈ શેઠ વધારે કડક હોય તો હાળીને પોતાનું દેવું પતાવ્યા વિના પણ વતન છોડી કોઇ શહેરમાં નાસી છૂટવું શક્ય છે. લશ્કરમાં મજુરી ટુકડીઓમાં અને મીલોમાં આ આપણા અર્ધગુલામ ભાઇઓ ગમે તે સમયે બંધનમાંથી છૂટીને ભરાઇ જાય છે. અંકલેશ્વર તાલુકાના ભીલોની લશ્કરી મજુરી ટુકડીમાં ખૂબ ભરતી થઈ, તેથી એક ગામડામાં તો ત્હોરા શાહુકારોએ બૂમરાણ કરી મુકયું. આવું થાય ત્યારે શેઠ કાંઇ કરી શકતો નથી, કારણ કે જો નાશી જનાર ગુલામનો કાંઇ પત્તો મળે તો પણ તેની મિલ્કત ન હોવાથી કંઈ પણ માગણું વસુલ થઈ શકે નહિ. છતા કોઇ વાર એમ બને છે કે તે લશ્કરી મજુરી ટુકડીમાંથી કે મીલમાંથી થોડાઘણા પૈસા કમાઈને પાછો પોતાને ગામ ફરે, ત્યારે શેઠનો વસુલ કરવાનો વારો આવે છે. એવું સંભળાય છે કે ભીલો આ ગીરમીટીઆ પદ્ધતિના ગેરલાભો સમજતા થયા છે અને તેને બદલે રોજંદી મજુરી કરવાનું પસંદ કરે છે અને આવી રોજી ભવિષ્યમાં તેમને વધારે ગમતી થશે. જ્યાં સુધી ભીલો અને કાળીપરજો હાલની અજ્ઞાન દશામા રહેશે ત્યા સુધી એ લોકો ગજા ઉપરાંત અગાઉથી (એડવાન્સ) પૈસા લેવાની રીતિમાંથી કેમ છૂટશે તે સમજાતું નથી. અને જ્યાં સુધી આ અગાઉથી પૈસા આપવાનો વહીવટ ચાલુ રહેશે ત્યાં સુધી આ 'હાળી' પદ્ધતિ પણ કાયમ્ રહેશે."

માફક અનાર્ય ગણાતા. સો વર્ષ પહેલાંના બિશપ હેબરના પ્રવાસીના પુસ્તકમાં કાળી અને ભીલમાં થોડો જ ભેદ બતાવેલો છે, પણ ગયા સૈકામાં તેઓ ધીમે ધીમે હિંદુઓમાં ( આર્યોમાં ) ભળી ગયા છે. દેશના બધા પ્રાંતોમાં આ ભાઇઓની વસ્તી થોડીઘણી છે જ. રાજપુતાનામાં રાજપુતોનું રાજ્ય થયું તે પહેલાં ત્યાં મીણાઓનું રાજ્ય હતું. આ મીણાઓ અસલ વતની કોમના જ છે, અને તેમની વસ્તી પણ પાંચ લાખથી ઓછી નથી. આસામના જંગલોમાં અને પહાડીઓમાં તો તેઓની ઘણી જાતો છે. કાચારી, નાગા, ખાસી વિગેરે પુષ્કળ જાતો ત્યાં વસે છે, જેઓ એક બીજાની ભાષા પણ જાણતા નથી. અસલ વતની કોમોમાં સૌથી મોટી કોમો ત્રણ છેઃ (૧) ગોંડ લોકો. તેઓ મધ્ય હિંદ, વરાડ, બિહાર, ઓરીસા, સંયુક્ત પ્રાંતોમાં અને દક્ષિણ હૈદ્રાબાદના સંસ્થાનમાં પણ ડુંગરાળ ભાગોમાં વસેલા છે, અને તેમની વસ્તી સંખ્યા ૨૯ લાખથી ઓછી નથી; (૨) સાંતાલ લોકો. તેઓ બિહાર, બંગાળ અને આસામના જંગલોમાં વસેલા છે અને તેમની વસ્તી પણ લગભગ ૨૩ લાખની છે; (૩) ભીલ લોકો. ગુજરાત, દક્ષિણ રાજપુતાના અને ખાનદેશમાં મધ્ય હિંદના દેશી રાજ્યોમાં અને છપ્પનીઆ પછી દક્ષિણ સિંધમાં પણ તેઓ વસે છે. તેમની સંખ્યા ૧૮ લાખને આશરે છે. આ ત્રણ જ જાતોની કુલ સંખ્યા ૭૦ લાખ થાય છે. તે શિવાય બીજી ઘણી જાતો—જેવી કે ઉરાંઓ, મુંડા, હો, ટોડા, શબર, કંઢ, ઢાંડરા, કુરૂમ્બન વિગેરે લોકો—લાખોની સંખ્યામાં છે. ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે તેમની કુલ વસ્તીસંખ્યા ૧ કરોડ, ૬૦ લાખની છે, એટલે હિંદની કુલ વસ્તી ૩૨ કરોડ છે તેમાં તેઓ સેંકડે પાંચ ટકા છે.

### મુંબઇ ઇલાકાના અસલ વતનીઓ

આપણા ઇલાકામાં ગુજરાત અને દક્ષિણમાં વસતી કોમના ભાઇઓને આપણે સારી રીતે ઓળખવા જોઇએ. કાળીપરજ લોકો જેઓ સુરત જીલ્લામાં અને ગાયકવાડી નવસારી પ્રાંતમાં રહે છે, તેમણે છેલ્લાં બે વર્ષ થયાં તેમની આત્મશુદ્ધિની ચળવળથી આપણું સારૂં ધ્યાન ખેંચ્યું છે. કાળીપરજ, કાળી પ્રજા શબ્દમાંથી અપભ્રંશ થયેલો શબ્દ છે. આ શબ્દ સુરત જીલ્લા અને ગાયકવાડી રાજ્ય શિવાય બીજે ક્યાંય પ્રચલિત નથી. એ શબ્દ તિરસ્કારવાચક છે એમાં તો કાંઇ શક નથી, પણ હવે તેની કડવાશ કે તીખાશ જરા પણ રહી નથી એ પણ નિઃશંક છે. છતાં એ શબ્દ મને ત્યાજ્ય તો લાગે છે. વળી એ શબ્દથી અમુક એક કોમ સમજી શકાતી નથી, પણ જુદી જુદી ૧૫-૨૦ કોમોને માટે એ એક જાતિવાચક શબ્દ છે. વડોદરા રાજ્યના ગેઝીટીઅર પ્રમાણે તેમાં નીચેની સોળ કોમોનો સમાવેશ થાય છેઃ

(૧) ભીલ (૨) ચોધરા (૩) ધાણકા (૪) ધોડીયા (૫) દુબળા (૬) ગામીત (૭) કાથોડીયા (૮) કોલઘા (૯) કોકણા (૧૦) કોટવાળીયા (૧૧) માવચી (૧૨) નાયકડા (૧૩) તળાવીયા (૧૪) વાળવી (૧૫) વારલી (૧૬) વસાવા.

માટે એ બધી કોમોનો પોતપોતાના નામથી જ ઉલ્લેખ કરવો એ શાસ્ત્રીય તેમ જ વધારે ચોક્કસ ગણી શકાય.

વસ્તીસંખ્યાની દષ્ટિએ જોતાં નીચેની કોમો મોટી ગણી શકાયઃ

(૧) ભીલ—૮,૦૭,૦૦૦ (૨) વારલી— ૧,૭૮,૦૦૦
(૩) ઠાકુર—૧,૪૮,૦૦૦ (૪) દુબળા અને તળાવીયા—૧,૪૨,૦૦૦
(૫) ધોડીયા—૧,૨૯,૦૦૦ (૬) નાયકડા— ૯૨,૦૦૦
(૭) વાઘરી— ૮૬,૦૦૦ (૮) કાતકરી— ૮૧,૦૦૦
(૯) કોકણા— ૭૭,૦૦૦ (૧૦) ચોધરા— ૭૫,૦૦૦
(૧૧) ગામીત—૬૪,૦૦૦

આ અને બીજી નાની કોમો મળીને કુલ વસ્તીસંખ્યા ૧૯ લાખની થાય છે. આપણા ઇલાકાની ( વડોદરા રાજ્ય સહિત ) કુલ વસ્તી ૨ કરોડ, ૮૯ લાખ છે; તો કુલ વસ્તીના ૬ાા ટકા, અથવા રૂપીએ એક આનાથી રહેજ વધારે આપણા આ અસલ વતની ભાઇઓ છે. ભાષાદષ્ટિએ જોતાં કેટલાક ભીલો ગુજરાતી અને કેટલાક મરાઠી બોલનારા છે. ઠાકુર, વારલી અને કાતકરી મરાઠી બોલનારા છે; બાકીના બધા ગુજરાતી બોલનારા છે. તેમની ગુજરાતી બોલીમાં મરાઠી શબ્દો મળી ગયા છે, અને મરાઠી બોલનારાઓ બહુ હલકા પ્રકારની મરાઠી બોલે છે. વારલી મોટે ભાગે થાણા જીલ્લામાં, ઠાકુર લોકો થાણા, નાશક અને કોલાબામાં અને કાતકરી થાણા અને કોલાબામાં જંગલોમાં અને ટેકરીઓમાં વસે છે.

ભીલોની વસ્તીનો મોટો ભાગ ખાનદેશમાં ( અઢી લાખ), રેવાકાંઠાના દેશી રાજ્યો, બારીઆ, છોટાઉદેપુર, રાજપીપળામાં મળીને (આશરે બે લાખ), પાંચમહાલ જીલ્લામાં (આશરે એક લાખ), નાશક જીલ્લા અને મહિકાંઠાના દેશી રાજ્યોમાં (અર્ધો અર્ધો લાખ), તથા સિંધના દક્ષિણ ભાગમાં ( થરપારકર અને હૈદરાબાદ જીલ્લાઓમાં ) અર્ધો લાખ વસેલો છે. ધોડીયા અને દુબળા લોકો સુરત જીલ્લામાં તથા ગાયકવાડી નવસારી પ્રાંતમાં અને સુરતના દેશી રાજ્યો (વાંસદા, ધરમપુર વિગેરે)માં વસેલા છે. તળાવીયા ભરૂચ જીલ્લામાં અને ચોધરા સુરત તથા નવસારીના જંગલવાળા ભાગોમાં રહેછે.

આ બધી અનાર્ય ગણાતી કોમો પૈકી દુબળા કોમ આર્યોના સમાગમમાં સૌથી વધારે આવેલી જણાય છે અને તેના રીતરિવાજો પર પણ હિંદુ સંસ્કારની છાંયા વિશેષ પડેલી છે. તે સાથે હિન્દુ અને પારસી કોમે પોતાની ધનસંપત્તિની પણ છાપ તેમના પર સૈકાઓ સુધી ન ભૂંસાય તેવી પાડી છે. તેમને જમીન વિનાના બનાવીને કેવળ ખેતીકામના મજૂર અને તે પણ અર્ધ-ગુલામ સ્થિતિના મજુર બનાવી દીધા છે. દક્ષિણ આફ્રિકા અને ફીજીમાં "ગીરમીટીઆ" મજુરો થોડા વર્ષ પહેલાં હિંદુસ્થાનથી મોકલાતા તેને માટે આપણે શોરબકોર કરી મુકયો હતો, અને હવે તે રૂઢિ બંધ પાડી છે. પણ સૈકાઓ થયાં આપણી નજર આગળ જ દુબળાઓને તમામ રીતે—આર્થિક, માનસિક અને શારીરિક—કેવળ દુર્બળ બનાવી દીધા છે, તેની આપણા સમાજ નાયકોથી સંભાળ લેવાઈ શકી નથી, કારણ કે તેનાથી આપણા સ્વાર્થને નુકશાન થાય છે. દુબળાઓની સ્થિતિનો એક વર્ણનાત્મક લેખ મેં ગુજરાતી અઠવાડિક પત્રોમાં છપાવ્યો હતો. સુરત જીલ્લાના બારડોલી તાલુકામાં તેના ઉપર ખાસ ધ્યાન ખેંચાયું હતું, અને કેટલાક પાટીદાર ભાઈઓનો મારા ઉપર, અને મારે લીધે સરભોણના સ્વરાજ્ય આશ્રમ ઉપર ભારે રોષ ઉતર્યો હતો. આ લેખમાં દુબળાઓની 'હાળી' પ્રથા ઉપર મારા પોતાના વિચારો ન આપતાં મુંબઇ ઇલાકાના ૧૯૨૧ના વસ્તીપત્રકના રીપોર્ટમાં છપાએલા ચાર જુદી જુદી વ્યક્તિઓના મત હું ટાંકું છું: એક ઈંગ્રેજ કલેકટરનો, બીજો દેશી મદદનીશ કલેકટર ( ભાઇ શીવદાસાની)નો, ત્રીજો દેશી ડેપ્યુટી કલેકટરનો અને ચોથો પારસી દીવાનનો મત છે, અને કેટલાક વર્ષોના જાત-અનુભવના પરિણામે લખાએલા છે, તેથી, તે એકપક્ષી છે એમ તો કોઈ નહિ કહી શકે.

( ૧ ) ભરૂચ જીલ્લાના ૧૯૨૧ ના કલેકટર એસ. એચ. કોવર્ટન, આઈ. સી. એસ. લખે છે કે

"ભરૂચ જીલ્લામાં અને ખાસ કરી અંકલેશ્વર તાલુકામાં 'ગીરમીટીઆ' મજુરીની પ્રથા થોડે અંશે પ્રચલિત છે. આ ગીરમીટીઆ મજુરો 'હાળી' નામથી ઓળખાય છે. તેઓ સાધારણ રીતે ભીલ, તળાવીઆ અને તેવી જ બીજી હલકી જાતના લોકો હોય છે. તેમના શેઠ (ધણીઆઓ) તરફથી તેમને અગાઉથી (એડવાન્સમાં) પૈસા મળે છે. પછી તેઓ લેખી કે રહેઠાણના કરારથી તેને ત્યાં તે દેવું ભરવાને અમુક વર્ષ માટે નોકરી કરવાને બંધાય છે. તેમને શેઠ ખાવાનું, કપડાં તથા રોજના બે કે ચાર આના આપે છે. લીધેલાં નાણાં તેઓ દારૂમાં, લગ્નોમા અને એવા જ બીજા ઉડાઉ ખર્ચોમાં વાપરે છે. પછી તેમને ગુલામોના જેવી સ્થિતિમાં વરસો સુધી, વખતે જીંદગી સુધી પણ રહેવું પડે છે, કારણ કે મજુરીની મુદત પૂરી થતાં પહેલાં તો તેમણે બીજા પૈસા ઉપાડયા જ હોય છે. તેમને નવો શેઠ કરવો હોય તો તે નવો શેઠ તેનું જૂનું દેવું પતાવી આપે. જ્યાં સુધી બન્ને પક્ષ પરસ્પર કરાર પ્રમાણે અને મજુરીની ચાલતી રૂઢિ મુજબ રહે ત્યાં સુધી બન્નેનો સંબંધ સાધારણ રીતે ઠીક રહે છે. કોઈ શેઠ વધારે કડક હોય તો હાળીને પોતાનું દેવું પતાવ્યા વિના પણ વતન છોડી કોઇ શહેરમાં નાસી છૂટવું શકય છે. લશ્કરમાં મજુરી ટુકડીઓમાં અને મીલોમાં આ આપણા અર્ધગુલામ ભાઇઓ ગમે તે સમયે બંધનમાંથી છૂટીને ભરાઇ જાય છે. અંકલેશ્વર તાલુકાના ભીલોની લશ્કરી મજુરી ટુકડીમાં ખૂબ ભરતી થઈ, તેથી એક ગામડામાં તો જોરા શાહુકારોએ બૂમરાણ કરી મુકયું. આવું થાય ત્યારે શેઠ કાંઇ કરી શકતો નથી, કારણ કે જો નાશી જનાર ગુલામનો કાંઇ પત્તો મળે તો પણ તેની મિલ્કત ન હોવાથી કંઈ પણ માગણું વસુલ થઈ શકે નહિ. છતાં કોઇ વાર એમ બને છે કે તે લશ્કરી મજુરી ટુકડીમાંથી કે મીલમાંથી થોડાઘણા પૈસા કમાઈને પાછા પોતાને ગામ ફરે, ત્યારે શેઠનો વસુલ કરવાનો વારો આવે છે. એવું સંભળાય છે કે ભીલો આ ગીરમીટીઆ પદ્ધતિના ગેરલાભો સમજતા થયા છે અને તેને બદલે રોજંદી મજુરી કરવાનું પસંદ કરે છે અને આવી રોજ ભવિષ્યમાં તેમને વધારે ગમતી થશે. જ્યાં સુધી ભીલો અને કાળીપરજો હાલની અજ્ઞાન દશામા રહેશે ત્યાં સુધી એ લોકો રાજ ઉપરાંત અગાઉથી (એડવાન્સ) પૈસા લેવાની રીતિમાંથી કેમ છૂટશે તે સમજાતું નથી. અને જ્યાં સુધી આ અગાઉથી પૈસા આપવાનો વહીવટ ચાલુ રહેશે ત્યાં સુધી આ 'હાળી' પદ્ધતિ પણ કાયમ્ રહેશે."

(૨) સુરત જીલ્લાના દક્ષિણ પ્રાંતના ઇ. સ. ૧૯૨૧ના મદદનીશ કલેકટર શીવદાસાની, એમ. એ. ( અને હાલના સુરત જીલ્લાના ધારાસભામાં લોક પ્રતિનિધિ ) આ પ્રમાણે લખે છે:

" સુરત જીલ્લાના દક્ષિણ પ્રાંતમાં બધા જ તાલુકામાં હાળીની પદ્ધતિ છે. પણ કેટલાક ગામડાંમાં હાળીપરજની જ વસ્તી હોય છે ત્યાં એ પદ્ધતિ નથી, કારણ કે તે સ્થળે તેઓ અને તેમના કુટુંબનાં જ માણસો પોતાના ખેતરમાં કામ કરે છે, કેટલાંક કુટુંબો ઘણી પેઢીઓથી હાળી તરીકે જ કામ કર્યાં કરે છે. ઘણુંખરૂં એમ થાય છે કે હાળીનો શેઠ એનું ખાતું પાડી એને પરણવા માટે પૈસા આપે છે અને હાળી તે દેવું પૂરૂં કરતાં સુધી તેને ત્યાં ચાકરી કરવા મ્હોડેથી બંધાય છે. હાળી ધણીઆમાનું કામ કરે છે તેના બદલામાં તેને થોડી જુવાર કે ચોખા રોજ મળે છે. અને જે દિવસે શેઠને ત્યાં કામ કરે છે તે દિવસે સવારે ને બપોરે જમવાનું મળે છે. જ્યારે ધણીઆમાને ત્યાં કામ ન હોય ત્યારે એ બીજા કોઈને ત્યાં કામ કરવા જાય છે. ત્યાંથી તેને પૈસા કે દાણા કામ બદલ મળે છે. ધણીઆમાને ત્યાં કામ કરવાને નાખુશ હોય તો તે બીજો ધણીઆમો કરે છે. આ નવો ધણીઆમો પહેલા ધણીઆમાનું બાકીનું લેણું પતાવી દે છે. જો નવો ધણીઆમો હાળીનું દેવું ન પતાવે તો જૂનો ધણીઆમો હાળી પાસેથી જે ખાતું પડાવ્યું હોય છે તેને આધારે કોર્ટમાં દાવો માંડે છે. કોઈ ફોજદારી કોર્ટમાં નોકરીનો કરાર તોડયા બદલ દાવો ચાલતો નથી.

હાળીઓ જેમ જેમ સુધરતા જાય છે તેમ તેમ તેમની જરૂરીઆતો, મોજશોખ અને ઘરનાં ખર્ચો વધતાં જાય છે. અને બીજે ઠેકાણે નોકરીમાં વધારે પૈસા મળે છે એમ જ્યારે તે જાણે છે ત્યારે તે નાસી જાય છે, અને મોટા શહેરમાં કારખાનામાં નોકરી કરે છે. ધણીઆમાને પણ એમ બને છે કે હાળી તેમને રાખવા પોસાતા નથી. હાળીઓ સારી પેઠે મહેનત કરતા નથી એ તો જાણીતી વાત છે. હાલની મોંઘવારીને લીધે હાળીનું પોષણ કરવું ભારે પડે છે. ટુંકામાં ધણીઆમાને પણ આ પદ્ધતિ આર્થિક રીતે ફાયદાકારક નથી. હાળી પદ્ધતિ હવે દિવસે દિવસે નાશ પામતી જાય છે. છેલ્લાં થોડાંક વર્ષોથી હાળીઓની સંખ્યામાં ઘટાડો થતો જાય છે. આ લોકોમાં હવે હાળી તરીકે કામ નહિ કરવાની સાધારણ વૃત્તિ પેદા થઈ છે. હું ધારૂં છું કે થોડાંક વર્ષોમાં આ પદ્ધતિ નાશ પામશે."

(૩) સુરત જીલ્લાના ઉત્તર પ્રાંતના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર ભાઇ નટવરલાલ પારેખજી નીચે પ્રમાણે લખે છે:

" ધણીઆમા (શેઠ) પાસેથી પોતાના લગ્ન વખતે જ્યારે મજુર પૈસા લે છે ત્યારે તે 'હાળી' બને છે. બહુ જ થોડા ધણીઆમા પોતાના હાળી પાસેથી અગાઉથી આપેલાં નાણાંની પાવતી અથવા દસ્તાવેજ કરાવે છે. કારણ કે અનુભવથી તેઓ જાણે છે કે જો હાળી નાસી જાય તો દિવાની કોર્ટમાં આવા દસ્તાવેજ કે પાવતી કાંઈ કામમાં આવતાં નથી. ધણીઆમો હાળીને ૧૦૦ થી ૪૦૦ રૂપીઆ રોકડા આપે છે. હાળીઓ નીચ વર્ણ (?), જેવી કે દુબળા, ચોધરા, ગામતા, નાયકડા અને કોળી, એ કોમો પૈકીના હોય છે. હાળી ને ધણીઆમા વચ્ચે કરાર થાય, હાળી પૈસા લે, પછી જેટલા દિવસ તે ધણીઆમાનું કામ કરે તેટલા દિવસ સવાર અને સાંજ બે વખત ખાવાનું આપે છે અને તે ઉપરાંત પાંચ શેર ચોખા, અઢી શેર જુવાર અને બીડી માટે થોડી તમાકુ તેને મળે છે. પોતાના ધણીઆમાને ત્યાં કામ ન હોય ત્યારે તે બીજે કોઈ ઠેકાણે મજુરી કરવાને જાય છે અને એ મજુરીના પૈસા પર ધણીઆમાને કશો હક હોતો નથી. જોડાની એક જોડ, કપડાંની બે જોડ અને શિયાળા તથા ચોમાસા માટે બે જાડી ચાદર અથવા તો ડામળી હાળીને મળે છે. હાળી નાનો હોય છે, ત્યારે ઢોર ચરાવવાનું કામ તેને સોંપવામાં આવે છે. ધીમે ધીમે તેને ઘરનું બીજું કામકાજ સોંપાય છે. હાળીની બૈરીને પોતાના ધણીઆમાને ઘેર સવારે પાણી ભરવાનું, અનાજ દળવાનું, તથા વાસણ માંજવાનું કામ કરવાનું હોય છે અને તેના બદલામાં અર્ધા શેરનો એક રોટલો, પાપડ અને અથાણું મળે છે. દિવસના વખતમાં તે પોતાના ધણીઆમાના ખેતરમાં જો કામ હોય તો મજુરીએ રહે છે, અને તે પેટે તેને ચાર શેર અનાજ વધારે મળે છે. લગ્ન પ્રસંગ ઉપરાંત પરોણા આવે ત્યારે મહેમાનગીરી કરવા, ઘરમાં સુવાવડ કરવા અને મરણ પ્રસંગના ખર્ચ માટે હાળીને બીજી વધારેની રકમ ઉપાડવી પડે છે. જો ધણીઆમો સારો હોય અને શેરડી, આદુ, બટાટા, આંબા વિગેરેની વાડી કરતો હોય તો હાળીને નાસવાની ઈચ્છા થતી નથી, કારણ કે તેને વાડીમાંથી ચોરીને સારી સારી ચીજો ખાવા મળે છે. પણ ઘણે ભાગે એમ બને છે કે પાંચેક વર્ષ પૂરાં થયાં ન હોય એટલામાં હાળી ધણીઆમા સાથે કંઈને કંઈ વાંધા કાઢયા કરે છે, ત્રાસ આપે છે અને છેવટે નાસી જાય છે. નાસી જતાં પહેલાં પણ બને તો તે જ ગામના અથવા બીજા ગામના કોઈ ખેડુત પાસેથી પોતાના આગલા ધણીઆમાનું કરજ ચુકાવી આપવા પ્રયત્ન કરે છે. નવો ધણીઆમો ન મળે તો તે કયાંક નાસી જાય છે. ધણીઆમાને પછી પૈસા મળવાની આશા જ રહેતી નથી. હાળીને ધીરેલાં નાણાંનું વ્યાજ ચઢતું નથી. વળી હાળી જો ખરાબ ચાલનો, ચોર અથવા દારૂડીઓ હોય તો ધણીઆમો તેને ગમે તે રીતે કાઢવા મથે છે. પણ જો કોઇ ખેડુત હાળીએ લીધેલાં નાણાં તેના ધણીઆમાને ચુકવીને તેને રાખવા ખુશી ન હોય તો પણ હાળી છુપી રીતે નાસી જાય છે. આવું થાય ત્યારે ધણીઆમા હાળી સામે કાંઇ પગલાં ભરી શકતા નથી. હાળી મરી જાય અથવા

નાસી જાય અને પૈસા કઢાવી શકાય નહિ એટલે કરાર એની મેળે રદ થાય છે.

ધણીઆમો મોટા ખેડુત હોય તે જ થાય છે અને તે પોતાની ખેતીને માટે જરૂર પડતા એક અથવા વધારે હાળી રાખે છે. પણ ધીમે ધીમે બીનખેતીવાળાઓએ પણ આ રીત ગ્રહણ કરી છે, કારણ કે ઘરકામ કરાવવા માટે પણ આ પદ્ધતિ સગવડવાળી છે.

× × ×

કેળવણીનો પ્રચાર થવાથી હાળીઓ ધીમેધીમે તેમની ગુલામીની સ્થિતિ સમજતા થયા છે. એમનો મૂળ ધંધો છોડીને છેલ્લાં થોડાં વર્ષોથી રેલ્વે, કારખાનાં, ખાણો, મીલો અને એવી બીજી મજુરીમાં તેઓ દાખલ થયા છે. કેટલાક તો લડાઈમાં લશ્કરની ભરતીમાં ગયા છે. આના પરિણામે ખેતીમાં જોઈતા મજુરો મળતા નથી અને મજુરી ઘણી મોંઘી થઇ છે તેથી ખેડૂતો સખત બૂમ પાડે છે. મજુરોની તંગીને લીધે જમીનની કિંમત પણ ઘટશે એમ અનુભવી ખેડૂતો કહે છે. તેમની દલીલ એમ છે કે મજુરો ન મળે તો જમીનને શું કરવી? જમીન પડતર રહે અને ખરાબ થાય. આ દલીલમાં વજુદ પણ છે. ધીમેધીમે હાળીની પદ્ધતિ હલકી ગણાવા માંડી છે અને જનસમૂહમાં જાગૃતિ ફેલાતાં આ પદ્ધતિનો નાશ થશે."

(૪) સચીન સ્ટેટના દિવાન ઇ. જે. તાલીયરખાન, બી. એ. આ પ્રમાણે લખે છેઃ

"હાળી રાખવાની પદ્ધતિ હજી ચાલુ છે, જો કે તેની સંખ્યામાં ધીમેધીમે ઘટાડો થતો જાય છે. તેઓ ખાસ કરી દુબળા કોમના હોય છે અને ઘણુંખરું ઉજળીઆત કોમોના જમીનદારો જેવા કે અનાવિલ, વ્હોરા, કણબી, રજપુત અને પારસીઓ તેમને અગાઉથી (એડવાન્સ) ચાકરી કરવા બદલ પૈસા આપે છે. તેમના દરરોજના ગુજરાન પેટે તેમને થોડુંક ધાન્ય અને કોઇ વખત પગાર પણ આપે છે. મજુરી મોંઘી છે અને હાળીઓ હાલની વસ્તુસ્થિતિ તથા પોતાનો સ્વાર્થ સમજતા થયેલા હોવાથી એ લોકો હવે જેમ બને તેમ આ બંધનમાંથી છૂટવા માગે છે. લડાઈ દરમ્યાન ઘણા લોકોએ જે પોતે કે તેમના ઘરના માણસો પરદેશ ગયા હતા તેમણે પોતાનાં દેવાં પતાવી દીધાં સંભળાય છે. હાળીઓની સ્થિતિ સારી તો કહેવાય નહિ, છતાં તેના ધણીઆમા સાથેનો સંબંધ ઘરના માણસ જેવો હોય છે. ધણીઆમો જાણતો હોય છે કે જો હાળીને પજવવામાં આવે તો તે નાસી જશે અને કોર્ટે ચઢવાથી તેમને કાંઈ ફાયદો થશે નહિ. હાળીઓ પણ આ વાત જાણે છે. હું ધારું છું કે હાળીઓની ઉછરતી પેઢી હવે આ બંધન સહન નહિ કરે. તેઓ આ દિવસોમાં પુષ્કળ કમાઇ શકે તેમ છે. આ રાજ્યમાં કેળવણી મુફત અપાય છે અને જે દુબળાને વાંચતાં લખતાં આવડતું હશે તે તો 'હાળી' નામથી જ ભડકીને દૂર ભાગશે. હું ધારું છું તેમ 'હાળી' પદ્ધતિ થોડાં જ વર્ષોમાં નાશ પામશે. આ રાજ્યની કોર્ટો 'હાળી' પદ્ધતિને ઉત્તેજન આપતી નથી. થોડા સમય પહેલાં મારી પાસે એક ફરીઆદ આવી. તેમાં એક પારસીએ એક ભરવાડ જ્ઞાતિના 'હાળી' ઉપર કેસ માંડયો હતો. તે ભરવાડ લશ્કરી ભરતીમાં ગયો હતો અને રજા ઉપર પોતાને ગામ આવ્યો હતો. હાળીએ પારસીનો દાવો કબુલ કીધાથી મેં લેણી રકમની ઠીકી કરી આપી, પણ તે પારસીને બીજી કાંઇ મદદ આપવાની ના પાડી હતી."

ઉપરના દરેક અભિપ્રાયમાં આ હાળી પદ્ધતિ થોડા વખતમાં નાશ પામશે એમ આશા બતાવી છે. કાળક્રમે બધી બાબતોમાં ફેરફાર થાય છે તેમ આમાં પણ લાંબે વખતે પચીસ કે પચાશ વર્ષે થશે, પણ તે તો સમયના બળથી; મનુષ્યની શુદ્ધિથી કે રંકને ન્યાય આપવાની ઇચ્છાથી નહિ. સમાનતા માગનારે બીજાઓને સમાનતા પ્રથમ બક્ષવી જોઇએ. બારડોલી તાલુકો સ્વરાજ્ય લેવાની લાયકાતમાં પ્રથમ પદ ધરાવવાનો દાવો કરતો હોય તો ત્યાંના ખેડુતોએ હાળીઓને છુટા કરી દેવા જોઇએ. તેમને જીંદગીભરના ગુલામી મજુરો તરીકે નહિ, પણ પોતાની ખુશીથી ગમે ત્યાં ગમે તે વખતે, મજુરી કે બીજો કોઇ ધંધો કરી શકે તેવી રીતે છુટ આપવી જોઇએ. પ્રભુ 'દુબળા'ઓને સબળા બનાવવામાં આપણને સહાય આપે.

અમૃતલાલ વિ. ઠક્કર

# જર્મન કવિ (જહોન વુલ્ફ ગેન્ગ) ગીટી

## (૧)

ઇ. સ. ૧૭૪૯ના ઑગસ્ટની ૨૮મી તારીખે ફ્રેંકફોર્ટ શહેરમાં ગીટીનો જન્મ થયો હતો. જે માન હાલ ઇંગ્લાંડમાં લંડન શહેર ધરાવે છે, એવું જ ફ્રેંકફોર્ટ જર્મનીમાં તે વખતે ધરાવતું.

ફ્રેંકફોર્ટની વિચિત્ર ગલીઓમાં વિશાળ જનસમુદાય સ્વતંત્ર જીવન ગાળતો. પૂર્વ અને પશ્ચિમના વેહેપારીઓનું એ બજાર હતું. ગીટીનો પિતા ધનવાન અને સુપ્રસિદ્ધ હતો. કલા અને સાહિત્યનો એને શોખ હતો. બુદ્ધિમાં એ ગંભીર હતો, ને સુવ્યવસ્થાનો પણ એને શોખ હતો.

કવિની માતા એના પિતા કરતાં ઉમ્મરમાં બહુ નાની હતી. ગીટી ને એની વચ્ચે ૧૮ વર્ષનો જ ફરક હતો. તેથી મા અને પુત્ર ભાઈબ્હેન ઉછરે છે તેમ ઉછર્યાં. આથી એ બે વચ્ચે વિચારો અને લાગણીમાં બહુ જ એકતા રહી હતી.

એ સ્વભાવે ખુશમિજાજી હતી. વાતો કહેવાનો એને શોખ હતો, ને સંસાર તરફ એને રાગ હતો. આ સ્વભાવો ગીટીમાં ઉતર્યાં હતા.

ગીટીનો ધર્મભાવ એ ૭ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે પ્રદર્શિત થયો. સૂર્યનાં કિરણોમાંથી ગરમી મેળવવાને એણે કાચ વડે એક દિવસે અગરબત્તીઓ સળગાવી ને કહેવા લાગ્યો કે કુદરતમાં રહેલા મહાન પ્રભુને માટે આ ધૂપ કર્યો છે. એ જ અરસામાં એક ભયંકર ધરતીકંપ થયો. તે વખતે ઘણાં બાળકો નિરાધાર થઇ ગયાં ને ઘણા જુવાન માણસો ઓચિંતાં મરી ગયાં હતાં. આ પ્રસંગે એના મનમાં 'પ્રભુ કરૂણાળુ કેમ કહેવાય ?' એવી શંકા ઉપજી. એ અરસામાં તે પોતાના પિતાની સાથે દેવળમાં ગયો. પાદરી આવા બનાવોમાં ઓચિંતા મોતનાં દુઃખ સમજાવતાં ગુંચવાયો. ગીટીએ રસ્તામાં એના પિતાને કહ્યું કે પાદરી સાહેબ અમથા ગુંચવાયા. મોતથી માણસોના અમર આત્માં જ્યારે કંઇ ઈજા થતી નથી, તો એમનાં શરીરને અહીંથી તહીં ખસેડવામાં પરમેશ્વરને શી હરકત ?

ધર્મ સિવાય વ્યાવહારિક કેળવણી પણ ગીટી સારી અપાયેલી. જર્મન ઉપરાંત લેટીન, ગ્રીક, ફ્રેંચ ઇંગ્લીશ અને ઇટાલીઅન ભાષાઓ એ ભણ્યો હતો અને જગતનો સાહિત્ય ભંડાર આ ભાષાઓ દ્વારા એની આગળ ખુલ્લો મૂકાયો હતો. એ દસ વર્ષનો હતો ત્યારે ફ્રેંચ લોકોએ ફ્રેંકફોર્ટ શહેરને ઘેરો ઘાલ્યો તે વખતે થીરેન નામના એક સરકારી લશ્કરી અમલદારને એના બાપે પોતાને ઘેર ઉતારેલો. એની મારફત ગીટી ફ્રેંચ સાહિત્યથી માહિતગાર થયો અને તે દિવસથી તેને નાટકનો શોખ લાગ્યો તે એની જીંદગી સુધી રહ્યો.

સ્ત્રીઓના સૌન્દર્યની અસર એના પર બહુ થતી એણે પોતે ન્હાનપણમાં જે જે છોકરીઓ સાથે દોસ્તી કરેલી એની વાતો કહેલી છે, તે વાંચીને આપણે અજાયબ થઇએ છીએ. એના યુવાવસ્થાના પ્રેમપ્રસંગો ટૂંકા વખતમાં પૂરા થવા છતાં ગ્રીશન નામની એક બાલિકા સાથે એ જરા વિશેષ હળ્યો હતો. તેમ છતાં એ કન્યા સ્વચ્છંદી હતી ને ગીટીના અદ્ભુત પ્રેમનો પોતાના મંદવાડથી અંત આવ્યો.

આ મંદવાડમાંથી ઉઠયો કે તરત એના પિતાએ એને વકીલ થવાના અભ્યાસ માટે લીપઝીક મોકલ્યો. પણ લીપઝીકની કૉલેજમાં એણે કાયદા કરતાં કવિતા ઉપર વધારે લક્ષ આપ્યું, અને દુઃખ કે સુખના સંયોગોનાં આબેહુબ ચિત્રો રજુ કરતાં ગીતો એ ત્યાંથી જ જોડવા લાગ્યો.

લાગણીને ગીતોમાં ઉતારી, કલ્પનાથી રંગી, એ સ્પષ્ટ સ્વરૂપો એવાં રજુ કરવા લાગ્યો, કે જેથી વકીલ

ણવા જતાં એ કવિ જ થઇ ગયો. જે જે હૃદય પર અસર કરતું, તે એ ગાતો. પોતાની જ ભાવનાઓ અને અનુભવોનાં એ સંગીતમય કાવ્યો બનાવતો. એણે કહ્યું છે કે મ્હારાં તમામ પુસ્તકો મ્હારા જીવનના આત્મવૃત્તાન્તનાં પ્રકરણો જેવાં છે. એમાંથી મ્હારા જ દોષો અને પાપોની તમને કબુલાતો મળશે.

એનાં શરૂઆતમાં કાવ્યોમાં "જીસસ ક્રાઇસ્ટની નરકની મુલાકાત ઉપર વિચારો" અને "પ્રેમીના તરંગ" એ બે હતાં. પછી હાસ્યરસપ્રધાન ત્રિઅંકી નાટક 'મળતીયા'-એ વિષે લખ્યું. મળતીયામાં મોલીયર ને કોર્નેલીની ચોકખી છાપ જણાઇ આવે છે. પછી એ શેક્સપિયર વાંચવા લાગ્યો. એનામાં હવે મહત્ત્વાકાંક્ષા સ્ફુરી હતી. દરમિયાન લીપઝીકની ચિત્રવિદ્યામંદિરના અધ્યક્ષ ઓઇસરે સૌન્દર્ય અને સત્ય તરફનો પ્રેમ ખીલવવા માંડ્યો હતો. આ ઓઇસર વિષે પોતાના મિત્ર પર એક પત્ર લખતાં ગીટી લખે છે કે "એનો ઉપદેશ મ્હારી આખી જિંદગી ઉપર અસર કરશે. એણે જ મ્હને શિખવ્યું છે કે (૧) સાદાઇ અને આરામમાંથી આદર્શ સૌંદર્ય મળે છે અને (૨) જુવાનીનો કાળ તે ગુરુપણાને લાયકનો કાળ નથી."

ઈ. સ. ૧૭૬૮,માં એની ૧૯ વર્ષની ઉમ્મરે ખીલે એક પ્રેમપ્રસંગ ઉત્પન્ન થાય છે. એમાં સ્વચ્છંદ અને બેદરકારી ભળે છે. પરિણામ એ આવે છે કે કવિને ખુબ લોહી પડવાથી ફ્રેંકફોર્ટ પાછા જવું પડે છે.

આ મંદવાડમાં એની બ્હેન કોરનેલીઆની એના ચંચળ અને જલદ સ્વભાવ પર મૃદુ અસર થાય છે. ઘરની પવિત્ર છત્રછાંયાથી એ ઝટ સાજો થાય છે અને પછી તો પોતાની જન્મભૂમિમાં એ સિંહની માફક ફરે છે.

દેખાવે એ સૂર્ય જેવો તેજસ્વી અને સુંદર બને છે. જીવવામાં એને તીવ્ર ઉત્સાહ છે. જ્યાં જ્યાં એ જાય છે, ત્યાં એ જાણે જુસ્સાનો અગ્નિ સળગાવી મૂકે છે. કદી કદી એ માંડાંધેલાં તોફાનમસ્તીમાં પણ મ્હરે છે અને 'વરૂ જેવો' ધસે છે.

એનો રોફ અને બુદ્ધિપૂર્વકનો વાર્તાવિનોદ ઊકરીઓમાં અસરકારક નીવડે છે અને અવિચારી રીતભાતથી ઘણી વાર તે જોખમમાં પણ આવી પડે છે. સ્ત્રીઓ સાથેની એની આસમલગત ટિશ્યિન નામના એક ચિત્રકારના ચિત્ર જેવી છે. ટિશ્યિને આકાશ માર્ગે ઉડતી કરતાલ વગાડતી અપ્સરાઓ દોરી છે ને બેકસ* નામનો એક યુવક દોડતા રથમાંથી આ અપ્સરાઓના ટોળામાં કૂદી પડતો બનાવ્યો છે. ગીટી લગભગ આવાં જ જોખમો ખેડે છે.

એ શિકારી છે. શિકાર પર તૂટી પડવું, થાકવું, પછી પાછા રથમાં ચડી બેસવું અને દોડી જવું, આ એના ધંધા છે. એ નિર્દય છે, હૃદય વગરનો નિષ્ઠુર છે.

ઈ. સ. ૧૭૬૯માં—એક વર્ષ પછી—પાછો એ કાયદાનો અભ્યાસ કરવા સ્ટ્રાસબર્ગ જાય છે. પણ કવિતા અને કલાની ધૂનમાં કાયદો કાયદાને ઠેકાણે રહે છે. સંયમ વગરનો ભટકેલ ગીટી ઘણી વાર મંદિરની અગાશીઓમાં બેસી સાયંકાળની પ્રાર્થના સમયે મૂર્ખ મિત્રો સાથે હ્રાઇન સરિતાના દારૂ ઉડાવે છે. એ સમયની એણે એક કવિતા લખી છેઃ

> મગજ ચકકર, અકકલ અકકડ,
> લિયો લ્હેજત શરાબીની;
> ઉડાવો ઈશ્ક બની ફકકડ,
> અગર ખારો જહાંનમનો.

સ્ટ્રાસબર્ગના મંદિર નીચે દૂર એક લીલી ખીણ હતી. ત્યાં સેસેનહીમ નામનું એક સુન્દર ગામડું હતું. ફ્રેડ્રિકા નામની એક સુન્દર બાળા ત્યાં રહેતી. સરળ હૃદયના એક પુજારીની એ પુત્રી હતી. પુજારીને એ બહુ વ્હાલી ને આંખની કીકી સમાન હતી ને એનું સ્વરૂપ મનોહર હતું. મ્હોટા ચોટલો, ચળકતી આંખો અને ઘાટીલું ભરાવદાર શરીર જોઈ ગીટી એક દિવસ ત્યાં જઇ મ્હડ્યો. વનના કોઇ દેવ જેવો ફ્રેડ્રિકાને એ લાગ્યો.

આનો અસ્વીકાર કરવો તે ફ્રેડ્રિકાને માટે અશક્ય હતું. ગીટીનો પ્રેમ જોઈ ફ્રેડ્રિકાનું હૃદય પણ ઉછળવા લાગ્યું. એના મનમાં ગીટીને માટે માનવૃત્તિ ઉપજી, સુખ થયું.

પોતાના જીવનવૃત્તાંતમાં કવિ આ ગ્રામ્ય સુંદરી તરફના પોતાના અદ્ભુત મનોરાગનું મોહક વૃત્તાંત આપે છે અને આ પ્રસંગના અનુભવે કવિ પાસે ગીતોમાં મીઠાં પ્રેમગીતો ઉપજાવ્યાં છે.

આ ગીતો જર્મનમાં એવાં સુકોમળ ભાવભર્યાં છે કે ભાષાન્તરકારોને હાથે એ જ્યારે બીજી કોઇ

---

* બેકસ એટલે મોજમજાનો દેવ.

ભાષામાં જાય છે ત્યારે જાણે કોઇ જંગલી છોકરાં રંગીન પતંગીયાંને પકડી તૂટેલી પાંખ ને ચોળાયલાં શરીર લઇ આપણી પાસે ના આવતાં હોય, એવું લાગે છે !

પરંતુ નાતો અને ઉચ્ચનીચ કુળના વાંધા એકલા હિન્દુસ્થાનમાં નથી. જર્મનીમાં પણ ગીટીને એ નડયા, ને તેથી જ બિચારી ફ્રેડ્રિકાને રખડાવી ગીટી એને તજીને ચાલ્યો ગયો. વળી એના પ્રેમમાં સ્વાર્થ પણ હતો. એ એક જ જણ સાથે લગ્ન સંબંધથી બંધાઇ જવા માગતો ન્હોતો, એ પણ એક કારણ હતું.

પરંતુ ગીટીને ફ્રેડીકા તરફની બેવફાઇ ઘણી સાલી છે. એને પોતાના એ કર્મનો પશ્ચાત્તાપ પણ બહુ થયો છે ને ઘણી શરમ આવી છે. 'ફૌસ્ટ' નામના નાટકમાં તેનો આ પશ્ચાત્તાપ જણાશે. પરંતુ બિચારી ફ્રેડ્રિકા કોઇ દિવસ ગીટીનું ખરાબ બોલી નથી. જ્યારે એના સુખનો સૂર્યાસ્ત થયો, ત્યારે કવિએ બતાવેલી સુખ-સૃષ્ટિનાં અદ્દભુત સ્મરણો એ તાજાં રાખ્યાં કરતી. આવી નિર્દોષ બાળા એકલી થઇ ગયા પછી બીજા અનેક માણસો એના હાથની માગણી કરવા આવેલા; પરંતુ ફ્રેડિકાનો તો બધાને એક જ ઉત્તર હતો કે "જે હૃદયને એક વખત ગીટીએ ચ્હાયું છે તે બીજા કોઇનું નહિ જ થાય."

ગીટીનાં સંગીતકાવ્યો મોહકતામાં અંગ્રેજ કવિ શેલી કે ટેનીસનને મળતાં છે. એ હંમેશ તાજાં લાગે છે, ને બહુ કોમળ છે. એની સ્વાભાવિક સ્ફુરણા અને સચ્ચાઇ નજર પડતામાં જ આપણા મનનું હરણ કરે છે. સરોવરમાંથી જેમ ઝરણ વહે છે, અથવા પુષ્પમાંથી જેમ પરિમળ પસરે છે તેમ કવિના હૃદયમાંથી આ કાવ્યો વહ્યાં છે. ગીટીએ આ કાવ્યો લખી પોતાની માતૃભાષાની ઉત્તમ સેવા કરી છે.

વિચાર પ્રદર્શિત કરવાના સાધન તરીકે માર્ટીન લ્યુથરે જર્મન ભાષા ઘડી હતી. ગીટીએ એને સંપૂર્ણ બનાવી. કાચ બનાવનારા ચતુર કારીગરો જેમ ભઠ્ઠી-માંથી એક ગઠ્ઠો લઇ, એને ફૂંકી, મનમાન્યા ઘાટ બનાવે છે તેમ અણઘડ જર્મન ભાષાનાં જાડાં રૂપોને એણે પોતાની નૈસર્ગિક શક્તિની ફુંકથી ઘાટીલાં કર્યા. એક વિદ્વાન વિવેચકે તો એને સંગીતકાવ્યોનો સર્વોત્તમ કવિ કહ્યો છે; પરંતુ એ કદાચ અતિશયોક્તિ માનીએ તો પણ એટલું તો ખરું જ છે કે એનાં ઘણાં ગીતો અને ન્હાનાં કાવ્યો કાવ્યકલાનાં રત્નો છે અને માનવ હૃદયની કોમલ અને ઘણી જ અસરકારક લાગણીઓ એમાં પ્રદર્શિત થએલી છે. છંદ રચનાની એની મનોહરતા, ભાવપ્રદર્શનની સંપૂર્ણતા અને રાગની મીઠાશ અનુપમ છે.

અદ્દભુત દેખાવો એ જાણે આંખ આગળ આબેહુબ ખડા કરે છે અને એમ કરીને એનો ઉદ્દેશ કંઇ રહસ્યો અને ભાવનાઓ સમજાવવાનો હોય છે. ગીટીની વાણી એટલે જાણે હવામાં લટકતી કોઇ સારંગી. એ સાંભળતાં જ કોઈ ખરા કવિનો જાદુઇ સ્પર્શ આપણે અનુભવીએ છીએ.

વસંત ઋતુ આવવાની સાથે જ કોયલ ગાય છે કારણ કે એનાથી ગાયા વગર રહી શકાતું નથી, અથવા પ્રભાત થતાં જ મીઠી ચકલીઓ જેમ કલબલ કલબલ કરી મૂકે છે કારણ કે એમનાથી રહી શકાતું નથી, તેવી જ રીતે ગીટીએ એનાં મધુર ગીતો ગાયાં છે.

ચેતન વાળાં પ્રાણીઓને પોષણ આપનારી કુદરત જડ છે. પરંતુ જે દૈવી યોજનાનો ચમત્કાર એ બેના સંબંધમાં રહ્યો છે, તેનું ઉંડું તત્ત્વ કવિ નીચે પ્રમાણે રજુ કરે છે. એના એક કાવ્યમાં એ કહે છે:

"અચેતન પૃથ્વીમાંથી વસંતની શરૂઆતમાં જ એક મધુર પુષ્પ પ્રકટી નીકળે છે. તરત કોણ જાણે ક્યાંથી એને ચૂસવા બ્હીતો બ્હીતો ભ્રમર આવે છે. કવિ કહે છે કે આમાં વિધાતાની ગૂઢ યોજના છે. અચેતન પૃથ્વી, વસંત, મધુર પુષ્પ અને ભ્રમર એ બધાંના યોગમાં વિધાતાનો ગૂઢ હેતુ છે. ફુલોને અવતાર ભમરા માટે આપવામાં આવે છે, અને ભમરા ફુલોને માટે જન્મે છે."

આવી રીતના ગીટીનાં ધ્વનિકાવ્યોના વ્યંગાર્થ હોય છે.

એ કાવ્ય ગુજરાતીમાં આ પ્રમાણે હોઇ શકે:

અચેતન પૃથ્વી પટમાંથી, અચાનક પુષ્પ પ્રકટ્યું શું?<br>
શરૂઆતો કરી દીધી, વસંતે વેરા ભજવામાં;<br>
ભ્રમર આવી સુગંધેથી, ધીમે બ્હીતો ચૂસે મધુ શું?<br>
ભ્રમરના જન્મ ફુલ સાર, મીઠાં એ ફુલ ભ્રમરોનાં.

ઇ. સ. ૧૭૭૩ માં એટલે ૨૪ વર્ષની ઉમ્મરે ગીટીનું પ્હેલું મોટું નાટક બહાર પડયું. એનું નામ "ગોએઝ વૉન બરલીચીનજેન, વીથ ધી આઇરન હેન્ડ (Goetz von Berlichingen with the Ironhand)."

એનો નાયક ગોએઝ ૧૬ મી સદીની ખેડૂતોની ન્યાય અને સ્વતંત્રતાની લડતમાં બહાદુરીથી લડેલો કહેવાયો છે.

શેક્સપિયરના ભાવ પ્રમાણે એ નાટક રચાયું છે અને એ જમાનાની નાટ્યરચનાની રૂઢિનાં બંધન તોડી ગીટીએ સ્વતંત્ર રચનાથી આ નાટક લખ્યું છે. શેક્સપિયર સાથે આમાં બીજું પણ સામ્ય છે અને તે આ નાટકનાં પાત્રો જાણે બનાવટી પૂતળાં જેવાં નથી લાગતાં, પણ જીવતાં સાચાં માણસો જેવાં લાગે છે. એનાં સ્ત્રીપાત્રો પણ શેક્સપિયરનાં સ્ત્રીપાત્રો જેવાં મૃદુ અને ખરેખરી સ્ત્રીઓ હોય એવાં લાગે છે.

બીજા વર્ષમાં એનું એક "વર્ધરની નિરાશા" નામનું મનોવિકારી નાટક બહાર પડે છે, પણ એનો વિષય બહુ ઉન્નત નથી. મિત્રની સ્ત્રી સાથે વર્ધર પ્રેમમાં પડે છે અને સંબંધ થવાની અશક્યતા જોઇ એ આપઘાત કરે છે. છતાં આ નાટક જર્મન સમાજમાં તે વખતે અસરકારક નીવડે છે, કારણ તે વખતે એ લોકોમાં નૈતિક શિથિલતા ઘણી જ હતી અને રૂઢિનાં બંધન લાગણીઓની આડે આવતાં, તે એમને ભારે પડતાં હતાં.

દરમિયાન સેક્સવીમર ગામના એક 'કાર્લ ઑગસ્ટ' નામના સરદારે ડયૂકે ગીટીને પોતાના દરબારમાં આવવાનું નોતરું મોકલે છે. 'વીમર' ગામ તે વખતે જર્મનીમાં પ્રખ્યાત નહોતું, પણ ગીટીના જવાથી એ જર્મનીની બુદ્ધિનું કેન્દ્રસ્થાન થઇ પડે છે. ૨૭ મે વર્ષે ગીટી ત્યાં જાય છે અને બધાંને અજાયબ કરી મૂકે છે. ડયૂક એને હંમેશ પોતાની સાથે રાખે છે અને રાણી પણ એની વાતચીતથી ખુશ ખુશ થઇ જાય છે. વીલેન્ડ નામનો લેખક એને ત્રણ વાર મળ્યા પછી લખે છે કે એ 'દેવતાઈ માણસ' છે.

દરબારના આનંદને માટે એ નાટકો લખે છે. એક ખાનગી નાટક કંપની કાઢે છે, ત્યાં લેખક, એક્ટર ને મેનેજર એ ત્રણે કામમાં પોતે ભાગ લે છે. પૈસા સંબંધી સ્થિતિ પણ એની સુધરે છે અને જે આરામ ને શાંતિ આસ્તર જીવનને ઘણી વાર ખીલવનારી નીવડે છે, તેનો સંપૂર્ણ લાભ કવિને વીમરમાં મળે છે. જેમ 'એથેન્સ' એ ગ્રીસવાસીઓનું રસિકતા, કલા અને વિદ્વતામાં પાટનગર હતું, તેમ 'વીમર' પણ ગીટીના જવાથી જર્મનીનું એથેન્સ બને છે.

વીમરનો ડયૂક કાર્લ ઑગસ્ટ કંઇક આપણા દસા દરબાર જેવો હતો. એ જ્યારે ૧૪ વર્ષનો હતો ત્યારે મહાન ફ્રેડરીકે એનાં લક્ષણ જોઇને કહ્યું હતું કે "આખા જર્મનીમાં ખરો રાજકુમાર તે આ છે."

૧૯ વર્ષની ઉમ્મરમાં તો ઘણા વિદ્વાનોને એણે વીમરમાં ખેંચ્યા હતા. રાજકુમારો બુદ્ધિમાનોને ખેંચે એમાં કાંઇ નવાઇ નથી પણ એમને જિંદગી પર્યંત એમની પદવી અનુસાર રાખી શકે અને એમને પોતપોતાની શક્તિઓને ખીલવવાની સંપૂર્ણ અનુકૂળતા મળે એ નવાઇ છે. થોડાં સાધન છતાં એણે આખા જર્મનીમાં વધારેમાં વધારે પ્રતિષ્ઠા મેળવી હતી. એની પ્રવૃત્તિ અથાગ હતી. પોતાની પ્રજાની ઉન્નતિ માટે એ હંમેશ ધ્યાન રાખતો. રહેણીકરણીમાં એ છેક સાદો હતો અને રાજકાર્યને માટે જ્યારે એને દરબારોમાં નાહક રોકાવું પડતું, ત્યારે એ ઘણો જ કંટાળતો. એવા એક પ્રસંગે ગીટીને પત્રમાં એ લખે છે કે "તમારી સાથે સૂર્યોદય અને સૂર્યાસ્ત જોવાનું બહુ મન થાય છે." વખત મળતો ત્યારે ગીટી સાથે તત્ત્વજ્ઞાન અને બીજા મનુને પણ છતી શકે એવા મનોરંજક વિષયોની એ ચર્ચા કરતો.

પોતાના રાજ્યની ખાણો જોવા એ કવિ સાથે જતો. ત્યાં તે રાતોની રાતો ગાળતો અને મજુર મજુરણો જોડે નાચ કરતો હતો. એની બુદ્ધિ તીવ્ર હતી. ન્યાયવૃત્તિ બરાબર હતી, ઉદ્દેશ ઉંચા હતા અને સ્વભાવ પ્રગતિમાન હતો. ગીટી કરતાં ઉમ્મરે તે આઠ વર્ષે ન્હાનો હતો, છતાં એ બેની વચ્ચે મિત્રતા ઉત્તમ થઇ ગઇ.

ગીટી અહીં ૫૦ વર્ષ રહ્યો. કેટલાક ટીકાકારો ધારે છે કે ગીટી જેવા કવિએ પોતાની નૈસર્ગિક શક્તિને ભોગે આવા દરબારોમાં ન્હોતું રહેવું જોઇતું. પણ એ વાત ખરી નથી. એને પેટ માટે કંઈ ધંધો શોધવાનો હતો અને કવિતા કરીને કોઇ તે વખતે કે અત્યારે પણ પેટ તો નથી ભરી શકતું. દરબારી તમાસા અને નામરંગમાં એણે વખત ગુમાવ્યો એ માટે ઘણા એનો વાંક કાઢે છે અને અમાત્ય તરીકે તેણે જે કામ કર્યું તેનું

તો બીજું પણ કરનારા હતા એમ કહે છે. તેવા લોકો મુદ્દાની વાત ભૂલી જાય છે કે વીમરમાં કવિ ન રહ્યો હોત તો વકીલ થઇ કોર્ટે કોર્ટે અથડાવાનો હતો અને વીમર સિવાયના કોઈ પણ સ્થળે એ હોત તો પેટ માટે એનો વીમરમાં નકામો વખત જતો તેના કરતાં ઘણો વધારે વખત જાત, અથવા જર્મનીના બીજા કવિ શીલરને એક કાળે જે ગરિબાઇ વેઠવી પડી હતી તેવી વેઠીને પુસ્તક પ્રસિદ્ધ કરનારાઓને માટે બાકુતી લખાણો કરવાં પડત. કાર્લ ઑગસ્ટ પાસે જેટલો વખત જતો, તેના કરતાં ઘણો વધારે વખત એ છુટો હોત તો પણ બગડવાનો હતો.

ઠાકોરનો એના પર સાચો પ્રેમ હતો. એની વિદ્વતાનો ઠાકોર કુટુંબે અને આખા વીમરે લાભ લીધો. એના પર બધાંને વિશ્વાસ હતો અને એ સાથે કવિને સારા બગીચાવાળું એક ઘર પણ ઠાકોરે આપ્યું હતું. વર્ષે ૨૦૦૦ રૂપિયાનો પગાર હતો તેથી કવિને મનની નિરાંત મળી ને સાહિત્યસેવાને માટે જોઇતી ફુરસદ ને આરામ મળ્યાં.

વળી ભિન્નભિન્ન જાતની મનુષ્ય પ્રકૃતિનો એને અનુભવ થયો અને કેવળ પુસ્તકોના અભ્યાસથી કે વિદ્યાવિલાસથી જે નથી મળતું તે ન્હાના પ્રકારની સાંસારિક તેમ જ રાજકીય પ્રવૃત્તિઓના પ્રત્યક્ષ અનુભવથી એને મળ્યું.

એ કવિ હતો. એનો પ્રાપ્તધર્મ સૌન્દર્યની સમાલોચના કરવાનો હતો. કુદરતનો એ પૂજક હતો ને મહત્ત્વાકાંક્ષા જ્ઞાન અને સુસંસ્કાર મેળવવાની હતી. કવિ તરીકે એનું કામ સંસારને ચિતરવાનું હતું અને તેથી સંસારમાં પડવાની અને સંસાર જોવાની એને જરૂર હતી.

કાર્લાઇલના કહેવા પ્રમાણે 'જીવનને મીઠું બનાવવાનો પ્રયત્ન એટલે કવિતા'. અથવા છોડ વધીને પુષ્પો આવે છે, તેમજ મનુષ્યજીવન વિકસીને એમાં કવિત્વ ખીલે છે. ખરો કવિ પોતાના સંજોગોનો વાંક કાઢ્યા વગર કે વિધાત્રીને દોષ ન દેતાં જે સંજોગોમાં પ્રભુએ એને મૂક્યો, તે માથે ચ્હડાવે છે ને પોતાનું જીવન સંજોગોને અનુકૂળ કરી દે છે.

ગીટીએ વીમરમાં બરાબર ઉપર પ્રમાણે કર્યું.

ત્યાં એની વિદ્વતા કેળવાય છે, વાંચવાલખવાનો ખૂબ સમય મળે છે, અને ભિન્ન ભિન્ન જનસ્વભાવના પ્રત્યક્ષ અવલોકનથી જે અનુભવ એને મળે છે, તે જીંદગીભર કામ લાગે છે.

વીમરના એક સામંતની સ્ત્રી શ્રીમતી શારલોટી વૉનસ્ટીને ગીટીના જીવન પર બહુ અસર કરી હતી. એ એનાથી ઉમ્મરે ૭ વર્ષે મોટી હતી. સૌંદર્ય, લાવણ્ય, બુદ્ધિ ને સહૃદયતાના ગુણો વડે એ ખાનદાન સ્ત્રીએ ગીટીના ચારિત્ર્ય પર એટલી બધી અસર કરી હતી કે એનું બધું જીવન એના હાથથી સુધરી ગયું કહીએ તો ચાલે. કવિ કહે છે કે

"મ્હારી પવિત્રમાં પવિત્ર પ્રેરણાઓનું મૂળ એ હતી. મ્હારી મૂર્ખતાઓ માટે એ મ્હને એવા મૃદુ ઠપકા આપતી, કે જેથી હું સુધરતો. દુઃખમાં આશ્વાસન અને શ્રમ કે વ્યથાઓમાં શાંતિ મ્હને એથી મળ્યાં છે."

મનોવિકાર પર કાબુ મેળવતાં, આદર્શો સંભાળતાં તથા જે કાર્ય માટે પ્રભુએ એને જન્મ આપ્યો હતો તે કવિતાના અનન્ય આરાધનમાં કવિ આ વિદુષી બાઇના પ્રતાપે પ્રેરાય છે.

આ સ્નેહના પરિણામે કવિનું આત્મિક જીવન કંઇક ખીલ્યું એમાં શક નથી.

૧૭૮૬ના જુલાઇમાં કવિ બે વર્ષ માટે ઇટલીમાં રહેવા ગયો. એ વખતે એની ઉમ્મર ૩૭ વર્ષની હતી. ઇટલીની અસર એના પર ભારે થઈ. એનું જીવન ને કાર્ય બધાં જાણે ઇટલીએ બદલી જ નાખ્યાં.

જ્યારે જર્મન પ્રજા જંગલી હતી ત્યારે જે દેશની પ્રજાએ શુદ્ધ સાંસારિક સુખો ભોગવી કાવ્યો બનાવ્યાં હતાં, લાવણ્ય અને સૌંદર્યના ઉચ્ચ આદર્શોને પામવા ઉત્તમ ચિત્રવિદ્યા અને અમર શીલ્પકળા ખીલવ્યાં હતાં, એની મહત્તાનો તાદૃશ્ય ચિતાર ગીટીના મગજ આગળ તરવરી રહ્યો.

ઇટલીએ ગીટી જેવી અસર ઘણા કવિઓ ને કલાકારો ઉપર હંમેશ પાડી છે.

ગીટી લખે છે કે "જગત મ્હારી આગળ વધારે ને વધારે ઉઘડી રહ્યું છે. જે વસ્તુઓને ઘણા વખતથી હું સમજ્યો છું એમ માનતો હતો તેનું પણ વધારે રહસ્ય અહીં સમજાય છે." ડેન્ટીએ જે સ્થળે બીએટ્રીસને પહેલવહેલી જોઇ હતી તે સ્થળ જોઇ એ સ્વર્ગસ્થ કવિ જાણે ફરી જીવતો થઇ એની આગળ હાલતો ચાલતો હોય, એમ એને લાગ્યું હતું. માઇકલ એન્જેલોની કબરની એણે મુલાકાત લીધી, અને એ મહાન શીલ્પશાસ્ત્રી અને

ચિત્રકારને જાણે એણે જોયો. રાફેલ નામના સુપ્રસિદ્ધ ચિત્રકારનાં ચિત્રો જોઇ એણે સૌંદર્યનું પ્રત્યક્ષ દર્શન કર્યું અને અહીંથી જ સાહિત્ય માટે પોતાનો ધ્યાનમંત્ર નીચે પ્રમાણે નક્કી કર્યો:

**"જીવન મધુર બનાવવું, સાદાઇ રાખવી, મહત્તા કેળવવી, શાન્તિ પ્રાપ્ત કરવી, અને આટલું કરી ભગવાન સૌંદર્ય નારાયણનાં સાક્ષાત્દર્શન મેળવવાં."**

અત્યાર સુધી એનાં લખાણ જે જર્મન વાતાવરણમાં એ હતો તેના જેવાં હતાં. હવે એ આખા યૂરોપની સંસ્કૃતિથી રંગાયો—તેનો શિષ્ય બન્યો.

"ઇફીજેનિયા" નામની કૃતિ પહેલાં એણે અપૂર્ણ ગદ્યમાં લખી હતી, તે હવે પદ્ય બની. એમાં નેપલ્સના અખાતના ઇંદ્રજાલિક દેખાવો, નારંગીનાં ઝાડ અને પાલમોનાં કરેણાનાં ફૂલોનાં વર્ણન ભળ્યાં. 'ઇફીજેનિયા' એ ગીટીનું નાટક નથી. પણ કાવ્યનાટક છે. તેમાંની એક ગ્રીક વાર્તામાં નાયિકા જંગલી હતી, તે ગીટીએ મૃદુ, કોમલ અને પ્રેમલક્ષણા ભક્તિ વાળી ચીતરી છે. મૂળ વાર્તાને એણે નવા જ લેબાસમાં ઉતારી છે. પછી "ટોરક્વેટોટાસો" નામનું કરૂણાંત નાટક લખાય છે. એમાંનાં નીચેનાં વાક્યો કેવાં અનુભવપૂર્ણ છે તે જુઓ:

"૧. હૃદય સંપૂર્ણ નિરાંત ત્યારે જ ભોગવે કે જ્યારે એક પણ દાઘ એને અપવિત્ર કરતો ન હોય.

૨. મ્હારા ચિંતાતુર મગજની આસપાસ અનિશ્ચિતપણું એનાં હજારો બંધનોથી ફરી વળ્યું છે.

૩. બુદ્ધિ એકાંતમાં પોષાય છે, પણ ચારિત્ર્ય તો સંસારરૂપી તુફાની સમુદ્ર ઉપર જ ઘડાય છે.

૪. જનતાની જેણે પિછાન નથી કરી, તે જ એનાથી બ્હીએ છે ને એનો ત્યાગ કરનારા એને અન્યાય કરે છે.

૫. ઉચ્ચ સ્વભાવનાં માણસો જ ઉચ્ચ મિત્રો મેળવી શકે છે અને નભાવી શકે છે.

૬. ઉત્તમ મનુષ્ય જે ભૂમિ પર ચાલી ગયો છે, તે ભૂમિ પવિત્ર છે. સૈકાઓ જશે, પણ એના વંશજો એની અમર વાણી અને અમર કર્મોના પડઘા સાંભળશે."

શેક્સપિયરની માફક ગીટીને પણ બહુ જ વિષયોમાં રસ પડતો. એનું મન અંતર ગોળ ચાટલા જેવું હતું. એ જગતમાંની સર્વ વસ્તુઓ ગ્રહણ કરી શકતો અને પાછાં એનાં પ્રતિબિંબ નાંખતો. ઇમર્સન કહે છે કે એનાથી કોઇ વસ્તુ છુપી કે ન જણાયેલી રહી હોય, એમ ન્હોતું. એની વસ્તુઓ ગ્રહણ કરવાની અનહદ શક્તિ જોઇને આશ્ચર્ય થઇ જવાય છે.

સ્ત્રીઓ, પુરૂષો ગમે તો ઘરડાં હોય કે જુવાન પણ એમનાથી એની અવલોકન શક્તિને ખોરાક મળતો. કોલાહલ કરતા સંસાર કે શાંતિદાયક એકાંતમાંથી એ એકસરખી પ્રેરણા મેળવતો. કુદરતમાંથી, પુસ્તકોમાંથી અને ચેતનસૃષ્ટિમાંથી એ નવું નવું શીખતો. કલા, તત્વજ્ઞાન અને વિજ્ઞાન એની બુદ્ધિને એકસરખાં માફક આવતાં હતાં.

"તેં મ્હને વિશાળ કુદરત આપી છે અને એને સમજવાની તેમજ ભોગવવાની શક્તિ પણ આપી છે. કુદરતની અજાયબીઓ જોઇને હું માત્ર છક થઇ જઉં છું. એટલું જ નહિ, પણ એનાં ગૂઢ રહસ્યો જેમ હું કોઇ મિત્રનું હૃદય સમજી શકું તે પ્રમાણે સમજું છું. ચેતન સૃષ્ટિનો વિશાળ સમુદાય તું મ્હારી નજર આગળથી પસાર કરે છે અને એકાંત ઝાડીમાના, જળમાં વસતાં અને હવામાં રહેતાં ભાંડુઓ તું મ્હને બતાવે છે. ત્યાંથી તું મ્હને અંતર્ગુહામાં લઇ જાય છે. એ ગુહામાં બેઠો બેઠો હું આત્મપરીક્ષા પણ કરું છું, અને ઉંડા તેમજ રહસ્યભર્યા આશ્ચર્યો એકલો બેઠો બેઠો જોઉં છું."

ઉપર પ્રમાણે ગીટીએ સંતાનની પ્રશંસા કરતાં કરતાં 'ફોસ્ટ' પાસે બોલાવ્યું છે, તે એને પોતાને બરાબર લાગુ પડે છે. એનાં પુસ્તકોમાં એ મનુષ્યજીવનની લગભગ બધી જ સ્થિતિઓ અને એકેએક મૂળતત્વને ચર્ચે છે. જીવન કેમ ગાળવું જોઇએ, એ વિષે એણે બહુ ઉંડા તાત્વિક વિચારો કર્યા છે અને વર્તમાન લેખકોમાંથી કોઇ પણ, જે પ્રકાશ એ વિષયમાં એણે નાખ્યો છે અને જે સ્પષ્ટતાથી ગીટીએ એની ચર્ચા કરી છે તેવો પ્રકાશ કે ચર્ચા કરી નથી શકયો.

એણે પોતાની બુદ્ધિ ખીલવવામાં જેટલું ધ્યાન આપ્યું હતું, એટલું એની આધ્યાત્મિક શક્તિઓ ખીલવવામાં આપ્યું હોત તો મનુષ્ય જાતિનો એ મહાનમાં મહાન ગુરૂ થઇ પડત, એટલી એની તાકાત હતી.

સાહિત્યના ટીકાકાર તરીકે તો એનો બીજો જોટો નથી જ. પુસ્તકપરીક્ષક તરીકેની એની સમજ તો કુદરત તરફથી બક્ષીસરૂપે પ્રાપ્ત થઇ હોય, એવા ઉચ્ચ પ્રકારની હતી અને ન્યાયબુદ્ધિ પણ અપ્રતિમ હતી. કલાપરીક્ષક પણ એ બરાબર હતો અને કલાકાર વિષે, કલાસૃષ્ટિ વિષે અને રસાતતા વિષે એણે બહુ તેજસ્વી વિચારો રજુ કર્યા છે. એનું 'વિલ્હેલ્મ મીસ્ટર' મહાન પુસ્તક છે; એ અને 'ફોસ્ટ' સાહિત્યના અભ્યાસીઓને વાંચવા મ્હારી ખાસ ભલામણ છે.

'વિલહેલ્મ મીસ્ટર'માં કલા અને સાહિત્યનું સંપૂર્ણ તત્ત્વજ્ઞાન આપવામાં આવ્યું છે. સ્વ. મણિશંકર ભટ્ટે એના એક ઉત્તમ પ્રકરણ 'Confessions of a beautiful soul' નું 'એક દેવીનો આત્મવૃત્તાંત' એ નામથી ન્હાનકડું પુસ્તક પ્રકટ કર્યું છે તે ઉપરથી ગુજરાતી વાચકોને એ પુસ્તકનો ખ્યાલ આવશે. એક પવિત્ર સ્ત્રી આદર્શ જીવન જીવવામાં કેવી માનસિક વ્યથાઓ અને વ્યવહારૂ મુશીબતોમાંથી પસાર થાય છે, એનો તાદૃશ્ય ચિતાર એમાં છે, અને શુદ્ધ ચારિત્ર્યનાં સુખ અને શાંતિ એમાં બહુ સુન્દર રીતે દર્શાવાયાં છે.*

( અપૂર્ણ )

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

# ગુજરાત કાઠીઆવાડની સ્ત્રીકેળવણી

૧

સ્ત્રીકેળવણીનો પ્રશ્ન હાલ ઠીક ચર્ચાઈ રહ્યો છે અને તેને અંગે ગુજરાત કાઠીઆવાડને-માટે ગુજરાતી મહિલા વિદ્યાપીઠ સ્થાપવા સંબંધી પણ સૂચના થયેલી છે. આવી સ્વતંત્ર વિદ્યાપીઠ સ્થાપવાની દરખાસ્તની વ્યાવહારિકતાનો વિચાર કરતાં પહેલાં, આપણા પ્રાંતમાં અત્યારે ચાલી રહેલા સ્ત્રીકેળવણીના કાર્યનું નિરીક્ષણ કરી તે વિષે નિવેદન રજુ કરવા માટે અત્રેના ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળે શ્રી ચંદુલાલ દવેની ત્રણ માસ માટે નીમણુક કરેલી. મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો શ્રી ચંદુલાલ દવે આ વિષયના તદ્દજ્ઞ (expert) છે અને એમણે પોતાનાં કેટલાંયે વર્ષોના સ્ત્રીકેળવણીના અનુભવના દૃષ્ટિબિન્દુથી કરેલી વિસ્તૃત તપાસનું પરિણામ ગુજરાતી પ્રજા સમક્ષ 'યુગધર્મ' દ્વારા અમે સહર્ષ રજુ કરીએ છીએ.

—તંત્રી

## ગુજરાતની સ્ત્રી સંસ્થાઓની તપાસ અને તેનો ઉદ્દેશ

સમસ્ત દેશમાં તેમજ ગુજરાતમાં સ્ત્રીકેળવણી દિવસે દિવસે વૃદ્ધિ પામે છે એ વાત સરકારી કેળવણી ખાતાના આંકડા પરથી અને સામાન્ય અવલોકન પરથી સ્પષ્ટ જણાય છે. નીચી ગણાતી કોમો પણ પોતાની કન્યાઓને નિશાળે મોકલવાનું સમજતી જાય છે. ઉચ્ચ કોમો પહેલાં કરતાં વધુ શિક્ષણ પોતાની બાળાઓને આપે છે. કન્યાઓને શિક્ષણ આપવું એ હવે ચર્ચાનો વિષય નથી રહ્યો; પરંતુ હવેનો ચર્ચાનો વિષય કન્યાશિક્ષણના પ્રકારનો થયો છે. સરકારી કેળવણી ખાતાએ ઘડેલું કન્યાશિક્ષણ પ્રજાને અનેક રીતે ખામીભર્યું લાગ્યું છે. આ ખામીઓને ટાળી સમાજમાં સ્ત્રીનું કુદરતી સ્થાન અને તેની હાલની પરિસ્થિતિ ધ્યાનમાં લઇ-કન્યાઓને યોગ્ય શિક્ષણ આપવા ગુજરાત અને કાઠીઆવાડમાં અનેક સ્થળે ખાનગી પ્રયત્નો થવા લાગ્યા છે. સરકારી કેળવણી ખાતાથી સ્વતંત્ર ધોરણ પર સંસ્થાઓ ઉભી થવા લાગી છે.

નોખા નોખા આ સર્વ પ્રયત્નો સ્તુત્ય અને ઉત્તેજનને પાત્ર છે. આ સર્વ સંસ્થાઓ પોતપોતાને માર્ગે સ્વતંત્ર રીતે પ્રયોગો કરતી જાય એ ઇષ્ટ છે, છતાં તેમના કાર્યમાં તેમની સ્વતંત્રતા અખંડિત રાખીને પણ તે સર્વનું એક સંગઠન કરવામાં આવે તો પરસ્પર સહાયથી તે સર્વને અત્યંત વેગ અને યોગ્ય માર્ગદર્શન મળે અને સમસ્ત ગુજરાતનો સ્ત્રીકેળવણીનો પ્રશ્ન ઉકેલવામાં ઘણી સરળતા મળે.

સમસ્ત દેશની સ્વતંત્ર સ્ત્રીશિક્ષણની સંસ્થાઓને સાંકળવા પ્રો. કર્વેએ ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠની સ્થાપના કરી. અમદાવાદ અને સુરતનાં મહિલા વિદ્યાલયો તથા ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળની મહિલા પાઠશાળા વિગેરે ગુજરાતની સંસ્થાઓ ઉક્ત મહિલા વિદ્યાપીઠ સાથે જોડાઇ. પરંતુ આ ગુજરાતી સંસ્થાઓના વ્યવસ્થાપકોને- હવે લાગે છે કે આપણા દેશની વિશાળતા જોતાં ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠ આખા દેશની સંસ્થાઓને સાંકળી ન શકે. જ્યારે હવે પ્રાન્તમાં એક વિદ્યાપીઠ પણ પૂરતું ગનાતું નથી તો પછી સીઓ.

* અમદાવાદ ગુજરાત સાહિત્ય સભામાં તા. ૪-૧૦-૨૪ના રોજ વાંચેલો નિબંધ.

મ્હારૂ પ્રાન્ત દીઠ એક વિદ્યાપીઠ હોય તે વધારા પડતું ન ગણાય. ગુજરાતી સ્ત્રીઓની સંસ્થાઓની ખરેખરી પ્રગતિ કરવી હોય તો ગુજરાતની ખાસિયતો ધ્યાનમાં લઈ ગુજરાતને માટે સ્વતંત્ર મહિલાવિદ્યાપીઠ જોઇએ જ એમ હવે લાગવા માંડયું છે.

ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળના ઉદ્દેશો બહુ વિશાળ છે. તેનો એક ઉદ્દેશ એવો છે કે ગુજરાત અને કાઠીઆવાડમાં ચાલતી ખાનગી સંસ્થાઓનું સંગઠન કરવું અને ભવિષ્યમાં અનુકૂળ પ્રસંગે ગુજરાતી મહિલાવિદ્યાપીઠ સ્થાપવું. ગુજરાતની સ્ત્રીશિક્ષણની પ્રગતિ જોતાં અને ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠ સાથેના ત્રણ વર્ષના અનુભવ ઉપરથી ગુજરાની સ્ત્રીકળવણી મંડળના વ્યવસ્થાપકોને મંડળના વિશાળ ઉદ્દેશને અનુસરી ગુજરાતની સ્ત્રીશિક્ષણ સંસ્થાઓના સંગઠનનું કાર્ય ઉપાડવાની ઇચ્છા થઇ. પરંતુ આ ઇચ્છાનો અમલ કરવા સારૂ પ્રથમ તો જુદે જુદે ઠેકાણે કાર્ય કરતી સ્ત્રી સંસ્થાઓની તપાસ કરવી જોઇએ અને ગુજરાતની સ્ત્રી શિક્ષણ પરત્વેની સ્થિતિનો ઉંડો અભ્યાસ કરવો જોઇએ. આ મહત્વના કાર્ય માટે સ્ત્રીશિક્ષણના ખાસ અનુભવી માણસની અને નાણાંની મદદની જરૂર પડી. ઇશ્વરેચ્છાએ બન્ને મળી આવ્યાં. લેડી વિઠ્ઠલદાસ ઠાકરસીએ આ પ્રારંભિક કાર્ય સારૂ ત્રણ માસનું ખર્ચ આપવાની ઉત્સુકતા બતાવી અને તેથી વ્યવસ્થાપક મંડળે અમદાવાદના વાનતાવિશ્રામ પાસેથી મારી નોકરી ઉછીની લઇ તા. ૨૩–૧૧–૨૩ ને રોજ ઠરાવ કરી ત્રણ માસ માટે મારી નીમણુંક કરી.

મારી નીમણુંકનો ઉદ્દેશ કાઠીઆવાડનાં દેશી રાજ્યોની અને ખાનગી સ્વતંત્ર ધોરણ પર ચાલતી સ્ત્રીસંસ્થાઓની તપાસ કરવાનો, તે સર્વના સંગઠનને અને ગુજરાતી મહિલાવિદ્યાપીઠની સ્થાપનાને કેટલો અવકાશ છે તે જોવાનો, સ્ત્રી-શિક્ષણની સામાન્ય પ્રગતિની નોંધ લેવાનો અને છેલ્લું ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળના ઉદ્દેશ અને કાર્યથી સમાજને માહિતગાર કરવાનો હતો. બધી સંસ્થાઓના શિક્ષણ વિગેરે કાર્યનું સૂક્ષ્મ અવલોકન અને અભ્યાસ કરવાનો ઉદ્દેશ રખાયલો ન હતો તેમ જ સમયની મર્યાદા પણ ઘણી ટુંકી હતી. આટલા ટુંક સમયમાં ગુજરાતકાઠીઆવાડના સ્ત્રીશિક્ષણના પ્રદેશનું વિહંગાવલોકન માત્ર શક્ય હતું અને મેં તે જ કર્યું છે. આમાં પણ માત્ર શહેરોના સ્ત્રીશિક્ષણની જ તપાસ લીધી છે અને તેમાંય મુસલમાન કન્યાઓની મદ્રેસાઓ, ખોજાઓની કન્યાશાળાઓ, મજુરો અને અંત્યજોની જુદી કન્યાશાળાઓ મેં જોઇ નથી અથવા તેમની માહિતી પણ મેળવી નથી. કોઇક પારસી અને ખ્રિસ્તી કન્યાશાળાઓ પણ જોયા વિના રહેલી છે. વડોદરા રાજ્યની, વડોદરા અમરેલી અને પેટલાદ સિવાય બીજાં મોટાં સ્થળોની અને કાઠીઆવાડ સિવાયનાં ગુજરાતનાં બીજાં દેશી રાજ્યોની કન્યાશાળાઓ પણ તપાસી નથી. પરંતુ આમાંથી બને તેટલાની માહિતી મેળવવા પ્રયત્ન કર્યો છે. ગુજરાત બ્હાર હિંદુસ્તાનના બીજા ભાગોમાં જ્યાં ગુજરાતીઓની સારી સંખ્યા વસે છે ત્યાંની સ્ત્રી કેળવણીની તપાસ તો મારી મર્યાદાની કેવળ બ્હાર હતી. છતાં મુંબઇની તે વિષેની કેટલીક જાતમાહિતી મેળવી છે. તપાસનો મુખ્ય પ્રદેશ કન્યાઓનું ઉચ્ચ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ગણેલો હતો, તેથી તે વિષે જ વિશેષ માહિતી મેળવી છે. તો પણ આખું પ્રાથમિક શિક્ષણ, ઉચ્ચતર શિક્ષણ, મોટી વયની સ્ત્રીઓના વર્ગો, વિશ્રામો અને વસતિગૃહો, ઔદ્યોગિક શિક્ષણ, પરિચર્યા અને દાક્તરી શિક્ષણ વિગેરે સ્ત્રીશિક્ષણની અનેક દિશાઓની બની શકી તેટલી તપાસ કરી છે અથવા માહિતી મેળવી છે. ગયા જાનેવારીથી માર્ચ સુધીમાં પ્રવાસ કરી નીચેનાં ૨૧ સ્થળોએ હું ફરી આવ્યો હતોઃ વઢવાણ, લીંબડી, ભાવનગર, અમરેલી, જૂનાગઢ, પોરબંદર, ગોંડલ, જામનગર, રાજકોટ, મોરબી, વાંકાનેર, અમદાવાદ, નડીઆદ, પેટલાદ, ગોધરા, વડોદરા, અંકલેશ્વર, ભરૂચ, સુરત, વલસાડ અને મુંબઇ. આ પ્રવાસ દરમ્યાન લગભગ ૯૦ સંસ્થાઓની મુલાકાત લીધી હતી.

## પ્રાથમિક શિક્ષણ

### રાજ્યની કન્યાશાળાઓ

પ્રજાને પ્રાથમિક શિક્ષણ પુરૂ પાડવાની ફરજ રાજ્યે સ્વીકારેલી છે એટલે ખાલસાના પ્રત્યેક મ્યુનિ-સિપલ ગામમાં અને પ્રત્યેક દેશી રાજ્યમાં ગામના પ્રમાણમાં એક અથવા વધુ કન્યાશાળાઓ હોય છે. પરંતુ આ બાબતમાં વડોદરા, ગોંડલ અને ભાવનગરના પ્રયત્નો નોંધવા લાયક છે. વડોદરા રાજ્યમાં ફરજિયાત કેળવણીનો કાયદો હોવાથી પ્રાથમિક ચાર ધોરણો સુધી કન્યાઓને ભણવું પડે છે. આથી તે રાજ્યમાં આશરે

૩૭૨ કન્યાશાળાઓ છે. આમાં ૩૦,૩૩૧ કન્યાઓ ભણે છે. આ ઉપરાંત છોકરાઓની શાળાઓમાં ૩૧,૫૯૮ છોકરીઓ શિક્ષણ લે છે. આ રીતે કુલ ૬૧,૯૨૯ કન્યાઓ શીખે છે. સમસ્ત ગુજરાતમાં કન્યા-કેળવણીમાં તે રાજ્ય પ્રથમ પંક્તિએ છે. ગોંડલ રાજ્યે ખાસ કરીને છોકરીઓની કેળવણીની બાબતમાં વડોદરાનું અનુકરણ કેટલેક અંશે કર્યું છે. તે રાજ્યે જોયું કે છોકરાઓ તો ભણવાના જ છે પણ છોકરી-ઓને માબાપ ભણાવતાં નથી, માટે પોતાના રાજ્યનાં તાલુકા ગામો જ્યાં કન્યા કેળવણી સામાન્ય રીતે ઠીક છે તે સિવાયના ગામોમાં જ્યાં કન્યા કેળવણી બહુ પછાત હતી ત્યાં ત્રણ ધોરણ સુધી કન્યાઓને સારૂ કેળવણી ફરજિયાત કરી. આથી હવે ત્રણ ધોરણ સુધી સંખ્યાની બાબતમાં છોકરીઓ છોકરાઓની હરિ-ફાઇ કરી શકે છે. ભાવનગરમાં જો કે કન્યા કેળવણી ફરજિયાત નથી, છતાં રાજ્ય તરફથી તે સારૂ નાણાં ઠીક ખર્ચાય છે. રાજ્યની પોતાની ત્રણ કન્યા-શાળાઓ છે; તે ઉપરાંત બે ત્રણ ખાનગી કન્યાશાળા-ઓને વાર્ષિક મદદ રાજ્ય આપે છે. કન્યાશાળા માટે મકાન બાંધવું હોય તો તે સારૂ પણ મદદ આપે છે. વળી તાલુકદારોની કન્યાઓ સારૂ 'શ્રી નંદકુંવરબા રાજપૂત ઝનાના બોર્ડીંગ સ્કુલ' રાજ્ય તરફથી ચાલે છે અને તેમાં માત્ર ૩૦ કન્યાઓની પાછળ વાર્ષિક રૂપીઆ વીસ હજારને આશરે ખર્ચાય છે. આ ત્રણ રાજ્યો સિવાય બીજા કોઇ દેશી રાજ્યની અથવા ખાલસાની મ્યુનિસિપાલિટીની આ બાબતમાં ખાસ નોંધ લેવા જેવું જણાયું નથી.

### ખાનગી કન્યાશાળાઓ

મ્યુનિસિપલ અને દેશી રાજ્યની કન્યાશાળાઓ ઉપરાંત અનેક સ્થળે ખાનગી કન્યાશાળાઓ પણ સંખ્યા-બધ છે. આ કન્યાશાળાઓ પૈકી કેટલીક સરકારે સ્વીકારેલી અને સરકારી મદદ લેનારી તથા કેટલીક સરકારથી કેવળ સ્વતંત્ર અને માત્ર જાહેર ફંડ ઉપર આધાર રાખનારી છે.

પહેલા પ્રકારની કન્યાશાળાઓનો એક મોટો ભાગ ખ્રિસ્તી મીશન શાળાઓનો છે. આઇરીશ પ્રેસ્બીટેરીઅન મીશન, અમેરિકન મીશન, મેથોડીસ્ટ, ગુર્ક્રિફ્રોજ આદિ જુદાં જુદાં મીશનો તરફથી ખ્રિસ્તી ધર્મના પ્રચારનો મુખ્ય ઉદ્દેશ લક્ષમાં રાખી શાળાઓ સ્થાપેલી છે. આવી શાળાઓ અમદાવાદમાં ૬ છે. તે ઉપરાંત આણંદ, ગોધરા, વડોદરા, અંકલેશ્વર, મુંબઇ અને કાઠીઆવાડમાં માત્ર રાજકોટમાં છે. આમાંની ઘણીખરીને સ્થાનિક મ્યુનિસિપાલિટીની તેમ જ સરકારી મદદ મળે છે. અમદાવાદની મીશન કન્યાશાળાઓમાં હિંદુ કન્યાઓ ઠીક સંખ્યામાં જાય છે એમ કહી શકાય; જો કે બીજી કન્યાશાળાઓના પ્રમાણમાં તો જરૂર ઓછી જાય છે. માબાપોને ખાસ કરીને છોકરીઓની બાબતમાં શું શીખવાય છે તેની દરકાર ઓછી હોય છે. તેથી તદ્દન નજીક હોવાને કારણે પરધર્મનો બોધ આપનારી મીશન શાળામાં મોકલતાં અચકાતાં નથી. અમદાવાદ સિવાયની બીજી મીશનશાળાઓમાં હિંદુ કન્યાઓની સંખ્યા ઘણી જુજ માલુમ પડી છે. આનું એક ખાસ કારણ હિંદુ લતાથી તે દૂર હોવાનું છે.

અમદાવાદમાં મીશન ઉપરાંત પણ સરકારમાન્ય ખાનગી કન્યાશાળાઓની સંખ્યા સારી છે. રણછોડલાલ છોટાલાલ કન્યાશાળા, મગનભાઇકન્યાશાળા, દિવાળી-બાઇ કન્યાશાળા, અને હરકુંવરબાઈ કન્યાશાળા. આ બધી કન્યાશાળાઓ શહેરના જુદા જુદા ધનિક ગૃહસ્થોએ પોતાના સદ્ગત કુટુંબી જનના સ્મરણાર્થે સ્થાપેલી છે. તે સર્વના વહીવટ જુદાં જુદાં વ્યવસ્થાપક મંડળોને હસ્તક છે. આ બધી શાળાઓનું ભંડોળ થોડું હોય છે અને તેથી તે સર્વને મ્યુનિસિપલ અને સરકારી મદદ પર નીભવાનું હોય છે. ગુજરાતમાં વડોદરા રાજ્યમાં અને સુરત જેવે ઠેકાણે પણ ઉપર મુજબની સરકાર-માન્ય ખાનગી કન્યાશાળાઓ છે. મુંબઇમાં પણ એવી અનેક છે, પણ એ બધાંની મેં નોંધ લીધી નથી. નડીઆદ, ગોધરા, ભરૂચ વિગેરે ઠેકાણે સાર્વજનિક ખાનગી પ્રાથમિક કન્યાશાળાઓ હોવાનું જાણ્યું નથી.

કાઠીઆવાડમાં ભાવનગર અને પોરબંદરમાં રાજ-માન્ય કન્યાશાળાઓ છે. ભાવનગરમાં આવી બે છેઃ ત્રિભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળા, અને મસ્તરામજી સનાતનધર્મ કન્યાશાળા. આમાંની પહેલી ભાવનગરના શેઠ નરોત્તમદાસ ભાણજીએ પોતાના ભાઇના સ્મરણાર્થે પંદર વર્ષ પર સ્થાપેલી છે. પ્રથમ તે માત્ર જૈન કન્યાઓને માટે જ રાખેલી, પરંતુ હવે તે સાર્વજનિક કરેલી છે. તેનો વહીવટ વ્યવસ્થાપક મંડળ કરે છે. તેના ભંડોળનું ટ્રસ્ટ થયું નથી. ભંડોળ નિભાવને માટે પૂરતું

નથી. તેને રાજ્ય તરફથી ખર્ચના ત્રીજા ભાગ જેટલી મદદ મળે છે. બીજી મસ્તરામજી સનાતનધર્મ કન્યાશાળા, તેના મુખ્ય શિક્ષક શ્રી જયાનંદ મનોહરામ જોષીએ સાત વર્ષ થયાં સ્થાપી છે. સ્થાપનાનો ઇતિહાસ નોંધવા જેવો છે. ભાઇ જયાનંદ રાજ્યની માસ્ટરાજ ગર્લ્સ સ્કુલમાં માત્ર એક સામાન્ય શિક્ષક હતા. હાલ જે લતામાં તેમની શાળા છે ત્યાં ખ્રિસ્તી મીશનની કન્યાશાળા હતી. મીશનરીઓને ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરતા અને ખાસ કરીને હિંદુ કન્યાઓ પર પરધર્મના સંસ્કારો પડતા જોઇ તેમના હિંદુ હૃદયને અતિ દુઃખ થયું અને તેથી તેમણે તુરત જ પોતાની રાજ્યની નોકરીનું રાજીનામું આપી મીશનની કન્યાશાળાની સામે જ સનાતન ધર્મ કન્યાશાળા જમાવી અને તેને પરિણામે છેવટે મીશનને પોતાની કન્યાશાળા બંધ કરવી પડી. આ કાર્યમાં ભાઇ જયાનંદને ઘણી મુશ્કેલી વેઠવી પડેલી પણ તે બધી તેમણે હિંમત અને ધીરજથી સહન કરી. આ કન્યાશાળાના વહીવટ માટે વ્યવસ્થાપક મંડળ નીમેલું છે; પણ વસ્તુતઃ તે ભાઇ જયાનંદની માલીકીની જ છે. તેને રાજ્યની તેમ જ ખાનગી મદદ મળે છે. પોરબંદરમાં નાનજી કાલિદાસ કન્યાશાળા છે. તે નાગના સાંના એક લુહાણા ગૃહસ્થે સ્થાપેલી છે. તેનો ઘણોખરો વહીવટ તે ગૃહસ્થના કુટુંબીઓ કરે છે. આ શાળા હાલ માત્ર ગુજરાતી ચાર ધોરણો સુધી છે. પાંચમું ચાલુ વર્ષે કાઢવાની રાજ્ય પાસેથી મંજુરી માગી છે. આ પ્રકારની શાળાઓની નોંધ લેતાં વઢવાણના શ્રી લાડકીબાઇ કન્યા વિદ્યાલયની નોંધ લેવી જોઇએ. આ વિદ્યાલય જો કે માત્ર રાજ્યના હસ્તકની કન્યાશાળા છે પરંતુ ત્યાંના શેઠ જગજીવનદાસ ઉજમશીએ પોતાની માતુશ્રીના સ્મરણાર્થે રૂ. ૩૫,૦૦૦ ની મોટી રકમ આપી કન્યાશાળાને મકાન બંધાવી આપ્યું છે. શેઠ જગજીવનદાસ સ્ત્રી કેળવણીમાં સારો રસ ધરાવે છે અને સાંભળવા પ્રમાણે તેમનો વિચાર વઢવાણમાં સ્વતંત્ર ધોરણ પર કન્યાશાળા સ્થાપવાનો હતો. પરંતુ માણસોની અને નાણાંની મુશ્કેલીઓનો વિચાર કરતાં તે વાત માંડી વાળી અને માત્ર મકાન કરાવી રાજ્યની કન્યાશાળા માટે રાજ્યને સોંપી દીધું.

### ખાનગી સ્વતંત્ર કન્યાશાળાઓ

સરકાર માન્ય ખાનગી કન્યાશાળાઓની ટુંક વિગત ઉપર મુજબ છે. હવે સરકાર કે રાજ્યથી કેવળ સ્વતંત્ર કન્યાશાળાઓની ટુંક નોંધ લઇએ. અમદાવાદમાં આવી ત્રણ કન્યાશાળાઓ છે, તે પૈકી એક શ્રી છત્રકાર વનિતાવિશ્રામની. પરંતુ આ કન્યાશાળા તે સંસ્થાના મહિલાવિદ્યાલય (હાઇસ્કુલ) સાથે સંકળાયલી છે, જુદી નથી. આ કન્યાશાળા કેવળ જાહેર ફંડ ઉપર નિભે છે. વનિતાવિશ્રામનું ભંડોળ તો નજીવું છે, છતાં તે પોતાનું સ્વાતંત્ર્ય જાળવવા મ્યુનિસિપલ કે સરકારી ગ્રાંટ લેતું નથી.× પ્રો. કર્વેના મહિલાવિદ્યાપીઠ તરફથી પ્રાથમિક ઉપલાં ધોરણોને માધ્યમિક શાળાનાં ધોરણો ગણી મદદ આપવામાં આવે છે. બીજી બે જૈન કન્યાશાળાઓ છેઃ પ્રધાનબાઇ કન્યાશાળા અને ગંગાબાઇ કન્યાશાળા. પ્રથમની શેઠ મનસુખભાઈ ભગુભાઇ તરફથી ચાલે છે. બન્ને કન્યાશાળાઓ માત્ર જૈન કોમને સારૂ સ્થાપેલી છે. વ્યાવહારિક જ્ઞાન સાથે જૈન ધર્મનું શિક્ષણ આપવાનો ખાસ હેતુ ત્યાં રાખેલો છે. સ્થાપનાર ગૃહસ્થો અને જૈન કોમ પૈસાદાર હોવાથી તે કન્યાશાળાઓને નાણાંની તંગી નથી. વડોદરામાં કન્યાગુરૂકુલ આર્યસમાજી શ્રી મહારાષ્ટ્રીશંકર શર્મા ચલાવે છે. તે શાળા માત્ર વસતિગૃહમાં રહેનાર માટે છે. આ શાળા કેવળ સ્વતંત્ર અને કેટલાક મિત્રોની સહાયથી ચાલે છે. આ શાળાની વિશેષ નોંધ આગળ લઇશું. સુરતમાં મહિલાવિદ્યાલયને અંગે પ્રાથમિક શાળા ચાલે છે. કાઠીઆવાડમાં માત્ર લીંબડીમાં એક સ્વતંત્ર કન્યાશાળા છે. ત્યાંના શેઠ કેશવલાલ મૂળચંદ અને તેમના ભાઇઓએ પોતાના પિતાના સ્મરણાર્થે મૂળચંદ છવરાજ કન્યા વિદ્યાલય સ્થાપ્યું છે. શરૂઆતમાં માત્ર તે જૈન કોમને માટે હતું, હવે તે સાર્વજનિક છે. બધો વહીવટ શેઠ કેશવલાલ અને તેમના ભાઇઓ કરે છે. રૂ. ૩૫,૦૦૦ ખર્ચી હમણાં શાળાને માટે નવું મકાન બંધાવ્યું છે. રા. કેશવલાલ સ્ત્રી કેળવણીમાં બહુ ઉલટ ધરાવે છે અને તે વિષે તેમણે વિચારો પણ કરેલા છે. શાળાને સારા પાયા પર મુકવા તેઓ પ્રયત્ન કરી રહ્યા છે.

ઉપરની સ્વતંત્ર શાળાઓ ઉપરાંત અસહકારની ચળવળને પરિણામે અમદાવાદ, નડીઆદ અને સુરતમાં પ્રાન્તીય કેળવણી મંડળો તરફથી રાષ્ટ્રીય કન્યાશાળાઓ સ્થપાઈ છે. આવી કન્યાશાળાઓ અમદાવાદમાં ૧૧, નડીઆદમાં ૩ અને સુરતમાં આશરે ૫ છે. આ બધી

× આ સાથે તેણે મ્યુનિસિપલ ગ્રાંટ મેળવી છે.

કન્યાશાળાઓ માત્ર પ્રજાને પૈસે નીભે છે. હાલમાં અમદાવાદની રાષ્ટ્રીય કન્યાશાળાઓને સ્થાનિક મ્યુનિસિપાલિટીમાં અસહકારી બહુમતિ થવાથી મદદ મળી છે.*

### અભ્યાસક્રમ

હવે કન્યાશાળાઓના અભ્યાસક્રમની બાબત તપાસીએ. આ બાબતમાં સરકારી, દેશી રાજ્યની, સરકારમાન્ય, ખાનગી તેમજ સ્વતંત્ર—બધી જ કન્યાશાળાઓ, માત્ર જુજ અપવાદ સિવાય, લગભગ મળતી છે એમ કહીએ તો ચાલે. સરકારી કેળવણી ખાતાએ ઘડેલા કન્યાશાળાના અભ્યાસક્રમ મુજબ ગુજરાતી, ગણિત, ભૂગોળ, શીવણ અને આરોગ્યવિદ્યા ફરજિયાત વિષયો છે અને ઇતિહાસ, સૃષ્ટિજ્ઞાન, ચિત્રકામ અને અંગકસરત તથા રમતો મરજિયાત વિષયો છે.

મરજિયાત વિષયો શીખવવાનું શાળાની ઇચ્છા અને સગવડ ઉપર છોડવામાં આવ્યું છે. સંગીતને જૂદો વિષય ન ગણતાં ભાષામાં કવિતાના પેટામાં તેનો સમાવેશ કર્યો છે. ગૃહશાસ્ત્રની બાબતોને આરોગ્યવિદ્યામાં સમાવી છે. ઐચ્છિક વિષયો પૈકી ઇતિહાસ કેટલીક કન્યાશાળાઓમાં શીખવાતો નથી અને કેટલીકમાં તેને બદલે મહાપુરુષો અને સતીઓનાં ચરિત્રો ચલાવવામાં આવે છે. ઇતિહાસની ગેરસમજને લીધે પૌરાણિક અને જેમાં ઐતિહાસિક અંશ ન હોય તેવાં ચરિત્રો ઇતિહાસના વિષયમાં ચલાવાય છે. સૃષ્ટિજ્ઞાનનો વિષય તો અમદાવાદના વનિતાવિશ્રામની કન્યાશાળા અને કોઇ ટ્રેઇનીંગ સ્કુલ સિવાય બીજી કોઇ શાળામાં શીખવાતો જાણ્યો નથી. કોઇક ઠેકાણે માત્ર નીચલા ધોરણમાં તે શીખવાય છે. ચિત્રકામ ઘણીખરી કન્યાશાળાઓમાં દાખલ કરેલું હોય છે. અંગકસરત માત્ર કવાયતના રૂપમાં કેટલેક ઠેકાણે છે. દેશી રમતો કેટલેક ઠેકાણે રમાડવામાં આવે છે પણ ઘણી કન્યાશાળામાં તો તે માટે પૂરતી જગ્યાનો અભાવ હોય છે.

અમદાવાદના ઉત્તરોત્તર વનિતાવિશ્રામે અભ્યાસક્રમની બાબતમાં મહત્વના ફેરફાર કર્યા છે. સરકારી અભ્યાસક્રમ કરતાં તે સંસ્થાએ અભ્યાસક્રમનું ધોરણ ઉંચું રાખ્યું છે. ઇતિહાસ, સૃષ્ટિજ્ઞાન, ચિત્રકલા અને કસરતને ફરજિયાત રાખ્યાં છે. સંગીતનું મહત્વ બરાબર આંકી તેને જૂદો વિષય ગણ્યો છે અને તેમાં શાસ્ત્રીય સંગીતને પણ દાખલ કર્યું છે. ધર્મને વિષય તરીકે પ્રાથમિક સ્થાન આપ્યું છે. ઉદ્યોગમાં સૂત્રકલાને ઉમેરો કર્યો છે.

જે સંસ્થાઓમાં કન્યાશાળા અને હાઇસ્કુલ સંકળાયલી છે તે ઉપરાંત બીજી કેટલીક ખાનગી અને દેશી રાજ્યોની કન્યાશાળાઓમાં ચોથા અથવા પાંચમા ધોરણથી અંગ્રેજી દાખલ કરવામાં આવ્યું છે. હાઇસ્કુલ સાથે ભળેલી કોઇક કન્યાશાળાઓમાં આનાથી નીચલા ધોરણોમાં પણ અંગ્રેજી શરૂ થાય છે. મ્યુનિસિપલ કન્યાશાળાઓમાં માત્ર ભરૂચની મહિલા વિદ્યાલયને નામે ઓળખાતી મ્યુનિસિપલ કન્યાશાળાએ અંગ્રેજી દાખલ કરવાની પહેલ કરી છે. સામાન્ય રીતે હજુ મ્યુનિસિપલ કન્યાશાળાઓમાં અંગ્રેજી દાખલ કરવાનો વિચાર થતો જણાતો નથી, પરંતુ ખાનગી કન્યાશાળાઓમાં તો અંગ્રેજી શરૂ કરવાનો પવન વધતો જાય છે. કેટલીક કન્યાશાળાઓમાં અંગ્રેજી માત્ર મરજિયાત રખાયું છે.

ઘણી ખરી રાષ્ટ્રીય તેમજ કોઇક ખાનગી કન્યાશાળાઓમાં સૂત્રકલાને અભ્યાસક્રમમાં દાખલ કરી છે. રાષ્ટ્રીય કન્યાશાળાના અભ્યાસક્રમમાં તે સિવાય બીજો કંઇ મહત્વનો ફેર કરેલો જણાતો નથી.

વડોદરાના કન્યા ગુરૂકુલમાં પહેલેથી જ સંસ્કૃતને ફરજિયાત દાખલ કર્યું છે. સુરતના વનિતાવિશ્રામમાં પણ સંસ્કૃત ફરજિયાત વિષય છે. અમદાવાદના વનિતા વિશ્રામની કન્યાશાળામાં સંસ્કૃત લઇ આગળ ભણવા ઇચ્છનારને સારૂ માત્ર સાતમા ધોરણમાં મરજિયાત વિષય તરીકે તે રાખ્યું છે. ભરૂચ અને સુરતના મહિલા વિદ્યાલયોમાં પણ તે મરજિયાત શીખવાય છે.

### પ્રાથમિક ધોરણો

સરકારી કન્યાશાળાઓનો અભ્યાસ સાત વર્ષ સુધીનો કરી બાળવર્ગ ઉપરાંત ૭ ધોરણોમાં વહેંચ્યો છે. આથી ઘણીખરી કન્યાશાળાઓનો અભ્યાસ ૭મા ધોરણથી પૂરો થાય છે. પરંતુ કન્યાઓનાં લગ્નની વય હવે વધતી જાય છે. કેટલાંક માબાપો પોતાની છોકરીઓનો અભ્યાસ હવે લંબાવવા ઇચ્છે છે. વળી ખરું જોતાં ૭ ધોરણ સુધીમાં કન્યાઓનો પ્રાથમિક અભ્યાસ સંપૂર્ણ થતો નથી. આ કારણોને લીધે કેટલીક ખાનગી અને દેશી રાજ્યોની કન્યાશાળાઓમાં આઠમું ધોરણ ઉમેરવામાં આવ્યું છે. વડોદરા રાજ્યે હમણાં જ પોતાના રાજ્યનાં

* હવે આ શાળાઓ મ્યુનિસિપલ શાળાઓ સાથે જોડાઇ ગઇ છે.

આશરે ૧૬ મોટાં ગામોની કન્યાશાળાઓમાં સાતમું ધોરણ ઉમેર્યું છે અને કન્યાઓનો અભ્યાસ વધારે સંગીત બને તે સારૂ પાંચમાથી સાતમા ધોરણ સુધીના અભ્યાસમાં કેટલોક ફેરફાર કર્યો છે. ભરૂચની મ્યુનિસિપાલિટીએ પોતાના મહિલાવિદ્યાલયમાં સાતમું અને આઠમું એમ બે ધોરણો ઉમેર્યાં છે. કન્યાઓનું શિક્ષણ આગળ વધારવાનો પ્રયત્ન કરનારી માત્ર આ મ્યુનિસિપાલિટી છે. લગભગ બધી કન્યાશાળાઓમાં તપાસ કરતાં જણાયું કે ઓછામાં ઓછું એક ધોરણ તો જરૂર ઉમેરી શકાય.

### પાઠ્યપુસ્તકો

કન્યાશાળાનાં પાઠ્યપુસ્તકોમાં એક મોટો ફેરફાર વાચનમાળાનો છે. રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ કન્યાવાચનમાળાનાં ત્રણ ક્રમિક પુસ્તકો બનાવ્યાં છે અને તે લગભગ બધી કન્યાશાળાઓમાં ચોથાથી છઠ્ઠા ધોરણ સુધી સરકારી વાચનમાળા ૪ થી, ૫ મી અને ૬ ઠ્ઠીને બદલે ચાલે છે. પરંતુ વડોદરા રાજ્યની બધી કન્યાશાળાઓમાં અને જીવકોર વનિતાવિશ્રામ જેવી બીજી કોઈક કન્યાશાળાઓમાં કન્યાવાચનમાળાને બદલે છોકરાઓ માટેની વાચનમાળા ચાલે છે. કેટલીક રાષ્ટ્રીય કન્યાશાળાઓમાં હમણાં વિદ્યાપીઠ તરફથી પ્રગટ થએલી બાળપોથી, પહેલી અને બીજી ચોપડી ચાલે છે. આ સિવાય સરકારી કે ખાનગી, સરકારે સ્વીકારેલી કે નહિ સ્વીકારેલી કન્યાશાળાઓમાં પાઠ્યપુસ્તકો વિષે મહત્વનો ફેર નથી.

### સમયપત્રક

પ્રત્યેક શાળાનું સમયપત્રક જોતાં માલુમ પડે છે કે વાચન, લેખન અને ગણિતને ઓછામાં ઓછો અર્ધો સમય આપવામાં આવે છે અને બાકીનો અર્ધો સમય બીજા વિષયોમાં વહેંચાય છે. જે ન્યાય બીજા વિષયોને મળવો જોઈએ તે કોઈ ઠેકાણે મળતો નથી. વાચન, લેખન અને ગણિત એ ત્રણ શાળાના 'Reserved Subjects' જેવા ગણાય છે. આરોગ્ય વિદ્યા જેમાં ગૃહશાસ્ત્રનો પણ સમાવેશ કર્યો હોય છે તેને માત્ર અઠવાડીઆમાં બે ત્રણ સમય મળે છે. તેવી જ રીતે શીવણને પણ. કવિતા સિવાયના સંગીતને ભાગ્યે જ અઠવાડીઆમાં અર્ધો કલાક મળે. કાઠીઆવાડની કેટલીક કન્યાશાળામાં ગરબા સંગીત પર સારો સમય અપાય છે, પણ તે શાળાના સમયપત્રક બ્હાર. જ્યાં કાંતવાનું અભ્યાસક્રમમાં દાખલ થયું છે ત્યાં તેની દશા ઘણુંખરૂં ઓરમાયા બાળક જેવી હોય છે. ભાગ્યે સપ્તાહમાં તેને એક બે સમય મળે અને ઘણે ઠેકાણે તો બપોરની રજાના સમયમાં જ રેંટીઓ રખાયો છે. કસરત અને રમતને ઉપલા ધોરણોમાં તો ભાગ્યે સ્થાન હોય; હોય તો તે બહુ થોડું. ઘણુંખરૂં તે પણ બપોરની રજામાં કે સાંજે શાળાના સમય બ્હાર ગોઠવી હોય છે. એવા બધા 'નકામા' વિષયોને લીધે ભાષા અને ગણિત જેવા મહત્વના વિષયોને જરાય આંચ ન આવે તેની ખાસ સંભાળ રાખવામાં આવે છે! આમાંય જો અંગ્રેજી દાખલ કરવામાં આવ્યું તો તો પછી ગુજરાતી અને ગણિતનું મહત્વ પણ ઘટી જાય અને સમયનો લગભગ ત્રીજો ભાગ તો તે જરૂર પડાવે. અક્ષરજ્ઞાન જેટલી જ હસ્તઉદ્યોગની કિંમત શિક્ષણમાં છે અને તેથી બન્ને વચ્ચે સમયની સરખી વહેંચણી થવી જોઇએ એવું કોઇ પણ કન્યાશાળાના વ્યવહારમાં સ્વીકારાયું નથી.

### શિક્ષણ

આ તો શિક્ષણના સમયની વહેંચણીની વાત થઇ. હવે શિક્ષણ કેવું અપાય છે તે ટુંકમાં જોઇએ. મેં પ્રથમ જણાવ્યું છે તે પ્રમાણે મારા ટુંકા પ્રવાસમાં શિક્ષણનું સૂક્ષ્મ અવલોકન કરવું અશક્ય હતું અને તે કરવાનો મારા પ્રવાસનો હેતુ પણ નહોતો. છતાં ઉપર ઉપરથી જોતાં મારા મન પર જે છાપ પડી છે તે માત્ર જણાવું છું. શિક્ષણપદ્ધતિનો ઉપયોગ ટ્રેન્ડ શિક્ષકોને હાથે પણ ક્વચિત્ કોઈક સ્થળે જ થાય છે. ઘણા સારા શિક્ષકો પણ રગશીઆ ગાડાની માફક શિક્ષણ ચલાવે છે. શિક્ષણમાં લીન થએલો વર્ગ કોઇ કન્યાશાળામાં ભાગ્યે જ જોવામાં આવ્યો હશે. આનાં કારણોમાં પછીથી ઉતરીશું. ભાષા અને ગણિત જેવા સર્વસાધારણ વિષયોના શિક્ષણ વિષે ખાસ કહેવાની જરૂર નથી પરંતુ ખાસ સ્ત્રી ઉપયોગી વિષયોના શિક્ષણની નોંધ લઇએ. ગૃહશાસ્ત્ર અને આરોગ્યનો વિષય બધે જ શીખવાય છે પણ કોઇ પણ ઠેકાણે તે પર પૂરતું ધ્યાન અપાતું નથી; તેનું માત્ર ઉપલકીઉં અને પોપટીઉં જ્ઞાન અપાય છે. વ્યવહાર જ્ઞાન જો કોઈક ઠેકાણે ઉમેરાયું હોય તો રસોઇની કેટલીક ચીજો બનાવવા પુરતું જ. પરંતુ આ વિષયમાં શેનો શેનો સમાવેશ કરવો, શી રીતે શીખવવો, શાળા તેમાં કેટલું કરી શકે, ગૃહની સાથે તેનો સહકાર કેટલા પૂરતો અને કેમ થઇ શકે એ સમજ

પ્રશ્નનો ગંભીર વિચાર હજુ સરકારી કેળવણી ખાતા તરફથી કે કેળવણીકારો તરફથી થયો જ નથી એટલે તેના શિક્ષણમાં કંઇ ભલીવાર ન જ હોય. વસતિગૃહવાળી કેટલીક કન્યાશાળાઓમાં આ વિષયના શિક્ષણ વિષે પ્રયોગો થવા લાગ્યા છે તેમ જ વડોદરાની મહારાણી ગર્લ્સ હાઈસ્કૂલમાં પણ તેનો શાસ્ત્રીય વિચાર થયો છે; પણ તે વાત આપણે આગળ તપાસીશું. શીવણ બધે શીખવાય છે. કેટલેક ઠેકાણે સંચો વાપરવાનું પણ દાખલ થયું છે પણ તે એટલો થોડો વખત શીખવાય છે કે કન્યાઓને તેનો પૂરતો મ્હાવરો પડતો નથી. પરીક્ષામાં બતાવવા એક બે ચીજો વર્ગમાં તૈયાર કરવાની હોય છે. આથી જીવનમાં ખપ લાગે તેવું શીવણ તે શીખી શકતી નથી. શાળામાં શીવણ શીખેલી થોડી જ છોકરીઓ પોતાનાં શીવેલાં કપડાં પહેરે છે. આમાં માત્ર આળસ નહિ પણ આવડતની ખામી રહેલી હોય છે. સાંધવું, થીંગડાં દેવાં, રફુ કરવું એ બધાં ઉપર બહુ ઓછું લક્ષ અપાય છે. ગૂંથણ અને ભરત જે શીવણ કરતાં ઓછું ઉપયોગી છે તેના પર કેટલેક ઠેકાણે વધુ લક્ષ અપાય છે. રેંટીઆનું શિક્ષણ જ્યાં દાખલ થએલું છે ત્યાં કોઇ પણ ઠેકાણે તેનું પદ્ધતિસર શિક્ષણ અપાતું જોયું નથી. આમાં અમદાવાદનું વનિતાવિશ્રામ કેટલેક અંશે અપવાદરૂપ ગણી શકાય; બાકી ઘણી રાષ્ટ્રીય અને બીજી શાળાઓમાં બે ત્રણ રેંટીઆ શોભાના એક ખૂણે પડેલા હોય છે. કાં તો તેનું શિક્ષણ મુદ્દલ બંધ કરેલું હોય છે અને કાં તો ગમે તેવું થોડો વખત અપાય છે. સુતર વણી શકાય તેવું ભાગ્યે હોય છે. સારી આવડતવાળા શિક્ષક જ હોતા નથી. તેના સાહિત્યનું ઠેકાણું પણ નથી હોતું. સંગીતના શિક્ષણમાં શાસ્ત્રીય સંગીત માત્ર નામનું પણ જીવકોર વનિતાવિશ્રામમાં જ શીખવાય છે; બાકી બીજી કન્યાશાળાઓમાં તો તેનું નામ પણ નથી. સુર અને તાલ ઉપર જોઈતું લક્ષ નથી અપાતું. ગરબાનું સંગીત દરેક ઠેકાણે છે પણ કાઠીઆવાડની કન્યાશાળામાં તે અપૂર્વ ખીલ્યું છે. જો કે સુર પર બરાબર ધ્યાન અપાતું નથી પણ ફરવાની જુદી જુદી રીતો અને હાથ અને પગના તાલની બાબતમાં તો કાઠીઆવાડની સાધારણ કન્યાશાળા પણ ગુજરાતની સારી કન્યાશાળા કરતાં બેશક ચઢી જાય. રાસ એ કાઠીઆવાડની વિશિષ્ટતા છે અને તે તેની દરેક કન્યાશાળામાં સ્પષ્ટ માલુમ પડે છે. ગુજરાતમાં રાસની ઝમક અને વિવિધતા બહુ ઓછાં છે. ચિત્રકલાની ખીલાવટ તો કોઇ શાળામાં નથી. ઘણું તો સરકારી ક્રમ મુજબ થોડી આકૃતિઓ કઢાવાય છે. કલાનાં રસ અને ભાવના તો કોઇ ઠેકાણે નજરે નથી પડતાં. ચારિત્ર્યગઠનને સારૂ નીતિના સીધા શિક્ષણની આવશ્યકતા કેટલાક શિક્ષણશાસ્ત્રીઓએ માની છે. સરકારી કેળવણી ખાતાએ તે સ્વીકારી છે, તેથી કેટલીક કન્યાશાળાઓમાં સામાન્ય નીતિના પાઠો મ્હોડેથી અપાય છે. કેટલીક ખાનગી કન્યાશાળાઓમાં ધર્મનું શિક્ષણ પણ દાખલ થયું છે.

સમાજના એક મોટા ભાગની એવી માન્યતા છે કે પુરૂષ કરતાં સ્ત્રીને નીતિ અને ધર્મની વિશેષ જરૂર છે અને તેથી કન્યાશાળાઓમાં તેનું સીધું શિક્ષણ મળે તે માટે તે બહુ ઇન્તેજાર હોય છે. આવા મતને લીધે પણ ધર્મનું શિક્ષણ કેટલીક કન્યાશાળાઓમાં અપાય છે. આ શિક્ષણમાં ઘણુંખરૂં તો સતીઓનાં ચરિત્રો દ્વારા અને અન્ય વાર્તા તથા ઉપદેશોથી કુટુંબ તરફના, ખાસ કરીને પતિ તરફના ધર્મો નાની બાળાઓના મગજ પર ઠસાવવાના વ્યર્થ પ્રયત્નો થાય છે. કોઇક ઠેકાણે પોતાના ધર્મનું જ ક્રિયાકાંડ ગોખાવાય છે અને કોઇકમાં જ ધર્મના, તત્ત્વજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતોનું જ્ઞાન આપવા પ્રયત્ન થાય છે. મીશનરી શાળાઓ વળી પરધર્મીઓ પર પોતાના ધર્મના સંસ્કાર પાડવા વૃથા મહેનત કરે છે. ધર્મના સમયો ઘણે ભાગે નીરસ હોય છે. પ્રાર્થના એ ઘણુંખરૂં આડંબર બને છે. શાળાઓના આવા ધર્મશિક્ષણથી કન્યાઓમાં વિશેષ ધાર્મિકતા આવેલી જણાતી નથી. ઉલટું કેટલેક સ્થળે ધર્માન્ધતા અથવા સાંપ્રદાયિક સંકુચિતતા પોષાય છે. હાલમાં નૈતિક શિક્ષણમાં રાષ્ટ્રીય ભાવના પોષવાના પ્રયત્નો, રાષ્ટ્રીય અને બીજી કેટલીક કન્યાશાળામાં થાય છે. રાષ્ટ્રીય ભજનો અને ગરબાઓ દાખલ થયાં છે. છતાં આ બધાંની અસર નહિ જેવી થઇ છે. આવી કન્યાશાળાઓમાં બીજી કન્યાશાળાઓ કરતાં ખાદીનો પ્રચાર વિશેષ હોય તેવું સ્પષ્ટપણે માલુમ પડ્યું નથી. અસહકારી માબાપોનાં છોકરાં ખાદી પહેરતાં હશે પણ ખાદીનાં ભજનો અને ઉપદેશોએ બીજાંના ઉપર અસર કરી હોય એવું કન્યાશાળાઓમાં તો ખાસ જણાયું નથી.

### શિક્ષકો

હવે કન્યાશાળાઓનાં શિક્ષકો તરફ વળીએ. કન્યાશાળામાં સામાન્ય રીતે સ્ત્રીશિક્ષકો જ હોય એ સ્વાભાવિક છે. છતાં ભાગ્યે જ કોઇ એવી કન્યાશાળા હશે જ્યાં એક પણ પુરૂષશિક્ષક નહિ હોય. હિસાબી, દફતરી, અને બહારનાં કેટલાક કામ સારૂ એકાદ પુરૂષ શિક્ષક તો લગભગ બધે સ્થળે આવશ્યક મનાય છે. પરંતુ જુવાન પુરૂષશિક્ષક તો જોખમકારક લેખાય એટલે કોઇ નિવૃત્ત થયેલા બુઢ્ઢા, કામના ઉતરી ગયેલા-થોડા જેવા શિક્ષકને રાખવામાં આવે છે. નડીઆદની મ્યુનિસિપલ અને રાષ્ટ્રીય શાળાઓ અને અમદાવાદની ગંગાબાઈ જૈન કન્યાશાળામાં બીજી શાળાઓથી ઉલટું બધા જ અથવા તો મોટા ભાગે પુરૂષશિક્ષકો રાખવામાં આવ્યા છે. પણ આ કન્યાશાળાઓ તો અપવાદરૂપ જ લેખાય. અમદાવાદની પ્રધાનબાઇ જૈન કન્યાશાળામાં બીજી એક નવીનતા છે. ત્યાં છઠ્ઠા ધોરણમાં પાસ થનારી ઘણી ખરી છોકરીઓને થોડા પગારમાં એક બે વર્ષ સુધી શિક્ષિકા તરીકે રોકી લેવામાં આવે છે. તેઓ પરણી જાય એટલે વળી બીજી પાસ થનારી છોકરીઓને નીમે. આમાં જૈન કોમની છોકરીઓને ઉત્તેજન અને ખર્ચના બચાવનો હેતુ માલુમ પડે છે. પરંતુ, આથી શિક્ષણ અને વ્યવસ્થા બગડ્યા વિના ન રહે.

શિક્ષકોની સંખ્યા બહુમાં બહુ, વર્ગો જેટલી હોય છે; વધુ તો નથી જ હોતી એટલું જ નહિ પણ ઘણી કન્યાશાળાઓમાં વર્ગો જેટલી પણ શિક્ષકોની સંખ્યા નથી હોતી. શાળા દીઠ ૨ા શિક્ષકોની સરેરાશ આવે છે. ઉપલાં બે ધોરણો—૫ મું અને ૬ ઠ્ઠું ઘણે ઠેકાણે સંખ્યા ઓછી હોવાને લીધે ભેગાં ચલાવવામાં આવે છે. આ બન્ને વર્ગો ઘણું કરીને મુખ્ય શિક્ષકોને લેવાના હોય છે. તેણે શિક્ષણ ઉપરાંત દફતરી તપાસનું અને વ્યવસ્થાનું કામ પણ કરવાનું હોય છે. એટલે તેનાં બધાંય કામ બગડે છે. ધોરણ બ્હારનો શરૂઆતનો વર્ગ અને બાળપોથીનો વર્ગ પણ કેટલેક ઠેકાણે ભેગા હોય છે અને તે ચલાવનાર શિક્ષકની અને તે વર્ગોના બાળકોની સ્થિતિ તો દયાજનક હોય છે. મૂળે શિક્ષકોની સંખ્યા ઓછી અને તેમાંય સ્ત્રીશિક્ષકોની કુદરતી, કૌટુંબિક અને સામાજિક અડચણોનો ખ્યાલ કરો તો કન્યાશાળાના શિક્ષણ અને વહીવટની મુશ્કેલીનો ખ્યાલ આવશે. મહિનામાં બહુ જ એવા થોડા દિવસ જતા હશે કે જે દિવસે શિક્ષકોની પૂરી સંખ્યા હાજર હોય. માસિક માંદગીની અને સુવાવડની બે માસની લાંબી રજા પર કોઇક સ્ત્રીશિક્ષક તો ગઈ જ હોય. વળી કુટુંબનું કોઇ માણસ માંદું હોય કે સગામાં લગ્ન હોય કે મરણ થયું હોય તો સ્ત્રીશિક્ષકને ગેરહાજર રહ્યા વિના ચાલે જ નહિ. સ્ત્રીઓનું જીવન કૌટુંબિક અને સામાજિક અનેક રૂઢિઓમાં એવું જકડાયલું છે કે સ્ત્રીઓ બ્હારની સેવા કેટલે અંશે સફળપણે કરી શકે એ મહત્વનો પ્રશ્ન વિચારણીય છે. આવી કફોડી દશામાં સ્ત્રીશિક્ષકો પાસે મોટી આશા રાખવી કેવળ વધારે પડતી છે. શાળામાં નિયમિત હાજરી આપવામાં આટલા અંતરાયો તેમને છે તો પછી શિક્ષણની તૈયારી અને ઉંડા અભ્યાસની વાત જ શું કરવી? અનેક સ્થળે ઘણી શિક્ષક બ્હેનો સાથે મેં વાત કરી છે અને પ્રત્યેકે તેમની આ દુર્દશાની સાક્ષી પૂરી છે. શિક્ષકોની આ સ્થિતિ શિક્ષણની નિષ્ફળતાનું મોટું કારણ છે.

સ્ત્રીશિક્ષકોની શિક્ષણની તાલીમનું અને પરીક્ષાનું ધોરણ પુરૂષોના કરતાં ઘણા ઉતરતા પ્રકારનું રાખેલું છે એટલે સ્ત્રીશિક્ષકો પુરૂષશિક્ષકો કરતાં ઘણા ઉતરતા પ્રકારની માલુમ પડે છે. શિક્ષણ અને સેવાની ઉચ્ચ ભાવનાનું તો સ્ત્રીશિક્ષકોમાં મીંડુ જ હોય છે. હજુય પુરૂષશિક્ષકો ભાવનાવાળા કયાંક મળી શકશે; પણ એવી બ્હેનો મળવી દુર્લભ છે. જ્યાં ભૂખે મરતી રાંડેલી કે છાંડેલી અથવા પતિની ટુંકી કમાણીમાં પૂરણી કરવા ઇચ્છિતી માંડેલી સ્ત્રીઓ જ ટ્રેનીંગ લે ત્યાં ઉચ્ચ ભાવનાની આશા શું રખાય? વળી ટ્રેનીંગ કોલેજોમાં માત્ર શિક્ષણપદ્ધતિ પૂરતું શિક્ષણ અપાય છે. તેમનું વાચન વિશાળ થાય અને શિક્ષણની ઉંચી ભાવના કેળવાય એવા પ્રયાસો ત્યાં ઓછા થાય છે. આવાં ટ્રેન્ડ થએલાં શિક્ષકો પાસેથી કન્યાશિક્ષણમાં શું ઉજાસ આવે? આવાં આવાં ટ્રેન્ડ સ્ત્રીશિક્ષકો પણ બહુ ઓછાં હોય છે. મોટો ભાગ તો અનટ્રેન્ડ અને અણઘડ હોય છે.

### શિક્ષણસાહિત્ય

કન્યાશાળાના અન્ય શિક્ષણસાહિત્યની નોંધ લેવા જેવું કશું જ નથી. પુસ્તકાલય ઘણેખરે ઠેકાણે છે પણ તેમાં ઘણાં થોડાં પુસ્તકો હોય છે. તેમાં મુખ્યત્વે પાઠ્યપુસ્તકો હોય છે. તે ઉપરાંત કેટલેક ઠેકાણે બીજાં પુસ્તકો હોય છે પણ તેમાંનો મોટો ભાગ કન્યાશાળા

માટે નકામો અથવા ભારે હોય છે. પાઠયપુસ્તકો અને એવાં જ બીજાં હોય છે. શિક્ષકોને ઉપયોગી થાય એવાં તો ભાગ્યે જ હોય. આ થોડાં પુસ્તકોનો કેટલો ઉપયોગ થાય છે તે જોવા બેસીએ તો કેવળ નિરાશા થાય. કન્યાઓમાં સારા વાચનનો શોખ કેળવવાનો પ્રયત્ન થતો ક્યાંય ન જોયો. શિક્ષકોમાં તે શોખ હોય તો જ નવાઇ; વાચનાલય તો હોય જ શાનું? કેટલેક ઠેકાણે સુન્દરીસુબોધ, સ્ત્રીબોધ કે ગુજરાત શાળાપત્ર આવે છે. આનો ઉપયોગ કોઇક શિક્ષક ક્વચિત્ કરે. વિદ્યાર્થીઓને તો તે અસ્પર્શ્ય કે અદર્શનીય પણ હોય. વિજ્ઞાનસાહિત્ય ત્યાં હોય જ ક્યાંથી? કેમ કે તે વિષય તો ઐચ્છિક રાખેલો છે અને કોઇક ઠેકાણે જ શીખવાય છે. નીચલા ધોરણોમાં પદાર્થપાઠો શીખવવા થોડું સાધારણ સાહિત્ય રાખેલું હોય છે.

### પરીક્ષણ

કન્યાશાળાઓનાં પરીક્ષાનાં પરિણામ ઘણુંખરૂં બહુ સારાં આવે છે. પરંતુ પરીક્ષાનાં પરિણામ પરથી શિક્ષણ અથવા વિદ્યાર્થીની આવડત કે બુદ્ધિવિકાસનું માપ નિશ્ચિતપણે નીકળી નથી શકતું, એટલું જ નહિ પણ કેટલીક વખત તેના પરથી ખોટાં અનુમાન પર જવાય છે એવો ઘણા શિક્ષણશાસ્ત્રીઓનો મત છે. આ વાત કન્યાશાળાઓની પરીક્ષાના સંબંધમાં વિશેષ સાચી છે. કન્યાઓના પરીક્ષણનું ધોરણ હમેશાં અને લગભગ સર્વત્ર સહેલું અને હલકું રખાય છે. તેમના તરફ પરીક્ષકોની હમેશાં ઉદાર દૃષ્ટિ જ રહે છે. આમાં કન્યાકેળવણીને ઉત્તેજન આપવાનો શુભ આશય રખાય છે. આમ પરીક્ષાના સારા પરિણામથી કન્યાઓને ખરી કેળવણી મળવાનો શુભ હેતુ કેટલે અંશે સધાય છે તે તો વિચાર કરતાં જણાઇ આવે. ગેરહાજરી, સતત અનિયમિતતા, ઘર આગળ અભ્યાસની અડચણો, અભ્યાસ તરફ છોકરીઓનું દુર્લક્ષ, માબાપની તેમના અભ્યાસ તરફ બેદરકારી, શિક્ષકોની ઓછી સંખ્યા, અનિયમિતતા અને કમલાયકાતને લીધે કાચું શિક્ષણ —આ બધાં કારણો કન્યાઓના અભ્યાસમાં સર્વસાધારણ હોવા છતાં પરીક્ષાનું પરિણામ સારૂં આવતું હોય તો કાં તો તે ચમત્કાર હોય કે આત્મવિડંબના હોય. ખરેખર તે આત્મવિડંબના છે. વિદ્યાર્થીઓ, માબાપો, શિક્ષકો, પરીક્ષકો, સંસ્થાના વ્યવસ્થાપકો અને ખાતાના ઉપરીઓ સુદ્ધાં પોતે પોતાને છેતરે છે અને પરિણામથી ખુશ થાય છે.

### વિદ્યાર્થીઓ

કન્યાશાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા હવે વધતી જાય છે. કોઇક કન્યાશાળામાં ૪૮૦ સુધી સંખ્યા ગએલી હોય છે. પરંતુ આનો આધાર કેટલીક વખત ગામમાં કન્યાશાળાઓની સંખ્યા પર રહે છે. થોડી કન્યાશાળાઓ હોય ત્યાં સહજે સંખ્યા વધારે લાગે અને વધુ હોય ત્યાં સંખ્યા વહેંચાઇ જાય. છતાં એકંદરે સંખ્યા વધતી જાય છે એવું સરકારી કેળવણી ખાતાના રીપોર્ટના આંકડા પરથી સાબીત થાય છે. છતાં આ વધારો માત્ર ચોથા ધોરણ સુધી જ પહોંચે છે. વડોદરા રાજ્યમાં જ્યાં ચોથા ધોરણ સુધી ફરજિયાત શિક્ષણ છે ત્યાં તે ધોરણમાં આશરે ૮,૦૦૦ સુધીની સંખ્યા હોય છે અને પાંચમા ધોરણમાં આશરે ૩,૦૦૦ ની થઇ જાય છે. પાંચમા ધોરણથી સંખ્યા કમી થાય છે અને છઠ્ઠા ધોરણમાં તો સંખ્યા તદ્દન ઘટી જાય છે. જે કન્યાશાળા હાઇસ્કુલ સાથે સંકળાયલી નથી હોતી તે કન્યાશાળાઓમાં છઠ્ઠા ધોરણમાં વધુમાં વધુ સંખ્યા પંદર સોળની હોય છે. આ ધોરણની સરેરાશ સંખ્યા આશરે સાત આઠ ગણાય. કેટલેક ઠેકાણે સાતમું ધોરણ કાઢેલું હોય છે. ત્યાં તે ધોરણમાં આશરે ચાર પાંચ સંખ્યા હોય છે. શાળા છોડતી વખતે આ મોટા ભાગની કન્યાઓની વય ૧૦-૧૧ ની હોય છે. આખા બ્રિટિશ ગુજરાતમાં ગુજરાતી છઠ્ઠું ધોરણ ભણનારી છોકરીઓની સંખ્યા ૯૦૫ માત્ર છે. અને ગુજરાતમાં વડોદરા સિવાયનાં દેશી રાજ્યોમાં ૧૫૬ છે. કાઠીઆવાડમાં ૧૬૧૪ છે. પ્રાથમિક ઉંચાં ધોરણોમાં કંઇક ઉંચી અને ઉપયોગી કેળવણી લેવાનો સમય આવે ત્યારે તો કન્યાઓનો મોટો ભાગ શાળા છોડી દે છે.

### કેળવણી ઓછી હોવાનાં કારણો

આનાં મુખ્ય કારણો બાળલગ્ન, ઘરકામ અને માબાપોનું કેળવણી વિષેનું અજ્ઞાન છે. લગ્નની વય વધી છે ખરી; છતાં હજુ બાળલગ્નની સંખ્યા પ્રમાણમાં બહુ ઘટી નથી. પરંતુ છોકરીઓને જ્યાં મોડી પરણાવે છે ત્યાં પણ ઘરકામમાં તેમની મદદ મેળવવાના લોભે તેમને શાળામાંથી ઉઠાડી લેવામાં આવે છે. ઘરકામમાં છોકરીની મદદની જરૂર હિંદુ સંસારમાં ઘણી રહે છે એ વાત સાચી છે; છતાંય માબાપ ધારે તો મોટી કન્યાઓને ભણવાની સગવડ આપી શકે; પણ ઘણી વખત પોતાના નજીવા સ્વાર્થના લોભે અને કેળવણીની કિંમત ન સમજવાથી છોકરીઓનું ભણતર અટકાવે છે

ભણાવવાનો અર્થ ઘણાંખરાં માબાપોને મન માત્ર સહેજ લખતાં વાંચતાં આવડતું એટલો જ હોય છે અને ત્રણ ચાર ચોપડીઓ ભણાવ્યાથી તે સિદ્ધ થયો તેમને લાગે છે. આ રીતે કન્યાઓને પૂરી અને સંગીન પ્રાથમિક કેળવણી પણ મળતી નથી; તો પછી માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની તો વાત જ શું કરવી?

ઉપર જણાવ્યું કે બાળલગ્ન કન્યાઓની પ્રાથમિક કેળવણી વહેલી બંધ કરાવે છે; પરંતુ તે વાત અર્ધસત્ય છે. અનેક પરણેલી નાની છોકરીઓ પોતાનો પ્રાથમિક અભ્યાસ પૂરો કરે છે. પાટીદાર જેવી કોમોમાં બહુ નાનપણમાં પરણાવવાનો ચાલ છે; તો પણ તેમની છોકરીઓ બહુ મોટી વય સુધી ભણે છે અને કેટલીક તો માધ્યમિક શિક્ષણ સુધી પહોંચે છે. પરણેલી મોટી વયની નિરક્ષર અથવા થોડું ભણેલી છોકરીઓ અથવા સ્ત્રીઓ કન્યાશાળામાં ભણવા જતી નથી; જો કે અમદાવાદના વનિતાવિશ્રામની કન્યાશાળામાં નાની કન્યાઓ સાથે ૩૫ વર્ષની સધવા ભણતી હોવાના અપવાદરૂપ અદ્‌ભુત દાખલાઓ બને છે. વનિતાવિશ્રામોની અને અન્ય બોર્ડિંગોમાં રહી અભ્યાસ કરનારી અથવા ઘેર રહી ટ્રેનીંગ કોલેજમાં ભણવા જનારી સ્ત્રીઓને આમાં ગણી નથી. ઘરનો બોજો ઉપાડી માત્ર સામાન્ય ભણતર માટે કન્યાશાળામાં જનારી મોટી વયની સધવાઓ કેટલી છે તે તપાસવાનો મુદ્દો છે. મોટી વયની સ્ત્રીઓના શિક્ષણ માટે ખાસ વર્ગોની શું સ્થિતિ છે તે આપણે આગળ તપાસીશું. સધવાઓ ઉપર જણાવ્યા પ્રમાણે નથી ભણતી પણ કોઇક કોઇક નિરક્ષર અને થોડું ભણેલી વિધવાઓ કન્યાશાળામાં ભણવા જાય છે. આમાંય મોટો ભાગ તો નિર્વાહનું સાધન મળવવા ટ્રેન્ડ થઇ શિક્ષક થવાની ધારણા રાખનારી હોય છે. કેળવણીના સંસ્કાર માટે જ, નોકરીની આશા વગર, ભણનારી વિધવાઓ તો ગણી ગાંઠી છે.

### હાજરી

કન્યાશાળાઓમાં વિદ્યાર્થીઓની હાજરી ૬૦ થી ૭૦ ટકા ગણી શકાય. આમાં વળી ધોરણવાર જોઇએ તો જેમ ધોરણ ઉંચું તેમ હાજરી ઓછી. જે માબાપો ઘરકામને લીધે છોકરીઓને ઉઠાડી નથી લેતાં તે પણ એ જ કારણસર સહેજ સહેજમાં તેમને ગેરહાજર રાખતાં અને મોડી મોકલતાં અથવા વહેલી આણી લેતાં તો જરાય અચકાતાં નથી. શાળા ઉઘડતી અને બંધ થતી વખતે હાજરી લેવામાં આવે તો કેટલી છોકરીઓ આખો સમય હાજર રહે છે તે માલુમ પડે. પ્રત્યેક કન્યાશાળામાં તેડાગર બાઈ તો હોય જ. તે તેડવા મૂકવા જાય ત્યારે કેટલીક માઓ તો પોતાની દીકરીઓને નિશાળે મોકલવાની મહેરબાની કરે. માને અટકાવ આવ્યો હોય કે સુવાવડ હોય, નાનું ભાંડું રડતું હોય કે માંદુ હોય, બાપ કે ભાઇને જમવાનો વખત મોડો હોય, મેમાન આવ્યા હોય, માને નાતજાતમાં બેસવા કે કુટવા જવું હોય, ઘરમાં પાપડ વણવાનું કે એવું ખાસ કામ કાઢ્યું હોય, મા પરગામ પીએર જતી હોય તેની સાથે જવાનું હોય, માબાપે યાત્રાએ જવાનું આદર્યું હોય—આવાં આવાં અનેક નાનાં મોટાં, નજીવાં અને મહત્વનાં કામ સારૂ છોકરીઓને ગેરહાજર રહેવું પડે છે અથવા નિશાળે આવવાનું કે પાછા જવાનું મોડું વહેલું કરવું પડે છે. જ્ઞાતિમાં જમણવાર ચાલે ત્યારે તો અધી દિવસ જ નિશાળ ભરવાની હોય. લગસરા આવે ત્યારે દશ દહાડાની વેકેશન તો ઘણી ખરી છોકરીઓ પાડે જ. લગ્નના મહિનાઓમાં કન્યાઓની હાજરી ઘણી જ ઓછી હોય છે. આ ઉપરાંત કાઠીઆવાડની કન્યાશાળાઓમાં કપાસની મોસમમાં ઘણેખરે ઘેર કાલાં ફોલવાનો રિવાજ હોવાથી ઘણી છોકરીઓ એક બે મહિના ગેરહાજર રહે છે. એક તો હિંદુ છોકરીઓને ભણવાનાં વર્ષ પાંચ છ મળે અને તેમાંય ઉનાળાની અને બીજી રજાઓ ઉપરાંત વર્ષના ઘણા દિવસ ગેરહાજર રહેવાનું અથવા અનિયમિત જવાનું થાય ત્યાં તે બીચારીઓ શું ભણી શકે!

કોમવાર ભણતી કન્યાઓના આંકડા તપાસતાં વાણીઆ પ્રથમ દરજ્જે આવે છે; ત્યાર પછી બ્રાહ્મણ અને પછી બીજી કોમો આવે છે. હલકી ગણાતી સર્વ કોમોની કન્યાઓ હવે કેળવણી લેતી થઇ છે, પરંતુ તે બધીની કુલ સંખ્યા એકલા બ્રાહ્મણ કે વાણીઆની વિદ્યાર્થીઓ જેટલી પણ થતી નથી; જો કે આ સર્વ કોમોની વસ્તીનું એકંદર પ્રમાણ બ્રાહ્મણ અને વાણીઆ કરતાં ઘણું વધી જાય છે. આ હલકી ગણાતી કોમોની છોકરીઓ ઉપલાં ધોરણો સુધી તો ભાગ્યે જ પહોંચે છે.

### કન્યાશાળાઓની આર્થિક સ્થિતિ

કન્યાશાળાઓનાં સામાન્ય આવક ખર્ચ અને પગારના દર પણ ટુંકમાં તપાસી લઇએ. પ્રાથમિક શાળાઓમાં ફીનું ધોરણ તો રાખેલું હોતું જ નથી

એટલે નિયમિત આવક તો હોય જ નહિ. આવકમાં ખર્ચના લગભગ ત્રીજા ભાગ જેટલી મદદ સરકારની કે મ્યુનિસિપાલિટીની મળે તે જ. ખાનગી સંસ્થાઓમાં કોઇ ઉદાર ગૃહસ્થો તરફથી પ્રસંગોપાત જુજ દાન મળે. માસિક ખર્ચની સરેરાશ આશરે રૂ. ૨૦૦ ની ગણાય. વઢવાણના લાડકીબાઈ કન્યાવિદ્યાલય જેવી કોઇકજ શાળા ૪૦૦-૪૫૦ રૂપીઆ માસિક ખર્ચ કરે છે. ઓછામાં ઓછું ૧૨૫-૧૫૦ રૂપીઆનું માસિક ખર્ચ કરનારી કન્યાશાળાઓ પણ છે. ખર્ચનો મોટો ભાગ તો પગારનો જાય. મ્યુનિસિપાલિટીઓમાં પગારના દર અને વધારાનાં ધોરણો નક્કી કરેલાં નથી હોતાં. કાઠીઆવાડની કન્યાશાળાઓમાં અને ઘણીખરી ખાનગી કન્યાશાળાઓમાં પગારનું ધોરણ ઘણું હલકું હોય છે. સીનીઅર ટ્રેન્ડ બાઇઓને આવે ઘણે ઠેકાણે રૂ. ૨૦ થી પણ ઓછો પગાર આપવામાં આવે છે. તેમાંયે સીનીઅર થયેલી તો બહુ ઓછી રખાય છે. ઘણી તો થોડી ટ્રેન્ડ અથવા અનટ્રેન્ડ હોય છે અને તેમને અનુક્રમે ઘણું ખરું રૂ. ૧૩-૧૬ અને રૂ. ૮-૧૨ મળે છે. મુખ્ય શિક્ષિકાને માત્ર આવે ઘણે ઠેકાણે ઘણો સારો પગાર મળે છે. બીજી બધી કન્યાશાળાઓ કરતાં વઢવાણની કન્યાશાળા પોતાનાં મુખ્ય શિક્ષિકાને વધારે પગાર, રૂ. ૧૦૦ નો આપે છે. ઘણી કન્યાશાળાઓમાં મુખ્ય શિક્ષિકા અને બીજાં શિક્ષિકાના પગારમાં મોટું અંતર હોય છે. પગારના નિયમિત વધારાની તો કંઇ આશા હોતી જ નથી. આખી જીંદગી નોકરી કરે ત્યારે માંડ રૂ. ૧૫-૨૦ નો વધારો દેખે. આવા સંજોગોમાં શિક્ષિકાઓ કેવી મળે અને શિક્ષણની શી દશા હોય તે સહેજે સમજી શકાય એમ છે. પગાર ઉપરાંત સીવણ વિગેરેનું કન્ટીજન્ટ આશરે ૧૫ રૂપીઆ થાય છે. પુસ્તક વિગેરે સાહિત્યનું ખર્ચ તો ક્વચિત્ અને જુજ થાય.

## માધ્યમિક શિક્ષણ

કન્યાઓના પ્રાથમિક શિક્ષણની સ્થિતિ આપણે તપાસી. હવે માધ્યમિક શિક્ષણના શા હાલ છે તે વિચારીએ.

પ્રાથમિક શિક્ષણની માફક માધ્યમિક શિક્ષણ પૂરું પાડવાની ફરજ રાજ્યે માનેલી નથી. તેથી રાજ્ય તરફથી ઠેર ઠેર પૂરતા પ્રમાણમાં માધ્યમિક શાળાઓ (હાઇસ્કુલો) ચલાવવામાં આવતી નથી. માધ્યમિક કેળવણીની બાબતમાં ખાનગી પ્રયત્નોને માત્ર મદદ આપવાનું ધોરણ સરકારે સ્વીકારેલું છે. એટલે આપણે જ્યાં ત્યાં ખાનગી માધ્યમિક શાળાઓ જ વિશેષ જોઇશું.

## પૂર્ણ માધ્યમિક શાળાઓ

માધ્યમિક શાળાઓ ત્રણ પ્રકારની છેઃ સરકારી મુંબઇ યુનિવર્સિટી સાથે જોડાયલી, પ્રો. કર્વેના ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠ સાથે જોડાયલી, અને કોઇ વિદ્યાપીઠ સાથે સંબંધ નહિ ધરાવનારી. મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાયલી હાઇસ્કુલો ગુજરાત અને કાઠીઆવાડમાં થઇને પાંચ છેઃ અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત અને ગોંડલ. આ ઉપરાંત મુંબઇમાં ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલ છે. તેમાં ગુજરાતી હિંદુ છોકરીઓ વિશેષ પ્રમાણમાં ભણે છે. આ બધીમાં સરકાર તરફથી માત્ર એક અમદાવાદમાં ચાલે છે તે; દેશીરાજ્યો તરફથી બેઃ વડોદરા અને ગોંડલમાં; ભરૂચમાં વાડીઆના ધર્માદા ખાતાની મદદથી પારસી મંડળ તરફથી અને સુરતમાં મીશન તરફથી ચાલે છે. અને મુંબઇની ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલ તેની કમિટી તરફથી ચાલે છે. મુંબઇમાં બીજી કેટલીક છોકરીઓની હાઇસ્કુલો છે. પણ તેમાં ગુજરાતી છોકરીઓ બહુ જ થોડી જાય છે તેથી તેમની નોંધ લીધી નથી. પ્રો. કર્વેના મહિલાવિદ્યાપીઠ સાથે જોડાયલાં બે મહિલાવિદ્યાલયો, સુરત અને અમદાવાદમાં છે. બન્ને લગભગ આઠ વર્ષ પર કન્યાઓને અનુકૂળ સ્વતંત્ર ધોરણપર માધ્યમિક શિક્ષણ આપવા સ્થપાયલાં છે. સુરતનું વિદ્યાલય મહિલાવિદ્યાલય મંડળ તરફથી અને અમદાવાદનું જીવકોર વનિતાવિશ્રામ તરફથી ચાલે છે. સર વિઠ્ઠલદાસ ઠાકરસીએ પંદર લાખ રૂપીઆની સખાવત પ્રો. કર્વેના વિદ્યાપીઠને આશરે ચારેક વર્ષ પર કરી, તેમાં જે ગુજરાતી માધ્યમિક સંસ્થાઓ વિદ્યાપીઠ સાથે જોડાય તેમને મદદ આપવાની શરત કરી. આ મદદની આશાએ અને પ્રતિષ્ઠા મળે તે હેતુથી આ બન્ને સંસ્થાઓ આશરે ત્રણ વર્ષ પર તે મહિલાવિદ્યાપીઠ સાથે જોડાઇ. હાલ તેમને વિદ્યાપીઠ તરફથી ખર્ચના ત્રીજા ભાગ જેટલી મદદ મળે છે. આ સંસ્થાઓ ઉપરાંત વડોદરાની મહારાણી ગર્લ્સ હાઇસ્કુલ મુંબઇ યુનિવર્સિટી સાથે જોડાયલી છતાં જે છોકરીઓ કર્વેના વિદ્યાપીઠની પ્રવેશક પરીક્ષામાં બેસવા ઇચ્છતી હોય તેમને પણ તૈયાર કરે છે. આટલી સંસ્થાઓ ઉપરાંત કોઇ પણ વિદ્યાપીઠ સાથેના સંબંધ વિનાની

મુંબઇની તિલક રાષ્ટ્રીય કન્યાશાળા છે, તે પૂરી માધ્યમિક શાળા છે. અસહકારની ચળવળને લીધે તે ત્રણેક વર્ષ થયાં ઉપસ્થિત થઈ છે અને મુંબઇની સ્વરાજ્ય સભાના આશ્રય નીચે તે ચાલે છે. આ શાળામાં ગુજરાતી હિંદુ છોકરીઓ ઠીક પ્રમાણમાં ભાગ લે છે. અસહકારી એટલે મુંબઇ યુનિવર્સિટી તો તેને ત્યાજ્ય છે. મરાઠી અને ગુજરાતી બન્ને બાજુઓ હોવાથી ગુજરાત વિદ્યાપીઠ કે તિલક વિદ્યાપીઠ બન્નેને તે અસ્વીકાર્ય છે; એક જ બાજુ હોત તો એમાંથી એક તેને સ્વીકારત. કર્વેના વિદ્યાપીઠને તે શાળાના અસહકારી વાતાવરણની ગંધ અસહ્ય લાગે છે. આ રીતે તે શાળાની સ્થિતિ વિદ્યાપીઠના સ્વીકાર પરત્વે ત્રિશંકુ જેવી છે.

કોઇ યુનિવર્સિટી સાથે સંબંધ નહિ ધરાવનારી બીજી હાઇસ્કૂલ તે સુરતની પીરોજબાઇ પટેલ પારસી છોકરીઓની અંગ્રેજી નિશાળ છે. આ માત્ર કોમીય શાળા છે. સને ૧૯૧૦ માં સર એદલજી કુંવરજી પટેલ નામના એક ઉદાર પારસી ગૃહસ્થે પોતાનાં કોઈના સ્મરણાર્થે એક લાખ રૂપીઆનું દાન આપી ગરીબ પારસી છોકરીઓના શિક્ષણ સારૂ સ્થાપેલી. તે એક પારસી કમિટી તરફથી ચાલે છે. તેનો આંતર વહીવટ ગુજરાતી વ્યાકરણ લખનાર રા. મંચેરશા પાલનજી કેકોબાદ કરે છે. તેઓ શુદ્ધ ગુજરાતી બોલનારા અને ભાષાપ્રેમી છે. શુદ્ધ ગુજરાતી ભાષાનું અને જરથોસ્ત ધર્મનું વાતાવરણ શાળામાં ફેલાવવા ખાસ મહેનત લે છે. સરકારી ખાતાથી શાળા કેવળ સ્વતંત્ર છે. ખાસ કરીને પારસી નિશાળ માટે આ સર્વ બાબત અપૂર્વ કહેવાય. નવસારીમાં ટાટા ગર્લ્સ હાઇસ્કૂલ છે તે ટાટા કુટુંબની મદદથી ચાલે છે. આ હાઇસ્કૂલ પણ કોઈ પણ વિદ્યાપીઠ સાથે સંબંધ રાખતી નથી.

### અપૂર્ણ માધ્યમિક શાળાઓ

ઉપર મુજબ ગુજરાતકાઠીઆવાડની અને ગુજરાતી હિંદુ છોકરીઓ વિશેષ ભાગ લેતી હોય એવી મુંબઇના પૂર્ણ માધ્યમિક શાળાઓ (હાઇસ્કુલો અથવા મહિલાવિદ્યાલયો) ની આપણે નોંધ લીધી. હવે અપૂર્ણ માધ્યમિક શાળાઓની નોંધ લઇએ. ગુજરાત અને કાઠીઆવાડમાં બધી મળીને આશરે ૭ અપૂર્ણ માધ્યમિક શાળાઓ (મીડલ સ્કુલો) છેઃ ભાવનગર, જામનગર, બીલીમોરા અને વડોદરા કેમ્પ—દરેક ઠેકાણે એક અને રાજકોટમાં બે. એવી રીતે ૭ છે. આમાં ચાર સાર્વજનિક છે અને બે કોમીય—બીલીમોરાની પારસી માટે અને વડોદરા કેમ્પની ખ્રિસ્તીઓ માટે. આ રીતે ગુજરાતમાં કન્યાઓ માટેની ઇલાયદી સાર્વજનિક મીડલ સ્કુલો એક નથી. ચારે સાર્વજનિક મીડલ સ્કુલો કાઠીઆવાડમાં છે.

ભાવનગરમાં રાજ્ય તરફથી માજીરાજ ગર્લ્સ ઈંગ્લીશ સ્કુલ અંગ્રેજી ૭ ધોરણ સુધી ચાલે છે. મેટ્રીક્યુલેશન માટે આગળ જવા ઇચ્છનારી છોકરીઓ છોકરાઓની હાઇસ્કુલમાં જાય છે. જામનગર રાજ્યની ગર્લ્સ ઈંગ્લીશ સ્કુલ હાલ ચોથા ધોરણ સુધી છે. પાસેની એક પ્રાથમિક કન્યાશાળામાંથી ઉપલાં બે ધોરણો કમી કરી, અંગ્રેજી દાખલ કરી અંગ્રેજી શાળાનાં પહેલાં બે ધોરણો શરૂ કર્યાં અને બે વર્ષથી એક એક ધોરણ ઉમેર્યાં, અને પ્રત્યેક વર્ષે એક ધોરણ ઉમેરી હાઇસ્કુલ કરવાનો ઇરાદો રાજ્યે રાખેલો છે. સને ૧૯૧૮ માં લેડી હાર્ડિંજ ગર્લ્સ હાઇસ્કુલનો પાયો નાંખવામાં આવ્યો છે. પણ હજુ મકાન તૈયાર થયું નથી. મકાન અને હાઇસ્કુલના વર્ગો ત્રણેક વર્ષમાં તૈયાર થશે એટલે કાઠીઆવાડમાં એક ગર્લ્સ હાઇસ્કુલનો ઉમેરો થશે. રાજકોટમાં રાજ્ય તરફથી બાઇસાહેબ બા ગર્લ્સ ઈંગ્લીશ સ્કુલ અને બીજી આઇરીશ મીશન તરફથી મીડલ સ્કુલ છે. બન્ને ચોથા ધોરણ સુધી છે. ત્યાર બાદ આગળ ભણનારી છોકરાઓની હાઇસ્કુલોનો લાભ લે છે.

મુંબઇમાં શ્રીમતી નાથીબાઇ દામોદરદાસ ઠાકરસી કન્યાશાળા થોડા વખતથી પ્રો. કર્વેના મહિલાવિદ્યાપીઠ તરફથી ઉઘાડવામાં આવી છે. સર વિઠ્ઠલદાસ ઠાકરસીએ કર્વે વિદ્યાપીઠને પંદર લાખ રૂપીઆની સખાવત કરતાં મુંબઇમાં કન્યાઓ માટે વિદ્યાલય (હાઇસ્કુલ) કરવાની વિદ્યાપીઠ સાથે સરત કરી હતી. આ વિદ્યાલય કાઢવામાં ન આવે ત્યાં સુધી રૂ. ૮,૦૦૦ દર વર્ષે વિદ્યાપીઠે તે સારૂ અલગ રાખવા પડતા હતા. હવે આ કન્યાશાળા ઉઘાડવામાં આવી છે. આ શાળા હાલ મીડલ સ્કુલ માત્ર છે. તેમાં અંગ્રેજી પહેલાં ત્રણ ધોરણો હાલ છે. ઘણી દિલગીરીની વાત તો એ છે કે મુંબઇની ગુજરાતી કન્યાઓના ખાસ લાભ સારૂ સર વિઠ્ઠલદાસનો આવી કન્યાશાળા સ્થાપવામાં ઇરાદો હતો છતાં હાલ ત્યાં એક પણ ગુજરાતી કન્યા નથી. માત્ર વીસેક દક્ષિણી છોકરીઓ જ છે.

ગુજરાતકાઠીઆવાડમાં અપૂર્ણ માધ્યમિક શાળાઓ

ઉપર મુજબ ઘણી થોડી છે એ ખરૂં; પણ અંગ્રેજી એજ માધ્યમિક શિક્ષણનું મહત્વનું અને વિશિષ્ટ અંગ મનાય છે તે જોતાં કેટલીક કન્યાશાળાઓએ પોતાનાં ઉપલાં ધોરણોમાં અંગ્રેજી દાખલ કર્યું છે. અમદાવાદની મગનભાઈ કન્યાશાળા અને ગંગાબાઇ જૈન કન્યાશાળામાં, વઢવાણ અને જુનાગઢની કન્યાશાળાઓમાં, ભરૂચ મ્યુનિસિપાલિટીના મહિલા-વિદ્યાલયમાં અને સુરતની થોડીક કન્યાશાળાઓમાં ઘણુંખરૂં પાંચમા ધોરણથી અંગ્રેજી શરૂ કરવામાં આવે છે અને આ બધી શાળામાં ગુજરાતી સાતમું ધોરણ ઉમેરેલું હોય છે તેની સાથે અંગ્રેજી ત્રીજું ધોરણ પણ ચાલે છે. મુંબઇમાં પણ કેટલીક મ્યુનિસિપલ મદદવાળી ખાનગી શાળાઓમાં પણ અંગ્રેજી ધોરણો રાખવામાં આવે છે. આ રીતે આ પ્રાથમિક શાળાઓ એંગ્લો વર્નાક્યુલર અથવા મીડલ સ્કૂલની ગરજ સારે છે. પ્રજામાં અંગ્રેજીનો મોહ બહુ ભારે છે. પ્રાથમિક શાળાઓમાં ચાર ધોરણો સુધી જ બાળકો રહે છે અને પછી ઘણાંખરાં અંગ્રેજી નિશાળોમાં જાય છે. કન્યાશાળાઓમાં પણ આ સ્થિતિ આવવા લાગી છે. આ સ્થિતિ અટકાવવા અને ઉપલા ધોરણોમાં સંખ્યા ટકાવી રાખવા ઉપર મુજબ કેટલીક કન્યાશાળાઓએ અંગ્રેજી દાખલ કર્યું છે. આ કારણે છોકરાઓની મ્યુનિસિપલ શાળાઓમાં અંગ્રેજી દાખલ કરવાનો પ્રશ્ન કેટલીક મ્યુનિસિપાલિટીઓમાં ઉપસ્થિત થયો છે. પરંતુ છોકરીઓની શાળાઓમાં તે દાખલ કરવાનો પ્રશ્ન હજુ કોઇ મ્યુનિસિપાલિટીએ ઉપાડ્યો નથી. માત્ર ભરૂચ મ્યુનિસિપાલિટીએ આગળ જણાવ્યા પ્રમાણે આમાં અપવાદ કર્યો છે.

(અપૂર્ણ)

ચંદુલાલ કાશીરામ દવે

# દેશભક્ત સાવરકર

( ૩ )

વિનાયકરાવ સાવરકરના પેરિસ આવવાથી પેરિસ રાષ્ટ્રીય હિલચાલનું કેન્દ્રસ્થાન બન્યું. તેઓ ત્યાં મેડમ કામાને ત્યાં રહ્યા, અને તેમની માના જેવી વ્હાલભરી સારવારથી થોડા જ દિવસમાં સાવરકર સાજા થઇ ગયા. મેડમ કામા 'વંદેમાતરમ્' નામનું અંગ્રેજી પત્ર ચલાવતાં હતાં; એમાં પરદેશમાં ચાલતા હિંદુસ્થાનના સ્વાતંત્ર્ય માટેના પ્રયત્નોની ખબરો આવતી. આ બાઇ દાદાભાઇ નવરોજજીનાં અનુયાયી હતાં અને અહિંસામાં માનતાં હતાં. પણ થોડા દિવસમાં જ તેમને તે સાધનની નિરર્થકતાની ખાત્રી થવાથી તેઓ અભિનવ ભારતની સંસ્થામાં જોડાઇને તેના મુખ્ય સભાસદ બન્યાં.

પેરિસમાં આવ્યે થોડા દિવસ પણ થયા નહિ એટલામાં જેક્સન ખૂન કેસનો હેવાલ વિલાયતનાં છાપાંઓમાં પ્રગટ થવા લાગ્યો. તેમાં પરસ્પર વિરૂદ્ધ બાબતો પ્રસિદ્ધ થવા લાગી. એવા પણ ગપગોળા ચાલ્યા કે આ કેસને અંગે લંડનમાંના અભિનવ ભારતના સભ્યોને પણ પકડવામાં આવનાર છે. આવી સ્થિતિમાં સાવરકરને પેરિસમાં રહેવું અકારૂં થઇ પડ્યું અને તેઓ લંડન જવા ઉપડ્યા. શ્યામજી કૃષ્ણ વર્મા વગેરે મિત્રોએ તેમને ઘણા વાર્યા કે "Thou art our general. Thou must not go to the trenches. (તું તો અમારો સરદાર છે. તારાથી રણક્ષેત્ર પર ન જવાય.)" પણ તેમણે પોતાનો નિર્ણય બદલ્યો નહિ. સ્ટેશન પર એમને વિદાય કરવા આવેલા હિંદી મિત્રોને તેમણે એકજ વાક્ય કહ્યું: "Up to this time you have seen how I have tried my best to work much; now let me see if I can also suffer much. (અત્યાર સુધી તમે જોયું કે મેં કેમ કામ કર્યું છે; હવે મારે જોવું છે કે મારાથી દુઃખ સહન થાય છે કે નહિ.) ગાડી ઉપડી; પછી સ્ટીમર ચાલવા માંડી.

ઇંગ્લાંડને કિનારે આવી સાવરકર ગાડીમાં બેઠા. ટ્રેન લંડનના સ્ટેશનમાં પેઠી અને "Halt! (ખડે રહો!)" એવો એક સત્તાવાહી લશ્કરી હુકમ થયો અને સાવરકરનો ડબ્બો છૂટો પાડી દેવામાં આવ્યો. ડબ્બાની આસપાસ પોલિસ ફરી વળી. સાવરકર ગિરફતાર થયા. બીજે જ દિવસે આ સમાચાર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા, સાવરકરને કોર્ટમાં ખડા કરવામાં આવ્યા, અને ૧૨૧ મી કલમ પ્રમાણે તેમને તકસીરવાર ગણવામાં આવ્યા.

આખરે સાવરકર પર કામ ચલાવવા તેમને હિંદુસ્થાન મોકલી દેવા એવો કોર્ટે હુકમ કર્યો. હિંદુસ્થાનની કોર્ટમાં પોતાના પર કામ ચાલશે એટલે કાળાપાણી કે મોતની સજા નક્કી છે એમ સમજીને સાવરકરે પોતાની ભાભી પર સોલિસિટર[1] મારફત પોતાના છેલ્લા સંદેશા રૂપે "મારૂં મૃત્યુપત્ર"[2] નામની અત્યંત હૃદયદ્રાવક અને મધુર કવિતા મોકલી આપી.[3]

સાવરકરને સ્ટીમરમાં બેસાડી હિન્દુસ્થાન તરફ રવાના કર્યા, અને ફ્રાન્સમાંના સાવરકરના મિત્રો રખેને વિઘ્ન કરે એવા ડરથી ફ્રાન્સના માર્સેઇય બંદરે સ્ટીમર નહિ ઉભી રહે એમ જાહેર થયું. પણ સાવરકરે ગમે તે રીતે પોલિસના પંજામાંથી છૂટવાનો નિશ્ચય કર્યો હતો. સાવરકરના નિશ્ચયની જાણે પોલિસને ખબર ન પડી ગઇ હોય તેમ તેમના પર ખૂબ જ સખ્તાઇથી પહેરો રાખવામાં આવ્યો અને તેમના પાયખાના અને ન્હાવાની ઓરડી આગળ પણ પોલિસ પહેરો દેવા લાગ્યા. આથી નાસી છૂટવાનું લગભગ અશક્ય જેવું થઇ ગયું; છતાં સાવરકરે બે વખત નાસી છૂટવાનો પ્રયત્ન કર્યો અને તેની પોલિસને હજી સુધી પણ ખબર નથી. માત્ર સાવરકર જ તે જાણે છે.

શરૂઆતમાં માર્સેઇય બંદરે સ્ટીમર નહિ ઉભી રહે એમ જાહેર કરવામાં આવ્યું હતું. પણ અધવચ સ્ટીમરને માર્સેઇય બંદર તરફ વાળી. સ્ટીમરની બદલાયલી ગતિ ઉપરથી સાવરકરે અનુમાન કર્યું કે સ્ટીમર માર્સેઇય તરફ જાય છે અને એથી એમના હૃદયમાં આશાનો અંકુર ફૂટયો. એમને લાગ્યું કે એમના પેરિસના મિત્રો જરૂર બંદર પર આવ્યા હશે અને તેમનો છૂટકારો બહુ જ પાસે છે. પણ બંદર પર નજર કરતાં કોઈ મિત્ર જણાયો નહિ. સરકારની ખોટી જાહેરખબરથી તેમના મિત્રો ભૂલાવામાં પડયા હતા, પણ આનાથી પણ નિરાશ ન થતાં સાવરકરે આપબળથી જ મુક્તિ સાધવાનો છેલ્લો પ્રયત્ન કરી જેવાનો નિશ્ચય કર્યો.

હજુ મળસ્કું પણ થયું નહોતું. સ્ટીમર ઉપડવાની અણિ ઉપર હતી. પહેરો ભરનાર ત્રણ ગોરાઓમાંથી બે નિરાંતે ઘોરતા હતા અને એક જાગતો હતો. એક ન્હાની કેબિનમાં સાવરકરને પૂરવામાં આવ્યા હતા. સાવરકરે એ જાગતા ગોરાને કહ્યું: "મારે સંડાસ જવું છે." તેણે પેલા બે જણને ઉઠાડવા માંડયા. સાવરકરને લાગ્યું કે બાજી બગડે છે, પણ મોત કે મુક્તિ એ બેમાંથી એકને વરવાનો તેમનો નિશ્ચય હતો. ત્રણે ગોરાઓ તેમને વચમાં રાખી સંડાસ પાસે લઇ ગયા. ત્રણે જણ બ્હાર ઉભા રહ્યા અને સાવરકર સંડાસમાં દાખલ થયા. સંડાસનું બારણું કાચનું હતું અને સામે ભીંત પર ગોઠવેલા અરીસામાં અંદર રહેલા માણસનું પ્રતિબિંબ બહાર ઉભેલા પહેરેગીરથી બરાબર જોઈ શકાતું. સંડાસની અંદર ઉપરની બાજુએ કાચનું ગોળાકાર જાળીઉં હતું. આ જાળીઆનું માપ સાવરકરે પહેલેથી જ લઇ રાખ્યું હતું. પણ આ જાળીઆ સુધી પહોંચાય શી રીતે? સહેજ પણ હલનચલન થાય તો સામેનો ગોરો બૂમ પાડે. પ્રયત્ન અફળ જાય તો મોતની સજા. દરિયામાં કૂદી પડે તો ગોળીબારની બીક. પણ પોતાના હૃદયમાં now or never એ શબ્દોનો ઉચ્ચાર કરી સાવરકરે દરિયામાં ભૂસકો મારવાનો નિશ્ચય કર્યો.

તબીઅત નરમ થવાનો ઢોંગ કરી પહેરી રાખેલો ઓવરકોટ સાવરકરે કાચના બારણા પર ભરવી દીધો અને પળવારમાં સંડાસનો ડંડો પકડી છલાંગ મારી તેમણે કાચના જાળીઆમાં માથું અફાળ્યું. બહારના પહેરેગીર 'કયા કરતા?' એવી બૂમ પાડી બારી પર લાત મારે એટલામાં તો પ્રથમથી જ હેતુપૂર્વક પહેરી રાખેલા ગંજીફાક અને પેન્ટ સાથે સાવરકરે સાપની માફક જાળીઆમાંથી બહાર નીકળવા માંડયું. પહેરેગીર બારણું તોડી અંદર આવ્યા ત્યાં તો સાવરકરના પગ જાળીઆમાંથી બહાર સરી જતા દેખાયા અને સાવરકર દરિયામાં પડયા. ધૂમાધૂમ,

---

૧ આ સોલિસિટરને રોકવા માટે એકત્ર કરેલા ફંડમાં આવરીશ લોકાએ પણ પોતાનો ફાળો આપ્યો હતો એ નોંધવા જેવું છે. ૨ વીઠ. ૩ An Echo from Andamans, પૃષ્ઠ ૪ થી ૯.

કાર્લ માર્કસનો પૌત્ર આ પત્રનો તંત્રી હતો. તેણે આ બાબતમાં એટલો બધો ખળભળાટ મચાવી મૂક્યો કે આખરે હેગ પરિષદને આ સવાલ હાથ ધરવો પડ્યો. પણ હિંદુસ્તાનની નોકરશાહી પર હેગ પરિષદની ઓછી જ સત્તા છે. એક સ્પેશ્યલ ટ્રાયબ્યુનલ નીમવામાં આવ્યું. તેમાં નહોતી જ્યુરી કે નહોતો વકીલ. અપીલનો પણ હક્ક નહોતો. બધું કામ બંધબારણે જ ચાલ્યું. ત્રણ ન્યાયાધીશો હતા અને તેમને મોત સુધીની સજા કરવાની સત્તા હતી. મુંબાઇની હાઇકોર્ટના મકાનમાં કેસ શરૂ થયો. નાશિક ખૂન કેસના આરોપીઓને ત્યાં રજુ કરવામાં આવ્યા હતા. દરેકને બોલાવીને પોલિસ કહેતી કે "તમારું સત્યાનાશ વાળનાર હવે તમારા હાથમાં આવ્યો છે. જો જો, ભૂલતા નહિ; જે કહેવું હોય તે કહેજો." સાવરકર કોર્ટના મકાનમાં દાખલ થયા અને પોલિસે તેમને પિંજરામાં ખડા કર્યા. અચાનક તાળીઓનો ગડગડાટ થયો. સાવરકર ચમકીને ઉંચે જુએ છે તો ગેલેરીમાં કોઇ નથી. આથી તેમણે નીચે નજર ઢાળી અને જોયું તો નાશિક કેસના આરોપીઓ ઉત્સુક અને ભક્તિભીનાં નયને તેમની તરફ જોઇ રહ્યા હતા. સાવરકરનું હૈયું ભરાઇ આવ્યું. "હું જ્યારે છૂટો હતો ત્યારે મારો જયજયકાર કરનાર ઘણા હતા પણ મારા શબ્દ પર વિશ્વાસ રાખી જેઓ ચીંથરેહાલ થઈ મૃત્યુને બારણે બેઠા છે એવા આ બંદીવાનો બંદી અવસ્થામાં પણ મારૂં સ્વાગત કરે એ કેટલું અદ્દભુત છે! ધન્ય છે મારૂં જીવિત!" એવો તેમના મનમાં વિચાર આવ્યો.

ખટલો શરૂ થયો. "બ્રિટિશ કોર્ટની મારા પર સત્તા નથી કેમ કે હું ફ્રેન્ચ નાગરિક છું," એમ કહી સાવરકરે કોર્ટમાં ચાલતા કામમાં ભાગ લેવા ના પાડી. કેસ ચલાવ્યાનું થોડું ફારસ કરી ન્યાયાધીશોએ જજમેન્ટ સુણાવ્યું:

"તમે તો ફાંસીને જ લાયક છો, પણ અમે તમને આજીવન કાળાપાણીની સજા કરીએ છીએ." શિક્ષાનો સ્વીકાર કરવા સાવરકર આસન પરથી ઉભા થયા અને માથું નમાવી ગંભીર સ્વરથી ઉચ્ચાર્યું: "બંદે માતરમ્" થોડી જ વારમાં બાકીના બીજા કેદીઓને પણ કઠોર સજાની પ્રસાદી વહેંચવામાં આવી. ન્યાયાધીશ ઉભા થયા. તુરત જ બધા આરોપીઓ પણ એકી સાથે ઉભા થયા અને ગગનભેદી સ્વર થયો: "સ્વાતંત્ર્યલક્ષ્મીકી જય!"

થોડા જ દિવસમાં ખૂનના કામમાં મદદ કરવાના આરોપસર સાવરકર ઉપર બીજી કલમ હેઠળ ખટલો શરૂ થયો. ફાંસીની સજા આપવાને સારૂ જ આ ખટલો શરૂ કર્યો હશે એમ બધાને લાગ્યું. પણ ન્યાયાધીશે ફરીથી એમને આજીવન કાળાપાણીની સજા આપી અને બન્ને સજાઓ ભેગી કરી ૫૦ વરસની સજા કરી. આટલી સજા કર્યા પછી ફાંસીની સજા કરવાની ન્યાયાધીશને જરૂર લાગી નહિ. આ બીજી શિક્ષા શાન્તિથી સાંભળી સાવરકર ઉભા થયા અને ગંભીર સ્વરે કહ્યું: "I am prepared to face ungrudgingly the extreme penalty of your laws in the belief that it is through suffering and sacrifice alone that our Beloved Motherland can march on to assured, if not a speedy, triumph." (હું માનું છું કે આપભોગ અને દુઃખ સહન કરીને જ અમારો પ્યારો ભારત દેશ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે એમ છે અને એથી તમારી આકરામાં આકરી સજા હું હસતે મ્હોડે શિર પર ચઢાવું છું.)

૧૯૧૦ના ડીસેમ્બરમાં આ સજાઓ થઇ. ૧૯૧૧ના માર્ચમાં જેલ સુપ્રિન્ટેન્ડન્ટે સાવરકરને કોટડી બ્હાર બોલાવી એમની આગળ કેદીનો પોશાક ધર્યો અને કહ્યું કે "હવે આ પહેરો. હેગ પરિષદનો નિર્ણય તમારી વિરૂદ્ધ થયો છે અને આજથી તમે બ્રિટિશ સરકારના કેદી છો. તમને ૫૦ વરસની કાળાપાણીની સજા કરવામાં આવી છે."

થોડા જ દિવસમાં સાવરકરને આંદામાન લઇ જવામાં આવ્યા. આંદામાનના કારાવાસના પ્રદીપ્ત જઠરાગ્નિમાં અત્યાર સુધીમાં અનેક હિંદી તરૂણો સ્વાહા થઇ ગયા છે, પણ આશ્ચર્યની વાત એ બની છે કે સાવરકર આ જઠરાગ્નિને સ્વાહા કરી બહાર આવ્યા છે.* તેમની સાથે તેમના ભાઇ ગણેશપંત અંદર ગયેલા તે પણ બહાર આવ્યા છે. કારાવાસમાં તેમને જે ભયંકર યાતનાઓ સહેવી પડી તેનું વર્ણન કોઇ ભવિષ્યનો ઇતિહાસકાર અથવા તેઓ જાતે લખશે. જેલમાં પણ તેમનું જીવનકાર્ય અટક્યું નહિ. આંદામાનના જેલ સુપ્રિન્ટેન્ડન્ટના રીપોર્ટ પ્રમાણે સાવરકરે પોતાના ૧૩ વર્ષના કારાવાસ દરમ્યાન ૧૦૦ માંથી ૭૩ અભણ

* જાનેવારી, ૧૯૨૪.

કેદીઓને લખતાં વાંચતાં શીખવ્યું છે અને ભણેલા કેદીઓને સુશિક્ષિત બનાવ્યા છે. આંદામાનમાં હિંદુ કેદીઓને મુસલમાન બનાવવાના ખૂબ જ પ્રયત્નો થાય છે. સાવરકરના ત્યાં ગયા પછી આવા પ્રયત્નો લગભગ બંધ પડી ગયાં છે, પણ આ કાર્યમાં એક બે વખત તેમની અને તેમના ભાઈની જાન જોખમમાં આવી પડેલી. ગણેશપંતને એક મુસલમાને જખ્મી કર્યા હતા તે આજ કામમાં. રત્નાગિરિ જેલમાં એક સિંધી મુસલમાને આજ કારણસર તેમનું (સાવરકરનું) ખૂન કરવાની ધમકી આપી હતી. જેલની અંદર દેશની ઉન્નતિને માટે તેમણે શું શું કર્યું અને તેમણે શાં શાં દુઃખો વેઠયાં ? એનો ઇતિહાસ કોઈ ભવિષ્યનો ઇતિહાસકાર લખશે. પણ આજે તો આપણે આ મહાન દેશભક્તને ચરણે આ " ફુલ નહિ ને ફુલની પાંખડી " અર્પી વિરમીશું. પ્રભુ તેમને દીર્ઘાયુ કરે એ જ પ્રાર્થના. વન્દે માતરમ્

રામચંદ્ર બળવંત આઠવલે

# 'ગુરૂ ગોવિંદસિંહ'નો પરિચય*

સદ્‌ગત સાક્ષર કાન્તે સાહિત્યની અનેક પ્રકારની સેવા કરી છે. તેમનાં કાવ્યોથી અને તેમણે શરૂ કરેલી ખંડકાવ્યોની છન્દરીતિથી તેમનું નામ સાહિત્યમાં ચિરસ્મરણીય રહેશે. ગુજરાતીમાં સંવાદસાહિત્યમાં પણ તેમણે જ પહેલ કરી છે. તેમનો 'શિક્ષણનો ઇતિહાસ' અને ધર્મ અને સમવિષયક કેટલુંક સાહિત્ય આપણા ગંભીર વિચારાત્મક સાહિત્યનો મહત્ત્વનો અંશ રહેશે. કેટલાક અંગ્રેજી ગ્રન્થોનાં તેમનાં ભાષાન્તરો એ પ્રકારના સાહિત્યમાં હાલ વિશિષ્ટ સ્થાન ભોગવે છે. તેમના પત્રોને ગુજરાતે સાહિત્યનું સ્થાન આપી તે વાંચવા ઉત્સુકતા બતાવી છે. તેમની અધૂરી નવલકથાએ સાહિત્યના ઘણા જિજ્ઞાસુઓને આકર્ષ્યા છે. તેમનાં નાટકો જે હવે પ્રસિદ્ધ થાય છે તે તેમની સર્વતોમુખી સાહિત્યપ્રવૃત્તિનો એવો જ રસિક પ્રદેશ છે.

ગુજરાતીમાં નાટકસાહિત્ય તેમના પહેલાં પણ લખાએલું છે. વળી આ નાટકો તેમના સાહિત્યજીવનની પશ્ચિમ વયનાં ફલો છે. પણ રસિક વાંચનારને આમાં પણ કેટલાક વિશેષ ગુણો દેખાયા વિના રહેશે નહિ. અને જેમ દરેક કૃતિ કર્તાની વધારે નજીક આપણને લઈ જાય છે તેમ આ નાટકો પણ કાન્તના ચિન્તનના નવા જ પ્રદેશો આપણી આંખ આગળ ખુલ્લા કરે છે.

સદ્‌ગત મણિશંકર રત્નજી ભટ્ટનું જીવન એક રીતે આપણને એકલું પડી ગએલું લાગે છે. તેમનાં કાવ્યો અને કેટલાક લેખો સામાન્ય રીતે તેમનું જીવન એકાંતમય અને સમાજથી અલગ કેવળ ચિન્તનમાં પસાર થતું હોય તેવી પ્રતીતિ કરાવે છે. પણ જનસમાજના સામાન્ય જીવનથી કે સમાજ ઉપર અસર કરતી મોટી હીલચાલોથી તેઓ કદી એવા અલગ રહ્યા નથી. પ્રજાશરીરમાં કવિ હૃદયનું કામ કરે છે એ તેમનું વાક્ય તેમને પોતાને બરાબર લાગુ પડે છે. તેમનું હૃદય એટલું અનુકંપાશીલ હતું કે પ્રજાના મહાન ક્ષોભથી તેના બધા તારો ઝણઝણી ઊઠતા. અને એ અનુકંપાથી જ તેઓ પ્રજાના હૃદયની સપાટી નીચેના પ્રવાહો અવ્યવહિત રીતે જાણી શકતા. આપણા પ્રજાજીવનના પ્રશ્નો વિચારકોને બુદ્ધિથી કે ઘણે અનુભવે ખરા સ્વરૂપમાં પ્રતીત થયા તે તેમની પ્રતિભા સામે ઉપસ્થિત થયા હતા. આપણા પ્રજાત્વની ખરી નિર્બળતાનું કારણ હિન્દુ મુસલમાનોનો ભેદ છે અને એ ભેદનું રહસ્ય જાણવાને તેમણે ઘણાં વરસ પહેલાં પણ પ્રયત્ન કરેલો જે પ્રયત્નનું ફલ " સમરસિંહ અને ચંદ બારોટ," એ સંવાદરૂપે તેમણે રજુ કરેલું છે. 'ગુરૂ ગોવિન્દસિંહ'ના નાટકમાં એ પ્રશ્નની વધારે સ્ફુટરૂપે, બન્ને ધર્મોની પર્યાલોચનારૂપે અને બન્નેમાં કેઇ દિશાએ સુધારા થવા આવશ્યક છે એ દૃષ્ટિએ ચર્ચા કરી છે.

* આ લેખ "સૌરાષ્ટ્ર" તરફથી હમણાં પ્રકટ થયેલ 'બે નાટકો'માં આમુખરૂપે પ્રસિદ્ધ થયો છે.

તેમનાં બન્ને નાટકો આ રીતે પ્રજાકીય પ્રશ્ન સંબંધી છે એમ કહી શકાય: 'રોમન સ્વરાજ' પ્રજાના સ્વરાજના અભિલાષને મૂર્ત કરે છે; 'ગુરુ ગોવિંદસિંહ' પ્રજાની આંતર નિર્બળતાનું નિદાન કરે છે અને તેના ઉપાયની ચર્ચા કરે છે. નાટકમાં વસ્તુની પસંદગીમાં જ નાટકની અર્ધી સફલતા આવી જાય છે. સ્વરાજના આદર્શને માટે તેમણે જૂની પ્રણાલિકા છોડી પરદેશના ઇતિહાસમાંથી વસ્તુ લીધું તો અહીં હિંદુમુસલમાન બન્ને તરફ સમભાવ રાખવા માટે મશહૂર કબીર અને નાનકની ગુરુપરંપરાના છેલ્લા ગુરુ ગોવિંદસિંહનું વૃત્તાન્ત તેમણે પસંદ કર્યું. ગુરુનો પ્રેમ, તેમનાં શૌર્ય, દેશવાત્સલ્ય, સ્વાતન્ત્ર્યપ્રીતિ, તેમના પર પડેલાં દુઃખો, અને ઔરંગઝેબ જેવો પ્રતિવીર, એ સર્વને લીધે વૃત્તાન્ત નાટકની વસ્તુ થવાને સ્વાભાવિક રીતે લાયક છે.

ઐતિહાસિક વસ્તુમાં લેખકે કેટલાએક ફેરફારો કર્યા છે. ધર્મના ચમત્કારો નાટકમાં બે ત્રણ જગાએ આવે છે પણ તે બાહ્ય ચમત્કારો જ છે અને નાટકના કાર્યપ્રવાહના નિયામક કે વિક્ષેપક થતા નથી. તે ઉપરાંત તેમાં અનોપકુંવરની આડકથા ભેળવેલી છે. સર્વ ફેરફારો વસ્તુના વિકાસ અને પાત્રોના વૈચિત્ર્ય અને ખીલવટને ઉપકારક થયા છે.

'રોમન સ્વરાજ' માં સ્વરાજ્યપ્રાપ્તિનો બનાવ એ જ મુખ્ય છે, તેથી જ નાટકમાં કાર્યની એકતા —ઐકાગ્રતા આવે છે અને તે ધ્યાનમાં લેતાં નાટકમાં કોઇ નાયક કે નાયિકા નથી એમ કહી શકાય. 'ગુરુ ગોવિંદસિંહ' માં ગુરુ પોતે મુખ્ય પાત્ર છે, તેના પોતાના પરાક્રમોથી અને તેની આસપાસ બનતા બનાવોથી નાટકનું વસ્તુ વિકાસ પામે છે અને તેની એકતા સધાય છે. આમ થવામાં સૌથી મહત્ત્વનું ગુરુનું ચારિત્ર છે. પ્રથમ પરિચયે જ તે આપણા ઉપર પ્રબળ છાપ પાડે છે. નાટકની ઉપનાયકા કુમારી અનોપકુંવર પોતાનું સર્વસ્વ ગુરુને ચરણે મૂકી તેના પ્રેમની યાચના કરે છે.

અનોપકુંવરઃ

કેશી સંસારની ચીજો, જરાએ ભાવતી નથી;
આપના દિલમાં તોયે કાં દયા આવતી નથી?

સરલ વહેતા આ અનુષ્ટુપની દીન ભાષા પણ સાંભળનારના મનમાં ધીમે રહી સરી જાય તેવી છે. પણ ગુરુના પુણ્યપ્રકોપથી પ્રજ્વલતા આત્મા ઉપર તેને સ્થાન મળી શકતું નથી. સંસ્કૃત નાટકોના ધીર (!) લલિત નાયકોની પેઠે તે દાક્ષિણ્ય બતાવવા લોભાતો નથી, કે હાલના ઘણાખરા સાહિત્યના નાયકોની પેઠે તે નીતિ અને પ્રેમના દ્વંદ્વના કોયડા ઉકેલવા બેસતો નથી કે શરીરનો પ્રેમ અને આત્મિક શુદ્ધ પ્રેમના વિવેકની આત્મવંચના કરતો નથી પણ ખરા વીરને છાજે તેની ભાષામાં કહી દે છે.

ગુરુઃ

" અત્યારે આ ઘડીએ દુષ્ટ ઔરંગઝેબ તમામ ગુરુઓનું અને દેશનું ખૂન કરી રહ્યો છે. એ સ્ત્રી, હું તારો પ્રશ્ન તને જ પૂછું છું કે તને કોઈની દયા છે? કે માત્ર પશુ થતાં જ આવડે છે?"

અને આ ધૈર્ય કોઇ કઠોર કે લાગણી વિનાના અંતઃકરણનું નથી. એ જ અનોપકુંવર ઉપર તે અત્યંત કૃપા કરી તેને શીખ સંઘમાં લે છે અને ખરા ચાહનાર સાથે પરણાવે છે. સ્ત્રી જાતિ તરફ તેને અત્યંત માન અને માર્દવ છે. મોગલો સ્ત્રીઓ ઉપર અનેક જુલમો કરતા હતા ત્યારે તે સ્ત્રીઓને કેદ કરવાની મના કરે છે અને પકડેલાને તેની જગાએ પહોંચાડવાનો અને તેના નિર્વાહનો બંદોબસ્ત કરે છે. ઉદાત્ત ઉદારતા, બહાદુરી અને ન્યાયબુદ્ધિથી તે કેદ પકડાયેલા અફઘાનને છૂટો કરી ધર્મથી તેની સાથે સમશેરબાજી ખેલે છે. દુઃખ સહન કરવામાં તે એટલું જ ધૈર્ય બતાવે છે. અને તે સર્વ ઉપરાંત તેનું ખરૂં શૌર્ય એ છે કે ધર્માંધ મમત્વ છોડી દઇ જ્યાંથી મળે છે ત્યાંથી તે સત્ય સ્વીકારે છે.

આ દાનવીરતા, યુદ્ધવીરતા, ધર્મવીરતાની પછવાડે ઊંડું આત્મમંથન, આત્મપરીક્ષણ અને આત્મચિંતન રહેલું છે. પિતાના ખૂનનું વેર લેવા તેનો સમસ્ત જીવ પોકારી રહે છે ત્યારે બીજી બાજુ પોતાને પ્રભુનો સાક્ષાત્કાર થયો નથી તે તેને સાલે છે. મુકાંશાહને પણ તે એ જ પ્રશ્ન કરે છે. આ ખોજને લીધે તેનું આત્મપરીક્ષણ સૂક્ષ્મ અને સતત બન્યું છે. દ્વંદ્વમાં અફઘાન મરાયા પછી, તેની સ્ત્રીના નિર્વાહનો બંદોબસ્ત કર્યાથી તે પોતે સંતોષ પામી, તે પછી પણ ગુરુ વિચાર કરે છે—

"......અફસોસ! ગોવિંદસિંઘ! તું ગુરૂની પદવી ઉપર છે, પણ એ પદવીને પચાવી ક્ષમા અને શાન્તિ હજી નું શીખ્યો

નથી. ભાઈ, મારો ભયંકર અહંકાર મારી આગળ સ્પષ્ટ કરી તેં પણ મને એક સાચો પાઠ ભણાવ્યો ! ખરે શબ્દને જ હજી હું બરાબર સમજતો નથી. ઓ પ્રભુ !..."

ગુરુનું ચિંતન પણ એટલું જ ઊંડું છે. તેને પોતાના ધર્મ ઉપર અટલ શ્રદ્ધા છે પણ તે અંધશ્રદ્ધા નથી. સત્ય જોવાને તે નિરંતર પ્રાર્થના કરે છે. એ સત્યની ઝાંખી તેને પીર મુલ્લાંશાહથી થાય છે ત્યારે તે મોટામાં મોટો ત્યાગ, પિતાનું વેર લેવાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરે છે અને એ રીતે પોતાના ઊંડામાં ઊંડા અભિમાનનો ત્યાગ કરે છે. અને પછી એ પીરના નવા દશ આદેશો ગ્રન્થસાહેબમાં ઉમેરે છે. વાતચીત માત્ર પીર અને ગુરુ બે પાત્રો વચ્ચે જ ચાલે છે પણ વિચારની વિશદતા અને ગંભીરતા અને તેને અનુરૂપ ભાષાની પ્રૌઢિ બતાવવા નીચે થોડાં વાક્યો જ ઉતારીએ છીએ.

પીરઃ

"પ્રથમ તો બચ્ચા એમ લખ કે પ્રભુ એક છે, હિન્દુઓ જેને ઈશ્વર કહે છે અને ઈસ્લામ જેને અલ્લાહ કહે છે તે એક જ છે. હિન્દુ અને મુસલમાન તેનાં સંતાન છે."

ગુરુઃ

"લખ્યું, હઝરત."

પીરઃ

"બીજું એમ લખ કે હિન્દુએ મુસલમાની ધર્મનો દ્વેષ ન કરવો અને મુસલમાને હિન્દુ ધર્મનો. દ્વેષ દુષ્ટતાનો કરવો. ધર્મનો નહિ."

ગુરુઃ

"લખ્યું, હઝરત."

પીરઃ

"ત્રીજું એમ લખ કે હિન્દ દેશ હિન્દુ અને મુસલમાન બંનેનો છે. દેશની અવદશા થશે તો આલમનો ન્યાયાધીશ બંનેની પાસેથી જવાબ માગશે. માટે દેશની સેવામાં બંનેએ એકત્ર થવું."

વગેરે વગેરે.

ગુરુની ઇશ્વરસાક્ષાત્કારની ઝંખના અને સત્ય સ્વીકારવાની ઉદારતા કાન્તના પોતાના જીવનમાંથી સીધાં ઉતરી આવ્યાં લાગે છે. આ નાટકમાં ઇશ્વર અને ધર્મ અને એને લગતા કેટલાક બીજા વિચારો આવે છે તે પણ કાન્તના છેલ્લી અવસ્થાના નિર્ણયો છે.

"બધી માણસ જાત પ્રભુનાં ફરજંદ છે. જેઓ ભૂલેલા છે તેઓ દયાપાત્ર છે." એમાં ભાષા છટા અને વિચાર સર્વ કાન્તનાં જ છે. "તમામ મુસલમાન કોમની સામે દ્વેષ શીખવવામાં તેં ભયંકર ભૂલ કીધી છે અને તારી આંખ ઉઘાડવાને તારા પર મોટી આફતો ઉતરતી જાય છે" એ ઇશ્વરની યોજના ઉપરની શ્રદ્ધા કાન્તની પોતાની જ છે. હિન્દુ અને મુસલમાન બન્ને ધર્મો ઉપર તેમણે ટીકા કરી છે. એ ધર્મ-મમત્વમાં પડેલાને કેટલે અંશે ગ્રાહ્ય થાય એ પ્રશ્ન જ રહેશે પણ કહેવું જોઈએ કે એ ટીકા નિષ્પક્ષપાતપણે થએલી છે અને તેમાં કાન્તે પોતાના ધર્મચિંતનનું ફળ પણ આપેલું છે. ઔરંગઝેબના મુખમાં મૂકેલાં વાક્યો "એ કાફરો એટલા બેવકુફ છે કે એ રીતે ઝબરદસ્તીથી મુસલમાન કરાયેલા પોતાના ભાઈઓનો પણ ત્યાગ કરશે અને એવી દુષ્ટતા અને હૃદયહીનતા જોશે ત્યારે એ નવા બનેલા મુસલમાનો આપણા દીન તરફ વળી જશે. દુનિયા તમામ બેવકુફીનો અચ્છો ભંડાર છે. પણ આ કાફર હિન્દુઓની બેવકુફીથી તો તોબાહ !" હિન્દુ ધર્મને બરાબર લાગુ પડે છે. ઇસ્લામની કેટલીક માન્યતા વીશે પીર પોતે કહે છે કે 'કયામતનો દિવસ દૂર છે, અને તે દિવસે માણસ પોતાના જુના શરીર સાથે કબરમાંથી ઉઠે છે એ ભૂલભરેલી સમજ છે અને મરેલી વસ્તુઓથી પૃથ્વીને રોકવી એ મિથ્યાભિમાનનું કાર્ય છે. સડતા નિરૂપયોગ દેહને અગ્નિદાહ જ ઉચિત છે. તમારા લોકોમાં એ રિવાજ ઉત્તમ છે.' અને છેવટે બન્ને ધર્મોને માટે કહે છેઃ—

"બહારની તમામ ક્રિયાઓ ધર્મનાં માત્ર આચ્છાદન છે. ધર્મનું જીવન સત્કર્મમાં છે...સારા ધર્મમાં હિન્દુ અને મુસલમાનનો ભેદ રહેશે નહીં. માત્ર સારા અને ખરાબનો રહેશે...ભેદ જવાથી વર્ણસંકર નહીં; પણ વર્ણસમુચ્ચય અને વર્ણવિશોધન થશે: માણસ જાતની ચામડીના રંગ જૂજવા રહેશે. પણ પ્રાણનો રંગ કોઇક દિવસ એક—ધવલ—નિર્મળ થશે. સત્યયુગ ફરી આવશે." "દુનિયાના પહાડોમાં જે હિમાલયનું સ્થાન છે, તે પ્રજાઓની પંક્તિમાં હિન્દનું થવું જોઈએ" એ કાન્તની મહાન અભિલાષા છે. પણ દેશાભિમાનની પાર જઈ તેઓ જોઈ શકે છેઃ "માણસો સ્વદેશી માત્ર રહેશે ત્યાં સુધી ટંટાફિસાદ અને લડાઈઓ રહેશે, સર્વદેશી થશે ત્યારે જ શાન્તિનું સામ્રાજ્ય સ્થપાશે."

નાટકનું કાર્ય સ્વાભાવિક વેગથી વિકાસ પામે છે અને તે સાથે સાથે તેનું પ્રયોજન સિદ્ધ થતું જાય છે.

દરેક પાત્ર મુખ્ય પાત્રનાં ચારિત્રની રેખાઓ વધારે સ્પષ્ટ કરી આપે છે, અને પોતાના રંગોથી સમસ્ત ચિત્ર વિવિધરંગી કરે છે. નાટકનાં પદ્યમાં કાવ્ય કરતાં સંગીત ઉપર વધારે લક્ષ્ય અપાય એ સ્વાભાવિક છે પણ કાવ્યમાં પણ કાન્તની પ્રતિભા આપણને દેખાયા વિના રહેતી નથી. " અંતરની શ્રુતિ ખોલો હો તાતજી" એ પ્રસિદ્ધ પ્રાર્થના ગુરૂ ગોવિંદના મુખની છે. ટૂંકાં કાવ્યોમાં કાન્તની વાણીના મીઠાશ, લક્ષવેધિત્વ, યમકના ચમત્કાર વગેરે ગુણો જોવાય છે. થોડા દાખલા લઈએ:

આકાશને અજવાળતી જોતો અજબ હૈં રોશની
અંતર ગહનમાં આવતી ચાલી હવા સંતોષની.

× × ×

હું તો હતી ગાંડી અને ઉન્મત્ત શી સંસારમાં;
ક્યાં યે પડેલી હોત આજે દુષ્ટ ઊંડા ગારમાં.
વ્હાલા ! તમે આણી દયા, મુજ દુષ્ટતા પૂરી હતી;
ઉધ્ધારી લીધી સ્નેહથી લોકે રતિ ન કરી છતી !

× × ×

છો લાખવાર દયાળુ દેવ મનુષ્ય ક્રુંદનને કસે;
છો સાત લાખ-સવાર રક્ત સમુદ્રમાં સામે ધસે;
ત્હોયે નહીં ડરશો; પડી સહુ ગર્તમાં નીચે જશે.
સ્વામી સમર્થ સખા સદા રાજાધિરાજ વિરાજશે.

છેલી ઉક્તિ ખરેખર કોઇ સિંહની જ છે.

કાન્ત ગુજરાતમાં એક અપ્રતિમ વક્તા ગણાતા. એમની એ શક્તિ કાવ્યમાં કે નિબંધસાહિત્યમાં પ્રકટ થઈ શકે એવી નહોતી. એ શક્તિને ખરેખરો અવકાશ નાટકોમાં જ મળેલો છે. તેમાં પણ ખાસ કરીને ગુરૂ-ગોવિન્દસિંહનું પાત્ર સ્વભાવસામ્યથી અને સમભાવથી તેમના વક્તૃત્વને માટે ઘણું જ અનુરૂપ નીવડ્યું છે. કાન્તનાં ભાષણો સાંભળવાનો જેમને પ્રસંગ મળ્યો હશે તેમને તો ગુરૂની ઉક્તિઓમાં તેમનો રણકાર પણ સંભળાશે.

આ નાટક જો કે કાન્તની સર્વ કૃતિઓમાં શ્રેષ્ઠ નહિ ગણી શકાય પણ તેમાં કાન્તની ઉત્કૃષ્ટતાના સર્વ ગુણો છે અને તે ઉપરાંત એવાં કેટલાંક લક્ષણો છે જે તેમની અન્યકૃતિઓમાં એટલાં સ્ફુટ નહિ દેખાય. આપણા ભજવી શકાય તેવા અલ્પ નાટકસાહિત્યમાં આ નાટકનું સ્થાન મહત્ત્વનું છે તેમાં તો કશો સંદેહ નથી.

રામનારાયણ વિશ્વનાથ પાઠક

# શક્તિની સાધના

જે ભાવો અને વસ્તુઓ માણસને ખાસ ગમે છે તેનું અનાદિકાળથી જુદે જુદે સ્વરૂપે પૂજન થતું આવ્યું છે. મનુષ્યજાતને લડાઈ અને શૂરાતન હમેશાં ગમ્યાં છે તેથી વેદમાં, બાઇબલમાં ને કુરાનમાં તેના જુદી જુદી રીતે ગુણ ગવાયા છે. રામાયણ અને મહાભારતમાં, ઈલીઅડ અને ઓડેસીમાં પણ ભયંકર યુદ્ધનાં અને શત્રુઓના નિર્દય સંહારનાં ઘણાં આબેહુબ ચિત્રો આપવામાં આવ્યાં છે. તેમાં ધર્મ અને નીતિનાં રહસ્ય પણ ગુંથેલાં છે; છતાં કેવળ સત્તા અને શક્તિનું ગૌરવ વધારવાનો અને પછીના જમાનાના નરવીરોને પાણી ચડાવવાનો આશય ચોખ્ખો દેખાય છે.

આટલેથીયે માણસને સંતોષ નથી વળ્યો. તેથી શરીરની અને મનની; હૃદયની અને આત્માની, કુદરતની અને સમાજની નકરી શક્તિઓનું પણ પૂજન થયું છે. પ્રાચીન કાળથી પૂર્વમાં તેમજ પશ્ચિમમાં સૂર્ય ને ચન્દ્રનો, વીજળી ને વાદળની, સમુદ્ર ને નક્ષત્રની પૂજા થએલી છે. લક્ષ્મી, સરસ્વતી અને કાળીના પૂજનમાં ધન, વિદ્યા અને સંહારની શક્તિઓનું જ ગૌરવ ગવાયું છે. અને જો આપણે પ્રાચીન પુસ્તકોનાં અસંખ્ય કલ્પિત પાત્રોનું રહસ્ય તપાસીએ તો તે દરેકમાં કોઇ ને કોઇ શક્તિની સ્તુતિ કે નિંદા જોવામાં આવશે.

શક્તિપૂજાનો કેટલેક ઠેકાણે અનર્થ પણ થયો છે. કોઈકોઇ શક્તિઓનું સ્વાભાવિક રીતે સ્ત્રી કે પુરૂષનું સ્વરૂપ કલ્પવામાં આવ્યું છે તેમ સ્ત્રીપુરૂષના સંબંધની ઉન્નત અને વિશ્વવ્યાપી ભાવના રચવા માટે તેમની વિશેષ શક્તિઓની પૂજા થઇ છે. પણ ધીમે ધીમે મૂળ

હેતુ વિસારે પડયા અને જો કે આજે સર જોન વૂડરોફ જેવા કોઇ વિદ્વાનો બંગાળમાં પ્રચલિત થયેલી શક્તિપૂજાની મલીન વિધિઓનાં સૂક્ષ્મ રહસ્ય સમજાવે છે તો પણ ઘણાખરા લોકો તેમાં જ પ્રજાની નબળાઇ અને અનીતિનાં મૂળ જુએ છે.

આમ બંગાળમાં રૂઢ થયેલી શક્તિપૂજા વિષે ભલે મતભેદ રહે. પણ તેથી તેના સનાતન રહસ્ય વિષે કંઇ શંકા રહેતી નથી. આપણે એ પણ કબુલ કરવું જોઇએ કે આ જમાનામાં દુર્ગાની પૂજા કરનાર પ્રાંતમાંથી જ અનેકવિધ અમૂલ્ય શક્તિઓ કેળવવાનો સંદેશ આપણને મળ્યો છે. રાજા રામમોહનરાય અને કેશવચંદ્ર સેને પશ્ચિમના ઉત્તમ સંસ્કારોનો અને ધર્મભક્તિના નવા સ્વરૂપનો પ્રૌઢ વાણિથી બોધ આપ્યો. પણ કદાચ નૂતન બંગાળની ખરી સાધના બંકિમચંદ્ર ચેટરજીના આનંદમઠથી અને દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ પરમહંસની તપસ્યાથી શરૂ થઇ. પરમહંસ કાળી દેવીના પરમ ભક્ત હતા તેમ પરમ વેદાંતી અને સર્વ ધર્મના ઉપાસક પણ હતા. તેમની જ પ્રેરણાથી સ્વામી વિવેકાનંદે અને તેમના શિષ્યોએ આત્માની અનંત શક્તિનો દેશપરદેશમાં ઉચ્ચ સ્વરે જયઘોષ કર્યો. બંગભંગના જમાનામાં બંગાળ આગળ વધ્યું અને શ્રીયુત અરવિંદ ઘોષ વગેરે અગ્રેસરોએ તેમજ અનેક યુવકરત્નોએ શરીરની અને શસ્ત્રની, બુદ્ધિ અને કલાની શક્તિના ગુણ દીપાવ્યા. આમ ત્યાં શક્તિપૂજાનું નવું શાસ્ત્ર અને સાહિત્ય જામ્યું છે અને તેની પ્રબળ પ્રેરણાથી જ, થોડા વારાફેરા છતાં પણ બંગાળ આપણા સમગ્ર રાષ્ટ્રીય જીવનમાં એકંદર અગ્રસ્થાને રહ્યું છે.

આમ બંગાળે સા શક્તિઓની પૂજા આદરી છે. આપણી સ્થિતિ અને યુગ જોતાં એની જ ખાસ જરૂર છે. આપણામાં ધર્મ ને નીતિના સારા સંસ્કાર છે છતાં કર્મમાં ઘણા જ વિકાર માલમ પડે છે. આપણામાંથી તીક્ષ્ણ બુદ્ધિનાં અને સર્વગ્રાહી વિચારનાં મૂળ નાબૂદ થયાં નથી છતાં તેના પર અસંખ્ય રૂઢિઓના વહેમના ઢગ જામવાથી તે દબાઇ ને કચરાઇ ગયા છે. અને ધર્મમાં આપણે સૌના શિરોમણિ હોવાનો દાવો રાખીએ તો પણ વિદ્યા ને વિજ્ઞાનમાં તો આપણને કેટલાયે વખત સુધી પશ્ચિમના શિષ્ય બનવું પડશે એ તો દેખીતું છે.

એથી પણ વધારે સ્થૂળ પ્રદેશમાં આવીએ તો તો આપણી સ્થિતિ છેક જ નિર્બળ અને દીન માલમ પડે છે. આપણાં શરીર હાલહવાલ દશામાં છે. નથી આપણામાં સૈનિકની શક્તિ કે શસ્ત્રની સામગ્રીનું કલાવિજ્ઞાન. વેપારઉદ્યોગ પરદેશની હરીફાઇથી તુટયા છે. અને એ બધા કારણના પરિણામરૂપે આપણે પરાધીન દશા ભોગવીએ છીએ. એટલે રાજવહિવટ કરવાની કે રાજનીતિના મોટા પ્રયોગો આદરવાની આપણને તક ન મળે અને શક્તિ પણ ન ખીલે.

આવી સ્થિતિમાં માત્ર આત્માની કે બુદ્ધિની જ શક્તિ ખીલવવાથી વળે તેમ નથી. આપણને જેમ આત્મા છે તેમ શરીર પણ છે. તેથી શરીરથી તે આત્મા સુધીની સર્વે શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવો જ જોઈએ. પણ માણસ સૌ શક્તિઓ—ને તે પણ એકી વખતે ખીલવી ન શકે. તેથી જ પ્રાચીન શાસ્ત્રોએ વર્ણના અને આશ્રમના ભેદ કર્યા હશે. સૌ સર્વે શક્તિઓ બને તેટલી કેળવે પણ પોતપોતાના ખાસ સંસ્કાર પ્રમાણે તેઓ અમુક શક્તિઓ ખાસ કેળવે. તેમજ એના એ માણસ પણ બાળપણથી વૃદ્ધાવસ્થા સુધીમાં જુદા જુદા આશ્રમમાં અમુક અમુક શક્તિઓ ખાસ ખીલવે. દાખલા તરીકે બ્રાહ્મણો શરીરબળ કેળવે છતાં આત્મબળ અને બુદ્ધિબળ ખાસ મેળવે. તેમ ક્ષત્રિયો આત્મશક્તિ સંપાદન કરે છતાં શસ્ત્રબળ ખાસ જમાવે. અને વળી જેઓ ગૃહસ્થાશ્રમમાં રાજપાટ ભોગવે અને ચોપાસ દિગ્વિજય કરે તેઓ જ વાનપ્રસ્થમાં કેવળ આત્મચિંતનમાં અને ધર્મકાર્યમાં જ લીન થાય. આમ પ્રાચીન પ્રણાલિકા ચાલી ત્યાં સુધી સર્વેની વિશેષ શક્તિઓનો પૂરો વિકાસ થતો અને રાજ્ય તથા સમાજના નિભાવ માટે જરૂરતી સર્વે શક્તિઓ ખીલી રહેતી.

પણ મધ્યકાળમાં જૈન અને વૈષ્ણવ ધર્મનો અતિશય પ્રચાર થવાથી તેમ બીજાં અનેક ઐતિહાસિક કારણોથી આ વ્યવસ્થા તુટી ગઇ. તેથી વ્યક્તિજીવન નિર્બળ થઇ ગયું અને સારો સમાજ અવ્યવસ્થા અને ગુલામીને શરણે ગયો. પણ જો ફરીથી આપણે આગળ વધવું હોય તો એકાગ્રપણે શક્તિદેવીની આરાધના કરવી જ જોઇશે.

એ માર્ગમાં પણ અપરંપાર મુશ્કેલીઓ દેખાય છે. છતાં તે માટે પ્રાચીન સંસ્કૃતિ અને અર્વાચીન વિજ્ઞાન

એક જ પ્રેરણા આપે છે કે વધારે એકાગ્રપણે અને વધારે ઉત્કટ દિલથી શક્તિની આરાધના કરો. આપણે જાણીએ છીએ કે પ્રાચીન કાળમાં મોટા વીરોને કંઇ મોટી આફત આવી પડતી ત્યારે તે વિદારવાને તેઓ વરસો સુધી ભયંકર તપ આદરતા હતા. કૌરવોની પ્રચંડ સેનાને હરાવવાને અર્જુનને વિશેષ સિદ્ધિ ને શક્તિ જોઇતી હતી ત્યારે તેણે ખાસ સાધના કરી હતી. ઋષિઓને કંઇ મોટી આફત આવતી ત્યારે વરસો સુધી નૈમિષારણ્યમાં તપ કરતા. આજની વિકટ સ્થિતિમાંથી ઉગરવાને માટે આપણે પણ ગંભીર સાધના કરવી જ જોઇએ.*

પણ આજનો જમાનો જુદો છે તેથી આજે તપ —સાધના પણ જુદી રીતે જ કરવાં પડશે. તે માટે સૌને એકાંતમાં બેસીને યોગ સાધવાની કે કુસ્તી શીખીને મલ્લ બનવાની પણ જરૂર નથી. માત્ર આપણે જુનાં રૂઢિ-રિવાજોને છોડી દઇને તેના સારને ગ્રહણ કરવાનો છે અને પ્રજાશરીરના અંગેઅંગને ને તેની દરેકેદરેક શક્તિને પૂરેપૂરી ખીલવવાની છે.

ઉપર ઉપરથી તો આ ટાયલા જેવું લાગે છે. છતાં આપણું એ દુર્ભાગ્ય છે કે આ ધોરી માર્ગે આપણે ઇરાદાપૂર્વક થોડી જ વાર ચાલીએ છીએ અને પાછા કંઇ ગલીકુંચીમાં અટવાઇ જઇએ છીએ ને કેટલીએ વાર સુધી તેના ચક્રાવામાં ફર્યાં કરીએ છીએ. ૧૯૦૫–ની જાગૃતિ પછી થોડા વખત સુધી શક્તિપૂજાનો બંગાળનો સંદેશ દેશમાં જાગ્યો. પણ બંગાળીઓમાં ભાવ ને કલ્પનાનું ઘેન વિશેષ હતું તેથી તે પેગામની અસર પણ લાંબી વાર રહી નહિ. વળી પાછો દેશ કાયદેસર ચળવળના—કલમ અને જીભ ચલાવવાના કામમાં પડી ગયો. આથી જે કામ થયું તેનો દોષ નથી કાઢવાનો પણ તે અતિશય અધુરૂં અને એકતરફી હતું તેની કોણ ના કહેશે ?

સન ૧૯૧૯થી મહાત્મા ગાંધીજીનો યુગ બેઠો છે. તેમણે અત્યંજો અને ગરીબો, પાપીઓ અને પતિતો તરફ ધ્યાન ખેંચીને દેશના હૃદયને ખુબ ખીલવ્યું અને પાવન કર્યું છે. તેમણે રાજકીય લડતને માટે પણ આત્માની—અર્થાત્ હૃદયની પ્રેમ ને ત્યાગની શક્તિ પર આધાર રાખ્યો છે. જીવનના સર્વે સવાલોનો આ રીતે જ ઉકેલ કરવાથી તેમણે દેશની હૃદયવિશુદ્ધિ ઘણી જ કરી છે એ તો નિર્વિવાદ છે. પણ શાંતિથી વિચાર કરતાં એ પણ માલમ પડે છે કે માણસની એક જ—કેવળ હૃદયની જ શક્તિથી સારા જીવનને ભરી નાંખવાની તેમની મુરાદથી શરીર અને બુદ્ધિની, તેમજ વહેવાર અને વહીવટના બીજી શક્તિઓ તરફ સ્વાભાવિક રીતે દુર્લક્ષ થયું છે. ગાંધીજી સારામાં સારા જૈન કે વૈષ્ણવ સંતની ઝાંખી કરાવે છે. પણ જેમ જુના તેમજ આ જમાનામાં એવા મહાપુરુષના પ્રતાપે એક જ શક્તિ ઉપર એકાગ્રતા થવાથી કંઇક નુકસાન પણ થાય એ સ્વાભાવિક છે.

ગાંધીજીએ વૃથા વાતો અને લખાણોનો યુગ સમાપ્ત કરીને હૃદયશુદ્ધિનો અને પ્રેમધર્મનો પંથ દાખવ્યો છે. તેનાં ઉત્તમ તત્ત્વો સદાકાલને માટે ઉપયોગી રહેશે એમાં કંઈ શક નથી. પણ હવે તેની અવધિ આવી છે અને પ્રજાને ફરીથી પોતાની સર્વે શક્તિઓ ખીલવ-વાના ધોરી માર્ગ પર પાછા ફરવાની જરૂર છે.

લગભગ ૧૯ વરસ પર બંગભંગથી અને પાંચ વરસ પર કાળા કાયદાથી આપણે જાગૃત થયા હતા તેમ આજે વાઇસરોયના ચમત્કારિક ફરમાનથી અને બંગાળની પકડાપકડીથી સચેત થયા છીએ. સૌ વિચાર કરે છે કે હવે શું કરવું ? કેવળ ભાષણો અને ઠરાવોનો રસ્તો આપણે છોડયો છે તે હવે ફરીથી લઈ શકાય એમ નથી. ગાંધીજી તેમની દૃષ્ટિથી સવિનય ભંગ કરવાની પણ સલાહ નથી આપતા. તેઓ માત્ર રચનાત્મક કાર્ય કરીને દેશને ધીમે ધીમે તૈયાર કરવાની સલાહ આપે છે તે તેજવૃત્તિના યુવક વર્ગને રૂચતી નથી. ત્યારે કરવું શું ?

ફરી પાછો આપણને એ જ ઉત્તર મળે છે કે તૈયાર થાઓ—કેવળ દયાધર્મનું ને સમાજસેવાનું "રચનાત્મક કામ" કરીને નહિ પણ પ્રજાનાં શરીરને ને સૈનિકવૃત્તિને, બુદ્ધિને તેમજ વિચારશક્તિને, કલાને તેમજ કલ્પનાને, વ્યવહાર તેમજ વેપારને—પ્રજાની સૌએ શક્તિઓને શાંતિથી ને સુપણીથી કેળવીને.

જુદા જુદા રોગને માટે જુદાં જુદાં ઓસડ જોઈએ. આજે આપણને અંતરના તેમજ બ્હારના અનેક રોગ લાગુ પડયા છે તેથી મહાત્માજીની પણ એકની એક જ જડીબુટ્ટી કામમાં નહિ આવે.

* આ જ વિચાર લગભગ દોઢ વરસ પર આ માસિકમાં રા. અંબાલાલ પુરાણીએ જુદી રીતે દર્શાવ્યો હતો.

આત્માને જાગ્રત કરવાને આપણે ધર્મનો અભ્યાસ કરીએ અને યોગચિંતન કરીએ. હૃદયને પવિત્ર કરવાને ગાંધીજીને પગલે ચાલીએ. આપણી ઠંડી પડી ગયેલી બુદ્ધિને સચેતન કરવાને અને જ્ઞાનથી સમૃદ્ધ કરવાને જુનાં અને નવાં જ્ઞાનવિજ્ઞાન સેવીએ. વેપાર-ઉદ્યોગ કેળવવાને પશ્ચિમમાંથી બને તેટલું શીખીને આપણી સ્થિતિ અનુસાર તેનો ઉપયોગ કરીએ અને આપણા નબળાપાંગળા શરીરને અસલ કસવાને માટે આપણે અખાડાઓ ઉઘાડવા જોઇએ, લાઠી ને સવારીના દાવ ખેલવા જ જોઇએ, અને સરકારી સૈન્યમાં કે ખાનગી ટુકડીઓમાં સીપાઇગીરીની તાલીમ લેવી જ જોઇએ.

સરકારે આજે પ્રચંડ પશુબળ આપણી સામે છોડી મુક્યું છે અને અદલ ચતુરાઇથી તે દાવ ખેલે છે. જેવો ઘા વાગ્યો છે તેવો જ ઉપાય યોજવો જોઈએ. જેવું નાણું મળે તેવું જ વળતર આપવું જોઇએ. સરકારે છેલ્લા પાસા ફેંકીને નવા જમાનામાં સ્ત્રીપુરૂષોને શરીર—શસ્ત્રની ને બુદ્ધિની—વ્યવસ્થાની શકિતનો અદલ પાઠ આપ્યો છે. તેથી હવે મહાત્માજી અહિંસાનો ઉપદેશ આપશે કે સૌ અંગ્રેસરો રેંટીઆની ત્રાક પર મહાસભાની ઇમારત રચશે તેથી કોઇનાં દિલ પલળવાનાં નથી. હવે તો એક જ માર્ગ પર ધીમે ધીમે મોડું કે વહેલું સૌનું મન એકાગ્ર થશે—સૌ શકિતના અભાવથી જ આપણે હાર્યા છીએ અને કચરાઇએ છીએ. માટે તે શકિતઓની જ સાધના કરીને સરકારને ચેતાવો ને હરાવો અને દુનિયામાં નામના કરો.

**उत्तिष्ठत परंतप।**

ઇન્દુલાલ યાજ્ઞિક

# બંગાળાનાં ચાર નરરત્નો

(૨)

### સર જગદીશચંદ્ર બોઝ

હવે લક્ષ્મીના મંદિરમાંથી નીકળી સરસ્વતી મંદિરમાં દાખલ થઇએ. સર જગદીશચંદ્ર બોઝનું નામ ગુજરાતમાં સુપ્રસિદ્ધ હશે જ. એમના ઇન્સ્ટીટયુટ માટે ભારે રકમ અપાઇ છે તે ગુર્જરવાસી તરફથી જ. ને તે બાબતમાં ગુજરાતે ખરી વણિકબુદ્ધિ વાપરી ગણાઇ હતી. પોતાનાં જીવનની કમાઇ જગદીશ બાબુએ આ સંસ્થામાં નાંખી છે. પોતાનું આલેશાન મકાન જ્યાં આવેલું છે તેની બાજુએ જ ને તેનાથી મળેલી આ સંસ્થા છે. દ્વાર આગળ જ મહાન વિજ્ઞાનપ્રયોગી અમને મળ્યા. ખુલ્લું માથું, વાંકડીઆ વાળ, જરાતરા શ્વેતવર્ણ ધારણ કરેલા, બાકી દાઢીમૂછ વિનાનું લખલખતું પણ ન્હાનકડું મ્હોં, ઉંડી લાંબી ગંભીર આંખ, કદ મધ્યમ, ફુડતાં ધોતીઆં, સીગારેટ પીતા ઉભા હતા. પોતાની તબીઅત ઠીક ન હતી છતાં પણ સંયુક્ત પ્રાંતના ડીરેકટરની ખાતર પોતે ફરવા તત્પર થયા. પહેલા તો એમના લેકચર હૉલમાં, જ્યાં પોતે વ્યાખ્યાન આપે છે ત્યાં, લઇ ગયા. મકાન તદ્દન ઇસ્લામના પ્રાદુર્ભાવ પહેલાંની બાંધણીનું છે. એટલે કમાનનો અભાવ ને દરવાજા કે ઘુમ્મટ આગળ સીધો ચોખટ જ મળવાનો. આ બાંધણીમાં મજબૂતી છે પણ જે હવાઇ નાજુકાટ મિહરાબવાળાં સ્થાનમાં હોય છે તે જણાતી નથી. વળી રોશની બ્હાર રાખવાની જાણે કોશીશ ન હોય એમ લાગે છે. વૈશાલ્યનો ખ્યાલ તો૦ છે. પણ તે સાથે દુનિયા સાથેનો સંબંધ ઓછો. દિવાલ ઉપર યક્ષ ને યક્ષિણી આકાશમાં એકમેક, બે વેલડીઓ વળગી હોય તેમ ઉડે છે. આ તસ્વીર ને આ બાંધણી સિવાય યૂરોપનાં આગળમાં આગળ પડતા વિશ્વવિદ્યાલયની વ્યાખ્યાનશાળાનું ભાન સચોટ થતું. પોતે ગુરૂચોકી ઉપર ચઢયા ને હાથની લટાર મારી કાંઇક મુખ ઠાવકું રાખી બોલ્યાઃ " Here I give my message to the world (આ સ્થાનેથી દુનિયાને હું મારો વિજ્ઞાની સંદેશો મોકલું છું )." ગુરૂનો દમામ, પ્રૌઢતા ને ઠસ્સો પૂરો હતો. " વિનીતતા "—જુના જમાનાનું ઝાંખરૂં—અહીં જણાતું નહિ. પછી બાજુના ઓરડામાં ફર્યા. કેસ્કોગ્રાફ—જેથી વનસ્પતિનું આહ્નિક સ્પંદન તસ્વીર વડે જાહેર થાય છે તે બતલાવ્યો. આ ખીલવણી રસાયણપ્રયોગથી ત્વરિત કે મંદાયમાન થાય છે ને તેથી વનસ્પતિમાં પણ નર્વઝ સીસ્ટમ છે, એ બધું પોતે પ્રકાશમાં આણ્યું છે. પોતે પોતાના કારખાનામાં લઇ ગયા જ્યાં આ બારીક સાંચા હાથ વતી બનાવાય છે. ગુરૂદેવ છાતી ઠોકી

બોલ્યા: "મારા હિંદી કારીગરો બારીકમાં બારીક કામ બહુ જ થોડા હથીઆરની મદદથી કરે છે; જુવો એમનું કામ ને એમના હાથની બારીકી." આ હિસ્સો ખરે જ અદ્દભુત હતો. પોતાનાં પ્રયોગ માટેનાં જરૂરી યન્ત્રો એકે એક અહીં જ બનાવવામાં આવતાં ને એ જાણીતું છે કે બોઝની શોધમાં એમના યંત્રની સંપૂર્ણતા આગળ પડતી ગણાય છે. અહીં પોતાના ભાણેજ પ્રોફેસર નાગને સોંપી પોતે પાછા ફર્યા. આ યુવક પહેલાં આગ્રાની કૉલેજમાં હતા. બનારસ યુનિવર્સિટીમાં લેવા માટે પ્રયત્ન થયેલો પણ પોતાના મામાની સંસ્થા તરફ તેમનું વલણ વિશેષ હોવાથી તેઓ તે તરફ ખેંચાયા. બોઝને છોકરાં નથી ને આ ભાણેજ ઉપર ભારે પક્ષપાત છે એમ કહેવાય છે. મકાન વિશાળ છે ને દરેક ઓરડામાં કાંઇ ને કાંઇ પ્રયોગો જારી હતા. પણ એક રીતે આવો ખ્યાલ આવતો કે આમાં જે કામ થતું તે બોઝ ઇન્સ્ટીટ્યુટની કીર્તિ માટે—જગદીશ બાબુના કામમાં પ્રોત્સાહન મળે તે માટે—થતું. સ્વતંત્ર પ્રયોગ જે બીજે જ ફાંટે ચાલે ને જુદી જ પ્રણાલિ પકડે તે જુજ જણાતું. કદાચ મ્હારી ભૂલ હોય. હું કાંઈ ફીઝિક્સનો વિલાસી નથી પણ વનસ્પતિશાસ્ત્ર શીખ્યો છું તેથી મ્હને આ કામમાં રસ બહુ પડયો. પણ એટલું તો લાગ્યું જ કે આ બધી મધુમક્ષિકા ગુંજારવ કરી રહી છે તે મધપુડાની મહારાણીને કાજ જ. આ પણ એક પ્રયોગપદ્ધતિ છે. જર્મનીમાં આ રીતે કામ કરવાનો સામાન્ય રિવાજ છે. ફ્રાંસ અને ઇંગ્લાંડમાં આથી જુદું જ. સામાન્ય રીતે ખ્યાલ કરતાં ગુરૂદેવ માટે માનની લાગણી આવ્યા વિના રહે નહિ. પોતાનું નામ સારી દુનિયામાં—બન્ને ગોળાર્ધમાં પ્રસરાવ્યું છે ને તે ગૂઢ વિષય ને વ્યાખ્યાનની છટાનાં મિશ્રણથી. બોલવામાં જે માધૂર્ય, સચોટતા ને આગ્રહ સમાયલાં છે તે પળે પળે જણાઇ આવતાં ને યૂરોપને ભૂલાવે એવું આ સ્થાન એક મનુષ્યના પ્રયાસથી ઉભું થયું છે. અદ્દભુત મધપુડો !

એમની એકેએક બાબતમાં કળાકૌશલ્ય જણાતું. કાંઇ પણ અણઘટતું કે અસ્થાને જણાતું નહિ. ધૂળની રજકણ નજરે નં આવતી. બધું સુઘડ ને સુસ્થાને. એ દેખાવમાં કાંઇક આડંબરનો ભાસ કદાચ આવે. ટીકાકાર ' ઢમ-ઢોલ, માંહે પોલ ' પણ બોલેલા. પણ એ તો ઇર્ષ્યાખોરની ટીકા (ને બંગાળની સંસ્કૃતિ વિસ્તૃતતામાં આ દોષની ખામી જણાતી નથી). " આ મ્હારૂં કર્તવ્ય છે, મ્હારી સંતતિ છે, જુવો ને તારીફ કરો " એમ કેટલાક ખટકતું બોલતા. મ્હને તો પ્રણાલિ જ જુદી લાગી. આ સરસ્વતીભવનનો આત્મા યૂરોપીય હતો ને તેથી ત્યાંના કેટલાક અંશ જણાઇ આવે તેમાં નવાઇ શું? લેબાસ હિંદીનો પહેરાવ્યો તેમાં શું ? અહીં સટરપટર કે શિથિલતા કે અસંબદ્ધપણું કે અનિયમિતપણું ન હતું. જગદીશ બાબુનો માર્ગ સરલ ન હતો. એમની સાથે ભદ્રલોક બંગાળની સહાનુભૂતિ કમ હતી. એમને જરા ભાઇબંધી કમ પસંદ હતી. બધું કાયદેસર, રીતસર. આ ત્યાંના લોકને કમ ગોઠતું. યૂરોપમાં પણ પોતાની ગણત્રી કરાવવામાં એમને વિઘ્ન નડેલાં. મીસીસ બેસંટે એમની પૂરી બાંહ્યધરી કરેલી. બાકી ઠીક યાદ આવે છે કે હું લંડનમાં જે પ્રોફેસર બ્લૅકર્મેનના હાથ નીચે ભણતો તેણે જ એમની વિરૂદ્ધ ચર્ચા કરેલી, એમની શોધને બાલિશ જાહેર કરવામાં પાછળ પડતું નહોતું મૂક્યું. આમાં ઇર્ષ્યાનો જ સમાવેશ હતો. પણ આખર પોતાને એફ. આર. એસ. થવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું. તે પહેલાં બંગાળ અધિકારીઓએ એમને નાઇટહુડનો ઇલકાબ આપ્યા હતો. પોતાનું સર્વસ્વ આમાં જ છે. પોતાને કોઇ સંતતિ નથી તેથી દત્તક પુત્ર લઇ તેના ઉપર ઘડપણની ઘેલછા ન કરતાં આ વિશ્વોપયોગી કામમાં પડયા છે એ કેટલું સારૂં ! ચોસઠ વર્ષની ઉમ્મર થઇ છે તો પણ જગદીશ બાબુ ટટણા છે. એમની કાર્કીર્દિથી હિંદુઓનું નામ ઉંચું આવ્યું છે, ચોપાસ ફેલાયું છે, વિશ્વમંદિરમાં સ્થાન મેળવવા પામ્યું છે. યૂરોપનો સાચો પાસ પૂરો લાગ્યો હોય તો પણ તેથી એમનો આશય બદલાયો નથી. એઓ યૂરોપની રીતથી એટલું જ સાબિત કરવા માગે છે કે સૌ ચીજની પૂંઠે એક બ્રહ્મ છે. આ તો ચેતનઅચેતન તેમનો આવિર્ભાવ છે. ને જડ કે ચૈતન્યમાં કાંઇ ફર્ક નથી—બધાંનાં અણું તે બ્રહ્મનિષ્ઠપણાની સામાન્ય ભાષામાં કહીએ તો ચૈતન્યમય છે, જીવતાં છે ને ઇશારાનો હોકારો પૂરે છે. લઢણ વિલાયતી પણ વસ્તુ મૂળ ઠેઠ હિંદુઓનું જ. આ પાશ્ચિમાત્યોને પૌર્વાત્ય સમષ્ટિ અનુકરણીય છે એ કદિ કદિ ભૂલાઇ જવાય છે.

## સર પ્રફુલ્લચંદ્ર રાય

જગદીશચંદ્રનું દ્વારિકાસ્થાન છોડી મ્હારા મિત્ર સમેત સુદામાવાસ તરફ હું ચાલ્યો. સાયન્સ કૉલેજ

પાસે જ આવેલી છે. પગથીઆં ચઢતાં ફરી ખ્યાલ આવ્યો કે સર આસુતોષના મોરલીનાદની ધૂનથી વશ થયેલ કુબેરની ફૂખવાળા તારકનાથ પાલિત અને રાશબિહારી ઘોષે પોતાના કોષ ખુલ્લા કરી મૂકયા અને વીડેનરની સખાવતની હરીફાઇ કરે એવી પા પા કરોડની રકમ હરેકે કાઢી આપી હતી. દરવાજાની આજુબાજુ બન્ને બાજુએ દ્વારપાળ સમ આ બન્ને નવી રોશની-વાળા બંગાળીની આરસમૂર્તિ બેઠી છે. તારકનાથ વિલાયતી લેબાસમાં છે. તેમની તબીઅત તદ્દન વિલાયતી ( બંગાળનો શબ્દ બિલાતફિરતા ) બીબામાં રેડાઇ હતી. તેમની વિદુષી પુત્રી ( હાલમાં મીસીસ લીલા દીપનારાયણ સિંહ ) મ્હને કહે છે કે તેનાથી બાપના ઘરમાં બંગાળી શબ્દ બોલાતો નહિ, બંગાળી લેબાસ પહેરાતો નહિ. મોટી ઉમ્મરની થઇ ત્યાં લગી ફ્રોકમાં ફરવું પડતું. પોતાની આકૃતિ કેઠ દેશી ને રંગ શ્યામળો એટલે આ પહેરવેશમાં અર્ધદગ્ધ ને તુટભ ડોળ ઇસાઇ જેવી લાગતી. એઓમાં મરતાં મરતાં એટલો સંસ્કૃતિનો ઝોકો આવ્યો કે ધોતીકુડતાં સિવાય બીજા પહેરવેશમાં આ બામદાદી સુધારક ન ફરતો. રાશબિહારી ઘોષની રહેણીકરણી દેશી હતી. કહેવાય છે કે યુરોપીય છાંટાપાણી સાથ દેશી વ્યસન પણ આ મહાન વિદ્યાવિલાસીને અજાણ્યાં ન હતાં. નિષ્પક્ષપાત આ બાબતમાં પણ આ મિતચિંતક દાખવતા. રહેણીકરણીમાં જુના જમાનાના પણ દેશોત્કર્ષ માટે પોતાની સહાનુભૂતિ સતેજ ને સચોટ હતી. તેમણે જીવનનું સર્વસ્વ સંઘર્યું હતું તે હિંદની ચાલી આવેલી પ્રણાલિકા પ્રમાણે પુત્ર દત્તક લઇ તેને સોંપી ન ગયા. રાનડેથી માંડી *સચ્ચિદાનંદ સિંહ—બધાથી આ પ્રણાલિકાથી મુક્ત* થવાની હિંમત બતાવી શકાઇ નહિ. વસુધૈવ કુટુંબકમ્—એ ઔષ્ટપર્શી બોધ રહ્યો. અંદર જતાંની વાર ભવ્યતા—નહિ કે સૌંદર્ય—નો ખ્યાલ આવ્યો. સુઘડતા બહુ ન જણાઇ. જાળાં સ્થાને સ્થાને હતાં. પગથારીમાંથી ચણતર ખર્યું હતું. ભીંતમાં ફાટ પણ જણાતી હતી, પણ આ આલેશાન ઇમારત વિજ્ઞાનદેવીની આરાધના માટે યોગ્ય મંદિર હતું. પહેલો તો હું ત્યાંના ઉપાસક વર્ગને મળ્યો. તેઓ ખરે તેમના વિદ્યાના તેજમાં, ઉત્સાહના તનમનાટમાં આકર્ષક હતા. જગદીશચંદ્રનો ભત્રીજો—તદ્દન જ જુવાન પણ વિદ્યાપ્રૌઢ, સાદા લેબાસમાં પણ તેજસ્વી આચરણમાં, અહીં તહીં મ્હાલતો હતો. મેઘનાથ સહાનું નામ તો અમેરિકા લગી તેનાં લખાણથી જાણીતું છે. નીલરતન ધરના રસાયણશાસ્ત્રીની ખ્યાતિ અનોખી ગણાય છે. આ ત્રણ મ્હને ત્યાં મળ્યા. તેમની સાથ કાનપોરમાં શરૂ કરેલા ટેકનિકલ ઇન્સ્ટીટયુટની શિક્ષણપદ્ધતિ બાબત બહુ વાતો કરી. કોઇની ઉમર ૩૫ થી વિશેષ નહિ હોય. એમાંના ઘણાએ હિંદુસ્તાન બહાર પ્રમાણ કરેલું હતું. યુરોપીય શિક્ષણ મળતાંની સાથ આજકાલનાં તોછડાટ કે ઉદ્ધતાઇ તેમનામાં આવ્યાં ન હતાં. જ્યાં લગી બોલતાં ન સાંભળો ત્યાં લગી વિદેશી પાસ લાગ્યો છે કે નહિં તે પણ ન લાગે. આ પ્રમાણે આ નવીન નવબોધ ઉપર જ્યાં ત્યાં મધપુડા બંધાયા છે ને રસાયણશાસ્ત્રીઓ કીમીયો કરી રહ્યા છે. તેમનો ગણગણાટ કાંઇક અલિરવશો મારે કાને પડયો. જે વિદ્યાલયો ( ટેકસીલા ને નાલંદનાં ) જોઇ હુઆનસંગ વિસ્મયપૂર્ણ લખે છે તેનો નવીન ભાસ પાછો થયો. પણ આ પીંજરનો હંસલો કયાં હતો ? પૂછતાં માલૂમ પડયું કે પ્યુર સાયન્સ સેકશનમાં છે. હું ગયો. ઋષિ ટેબલને ટેકવી ઉભા હતા તે જોયા. પહેલે જોયલા એટલે એમની શકલ માટે કાંઈ શંકા કે કુતૂહલ હતાં નહિ, પણ બંધગળાનો ટુંકો કોટ અને સફેદ પાટલુન, સાથે ફેલ્ટની ટોપી તે વેળા હતાં. આ જ ઉચું ધોતીઉ, દક્ષિણના ચટપટીયા જોડા ને જાડું પહેરણ હતું. દાઢી લાંબી ને બદસુરત હતી. રવીંદ્રનાથની દાઢી એમનાં મુખનાં એકસ્વરૂપ જેવી થઇ ગયલી લાગે છે, ત્યારે આમની દાઢી તેમનાં મુખને લાંછન લગાડે એવી હતી. એવી કઢંગી લાગતી હતી કે કંટાળો આવે. મ્હેં વંદન કર્યું. પછી ઓળખાણ થયું. કહેવાય છે કે જર્મન કવિ હાયના વયોવૃદ્ધ કીર્તિસ્તંભ ગોએટેને મળવા ગયો ત્યારે મનમાં હજારો પાંડિત્યપૌરુષના પ્રશ્નો પૂછવાને ઇરાદે ગયલો. મંદિરમાં પ્રવેશ પામતાં મૂર્તિ બોલી ઉઠી: “ રસ્તામાં સેબ ફળ પાકયાં છે ! ” કયાં કવિનું ઉડ્ડયન ને કયાં ભક્ષણવૃત્તિ ! બધા વિચાર ઉડી ગયા. હું હાયનાની હાલતમાં હતો. હોંસનો ભરેલો વિજ્ઞાની કેળવણીને કાર્યકુશળ કેવી રીતે કરાય એ બાબત સલાહ લેવા આવેલો. ગુરુદેવ તો ખાદીની વાત કરવા લાગ્યા. મારા હાથ નીચે કેટલીક હાથવણાટની શાળાઓ હતી ને મ્હેં એ વિષયનો ઠીક અભ્યાસ પણ કર્યો હતો તેથી મ્હને એમની વાતમાં કાંઇ નવાઇ ન લાગી.

એમના રાષ્ટ્રીય બાબતના સવાલ મ્હને બાલિશ લાગ્યા. હરેક હરેકનું કાર્યવર્તુલ છે. ઋષિજીનું રસાયણ ને વિજ્ઞાન વિષયનું વર્તુલ. એમને કાંતનાર કે વણનાર બનવાની શી જરૂર? જો પરાયા રાજની દેશીઓમાંથી કોઈએ નોકરી ન કરી હત તો ટોડરમલ ખત્રી મોહલ્લા-માંથી બ્હાર આવી શકત કે હેમુ બક્કાલ વિક્રમાજીતની પદવીએ પહોંચત? એને નશીબે તો હીંગ તોળવાનું હતું! પણ હેમુમાં રાજ્ય કરવાની અનન્ય શક્તિ હતી અને લોદી વંશજોના નિર્માલ્ય રાજાના સમયમાં દિલ્હીનો તખ્ત એનો જ હતો. આ વિષય વધારે ચર્ચવા હું માંગતો નથી. સર પી. સી. રાયની અસર અદ્‌ભુત ને અનન્ય ગણાય છે. એમના હાથ નીચે જે કેળવાયા છે તેમણે જગતમાં ખ્યાતિ મેળવી છે. એમના ઇશારાથી જે રસાયણી કારખાનું શરૂ થયું છે ત્યાંની દવા સર્વમાન્ય થઈ છે ને શેરહોલ્ડરોને સારૂં વ્યાજ લાવે છે. એમનામાં પાશ્ચિમાત્ય કેળવણીનો ખરો અંશ ઉતર્યો છે છતાં આ અન્વેષણની ધુરા છોડી દઈ નફ઼ાફ઼તું કામ કરવા પોતે પ્રયાણ કર્યું! કોણ નથી માન્ય કરતું કે જો વણતાં લોકને આવડે તો ખેતી કરનાર લોક નવરાશના વખતમાં તેમને ઉપયોગી માલ બનાવી શકે તે પોતાની ઉપાર્જન શક્તિમાં ઉમેરો કરી શકે. બર્મામાં કહેવાય છે કે દરેક કુમારિકા પરણે છે તે વેળા પોતાના હાથથી વણેલું કપડું પહેરે છે. એવું અહીં ફરી કરી શકાય. પણ તે માટે તેમનું કામ નથી. તે આમાં શાને પડે? મ્હને ઠીક યાદ છે કે નવરોજજી નવલખાનાં પુણ્યાત્મા ધણીઆણી આજથી ત્રીસ વર્ષ ઉપર રેંટીઓ લઈને કાંતતાં. આ ઘણો ઉપયોગી સવાલ છે—કેટલાકને મુખ્ય, બીજાને નવરાશનો. પણ જેને નવરાશ નથી, જેનો સમય સમાજમાં દ્રવ્યોત્પત્તિમાં સમાયલો છે તેમણે આ અશિક્ષિત મજુરીમાં ગુંથાવું એ તો પછી "યત્ વત્ આચરેત્ શ્રેષ્ઠઃ તદેવેતરોજનઃ" ની પરાકાષ્ટાની મશ્કરી છે. ખેર! ત્યાંથી હું આગળ ચાલ્યો ને ઋષિજીનું નિવાસસ્થાન જોયું. આ વિશ્વવિદ્યાલયના એક સામાન્ય ઓરડામાં એક ચારપાઈ પડી હતી. ન હતી તેને મચ્છરદાની, ન શોભીના પાયા. વિદ્યાતુરાણાં ન સુખમ્ ન નિદ્રા. એમનું રાચરચીલું બગલની પોટલીમાં આવી જાય. એક વિદ્યાર્થી રાંધી ખવડાવે ને પોતે ખાય. તંદુરસ્તી ઘણી જ દુબળી હતી. કોલેરાવાળા પ્રદેશમાં ગયેલા ત્યાંથી પાછા આવ્યા હતા ને એમને પણ એ બીમારી લાગુ પડી હતી તેમાંથી તેવામાં જ મુક્ત થયા હતા. સર પી. સી. રાય ખરે જ પૌરાણના સૈકાથી પણ આગળના ચાલી આવેલ ઋષિ મહાશય છે. અખંડ બ્રહ્મચર્ય એમણે આદર્યું છે. બધી કમાઈ એમણે નિર્પક્ષપાતે વિદ્યાર્થીઓની પઢાઈમાં ખરચી છે. એમને તો સાષ્ટાંગ કોણ ન કરે? એમનો નિવાસ-ઓરડો જોઈ મ્હારૂં હૈયું ભરાઈ આવ્યું. જુવો તો અહીં જ ખરે એક જાતનું તપપક્વ જીવન છે જે બ્રાહ્મણસંસ્કૃતિની અસરમાં આવેલાઓમાં જ જણાય છે. ભલે જે વૈભવ આસપાસ હો, પોતે તો અલિપ્ત જ. આજકાલ રેફ઼રેન્ડમ લો તો સર્વાનુમતે સર પી. સી. રાય વિદ્યાર્થીઓના માનીતા નીવડે.

તેઓ વિદ્યાર્થી માટે જીવે છે. તેમનું જીવન પરાયાના પ્રોત્સાહન રૂપે છે. પોતાની કીર્તિનો કાંઈ પણ ખ્યાલ નથી. એની મેળે એ તો ગવાઈ છે. પોતાનું મધુ પુષ્પેપુષ્પમાં રેડી બધે સુગંધ પ્રસરાવી છે. ને સૂર્ય-મંડળના સૂર્યપેઠ્ઠ ગ્રહમંડળ સમેત ફરે છે—નહિ કે કોઈ બીઝાંટાઈન રાજદરબારના પોર્ફીરોજેનીટસ (ગર્ભશ્રીમંત—born in the purple) બાદશાહ માફક અલગના અલગ. મનને થયું, મહાત્મા ત્હમારે કામે વળગો. હિંદીઓમાં વિદ્યા કમ છે; વિદ્યાવિલાસ નષ્ટ થયો છે. આ શુષ્કારણ્યમાં કાંઈ વારિસિંચન તમે કરી શકો તેમ છો તે ક્યાં લોપ થઈ ગયા? બીજા એક મહાન બાજીગરની મોરલીના નાદમાં શું થનથન નાચી રહ્યા છો! આર્થિક સંપત્તિ કરવી તમારા હાથમાં છે. દેશમાં આવતી દવાને દેશમાં જ પેદા કરી શકવાની ત્હમારામાં શક્તિ છે. ભદ્રલોકને ભુખે મરતા અટકાવવાની ત્હમારામાં કુનેહ છે. વણતર વધારવાનું જરૂરી કામ બીજા લોકને સોંપો. રાજદ્વારી મામલા પૂરા પાડનાર વાક્ચતુર બંગાળામાં ઓછા છે? હું કંઈક નિરાશ થઈ પાછો ફર્યો. પણ ગુરૂજને ઉભા કરેલા શિષ્યગણને મ્હેં જોયું, ત્યાં થતું કામ જોયું. ત્યારે ફરીને લાગ્યું કે ગમે તે બકાશ મારો અહીં જ વિદ્યાદેવીની સાચી ઉપાસના થાય છે. તે કાશી-ક્ષેત્રના નગવારથાને નહિ પણ કલકત્તામાં—કલકત્તામાં.

વિનયક નંદશંકર મહેતા

# નોંધ

### સામાજિક પ્રગતિના ત્રણ યુગ

ફ્રાંસના પ્રખ્યાત તત્ત્વચિંતક કોંતે દરેક સમાજની પ્રગતિના ત્રણ યુગ સૂચવ્યા છે: (૧) ધર્મનો અને ધર્મગુરૂઓની સત્તાનો (religious)—તે યુગ ઘણો પ્રાચીન છે; (૨) તત્ત્વચિંતનનો (philosophical)—જ્યારે રાજાપ્રજા સૌ આ દુનિયામાંથી કંઇક તાર્કિક અને કલ્પિત ધોરણે પોતાના આચારવિચાર બાંધતા—આવો જમાનો મધ્યકાળમાં હતો; અને (૩) હાલનો બુદ્ધિવાદનો અને વિજ્ઞાનનો (positive)—જ્યારે આપણી ચારે બાજુની વસ્તુઓના સૂક્ષ્મ અને ઉંડા અનુભવ—જ્ઞાનથી જ તે વિષે આપણા વિચારો અને વર્તન નિશ્ચિત કરીએ છીએ. કોંતના આ વિભાગની વિગતો વિષે ગમે તેટલો મતભેદ હશે તો પણ તેનો સાર એકંદર સર્વત્ર માન્ય થયો છે એમ કહી શકાય.

પ્રગતિના આ નિયમને આપણો દેશ પણ વશ થયો છે. પ્રાચીન કાળમાં આપણાં વિદ્યા અને વ્યવહાર ધર્મમય જ હતાં. કોઈ વસ્તુઓની કંઇક કંઇક શોધખોળ થતી, વ્યવહારની દૃષ્ટિ થોડી કે વધારે ધ્યાનમાં લેવાતી. છતાં છેવટે તે બધાંને ધર્મનું જ સ્વરૂપ આપવામાં આવતું અને સામાન્ય પ્રજા તો વરાહમિહિરના ખગોળશાસ્ત્રને તેમજ વાગ્ભટના વૈદકશાસ્ત્રને, તત્ત્વજ્ઞાનના દર્શનશાસ્ત્રોને તેમજ મનુયાજ્ઞવલ્ક્યની સ્મૃતિઓને ધર્મપુસ્તકો તરીકે જ પૂજતી.

મુસલમાનો સાથે પહેલી ઝપાઝપી પૂરી થઇ અને આપણી પ્રજાને ગુલામી સદી ગઈ ત્યાર પછી વધારે અંશે તર્ક અને કલ્પનાનો આશ્રય લઇને તેણે બીજા યુગમાં પ્રવેશ કર્યો. પહેલાં ધર્મવૃત્તિનું જે જીવતું ઝરણ વહેતું હતું તે લગભગ સુકાઇ કે તુટી ગયું, પહેલાંની સ્વતંત્ર પ્રજાને ધર્મને નામે પણ વ્યવહારદૃષ્ટિ સાચવવી પડતી હતી તેનો લોપ થયો. પરિણામે અર્થહીન વિધિવિધાનો ને અસંખ્ય વહેમી કલ્પનાઓથી જીવન જકડાવા લાગ્યું ને તેનો ભાર હલકો કરવાને લોકો ભક્તિ ને ભજનની અમર્યાદ આનંદચેષ્ટાઓનો નીશો ચડાવતા અથવા તો તપસમાધિ કરી આ દુનિયાને ભુલી જવાનો પ્રયાસ કરતા. સેંકડો વરસના આ ગાળામાં નાનામોટા ઘણા ઉત્પાતો થયા. છતાં એકંદર અંગ્રેજી વિદ્યાનો આપણને પરિચય થયો ત્યાં સુધી તેનું અવિચ્છિન્ન રાજ્ય રહ્યું એમ કહી શકાય.

અને હજી આપણે સ્વતંત્ર બુદ્ધિવાદ ને વિજ્ઞાનશાસ્ત્રના યુગમાં નજીવો જ પ્રવેશ કર્યો છે. ધર્મ અને નીતિની જુની ભાવનાઓ પર આપણા અનેક સુધારકોએ કંઇક કંઇક નવો પ્રકાશ પાડયો છે છતાં પ્રજાએ તેમાં થોડો જ ફેર કર્યો છે. તેમજ આપણું સામાજિક અને ગૃહજીવન પણ કંઇક કંઇક નવા સંસ્કાર છતાં પણ જુને ચીલે જ ચાલે છે.

આમ હજી જનસમાજ એકંદર જુના ચકાવામાં ફરે છે. છતાં તારટપાલના સંચારથી તેમજ થોડા લોકોને મળેલી નવી કેળવણીથી કેટલાક ગંભીર ફેરફાર શરૂ થયા છે. આપણા વેપારની આખી દિશા બદલાઇ ગઇ છે. કાચા માલની નિકાસ અને તૈયાર માલની આયાતથી જીવન પર ઘણી અસર થતી જાય છે. ને જેમની બુદ્ધિ જાગૃત થઇ. તેમણે નવી આર્થિક ને રાજકીય સ્થિતિ પર વિચાર કરવા માંડયો, તેથી પશ્ચિમની ઢબ પર નવા પ્રકારનું રાજકીય જીવન શરૂ થયું. આમ વેપાર ને રાજપ્રકરણ નવેસર રચાયાં એટલે તેમાં સ્વાભાવિક રીતે આપણા જુના સંસ્કારની ગંધ થોડી જ હતી અને તે દેશપરદેશના અનુભવ પર જ ઘડાતાં ગયાં.

### ધર્મ અને રાજનીતિ

અત્રે વેપારની વાતને બાજુ પર રાખીને રાજપ્રકરણનો જ વિચાર કરીએ. છેલ્લાં ૬૦ વરસમાં ચાર સુકાની ખાસ ધ્યાન ખેંચે છે: દેશભક્ત દાદાભાઇ, લોકમાન્ય ટિળક, શ્રી અરવિંદ ઘોષ અને મહાત્મા

ગાંધીજી. દાદાભાઈ તો તેમના વારામાં વિલાયતમાં વધારેમાં વધારે ઉદાર ગણાતા. બ્રાઇટ અને ગ્લેડસ્ટનના પક્ષની રીતે કામ કરવા માંડ્યું હતું. તેમણે પરમ સાધુ-વૃત્તિથી પોતાનું જીવન દેશને અર્પણ કર્યું હતું પણ તેમની ભાવના શુદ્ધ સાંસારિક ને રાજકીય જ હતી.

લો૦ ટિળકે ને પછી શ્રી અરવિંદ ઘોષે આપણા રાજકીય જીવનમાં મોટું પરિવર્તન કર્યું. તેમણે જોયું કે આપણી ગુલામીનો રોગ તો ઘણો ગંભીર ને જીવલેણ છે ને તે કંઇ નરમ અને વિનીત ઉપાયોથી મટે એમ નથી. તેથી આપણા જુના ધાર્મિક સંસ્કારને જાગૃત કરીને તેમજ આપણી જુની જાહોજલાલીની યાદ આપીને તેમણે આપણા હૃદયને ધમધમાવ્યું અને રાજકીય લડતનાં વધારે અસરકારક આયુધ સરજ્યાં. છતાં તેઓ ધર્મ અને રાજનીતિ વચ્ચે ચોખ્ખો ભેદ પાડતા. ધર્મ ને ઇતિહાસના સંસ્કાર જાગૃત કરીને તેઓ રાષ્ટ્ર-શક્તિને સતેજ કરતા અને પછી રાજકીય જીવનના નીરાળા ક્ષેત્રમાં તેને પ્રેરતા.

પણ મહાત્મા ગાંધીજીએ તો છેક જુદી જ રીત લીધી છે. તેમણે ફરીફરીને ચોખ્ખી રીતે જણાવ્યું છે તેમ તેઓ તો સમગ્ર જીવનને ધર્મથી જ વ્યાપ્ત થએલું, ગણે છે. તેથી પ્રેમનો જે સિદ્ધાંત દરેક ધર્મ શીખવે છે તેનો જેમ કુટુંબના તેમ રાજકીય જીવનમાં પણ પ્રયોગ કરવાનો ખાસ ઉપદેશ આપે છે. આની સામે તો કંઇ વાંધો ન લઈ શકાય. પણ ધર્મના રટણની અસર તેમના હૃદય તેમજ બુદ્ધિ પર પણ થાય છે ને કેવળ મનમાંથી જ ઉપજાવેલા વિચારો ને કલ્પનાઓને ખીલવીને સત્ય શોધવાની જે (a-priori) પદ્ધતિ ધર્મતત્ત્વજ્ઞાનમાં અનુસરવામાં આવે છે તેનો ઉપયોગ તેઓ આર્થિક ને રાજકીય જેવા બાહ્ય વ્યવહારપ્રદેશમાં પણ કરે છે.

ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે કે પહેલાંના વારામાં તો કુદરતના પદાર્થો અને શક્તિઓ વિષે ઘણુંખરૂં જ્ઞાન અંતરની પ્રેરણાથી જ મેળવવામાં આવતું. અલબત, તેઓ તે બધી વસ્તુઓનું થોડુંઘણું નિરીક્ષણ કરતા. છતાં તેના પર તેમના કલ્પિત વિચારોનું એવું ઘેર આવરણ છવાતું કે તેમનું જ્ઞાન અસત્ય કે સેળભેળ રહેતું. પણ નવા જમાનામાં બાહ્ય પદાર્થોનું જ્ઞાન અનુભવથી જ લેવાનું ધોરણ બંધાયું એટલે ધર્મ તત્ત્વજ્ઞાનની જુની વિચારસરણિ વિજ્ઞાન વગેરે શાસ્ત્રોમાંથી બાતલ થઇ છે. પછીથી વેપારઉદ્યોગનાં ને રાજ્યનાં શાસ્ત્રો પણ દેશદેશના અનુભવને ધોરણે જ રચાયાં છે અને હાલ તો છેક મન અને હૃદયના બારીકમાં બારીક વ્યાપારોને પણ નવી પદ્ધતિ લાગુ પાડવામાં આવે છે. લોકમાન્ય તેમજ શ્રી અરવિંદ તો નવા જ્ઞાનના ઉપાસક હોવાથી તેમણે ધર્મની પ્રેરણાથી રાજકીય જીવનને સતેજ કર્યું છતાં બેની વચ્ચે ચોખ્ખો ભેદ રાખ્યો. ગાંધીજીએ બધું એક ગણીને ધર્મની અંતર્મુખવૃત્તિને રાજકારણમાં દાખલ કરી છે અને તેથી તેમણે એક બાજુએ હૃદયશુદ્ધિને ખીલવી છે ત્યારે બીજી પાસ દેશના માનસિક વિકાસને કંઇક હાનિ પહોંચાડી છે.

આથી દેશના જીવનમાં ઘણી ગંભીર મુશ્કેલી ઉત્પન્ન થઇ છે. આજે તો દીવા જેવું દેખાય છે કે ગાંધીજીએ દેશના દિલને હરી લીધું છે પણ જનસમાજની કે ભણેલાની બુદ્ધિને તેમણે મ્હાત નથી કરી. ને મ્હાત કરી પણ કેમ શકે? તેમની અંગત પવિત્રતા અને તપસ્યાથી લોકોનાં હૃદય ભીંજાય છે. પણ ઉપર જણાવ્યા પ્રમાણે તેમની વિચારસરણિ જુના જમાનાની છે—જેનો સપાટાબંધ આખી આલમમાંથી અસ્ત થતો જાય છે. આ વાત ચોખ્ખી રીતે લોકોને સમજાતી નથી તેથી ગાંધીજી પ્રત્યે અંગત ભાવથી તેમને અનુસરવા તેઓ ચાહે છે પણ તેમના વિચારો રોજના અનુભવ સાથે મળતા ન લાગવાથી તેમનું કહ્યું કરી શકતા નથી. આમ લોકો દેશની શક્તિ, હૃદયની પ્રેરણા અને બુદ્ધિના અનુભવની વચ્ચે સામસામે ખેંચાયાં કરે છે. તેમાં જેઓ હિંમતભેર હૃદયની પવિત્રતાને જ પસંદ કરીને બુદ્ધિને જુનાં ચશ્માં પહેરાવે છે તેઓ સંકુચિત મનના ભગત લાગે છે. ને જેઓ ગાંધીજી માટે ઘણી પૂજ્યબુદ્ધિ હોવા છતાં તેમનાથી બરાબર સામા વિચારોને આગ્રહથી સેવે છે તેમને અશ્રદ્ધાળુ નાસ્તિક ગણવામાં આવે છે.

આથી સામસામા પક્ષો પડે એ તો સ્વાભાવિક છે. પણ એથીયે વધારે કમનસીબીની વાત તો એ છે કે એકના એક માણસના મનમાં પણ તેના હૃદયના ભાવ અને બુદ્ધિના પ્રકાશની વચ્ચે વિરોધ થયાં કરે છે. આમ પક્ષાપક્ષીથી રાષ્ટ્રની ગતિ અટકે છે ને અંતરના વિગ્રહથી વ્યક્તિઓની શક્તિ રૂંધાય છે. ગાંધીજીને રસ્તે જવું ગમે છે પણ મન તેમ કરતાં

અટકાવે છે. પરિણામે દેશ પહેલાં કદિ પણ નહિ અનુભવેલી મુસીબતમાં આજે અટવાય છે.

આ વિરોધ ને ઇંધન ગયા એક બે માસના બનાવોથી ચોખ્ખાં તરી આવ્યાં છે તેથી જ તે ઉપર આટલું વિવેચન કર્યું છે. હવે તેમાંના મુખ્ય બનાવો તરફ વળીશું.

## રેંટીઆનો ધર્મ

રેંટીઆની ચર્ચામાં આનો સરસમાં સરસ દાખલો દેખાય છે. દેશમાં ઘણાખરા લોકો હવે કબુલ કરે છે કે ખેડુતોની મોટા ભાગની વસ્તીને ખેતી ઉપરાંત કંઈક પણ ગૃહઉદ્યોગની જરૂર છે. તેથી સાધારણ વરસમાં પણ ખેડુતોને ફાજલ વખતના ઉપયોગથી પૈસા મળે. ને જ્યારે દુકાળ કે રેલથી ખેતી નિષ્ફળ થાય ત્યારે પણ તેઓ પોતાનો કંઇક નિર્વાહ કરી શકે. વળી જે પડદેનશીન અથવા આબરૂદાર સ્ત્રીઓ ઘરની બ્હાર જઈને કામ ન કરી શકે તેઓ વિધવા અવસ્થામાં ઘરનો કંઇક ઉદ્યોગ કરીને જ પોતાનો ગુજારો કરી શકે. જુદા જુદા મુલકમાં આવા ઘણા ઉદ્યોગ કાઢવા જોઇએ. પણ ખાસ કરીને જ્યાં રૂ પાકતું હોય ત્યાં હાથે કાંતવાનો જ ગૃહઉદ્યોગ મોટે ભાગે ચાલી શકે —ચાલવો જોઇએ એ પણ એકંદર સૌ કબુલ કરે છે.

આટલી વાત તો વ્યાવહારિક છે. હવે તે વિષે પ્રજામત કેળવવાને મહાત્માજીએ છેલ્લાં પાંચ વરસમાં અથાગ પ્રયત્ન કર્યો. તેમાં લાખો રૂપીઆ પણ ખર્ચાયા. ઘણા ચુસ્ત અને ચકોર કાર્યકર્તાઓ તેમાં ભળ્યા. દેશના લગભગ બધા ભાગમાં તેના અનેક જાતના પ્રયોગો થઇ ચુક્યા. સ્વરાજ્ય મેળવવાની રાજકીય દૃષ્ટિ તેમજ ગરીબાઇનું નિવારણ કરવાની દયાદૃષ્ટિ પણ ફરીફરીને સમજાવવામાં આવી. પણ આ બધાએ કામનું પરિણામ તો નજીવું જ આવ્યું. કાર્યકર્તાઓના બિનઅનુભવથી અને કેટલાકના કારાવાસથી કામને નુકસાન થયું એ તો જાણીતું છે. બીજાં કારણ—કોણ જાણે!

ગાંધીજી જેલમાંથી બ્હાર આવ્યા ત્યારે તેમને આ સ્થિતિ જણાઇ—આજે પણ તે મોજુદ છે. હવે જ્યાં વ્યવહારના સવાલોની બુદ્ધિની શાસ્ત્રીય દૃષ્ટિથી તપાસ થાય છે ત્યાં એક જાતનાં પગલાં ભરવામાં આવત ત્યારે ગાંધીજીએ ધર્મની આંતરિક વૃત્તિથી બીજો જ પંથ લીધો. શાસ્ત્રીય અભ્યાસી એમ જાણે છે કે સમાજની કંઈ જરૂરીઆત હોય તેને પૂરેપૂરો માફક આવે એવો તેનો ઉપાય રચવામાં આવે તો તેનો સ્વીકાર થયા વિના રહે જ નહિ. આ બાબતમાં તો ગરીબાઇની સાફ સહેલી વાત છે. જેમ ભૂખ્યા માણસ આગળ અન્ન મુકયા પછી તેને તે આરોગવાને કંઈ અજવળ કરવી પડતી નથી તેમ ગરીબ લોકોની ગરજ સારે એમ ધારીને કંઇ ગૃહઉદ્યોગ ચલાવવાની બધી સગવડ કરી આપવામાં આવે તો તે લોકપ્રિય થવો જ જોઈએ. છતાં તેમ ન થાય તો તેનાં કારણો શાંતિથી તપાસવાં જોઇએ. રોગને દવા લાગુ ન પડી તો આપણી ચિકિત્સામાં કંઇક ભૂલ હોવી જ જોઇએ એમ નમ્રપણે કબુલ કરીને તે શોધવી જોઇએ. કોઇ મુલકમાં રૂ ન પાકતું હોય તેથી બ્હારથી કંતાવતાં સમિતિઓને નુકસાન જતું હોય ને ખેડુતોને કાયમની શ્રદ્ધા ન બેસતી હોય. કોઇ ઠેકાણે ખેડુતોને રૂના ઘણા સરસ ભાવ આવતા હોય તેથી તેમની સ્થિતિ ઘણી સારી હોય—ગરીબાઇ જ ન હોય. કોઇ મુલકમાં લોકો ઘણા જંગલી હોય તેથી ખરાબ વખતમાં બીજું કંઇ જ કામ ન મળે તે સિવાય બ્હાર કામ કરીને કે વન-વગડામાં રખડીને જ ખાવા જેટલું મેળવી લે. કોઈ ઠેકાણે બધી ગણત્રી કરતાં મિલના હિસાબે કપડું મોઘું પડતું હોય. આવાં જે કારણ હોય તે તપાસવાથી છેવટે એમ લાગે કે અમુક મુલકમાં આવા કંઇ ઉદ્યોગની જરૂર જ નથી અને બીજા કોઇમાં તેની જરૂર છે છતાં રેંટીઓ નહિ ચાલી શકે.

પરિણામે દેશમાં અમુક જ ભાગને ગરીબાઇને લીધે તેમજ વ્યાવહારિક દૃષ્ટિએ પસંદ કરવામાં આવે તેમાં જ રેંટીઆનું કામ સુધારી વધારીને દાખલ કરવામાં આવે અને ત્યાં જ સારામાં સારા ખાદીકામદારોને તેમજ વધારેમાં વધારે નાણાંને એકાગ્રપણે રોકવામાં આવે. નવા સંસ્કારવાળા બીજા કોઇ દેશમાં આવી જ પદ્ધતિ યોજવામાં આવે એમ અમને લાગે છે.

ત્યારે ગાંધીજીએ બીજો જ અને અમારા નમ્ર મત પ્રમાણે ખોટો માર્ગ ગ્રહણ કર્યો. તેમણે શાસ્ત્રીય દૃષ્ટિને તિલાંજલિ આપીને કેવળ ધાર્મિક ને ભાવિક રીત સ્વીકારી. જેલમાંથી આવ્યા પછી રેંટીઆકામની આવી દશા જોઇને તેઓ ઘણા સંતપ્ત થયા ને પરિણામે પહેલાં તો સૌને કાંતવાનો સાધારણ ઉપદેશ કરતા હતા તેને હવે ધાર્મિક સંપ્રદાયનું અને લોખંડી કાયદાનું

૨૫ આપ્યું. ચંપારણ અને ઓરીસ્સાની ગરીબાઇથી તેમનું દિલ સમસમી ઉઠયું એ તો દેખીતું જ છે. ત્યાંનું દુઃખ ટાળવા માટે સૌની પાસે પૈસા મંગાય એ સમજી શકાય. પણ તેને માટે સૌને કાંતવાનું કહેવું એ તો એકનો રાગ મટાડવાને સૌને ઓસડ પીવાનું કહેવા બરાબર લાગે છે.

દુર્ભાગ્યે હજી પણ આ વિચારસરણિ વિષે ગાંધીજીની શ્રદ્ધા વધતી જ જાય છે એટલું જ નહિ પણ તે પર તેઓ વધારે આગળ ધપતા જ જાય છે. તેથી અમદાવાદની મહાસમિતિમાં તો મહાસભાની કાર્યવાહક સમિતિઓને માટે કાંતવાનું ફરજીઆત કરવામાં આવ્યું હતું. પણ હમણાં તો તેમણે મહાસભાનું દ્વાર જ કાંતનાર માટે જ ખુલ્લું રાખવાનો અને તેમાં દાખલ થનાર સૌ પાસે અચૂક કંતાવવાનો આગ્રહ રાખ્યો છે. પહેલાં ન કાંતે તે સમિતિની બ્હાર રહે. હવે તો સારી મહાસભામાંથી જ રવાના કરવાની ગાંધીજીની મુરાદ છે.

બીજા કોઇ દેશમાં આવી દરખાસ્તને કોઇ સાંભળે જ નહિ. અહીંઆં પણ તે વિષે ગાંધીજી જેટલી સાચી શ્રદ્ધાવાળા માણસો ઘણા થોડા છે. બાકીના ગાંધીજી પ્રત્યે અંગત ભાવથી અથવા રાજદ્વારી મુત્સદ્દીપણાથી હાએ હા કરે છે. તે સૌને મન કંઇક ને તેઓ બોલે છે ને કરે છે કંઇક! આથી નીતિ અને શક્તિની કેટલી બધી ક્ષતિ થાય છે ?

## હિન્દુ-મુસલમાન

હિન્દુ અને મુસલમાનનો સવાલ પણ તેમનાં દિલ તેમજ મન સંધાવાથી જ ઉકલશે. મહાત્માજીની પરમ તપશ્ચર્યાથી અને ઐક્ય પરિષદના શુભ પ્રયાસથી બન્ને કોમના હૃદય પર અતિશય સરસ અસર થઇ છે અને વ્યવહારના સરસ નિયમો ઘડાયા છે એ તો સૌ કબુલ કરશે. પણ તેની કિંમત જરાયે ઓછી આંકયા સિવાય સાધારણ રીતે ધ્યાન બ્હાર રહેતી કેટલીક બાબતો જોઇશું.

૧૯૨૦-૨૧ માં હિન્દુ મુસલમાનો વચ્ચે કાયમની સંધિ થઇ હોય એમ લાગ્યું હતું. પણ તે ખરૂં જોતાં એકબીજા માટે સ્નેહથી નહિ પણ સરકાર સામે લડવાના સાથથી જ વધારે અંશે થઈ હતી. ખિલાફતને અંગે મુસલમાનોની લાગણી ઉશ્કેરાઇ પણ તે રાજકીય લડતમાં જ વળી. હિન્દુઓને ખરૂં જોતાં પંજાબ અને સ્વરાજ્ય માટે લડવું હતું. બન્નેએ સાથે મળીને સરકાર સામે જંગ મચાવ્યો. આમ સાથે લડતાં—સાથે મરતાં ને સાથે વિજય મેળવતાં એક જાતની ભાઇબંધી તો જામે જ. ને વળી પારકા સામે લડવામાં શક્તિ વપરાતી હોય ત્યારે અંદર અંદર ટંટા કરવાનાં જોશ કે અવકાશ ક્યાંથી રહે ? બન્ને કોમોની લડાયક વૃત્તિ તો ખુબ તીવ્ર થઇ પણ ત્રીજા સામે વળી હતી.

એ પણ કબુલ કરવું જોઇએ કે આથી દેખીતી રીતે લાભ થયો તેમ એક હાનિ પણ થઇ. મુસલમાનોનો સવાલ ધાર્મિક હતો તેથી તેમના મોલવીઓ અને ઉલેમાઓનું ગૌરવ ઘણું વધી પડયું. તેઓ પહેલાના ઠંડા કામમાંથી બ્હાર નીકળીને ચળવળ કરવાને ખુબ ઘુમવા લાગ્યા ને રાજકીય મંડળમાં પણ મહત્વનું સ્થાન લેવા લાગ્યા. તેમાંના ઘણાખરાને અંગ્રેજી ભાષાના કે નવી વિદ્યાના કંઇ સંસ્કાર નથી. તેથી આ પ્રવૃત્તિથી તેમનામાં અને તેમની કોમમાં ધર્મનું જુની ઢબનું ઝનુન ઉભરાઇ ગયું.

૧૯૨૨થી અસહકારની લડત ઠંડી પડી એટલે મુસલમાનોનું ઝનુન સ્વાભાવિક રીતે હિન્દુઓ તરફ વળ્યું; અને પહેલાં બધું સાંખી રહેતા હિન્દુઓએ લડતનો સ્વાદ ચાખ્યો હતો તેથી તેઓ પણ ઉશ્કેરાયા. બન્નેના ધર્મગુરુઓએ લડતના મેદાનમાં પડીને રણશીંગાં ફુંકયાં, બન્ને બાજુએથી ગાળ ને વેરનું ઝેર વરસ્યું ને કેટલેય ઠેકાણે ખુનામરકી ફાટી નીકળી.

આ સ્થિતિમાં મહાત્માજીએ ઉપવાસ કરીને સૌનાં દિલ એક ઘડીમાં મ્હાત કર્યાં. બન્ને બાજુના જે આગેવાનો કંઇ નિકાલ કરતા હતા તેમના હૃદય પર ઓચીંતી ચોટ લાગી અને તેમણે મળીને ઐક્ય પરિષદમાં ગાય ને મંદિરમસ્જીદ વિષે મુદ્દાના ફેંસલા આપ્યા. છતાં અમને એમ લાગે છે કે એ પરિષદનો એક ગુણ તે જ એનો દોષ હતો. ગાંધીજીના ઉપવાસની છાંયા નીચે જ એનું કામ થઇ શક્યું પણ એ ઉપવાસની અસર કાયમની કેમ રહી શકે ? તેથી વખત જતાં બન્ને પક્ષનો ભાવ કમી થાય ત્યારે તેમને ત્યાં કબુલ કરેલા ઠરાવો વિષે થોડી કે ઘણી અશ્રદ્ધા ન જાગે ?

વળી એ પરિષદનું વાતાવરણ પણ ઘણા જુના પ્રકારના ધર્મભાવથી વ્યાપેલું હતું. ગાંધીજી તુલસીદાસની શ્રદ્ધાને રટે ને માલવીઆજી ભાગવતના ભક્તિભાવને જપે. શ્રદ્ધાનંદજીને વેદકાળ વર્તાવવો છે અને અબદુલ બારી

સાહેબને હઝરત ઉમરની સાદાઈનો યુગ લાવવો છે.' ને કલકત્તાના પાદરી આવ્યા તેમને ખ્રિસ્તી ધર્મની જ ઝાંખી થયાં કરતી. આ બધા ભાવ ગમે તેટલા સારા લાગે છતાં આ જમાનામાં નભી શકે એમ નથી. તેનાં રહસ્ય લઇ શકાય પણ તેનાં સ્વરૂપ સાચવી શકાય એમ નથી. એક રીતે એ બધાએ આગેવાનો પોતપોતાના ધર્મમાં ઘણા જ ચુસ્ત. છતાં સૌની વચ્ચે સામાન્ય તત્ત્વ એક હતું: તે સૌ પ્રાચીન કાળના પૂજકો હતા. તેથી જ તેમના ઠરાવો વ્યવહારિક દષ્ટિથી સૌને માન્ય હોવા છતાં નવા જમાનાને તેમનું વાતાવરણ ભ્રમિત લાગે છે અને તેમનું કાર્ય ઘણું અધુરૂં લાગે છે.

ખરૂં જોતાં હિન્દુઓ અને મુસલમાનોએ દોઢ કે પાંચ હજાર વરસ પરના ધર્મની સૌ માન્યતાઓને નહિ પણ આ જમાનાને અનુસરતી તેની સુધરેલી આવૃત્તિને જ સેવવી જોઇએ. ખરો સુધારો તો એ જ છે. તેથી પોતાના અને પારકા ધર્મ વિષે મન વધારે શુદ્ધ અને ઉદાર થશે—અને બન્નેની વચ્ચે રહેલા ઐક્યનું પણ ભાન થશે. પશ્ચિમમાં મધ્યકાળમાં ધર્મભેદથી જે ખુનરેજી ચાલતી હતી તે ધર્મની જુની માન્યતાઓ શિથિલ થવાથી અને નવા જ્ઞાનનો ઉદય થવાથી જ બંધ પડી. આપણા રોગનો ખરો ઉપાય પણ એ ધાર્મિક ને માનસિક સુધારણામાં જ છે. તે સિવાય હૃદયની અસર નરમ પડશે એટલે બન્ને કોમના મનમાં એના એ જ જુના વિચારો જાગી ઉઠે અને તેથી તેમનો વિરોધ કંઇ કંઇ નવી નવી રીતે ફાટી નીકળે તો કંઇ નવાઇ નહિ.

તેથી એ જુના ઝનુનને જ ડામવું જોઇએ, એ જુના વહેમોને જ નિર્મૂળ કરવા જોઇએ. ને એ બન્નેને સતેજ કરનાર બન્ને કોમના ધર્માચાર્યોને રાજકારણમાંથી રવાના કરીને મંદિરો અને મસ્જીદોમાં જ સ્થાપવા જોઇએ.

ધર્મ અને રાજનીતિની સેળભેળથી આમાં પણ કેટલી હાનિ થઇ છે ?

### બંગાળમાં દમનનીતિ

દિલ્હી પરિષદના ધાર્મિક સમાધાન પર દેશમાં વિચાર ચાલતો હતો તેવામાં વાઇસરોય સાહેબે બંગાળ પર ભયંકર ગોળો ફેંક્યો. અત્યાર સુધીમાં વાઇસરોયના ફરમાન પર તેમજ બંગાળની પકડાપકડી પર ખુબ જ ટીકા થઇ ચુકી છે. તેથી અમે પાંચ વરસ પર પસાર થએલા રોલેટ કાયદા કરતાં પણ તે કેટલી રીતે વધારે ભયંકર છે એ જ જણાવીશું.

(૧) કાળો કાયદો પસાર થયો તે પહેલાં પ્ર તો આખા દેશમાં થતી ખુનામરકીની તપાસ કર એક કમિટી નીમવામાં આવી હતી. તેણે ખુબ પુર ભેગા કરી ભવિષ્યમાં અરાજકતા અટકાવવાને જે સૂચ ઓ કરી હતી તેમાં એવો કંઇક કાયદો પસાર કરવા સૂચના કરી હતી. તેથી મહિનાઓ પહેલાંથી પ્ર કાળા કાયદાની મુખ્ય રૂપરેખાની ખબર હતી—જો સુધારા દાખલ કરનાર સરકાર એવો ખુની કાયદો ન કરે એવી આશા રાખવામાં આવતી હતી. ત્યારે વાઇ રોયનું આ ફરમાન તો વીજળીની માફક પહેલી કંઇ પ ખબર સિવાય પડયું અને તે મુજબ ૭૨ બંગાળીઓ એકે સપાટે પકડાયા પછી જ તેની બરાબર ખબર સૌને પડી.

(૨) જેમ તે વખતનો કાયદો તેમ આ વખતનું ફરમાન કાઢવા માટે સરકાર પાસે કેટલાંક વરસથી પુરાવો એકઠો થતો હતો. છતાં તે વખતે સુધારા પહેલાંની સરકારે ધારાસભામાં તે વિષે કાયદો રજુ કર્યો ત્યારે સુધારા મુજબ સ્થપાયેલી આજની રૂડી સરકારે ઓચીંતું મોગલાઇ ફરમાન જ કાઢયું. હિન્દી ને બંગાળની ધારાસભા થોડા થોડા મહિના પર જ પૂરી થઇ તેની આગળ વખતસર કાયદો ન લાવી શકાત ? પણ બન્નેમાં પોતાની હાર થશે એમ સરકારને લાગ્યું હશે તેથી જ આ ભયંકર આપખુદીનો માર્ગ તેણે લીધો. અને છતાં પણ એ ફરમાનના જાહેરનામામાં સુધારાના સિદ્ધાંત કાયમ રાખવાની વાત કરતાં તેઓ જરાયે શરમાયા નથી.

(૩) એ કાયદાની અને આ ફરમાનની કલમો કોઇ બાહોશ વકીલ સરખાવે તો પણ બીજું શાસન વધારે ઘાતકી લાગે એમ છે. તેમાંની બે મુખ્ય બાબતોએ તો સૌનું ધ્યાન ખેંચ્યું છે. એક તો આ ફરમાનથી વોરંટ વિના શકદાર માણસોને પકડવાની જેવી સત્તા આ હુકમથી આપવામાં આવી છે તેવી કાળા કાયદામાં નહોતી આપી. અને આ છુટનો પૂરેપૂરો ઉપયોગ કરીને બંગાળ સરકારે સબ ઇન્સ્પેકટરથી ઉંચા દરજ્જાના તમામ પોલિસ અમલદારોને તેમ જ પહેલા વર્ગના તમામ મેજીસ્ટ્રેટોને એ વિશાળ પ્રાંતમાં ગમે તેને પકડવાની છુટ આપી છે. તેથી આ શાસનથી ખરેખર પોલિસ રાજના જ શુકન મંડાયા છે! કદાચ એથી પણ વધારે ગંભીર બાબત તો એ છે કે જો કોઇ કારણસર કોઇ માણસ જો નહિ તો તેણે પહેલી તપાસમાં મેજીસ્ટ્રેટ આગળ આપેલ

જુબાની જ ઉંબટની સુનાવણીમાં રીતસરના પુરાવા તરીકે રજુ કરી શકાશે. આમ પકડેલા માણસ વિષે ખોટી જુબાની આપનાર કોઇને પોલિસ ગમે ત્યાં ગેપ કરી દે—સુકટો થઇ ગયા પછી પાછો બ્હાર. પણ આવે —ને તેની ઉલટ તપાસ ન થઇ હોય તો પણ તેનાં વચન પર આરોપીને ફાંસી પણ દઈ શકાય. આ એ "સુધારા"ને લીધે પોલિસ ગમે તેવા નિર્દોષ માણસને પકડીને તેને સીધો ખુદાના દરબારમાં રવાના કરી શકે !

(૪) કાળા કાયદા પહેલેથી પ્રકટ થયા ને ધારાસભામાં રજુ થયા એટલે એ સભામાં તેની સામે સખ્ત વિરોધ થયો ને મહાત્માજીએ સત્યાગ્રહની લડત માંડી. એટલે તે કાયદાને ઉંબટની સંમતિ આપતા પહેલાં સરકારને પ્રજામતની પૂરી ખબર પડી હતી. તેનું એક પરિણામ એ પણ આવ્યું કે કેટલાક નરમ સભાસદોએ સરકારથી ભરમાઇને ત્રણ વરસ સુધી કાયદો રાખવામાં સંમતિ આપી ને વાઇસરોયે તેના પર સહી પણ કરી છતાં પણ તેનો સહેજ પણ અમલ થઇ શકયો નહિ. પણ આ વખતે તો ગોળો ઓચીંતો પડયો તેથી પહેલે સપાટે આશરે ૭૫ માણસોને તો પકડી લીધા. તે પછી લગભગ સૌ પક્ષોએ તેનો સખ્ત વિરોધ કર્યો છે તેથી હાલ સરકાર અટકી ગઇ છે. પણ વળી કંઇ ધાર્મિક ઝગડામાં કે ઐકયની ચર્ચામાં પડીશું ત્યારે સરકાર ઓચીંતો છાપો નહિ મારે તેની શી ખાતરી ?

(૫) કાળા કાયદાનો તો અમલ જ ન થયો એટલે તે વિષે સરકારનો ખરો હેતુ કળાયો નહિ. તેમાં રાજદ્રોહના ગુન્હાસર આરોપીઓને પકડવાની રજા આપી હતી. પણ આ વખતે તો સ્વરાજ્ય પક્ષની ચોખ્ખી કાયદેસર લડત કરનારાને જ તોડવાની સરકારની નેમ ચોખ્ખી જણાઇ આવી છે. પંડિત મોતીલાલજીએ એ બાબતો ચોખ્ખી કરી છે. પ્રથમ તો પહેલે જ દિવસે પકડાએલા ૭૨ માણસોમાંથી ૬૦ તો સ્વરાજ્ય પક્ષના આગેવાન છે અને બાકીના ૧૨ માંથી કેટલાકે તારકેશ્વરની લડતમાં ભાગ લીધો હતો. બીજી વાત એ છે કે આમ સરકારે ઓચીંતો છાપો માર્યો છતાં એક પણ પીસ્તોલ કે ક્યાંયે દારૂગોળો કોઇ ઠેકાણે મળ્યાં નથી. તેમ ખોટી બાતમીથી સરકાર ભરમાઇ છે એમ પણ ન જણાય. એમ હોત તો તો ઘણાખરાને સરકાર તરત છોડી દેત. પણ તેણે કોઇને છોડયા નથી તેમ નવા કોઇને હાલ પકડતી નથી તેથી બદદાનત પુરવાર થાય છે.

પણ હિન્દી સરકારે જે ચોખવટ નથી કરી તે વિલાયતનાં પત્રોએ કરી છે. બંગાળમાં સ્વરાજ્ય પક્ષના વિજય પર વિલાયતનાં છાપામાં ખુબ ટીકા થતી હતી, "ધી નેશન" જેવું ઉદાર રાજનીતિવાળું પત્ર પણ બંગાળની સ્થિતિને ગંભીર ગણવા લાગ્યું હતું! અને જ્યારે આપણા નવા વડા પ્રધાન મિ. બોલ્ડવીન વાઇસરોયને આ છેલ્લા કૃત્યને માટે શાબાશી આપને આપને કંઇ પણ કાયદેસર ચળવળને દબાવવાના આક્ષેપનો ઇનકાર કરે છે ત્યારે તેમનું જ પત્ર "ડેઇલી ટેલીગ્રાફ" શ્રી દાસના પક્ષને ફીતુરી અને ખજાવાખોર ગણીને તેને આ ફરમાનથી સાફ કરવાનું વાજબી ગણે છે.

(૬) બંગાળની નવી રાજનીતિ ઘણી ક્રૂર છે એટલું જ નહિ પણ ઘણી નીચ પણ છે. પ્રજાને અંધારામાં રાખીને ઓચીંતો હુમલો કર્યો એ તો ઉપર જણાવ્યું છે. તેમ વળી વિલાયતની સરકારની પણ ઘણી ખરાબ ઘડીનો હિન્દી સરકારે લાભ લીધો. મિ. મેકડોનલ્ડની સરકાર આમની સભામાં હારી ગઇ અને ઇંગ્લાંડના તમામ રાજપુરુષો નવી ચુંટણીની ધમાલમાં પડી ગયા એ જ પળ આ ગોળો ફેંકવાને સરકારે તાકી ! એક કોમ્યુનિસ્ટ પત્ર પર કામ નહિ ચલાવવાની જીદની ખાતર જે સરકારે નવી ચુંટણીનું જોખમ ખેડયું તેણે ગમે તેવા પુરાવા પર આવું ભયંકર શસ્ત્ર પ્રજા પર ઉપાડવાની વાઇસરોયને મંજુરી આપી તે માટે તેને કદિ માફ થઇ શકશે નહિ. છતાં જે પગલું બે મહિના પહેલાં કે બે મહિના પછી સહેલાઇથી લઇ શકાય એમ હતું તેને માટે ચુંટણીનો કટોકટીનો પ્રસંગ તાકવા માટે હિન્દી સરકાર પર જેટલી પીસ્તાળ પાડીએ તેટલી ઓછી જ છે.

### જાગૃતિ ને જવાબ

આમ આપણે ફરજીઆત હંતામણની અને ધાર્મિક ઐકયની લાંબી ચર્ચાઓમાં ગુંથાયા હતા તે વખતે સરકારે ઓચીંતો ઘા કર્યો તેમાં પણ કંઈ રહસ્ય નથી ? અમે ઉપર જણાવ્યું કે મહાત્માજીએ રેંટીઆનો ધર્મ —પંથ બનાવ્યો છે ને દિલ્હીમાં તાકીદના વહેવારૂ સવાલોની ચર્ચા પણ ધર્મના પુરાણા વાતાવરણમાં કરવામાં આવી હતી. આમ એક કે બીજી રીતે આપણે આંતરિક સવાલોનો અંતર્મુખ વૃત્તિથી વિચાર કરતા

હતા દેવામાં સરકારે પોતાની પ્રચંડ શક્તિ આપણા પર અજમાવી. આપણા ઇતિહાસમાં ઘણી વાર બન્યું છે તે ફરીથી બન્યું. આપણે ધાર્મિક ચર્ચાઓમાં વખતોવખત લીન થઇએ છીએ—સત્ય શોધવાને લગભગ ધ્યાનસ્થ થઇએ છીએ ત્યારે શત્રુ આપણા ઉપર દારૂણ હુમલો કરી આ દુનીઆનું ઓચીતું ભાન કરાવે છે.

કવિવર રવીન્દ્રનાથે એક સ્થાને જણાવ્યું છે કે હિન્દીઓએ જુના વખતથી ધર્મ અને અહિંસાની એટલી બધી સાધના કરી છે કે તેથી તેમણે આ સંસારનાં સુખ ને સત્તાની પણ પરવા નથી કરી. આ વિષે આપણા પૂર્વજોની ઉલટતપાસ કરી શકાય એમ નથી. પણ એટલું તો ચોક્કસ છે કે આજની પ્રજા આવું કંઈ કરવા જરાયે તૈયાર નથી. જેમ શરીર એ ધર્મનું પહેલું સાધન છે તેમ રાષ્ટ્રની શક્તિ ને સમૃદ્ધિ એ કોઇ પણ સ્વરાજ્ય કે રામરાજ્ય માટે આવશ્યક છે.

સરકારે સખત સપાટો મારીને આપણને ધર્મચર્ચામાંથી જાગૃત કર્યા છે. આનો એક અર્થ તો એ છે કે આ જમાનામાં એમ ધ્યાનસ્થ થવું હોય તો કોઈ થવા દે એમ નથી. આપણે જેમ અંદર અંદર ગુંચળું વાળીને બેસીશું તેમ નવા જમાનાના વધારે ને વધારે પ્રહાર વાગશે. તેથી શુદ્ધ ધર્મની સાથે રાષ્ટ્રીય ને રાજકીય શક્તિ પણ સત્વર કેળવવાની તાકીદ મળી છે. સરકારે આપણા પર પોતાની દારૂણ શકિત અજમાવી છે તેનો જવાબ સામી શકિત કેળવીને જ આપવો જોઇએ.

આ દૃષ્ટિએ પ્રજાનો જવાબ તપાસતાં કંઇક હર્ષ થાય છે પણ વધારે ખેદ થાય છે. પકડાપકડી થયા પછી બંગાળીઓએ અને ખાસ કરીને દેશબંધુ દાસે સિંહ સમી પ્રચંડ ગર્જના કરીને શત્રુનાં દિલને કંઇક ડરાવ્યાં તે માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. મહાત્માજીએ અને બીજા દેશનાયકોએ પણ આ વિષે વિરોધ દર્શાવ્યો છે. પણ આ પ્રસંગની સરખામણીમાં તે સુકો ને નરમ લાગે છે.

પણ પછી? તરત જ સરકારની સામે સાથે મળીને લડત ચલાવવાને સૌ પક્ષોનું ઐકય કરવાની વાત ચાલી તે તો યોગ્ય જ હતી. પણ અમે એમ ધાર્યું હતું કે સરકારની આ આપખુદીની સામે વિરોધ અને સ્વરાજ્યની સત્વર પ્રાપ્તિ એ જ રાજકીય ઐક્યના ધોરણ તરીકે બસ થશે. વાઇસરોયે આમ એકાએક ઐકય સાધવાની સુંદર તક આપી તેનો લાભ લેવા કરતાં વધારે સુલભ બીજું શું હોય?

પણ નહિ. આપણી નસમાં રહેલી ધર્મવૃત્તિ વળી પાછી તરી આવી ને મહાસભાના ઐક્ય માટે 'સરકારની રાજનીતિ બસ ન લાગવાથી સુતરના તાર પર તે રચવાનું વિચિત્ર' સમાધાન આપણા ત્રણ અગ્રેસરોએ કર્યું છે.

## સમાધાન

બંગાળમાં દમનનીતિ શરૂ થયા પછી આ સમાધાન ઘડાયું. તેથી પહેલી તો એવી આશા રાખીએ કે તેમાં સરકારને સણસણતો જવાબ આપવામાં આવશે અને સરકાર સામે મરણીઆ થઇને લડવાનો આગ્રહ દર્શાવ્યો હશે. પણ આ દૃષ્ટિએ તો એ જાહેરનામું દંડુગાર ને નિરાશાજનક લાગશે. બંગાળના કિસ્સાથી ઐકય સાધવાની જરૂર જણાણી છે પણ વિધે ફસરીઆં કરવાની વાત નથી. અસહકારનો ક્રમ ગોકુફ રાખવાનું લખ્યું છે પણ તેમાં સરકાર સામે યાહોમ કરવાનો જુસ્સો હતો તે કાયમ રાખવાનું લખ્યું નથી. શ્રીમતી સરોજિની નાઇડુ તે વખતે દિલ્હીમાં હતાં તેમણે સમાધાનની શરતો મંજુર રાખી છે છતાં તેમને પણ લડતનો જુસ્સો તેમાં ન જણાવાથી જરા નિરાશા થઇ હતી.

પણ એમ માનો કે ઐક્યની સાધના સિવાય સંગીન લડત ન ઉપાડી શકાય તેથી ઐક્યનો જ મુખ્ય હેતુ રાખવામાં આવ્યો છે. વધારામાં એ પણ કબુલ કરીએ કે મહાસભાની બ્હારના સ્વતંત્ર, વિનીત પક્ષો સાથે મસલત કરતા પહેલાં તેની અંદરના જ બે પક્ષોને સાધવાની જરૂર હતી. આટલી છેક ટુંકી દૃષ્ટિએ તપાસતાં પણ સમાધાનની શરતો અર્ધદગ્ધ ને અવ્યાવહારિક લાગે છે અને જો કે આજે બન્ને પક્ષના અગ્રેસરો બ્હારથી તેને વધાવી લે છે તો પણ તે જરાયે લાંબો વખત ટકી શકે એવું નથી.

અમને તો આ સમાધાન ચોખ્ખા સાટા જેવું લાગે છે. મહાત્મા ગાંધીજીને ધારાસભાની કે સ્વરાજ્યની શુદ્ધ રાજકીય લડત જરાયે પસંદ નથી; છતાં સ્વરાજ્ય પક્ષનો સાથ રાખવાને તેને મહાસભાના અંગરૂપે તેમણે સ્વીકાર્યો છે. પણ એ પક્ષે માત્ર મંજુરી જ નથી મેળવી પણ રાજકીય કાર્યમાં સર્વોપરિ સત્તા (મૉનોપોલી) મેળવી છે. અને આ મોટી પ્રાપ્તિના બદલામાં તે પક્ષે ખાસ પ્રસંગે ખાદીનો પોશાક ધારણ કરવાનું અને

જાતે નહિ તો બીજાની પાસે કંતાવવાનું કબુલ કર્યું છે અને તે પણ ગાંધીજી જેવા મહારથીને રીઝવવાને જ અને બેલગામની મહાસભા તેમના પ્રમુખપદ નીચે ભરવાને માટે જ કર્યું છે. આમ બન્ને પક્ષને સામાની જે વાતો અણગમતી છે અથવા થોડી જ પસંદ છે તે તેમણે પોતાની વાત મંજુર કરાવવાને સ્વીકારી છે.

આમ બન્નેમાંથી કોઈના મનનું આથી પૂરું સમાધાન થતું નથી. બન્નેએ સામાને ઓછામાં ઓછું આપીને વધારેમાં વધારે ખેંચવાનો પ્રયાસ કર્યો છે. એટલે ભવિષ્યમાં પણ બન્ને અસંતુષ્ટ રહેશે ને પહેલી તકે પોતાનો કક્કો પૂરેપૂરો ખરો કરવાને પ્રયાસ કરશે. આમ જાણ્યે કે અજાણ્યે વેપારી સાટું થયું છે. તેથી મુત્સદ્દી રાજપુરુષોને ભલે સંતોષ થાય, પણ રાજકારણના શાંત અભ્યાસીને તો તેથી અતિશય શોક ને દુઃખ થયા વિના રહેશે નહિ.

આ ચિકિત્સાનાં કંઇ કંઇ તત્ત્વો આજથી જ ખરાં પડતાં જાય છે. પ્રથમ તો ચુસ્ત પક્ષ જ એકંદર આ સમાધાનથી નારાજ થયો છે અને ગાંધીજી પ્રત્યે ભક્તિથી જ તેને કબુલ રાખશે એ દીવા જેવું દેખાય છે. સમાધાન જાહેર થયા પછી તરત જ બંગાળ ને પુનાનાં ચુસ્ત પત્રોએ તેની સામે વરાળ કાઢવા માંડી હતી. કેમ ન કાઢે ? સૌ કબુલ કરશે કે આથી ચુસ્ત પક્ષ ઘણી કફોડી સ્થિતિમાં મુકાયો છે. અત્યાર સુધી તો સ્વરાજ્યવાદીઓ મહાસભામાં નાની સંખ્યામાં હતા તેથી તેનો એકંદર કારભાર ચુસ્ત પક્ષના હાથમાં હતો. હવે સ્વરાજ્ય પક્ષનું કામ મંજુર થયું એટલે સૌના દિલમાં રાજકીય વૃત્તિ રહેલી છે તેને સંતોષવાને હવે ઘણાખરા જેમ આજ સુધી મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડમાં જતા હતા તેમ હવે ધારાસભામાં જવા તૈયાર થશે. એટલે ચુસ્ત પક્ષના હાથમાંથી મહાસભાનો કારભાર પણ ધીમે ધીમે જાય અને તેને સ્થાનિક મંડળોના ટુંકા વહીવટથી અને સાત્વિક છતાં લુખા લાગતા રચનાત્મક કાર્યથી જ સંતોષ માનવો પડે ! વળી જેઓ ચુસ્ત હોય તેમને તો હાથે જ કાંતવુ પડે ને ચોવીસે કલાક ખાદી પહેરવી પડે ત્યારે સ્વરાજ્યવાદીઓ તો મહાસભાની રંગભૂમિ પર જ ખાદી પહેરે અને ગમે તેને પૈસા આપીને કંતાવી શકે. તે છતાં વળી બડાખાં બનીને ધારાસભામાં જાય ને અજ્ઞાન વર્ગમાં તેમના જ તારણહાર તરીકે અને મહાસભાના પ્રતિનિધિ તરીકે મ્હાલી શકે !

બીજી ખાસ સ્વરાજ્ય પક્ષ ઘણો ઉસ્તાદ છે એટલે તેના અગ્રેસરો તો સમાધાનની વાહવાહ ભણે છે. છતાં તેમની માનસિક સ્થિતિ કળવી મુશ્કેલ નથી. તેઓ ચોકસ એમ માનતા હશે કે તેમને મહાસભામાં ચોકસ સ્થાન મળ્યું એટલે હવે થોડા વખતમાં મહાસભામાં તેમની જ બહુમતિ થશે. તેમ આજે દેશમાં બંગાળની સરકારે તે જ પક્ષ પર પ્રહાર કર્યો છે એટલે તેને સહાય કરવાને તેમાં જ જોડાઇને તેના સુખદુઃખમાં ભાગ લેવાને પંડિત મોતીલાલજી સ્વાભાવિક રીતે સર્વેને વિનંતિ કરે છે. આ સ્થિતિમાં બેલગામ સુધીમાં કે તે પછી તરતમાં મહાસભામાં સ્વરાજ્ય પક્ષની બહુમતિ થાય એ તદ્દન સ્વભાવિક છે.

એટલે પછી ખાદી ને કંતામણની કલમોનું શું થાય ? શોભાને પ્રસંગે ખાદી પહેરવાની કલમ તો ભલામણ રૂપે જ ગણાશે, કારણ કે તેનો કોઇ રીતે અમલ થઇ શકે એમ છે જ નહિ. સભાસદ થયેલા કોણે ખાદી ન પહેરી તેનું પત્રક કોણ રાખી શકશે ? તેમ કયે પ્રસંગે ખાદી પહેરવી જ પડે તે વિષે શંકા ઉપજાવી શકાય. પણ દર મહિને ૨૦૦૦ વાર સુતર ન મોકલે તેનું નામ તો સભાસદમાંથી કમી કરી શકાય. પણ બીજાની પાસે કંતાવવાની આજની કલમનો એવો અર્થ નહિ થાય કે જે થોડા હાથે કાંતે તે સિવાયના ઘણાખરા માણસો સ્થાનિક સમિતિને પૈસા જ આપીને તેને પોતાની વતી પ્રાંતિક સમિતિને દર માસે સુતર મોકલવા સૂચવે ? પણ આવું તો શહેરના માણસોએ કરે. અમને ધાસ્તી તો એવી છે કે આજથી પાંચ છ મહિને નવા ધોરણસર સભાસદો નોંધવાને સ્વયંસેવકો ગામડે ફરશે ત્યારે પૈસા લેવાના નહિ હોય તો સુતર આપવાની લેખી કબુલતથી પહેલાંના કરતાં પણ ઘણા વધારે સભાસદ થશે, ને જ્યારે તેઓ કંઇ નહિ આપે ત્યારે છેવટે કંટાળીને નવી સમિતિઓ તેમની પાસેથી થોડાઘણા પૈસાનું વળતર લઇને તેમને સભાસદ તરીકે કાયમ રાખશે. આવે વખતે સ્વરાજ્યવાદીઓથી ભરચક ભરેલી સમિતિઓ કાંતવાનું ધોરણ છેક મરજીઆત કરીને ( અમુક ભાગની ફી ખાદીના કામમાં ખરચવાની શરતે કે તે સિવાય પણ ) પૈસાનું જુદું ધોરણ સ્વીકારશે તો કોણ નવાઈ પામશે ?

આવા કંઇ વિચારો સ્વરાજ્યવાદીઓના મનમાં નહિ આવતા હોય એમ માનવું મુશ્કેલ છે. એટલે

તેઓ સમાધાનની કલમને કામચલાઉ જ ગણીને પહેલી તકે આગળ ધપવા પ્રયાસ કરશે એમ અમને તો ચોખ્ખું દેખાય છે.

### મહાસભા—રાજકીય કે સામાજિક ?

આ ઉપરચોટીઆ સમાધાન છતાં પણ ગાંધીજી અને સ્વરાજ્યપક્ષની વચ્ચે મતભેદ ઘણો ઉંડો અને તાત્વિક છે. અમે ઉપર જણાવ્યું છે તેમ ગાંધીજી ધાર્મિક તેમજ નૈયાયિકોના જેવી આંતરિક દૃષ્ટિથી બધું જુએ છે ત્યારે સ્વરાજ્યપક્ષ તો શુદ્ધ વ્યાવહારિક અને રાજકીય દૃષ્ટિથી નીહાળે છે તેથી રાષ્ટ્રીય પ્રગતિ માટે અંદરથી સુધારો કરવાની સામાજિક તેમજ બ્હારના સાથે લડવાની રાજકીય—એ બન્ને પ્રવૃત્તિની જરૂર તો સ્વીકારે છે અને તે એકબીજાને સહાય કરે એમ પણ સૌ માને છે. પણ ગાંધીજીની દૃષ્ટિ આંતરિક હોવાથી તેઓ સામાજિક કાર્યને જ પ્રધાનપદ આપે છે ત્યારે સ્વરાજ્ય પક્ષ રાજદ્વારી વૃત્તિવાળો હોવાથી રાજકીય લડતને વધારે મહત્વ આપે છે. આટલો મતભેદ પણ કદાચ નભાવી લેવાય. પણ જ્યારે [સ્વ]રાજ્યપક્ષ મહાસભા જેવા રાજકીય મંડળમાં રાજકીય [વૃ]ત્તિને પ્રધાન રાખીને તેની સાથે સામાજિક કાર્યને [સ]માવી લેવાને તૈયાર છે ત્યારે ગાંધીજીનું પૂરેપૂરૂં ચાલે [તો] તેઓ આજે મહાસભાની તમામ રાજકીય પ્રવૃત્તિને [બં]ધ કરી લઈને તેમાં કેવળ સામાજિક કાર્ય કરવાને [ત]ત્પર થાય છે.

આ તો ચોખ્ખો કાર્યક્રમનો વિપર્યય જ લાગે છે. દુનીઆના સૌ દેશમાં બન્ને કાર્યની જરૂર જણાઈ છે ને તેથી બન્ને માટે જુદાં જુદાં મંડળો સ્થપાયાં છે એટલું જ નહિ પણ રાજકીય ક્ષેત્રમાં કટ્ટા દુશ્મન હોય એવા માણસોએ સાથે મળીને સરસ સામાજિક કાર્ય કર્યાં છે. ગાંધીજી ખરૂં જ કહે છે કે સૌ પક્ષો સામાજિક કાર્યમાં એકત્ર થઇ શકે. પણ તે રાજકીય મંડળમાં નહિ પણ સામાજિક મંડળમાં. આયર્લેન્ડમાં સહકારી મંડળના ભવ્ય કાર્યમાં સામસામી ગોળીઓ ચલાવનાર સાથે મળીને કામ કરતા હતા—પણ તે રાજકીય સભાઓમાં નહિ પણ સરકારી મંડળના વિશાળ ક્ષેત્રમાં જ. પણ એ વખતે જો કોઇએ બધી રાજકીય પ્રવૃત્તિ બંધ કરીને માત્ર સહકારી મંડળના અને માખણના ઉદ્યોગના ઠંડા કાર્યમાં જ પુરાઈ રહેવાનું સૂચવ્યું હોત તો કોઇ માનત ખરૂં ?

તાત્પર્ય એટલું જ છે કે સામાજિક કાર્ય ખરેખર મહત્વનું અને વિશાળ છે. પણ તે માટે જુદું જ મંડળ જોઇએ. મહાસભા તો મૂળથી જ રાજકીય મંડળ છે તેને ન કેવળ સામાજિક બનાવાય કે ખાદીમંડળમાં ફેરવી શકાય. એમ તો અનવસ્થા જ થાય. સૌ ચીજ તેને સ્થાને જ શોભે. તેથી જો કાયમનું સમાધાન કરવું હોય તો મહાસભાનું ક્ષેત્ર શુદ્ધ રાજકીય કાર્યને માટે જ ખુલ્લું રાખીને ગાંધીજીએ ખાદીના તેમજ સામાજિક કાર્યને પૂરો ન્યાય આપવાને દેશભરમાં એક વિશાળ તંત્ર જ સ્થાપવું જોઇએ. એમ નહિ થાય ત્યાં સુધી ગાંધીજીને વારંવાર વિમાસવું પડશે ને સ્વરાજવાદીઓને કંઇક કંઇક દાવપેચ રમવા જ પડશે.

મહાત્માજીએ ઘણી વાર કહ્યું છે કે ખેતી અને ખાદી એ દેશની બે મોટી શકિતઓ છે. તેમાંથી એકનો લોપ થયો છે તેથી દેશ અપંગ ને કંગાળ થયો છે. તો એમની સેવામાં નમ્રપણે એમ રજુ કરી શકાય કે રાજકારણ અને સમાજજીવન પણ સંપૂર્ણ રાષ્ટ્ર-જીવનનાં બે આવશ્યક અંગ છે અને તેમાંથી એકનો હ્રાસ થવાથી જાણ્યે કે અજાણ્યે દેશને ભારે સંકટ થવાનો સંભવ છે. તેઓ પોતે ભલે સામાજિક અને નૈતિક સુધારણામાં જ એકાગ્ર થાય અને તે કાર્ય સફળ થએલું લાગે ત્યારે પાછા પવનપાવડીએ રાજકાર્યમાં પ્રવેશ કરે. પણ ત્યાં સુધી મુખ્યત્વે કરીને રાજકીય વૃત્તિ વાળા નાગરિકોએ મહાસભા જેવા રાજકીય મંડળનો મૂળ હેતુ પાર પાડવાને શા માટે એકાગ્રપણે પ્રયાસ ન કરવો જોઇએ ? આમ જ રાષ્ટ્રજીવનનાં બન્ને અંગ પરસ્પર સહાયથી ખીલે અને ફુલે અને સૌએ સ્વરાજ્ય તે સ્વતંત્રતાના જે મંગળદિન માટે ઝંખીએ છીએ તે જોતજોતામાં ચારે બાજુએ પુણ્ય-પ્રકાશ પ્રસારે.

પણ જ્યાં સુધી ગાંધીજી સામાજિક કાર્યથી જ મહાસભાને ભરી મુકીને શુદ્ધ રાજકીય જીવનને નાબુદ કરવાનો નહિ તો ગૌણ બનાવવાનો પણ આગ્રહ રાખશે ત્યાં સુધી તેમની પ્રવૃત્તિનું મૂલ્ય પણ ઓછું લાગશે ને રાષ્ટ્રીય જીવનની સંપૂર્ણતાને હાનિ પહોંચશે.

ધર્મ અને રાજકારણ બન્ને જરૂરનાં છે. 'ધર્મ ન હોય તો પૃથ્વી રસાતાળ જાય. તેમ રાજકર્મ જો મુકીએ તો ગરીબ કંગાલીઅત અને ગુલામીની બેડીઓ ભોગવીએ.

## સ્ત્રીઓની પ્રગતિ

આ જમાનો સ્ત્રીઓની પ્રગતિનો કહેવાય છે. છેલ્લા થોડા બનાવો એ પ્રગતિના સૂચક છે. વિલાયતમાં આમની સભાની છેલ્લી ચુંટણીમાં પહેલાંના કરતાં પણ ઓછી—માત્ર ચાર જ સ્ત્રીઓ ચુંટાઈ એથી જેમને ઘડીઆળનો કાંટો પાછો ફર્યો છે એમ લાગશે તેઓ પણ કેળવણી ખાતાના ઉપપ્રધાન તરીકે ડચેસ ઓફ એથોલ જેવાં સ્ત્રીરત્નની નીમણૂક જોઇને રાચશે.

ખરું જોતાં આ બન્ને બનાવો ભ્રમજનક છે. જીવનના સર્વે માર્ગોમાં પુરૂષના જેટલા જ—ક્વચિત તેથી પણ વધારે હક ને પ્રતિષ્ઠા સ્ત્રીઓને આપવાં એ કામદાર પક્ષનો ખાસ સિદ્ધાંત છે. તેમ સ્ત્રીઓની ગરીબાઇનું નિવારણ કરવા તે પક્ષ ખાસ પ્રયાસ કરે છે. તેથી વિલાયતમાં તે જ પક્ષ સ્ત્રીઓનો વધારેમાં વધારે ચુસ્ત હિમાયતી ગણાય છે. પણ છેલ્લી ચુંટણી વખતે તો કામદાર સરકારને પદભ્રષ્ટ કરવાને તે પક્ષની સામે બને તેટલું ઝેર ફેલાવ્યું. એટલે કામદારોની હાર થઇ તેમ સ્ત્રીઓની સંખ્યા પણ ઘટી. પણ આથી વળી નવી સરકાર સ્ત્રીઓની વિરોધી ન ગણાય એટલું જ નહિ પણ કામદાર સરકારને પણ ટક્કર મારતી જણાય તે માટે ડચેસ ઓફ એથોલની નીમણૂક કરી દેખાય છે.

જેમ કામદારોની તેમજ સ્ત્રીઓની પ્રગતિને પણ આથી છેવટે તો લાભ જ છે. ત્રિશંકુ જેવો વિનીત પક્ષ લગભગ નાબુદ થયો તેથી હવે હડહડતા મુડીવાળાના એક જ પક્ષ સામે કામદારોને લડવાનું રહ્યું—અને થોડા વખતમાં મુડીવાળાનું પોત પ્રકાશશે એટલે પહેલાંના કરતાં ઘણી જ મોટી સંખ્યામાં તેમનો પક્ષ ગાદીએ આવશે. તેમ સ્ત્રીઓની પણ સંખ્યા હાલ ઘટી છે તે છેવટે ઘણી વધવાને માટે જ. ને દરમ્યાનમાં એક સન્નારીની કેળવણીખાતામાં નીમણૂક થવાથી પણ સ્ત્રીઓની ઉન્નતિ ને કેળવણીને ઘણું પોષણ મળશે.

વળી આપણા દેશમાં કંઇક કંઇક આશાજનક બનાવો બનતા જાય છે. મ્હૈસુરની ધારાસભામાં એક સ્ત્રી સભાસદની નીમણૂક થઇ છે. આમ આપણા દેશમાં પહેલી જ વાર ધારાસભામાં સ્ત્રીનો પ્રવેશ થશે.

ત્રાવણકોરમાં યુવરાજ ગાદીએ આવ્યા છે તેમના વાલી તરીકે રાજમાતા રાજકારભાર ચલાવે છે ને એ બાબતમાં તેમણે સારી શરૂઆત કરી છે તેથી તેમને વિષે ઘણી આશા રહે છે. એવું સાંભળ્યું છે કે આ રાણીસાહેબ સત્તાધીશ થયાં એટલે રિવાજ મુજબ ત્યાંના પોલિટિકલ એજંટ તેમને મળવા ગયા. તેમનો સારો આદરસત્કાર થયો. પછી વહેવાર મુજબ રાણીસાહેબે પણ તેમને મળવા જવું જોઇએ છતાં ન ગયાં. આથી ચીઢાઇને પોલિટિકલ એજંટે કારણ પૂછાવ્યું ત્યારે રાણીજીએ કહેવડાવ્યું કે "તમે પરણેલા નથી એટલે અમારા રિવાજ મુજબ તમારા ઘરમાં મારાથી ન અવાય." આથી એજંટ સાહેબને ઘણું ખોટું લાગ્યું! મગજ પરથી જરા રાઇ ઉતરી હશે!

આ કિસ્સાથી રાણીસાહેબના આર્યસંસ્કાર વિષે તેમજ તેમની સ્વાતંત્ર્યબુદ્ધિ વિષે ઘણું માન ઉપજે છે.

બીજો બનાવ વાઇકોમ સત્યાગ્રહને અંગે બન્યો છે. જે ટોળીએ વાઇકોમના મહામંદિરનો માર્ગ અંત્યજો માટે ખુલ્લો કરાવવાને માટે આટલી ધાંધલ કરી તેના પ્રતિનિધિઓ તરફ જ રાજ્યાધિકારીઓ ઉદ્ધતાઇથી વર્તે તો આપણે નવાઇ ન પામીએ. સદ્‌ભાગ્યે રાજ્યારોહણનો નવો પ્રસંગ બન્યો ત્યારથી સત્યાગ્રહ મોકૂફ રાખવામાં આવ્યો છે તેથી અમલદારોનાં મન પણ જરા પલળ્યાં હશે. અને હમણાં આ વિષે હજારો હિન્દુઓની અરજી સત્યાગ્રહીઓના એક જ ચાળે રાણીસાહેબ આગળ રજુ કરી ત્યારે તેમણે તે જાતે સ્વીકારીને તેમની બધી હકિકત સાંભળી ને ધારાસભામાં એ બાબત આવશે ત્યારે તે વિષે છેવટનો નિર્ણય જણાવવાનું તેમણે કહ્યું છે. આમ તેઓ શુષ્ક રાજદ્વારી ધોરણ છોડી દઇને વાત્સલ્યભાવથી વર્ત્યાં છે અને તેમનું માતૃહૃદય આ મુશ્કેલ સવાલનો વ્યાજબી નિકાલ કરવા તેમને પ્રેરશે એવી આશા રાખીએ છીએ.

---

## કાઠીઆવાડમાં પ્રજામત

કચ્છ કાઠીઆવાડને માટે કહી શકાય કે પ્રજાના દુઃખનો પ્યાલો ભરપૂર ભરાયો છે અને હવે એક પણ ટીપું વધારે માઇ શકશે નહીં. ચારે તરફથી દુઃખની બૂમરાણ સંભળાય છે. કોઇ રાજમાં લખલુટ ખર્ચ રાજમહેમાનોના સ્વાગતમાં ખર્ચાય છે અને પ્રજાની સ્થિતિ સુધરતી નથી, કોઇ ઠેકાણે લાંચ તથા જુલમની બૂમો સંભળાય છે, કોઇક ઠેકાણે બૂમો ઓછી હશે, પણ એકંદરે એટલું ચોક્કસ છે કે આજે કચ્છ કાઠીઆવાડમાં એક પણ પ્રગતિવાન સંસ્થાન નથી. જ્યાં ત્યાં આપખુદી તથા સ્વચ્છંદનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યું છે.

રાજાઓ રાજધર્મ ભૂલી ગયા છે. પ્રજાવર્ગ હદપાર નબળો, બ્હીકણુ અને કુસંપી છે.

કાઠીઆવાડ ( તથા કચ્છ ) કેળવણીમાં પછાત છે. હુન્નરઉદ્યોગની કેળવણી માટે એક પણ સારી સંસ્થા જોવામાં આવતી નથી. સ્ત્રીકેળવણીમાં પણ પછાત છે. પ્રજાકીય સ્વાશ્રયની સંસ્થાઓ, પુસ્તકાલયો, સેવામંડળો, રાષ્ટ્રીય મંડળો ઓછાં છે. કાઠીઆવાડની પ્રજાની આર્થિક સ્થિતિ ગરીબ છે. જમીન પહાડી હોવાને લીધે માત્ર ખેતીથી તેમની ઉન્નતિ થઇ શકે એમ નથી. હુન્નરઉદ્યોગોની ખીલવણી થઇ નથી, એ બાબતમાં કોઇએ લક્ષ આપ્યું હોય એમ જણાતું નથી. કાઠીઆવાડી વેપારીઓ, હિંદુ તથા મુસલમાન, મુંબાઇ જઇને લાખો રૂપીઆ વેપારમાં કમાયા છે અને પોતાના દેશમાં છુટથી પૈસો ખર્ચે છે, પણ કાઠીઆવાડમાં યોગ્ય કાર્યકર્તાઓ પાકયા હોય એમ દેખાતું નથી. છુટક છુટક કામ કરનાર અનેક મહાન વ્યક્તિઓ છે પણ એક સમર્થ નેતાની જરૂર જણાય છે. કાઠીઆવાડ રાજકીય પરિષદના વહાણનું સુકાન પકડી શકે એવી એક પણ વ્યક્તિ મળતી નથી એ નવાઇ જેવું નથી ?

કાઠીઆવાડની પ્રજા રસિક છે, તેણે હજી શૌર્ય તદ્દન ગુમાવ્યું નથી, તેનામાં આગ્રહ છે વિગેરે હકીકત અમે સ્વીકારીએ છીએ. ગુજરાતની સરખામણીમાં તેનામાં અનેક સદ્‌ગુણો છે, તેની સાથે ઘણા દોષ પણ છે અને કાઠીઆવાડી દરબારોની ભયંકર ગેરવ્યવસ્થાનો દોષ માત્ર રાજાઓ ઉપર ઢોળી પડાય 'નહીં'. રાજાનો દોષ કેટલો છે અને પ્રજાનો કેટલો છે, રાજાઓનું શિક્ષણ, તેમનું ચારિત્ર્ય, તેમની સંસ્કૃતિ કેવાં છે અને પ્રજાના ગુણદોષ કેવા છે તેનો સારો અભ્યાસ કર્યા શિવાય ટીકા કરવામાં માલ નથી. તે છતાં સમાજશાસ્ત્રનો દરેક અભ્યાસી એટલું તો ચોક્ખું જોઇ શકે છે કે કાઠીઆવાડી ગેરવ્યંવસ્થા તથા અવ્યવસ્થાનો દોષ એક પક્ષ ઉપર નાંખી શકાશે નહીં. કાઠીઆવાડ રાજકીય પરિષદની સભા ભાવનગરમાં ભરવાની દરખાસ્ત થઇ ત્યારથી તે આજ સુધીનું પ્રકરણ જે અંદરખાનેથી જાણે છે તેમને એ પ્રદેશના કેટલાક કાર્યકર્તાઓ, કેટલાક કહેવાતા આગેવાનો વિષે બહુ ઉંચો મત બંધાય એ કાંઇક શંકાસ્પદ લાગે છે.

કચ્છ કાઠીઆવાડનો સંબંધ હવે હિંદી સરકાર જોડે થશે, પણ તેમાં પ્રજાની સ્થિતિ કેવી રીતે સુધરશે તેનો આપણે વિચાર કરવાનો રહ્યો. સરકારી સંબંધના ફેરફારને લીધે પ્રથમ દર્શનીય અસર એવી થશે કે રાજાઓ વધારે સ્વતંત્ર, વધારે આપખુદ થશે, પણ જ્યારે પ્રજાબળ એકઠું થશે ત્યારે આ સ્વતંત્રતાનો લાભ છેવટે પ્રજાને જ મળશે. પ્રજાબળ વધારવાનો માર્ગ મહાત્મા ગાંધીજીએ બતાવી દીધો છે—આત્મશુદ્ધિ એટલે ચારિત્ર્યબળ, આત્મત્યાગ અને સ્વાશ્રયના મંત્રોથી જ પ્રજાહિત સાધી શકાશે. આજે કાઠીઆવાડમાં કામ કરતા કેટલાક ભાઇઓ ઉંચામાં ઉંચી પંક્તિએ મુકી શકાય એવા છે, પણ એકંદર પ્રજામત કેળવાયો નથી, એકંદર સંઘબળ ઓછું છે અને જ્યાં સુધી તે બરાબર જામે નહીં ત્યાં સુધી કાઠીઆવાડ રાજકીય પરિષદનું કામ લુલું થશે. જે પ્રજા મોડી જાગૃત થાય છે તે કાંઇક અંશે પછાત પડી રહે છે એવી માન્યતા ખોટી છે અને કાઠીઆવાડની જાગૃતિમાંથી આસપાસના પ્રદેશોને કાંઇક નવીન પાઠ તથા નવીન જુસ્સો મળશે એમ અમે ધારીએ છીએ.

સુ. મ.

## મુડીવાદનો વિજય

હિંદી પ્રજા એટલું સમજી ગઈ છે કે ઇંગ્લંડનું રાજ્યતંત્ર ગમે તે પક્ષના હાથમાં જાય તેમાં આપણે ખુશી કે દીલગીર થવા જેવું નથી. મજુરપક્ષે હિંદી પ્રજાનું દારિદ્ર ટાળ્યું નથી કે નથી બતાવી કોઇ ખાસ ઉદાર રાજ્યનીતિ. રેમ્મે મેકડૉનલ્ડ પ્રધાનપદે ચઢયા ત્યારે જે થોડીઘણી આશા હિંદી પ્રજાએ રાખી હશે તે એમના પહેલા ભાષણથી જ નાશ પામી. યૂરોપમાં રાજદ્વારી પુરૂષોના આદર્શો અને સિદ્ધાંતો યૂરોપીય રાજ્યનીતિને જ લાગુ પડે છે. પદભ્રષ્ટ થયેલા જર્મન કયઝર એક વખત કહેલું કે પાશ્ચાત્ય નૈતિક આદર્શો તથા રાજ્યનીતિ એશીઆની પ્રજાને લાગુ પાડવાની ન હોય. ઇંગ્લંડમાં મજુર પક્ષનું રાજ્ય માત્ર નામનું હતું, એ સરકારથી કોઇ પણ સ્વદેશી કે પરદેશી પ્રશ્નોનો સારો ઉકેલ થઇ શકે એવી તેમની સ્થિતિ નહોતી. મજુરપક્ષે વિનીત પક્ષની સાથે જોડાવાની ના પાડી તેથી વગરછુટકે રેમ્સે મેકડૉનલ્ડને પ્રધાનપદ સોંપવું પડયું. પણ આવો ટુંકો તથા નમાલો રાજ્યકારભાર કર્યાથી એમના પક્ષની કાર્યશક્તિને કાંઇક ધોકો પહોંચ્યો છે એવું અનુમાન કરી શકાય. મજુરપક્ષનો કારભાર કેવળ નિષ્ફળ ગયો છે એમ કહેવામાં ખોટું

નથી, અને અંગ્રેજ પ્રજા જે સ્વાભાવિક રીતે રૂઢિરક્ષક છે તે આજે મજુર વર્ગની સામે ચોકખો વિરોધ બતાવી રહી છે.

આજે ઇગ્લંડમાં ખરૂં જોતાં માત્ર બે જબરા પક્ષ છે. કૉન્ઝરવેટીવ પક્ષમાં રૂઢિરક્ષણ, મુડીવાદ, સામ્રાજ્યનો મદ તથા સ્વાર્થબુદ્ધિ, નબળી પ્રજાઓ પર જુલ્મ કરવાનો હક્ક વિગેરે સિદ્ધાંતો સ્વીકારાયા છે; મજુર પક્ષ મનુષ્યની સમાનતા સ્વીકારે છે અને મુડીવાળાઓના રાજ્યતંત્ર તરફ તેમને વિરોધ છે. રશિયા, ફ્રાન્સ તથા જર્મની વિગેરે દેશોમાં જે મજુરપક્ષ વધારે આગળ જઇને મુડીવાદને જડમુળથી ઉખેડી નાખવા ઇચ્છે છે તે પક્ષનું જોર ઇગ્લંડમાં જામ્યું નથી. મજુર પક્ષે કૉમ્યુનિસ્ટોને દાખલ પણ કરેલા નહીં, એટલે આજે એમ કહી શકાય કે ઈગ્લંડનો મજુર પક્ષ તેજ વિનીત પક્ષ છે, અને લૉઈડ જ્યૉર્જ તથા એસ્કવીથ જેવા વિનીતોને માટે જુદો પક્ષ રાખવાની આવશ્યકતા નથી. વિનીત પક્ષે કેવા પ્રકારનો કાર્યક્રમ હાથ ધરવો જોઇએ અને ડાબી બાજુના કૉમ્યુનિસ્ટો તથા જમણી બાજુના મુડીવાળાઓથી જુદી, પ્રજાને સંતોષે તેવી આકર્ષક, તથા પ્રજાહિતનાં કાર્યો સારામાં સારી રીતે થઇ શકે એવી રાજ્યનીતિ ધારણ કરવી એ પ્રશ્ન વિષે પુસ્તકો છપાયાં જાય છે. અમે એમ માનીએ છીએ કે કહેવાતા વિનીત પક્ષ માટે આજે ઇગ્લંડમાં સ્થાન નથી. એમનો બધો કાર્યક્રમ મજુર પક્ષે સ્વીકારી લીધો છે. અલબત, બન્નેનાં દષ્ટિબિન્દુ જુદાં છે તે છતાં આજે મજુરપક્ષમાં જુસ્સો છે, વિનીત પક્ષ થાકી ગયેલો છે, અને તે સજીવન થાય એ વિષે અમને શંકા છે. નવી ચુંટણીમાં મુડીવાળા પક્ષને જબરી બહુમતિ મળી છે તેથી તે ઘણા લાંબા વખત સુધી પોતાનો કારભાર ટકાવી રાખશે એવી માન્યતા તદ્દન પાયાસર નથી. વખતે એવું પણ થાય કે તેમની ગેરવ્યવસ્થાને લીધે તેમની રાજ્યનીતિ તરફ અસંતોષ ફેલાય. ફ્રાન્સ, જર્મની, રશિયા તથા હિંદુસ્તાન આ ચાર દેશોમાં તેમના કારભાર તરફ કેટલો અણગમો થશે તેના ઉપર બધો આધાર રહે છે. જો અસંતોષ વધતો જશે તો મજુર પક્ષનું તેમજ કૉમ્યુનિસ્ટોનું જોર પણ વધશે. સ્વદેશી પ્રશ્નોમાં બે બહુ જ અગત્યના સવાલ છે: (૧) બેકારી દૂર કરવાનો અને (૨) નવાં ઘર બાંધવાનો (housing). વિદેશી પ્રશ્નોમાં જર્મની સાથે થયેલા કોલકરારના અમલ વિષે છે. તેના અમલમાં ફ્રાન્સ અગર જર્મની સાથે અથડાઇ પડવાની બ્હીક રહે છે.

આ પ્રશ્નોનો ઉકેલ કોઇ પણ પક્ષને માટે સ્હેલો નથી, અને મુડીવાળાઓ તેમાં ફતેહ પામે એવી આશા રાખવી વ્યર્થ છે.

સુ. મ.

## હિંદનો સંદેશ

પૃથ્વી પ્રદક્ષિણા કરનારા વિદેશી મુસાફરો જ્યારે આપણા દેશમાં આવતા ત્યારે આગ્રાનો તાજમહાલ, દિલ્હી, આગ્રા, ફતેહપુર સીક્રીના મુગલાઇ રાજમહેલો, બનારસ, કલકત્તા તથા મુંબાઈ વિગેરે મોટાં શહેરો તપાસીને પોતાને દેશ પાછા ફરતા હતા. હવે જે યૂરોપીય કે અમેરિકાના રહેવાશીઓ અહીં આવે છે તે દેશની સંસ્થાઓ જોવા ઇચ્છે છે અને દેશના આગેવાનોને મળીને તેમની વિચારશ્રેણીનો અભ્યાસ કરે છે. દાખલા તરીકે વિસ્કૉન્સિન યુનિવર્સિટીના પ્રોફેસર રૉસ હાલમાં અહીં ફરે છે તે દહેરાં, મસ્જીદો અને રાજમહેલો જોતા જ નથી પણ દરેક ગામના આગેવાનો સાથે સામાજિક, આર્થિક, નૈતિક વિષયો ઉપર ચર્ચા કરે છે. એમના એક શિષ્ય ડૉક્ટર ક્લેરેન્સ કેસે "અહિંસાત્મક સત્યાગ્રહ (non-violent coercion)" પર પુસ્તક લખ્યું છે તેમાં છેક કૉન્ફ્યુશીઅસના સમયથી તે મહાત્મા ગાંધીના યુગ સુધીની સવ સત્યાગ્રહની હિલચાલનું પૃથક્કરણ કરીને તેનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કર્યો છે. ટુંકામાં, હિંદ દેશ હવે માત્ર પુરાણા સ્થાપત્યને માટે પ્રખ્યાત રહ્યો નથી પણ આજના ચાલુ જમાના માટે તેમજ ભવિષ્યને માટે સંદેશો આપી શકે છે.

એશીઆ ખંડનો સંદેશો—પૌર્વ સંસ્કૃતિનો સંદેશો—જાપાનીઝ મહાત્મા ઓકાકયુરાએ આપવાનું શરૂ કર્યું હતું. તેમણે એક જ ચીજ ઉપર ભાર દીધો હતો કે એશીઆ ખંડમાં અનેક ધર્મ પાળતી પ્રજા છે, તેમની સંસ્કૃતિ ઘણી જુદી છે, ચીની તથા આરબ લોકોના સંસ્કારો ઘણા જ જુદા છે, તે છતાં એશીઆનું જીવન પાશ્ચિમાત્ય દેશો કરતાં જુદા જ પ્રકારનું છે. આજે યુરોપની પ્રજા જોરમાં છે માટે તેમના રીતરિવાજો, તેમની સંસ્કૃતિ, તેમની સામાજિક તથા રાજકીય વ્યવસ્થા વિગેરેનું અનુકરણ કરવું તેમાં ડહાપણ નથી. ત્યાર પછી એશીઆ ખંડનો સંદેશ બે હિંદીઓ આપ્યાં જાય છે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોર પાશ્ચાત્ય તથા પૌર્વ સંસ્કૃતિના સમન્વય માટે પ્રયત્ન કરી રહ્યા છે, પણ તેમનો આય આત્મા તત્ત્વચિંતનની શાન્તિને માટે તલસે છે. મહાત્મા ગાંધી સામાજિક વ્યવસ્થાના દષ્ટિબિન્દુથી એ પ્રશ્ન તપાસીને અહિંસા તથા સત્યનો ઉપદેશ આપી રહ્યા છે. એમનો સંદેશ માત્ર હિંદી પ્રજા માટે નથી, માત્ર રાજકીય પ્રકરણ માટે નથી. સત્યાગ્રહ તથા અસહકાર એ માત્ર હથીઆર છે. એમનો સંદેશ પ્રેમ, પ્રેમ, પ્રેમનો છે, પણ તેને માટે જે યોગ્ય મનોવૃત્તિ કેળવવાની હોય અને સામાજિક વાતાવરણ પેદા કરવાનું હોય, તેને માટે પણ પાશ્ચાત્ય દેશની ધમપછાડ, દોડાદોડ, રસાકસી, હરીફાઇ, ચંચળતા, અસ્થિરતા કામ ન લાગે. જ્યારે આત્મા શાન્ત હોય ત્યારે જ રસકળા ખીલે છે, સાચું સાહિત્ય વધે છે, હુન્નરોમાં નવો ઉત્સાહ રેડાય છે અને મનુષ્યના દરેક કાર્યમાં જીવનનો જુસ્સો હોય છે.

આવો સંદેશ આપવાને માટે કવિવર રવીન્દ્રનાથ ટાગોર ચીનમાં ગયા હતા. ત્યાં તેમને અપૂર્વ માન મળ્યું. ત્યાંના રાજમહેલના દરવાજા એમની મંડળી માટે ખુલ્લા મુકાયા. ચીન દેશના કવિઓ, ચિત્રકારો, મહાન પુરૂષો સાથે વાર્તાલાપનો લાભ મળ્યો. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ તેમનું ભારે સ્વાગત કર્યું. પાશ્ચાત્ય સંસ્કૃતિથી અંજાઇ ગયેલા મધ્યમ વર્ગના પુરૂષોએ એમની વિરૂદ્ધ ટીકાઓ કરી એ નવાઇ જેવું નથી, કારણ કે આપણે ત્યાં પણ એક જમાના પહેલાંના માણસો પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રત્યે અભિમાનની લાગણી રાખતા હતા. જ્યારે શ્રી ટાગોર જર્મની ગયા હતા ત્યારે ત્યાં પણ પત્રકારો તથા રાજ્યપ્રકરણમાં ગુંથાયલા માણસોએ એમની વિરૂદ્ધ ખુબ લખ્યું હતું, પણ ત્યાંની યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ, તત્ત્વચિંતકો, અધ્યાપકો, યુવાન વર્ગ તેમનો સંદેશો સાંભળવાને તલસી રહ્યા હતા.

ટાગોર કે ગાંધીના સંદેશનો સ્વીકાર જ થવો જોઇએ એવી ખોટી આશા આપણે ન રાખીએ, પણ તેમને માનપૂર્વક સાંભળે તેમાં આપણા સમસ્ત દેશને તથા એશીઆ ખંડને માન છે. એશીઆની પ્રજા પછાત ગણાતી હતી, બહુલાય નહીં એવી ગણાતી હતી, જંગલી ગણાતી હતી તે સંદેશ આપવા જેવી અગત્યની ગણાય, તેમનો સત્કાર થાય, યુવાન વર્ગ તેમનાં પુસ્તકો વાંચે એટલું માનસિક પરિવર્તન થઇ ગયું છે. રામકૃષ્ણ-વિવેકાનંદ મીશનના પરિવ્રાજકો દેશપરદેશ ઘુમીને વેદાંતનો ઉપદેશ કરી રહ્યા છે. પાશ્ચાત્ય તથા પૌર્વ સંસ્કૃતિના સમન્વયનો સંદેશ તથા નવી રાજ્યનીતિ, નવી સામાજિક નીતિ, અર્થશાસ્ત્રના નવા સિદ્ધાંતો, સમાજ-વ્યવસ્થાના નવા આદર્શોના પ્રચાર અર્થે આપણા મીશનરીઓ પરદેશ ભટકતા થશે, અને જ્યારે તેમનો સંદેશ સ્વીકારાશે ત્યારે મનુષ્ય માત્રમાંથી ક્લેશ, કંકાસ, કુસંપ જતો રહેશે અને અહિંસા તથા પ્રેમનો સત્યયુગ સ્થપાશે.

મુ. મ.

## ગુજરાતી પત્રકાર પરિષદ

અહીંના ગુજરાત પત્રકાર મંડળના શુભ પ્રયાસથી ગુજરાતી પત્રકાર પરિષદની બેઠક ૧ લી નવેંબરે અત્રે મળી હતી. ગુજરાતના પત્રકારોની આ પહેલી જ બેઠક હોવાથી તેના કાર્યનો આરંભ કોઈ અનુભવી પત્રકારના નેતૃત્વ નીચે થાય એ હેતુથી પ્રમુખ તરીકે મુંબઇના "સત્યમિત્ર" દૈનિક પત્રના વયોવૃદ્ધ અધિપતિ શેઠ મહેરજીભાઇ માદનને પસંદ કર્યા હતા. પરિષદના સંબંધમાં અમે મોટી આશાઓ બાંધી હતી પણ તેનું પરિણામ જોતાં તે ફળીભૂત નથી થઇ એમ જણાવતાં અમને ખેદ થાય છે. પણ ભવિષ્યમાં પરિષદે નીમેલી કાર્યવાહક સમિતિ તેના કાર્યમાં રહેલી ઉણપોને પૂરવા માટે કંઇ વ્યવહારૂ ઉપાયો સૂચવે, અને પરિષદની આવતી બેઠકનું કાર્ય સંગીન નીવડે એવા શુદ્ધ હેતુથી બે સારૂ શબ્દો અત્રે સૂચનારૂપે જણાવવાની જરૂર લાગે છે.

ચાલુ સદીની શરૂઆતથી જ દેશમાં ચોમેર પ્રગતિનો પ્રચંડ વાયુ વાઇ રહ્યો છે, અને તેની અસર ગુજરાત ઉપર પણ પડેલી છે. ખાસ કરીને છેલ્લા દાયકામાં આપણા પ્રાંતમાં પ્રજાજીવનના દરેકે દરેક અંગનું સંગઠન ધીમેધીમે થવા લાગ્યું છે. પણ તેમાં ખાસ કરીને પત્રકારના ધંધામાં પડેલા પ્રમાણમાં સુશિક્ષિત વર્ગનું સંગઠન કરવાનો વિચાર આટલો મોડો કેમ સુઝ્યો હશે એની જ કોઇને નવાઇ લાગે. જ્યાં 'જાગ્યા ત્યાંથી સવાર' એ ન્યાયે ગુજરાતી પત્રકારો પરિષદમાં એકત્ર મળીને વૃત્તવિવેચનકળાના* ધંધાને પ્રજાના કલ્યાણના સ્તંભરૂપ બનાવવાના હેતુથી

---

* શ્રી કાલેલકરે 'જર્નાલિઝમ' (પત્રકારિત્વ) ને માટે યોજેલો વધારે અર્થસૂચક નવો શબ્દ.

આટલી મોડી પણ ચર્ચા કરે એ સૌને આવકારલાયક તો છે જ. એ દિશામાં થયેલી આ શરૂઆતને તો અમે વધાવી લઈએ છીએ જ. પણ હવે કેવળ ઠરાવો કરીને સંતોષ માનવાનો જમાનો વીતી ગયો છે, અને અમારા નમ્ર મતે પરિષદના કાર્યની મોટામાં મોટી ઉણપ અમને એ જ લાગે છે કે તેણે કેવળ કાગળ ઉપર શોભાના ઠરાવો માત્ર કર્યા છે. વૃત્તવિવેચનના ધંધાને પડતી મુશ્કેલીઓ અનેક છે, પણ તે એકલા ગુજરાતી પત્રોને કંઈ ખાસ નથી. છતાં હિન્દી, મરાઠી અને બંગાળી વૃત્તવિવેચન ગુજરાતીના કરતાં કયાંયે આગળ વધેલું જણાય છે. આર્થિક મુશ્કેલીઓ આ ધંધાને ઘણી નડે છે, પણ ગુજરાત જેવા પ્રાંતને એ ફરિયાદ ન શોભે. અમને ધંધાની મુખ્ય મુશ્કેલી તો વૃત્તવિવેચનની યોગ્ય તાલીમ લીધેલા માણસોના અભાવની લાગે છે. મહાત્મા ગાંધીજી તરફથી પરિષદને મળેલા નીચેના સંદેશામાં પણ એ જ ત્રુટિ જણાવેલી છે:

"મને લાગે છે કે આપણા દેશમાં જેને બીજો કાંઈ ધંધો ન મળે તે જો જરાયે લખી જાણતો હોય તો છાપાં લખવાનો ધંધો કરવા બેસી જાય છે. હાલ મારે માથે ઉત્તર હિંદુસ્તાનનાં ઘણાં ઉર્દૂ છાપાં વાંચવાનું આવી પડયું છે. મારું વાંચન ઉપરના વિચારને બહુ પોષે છે. ગુજરાતી વર્તમાનપત્રોનો મારો અનુભવ કંઈક એવા જ પ્રકારનો છે. આવી સ્થિતિમાં વર્તમાનપત્રોના તંત્રીઓ એકઠા મળી પોતાની ઉપર કંઈક અંકુશ મુકી શકે તો એ ઈષ્ટ છે, એમાં બે મત ન જ હોય. તંત્રીપદ આજીવિકાને સારુ નહિ પણ કેવળ લોકસેવાને સારુ જ સ્વીકારાય. એની જવાબદારી જે સંસ્થા આપણને શીખવે તે આવકારને પાત્ર છે. આપણી સંસ્થા એવી નીવડો એ મારી આશા છે."

આ ત્રુટિ દૂર કરવા માટે પરિષદે કંઈ પણ સંગીન પગલું લેવાનો નિર્ણય કર્યો હોત તો તેણે ઘણું કામ કર્યું ગણી શકાત. પણ તેણે તો એ બાબતમાં મુંબાઈ યુનિવર્સિટી અને ગુજરાત વિદ્યાપીઠને વિનંતિરૂપ નીચેનો ઠરાવ કરીને જ સંતોષ માન્યો:

"પત્રકારના ધંધાના વિકાસ માટે ધંધાનું શાસ્ત્રીય શિક્ષણ અત્યંત આવશ્યક છે એવી આ પરિષદની દૃઢ માન્યતા છે, તેથી મુંબાઈ યુનિવર્સિટીને તેમજ ગુજરાત વિદ્યાપીઠને તે જાતના શિક્ષણનો સત્વર પ્રબંધ કરવા આ પરિષદ વિનંતિ કરે છે."

ધંધાના શાસ્ત્રીય શિક્ષણની આવશ્યક્તા સ્વીકાર્યા પછી તેનો પ્રબંધ કરવા માટે મુંબાઈ યુનિવર્સિટી કે ગુજરાત વિદ્યાપીઠને વિનંતિ કરવી એ બહુ સારી વાત છે, પણ તેમાંથી કેટલું કાર્ય નીપજશે એનો આંક તો સૌ કોઈ બાંધી શકે એમ છે. શ્રી કાલેલકરે આ ઠરાવ રજુ કરતાં મુંબાઈ યુનિવર્સિટી બાબત જે નિરાશા દર્શાવી તે યથાર્થ જ હતી. એણે નીમેલી સુધારા સમિતિ ગુજરાતી ભાષાને અભ્યાસક્રમમાં યોગ્ય સ્થાન આપવા બાબત જ હજી તો તપાસ ચલાવે છે! એટલે વૃત્તવિવેચનના શિક્ષણનો પ્રબંધ કરવાની તેને વિષે આશા રાખવી કેવળ ફોકટ છે. અમને ગુજરાત વિદ્યાપીઠ બાબત પણ બહુ આશા નથી પડતી. વિદ્યાપીઠમાં એ બાબતની વૃત્તિનો અભાવ નહિ નડે એમ આશા રાખીએ, પણ આર્થિક મુશ્કેલીના કારણસર પરિષદની વિનંતિનો પત્ર દફતરે બંધાય તો કોઈને નવાઈ નહિ લાગે. આ દિશામાં પરિષદે પોતે જ વૃત્તવિવેચનના વર્ગો ખોલવાનો ઠરાવ કરવો જોઈતો હતો એમ અમે માનીએ છીએ, અને લોકસેવાના સાચા કાર્યને પ્રજા જરૂર ટેકો આપે જ એટલી શ્રદ્ધા રાખવી જોઈએ.

આમ આ મુખ્ય જરૂરીઆત સંબંધમાં પરિષદે કેવળ વિનંતિનો ઠરાવ જ કર્યો ત્યારે બીજી એક મુશ્કેલીનો ઉકેલ લાવવા માટે તેણે વ્યવહારુ ઠરાવ કર્યો છે તેની નોંધ લેવી જોઈએ. જાહેરસભાઓમાં ગુજરાતીમાં રીપોર્ટ લેવાનું કાર્ય અંગ્રેજી જેવી ટુંકાક્ષરી પદ્ધતિના અભાવે ઘણું અચોક્કસ થાય છે, તે સુધારવા માટે કોઈ સરસ પદ્ધતિ તૈયાર કરનારને એક સુવર્ણ ચંદ્રક આપવાનો ઠરાવ થયેલો છે. આ હરિફાઈના પરિણામે આપણને મોડીવહેલી પણ કોઈ ઉપયોગી પદ્ધતિ હાથ લાગશે એમ આશા પડે છે.

ગુજરાતી જોડણીના વિષયમાં અનેક મતભેદો છે, અને તેને એકધારી કરવાને હાલમાં બે ત્રણ મંડળો પ્રયાસ કરે છે તેમની જોડે સહકાર કરવાનો પરિષદે ઠરાવ કર્યો છે તે યોગ્ય છે. પણ પ્રમુખ સાહેબે તો જોડણી શુદ્ધ કરવાનું કાર્ય દૈનિક પત્રોને માટે તો લગભગ અશક્ય જ છે એમ માની લીધું! તેમણે દૈનિક પત્રોને ઘણી ઝડપથી કામ લેવાનું કારણ જોડણીની શુદ્ધિ સામે જણાવ્યું, પણ તે તદ્દન લુલું લાગે છે. મરાઠી અને હિંદી ભાષામાં જોડાક્ષર અને હ્રસ્વદીર્ઘ વગેરેની મુશ્કેલીઓ ગુજરાતી કરતાં ઓછી નથી, છતાં તે

ભાષાઓનાં દૈનિક પત્રો તદ્દન શુદ્ધ જોડણીવાળાં પ્રકટ થાય છે. અશુદ્ધ જોડણી ન જ ચલાવી શકાય એમ એક વખત લાગ્યા પછી આર્થિક કે ઝડપની કે એવી બીજી મુશ્કેલીઓ સ્હેલાઇથી દૂર થઇ શકે—દૂર કરવી જોઇએ. અંગ્રેજી વર્તમાનપત્રોને માટે પ્રમુખ સાહેબે ગુજરાતી માટે વાપરેલી દલીલ જો કોઇ વાપરે તો તેને હસી જ કહાડવામાં આવે, કારણ અંગ્રેજીમાં જોડણીની અશુદ્ધિ કદિ પણ સહન કરવામાં ન જ આવે. અલબત, ભાષા ને શૈલી સરળ કરવા બાબતના પ્રમુખ સાહેબના આગ્રહ સાથે અમે સહમત છીએ પણ જોડણીની અશુદ્ધિ કોઇ પણ કારણસર નહિ જ ચલાવી શકાય. છતાં પરિષદે તો ગુજરાતી પત્રકારોને સર્વમાન્ય જોડણીની શુદ્ધિ તરફ ખાસ ધ્યાન આપવાની વિનંતિ કરેલી છે તેને અમે વધાવી લઇએ છીએ, અને મુંબાઇનાં દૈનિક પત્રોના માલીકોને આ ઠરાવનો અમલ કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ.

તારટપાલ સંબંધીના કાયદા તથા કોર્ટના તિરસ્કારનો કાયદો, દેશી રાજ્યોના રક્ષણનો કાયદો તેમજ ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ વગેરેના અનિષ્ટ અંકુશો દૂર કરાવવા માટે પરિષદે જુદા જુદા ઠરાવો કર્યા છે પણ કદાચ પ્રમુખ સાહેબને તો તે પણ જરા ખટક્યા હશે. તેમણે પોતાના ભાષણમાં પ્રજા અને સરકાર વચ્ચે એખલાસભર્યો સંબંધ કેળવવાની વાત કરી, પણ એખલાસ કેળવવો એ કંઈ એક પક્ષના હાથમાં નથી. બન્નેમાં તે માટે પ્રમાણિક વૃત્તિ હોવી જોઇએ. ઉપર જણાવેલા કાયદાના અંકુશો સામે દેશભરમાં અસંખ્ય વાર પત્રકારોએ અને રાજપુરૂષોએ વિરોધ દર્શાવ્યો છે, ત્યારે પ્રમુખ સાહેબ તો તેની ચર્ચા ચાલી ત્યારે એક મહાવાક્યનો આશ્રય લઇને જુવાન પત્રકારોને સાવધાન થવા સૂચવતા કે ૧૯૨૨ની મુંબાઇની માલવીઆ પરિષદમાં ખુદ ગાંધીજી પણ એવી મતલબનું બોલેલા કે આવા કાયદા તો આપણને સ્વરાજ મળ્યું હશે ત્યારે પણ જોઇશે. છતાં તે વખતે તો ગાંધીજીએ એવા અનિષ્ટ કાયદાની સામે સખ્ત વિરોધ દર્શાવેલો. એમાં મુખ્ય વાંધો તો જે દૃષ્ટિ અને વૃત્તિથી કાયદાનો અમલ થાય થાય છે તેની જ સામે છે, અને આપણા જેવી પરદેશી સરકારના હાથમાં આવા અંકુશના કાયદાઓનો મોટે ભાગે દુરૂપયોગ જ થયેલો છે.

આમ પરિષદના કાર્યનું કંઈક લંબાણથી વિવેચન કર્યું છે તેમાં તેની એક બીજી પ્રવૃત્તિ ખાસ નોંધવા લાયક છે. પરિષદને અંગે ગુજરાતી પત્રોનું પ્રદર્શન પણ ભરાયું હતું અને તે શ્રી વિદ્યાબ્હેનને હાથે ખુલ્લું મૂકવામાં આવેલું. તેને ફતેહમંદ બનાવવા માટે તે વિભાગના મંત્રીઓનો આભાર માનવો જોઇએ. આ વખતે માત્ર ગુજરાતી પત્રો જ પ્રદર્શનમાં રજુ કર્યાં હતાં, પણ આવતી પરિષદ વખતે દેશનાં જુદી જુદી ભાષાનાં પત્રો તેમજ પરદેશનાં પણ નમૂનેદાર અગ્રગણ્ય પત્રો રજુ કરવામાં આવે એમ ઇચ્છીએ છીએ.

અંતમાં એક બાબત ઉપર ધ્યાન ખેંચવાની જરૂર છે. શ્રી કાલેલકરે પરિષદ આગળ વાંચેલા પોતાના નિબંધમાં તેનું સૂચન કર્યું હતું કે ગુજરાતી ભાષામાં ઉપયોગી માહિતીના વાર્ષિક સંગ્રહોનાં પુસ્તકોનો અભાવ છે. પત્રકારોને માટે એવા સંગ્રહો અતિ આવશ્યક છે, પણ એવાં પુસ્તકોનો સંગ્રહ કરવા સંબંધી પણ પરિષદે કશો ઠરાવ કરેલો નથી. અમદાવાદ જેવા મોટા શહેરોમાં એવાં સંગ્રહસ્થાનો ખોલવામાં આવે અને તેને અંગે સારૂં વાચનાલય પણ ચલાવવામાં આવે તો તેમાં દેશપરદેશનાં પત્રો વાંચવાનો સામાન્ય લાભ પણ પત્રકારના ધંધામાં પડેલાઓને અત્યંત ઉપયોગી થઇ પડે. આવતી પરિષદે આ બાબતમાં ચોક્કસ પગલું લેવું જોઇએ એમ અમને લાગે છે.

આ પ્રકારનું કાર્ય કરીને પરિષદની બેઠક બરખાસ્ત થઇ. ઉપર જણાવ્યા પ્રમાણે તેની કાર્યવાહીમાં અમલી ઠરાવોના અભાવની ઉણપ જણાઇ છે, એટલે તેણે નીમેલી કાર્યવાહક સમિતિને આવતા વર્ષમાં કંઇ સક્રિય કાર્ય કરવાનું ઠરાવો ઉપરથી તો જણાતું નથી. છતાં પરિષદની ઉપર જુદાં જુદાં પત્રોમાં પ્રકટ થયેલી ચર્ચાઓ તથા સૂચનાઓને લક્ષમાં લઇને આવતી પરિષદ આગળ કંઇ અમલી કાર્યની વ્યવહારૂ અને સંગીન યોજના તે રજુ કરશે તો પહેલી પરિષદનું કાર્ય તેટલે અંશે સફળ થયું ગણાશે. બીજા દેશોમાં વૃત્તવિવેચનનો ધંધો ઘણો આગળ વધેલો છે, અને પ્રજામતને ધારે તે દિશામાં પત્રકારો વાળીને ચાહે તેટલી ઉથલપાથલ કરી શકે છે. આપણા દેશમાં પત્રકારોનું કર્તવ્ય ઘણું નાજુક છે. તેમને અનેક અંકુશો અને મુશ્કેલીઓ સામે લડવાનું છે અને સાથે સાથે પ્રજામતને જાગૃત કરીને, તેને યોગ્ય દિશામાં વાળવાનો છે. આમ પ્રજાના સેવકો તેમજ નેતાઓ થવાની બેવડી ફરજ પત્રકારોને માથે પડેલી છે. શાસ્ત્રીય

શિક્ષણ પામેલા યોગ્ય પત્રકારોની આપણને જરૂર છે, અને તે માટે પત્રકાર પરિષદે કેવળ વિનંતિના ઠરાવો કરીને સંતોષ ન માનતાં કંઇ પણ સંગીન કાર્ય કરી બતાવવું જોઇશે.

### ખાદી કેમ પરવડે?

એ મથાળા નીચે "સાહિત્ય"ના તંત્રીશ્રીએ પોતાના ચાલુ (નવેમ્બર માસના) અંકમાં ખાદીનું કાર્ય કેમ સફળ થઇ શકે એ વિષે રસમય ચર્ચા કરી છે. રેંટીઆના ગૃહઉદ્યોગને ફતેહમંદ કરવાની બાબતમાં અનુભવની દૃષ્ટિએ કરેલી એમની વ્યવહારુ સૂચનાઓ પ્રજાને તેમજ કાર્યકર્તાઓને ઉપયોગી અને માર્ગદર્શક નીવડે એવી હોવાથી અમે તે અત્રે ઉતારીએ છીએ:—

"અમદાવાદમાં મહાસભાની સમિતિ મળી હતી, ત્યારે મહાત્મા ગાંધીજીએ અગ્રેસરો ઉપર દરેક મહિને અમુક વાર સુતર મોકલવાની ફરજ નાખી; હવે એ ફરજ મહાસભાના દરેક સભ્ય ઉપર પડવાની છે. સંપને નામે હાલી મવાલી થોડુંક કાંતીને સભામાં જોડાઇ શકે તેથી ફાયદો થશે કે કેમ, એ પ્રશ્નનો વિચાર કરવાનું આ સ્થળ નથી. અહીં એટલું જોવાનું રહે છે કે ફરજીઆત કાંતવાની સરત પાળી શકાશે કે કેમ? અમે એવા માણસો જોયા છે, કે જેઓ ગમે તેટલું લખી શકે, ફરી શકે, કે બીજું ગમે તે કામ કરી શકે, પરંતુ હાથબળનું કામ જરાકે ન કરી શકે. આ લખનારને દિવસ-રાત સાંચા જોડે કામ છે, પરંતુ સાંચા તો શું પણ સામાન્ય ઓજારની સમીપમાં એની ધીરજ ખુટી જાય છે. આવા માણસો કેમ કાંતી શકે? અને કાંતી શકે, તો તેમનું સુતર શા કામમાં લાગે? વેઠ તરીકે કરેલું કામ સારૂં ન હોય, ને તેથી નબળી કે ઢુકશાની ખાદી વણાય. વણકરોને ત્રાસ થાય અને ખાદી વગર વેચાયે ઢગલા થાય. પચીસ ટકે ઓછે વેચતાં પણ માલનો વકરો થતો નથી એ વાત આપણે શું નથી જાણતા?

સ્વદેશાભિમાનની લાગણીથી પ્રેરાઇને જે કાંતે તે પાવરધા થાય, પોતાના કામમાં ઢીટ હોય એટલે તે સારૂં કામ કરે અને તેમના સુતરની ઉત્તમ ખાદી વણાય પણ તેવી કેટલી નીપજે? અને સારીની જોડે નબળી વેચાઉ હોય, એટલે વેપારી નજરે એકંદરે હિલચાલને નુકશાન પહોંચે. સ્વદેશાભિમાન કે લોકસેવાની ભાવના સારી છે; પરંતુ તે ક્ષણિક ન હોય, તો પણ સર્વને સરખી રીતે હમેશાં ન ઉત્તેજી રહે. એના ઉપર કોઈ દેશના હુન્નર ઉદ્યોગ ન રચી શકાય કે ન ટકાવી શકાય; અને કદાચ શરૂઆતમાં રચી શકાય, તો પણ હરહમેશ ન નભાવી શકાય. મહાત્મા ગાંધીજીએ જે હિલચાલ શરૂ કરી છે, એ દેશના તથા માણસજાતના ભલાને માટે એટલી-બધી અમૂલ્ય છે, કે તે કેમ ફતેહમંદ થાય એ વિષે દરેક જણે હરહમેશ મનન, ચિંતન અને યત્ન કરવાં જોઈએ.

સુતર કાંતવાનો ઉદ્યમ ફાલતુ વખતમાં કરવો એવી સલાહ મળે છે, ને એક દૃષ્ટિએ તે વ્યાજબી છે; પરંતુ તો, ફાલતુ વખતની મજુરી કામ કરનારને પરવડવી જોઇએ. જ્યાં ભુખમરો હોય ત્યાં થોડી રોજી બસ થાય; ઉત્તર હિંદમાં કે બંગાળામા રોજના ૦-૨-૦ વધુ મળે તો તે કામ કરનાર ખુશીથી સ્વીકારી લે. પરંતુ ગુજરાત કે મધ્ય હિંદમાં કાંતવા કરતાં વધારે મેળવી આપનાર ધંધારોજગાર મોજુદ હોવાથી કાંતવાનો ઉદ્યમ એમ ભાગ્યે દાખલ થઇ શકશે. અને ન દાખલ થાય તો કામ બધાંને પૂરૂં ન પડે. વળી ગરીબ અને પછાત પ્રાંતોમાં પણ કાંતવામાંથી વધારે રળતર મળે તો તેથી ખોટું શું? કામ કરનારને માત્ર મજુરી મળે, તો મકાનના હેરફેર સિવાય મિલોના મજુરો અને બહાર કાંતનાર વણનાર વચ્ચે બીજો ઝાઝો તફાવત રહેતો નથી.

મિલો શરૂ થઇ તે પહેલાં હાથે કાંતવા વણવાનો ઉદ્યોગ દેશમા ચાલતો હતો. તે વખતની સ્થિતિ જુદી હતી. એ સમયમાં વાણીઆ કે અન્ય વેપારીઓ રૂ અને મજુરી આપી બીજાઓ પાસે કંતાવતા હતા. આ લખનારે તેની દાદી, કાકી અને બાને રેંટીઓ સારો દિવસ કાંતતાં દીઠાં હતાં; અને કાકીએ તો આખો જન્મારો એના ઉપર ગુજારો ગુજાર્યો હતો. પરંતુ એ વખત જૂદો હતો. કામમાં અસાધારણ ચપળતા અને કુશળતા હતી—એટલે સુધી કે ઝીણું સુતર રોજ અચ્છેર ખુશીથી કાંતી શકાતું; અને એટલી બધી સોંઘવારી હતી, કે મળેલી મજુરી ઉપર ગુજરાન ગુજારી નભી શકતું. પણ હવે એ સ્થિતિ રહી નથી અને પાછી લાવી શકાશે નહીં. આ દેશની મિલોની તથા પરદેશના સાંચાની સખ્ત હરીફાઇ સામે આપણા હાથઉદ્યોગને ઝુમવાનું રહ્યું છે.

પ્રાચીન હિંદમાં કાંતવા વણવાનો ઉદ્યોગ ચાલતો, ત્યારે દેશમાથી કાપડની જબરી નિકાશ થતી હતી; અને તે વખતે કાંતનારા પોતે રૂ ખરીદી સુતર વેચતા હતા અને વણનારા સુતર ખરીદી કાપડ બનાવી વેચતા હતા. કાપડ નિકાશ કરનારા કાપડ સારે ભાવે ખરીદતા હતા. આનો અર્થ એ કે કાંતનાર અને વણનાર કેવળ મજુરો નહોતા, પણ સાથે વેપારીઓ હતા; તેઓને એકલી મજુરી મળતી નહોતી, પરંતુ ધંધાનો નફો પણ મળતો હતો.

આ ધંધાનો નફો એટલે શું? મિલોના સરવાયાં જેમણે જોયાં હશે તે જાણતા હશે, કે દરેક મિલને એકંદરે મોટો નફો થાય છે. આ નફો ક્યાંથી આવે છે? જેમ દળામણ કે ખંડામણ ખરચીએ છીએ, તેમ કોઈ ત્રાક દીઠ કંતામણ કે સાળ દીઠ વણામણ કંઇ મિલ લેતી નથી; અને એવા

ભાષાઓનાં દૈનિક પત્રો તદ્દન શુદ્ધ જોડણીવાળાં પ્રકટ થાય છે. અશુદ્ધ જોડણી ન જ ચલાવી શકાય એમ એક વખત લાગ્યા પછી આર્થિક કે ઝડપની કે એવી બીજી મુશ્કેલીઓ સ્હેલાઇથી દૂર થઇ શકે—દૂર કરવી જોઇએ. અંગ્રેજી વર્તમાનપત્રોને માટે પ્રમુખ સાહેબે ગુજરાતી માટે વાપરેલી દલીલ જો કોઇ વાપરે તો તેને હસી જ કહાડવામાં આવે, કારણ અંગ્રેજીમાં જોડણીની અશુદ્ધિ કદિ પણ સહન કરવામાં ન જ આવે. અલબત, ભાષા ને શૈલી સરળ કરવા બાબતના પ્રમુખ સાહેબના આગ્રહ સાથે અમે સહમત છીએ પણ જોડણીની અશુદ્ધિ કોઇ પણ કારણસર નહિ જ ચલાવી શકાય. છતાં પરિષદે તો ગુજરાતી પત્રકારોને સર્વમાન્ય જોડણીની શુદ્ધિ તરફ ખાસ ધ્યાન આપવાની વિનંતિ કરેલી છે તેને અમે વધાવી લઇએ છીએ, અને મુંબાઇનાં દૈનિક પત્રોના માલીકોને આ ઠરાવનો અમલ કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરીએ છીએ.

તારટપાલ સંબંધીના કાયદા તથા કોર્ટના તિરસ્કારનો કાયદો, દેશી રાજાઓના રક્ષણનો કાયદો તેમજ ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ વગેરેના અનિષ્ટ અંકુશો દૂર કરાવવા માટે પરિષદે જુદા જુદા ઠરાવો કર્યા છે પણ કદાચ પ્રમુખ સાહેબને તો તે પણ જરા ખટકયા હશે. તેમણે પોતાના ભાષણમાં પ્રજા અને સરકાર વચ્ચે એખલાસભર્યો સંબંધ કેળવવાની વાત કરી, પણ એખલાસ કેળવવો એ કંઈ એક પક્ષના હાથમાં નથી. બન્નેમાં તે માટે પ્રમાણિક વૃત્તિ હોવી જોઇએ. ઉપર જણાવેલા કાયદાના અંકુશો સામે દેશભરમાં અસંખ્ય વાર પત્રકારોએ અને રાજપુરુષોએ વિરોધ દર્શાવ્યો છે, ત્યારે પ્રમુખ સાહેબ તો તેની ચર્ચા ચાલી ત્યારે એક મહાવાક્યનો આશ્રય લઇને જુવાન પત્રકારોને સાવધાન થવા સૂચવતા કે ૧૯૨૨ની મુંબાઈની માલવીઆ પરિષદમાં ખુદ ગાંધીજી પણ એવી મતલબનું બોલેલા કે આવા કાયદા તો આપણને સ્વરાજ મળ્યું હશે ત્યારે પણ જોઇશે. છતાં તે વખતે તો ગાંધીજીએ એવા અનિષ્ટ કાયદાની સામે સખ્ત વિરોધ દર્શાવેલો. એમાં મુખ્ય વાંધો તો જે દૃષ્ટિ અને વૃત્તિથી કાયદાનો અમલ થાય થાય છે તેની જ સામે છે, અને આપણા જેવી પરદેશી સરકારના હાથમાં આવા અંકુશના કાયદાઓનો મોટે ભાગે દુરુપયોગ જ થયેલો છે.

આમ પરિષદના કાર્યનું કંઈક લંબાણથી વિવેચન કર્યું છે તેમાં તેની એક બીજી પ્રવૃત્તિ ખાસ નોંધવા લાયક છે. પરિષદને અંગે ગુજરાતી પત્રોનું પ્રદર્શન પણ ભરાયું હતું અને તે શ્રી વિદ્યાબ્હેનને હાથે ખુલ્લું મૂકવામાં આવેલું. તેને ફતેહમંદ બનાવવા માટે તે વિભાગના મંત્રીઓનો આભાર માનવો જોઇએ. આ વખતે માત્ર ગુજરાતી પત્રો જ પ્રદર્શનમાં રજુ કર્યાં હતાં, પણ આવતી પરિષદ વખતે દેશનાં જુદી જુદી ભાષાનાં પત્રો તેમજ પરદેશનાં પણ નમૂનેદાર અગ્રગણ્ય પત્રો રજુ કરવામાં આવે એમ ઇચ્છીએ છીએ.

અંતમાં એક બાબત ઉપર ધ્યાન ખેંચવાની જરૂર છે. શ્રી કાલેલકરે પરિષદ આગળ વાંચેલા પોતાના નિબંધમાં તેનું સૂચન કર્યું હતું કે ગુજરાતી ભાષામાં ઉપયોગી માહિતીના વાર્ષિક સંગ્રહોનાં પુસ્તકોનો અભાવ છે. પત્રકારોને માટે એવા સંગ્રહો અતિ આવશ્યક છે, પણ એવાં પુસ્તકોનો સંગ્રહ કરવા સંબંધી પણ પરિષદે કશો ઠરાવ કરેલો નથી. અમદાવાદ જેવા મોટા શહેરોમાં એવાં સંગ્રહસ્થાનો ખોલવામાં આવે અને તેને અંગે સારૂં વાચનાલય પણ ચલાવવામાં આવે તો તેમાં દેશપરદેશનાં પત્રો વાંચવાનો સામાન્ય લાભ પણ પત્રકારના ધંધામાં પડેલાઓને અત્યંત ઉપયોગી થઇ પડે. આવતી પરિષદે આ બાબતમાં ચોક્કસ પગલું લેવું જોઇએ એમ અમને લાગે છે.

આ પ્રકારનું કાર્ય કરીને પરિષદની બેઠક બરખાસ્ત થઇ. ઉપર જણાવ્યા પ્રમાણે તેની કાર્યવાહીમાં અમલી ઠરાવોના અભાવની ઉણપ જણાઇ છે, એટલે તેણે નીમેલી કાર્યવાહક સમિતિને આવતા વર્ષમાં કંઇ સક્રિય કાર્ય કરવાનું ઠરાવો ઉપરથી તો જણાતું નથી. છતાં પરિષદની ઉપર જુદાં જુદાં પત્રોમાં પ્રકટ થયેલી ચર્ચાઓ તથા સૂચનાઓને લક્ષમાં લઇને આવતી પરિષદ આગળ કંઇ અમલી કાર્યની વ્યવહારૂ અને સંગીન યોજના તે રજુ કરશે તો પહેલી પરિષદનું કાર્ય તેટલે અંશે સફળ થયું ગણાશે. બીજા દેશોમાં વૃત્તવિવેચનનો ધંધો ઘણો આગળ વધેલો છે, અને પ્રજામતને ધારે તે દિશામાં પત્રકારો વાળીને ચાહે તેટલી ઉથલપાથલ કરી શકે છે. આપણા દેશમાં પત્રકારોનું કર્તવ્ય ઘણું નાજુક છે. તેમને અનેક અંકુશો અને મુશ્કેલીઓ સામે લડવાનું છે અને સાથે સાથે પ્રજામતને જાગૃત કરીને, તેને યોગ્ય દિશામાં વાળવાનો છે. આમ પ્રજાના સેવકો તેમજ નેતાઓ થવાની બેવડી ફરજ પત્રકારોને માથે પડેલી છે. શાસ્ત્રીય

# યુગધર્મ

પુસ્તક ૫ — માગશર, ૧૯૮૧ — અંક ૩


## આપણા ધર્માચાર્યો

શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે જ્યારે દેશમાં અધર્મ અને અનીતિ પ્રસરી રહે છે ત્યારે ઇશ્વર સુધારક અથવા ઉદ્ધારક તરીકે જન્મે છે. દશ અવતાર ઉપરાંત અનેક યોગ્ય પ્રસંગે મોટા નાના સુધારકો જન્મીને અસત્યનો નાશ કરતા આવ્યા છે. એવા સુધારકોને લીધે અનેક ધર્મો તથા સંપ્રદાયો સ્થપાયા છે. સનાતન આર્ય ધર્મ એવા સુધારાને સ્વીકારી લે છે. આજે સમસ્ત ભારતવર્ષમાં ધર્મનો જુસ્સો મંદ પડી ગયો છે. આપણી શિથિલતાને લીધે આપણા ધર્માચાર્યો પણ ધર્મભ્રષ્ટ થઇ ગયા છે. જ્યારે જનસમાજમાં ધર્મ વિષે જાગૃતિ આવશે ત્યારે ધર્માચાર્યો ફરીને દેશના નેતા બની જશે. ભૂતકાળમાં એવા પ્રસંગ આવી ગયા છે, અને ભવિષ્યમાં ફરીને આવશે એવી આપણી ખાત્રી છે.

જ્યારે મુગલ પાદશાહીનું રાજ્ય હિંદુસ્તાનની ઉત્તર પશ્ચિમ તથા પૂર્વમાં ફેલાઇ રહ્યું હતું અને દક્ષિણમાં બીજાપુરના આદીલશાહી રાજ્ય ઉપરાંત પાદશાહ ઔરંગઝેબ ઇસ્લામનો ડંકો વગાડતો આવ્યો તે વખતે હિંદુ ધર્મમાં નવી જાગૃતિ આવી. સ્વ. ન્યાયમૂર્તિ રાનડે "મરાઠા રાજ્યનો ઉદય" નામના પુસ્તકમાં લખે છે કે આખા ભારતવર્ષમાં અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં ધાર્મિક પુનર્જીવનની શરૂઆત ઘણાં વર્ષોથી થઇ હતી. આપણું ધાર્મિક સાહિત્ય શિક્ષિત બ્રાહ્મણોના હાથમાં હતું અને સંસ્કૃત ભાષામાં લખાયલું હતું. મહારાષ્ટ્રના પહેલા સાધુ જ્ઞાનદેવે ભગવદ્ગીતાનું ભાષાંતર મરાઠી ભાષામાં કર્યું. મુકુંદરાજે પણ સંસ્કૃતમાં નહીં પણ બોલાતી ભાષામાં પોતાનું પુસ્તક રચ્યું. જે સાધુસંતોના ઉપદેશને લઇને મહારાષ્ટ્રમાં ધાર્મિક પુનર્જીવન આવ્યું તેમાં કેટલીક સ્ત્રીઓ હતી, કેટલાક મુસલમાનો વટલાઇને હિંદુ બનેલા હતા તેનો અરધો ભાગ બ્રાહ્મણ હતા, પણ મરાઠા, કણબી, દરજી, માળી, કુંભાર, સોની, અંત્યજ, મહાર, પાવન થએલી વેશ્યા, તથા દેવદાસીઓ, વિગેરે જુદી ન્યાતો, જુદી સ્થિતિના પુરૂષ સ્ત્રીઓમાંથી ઉપદેશકો થઇ ગયેલા. શિક્ષિત અશિક્ષિતનો મેળ પણ રહ્યો ન હતો, પણ આખા જનસમાજમાં ધાર્મિક તથા રાષ્ટ્રીય ભાવના ફેલાઇ રહી હતી. જેનામાં એ ભાવના ઘણી તીવ્ર હતી તે આગેવાની લઇને ધર્મોપદેશ કરવા મંડી ગયાં. ચાંગદેવ, જ્ઞાનદેવ, નિવૃત્તિ અને સોપાન, મુક્તાબાઈ ને જની, આકાબાઇ તથા વેણુબાઇ, નામદેવ, એકનાથ, રામદાસ, તુકારામ, શેખમહમદ અને શાન્તિ

બ્રાહ્મણી, રામાજી ને ઓધવ, ભાનુદાસ અને કરમદાસ, ઓધમે બાવા અને સંતોબા પવાર, કેશવ સ્વામી ને જયરામ સ્વામી, નરસિંહ સરસ્વતી ને રંગનાથ સ્વામી, ચોખામેળા અને બે કુંભાર, નરહરિ સોની અને સાવતીઆ માળી, બહિરામ ભટ્ટ ને ગણેશનાથ, જનાર્ધન પંત અને મુધોપંત એમણે આખા દેશમાં નવજીવન ફેલાવી દીધું. આ ધાર્મિક પ્રચારમાં કેટલીક બાબત જાણવા જેવી છે તે નીચે ટાંકી છે.

(૧) ઉપદેશકો માત્ર બ્રાહ્મણ ન હતા પણ ન્યાતજાતના ભેદ શિવાય પ્રજાના દરેક અંગમાંથી ઉગી નીકળ્યા હતા.

(૨) બધા સાધુસંતો ખાસ ભણેલા પણ નહોતા, પણ તેમનો આત્મા ચીન્ગો હતો, અને પોતાને મળેલો પ્રકાશ પ્રજાવર્ગને આપતા હતા. શાસ્ત્રોનો અભ્યાસ માત્ર બ્રાહ્મણો જ કરી શકે અને ઇશ્વરપ્રાપ્તિ માટે કે પૂજા માટે બ્રાહ્મણોની જરૂર છે એ બાબતનો અસ્વીકાર થયો.

(૩) સંન્યાસીઓ અલમસ્ત બનીને દેશમાં રખડયાં કરે, અથવા ઉંચાનીચા ટંગાય, કે નકામા દેહકષ્ટ વેઠે તેનાથી પ્રજા કંટાળી ગઇ, અને એવા માણસો પ્રત્યે માનની લાગણી ન રહી. પ્રજાની દૃષ્ટિ સ્વચ્છ જીવન તથા ચારિત્રબળ તરફ વળી અને ધર્મને નામે જે ઢોંગ ધતિંગ ચાલતાં હતાં તેના તરફ તિરસ્કાર આવ્યો.

(૪) રામાયણ, મહાભારત, ભાગવત, પુરાણ, ગીતા વિગેરે પુસ્તકોનાં ભાષાંતર મરાઠીમાં થયાં તેને બ્રાહ્મણોએ નદીમાં ફેંકાવી દીધાં, પણ અંતે પ્રાકૃત ભાષાનો જય થયો.

(૫) દરેક સાધુ સંતે એક ઇશ્વરની ઉપાસના કરવાનો બોધ કર્યો. ઇશ્વરનાં સ્વરૂપ એક લાખ હોય પણ ઇશ્વર એક જ છે અને તે મૂર્તિમાં છે, પણ મૂર્તિ તે ઇશ્વર નથી, મૂર્તિ વિના પણ ઇશ્વરપ્રાપ્તિ થઇ શકે છે એવો ઉપદેશ ચારે દિશામાં ફેલાયો. પૂજા અને ઉપાસના, યાત્રાઓ, પવિત્ર સ્થળોમાં સ્નાન, ઉપવાસ અને વ્રતો, શાસ્ત્રોનો અભ્યાસ, ધ્યાન વિગેરે સર્વ ઉપયોગનાં છે પણ ખરી આવશ્યકતા તો ભક્તિ અને ભાવની છે, એ એમનો મુખ્ય ઉપદેશ હતો.

આ ધર્મપ્રચારને લીધે સામાન્ય લોકો સમજી શકે એવું સાહિત્ય રચાયું. ન્યાતજાતની આભડછેટ, તેની અસમાનતા, ભેદભાવ, વિગેરે ઢીલાં પડી ગયાં. ધાર્મિક દૃષ્ટિએ શુદ્ર વિગેરે બ્રાહ્મણ સાથે ભળી ગયા, અને ચારિત્ર્યબળને લીધે કેટલાક તેમનાથી વધારે પ્રતિષ્ઠા પામ્યા. સ્ત્રીઓની સ્થિતિ સુધરી, પ્રજામાં આત્મશુદ્ધિ અને પ્રેમભાવ ફેલાઇ રહ્યો. સહિષ્ણુતાની શક્તિ ખીલી, હિંદુ મુસલમાન એ બન્નેનો ઇશ્વર તો એક જ છે તેથી તેમની વચ્ચે ઐક્ય વધ્યું. કર્મકાંડ, યાત્રા, ઉપવાસ—અથવા જડ થઇ ગયેલા બ્રાહ્મણોના જંતરમંતરની કીંમત ઘટી ગઇ, ભક્તિ અને ભાવથી ઇશ્વર સાથે યોગ થાય છે અને ઇશ્વર એક જ છે એ ભાવના ફેલાઇ રહી.

મહારાષ્ટ્રમાં જે પ્રકારનું પુનર્જીવન આવ્યું તેવા ફેરફાર ભારતવર્ષમાં અનેક વાર થઇ ગયા છે. બુદ્ધ ભગવાને જડ થઇ ગયેલા ધર્મમાં નવચેતન રેડયું. કૃષ્ણ ભગવાને પણ ધર્મહીન ભારતવર્ષમાં ભક્તિભાવનો ઉપદેશ કરીને દેશને જાગૃત કર્યો. તે જ પ્રમાણે શંકર ભગવાને ધાર્મિક ગ્લાનિનો નાશ કરીને સાચા ધર્મને ફેલાવ્યો. જ્યુડીઆના યહુદીઓ ધર્મહીન તથા દંભી થયા હતા, તેમના મંદિરોમાં ધર્માચાર્યો લુચ્ચાઇ, ઠગાઇ, મોજશોખમાં ગુલતાન થઇને પડયા હતા તે વખતે જીસસે સત્ય અને પ્રેમનો ધર્મ શીખવ્યો. અરબસ્તાનમાં સમાજ અજ્ઞાન હતી, મારફાડ અને લુંટફાટમાં હમેશ રોકાયલી રહેતી હતી તેમને પયગંબર મહમદે ઈસ્લામનો ધર્મ શીખવ્યો.

આજે યૂરોપ દેશમાં ખ્રિસ્તી ધર્મનું પાલન કેટલું થાય છે ? ધર્મનો લોપ થઇ ગયો છે. અમુક વ્યક્તિઓ હજી ધર્મિષ્ઠ છે પણ તેમનો અવાજ કોણ સાંભળે ? ઇસ્લામ ધર્મમાં જે જડતા આવી છે તેનાં પરિણામ તુર્કી, ઇરાન, હિંદુસ્તાન વિગેરે સર્વ મુસલમાન રાજ્યોમાં આપણે જોઇ રહ્યા છીએ. ચીન, જાપાન, કોરીઆમાં બુદ્ધ અથવા કોન્ફ્યુશીઅસના ધર્મની હાલત એવી જ દયાજનક છે. હિંદુ ધર્મની અવસ્થા આપણે નજરે જોઈએ છીએ. ધર્મના સિદ્ધાંતો સર્વમાન્ય છે પણ પ્રજા ધર્મહીન થઇ છે. ધર્માચાર્યો સત્યધર્મથી ધર્મભ્રષ્ટ થયા છે.

મુસલમાનોનું રાજ્ય પણ ગયું અને મરાઠા રાજ્ય પણ ગયું અને હવે આવ્યા છે ખ્રિસ્તી અંગ્રેજ લોકો. ઔરંગઝેબના સમયમાં જે ધર્મસંરક્ષણની લાગણી ઉશ્કેરાયલી તેવી પરિસ્થિતિ આજે નથી. અંગ્રેજ લોકો

ધનની ઉપાસના કરે છે અને ખ્રિસ્તી ધર્મના મીશનરીઓ ભૂખે મરતા હિંદુ મુસલમાનને વટાળે કે નહીં તેની તેમને બહુ દરકાર હોતી નથી. આજે હિંદુસ્તાનમાં ધાર્મિક હરિફાઇ નથી પણ આર્થિક છે, તે છતાં અંગ્રેજ લોકોનું સાહિત્ય આપણા હાથમાં આવ્યું ત્યારથી યુરોપીય તથા હિંદી સંસ્કૃતિ વચ્ચે સરખામણી અને હરિફાઇ ચાલી રહી છે. આ સરખામણી તથા આત્મચિંતનને લીધે બંગાળામાં રાજા રામમોહનરાયે ધાર્મિક શુદ્ધિને માટે 'બ્રહ્મસમાજ'ની સ્થાપના કરી. હિન્દુધર્મમાં આવી ગયેલી જડતા દૂર કરવા માટે અને બ્રહ્મને સાધવા માટે જે મંડળી એકઠી થઇ તે બ્રહ્મસમાજ કહેવાઇ. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર તથા બાબુ કેશવચંદ્ર સેને તેમાં કેટલાક ફેરફાર કર્યા. સ્વામી દયાનંદ સરસ્વતીએ જુદા જ પ્રકારની શુદ્ધિ સૂચવીને આર્યસમાજની સ્થાપના કરી, સ્વામી વિવેકાનંદે વેદાન્ત ઉપર ઉપદેશ કરીને હિંદુ ધર્મની પ્રતિષ્ઠા દેશપરદેશ ફેલાવી દીધી. સ્વામી રામતીર્થ તથા બીજા અનેક નાના મોટા સાધુ સંતોએ પ્રજામાં ધર્મની લાગણી તથા જુસ્સો પ્રગટ કર્યો.

આ બધી ભૂતકાળની વાત થઈ. આપણી નજર આગળ જે મહાન ફેરફારો થઇ રહ્યા છે તેની ખરી કીંમત આપણે આંકી શકતા નથી. ગુજરાતમાં ઠેકઠેકાણે જાગૃતિનાં ચિહ્નો જણાય છે. જાગૃતિ દરેક દિશામાં માલમ પડે છે. જ્યાં છુટક છુટક થાય છે તેને દિશા બતાવવાની જરૂર છે તેટલા માટે મ્હારા ત્રણ અનુભવ આપું છું.

અરવલ્લી પર્વતની હારમાળમા, વડનગર શહેરની ઉત્તરે, તારંગા નામનો નાનો પહાડ છે. તેનો આકાર પવાલા જેવો છે અને હજારો વર્ષ પર જ્વાળામુખી પર્વતનું મુખ હશે એવું અનુમાન કરી શકાય એમ છે. એ કાળા પહાડની અંદર સફેદ સંગેમરમર (આરસપહાણ)થી બાંધેલું જૈન મંદિર છે. પૂર્ણિમાની ચાંદનીમાં આ મંદિર બહુ જ સુંદર અને ભવ્ય જણાય છે. દેલવાડાના મંદિરોની માફક અહીં કોતરકામની ખુબી જોવાની નથી પણ તેનું સ્થાપત્ય, તેની આકૃતિ તથા રચના એટલાં સારાં છે અને કાળા પહાડની આગળ એવી રીતે ગોઠવ્યું છે કે જાણે કોઈ જાદુગરે તેને આકાશમાંથી લટકાવ્યું હોય. આ મંદિરમાં ત્રીસેક ગરણીજી દર્શન માટે આવેલાં તેમની સાથે વાત થઈ. ધર્મશાસ્ત્રોનો અભ્યાસ તેમણે કર્યો નહોતો; માત્ર ભક્તિભાવને લીધે દર્શન માટે, ઇશ્વરપ્રાપ્તિ માટે અથવા શાન્તિ માટે રઝળ્યા કરતાં હતાં. પોતાના આત્માને શાન્તિ મળી નહોતી. કોઇ સારો ઉપદેશ કે કોઇ પ્રકારનું શિક્ષણ મળ્યું નહોતું. ધાર્મિક શિક્ષણની જરૂર તેમને જણાઇ નહોતી, અને ધર્માચાર્યોને તે માટે પ્રબંધ કરવાની આવશ્યકતા લાગી નહોતી. નરમાશથી મેં પુછ્યું કે દેશમાં સામાન્ય ગૃહિણીઓને ધર્મનો ઉપદેશ કોઈ કરતું નથી, લાખો બાળકો મરી જાય છે તેમનું સંરક્ષણ કેવી રીતે કરવું તે શીખવતું નથી, લાખો સ્ત્રીઓ સુવાવડમાં મરી જાય છે, લાખો સ્ત્રીઓ જીવનપર્યંત રોગીષ્ટ થઇને પીડાય છે, આપણી સ્ત્રીઓ અજ્ઞાન છે તેમને સામાન્ય જ્ઞાન, નૈતિક તથા ધાર્મિક જ્ઞાન આપવાની જરૂર છે તે વખતે જનસેવાનું કામ કરવાને બદલે આમ રખડયાં કરવામાં શો ફાયદો ? આ દલીલ વાંધાભરેલી હશે તો પણ મને જવાબ એટલો જ મળ્યો કે અમને કોઇ શીખવતું નથી, શીખવે તો અમે તૈયાર છીએ. ત્યાર બાદ તારંગાના ઉપાશ્રયમાં તેમ જ બીજાં ગામોમાં ઘણા સારા વિદ્વાન જૈન મુનિઓને મળ્યે તેમની સાથે આ બાબતની વાત થઇ. તેમણે પણ કહ્યું કે અમારામાં પોતામાં ઉપદેશ કરવાની જોઇએ તેવી શક્તિ નથી તો બીજાને શી રીતે શીખવીએ ? ગરણીજીએ જનસમાજની સેવા કરવી હોય એવો વિચાર કોઇને સુઝયો નથી. સુઝે તો જરૂર વ્યવસ્થા થઈ શકે. એવી વ્યવસ્થાશકિત આજના ધર્માચાર્યોમાં નથી. પોતપોતાનું કામ કર્યે જાય છે. આવી હકીકત મને મળી.

બીજો પ્રસંગ કાઠિયાવાડની આગગાડીમાં પહેલા વર્ગના ડબ્બામાં મળ્યો. જુવાન વૈષ્ણવ મહારાજ (ગોસ્વામી) સાથે બેઠેલા અને દરેક સ્ટેશને તેમનાં દર્શન કરવાને ગરીબ અજ્ઞાન લોકોની ભીડ થતી. દરેક સ્ટેશને જોયું કે જુવાન કે વચલી વયના, મધ્યમ વર્ગના શિષ્યો જણાતાં નહોતાં. દરેક સ્ટેશને જુજ ભેટ મળતી હતી. તેમને પુછતાં માલુમ પડ્યું કે કોઈ દિવસ ધર્મનો ઉપદેશ કરતા નહોતા. મંદિરમાં એક સાધારણ શાસ્ત્રી હતા તે ભાગવત વિગેરે વાંચી સંભળાવતા હતા. પોતે અભ્યાસ કર્યો નહોતો. કોઇ પણ પ્રકારનું શારીરિક કે માનસિક કામ કરતા ન હતા. ભાવિક શિષ્યોને મળવામાં તથા હમેશની સાધારણ દિનચર્યામાં દિવસો નીકળી જતા હતા.

સ્વામી શ્રદ્ધાનંદજી હિંદુસંગઠન તથા અત્યંજોદ્ધાર માટે આખું હિંદુસ્તાન ખુંદી રહ્યા હતા. શરદી ખુબ થયેલી, તાવ આવતો હતો, ઘાંટો બેસી ગયેલો તે છતાં ત્રણ સાડાત્રણ કલાક સુધી ભાષણ કર્યું. મેં વિનંતિ કરી કે સીત્તેર વર્ષની ઉંમરે આખા હિંદુસ્તાનમાં રખડવાને બદલે એક સ્થળે કાયમ રહીને, દસ, વીસ, પચાસ, સો સારા સંન્યાસીઓને સમાજસેવા માટે કેળવ્યા હોય તો કેટલો બધો ફાયદો થાય? આજે બાવન લાખ સાધુ સંન્યાસી, ફકીરો અમારા ગૃહસ્થોની મહેનત પર જીવે છે તેના બદલામાં ધાર્મિક તથા નૈતિક શિક્ષણ, પછાત તથા પતિત વર્ગોની ઉન્નતિ તથા સામાન્ય જનસમાજની સેવાનું કામ ઉપાડી લે તો આખા દેશનો ઉદ્ધાર થઇ જાય. સ્વામીજીએ જવાબ વાળ્યો કે એ સંન્યાસીઓ ભાવનારહિત પ્રજામાંથી ઉત્પન્ન થયા છે, હવે મોટી ઉમ્મરે નવી ભાવના આવતી નથી. જ્યારે જનસમાજ સુધરશે ત્યારે સંન્યાસીઓ સુધરશે. મેં પુછ્યું કે આળસુ, નકામા સંન્યાસીઓનું પોષણ કરવાનું અમે મુકી દઇએ તો કેમ? તેના જવાબમાં એમણે કહ્યું કે જનસમાજ જે ચીજ માગે તે તેમને મળી શકે. તેમને સારા સંન્યાસીઓ જ જોઇતા હશે તો તેવા મળશે. જો આળસુ અજ્ઞાન સંન્યાસીઓને મદદ નહીં કરો તો તરત સુધારો થશે.

રામકૃષ્ણ વિવેકાનંદ મિશનના એક જુવાન સંન્યાસી મળ્યા હતા તે સમાજસેવાના કામમાં રોકાયલા હતા. બંગાળામાં નવી જાગૃતિ ફેલાઇ છે તેને લીધે ઉંચું અંગ્રેજી શિક્ષણ લીધેલા પદવીધરો મીશનમાં દાખલ થયા છે પણ તેમને જોઇએ તેવી તાલીમ મળતી નથી, એવી હકીકત જણાવી. આ કમનસીબ દેશમાં વ્યક્તિઓનો તથા શક્તિનો કેટલો દુરૂપયોગ થાય છે! સેવાની ભાવના ધર્મના જ્ઞાનથી ઉત્પન્ન થાય છે. ઇશ્વરની ભક્તિમાંથી ભ્રાતૃભાવ ઉદ્ભવે છે. દુનિયાના સર્વ જનો ઇશ્વરનાં સંતાન છે એવી સમજ થાય તો ધાર્મિક ટંટા અને લડાઇ બંધ થઇ જાય. આપણા સાધુ સંન્યાસીઓ, સ્વાર્થત્યાગ કરીને, હદપાર કષ્ટ વેઠીને જીવન ગાળે છે તે છતાં ખરેખરો ધર્મોપદેશ પણ ન કરે એ કેવી દુઃખદ સ્થિતિ કહેવાય!

એક ગોસાઇના મઠમાં રહેવાનો પ્રસંગ આવ્યો હતો. તદ્દન નવીન અનુભવ મળશે એમ ધારીને ખુબ ખુશી થયો. વાડામાં થઇને મેડા ઉપર જવાનું હતું તે વાડામાં હદપાર ગંદવાડ જોયો. ઉપર જઇને જોયું તો પલંગ, હિંચકો, નેતરની ખુરસીઓ, ન્હાના પવાલાં—અને ગૃહસ્થાઇના વૈભવવાળી વ્યવસ્થા જોવામાં આવી. મંદિરમાં કોઇ દિવસ ધર્મોપદેશ થયેલો નહીં.

આવા ઘણા પ્રસંગો, દુઃખદાયક, લજ્જાજનક, સાંભરી આવે છે. ઘણા પ્રતિભાશાળી મહાત્માઓ વિષે સાંભળ્યું છે. ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા, ગોદાવરી વિગેરે નદીઓને તીરે, તથા હિમાલયના એકાંતમાં અનેક મહાન પુરૂષો વસતા હશે, તેમના પરિચયને લીધે હજારો પુરૂષોનાં જીવન ઉન્નત થયાં હશે. ગામગામડાંમાં પણ કોઇ કોઇ વાર મહાત્માઓ આવે છે, શાન્ત, વિચારવંત, ધર્મિષ્ટ જીન મુનિઓ મળે છે, એવું કબુલ કરવું જોઇએ. કેટલાક સાધુ, સંતો, ગોસાઇઓ, મહારાજો વિષે ભયંકર ગંદી વાતો ચાલી રહી છે. તેમને શિક્ષણ આપવા માટે રાખેલા શિક્ષકોએ વિગતવાર હકીકત આપી છે. આપણા સાધુ, સંતો, ધર્માચાર્યોમાં સારા તેમ જ નરસા માણસો હશે. એમનાં પાપ એમને જ નડે છે એમ નથી પણ સમસ્ત જનસમાજને નુકશાન કરે છે. એમને સારૂં શિક્ષણ મળતું નથી, ન્હાનપણથી જ સુંવાળા વૈભવમાં તેમનું જીવન વ્યતિત થાય છે. શારીરિક તથા માનસિક વ્યવસાયના અભાવે તેમનાં ચિત્ત ખરાબ માર્ગે દોરાય છે અને દુરાચારી બની જાય છે.

જેવી રીતે આપણા ઘણા રાજામહારાજાઓ સ્વાર્થી, સ્વચ્છંદી, અને પતિત સ્થિતિએ પહોંચ્યા છે તેવી જ રીતે ઘણાખરા સંપ્રદાયના ધર્માચાર્યો તો આળસુ તથા એદી બન્યા છે અથવા તો મોજશોખ અને દુરાચારમાં ડુબ્યા છે. તેમનું દુરાચરણ ઘણા વર્ષો સુધી આપણે સાંખી રહ્યા છીએ, હવે સહન થઇ શકે એમ નથી. સહિષ્ણુતા તથા ક્ષમાબુદ્ધિને પણ હદ હોય છે અને આવા દુષ્ટ ધર્માચાર્યોને સુધારવાનો અથવા કાઢી મુકવાનો ઉપાય લીધા વિના છુટકો નથી. અકાળીઓની લડત આત્મશુદ્ધિની છે અને પોતાના ગુરુદ્વારમાં લુચ્ચા બદદાનતના મહંતોને સુધારવાનો પ્રયત્ન કરી રહ્યા છે. જેમ રાજાઓ પ્રજાના રક્ષક અને આગેવાન છે અને પોતાનો ધર્મ ન સમજવે, એટલે ધર્મભ્રષ્ટ થાય, તો તેમને કાઢી મુકવાનો હક પ્રજાને છે તે જ પ્રમાણે ધર્માચાર્યોને સુધારવાની કોશીશ નિષ્ફળ જાય તો તેમને કાઢી

મુકાય. ગુરુદ્વાર, મંદિર, મઠ, કે રાજ્ય એ કોઇની ખાનગી કે કૌટુમ્બિક મીલકત નથી. શીખપ્રજાએ આ મહાન પ્રશ્નનો નિર્ણય કરવા માંડયો છે. તેનો ચેપ એક હજાર માઇલ દૂર બંગાળાના તાડકેશ્વરમાં લાગ્યો છે. અંગ્રેજ સરકારને તો પક્ષાપક્ષી કરીને રાજ્ય કરવું છે એટલે આ હરામખોર મહંતોનો પક્ષ લે તેમાં શી નવાઇ? સરકારે એક વખત હિંદુ મુસલમાન વચ્ચે એદીલી ઉત્પન્ન કરી, અંત્યજોને મલાવ્યા, રાજા, રાઇસ, જાગીરદારોને હાથમાં લીધા, મૂડીવાળાઓને રમાડશે—એ બધી રમતો રમશે, પણ રાજા તથા ધર્માચાર્યો કે પુજારીઓ પ્રજાના પ્રતિનિધિ છે, ધર્મભ્રષ્ટ થાય તો પ્રજામત સાંભળવાની તેમની ફરજ છે અને જો તેમની વર્તણૂંક સુધરે નહીં તો બરતરફ થવાને પાત્ર છે એ ધોરણ કે નીતિ સ્વીકાર્યા વિના છુટકો જ નથી. લોકશાસનના જમાનામાં આપખુદી સત્તાને રૂખસદ મળી છે, અને આ ધોરણનો અસ્વીકાર થાય તો જે શૌર્ય અને દઢતા, સાહસ અને આત્મભોગ શીખ પ્રજાએ આપ્યો છે તે બીજી બધી પ્રજાએ આપવો પડશે. ધર્માચાર્યો પણ ચેતી ગયા હશે એટલે રાજીખુશીથી અને સ્વેચ્છાથી પોતાની વર્તણૂંક સુધારીને પોતાનું કર્તવ્ય કરવા મંડી જશે. આપણા ગુજરાતમાં ઘણા સંપ્રદાયો છે, રામાનુજી, માધ્વાચારી, રામાનંદી, વલ્લભાચારી, સ્વામીનારાયણ, રાધાવલ્લભી, કબીરપંથી, બીજપંથી, દાદુપંથી, ઉદાપંથી, રાધાસ્વામી, વિગેરે—એ બધાએ સંપ્રદાયો ધર્મસુધારકોએ પોતપોતાના જમાનામાં પ્રચલિત કુધર્મ તથા અધર્મને દૂર કરવા માટે સ્થાપેલા. આજના શુદ્ધિના યુગમાં જ્યાં જ્યાં ધાર્મિક શિથિલતા, અધર્મ કે દુરાચાર જણાય છે ત્યાં અગ્નિ સંસ્કાર કરીને, મહાન યત્નથી સુધારો કરવાનો છે.

સત્યનો આગ્રહ અને અસત્ય સાથે અસહકાર એ શુદ્ધિનો મંત્ર છે, એ જ શુદ્ધિનું શસ્ત્ર છે. મહાત્મા ગાંધીજીએ તે વાપરવાની ક્રિયા બતાવી છે. નમ્રપણે, દઢતાથી, સંયમ સાથે, પ્રેમમય સહાનુભૂતિથી સત્યાગ્રહ કરીને ધર્માચાર્યોને સુધારવા પડશે અને તેમના સુધારાથી કરીને રીસાઈ ગયેલા દેવો મંદિરમાં આવીને વસશે. આજે તો બધા દેવો (દેવ ગયા ડુંગરે) હિમાલયમાં નાસી ગયા હોય એવો ભાસ થઇ રહ્યો છે. જેવી જાગૃતિ મહારાષ્ટ્રમાં શિવાજી મહારાજના વખતમાં ફેલાઇ રહી હતી તેવી ફરીથી ફેલાશે અને આખા હિંદુસ્તાનમાં ખરૂં સ્વરાજ્ય સ્થપાશે.

સુમન્ત મહેતા

# મ્હોટી બ્હેન

## (૪)

૭

શિવચન્દ્રે ઘરનો બધો કારભાર સંભાળી લીધો છે. મંજુબાઇના સ્વર્ગવાસ પછી ઘરમાં તેનો જ હુકમ ચાલે છે. માધવીને બદલે એક નવી વહુએ આવી સત્તા જમાવી છે. જો કે માધવી હજી એ જ ઘરમાં રહે છે અને ભાઇ શિવચંદ્ર પણ તેનું માનસન્માન બરાબર જાળવે છે પણ માધવીનું દિલ ઉઠી ગયું છે. ઘરના નોકરચાકર, દાસદાસી અને ન્હાના મ્હોટા ગુમાસ્તા સઘળા હજી પણ એને "મ્હોટી બ્હેન" કહીને જ બોલાવે છે, પરન્તુ તેઓ મનમાં બરાબર સમજી ગયા છે કે તિજોરીની ચાવી એક જુદી જ વ્યક્તિના હાથમાં ચાલી ગઈ છે. શિવચન્દ્રની સ્ત્રી માધવીનું અપમાન કરે છે એમ પણ અમે નથી કહેવા માગતા. પરન્તુ તેની રીતભાત અને વ્યવહાર જોઇને માધવીને પોતાને જ એમ લાગી આવ્યું છે કે હવે આ ઘરમાં લાંબુ રહેવામાં માલ નથી. નવી વહુની રજા લીધા વિના કે તેનો અભિપ્રાય લીધા વિના કોઇ કામ કેમ થઇ શકે એ પ્રશ્ન માધવીને રોજ મુંઝવ્યા કરે છે.

એક વખતે ઘરમાં બાપની પૂરેપૂરી સત્તા હતી. હવે ભાઇની સત્તા ચાલે છે, એટલે પહેલાંનાં કરતાં ફેરફાર થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. પહેલાં

તો માધવીનું માન સચવાતું એટલું જ નહીં પણ તેના વિવિધ લાડ પણ નભી જતા. આજે માન સચવાય છે પણ લાડકોડ શી રીતે નભે? બાપના જીવતાં તે કુલમુખત્યાર હતી, આજે તેને ઓશીયાળું બનવું પડયું છે.

કોઇ વાંચનારને કદાચ એમ લાગશે કે અમે શિવચન્દ્ર અથવા તેની સ્ત્રીને ગુન્હેગાર ઠરાવવા માટે જ આ બધું લખી રહ્યા છીએ અને સીધી સાદી ભાષામાં કહેવાને બદલે એ જ વાત ગોળગોળ રૂપે કહેવાની કોશિશ કરીએ છીએ. પરન્તુ એ એકપખી ગેરસમજ છે. સંસારનો જે નિયમ છે, જેને સંસારના રીતરિવાજ કહેવામાં આવે છે, અને જે પરાપૂર્વથી ચાલ્યાં આવે છે તેનો જ અમે આ સ્થળે ઉલ્લેખ કરીએ છીએ. માધવીનું કરમ તો ફુટી ગયું છે, તેનું પોતાનું ગણી શકાય એવું કોઇ માણસ આ સંસારમાં નથી. એટલે શું બીજાએ પણ પોતાના કાયદેસર હક્ક જતા કરવા? સ્વામીની માલમિલ્કત ઉપર કેવળ સ્ત્રીનો જ અધિકાર હોય છે, એ વાત કોણ નથી જાણતું? તો પછી એકમાત્ર શિવચન્દ્રની સ્ત્રી જ એ વાત કેમ ન સમજે? અલબત શિવચન્દ્ર એ માધવીનો સગો ભાઇ થાય, પરંતુ તેથી શિવચન્દ્રની સ્ત્રીને શું લેવાદેવા? બીજાની ખાતર પોતાનો હક્ક તે કેમ જતો કરે? શિવચન્દ્રની સ્ત્રી જ્યારે ન્હાની હતી અને નરુબાબુ પણ હયાત હતા ત્યારે માધવીને મન પ્રમીલામાં અને તેનામાં લાંબો તફાવત ન હતો. પરન્તુ હવે બન્ને વચ્ચે ઘણી વાર મતભેદ પડે છે. માધવીને લાંબાં ટાયલાં કરવાની ટેવ નથી એટલે બનતાં સુધી મૌન રહે છે; જ્યાં પોતાનું જોર ન ચાલી શકે ત્યાં વ્યર્થ માથું મારવાનું તેને નથી ગમતું. કોઈ વાતે માઠું લાગે તો બોલ્યા ચાલ્યા વિના ગળી જાય છે. શિવચન્દ્રને ફરિયાદ કરવાનો તેનો કદિ ખ્યાલ પણ નથી આવતો. સ્નેહ, હેત કે પ્રેમનાં બણગાં ફુંકવાં અને એ રીતે પોતાનો મોભો જાળવી રાખવો એ તેના સ્વભાવમાં મળથી જ નથી. તે પોતે એવી ક્ષુદ્રતાને ધિક્કારે છે. સામાન્ય સ્ત્રીની પેઠે કલેશ કંકાસ કરવા એ તેને કેટલાં ત્રાસદાયક લાગે છે તે કેવળ તેનો અંતરાત્મા જ જાણે છે.

એક દિવસ તેણીએ શિવચન્દ્રને બોલાવી કહ્યું: "ભાઈ, હવે મને મારા સાસરે જવાની રજા આપો." શિવચન્દ્ર વિસ્મય પામ્યો. તેણે કહ્યું: "શા સારૂ? ત્યાં તો કોઇ નથી."

"મારી નણંદ કાશીમાં રહે છે, તેના દીકરાને મારી સાથે રાખીશ અને અમે બન્ને જણાં ગોળગામમાં સુખેથી રહી શકશું."

પાબના જીલ્લામાં આવેલા ગોળગામમાં માધવીનું શ્વસુરગૃહ હતું. શિવચન્દ્ર એ જવાબ સાંભળી સ્હેજ હસ્યો. તેણે કહ્યું: "એમ તે કંઇ બને? ત્યાં તારૂં કોણ? તારાથી ત્યાં રહી જ કેમ શકાય?"

"કેમ ન રહેવાય? હજી મારા સસરાનું મકાન કાયમ છે. તે સિવાય પાંચ દસ વીઘા જેટલી જમીન પણ છે. અમારા બે જણનો નિર્વાહ ચલાવવા માટે એટલું બસ છે."

"નિર્વાહનો તો સવાલ જ નથી. પૈસા ટકાની પણ ચિંતા નથી, પણ ત્યાં તને કેટલી અગવડ વેઠવી પડે?"

"મારે—એક વિધવાને વળી સગવડ અગવડ શું?"

શિવચન્દ્રે થોડી વાર વિચાર કર્યો. પછી બોલ્યો: બ્હેન, તું શા સારૂ જવા માગે છે? મને એક વાર ખુલ્લી રીતે કહી દે. અહીં તને જો કંઇ દુઃખ કે કલેશ જેવું હોય તો આ જ ઘડીએ તેનો ઇલાજ કરૂં."

ઘણું કરીને અત્યાર પહેલાં શિવચન્દ્રે પોતાની સ્ત્રી પાસેથી, પોતાને વિષે કંઇક ફરિયાદ જેવું જરૂર સાંભળ્યું હશે એ શંકાથી માધવીના મુખ ઉપર શરમના શેરડા પડયા. તેણીએ કહ્યું: "ભાઇ તમે એમ માનો છો કે હું ઘરમાં ઝગડો કરીને મારે ઘેર ચાલી જવા માગું છું?"

શિવચન્દ્ર પોતે પણ શરમાયો. તેણે એકદમ જવાબ આપ્યો: "ના બ્હેન, હું એમ મુદ્દલ નથી માનતો. હું તો ઉલટું એમ કહેવા માગું છું કે આ ઘર તારૂં પોતાનું જ છે. છતાં તું શા માટે અહીંથી જવા માગે છે?"

બન્ને ભાઇબ્હેનને એક સાથે મૃત સ્નેહમય પિતાનું સ્મરણ થયું. બન્નેની આંખો આંસુથી ઉભરાઇ ગઇ. આંસુ લુછીને માધવી બોલી: "વળી પાછી હું અહીં જરૂર આવીશ. બાબુને જનોઇ આપશો ત્યારે મારે આવ્યા વિના કંઇ ચાલવાનું છે? પણ અત્યારે તો હવે મને જવા દો."

"જનોઇને તો હજી આઠ દસ વરસની વાર છે."

"હું જીવતી રહીશ તો જરૂર આવીશ."

ટુંકામાં, માધવીએ અહીં પડી રહેવાનું કોઇ રીતે ન કબુલ્યું. તેણીએ જવાની તૈયારી કરવા માંડી. નાી

વહુને ઘરનું તમામ કામકાજ સમજાવી દીધું: નોકર-ચાકરને બોલાવીને સૌને શુભ આશીર્વાદ આપ્યા. વિદાયગીરીના દિવસે શિવચંદ્રે આંખમાં આંસુ લાવી બ્હેનને કહ્યું: "માધવી, તારા આ ભાઈએ કોઇ દિવસ કડવું વેણ ઉચ્ચાર્યું—"

માધવીએ હસતાં હસતાં તત્કાળ જવાબ આપ્યો: "એવું ન બોલો, ભાઇ."

"હું ખરેખર અંતઃકરણપૂર્વક કહેવા માગું છું કે જો કોઈ અશુભ ક્ષણે જાણતાં અજાણતાં મારાથી કંઇ બોલાઇ—"

"ભાઇ, મહેરબાની કરીને એવું બોલીને મને શરમાવો નહિ."

"તારી ખુશી. તને તારા પોતાના ઘેર જવાની હું મનાઈ નથી કરતો. તને જ્યાં ગમે ત્યાં સુખેથી રહે એમાં મારો વાંધો નથી. ખુશીખબરના સમાચાર આપતી રહેજે એટલે બસ."

માધવીએ પ્રથમ કાશી જઇ, પોતાના ભાણેજને સાથે લીધો અને આજે સાત વર્ષ પછી પોતાના સ્વામીના ઘરમાં પ્રવેશ કર્યો.

માધવીના આવવાથી વિધુબાબુને માથે એક નવી આફત આવી પડી. યોગેંદ્રના પિતા અને વિધુબાબુ વચ્ચે પ્રથમ દોસ્તીદાવો હતો. યોગેંદ્રે મરતી વેળા પોતાની જે કંઇ જરજમીન હતી તે વિધુબાબુને સંભાળવા સોંપી હતી. યોગેંદ્ર જીવતો ત્યારે પણ જમીનખેતર વિગેરેની સંભાળ વિધુબાબુ જ રાખતા હતા; યોગેંદ્રને તેની બહુ પરવા ન હતી કારણ કે પોતાના સાસરાને ત્યાં અઢળક ધનસંપત્તિ હોવાથી, અહીંની ખેતીવાડીની તેને શી ચિંતા હોય? યોગેંદ્ર ગુજરી જતાં વિધુબાબુને ફાવ્યું; તેણે યોગેંદ્રની જમીનખેતર વિગેરે ઉપર પોતાનો વ્યાજબી અધિકાર જમાવ્યો. કોઇ વાંધો લેનાર પણ ન હતું. યોગેંદ્રની વિધવા માધવીના આવવાથી તેના સીધા, નિષ્કંટક માર્ગમાં એક અણધાર્યું કાંટાનું ઝાડ ઉગ્યું. તેને એમ ચોક્કસ લાગ્યું કે માધવી કેવળ અદેખાઇને લીધે, કેવળ હેરાન કરવા ખાતર જ અહીં આવીને રહી છે. તેણે માધવીને કહ્યું: "તમારી બે વીઘા જેટલી જમીન પડતર રહી છે, દસ વરસથી તેનો વેરો પણ નથી ભરાયો, વ્યાજ લીખે સો રૂપીયા ન ભરીએ તો એ જમીન પણ આપણા તાબામાં ન રહે, એ પ્રમાણે બધી સ્થિતિ છે."

માધવીએ પોતાના ભાણેજ સંતોષકુમાર મારફત કહેવડાવ્યું કે "પૈસાની ચિંતા ન કરતા."

તુરત જ માધવીએ સો રૂપીઆ ગણી આપ્યા. વિધુબાબુએ સો રૂપીઆનો ઉપયોગ જુદી જ રીતે કરવાનો નિશ્ચય કર્યો.

માત્ર એટલું બોલીને જ માધવી બેસી ન રહી. તેણીએ સંતોષની મારફત વધુમાં પૂછ્યું કે "કંઇ બે વીઘા ઉપર જ મારા સસરાનો નિર્વાહ ન્હોતો ચાલતો. બાકીની જમીન ક્યાં અને કેવી સ્થિતિમાં છે તે પણ હું જાણવા માગું છું."

વિધુબાબુનું અંતર ઉકળ્યું. તેમણે જણાવ્યું કે "બાકીની બધી જમીન વેચાઇ ગઇ છે, અથવા જપ્ત થઇ ગઇ છે. આઠ દશ વર્ષ થયાં કર ન ભરીએ તો પછી જમીન આપણા કબજામાં કેવી રીતે રહે?" વિગેરે.

"ખેતરપાદરમાંથી એટલી કર ભરવા જેટલી પણ આવક ન્હોતી થતી? અને જો ખરેખર બધું વેચાઇ ગયું હોય તો વેચનાર અને ખરીદનાર કોણ કોણ છે તે મને કહો તો એ વિષે હું બનતી તજવીજ કરૂં. દસ્તાવેજનાં કાગળપત્રો પણ જરૂર હોવાં જોઇએ."

વિધુબાબુએ જવાબમાં કેટલીક ઉટપટાંગ વાત કહી, પણ માધવી તેમાંનો એક અક્ષર ન સમજી શકી.

તે પછી વિધુબાબુ હાથમાં છત્રી લઇ, ભગતના જેવો પોશાક પહેરી સીધા જમીનદાર સાહેબની કચેરી તરફ—લાલગાંવ તરફ રવાના થયા. આ ગામમાં જ સુરેંદ્રબાબુનું મકાન તેમજ તેમની કચેરી હતી. કચેરીમાં મેનેજર મથુરબાબુ બેઠા હતા.

વિધુબાબુએ આઠ દસ ગાઉની મુસાફરી પૂરી કરી સીધો કચેરીમાં જ પગ મૂકયો. તે મથુરબાબુ પાસે બેસતાં જ રડી પડયો. કહ્યું: "ભગવાન તમારૂં કલ્યાણ કરે. હું ગરીબ બ્રાહ્મણ માર્યો જઉં છું, મારે અન્નને અને દાંતને વેર થાય એવો વખત આવ્યો છે."

આવી ફરિયાદો તો મથુરબાબુ પાસે રોજ પાંચપચાસ આવતી હશે. મેનેજર સાહેબે બ્રાહ્મણ સામે નજર કરી પૂછ્યું: "શું છે?"

"આ ગરીબ બ્રાહ્મણને બચાવો."

"પણ હકીકત શું છે?"

વિધુબાબુએ માધવી વાળા નગદ સો રૂપીઆ મેનેજર સાહેબના ચરણમાં ધર્યા અને કહ્યું: "આપ તો ધર્મના

થાંભલા છો. આપ મને ન બચાવો તો બીજું કોણ બચાવે ?"

"વારુ, તારી ફરિયાદ શું છે ?"

"ગોળગામવાળા રામતનુની પુત્રવધુ, કોણ જાણે ક્યાંથી આજે આવી ચડી છે અને મને ભીખારી બનાવવા માગે છે."

"તને તે શા સારૂ ભીખારી બનાવે ? અને તારે પણ શા સારૂ ભીખારી બનવું જોઇએ ?"

બ્રાહ્મણ વિધુબાબુએ એક વાર પોતાની જનોઇનો સ્પર્શ કર્યો અને મેનેજર સાહેબના પગમાં ઢળી પડયો. તેણે કહ્યું: "આજે દસ વરસથી હું જાગીરદારની કચેરીમાં વેરો ભરતો આવું છું."

"ખેતર ખેડે તે વેરો તો ભરે જ, એમાં તું નવી વાત શું કહે છે ?"

"ભગવાન આપનું ભલું કરે."

મથુરબાબુ, બ્રાહ્મણની કહેવાની ખરી મતલબ સમજી ગયા. તેમણે કહ્યું: "પેલી વિધવાની આંખે પાટા બાંધવા છે, એમ જ ને ?"

બ્રાહ્મણ વિધુ મૂગે મ્હોડે મથુરબાબુ સામે નીરખી રહ્યો.

"આશરે કેટલી જમીન હશે ?"

"લગભગ પચીસ વીઘા."

મથુરબાબુએ મનમાં ને મનમાં કંઇક હિસાબ કર્યો, પછી કહ્યું: "ઓછામાં ઓછા ત્રણ હજાર રૂપીઆની મિલકત થઇ. જમીનદારને તેમાંથી કેટલી સલામી મળશે?"

"આપનો હુકમ—બહુ બહુ તો ત્રણસો રૂપીઆ."

"ત્રણસો રૂપીઆમાં તારે ત્રણ હજારનો માલ પચાવવો છે, એમ કે ? મારાથી નહીં બની શકે."

બ્રાહ્મણની આંખમાં જળજળીયાં આવ્યાં. તેણે દીનતાપૂર્વક પૂછ્યું: "ઓછામાં ઓછા કેટલા રૂપીઆ ભરવા જોઇએ ?"

"રૂપીઆ એક હજાર ભરી શકશે ?"

તે પછી બન્નેએ ખાનગીમાં જઇ ઘણી વાટાઘાટ કરી. અંતે એમ કર્યું કે યોગેંદ્રનાથની વિધવા ઉપર દશ વરસના વ્યાજ શીખે દોઢ હજાર રૂપીઆ લ્હેણા કાઢી કોર્ટમાં ફરિયાદ નોંધાવવી.

કોર્ટમાંથી સમન મેળવ્યો. પણ તે માધવીને ન મળે એવી ગોઠવણ આગળથી જ કરી રાખવામાં આવી હતી. આખરે એકતરફી ડીક્રી થઇ અને લગભગ દોઢ મહિના પછી માધવીને સમાચાર મળ્યા કે જમીનદારના લ્હેણા બદલ તેનું ઘર ખેતર વાડી બધું હરરાજ થઇ જવાનું.

માધવીએ એક પાડોશણને પૂછ્યું: "તમારા દેશમાં બધા ચોરલૂંટારા જ વસે છે ?"

"એમ કેમ ?"

"મને કહ્યાકારવ્યા વિના મારાં ઘર ખેતર હરરાજ થવા બેઠાં છે, તેની તમને ખબર નથી ?"

"ખબર તો બધાને છે, પણ ધણીનો કોઇ ધણી થોડો જ છે ? જમીનદાર પોતે જુલમ કરે તો પછી રાંક રૈયત શું કરે ?"

"હરરાજીની વાત જાણે સમજ્યા. પણ તમારો જમીનદાર એવો તે કેવોક છે કે મને કાંઇ ખબર પણ ન આપી ?"

પાડોશણ બાઇએ જમીનદારના જુલમની ઘણી વાતો કહી સંભળાવી. તેની મતલબ ટુંકામાં એટલી જ કે આવો જુલમી અને ઘાતકી જમીનદાર આ દેશમાં હજી સુધી કોઇ થયો નથી. જે જે લોકવાયકા આજ સુધીમાં તેણે સાંભળી હતી તે પણ કહેવાનું ન ભૂલી.

માધવીએ સ્હેજ સંકોચપૂર્વક પ્રશ્ન કર્યો: "જમીનદાર બાબુને હું જાતે મળું તો કેમ ?"

પોતાના ભાણેજ સંતોષકુમારની ખાતર માધવી એ સાહસ વ્હોરવાને પણ તૈયાર થઇ.

પાડોશણે કંઇ ચોક્કસ જવાબ ન આપ્યો. પણ એટલું કહી ગઇ કે "મારી બ્હેનના દીકરાને પૂછીને આવતી કાલે હું તમારી પાસે ખુલાસો કરી જઇશ." કારણ કે તે જુવાન અત્યાર પહેલાં બે ત્રણ વાર લાલગાંવમાં જઈ આવ્યો હતો અને ત્યાંના જમીનદાર વિષે જે જે લોકવાયકાઓ ચાલતી તે પોતાના કાને સાંભળી આવ્યો હતો. કલકત્તાથી એક ગાનારી બાઇને જમીનદારે બોલાવી પોતાને ત્યાં રાખી છે એ સમાચાર આ ગામમાં લાવનાર પણ એ પોતે જ હતો.

રામતનુ બાબુની વિધવા પુત્રવધુ જમીનદારને રૂબરૂમાં મળવા જાય તો કેમ એ પ્રશ્નના ઉત્તરમાં તેણે માસીને પૂછ્યું:

"એ વિધવાની કેટલી ઉંમર છે ?"

"વીસ બાવીસની લગભગ."

"દેખાવમાં કેવીક છે ?"

"ખાસી અપ્સરા જેવી."

બ્હેનના દીકરાએ જરા મ્હોં મરડયું. કહ્યું:" મળે તો તેનું કામ થઇ જાય, પરન્તુ જો મારી સલાહ માને તો તેણે આજ રાત્રે જ આ ગામમાંથી નીકળી બાપને ત્યાં ચાલ્યા જવું જોઇએ."

" શા સારૂ ! "

" તમે જ હમણાં કહ્યું ને કે તે દેખાવમાં અપ્સરા જેવી છે ! "

" પણ એથી શું થઇ ગયું ? "

" એમાં જ બધું આવી ગયું. અપ્સરા જેવી નારીની સુરેંદ્રરાયને ખબર પડે એટલી જ વાર ! "

માસીએ હોઠ ઉપર આંગળી મૂકી કહ્યું: " શું કહે છે ? વાત એટલે સુધી બગડી ગઇ છે ! "

જુવાન જરા હસ્યો. " આખો દેશ તો એ વાત જાણે છે, તમને હું આ કંઈ મારી બનાવટી વાત નથી કરતો. "

" તો પછી મળવામાં કંઇ સાર નહીં કાઢે, એમ જ ને ? "

" હાસ્તો. "

" પરન્તુ તેનાં ઘર-બાર-ખેતર-પાદર હરરાજ થવા બેઠાં છે તેનું શું ? "

" વિધુબાબુ જેવા માણસો જેમાં શરીક હોય તેણે બધી આશા ઉપર પૂળો જ મૂકી દેવો. ઘરબાર જહાન્નમમાં ગયાં, તેની ખાતર એક ખાનદાન કુલવધુએ પોતાની લાજ શા સારૂ લૂંટાવા દેવી ? "

વળતે દિવસે, માસીએ માધવીને પહેલેથી માંડીને વાત કરી. માધવીને બહુ નવાઇ લાગી. જમીનદાર સુરેંદ્રરાય વિષે તેણીએ આખો દિવસ વિચાર કર્યો. સુરેંદ્રરાય ! એ નામ તેનાં કાન અને મનને પરિચિત લાગ્યું. પણ બીજી વાતોનો મેળ ન મળવાથી તે મનમાં મુંઝાવા લાગી. જે નામ આજે લગભગ પાંચ વરસથી તેના મનમાં રમી રહ્યું હતું તે જ નામ સાંભળી હૈયું જાણે વલોવાતું હોય એમ થયું. પણ દિલની વાત કહેવા જેવું કોઇ હાજર ન હોવાથી સમસમી બેસી રહી.

તે દિવસની આખી રાત માધવીએ વિવિધ સ્વપ્નાં જોવામાં અને ઉકળાટમાં વીતાવી. જુની વાતોનું એક પછી એક સ્મરણ થવા લાગ્યું, તેની સાથે આંખમાંથી પણ આંસુ ટપકવા લાગ્યાં. સંતોષકુમારે તેની સામે જોઈ કહ્યું: " માસી ! મને મારી મા પાસે મોકલી દ્યો. " માધવીને પણ લગભગ એ જ વિચાર આવતા હતા. અહીંઆ હવે લાંબો વખત રહેવાનું દુરસ્ત ન લાગ્યું. તેથી તે પોતે પણ કાશીમાં જઇને રહેવાનો વિચાર કરતી હતી. સંતોષકુમારની સાથે એક વાર જમીનદારની મુલાકાતે જવાનું સાહસ કરવાનો વિચાર તો કર્યો, પણ લોકોની વાત સાંભળી હિમ્મત હારી ગઇ.

તે સિવાય માધવીના કોમળ દિલમાં એક નવો કાંટો ભોંકાયો હતો. ગામડા ગામમાં આવ્યા પછી પોતાના રૂપની ચર્ચા સાંભળી તેને બહુ અજાયબી લાગી. આજે સાત વરસ થયાં પોતાનાં રૂપ કે સૌંદર્ય વિષે તેણીએ એક શબ્દ સરખો પણ ન્હોતો સાંભળ્યો. બાપને ત્યાં સૌ કોઇ " બા, બ્હેન " કહી તેને બોલાવતા. આ પ્રકારના સન્માનથી તે પોતે પણ પોતાને અતિવૃદ્ધ માની બેઠી હતી. જ્યાં મ્હોટી બ્હેન તરીકે ઘરમાં સૌની સેવા સુશ્રૂષા કરવાની હોય, સ્નેહ અને આતિથ્યની નિરંતર લ્હાણી કરવાની હોય ત્યાં રૂપ કે સૌંદર્ય શી રીતે સાંભરે ? અહીંનું વાતાવરણ જ તેણીને દુઃખદાયક થઇ પડ્યું. તે મનમાં ને મનમાં બડબડી: "અહીંના માણસો તે અંધ હશે કે જાનવર ? " પરંતુ એવો આક્ષેપ કરવામાં માધવીની મ્હોટી ભૂલ હતી. પોતાની જેમ બધાંનાં મન કંઇ એકવીસ બાવીસ વરસની ઉમ્મરે સાવ વૃદ્ધ ન થઇ જાય !

ત્રણ દિવસ પછી જમીનદારનો એક પસાયતો, માધવીના ઘરના બારણા પાસે બેસી, લોકોને એકઠા કરી, સુરેંદ્રરાયની ઘણી નવી નવી વાતો કરી સંભળાવવા લાગ્યો. જમિદારનો જમ ઘરના ઉમરા સુધી આવી પહોંચેલો જોઇ માધવી ભય પામી અને પોતાના ભાણેજ સંતોષકુમારને તથા એક દાસીને સાથે લઇ એક વહાણમાં ચડી બેઠી.

ગામથી નદી છેક પાસે જ હતી. ખલાસીને સોમરાપુર પહોંચાડવાનું કહી દીધું. સોમરાપુર જઇ એક વાર પ્રમીલાને મળી લેવા સિવાય બીજો હેતુ ન હતો.

ગોળગાંવથી પંદર ગાઉ દૂર સોમરાપુરમાં પ્રમીલાને પરણાવી હતી. આજે એક વરસથી તે પોતાના સાસરામાં જ રહે છે. કાશી જતાં પહેલાં એક વાર પ્રમીલાને મળવાનું માધવીને મન થાય તે સ્વાભાવિક છે.

સૂર્યોદય થતાં જ ખલાસીઓએ વહાણુ હંકાર્યું. પવન તેમજ પ્રવાહ પ્રતિકૂળ હોવાથી વહાણુ ધીમે ધીમે ચાલવા લાગ્યું. સંતોષકુમારનો આનંદ ક્યાંય સમાતો ન હતો. વહાણમાં બેઠા બેઠા, નમી નમીને પાણી ઉછાળવા લાગ્યો. ખલાસીએ કહ્યું: "આ સામો પવન નરમ નહીં પડે તો કાલે બપોરે માંડમાંડ સોમરાપુર પહોંચાશે."

આજે માધવીને એકાદશી હતી. પરંતુ સંતોષકુમારની ખાતર એક ઠેકાણે ઉતરી રસોઇપાણી કરવાની જરૂર ખરી. ખલાસીએ જણાવ્યું: "પાસે જ એક ન્હાનું ગામડું અને બજાર છે ત્યાં બધી ચીજ મળી શકશે."

દાસીએ કહ્યું: "દસઅગીઆર વાગતાં પહેલાં છોકરો ખાઇ પી લે તો જગ ન્હાયાં."

૮

કાર્તિક માસ ઉતરવાની તૈયારીમાં છે. ટાઢનું જોર જામતું જાય છે. સુરેંદ્રનાથ પોતાની મેડીની બારી ઉઘાડી, સવારના સૂર્યનો મધુર આતાપ લઇ રહ્યો છે. તેની સામે એક મેજ ઉપર ચોપડા અને કાગળીઆંનો એક ગંજ પડ્યો છે. આવકજાવકનો હિસાબ, લેણદેણના આંકડા, જમીનદારીના અંગે ઉભા થતા કેસો, દસ્તાવેજો અને તુમારોનાં કાગળીઆં વાંચવામાં તે રોકાયો છે. કેમે કરતાં વખત જતો ન હોવાથી કચેરીના કામકાજમાં લક્ષ આપવાનું અને એ રીતે વખતને સાર્થક કરવાનું સુરેંદ્રે પોતાના મેળે સ્વીકારી લીધું છે. શાંતિની સાથે એ વિષે ઘણી વાર ટંટો થતો. સુરેંદ્રે શાંતિને સમજાવી દીધું હતું કેવળ અક્ષરોની સામે જોવાથી કંઇ છાતીમાં દર્દ નથી થતું અને એમ વાતવાતમાં કંઇ મૂર્છા પણ ન આવી જાય. શાંતિએ માંડ માંડ એ કડવો ઘુંટડો ગળે ઉતાર્યો છે અને વખતો વખત તેના કામમાં મદદ પણ કરે છે.

આજકાલ સ્વામી ઉપર શાંતિએ સારી ધાક બેસાડી છે. શાન્તિનું પડ્યું વેણ સૌ ઉપાડી લે છે. પહેલાં પણ શાંતિનુંજ ધાર્યું થતું પણ વચમાં ચાર પાંચ અભાગીઆ દોસ્તોએ આવી થોડા દિવસ શાંતિનો જીવ બાળ્યો. પત્નીની સલાહથી સુરેંદ્રે મેડીથી નીચે ઉતરવાનું પણ માંડી વાળ્યું છે. દાક્તરોએ જે સૂચના અને સલાહ આપી હતી તેનો પૂરેપૂરો અમલ કરાવવા શાંતિ પોતાનાથી બનતો પ્રયાસ કરી રહી છે.

હજી હમણાં જ શાંતિ પતિની પાસે બેસી લાલ દોરા વતી કાગળીઆં અને તુમારના થોકડા બાંધતી હતી. એટલામાં સુરેંદ્ર એક કાગળ વાંચતાં વાંચતાં સ્હેજ માથું ઉંચક્યું અને એકદમ બૂમ મારી: "શાંતિ!"

શાંતિ કંઇ કામ પ્રસંગે બ્હાર ગઇ હતી. તે થોડી વારે અંદર આવી અને કહ્યું: "તમે મને બોલાવતા હતા?"

"હા, મારે નીચે કચેરીમાં જવું પડશે."

"નહીં જવાય. તમારે જોઇતું હોય તે હું તમને લાવી આપું."

"મને કંઇ નથી જોઇતું. માત્ર મથુરબાબુ મેનેજરને જરા મળવું છે."

"માણસ મોકલી ન બોલાવાય? તમારે જાતે શા સારૂ પગથીયાં ઉતરવાં જોઇએ? પરંતુ એકદમ મેનેજરની કેમ જરૂર પડી?"

"આ માગશર મહિનાથી તેને હું છૂટો કરવા માંગું છું."

શાંતિને નવાઇ લાગી, આત્મામાં ઉંડો ઉંડો સંતોષ પણ અનુભવ્યો. પૂછ્યું: "કંઇ વાંક ગુન્હો?"

"વાંક ગુન્હા જેવું તો બહુ નથી લાગતું. પણ આજકાલ તેણે ભારે ઉપાડો લીધા હોય એમ મને ચોક્કસ લાગે છે."

સુરેંદ્રે કેટલાંક કાગળીઆં અને કોર્ટનું સર્ટીફીકટ બતાવી કહ્યું: "આ જુઓ, ગોળગામની બિચારી એક વિધવા સ્ત્રીનાં ઘર–ખેતર–ખોરડાં વગર નામે હરરાજ કરી દીધાં અને પાછાં પોતે ને પોતે જ ખરીદી લીધાં. મને એક વાર પૂછ્યું પણ નહીં."

શાંતિનું દિલ દુભાયું. કહ્યું: "બિચારી વિધવાનાં ઘરબાર પચાવી પાડ્યાં! એ ઠીક ન ગણાય. પણ હરરાજ કરવાનું કંઇ કારણ હશે ને!"

"દસ વરસનો વેરો બાકી હતો. તેના વ્યાજ શીખે રૂપીઆ દોઢહજાર લેણા ખેંચી બિચારી ઉપર ફરિયાદ માંડી."

રૂપીઆની વાત સાંભળી શાંતિ નરમ પડી ગઇ. રૂપીઆને ખાતર હરરાજી કરે એમાં તેણીને મથુરબાબુનો કંઇ દોષ ન વસ્યો. સ્હેજ હસતાં હસતાં શાંતિએ પૂછ્યું: "પણ એમાં મેનેજરનો શું વાંક! એટલા બધા રૂપીઆ કંઇ છોડી દેવાય?"

સુરેંદ્રનાથ બેઠો બેઠો કંઈક ઉંડો વિચાર કરતો હતો. શાંતિએ ફરીવાર પૂછ્યું: "એટલા બધા રૂપીઆ જતા કરાય ?"

"કેમ ન કરાય ? રૂપીઆ ખાતર એક નિરાધાર વિધવાને ઘરમાંથી કાઢી મૂકાય ? તારી શી સલાહ છે ?" પ્રશ્નમાં રહેલી માર્મિકતા શાંતિના હૈયામાં આરપાર ઉતરી ગઈ. તે જરા શરમાઇ અને દુઃખમય સ્વરમાં બોલી: "નાં, ઘરમાંથી કાઢી મૂકવી તો ન ઘટે. રૂપીઆ જતા કરવા ન કરવા એ તમારી મુન્સફીની વાત છે. હું વચમાં શા માટે માથું મારૂં?"

સુરેંદ્રે હસીને જવાબ આપ્યો: "ના, શાંતિ. મારી મુન્સફીમાં તારો પણ ભાગ નથી કે ? અને મારા રૂપીઆ એ તારા રૂપીઆ નહીં ! ધારો કે આવતી કાલે જ મારી આંખ મીંચાય—"

"એવી અમંગળ વાત ન બોલો."

"મને માત્ર એક આશા રહી જાય છે."

શાંતિની આંખમાં જળજળીઆં આવી ગયાં. સ્વામીની તબિયત આજકાલ નરમ રહેતી હોવાથી એવા અમંગળ શબ્દોથી તેણીને ભય લાગ્યો. કહ્યું: "એવું ગાંડું ગાંડું ન બોલો."

"બોલ્યા વિના રહેવાતું નથી. એટલે જ બોલું છું. તું મારી એક છેલ્લી આશા સમજી શકશે ?"

શાંતિએ આંખ આડું કપડું ધરી, માત્ર માથું હલાવ્યું.

થોડીવાર રહીને સુરેંદ્રે ફરીથી બોલવા માંડ્યું: "મ્હારી મ્હોટી બ્હેનનું નામ છે !" શાન્તિએ આંખ આગળનું કપડું ખસેડી નાંખ્યું અને સ્વામીના મુખ સામે નિહાળી રહી.

સુરેંદ્રે એક કાગળ બતાવી કહ્યું: "આ જુઓ, એમાં મારી મ્હોટી બ્હેનનું નામ છે."

"ક્યાં છે, જોઉં ?"

"જુઓ, માધવી દેવી—જેના ઘર-ખોરડાં હરરાજ થયાં તે."

શાન્તિ એટલા થોડા શબ્દોમાં પણ સંપૂર્ણ હકીકત સમજી ગઇ. કહ્યું: "અને એટલા જ માટે તેને બધું પાછું સોંપવા માગો છો !"

સુરેંદ્રે સ્હેજ હસીને ઉત્તર આપ્યો: "બસ, એટલા જ માટે બધું પાછું વાળીશ, એકેએક ચીજ સોંપી દઈશ."

માધવીની વાત નીકળતાં શાંતિને કિંચિત દુઃખ થતું હોય એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. ઘણું કરીને તેમાં ઇર્ષાનો અંશ હોવો જોઇએ. શાંતિએ કહ્યું: "કદાચ એ તમારી મ્હોટી બ્હેન ન પણ હોય. તેમાં માત્ર માધવીદેવીનું જ નામ છે. અને કેવળ નામથી—"

"મ્હોટી બ્હેનના નામનું મારે શું એટલું સન્માન પણ ન જાળવવું ?"

"ભલે સન્માન જાળવો, પણ તે કંઇ તમારી મ્હોટી બ્હેનને થોડું જ પહોંચવાનું છે ?"

"તેને પહોંચે કે ન પહોંચે તે એક જુદો સવાલ છે. પરંતુ મારે મારો ધર્મ કેમ ન પાળવો ? મારો ધર્મ છે કે મારે તેનું બને તેટલું માન રાખવું."

"એવાં સરખેસરખાં નામ તો ઘણાનાં હોય !"

"હું પુછું છું કે તમે એક કાગળ ઉપર ઇષ્ટદેવનું નામ લખી, તેની ઉપર પગ મૂકી શકશો ?"

"દેવી-દેવતાનાં નામ વચમાં શા સારૂ લાવતાં હશો ? દેવદેવીને અપમાન લાગે. એવી વાત ન કહાડતા."

સુરેંદ્રથી હસ્યા વિના ન રહેવાયું. બોલ્યો: "ચાલો, દેવ-દેવીની વાત એક બાજુ રહેવા દ્યો. જો તું મારૂં એક કામ કરે તો તને પાંચહજાર રૂપીઆનું ઇનામ આપી દઉં."

શાંતિએ ભારે ઉત્સાહ પામી જવાબ આપ્યો: "કહો, તમારૂં કયું કામ કરી આપું ?"

સામે દિવાલ ઉપર સુરેંદ્રનાથની એક તસવીર ગોઠવી હતી. તે તરફ આંગળી ચીંધી સુરેંદ્રે કહ્યું: "આ તસવીરને—"

"શું કહ્યું ?"

"ચાર કાંધીઆ બોલાવી, નદીને કાંઠે લઇ જઈ બાળી શકશો ?"

આકાશમાંથી અકસ્માત વજ્ર તૂટી પડે અને જોત-જોતામાં માણસનું લોહી ઠરી જાય તેમ શાંતિનું લોહી પણ ઠરી ગયું. સાપ કરડેલા રોગીની જેમ તેના મ્હોં પર શ્યામતા છવાઇ ગઇ. થોડી વાર પછી તે ભાનમાં આવી. એક વાર કરૂણ દૃષ્ટિથી સ્વામી સ્હામે નિહાળ્યું અને કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના નીચે ઉતરી ગઇ. પુરોહિતને બોલાવી શાંતિસ્વસ્ત્યનની વ્યવસ્થા કરાવી અને મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે મ્હોટી બ્હેન ગમે તે હોય, પણ હવે પછી તે વિષે એક શબ્દ

સરખો પણ ન ઉચ્ચારવો. ઘરનાં બારીબારણાં બંધ કરી, ઘણી વાર સુધી રડી રડીને હૈયું ખાલી કર્યું. સારા જીવનમાં આવું અશુભ અને અસહ્ય વેણ તેણીએ આ પ્રથમ જ સાંભળ્યું.

સુરેંદ્રનાથ પણ થોડીવાર તો મૌન ધારી બેસી રહ્યો. તે પછી તે પણ નીચે ઉતર્યો અને કચેરીમાં દાખલ થયો. મથુરબાબુને બોલાવી પૂછ્યું: "ગોળગામમાં તમે કોનાં ઘરબાર હરરાજ કરાવ્યાં?"

"મરહુમ રામતનુ બાબુની વિધવા પુત્રવધૂનાં."

"શા સારૂ?"

"દસ વરસનો આપણો વેરો બાકી હતો."

"જોઉં, ચોપડા બતાવો તો?"

મથુરનાથ બાબુ ગભરાયા. કહ્યું: "ચોપડા હજી કોર્ટમાંથી નથી આવ્યા."

"માણસ મોકલી મંગાવી લ્યો. બિચારી વિધવાને રહેવા પૂરતું ઘર પણ ન રહેવા દીધું?"

"ઘણું કરીને ઘર પણ વેચાઇ ગયું છે."

"તો એ બિચારી હવે ક્યાં રહેશે?"

મથુરનાથે હિમ્મતથી જવાબ આપ્યો: "ક્યાં રહેશે શું? જ્યાં પહેલાં રહેતી હતી ત્યાં."

"આજ સુધી તે ક્યાં રહેતી હતી?"

"કલકત્તામાં, તેના પિતાને ત્યાં."

"પિતાનું નામ તમે જાણો છો?"

"હા, વ્રજરાજ બાબુ."

"અને વિધવાનું નામ?"

"માધવી દેવી."

સુરેંદ્રની આંખે અંધારાં આવ્યાં. તે ત્યાં ને ત્યાં જ બેસી ગયો. મથુરબાબુ, સુરેંદ્રનાથની એવી દશા જોઇ જરા ગભરાયા. પૂછ્યું:

"આપને કંઇ અસુખ થાય છે?"

સુરેંદ્રનાથે તેનો કંઇ જવાબ ન આપ્યો. પાસે એક નોકર ઉભો હતો તેને હુકમ કર્યો કે "એક સારામાં સારો ઘોડો તૈયાર કરો, મારે અત્યારે ને અત્યારે ગોળગામમાં જવું છે. અહીંથી ગોળગામ કેટલા ગાઉ થાય?"

"ઘણું કરીને દસ ગાઉ."

"હજી તો નવ જ વાગ્યા છે. એક વાગતા પહેલાં પહોંચી જઇશ."

ઘોડો આવી પહોંચ્યો. સુરેંદ્ર તે ઉપર સ્વાર થયો અને પૂછ્યું કે "કઈ બાજુ?"

"સીધા ઉત્તરમાં, આગળ જતાં પશ્ચિમ તરફ વળવું પડશે."

ચાબૂક પડતાં જ ઘોડો વેગથી દોડવા લાગ્યો.

શાંતિએ એ વાત સાંભળી, દેવમંદિરમાં જઇ, ભોંય ઉપર માથું પછાડ્યું. "હે ભગવાન! મારા સ્વામીની શી વલે થશે? એમને આ શું સૂઝ્યું? તેમની તબીઅત બગડશે તો હું શું કરીશ?"

સુરેંદ્રની પાછળ બીજા બે ઘોડેસ્વાર, ગોળગામ તરફ મારતે ઘોડે રવાના થયા. શાંતિએ એ દેખાવ બારીમાંથી જોયો અને આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. "હે દુર્ગામાતા! મારા સ્વામીને હતા તેવા પાછા ઘેર લાવે તો મારા હૈયાનું, તું માગે તેટલું લોહી તારી આગળ ધરૂં. મારા સ્વામીનો એક વાળ પણ વાંકો ન થવો જોઇએ. હે માતા, તું પ્રસન્ન થા. તને જોઇએ તે ભોગ ધરીશ. તારી તરસ ન છીપે ત્યાં સુધી મારૂં લોહી નીચોવી તને પાઇશ. પણ મારા સ્વામીનું જતન કરજે!"

ગોળગામ માત્ર બે ગાઉ દૂર રહ્યું. પણ એટલામાં તો ઘોડાનું આખું અંગ ફીણથી ભરાઇ ગયું. હાથમાંની લગામ પણ પસીનાથી ભીંજાઇ ગઇ. આકાશમાં માથે મધ્યાન્હનો સૂર્ય તપતો હતો.

સુરેંદ્રનું શરીર પણ કળવા લાગ્યું. અંદરની એક-એક નસ તૂટતી હોય તેવી વેદના થવા લાગી. ધૂળથી મેલા થઇ ગયેલા અંગરખા ઉપર, મ્હોંમાંથી લોહીનાં બેત્રણ ટીપાં પડ્યાં. સુરેંદ્રે પોતાનું મ્હોં લૂછી નાખ્યું. અને એક વાગતાં પહેલાં ગોળગામમાં આવી ઉભો રહ્યો. માર્ગમાં એક દુકાનદારને પૂછ્યું: "આ જ ગોળગામ ને?"

"હા, જી."

"રામતનુ બાબુનું ઘર ક્યાં આવ્યું?"

"પેલું દેખાય—" દુકાનદારે આંગળીના ઇશારાથી તે ઘર બતાવ્યું.

મારતે ઘોડે સુરેંદ્ર તે ઘરની પાસે આવી ઉભો રહ્યો.

ઘરના બારણામાં એક પસાયતો બેઠો હતો. તેણે ઉભા થઇ માનપૂર્વક પોતાના માલીકને સલામ કરી.

"ઘરમાં કોણ છે?"

"કોઇ નથી, સાહેબ."

"ક્યાં ગયા?"

"આજે સવારે જ વહાણમાં બેસી ચાલ્યા ગયા."

"ક્યાં ગયા? કયા માર્ગે?"

"દક્ષિણ દિશામાં—"

"નદીના કિનારે કિનારે માર્ગ મળશે ને? ઘોડો ચાલી શકશે?"

"સાહેબ, માર્ગની મને ખબર નથી. ઘણું કરીને ત્યાં રસ્તો નથી."

ફરીથી ઘોડો પૂર વેગથી છૂટ્યો. બે ગાઉ ગયા પછી રસ્તો એવો આવ્યો કે ઘોડાને ચાલવું મુશ્કેલ થઇ પડ્યું. સુરેંદ્રે ઘોડાને ત્યાં જ છોડી દઇ પગરસ્તે આગળ દોડવા માંડ્યું. અંગરખા ઉપર લોહીનાં અસંખ્ય ટીપાં પડ્યાં હતાં, ધૂળનો પણ કંઇ પાર ન્હોતો. દોડતાં દોડતાં શરીર અને અંગરખું લોહીલુહાણ થઇ ગયાં. નદીમાં ઉતરી થોડું પાણી પીધું અને હાથ-મ્હોં ધોયાં. પુનઃ ત્યાંથી દોડવા માંડ્યું. પગમાં પગરખાં પણ ન મળે. આખું અંગ કાદવથી ખરડાઇ ગયું, લુગડાં ઉપર લોહીનાં અસંખ્ય ડાઘ પડેલા. જાણે છાતી ઉપર કોઇએ લોહીના થાપા માર્યા હોય ને!

નમતો પહોર થયો. પગમાં ચાલવાની શકિત ન રહી. સમસ્ત શરીર એવું લોથપોથ થઇ ગયું કે એક વાર આરામ મૂળે તો બીજી વાર ઉઠીને ઉભું ન થઇ શકે. જીવનભરનો વિશ્રામ લેવાની આશાથી, અંતિમ શય્યા તરફ તે વેગથી દોડી રહ્યું હતું. પોતાની સઘળી શકિત ખર્ચાઇ જાય તો પણ તેની તેને પરવા ન હતી.

નદીના કિનારા ઉપર એક બાજુ કંઇક વહાણ જેવું દેખાયું. વહાણ આગળ જવાનો પ્રયત્ન કરે છે, પણ વેલા અને જાળાં ઝાંખરાંને લીધે તે એકદમ આગળ વધી શકતું નથી. સુરેંદ્રે બૂમ પાડીઃ "મ્હોટી બ્હેન!"

તેના ગળામાં અતિ શ્રમને લીધે શોષ પડવાથી અવાજ પૂરેપૂરા બળથી બ્હાર ન આવ્યો. તે જ વખતે લોહીનાં બે ટીપાં છાતી ઉપર પડ્યાં.

"મ્હોટી બ્હેન!" મ્હોંમાંથી લોહી વહેવા લાગ્યું.

વહાણ માંડ માંડ પોતાનો માર્ગ કરતું આગળ ધપતું હતું. એટલામાં સુરેંદ્ર નજીક આવી પહોંચ્યો.

"મ્હોટી બ્હેન!" સુરેંદ્રે સાદ કર્યો.

આખા દિવસના અનાહાર અને ચિંતાને લીધે માધવી તે વખતે આંખો મીંચી ઉંઘવાનો પ્રયત્ન કરતી હતી. કરમાયલા ફુલ જેવો સંતોષકુમાર પણ પાસે જ સૂતો હતો. પેલો સાદ એકાએક તેના કાન સાથે અથડાયો. સાદ કંઇક જુનો અને પરિચિત લાગ્યો.

માધવી ઉઠીને બેઠી થઈ. સ્હેજ દૂર, કાદવથી ખરડાયેલા અને લોહીથી તરબોળ થયેલા પોતાના જુના માસ્તર સાહેબને જોઈ તે વિચારમાં પડી ગઇ.

માધવીના કહેવાથી ખલાસીએ વહાણ થંભાવ્યું.

સુરેંદ્રને આંખે અંધારાં આવ્યાં. તે પોતાની મેળે વહાણમાં બેસી શકે એટલી તાકાત નહોતી. ખલાસીઓ તેને ઉંચકી વહાણમાં લાવ્યા, આંખમ્હોં ઉપર પાણી છાંટ્યું. એક ખલાસી બોલી ઉઠ્યોઃ "આ તો આપણા લાલગાંવના જમીનદાર!"

માધવીએ પોતાનો સોનાનો હાર, ગળામાંથી કાઢી ખલાસીના હાથમાં મૂક્યો અને કહ્યુંઃ "જો આજ રાતમાં ને રાતમાં જ લાલગાંવ પહોંચાડો તો તમને સૌને આવો એક એક હાર ઇનામ આપું."

સુવર્ણનો હાર જોઈ ખલાસીઓને ખૂબ ઉત્સાહ ચડ્યો. તેમણે કહ્યુંઃ "આજે ચાંદની રાત છે, એટલે ગમે તેમ કરીને આખી રાત વહાણ હંકારશું અને સવાર થતાં પહેલાં ખુશીથી લાલગાંવ પહોંચાડી દઇશું."

સાંઝ પછી સુરેંદ્રને ભાન આવ્યું. આંખો ઉઘાડી એક વાર તેણે માધવીના મ્હોં સામે નિહાળ્યું. માધવીના મ્હોં ઉપર આજે પડદોબડદો કંઇ ન હતું, માત્ર કપાળનો થોડો ભાગ વસ્ત્રના છેડા વતી ઢંકાએલો હતો. સુરેંદ્રનું માથું ખોળામાં લઈ માધવી આતુરતાપૂર્વક બેઠી હતી.

સુરેંદ્ર થોડી વાર માધવી સામે એકી ટસે જોઇ રહ્યો. "મ્હોટી બ્હેન તમે જ ને?"

વસ્ત્રના એક છેડા વતી માધવીએ, સુરેંદ્રના હોઠ ઉપર આવેલાં લોહીનાં ટીપાં આસ્તેથી લુછી નાંખ્યાં, આંખમાંથી ધસી આવતો પોતાનો આંસુનો વેગ પણ ખાળ્યો.

"તમે જ મ્હોટી બ્હેન ને?"

"હું, માધવી."

સુરેંદ્રે આંખો મીંચી લીધી. બહુ જ મૃદુપણે એક ઉંડો નિશ્વાસ મૂકયો.

વિશ્વનો ખોવાયેલો આરામ આજે સુરેંદ્રને આ ખોળામાં પ્રાપ્ત થયો. તેના લોહીવાળા હોઠ ઉપર પણ આનંદ અને તૃપ્તિનું મીઠું હાસ્ય ફરક્યું.

"મ્હોટી બ્હેન, બહુ દર્દ થાય છે !"

વહાણુ ઝપાટાબંધ આગળ વધતું હતું. સુરેંદ્રના મુખ ઉપર ચંદ્રનાં કિરણો ક્રિડા કરતાં હતાં. દાસી હાથમાં પંખો લઇ પવન નાંખતી હતી. ઘણી વારે પુનઃ સુરેંદ્રે આંખ ઉઘાડી અને પૂછ્યું: "આમ કયાં જતાં હતાં ?"

માધવીએ ગળગળા કંઠે કહ્યું: "પ્રમીલાના સાસરે."

"અરે રે, આવી રીતે વેવાઇને ત્યાં જવાય ? મ્હોટી બ્હેન ?"

૯

સુરેંદ્ર પોતાના મકાનમાં, મ્હોટી બ્હેનના ખોળામાં માથું રાખી, મૃત્યુશય્યામાં સૂતો છે. શાંતિ, સ્વામીના પગ પંપાળતી આંખમાંથી આંસુની નદી વહેવડાવી રહી છે. પાટનના જીલ્લાના ઘણા નામાંકિત વૈદ્યો અને ડાકટરો બોલાવ્યા. તેમણે ઘણા ઉપાય અજમાવ્યા, પણ મ્હોંમાંથી લોહી પડતું બંધ ન કરી શકયા. પાંચ વરસ પહેલાંના દર્દ આજે ફરીથી ઉથલો માર્યો છે અને તેમાંથી જ લોહીની ઉલટીઓ નીકળે છે.

માધવીના અંતરમાં તે વેળા શું થતું હતું, તે એક માત્ર અંતર્યામી સિવાય ભાગ્યે જ બીજું કોઇ સમજી શકે. અમે તે અવર્ણનીય વ્યથાનું વર્ણન આપી શકતા નથી. પાંચ વર્ષ પહેલાંનો પ્રસંગ તેની નજર આગળ તરવા લાગ્યો. તેણે જ સુરેંદ્રને ઘરમાંથી રજા આપી હતી. તે પોતે તો સુરેંદ્રને પાછો ન લાવી શકી, પણ સુરેંદ્ર આજે તેને પાછી વાળી શકયો.

રાત્રે ઉજ્જવળ દીવાના પ્રકાશમાં એક વાર સુરેંદ્રે માધવીના મ્હોં સામે નજર કરી. પગના છેડા પાસે બેઠેલી શાંતિ ન સાંભળી શકે તેટલા માટે, પોતાના દુર્બળ હાથ વડે માધવીનું મ્હોં પોતાના મ્હોં પાસે ખેંચી ધીમે ધીમે કહ્યું: "મ્હોટી બ્હેન ! યાદ છે ? તમે મને ઘરમાંથી કાઢી મૂકયો હતો તે દિવસ યાદ આવે છે ! આજે હું પણ એ વેરનો બદલો લઉં છું. તમને બધાને કાઢી મૂકી, હું મારા માર્ગે નાસી જઉં છું. કેમ વેરનો બદલો વળશે ને ?"

માધવી પોતાનું ભાન ભૂલી ગઇ. બેભાનપણે તેનું મસ્તક સુરેંદ્રના ખભા પાસે નમી પડયું. તેને ભાન આવ્યું ત્યારે ઘરમાં ચોતરફ રડાપીટ થઈ રહી હતી !

મુશીલ

# જર્મન કવિ ગીટી

(૨)

કવિ, લેખક, નાટકકાર, અને નટ તરીકે આપણે ગીટીને જોયો, પણ એટલાથી કંઇ એની પ્રવૃત્તિ પૂરી થતી નથી. એ વિજ્ઞાનશાસ્ત્રી તરીકે પંકાએલો છે અને એના જમાનામાં એણે વિજ્ઞાનની કેટલીક શોધો પણ કરી છે. ડાર્વિને જગતને જે ઉત્ક્રાંતિવાદ સમજાવ્યો, તેની મૂળ સૂચનાઓ કરનાર ગીટી હતો. અને એ સત્ય સમજીને તો એ પ્રભુની ક્રિયામાં યોજના જોતો.

મેથ્યુ આર્નોલ્ડે એને વર્તમાન યુગનો મ્હોટામાં મ્હોટો કવિ અને દરેક યુગનો મહાન વિવેચક કહ્યો છે.

શેકસપિયરના અભ્યાસીને લાગે છે કે એની સાહિત્ય-સૃષ્ટિ એના પોતાના કરતાં બહુ વિશાળ છે. ગીટીના સંબંધમાં એથી ઉલટું લાગે છે. ગીટીની સાહિત્યસૃષ્ટિ કરતાં ગીટી મહાન છે. ગીટી જેટલું કહી શકયો છે, તે પોતામાં હતું તેના કરતાં ઘણું ઓછું કહી શકયો છે. ગમે તેમ હો પણ જર્મનીનો એ શેકસપિયર કહેવાય છે. અને જે મહાન દેશને કૈઝર કે હિન્ડનબર્ગ દ્વારા જ આપણે આજકાલ જોયો છે, તેની ખરી મહત્તા સમજવા માટે આપણે ગીટી દ્વારા પણ એને જોવો જોઇએ.

શોફનહોર, મેકસમૂલર, બુલર, જેકોબી ઇત્યાદિની મૈત્રીથી હિન્દને ઘણો લાભ થયો છે. આપણાં ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃત સાહિત્ય અને બુદ્ધ તથા જૈન ધર્મોની મહત્તા યુરોપને અને ખુદ આપણને આ યુગમાં જર્મનીએ

સમજાવી છે. આપણી કલા વિષેનું જર્મન પુસ્તક જેવું સંપૂર્ણ છે, તેવું સંપૂર્ણ પુસ્તક આપણી કે અંગ્રેજી ભાષામાં નથી.

જેમ જર્મનીએ આપણો લાભ લીધો છે તેમ આપણે પણ તેનો લાભ લેવો જોઇએ. વેપાર કે રાજકીય મૈત્રી કરતાં સાહિત્યની સાત્ત્વિક મૈત્રી વિશેષ ફલદાયી હોય છે. League of Nations કરતાં સાહિત્યની લીગ મ્હોટી હોય છે.

ગીટીનાં લગભગ તમામ પુસ્તકોનાં અંગ્રેજી ભાષાન્તરો થયાં છે. તેમ છતાં જે વિદ્યાર્થીબંધુઓ જર્મન ભણી શકે તેવા હોય, તેમને એ મહાન ભાષા ભણવા હું ભલામણ કરીશ અને જે ભાષા ગીટી જેવા સાક્ષર પેદા કરી શકી છે, તેવી ભાષાનો અભ્યાસ આપણી વિકાસ પામતી ગુર્જરગિરાને જરૂર લાભદાયક થશે.

તેમ છતાં જેમનાથી જર્મન ભણી ન શકાય, તે ગીટીનો પરિચય અંગ્રેજી દ્વારા ભલે કરે. એ ભાષાનું ઋણ પણ આપણાથી કદી ભુલાય તેવું નથી. હજી સુધી આપણી ભાષામાં ગીટીના 'વીલ્હેમમીસ્ટર'નું ફક્ત એક જ પ્રકરણ હોય એ દિલગીરીની વાત છે. આશા છે કે ગુર્જર સાહિત્યસેવકોમાંથી કોઇ ગીટીનાં 'ફૌસ્ટ' તથા 'વીલ્હેમમીસ્ટર'નાં આખાં ભાષાન્તરો કરે.

"જે આતમા સૂઝી શકે સૌ કોઇ ચીજો;
તેને મન જગતમાં, શું અલ્પ, મહાન્ ?
જે દેશથી નીપજતાં સચરાચરો રે
તે દેશવાસી કવિ થયો, પછી શું અજાણ્યું ?"

આ એક અંગ્રેજી કવિતા ગીટીને બરાબર લાગુ પડે છે. ગીટીની તમામ સાહિત્ય પ્રવૃત્તિનું અવલોકન કરવું, એ આ ન્હાના લેખમાં અશક્ય છે. એના અમર કાવ્યનાટક 'ફૌસ્ટ' ને વિષે એક બીજા લેખમાં હું કંઇક કહીશ. અત્રે ફક્ત 'ફૌસ્ટ' વિષે એટલું જ બસ થશે, કે બધાં પુસ્તકોમાં પહેલ વહેલું એણે એ લખવા માંડેલું, તે છેલ્લે સુધી લખ્યા કર્યું. એટલે ૮૨ વર્ષની ઉમ્મર સુધી એ 'ફૌસ્ટ'નું એણે સેવન કર્યા કર્યું છે. એની આખી ઉમ્મરનો પરિપક્વ અનુભવ 'ફૌસ્ટ'માં છે, અને એથી એ એની સર્વોત્તમ કૃતિ છે.

ગીટી કવિ તરીકે ઉત્તમતા મેળવી શક્યો, તેનું કારણ એ છે કે મહાન કવિઓની માફક એ ઉંડો વિચારક પણ હતો. એ માત્ર કવિ નથી, પણ આપણા ટાગોરની માફક તત્ત્વજ્ઞાની પણ છે. લાગણીઓની તીવ્રતામાં સંગીત ભળે છે. ઉચ્ચ વિચારો અને પુષ્કળ જ્ઞાનના પ્રતાપે એ કવિતામાં સંગીત દ્વારા માધુર્યના ફુવારા ઉડાડે છે. એ કંઇ કાલ્પનિક કવિ નથી, કે માત્ર સ્વપ્નાં જોનારો પણ નથી. એના પાયા સંસારમાં ઉંડા જડાયા છે. એ છતાં વિશાળ આકાશ સુધી સ્વતંત્રપણે એ વિહરે છે. મેથ્યુ આર્નોલ્ડે એની પ્રશંસા કરતાં કહ્યું છે, તે ખરૂં છે કે "જનસમાજનાં દુઃખ એણે ધ્યાનમાં લીધાં. એક એક વ્રણ એ છૂટો પાડી શક્યો. નબળાઇ ક્યાં છે તે એ બરાબર સમજ્યો. અને આંગળી વતી વેદનાઓને પકડતો પકડતો એ બોલતો હતો, કે અહીં દુખે છે, અહીં દુખે છે, અહીં દુઃખે છે."

આ વિચારક, તત્ત્વજ્ઞાની અને કવિના અગાધ જ્ઞાનની અનેક વાનગીઓ અત્રે પીરસી શકાય, પરંતુ સ્થળસંકોચને લીધે નીચેની થોડીક જ અત્રે રજુ કરી સંતોષ માનીશ.

### વર્તમાન અને ભવિષ્ય

"આ આકાશની છાયા તળે વખતે કલાકનો પણ નાશ નહિ હોય. આપણું જીવન ભલે એક દિવસનું હોય, પણ એટલામાંયે આ માટી ઉપર આપણે આપણી પાસેની કોઇ ચીજની એવી મુદ્રા પાડતા જઇએ કે તે કદિ ભુસાય નહિ."

### જીવન અને કર્મ

"સંસાર એ પ્રભુની વાડી સમો છે. કયે રસ્તે ત્હમે આવ્યા એ પૂછશો નહિ. પણ જે ખૂણો ત્હમને મળ્યો તે ખોદો ને ક્યારા શોભાવો."

### કલાકારને

"કલાકાર ! ત્હારે થોડામાં થોડા શબ્દો બોલવા. ત્હારૂં કાર્ય ત્હારાં સાધનને વફાદાર થવાનું છે. જે માટીમાંથી ત્હારે ઘાટ ઘડવાના છે, તેમાં દિવસ ને રાત મહેનત કરીને ત્હારો આત્મા રેડ."

### જીવનના નિયમો

"ત્હારે સુખી થવું છે? ભૂતકાળ વિસરી જા, ને વેરીઓ દુખડા આપે તો ચીડવાતો નહિ. ત્હારી પાસે જે સારૂં હોય એ ભોગવ. કોઈનો તિરસ્કાર કરીશ નહિ. બાકીનું પ્રભુને સોંપ. ત્હારૂં શ્રેય શામાં છે, એ પ્રભુ બરાબર સમજે છે."

### ડાહ્યો પશ્ચાત્તાપ

"દોષોનું સ્મરણ કરવું, પણ તે વિવેકબુદ્ધિ વધારવા માટે. દોષો કહાડી એની જગાએ સદાચારો રોપવા. દીર્ઘકાળ પર્યંત પાપોને સંભારી સંભારી રિબાયા કરવું, ને હૃદયને નિરુત્સાહી કરી નાખવું, એ યોગ્ય નથી. પાપના પશ્ચાત્તાપમાં સત્કર્મના ઝરણ તોડી નાખવાં જોઈએ નહિ."

ઉપરનાં વાક્યો એમની પદ્યકૃતિઓમાંથી લીધાં છે. હવે એમની ગદ્યકૃતિઓમાંથી થોડાક ઉતારા લઇશું.

" કોઈ પણ જાતના સંશય દૂર કરવાનો માર્ગ કાર્યમાં પ્રવૃત્ત થવું એ છે—કર્મ છે. હું તમે તેના નિશ્ચયો વિષે સાંભળવા તૈયાર છું. મહેરબાની કરીને તમારી શંકાઓ—સંશયો તમારી પાસે રાખો. મ્હારી પાસે મ્હારા પોતાના સંશયો ઘણા છે. "

" કૃતઘ્નતા નબળાઇનું ચિન્હ છે. મજબુત ચારિત્ર્યવાન પુરૂષને મ્હેં કદિ કૃતઘ્ની થતો જોયો નથી. "

" જગત્‌ને મહાન્ પુરૂષો વગર ચાલતું નથી. પણ મહાન્ પુરૂષો જગત્‌ને હેરાન બહુ કરે છે. "

" ઉંડા વિચારવાળા અને સાચા દિલના માણસો લોકપ્રિય નથી હોતા. "

" મહાન્ પુરૂષને સમજવા આપણામાં મહત્તા જોઇએ. "

" પ્રાચીનો નવું નવું ઉપજાવવામાં કુશળ હતા ત્યારે આપણે ટીકા કરવામાં ને સારાનો નાશ કરવામાં કુશળ છીએ."

" કયું રાજ્ય સર્વોત્તમ ? જે પ્રજાને સ્વરાજ્ય શીખવે તે."

" શિયળવતી સ્ત્રીઓની સોબત આપણને સારી રીતભાત શીખવે છે. "

" અમારા જમાનાની અનીતિ વિષે જ્યારે ને ત્યારે [illegible]કો બડબડે છે. પણ જો કોઇને નીતિમાન થવું હોય તો [illegible] યુગમાં એવું કંઇ નથી, કે જે એને અટકાવે. "

" જેઓ એમ માને છે કે આપણે વખતને કેમ મારવો [illegible]કામો ગુમાવવો ), તેમને વખત શાપરૂપ થઈ પડે છે. "

" જે મહાન્ પુરૂષને મેં જોયા છે તેમની નજર [illegible]ાકાશથી પાતાળ પર્યંત ફરી વળતી. તે બધા બહુ જ નમ્ર. એ મહત્તાને પ્રાપ્ત કરતાં એમને કેટલી વીશે સો થાય છે, એની પુરેપુરી ખબર. "

" વર્તમાનકાળને બરાબર પકડો. દરેક સંયોગ, દરેક ક્ષણ અમૂલ્ય ગણજો. વર્તમાનકાળમાં એ પ્રતિનિધિ છે. "

× × ×

" રંગભૂમિ અને ગુરુદ્વારો ઘણી વખત સામસામાં હોય છે. પણ એમણે લડતાં જ રહેવાની કે સામસામાં તડ પાડવાની કંઈ જરૂર નથી. કુદરતનો સમારંભ રચવાનું કે પ્રભુનો સમારંભ રચવાનું કાર્ય ઉચ્ચ પુરૂષોને સોંપાય એ ઇષ્ટ છે. તો જ બન્નેના વિરોધ દૂર થાય કારણ કે ગુરૂઓ કે નાટકોના ઉદ્દેશ એકસરખા જ છે. "

## અસ્તિત્વનું રહસ્ય

" બ્રહ્માંડનો કોલડો ઉકેલવા કંઇ આપણે અવતાર નથી લીધો. એ કોલડો ક્યાંથી શરૂ થાય છે એટલું જાણી લેવું બસ છે. જ્ઞેય—જાણી શકાય એવું છે—એટલાની જ મર્યાદામાં રહી આપણે આપણું જીવન એટલા ભાગને અનુકૂળ કરી નાખવું જોઇએ. "

## પ્રભુ અને સૃષ્ટિ

" ૭ દિવસમાં સૃષ્ટિ રચીને સાતમે દિવસે પ્રભુ આરામ લેવા નથી ગયો. એ પહેલે દિવસે જેટલો પ્રવૃત્તિમાન હતો એટલો નિરંતર પ્રવૃત્ત ને પ્રવૃત્ત છે. "

## ભાવિ

" ૭૫ વર્ષની ઉમ્મરે તો કોઇ દિવસ મોતનો વિચાર કરવો જોઇએ. પણ એ વિચારે મ્હને કદિ બેચેન કર્યો નથી. મ્હારી ખાત્રી થઈ છે કે આત્મા અમર છે અને એની પ્રવૃત્તિ મૃત્યુથી બંધ થતી નથી. એ અનંતકાળ સુધી અમર રહેવાનો છે. સૂર્ય રોજ આથમે છે ને પાછો બીજે દિવસે ઉગે છે. આપણાં ચર્મચક્ષુને એ અદ્રશ્ય થઈ ગયો જણાય છે. પણ વસ્તુસ્થિતિ એ નથી. એ તો કદિ આથમતો જ નથી. નિરંતર એ ચમક્યાં જ કરે છે. આપણો આત્મા પણ એ જ પ્રમાણે ચળકે છે. "

શીલર એ ગીટીનો સમકાલિન કવિ હતો. પણ બન્ને વચ્ચે ૧૦ વર્ષનું ઉમ્મરમાં અંતર હતું—શીલર ન્હાનો હતો. ઈટાલીના મહાન દેશભક્ત મેઝીનાનો શીલર એ બહુ પ્રિય કવિ હતો. મેઝીની શીલરને શેક્સપિયર કરતાં પણ ચઢીઆતો ગણે છે. કારણ શેક્સપિયર જ્યારે કંઇ પણ ઉદ્દેશ વગર કલાની ખાતર કલામય છે, ત્યારે શીલર કલાને સાધન માનનારો છે. મેઝીનીનું કહેવું એમ છે કે કલાની ખાતર કલા, એ કલાનો વ્યભિચાર છે. અને તેથી શીલરનાં ઐતિહાસિક નાટકો પર મેઝીની કુરબાન છે. શીલરે 'રાણી મેરી' 'જ્હોન ઑફ આર્ક' 'વિલિયમ ટેલ' અને 'ડૉનકારલોસ' પર નાટકો લખ્યાં છે. તેમાં છેલ્લાં બેમાં જર્મન પ્રજાને સ્વદેશભક્તિ શીખવવાનો ઉદ્દેશ મુખ્ય છે. આપણે અહીં જે ઐતિહાસિક નાટકો વિષે આજકાલ ચર્ચા ચાલે છે તેવે સમયે શીલરનાં ઐતિહાસિક નાટકો વિષે જાણવું અગત્યનું થઇ પડશે. શીલર માનતો અને મેઝીનીનું એમાં અનુમોદન છે કે ઐતિહાસિક નાટકો એ કંઇ ઇતિહાસ નથી. **" ભૂતકાળમાં બની ગયેલા બનાવોને વર્તમાનમાં એવી રીતે કલાથી ગુંથવા કે ભવિષ્યને માટે હાલની પ્રજાને એમાંથી સંદેશો મળે. "** એ ઐતિહાસિક નાટકોની વ્યાખ્યા શીલરે માની અને પોતાનાં નાટકોમાં એ ફતેહમંદ રીતે ઉતારી છે.

સ્વીટ્ઝરલાન્ડનાં સરોવરોનો ખરો ' વિલિયમ ટેલ ' ઘણું કરીને સાધારણ હતો. શીલરે એને મહાન

બનાવ્યો અને પછી તો સ્વીઝ પ્રજાએ એ મહત્તા મૂર્તિમંત કરીને પોતાના દેશનો એને વીર બનાવ્યો.

ગીટીમાં સ્વદેશભક્તિ નહિ જેવી હતી. શીલર રગેરગ સ્વદેશભક્ત હતો. ગીટી આપણા ટાગોરની માફક કુદરત અને સમગ્ર જનતા (humanity) તરફ લાગણી વાળો છે. ત્યારે શીલર જર્મન પ્રજાને એક કરી મહાન પ્રજા બનાવવા અને સ્વતંત્રતા સ્થાપવાના મનોરથો વાળો છે.

શીલર સ્વતંત્રતાનો ગ્રાહક હતો, જ્યારે ગીટી કુદરતના જીવનનો ગ્રાહક હતો. શીલરની સરખામણીમાં ગીટી realistic સ્વાભાવિકતાવાળો વધારે છે. શીલર ગીટી કરતાં વધારે idealistic ભાવનામય મનાય છે. ગીટી સર્વાનુભવરસિક છે, શીલર પ્રમાણમાં સ્વાનુભવરસિક છે.

આમ ગીટી ને શીલર સ્વભાવે જુદા જુદા હતા, પરંતુ એવા બે સમકાલિન પ્રતિસ્પર્ધીઓ વચ્ચે જે મૈત્રી જામી, તે આપણા વિદ્વાનો, નાયકો અને સાક્ષરોને બોધ લેવા યોગ્ય છે. અહીં તેમજ અન્ય દેશોમાં લેખકો કે કવિઓ હંમેશાં ગાઢ મિત્રો થવાને બદલે અરસપરસ તેજોદ્વેષ કર્યા કરે છે. ઉત્તમ મત્રાથી જે લાભ તેમને તથા સાહિત્યને બન્નેને થાય તે ગુમાવવામાં કેવી મૂર્ખતા છે, તેનો ખ્યાલ શીલર અને ગીટીના દોસ્તી જાણ્યા પછી સમજાશે.

બન્નેને એક વાતનો ઉંડો નિશ્ચય થયો હતો કે સાહિત્યકલા એ ફુરસદના વખતે મોજશોખ કરવાની વસ્તુ નથી. આળસુઓને માત્ર ગમ્મત કરાવવાની એ ચીજ નથી. અથવા ફીકર ચિંતાઓ ઘડીભર દૂર કરવાનું પણ એ સાધન નથી. જો કે નાટકો અને કાવ્યો આનંદ આપે છે ખરાં, પરંતુ એનો ઉદ્દેશ ગંભીર છે, અને એની અસર જબરજસ્ત છે. સાહિત્ય એ ધર્મની સહચરી છે. અને એના અનુશીલનથી મનુષ્યની શક્તિઓનો પરિપૂર્ણ વિકાસ થાય છે. બન્ને કવિઓ એટલે કલાકારો હતા, અને કલાથી જે સંસ્કાર પ્રજાને મળે છે, તેવા બીજી કોઇ ચીજથી નથી મળતા, એમ એ ખાત્રીપૂર્વક માનનારા હતા.

ગીટી શીલર કરતાં ઉમ્મરે ૧૦ વર્ષ મોટો હતો. એની પાસે શીલરને આપી શકાય એવું ઘણું હતું, તે શીલર ઉપકારપૂર્વક ગ્રહણ કરતો. તેના બદલામાં પોતાના મહાન મિત્રને શીલર કંઈ પાછું વાળી ન શકે, કે એના અનુભવ કે જ્ઞાનમાં કંઈ ઉમેરી ન શકે એવું હતું. તો પણ શીલરે ગીટીને જે આપ્યું તે અમૂલ્ય છે—સમભાવ, પ્રેમ અને ઉત્તેજન. ગીટી ઘણીવાર મંદ પડી જતો, નિરુત્સાહી થતો, વખતે વિજ્ઞાનની શોધખોળમાં એ એટલો ગુંચવાઇ જતો, કે એમાં કવિત્વ ગુમાવી બેસતો. એવી વખતે શીલરે એને પાછો કવિતા તરફ વાળ્યો છે. એના અધુરાં પુસ્તકો તે શીલરે જ પૂરાં કરાવ્યાં; અને ખાસ કરીને 'ફૌસ્ટ' તો શીલરે વારંવાર માગણી ન કરી હોત, તો વખતે અધુરું જ રહી જાત.

એક જ ઉદ્દેશથી પ્રેરાઇ, સરખી તીવ્રતાથી બન્નેએ ભેગા મળી, જર્મન સાહિત્યની અનુપમ સેવા બજાવી છે. એમની મૈત્રી બન્નેનાં જીવનને ગૌરવ અપાવનારી છે, અને ઉપર કહ્યા પ્રમાણે દૃષ્ટાંત લેવા લાયક છે.

ગીટીમાં ઈર્ષ્યાનું નામ નહોતું. એનામાં દિલની ઉદારતા ઘણી હતી. પોતાના હરિફો, શીલર, વોસ્સ અને હરડરને એ વખાણતાં કદી થાકયો નથી. સ્કૉટ, બાયરન, બીરેંજર અને મેનઝોનીની પ્રતિભાને એ ઝટ સમજી શકયો છે. એમના પહેલાં જર્મન સાહિત્યમાં અદ્ભુત કથાઓ, પ્રેમઘેલી વાતો, ચોર અને લુંટારાના કિસ્સા, રાજારાણીઓની કહાણીઓ, જુનાં વહેમનાં વર્ણનો, મનોવિકારનાં કૌટુમ્બિક ચિત્રો અને ગુલબંકાવલી જેવી વાતો હતી. સરસ્વતીનાં પવિત્ર મંદિરમાં ઠઠ્ઠામશ્કરીઓ કરનારા અને જંગલી લેખકો ઘુસ્યા હતા—ઇન્દ્રસભાનાં નાટક જેવાં નાટકો થતાં, અને પ્રજાની અધમ રૂચીને ખૂબ ઉત્તેજન અપાતું હતું. કાવ્યોમાં ખરા કવિત્વ કરતાં સભારંજનનો ગુણ વધારે હતો.

આવા વખતમાં વોસ્સે 'લ્યુઇસ' લખ્યું, હોમરનું ભાષાન્તર કર્યું, અને શીલર તથા ગીટીએ મળીને, જર્મન સાહિત્યને એવા ઉચ્ચ સ્થાનકે બેસાડ્યું, કે જેને માટે આખી જર્મન પ્રજા આજ અભિમાન ધારણ કરી રહી છે.

શીલરે ગીટી અને બીજા ૧૦–૧૨ સારા લેખકોની મદદથી એક "ડાઇ હોરેન" નામનું સાહિત્યને લગતું માસિક કહાડ્યું અને એની લાગવગ વધારી. અધમ સાહિત્યને દેશનિકાલ કરવાનો ભગીરથ પ્રયત્ન આરંભાયો. આ માસિકને અંગે શીલર અને ગીટીની દોસ્તી જામી. એના પહેલા અંકમાં શીલરે લખ્યું છે કે **"રોજની નજીવી વાતોમાંથી જનસમાજને ઉચકી, ઉચ્ચ, મનુષ્યને શોભે એવા વિષયોમાં રસ લેતા કરવા, સંકુચિત દૃષ્ટિ વિકસાવવી અને તેમને કુસંપ ને રાજકીય તડોમાંથી છોડાવી સત્ય ને સૌન્દર્યનાં દર્શન કરાવવાં"** એ આ પત્રનો હેતુ છે.

ત્રીજા પ્રકરણથી ગીટીનું 'વિલ્હેમમીસ્ટર' આ 'હોરેન' માં છપાયું છે. બીજાં પણ બે ત્રણ પુસ્તકો અને સાહિત્યના લેખો ગીટી આમાં પુષ્કળ લખે છે. બન્નેની મૈત્રી આ સાહિત્યની સેવાથી ઘણી ગાઢ થાય છે. અને આ

પ્રસંગે ગીટીએ શીલરને લખેલા પત્રો એટલા બધા છે કે, એનાં ૭ પુસ્તકો પ્રસિદ્ધ કરવાં પડયાં છે.

શીલર સંબંધી બીજા એક મિત્રને આ સમયે* એણે એક પત્ર લખતાં લખ્યું છે કે " મ્હારા જીવનમાં વસંત ઋતુ આવી છે, બીજના છોડ ફુટી નીકળ્યા છે, ને છોડને પુષ્પ આવ્યાં છે."

કવિઓ અને મહાન લેખકોને પણ જે ઉત્સાહ વારંવાર જોઇએ છે, તેવો ઉત્સાહ શીલરની કર્તવ્યનિષ્ટ પ્રવૃત્તિમાંથી અને સાહિત્યને ઉન્નત કરવાની મહત્વાકાંક્ષામાંથી ગીટીને મળે છે.

સાધારણ લેખકોને ધનપ્રાપ્તિથી ઉત્સાહ વધે. કીર્તિથી પણ એ પ્રેરાય. પરંતુ ગીટી એ બન્ને પ્રલોભનોથી પર હતો. એવાને શીલર સિવાય બીજો કોઇ પણ મંદતામાંથી ઉત્સાહિત કરી શકત નહિ.

પરંતુ બધા સારા વિદ્વાનોના પ્રયત્ન છતાં "હોરેન" નિષ્ફળ ગયું. જર્મન સાહિત્યની દશા એ વખતે અધમ હતી. લોકરુચી બહુ હલકી હતી. ત્રણ ત્રણ દોઢીયાંના લેખકો એમને મારી ગયા. " મૂર્ખોની સામે લડતાં તો દેવતાઓ પણ હારી ગયા છે " એવું શીલર તે ખતે બોલ્યો. "હોરેન" એ રીતે નિષ્ફળ ગયું. પૈસે ખુવાર થયું, ને લોકપ્રિય પણ થઇ શક્યું નહિ. પણ આ જગતમાં એવી મહિમાવાન હારો પણ હોય છે. શુદ્ધ પ્રયત્નો દરેક વખતે દેખીતી રીતે ફતેહ નથી પામતા. ઇંગ્લાંડમાં પણ "લીબરલ" નામના પત્રની એવી જ દશા થઈ હતી અને બાયરન, લીહંટ, મુર, હાઝલીટ અને પીકોક જેવા વિદ્વાનોએ એ "લીબરલ" કહાડયું હતું!

પરંતુ ઉચ્ચ સાહિત્યને લોકપ્રિય કરવાના બીજા પ્રયત્નો પણ આ બે મિત્રોએ " હોરેન " બંધ પડયા પછી પણ જારી રાખ્યા હતા. એમાં મુખ્ય તો એમનાં પુસ્તકો હતાં. બેમાંથી એકકેને પુસ્તકો લખવા સિવાય બીજો મુખ્ય વ્યવસાય નહોતો. વાંચન અને લેખન એ એ જ એમની સતત પ્રવૃત્તિ હતી. સરસ્વતીની સેવા સિવાય બીજો કોઈ મ્હોટો વ્યવસાય એમણે કર્યો નથી. આ દરમિયાન જર્મનીમાં શીલર મ્હોટો કે ગીટી, એ વિષે પક્ષો બંધાય છે. ખૂબ સખ્ત ચર્ચાઓ ચાલે છે. પરંતુ ગીટી કહે છે કે શીલર જેવો લોકપ્રિય હું કદી થવાનો નથી, ને શીલર કહે છે કે ગીટીની સરખામણીમાં કવિ તરીકે હું તો છેક અણઘડ જ છું.

* ઇ. સ. ૧૭૯૫ માં ૪૬ વર્ષની ઉમ્મરે.

આ સંસારમાં સંયોગ સાથે વિયોગ પણ મનુષ્ય માત્રને ભોગવવાના છે. શીલરના મૃત્યુનો વિયોગ ગીટીના નશીબમાં વેઠવાનો આવ્યો. મરણ વખતે શીલર 'વીમર'માં હતો. ગીટી પણ તે અરસામાં માંદો હતો. શીલરના મૃત્યુની ખબર એને કોઈ કહી શકતું નથી. પરંતુ ગીટી સમજી જાય છે. " એ શાંત, નિરુદ્વેગ મહાનુભાવ પોતાનો પુત્ર મરી ગયો ત્યારે પણ જેણે પોતાનો શોક બીજા કોઇને જાણવા દીધો નથી, તે આ સમયે રોઇ પડે છે. " એ કહે છે કે હવે મ્હારૂં અર્ધું જીવન ગયું સમજો. બીજા એક મિત્રને પત્રમાં લખે છે, કે "હમણાં મ્હારી ડાયરી (નોંધપોથી)માં હું કંઇ જ નથી લખતો. કોરાં પાનાં એ મ્હારી જિંદગી કેવી કોરી પડી ગઇ છે, તે દર્શાવશે. મ્હને હમણાં કોઈ વાતમાં રસ પડતો નથી.

શીલરના મરણ બાદ જીનાનો સંગ્રામ થયો અને નેપોલીઅને જર્મનીમાં ઘણાં શહેરો લુટયાં. એમાં 'વીમર' પણ સપડાયું હતું. આ વખતે જર્મન સરદાર બ્લ્યુચરને 'વીમર'ના ઠાકોરે ૪૦૦૦ ડૉલરની મદદ કરીને ઘાયલ થએલા નિરાધાર જર્મન અમલદારોને મદદ કરી હતી. નેપોલીઅનને આ વાતની ખબર પડતાંએ 'વીમર'ના ઠાકોર પર ખૂબ ગુસ્સો થયો. પણ ઠાકોરની પત્ની, રાણી લુઇસના ગૌરવયુક્ત સ્વદેશાભિમાનની નેપોલીઅન પર એટલી બધી અસર થઇ કે એની ખાતર એણે ઠાકોરને જતો કર્યો. નેપોલીઅન આગળ રાણીએ પોતાની પ્રજાની વકીલાત કરી; પોતાના પતિનું ઉપરાણું લીધું, ને આખરે પોતાની પતિભકિત અને બહાદુરીથી નેપોલીઅનના મનમાં પણ માન ઉત્પન્ન કર્યું હતું.

ગીટી રાજદ્વારી પુરૂષ નહોતો. પરંતુ આ પ્રસંગે ઠાકોરનું ઘસાતું બોલાતું સાંભળી એનો પિત્તો પણ ઉછળી આવેલો. એણે કહેલું કે

" ઠાકોર પોતાના દેશની ખાતર લડતા શૂરવીરોને મદદ ન કરે એમ કહેવું તે ગેરવ્યાજબી છે. આની ખાતર તમે (ફ્રેન્ચ લોકો ) એને હેરાન કરશો તો હું તમને એટલું પૂછું છું કે તમારા લશ્કરની ખરાબી થાય તો તમે એની મદદમાં ઠાકોરે જે કર્યું તે કરો કે નહિ ? એ કહો.

હું કહું છું કે ઠાકોર સાહેબે જે કર્યું છે તે બરાબર છે, અને ગમે તે કરો, પણ એ તો ભવિષ્યમાં પણ એમ જ કરવાના. આથી તમે કદાપિ તેને પદભ્રષ્ટ કરશો, પણ તેથી શું? સંકટ આવે વખતે અમારે હિસાબમાં નથી ગણવાનું. પરદેશીઓ આના ખાનદાનને પજવે, એ જ સંકટ અમારે મન ભારે છે.

હવે અને ખરાબ કરશો તો અમે એથી ગભરાતા નથી. એમના રાજદંડનો આશ્રય લઈને અમે એની સાથે જ્યાં એ જશે, ત્યાં જ જશું. રસ્તે રસ્તે અને ગામેગામ ભટકતાં અમને બાળકો ને સ્ત્રીઓ જોશે, અને ઉદ્‌ગારો. એ લોકો કહેશેઃ 'જુઓ પેલો બુઢ્ઢો ગીટી ને પેલા ફ્રેન્ચોએ પદભ્રષ્ટ કરેલા ઠાકોર સાહેબ.' ઠાકોરનો વાંક એ કે એણે મિત્રોને દુઃખમાં સહાય કરી, પોતાના કાકાના મરણ વખતે સંભાળ લીધી. પોતાના જુના સાથીઓ અને લશ્કરીઓને ભૂખે મરવા દીધા નહિ."

આમ બોલતાં બોલતાં ગીટીની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં. થોડી વાર પછી પાછો ટટ્ટાર થઈને એ બોલ્યો કે,

"હું ગીતો ગાઈને મ્હારૂં પેટ ભરીશ, ગામેગામ ભટકીશ અને ઠાકોર સાહેબનાં દુઃખની કવિતાઓ બનાવીશ. ગામેગામ ને નિશાળે નિશાળે જ્યાં મ્હારૂં નામ પ્હોંચ્યું હશે ત્યાં જઈશ, ને જર્મનીના કલંકની કથા ગાઈશ. બાળકો એ સાંભળીને મરદ બનશે, ને જર્મનીની શરમ એક દિવસ મટાડશે. ફરી એ જ બાળકો મ્હારા સ્વામીને પાછા ગાદીએ બેસાડશે, ને દુશ્મનને એની ગાદી ઉપરથી ઉઠાડી મૂકશે"

ગીટી ને નેપોલીઅન બોનાપાર્ટની મુલાકાતો ત્યાર પછી સુલેહ બાદ થએલી. નેપોલીઅને એની સાથે સાહિત્ય ને ઇતિહાસના વિષયની તથા ગીટીનાં પોતાનાં નાટકો સંબંધી પુષ્કળ વાતો કરી હતી. એને પેરીસ જવાનું આમંત્રણ આપેલું પણ ગીટી એ સ્વીકારી શક્યો નહિ. ગીટીને જોતાં એક વખત એ બોલી ઉઠેલો કે "તું તો ખરો વીર-Vous etesun hom me (વુ ઝતે અનો મ)"

## ગીટીનાં છેલ્લાં વર્ષો

ઇ. સ. ૧૮૩૦ ની વસંત ઋતુએ ગીટીને ૮૧ મું વર્ષ બેઠું. તે વખતે તો એ 'ફૌસ્ટ' પૂરૂં કરવા માંડ્યો હતો. કાર્લાઇલે શીલરનું જીવનચરિત્ર લખ્યું હતું તેની પ્રસ્તાવના ગીટીએ એ સમયે લખી. ફ્રાન્સમાં કુવિયર અને જ્યોફ્રોય નામના બે વિજ્ઞાનશાસ્ત્રીઓમાં પ્રાણીવિદ્યાના એક અગત્યના પ્રશ્ન ઉપર ખૂબ વાદ-વિવાદ ચાલી રહ્યો હતો. પ્રાણીમાત્રની શરીરરચનામાં એક પ્રકારનું સામ્ય છે એ સત્ય તે પ્રસંગે પ્રતિપાદન થયું. પ્રાણીવિદ્યામાં આ પ્રશ્ન બહુ અગત્યનો ગણાય. પણ ગીટીએ પોતાની કવિત્વદૃષ્ટિથી એ જ વાત વિજ્ઞાન-શાસ્ત્રીઓના પહેલાં કહી હતી, એટલે આ ચર્ચામાં એણે ઘણો જ રસ લીધેલો.

ઇ. સ. ૧૮૩૦ ના ઓગસ્ટની પહેલી તારીખે ફ્રાન્સમાં બીજો બળવો થયાના સમાચાર વીમરમાં આવી પહોંચ્યા. આખું જર્મની આ સમાચારથી ખળભળી ઉઠ્યું. ગીટીનો સેક્રેટરી એકરમેન કહે છે કે બપોરના અરસામાં હું કવિ પાસે ગયો. મ્હને દેખતાં જ કવિ બોલી ઉઠ્યા કે "જો! આ મહાન્ બનાવને વિષે તું શું ધારે છે? જ્વાળામુખી ફાટ્યો, બધે ભડકે ભડકા થઇ રહ્યા છે."

મ્હેં જવાબ આપ્યોઃ "હાજી, મામલો ભયંકર છે. પણ આવા નામોશીભરેલા સંજોગોનું બીજું શું પરિણામ આવે? પ્રધાનમંડળ આખું ખરાબ—આખા રાજ્યકુટુંબનો નાશ સમજો"

ગીટી કહેઃ "અરે ભલા માણસ! તું કંઈ કહે છે ને હું કંઇ કહું છું! હું એ લોકોની વાત નથી કરતો. મ્હારૂં કહેવું તદ્દન જુદું છે......હવે પ્રકૃતિ ઉપર મનસ રાજ્ય કરશે, સૃષ્ટિના મહાન્ નિયમો સમજાશે અને પ્રભુના આ માયાવી કારખાનાની કારીગીરીનું કંઇક રહસ્ય સમજાશે. ફ્રેન્ચ વિજ્ઞાનીઓની સમન્વય—એકીકરણની રીતનો હવે ઝાઝી વાર અસ્વીકાર થઈ શકશે નહિ. સમજ્યો? મ્હેં આ પ્રશ્ન પર બાવન વર્ષ સુધી મનન કર્યું છે. પહેલાં હું એકલો હતો. પછી મ્હને કંઇક ટેકો મળ્યો અને હવે મ્હને કહેતાં બહુ આનંદ થાય છે કે મ્હારા કરતાં આ વિષય પર બોલવાનો જેમને વધારે અધિકાર છે, એવા વિજ્ઞાનીઓ તો હું બ્હીતાં બ્હીતાં કહેતો હતો એને ટપી ગયા."

રૂધિરાભિસરણ—લોહીના ફરવાની પ્રથમ શોધ કરનાર હાર્વે પણ, અંગ્રેજી ઇતિહાસમાંનો સૌથી ઉશ્કેરી મૂકે એવો બનાવ ચાર્લ્સ પહેલાને ફાંસી દીધાનો બન્યો તે વખતે ગીટી જેવી જ મનોદશામાં હતો. ડૉ. એન્ટ તે દિવસે હાર્વેની પ્રયોગશાળામાં પેઠો ત્યારે હાર્વે શરીરવિદ્યાની શોધખોળમાં મઝા મેળવી રહ્યો હતો. એ કહેવા લાગ્યો કે "મ્હને અત્યારે પાછલાં વર્ષોમાં કરેલી શોધોનું સ્મરણ શાંતિ આપી રહ્યું છે; નહિ તો મ્હને જીવન પર કંટાળો આવ્યા વગર રહેત નહિ. આ ઉમ્મરે બીજા જ્યારે કાયર થઇ જાય છે, ત્યારે આ પ્રયોગશાળાએ મ્હને ટકાવી રાખ્યો છે."

ગીટી રાજદ્વારી પુરૂષ નહોતો એ વાત ખરી, પરંતુ પ્રજાકીય પ્રવૃત્તિઓમાંથી અલિપ્ત રહેવાની આ રીત ગમે તેવા કવિ કે સાક્ષરમાં પણ હું નથી સાંખી શકતો. પરંતુ આ ચર્ચા હું અત્રે લંબાવીશ નહિ.

નવેમ્બરમાં એને છેલ્લો ઘા પડ્યો. એનો એકનો એક દીકરો ઇટલીમાં મરી ગયો. આ વખતે પણ એણે

ઘણો સંયમ રાખ્યો છતાં ફ્રોગટ. ત્યારથી જ એના છેલ્લા મંદવાડનાં બીજ રોપાયાં.

એની પુત્રવધુ 'ઓટીલી' એની વૃદ્ધાવસ્થામાં એને ખુશ રાખવાનો પ્રયત્ન કરતી હતી. એ એને પ્લુટાર્ક સંભળાવતી, ને એની પાસે રોમનો ઈતિહાસ વાંચતી. વળી તે વખતના એના સમકાલિન ગ્રંથકારો વિક્ટર હ્યુગો, ડેલાવિન, સ્કોટ અને કાર્લાઇલ પણ એ સાંભળતો. વળી એને ઘેર આખા યૂરોપના મહાન પુરુષો એ સમયે એની મુલાકાતે આવતા હતા.

કાર્લાઇલને ગીટી તરફ ગુરુભાવ હતો. ગીટીએ જે સૌન્દર્ય રેડયું હતું અને જ્ઞાન પ્રસાર્યું હતું એનાથી કાર્લાઇલને જીવનમાર્ગ સૂઝયો હતો. કાર્લાઇલના પ્રયત્નથી ૧૫ વિદ્વાન અંગ્રેજ ભક્તોએ ગીટીને ત્યાં એની ૮૨ મી વર્ષગાંઠને દિવસે એક ભેટ મોકલી. એક સોનાનો પટો તૈયાર કરાવી તેના પર લેખ કોરાવ્યો હતો કે Like a star unhasting unresting be each one fulfilling his God-given hest. ( દોડધામ વગર કે અટકયા વગર સૌ કોઇ આકાશના તારાની માફક સૌ સૌને માટે પ્રભુએ નક્કી કરી આપેલા કર્તવ્યમાર્ગે સંચરો. )"

ઇંગ્લાંડના મિત્રો તરફથી જર્મન ગુરૂને ચરણે !

આ સાથે એક ભક્તિભાવભર્યો પત્ર પણ લખ્યો હતો. એમાં લખ્યું હતું કે

"વિશાળ સમુદ્ર આપણા દેશો વચ્ચે આવી રહેલા હોવા છતાં આપણી વચ્ચે જે આંતરિક સંબંધ બંધાયો છે, તેનું આ ચિન્હ સમજશો. આપે અમારૂં આધ્યાત્મિક કલ્યાણ કર્યું છે, અને જ્ઞાન આપ્યું છે તેના ભક્તિભાવરૂપે અમે આ અલ્પભેટ મોકલીએ છીએ તે સ્વીકારશો. ઈશ્વર પ્રત્યે અમારી પ્રાર્થના છે કે આપનું યશસ્વી જીવન દીર્ઘાયુ થાઓ અને જે મહાન કાર્ય આપને પ્રભુએ સોંપ્યું છે, તે બજાવવાનું બળ આપો !"

આ પત્રમાં ગીટીને આધ્યાત્મિક ગુરુ કહીને અંગ્રેજ વિદ્વાનોએ સંબોધ્યો છે તે ધ્યાનમાં લેશો. એનો અર્થ એ છે કે ગીટીનાં લખાણોની અસર હવે પુરેપુરી થઈ હતી અને દૂર સુધી પહોંચી હતી. થેકરે પણ આ સમયે 'વીમર'માં ગીટી સાથે રહ્યો હતો, અને એને પણ ગીટીથી બહુ અસર થઈ હતી.

૮૨ મી વર્ષગાંઠ પહેલાં એણે 'ફાઉસ્ટ' પૂરૂં કર્યું અને એકરમેન ( એના મંત્રી ) ને એણે કહ્યું કે મ્હારૂં કામ હવે પૂરૂં થયું છે. હવે જેટલું જીવું, તેટલી પ્રભુની કૃપા. ૮૨ મું વર્ષ પૂરૂં કરીને એ વિદાય થયો.

આવા મહાકવિ, જ્ઞાની અને દૃષ્ટા જેવાને પણ એક અપેક્ષા રહી હતી અને એ જ શબ્દો બોલતો બોલતો એ ગયો કે "પ્રકાશ, વધારે પ્રકાશ—more light, more light!"

હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ.

# ગુજરાત કાઠીઆવાડની સ્ત્રીકેળવણી

## ( ૨ )

### અભ્યાસક્રમ

હવે કન્યાઓનો માધ્યમિક અભ્યાસક્રમ વિચારીએ. માધ્યમિક શિક્ષણની છેલ્લી શ્રેણીનો અભ્યાસ યુનિવર્સિટી નક્કી કરે છે એટલે જે માધ્યમિક શાળાઓ યુનિવર્સિટી સાથે જોડાયલી હોય છે તે પ્રેતાનો આખો અભ્યાસક્રમ યુનિવર્સિટીના મેટ્રીક્યુલેશનના ધોરણને ધ્યાનમાં રાખવો પડે છે. વળી યુનિવર્સિટી સાથે સંબંધ રાખનારી બધી જ શાળાઓ સરકારની મંજુરી વાળી અને ઘણીખરી મદદ મેળવનારી હોવાથી સરકારી કેળવણી ખાતાએ પાડેલો અભ્યાસક્રમ તેમને સ્વીકારવાનો હોય છે. જો કે પાઠયપુસ્તકોની બાબતમાં કેટલીક છુટ હમણાં હાઇસ્કુલોને મળેલી છે છતાં અભ્યાસક્રમની બાબતમાં શાળાઓ સ્વતંત્ર નથી. યુનિવર્સિટીએ મેટ્રીક્યુલેશનનું ધોરણ ઘડેલું છે તે છોકરાઓને અનુકૂળ નથી

એ વાત લગભગ સર્વમાન્ય થઈ છે. આ અભ્યાસક્રમમાં કન્યાઓની પરિસ્થિતિનો તો મુદ્દલ વિચાર કરવામાં આવ્યો નથી. તેનાં બે કારણો લાગે છે. એક તો કન્યાઓને કેટલેક અંશે જુદા પ્રકારના માધ્યમિક શિક્ષણની જરૂર છે તેવું યુનિવર્સિટીના સંચાલકો માનતા જ નથી. તેમાંનો મોટો ભાગ છોકરાછોકરીઓના શિક્ષણના ભેદને સ્વીકારતો જ નથી. અને બીજું કારણ એ છે કે માધ્યમિક શિક્ષણ લેનાર કન્યાઓની સંખ્યા એટલી જુજ છે અને તેવું શિક્ષણ લેનારી ઘણી કન્યાઓ એવી કોમની અને કુટુંબની હોય છે કે જેઓ જુદા પ્રકારનું શિક્ષણ ઇચ્છતી નથી અને તેથી કેળવણી ખાતાને અને યુનિવર્સિટીને માધ્યમિક ક્રમમાં કન્યાઓના શિક્ષણમાં ભેદ પાડવાની જરૂર પડી નથી. ગમે તેમ હો પણ જેમ છોકરાછોકરીઓના પ્રાથમિક શિક્ષણમાં ખાસ કરીને ઉપલા ધોરણોમાં જે ભેદ રખાયો છે અને કન્યાઓના ઉપયોગી વિષયોને સ્થાન આપવા કંઇક પ્રયત્ન થયો છે તેવું કંઇ પણ માધ્યમિક શિક્ષણમાં નથી. હાઇસ્કુલોનું શિક્ષણ છોકરાઓ અને છોકરીઓ માટે સર્વસામાન્ય છે. સર્વસાધારણ શિક્ષણની દૃષ્ટિએ માધ્યમિક શિક્ષણનો વિચાર આપણે અહીં નહિ કરીએ પણ સ્ત્રીઓની વિશિષ્ટ દૃષ્ટિએ જ તેનો વિચાર કરીશું.

અલબત સરકારી અને બીજી બધી કન્યાઓની હાઇસ્કુલો અને મિડલસ્કુલોમાં કન્યાઓને ઉપયોગી શિવણાદિ કેટલાક વિષયો દાખલ કર્યા છે; પરંતુ આ વિષયો તેમના સામાન્ય અભ્યાસક્રમમાં ગણાતા નથી. યુનિવર્સિટીની પરીક્ષાના વિષયોમાં તેમનો સમાવેશ થતો નથી. તેમજ માતભાષા, વિજ્ઞાનાદિ પેઠે તે પ્રમાણપત્રના વિષયો પણ નથી. કન્યાઓની હાઇસ્કુલોમાં શિવણ, સંગીત વગર ખોટું દેખાય માટે જ તેમને નામના રાખ્યા છે. શિક્ષણની આખી દૃષ્ટિ તો યુનિવર્સિટીના વિષયો પર જ હોય છે. યુનિવર્સિટીના વિષયો ઉપરાંત આ વિષયો શીખવાના હોય છે તેથી એક તરફથી એ વિષયોને જોઇતો ન્યાય મળતો નથી અને બીજી તરફથી શિક્ષણનો બોજો વધે છે. જે કન્યાઓ મિશ્ર શાળાઓમાં શીખે છે તેમને શિવણ વિગેરે વિષયો શીખવાના હોતા નથી. આ રીતે આપણે જોઇએ છીએ કે માધ્યમિક અભ્યાસક્રમ છોકરાછોકરીઓ સારૂ એક જ પ્રકારનો રાખવામાં આવ્યો છે.

માધ્યમિક શિક્ષણની શરૂઆતથી અંગ્રેજીને એટલું બધું મહત્વ અપાયું છે કે માધ્યમિક શિક્ષણ અને અંગ્રેજી શિક્ષણ એ પર્યાય શબ્દો ગણાયા છે. અંગ્રેજી દાખલ થવાથી શિક્ષણમાં જાણે મોટો ફેરફાર થતો હોય તેમ ગણાય છે. શિક્ષણનું તે કેન્દ્ર મનાય છે. બધા વિષયોનું શિક્ષણ તેને પોષક હોવું જોઇએ! જ્ઞાનનું ગમે તેમ થાઓ પણ અંગ્રેજી ઉપરનો કાબુ ઓછો થવો ન જોઈએ! અંગ્રેજી વિના માધ્યમિક કે ઉંચું શિક્ષણ સફળ રીતે આપી ન શકાય એમ હજુ ઘણા માને છે. સામાન્ય જનસમાજને મન તો ગુજરાતી ચાર ધોરણથી વધારે ભણવું એટલે અંગ્રેજી ભણવું તે જ હોય છે. અંગ્રેજી વિના આગળ ભણી શકાય એ વાત સમાજના મોટા ભાગને નવાઇની લાગે છે. પ્રાથમિક ધોરણો પૂરાં કરી વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલયમાં માત્ર અંગ્રેજી ભણવા આવનાર છોકરીઓને ગુજરાતી શીખવાનો આગ્રહ થતો ત્યારે ૭ ચોપડીઓથી આગળ ગુજરાતી ભણવાનું હોય છે તેમ જાણી તેમને આશ્ચર્ય થતું. અંગ્રેજી જાણ્યા સિવાય માધ્યમિક છેલ્લા ધોરણની, અંગ્રેજી સિવાય બીજી બધી રીતે મેટ્રીકના જ ધોરણની, કર્વેના વિદ્યાપીઠની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા અપાય છે અને તે પાસ કર્યા પછી ગુજરાતી મહિલા પાઠશાળામાં અંગ્રેજી સિવાય બીજા બધા વિષયોમાં બી. એ. થી પણ ચઢી જાય એવી કર્વે વિદ્યાપીઠની જી. એ. ની પરીક્ષા સુધીનો ઉચ્ચ અભ્યાસ થઈ શકે છે એવી હકીકત થોડા વખત ઉપર ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળે બ્હાર પાડી હતી તે સમાજમાં કેટલા જાણે છે અને સમજે છે? માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ સાથે અંગ્રેજીને એટલું ઓતપ્રોત કરી દેવામાં આવ્યું છે કે એક સિવાય બીજાનો વિચાર થઇ જ શકતો નથી. અંગ્રેજીના મહત્વ વિષેની આ ટીકા મુંબઇ યુનિવર્સિટી અને પ્રો. કર્વેના મહિલાવિદ્યાપીઠને લગભગ સરખી રીતે લાગુ પડે છે. બન્નેએ અંગ્રેજીને ફરજિયાત અને મહત્વનું સ્થાન આપ્યું છે. કર્વે વિદ્યાપીઠે જો કે વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા, પ્રવેશક પરીક્ષાને અંગ્રેજી સિવાય બધી રીતે મળતી રાખી છે અને તેનો લાભ અંગ્રેજી નહિ જાણનાર લઇ શકે છે; છતાં તે પરીક્ષાને ખાસ ઉત્તેજન આપવા લાયક તો નથી જ ગણ્યું. તેનું ધ્યેય પ્રવેશક પરીક્ષા છે. ઉચ્ચતર અભ્યાસનું પ્રવેશદ્વાર તો પ્રવેશક પરીક્ષાને જ એટલે અંગ્રેજીને ગણ્યું છે. કોઈ શાળા એકલી વર્નાક્યુલર

ફાઈનલ્સ માટે જ કન્યાઓને તૈયાર કરતી હોય એટલે કે અંગ્રેજીને માધ્યમિક શિક્ષણમાંથી બાતલ રાખતી હોય તો તેને તે ન સ્વીકારે એવી તેની નીતિ છે. શિક્ષણ અને પરીક્ષણનું વાહન કર્વે વિદ્યાપીઠે માતૃભાષા રાખ્યું છે છતાં માતૃભાષા દ્વારા શિક્ષણથી રખેને અંગ્રેજીનું ધોરણ અને શિક્ષણ સરકારી મેટ્રીક્યુલેશનથી હલકું થઈ જાય તેની હમેશાં તે ચિંતા રાખે છે. આ બધા ઉપરથી માલુમ પડશે કે અંગ્રેજીના મહત્વની બાબતમાં સરકારી યુનિવર્સિટી સાથે જોડાયલી અને કર્વે વિદ્યાપીઠ સાથે જોડાયલી કન્યાઓની માધ્યમિક શાળાઓમાં લાંબો ભેદ નથી. અહીં એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે અમદાવાદના વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલયે પ્રો. કર્વેના વિદ્યાપીઠ સાથે જોડાયા છતાં પોતાના અભ્યાસક્રમમાં અંગ્રેજીને ફરજિયાતને બદલે મરજિયાત સ્થાન આપ્યું છે. અંગ્રેજીના જ્ઞાન વિના સંપૂર્ણ માધ્યમિક શિક્ષણનો સંભવ તેણે સ્વીકાર્યો છે. આ મહત્વનો ફેરફાર કરવામાં સ્ત્રી સંસ્થાઓમાં ઘણું કરીને આ એક જ છે. અસહકારમાંથી ઉત્પન્ન થએલી મુંબઇની તિલક રાષ્ટ્રીય કન્યાશાળામાં પણ હું જાણું છું ત્યાં સુધી અંગ્રેજી ફરજિયાત છે અને ઉપલા ધોરણોમાં ગુજરાતી અને મરાઠી બન્ને વિદ્યાર્થીઓ ભેગી ભણતી હોવાથી શિક્ષણ પણ અંગ્રેજી મારફત અપાય છે. આ રીતે આ રાષ્ટ્રીય કન્યાશાળા પણ અંગ્રેજીની બાબતમાં સરકારી શાળાને મળતી છે. કેટલીક પ્રાથમિક શાળાઓ જેમાં અંગ્રેજી દાખલ કર્યું છે તેમાં તેને મરજિયાત રાખ્યું છે. પરંતુ એટલું તો ચોક્કસ અનુભવસિદ્ધ છે કે બધી જ અંગ્રેજી કન્યાશાળાઓમાં અંગ્રેજીને મરજિયાત કરવામાં આવે તો પણ સ્ત્રીસમાજમાં અંગ્રેજીનો મોહ એવો જબરો છે કે ઘણીખરી છોકરીઓ અંગ્રેજી ભણવાની જ. છતાંય કેળવણીકારે તો આદર્શ શિક્ષણની દૃષ્ટિએ વિચાર કરવાનો રહે છે.

અંગ્રેજીની અંકાયલી મહત્તા જોતાં માધ્યમિક અભ્યાસક્રમનો વિચાર કરવામાં તે વિષેની આટલી ચર્ચા કરવી આવશ્યક હતી. અંગ્રેજી ઉપરાંત માધ્યમિક કન્યાશાળાઓમાં ગણિત, ઇતિહાસ, બીજી ભાષા, ગુજરાતી, વિજ્ઞાન, ભૂગોળ વિગેરે વિષયો છોકરાઓની શાળાઓની માફક જ હોય છે. ગુજરાતી, વિજ્ઞાન અને ભૂગોળ તો મેટ્રીકમાં માત્ર પ્રમાણપત્રના વિષયો ગણાતા હોવાથી, અંગ્રેજી ગણિત અને ઇતિહાસ જેવા પરીક્ષાના વિષયો જેટલા ધ્યાનને પાત્ર લેખાતા નથી. માતૃભાષા પણ પ્રમાણપત્રનો વિષય એટલે તેને માટે અઠવાડીઆના બે સમય ઘણા લેખાય! અને અંગ્રેજી તો સર્વોપરી વિષય રહ્યો એટલે અઠવાડીઆના કુલ સમયોના લગભગ ત્રીજા ભાગ જેટલા બારેક સમયો તેને મળવા જ જોઇએ! શિવણ, ચિત્રકલા, સંગીતાદિ સ્ત્રી ઉપયોગી કલાઓ તો મેટ્રીકમાં પ્રમાણપત્રના વિષયો પણ નહિ એટલે મેટ્રીક વર્ગમાં તો તે ભાગ્યે જ શીખવાના હોય, પણ છોકરીઓની શાળા ઠરી એટલે તેમને કંઈક સ્થાન તો મળવું જ જોઇએ એટલે નીચલા ધોરણોમાં માંડ એક બે સમયો અઠવાડીઆમાં તેમને દરેકને ભાગ આવે. કન્યાઓના ખાસ વિષય ગૃહશાસ્ત્રનું તો ત્યાં નામનિશાન જ ન મળે. કન્યાઓના સરકારી માધ્યમિક અભ્યાસક્રમની આ દશા છે.

આ દશા સુધારવા અને સ્ત્રીઓનું કુદરતી સ્થાન તથા સામાજિક પરિસ્થિતિ ધ્યાનમાં લઇ કન્યાઓને અનુકૂળ માધ્યમિક શિક્ષણ ઘડવા પ્રો. કર્વેના વિદ્યાપીઠે અને તેમની સાથે જોડાયલાં ગુજરાતનાં મહિલા વિદ્યાલયોએ યોગ્ય પ્રયત્નો કર્યા છે. એમના અભ્યાસક્રમમાં ગુજરાતી, અંગ્રેજી, ગૃહશાસ્ત્ર અને ઇતિહાસ એ ચાર ફરજિયાત વિષયો છે. આ ઉપરાંત નીચેના ઐચ્છિક વિષયોના સમૂહમાંથી કોઇ પણ બે લેવાના હોય છેઃ સંસ્કૃત, હિન્દી, ગણિત, વિજ્ઞાન, ભૂગોળ, સંગીત, શિવણ અને ચિત્રકલા. આ વિદ્યાપીઠની વર્નાક્યુલર ફાઇનલ માટે આમાંથી અંગ્રેજી બાતલ કરવાનું હોય છે. પરંતુ આ પરીક્ષાને હલકી ગણવામાં આવે છે તે આગળ કહેવાયું છે. આ અભ્યાસક્રમમાં અમદાવાદના વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલયે કેટલાક મહત્વના ફેરફાર કર્યા છે. તેણે અંગ્રેજીને ફરજિયાત વિષયમાંથી કાઢી માત્ર ગુજરાતી, ગૃહશાસ્ત્ર અને ઇતિહાસ એ ત્રણને ફરજિયાત ગણ્યા છે અને અંગ્રેજીને મરજિયાતમાં નાંખ્યું છે. મરજિયાત વિષયોનો સામટો ખીચડો કરવાને બદલે ઐચ્છિક ભાષાસમૂહ અને કલાસમૂહ એમ બે વિભાગો કર્યા છે અને તે પ્રત્યેકમાંથી એક લેવો પડે છે. ભાષાસમૂહમાં સંસ્કૃત, હિન્દી, બંગાલી, મરાઠી અને અંગ્રેજી; કલાસમૂહમાં શીવણભરત, સંગીત, ચિત્રકલા, શિક્ષણકલા, પરિચર્યા, પાકકલા, વણાટ, કપડાં રંગવા અને છાપવાની કલા. આ રીતે ત્રણ ફરજિયાત અને બે ઐચ્છિક થઇને પાંચ વિષયોનું સામાન્ય ધોરણ રાખ્યું

છે. પરંતુ જેમને વિશેષ શીખવા ઇચ્છા હોય તેમને માટે ૭ વિષયોનું વિશિષ્ટ ધોરણ રાખ્યું છે. આ વધારાનો વિષય બે ઐચ્છિક સમૂહમાંથી ગમે તે એક અથવા ગણિત લઇ શકાય છે. આ અભ્યાસક્રમને કન્યાઓના સરકારી માધ્યમિક ક્રમ સાથે સરખાવતાં કન્યાઓ માટે કયો વધારે અનુકૂળ છે તે સહેજે સ્પષ્ટ થશે.

માધ્યમિક ધોરણો સામાન્ય રીતે સાત હોય છે. પરંતુ ખાસ કરીને અંગ્રેજી કાચું રહેવાના ભયે કેટલેક ઠેકાણે આઠ ધોરણો રાખવામાં આવે છે. પ્રાથમિક અને માધ્યમિક બન્ને શિક્ષણ આપનારી કેટલીક પારસી કન્યાશાળાઓ અને ગોંડળ મોંઘીબા કન્યાવિદ્યાલય જેવી શાળાઓમાં ગુજરાતી પહેલા કે બીજા ધોરણથી અંગ્રેજી શરૂ કરે છે. આમ અંગ્રેજીનાં લગભગ દસેક ધોરણો કરે છે. આથી ઉલટું અમદાવાદના મહિલાવિદ્યાલયમાં માધ્યમિક ૭ ધોરણો છે. તેમાં પહેલાં ત્રણ તો ખરી રીતે કુમારીમન્દિર એટલે પ્રાથમિક શાળામાં ગણાય છે અને બાકીનાં ત્રણ જ ખરાં માધ્યમિક શાળાનાં એટલે મહિલાવિદ્યાલયનાં ગણાય છે.

## પાઠયપુસ્તકો

પાઠયપુસ્તકોની બાબતમાં સરકારમાન્ય માધ્યમિક શાળાઓને કેટલીક છૂટ મળેલી છે પણ તેનો અભ્યાસક્રમ અને લક્ષ્યબિન્દુ જુદા પ્રકારનાં હોવાથી આ છૂટનો કન્યાશિક્ષણની દૃષ્ટિએ કંઇ અર્થ રહેતો નથી. ગુજરાતી પ્રમાણપત્રનો વિષય હોવાથી તેના પર ધ્યાન આપવાનું ઓછું હોય એટલે સારૂં પાઠયપુસ્તક હોય તો પણ તેનો ઉપયોગ ઓછો થાય. માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાની સરકારી ખાતાની પરવાનગી છતાં અંગ્રેજી કાચું રહી જાય તે બીકે શિક્ષણ અંગ્રેજીમાં આપવાનું હોય અથવા ગુજરાતીમાં સમજાવે તો પણ પાઠયપુસ્તકો તો અંગ્રેજી જ રાખવાનાં હોય. આ રીતે ગુજરાતી શિવાય અન્ય વિષયોનાં પાઠયપુસ્તકો ગુજરાતીમાં તો કદિ હોય જ નહિ. આથી ઉલટું સરકારથી સ્વતંત્ર માધ્યમિક કન્યાશાળાઓમાં બની શકે છે. માતૃભાષાને અગ્રસ્થાન મળેલું હોવાથી તેનાં પાઠયપુસ્તકોની પસંદગીમાં કાળજી રખાય છે અને શિક્ષણ અને પરીક્ષણનું વાહન ગુજરાતી જ હોવાથી બધા જ વિષયોમાં ગુજરાતી પાઠયપુસ્તકોનો ઉપયોગ થાય છે. ગુજરાતીમાં પુસ્તકો ન હોય તો તૈયાર કરવાની ફરજ પડે છે. આ રીતે વડોદરાની મહારાણી ગર્લ્સ હાઇસ્કુલ, જેમાંથી કર્વે વિદ્યાપીઠ માટે પણ છોકરીઓ તૈયાર થાય છે, તેની તરફથી ગૃહશાસ્ત્રમાં ખોરાક વિષેનું ગુજરાતી પુસ્તક તૈયાર થયું છે અને તે થોડા સમયમાં બ્હાર પડશે. આમ સરકારી અને સ્વતંત્ર માધ્યમિક કન્યાશાળાઓમાં પાઠયપુસ્તકો વચ્ચે મોટો ફેર પડી જાય છે.

## શિક્ષણ

હવે માધ્યમિક શાળાઓમાં કન્યાઓને કેવું શિક્ષણ મળે છે તેની મુખ્ય બાબતો તપાસીએ. પ્રથમ બાબત શિક્ષણના વાહનની લઇએ. માતૃભાષાનો માધ્યમિક શિક્ષણમાં છૂટથી ઉપયોગ કરવાની છૂટ કેળવણી ખાતાએ આપી છે, ફરજ નથી પાડી. આ છૂટનો લાભ પ્રમાણમાં ઘણો થોડો લેવાય છે. તેમાં નીચેનાં કારણો લાગે છેઃ અંગ્રેજી કાચું રહે એવો ભય રહે છે; પરીક્ષણનું વાહન અંગ્રેજી છે; માતૃભાષામાં પાઠ્યપુસ્તકોની ખામી છે; કેટલેક ઠેકાણે જુદી જુદી માતૃભાષા વાળાં બાળકો એકઠાં ભણે છે; કેટલાક શિક્ષકોની માતૃભાષા વિદ્યાર્થીઓથી જુદી હોય છે; માતૃભાષા એક હોવા છતાં પર ભાષા દ્વારા શિક્ષણ લીધેલું હોવાથી માતૃભાષાં પર ઘણા શિક્ષકોનો પૂરતો કાબુ હોતો નથી. આમાંના કેટલાંક કારણો તિલક રાષ્ટ્રીય કન્યાશાળા જેવી સ્વતંત્ર શાળામાં પણ હસ્તી ધરાવે છે. મુંબઇ યુનિવર્સિટી સાથે જોડાયલી બધી અને કોઇક રાષ્ટ્રીય માધ્યમિક કન્યાશાળાઓમાં કેળવણીનું વાહન વસ્તુતઃ અંગ્રેજી રહેવાથી શિક્ષણ કાચું રહે છે અને સમય અને શક્તિનો વ્યય વિશેષ થાય છે. આથી ઉલટું કર્વેના વિદ્યાપીઠ સાથે જોડાયલાં અમદાવાદ અને સુરતનાં મહિલાવિદ્યાલયોના શિક્ષણમાં માતૃભાષાના વાહનનો ઉપયોગ અંગ્રેજી શિવાય બીજા વિષયોમાં સંપૂર્ણપણે થાય છે. આને પરિણામે વિદ્યાર્થીઓ કઠિન વિષયો પણ સરળતાથી સમજી શકે છે અને તેમનો અભ્યાસ વધારે સંગીન બને છે એ અનુભવસિદ્ધ વાત છે. કર્વે વિદ્યાપીઠના જે પરીક્ષકો મુંબઇ યુનિવર્સિટીમાં પણ પરીક્ષકો નિમાય છે તેમાંના પ્રત્યેક મુક્તકંઠે કબુલ કરે છે કે અંગ્રેજીમાં કેળવણી પામેલા મુંબઇ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ કરતાં કર્વે વિદ્યાપીઠની માતૃભાષામા કેળવણી પામેલી વિદ્યાર્થીઓની ગ્રહણશક્તિમાં સારી રીતે ચઢી જાય છે. આમાંય જો છોકરીઓને છોકરાઓ જેટલી અભ્યાસની અનુકૂળતા હોય તો

આથીયે કેટલું સુન્દર પરિણામ આવે તે સહેજે સમજી શકાય તેમ છે.

માતૃભાષા દ્વારા શિક્ષણનાં આવાં સરસ પરિણામ આવવા છતાં તેની અસર અંગ્રેજીના શિક્ષણ પર માઠી થાય છે તેવી ફરિયાદ બધે જ છે. આ ફરિયાદમાં તથ્યાંશ છે. કર્વે વિદ્યાપીઠની પ્રવેશક પરીક્ષામાં મેટ્રીકનાં અથવા તેના જેવાં પાઠ્યપુસ્તકો અંગ્રેજીમાં રખાય છે પણ સામાન્ય અંગ્રેજી ( General English ) નો પ્રશ્નપત્ર મેટ્રીકની માફક નથી રખાતો. મેટ્રીકથી પ્રવેશક પરીક્ષાનું ધોરણ આટલું ઓછું રાખવામાં આવ્યું છે; જો કે મુખપરીક્ષા વધારી છે. છતાં આ ધોરણને મેટ્રીકના વિદ્યાર્થીઓ જેટલું પ્રવેશક પરીક્ષાની છોકરીઓ પહોંચી શકતી નથી એ કબુલ કરવું જોઇએ. અલબત જ્યાં બધા જ વિષયો અંગ્રેજીમાં શીખવાય, આખો સમય અંગ્રેજીમાં જ બોલાય ચલાય, બધું વાતાવરણ અંગ્રેજીમય કરવાનો જ પ્રયત્ન હોય તેવી શાળાઓમાં અંગ્રેજી પર સહેજે કાબુ વધારે હોય તે સમજી શકાય એવી વાત છે. તેથી ઉલટું અંગ્રેજી માત્ર દ્વિતીય ભાષા ગણાતી હોય, જો કે તેના શિક્ષણ પાછળ સરકારી શાળાના જેટલા જ સમયો અપાતા હોય પરંતુ વાતાવરણ માતૃભાષાનું હોય ત્યાં અંગ્રેજી પર કાબુ ઓછો રહે અને માતૃભાષા વધારે સારી થાય એ સ્વાભાવિક છે. માતૃભાષામાં બીજા વિષયો શીખ્યા છતાં જેમણે અંગ્રેજીનું ધોરણ સરકારી સ્વીકાર્યું છે તેઓ પોતાના માતૃભાષાના પ્રયોગથી અંગ્રેજીને હાનિ નથી પહોંચતી તે બતાવવા અતિ ચિંતાતુર રહે છે. તેમણે તે દર્શાવી આપ્યે જ છુટકો છે. બાકી ખરી રીતે તો હાલ સ્વીકારેલું અંગ્રેજીનું ધોરણ ઇષ્ટ છે કે કેમ તે જ આખો વિચારણીય પ્રશ્ન છે.

હવે ખાસ સ્ત્રીઉપયોગી ગણાતા વિષયોના શિક્ષણની વાત વિચારી લઇએ. આપણે આગળ જોયું કે મુંબઇ યુનિવર્સિટીમાં ગૃહશાસ્ત્રનો વિષય રાખવામાં આવ્યો નથી તેથી તેની સાથે જોડાયેલી કોઇ પણ શાળામાં તે શીખવાતો નથી. માત્ર મહારાણી ગર્લ્સ હાઇસ્કુલ તેમાં અપવાદરૂપ છે. આ શાળામાં ખોરાક, કપડાં, ઘર, તેમની વ્યવસ્થા વિગેરેનો વૈજ્ઞાનિક અને વ્યવહારૂ રીતે શિખવવાનો પ્રયોગ થાય છે. આ માટે જરૂર પૂરતું બાગકામ, રસોડું અને ખોરાક બનાવવાનાં સાધનો, રેંટીઆ, હાથશાળ, કપડાં ધોવા અને રંગવાનાં સાધનો, પ્રયોગશાળા ( laboratory ) વિગેરે રાખવામાં આવ્યું છે. પણ દિલગીરીની સાથે જણાવવું જોઇએ કે આ બધી મહેનતનું પરિણામ બહુ થોડું આવે છે. આનું એક સૌથી મોટું કારણ તો એ છે કે મુંબઇ યુનિવર્સિટી સાથે તે શાળા જોડાયેલી હોવાથી તેના વિષયો શિક્ષણનો મોટો ભાગ રોકે છે અને તેથી આ સૌથી મહત્વના વિષયને પૂરતો ન્યાય મળતો નથી. યુનિવર્સિટી જેવા કોઈ પણ બંધનથી સ્વતંત્ર શાળા હોય તો પણ વસતિગૃહ વિના આ વિષયના શિક્ષણમાં તે કેટલું કરી શકે એ પ્રશ્ન બહુ વિચારવા જેવો છે. કર્વેના મહિલાવિદ્યાપીઠ કે જેમાં ગૃહશાસ્ત્રના વિષયને અગત્યનું સ્થાન મળ્યું છે તેની સાથે જોડાયલાં ગુજરાતનાં મહિલાવિદ્યાલયોમાં આ શિક્ષણપરત્વે કંઇ નોંધ લેવા જેવું કાર્ય નથી એ શોચનીય છે. તે વિષયનું કેટલુંક તાત્વિક શિક્ષણ અપાય છે પણ વ્યવહારૂ શિક્ષણ જરાય નથી અપાતું. આ વિષયની મહત્તા હજુ આવી શાળાઓમાં પણ પૂરી સમજાઇ નથી. આ વિષયના શિક્ષણનો પ્રયોગ પણ શાળામાં નવો છે, શિક્ષકો તેના અનુભવ વિનાના છે, યોગ્ય ગુજરાતી પાઠ્યપુસ્તકોની મોટી ખામી છે. આવાં ઘણાં કારણોને લીધે આ શિક્ષણને હજુ સફળતા મળવામાં વિલંબ થશે.

શિવણભરત, ચિત્રકલા અને સંગીત, આ ત્રણ કલાઓ સરકારી માધ્યમિક કન્યાશાળાઓમાં છઠ્ઠા ધોરણ સુધી શીખવાય છે પણ યુનિવર્સિટી પરીક્ષાનાં વિષયોનો બોજો હોવાથી તે વિષયોને ઝાઝું મહત્વ નથી અપાતું. ભાવનગર માજીરાજ ગર્લ્સ હાઈસ્કુલ જેવી કોઈક શાળામાં સંગીત—વાદ્યસંગીત માટે કંઈક પ્રયત્ન થાય છે. સામાન્ય સંગીત પણ અઠવાડીઆમાં અર્ધો કલાક હોય તો પછી શાસ્ત્રીય સંગીતની શું વાત ? આથી ઉલટું કર્વે વિદ્યાપીઠની સંસ્થાઓમાં જો કે આ કલાઓને ઐચ્છિક સ્થાન મળ્યું છે ( જીવંકોર વનિતાવિશ્રામમાં એક કલા ફરજિયાત છે ) તો પણ તે સૌનારને તેમાં કેટલેક અંશે નિપુણતા મળે છે. સંગીતમાં પ્રો. ભાતખંડેની હિંદુસ્તાની સંગીત પદ્ધતિ પ્રમાણે શાસ્ત્રીય સંગીતનું ઠીક જ્ઞાન મળે છે. કર્વે વિદ્યાપીઠમાં વાદ્યસંગીત અભ્યાસક્રમમાં દાખલ ન હોવાથી આ સંસ્થાઓમાં તે શીખવાતું નથી; તેથી યોગ્ય કંઠ વિનાની સંગીતની ઉત્સુક વિદ્યાર્થી વાદ્ય સંગીત લઈ શકતી નથી અને તે નિરાશ થાય છે.

ઐચ્છિક વિષયોની પ્રથા રાખવાથી વિદ્યાર્થીઓને અભ્યાસમાં સરળતા અને આનંદ પડે છે. સંસ્કૃત કઠિન પડવાથી ઘણાં હિન્દી લઈ શકે છે, કલામાં પણ પોતાને ફાવતી લે છે. શિક્ષણની દૃષ્ટિએ આ પ્રથા ઉત્તમ છે. કસરત કવાયત રમત પ્રાથમિક કન્યાશાળાઓ-માં કંઈક જોવામાં આવે છે તે માધ્યમિક કન્યાશાળામાં બંધ થાય છે. હિંદુ સંસાર બાર તેર વર્ષની કન્યાને પીઢ બૈરું બનાવે છે, છોકરી માણસથી રમાય કુદાય નહિ, તેણે તો ધીરેથી અને બહુ મર્યાદાસર ચાલવું જોઈએ —આવા આવા કૌટુંબિક અને સામાજિક સંસ્કારોને લીધે હિંદુ છોકરી કસરત કરતાં કે રમત રમતાં શરમાય છે. એટલે માધ્યમિક કન્યાશાળાઓમાં કસરત કવાયત રમત રખાતાં નથી. કોઈક ઠેકાણે બેડમીંટન જેવી અંગ્રેજી રમતો રખાય છે પણ તેનો ઉપયોગ મોટે ભાગે પારસી વિગેરે કોમની છોકરીઓ કરે છે. વડોદરા અને રાજકોટ રાજ્યની ગર્લ્સ સ્કુલમાં ગર્લ ગાઇડ દાખલ કરવાની શરૂઆત કરી છે. પણ આપણી પરિસ્થિતિને તે કેવી અનુકૂળ આવે છે તે જોવાનું રહે છે.

ધાર્મિક અને નૈતિક શિક્ષણની બાબતમાં પ્રાથમિક કન્યાશાળા વિષે લખતાં જે ટીકા કરી છે તે અહીં પણ લાગુ પડે છે. અહીં એટલું ઉમેરવું જોઈએ કે અમદાવાદના વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલયમાં ધર્મ-શિક્ષણમાં પદ્ધતિસરનો ક્રમ રચી તે પ્રમાણે શિક્ષણ આપવાનો પ્રયત્ન થાય છે અને મહાપુરુષો અને ઈશ્વરાવતારોની જયન્તી ઉજવીને, ગૌરીપૂજન આદિ વ્રતોનું રહસ્ય સમજાવીને, કોઈક યોગ્ય પ્રસંગો અને સામાજિક વિગેરે પ્રશ્નોને ધાર્મિક દૃષ્ટિએ ચર્ચીને, યમનિયમાદિનાં કેટલાંક સાધારણ વ્રતોના પાલનની પ્રેરણા કરીને —આવી આવી અનેક રીતે ધાર્મિક સંસ્કારો જાગ્રત કરવાને પ્રયત્ન થાય છે. છતાં ગૃહના શુદ્ધ ધાર્મિક અને નૈતિક સંસ્કારો વિના વસતિગૃહ વિનાની શાળા આમાં ઝાઝું કરી શકે તેમ લાગતું નથી.

### શિક્ષકો

હવે શિક્ષકોની બાબત જોઈએ. પ્રાથમિક કન્યાશાળાઓમાં જેમ પુરુષશિક્ષક અપવાદરૂપ ગણાય તેનાથી ઉલટું માધ્યમિક કન્યાશાળામાં સ્ત્રીશિક્ષક અપવાદરૂપ અથવા તો પ્રમાણમાં ઓછી ગણાય. આનું કારણ સ્ત્રી વર્ગમાં ઉચ્ચતર શિક્ષણનો અભાવ એ છે. સ્ત્રીશિક્ષક મળે તો ખ્રિસ્તી, પારસી કે ઘણું તો દક્ષિણી મળે પણ ગુજરાતી હિન્દુ તો ભાગ્યે જ મળી શકે. ભાવનગર, ગોંડલ, જૂનાગઢ, અમદાવાદ, વડોદરા અને સુરતની માધ્યમિક કન્યાશાળાઓનાં મુખ્ય અધ્યાપિકા (Principal) ખ્રિસ્તી છે. બીજી થોડીકનાં પારસી અને દક્ષિણી છે. માત્ર જામનગરની એંગ્લો-વર્નાક્યુલર ગર્લ્સ સ્કુલમાં ગુજરાતી હિંદુ બાઈ મુખ્ય શિક્ષિકા તરીકે મળ્યાં છે. આ બાબતમાં અમદાવાદનું મહિલા વિદ્યાલય ભાગ્યશાળી ગણાય. સૌ. શારદાગૌરી સુમન્ત મહેતા, સૌ. શારદાગૌરી દિવાન અને સૌ. સરોજિની મ્હેતા જેવાં સંસ્કારી વિદુષી સન્નારીઓ ઉત્તરોત્તર મુખ્ય અધ્યાપિકા તરીકે તે મેળવી શક્યું છે. સુરત મહિલાવિદ્યાલયને પણ સૌ. સુલોચના બ્હેન જ. દેસાઈની સેવા કેટલોક વખત મળી હતી. પણ આ બધાય અપવાદ કહેવાય. મુખ્ય અધ્યાપિકાને બાદ કરતાં હાઈસ્કુલ વર્ગોમાં અન્ય શિક્ષકો પૈકી એક પણ ગુજરાતી હિંદુ સ્ત્રીશિક્ષક અમદાવાદની સરકારી ગર્લ્સ હાઇસ્કુલમાં એકાદ અપવાદ સિવાય કોઈ પણ ઠેકાણે જોવામાં આવી નથી. આ સ્થિતિમાં પુરુષ શિક્ષકો વધુ પ્રમાણમાં રાખ્યા વિના છૂટકો જ ન થાય. સારા ચારિત્રવાન્ પુરુષશિક્ષકો રાખવામાં કંઈ વાંધો પણ નથી હોતો. કેટલેક ઠકાણે પરણેલા હોય તેવા જ પુરુષશિક્ષકને રાખવામાં આવે છે. પુરુષશિક્ષકના લાભાલાભ બન્ને છે. સ્ત્રીશિક્ષકો કરતાં તેમનાથી નિયમિતતા અને વ્યવસ્થા વધારે સારી જળવાય છે (જો કે આથી ઉલટા અપવાદો પણ હોય છે) પણ બીજી તરફથી વિદ્યાર્થીઓ મોટી વયની હોવાથી સ્ત્રી શિક્ષકોની માફક તેમની સાથે તેઓ ભળી શકતા નથી અને ખરો શિક્ષકશિષ્યાનો સંબંધ, જે શિક્ષણની સફળતામાં મહત્વનો છે તે બંધાતો નથી. એક બે વિદ્યાર્થીઓનો નાનો વર્ગ પુરુષશિક્ષકને લેવાનો હોય તો તેના પર ચોકી-પહેરો રહે એવી રીતે તેને તે લેવો પડે છે એવું પણ કોઈક ઠેકાણે બનતું હોવાનું સાંભળ્યું છે. કોઈ પુરુષ-શિક્ષક કોઈ વિદ્યાર્થીના અભ્યાસમાં ખાસ રસ લે, તેની સાથે વર્ગ બ્હાર જરા સહવાસ રાખે તો તેના તરફ શંકાની નજર પડ્યા વિના ભાગ્યે રહે છે. અલબત કોઈક અયોગ્ય પરિણામો પણ આવતાં હશે પણ જ્યાં પુરુષશિક્ષક વિના માધ્યમિક કન્યાશાળા ચલાવી ન જ શકાય ત્યાં સારા ચારિત્રવાન્ પુરુષોને રાખ્યા પછી પણ અવિશ્વાસની નીતિ જ રાખવી એ યોગ્ય નથી.

માધ્યમિક કન્યાશાળાઓમાં પ્રાથમિક શાળાઓ જેટલો શિક્ષકોનો તોટો નથી. વર્ગો કરતાં શિક્ષકો વધારે હોય છે, વિષયવાર શિક્ષકો જુદા જુદા પણ હોય છે તેથી શિક્ષણ અને વ્યવસ્થાની બાબતમાં પ્રાથમિક શાળા જેવી હાડમારી ભોગવવી પડતી નથી. છતાં પ્રાથમિક ટ્રેન્ડ શિક્ષકો પ્રાથમિક શાળામાં હોય છે તેના કરતાં માધ્યમિક શિક્ષણની ખાસ તાલીમ પામેલા શિક્ષકો માધ્યમિક કન્યાશાળાઓમાં બહુ જ થોડા હોય છે. તો પણ એકંદરે પ્રાથમિક શિક્ષકો કરતાં માધ્યમિક શિક્ષકો ચઢીઆતા હોય છે.

ગુજરાતી દ્વારા શિક્ષણ આપનારી માધ્યમિક સંસ્થાઓને શિક્ષકોના સંબંધમાં એક મોટો લાભ એ છે કે તેઓ મોટે ભાગે સારા સીનીઅર ટ્રેન્ડ શિક્ષકોથી કામ ચલાવી શકે છે. અને તેઓ અંડર ગ્રેજ્યુએટો અને ગ્રેજ્યુએટો કરતાં એકંદરે સસ્તા અને સારા પડે છે. છતાં ગૃહશાસ્ત્ર જેવા જે વિષયમાં ગુજરાતીમાં સારાં પુસ્તકો ન હોય ત્યાં અંગ્રેજી પુસ્તકોનો અભ્યાસ કરી શીખવનાર શિક્ષકોની જરૂર પડે છે.

વિષયશિક્ષકો પૈકી ગૃહશાસ્ત્ર, સંગીત અને વ્યાયામ—આ ત્રણ વિષયોના નિષ્ણાત શિક્ષકોની પૂરેપૂરી ખોટ છે. ગૃહશાસ્ત્રમાં માત્ર રસાયન અને પદાર્થવિજ્ઞાન જાણનાર શિક્ષક ન ચાલી શકે, પ્રત્યેક વિજ્ઞાનનો ગૃહશાસ્ત્ર જોડે સંબંધ જોડી શકે, ગૃહશાસ્ત્રના વિષયોનું જેને વ્યવહારુ જ્ઞાન હોય, શારીરશાસ્ત્ર, ખાસ કરીને સ્ત્રીશારીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર વિગેરેનું જેને સારૂં જ્ઞાન હોય, કૌટુંબિક રીતરિવાજોનું જેને સંપૂર્ણ ભાન હોય તે જ ગૃહશાસ્ત્રનો ખરો શિક્ષક થઇ શકે. સંગીતની બાબતમાં પણ શાસ્ત્રીય અને વ્યવહારૂ બન્ને પ્રકારના જ્ઞાનવાળા સંસ્કારી શિક્ષકો મળતા નથી. ગાંધર્વ વિદ્યાલય તરફથી આવા થોડા શિક્ષકો મળે છે પણ હવે વિદ્યાપીઠે પ્રો. ભાતખંડેની સંગીત પદ્ધતિ દાખલ કરી છે, અને તે પદ્ધતિ જાણનાર શિક્ષકો મળી આવતા નથી અને સંગીત શિક્ષકોને પોતાની પદ્ધતિનું એવું અભિમાન હોય છે કે બીજી ગમે તેવી સારી પદ્ધતિ ગ્રહણ કરવા તેઓ તૈયાર થતા નથી. વ્યાયામના શિક્ષણમાં માધ્યમિક કન્યાશાળાને સારૂ તો સ્ત્રી શિક્ષક જ જોઇએ. સ્ત્રીશારીરશાસ્ત્ર અને વ્યાયામશાસ્ત્રનો અભ્યાસ તેણે કરેલો હોવો જોઇએ અને શારીરિક તાલીમ લઈ શરીર કેળવેલું હોવું જોઇએ. ઘરકામમાં અને સ્ત્રીઓની દેશી રમતોમાં ક્યાં ક્યાં અંગોને વ્યાયામ મળે છે તે તપાસી જે અંગોને તાલીમ ન મળતી હોય તેમને સારૂં કામ, કસરત કે રમતરૂપે યોજના કરવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. હાલ તો સાધારણ વ્યાયામ જાણનાર સ્ત્રીશિક્ષક પણ મળે તેમ નથી. પરંતુ આ બધા મહત્વના વિષયોનું મહત્વ સ્વતંત્ર સંસ્થાઓમાં પણ પૂરૂં સમજાયું નથી, તો પછી સરકારી સંસ્થાઓની શી વાત કરવી? આમ જ્યાં આ વિષયોના શિક્ષણનું મહત્વ ન સમજાયું હોય ત્યાં તે વિષયોમાં નિષ્ણાત શિક્ષકોની માગણી પણ ક્યાંથી થાય? અને આવી માગણી વિના તેવાં શિક્ષકોની ખોટ પૂરી પાડવા પગલાં પણ ક્યાંથી લેવાય! એટલે હાલની સ્થિતિમાં તો જે માધ્યમિક સ્ત્રીસંસ્થાઓને આ ઉપયોગી વિષયો શીખવવાનો આગ્રહ હોય તેમણે પોતે જ પોતાના પૂરતા તે તે વિષયોમાં શિક્ષકોને તાલીમ આપવાની ગોઠવણ કરવી. પણ એકલદોકલ સંસ્થાને આમ શિક્ષકો તૈયાર કરવા એ કેટલું કઠિન પડે છે એ તો અનુભવ હોય તે જ જાણે.

## વિદ્યાર્થીઓની કુલ સંખ્યા

હવે આપણે માધ્યમિક શિક્ષણનો લાભ લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા તપાસીએ. આગળ જણાવેલી ગુજરાત અને કાઠીઆવાડની સરકારી ગર્લ્સ હાઇસ્કુલો અને સ્વતંત્ર માધ્યમિક કન્યાશાળાઓ, અપૂર્ણ માધ્યમિક કન્યાશાળાઓ (મીડલસ્કુલો) અને ઉપલાં ધોરણોમાં અંગ્રેજી દાખલ કરનારી પ્રાથમિક શાળાઓ—આ બધીમાં મળીને લગભગ ૧૭૦૦ બાળાઓ અભ્યાસ કરે છે. આ ગણત્રીમાં મરાઠી બાળાઓને લીધી નથી; જો કે ગુજરાતમાં તેમની સંખ્યા તદ્દન નજીવી ગણાય. આ ઉપરાંત મુંબઈના ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલ અને તિલક રાષ્ટ્રીય કન્યાશાળા અને અંગ્રેજી શીખવનારી કેટલીક મ્યુનિસિપલ અને ખાનગી ગુજરાતી પ્રાથમિક કન્યાશાળાઓમાં આશરે ૧૭૫ ગુજરાતી બોલતી કન્યાઓ લાભ લે છે. આ સિવાયની બીજી અનેક ગર્લ્સ સ્કુલો મુંબઇમાં છે તેની નોંધ લઇ શકાઇ નથી; પરંતુ એટલું તો ચોક્કસ છે કે તે બધીમાં થઇને પારસી સિવાયની ગુજરાતી છોકરીઓ નહિ જેવી જ છે. મુંબઈની ગુજરાતી કન્યાઓનો લગભગ બધો ભાગ ઉપલી શાળાઓમાં આવી જાય છે એમ કહેવામાં જરાય ખોટું નથી. ઉપર મુજબ ગુજરાત કાઠીઆવાડ અને મુંબઈમાં થઇને,

મુંબઈની પારસી કન્યાઓને બાદ કરતાં આશરે ૧૯૦૦ ગુજરાતી વિદ્યાર્થીનીઓ માધ્યમિક કન્યાશાળાઓનો લાભ લે છે. ગર્લ્સ સ્કુલોની વિદ્યાર્થીનીઓ ઉપરાંત છોકરાઓની હાઇસ્કુલોમાં જનાર છોકરીઓ પણ છે. કાઠીઆવાડ જેવા પછાત અને મલાજાવાળા ભાગમાં પણ જ્યાં કન્યાઓ માટે માધ્યમિક શિક્ષણની ઇલાયદી સગવડ બીલકુલ નથી અથવા તો અધુરી છે ત્યાં એટલે ભાવનગર, રાજકોટ, જૂનાગઢ, અમરેલી, વાંકાનેર વિગેરે સ્થળે કોઇક કોઇક છોકરીઓ છોકરાઓની હાઇસ્કુલોમાં શીખવા જાય છે એ વાત ખાસ નોંધવા જેવી છે. અમદાવાદમાં પણ થોડાં વર્ષ ઉપર પ્રોપ્રાયટરી હાઇસ્કુલે છોકરીઓને દાખલ કરવાનું શરૂ કર્યું ત્યાર પછી તેનો દાખલો બીજી હાઇસ્કુલોએ પણ લીધો છે અને હાલમાં અમદાવાદની બે ત્રણ હાઇસ્કુલોમાં કેટલીક છોકરીઓ જાય છે. નડીઆદની હાઇસ્કુલમાં પણ શરૂઆત થઈ છે. છતાં આ બધી સંખ્યા બહુમાં બહુ બે અઢી ડઝનથી વધારે નથી. તેથી તેને મૂળ સંખ્યામાં ઉમેરવાથી કંઇ મહત્વનો ફેર પડે તેમ નથી. ગુજરાતને અને કાઠીઆવાડની સોળ વર્ષની વયની કન્યાઓની વસ્તી હિસાબે માધ્યમિક શિક્ષણ લેનારી કન્યાઓની સંખ્યા સમુદ્રમાં ટીપા બરાબર છે તેમ લાગ્યા વિના નહિ રહે.

### સ્થળવાર સંખ્યા

હવે આ સંખ્યાને સ્થળવિભાગ પ્રમાણે તપાસીએ. ગુજરાતની માધ્યમિક શાળાઓમાં આશરે ૧૪૦૦ કન્યાઓ ભણે છે. આમાં અમદાવાદ અને સુરત પ્રત્યેકમાં આશરે ૪૨૫, વડોદરામાં આશરે ૨૦૦, ભરૂચમાં આશરે ૧૭૦ અને નવસારી બીલીમોરા વિગેરે સ્થળે થઇને આશરે ૨૦૦ ની સંખ્યા છે. આ રીતે અમદાવાદ અને સુરત માધ્યમિક કન્યાશિક્ષણમાં પ્રથમ પંક્તિએ આવે છે. પરંતુ સુરતમાં અમદાવાદ કરતાં માધ્યમિક શાળાઓ વધારે છે તે વાત ધ્યાનમાં લેતાં અમદાવાદની માધ્યમિક સંસ્થાઓની વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણમાં વધી જાય.

આ રીતે અમદાવાદ આખા ગુજરાતની માધ્યમિક કન્યાકેળવણીમાં પહેલો દરજ્જો ભોગવે છે એમ કહી શકાય. સુરતમાં પારસીઓની વસ્તી અમદાવાદ કરતાં ઝાઝી હોવાથી અને તે કોમને માટે ખાસ હાઇસ્કુલ હોવાથીજ સુરત વિદ્યાર્થીઓની સંખ્યામાં અમદાવાદની બરોબરી કરી શક્યું છે.

કાઠીઆવાડમાં બધે મળીને માધ્યમિક શિક્ષણ લેનારીની સંખ્યા ૩૦૦ સુધી પણ પૂરી પહોંચતી નથી. રાજકોટ અને જામનગરમાં આશરે ૭૫, ભાવનગરમાં ૫૦, ગોંડલમાં ૩૦ અને વઢવાણ, જૂનાગઢ વિગેરેની અંગ્રેજી શીખવનારી પ્રાથમિક કન્યાશાળાઓમાં આશરે ૫૦ છે. ક્યાં ગુજરાતની ૧૪૦૦ સંખ્યા અને કાઠીઆવાડની ૩૦૦ સંખ્યા ? કાઠીઆવાડનું માધ્યમિક સ્ત્રીશિક્ષણ આ રીતે ઘણું પછાત કહેવાય. કાઠીઆવાડમાં રાજકોટ અને જામનગર પ્રથમ દરજ્જે આવે છે. પરંતુ રાજકોટ કાઠીઆવાડનું મધ્ય સ્થળ, સીવીલ સ્ટેશન અને મુખ્ય શહેર હોવા છતાં જામનગર તેની બરોબરી કરે છે એ વાત જામનગરને ધન્યવાદ અને સારી આશા આપનારી ગણાય. ભાવનગરની વસ્તી, આબાદી, સંસ્કૃતિ અને રાજ્યની કેળવણી પ્રતિની સહાનુભૂતિ જોતાં માધ્યમિક સ્ત્રીશિક્ષણની સ્થિતિ તેને શરમાવનારી ગણાય. એથીયે વધારે દયાજનક સ્થિતિ ગોંડલની કહેવાય. આખા કાઠીઆવાડમાં ગર્લ્સ હાઇસ્કુલ માત્ર ગોંડલમાં, છતાં માધ્યમિક ધોરણોમાં તેની સંખ્યા માત્ર ૩૦ ! આટલી નાની સંખ્યાવાળી કન્યાઓની હાઇસ્કુલ ગુજરાતમાં તો શું પણ દુનીઆભરમાં પણ હશે કે કેમ તે શંકા છે. ગોંડલ રાજ્યને તો આટલી થોડી છોકરીઓ માટે હાઇસ્કુલ નિભાવવા સારૂ ખરેખર ધન્યવાદજ ઘટે; પણ ગોંડલની પ્રજાને આ સ્થિતિ નીચું જોવડાવનારી છે. વઢવાણ અને જુનાગઢે પોતાની કન્યાશાળાઓમાં ઉપલું એક ધોરણ વધારીને તથા ઉપલાં ત્રણ ધોરણોમાં અંગ્રેજી દાખલ કરી કન્યાશાળાને એંગ્લોવર્નાક્યુલર સ્કુલનું સ્વરૂપ આપવા પ્રયત્ન કર્યો છે અને તેમનો લાભ બન્ને ઠેકાણે થઇને આશરે ૫૦ છોકરીઓ લે છે. આ સિવાય બીજા પહેલા અને બીજા વર્ગનાં રાજ્યોએ તો માધ્યમિક કન્યાશાળાનો કંઈ પ્રયત્ન સરખો પણ કર્યો નથી.

મુંબઇમાં ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલ અને તિલક રાષ્ટ્રીય કન્યાશાળા બન્નેમાં થઇને આશરે ૧૨૫ ગુજરાતી છોકરીઓ ભણે છે. આ સિવાય કેટલીક મ્યુનિસિપલ અને ખાનગી કન્યાશાળામાં ઉપલા ધોરણોમાં અંગ્રેજી દાખલ કર્યું છે તેની સંખ્યા ગણીએ તો બધી મળીને આશરે ૧૭૫ સંખ્યા થાય. બીજી કન્યાઓની માધ્યમિક શાળાઓમાં પારસીઓની સંખ્યા તો પુષ્કળ છે. તેની સંખ્યાની માહિતી નથી પણ પારસી સિવાયની ગુજરાતી વિદ્યાર્થીનીઓની સંખ્યા બીજી શાળાઓમાં

તો જુજ ગણાય. એટલે આખી મુંબઇની આવડી મોટી ગુજરાતીઓની સંખ્યામાં માત્ર ૧૭૫ જ. કન્યાઓ માધ્યમિક શિક્ષણ લેનારી છે તે ખરેખર મુંબઈની ગુજરાતી આલમને તો સૌથી વધારે શરમાવનારું છે.

### જાતવાર સંખ્યા

હવે માધ્યમિક કન્યાકેળવણીને જાતવાર તપાસીએ. ઉપરની ૧૭૦૦ કન્યાઓ પકી આશરે ૯૦૦ હિન્દુ, ૬૦૦ પારસી અને ૨૦૦ ખ્રિસ્તી અને બીજી છે. આંકડામાં હિંદુની સંખ્યા સૌથી મોટી છે પણ વસ્તીના પ્રમાણમાં પારસી વિદ્યાર્થીનીઓની સંખ્યા સર્વથી ચઢીઆતી ગણાય. હિંદુની મોટી વસ્તીની આગળ પારસીઓની વસ્તી કંઇ જ લેખામાં ન ગણાય; છતાં તેમનામાં સ્ત્રીકેળવણી કેટલી વધારે છે તે ઉપરના આંકડા ઉપરથી સ્પષ્ટ થશે. સુરત નવસારી અને બીલીમોરામાં ખાસ પારસી કન્યાઓ માટે ઇલાયદી કન્યાશાળાઓ છે. ભરૂચની મોટીબાઇ વાડીઆ ગર્લ્સ હાઇસ્કુલમાં માત્ર ડઝન હિંદુ છોકરીઓને બાદ કરતાં બધી જ પારસી છોકરીઓ છે. તેમની આવી કોમીય માધ્યમિક કન્યાશાળાઓ હોવા ઉપરાંત સાર્વજનિક માધ્યમિક કન્યાશાળાઓમાં પણ તેમની સંખ્યા ઠીક પ્રમાણમાં હોય છે. વળી આ તો ગુજરાત અને કાઠીઆવાડની જ પારસી વિદ્યાર્થીનીઓની વાત થઇ. મુંબઇમાં ભણતી આવી પારસી બ્હેનોની ગણત્રી નથી કરી પણ આટલી જ બીજી ઓછામાં ઓછી ત્યાં ભણતી હોય તો કંઇ જ નવાઇ નહિ. હિંદુની પેટાજ્ઞાતિઓ પ્રમાણે વિચારીએ તો નાગર, બ્રહ્મક્ષત્રી, કાયસ્થ અને વાણીઆ (જૈન સુદ્ધાંત) કોમો માધ્યમિક કન્યાશિક્ષણનો ઠીક લાભ ઉઠાવે છે. નાગર સિવાયની બીજી બ્રાહ્મણ કોમ વાણીઆથી પણ આ બાબતમાં ઘણી પછાત છે. કેટલેક ઠેકાણે પાટીદાર કોમની કન્યાઓ માધ્યમિક શિક્ષણ ઠીક લેવા લાગી છે; છતાં તેમની સંખ્યાના પ્રમાણમાં તો તે હિસાબમાં ન ગણાય. દેશી ખ્રિસ્તીને માટે એક ઇલાયદી ગર્લ્સસ્કુલ મીશન તરફથી વડોદરા કેમ્પમાં ચાલે છે. તેની સંખ્યાની પૂરી માહીતી નથી. આ સિવાય બીજી સાર્વજનિક માધ્યમિક કન્યાશાળાઓમાં પણ દેશી ખ્રિસ્તી છોકરીઓ માલુમ પડે છે.

### માન્ય અને અમાન્ય માધ્યમિક કન્યાશાળાઓની સંખ્યા.

હવે સરકારે સ્વીકારેલી અને સ્વતંત્ર શાળાઓની વિદ્યાર્થીઓની સંખ્યા અને સરકાર અથવા સરકારી યુનિવર્સિટીથી કેવળ સ્વતંત્ર માધ્યમિક સ્ત્રીસંસ્થાઓની વિદ્યાર્થીઓની સંખ્યાની તુલના કરીએ. ઉપરોક્ત ૧૭૦૦ વિદ્યાર્થીઓમાં આશરે ૬૫૦ ની સંખ્યા સરકારથી સ્વતંત્ર સંસ્થાઓમાં ભણે છે. જો કે આ સંખ્યા સરકારે સ્વીકારેલી ગર્લ્સસ્કુલોમાં જતી છોકરીઓથી ઘણી ઓછી લાગશે પણ વસ્તુસ્થિતિ વિચારતાં તેમ નહિ લાગે. ગુજરાત અને કાઠીઆવાડની કન્યાઓની હાઇસ્કુલો, એંગ્લોવર્નાક્યુલર સ્કુલો અને અંગ્રેજી ભણાવતી પ્રાથમિક કન્યાશાળાઓ મળીને લગભગ ૨૦ છે તેમાં માત્ર ૬ જ સ્વતંત્ર સંસ્થાઓ છે. આમ ત્રીજા ભાગથી પણ ઓછી સંખ્યા સ્વતંત્ર સંસ્થાઓની હોવા છતાં તેમાં ભણનારાંની સંખ્યા આશરે ૪૦ ટકા થવા જાય છે. તે જોતાં સ્વતંત્ર કન્યાશિક્ષણનું ભાવિ ઉજળું કહેવાય. વધારે નવાઇભર્યું તો એ લાગશે કે આ ૬ સ્વતંત્ર સંસ્થાઓમાં સુરત અને નવસારીની બે પારસી ગર્લ્સ હાઇસ્કુલો છે. આ બન્ને શાળામાં થઇને આશરે ૩૦૦ બાળાઓ હશે. આમ સ્વતંત્ર સંસ્થાઓના લાભ લેનારી લગભગ અર્ધી સંખ્યા તો પારસી બ્હેનોની છે., આ સ્થિતિ જોતાં પારસી કોમની સ્ત્રીઓ સરકારી પ્રમાણપત્ર અથવા ડીગ્રીનો મોહ ન જ છોડી શકે એમ આપણે કેમ કહી શકીએ? હવે બાકીની સંસ્થાઓમાં અમદાવાદ અને સુરતનાં મહિલા વિદ્યાલયો રહ્યાં. આ બન્નેમાં અનુક્રમે આશરે ૧૫૦ અને ૧૦૦ ની સંખ્યા મળીને કુલ ૨૫૦ થાય. સમસ્ત ગુજરાત કાઠીઆવાડમાં માધ્યમિક કેળવણી લેતી ગુજરાતી હિંદુ છોકરીઓની સૌથી મોટી સંખ્યા અમદાવાદના વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલયમાં છે. અમદાવાદમાં સરકારી ગર્લ્સ હાઇસ્કુલ છે છતાં પણ તેના કરતાં પણ વધારે હિંદુ છોકરીઓ આ સંસ્થાનો લાભ લે છે. આ ઉપરાંત અમદાવાદ સુરત વિગેરે સ્થળે કેટલીક સ્વતંત્ર પ્રાથમિક કન્યાશાળાઓ અંગ્રેજી શીખવે છે તેનો લાભ આશરે ૧૦૦ વિદ્યાર્થીઓ લે છે. કાઠીઆવાડમાં તો એક પણ સ્વતંત્ર માધ્યમિક કન્યાશાળા છે જ નહિ એટલે ત્યાં સ્વતંત્ર શિક્ષણ લનારીની સંખ્યા હોય જ ક્યાંથી? મુંબઇમાં તિલક રાષ્ટ્રીય કન્યાશાળા અને શ્રીમતી નાથીબાઇ દામોદરદાસ ઠાકરસી કન્યાશાળા એમ બે સ્વતંત્ર માધ્યમિક સંસ્થાઓ છે તેમાં માત્ર પહેલીમાં આશરે ૩૨ ગુજરાતી છોકરીઓ માધ્યમિક ધોરણોમાં છે, અને બીજીમાં તો એક પણ ગુજરાતી કન્યા નથી. ત્યારે બીજી તરફથી ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલમાં આશરે ૧૦૦ ગુજરાતી છોકરીઓ ભણે છે. આ જોતાં મુંબઇમાં ગુજરાતી કન્યાઓના સ્વતંત્ર માધ્યમિક શિક્ષણની સ્થિતિ, ગુજરાતથી વિપરીત છે.

### ધોરણવાર સંખ્યા

આ ૧૭૦૦ માધ્યમિક કન્યાઓને આપણે જો ધોરણ પ્રમાણે વહેંચી નાંખીશું તો તો માધ્યમિક કન્યાશિક્ષણની દુર્દશાનું બરાબર સ્પષ્ટ ચિત્ર આપણી

સમક્ષ ખડું થશે. ખરી રીતે તો માધ્યમિક શાળાનાં પહેલાં ત્રણ ધોરણો તો પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણો માત્ર છે. ફક્ત તેમાં અંગ્રેજી ભાષાનો ઉમેરો થાય છે પણ આ ઉમેરાની સાથે બીજા વિષયોમાં થોડો-ઘણો ઘટાડો થયા વિના રહેતો નથી. પ્રાથમિક કેળવણી સંપૂર્ણ કરવાને માટે સાતમું ધોરણ ઉમેરેલું હોય તેવી પ્રાથમિક શાળામાં રહે કે અંગ્રેજી સ્કુલમા ત્રણ વર્ષ ભણે તેમાં ઝાઝો ફેર પડતો નથી. આ રીતે આ ત્રણ ધોરણોને ખરાં માધ્યમિક ધોરણો ગણી જ ન શકાય. હવે જે આપણે ઉપર ૧૭૦૦ માધ્યમિક વિદ્યાર્થીઓની સંખ્યા બતાવી તેમાં આશરે ૧૩૫૦ તો માત્ર આ નીચલાં ત્રણ ધોરણોમાં જ શીખે છે અને ઉપલાં ચાર ખરાં માધ્યમિક ધોરણોને ભાગે તો ફક્ત આશરે ૩૫૦ ની સંખ્યા આખા ગુજરાતકાઠીઆવાડ ખાતે રહે છે. આ ચાર ઉપલાં ધોરણોમાં ચોથા ધોરણમાં આશરે ૧૨૫ અને પાંચમા, છઠ્ઠા અને સાતમામાં પ્રત્યેકમાં ૬૦–૭૦ ની સંખ્યા રહે છે. આમ ૧૭૦૦ કન્યાઓ માધ્યમિક શિક્ષણ શરૂ કરે છે પણ ખરા માધ્યમિક શિક્ષણની શરૂઆત થતી વખતે એટલે માધ્યમિક ચોથા ધોરણમાં સંખ્યા ૧૨૫ ને આશરે રહે છે. એટલે લગભગ ૧૬૦૦ જેટલી છોકરીઓ તો અહીં જ અટકી જાય છે. માધ્યમિક શિક્ષણ સંપૂર્ણ તો પૂરી ૭૫ છોકરીઓ પણ નથી કરતી. મુંબઇની ચંદારામજી ગર્લ્સ સ્કુલ અને તિલક રાષ્ટ્રીય કન્યાશાળાનાં ઉપલાં ધોરણોની સંખ્યા અનુક્રમે ૨૯ અને ૪ છે એટલે આ ૩૩ ની સંખ્યા ગુજરાતની આશરે ૩૫૦ માં ઉમેરીએ તો ૩૮૮ એટલે આશરે ૪૦૦ થવા જાય. આ ઉમેરાથી કંઇ મોટો ફેર પડી જતો નથી. પરંતુ આમાં બીજી ગર્લ્સ સ્કુલોની પારસીઓની સંખ્યા ઉમેરવામાં આવે તો બહુ મોટો ફેરફાર થવાનો સંભવ ગણાય. આવી બીજી સ્કુલોમાં ઉપલા ધોરણોમાં પારસી સિવાયની અન્ય ગુજરાતી કન્યાઓ તો એટલી થોડી છે કે તેને ન ગણીએ તો પણ ચાલી શકે. આ નિવેદનનો હેતુ ખાસ કરીને ગુજરાતી કન્યાઓની શિક્ષણના સ્થિતિ તપાસવાનો હોવાથી આ સંખ્યામાં માત્ર ગુજરાતી બોલનારી છોકરીઓનો જ સમાવેશ કર્યો છે. મરાઠી કન્યાઓને બાતલ રાખી છે. મરાઠી વિદ્યાર્થીઓને વિષે એટલું જ કહેવું બસ થશે કે જ્યાં જ્યાં તેમની વસ્તી છે ત્યાં ત્યાં ખાસ ઉપલાં ધોરણોમાં તો વસ્તીના પ્રમાણમાં અને સંખ્યામાં પણ તેઓ ગુજરાતી કરતાં ચઢી જાય છે.

### માધ્યમિક ઉપલાં ધોરણોની સ્થળવાર સંખ્યા

આ ૩૫૦ માધ્યમિક ઉપલાં ધોરણોમાં ભણતી સંખ્યાને સ્થળવાર વહેંચીએ તો આખા કાઠીઆવાડમાં માત્ર ૨૫ વિદ્યાર્થીનીઓ છે અને બાકીની ૩૨૫ ગુજરાતમાં છે. આ ૨૫ માં પણ મેટ્રીકમાં ચાલુ વર્ષે માત્ર એક ગોંડલની મોંઘીબા કન્યાવિદ્યાલયમાં હતી. આ સિવાય રાજકોટ કે ભાવનગરમાં છોકરાઓની હાઇસ્કુલમાંથી એકાદ બેઠી હોય તો માહિતી નથી. પણ ટુંકામાં બેત્રણથી વધુ સંખ્યા આખા કાઠીઆવાડમાં ભાગ્યે જ મેટ્રીક ક્લાસમાં હોય છે. ૫મા અને ૬ઠ્ઠામાં પણ બધી મળીને અર્ધો ડઝન જેટલી સંખ્યા હોય છે; અને ચોથા ધોરણમાં પણ બે ડઝનથી વધારે નથી હોતી. માધ્યમિક સ્ત્રીશિક્ષણ પરત્વે કાઠીઆવાડની આવી કેવળ કંગાળ સ્થિતિ છે. ગુજરાતની ૩૨૫ પકી સુરત, અમદાવાદ, વડોદરા, અને ભરૂચમાં અનુક્રમે આશરે ૧૨૦, ૭૫, ૬૦, ૪૦ અને નવસારી વિગેરે સ્થળે થઇને ૪૦ છે. આમ સુરત માધ્યમિક શિક્ષણમાં પ્રથમ આવે છે. પરંતુ સુરતમાં ઇલાયદી પારસી કોમને માટે એક વધુ ગર્લ્સ હાઇસ્કુલ હોવાથી અને તે સ્કુલનાં ઉપલાં ધોરણોમાં ૬૧ જેટલી સંખ્યા હોવાથી આ સંખ્યામાં વધારો જણાય છે.

### કોમવાર સંખ્યા

કોમ પ્રમાણે ઉચ્ચ માધ્યમિક કન્યા શિક્ષણને વિચારતાં પારસી વિદ્યાથીઓ આશરે ૨૦૦, હિંદુ ૧૨૫ અને દેશી ખ્રિસ્તી વિગેરે ૨૫ ગણાય. માધ્યમિક છેલ્લા ધોરણની કુલ ૬૦ વિદ્યાર્થીઓમાં લગભગ અર્ધી સંખ્યા પારસીની છે. મુંબઇની તેમની સંખ્યા તો આ ઉપરાંત જુદી જ છે. વસ્તીના પ્રમાણમાં હિંદુ કરતાં માધ્યમિક શિક્ષણમાં પારસી ખૂબ ચઢી જાય છે એમાં કાંઇ શક જ નથી.

### સ્વીકારેલી અને સ્વતંત્ર માધ્યમિક કન્યાશાળાઓમા ઉપલાં ધોરણોની સંખ્યા

હવે આ સંખ્યાને સરકારી યુનિવર્સિટીના અને તેનાથી સ્વતંત્ર શિક્ષણ વચ્ચે વ્હેંચીએ તો માલુમ પડે છે કે બન્ને બાજુએ સંખ્યા સરખી વ્હેંચાયલી છે. સ્વતંત્ર સંસ્થાઓની સંખ્યા ઓછી છે અને તે સંસ્થાઓ નવી છે છતાં સરકારે સ્વીકારેલી સંસ્થાઓ સાથે માધ્યમિક શિક્ષણના છેલ્લા ધોરણ સુધી સંખ્યાની બાબતમાં હરિફાઈ કરી શકે છે તે વસ્તુ નોંધવા જેવી છે. મુંબઇ યુનિવર્સિટીની મેટ્રીકમાં અને કર્વે યુનિવર્સિટીની પ્રવેશક અને શાળાન્ત પરીક્ષામાં ગુજરાતી · હિંદુ છોકરીઓનું પ્રમાણ લગભગ સરખું રહે છે. મેટ્રીકમાં બસનાર ગુજરાતની પારસી કન્યાઓને ઉમેરતાં પણ બહુ ફેર પડે તેમ નથી. આ ઉપરાંત સુરત અને નવસારીની પારસી ગર્લ્સ હાઇસ્કુલાની છોકરીઓ કોઇ પણ યુનિવર્સિટીની પરીક્ષામાં બેસતી નથી. આ વસ્તુસ્થિતિ બતાવી આપે છે કે ગુજરાતમાં કન્યાઓને સરકારી યુનિવર્સિટીના પ્રમાણપત્રની ખાસ જરૂરીઆત મનાતી નથી.

(અપૂર્ણ)

ચંદુલાલ કાશીરામ દવે.

# ડાંગના જંગલો અને ભીલો

ગુજરાતમાં સુરત જીલ્લાની પૂર્વમાં અને ખાનદેશ ને નાશિક જીલ્લાની પશ્ચિમમાં, ડાંગના જંગલોને નામે ઓળખાતો સાધારણ જનસમાજને ઘણો જ અપરિચિત એવો એક પ્રદેશ છે. તેનું ક્ષેત્રફળ ૬૫૦ ચોરસ માઈલ છે; છતાં તેની વસ્તી ફક્ત ૨૫,૦૦૦ ની છે; એટલે એક નડીઆદ જેવા શહેરથી પણ ઓછી વસ્તી છે. પણ ત્યાંના રહેવાસીઓ હિંદના જુનામાં જુના વતનીઓ છે અને ત્યાંની આબોહવા ખરાબ હોવા છતાં સૈકાઓ થયાં ત્યાં જ ટકી રહ્યા છે. આ વસ્તીનો મોટો ભાગ ત્રણ જાતોમાં વહેંચાઈ ગયો છે: (૧) ભીલ; (૨) કોંકણી, એટલે કે કોંકણપટીમાંથી જઈને વસેલા તે; અને (૩) વારલી, જે કોમનો મોટો ભાગ થાણા જીલ્લામાં વસેલો છે. આ પ્રદેશની ઉત્તરમાં ગાયકવાડી નવસારી પ્રાંતની હદ છે, પૂર્વમાં ખાનદેશ ને નાશિક જીલ્લાનો ભાગ છે, દક્ષિણમાં નાશિક જીલ્લાનો, અને સરગાણા નામે દેશી રાજ્યનો ભાગ છે, અને પશ્ચિમે નવસારી પ્રાંતનો, વાંસદાનો, નાશિક જીલ્લાનો, અને સરગાણા સ્ટેટનો થોડો થોડો ભાગ છે. આખો પ્રદેશ ડુંગરાડુંગરી વાળો છે અને કેટલીક ડુંગરીઓને મથાળે સપાટ જમીન છે, તેમાં ખેતી થાય છે. જંગલનાં ભવ્ય ઝાડોનો, પાણીના ધોધનો, અને પશુપક્ષીઓનો દેખાવ બહુ આનંદદાયક છે, અને માણસને શહેરના કૃત્રિમ વાતાવરણમાંથી કુદરતની સમીપે લઇ જઈને ખડો કરી દે છે. આ પ્રદેશનું વર્ણન વાચકોને રસમય લાગે એવું હોવાથી અત્રે આપ્યું છે.

## વર્ણન

૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ડાંગના જંગલની વસ્તી ૨૪,૫૭૬ હતી. તેમાં ઉપર કહ્યા પ્રમાણે મુખ્યત્વે કોંકણી, વારલી, અને ભીલ, એ ત્રણ કોમોનો સમાવેશ થાય છે. આ લોકો ખાસ કરી ખેતી ઉપર નિર્વાહ ચલાવે છે. ભીલોમાં તેમના રાજાઓ (સરદારો), ભાઉબંધ, અને તેમના આશ્રિતો હોય છે. ભીલો તથા કેટલાક કોંકણી ને વારલી સરકારી જંગલમાં સાગના કંટ્રાક્ટરોને ત્યાં અને સડકના કામ ઉપર મજુરી કરી ગુજરાન ચલાવે છે. કોંકણી સ્વભાવે અતિ શાંત હોય છે. ભીલો તેમના કરતાં વધારે પાણીદાર હોય છે.

ડાંગમાં અશુદ્ધ મરાઠી ભાષા વપરાય છે, પણ વાંસદા ને વ્યારાને લગતાં ગામોમાં ગુજરાતી ભાષા વપરાય છે. પણ બધાનાં રીતરિવાજો, પહેરવેશ, અને ધાર્મિક ક્રિયાઓ આ ડુંગર ઉપરના તેમની ન્યાતના મરાઠી બોલનાર લોકના જેવાં જ હોય છે.

આ પ્રદેશમાં બહુ, થોડી જ સડકો છે. ગાડાંઓ અહીંના વતનીઓ થોડા જ વખતથી વાપરવા લાગ્યા છે. અને રેલ્વે તો હોય જ શાની?

સોનગઢ, વ્યારા, નવાપુર (ટાપ્ટી વેલી રેલ્વેનાં) અને કાળા આંબા (ગાયકવાડી બીલીમોરા રેલ્વે) સ્ટેશનો એ ડાંગના મુખ્ય મથક આહવાથી અનુક્રમે ૩૫, ૪૫, ૩૮ અને ૨૩ માઇલ દૂર છે. એટલે કે સૌથી નજીક કાળા આંબાનું સ્ટેશન પડે છે. આશરે દસ દસ માઈલને અંતરે સરકારી અમલદારો અને અન્ય ગૃહસ્થો માટે મુસાફરી બંગલાઓ હોય છે.

## ખોરાક, પહેરવેશ અને રિવાજો

ડાંગીઓનો મુખ્ય ખોરાક નાગલી નામના ઝીણા ધાન્યનો હોય છે. ચોખા અને વરી વખતે વખતે વાપરે છે. દાળમાં અડદની દાળ મોટે ભાગે વાપરે છે. ધાન્યની મુખ્ય પેદાશ નાગલી, વરી, સામો, બંટી, ચોખા, અડદ, તુવર, ચોળા, કળથી અને મકાઈની થાય છે.

સ્થાનિક મોટો વેપારી આ પ્રદેશમાં એક પણ નથી. પરચુરણ માલના દુકાનકાર આહવા, વાઘાઈ અને સુબીરમાં દરેક ઠેકાણે એકેક છે.

ખેતી અને ખેતરમાં મજુરી ઉપરાંત જંગલકટાઈ, કાપેલાં લાકડાં છોલવાનું, વાંસના ટોપલા અને માળણા

બનાવવાનું અને સડકોની મજુરી કરવાનું કામ લોકો કરે છે.

કેટલાક સરકારી નોકરોએ થોડા જ વખત થયાં બાંધેલું એક જ હિંદુ મંદિર આખા પ્રદેશમાં છે. ભીલ, વારલી અને કોકણી એ ત્રણે કોમોને પોતાનું ખાસ મંદિર નથી, અને તેમની ધર્મની માન્યતા પણ બહુ જ ઉતરતી કોટિની હોય છે.

સપ્ટેમ્બરથી જાનેવારી માસ સુધી, એટલે ભાદરવાથી પોષ સુધી, લોકોને મેલેરીઆ લાગુ પડે છે. બાકીના આઠ માસ હવાપાણી સારાં હોય છે. વરસાદ અને ટાઢ પુષ્કળ હોય છે.

કોંકણીઓ આશરે પાંચ છ દહાડે એક વખત ન્હાય છે. ભીલો ઘણા ગંદા રહે છે, અને ફક્ત ઉનાળામાં, તથા ચોમાસામાં કોઇ વખત પરાણે ન્હવાય છે ત્યારે જ ન્હાય છે. આથી તેમને ચામડીનાં દરદો, ખસ, દાદર, ક્ષયું થાય છે. આ જાતોમાં લગ્નની ગાંઠ બહુ બંધનકારક હોતી નથી. તેથી સુધરેલા સમાજની દૃષ્ટિએ તેમની નીતિ ઉંચા પ્રકારની ન કહેવાય.

પુરૂષો લંગોટી, માથે નામની પાઘડી અને બ્હાંય વિનાનો કબજો એટલાં જ કપડાં પહેરે છે. સરકારી કચેરીમાં જવું હોય ત્યારે કેટલાક ટુંકા ધોતીયાં પહેરે છે. સ્ત્રીઓ ચોળીઓ અને સાડીઓ પહેરે છે. ડાંગમાં કપાસ થતો નથી અને કાંતવાનું અથવા વણવાનું કોઇ સમજતું કે જાણતું નથી.

## જંગલનું લાકડું

ડાંગના જંગલનું સાગનું લાકડું હિંદમાં પેદા થતા સાગમાં ઉંચે નંબરે આવે છે. તે સિવાય સીસમ, તણુચ, ખેર, સાદડ, હળદરવો, કલમ, અને બીયાતું લાકડું પણ અહીં પેદા થાય છે. જંગલના કુપ વેચાતા લેનાર કંટ્રાક્ટરો લાકડાં કાપીને અહીંથી બીલીમોરા અને વલસાડ લઇ જાય છે. ડાંગમાં ૮ માસ સુધી પરચુરણ વેપારીઓ ફર્યા કરે છે અને ટોપલાટોપલી, પલાશ, આસીંદરના પાન, અને બીજી જંગલની પેદાશ ખરીદ કરીને પોતપોતાને ગામ મોકલાવે છે. કરંજડા, ચીખલદા, અને વાઘઇમાં સરકાર તરફથી વહેરવાનાં કારખાનાં ઉભાં કર્યાં છે, અને તેમાં જુદાજુદા માપની ચીપો અને ચોરસ પાટીયાં વહેરીને બીલીમોરા, કાળા આંબા અને નવાપુરાના સ્ટેશનોએ ભરી રાખી હરરાજ કરવામાં આવે છે, અથવા તો ત્યાંથી રેલ્વેને પુરા પાડવામાં આવે છે.

## રાજ્યવહીવટ

હાલમાં અંગ્રેજ સરકાર આ પ્રદેશનો બધો વહીવટ કરે છે, પણ જીલ્લાના જેવા બધા કાયદાકાનુનો અત્રે નથી. સુરત જીલ્લાનો કલેક્ટર તે અહીનો પોલિટિકલ એજંટ કહેવાય છે, અને તે જ જીલ્લાનો જંગલખાતાનો અમલદાર તે પોલિટિકલ એજંટના મદદનીશનું કામ કરે છે. પણ ખાસ સ્થાનિક વહીવટી અમલદાર એક આહવામાં રહે છે, તેને ડાંગ દિવાન કહેવામાં આવે છે. આ ગૃહસ્થનું નામ જમનાદાસ કે. મહેતા છે. તેમના હાથ નીચે સાત વિભાગી જંગલખાતાના રેન્જરો, બે સબ આસિસ્ટંટ સર્જનો, એક પોલિસ ખાતાનો અમલદાર અને આબકારી ખાતાનો એક અમલદાર એટલા કામ કરે છે.

આ પ્રદેશનું ગામડું તે ગુજરાતના પચાસ સો ઘરોના જથ્થાવાળાં ગામડાં જેવુ નથી હોતું. ખેતરોની અંદર છુટાંછવાયાં ઝુંપડાં હોય છે. તેવાં કેટલાંક ઝુંપડાને એક ગામ એવી સંજ્ઞા આપેલી હોય છે અને આવા ગામને એકેકો પટેલ હોય છે. વળી ભીલો ગમે ત્યારે પોતાના ઝુંપડાનું સ્થાન ફેરવી નાંખે છે, એક ઠેકાણે ઠરીને રહેતા નથી.

૧૯૨૧ ની વસ્તીગણત્રી વખતે આવાં ૨૯૧ ગામડાં ત્યાં હતાં.

આહવામાં એક દવાખાનું છે અને ત્યાં બે આસિસ્ટંટ સર્જન રહે છે. બે પૈકીનો એક વારાફરતી ગામડાઓમાં મહિનામાં પંદર દિવસ ફરવા જાય છે.

અહીંઆ એકે ખાસ ટપાલ ઓફિસ તેમજ તારઓફિસ નથી, પણ આહવાના આબકારી ખાતાનો અમલદાર ટપાલખાતાનું કામકાજ કરે છે.

દર વરસે એપ્રિલમાં ભીલ રાજાઓ અને નાયકોને તેમનું વાર્ષિક સાલીઆણું આપવાને માટે એક દરબાર ભરવામાં આવે છે. તે વખતે એક મોટું બજાર પણ ભરવામાં આવે છે. તેમાંથી લોકો કપડાં, અનાજ, ઠામવાસણ, પીત્તળ ને ચાંદીનાં ઘરેણાં વિગેરે વેચાતાં લે છે. બહારથી આવનાર કોઈ પણ ગૃહસ્થને માટે આ પ્રદેશની મુલાકાત લેવાનો આ સમય બહુ સગવડ પડતો છે.

## લોકોની હાલત સુધારવા લીધેલા ઉપાયો

૧૯૦૨–૩ ની સાલમાં આ પ્રદેશમાં બ્રિટિશ સરકાર તરફથી સુધરેલો વહીવટ દાખલ કરવામાં આવ્યો ત્યાર

પછીથી લોકોની સ્થિતિ સુધારવાને માટે અનેક ઉપાયો યોજવામાં આવ્યા છે. જંગલખાતા તરફથી કાચી સડકો કરવામાં આવી છે, જંગલમાં વારંવાર લાગતી આગ અટકાવવાના ઉપાયો લેવાયા છે, અને વહેરવાનાં કારખાનાંમાં તથા જંગલનાં લાકડાં કાપવા છોલવામાં મજુરીએ લગાડવામાં આવે છે. ખેતીવાડીના સુધારાનું, સારા ઢોર ઉછેરવાનું, બાલકોને માટે નિશાળોનું, દારૂનો ખપ ઓછો કરવાનું, ધાન્યની સહકારી મંડળીનું અને આરોગ્યરક્ષણ વિગેરેનું કામ ડાંગ દિવાન જંગલના રેન્જરોની મદદથી કરે છે.

ઢોરમાં રોગ ફેલાય છે ત્યારે તેને માટે શું કરવું તથા કેમ ઔષધ આપવું તેને માટે લોકોને સૂચના આપવામાં આવે છે. છેલ્લાં બે વર્ષથી આ સંબંધી પ્રચારનું કામ કરવા વર્ષમાં ત્રણ માસ એક ઢોરના દાકતરને સુરતથી મોકલવામાં આવે છે.

ધાન્યની સહકારી મંડળી ૧૯૦૯–૧૦ માં શરૂ કરવામાં આવી હતી. તે વખતે ૨૪ ખાંડી નાગલીથી શરૂઆત કરવામાં આવી હતી. ૧૯૨૩ ના માર્ચની આખરે સોસાયટી પાસે રૂ. ૭૬૮૪ અને ૮૨ ખાંડી ગલી એટલી મીલકત હતી. ડાંગની એક ખાંડી તે રતની ૪½ ખાંડીની બરાબર થાય છે.

શરીરની ચોકખાઇના તેમજ સભ્યતાના વિચારો કોના મન પર ઠસાવવામાં આવે છે. વળી તેમનાં પડાની ફરતી જગ્યા સ્વચ્છ રાખવાનું, ઝુંપડાં સુઘડ ખવાનું, ચોખ્ખો ને તાજો ખોરાક ખાવાનું, અને ર્મળ પાણી પીવાનું તેમને સમજાવવામાં આવે છે. નાનાં બચ્ચાંઓનાં માબાપો રાજીખુશીથી શિતળા ટંકાવે છે.

## નિશાળો અને દારૂ

કેનેડાના બ્રધર્સ મીશનની એક શાખા આહવામાં છે. તેના તરફથી ડાંગ પ્રદેશમાં ૧૪ મરાઠી શાળાઓ ચાલે છે. તેમાં ૩૧૭ વિદ્યાર્થીઓ ભણે છે અને રોજની સરેરાશ હાજરી ૨૪૩ ની આવે છે. આ મીશન સ્કુલોને સરકાર તરફથી ભરપુર ગ્રાંટ આપવામાં આવે છે.

ડાંગમાં દારૂનો ખપ ઓછો થયો છે. અંદરના મુલકમાં દારૂની એક દુકાન રાખવામાં આવી નથી તેથી અને સુધારવાને લીધેલા ઉપાયોથી દારૂનો ખપ ઘટ્યો છે. જેઓએ દારૂ છોડ્યો છે તેઓ તેની બદલીમાં ચ્હા પીએ છે.

દસ વર્ષ પહેલાં જેમણે આ પ્રદેશની સ્થિતિ જોઇ હશે તેમને તે મુદતમાં ઘણો ફેરફાર થયેલો લાગશે. લોકોની પ્રગતિ અને પ્રદેશનો વિકાસ ધીમે ધીમે પણ ખાત્રીપૂર્વક થતો જાય છે. આવા ખરાબ હવાવાળા પ્રદેશમાં અને અજ્ઞાન રાની કોમોમાં એક સામાજિક કે આર્થિક મોટો ફેરફાર થવો તો અશક્ય છે. પણ ધીમે ધીમે ઘણી બાબતોમાં સુધારો થતો જાય છે. ડાંગી લોકોનો ખાસ ગુણ એ છે કે તેઓ કંઈ પણ ગુન્હો કરે તો તરત આવીને કબુલ કરી દે છે. તેઓ એટલા સાદા ને ભોળા છે. તેઓ લાંબી મજલ કરવા છ થાકતા નથી, અને સવારથી સાંજ સુધી સ્હેજે ૩ માઇલ સુધી ચાલી નાંખે છે. પણ તેમને દારૂ પી તરફ કુદરતી રીતે જ શોખ હોય એવું લાગે છે. તેમ દરેક તહેવારમાં દારૂ પીને તેઓ ખુબ નાચે છે અ ગાય છે. ભીલો કોંકણી અને વારલી કરતાં આગ ગણાય છે અને ખેતીવાડીમાં પણ ઉતરતા છે.

## જંગલવાસીઓની ધા

આવા પ્રદેશમાં પરદેશી ખ્રિસ્તી મીશનરીઓ જ શાળાઓ સ્થાપે અને પોતાનો ધર્મ ફેલાવે એ કામ તેમને માટે તો શોભાસ્પદ છે, પણ આપણે કાંઇ જ કરે નહિ? એકાદો કોઈ વર્ણન લખે અને હજારો વાંચી બેસી રહે તેટલું જ બસ નથી. આપણા વૈષ્ણવ મહારાજો, આપણા સ્વામીનારાયણ પંથના સાધુઓ અને પાળાઓ, આપણા બ્રાહ્મણ કથાકારો, આપણા આર્ય સમાજી ઉપદેશકો, અને આપણા શહેરોમાં પડકાર કરતા રાજકીય નેતાઓ અને સમાજસેવકો આવા રાની પ્રદેશમાં જઇને પોતાનાં થાણાં ન નાખે અને અક્ષરજ્ઞાન અને ધર્મનો બોધ અજ્ઞાન લોકને ન આપે? હિંસા અને મદ્યપાનમાંથી તેમને પરાઙ્મુખ ન કરે! ચોગ્ય સરકારી નોકરો પોતાને માટે એકાદું મંદિર બાંધે તેથી કાંઇ વળે નહિ. ભીલ, વારલી અને કોંકણીઓને માટે આપણા શ્રીમંતો રામ તથા કૃષ્ણનાં મંદિરો કેમ ન બંધાવે? તેઓ અધર્મી નથી તેમ વિધર્મી પણ નથી. પણ તેમની સંભાળ કોણે લીધી છે? દયા, જનતા, બંધુભાવને ખાતર આ આપણા કરતાં પણ જુના આ દેશના વતનીઓને, માલીકોને યાદ કરવા અને તેમને આપણી કોટિમાં લઇ આવવાના પ્રયત્નો કરવા પ્રભુ આપણને પ્રેરે!

# ભીલોનો ઉદ્ધાર*

હું મને ઘણો ભાગ્યશાળી માનું છું કે આજના વાર્ષિક ઉત્સવમાં ભાગ લેવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે. ભીલ સેવા મંડળના આત્મા—ભાઈ અમૃતલાલ ઠક્કરના જેવા સાધુચરિત મહાન પુરુષના કામમાં થોડે અંશે જોડાવાથી મને મોટું માન મળ્યું છે. ભાઈ અમૃતલાલને હું જ્યારે જોઉં છું ત્યારે પ્રાચીન સમયના ઋષિ મુનિઓ સાંભરી આવે છે. એમના સ્વાર્થત્યાગ તથા પ્રેમભાવની તુલના કરવાનો અધિકાર મને નથી. આપણે ગુજરાતીઓ હજી સુધી આપણા મહાન પુરુષોની ખરી કિંમત આંકતાં શીખ્યા નથી. પાશ્ચિમાત્ય પદ્ધતિની કેળવણીથી વ્યક્તિગત સ્વાતંત્ર્ય તથા સ્વમાનની લાગણી જાગૃત થઈ એમ કહેવાય છે; હું ભૂલતો ન હોઉં તો એ કેળવણીથી અલાભ પણ થયો છે. પૂજ્યભાવ, વિનય, માનસિક ઉદારતા તથા યોગ્ય પ્રશંસા કરવાની શક્તિ કાંઈક ભુસાઈ ગઈ છે. આજે ગુજરાત ને કાઠીઆવાડમાં ઠેકઠેકાણે મહાન વિભૂતિઓએ જુદા જુદા કાર્યપ્રદેશમાં સંગીન કામ આદર્યું છે. દુકાળના સમયે પંચમહાલના ભીલભાઈઓના રક્ષણાર્થે ભાઈ ઠક્કર અહીં આવ્યા હતા અને જ્યારે બીચારા અભણ, ગરીબ, સદા દુઃખમાં ડુબેલા ભીલોની સ્થિતિની પુરેપુરી માહિતી એમને મળી ત્યારે એમનું કોમળ હૃદય પીગળી ગયું અને અંતે એ પ્રજાની સર્વદેશીય ઉન્નતિને માટે આશ્રમ સ્થાપીને બેઠા છે. એ મહાન પુરુષને પ્રેમપૂર્વક અભિવંદન કરું છું.

એક કહેવત છે કે સાંકળનું ખરૂં જોર તેમાંની નબળામાં નબળી કડી જેટલું જ ગણાય. દાખલા તરીકે, હાથીને બાંધવા માટે મોટી ભારે લોખંડની કડીઓની સાંકળ કરી હોય તેમાંની એક કડી પીત્તળની કે કલાઈની હોય તો પરિણામ શું આવે? બીજી બધી કડીઓ ગમે તેટલી મજબુત હોય તે છતાં પેલી એક નબળી કડી ઉઘડી જાય અને હાથી છુટો થઈ જાય. તે જ પ્રમાણે આપણા હિંદુ જનસમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વાણીઆઓની ઘણી ઉન્નતિ થાય તો પણ જો શુદ્રવર્ગ પછાત પડી રહે તો એકંદરે સમાજની સ્થિતિ ખરાબ જ રહેવાની અને જનસમાજમાં ફાટફુટ થયાં કરવાની. જે વર્ગ શુદ્ર ગણાય છે તેની સંખ્યા ઘણી મોટી છે, અને તેમની નૈતિક, આર્થિક, માનસિક તથા શારીરિક સ્થિતિ સુધાર્યા શિવાય હિંદુસમાજ ઉન્નત થઈ શકશે નહીં, વિધર્મી મીશનરીઓનો મારો ચાલુ જ રહેશે અને પછાત પડી રહેલા શુદ્રોના મનમાં પોતાની કોમને થતા અન્યાયને લઈને હિંદુ પ્રજા તરફ ખરાબ લાગણી વધતી જશે. તે જ પ્રમાણે હિંદુ, મુસલમાન, પારસી, જૈન ને ખ્રિસ્તીઓ સ્વરાજ્યને માટે તૈયારી કરી રહે તે છતાં જો ભીલ, કાળીપરજ, ધારાળા, ઠાકરડા તથા એવી કોમોની દરકાર નહીં થાય તો તે સ્વરાજ્ય ઢીલું થશે, અસ્થિર નીવડશે. સ્વરાજ્યનો પાયો પાકો ચણવામાં આપણી કાર્યદક્ષતાની કસોટી છે. આપણી ઉચ્ચ ગણાતી કોમોને સારૂં શિક્ષણ આપીએ અને લાખો માણસો કેવળ અજ્ઞાનમાં સડયાં કરતા હોય, જેટલો પૈસો બચે તે દારૂ પીવામાં ગાળે, આસપાસના ગામોમાં ચોરી ને લુંટફાટ કરે તેથી જનસમાજને શું ફાયદો થવાનો? આપણે ન્યાયને ખાતર, સ્વરાજ્યને ખાતર અને આપણા સ્વાર્થને ખાતર સઘળી પછાત કોમોને ઉંચે ખેંચી લેવી પડશે. આપ જાણતા હશો કે મહારા પૂર્વાશ્રમમાં હું દાક્તર હતો, વડોદરા રાજ્યના આરોગ્યખાતાનો અમલદાર હતો. હું દાક્તર તરીકે આપને કહું છું કે તમે તમારા ઘરમાં ગમે તેટલી સ્વચ્છતા રાખો અને તમારા ખોરાક, કપડાં અને રહેણી કરણીમાં અત્યંત સાવચેતી રાખો તે છતાં જો તમારી આસપાસના ઝુંપડામાં કોઈ ચેપી

---

* દોહદમાં ભીલ સેવા મંડળના વાર્ષિક ઉત્સવના પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

રોગ ફાટી નીકળે તો તમે તે રોગના ઝપાટામાંથી બચી શકવાના નથી. જો અજ્ઞાન લોકોને ત્યાં બળીયાનો રોગ ફાટી નીકળશે તો તમારાં વહાલાં અને નાજુકડાં છોકરાં પણ તેના ભોગ થઇ પડશે, જો ત્યાં મરકીનો રોગ ફાટી નીકળશે તો તે આખા શહેરમાં ફેલાશે. તમારાથી સ્વાર્થી થઇને બેસી રહેવાશે નહીં. જ્યાં સુધી પછાત વર્ગને માટે દારૂ ગળાશે ત્યાં સુધી તેનો ચેપ દરેક કોમને લાગવાનો ભય રહે છે. જેવો સત્સંગથી લાભ થાય છે તે જ પ્રમાણે ખરાબ સંગથી અધોગતિ થાય છે. કોઇ પણ કોમને પછાત રહેવા દઇશું તો તેના દુર્ગુણોના ચેપમાંથી આપણે બચી શકવાના નથી. હું ફરીથી કહું છું કે ભ્રાતૃભાવ ખાતર અગર સ્વાર્થને ખાતર સર્વે પછાત કોમોનું રક્ષણ કરો, તેમને કેળવણી આપો, તેમનામાં આપણા હિંદી સુસંસ્કારો રેડો, તેમને વ્યસનોમાંથી છોડાવો, તેમની આર્થિક સ્થિતિ સુધરે એવું શિક્ષણ આપો અને અંતે સ્વાશ્રયી થઇને પોતાનું સાદું જીવન સુખશાન્તિથી ગાળે એવું શીખવો.

યૂરોપ તથા અમેરિકામાંથી ખ્રિસ્તીધર્મના જુદા જુદા સંપ્રદાયો પોતપોતાનાં મિશનો આપણા દેશમાં મોકલે છે. જે પુરૂષો તથા સ્ત્રીઓ અહીં આવે છે તે પોતાના દેશમાં ધંધો નહીં મળવાને લીધે અહીં ગુજરાનને અર્થે આવે છે એવું માનશો નહીં. કેટલાક મિશનરીઓને શિક્ષણશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર તથા હુન્નરઉદ્યોગો વિગેરેનું ઉચ્ચ જ્ઞાન હોય છે. તેમને પૈસાની મદદ સારી હોય છે. એ મિશનરીઓ પછાત કોમના ઉદ્ધારને માટે ભારે કામ ઉઠાવે છે. તેવી જ રીતે હાલમાં આપણા સ્વદેશી પણ પરધર્મી ઇસ્લામી ભાઇઓ પણ પ્રયત્ન કરી રહ્યા છે. હું આ બધા વિધર્મી ભાઇઓને અભિનંદન આપું છું. મને તેમના તરફ દ્વેષભાવ નથી, તેમની સેવાને માટે હું જરૂર તેમનો આભાર માનું. મહારા હિંદુસમાજમાંથી એક પણ માણસ જતો રહે તેથી મહારૂં મન જરૂર દુખાય, પણ જો તે આપણી બેદરકારીથી, આપણાં આળસ અથવા ઉદાસીનતાથી જતો રહે તો તેનો શો ઉપાય? જો અસહ્ય દુઃખના કારણે કોઈ પણ હિંદુને પરધર્મને વશ થવું પડે છે તો તેનો દોષ આપણા સમાજને માથે છે. જો આપણે ઉંઘ્યાં કરીએ અને તે સમયમાં બીજી પ્રજાઓ આગળ વધી જાય તો તેમાં દોષ આપણો જ ગણાય. જો હિંદુધર્મની પછાત કોમોનું રક્ષણ અને ઉન્નતિ આપણે કરવાં હોય તો આપણે હિંદુધર્મી મિશનો સ્થાપવાં પડશે. સામાન્ય રીતે આપણે એવું સાંભળીએ છીએ કે ખ્રિસ્તી અને ઇસ્લામ એ બન્ને ધર્મો વિધર્મીઓને દાખલ કરે છે અને હિંદુધર્મમાં તો માત્ર હિંદુ કુટુંબમાં જન્મ લીધાથી જ દાખલ થઇ શકાય છે. આપણી આર્ય સંસ્કૃતિનો ફેલાવો ઋષિમુનિઓના આશ્રમોને લીધે તથા ક્ષત્રિય રાજાઓના દિગ્વિજયોને લીધે કેવી રીતે ફેલાતો આવ્યો છે તે આપણે જુનામાં જુનાં પુસ્તકોમાંથી જાણીએ છીએ. આર્યસંસ્કૃતિ સ્વીકારેલી કોમો અસ્થિર યુગોની અંદર હિંદુ વર્ણાશ્રમમાં ગોઠવાઇ ગઇ છે એમ મનાય છે, અને જંગલો તથા પહાડોમાં વસતી અનાર્ય પ્રજા હિંદુજાતિના ચોથા વર્ણમાં દાખલ થઇ ગઇ છે. એમ ધારો કે આ હકીકત ખરી ન હોય તો પણ દયા ખાતર અને ભ્રાતૃભાવથી દોરાઇને આપણે એવી સંસ્થાઓ સ્થાપવી પડશે કે જેની માર્ફત પછાત કોમોની સેવા તથા ઉન્નતિ થઇ શકે. એવી સંસ્થાઓ માટે ખાસ જરૂરીઆતો ત્રણ છેઃ

(૧) ચારિત્ર્યવાન સ્વયંસેવકોનું મંડળ;

(૨) પ્રજાઉપયોગી કાર્ય કરવાનું શિક્ષણ; અને

(૩) આર્થિક મદદ.

આપણા દેશમાં, આજના નવા જમાનામાં, જે સમાજસેવાનું કામ શરૂ થયું તેનો મુખ્ય આધાર શિક્ષિત વર્ગની એકાદ વ્યક્તિ ઉપર રહેતો હતો. જ્યાં સુધી તે વ્યક્તિ હયાતીમાં હોય અથવા અમુક વિષયમાં રસ લેવાનું ચાલુ રાખે ત્યાં સુધી તે સંસ્થા ટકી શકે. એ જમાનો હવે બદલાઇ ગયો છે. આપણે અનુભવથી શીખ્યા છીએ કે વ્યક્તિગત કાર્ય ટુંકા સમયમાં બંધ થાય છે અને મંડળ સ્થાપ્યા શિવાય કાયમનું કામ થઇ શકે નહીં. તેવા મંડળમાં ઉચ્ચ આદર્શવાળા અને સારા ચારિત્ર્યના શિક્ષિત જુવાનીઆ મળવા જોઈએ. જે ભાઇઓ બહુ જ સાદું (પણ ઉચ્ચ) જીવન ગાળવાને તયાર હોય તેમને જ દાખલ કરી શકાય, કારણ કે આવી સંસ્થાઓમાં પૈસાની રેલમછેલ હોતી નથી અને કાર્યવાહકોનું જીવન સાદું ન હોય તો તેમની છાપ પણ સારી ન પડે. આવા જુવાનીઆ મળી શકશે એવું કોઇએ ધારેલું નહીં પણ મહાત્મા ગાંધીજી આપણા ગુજરાતમાં આવીને વસ્યા અને તેમનાં પુણ્ય પગલાંથી આપણો દેશ પાવન થયો એટલે ઉચ્ચ

આદર્શવાળા જુવાનીઆ દેશસેવા કરવાને બહાર નીકળી પડ્યા. સ્વદેશી કપડાં તથા શુદ્ધ ખાદીના પ્રચારને માટે ઘણા ભાઈઓ ગામડાંમાં જઈને વસ્યા. અન્યાય દૂર કરવા માટે પછાત કોમની ઉન્નતિનાં કામ હાથમાં લીધાં. ભીલ સેવા મંડળમાં આવા જુવાનીઆ જોડાયા છે તેમને શાબાસી ઘટે છે.

(૨) પણ એવા કાર્યવાહકોમાં એક ખામી ચોકખી દેખાઈ આવી. જે ભાઈઓ ગામડાંમાં જઈને વસે તેમને માત્ર શિક્ષણનું કે ખાદીનું કામ કરવાનું હોતું નથી પણ પ્રજાને ઉપયોગી થઈ શકાય એવી ઘણી બાબતોનું જ્ઞાન હોવું જોઈએ. આજની યુનિવર્સિટીઓમાં કે વિદ્યાપીઠમાં આ પ્રકારનું શિક્ષણ મળતું નથી. ગ્રામ્ય જીવનના પ્રશ્નોનો અભ્યાસ કરવો એ કાંઈ સ્હેલી વાત નથી, તેમાં સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર વિગેરેના જ્ઞાનની જરૂર હોય છે. તે ઉપરાંત ઘણું વ્યવહારૂ જ્ઞાન હોવું જોઈએ. જ્યારે મહાત્મા ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી ત્યારે આપણે સ્વાભાવિક રીતે આશા રાખેલી કે જે પ્રકારના સ્વયંસેવકોની આપણને જરૂર છે તેવા ગુજરાત વિદ્યાપીઠમાંથી મળી રહેશે. આપણી રાષ્ટ્રીય વિદ્યાપીઠના કેટલાક સ્નાતકો બહુ જ સારૂં કામ કરી રહ્યા છે. વિદ્યાપીઠ સ્થપાયાંને ટુંકો વખત જ થયો છે એટલે તેની ખીલવણી ભવિષ્યમાં કેવા પ્રકારની થશે એ બાબત આજે ટીકા કરી શકાય નહીં. કાર્યકર્તાઓ સ્નાતક હોવા જોઈએ એવી દલીલ પણ કોઈ ન કરે. વિદ્યાપીઠની ઉપાધિ નહીં મેળવેલા, શિક્ષણ પણ નામનું જ મેળવેલા એવા કેટલાક ચારિત્ર્યવાન કાર્યકર્તાઓ છે કે જેની સરખામણીમાં સ્નાતકો ઝાંખા પડી જાય. પણ જ્યારે આત્મબળ તથા શાસ્ત્રીય શિક્ષણ એકઠાં થશે ત્યારે પરિણામ વધારે સારૂં આવશે તે બાબત પણ શંકા ન હોય. સમાજસેવાના શિક્ષણને માટે યૂરોપ અમેરિકામાં ખાસ વર્ગો કાઢવામાં આવ્યા છે. આપણે તેમના અભ્યાસક્રમનું અનુકરણ કરવું એવું હું સૂચવતો નથી, પણ સમાજશાસ્ત્રનો શાસ્ત્રીય અભ્યાસ થાય છે તેનાથી તદ્દન અલગ, સ્નાતક હોય કે ન હોય એવા વિદ્યાર્થીગણને માટે એક અભ્યાસક્રમ ગોઠવવાની આવશ્યકતા છે કે જ્યાં જનસેવાના વ્યવહારૂ વિષયોનું જ્ઞાન સંપાદન થઈ શકે. હું દાખલો આપીશ તો આ બાબત સ્હેલાઈથી સમજાશે. ગુજરાત પ્રાંતિક સમિતિના ખાદીખાતાના નિવેદનમાં શ્રીમાન ભાઈ લક્ષ્મીદાસે સામેસરા વિષે લંબાણથી હકીકત રજુ કરી છે તે વાંચવાથી આપણે જોઈ શકીએ છીએ કે ગ્રામ્યજીવનની રચનાના અભ્યાસકે તથા ગ્રામ્યજીવનમાં નવચેતન રેડવા માટે સહકારી મંડળોના સિદ્ધાંત, સામાજિક રીતરિવાજોની મીમાંસા, હુન્નર ઉદ્યોગો સજીવન કરવા પુરતું જ્ઞાન, ગ્રામ્ય શાળાને સુધારવા પુરતું જ્ઞાન, ધાર્મિક ભાવના સતેજ કરવાના માર્ગો, આરોગ્યશાસ્ત્રનું વ્યવહારૂ જ્ઞાન, ઘરગથુ વૈદકિય જ્ઞાન, ગામડાંનો માલ કેવી રીતે વેચવો, ક્યારે વેચવો, સહકાર્યની પદ્ધતિથી માલ કેવી રીતે વેચાતો આણવો એવા વાણિજ્યને લગતા પ્રશ્નોનું જ્ઞાન હોવું જોઈએ. સરકારની સાથે કેટલોક સંબંધ રાખ્યા વિના છુટકો નથી તેથી જમીન-મહેસુલ, ગામપંચાયત, પોલિસ, વિગેરેના કાયદા તથા નિયમો પણ જાણવા જોઈએ. આ પ્રકારનું જ્ઞાન ગામડાંમાં કામ કરનાર સ્વયંસેવકોને મળી શકે તેટલા માટે ગુજરાત વિદ્યાપીઠને લગતી સંસ્થાઓમાં તેવા શિક્ષણ માટે વ્યવસ્થા થવી જોઈએ. શ્રી. લક્ષ્મીદાસ જેવા બીજા કાર્યકર્તાઓ પોતાના અનુભવો રજુ કરે, તેમનાં અનુમાનો સમાજશાસ્ત્ર તથા હિંદી અર્થશાસ્ત્રને ધોરણે ખરાં છે કે ખોટાં છે તેની ચર્ચા, તેનો અભ્યાસ ગુજરાત મહાવિદ્યાલયમાં થવો જોઈએ. આ ગામડાંઓની સંસ્થાઓ તે મહાવિદ્યાલયની પ્રયોગશાળાઓ ગણાવી જોઈએ. પ્રત્યક્ષ અનુભવની સાથે શાસ્ત્રીય સિદ્ધાંતોનો ઉંડો વિચાર થાય ત્યારે જ સાચો માર્ગ મળી શકે.

(૩) હવે રહ્યો પ્રશ્ન આર્થિક મદદનો. ગુજરાત ધનવાન છે, હિંદુ જૈન તથા પારસી વેપારીઓ સાર્વજનિક તથા પરોપકારી કાર્યોમાં પુષ્કળ ધન આપતા આવ્યા છે. ચોગ્ય મંડળોને પુરતો પૈસો મળી રહે છે. આપણા પ્રાંતની પછાત પ્રજા જાનવર જેવી ન રહેતાં, મનુષ્યત્વ મેળવી શકે તેટલા માટે પુષ્કળ કામ કરવાનું છે અને તેને માટે પુષ્કળ પૈસો વાપરવો પડશે. આ પછાત કોમોને દુઃખના માર્યા અથવા ભુખના માર્યા પરધર્મનો આશ્રય લેવો પડે નહીં એ આપણા ધનિકોએ સંભાળવાનું છે. દાનના પૈસાનો ગેર-ઉપયોગ થાય નહીં, તેને ગમે તે રીતે વેડફી નાખવામાં આવે નહીં તેટલી દેખરેખ જરૂર રાખવી જ જોઈએ, પણ પૈસાની યોગ્ય મદદ વગર કોઈ પણ સારૂં કામ પાર પાડી શકાય નહીં. યૂરોપ અમેરિકાથી જે મિશનો આવે છે તે લાખો રૂપીઆ ખર્ચી શકે છે.

ઉપર જણાવેલી હકીકત ટુંકામાં હું ફરી આપની સમક્ષ રજુ કરૂં છું. પછાત કોમોના ઉદ્ધાર માટે આપણને ત્રણ ચીજની આવશ્યકતા છે: (૧) સ્વયંસેવકોનું મંડળ. આજે છુટક છુટક કેટલીક મહાન વ્યક્તિઓ કામ કરી

રહી છે તેમનું કામ સ્થાયી કરવા માટે મંડળો સ્થાપવાં જોઇએ. એવાં મંડળોમાં ઉંચા આશયો વાળા ચારિત્ર-વાન ગુજરાતી યુવાનો દાખલ થઇને સેવા કરી શકે, અને તેમને ભરણપોષણ જેટલી આર્થિક મદદ આપી શકાય. (૨) આપણા કાર્યકર્તાઓની ખરી કિમત આંકીને તેમને એટલે તેમના મંડળોને સારી આર્થિક મદદ કરવી જાઇએ. પંચમહાલના ભીલોના ઉદ્ધારક ભાઇ અમૃતલાલ ઠક્કર, વિંધ્યાચળ તથા સાતપુડાના જંગલોના કાળીપરજના દુઃખભંજક ભાઇ ભાઇશંકર ભટ્ટ તથા મહી નદીના કોતરડાંમાં વસતા ધારાળા તથા પાટણવાડીઆને ઉન્નત કરવાને મથી રહેલા ભાઇ રાવશંકર, એમની આસપાસ યોગ્ય શિક્ષણ મળેલા લાયક સ્વયંસેવકોનું મંડળ હોવું જોઇએ, અને પછાત કોમોને લગતા પ્રશ્નોનો અભ્યાસ તથા ગ્રામ્યજીવનના પુનર્જીવનને લગતું શિક્ષણ ગુજરાત વિદ્યાપીઠ સાથે સંકળાયલી સંસ્થાઓ મારફત મળી શકવું જોઇએ.

## શિક્ષણ

ગ્રામ્ય પ્રજાના શિક્ષણમાં અને ખાસ કરીને મોટી ઉમ્મરના અશિક્ષિત સ્ત્રી પુરૂષો માટે અક્ષરજ્ઞાન શિવાય શિક્ષણ આપવાના માર્ગો છે તે આપણે સૌ જાણીએ છીએ, પણ તેવી રીતે શિક્ષણ આપવા માટે આપણી પાસે જોઇતાં સાધન સામગ્રી આજે નથી તે પણ લક્ષમાં રાખવા જેવું છે. આપણા કાર્યકર્તાઓ સંગીતની સાથે કથાકીર્તનો કરી શકે, આપણા આર્ય સંસ્કારોની નૈતિક, ધાર્મિક તથા સામાજિક છાપ પાડવા માટે જે સાહિત્ય હોવું જોઇએ તે આવા કાર્યને માટે તૈયાર ગોઠવેલું જણાતું નથી. લોકમાન્ય બાળ ગંગાધર ટિળકે સારા કથાકીર્તનકારો તૈયાર કરેલા તેવી પ્રવૃત્તિ આપણા પ્રાંતમાં કોઇએ આદરી નથી. આપણા કાર્યકર્તાઓ (મિશનરીઓ) માં તથા જે વર્ગમાં કાર્ય કરવાનું છે તે પછાત કોમમાં ધાર્મિક ભાવના રેડયા સિવાય તેમની ઉન્નતિ થઇ શકશે નહીં. આવા કીર્તનકારોને તૈયાર કરવા એ પણ ગુજરાત વિદ્યાપીઠનું કામ છે. વિદ્યાપીઠ એ આપણી ટંકશાળ છે. આપણે ત્યાં સોનાના, ઉચ્ચ આદર્શવાળા જુવાનીઆ છે. તેમના ઉપર જુદા જુદા પ્રકારની છાપ મારીને રાષ્ટ્રીય એટલે પ્રજાકીય જીવન માટે તેમને યોગ્ય શિક્ષણ આપવું અને અસંખ્ય મિશનરીઓ, સ્વયંસેવકો, તૈયાર કરવા એ વિદ્યાપીઠરૂપી ટંકશાળનું કર્તવ્ય છે, એમ હું સમજું છું. ભીલ પ્રજાની ઉન્નતિને માટે શિક્ષણ ઉપરાંત કેટલીક સગવડ કરી આપવાની ઘણી જ જરૂર છે. તેમની આર્થિક સ્થિતિ સુધારવાને માટે કેટલાક નાના હુન્નર ઉદ્યોગો શીખવવાની યોજના થવી જોઇએ. તેમની ખેતી સુધરે તથા પાકનું વેચાણ સારી રીતે થાય તેટલા માટે સહકારી મંડળીઓની સ્થાપના થઇ છે. તેમને શાહુકારો નીચોવી કાઢે નહીં તેટલા પુરતી દેખરેખ રાખવી પડશે. સરકાર તથા શાહુકાર તરફથી કોઇ પણ પ્રકારનો જુલમ ગુજારવામાં આવે તો તેમને ન્યાય મેળવી આપવામાં મદદ કરવી પડશે, અને તેમનો પૈસો દારૂના વ્યસનમાં ઘસડાઇ ન જાય તે ખુબ તપાસવું પડશે. આ બધું કામ ગણાવી જવું સ્હેલું છે પણ તેની સુંદર વ્યવસ્થા કરવામાં વર્ષોનાં વર્ષો નીકળી જશે. આ બધી વ્યવસ્થા, કરવામાં શરૂઆતમાં પૈસો પણ પુષ્કળ જોઇશે. ભાઇ અમૃતલાલે મહાન કાર્ય ઉપાડયું છે, તેમને સ્વયંસેવકો પણ મળ્યા છે. હજી વધારે સ્વયંસેવકોની જરૂર છે, અને તેમના કામની સફળતાને માટે જે નાણું જોઇએ તે ગુજરાતનાં દયાળુ દાનવીર પુરૂષોએ પુરૂં પાડવું પડશે. મુંબાઇ, અમદાવાદ, સુરત અને પંચમહાલની પ્રજા સમક્ષ આ બાબત હું લાવું છું. મહાત્મા ગાંધીજીએ કહ્યું છે કે "આપણે સંપૂર્ણ સ્વરાજ્ય ઇચ્છીએ છીએ પણ એક જાન ખોવા ઇચ્છતા નથી. પૈસાનો પણ ભોગ આપ્યા વિના ચાલે તો ચલાવી લેવા ઇચ્છીએ છીએ. આપણે જરા પણ દુઃખ ભોગવવા ઇચ્છતા નથી. પણ સ્વરાજ્યની તયારી એ એક પ્રકારનો યજ્ઞ છે, એક નાનકડું તપ છે, તેમાં થોડો આપભોગ રહ્યો છે." ભાઇઓ ! આપણે ગુજરાતીઓ આવો મહેનતનો તથા પૈસાનો આપભોગ કરવા તૈયાર છીએ ?

હવે થોડા શબ્દો મ્હારા ભીલભાઇઓને કહેવાના બાકી રહ્યા છે. આજે તમ માત્ર તમારા જાતથી તમારી પ્રજાને સુધારી શકવાના નથી. ભણેલા અને આગળ પડેલા ભાઇઓની મદદ લેવી પડશે, પણ તમારે પણ ભારે પ્રયત્ન કરવાનો છે. ગામડે ગામડે તથા ખુણામાં તમારે જ સુધારો કરવો પડશે તમારામાંથી ભણેલા ભાઇઓએ ભીલ સેવા મંડળમાં જોડાવું પડશે. આત્મભોગ વગર કોઇ પણ પ્રકારનો સુધારો કોઇ દેશમાં, કોઇ પ્રજામાં, કોઇ યુગમાં થયો જ નથી. તમારા મ્હોમાં જે ખોરાક મુકવામાં આવશે તેને ચાવવો, તેને પચાવવો અને તેનાથી શરીર સુધારવું એ તમારું કામ છે. ભીલ સેવા મંડળ તમને ખોરાક શોધી આપશે, પણ તે ચાવી શકશે નહીં. માટે તમારો ઉદ્ધાર સ્વાશ્રય શિવાય નહી થાય. તમારે દારૂનું વ્યસન મુકી દેવું પડશે. આ બાબતમાં દરેકે દરેક ઘરમાં સમજુત આપવાનું કામ તમારા શિવાય કોણ કરી શકે ?

તમે તમારાં છોરાં છોરીને ભણાવજો, દારૂ નથી પીઓ, બાબો રામ ખીજાશે. દહાડી ઉંગજો, વેઠવારા કરવા નહીં. બાબા રામને હંભારો, બાબા રામ જેવો કોઇ છે નથી. બોલો બાબા રામની જય ! ! !

સુમન્ત મહેતા

# દ્રષ્ટિપ્રકોપ

પ્રાચીન સમયમાં ભિન્ન ભિન્ન મતમતાંતરોને દૃષ્ટિ (પાલિ—दिट्ठि) કહેતા. બુદ્ધ ભગવાનના સમયમાં આવી ૬૨ દૃષ્ટિઓ અસ્તિત્વમાં હતી, અને આ જૂદી જૂદી દૃષ્ટિઓના અગ્રેસરોમાં વારંવાર કડક વાદવિવાદ થતા. આવી જાતના એક પ્રસંગનું વર્ણન ઉદાનવગ્ગમાં મળે છે. તે આ પ્રમાણે છેઃ

એક વાર શ્રાવસ્તીમાં જૂદા જૂદા મતના શ્રમણબ્રાહ્મણો ભેગા મળીને પોતપોતાના મત માટે ખૂબ જોસપૂર્વક લડતા હતા. કોઈ કહેતો, આત્મા શાશ્વત છે; તો વળી તેને જવાબ આપનાર બીજો કહેતો કે આત્મા અશાશ્વત છે. કોઈ કહેતો કે જગતનો અંત આવશે, તો કોઈ કહેતો કે જગતનો અંત આવવાનો નથી ! તેમની આ લઢવાડ કેટલાક ભિક્ષુઓએ સાંભળી, તથા જેતવનમાં આવીને આ વાત તેમણે ભગવાનને કહી.

ભગવાન બોલ્યાઃ "હે ભિક્ષુઓ, પ્રાચીન કાળમાં આ શ્રાવસ્તી નગરીમાં એક રાજા થઇ ગયો. તેણે પોતાના રાજ્યમાં જેટલા જન્માંધ માણસો હતા તે બધાને રાજધાનીમાં ભેગા કર્યા, અને તેમને હાથી બતાવવાનું પોતાના માણસોને કહ્યું. માવતે તે જન્માંધોના ટોળામાં હાથી લાવી ઉભો કર્યો. હાથીનો જે જે અવયવ જેના જેના હાથમાં આવ્યો તે તે તેમણે તપાસી જોયો. ત્યારે રાજાએ તેમને પૂછ્યુંઃ 'ભાઇઓ, તમે હાથી જોયો ?' તે જન્માંધોએ જવાબ આપ્યોઃ 'હા મહારાજ.' 'તો પછી હે ભાઇ, હાથી કેવો છે એ જરા કહી બતાવશો ?' જેણે હાથીનું માથું તપાસી જોયું હતું તે આંધળો આગળ આવ્યો, અને બોલ્યોઃ 'મહારાજ, હાથી કેવો છે તે હું કહું. પાણીના માટલા જેવો હાથી હોય છે.' એટલામાં બીજો આંધળો આગળ આવીને બોલ્યોઃ 'મહારાજ, આ તો સાવ જૂઠું જ બોલે છે. ખરૂં પૂછો તો હાથી સૂપડા જેવો છે.' એના તથા એના સાથીઓના હાથમાં હાથીના કાન જ આવ્યા હતા. પણ જે આંધળાઓના નસીબે હાથીના પગ આવ્યા હતા તે એકદમ બોલી ઉઠ્યાઃ 'મહારાજ, આ બન્નેના બોલવામાં કશો અર્થ જ નથી. એ લોકો કાંઈ ખોટું જ બકે છે. ખરૂં જોતાં હાથી ઝાડના થડ જેવો છે.'

આ પ્રમાણે હે ભિક્ષુઓ, તે અંધો હાથીના સ્વરૂપનું જુદે જુદે પ્રકારે વર્ણન કરીને પોતાનું જ મંતવ્ય સાચું ઠરાવવા અંદર અંદર લડવા લાગ્યા; અને એક બીજા ઉપર મુષ્ટિપ્રહાર કરવાનું શરૂ કરી દીધું. તે જોઇને રાજાને ગમ્મત પડી. તે આંધળાઓની માફક જ હાલ આ શ્રમણબ્રાહ્મણો, કોઈને ધર્મનું યથાર્થ જ્ઞાન ન હોવાને લીધે, મારો જ ધર્મ સાચો છે અને તારો ખોટો છે, એમ કહી લડાઇ જમાવે છે."*

આ ભિન્ન ભિન્ન પંથના અને મતના લોકોને પોતાની જ દૃષ્ટિ સાચી લાગતી અને બીજાની ખોટી લાગતી, એ સ્પષ્ટ થાય એટલા માટે આ આખો ઉતારો અહીં આપવાની જરૂર પડી છે. જો બીજાના ધર્મ તરફ સહાનુભૂતિ રાખીને તેમાંના ગુણો આપણે ગ્રહણ કરી શકીએ તો આપણે કોઇ પણ દૃષ્ટિમાં બદ્ધ થયા છીએ એમ ન ગણાય. પણ જો આપણે પોતાનું સાચું અને બીજાનું ખોટું (इदमेव सच्चं, मोघमञ्ञं) એમ કહેવા લાગીએ તો આપણે ચોક્કસ દૃષ્ટિના પંજામાં સપડાઇ ગયા છીએ એમ માનવું. તો પણ આટલાથીયે દૃષ્ટિનો પ્રકોપ થાય છે એમ ગણાતું નથી. પરંતુ જ્યારે પોતાની દૃષ્ટિ ખાતર મનુષ્ય બીજા મનુષ્યને દાબી દેવા તત્પર થાય ત્યારે એ દૃષ્ટિનો પ્રકોપ થયો એમ ગણવું જોઇએ.

---

* 'બુદ્ધલીલાસારસંગ્રહ' ભાગ ત્રીજો, પ્રકરણ ૩૦ મું જુઓ.

પૂર્વમાં બૌદ્ધ ધર્મ તથા પશ્ચિમમાં ખ્રિસ્તી ધર્મનો ખૂબ ફેલાવો થયે જતો હતો. આ બન્ને ધર્મો અહિંસાવાદી હોવાથી તેમાં દષ્ટિપ્રકોપ પગપેસારો કરી શકે એમ નહોતું. આ બેની વચમાં અરબસ્તાનના વેરાન પ્રદેશમાં એક નવા ધર્મની સ્થાપના થઇ તથા તેણે પોતાના પ્રસાર માટે તલવારનો આશરો લીધો, અને ત્યારથી આ દષ્ટિપ્રકોપની શરૂઆત થઇ એમ કેટલાક માને એ સ્વાભાવિક છે. પશ્ચિમમાં ક્રુઝેડ્સ તથા રોમન કૅથોલિક પંથે સ્થાપેલી ઇન્ક્વિઝિશન સંસ્થા (Inquisition)નો ઉદય ઇસ્લામ પંથે સ્વીકારેલા હિંસાબલમાંથી થયો એમ કહેવું ખોટું નહિ ગણાય. પરંતુ તેનો સંબંધ હિન્દુસ્તાનની સાથે જરા પણ આવી શકતો નથી. અહીંના ધર્મમાર્ગમાં થએલી હિંસાત્મક પ્રવૃત્તિની શરૂઆત ઇસ્લામી ધર્મના પ્રભાવથી ન થતાં તે પહેલાંની જૂની છે, અને તે કઈ રીતે થઈ એનો ટૂંકમાં વિચાર કરવાનો આ લેખનો ઉદ્દેશ છે.

અગાઉ આપણે જોઈ ગયા છીએ કે બુદ્ધ ભગવાનના સમયમાં એકંદર ૬૨ દષ્ટિઓ અસ્તિત્વ ધરાવતી હતી. તેમાં બ્રાહ્મણ પંથના લોકો યજ્ઞયાગમાં હિંસાને જ પ્રાધાન્ય આપતા હતા. શ્રમણલોકમાં પણ કેટલાક એવા પંથો હતા, જેઓ એક દેશમાંના બધા માણસોને ઠાર મારવામાં આવે તો પણ તેમાં કોઇ જાતનું પાપ નથી એમ માનતા. તેમના મતનો પ્રતિધ્વનિ

**य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥**

આ ભગવદ્ગીતાના શ્લોકમાં પડેલો જોવામાં આવે છે. પરંતુ ભગવદ્ગીતાના સમયમાં જેટલો દષ્ટિપ્રકોપ થયો તેટલો બુદ્ધકાળમાં થયો નહોતો. હિંસાત્મક અને અહિંસાત્મક મતોનું પ્રતિપાદન કરવામાં જ શ્રમણબ્રાહ્મણો સમાધાન પામતા હતા; પણ પોતાના હિંસાત્મક માર્ગનો પ્રયોગ બીજા માર્ગ ઉપર કરવા કોઇ ઇચ્છતું નહોતું. બ્રાહ્મણોની હિંસા ફક્ત પશુઓ પૂરતી જ હતી; નરમેધ કરવાનો રિવાજ તો સાવ નાબૂદ થયો હતો, અને સામાન્ય લોકોને તો પશુયજ્ઞ પણ અપ્રિય લાગવા માંડ્યો હતો. મતલબ કે પોતપોતાના મતોના સંબંધમાં વાદવિવાદ કરીને તેમાં જ બધાને સંતોષ માનવો પડતો.

ત્રણસેં વર્ષો બાદ થએલા અશોક રાજાને પણ આ જાતના કલહો પસંદ નહોતા. બારમા શિલાલેખમાં તેઓ આ પ્રમાણે કહે છેઃ "દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા સર્વ પંથોના પરિવ્રાજકોને તથા ગૃહસ્થોને દાન આપીને તથા બીજા વિવિધ પ્રકારે તેમની પૂજા કરે છે, પરંતુ દાન તથા પૂજાને તે મહત્ત્વ આપતો નથી; બધા પંથોની સારવૃદ્ધિ થાય એટલી જ તેની ઇચ્છા છે. સારવૃદ્ધિના અનેક પ્રકાર છે, પરંતુ તેનું મૂળ પોતાના પંથની બડાઇ તથા બીજા પંથની નિંદા ન થવા દેવા માટે રાખવો પડતો વાણી ઉપરનો સંયમ છે. એથી તે તે પ્રસંગોએ ઘણા અપકાર ઓછા થવાનો સંભવ છે. જુદે જુદે વખતે બીજા પંથના લોકોને સંપૂર્ણ માન આપવું ઉચિત છે. આમ કરવાથી આપણે પોતાના પંથની ઉન્નતિ કરીએ છીએ અને બીજા પંથો ઉપર ઉપકાર કરીએ છીએ. આનાથી વિરુદ્ધ વર્તન રાખનાર માણસ પોતાના પંથની હાનિ કરે છે તથા બીજા પંથનો અપકાર કરે છે. જે કોઇ પોતાના પંથને જ માન આપે છે અને બીજા પંથની નિંદા કરે છે, તે કેવળ પોતાના પંથ ઉપરની ભક્તિને લીધે જ. પોતાના પંથને ઉજ્જ્વળ બનાવવાનો તેનો હેતુ હોય છે. પરંતુ બીજા પંથોની નિંદા કરવાથી તે જરૂર પોતાના પંથને નુકસાન પહોંચાડે છે. માટે એક બીજાનો ધર્મ શાંતિથી સાંભળવો તથા પરસ્પરની શુશ્રૂષા કરવી, એવો સમવાય ( ઐક્ય ) ઇચ્છવા યોગ્ય છે. બધા પંથોના લોકો બહુશ્રુત તથા કલ્યાણધર્મી થાય એ જ દેવોનો પ્રિય ( અશોક ) ઇચ્છે છે. જે જુદા જુદા પંથોના ભક્તો હોય તેમને જણાવો કે, દેવોનો પ્રિય દાન અથવા પૂજાને મહત્ત્વ આપતો નથી; સર્વ પંથોની સારવૃદ્ધિ થાય, એને જ એ વધારે મહત્ત્વ આપે છે."

સારવૃદ્ધિના અર્થનો ખુલાસો આ લેખમાં નથી, કારણ તે અગાઉના સાતમા શિલાલેખમાં આવેલો છે. આ શિલાલેખ બધા ૧૪ લેખોમાં નાનો છે, છતાં તે ઘણો અગત્યનો છે. તેનું ભાષાંતર આ પ્રમાણે છેઃ "દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા ઇચ્છે છે કે બધી જગ્યાએ બધા પંથના લોકો રહે. તે બધા સંયમ તથા અંતઃકરણશુદ્ધિની ઇચ્છા રાખે. સામાન્ય લોકોનો છંદ તથા અનુરાગ વત્તાઓછા પ્રમાણમાં હોય છે. તે બધા [ ધર્મ ] પાળે કે અંશતઃ પાળે. પરંતુ ખૂબ દાન આપ્યા છતાં પણ જેનામાં સંયમ, અંતઃકરણશુદ્ધિ, કૃતજ્ઞતા કે દઢભક્તિ ન આવે તેને ખરેખર જ નીચ જાણવો જોઇએ."

આ લેખમાં અશોકે સારવૃદ્ધિનો અર્થ ટૂંકમાં સ્પષ્ટ કરેલો છે. સંયમ, અંતઃકરણશુદ્ધિ, કૃતજ્ઞતા તથા દૃઢભક્તિ, આ ચાર ગુણોથી બધા પંથોની સારવૃદ્ધિ થાય છે. આ બધા ગુણોનું મૂળ સંયમ છે, એ તેણે બારમા લેખમાં દર્શાવેલું જ છે.

બુદ્ધ ભગવાનના સમયમાં સાધારણ જનસમાજને યજ્ઞયાગની પ્રથા તરફ અણગમો આવ્યો હતો એ ઉપર એક જગ્યાએ કહેલું છે. એક યજ્ઞ કરવા માટે પાંચસોથી સાતસો ગાય, બળદ, બકરા વગેરે પ્રાણીઓનો વધ કરવામાં આવતો.* આમાં ગાયબળદને મારવા માટે લોકો બહુ જ નાખૂશ હતા, કારણ કે તેમની ખેતીનો આધાર આ જાનવરો ઉપર જ હતો. યજ્ઞ માટે પશુઓ ભેગાં કરવામાં તે કાળના રાજાઓને તથા બ્રાહ્મણોને નીચી પાયરીના લોકો ઉપર ખૂબ જુલમ કરવો પડતો. અહિંસાવાદી જૈન ધર્મ તથા બૌદ્ધ ધર્મ લોકોને પ્રિય થઇ પડવાનું કારણ તે સમયે ચાલતુ આ યજ્ઞયાગનું ધતિંગ પણ હોવાનો સંભવ છે. જેમ જેમ આ પંથોનો ફેલાવો થતો ગયો તેમ તેમ યજ્ઞયાગ માટે લોકમત અત્યંત પ્રતિકૂળ થવા લાગ્યો. અને અશોકના સમયમાં તો બ્રાહ્મણ વર્ગમાં પણ યજ્ઞયાગનું સમર્થન કરનારા ઘણા ઓછા માણસો હતા. અશોકે પહેલા જ શિલાલેખમાં પ્રાણહિંસા કરીને યજ્ઞો કરવાની મનાઇ કર્યાનું જાહેર કર્યું છે. તે ઉપરથી વિન્સેન્ટ સ્મિથ એમ પ્રતિપાદન કરે છે કે, આ રીતે અશોકે વૈદિક પંથ ઉપર જબરદસ્તી જ કરી હોવી જોઇએ. પરંતુ તે સમયના લોકમતનો વિચાર કરતાં હજાર માણસે એક માણસ પણ યજ્ઞયાગના પક્ષમાં હશે કે કેમ એની શંકા છે. અને અશોકે બહુજનસમાજના મતને અનુસરીને જ આ નિયમ કરેલો હોવાથી, તે જૂના પંથના લોકો ઉપર જૂલમરૂપ હતો એમ કહેવું અયોગ્ય છે.

તે સમયે ખુદ બ્રાહ્મણસમાજ ઉપર પણ અહિંસાત્મક પ્રવૃત્તિનો પ્રભાવ પડયો. યજ્ઞયાગમાં પણ બહુ જ જુજ હિંસા થવા લાગી. સર્વ વરિષ્ઠ જાતિઓમાં ગોમાંસનો તો નિષેધ જ ગણાયો. પણ આથી હિંસાત્મક વૃત્તિને અકલ્પિત વલણ મળ્યું. ગોમાંસભક્ષક જાતિઓ તરફ ભયંકર તિરસ્કાર ઉત્પન્ન થયો, અને તેઓ સર્વ રીતે અસ્પૃશ્ય ગણાવા લાગ્યા. ચોથા સૈકાના અંતમા હિંદુસ્તાનમા આવેલા ચિની મુસાફર ફાહિયાને અસ્પૃશ્યો તરફ કઇ જાતનું વર્તન રાખવામાં આવતું તેનું આ પ્રમાણે વર્ણન કરેલું છેઃ

“ દેશના બધા લોકો પ્રાણીની હિંસા કે મદ્યપાન કરતા નથી, તેમજ ડુંગળી કે લસણ ખાતા નથી. આ નિયમને ફક્ત ચાંડાળો અપવાદરૂપ છે. ચાંડાળોને પાપી (evil men) કહેવામાં આવે છે, અને તેઓને ગામની બહાર રાખવામાં આવે છે. જ્યારે તેઓ ગામમાં કે બજારમાં આવે છે ત્યારે બીજાને સૂચવવા માટે તેઓ લાકડાની દંડીકાનો અવાજ કર્યા કરે છે. આ ઉપરથી લોકો તેમને ઓળખે છે અને તેમના સંપર્કથી દૂર રહે છે.”+

અશોક પછી લગભગ છસો કે સાતસો વરસ વીત્યા બાદ હિંદુ સમાજવ્યવસ્થામાં આ ક્રાન્તિ થઇ હતી. બુદ્ધના સમયમાં જાતિભેદ નહોતો એમ નથી પરંતુ આટલો બધો બળવત્તર થયો નહોતો. ભિક્ષુસંઘમાં ચાંડાળજાતિના પણ ભિક્ષુઓ હતા; અને બધી જાતિના ભિક્ષુઓ ચાંડાળ ગૃહસ્થને ત્યા ભિક્ષા લેતા. આથી, સામાજિક વ્યવસ્થામાં જો કે ચાંડાળ જાતિને તદ્દન હલકી ગણવામાં આવતી તો પણ ધર્મમાં તેમને કોઇ પણ

* तेन खो पन समयेन रञ्ञो पसेनदिकोसलस्स महायञ्ञो पच्चुपट्ठितो होति । पञ्च च उसभसतानि पञ्च च वच्छतरसतानि पञ्च च वच्छतरीसतानि पञ्च च अजसतानि पञ्च च उरब्भसतानि थूणुपनीतानि होन्ति यञ्ञत्थाय। ये पिस्स ते होन्ति दामा ति वा पेस्सा ति वा कम्मकरा ति वा ते पि दण्डतज्जिता भयतज्जिता अस्सुमुखा रुदमाना परिकम्मानि करोन्ति ।

(કોસલસંયુત્ત, વગ્ગ ૧, સુત્ત, ૯)

तेन खो पन समयेन कूटदन्तस्स ब्राह्मणस्स महायञ्ञो उपक्खटो होति, सत्त च उसभसतानि सत्त च वच्छतरसतानि सत्त च वच्छतरीसतानि सत्त च अजसतानि सत्त च उरब्भसतानि थूणुपनीतानि होन्ति यञ्ञत्थाय ।

(દીઘનિકાય—કૂટદન્તસુત્ત.)

+ Buddhist Records of the Western World —by Samuel Beal (Popular Edition), Introduction, p. 35.

જાતનો અટકાવ કરવામાં આવતો નહિ. દિવ્યાવદાનમાંના કુનાલાવદાન ઉપરથી એમ જણાય છે કે અશોકના સમયમાં પણ આ જ પરંપરા ચાલુ હતી. તે બધી જાતિના ભિક્ષુઓને સરખું જ માન આપતો. આ વર્તન તેના આશ્રયના કેટલાક જાતિઅભિમાની અમાત્યોને રુચતું નહિ. પણ તે કહેતો: ' વિવાહાદિ કાર્યોમાં જોઇએ તો જાતિ તરફ ધ્યાન આપો, પણ ધર્મકાર્યમાં જાતિ તરફ જોવાનું કંઇ કારણ નથી. ધાર્મિક ક્રિયા ગુણો ઉપર અવલંબે છે, અને ગુણો જાતિનો વિચાર કરતા નથી. '*

આ પરંપરા ગુપ્ત રાજાઓની કારકીર્દિ સુધી ચાલુ રહી હોવી જોઇએ. ગુપ્ત રાજાઓ બ્રાહ્મણધર્મના અભિમાની હતા, તો પણ તેમાંના ઘણાએ બૌદ્ધ વિહારોને દાન આપ્યાના દાખલા તેમના શિલાલેખોમાં મળે છે. મતલબ કે તેમની કારકીર્દિમાં ખુલી રીતે બૌદ્ધ લોકોને સતાવવામાં આવતા નહિ એ સ્પષ્ટ છે. પરંતુ બ્રાહ્મણોને પુરાણો રચવાની આ ઉત્તમ તક મળી. શંબુકે તપશ્ચર્યા કરવાથી બ્રાહ્મણનો પુત્ર મૃત્યુ પામ્યો, અને રામે શંબુકને મારતાં જ તે પુત્ર પાછો સજીવન થયો, આ જાતની ઝેરી દંતકથાઓ આ જ સમયે પુરાણોમાં ખલ થઇ, અને ચાંડાળોનો જ નહિ પણ સર્વસાધારણ શુદ્ર વર્ગનો પણ દ્વેષ થવા લાગ્યો.

દરમ્યાન એક અત્યંત અસહિષ્ણુ ધર્મપંથ ઉપસ્થિત થયો. આ પંથ શૈવ કે પાશુપતના નામથી ઓળખાતો હતો. શંકરની પૂજા તો ઘણા પ્રાચીન સમયથી ચાલતી આવેલી છે. તો પણ પાશુપત પંથનો કાળ એટલો પ્રાચીન નહિ હોય. જો ફાહિયેનના સમયમાં પાશુપત પંથનું પ્રાબલ્ય હોત તો તે પોતાના પ્રવાસવર્ણનમાં તેનો ઉલ્લેખ કર્યા વગર રહેત નહિ. તેના જ સમકાલીન બુદ્ધઘોષાચાર્યે પણ પોતાના એકેય ગ્રંથમાં પાશુપત કે શૈવપંથનો નિર્દેશ કરેલો નથી. પરંતુ તેમની પછી સાતમા સૈકાની અધવચમાં આવેલા હ્યુએન્તસાંગે પાશુપતોનો ઉલ્લેખ વારંવાર કર્યો છે. એટલે ફાહિયેન તથા હ્યુએન્તસાંગ આ બે મુસાફરોના સમય દરમ્યાન પાંચમા કે છઠ્ઠા સૈકામાં પાશુપત મતનો પ્રચાર થયો હશે.

આ પંથના શ્રમણોનો મુખ્ય કટાક્ષ બૌદ્ધો ઉપર હોય એમ જણાય છે. તેનો ભક્ત બંગાળાનો રાજા શશાંક પૂર્વમાં બૌદ્ધોને ખૂબ સતાવતો હતો, અને તેની જ ઉશ્કેરણીથી હર્ષવર્ધનના મોટા ભાઇ (રાજ્યવર્ધન)નું ખૂન કરવામાં આવ્યું હતું. હર્ષવર્ધનનો વંશ બૌદ્ધધર્મી હોવાથી શૈવ લોકો તેનો ઉચ્છેદ કરવાનો સતત પ્રયત્ન કરતા હતા; અને આ કામમાં ઘણા બ્રાહ્મણો તેના તરફ સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવતા હતા. હ્યુએન્તસાંગના સમયમાં હર્ષવર્ધને જે મોટો દરબાર ભર્યો હતો તેનો વિધ્વંસ કરવા તથા હર્ષવર્ધનનું ખૂન કરવા આ શૈવલોકોએ તથા બ્રાહ્મણોએ કાવત્રું રચ્યું હતું. તેમાં તેઓ ફાવ્યા નહિ;* તો પણ શૈવલોકોનો તથા બ્રાહ્મણોનો દૃષ્ટિપ્રક્ષેપ કેટલો ભયંકર થતો જતો હતો એ આ વાત ઉપરથી સાબીત થાય છે.

આ શૈવપંથ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે બીજા પંથના લોકો ઉપર જુલમ કર્યાના પુષ્કળ દાખલા આપી શકાય એમ છે, પરંતુ વિસ્તારભયથી અહીં અમે તે આપતા નથી. શંકરાચાર્યે બૌદ્ધ લોકોને હિંદુસ્તાન બહાર હાંકી કાઢ્યા એમ કેટલાકનું માનવું છે, પણ તે સાવ ભૂલભરેલું છે. શંકરાચાર્યના જન્મ અગાઉ જ શૈવલોકોએ આ કાર્યની શરુઆત કરી દીધી હતી. તેમને શંકરાચાર્ય તરફથી ઉત્તેજન મળ્યું હોવાનો સંભવ છે; કારણ ખુદ શંકરાચાર્ય પણ શૈવ જ હતા. તો પણ આ સંબંધમાં આપણી પાસે પૂરતા પૂરાવા નથી.

અશોકે બૌદ્ધ ભિક્ષુઓ મારફત પેલેસ્ટાઇનથી પણ આગળ સુધી બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યાનો દાખલો તેના જ એક શિલાલેખમાંથી મળે છે. અને આ ધર્મને લીધે જ ખ્રિસ્તી ધર્મ પણ અહિંસાવાદી થયો એમ કેટલાક પાશ્ચાત્ય પંડિતોનું મંતવ્ય છે. તે જ પ્રમાણે પાશુપતનો ધર્મ પણ ઇરાન સુધી પહોંચ્યાનો દાખલો હ્યુએન્તસાંગના વર્ણનમાંથી મળે છે. અને તેની અસર ઇસ્લામ ધર્મ ઉપર પડી હોય એવો સંભવ છે. ખાસ કરીને ખુદાનો ધર્મ ફેલાવવા માટે તલવારનો ઉપયોગ (જિહાદ) અવશ્યમેવ કરવાનું તત્ત્વ મહંમદ પયગંબરે પાશુપત લોકો પાસેથી જ સ્વીકાર્યું હોય તો તેમાં નવાઇ

---

* आवाहकालेऽथ विवाहकाले, जाते: परीक्षा न तु धर्मकाले ।
धर्मक्रियाया हि गुणा निमित्ता, गुणाश्च जातिं न विचारयन्ति ।।

* Buddhist Records of the Western World —by Samuel Beal ( Popular Edition ) Vol I, p. 221.

નથી. પણ આને માટે આપણી પાસે આધાર નથી. એટલું તો આપણે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે મુસલમાની ધર્મનો હિંદુસ્તાનમાં પ્રવેશ થયા અગાઉ ઓછામાં ઓછા ચાર સૈકાઓ પૂર્વે ધર્મની બાબતમાં તલવારનો ઉપયોગ કરવાનું તત્ત્વ આપણા પૂર્વજોએ સંપૂર્ણપણે સ્વીકાર્યું હતું; અને મુસલમાની ધર્મનો ફેલાવો એ તેનું કારણ નહિ પણ ફળ હતું.

શૈવ અને બ્રાહ્મણોના ઐક્યથી ઉભો થએલ આ દૃષ્ટિપ્રકોપ મુસલમાનોના દૃષ્ટિપ્રકોપ કરતાં ભિન્ન પ્રકારનો હતો. મુસલમાનોની તલવાર એકધારી હતી, જ્યારે આ તલવાર બેધારી હતી. એટલે ચુસ્ત મુસલમાનો બીજા પંથના લોકોને મુસલમાન બનાવવા તલવારનો ઉપયોગ કરતા. પણ તેઓ એકવાર મુસલમાન થયા પછી તેમની સાથે બંધુભાવથી વર્તતા; પણ આપણે તો ઇતરધર્મીઓને મ્લેચ્છ ઠરાવીને સાથે સાથે આપણામાંના જ ચાંડાળોને દાબી દેવાનો પ્રયત્ન કરતા હતા. આવી પરિસ્થિતિમાં મુસલમાન લોકો જ્યારે હિંદુસ્તાનમા આવ્યા ત્યારે આપણા કનિષ્ઠ વર્ગના લોકોએ વરિષ્ઠ વર્ગના લોકોની બેધારી તલવાર કરતાં મુસલમાનોની એકધારી તલવાર પસંદ કરી હોય તો એમા શું નવાઈ!

અહીં સુધી હિંદુસ્તાનમાંના દૃષ્ટિપ્રકોપની પરંપરાનો વિચાર કરવામાં આવ્યો છે. તેનું કારણ એટલું જ કે આ પાછળના અનુભવથી, હવે પછીથી આપણા હાથે આવી ભૂલો ન થાય. હિંદુસ્તાનના લોકોના સ્વભાવમાં જ ધર્મ ઓતપ્રોત છે. પરંતુ ધર્મ જ્યારે દૃષ્ટિનું રૂપ પકડે છે, અને જ્યારે તે દૃષ્ટિનો પ્રકોપ થાય છે ત્યારે તેનાથી ભયંકર હાનિ થાય છે. એટલે ધાર્મિક બુદ્ધિનું દૃષ્ટિમાં પર્યવસાન ન થાય એ જોવાનું હાલના આગેવાનોનું પ્રથમ કર્તવ્ય છે એમ અમારું માનવું છે. પરંતુ હિંદુ તથા મુસલમાન આગેવાનોની ગેરસમજણને લીધે અંગ્રેજોની કારકીર્દિમાં પણ આ ધાર્મિક બુદ્ધિનું દૃષ્ટિમાં પર્યવસાન થઈને દૃષ્ટિનો પ્રકોપ થવાના દાખલા આપણી નજર સામે હજી તાજા જ છે. પ્રથમતઃ ગણેશઉત્સવનો દાખલો લ્યો. ઇ. સ. ૧૮૭૫ માં મુંબઇમાં હિંદુમુસલમાનનાં હુલ્લડો થતાં જ મુસલમાનોની જેમ આપણી દૃષ્ટિ પણ તીવ્ર કરવાના ઉદ્દેશથી આ ઉત્સવ શરૂ કરવામાં આવ્યા. થતાં થતાં આ નવીન દૃષ્ટિનો એટલો બધો પ્રકોપ થયો કે આ જ સાલમાં ખુદ 'કેસરી'ની ઓફિસમાં તોફાન થયું અને લોકમાન્યના ભાણેજને સખ્ત માર પડયો. ત્યાર પછી બંગાળાના ભાગલા વખતે ભગવદ્‌ગીતાને રાજકારણમાં લાવવામાં આવી. હાલ પણ ગીતાનાં મંડળો વગેરે સ્થાપન થાય છે, પરંતુ જેટલો થવો જોઈએ એટલો આ દૃષ્ટિનો પ્રકોપ હજી થયો નથી. ત્યાર પછી ખિલાફત પ્રકરણ રાજકારણમાં ઘુસ્યું, અને તેનાથી મોપલાઓના બંડથી માંડીને કોહાટના તોફાન સુધીમાં કેટલા કેટલા અનર્થ થયા એ તો સર્વશ્રુત જ છે. આ ઉપરાંત આર્યસમાજીઓની એક ભયંકર દૃષ્ટિ બખેડા માંડી છે, અને ક્વચિત્ તેના નાનાસુના દૃષ્ટિપ્રકોપ દૃગ્ગોચર થાય છે.

કદાચ અંગ્રેજોથી આપણે વહેલા સ્વતંત્ર થઈએ એટલા માટે આ આધુનિક દૃષ્ટિઓ બળવત્તર અને તીવ્ર બનાવવામાં આવતી હશે. પરંતુ જેણે થોડુંઘણું પણ પાશ્ચાત્ય ઇતિહાસનું અવલોકન કર્યું હશે, તે જોઇ શકશે કે આવી દૃષ્ટિઓને રાજકારણમાં માર્ગ આપવો એ કેટલું ઘાતક છે. અમેરિકાના સંયુક્ત સંસ્થાનોને સ્વાતંત્ર્યનો ધ્વજ ફરકાવ્યાના દિવસથી બધી દૃષ્ટિઓને રાજકારણથી દૂર રાખવાની જરૂર પડી. તેમ જો ન કરવામાં આવ્યું હોત તો તેમનું સ્વાતંત્ર્ય ક્યારનુંએ નાબૂદ થયું હોત. ઇટાલીને પણ પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરતાં પહેલાં પોપની સત્તા નષ્ટ કરવી પડી. આ જો પાશ્ચાત્ય લોકોનો અનુભવ છે, તો પછી આપણને જ ફક્ત ગણેશઉત્સવથી કે ખિલાફતથી સ્વાતંત્ર્ય કઇ રીતે મળી શકશે એ સમજાતું નથી. ઉલટું આવી દૃષ્ટિઓનો લાભ આપણા રાજ્યકર્તાઓ લઇ લે તો એમાં નવાઇ નથી. સારાંશ, રાજકારણમાં કે રાજકારણની બહાર કોઈ પણ બાબતમાં ધાર્મિક બુદ્ધિનો દૃષ્ટિમાં વિપર્યાસ ન થવા દેવો એ દરેક સમાજહિતેચ્છુનું, દેશહિતેચ્છુનું કે સર્વ મનુષ્યજાતિનું કલ્યાણ ઇચ્છનારાનું આદ્ય કર્તવ્ય છે.

ધર્માનંદ કોસંબી

# ઇસ્લામમાં સ્ત્રીઓનો મોભો

બાલદૃષ્ટિ વાળા અને ઉપરટપકીઆ જ્ઞાન ધરાવનારા ઇસ્લામમાં સ્ત્રીઓની સ્થિતિ માટે ગમે તેવા હલકા વિચારો ધરાવે; પરંતુ કોરાનના આદેશો, દેશકાળનો વિચાર અને આસપાસના સંજોગોનું બારીક નિરીક્ષણ કરતાં, અને મહાન પુરૂષોના આદેશો તથા આચાર તપાસતાં કાંઇક જુદું જ સમજાય છે. પાશ્ચિમાત્ય લેખકો આ વિષય સંબંધી વિશેષ દોષપાત્ર છે અને એમનું સાહિત્ય વાંચનારાઓ ઉંધે રસ્તે દોરવાઇ વસ્તુસ્થિતિથી ભિન્ન અનુમાનો કાઢે, એવું હમેશાં જોવામાં આવે છે. મુસલમાન સ્ત્રીઓનો સખ્ત પડદો, અનેક સ્ત્રીવિવાહ, તેમની અજ્ઞાનતા, પુરૂષો પાસે પરાધીનતા, વિચાર અને આચારનું અસ્વાતંત્ર્ય, વ્હેમો અને ખોટી રાહરસમો ઉપર સ્ત્રીઓનો દુરાગ્રહ, તેમનું ભોળપણ, નિર્બળતા અને અત્યંત સંકુચિત વિચારો—એ બધું આગળ ધરી, અનેક લેખકોએ પોતાની તેજસ્વી લેખિનીને ઉત્સાહપૂર્વક ખુબ ઘસાવી છે. પુરૂષોએ સ્ત્રીઓને પોતાના મોજશોખની વસ્તુ બનાવી છે, તેમને સારાં વસ્ત્રો, કીમતી અલંકારો પહેરાવી ઘરમાં સુંદર ગૃહકાર્ય કરી જીવનનિર્વાહ કરવો એ જ સ્ત્રીઓનું કર્તવ્ય મનાયું છે, અને તેથી જ પુરૂષકૃત કાયદા, પુસ્તકો, રીતો, ધારાઓ અને રસમો સ્ત્રીઓને પરાધીનતાની બેડીમાં જકડી તેમને નિર્માલ્ય બનાવે છે. આ આરોપ કેટલેક દરજ્જે સાચો હશે. પરંતુ ઝીણી નજરે જોનારને જણાશે કે વસ્તુતઃ તેવું કાંઇ નથી. અને લેખકોએ અતિશયોક્તિ કરી ચિત્રમાં નવીન ચળકતા રંગો પૂર્યા છે.

આપણે જુની પરિસ્થિતિની તુલના આપણા આધુનિક ત્રાજવાં અને તોલાંથી કરીએ તો ભ્રમજનક અને પક્ષપાતી નિર્ણય જ આવે. તે માટે જે સમયમાં કાયદા, રાહ અને રસમો યોજાયાં હોય તે સમયને નજર સામે રાખીને જ વિચાર કરવો રહ્યો. મુસલમાન સ્ત્રીઓ માટે પયગમ્બર સાહેબે કોરાનમાં અને હાદીસમાં ફરમાનો લખ્યાં છે. જે સમયમાં તે ફરમાનો નીકળ્યાં તે સમય પ્રથમ આપણે તપાસીએ. તેરસો વરસ પહેલાં અરબસ્તાનમાં અનેક જાતિઓ નાનામોટા સમુહોમાં વસતી હતી. ધાર્મિક માન્યતાઓમાં ભિન્ન ભિન્ન કુદરતી વસ્તુઓને વિષે શ્રદ્ધા હોઇ, તેમની અર્ચના થતી. માંહોમાંહે લડાઇઓ, ઝઘડાઓ અને કલેશો ચાલતા હતા. સ્ત્રીઓને કોઇક જાતમાં કીમતી દ્રવ્ય તરીકે, કોઇકમાં સાધારણ દ્રવ્ય તરીકે અને કોઇક જાતમાં માત્ર સોદાની વસ્તુ તરીકે જ ગણવામાં આવતી. સ્ત્રીઓને ગુલામ તરીકે વેચવી, ભાડે આપવી, વગેરે અનેક જાતની ક્રૂરતા તેઓ ઉપર ચલાવી લેવાતી. સ્ત્રીઓના દરજ્જા અથવા મોભા જેવું કાંઇ પણ હતું જ નહીં. તેમને કાંઇ હક્ક અથવા મીલ્કત મળતી નહોતી. પુત્રી, બ્હેન અને માતા તરીકે પણ પિતા, ભાઇ અને પુત્રના સ્વાર્થ માટે તેમનો ભોગ અપાતો હતો. આ સમયમાં પયગંબર સાહેબે આવી આ સ્થિતિમાં મોટો સુધારો કર્યો. સ્ત્રીઓનાં માન અને મર્યાદા વધાર્યાં. ઘણા કીમતી હક્કો આપ્યા. કાયદેસર રીતે તેમના વ્યક્તિત્વ અને સ્ત્રીત્વનો અંગીકાર કરાવ્યો. તેઓ પોતાને મળેલી મીલ્કતનો ઉપયોગ કરી શકે, તેની પેદાશ ખાઇ શકે અને વેચી પણ શકે એવી યોજના કરી આપી. આવા જંગલી લોકો, અજ્ઞાનતાથી ભરેલ વાતાવરણ અને જુની ઉંડાં મૂળ વાળી રાહરસમોને તોડી પયગંબર સાહેબે તેમાં ચમત્કારિક ફેરફાર કરાવી દીધો. આજના સુધરેલા જમાનામાં પણ અંગ્રેજ મહિલાઓને સ્વતંત્ર મીલ્કત ધરાવવાનો પુરતો હક્ક નથી. તે હક્ક મહમદ સાહેબે તે વખતની સ્ત્રીઓને આપ્યો છે, તે નાનીસુની વાત નથી.

પ્રથમ તો મહમદ સાહેબે વિવાહની ભાવના અતિ ઉચ્ચ અને સંસ્કાર વાળી પણ સરળ રાખી છે. ધાર્મિક દૃષ્ટિએ દરેક મુસલમાન યુવક પોતાને યોગ્ય શીલવતી

કન્યા અથવા વિધવા સાથે પાણિગ્રહણ કરી શકે છે. ગૃહસ્થાશ્રમ એ શાંતિ, સૌજન્ય અને પ્રેમનું મંદિર હોઇ તે દ્વારા ઇશ્વરને મેળવવાનું સાધન મનાય છે. ધાર્મિક નમાઝ, રોઝા, ખેરાત, ખુદાની બંદગી, હજ વગેરે સ્ત્રી અને પુરુષો બન્ને ઉપર સામાન્ય રીતે સરખાં ફરજીઆત છે. સામાન્ય જીવન તથા ખુદાતાલાની સેવા સંબંધી બારીક હકીકતો, આદેશો અને ફરમાનો ધર્મશાસ્ત્રોમાં આપવામાં આવ્યાં છે અને તે બન્નેને માટે સામાન્ય છે. કોરાન બન્નેને આદેશ કરે છે કે "અરે શ્રદ્ધાળુઓ ! તમારી ભૌતિક વસ્તુઓ અને તમારાં બાળકોની માયામાં તમારે ખુદાને કયારે પણ ભૂલવા જોઇએ નહીં. દરેક યુગલ મઝહબની આજ્ઞા મુજબ ધર્મને પોતાનાં જીવન અને પવિત્રતાનો સંગમ માની નીકાહમાં જોડાય છે. કોરાનના શબ્દોમાં "નીકાહ એ પવિત્રતા અને અપવિત્રતા વચ્ચેની સીમા છે."

સ્ત્રી અને પુરુષ નીકાહમાં જોડાઇ દુનિયા તથા દીનનું સુધારી જીવનનાં સુખ અને સુલેહસંપને વધારે એવી વિવાહની વ્યાખ્યા મુસલમાન ધર્મ આપે છે. આ ફરજોમાંથી જો બન્ને જણાં પછાત પડે તો તેમને માટે જીવનનું ઐક્ય વિહિત નથી; પરંતુ તેમણે જુદું જીવન પાળવા વિવાહનો ઉચ્છેદ કરવો એ જ યોગ્ય છે, અને મુસલમાની ધર્મ તેને માટે પુરતી જોગવાઇ પણ કરી આપે છે. આ સંસારની પરસ્પર પાક મ્હોબ્બતની સાથે જ ખુદાતાલાને હૃદયમાં પ્રથમ સ્થાન મળવું જ જોઇએ. આ જીંદગીનું સાર્થક તે ખુદાની બંદગી કરવામાં તથા તેની સાથે એકતા પામવામાં રહેલું છે, અને વિવાહ તે માટે સાધનરૂપ મનાય છે. પયગંબર સાહેબનાં કથનોમાં વિવાહ એ ધર્મને અડધે રસ્તે પહોંચ્યા બરાબર અને તે પછી સ્ત્રી પુરુષે ખુદા સુધી પહોંચી તે પુરો કરવાનું વિધાન છે. વળી એમ પણ કહ્યું છે કે જેણે ઇશ્વરને મેળવવો હોય તેણે વિવાહ કરી પવિત્ર થવું. વિવાહ એ પવિત્રતાનું સાધન અને તે દ્વારા ખુદાને મેળવવાનું પગથીઉં છે. મુસલમાન ધર્મનાં ફરમાનોમાં નીકાહને બહુ જ વખાણી તેને ઉંચો દરજ્જો આપ્યો છે. પરંતુ તેને સાધ્ય તરીકે નહીં પણ સાધન તરીકે ગણ્યું છે.

સાંસારિક રીતે તો નીકાહ એક કબાલા તરીકે જ ગણાય, અને તેની સરતોમાં સ્ત્રી પુરુષની ઇચ્છા અનુસાર ફેરફાર થઇ શકે છે. કાજીની સન્મુખ અને બંન્ને પક્ષના વડીલોની હાજરીમાં આ દસ્તાવેજ થાય છે. પતિ પોતાની પત્નીને અમુક સ્ત્રીધન તરીકે, રકમ અથવા મીલ્કત આપવા કબુલે છે. એવી કબુલાત થયા પછી જ કાજી દસ્તાવેજમાં સહી કરે છે. નીકાહમાં બીજી કાંઇ ધાર્મિક ક્રિયાની ખાસ અગત્ય બતાવવામાં આવતી નથી.

મુસલમાન સ્ત્રીને એક પતિ જીવતાં બીજો પતિ કરવાનો હક નથી. છુટાછેડા મેળવ્યા સિવાય અથવા તો વિધવા થયા પછી અમુક વખત જેને "ઇદ્દાત" તરીકે કહે છે, તે મુદત સુધી સ્ત્રી ફરી પરણી શકે નહીં.

મુસલમાનોને ચાર સ્ત્રીઓ પરણવાનો કુરાન અધિકાર આપે છે. તેથી વધારે વિવાહ કરવા હરામ ગણાય છે. તે સમયે અનેક સ્ત્રીઓને ઘરમાં બેસાડવાનો રિવાજ હતો. તે એકદમ નાબુદ થાય તેમ હતું જ નહીં, તેથી ચારની સંખ્યાનું વિધાન કરી પયગંબર સાહેબે સીમાનો નિર્ણય કરી, બહુસ્ત્રી પ્રથાને મર્યાદિત કરી. હિંદમાં નવાબ અને કોઇક અમીર ઉમરાવ સિવાય સર્વત્ર એક જ સ્ત્રી કરવાની પ્રથા છે. તુર્કીએ તો કાયદો બાંધી એકસ્ત્રી પ્રથાને પસંદગી આપી છે ઇજીપ્તમાં પણ તેવી જ હીલચાલ થાય છે અને બીજા મુસલમાન દેશોમાં પણ એ જ પવન વાતો હોય એવાં ચિહ્નો જણાય છે. મુસલમાન ધર્મ મુજબ ગુલામગીરી કરાવવાનો અવકાશ નહીં હોવાથી ઉપસ્ત્રીઓને રાખવાનો હક્ક પુરુષોને માટે વર્જ્ય છે.

વિવાહના કરારનામામાં પતિ બીજી સ્ત્રી ન કરી શકે એવો કરાર થયો હોય તો તે પતિને બંધનકર્તા રહે છે. પયગંબર સાહેબે મુસલમાન સ્ત્રીના હકોનું એવી સારી રીતે રક્ષણ કર્યું છે કે કલકત્તાની હાઇકોર્ટે ઠરાવ્યું છે કે "વિવાહ વખતે બીજી સ્ત્રી નહીં કરવાનો કરાર કાયદેસર છે; અને તે કરારનો ભંગ કરનાર પતિ પાસેથી તલ્લાક મેળવવાનો સ્ત્રીને હક્ક છે."

સ્ત્રીધન તરીકે પતિએ આપવા ધારેલી જંગમ અથવા સ્થાવર મીલકત જો સ્ત્રીને ન આપવામાં આવે, તો તે કાયદેસર ઉપાયો લઇ તેને મેળવવાનો હક્ક છે. જ્યાં સુધી કરારનામાની સરતો મુજબ પુરુષ ચાલે નહીં, ત્યાં સુધી સ્ત્રી પુરુષના ખરચે પોતાના પિયેરમાં રહી શકે, અને તેમાં પુરુષથી વાંધો લઇ શકાય નહીં. અને ધણીની મીલ્કતની હક્કદાર વારસ થવામાં પણ તેને કાંઇ વાંધો આવે નહીં:

જો સ્ત્રીને કરાર મુજબ દાગીના વગેરે આપવામાં આવે તો તેણીને નીચે પ્રમાણે ફરજો અદા કરવાની હોય છે:

(૧) પતિગૃહની સંભાળ રાખી, પતિનાં સુખ અને સગવડો તરફ જોવું.

(૨) પતિના ગૃહમાં તેના કુલની રીતને અનુસરી, પતિની વ્યાજબી આજ્ઞામાં રહેવું.

(૩) પતિને પ્રેમથી પ્રસન્ન કરી સંપૂર્ણ પતિવ્રતા-ધર્મ પાળવો. અજાણ્યાના સંસર્ગથી દૂર રહેવું.

મુસલમાન સરેહ મુજબ સ્ત્રીએ પતિની વ્યાજબી આજ્ઞા માનવી જ જોઇએ. પાશ્ચાત્ય મહિલાઓને આ કર્ણકટુ લાગશે પરંતુ વિક્ટોરીઆ રાણીએ પણ વિવાહ-ની ક્રિયા વખતે પતિને ચાહવા, માન આપવા અને તેને આજ્ઞાંકિત થવાના સોગદ લીધા હતા. સ્ત્રી નાફરમાન થાય તો થોડી શારીરિક શિક્ષા કરવાનો કોરાન પતિને હક્ક આપે છે. આ હક્ક તે જમાનાની ક્રૂરતા અને ભયંકર શિક્ષાને મર્યાદિત કરવાનો પ્રયત્ન છે. સ્ત્રીના ઉપર પતિનો સામાન્ય અધિકાર પૌર્વાત્યો સ્વીકારે છે, અને તેને ફરજમાંથી ન ચૂકવા દેવા માટે સાધારણ શારીરિક શિક્ષા પતિ કરી શકે, પરંતુ ક્રૂરતા વાપરી વખતે લોકોની નીતિરીતિને ઉચ્ચ સ્થિતિમાં રાખવા માટે આવા સખ્ત રિવાજોની જરૂર હતી. પણ દેશકાળને અનુસરીને દરેક સખ્ત કાયદા પણ કાળે કરી સંસ્કૃતિ વધવા સાથે જ હળવા થાય છે. પયગંબ સાહેબે જાતે તો એવા ક્રૂર રિવાજને માટે મનાઈ કરી છે. મુસલમાન કાયદો પણ વ્યભિચારીને દેહાંત દં આપવા મનાઇ કરે છે. પણ સ્ત્રીનો પતિ જો કાય હાથમાં લઇ લે, તો તે તરફ દરગુજર કરવામ આવે છે.

હવે સ્ત્રીઓને ઇસ્લામી સરેહ શું ખાસ હક્કો આ છે તે આપણે જોઇએ:

(૧) મુસલમાન સ્ત્રી પોતાની આજીવિકા માટે પુરુ ઉપર ફરિયાદ નોંધાવી શકે છે. પુરુષ ઉપર થયેલ હુકમનામા મુજબ તે ન વર્તે તો તેની મીલ્કત જપ્ત થ શકે, અથવા પુરુષને કેદખાને જવું પડે. ખાસ સંજોગે વચ્ચે તજાએલી સ્ત્રી પુરુષની શાખ ઉપર પોતાના ઉદર-પોષણાર્થે નાણાં ઉપાડી શકે.

(૨) પુરુષની ક્રૂરતા અને નિર્દયતામાંથી રક્ષણ મેળવવા તેનું ઘર તજી પોતાનાં નજદીકનાં સગાંસંબંધી-નો આશ્રય લેવાનો સ્ત્રીને પુરતો હક્ક છે. પુરુષ દોષિત સાબીત થાય તો લગ્નના હક્ક ભોગવવા માટે સ્ત્રીને

(૩) સ્ત્રીનાં નજદીકનાં સગાંસંબંધીને પોતાને ત્યાં મળવા આવવા દેવાં જોઇએ. તેને જ્ઞાતિના સારાનરસા પ્રસંગોએ ભાગ લેવાની છૂટ આપવી જોઇએ.

અલ્બત, પૂર્વની રીતિ અનુસાર મુસલમાન સ્ત્રીઓનો અધિકાર પતિ કરતાં ઘણે દરજ્જે નીચો જ છે. પતિની આજ્ઞા માનવી, તેને અનુસરી ચાલવું, તેના ઘરનું રક્ષણ કરવું, તેનાં માનમર્યાદા સાચવવાં એ સ્ત્રી ઉપર ફરજીઆત છે. બન્નેને જુદી જુદી યોગ્ય અને તેમનાથી કુદરતી રીતે બની શકે એવી ફરજો અદા કરવાની હોય છે. પરંતુ પુરૂષની ગેરહાજરીમાં અથવા તેની સંમતિથી સ્ત્રીને ગમે તેવો મોટો અધિકાર ભોગવવાનો હક્ક છે. પતિ તથા પિતાની વારસ તરીકે સ્ત્રી અથવા પુત્રીને મોટાં રાજ્યો, જાગીરો, મીલ્કતો અને અધિકારો પોતાની બુદ્ધિ અનુસાર ચલાવવાનો હક્ક છે. પયગંબર સાહેબે પોતે જ તેનો દાખલો બેસાડયો હતો. તેઓ પોતાની સ્ત્રીની દરેક બાબતમાં સલાહ લેતા હતા. અને તેઓની બેટી ફાતમા બીબી ઉપર તો તેમને અત્યંત વાત્સલ્ય હતું, અને દરેક બાબતમાં તેને પૂછી યોગ્ય કરતા હતા. ઇતિહાસમાં મુસલમાન વીર સ્ત્રીઓનાં પરાક્રમ ગવાયાં છે. તેઓનું દૃઢ અને તેજસ્વી રાજ્યકર્ત્રીપણું પણ વખણાયું છે. ભાઇઓ છતાં પણ પિતાની ઇચ્છાથી રઝીયા બેગમે સુલતાન અલ્તમસની સલ્તનત કુશળતાથી સંભાળી હતી. ચાંદબીબીએ ગોળકંડાના રાજ્યને આજ દિવસ સુધી પ્રસિદ્ધિમાં આણ્યું છે. તેની કુશળતાનાં અબુ ફઝલે સારાં વખાણ કર્યાં છે. નુરજહાનનો જહાંગીર ઉપરનો કાબુ, અને શાહેનશાહતમાં તેની લાગવગ સૌની જાણમાં છે. મુમતાઝ મહાલની મોટી લાગવગ તાજમહાલના રોઝામાં હજી સુધી ઝળકી ઉઠે છે. જહાનઆરાની વિદ્વતા અને સાદાઇ પ્રખ્યાત છે. અને ઔરંગઝેબ જેવા અતિ મજબુત પુરૂષ ઉપર રોશનઆરાની મોટી લાગવગ પણ ઇતિહાસ સમજાવે છે. હમણાં પણ ભોપાળની બેગમો સ્વતંત્ર રાજ્યકર્તા છે. ત્રણ પેઢી થયાં બેગમો જ ભોપાળની હકુમત ચલાવે છે, અને ઘણે દરજ્જે પુરૂષ રાજ્યકર્તાઓ કરતાં તેમની પ્રગતિ વિશેષ રીતે થઈ છે. પયગંબર સાહેબે સ્ત્રીના વિરાસતની બારી પણ રાખી છે.

આરબ જમાનાનો તલ્લાક દેવાનો સગેડ હજી મુસલમાન પ્રજામાં એમ જ ચાલ્યો આવે છે. જો કે દેશકાળ અનુસાર તેમાં ફેરફાર થાય છે, છતાં કાયદો તો એ જ છે. સ્ત્રીઓનો હક્ક આમાં ગૌણ રાખવામાં આવ્યો છે. પુરૂષના હક્કને પ્રાધાન્ય અપાયું છે. આનું કારણ તે વખતની આરબ જાતિની રચના અને સંજોગોને આભારી હશે, એમ સ્હેજે જણાય છે. જો કે સ્ત્રીઓને ગૌણ પદ ખાસ આપવામાં આવ્યું છે, છતાં તેમને પણ સંકુચિત છુટો આપી, બારણું ખુલ્લું રાખવામાં આવ્યું છે. સ્ત્રીઓના અકારણ ત્યાગને પયગંબર સાહેબે નિંદ્યો છે. પરંતુ તે સમયમાં પુરૂષોનું આધિપત્ય અને સ્ત્રીઓની પરવશતા વિશેષ પ્રમાણમાં અસ્તિત્વમાં હશે તે તલ્લાકના કાયદાથી સંપૂર્ણ રીતે સમજાય છે. જો કે સ્ત્રીનાં માવિત્રો લગ્નના કરારમાં સ્ત્રીના રક્ષણ, પાલન અને હક્કો સંબંધી પુરતી તકેદારી રાખી તેમની કાયદા પ્રમાણે સ્વતંત્રતા સ્થાપિત કરે છે. છતાં પણ તલ્લાક દેવાનો હક્ક તો પુરૂષનો ગણાય છે. તે માટે તેને પુરતી છુટો પણ આપવામાં આવી છે.

પુરૂષ પોતાની ઇચ્છા મુજબ, કાંઇ પણ કારણ આપ્યા સિવાય અને કાંઇ પણ દોષ બતાવ્યા વગર, ઓરતને તલ્લાક આપી શકે છે. છતાં પણ જનસમુહમાં પોતાની આબરૂને વાસ્તે અને મર્યાદા જાળવવા ખાતર એવું બનતું નથી. છતાં પણ પુરૂષને એ અધિકાર આપવામાં આવેલ છે. પરંતુ સ્ત્રીને એટલો અધિકાર નથી. મુસલમાન સ્ત્રીને તલ્લાક મેળવવા માટે કાયદાનો આશ્રય લેવો પડે છે, અને તેથી હમેશાં ડાહ્યાં માવિત્રો પોતાની છોકરીના લગ્નકરારમાં એવી સરતો નંખાવે છે કે જેથી ક્રુર અને અન્યાયી પતિ પાસેથી તલ્લાક મેળવતાં સ્ત્રીને વિશેષ હરકત નડતી નથી. તે સિવાય જાતિના આગેવાનો પણ સ્ત્રી ઉપર અન્યાય કરવા દેતા નથી. મુસલમાન નીકાહમાં કરેલું કરારનામું જ મુખ્ય અને જવાબદાર દસ્તાવેજ ગણાય છે અને તેથી તેમાં કરેલી સરતો જો સરેહની વિરૂદ્ધ ન હોય તો સ્ત્રીનું સારી રીતે રક્ષણ કરે છે. આ કરારનામાની સરતો મુજબ સ્ત્રી અથવા તો તેનો નજદીકનો સગો વિવાહને તોડી શકે છે. પુરૂષ તલ્લાકનો આક્રમણ તરીકે ઉપયોગ કરી શકે છે, જ્યારે સ્ત્રી રક્ષણને માટે તેને વાપરી શકે.

પયગંબર સાહેબે ફરમાવ્યું છે કે કોઈ પણ પુરૂષ પોતાની આબરૂ અને સામર્થ્ય મુજબ સ્ત્રીને સ્ત્રીધન આપવાનું કબુલ્યા વગર તેની સાથે નીકાહ પડી શકશે

હિન્દી, નહિ પણ બંગાળી મહન્ત ચાહું છું એ વાત બીલકુલ અસ્થાને છે. મહન્તના પૂર્વ સંપ્રદાયના ઇતિહાસમાં હું પરિવર્તન કરવા માગતો નથી. ”

તારકેશ્વરમાં સત્યાગ્રહ કમિટી ઘણું સારૂં કામ કરી રહી છે અને લોકો તેથી ઘણા સંતુષ્ટ છે. સ્વામી વિશ્વાનંદને સર્વ દેવતુલ્ય માને છે, તેનું કારણ તેમની નિષ્કામ સેવા અને આત્મભોગ છે. તેનો એક અનુભવ અમે ગયા ત્યારે થયો. અમે ગયા ત્યારે કંઇ મેળા જેવું હતું. શ્રાવણ માસનો સોમવાર હતો તેથી ટ્રેઇનમાં ઘણી ભીડ હતી. તેથી ઘણા મુસાફરો જઈ શક્યા નહિ અને તેમાંના ઘણાને સ્વામીજીએ સાંત્વન આપી વિશેષ દુખી નહિ થવા અને ઉતરી જવા આજીજી કરી અને બનતા સુધી બીજી સ્પેશીઅલ ટ્રેઇન કરાવવા વચન આપ્યું. તેથી ઘણા ઉતરી ગયા. પણ જો ૫૦૦ ટિકીટો થાય તો એક સ્પેશીઅલ ટ્રેઇન મળી શકે એવો રેલ્વેનો કાનુન હોવાથી યાત્રાળુઓ ગણતાં લગભગ ૩૦૦ થી ૪૦૦ની અંદર હતા, તો પણ પોતે હાવરા તાર કરી સ્પેશીઅલ ટ્રેઇનની સગવડ કરી આપી. પણ અમારામાંના ઘણાને એમ થયું કે આપણી સગવડ ખાતર જ્યારે સ્વામીજીએ આટલો ભોગ આપ્યો તો તેમને નુકશાન થાય અથવા કસર લાગે તે ઠીક નહિ, માટે બની શકે તેણે ડબલ ભાડું આપી ખર્ચ પુરૂં કરી આપવું. પણ એ ચર્ચા ચલાવતા હતા તેટલામાં એક સખી મારવાડી ગૃહસ્થે તેનો ઉપરનો ખર્ચ પોતાને માથે લઇ લીધો કારણ કે સ્વામીજી તો કંઇ લેવા સાફ ના પાડતા હતા. રૂપીઆ પણ પ્રથમથી ૫૦૦ ટિકીટોના તેમણે ભરી આપ્યા હતા. પણ છેવટે એ ઉદાર દિલના મારવાડીએ પોતે બધી જોખમદારી લઇને ખૂટતું ખર્ચ આપવાનું કબુલ કરવાથી બધું ઠીક થઇ ગયું. લગભગ નવ વાગે રાત્રે ગાડી તૈયાર થઇ પ્લેટફોર્મ ઉપર આવી અને બધા યાત્રાળુઓ અને મુસાફર હર્ષભેર ચડી બેઠા અને આનંદના આવેશમાં છેવટે “ તારકનાથજીની જય, ” “ સ્વામીજીની જય ” બોલાવી ઘર ભણી રવાના થયા. ચાંદની રાત ચોતરફ ખીલી રહી હતી તે વળી આનંદમાં અભિવૃદ્ધિ કરતી હતી. છેવટે લગભગ ૧૧ાા વાગે રાત્રે હાવરા સ્ટેશને ક્ષેમકુશળ પહોંચ્યા. જો સર્વ પ્રકારની સગવડ હોય તો આનંદ આવે તે સ્વાભાવિક છે; પણ મુસીબતમાં પણ મજા હોય છે તે તો તે દિવસે જ સમજાયું. નહિ તો ક્યાં ઉતરવું અને શું કરવું વિગેરે બાબતોના મહા ગહન વિચારમાં ગુંથાઈ ગયા હતા, કારણ કે ગામ જો કે નાનું છે પણ માંકડ, મચ્છર, ચાંચડ વગેરેનો ઉપદ્રવ જરા વિશેષ હોવાથી મેલેરીઆ સહેજમાં લાગુ પડી જાય તેમ હતો.

રસ્તામાં આવતાં લીલાંછમ ખેતરો, લીલી હરીઆળી જમીન, વિશાળ મેદાન વગેરે ઇશ્વરની લીલાનું ભાન કરાવી હૃદયને પણ વિશાળ બનાવે છે. આજુબાજુનો ફળદ્રુપ પ્રદેશ જોતાં બંગાળની ભૂમિ ઉપર ઇશ્વરની સારી રીતે મહેર હોય એમ લાગે છે. હે પ્રભુ! એવી જ અમીની વૃષ્ટિ અમો ઉપર તારી કૃપાદષ્ટિથી વરસાવ કે જેથી અમારા મરુભૂમિ સમા ઉજ્જડ હૃદયપટમાં પણ શ્રદ્ધા, ભક્તિ અને જ્ઞાન કેરાં લીલાંછમ વૃક્ષો ઉગી અમારા અંતરપ્રદેશને અજવાળી, તેને ફળદ્રુપ કરી, પેલા ઘુઘવતા સાગર સમા તુજ સ્વરૂપમાં અમારા જીવનની સરિતાઓનો સંગમ થાય, એ જ પ્રાર્થના.

મણિલાલ દ. કોઠારી

નથી પણ તેનો પ્રભાવ અને મહિમા ઘણો છે. પ્રથમ તો ત્યાંથી આગળ ચાલી બાજુમાં આવેલા વિશાળ બિન્દુ સરોવરમાં હાથપગ ધોવા ગયા. ત્યાં પણ સ્ત્રી પુરુષોને ન્હાવાનો પ્રબંધ અલગ અલગ કરેલ છે અને વચમાં વાંસની હદ બાંધી છે. તેમાં હાથપગ ધોઇ જરા તાજા થયા અને સરોવરનું સૌંદર્ય નિહાળવા લાગ્યા. તેની સામી બાજુએ પાળ ઉપર સુંદર વૃક્ષો શોભી રહ્યાં છે, અને સરોવરનું શાંત જળ સ્થિર ગંભીર કોઇ ધ્યાનસ્થ યોગીસમ નજરે પડે છે. આજુબાજુના દશ્યોનું તેમાં પ્રતિબિંબ, પડતાં કોઇ કુશળ ચિત્રકારના હાથે દોરાએલ સૃષ્ટિસૌન્દર્યનું અનુપમ ચિત્ર હોય નહીં એમ લાગે છે. ત્યાંથી બાબા તારકનાથનાં દર્શન કરવા ચાલ્યા. તે બાજુમાં જ છે. દર્શનકાર્ય માટે એક વિશાળ પરસાળ છે તેમાં ઘણા શ્રદ્ધાળુ સ્ત્રી પુરુષો પોતાની કામના કે ઇચ્છા પૂરી કરવા તારકનાથ સામે ધ્યાન લગાવી ભુખ્યા તરસ્યા પડી રહે છે; અને પાંચ પંદર દિવસે શંકર તેમના પર જરૂર પ્રસન્ન થઇ સ્વપ્નામાં કે કંઇ એવી સંજ્ઞામાં સૂચના આપે છે. આમ કરવાથી આ દુઃખ દૂર થશે એવો રસ્તો બતાવે છે એમ કહે છે. તે સર્વે જોયા પછી મહંતના મહેલનું બારીક અવલોકન કરવા નજદીકના દ્વાર પાસે ગયા; આ વિલાસભુવન કોઇ રાજભુવન સમાન છે અને લાખેક રૂપીઆ ખરચી બનાવ્યું હશે. મોટર, ઘોડાગાડી, વગેરે તેમાં રહી શકે તેવા વિભાગ છે. ગામની ગરીબ અવસ્થા અને ગામમાં માત્ર આ એક જ રંગરાગનું વિલાસભુવન જોતાં સાર્વજનિક સંપત્તિનો કેવો દુરૂપયોગ થાય છે તેનું જોનારને ભાન થાય છે. મહન્ત સતીશગિરિ હાલમાં ત્યાં નથી. તેમના શિષ્ય પ્રભાતગિરિ ત્યાં રહે છે પણ તે બહાર નથી નીકળતા. તે વિલાસભુવનની અંદર શ્રી લક્ષ્મીનારાયણજીનું મંદિર છે અને ત્યાં બાજુમાં ગુલાબ બાગ છે. એમ કહે છે કે તારકનાથજીનાં દર્શને આવનાર હિન્દુ સ્ત્રીઓને બળાત્કારે મહન્તના માણસો ઉઠાવી જતા તેમનો જ નહિ પણ આ લક્ષ્મીનારાયણનાં દર્શન કરવા આવનાર સ્ત્રીઓના સતીત્વનો પણ અહીં નાશ થતો હતો. ગુલાબ બાગ તે તે માટેનું જ સ્થાન હતું. આવી વાતો ત્યાં જ રહેતા માણસો સમજાવે છે. આવા ઘોર અત્યાચાર અને અંધેર કેમ આટલો વખત ચાલ્યાં? તે વિચારતાં આશ્ચર્ય થાય છે. પાપ તો પોકાર્યા વિના રહેતું જ નથી. છતાં અંધશ્રદ્ધાથી હિંદુ સમાજે હવે ચેતવાની ખાસ જરૂર છે.

તે વિલાસભુવન વિશે સાંભળી અને જોવાયું એટલું બહારથી જોઇ અમે આનંદ બજાર જોવા ચાલ્યા. ત્યાં પ્રથમ તો મહન્તના વિષયનો ભોગ થઇ પડેલ સ્ત્રીઓ અને વેશ્યાઓનો વાસ હતો પણ હવે તે બિલકુલ ઓછું થઇ ગયું છે, અને તેમની પ્રવૃત્તિ મંદિરના રક્ષણ તરફ અને ધર્મ તરફ વાળવામાં આવેલ છે.

અહીં સત્યાગ્રહમાં દરરોજ ૧૬ થી ૨૦ સ્વયંસેવકોને પકડી લઇ જવામાં આવે છે. વિલાસભુવનના દ્વાર પાસે સત્યાગ્રહી આવી મહેલમાં ઘુસવા જાય છે ત્યારે પોલિસ તે સ્વયંસેવકોને રોકે છે અને તેમની વચ્ચે નીચે મુજબ પ્રશ્નોત્તર ચાલે છેઃ

પોલિસઃ "ક્યાં ચાલ્યા?"

સત્યાગ્રહીઃ "ભગવાન લક્ષ્મીનારાયણનાં દર્શન કરવા."

પોલિસઃ "આ વાસ્તે મહન્તની આજ્ઞા નથી."

સત્યાગ્રહીઃ "આજ્ઞાની આવશ્યકતા શું છે?"

પોલિસઃ "આવશ્યકતા છે. ત્યાં મહન્તનો અધિકાર છે. જવાની મનાઇ છે."

સત્યાગ્રહીઃ "પણ એ તો સાર્વજનિક છે. ત્યાં રોકવા મહન્તને અધિકાર નથી. હું તો જરૂર જઇશ."

પોલિસઃ "તો કાયદેસર તમને પકડવામાં આવશે."

સત્યાગ્રહીઃ "તો પકડી શકો છો. પણ હું ભગવાનનાં દર્શન જરૂર કરીશ."

આ પ્રમાણે વાદવિવાદને અંતે સત્યાગ્રહી સ્વયંસેવકને પકડી લઇ જવામાં આવે છે. દેશબંધુ દાસ અહીં અવારનવાર આવી તેનો ફેંસલો કરી સમાધાન કરવાની કોશીશ કરી રહ્યા છે, અને હાલમાં કોલકરાર ચાલે છે. મહન્તના ચેલા પ્રભાતગિરિને ગાદીએ બેસાડવાની વાતચીત ચાલે છે અને થોડા સમયમાં સમાધાન પણ થઇ જશે. દાસબાબુ કહે છે કે "હું સ્વરાજ્ય પક્ષને માટે ધનસંગ્રહ કરવા હિંદુના ધર્મસ્થાનોનો અધિકાર પ્રાપ્ત કરવા ચાહું છું એ તદ્દન અસત્ય વાત છે. હું મહન્તની પદવીનો નાશ કરવા નથી માગતો. પણ હું ધર્મસ્થાનોમાં સુધારો કરવા માગુ છું અને એમ ચાહું છું કે કોઇ ભકત ઇશ્વરપરાયણ મહન્તને સ્થાન આપવામાં આવે કે જેનાથી મંદિરની સારી સેવા થાય અને જેને હાથે મન્દિરની આવક જનહિતાર્થે વપરાય. હું

હિન્દી, નહિ પણ બંગાળી મહન્ત ચાહું છું એ વાત બીલકુલ અસ્થાને છે. મહન્તના પૂર્વ સંપ્રદાયના ઇતિહાસમાં હું પરિવર્તન કરવા માગતો નથી."

તારકેશ્વરમાં સત્યાગ્રહ કમિટી ઘણું સારૂં કામ કરી રહી છે અને લોકો તેથી ઘણા સંતુષ્ટ છે. સ્વામી વિશ્વાનંદને સર્વ દેવતુલ્ય માને છે, તેનું કારણ તેમની નિષ્કામ સેવા અને આત્મભોગ છે. તેનો એક અનુભવ અમે ગયા ત્યારે થયો. અમે ગયા ત્યારે કંઇ મેળા જેવું હતું. શ્રાવણ માસનો સોમવાર હતો તેથી ટ્રેઇનમાં ઘણી ભીડ હતી. તેથી ઘણા મુસાફરો જઈ શક્યા નહિ અને તેમાંના ઘણાને સ્વામીજીએ સાંત્વન આપી વિશેષ દુખી નહિ થવા અને ઉતરી જવા આજીજી કરી અને બનતા સુધી બીજી સ્પેશીઅલ ટ્રેઇન કરાવવા વચન આપ્યું. તેથી ઘણા ઉતરી ગયા. પણ જો ૫૦૦ ટિકીટો થાય તો એક સ્પેશીઅલ ટ્રેઇન મળી શકે એવો રેલ્વેનો કાનુન હોવાથી યાત્રાળુઓ ગણતાં લગભગ ૩૦૦ થી ૪૦૦ની અંદર હતા, તો પણ પોતે હાવરા તાર કરી સ્પેશીઅલ ટ્રેઇનની સગવડ કરી આપી. પણ અમારામાંના ઘણાને એમ થયું કે આપણી સગવડ ખાતર જ્યારે સ્વામીજીએ આટલો ભોગ આપ્યો તો તેમને નુકશાન થાય અથવા કસર લાગે તે ઠીક નહિ, માટે બની શકે તેણે ડબલ ભાડું આપી ખર્ચ પુરૂં કરી આપવું. પણ એ ચર્ચા ચલાવતા હતા તેટલામાં એક સખી મારવાડી ગૃહસ્થે તેનો ઉપરનો ખર્ચ પોતાને માથે લઇ લીધો કારણ કે સ્વામીજી તો કંઇ લેવા સાફ ના પાડતા હતા. રૂપીઆ પણ પ્રથમથી ૫૦૦ ટિકીટોના તેમણે ભરી આપ્યા હતા. પણ છેવટે એ [illegible] લઇને ખૂટતું ખર્ચ આપવાનું [illegible] થઇ ગયું. લગભગ નવ વાગે [illegible] થઇ પ્લેટફોર્મ ઉપર આવી અને [illegible] મુસાફર હર્ષભેર ચડી બેઠા અને [illegible] છેવટે "તારકનાથજીની જય." "સ્વામીજી[illegible] બોલાવી ઘર ભણી રવાના થયા. [illegible] ખીલી રહી હતી તે વળી આનંદમાં [illegible] હતી. છેવટે લગભગ ૧૧॥ વાગે રાત્રે [illegible] ક્ષેમકુશળ પહોંચ્યા. જો સર્વ પ્રકારની [illegible] આનંદ આવે તે સ્વાભાવિક છે; પણ [illegible] મગ્ન હોય છે તે તો તે દિવસે જ [illegible] ક્યાં ઉતરવું અને શું કરવું વિગેરે [illegible] વિચારમાં ગુંથાઇ ગયા હતા, કારણ કે [illegible] નાનું છે પણ માંકડ, મચ્છર, [illegible] જરા વિશેષ હોવાથી મેલેરીઆ [illegible] જાય તેમ હતો.

રસ્તામાં આવતાં લીલાંછમ [illegible] જમીન, વિશાળ મેદાન વગેરે [illegible] કરાવી હૃદયને પણ વિશાળ બનાવે [illegible] ફળદ્રુપ પ્રદેશ જોતાં બંગાળની ભૂમિ [illegible] રીતે મહેર હોય એમ લાગે છે. કે [illegible] અમીની વૃષ્ટિ અમો ઉપર તારી કૃપાદૃષ્ટિ [illegible] જેથી અમારા મરૂભૂમિ સમા ઉજ્જડ [illegible] શ્રદ્ધા, ભક્તિ અને જ્ઞાન કેરાં લીલાંછમ [illegible] અમારા અંતરપ્રદેશને [illegible], હે [illegible] ઘુઘવતા સાગર સમા [illegible] સ્વરૂપમાં સરિતાઓનો સંગમ થાય. એ જ [illegible]

# સ્થાપત્યનાં મૂળ તત્ત્વો કે સ્થાપત્યનું તત્ત્વશાસ્ત્ર

સ્થાપત્યનાં મૂળ તત્ત્વો વિશે વિચાર કરતાં પહેલાં આપણે કલા વિશેના એક સર્વસામાન્ય સિદ્ધાન્તથી શરૂઆત કરીશું, કે કોઇ પણ કલા અન્યોન્યપૂરક બે વર્ગોની અપેક્ષા રાખે છે. પહેલો પક્ષ તે કલાને સર્જે જ્યારે બીજો પક્ષ એ કલાના નમૂનાની ખરી પારખ કરે છે, અને એથી આહ્‌લાદ પામે છે. હાલના જમાનામાં વ્યક્તિના કલાત્મક અનુભવ ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે, તેથી ઘણીવાર એવું બને છે કે આ બીજો વર્ગ વીસરાઇ જાય છે. કવિતા કે સંગીતને વિશે આવી ભૂલ થવાનો સંભવ વધારે છે, પરંતુ સ્થાપત્ય, જેનું સ્વરૂપ બધી કલાઓ કરતાં વધારે મૂર્ત છે, તેને વિશે કર્તાની સાથે જ ભોક્તાનો પણ વિચાર આવે જ છે.

આપણને હાલ હિંદમાં તો આ બંને પક્ષની ખોટ રહેલી છે. સ્વયંભૂ 'પ્રતિભાવાળા કલાકારો આંગળીને ટેરવે ગણાય એટલા છે. પ્રાન્તવાર એક પણ મળવો મુશ્કેલ! ત્યારે કલાના સાચા પીછાણનારાઓ તો ક્યાંથી જ હોય? આવી સ્થિતિમાં કલાના ક્ષેત્રમાં સર્વત્ર અરાજકતા પ્રસરી રહી છે. જેમ ગમે તેવું સાહિત્ય આપણા સાહિત્યમાં ઉતારી શકાય, જેમ ગમે તેવું ચિત્ર વેશબદલો કરીને આપણે ઘટાવી શકીએ, તેમ સ્થાપત્યના ક્ષેત્રમાં, પરદેશી કલાકારો—સ્થપતીઓ હિંદમાં આવીને પોતે જેને કલા સમજે છે, તેને સર્જે છે, અને હિંદના સ્થાપત્યની રીતિઓ પ્રમાણે નમૂનાઓ ઘડવા જતાં સૌન્દર્ય કરતાં વૈચિત્ર્ય એમનામાં વધારે આવે છે. આપણે અહીં સાહિત્યના ક્ષેત્રમાં ટીકાકારો છે, પરંતુ બીજી કલાઓમાં, કહેવાતા કવિતા—સાહિત્યથી થોડે દૂર વસતા નાટકમાં પણ, કોઇ ટીકાઓ કે ચર્ચાઓ થતી નથી; અને તો સ્થાપત્યના વિષયમાં તો થાય જ ક્યાંથી? તો પણ જે કંઇ થોડીઘણી ચર્ચાઓ થાય છે, તેમાં પણ કશું જ ધ્યાન આપવામાં આવતું નથી. નવા દિલ્હી વિશે અનેક ચર્ચાઓ થઇ છે અને થાય છે, પરંતુ બાંધકામ સત્તાના ઉન્માદમાં આગળ વધ્યે જ જાય છે. એ જ રીતે ગુજરાતમાં સચિત્ર માસિકો થોકબંધ વધ્યે જાય છે. આ બધી પ્રવૃત્તિઓ સાચે માર્ગે છે કે નહિ, તેનું નિરાકરણ કરવા માટે, કલાના છાછરા નમુનાઓથી જરા ઊંડે ઉતરી આપણે હરકોઈ કલાના મૂલભૂત તત્ત્વોનો વિચાર કરવાની જરૂર છે. દુઃખની વાત તો એ છે કે ખુદ કલાકારો પણ મોટે ભાગે આ મૂળ તત્ત્વો જાણતા હોતા નથી.

મૂળ ૭ વિશુદ્ધ કલાઓ આપણે ગણાવી શકીએઃ સંગીત, કાવ્ય, નૃત્ય, ચિત્ર, મૂર્તિવિધાન અને સ્થાપત્ય. એ કલાઓ એના સર્જકની અંતઃપ્રેરણાના બળને લઇને એમને એમ થવા લાગેલી. પણ એક દાખલો લેતાં—ભાષા વધારે સમૃદ્ધ થયા પછી જેમ વ્યાકરણની જરૂર પડી, તેમજ જુદી જુદી કલાઓ જેમ જેમ એક બીજાથી જુદી પડતી ગઇ, અને પોતે વિશિષ્ટ રૂપે સમૃદ્ધ થતી ગઇ તેમ તે તે કલાનાં મૂલભૂત તત્ત્વોનો વિચાર કરવાની જરૂર પડી. જેમ સંગીતશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, નાટયશાસ્ત્ર, એવાં શાસ્ત્રો છે, તેમજ સ્થાપત્યના મળ તત્ત્વો શાસ્ત્ર હોઈ શકે. દાખલા તરીકે અંગ્રેજીમાં રસ્કિન સાહેબે આવો એક ગ્રન્થ લખ્યો છેઃ Seven Lamps of Architecture—સેવન લૅમ્પ્સ ઑફ આર્કિટેકચર—સ્થાપત્યની સપ્તજ્યોત, અને યુરોપમાં મૂર્ત કલાઓ વિશે બીજી ઘણી ચર્ચા થઈ છે. પરંતુ આપણે અહીં એક સારો દાખલો લેતાં ખબર પડી આવશે કે આપણા ગ્રેજ્યુએટોને હજી ઘર કેમ ગોઠવવું, ફર્નિચરનો ઘાટ કેવો હોવો જોઈએ, કે અમુક ચિત્ર માટે કેવું ચોકઠું હોવું જોઇએ કે કયું ચિત્ર સારું એ જાતની પસંદગીનો દુર્ભાગ્યે કશો ખ્યાલ હોતો નથી.

હવે સ્થાપત્યના કેટલાક મૂળ સિદ્ધાન્તો જે, કેટલાંક અંગ્રેજી પુસ્તકોમાં આપણને મળી આવે છે, તેમાંના કેટલાક હું અહીં ઉતારવા માગું છું. એ સિદ્ધાન્તો

એટલા સાદા, સરળ અને વ્યાપક છે, કે એ સિદ્ધાન્તો આપણા હિંદી સ્થાપત્યને પણ આપણે લાગુ કરી શકીએ એમ છીએ. કારણુ જુદા જુદા સંજોગોમાં કલાના આવિર્ભાવ જુદા હોય એ સંભવે છે, પણ તેથી એ જુદાપણામાં કશા સર્વમાન્ય સિદ્ધાન્તો હોઇ શકે નહિ, એમ માનવું ભૂલભરેલું છે.

સ્થાપત્યના આ મૂળ તત્ત્વોમાં સૌથી પહેલું તત્ત્વ સત્યનું છે. આ સત્ય સ્થાપત્યમાં કેવી રીતે મૂર્ત થાય છે, કેવું સ્વરૂપ લે છે તે વિશે આપણે વિચાર કરીએ.

**મકાનના આખા દેખાવમાં સત્ય:** આ તત્ત્વ વડે મકાન પોતે પોતાના સમસ્ત રૂપમાત્રથી બોલી ઉઠતું ભાસે છે કે પોતે શું છે?—શા હેતુ માટે પોતે ઉભું છે? કોઇને પણ ભરમાવવું એ અપ્રમાણિકપણું છે, અને તેનું નામ જ અસત્ય. આ સિદ્ધાન્ત બહુ સાદો જણાય છે, એટલો સાદો કે એની જાણ કરવા માટે કોઈ શોધ કરનારની જરૂર ન પડે! પરંતુ એટલા સાદા સિદ્ધાન્તનું જ ઘણી વાર ઉલ્લંઘન કરવામાં આવે છે. એક દેવળ દેવળ જેવું જ દેખાય, એક રાજમહેલ એના રૂપમાત્રથી ઓળખાઇ આવે ત્યારે જાણવું કે એ મકાનનું સ્થાપત્ય સાચું છે. ખરૂં સ્થાપત્ય જોનારને કોઇ દિવસ છેતરતું નથી. પરંતુ હાલનાં ઘણાં મકાનો આપણને છેતરે તેવાં હોય છે. જેમ કે કોઇ મંદિર સાધારણ ઘર જેવું, નિશાળ દવાખાના જેવી, કે દવાખાનું કોઇ પુસ્તકાલય જેવું, કે છેવટ કોઇ બંગલો જ નિશાળ જેવો કે ઉતારા કે ધર્મશાળા જેવો લાગે છે. આવાં મકાનો, પછી ભલે તેમાં વપરાએલો કાટમાળ ગમે તેવો ઉંચો કે કિંમતી હોય, તો પણ તે ચિત્તાકર્ષક કે ચિરસ્થાયી છાપ પાડનારાં નીવડતાં નથી. આવાં ખોટા દેખાવ વાળાં મકાનો વાપરનારાઓને અગવડ વાળાં થવા ઉપરાંત, આજુબાજુના વાતાવરણ ઉપર પણ ઉલટી અસર કરે છે. કોઇ શાંતિકુંજ નામનો બંગલો હોય, અને ઉગ્ર ઠાડમાઠથી ઉદ્દામ હોય તો તેનો અર્થ શો? જે નિશાળમાંથી નિશાળને છાજતું વાતાવરણ ઉભું ન થાય તેમાં શો સારો અભ્યાસ થઇ શકે? આ રીતે જાહેર તથા ખાનગી મકાનો વચ્ચેનો ભેદ એના રૂપમાં ઉતરી આવવો જોઇએ. આ દૃષ્ટિથી જોતાં અમદાવાદનાં ઘણાંય મકાનો જુદાં માલુમ પડી આવશે. પ્રેમાભાઇ હોલમાં હોલપણું છે? ત્યાંના કોઈ કોઇ બંગલાઓ પોતાના નામને સાર્થ કરે છે? આ નજરે સત્યાગ્રહ આશ્રમનાં મકાનો આશ્રમ જેવાં લાગે છે? અને એ જોવાનું છે કે વિદ્યાપીઠનાં મકાનો કેવાં થાય છે!

હવે સાચા દાખલાઓ તરફ વળીએ. અમદાવાદની મસીદો અને મંદિરો જુઓ. પ્રેમાભાઇ હોલ તરફ જોઇને ભદ્ર તથા ત્રણ દરવાજા તરફ નજર કરો. જ્યાં પોસ્ટ ઓફિસ છે એ તો એક મહેલનો વિભાગ હતો. એમાંથી હજુ પણ મહેલપણું ગુંજી ઉઠે છે. નગીના વાડી દૂરથી જ પોતાની તરફ આપણને ખેંચે છે. મુંબઇનાં કેટલાંક પોલીસ સ્ટેશનો ખાલી ભવ્યતા જ રજુ કરે છે. ભાવનગરમાં ત્યાંના કોઠારનું મકાન બોલી ઉઠે છે કે હું કોઠાર છું. ત્યાંના વોટરવર્કસની નવી ટાંકી પણ સાચી છે.

મૂર્ત કલાઓમાં સ્થાપત્યનું રૂપ સૌથી મોટામાં મોટું છે. રાચરચીલાં (ફર્નિચર), મૂર્તિવિધાન વગેરે કલાઓથી એ રૂપ ઉત્તરોત્તર મોટું થતું જાય છે. નાનાં રૂપોમાં પણ એ સત્યનો સિદ્ધાન્ત લાગુ પડે છે. જે ચીજ જે કામ અથવા ઉપયોગને માટે કરવામાં આવી હોય, તેને અનુરૂપ તેનું સ્વરૂપ હોવું જોઇએ. એક વાસણને ઉંચકવા માટે એક હેંડલ—હાથો કર્યો હોય, પણ એ એવો હોય કે આપણને તે ઝાલતાં અગવડ પડે, તો એ હાથામાં કલા નથી. શેર પાણી પાય તેવડો લોટો પોતે વજનમાં પાંચ શેર હોય તો તે નકામો. વળી એનું રૂપ પણ એના ઉપયોગીપણાને કહી બતાવતું હોવું જોઇએ. આ રીતે આપણા પાણી ભરવાના ગોળા સુન્દર છે. એ જ પોતે એમ બોલતા હોય એમ લાગે છે, કે 'મને તો તમે એક જ જગ્યાએ રાખો અને મારામાં પાણી ભરો.'

કાવ્યમાં પણ આનો આ સિદ્ધાન્ત લાગુ પડે, પરંતુ એ આપણો વિષય નહિ હોવાથી એટલું કહી આપણે છોડી દઇશું કે કાવ્યનાં ભાવ, રાગ, શબ્દરચના વગેરે એકબીજાને 'બંધબેસતાં' હોવાં જોઇએ.

સ્થાપત્યમાં, સમસ્ત રૂપમાં સત્ય જોયા બાદ એનાં અંગોમાં સત્ય જોવાનું છે. મકાનના અવયવોના દેખાવો પણ સાચા હોવા જોઇએ. ઘણી વાર મકાનમાં બન્ને તરફના દેખાવો એકસરખા ( સીમેટ્રીકલ ) રાખવાના લોભમાં જુઠા દેખાવો કરવામાં આવે છે. દાખલા તરીકે મકાનમાં એક બાજુ એક ઓરડી જેટલો માળ ચડાવ્યો હોય, તો બીજી તરફ માત્ર માળનો દેખાવ કરવા ખાતર કોરી ભીંત જ ઉભી કરવામાં આવે!

નવા દિલ્હીના સ્થપતીઓને આવી સીમેટ્રી—બન્ને તરફ સરખા દેખાવ કરવાનો એવો મોહ છે કે

કોઇ બંગલાને એક તરફ ઓરડી હોય તો બીજી બાજુ દીવાલ કરેલી હોય છે. દિલ્હીમાં આવું ઘણી જગ્યાએ જોવામાં આવે છે. બહારથી આપણને એમ લાગે કે આટલાં બારીબારણાં દેખાય છે તો અંદર જગ્યા ખૂબ હશે; પણ અંદર જઇને જોઇએ તો ઓરડા જેવું કંઇ ન હોય, ફક્ત ખુલ્લો ચોક કે માત્ર પરસાળ હોય.

આવી જ રીતે ખોટા દેખાવ ખાતર જ ઘણી વાર ઘુમટો બનાવવામાં આવે છે. રજપુતાનાના સ્થાપત્યમાં આવા અનેક દાખલાઓ મળી આવે છે. ગુજરાતમાં વડોદરાના હહેરીપુરાના દરવાજા પરનાં શિખરો કે ઘુમટો જુઓ છે. એ સીધી દીવાલમાંથી માત્ર ઉપસાવી કાઢેલા જ છે. આવા ઉપસાવી કાઢેલા ઘુમટો સાચા ઘુમટોની નકલ, અને ખરૂં સ્થાપત્ય એ કોઇની નકલ નથી, કે કોઇ ત્રીજી જ વસ્તુ બતાવતી કલા નથી. એ પોતે જ કલા છે. કોઇ નકલરૂપ તો નાટકના પડદા જ છે.

સ્થાપત્યમાં ત્રીજી જાતનું અસત્ય તેની રચનામાં ઘણી વાર જોવામાં આવે છે. મકાનમાં વપરાતા પદાર્થો તેમના ધર્મ પ્રમાણે હમેશાં વપરાવા જોઇએ. હલકા કે હલકા દેખાતા પદાર્થો પર ભારે પદાર્થોનો બોજો ન આવવો જોઇએ. નીચેનો માળ લાકડાનો કે ઇંટોનો કરી ઉપરના પત્થરનાં ન કરવા જોઇએ. તેમ જ મકાનનો કોઇ પણ ભાગ " કેમ રહ્યો હશે " એવો સંદેહ પેદા કરે તેમ રચાવો ન જોઇએ.

ઇજનેર ગણત્રીથી ભલે શોધી કાઢે કે અમુક માળના લાકડાના થાંભલા પત્થરના કે લોઢાના બાંધકામને ઉપાડવાને પૂરતા છે, ને તેમ રચના પણ કરે. પરંતુ કલાની દૃષ્ટિએ એ જુદું પડે છે. કુદરતમાં કાણુ પદાર્થો જ હલકાને ખમતા જણાય છે, અને એ વિશાળ કુદરત જોઇને જ આપણું ધ્યાન ઘડાએલું હોય છે. કેટલાકને અનુભવ હશે કે અભેરાઈ ઉપર પુસ્તકોની હારમાં કોઇ એક પુસ્તકને ઉંધું મૂક્યું હોય અને તેની પીઠ પરના અક્ષર ઉંધા જણાય તેમાં કોઇને પોતે ઉંધા લટકતા હોય એમ લાગે છે. આ જ રીતે આપણી સૌન્દર્યની ભાવના પણ આપણા રોજના સર્વસાધારણ અનુભવોને અવલંબીને ઘડાએલી હોય છે. આપણી આંખ સામાન્ય દેખાવો જોવાને જ ટેવાએલી હોય છે, અને એવી સ્વભાવ વિરૂદ્ધ રચના જોવાને ચહાતી નથી.

આવાં સ્વભાવ વિરૂદ્ધની રચના વાળાં મકાનો મુંબઈમાં ઘણાં છે. નીચે એકલો કાચ માલુમ પડે, અને ઉપર પત્થરનો માળ હોય! વળી નીચે ઇંટોના કે સીમેંટના થાંભલાઓ કરી તેના પર પ્લાસ્ટર કરી તેમાં આંકા પાડી પત્થરના જેવા દેખાવ કરવા એ પણ ખોટું છે. ઘણી જગ્યાએ પ્લાસ્ટરોથી આરસ જેવું ચીતરવામાં આવે છે. ક્યાંક ક્યાંક ખોટી બારીઓ ચીતરવામાં આવે છે. આ બધી ક્રિયાઓ નાટકના પડદા પરના સ્થાપત્ય કરતાં કોઇ રીતે ચડતી નથી. સાધારણ દાખલો લેતાં ટ્રંકોને લાકડાનો રંગ ચડાવીએ, કે ચામડા જેવો દેખાવ આપીએ, કે લાકડાને કાળો રંગ ચડાવી સીસમ જેવું દેખાડીએ—આ બધી ક્રિયાઓ ઢોળ ચડાવેલાં ઘરેણાં પહેરી રૂપાળા દેખાવા જેવી છે.

આવા પ્રયોગો કલા ખર્ચાળ જ હોવી જોઇએ એ માન્યતાને લીધે થાય છે. પરંતુ આ માન્યતા જ ખોટી છે. આપણે ત્યાં જ્યાં ઘણી જગ્યાએ બાંધકામ અને સમારકામ સાથે સાથે જ થતાં હોય, ત્યાં આવી જાતની માન્યતા પ્રચલિત હોય તો તેમાં નવાઇ નથી. સાદામાં સાદા પદાર્થમાં આપણી અશક્તિને લઇને આપણે કલાને ઉતારી શકતા નથી તેને લીધે આ માન્યતાને જોર મળ્યું છે. પણ એક સાદું ઝુંપડું પણ કલામય બની શકે છે. માટીનાં વાસણો પણ સુન્દર હોઈ શકે. ગામડામાં કેટલાંય ઘરો માટીનાં હોય છતાં એકાદ લાકડામાં સુન્દર કોરેલા બારણાથી શોભી રહ્યાં હોય છે. જેમ વાર્તામાં કોઇ રાજાની રાણી આવવી જ જોઇએ એમ નથી તેમજ સ્થાપત્યની કલા રાજારજવાડામાં જ રહી શકે એમ માનવું એ પણ ભૂલભરેલું છે.

અસત્યનો છેલ્લો અને સૌથી અનિષ્ટ પ્રયોગ સંચાકામનો કલામાં થતો ઉપયોગ છે. આ સંચાકામ શા માટે ત્યાજ્ય છે એ સ્પષ્ટ સમજવાની જરૂર છે. એક રીતે જોતાં કલા એ માનુષી છે. કોઇ પણ ગમે તેટલું સુન્દર કામ જો તેનો ખુદ વિધાયક કોઇ મનુષ્ય નહિ હોય તો તે આપણને સુન્દર નહિ લાગે. સૌંદર્યનો જો કંઇ પણ અર્થ હોય તો તે ભોક્તા કે કર્તા તરીકે મનુષ્યને અનુલક્ષીને રહેલો છે. આપણને કલા હસ્તકૃતિમાં જ લાગે છે. છાપખાનામાં છપાતા જેવા જ અક્ષરો જ્યારે હસ્તલિખિત હોય ત્યારે આનંદ થાય છે. સંચાથી છપાએલ ચિત્રના કરતાં હાથથી દોરેલા ચિત્રમાં આપણને કલા જણાય છે. ફોનોગ્રાફના ગાણામાં

કાંઇ કલા નથી. ખરૂં ગાન તો કોઇના મુખમાંથી જ નીકળવું જોઇએ. આનું આ સત્ય બીજી દૃષ્ટિએ જોતાં આ સિદ્ધાન્તનું સ્વરૂપ પકડે છે, કે દરેક કલાવિધાનમાં વ્યક્તિત્વ હોવું જોઇએ. એ વ્યક્તિત્વ કલાવિધાયકમાંથી ઉતરી આવેલું હોય છે. પરંતુ જ્યાં જ્યાં મશીન—સંચો હોય ત્યાં ત્યાં વ્યક્તિત્વ હોય એ સંભવતું જ નથી. બધા સંચા એક જ જાતના હોય, એક જ ભાત પાડે, કે પત્થર પર એક જ જાતનું પાલીશ કરે એમાં કંઇ કલા નથી. માણસ એ જોઇ આશ્ચર્ય ભલે પામે, પણ કલામાં આશ્ચર્ય ઉપરાંત વધારાનું આનંદનું પણ તત્ત્વ રહેલું છે, અને સંચાકામમાં આનંદ ક્યાંથી આવે? ઉપર જણાવેલી છએ કલાઓ આપણી ઇન્દ્રિયોની જીવન્ત સૃષ્ટિ છે. એ સર્જન—એ સૃષ્ટિ જ લાગલી સંચા વડે થાય તો પછી કલા ક્યાં રહી? સંચાની ઉત્પત્તિ સ્વાભાવિક છે. મૂળમાં તો એ મજુરી બચાવવાને થયો. એટલું જ કામ જ્યાં સુધી એ કરતો હતો ત્યાં સુધી કલા જીવતી રહી. પણ જ્યારે તેણે કલા જ કરવા માંડી ત્યારે કલાઓ મૃતવત્ થઇ રહી. દાખલા તરીકે ફોનોગ્રાફે ગાયનકલાને ઉતારી પાડી છે. આપણાં વાદ્યોમાં વ્યક્તિત્વ છે, પણ ફોનોગ્રાફ એ વાદ્ય નથી. હારમોનીઅમ વાદ્ય છે, પણ એમાં વ્યક્તિત્વ નથી, કારણ એક જાતની નકલ કરી આપણા સૂર ઉપરવટ થઇ એ કામ કરે છે.

પણ તે તો આપણે માટે વિષયાંતર થાય છે. આપણે જ્યાં સુધી આપણી મજૂરી ઓછી કરવા પૂરતો જ સંચાનો ઉપયોગ કરીએ ત્યાં સુધી તે આપણે તાબે રહે છે, પરંતુ તે જ્યારે તેનાથી આગળ વધી ખુદ મનુષ્યની જગ્યા લેવા માગે, ત્યારે આપણે તેના તાબેદાર બનીએ છીએ, અને આપણી સર્જક શક્તિનો પણ હ્રાસ થાય છે. (આ રીતે વણવાના સંચાએ હિંદુસ્તાનની વણાટ કલા હરી લીધી છે.)

આ રીતે સંચાઓ હવે સ્થાપત્યમાં પણ પેઠા છે. ત્યાં એ હાથે ઘડવાનું કામ કરવા માંડયા છે. નવા દિલ્હીમાં પાદશાહી મકાનોમાં ઉપયોગમાં લેવાના થાંભલા એ સંચા વડે ઉતારવામાં આવે છે! પત્થરનું લગભગ બધું કામ સંચા વડે થાય છે. હાથનું ઘડતર ઘણું જ ઓછું છે. નળીઆં સંચા વડે, લાદી સંચા વડે, મજાગરાં સંચા વડે, અને લાકડકામમાં પણ સંચો! અમેરિકાનાં ૪૦–૫૦ માળનાં મકાનો સંચાની મદદથી જ ઉભાં થાય છે. ત્યાં હવે સ્થાપત્ય તો માત્ર નામનું જ રહ્યું છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલ પછી સ્થાપત્યનો વિકાસ અટક્યો છે. રાજસ્થાનમાં અને દેશી રજવાડામાં ક્યાંક ક્યાંક સ્થાપત્ય હજી જીવન્ત છે, પણ ત્યાંના મહારાજાઓ એ વહેન જીવતું રાખે એમ નથી. તેમણે પોતાના અસલી રાજમહેલો છોડી દીધા છે, ને બંગલાઓમાં જઇ રહ્યા છે! અસલી મહેલો તો કોઇ રડયાખડયા મુસાફરને જોવાની અજાયબીની ચીજ તરીકે રહ્યા છે.

સંચાના આવા ઉપયોગથી આપણા કારીગરો બીબાં પરથી ઢાળ બનાવનારા યંત્રવત્ મજુર થઇ ગયા છે. એવું એક વિધાન છે કે આ સૃષ્ટિ ઈશ્વરના આનંદની એક કલાકૃતિ છે. મનુષ્ય એની ઉત્તમમાં ઉત્તમ કૃતિ છે. એનામાં એણે વ્યક્તિત્વ અને સ્વાતંત્ર્ય મૂક્યાં છે, એટલે એ પણ જ્યારે આનંદમાં આવે ત્યારે કંઇ સર્જે છે. સર્જન એ એના જીવનનો પરમ ધર્મ છે, એનાથી મળતા આનંદ વડે એ ઈશ્વરી આનંદનો ભાગીદાર બને છે. આ સર્જન તે કલાવિધાન! સંચાએ એનાથી એને વંચિત રાખ્યો છે, એને માણસ મટાડી હેવાન બનાવી દીધો છે. સ્થાપત્ય એ મનુષ્યનું—અરે જનસમાજનું મહાનમાં મહાન સર્જન છે. તો તેમાં સંચાકામ કેમ દાખલ થઇ શકે? હિંદુસ્તાનના સ્થાપત્યના જે અવશેષો હજી આપણને આકર્ષી રહ્યા છે, એનું કારણ એ છે કે તેના એકેએક અવયવમાંથી એના સૃષ્ટાનો જીવન્ત હાથ આપણે અનુભવીએ છીએ.

વાંચનાર પણ સહમત થઇ કલામાં જીવન્ત હાથ અનુભવે, માગે ને ઇચ્છે કે **असतो मा सद्गमय ॥**

**ગજાનન વિશ્વનાથ પાઠક**

# અકાળીઓનું ધર્મયુદ્ધ

સ્વધર્મના રક્ષણ અર્થે પંજાબના અકાળીઓએ જે મહાન યજ્ઞ આદર્યો તેની માહિતી ઘણા થોડા હિંદીઓને હોય છે—અને હોય છે તેમાંથી ઘણા જ થોડા તેનું રહસ્ય સમજે છે. મુખ્ય પ્રશ્ન આત્મશુદ્ધિનો છે. ધર્માચાર્યો તેની વિરુદ્ધ પડયા છે, કારણ કે તેમની સ્વચ્છંદી વર્તણૂંક ઉપર અંકુશ મુકવાનો, તેમને સુધારવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. એમના મંદિરોમાં જે અખંડ પાઠ ચાલે છે તેના ઉપર નાભા રાજ્યમાં હકુમત ચલાવનાર અંગ્રેજી અમલદારે જે આપખુદી અંકુશ મુકયો તેને લીધે હજારો માણસો જેલમાં ગયા છે. આ હકીકત છાપાં વાંચનારા જાણે છે; પણ અકાળી શીખોમાં ધર્મની જાગૃતિ થઇ છે અને તેના જુસ્સાથી કેવા પ્રકારની આત્મશુદ્ધિ થઇ રહી છે તેનો ખ્યાલ ઘણા જ થોડા માણસોને છે. હાલમાં અમૃતસરની શીરોમણી ગુર્દ્વાર પ્રબંધક સમિતિએ પ્રકાશન ખાતું ખોલ્યું છે અને પોતાની લડતના ઉદ્દેશ તથા રહસ્યની ખરી હકીકત જણાવવા માટે શિક્ષિત અકાળીઓને આખા દેશમાં મોકલ્યા છે.

નાનખાના સાહેબના મંદિરમાં અકાળીઓની કતલ થઇ ત્યારથી તેમનો ધાર્મિક જુસ્સો ઉજ્જ્યો છે, અને મહાત્મા ગાંધીના અહિંસા ધર્મનું પાલન આ શૂરવીર લડાયક કોમે કરી બતાવ્યું છે. જે સ્વયંસેવકો અખંડ પાઠના જથ્થામાં અથવા બીજા કોઈ પણ કામ માટે ચુંટાય છે તેમને અમૃતસરના સુવર્ણ મંદિરમાં આવેલા અકાલ તખ્ત પાસે લઇ જવામાં આવે છે અને ત્યાં શીખ સંઘ તરફ વફાદારી તથા સંપૂર્ણ અહિંસાની પ્રતિજ્ઞા લેવાય છે. આજે હજારો માણસો સ્વયંસેવકો થયા છે, હજારોને માર પડયો છે, સેંકડો માણસો મારથી ઘવાયા અને મરી ગયા તે છતાં આજ સુધી અકાળી દળમાંથી કોઇએ હિંસા કે તોફાન કર્યાનો એક દાખલો જણાયો નથી. આશરે વીસ હજાર (૨૦,૦૦૦) સ્વયંસેવકો જેલમાં ગોંધાયા છે તેમાંનો લગભગ અડધો ભાગ લશ્કરમાં હતો. અફઘાનિસ્તાન, મેસોપોટેમીઆ, અરબસ્તાન, ઇજીપ્ત તથા યૂરોપમાં લડી આવેલા લશ્કરમાં હતા. ને જ્યાં કોઇએ હાથ ઉઠાવ્યો નથી. એનું નામ અહિંસાની તાલીમ. મહાત્માજીએ વારંવાર કહ્યું છે કે અહિંસાનું શૌર્ય જબરો માણસ બતાવી શકે છે. નબળો, પોચો ડરકણ માણસ હાથ ઉગામે નહીં તેમાં પુરૂષાર્થ ન હોય

આપણા સ્વયંસેવકો નાગપુર સત્યાગ્રહમાં ગયેલ તેમાં કેટલા બધાએ માફી માગી હતી! ભરૂચથી ગયેલા સ્વયંસેવકોમાંથી કેટલાક તરત માફી માગીને તરત છુટયા હતા. હજારો અકાળીમાંથી કોઇએ માફી માગી નથી. જ્યાં સુધી રાજકીય લડતમાં ધાર્મિક ભાવના ન આવે ત્યાં સુધી અડગતા, નીડરતા, માર અને મરણ ખમી લેવાની સહનશક્તિ નહીં આવે. આપણા આગેવાનોમાં ઘણે અંશે આવી ભાવના આવી છે પણ સૈન્યના દરેકે દરેક સૈનિકમાં હજી સુધી ખીલી નથી. સ્વયંસેવકોને ચુંટી ચુંટીને દાખલ કરવામાં આવે છે. એમ કહેવાય છે કે આજે ઓછામાં ઓછા બે લાખ સેવકો જથ્થામાં જવાને અગર કાંઈ પણ સેવા ઉઠાવવાને તૈયાર છે. સેવક મેળવવા માટે આજીજી કરવી પડતી નથી, પણ સેવકો સંખ્યાબંધ જોડાવા માટે તુટી પડે છે.

ધાર્મિક શુદ્ધિના કાર્યક્રમમાં એક પાઠશાળા સ્થાપીછે તેમાં પુરોહિત અથવા પુજારીઓને ખાસ શિક્ષણ આપવામાં આવે છે. શીખ ગ્રંથો માતૃભાષા (ગુરમુખી)માં લખાયલા છે, સર્વ શિક્ષણ પણ તે જ ભાષા દ્વારા અપાય છે અને બધું કાર્ય (કર્મકાંડ વિગેરે) સ્વભાષા મારફત થાય છે. આપણે ત્યાં અજ્ઞાન "બામણો" અગડમબગડમ્ કરી જાય છે અથવા શુદ્ધ ઉચ્ચાર

વાળા પુરોહિતો સંસ્કૃત શ્લોકોની આગગાડી ચલાવે છે તેની અસર સામાન્ય શ્રોતાજન ઉપર શી થાય ? દરેક ગામમાં આખી વસ્તી મંદિરમાં પ્રાર્થના માટે મળે છે, ઘણે ઠેકાણે દિવસમાં બે વખત, અને ટુંકી પ્રાર્થના થઇ રહ્યા બાદ અકાળીની લડતના તાજા સમાચાર, ઉપદેશ વિગેરે સાંભળવાના મળે છે.

લગ્ન પ્રસંગે ફરજીઆત ખર્ચ માત્ર સવા રૂપીઓ થાય છે, તે ઉપરાંત ખર્ચમાં કાપકુપ કરવામાં આવી છે. અછુતને પોતાના ધર્મમાં દાખલ કરીને અસ્પૃશ્યતા કાઢી નાખી છે, અને તેમ કરવામાં હજારો અત્યંજો શીખ ધર્મમાં દાખલ થયા છે. તેમને સમાનતાના હક્ક મળ્યા છે તે એટલે સુધી કે અસ્પૃશ્ય વર્ગમાંથી દાખલ થયેલા શીખો પુજારી અને પુરોહિત પણ થઇ શક્યા છે. પોતાની ધાર્મિક ક્રિયામાં કોઇ પણ બ્રાહ્મણોને હવે રોકવામાં આવતા નથી. કેટલાક જુવાન શીખોએ જોયું કે અમૃતસર લાહોર વિગેરે ગામોમાં નાની ઉમરની છોકરીઓને ફોસ્લાવીને વેશ્યા તરીકે રાખવામાં આવે છે. એવી જુવાન વેશ્યાઓને પરણાવી દીધી હોય તો એ દુષ્ટ કામમાંથી બચી જાય. રાજીખુશીથી પરણવાને માટે સારા જુવાન વર્ગને વિનંતિ કરતાં તેવા માણસો મળી આવ્યા, અને સંખ્યાબંધ છોકરીઓ સારા કુટુંબોમાં દાખલ થઇ ગઈ. આ હીલચાલમાં જરા પણ ગાંડપણ નથી. દરેક દેશમાં આત્મશુદ્ધિનો પવન વાય છે ત્યારે પતિત વર્ગ, પછાત વર્ગનો ઉદ્ધાર કરનાર મળી આવે છે. નવયુગનો ખરો જુસ્સો આજે પંજાબમાં જોવામાં આવે છે.

પ્રબંધક સમિતિ પાસે પુષ્કળ પૈસો છે. જ્યારે પાંચ પાઇનો ફાળો નાંખ્યો હતો ત્યારે દરેકે દરેક શીખે પોતાનો ફાળો આપી દીધો. પુરૂષ સ્ત્રી અને છોકરાં બધાં ફાળો આપે છે. પાંચ આનાનો ફાળો પણ તે જ પ્રમાણે અપાયો હતો. અમૃતસરના મંદિરની આસપાસ પીત્તળનું સુશોભિત 'રેલીંગ' કરવા માટે દરેક ઘરમાંથી ભાગેલાં વાસણની માગણી થઇ કે એકદમ હજારો મણ વાસણોના ઢગલા થઇ ગયા. કોઇ પણ જથ્થો સત્યાગ્રહને માટે તૈયાર થાય છે ત્યારે હજારો સ્ત્રીઓ તેમને માટે લાંબા ડગલા વિગેરેનો પહેરવેશ તૈયાર કરી દે છે. દરેક સ્ત્રી પોતાનું કપડું લાવે છે. પંજાબની નહેરોને લીધે શીખ પ્રજા પૈસે ટકે સુખી છે, અને ધર્મના કામમાં હજારો માણસોએ પોતાની સઘળી પુંજી પ્રબંધ સમિતિને સોંપી દીધી છે.

આજે બ્રિટિશ સરકારે અકાળીઓનો લાખો રૂપીઆ દંડ કર્યો છે. દરેક માણસને કેદની સાથે દંડ પણ થાય છે એટલે કેદીના નિર્વાહનો ખર્ચ સરકાર પર પડતો નથી. વીસ હજાર અકાળીઓ રાખવાને માટે તુરંગો ક્યાંથી હોય,. તેથી તેમને ખેતરોની આસપાસ કાંટાવાળા તારથી ઘેરી લેવામાં આવે છે. આવા તુરંગમાંથી નાસવું બહુ સ્હેલું છે તે છતાં એક પણ અકાળી નાઠો નથી.

અમૃતસરમાં પ્રબંધક સમિતિનું લંગારખાનું છે તેમાં દરરોજ દસ હજાર માણસ જમે છે. જમે તે ન્યાતનો માણસ જમી શકે. દરેકને રોટલો અને જાડી દાળ મળે છે તે બન્ને હાથમાં લઇને ખાવાનાં. તે છતાં પુષ્કળ ખર્ચ મળ્યે જાય છે. દરેક શીખ આ 'પ્રસાદ' ખાવાને આતુર હોય છે એટલે અત્યંત પૈસાદાર માણસ હોય તો તે પણ અમૃતસરમાં આ રોટલો અને દાળ ખાય છે.

જેવી રીતે લશ્કરમાં એક અફસર મરી જાય કે તરત બીજો તેની જગ્યાએ તૈયાર થઈ જાય છે તેવીજ ત્વરાથી એક માણસ પકડાયો કે બીજો તૈયાર થાય છે. આ ધર્મયુદ્ધના સિદ્ધાંત એટલા સ્હેલા છે અને આખી શીખ કોમમાં ડીસીપ્લીન એટલી બધી સાદી છે કે આગેવાનોનું કામ સ્હેલું છે. તે છતાં બધા પ્રબંધને માટે બે પ્રકારની તજવીજ કર્યા વિના છુટકો ન હતો. એક તો વ્યવસ્થા એવી છે કે જે ખરા આગેવાનો છે તે કોઇ પણ સમિતિઓમાં, લખાણમાં, કે ભાષણો કે કોઇ પણ પ્રવૃત્તિમાં ભાગ લેતા નથી પણ બધામાં ખરો હાથ તેમનો જ રહે છે; અને બીજુ પંજાબની બધી હિંદુ પ્રજાની સહાનભૂતિ એટલી બધી છે કે જેલમાં પડેલા કેદીઓ સંદેશા મોકલી શકે છે, લગભગ ઓફીસ ચલાવી શકે છે. એમ કહેવાય છે કે અકાળીઓના પોતાના છુપા જાસુસો છે તે સરકારી કચેરીના દરેક અગત્યના કાગળોની નકલ કરે છે.

નાભા સ્ટેટના કાગળો ગુમ થઈ ગયાનું જાહેર પત્રોમાં બહાર પડયું છે, તે અકાળીઓની પાસે સહીસલામત સચવાઇ રહેલા છે એવું અનુમાન થાય છે

શીખ રીવ્યુ જેવાં માસિકો તથા બીજાં છાપાંના ખરા તંત્રીઓ બહાર પડતા નથી અને એક પછી બીજો તંત્રી જરૂર પડે છે ત્યારે જેલમાં જાય છે.

બ્રિટિશ સરકારે શીખસુધારક સભા સ્થાપી છે તેમાં કેટલાક શીખ જમીનદારો તથા ઉદાસી શીખો દાખલ થયા છે; બાકી શીખોમાં ૧૫-૧૬ જુદા સંપ્રદાયો છે, તે આજે બધા એકઠા થઇ ગયા છે. જ્યારે એક પ્રજા મહાન જુલ્મની સામે થાય છે ત્યારે તેનો સંપ કેટલો ગાઢો થઇ શકે, કેટલો આત્મભોગ, કેટલો સંયમ વાપરી શકે, કેટલી આત્મશુદ્ધિ થાય છે તેનો કાંઇક ખ્યાલ ઉપરના વર્ણન ઉપરથી આવશે. જે ભાઇએ મને હકીકત આપી હતી તેમણે ઇંગ્લાંડમાં કેળવણી લીધી હતી અને માસિક રૂપીઆ પંદરના પગારે પ્રકાશન તથા જાહેરાતનું કામ તેમને સોંપાયું હતું.

આ બધી વ્યવસ્થામાંથી આપણે ઘણું શીખવાનું મળે એમ છે અને તેથી જ ગુજરાતી પ્રજાની જાણ માટે આ હકીકત મુકવાને લલચાયો છું.

સુમન્ત મહેતા

# યૌવનની તાલીમ

આપણો દેશ આજે ઘણા વિચિત્ર વહેણમાં ઝોલાં ખાય છે. થોડાં વરસ પર મહાત્મા ગાંધીજી ક્ષિતિજ પર દેખાયા ને સૌની આશા તેમના પર ઠરી. લગભગ ૭ વરસ સુધી તેમણે દેશનું મંથન કરી થોડુંઘણું નીપજાવ્યું છે. હજી પણ તેમની શક્તિ અમાપ લાગે છે ને તેમની સાધુતા તો ખીલતી પણ જાય છે. લોકો તેમને ક્વચિત્ પહેલાંના કરતાં પણ વધારે ઉત્સાહથી વધાવી લે છે. પણ આટલા વરસના અનુભવ પછી હવે તેમના વિચારોનો મોહ ઉતરતો જાય છે અને તેમને માર્ગે જવાનો ઉત્સાહ ઓસરતો જાય છે. બીજી પાસ દેશબંધુ દાસ જોશથી સેનાધિપતિની માફક એક પછી એક સોકટી ઉડાવીને આગળ ધપે છે ને સરકારની ઇતરાજી વ્હોરીને સ્વરાજ્ય પક્ષે નામના કાઢી છે. છતાં તેમની પ્રવૃત્તિમાં પણ કંઇક ઓછપ લાગે છે, તેમ ધર્મની કે સામાજિક સુધારાની મોટી હીલચાલ દેશમાં દેખાતી નથી. એટલે સ્વાભાવિક રીતે ભવિષ્યની ઉન્નતિ માટે ઉગતી પ્રજા ઉપર—યુવક વર્ગ ઉપર નજર ઠરે છે ને આશા બંધાય છે.

પણ આજે ઉગતા યુવાનો અને યુવતીઓને યોગ્ય કેળવણી મળે તો જ તેઓ સૌની આશા ને પોતાના મનોરથ કંઇક પણ સફળ કરી શકે. તેથી તેમની તાલીમનો સવાલ ઘણો જ મહત્વનો લાગે છે.

તે કંઇ નવો તો ન જ કહેવાય. ગયા સૈકામાં શ્રી દયાનંદ સરસ્વતીએ અને લોકમાન્ય ટિળકે તેનો જુદી જુદી રીતે વિચાર કર્યો હતો ને અખતરા પણ અજમાવ્યા હતા. એકે ગુરૂકુળની ભાવના રજુ કરી, બીજાએ પુનામાં ફર્ગ્યુસન કોલેજ કાઢી. પણ તેમના આગમન પહેલાં યૌવનની તાલીમ વિષે શો ખ્યાલ હતો તે જરા જોઇએ.

## પહેલાંના કાળમાં

ઘણા જુના કાળથી આપણો સમાજ જન્મના ધોરણ પર જુદી જુદી ન્યાતોમાં વહેંચાઇ ગયો હતો, ને ચાર વર્ણને જુદાં જુદાં કામ સોંપાયાં હતાં. ને જો કે ઉપરના ત્રણે વર્ણને ઘણે અંશે એક જ જાતની કેળવણી આપવાનું જણાવ્યું છે છતાં જેમ ધર્મ અને બુદ્ધિની ખાસ કેળવણી બ્રાહ્મણોને જ મળતી, તેમ શરીર ને શસ્ત્રની તાલીમ મુખ્યત્વે કરીને ક્ષત્રિયોને જ મળતી હોય એમ જણાય છે. ઋષિઓના આશ્રમોમાં ટાઢતડકો વેઠવાથી, ઢોર ચારવાથી અને લાકડાં કાપવાથી બ્રાહ્મણોનાં શરીર ગમે તેટલાં તપસ્વી ને સંયમી બનતાં હશે, પણ યૌવનકાળે શરીરમાં, મનમાં ને હૃદયમાં જે વસંતનો તનમનાટ થાય છે અને સાહસનો અંકુર ફુટે છે તેને વધાવવાને કે ખીલવવાને ક્ષત્રિય યુવાનોમાં જ કંઇક પ્રયાસ કરવામાં આવેલો જણાય છે.

પશ્ચિમની પ્રાચીન ને અર્વાચીન પ્રજાઓથી આ વિષે આપણે ચોખ્ખી રીતે જુદા પડીએ છીએ. ત્યાં જ્ઞાતિઓનાં શૃંખલાબંધન ન હોવાથી પાદરીઓ ને સાધુઓ સિવાય સૌ કોઇ રમતગમતમાં ને મલ્લકુસ્તીમાં, ઘોડાની સવારીમાં કે ભાલા તલવારના પટાદાવમાં, એટબોલ કે બંદુક ખેલવામાં આજ સુધી ઉતરે છે. આમ ઇતિહાસના અનેક વારાફેરામાં યૌવનની ખાસ કળાઓ તેમણે નિરંતર કેળવી છે તેમ પોતાના દેશનું રક્ષણ કરવામાં, બીજાં પર વિજય મેળવવામાં સમગ્ર પ્રજાવર્ગે કેસરીઆં કર્યાં છે તેથી જ તેમનો સીતારો આજે ચઢતો છે. ત્યારે આપણી તો ખાસ મગરૂબી ગણાય છે કે લડાઇઓમાં મુઠ્ઠીભર માણસો જ ભાગ લેતા ને ભર લડાઇ ચાલતી હોય ત્યારે પણ આપણા ખેડુતો ને વેપારીઓ પોતાનું કામ શાંતિથી કર્યે જતા! આમ વીર રજપુતાણીઓને શરમાવે એવી નિરાધાર ને નપુંસક વિદ્યા કેળવવા માટે ને છેવટે હાલની ગુલામીમાં અટવાવા માટે કોઈ મગરૂબ પણ થાય છે! કોઇ સ્વતંત્રતાને ભોગે પણ અહિંસાવૃત્તિ સાચવવા માટે આપણા પૂર્વજો પર વારી જાય છે! કવિઓ અને સાધુઓને આ વૃત્તિ ભલે છાજે. પણ જુના વખતના રજપૂતો ને મરાઠાઓની માફક નવા જમાનાના હિન્દીઓને તો શૌર્ય ને સાહસ, શરીરબળ ને શસ્ત્રવિદ્યાની અવગણનામાં જ દેશની અવનતિનાં બીજ જણાય છે ને તેથી યુવાનોને તેની ખાસ તાલીમ આપવા તલસે છે.

### યુવતીઓની તાલીમ

ને યુવતીઓને તો યુવાનો કરતાં પણ ઓછી જ તાલીમ મળતી હતી. દ્વિજ વર્ણના વિદ્યાર્થીઓ ધર્મશાસ્ત્ર ને બીજી વિદ્યાઓ પણ કંઇક શીખતા ત્યારે કન્યાઓ અને સ્ત્રીઓ મોટે ભાગે અભણ રહેતી ને રાજકુટુંબની ભાગ્યશાળી યુવતીઓને પણ મોટે ભાગે લલિત કલાઓથી જ સંતોષ માનવો પડતો. ગાર્ગી અને મૈત્રેયીની વિદ્વત્તા પરથી સ્ત્રીકેળવણીનાં જે સોનેરી સ્વપ્નાં રચાયાં હતાં તે હવે ખોટાં પડયાં છે. સ્મૃતિ ગ્રંથોમાં પણ લગ્નને જ કન્યાઓનું ઉપનયન ગણ્યું છે—અર્થાત્ વિદ્યાર્થીઓ જેમ ગુરૂ પાસે વનમાં જાય તેમ કન્યાઓ સાસરે પતિ પાસે જાય. ત્યાં વિશેષપણે સેવા કરવાની જે તાલીમ મળે તેની ગમે તેટલી ઉંચી કદર કરો પણ કબુલ કરશે કે ત્યાં જ્ઞાન કે શૌર્યની કેળવણી તો ભાગ્યે જ મળે.

પશ્ચિમમાં પણ પહેલાંના વારામાં સ્ત્રીઓને બુદ્ધિના તો થોડા જ સંસ્કાર મળતા. પણ પહેલેથી જ સ્ત્રીજાતિને ત્યાં વધારે છૂટ હતી ને લગ્ન વધારે મોટી વયે થતાં. પુરાણા ગ્રીસમાં તો યુવતીઓ યુવાનોની સાથે જ મલ્લકુસ્તીમાં અને રમતગમતમાં ભાગ લેતી; અને ખ્રિસ્તી ધર્મના સંચારથી આવી છૂટ પર બંધનો મુકાયાં તો પણ પુરૂષોની કેટલીક ઝનુની રમતગમતો પણ સ્ત્રીઓ પ્રેક્ષકના સ્થાને વિરાજતી ત્યારે જ શરૂ થતી. ખ્રિસ્તી ધર્મમાં મધર મેરીની પૂજા થતી તેમ મધ્યકાલની ભાલાની અતિશય પ્રચલિત રમતોમાં સ્ત્રીઓનું ગૌરવ ઘણું જ ગવાયું—એટલે સુધી કે પોતાની પ્રિય રમણીનો પ્રેમ સંપાદન કરવાને જ ઝનુની "નાઇટ્સ" જોખમભરેલી લડાઇઓ ખેલતા, ઘાયલ થતા ને કવચિત મરી પણ જતા. ત્યારથી તે આજ સુધી પશ્ચિમમાં મર્દાનીની રમતો ને લડતોમાં સ્ત્રીઓએ પ્રેક્ષક અને પ્રેરક તરીકે અમૂલ્ય ભાગ ભજવ્યો છે. આમ સ્ત્રીઓની ચમકતી આંખો નીચે ખેલતા યુવાનોને વધારે ને વધારે સાહસ ને શૌર્ય દેખાડવાનો પાનો ચડયો છે ને સ્ત્રીઓને પણ સીપાઇગીરી ને શુરાતનનો પરિચય રહ્યો છે.

ત્યારે આપણે ત્યાં ઉત્તરના સીપાઇગીરીના મુલકમાં સ્ત્રીઓ પડદા પાછળ પૂરાઇ ને દક્ષિણમાં સ્ત્રીઓ છૂટી રહી છતાં પુરૂષોના નબળા સંસ્કારને શરણ થઇ. કોઇ ચાંદબીબીએ કે પદ્માવતીએ પોતાની જાતિની નિર્બળતાનું ગમે તેટલું પ્રાયશ્ચિત્ત કર્યું હોય ને કોઇ રાજાની સવારીઓ જોવાને ગમે તેટલી સ્ત્રીઓ ઝરૂખા ને અટારીઓને શોભાવતી હશે, પણ એકંદર યુવાનોને પાનો ચડાવવાની કે જાતે શૂરવીર બનવાની કંઈ જ તક યુવતીઓને આપવામાં આવી નથી.

### દયાનંદ અને ટિળક

ભૂતકાળના આ અવલોકન પછી હવે સાંપ્રત યુગ તરફ વળીએ. ઉપર સૂચવ્યા મુજબ સ્વામીશ્રી દયાનંદે કદાચ રાષ્ટ્રીય કેળવણીની પહેલી ભાવના રજુ કરી. ઇસ્વી સનની પૂર્વે વેદકાળમાં અપાતી હતી તેવી જ કેળવણી આપવાનો તેમનો આગ્રહ આજે જરા અઘટિત લાગે છે, છતાં વનમાં રહી, સવારે ચાર વાગે ગંગા નદીમાં સ્નાન કરવાની, બ્રહ્મચર્ય પાળવાની અને કસરત કરવાની જે તાલીમ તેમણે આપવા ધારી તે મર્દાની ખીલવવા માટે અત્યંત યોગ્ય જ ગણાય. તેમ જ દેશના યશસ્વી ઇતિહાસને અને મહાપુરૂષોનાં વીર ચરિત્રોને

આંખ આગળ લાવીને તેમણે યૌવનની સાહસિક વૃત્તિને ઠીક પોષણ આપ્યું.

લોકમાન્ય ટિળકે ફર્ગ્યુસન કૉલેજની મારફત રાષ્ટ્રીય કેળવણી આપવા ધાર્યું. પણ તે સ્વપ્ન થોડી વારમાં ઉડી ગયું, ને તેઓ એ સંસ્થાથી જુદા પડયા. તે પછી તેમણે જે પ્રયાસ કર્યા તેમાં પણ જુદા સ્વરૂપમાં એનાં એ બે તત્ત્વો માલમ પડે છે—ઇતિહાસની પ્રેરણા ને કસરતની તાલીમ. શિવાજી ઉત્સવ ઉજવીને તેમણે મરાઠાઓનાં શૂરાતન ને સીપાહગીરીનું જ્વલંત પ્રકરણ પ્રજા સમક્ષ રજુ કર્યું, અને ગણેશ ચતુર્થીની ઉજવણીમાં કસરત અને પટાબાજીના પાઠ આપવા માંડયા. આ સમારંભોની ખરેખરી અસર યુવક વર્ગના ઉછળતા લોહી પર જ પડી શકે.

બંગભંગની ચળવળ પર આવતા પહેલાં એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે બંગાળ મહારાષ્ટ્રમાં, ઉત્તર હિન્દુસ્થાનમાં કે ગુજરાતમાં છેલ્લાં ચાળીસ વરસમાં જે નવલકથાઓ લખાઇ છે તેમાં મોટે ભાગે આપણા શૂરવીર પૂર્વજોનાં પરાક્રમની જ કથાઓ છે. બંકિમ ચેટરજી અને રમેશચંદ્ર દત્ત, હરિનારાયણ આપ્ટે અને શ્રીયુત ખાડીલકર, સ્વ. નંદશંકર અને શ્રીયુત કનૈયાલાલ મુનશીનાં નામ પુરાવામાં બસ થશે. એ સૌ લેખકોએ એક કે બીજી રીતે લડાઇનાં સાહસનાં અને શસ્ત્રાસ્ત્રની કિંમતનાં યશોગાન ગાયાં છે. તેની પણ યુવક વર્ગ પર કેવી અસર થઇ છે એ સૌ જાણે છે.

### નવયુગ

નવા યુગની ખરેખરી ચળવળ ૧૯૦૫–૭ થી શરૂ થઇ. પણ તેની પૂરેપૂરી છાપ તો બંગાળ ને મહારાષ્ટ્રમાં જ પડી. બન્ને ઠેકાણે કસરત ને અખાડાની તાલીમ વધારે પંકાવા લાગી ને રાષ્ટ્રીય કેળવણીની હીલચાલ શરૂ થઇ. ખાસ નવું તત્ત્વ ઔદ્યોગિક કેળવણીનું દાખલ થયું ને આજે બંગાળની એ પ્રવૃત્તિનું જે એક જ મૂર્તિમંત સ્મારક રહ્યું છે તે ઔદ્યોગિક શાળા જ છે.

પણ આ વરસોમાં આખા દેશના યુવક વર્ગની ઉત્સાહશક્તિ તેમ જ ભાવનાસૃષ્ટિ ઘણી જ ખીલી ઉઠી. જેઓ પીસ્તોલ જોઇને ગભરાય ને તેને અડકવાનો તો વિચાર પણ ન કરે તેઓ પણ દેશની ખાતર ફાંસીએ ચઢતા અથવા દેશપાર જતા બંગાલીઓ અને મરાઠાઓના સમાચારથી સચેત થવા લાગ્યા. તેમને પગલે અનુસરવાનો વિચાર તો થોડાને જ આવ્યો હશે. છતાં કંઈ પણ મીઠાવાળા સૌ યુવકોના હૃદયમાં એ નરવીરોની છબીઓ કોરાઇ રહી એ ચોક્કસ છે.

આથી ગુજરાતમાં પણ યુવક વર્ગનાં હૃદય વધારે જોશથી ધબકવા લાગ્યાં, કલા સતેજ થઇ ને બુદ્ધિ પણ સતેજ થઇ. છતાં વ્યવહારમાં અને કાર્યમાં તેનું પરિણામ ભગભગ શૂન્ય જ કહેવાય.

### ગાંધીજીનો યુગ

તે પછી ૧૯૧૭–૧૮ થી મહાત્મા ગાંધીજીનો યુગ શરૂ થયો. દેશભક્તિની ભાવનાને હજારો માણસો વિચારમાંથી આચારમાં ઉતારી શકે એવા સ્વરૂપમાં પહેલી વાર મુકવાનું માન તેમને જ ઘટે છે. પીસ્તોલ ફોડવી ને ફાંસીએ જવું એ જીંદગીના સોદા. પણ થોડી ઘણી જેલ તો જેમ તેમ ભોગવી શકાય. તેથી દેશના અંતરમાં જે જોશ ધસમસી રહ્યું હતું તેને કાળા કાયદાની અને ખાસ કરીને અસહકારની ચળવળમાં પહેલી જ વાર સરળ ને યોગ્ય માર્ગ મળ્યો ને તેથી વળી ચોમેર એ આત્મભોગનો પ્રવાહ વધતો ને ધસતો જ ગયો. તેમની રાષ્ટ્રીય શાળાઓમાં છોકરાઓ ઘણી નકલી કેળવણી મેળવતા પણ તેમનું સૌનું નિશાન જેલ પર જ હતું. તેઓ ગામડે જતા તો ત્યાં પણ મસાલ સળગાવી ધામધુમ કરવાનો જ તેમનો ઉદ્દેશ હતો. પુરુષોની સાથે કેટલીક સ્ત્રીઓ પણ ભળી. એક વખતે એમ લાગ્યું કે સૈકાઓથી બંધાઇ રહેલી પ્રજાશક્તિ—ખાસ કરીને યૌવનશક્તિ એવા જોશથી ફાટી નીકળશે કે તેના પ્રવાહમાં બધાએ ત્રાસ ને જુલમ સદાને માટે ધસડાઇ જશે. પણ વિધિનું નિર્માણ જુદું જ હતું. ચૌરીચોરાનાં તોફાનથી લડત બંધ પડી ને યુવાનોનાં હૈયાંનો ઉછાળો ધીમે ધીમે શમવા લાગ્યો.

### યૌવનને અણછાજતી તાલીમ

હવે આજની સ્થિતિ તપાસીએ. સરકારી સંસ્થાઓમાં પાશ્ચાત્ય ધોરણ છતાં પણ બુદ્ધિની કેળવણી મળે છે એની ના નહિ પાડી શકાય. પણ ત્યાં નથી સાહસ કે શૌર્યના સંસ્કાર કે નથી શરીરની ખરેખરી તાલીમ. પુરાણી ભાઇઓ જે થોડા અખાડા અત્યાર સુધીમાં સ્થાપી શકયા છે તે તેનો લાભ લેનાર સરકારી તેમ જ રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓને આશીર્વાદ રૂપ છે. પણ હજી પણ એકંદર પ્રજા મહાત્મા ગાંધીજીની રાષ્ટ્રીય શાળાઓ પર જ યૌવનની તાલીમ માટે ખરેખરો આધાર

રાખે છે. તેથી તે વિષે નીચેના મુદ્દા તરફ સૌનું ધ્યાન ખેંચવું જોઇએ.

(૧) ત્યાં સામાન્ય અભ્યાસનું ધોરણ થોડાઘણા સુધારા વધારા સાથે સરકારી ને નકલી છે. દેશસેવાની ને રેંટીઆની વાતોને બાજુએ મુકીને કેવળ શિક્ષણની દૃષ્ટિએ આ સંસ્થાઓને તપાસીએ તો શિક્ષણક્રમ ને તે શીખવવાની વ્યવસ્થા ઘણું એકદેશીય ને છાછરાં છે. ત્યાં રાજકારણ ને અર્થશાસ્ત્ર પર તેમજ પ્રાચીન આર્ય વિદ્યાઓ ઉપર વધારે ભાર મુકાય છે પણ નથી ત્યાં વિજ્ઞાનનો એકે અક્ષર શીખવાતો કે નથી કોઇ ઉદ્યોગોની કેળવણી અપાતી. માધ્યમિક અને પ્રાથમિક શાળાઓ ઉતરતા દરજ્જાની લાગે ને તેમાં ખાદીનો કંઇક પ્રચાર હોય એટલો જ ફેર દેખાય છે. તે હવે એકંદર નિસ્તેજ લાગે છે અને ઘણા ગામના લોકોને નિરર્થક લાગે છે.

(૨) આવી સંસ્થાઓમાં બીજું કંઈ નહિ પણ પ્રાચીન અને મધ્યકાલના ભીષ્મ અને અર્જુન, શિવાજી અને પ્રતાપ જેવા અનેક શૂરવીર પુરૂષોના પ્રબળ સંસ્કાર જોવાની આશા રાખીએ. પણ તેમાં તો શારીરિક ને શસ્ત્રના પશુબળનો પ્રભાવ દેખાય, તે તે ગાંધીજીના ધોરણને છાજે નહિ. આમ યૌવનની ખરેખરી કલાઓ ખીલવવાને જે એક જાતના સંસ્કાર રાષ્ટ્રીય સંસ્થાઓમાં તો ખાસ કરીને આપવા જ જોઇએ તે શહેરમાં કે ગામડાંમાં નજરે નથી પડતા, ને જે કંઇ ભૂલેચૂકે અપાતા હશે તે અહિંસાના કૃત્રિમ ઉપદેશથી ભુસી વાળવામાં આવે છે.

(૩) પછી આવે શરીરની તાલીમ. તે આપવામાં મહાત્માજીને વાંધો નથી તેથી મહાવિદ્યાલયમાં એક અખાડો છે પણ ખરો. થોડાઘણા છોકરાઓ તેનો લાભ પણ લે છે. છતાં અહિંસાનું ધોરણ હોવાથી તેનો સંખ્યાબંધ છોકરાઓ લાભ નથી લેતા. આપણા જેવા નમાલા બનેલા દેશમાં તો તે થોડા વખત ફરજીઆત જ કરવી જોઇએ. તે તો નથી કરી, ને ખુલ્લા મેદાન પર રમવાની ક્રીકેટ, ફુટબોલ, હોકી, પોલો જેવી રમતોની વાત પણ આ સ્વદેશી સંસ્થામાં કેમ થઇ શકે? એટલે ઘણાખરા વિદ્યાર્થીઓ સાંજે સાબરમતીનો મંદ મંદ ને શીતલ પવનસ્પર્શ ભોગવતા પાસે પાસે ફરે છે અથવા પોતાનાં ઘર ને પોળોની ભીડી હવામાં લીન થાય છે!

(૪) બીજી બાજુએ રેંટીઓ પહેલેથી જ ફરજીઆત ગણાયો છે. અને હવે તો ગાંધીજીએ છેવટની નોટીસ આપી દીધી છે કે જેમને રેંટીઓ ન ફેરવવો હોય તેમને આ સંસ્થાઓમાં રહેવાથી કંઇ ફાયદો નથી. અનેક યુવાનો સરકારની સામે લડવાના જુસ્સાથી તેની શાળાઓને તિલાંજલિ આપીને રાષ્ટ્રીય સંસ્થાઓમાં જોડાયા. અને થોડા વખત સુધી આચાર્ય ગિડવાની જેવા અધ્યાપકોએ ગમે તે સ્વરૂપે પણ લડાયક જુસ્સો કેળવ્યો પણ ખરો. પણ હવે તો વિદ્યાપીઠના વ્યાસપીઠ પર રેંટીઆની જ પૂજા થવાની છે. કયાં યૌવનનું તોફાન ને ઉછાળો અને કયાં રેંટીઆની શીળી હળવી ગતિ! જે રેંટીઆને જુના જમાનામાં સાધારણ રીતે યુવાન હલેતી સ્ત્રીઓ પણ હાથ નહોતી લગાડતી તે હવે લડાયક ને શૂરા યુવાનો માટે નિર્માણ કરવામાં આવે છે!

(૫) આમ આજની રાષ્ટ્રીય શાળાઓની તાલીમ વૃદ્ધ સ્ત્રીઓ માટે કદાચ યોગ્ય હશે—જો કે તેમને પણ જરા ચમકારો તો ગમે—પણું યૌવનમદથી મસ્ત બનેલા વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થીનીઓ માટે તો જરાયે યોગ્ય નથી. નવી અક્કલ પોષવાને વિજ્ઞાન નથી, હૃદયને પ્રેરવાને શૂરાતનના સંસ્કાર નથી ને ઉછળતા લોહીને તપાવવાને ને ખીલતાં શરીરને પલોટવાને શારીરિક તાલીમ નથી. પરિણામ સ્વાભાવિક રીતે નિરાશાજનક જ આવે. શરીરે પાટલુન કોટ ને પગે સ્લીપર પણ ન પહેરવાના સંસ્કાર છે તેથી ઘણા વિદ્યાર્થીઓને લફર ફફર ધોતીઆં, લાંબી કફનીઓ અને ચારે બાજુએ ધૂળ ને વરસાદમાં કાદવ ઉરાડતા આ શાળામાં જતા આવતા જોઇએ છીએ. ગતિ નરમ ને હળવી હોય. આંખમાં કવચિત જ ચમક કે સાહસ હોય. સ્વપ્નામાં પણ થોડું જ શૂરાતન હોય—કવચિત જેલની શાંતિ કે ઠંડા અભ્યાસની લગની હોય. અને યૌવનને આ બધું વાતાવરણ ને ખાસ કરીને રેંટીઆનું પ્રતિષ્ઠાપૂજન જાણ્યે કે અજાણ્યે પ્રતિકૂળ જ લાગે તેથી સૌનાં અંતરને થોડો કે ઘણો અસંતોષ કોરી ખાય છે.

### યુવતીઓની અવગણના

અને આ કેળવણીમાં યુવતીઓનું શું સ્થાન છે? એનો જવાબ છેલ્લી રાષ્ટ્રીય શિક્ષણ પરિષદમાં ગાંધીજીએ આપી દીધો કે હાલ તે વિષે ખાસ વિચાર નથી કરવાનો. પહેલાં પણ કદિ કર્યો નથી—પણ રેંટીઆ, હિન્દુમુસલમાન વગેરે ક્રમ રાષ્ટ્રીય શિક્ષણમાં કેમ ગોઠવવો

એ જ તપાસવાનું છે! એટલે યુવતીઓને માટે તો આશાનાં કંઈએ દ્વાર આ સંસ્થાઓએ પહેલાં ઉઘાડયાં નથી, આજે પણ ઉઘડી શકે એમ નથી.

### તરૂણ મંડળની જરૂર

આ ઉપરથી યુવાનોની ખાત્રી થાય કે તેમને યોગ્ય તાલીમ સરકારી શાળાઓમાંથી કે રાષ્ટ્રીય સંસ્થાઓમાંથી મળી શકે એમ નથી. ને તે ઉપરથી જર્મની ને યુનાઇટેડ સ્ટેટ્સ જેવા અનેક દેશના યુવકોની માફક—જો કે જુદી રીતે—તેમની ખાત્રી થશે કે મ્હોટેરાઓ પર હવે આશા રાખીને બેસી રહેવું ફોકટ જ છે. હવે ખરેખર એવો વખત આવ્યો છે કે જ્યારે ખરેખરી યુવકવૃત્તિવાળાં યુવકયુવતીઓએ અને સ્ત્રીપુરૂષોએ મળીને યૌવનની તાલીમનો સવાલ હાથમાં લેવો જોઇએ. રાષ્ટ્રીય શિક્ષણના અખતરાની નિષ્ફળતાથી હમણાં કોઈ ગામડાં કે શહેરમાં શાળા પાઠશાળાઓનું સમગ્ર શિક્ષણ આપવાનો વિચાર નહિ કરે. આપણા કામ માટે તેની જરૂર પણ નથી. ખરી જરૂર તો એક વિશાળ તરૂણ મંડળની જ છે.

તેની મારફત ગામગામડે વ્યાયામ શાળાઓ ને દેશી તેમ જ વિદેશી રમતોનાં ક્રીડાસ્થાનોની ને જીમખાનાઓની ગોઠવણ કરવાની છે. તેમાં તરવાનો તેમજ હોડીઓ ચલાવવાનો, મલ્લકુસ્તીનો તેમજ ઘોડાની સવારીનો પણ સમાવેશ કરવો પડશે. સાહિત્યકલાની ચર્ચા, ઇતિહાસના સંસ્કાર, સંગીત ને ગરબા તેમાં અવસ્ય દાખલ કરવાં જોઇશે. યુવાનો તેમજ યુવતીઓ યોગ્ય લાગે તેમ કવચિત જુદાં કે કવચિત એકઠાં મળીને રમતમાં કે જ્ઞાનગોષ્ઠિમાં ભાગ લેશે, તેમ અનેક વારતહેવારે કે શીતલ પૂર્ણિમાએ આનંદોત્સવો ઉજવશે.

આવી ચળવળ ઉત્સાહ ને આવેશથી ચાલશે ને યૌવનનાં પૂર ગુજરાતમાં રેલાશે ત્યારે સાબરમતીનો કિનારે ફરીથી અનેકાનેક અખાડાઓના અને આનંદક્રીડાના પડઘાથી ગાજશે, તેમ સુરત–ડુમસના રસ્તા પર ગાડીઓની નમાલી હરીફાઇને બદલે પૂરપાટ દોડતા ઘોડાઓની હરીફાઇ થશે. વિજયાદશમીના દિવસે સેંકડો યુવતીઓના નયનતેજથી પ્રેરાઇને ચુનંદા યુવાનો અશ્વારોહણનાં સાહસ ખેલશે અને ગામ ગામની સીમાઓનાં ઉલ્લંઘન કરશે. ને તેમાં ઘવાએલા કોઇ યુવકોની સારવાર કોઇ સાહસિક સુંદરીઓ કરશે ત્યારે સ્વરાજ્યનો સૂર્ય ઉગવાને થોડી જ વાર હશે.

ઈન્દુલાલ યાજ્ઞિક

# સાચો સંવાદ

"કેમ આજે કાંઇ નવું ભૂત ભરાયું છે કે શું?" એવા મોટા અવાજથી પૂછેલા પ્રશ્નથી હું મારા વિચારમાંથી જાગી ગયો. "રોટલી નથી જોઇતી?"

મેં ચમકીને સામું જોયું. મારી વહુએ ફરી પૂછ્યું: "આજે શો નવો વિચાર ચાલે છે?" 'વહુ' શબ્દ ઉપર જરા નોંધ લખવાની જરૂર છે. ભાષાશાસ્ત્રના હજુ સુધી અજ્ઞાત રહેલા કોઇ નિયમથી 'વાઇફ' શબ્દ 'વહુ' કરતાં વધારે શિષ્ટ ગણાય છે પણ ગાંધીજીએ સ્વભાષાનો આગ્રહ કર્યો તે પહેલાં પણ મારી વહુએ પોતાની હકૂમતમાં—ખાસ કરીને રસોડામાં—માત્ર ગુજરાતી અને તે પણ તે સમજે એવી જ ગુજરાતી ભાષા બોલવાનું ફરમાન કાઢેલું હતું. તેની અસર એટલી પ્રબળ થયેલી છે કે હું લગભગ શુદ્ધ ગુજરાતી બોલતો થઇ ગયો છું અને મારા મિત્રો પણ એ હકૂમતમાં ગુજરાતી જ બોલવા લાગ્યા છે. સ્ત્રીઓ તરફ ઘણું માન છતાં બહુવચન નથી વાપરતો તે પણ એવા જ એક બીજા ફરમાનના આધારે.

હું જવાબ આપું તે પહેલાં બીજો પ્રશ્ન આવ્યો: "કેમ આજે ક્યાં જઇ આવ્યા છો?" મારી વહુ હું ખાઇ શકું તે કરતાં વધારે ઝડપથી મારી થાળીમાં રોટલી નાંખે છે અને એવી જ રીતે હું જવાબ આપી શકું તે કરતાં વધારે ઝડપથી પ્રશ્નો પૂછે છે.

મેં કહ્યું: "ક્યાંય જઇ આવ્યો નથી."

"ત્યારે વિચાર શેના કરો છો?"

"પરમ દિવસ સ્ત્રી કેળવણી સંબંધી સભામાં ગયો હતો ત્યાં મિ. પ્રમાણિકે કહ્યું કે આપણી સ્ત્રીઓ હજારે એક પણ ભણેલી નથી અને હું વિચાર કરતો હતો કે—"

"હજી હું ભણી નહિ! હવે તમારે વધારે કહેવાની જરૂર નથી. હું બધું સમજી ગઇ. દર વરસની પેઠે મિ. બ્રાઉનિંગ અને મીસીસ બ્રાઉનિંગનો દાખલો તેમણે આ વખત પણ આપ્યો હતો કે નહિ?"

મેં વધારે કહેવું છોડી દીધું. વાંચવા લખવા ઉપરાંત જરા પણ વધારે ન ભણવાની, સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યસાહિત્ય સમજી મારા રસોપભોગમાં ભાગીદાર થવાય એવું જરાય ન ભણવાની તેની હઠ એટલી જબરી હતી કે એ સંબંધી વધારે કહ્યા વિના મેં નીચું જોઇ દાળ માગી.

દાળ આપતાં આપતાં તેણે કહ્યું: "પુરુષો અમારા કરતાં એટલું બધું શું વધારે જાણે છે કે અમને શિખામણ દેતા આવે છે એ જ મને તો સમજાતું નથી!"

મેં કહ્યું: "શું નથી જાણતા એ કહે ને?"

"કેમ તમને રાંધતાં આવડે છે?"

"એ તો માત્ર અભ્યાસનું કામ છે. ધીમે ધીમે શીખીએ તો તેમાં શું ન આવડે?"

"આપણા હિંદુ ઘરસંસારના રિવાજ પ્રમાણે તમારે માથે રાંધવાનું આવે છે. આટલા વરસના અભ્યાસથી હજી તમને ગોળ રોટલી કરતાં નથી આવડતી! અકળાઓ છો ત્યારે સ્વતંત્રતાની અને જૂના રિવાજો કાઢી નાંખવાની વાતો કરો છો પણ મૂળ અણઆવડત કબૂલ નથી કરતા."

મેં કહ્યું: "એ તો બધી ક્ષુદ્ર વાતો છે. પણ તમે વાંચો નહિ એટલે તમારામાં જ્ઞાન જ નથી હોતું."

"તે ગમે તેમ હોય. તમે કેળવણી વિશે ઘણુંયે વાંચ્યું છે પણ છતાં તમે બાબુને રમાડી નથી શકતા અને તેને છાનો રાખી નથી શકતા."

"હું એ નથી કહેતો. તમે વાંચતાં નથી એટલે તમારું જીવન જ એટલું અપૂર્ણ રહે છે, પોલું રહે છે. દુનિયાંની તમને કશી ખબર જ પડતી નથી."

"એ જ ખોટું છે. તમારું ચોપડીઓનું જ્ઞાન જ પોલું હોય છે. તમને મુસાફરી કરતાં પણ નથી આવડતી તો દુનિયાંનું તમને શું જ્ઞાન હોય? બોલો તમને પોટકું બાંધતાં આવડે છે? કોથળાનું મોં કેમ બાંધવું, કપડાં કેમ બાંધવાં, કપડામાં દાણા કેમ બાંધવા, પાણી કાઢવા લોટો કેમ બાંધવો, તેમાંથી કશુંય આવડે છે? આ વસ્તુઓ, દુનિયાં જાણવાને, મુસાફરી કરવાને જરૂરની છે કે નથી?"

"એટલે કેમ મુસાફરી પણ તારા વિના અમે નહિ જ કરી શકતા હોઇએ?"

"મુસાફરી કેવી કરો છો તે તો તમે જાણો. એક વાર હું સાથે હતી ત્યારે આપણા પોટકાને બદલે કોઈ સુતારનું પોટકું ઉપાડી લીધેલું તે યાદ છે? અંદરનાં હથિયારો વાગ્યાં તોય તમને ખબર ન પડી કે આ આપણું ન હોય!"

"એ બધી હલકી વાતો છે. હું તો કહું છું કે તમે લોકોને કલાનું ભાન જ હોતું નથી."

"સ્ત્રીમાં તો પગલે પગલે કલા છે. તમને તો રસોઇમાં મીઠું ઓછું પડયું હોય તો પણ પારખતાં નથી આવડતું અને ઓઢવા પહેરવાની કલા તો સ્ત્રીઓની જ છે એમ તમે પણ એક દિવસ કહેતા હતા."

"તું ભણી નથી એટલે એમ કહે છે. કલા એટલે લલિત કલા. રાંધવું ઓઢવું એ તે કાંઈ કલા છે?"

"લલિત કલામાં નૃત્ય ગીત તો આવે જ ના! અમે સ્ત્રીઓ અનેક પ્રસંગે ગાઇએ છીએ, અજવાળી રાત દેખી ગરબીઓ લઇએ છીએ અને તેમાં કોઇ ન મળે તો હું તો છોકરીઓ સાથે પણ ગરબી લઇ શકું છું. તમે તમારા મિત્રો સાથે ગાઇ કે નાચી શકતા નથી અને છોકરાઓ સાથે તો વાત પણ નથી કરી શકતા."

મેં હવે વિષય બદલવા કહ્યું: "ભલે. પણ તું આટલી ડાહી તેના પર મારું સ્વામિત્વ તો છે ના? વધારે અમારે શું જોઇએ."

"પણ તમે તો વળી એ પણ નથી રાખતા અને સ્ત્રીઓને સ્વતંત્રતા આપવા નીકળ્યા છો!"

"એ અમારી ઉદારતા એટલું તો કબુલ કરીશ ના?"

"ના એ ઉદારતા નથી. ઉદારતાથી કોઇ સ્વતંત્રતા આપે જ નહિ. પોતે સ્ત્રીઓ પર આટલા પરાધીન છો તે અમને શી સ્વતંત્રતા આપવાના હતા?"

"કેમ નહિ? તમારાં કપડાં ઘરેણાં રીત રિવાજ ફરવું હરવું એ કશામાં હું આડો આવું છું?"

"પણ તેનું કારણ જુદું છે. પહેલાંના પુરુષોને સ્ત્રીનાં ઘરેણાં, કપડાં લત્તાં, તેના રંગ ભાત જાત એ બધાની ખબર હતી, તેમાં સારું નરસું રૂપાળું કઢંગું ગમતું અણગમતું એ સંબંધી તેમને પોતાના અભિપ્રાયો હતા અને તે મુજબ પોતાના કોડ પ્રમાણે તેઓ વસ્તુઓ લેતા અને અમને પહેરાવવાનો આગ્રહ રાખતા. તમને આની કશી ગતાગમ જ નથી. એટલે તમારે સ્વતંત્રતા આપ્યા વિના છૂટકો જ નથી. એ તમારી ઉદારતા. તમારું જીવન જ કોડ વિનાનું છે. હું નાની પરણીને આવી ત્યારે મને એવી હોંશ કે તમને ભાવતું કાંઇક રાંધું. મેં તમને ઘણી વાર પૂછેલું કે શું રાંધું પણ તમે કોઈ દિવસ જવાબ ન આપતા. અને હું મનમાં બહુ મૂંઝાતી. હવે સમજું છું કે તમે એ વાતમાં કશું સમજતા જ નથી."

"અમે એટલી ઉચ્ચતર ભૂમિકામાં વસીએ છીએ."

"એ તદ્દન ખોટું છે. હું સારું રાંધું છું ત્યારે તમે ચોખ્ખા ખુશ દેખાઓ છો અને વધારે ખાઓ પણ છો. માત્ર એટલું જ કે તમે સમજ્યા વિના ખાઓ છો. બાળુની પેઠે જ એમ કહો ને !"

"માટે જ ભોજ્યેષુ માતા કહ્યું હશે. પણ અમારો સ્નેહ તમારાં કપડાં લત્તાં ઉપર આધાર રાખતો નથી એ તો કબુલ છે કે નહિ ?"

"સ્નેહ શું તે તો તમે વાંચો, તે તમે જાણો. પણ કપડાંની અસર તમારા પર નથી એ હું ન માનું. હવે વધારે ન પૂછશો."

"ના કહે ને. એટલા માટે શા માટે અધૂરું રાખે છે ?"

"તમને યાદ છે ? તે દિવસ તમે કંઇક બહુ જ ઉત્સાહમાં મને કાંઇ કહેવા ઉતાવળા ઉતાવળા આવતા હતા. આવીને મારા સામું જોયું, પછી મૂંગા થઇ થોડી વાર જોઈ રહ્યા, ઘરમાં બધે નજર ફેરવી, ચોપડીઓનાં પૂંઠાં તપાસ્યાં, ફરી મારી સામે જોઇ રહ્યા અને ઊલટું મને પૂછવા લાગ્યાઃ 'આજ કેમ કાંઇ ગમતું નથી ! હું કંઇક બહુ જ સરસ તને કહેવા આવેલો પણ ભૂલી ગયો. આજ કેમ કાંઇ ગમતું નથી ?'"

"હા. તેં એનો જવાબ મને કંઇક બહુ કરડો આપેલો હતો નહિ ?"

"કરડો તો નહિ, પણ સાદો જવાબ આપેલો કે 'તમને ન ગમે તેનું કારણ હું કેવી રીતે જાણું ?'"

"તેને આ વાત જોડે શો સંબંધ છે ?"

"આ વાત જોડે એ સંબંધ છે કે તમારા મન પર મારાં કપડાંની અસર થાય છે. મેં જાણી જોઇને તે દિવસે પાડોશણનો ઘરડામો સોગનો સાળુ પહેરેલો અને તેથી તમે એવા સૂનમૂન થઇ ગયા હતા. હવે કેમ કહેવાય કે કપડાંની અસર તમારા પર નથી ?"

"તે મારા પર પણ તું આવા પ્રયોગો કરે છે કેમ ?"

"કેમ ન કરું ? તે પહેલાંને દિવસે રમણિકલાલને ત્યાં હું બેસવા જતી હતી, જરા સારાં કપડાં પહેર્યાં હતાં ત્યારે તમે પ્રેમ અને કપડાં અને શોભા અને સૌભાગ્ય ઉપર એક લાંબુ ભાષણ મને આપેલું તે યાદ છે. મારે જોવું હતું કે આમાંનું કેટલું સાચું છે."

"ઠીક; પણ તમે પહેરો અને અમને ખુશ રહેતાં આવડે, તમે રાંધો અને અમને જમતાં આવડે, એ પણ સુંદર યોજના નથી ?"

"ના, તમને જમતાં પણ નથી આવડતું. કોઇ વાર પહેલી રોટલીથી વિચારમાં પડી જાઓ છો ત્યારે મારે યાદ આપવું પડે છે. કેટલી રોટલી ખાધી એનો હિસાબ પણ મને પૂછવો પડે છે અને કોઇ વાર વાતે ચડો છો ત્યારે તો એ પૂછવું પણ ભૂલી જાઓ છો."

વાત ખરી હતી. પેટ પર હાથ ફેરવી જોતાં મને ખબર પડી કે આજે મેં ઘણું ખાઈ નાંખ્યું છે. હું ભાત ખાવાનો વિવેક કર્યા વિના ઊભો થયો અને મારા ખંડમાં દીવો મોટો કરી બેઠો. આજની વાત પર વિચાર કરતાં મારાથી મોટેથી હસી જવાયું. પછી બધી વાતચીત હું લખવા બેઠો. લખી રહ્યો ત્યાં એ આવી ને મને કહેઃ "એકલા એકલા કેમ હસતા હતા ?" મેં તેને મારી પાસે બેસાડી બધું વંચાવ્યું. તે પણ હસી પડી. મને કહેઃ "આજ સુધી માનતી હતી કે તમને કશુંય આવડતું નથી, માત્ર વાંચતાં લખતાં આવડે છે. વાંચો તો અંગ્રેજી એટલે શું કહું પણ આ જોતાં લાગે છે કે તમને લખતાં પણ નથી આવડતું. એ પણ હવે બેગું લખી લ્યો."

મેં કહ્યું: "એ લખવાની જરૂર નથી. મને વાંચતાં લખતાં નથી આવડતું એ તો હું ઘણા વખતથી જાણું છું. એમાં કશું નવું નથી. ઉપરની હકીકત નવી છે માટે લખી છે. બોલ હવે આનું મથાળું શું કરવું?"

"પહેલાં એક કર્યું હતું તેમ કરો 'સાચો સંવાદ.'"

"ભલે."

"તમે વાત બધી મારી લખો, મથાળું પણ મારું આપેલું લ્યો ત્યારે આમાં તમારું શું?"

"મથાળું, તું ધારે છે તે કરતાં હું તેનો જૂદો અર્થ કરું છું."

દ્વિરેફ

# પુસ્તકપરિચય

કૌમુદી—સાહિત્ય કલા અને વિવેચનનું ત્રૈમાસિક.+ તંત્રી વિજયરાય કલ્યાણરાય. વાર્ષિક લવાજમ ત્રણ રૂપીઆ. છૂટક નકલનો એક રૂપીઓ.

ઘણા સમયથી સાહિત્યના વિવેચનને માટે જ એક માસિકની જરૂર છે એમ ઘણી જગાએથી બોલાયું આપણે સાંભળ્યું છે અને હવે તેને જ માટે આ ત્રૈમાસિક પ્રસિદ્ધ થાય છે એટલે આ પ્રવૃત્તિની આવશ્યકતા વિશે તો કશું કહેવાનું રહેતું નથી. ત્રૈમાસિકનો પહેલો આશ્વિન અંક, તેના વિષયને છાજે તેવો ચોખ્ખો, આડંબર કે ખોટી ટાપટીપ વિનાનો છપાએલો ૧૮૪ પાનાંનો અમને મળ્યો છે. તેના વિભાગો જોતાં વિષયનું ક્ષેત્ર અમને ઠીક વિસ્તારવાળું લાગે છે. પ્રથમ મનનના મથાળા નીચે ત્રૈમાસિકનો ઉદ્દેશ આપેલો છે અને ચાલુ સાહિત્યને લગતા બનાવોની નોંધ લીધી છે. સંગીત અને કવિતા વિશેના લેખથી કલાપીના પત્ર સાહિત્યમાં એક પત્રનો વધારો થાય છે. તે પછી શ્રી નરસિંહરાવનો 'ગુજરાતી સાહિત્યમાં સંગીતકાવ્ય'નો મનનીય લેખ ગરબીના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડી તે સંબંધી કેટલાક અચોક્કસ અને અશાસ્ત્રીય વિચારોનું નિરસન કરે છે. રા. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનું 'ઝેર કોણે પીધું?' એ નાટક અમને એટલું ચમત્કારવાળું લાગ્યું નથી પણ એ રીતે અન્ય ભાષામાંથી સારા સાહિત્યના અનુવાદને આ વિવેચક ત્રૈમાસિકમાં પણ સ્થાન તો છે. શ્રી ગગનવિહારીના 'વહેલાં ઉઠવા વિશે'નો નિબંધ માર્મિક હાસ્યનો સુંદર નમૂનો છે. તેમાં લેખકે મનુષ્ય સ્વભાવનું સારું નિરીક્ષણ કર્યું છે, જોયું છે તેને રોચક રીતે મૂક્યું છે અને હાસ્યની સાથે કોઇ પણ જગાએ કટુતા ભળવા દીધી નથી. તે પછી ગઇ નવલરામની જયંતી વખતે શ્રી ન્હાનાલાલ કવિએ જે ભાષણ આપેલું અને શ્રી મુનશીએ તે પછી ઘણે અંશે તેના ઉત્તર રૂપે જે ભાષણ આપેલું તે બન્નેનો સાર 'વિવેચનની શૈલીઓ'માં આપેલો છે. 'સોરઠ અને તેનું સાહિત્ય' પણ ભૂલાયું નથી એ જોઇ સર્વને આનંદ થશે. એ વિષયનો શ્રી મેઘાણીનો લેખ અભ્યાસ રસવૃત્તિ ખંત અને લોકો તરફની આંતર મમતા બતાવે છે. એમના પ્રયાસોથી લાગે છે કે સોરઠી સાહિત્ય લુપ્ત થવાની બ્હીક રાખવાની હવે જરૂર નથી. 'પ્રજાજીવનમાં નાટ્યકલાનું સ્થાન'માં એ દુર્લક્ષ પામેલા સાહિત્ય અંગની અગત્યતા બતાવી છે. 'સાહિત્ય કલાનાં આંદોલન'ના મથાળા નીચે દેશદેશનાં સાહિત્ય ને કલાને લગતા વિચારો અને માહિતી આપેલી છે, તે પણ યોગ્ય છે કારણ કે અત્યારે દરેક સાહિત્ય ઉપર જગતના સાહિત્યની અસર અનિવાર્ય છે. 'સમકાલીન સાહિત્યપ્રવાહ'માં 'નવલિકા' ઉપરનો લેખ અભ્યાસપૂર્વક લખાયો છે અને તે સિવાય કેટલાંક પુસ્તકોનું અવલોકન છે. અવલોકનમાં બની શકે ત્યાં, વિસ્તૃત નજરથી જોવાનો અને અવલોકનને નિમિત્તે સાહિત્ય ઉપર પોતાના સ્વતંત્ર વિચારો આપવાનો પણ પ્રયત્ન કર્યો છે. અંકને અંતે સાહિત્યસેવકની રોજનીશી આપેલી છે.

+ ગ્રાહક થવા માટે સિરનામું વ્યવસ્થાપક કૌમુદી, આદિત્ય મુદ્રણાલય, અમદાવાદ. લેખો વગેરે માટે તંત્રી કૌમુદી, ઝવેરીની ચાલ, વીલે પારલે (પોસ્ટ અંધેરી).

આ ત્રૈમાસિકની યોજના વિશે અમારે ખાસ કાંઇ કહેવાનું નથી. તેમાં દર્શાવેલા અભિપ્રાયો સાથે સર્વ સંમત ન હોઈ શકે, તેમાં દર્શાવેલા બધા વિચારો તંત્રીના પોતાના પણ નથી, એ જોતાં કેટલીક સામાન્ય બાબતો તરફ લક્ષ્ય દોરવા ઉપરાંત અમારે વિશેષ કરવાનું રહેતું નથી. 'મનન' વિભાગમાં તંત્રીજીએ પ્રસિદ્ધ થયેલી ચોપડીઓના પદ્મિની વગેરે ચાર ભાગો પાડ્યા છે તે, કહેવું જોઇએ કે, અરુચિકર છે—ખાસ કરીને 'આપણા રસિક શાસ્ત્રીય ભાષ્યકારો'એ કરેલા તેમનાં વર્ણનો. જેમના વાંચવામાં આવ્યાં હશે તેમને હસ્તિની ચિત્રિણી શંખિની એ તો શબ્દો પણ એટલા ખરાબ વ્યંગ્યવાળા છે કે શિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં ભાગ્યે જ મળશે. તે સિવાયનાં વિચારનાં તેમ જ શૈલીનાં ભયસ્થાનોથી આપણે સર્વેએ સંભાળ રાખવાની છે. આધુનિક દેશપૂજા જેવી જ ભયંકર આધુનિક યુગપૂજા—અમે અમારા પૂર્વજો કરતાં ડાહ્યા છીએ જ એવો ગ્રહ, સૌંદર્યપૂજા, શક્તિ પૂજા—સૌંદર્ય અને શકિત નીતિ કે સંયમથી પર છે એવો આગ્રહ એ સર્વ વિચારનાં ભયસ્થાનો છે. શૈલીમાં અભ્યાસ કરતાં છટાનું માહાત્મ્ય, નામ કરતાં વિશેષણોનું ગૌરવ એ સાહિત્યનાં બાલાંગનાં ભયસ્થાનો છે. કૌમુદીએ સાહિત્યનું જે ક્ષેત્ર હાથમાં ધર્યું છે તેને ખાસ કરીને એક જૂદો જ ભય છે અને તે 'પાશ્ચાત્ય વિવેચન સાહિત્યનું અનુકરણ છે. પાશ્ચાત્ય વિવેચન સર્વથા ત્યાજ્ય છે એમ અમારૂં કહેવું નથી, પણ આપણો અભ્યાસ, હાલનું વાતાવરણ, આપણા પ્રાચીન સાહિત્યનો આપણો અપરિચય એ સર્વ જાણ્યે અજાણ્યે આપણી બુદ્ધિને ઘણી પરાધીન કરી નાખે એવાં છે એ સરત રાખવી જોઇએ. આમાં જણાવેલો કોઇ દોષ કૌમુદીમાં છે એમ અત્ર વિવક્ષિત નથી. પણ એ જ ક્ષેત્રમાં યથાશક્તિ યથાવકાશ કામ કરતાં અમને જે મુશ્કેલીઓ જણાઇ છે તે બતાવવાનો જ ઉદ્દેશ છે.

કૌમુદીનો અંક જોતાં વાંચનારને જણાશે કે પોતાના ઉદ્દેશ તરફ તેની નજર સીધી અને એકાગ્ર છે. લેખોની પસંદગીમાં તંત્રીએ ઊંડી અને વિશાળ દૃષ્ટિ બતાવી છે. લેખકો જોતાં તેમની સાથે સહકાર કરનાર વર્ગ માતબર જણાય છે. તેમની કોઇ મુશ્કેલી હોય તો તે આર્થિક છે અને તે સંબંધી ત્રૈમાસિકની સ્થિતિ તેમણે ઘણા સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધી છે. અમે માનીએ છીએ કે ગુજરાતનો સાહિત્યરસિક વર્ગ તંત્રીને આ બાબતમાં નિશ્ચિત કરી જે ઉમદા ધ્યેય તેમણે નિશ્ચિત કર્યું છે તેની સિદ્ધિ માટે તેમને સંપૂર્ણ અવકાશ આપશે.

અમે આ ત્રૈમાસિકને સર્વ પ્રકારની ફતેહ ઇચ્છીએ છીએ.

તા. ક. બીજા અંક વખતે માસિકની ઘરાકી વધી છે જાણી અમને સંતોષ થયો છે.

**હાસ્યકથામંજરી ભાગ ૨ જો**—જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું પુસ્તક ૪૨ મું. લેખકઃ ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, સાંતાક્રુઝ. પ્રકાશકઃ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિંમત રૂપીઆ બે.

આ ભાગમાં ૨૧ વાતોનો સંગ્રહ છે. તેમાંની પહેલી પંદર વાતોમાંથી કેટલીક મૂળ અંગ્રેજીના અનુવાદરૂપ છે, કેટલીકનું મૂળ વસ્તુ માત્ર અંગ્રેજી ઉપરથી લીધેલ છે, કેટલીક મૂળ ચાર પાંચ અંગ્રેજી વાતો ઉપરથી વસ્તુ લઇને સ્વતંત્ર રીતે ઘડવામાં આવી છે. બાકીની ૭ તેમની સ્વતંત્ર કૃતિ છે. લગભગ બધી વાતો માસિકોમાં છૂટક છૂટક પ્રસિદ્ધ થઇ ગઇ છે. શુદ્ધ અનુવાદોના મૂળનું સૂચન કર્યું હોત તો તે સાથે સરખાવી જોવાની જિજ્ઞાસુને તક મળત. ભાષા શુદ્ધ અને વિષયને અનુકૂળ છે. હાસ્યના વિષય ચૂંટવામાં તેમણે સારી રસવૃત્તિ બતાવી છે. પણ આ પ્રમાણે આપણા લેખકો તરજૂમા કે અનુવાદમાં જ પોતાની શક્તિ ખરચે એ અમને ઇષ્ટ લાગતું નથી. ઘણા તરજૂમા કરવાથી બુદ્ધિ પરાધીન થઇ જાય છે અને આપણી પરિસ્થિતિ પણ પરદેશના દૃષ્ટિબિન્દુથી જોવાની અને અનુકરણ કરવાની ટેવ પડી જાય છે. નવી કૃતિઓ અંગ્રેજી શિષ્ટ કૃતિઓ જેવી ન થાય, તેમાં વખત વધારે જાય અને ફળ ઓછું આપે તો પણ સ્વતંત્ર કૃતિ માટે જ પ્રયત્ન કરવાથી લેખકને અને સાહિત્યને લાભ છે એમ અમે માનીએ છીએ અને શ્રી ધનસુખલાલ જેવા અભ્યાસી એવા પ્રયાસનું વિશેષ ફળ આપણને આપે એવી આશા રાખી તેમને આ પુસ્તક માટે અભિનન્દન આપીએ છીએ.

**દેશદર્શન**—જ્ઞાનવર્ધક પુસ્તકમાળા પુસ્તક ૪૧ મું. અનુવાદકઃ કુમારી સુમિત્રા દયાળજી મહેતા. પ્રકાશકઃ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિં. રૂ. ૩)

ઠાકુર શિવનંદનસિંહના પ્રખ્યાત પુસ્તકનો આ અનુવાદ છે. તેનો અનુવાદ કરનાર એક સુશિક્ષિત બહેન છે એટલા માટે જ નહિ પણ અનુવાદની

સફળતા અને વિષયની ઉપયોગિતા ખાતર પણ અમે તેમને અભિનંદન આપીએ છીએ. મૂળ પુસ્તક કર્તાએ ઘણાં શાસ્ત્રીય પુસ્તકોના આધારે લખ્યું છે. કર્તાએ પ્રથમ હિંદની સંપત્તિ અને આર્થિક સ્થિતિ વિશે જે વિવેચન કર્યું છે તે દરેક હિંદીએ વિચારવા લાયક છે. કર્તાનો ઉદ્દેશ આ બધી હકીકતથી માનવની ઉત્પત્તિ ઉપર અંકુશ મૂકવો જોઈએ એવું વિધાન સાબીત કરવાનો છે. આ વિષય પશ્ચિમની ઘણી પ્રજાઓ અત્યારે ચર્ચે છે અને આપણે પણ તેનો વિચાર કરવો ઘટે છે. પણ સાથે સાથે સ્મરણમાં રાખવું જોઈએ કે 'સુપ્રજનન-શાસ્ત્ર' હજુ અરધા સૈકા જેટલું પણ પ્રૌઢ થયું નથી, બધાં શાસ્ત્રોમાં એ સૌથી વધારે મહત્ત્વના વિષયને ળ્છેડે છે. મનુષ્ય સ્વભાવ અને પ્રકૃતિ એ વિજ્ઞાનના સઘળા વિષયોમાં જટિલમાં જટિલ અને નાજુક છે, તેનાં નિરીક્ષણો સૌથી વધારે અપૂર્ણ છે, અને માનવ સ્વભાવના એવા માર્મિક ભાગને એ સ્પર્શે છે કે જેના સિદ્ધાન્તો અમલમાં મૂકતાં ગમે તેટલી સંભાળ પણ અતિ સંભાળ નહિ ગણાય. પણ વસ્તુસ્થિતિનું અજ્ઞાન એ મુશ્કેલીનો ઉપાય નથી અને આ અતિ મહત્ત્વના વિષયનો અભ્યાસ કરવાને અમે સર્વને ભલામણ કરીએ છીએ.

**મહાન નેપોલિયન**—વિવિધ ગ્રંથમાળા ગ્રંથાંક ૧૬૦ થી ૧૬૬. સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી પ્રયોજકઃ નર્મદાશંકર બાલાશંકર પંડ્યા. સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ અખંડાનંદ. સ્થળ અમદાવાદ અને મુંબઈ. છુટક મૂલ્ય ( પાકા પૂંઠા સાથે ) રૂ. ત્રણ, પો. જુદું. આ પુસ્તક ઍબટના પ્રસિદ્ધ પુસ્તક અને તે ઉપરાંત બીજાં પુસ્તકોને આધારે લખેલું છે. નેપોલિયન સંબંધી સાહિત્યમાં આ રસિક અને ઉપયોગી ઉમેરો છે.

**વિદ્યાર્થીઓનું માનસ**—લેખકઃ હરિશંકર ત્રિવેદી. પ્રકાશકઃ નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, ભાવનગર. સાત આના. વિદ્યાર્થીઓમાં દેખાતા ગુણો કે અવગુણો જેવા કે આસક્તિપણું, બેધ્યાન, રખડાઉવેડા, નિર્દયતા, આળસ વગેરે ઉપર આમાં અનુભવની દૃષ્ટિએ બહુ ઉપયોગી વિવેચન કરેલું છે. દક્ષિણામૂર્તિભવનની સંસ્થા કેળવણીના ક્ષેત્રમાં જે અનુભવ પ્રયોગ અને નિરીક્ષણથી મેળવે છે તેનું આ એક વિચારમાં લેવા યોગ્ય પરિણામ છે. આ નાના પુસ્તકનો લેખકના મિત્ર અને સહકારી શ્રી ગિજુભાઈએ 'પરિચય' પુસ્તકમાં કરાવેલો છે. પુસ્તક સર્વથા આદરયોગ્ય છે.

**સેન્ટ જૉનનું ભાગવત**—ઇંગ્લિશ દ્વારા ગુજરાતીમાં ઉતારનાર સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ. પ્રકાશકઃ નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. ખ્રિસ્તી ધર્મના એક અતિ મહત્ત્વના પુસ્તકનો આ અનુવાદ છે. નવા કરારમાં જે મુખ્ય ચાર સુવાર્તાઓમાં ઇસુનું જીવનવૃત્તાન્ત આપેલું છે તેમાં "અધ્યાત્મ સુવાર્તા" તરીકે આનું વિશિષ્ટ સ્થાન છે. અનુવાદ કરનાર ગુજરાતના એક અગ્રગણ્ય સાક્ષર હતા, અને આ વિષયના તેમના આદરને લીધે આ અનુવાદ ખાસ સુવાચ્ય થયો છે. મૂળની પ્રૌઢિ અને વાતાવરણ અનુવાદમાં ઉતર્યાં છે.

**જમીન. ખેડ અને તેનાં ઓજાર. ખાતર અને તેની સંભાળ. બીયાં અને તેની સાચવણુ**—વિજય કૃષિમાળ મણકા ૧–૨–૩–૪. લેખક તથા પ્રકાશકઃ વજેરામ મોતીચંદ રતનસી, નાગોરી ડીપ્લોમેઇટ એન્ડ ગોલ્ડ મેડેલીસ્ટ ઇન એગ્રીકલ્ચર, જામનગર. દરેકની કિંમત ૦–૪–૦, ખેડુતોને મફત. આ માળા કાઢીને લેખકે દેશની એક ઘણી ઉપયોગી સેવા બજાવી છે એમ કહેવું જોઈએ. દરેક સમજી શકે તેવી ભાષામાં આપણી ખેતીને અતિ મહત્ત્વના તેવા વિષયો તેમાં વ્યવહારૂ રીતે ચર્ચેલા છે. ખેડુતોને મફત આપવાની તેમની ઉદારતાનો લાભ ખેડુતો લેશે એમ અમે આશા રાખીએ છીએ, અને અન્ય જનો પણ કર્તાને ઉત્તેજન આપશે એમ આશા રાખીએ.

**શંખ અને કોડી**—ગુજરાત નૂતન કાર્યાલય. લખનાર કોઇપણ. સમ્પાદક ગુજરાત નૂતન કાર્યાલય, કોટ, મુંબઇ. કિંમત બે રૂપીઆ. આ ત્રીઅંકી પરિહાસિકાનો રસ હાસ્યરસ નહિ પણ હીન પ્રકારની ભાંડાઇ છે.

**સ્વ. કરસનદાસ મૂળજી**—લેખકઃ કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી. એ. એલ એલ. બી. પ્રકાશકઃ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. કિંમત રૂ. ૦–૨–૬. આ અતિ ઉત્સાહી, નીડર અને સત્યપ્રિય સુધારકનું જીવન સર્વેએ વાંચવા લાયક છે.

**સ્વરાજ પુષ્પ**—લેખક 'મનવન્ત.' પ્રસિદ્ધકર્તા પ્રભુલાલ માણેકલાલ દવે, દેસાઇ પોળ, મહેમદાવાદ. કીં. ૦–૧–૦. રા.

# પાટીદાર મહિલા સમાજ

આજકાલ ગુજરાતમાં ચારે તરફ નજર કરીશું તો માલુમ પડશે કે પાટીદાર કોમમાં ઘણી જાગૃતિ આવી છે. આ પ્રજા બહુ સાહસિક છે. વેપારરોજગાર, વિદ્યાપ્રાપ્તિ, ધનપ્રાપ્તિ, હરેક પ્રવૃત્તિમાં આ વર્ગના પુરૂષો પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા છે, તેમજ સ્વાર્થત્યાગ કરી રહ્યા છે.

પરંતુ જેટલી જાગૃતિ બહારથી જણાય છે તેટલાં મૂળ ઊંડાં નથી અને તેનું કારણ એ જ છે કે એકતરફી કામ થયું છે. સ્ત્રી પુરૂષ વચ્ચે આ કોમમાં ઘણી વધારે વિષમતા છે. આ અસમતા હવે તેઓને ખુંચવા માંડી છે, અને તેનો ખ્યાલ સ્ત્રીઓને જ આવ્યો છે. તેથી સ્ત્રીઓએ પોતાની ઉન્નતિ કરવાને એક સ્ત્રીઓનો સમાજ સ્થાપવાનું નક્કી કર્યું છે. શ્રી. સૌ. ભક્તિબા દેસાઇ જેવાં સ્વાર્થત્યાગી બહેને આ કાર્યનું નેતાપણું સ્વીકાર્યું છે. ભાઇ શ્રી. ગોપાળદાસ અને શ્રી. સૌ. ભક્તિબાનું નામ આ કોમમાં સ્વાભાવિક રીતે અજબ અસર કરે છે. તેમનાં જ આમંત્રણથી વડોદરા રાજ્યમાં આવેલા વસો ગામમાં તા. ૧૧ નવેંબરને રોજ સ્ત્રીઓની એક વિશાળ સભા એકઠી થઇ હતી. ચરોતરનાં ઘણાં ગામોમાંથી તેમજ કાનમથી પણ કેટલેક ઠેકાણેથી બહેનો હોંસભેર આત્મસુધારણા અર્થે આવી હતી. ખરેખર હૃદયસ્પર્શી દૃશ્ય આ સ્થળે માલુમ પડતું હતું. શિયાળાના દિવસમાં કકડતી ઠંડીમાં એકલી સ્ત્રીઓનો સંઘ ગામ પરગામથી એકાદ બે ન્હાનાં બાળકો લઇ લઇને એકઠો થયો હતો. સાથે પુરૂષોનો સંગાથ પણ નહોતો પણ હિંમતભેર આગગાડીમાં, ગાડામાં, કે પગે ચાલીને બધી બહેનો આવી હતી. શ્રી. ગોપાળદાસ-ભાઇની વિશાળ હવેલીમાં દરેકે દરેક બહેનોને ઉતારો આપવામાં આવ્યો હતો. ન્હાનાં બાળકો માટે ઘોડીઆં પણ હાજર હતાં. સુવા પાથરવાનું, ખાવાનું, પીવાનું બધું સાધન હવેલીમાંથી જ પૂરૂં પાડયું હતું એટલે માત્ર બે કપડાં પહેરવાનાં લઇને આવવાનું હતું. હવેલી એટલી વિશાળ છે કે આગલી રાત્રે સો સવાસો માણસો ક્યાં સમાયાં તેની સમજણે ના પડી, ને અગીઆર બાર પહેલાં તો ઊંઘમાં બધો મુકામ શાન્ત થઇ ગયો. દરેક કાર્યમાં શ્રી. સૌ. ભક્તિબા જાતે મહેનત કરતાં અને સાથે બહેનો પાસે કામ લેતાં. જમાડવા કરવામાં બધાંની તજવીજ પોતે કરતાં. સાદો હલકો ખોરાક બધાંને પૂરો પાડવામાં આવ્યો હતો.

બહેનોમાં, વિશેષ કરીને જુવાન બહેનોમાં અજબ ઉત્સાહ હતો. સભાનું પ્રમુખપદ સૌ. સમજુબા ગોવિંદભાઇ દેસાઇને આપવામાં આવ્યું હતું.

પ્રમુખે ઘણી જ સહેલી ભાષામાં પોતાના વિચાર દર્શાવ્યા હતા. જે દુષ્ટ રૂઢીઓને લીધે પાટીદારની કોમ ઘસાઇ જાય છે તે દુષ્ટ રીવાજો નાબૂદ કરવા માટે ખાસ આગ્રહ દર્શાવ્યો હતો.

પ્રમુખનું ભાષણ થઇ રહ્યા બાદ પાટીદાર ભગિની સમાજની સ્થાપના કરવામાં આવી હતી, અને તેના ઉદ્દેશ જણાવ્યા હતા. આ સમાજના ઉદ્દેશ નીચે પ્રમાણે રાખવામાં આવ્યા છે:

૧. આત્મસુધારણા માટે દિશા સૂચવવી.

૨. સામાજિક અને ધાર્મિક સંસ્કારો કેળવવા.

આ ઉદ્દેશ પાર પાડવા માટે નીચે જણાવેલાં અને તેવાં જ બીજાં સાધનો યોજવાં:

સમસ્ત જ્ઞાતિની સ્ત્રીઓનું વાર્ષિક સંમેલન જૂદે જૂદે ગામે ભરવું. સ્થાનિક સંમેલન વર્ષમાં નિદાન બે વખત ચોક્કસ કરેલે દિવસે ભરવું. પત્રિકાઓ, માસિકો, પુસ્તકો વિગેરે દ્વારા જ્ઞાનનો પ્રચાર કરવો.

ત્યાર પછી આ કાર્ય માટે એક સારૂં વ્યવસ્થાપક મંડળ નીમાયું.

પ્રમુખના ભાષણ બાદ ચર્ચા ચાલી. તેમાં દરેક બહેનોએ બહુ જ ઉત્સાહ અને આનંદથી વાતો કરી. અને ઘણાંએ વગર પૂછે કેટલાક રીવાજમાં ભાગ નહિ લેવાની પ્રતિજ્ઞાઓ લીધી.

પછી આનંદમાં આવેલી બહેનોએ ભજનો ગાઇ ગવડાવીને સભાનું કામ પૂરૂં કર્યું.

સભા થઇ રહ્યા બાદ જમી પરવારીને વળી પાછાં બધાં ભાઇ બહેનો ચોકમાં પૂર્ણિમાની સુંદર ચાંદનીમાં

એકઠાં થયાં. પડદાનો આટલો સખત રીવાજ છતાં એક બાજુએ જાજમ ઉપર પુરૂષ વર્ગ, બીજી બાજુએ જાજમ ઉપર સ્ત્રી વર્ગ, અને ત્રીજી બાજુએ યુવક વર્ગ એમ ગોઠવાઈ ગયાં. ત્યાર પછી જે આનંદની રેલ જામી, તે અવર્ણનીય હતી.

શ્રી. ગોપાળદાસભાઈ એટલે રાસ દાંડીઆ તો ખરા જ. છોકરાઓની ભજન મંડળીએ ભજન ગાયાં, દાંડીઆ રાસ ખેલ્યા. તેમાં શ્રી ગોપાળદાસ ભાઇ પણ જાતે જોડાયા. સ્ત્રી અને પુરૂષની સરત થઇ. ગોપાળદાસ ભાઇ કહે કે અમે પુરૂષ વર્ગ સ્ત્રીઓને હરાવીશું; સ્ત્રી વર્ગ કહે કે ગરબા ગાઇને અમે પુરૂષોને હરાવીશું. પછી તો પૂછવું જ શું? સ્પર્ધા ચાલી. એક સ્ત્રીઓનો ગરબો ને એક યુવકોનો રાસ. આમ મધ્ય રાત્રિ સુધી ચાલ્યું; પ્રભાતે ઉઠીને પાંચ વાગે તો સહુને આગગાડીમાં પોતપોતાને ઠેકાણે જવાનું. પણ કોઇ થાકે નહિં.

આમ આનંદની હેલી થઇ રહ્યા બાદ આ સભા વિસર્જન થઇ. સ્ત્રીઓ આ પ્રમાણે ભયમુક્ત થઇને પોતાના હિતનો વિચાર કરે, મુક્ત કંઠે મનની આગ બહાર કહાડે, હિંમત રાખે, દઢતા બતાવે એ જ શુભ ચિહ્ન છે.

આ પ્રમાણે શરૂઆત, સ્ત્રીઓનો દઢ આગ્રહ અને સૌ. ભક્તિબા વિગેરેની કર્તવ્યનિષ્ઠાને પરિણામે આ મંડળ ભવિષ્યમાં સફળતા પ્રાપ્ત કરશે જ એવી આશા રહે છે.

સૌ. શારદા મહેતા

# નોંધ

## બુદ્ધિનો વિરોધ

ગયા અંકમાં અમે જણાવ્યું છે કે દેશના આર્થિક ને રાજકીય સવાલો હવે મહાત્મા ગાંધીજી કેવળ ધાર્મિક ને આંતરિક—બુદ્ધિથી પર અથવા વિરોધી દૃષ્ટિથી જુએ છે, તેથી સ્વાભાવિક રીતે તેમના વિચારો સામે સર્વે બુદ્ધિશાળી વર્ગનો વિરોધ જામતો જાય છે. આ વાત હવે તેમણે પણ ચોખ્ખી રીતે કબુલ કરી છે, અને વધારે નવાઇ જેવું તો એ છે કે તેની સામે હવે ટકી શકાય એમ ન લાગવાથી જ તેમને સમાધાન કરવું પડ્યું છે એમ પણ તેમણે જણાવ્યું છે.

ગાંધીજીનાં આ વચન જરા બારીકાઇથી તપાસવાની જરૂર છે. પ્રથમ તો એ ધ્યાનમાં લેવું જોઇએ કે આજે તેમ અસહકાર શરૂ થયો ત્યારે પણ—૧૯૨૦ માં—દેશનો અનુભવી અને વિચારવંત વર્ગ તેમના ક્રમની વિરૂદ્ધ જ હતો. પણ વિનીત, સ્વતંત્ર ને ડા. બેસંટના—એ સર્વે પક્ષ તો નાગપૂરની મહાસભા પછી ગાંધીજીથી છેક છુટા પડયા ને અસહકારના ક્રમ તેમ રેંટીઆની ભાવનાની સામે તે સૌનો વિરોધ તો ત્યારથી તે આજ સુધી એમને એમ કાયમ જ રહ્યો છે. આવી રીતે તેમનામાં તો કંઇ ફેરફાર થયો નથી. એટલે આજે જે એકત્ર વિરોધ ગાંધીજીને ચોપાસ લાગે છે તેનું રહસ્ય મહાસભામાં અંતર્ગત રહેલા સ્વરાજ્યપક્ષના વિરોધમાં જ છે. દેશના સર્વે જુના અને ઘણા અગ્રેસરો હવે તે પક્ષમાં જ છે. તેમણે સૌએ પણ કલકત્તામાં નવા ક્રમની સામે લડત ચલાવેલી. પણ તે વખતે ગાંધીજીમાં ધાર્મિકની સાથે રાજકીય આવેશ પણ ખુબ જણાતો હતો તેથી સૌએ એક વરસ સારૂ ગાંધીજી પર શ્રદ્ધા કેળવીને બુદ્ધિવાદને તિલાંજલિ આપી; પણ હવે તો તેમનામાં રાજકીય તત્ત્વને ભોગે ધાર્મિક—અથવા મધ્યકાલીન તત્ત્વ જ પ્રધાન લાગે છે એટલે નવી શ્રદ્ધા સ્ફુરતી નથી ને બુદ્ધિનો જુનો વિરોધ બેવડા જોસથી ઉભળતો જાય છે.

એટલે ગાંધીજીના વચનનું તાત્પર્ય તો એ જ છે કે અસહકારમાં તેમની સાથે સામેલ થયેલા એક મોટા વર્ગની શ્રદ્ધા ગળી ગઇ છે તેથી તેની અને બ્હાર રહેલા વર્ગોની એકત્ર બુદ્ધિ તેમની સામે ખડકાયેલી માલમ પડે છે. ને તેનું પણ ખરૂં કારણ સ્વરાજ્ય પક્ષના કંઇ માનસિક પરિવર્તનમાં નથી—તેની બુદ્ધિ

તો પહેલાં પણ એવી જ હતી—પણ ગાંધીજીના પોતાના જ રેંટીઆના અતિ આગ્રહમાં અને રાજ્યકારણની સામાન્ય બુદ્ધિના વિરોધમાં છે.

### સમાધાન શા માટે?

આમ જો હાલના એકત્ર વિરોધનું કારણ મહાત્માજીના પોતાના જ માનસિક પરિવર્તનમાં છે—ને તે તો તેમણે પૂરો વિચાર કરીને જ કરેલું હોય—તો પછી હવે સ્વરાજ્ય પક્ષ સાથે સમાધાન શા માટે કરવું જોઇએ? ચુસ્ત પક્ષના પાવરધા અગ્રણીઓએ તેમને મુંબઇની સભામાં ફરી ફરીને કહ્યું: "ભલે બુદ્ધિવાદીઓ તમારી સામે રહ્યા. અમને તો તમારે વિષે શ્રદ્ધા છે, પ્રજા તમને પૂજે છે, તો પછી તમારા પોતાના દિલને પણ અણગમતું સમાધાન તમે શા માટે કરો છો?" ગાંધીજીના જવાબનો સાર એ હતો કે "જો મને પૂરેપૂરૂં જોર મળતું હોત તો હું તો સ્વરાજ્ય પક્ષને પણ બેલગામમાં લડત આપત. પણ આટલા વખતના અનુભવથી હું જોઉં છું કે ચુસ્ત પક્ષ જોઇએ તેટલો સબળ અને કાર્યસાધક નથી. એટલે આ તકરાર ચાલુ રાખવામાં દેશનું કેવળ નુકશાન જ જોઉં છું." આનો અર્થ સાફ ચોખ્ખો છે. તેમના પર પ્રજાની ભક્તિથી ને ચુસ્ત પક્ષની કુશળતાથી પણ આજે જોઇએ તેવું કામ સરતું નથી. અર્થાત્ એક બાજુએ આમ વર્ગની અને ચુસ્ત પક્ષની શ્રદ્ધા–શક્તિ મુકો ને બીજી બાજુએ સ્વરાજ્ય પક્ષની બુદ્ધિ–શક્તિ, તો ત્રાજવું બીજી બાજુએ નમે છે.

આ શબ્દો વાંચીને કોઇને નવાઇ લાગશે. છતાં એ સત્ય છે ને ગાંધીજીના બોલનો એ જ અર્થ અમને સમજાય છે. પણ આથી તદ્દન ઉંધે રસ્તે આપણે એટલે સુધી ગયા છીએ કે હવે આવું સત્ય કબુલ કરવું કઠિન લાગે છે. છેલ્લાં ત્રણ ચાર વરસમાં ગાંધીજીની ચળવળમાં કેટલા બધા ભાઇઓએ ગામગામડે પોકારી પોકારીને જણાવ્યું છે કે બુદ્ધિનો તો કંઇ હિસાબ નથી—તે તો હમેશાં શંકાશીલ ને વિરોધી જ હોવાની —પણ શ્રદ્ધામાં જ ખરેખરૂં દૈવત છે, ને શહેરના ભણેલા લોક ગમે તેમ કરે પણ ગામડાંની અભણ પ્રજા શ્રદ્ધાથી જ સ્વરાજ્યનો ચમત્કાર દેખાડી શકશે. દુર્ભાગ્યે ગાંધીજીનાં પણ કંઇક કંઇક વાક્યોએ આવા વિચારને પોષણ આપ્યું. આમ શહેરો અને બુદ્ધિશાળી વર્ગનો વિરોધ ને ગામડાંના વર્ગની શ્રદ્ધા મેળવતે મેળવતે અમદાવાદની સમિતિ પછી તેઓ છેક છેવટની અણી પર જઇ પહોંચ્યા, ત્યારે જ તેમને ચોખ્ખું માલમ પડયું કે શક્તિ ને બુદ્ધિ વાળા થોડા પણ સંગીન માણસોની સહાય વિના કરોડો માણસોની પણ સહેલી શ્રદ્ધાથી કાંઇ વળશે નહિ.

સાર એટલો જ છે કે શરૂઆતમાં ઘણા બુદ્ધિશાળી રાજપુરૂષોએ શ્રદ્ધા રાખીને કામ કર્યું, ત્યાં સુધી પરિણામ પણ સરસ આવ્યાં. પણ જ્યારે બુદ્ધિશાળીઓ સામે ગયા ને ગાંધીજીની પાસે મુખ્યત્વે કરીને શ્રદ્ધાભક્તિ વાળા સજ્જનો જ રહ્યા ત્યારે તેમને પહેલા વર્ગ સાથે સમાધાન કરવાની જરૂર લાગી છે.

આ સમાધાન પણ અધુરૂં—અર્ધદગ્ધ છે એ અમે ગયા અંકમાં જણાવ્યું છે. તેના પર સહી કરીને ગાંધીજી સ્વરાજ્યપક્ષને—અર્થાત્ તેનામાં વ્યક્ત થતી શુદ્ધ રાજકીય બુદ્ધિને શરણ થયા છે એમ તેમણે લખ્યું છે. પણ આ શરણ બિનશરતી ક્યાં છે? ખરૂં જોતાં તો અસહકાર મુલતવી રાખીને અને સ્વરાજ્ય પક્ષની હયાતીને મંજુર કરવામાં તેમણે વસ્તુસ્થિતિનો જ સ્વીકાર કર્યો છે, ત્યારે બીજી પાસ વ્યવહારિક અક્કલ કદિ પણ કબુલ ન કરી શકે એવો કાંતવાનો મતાધિકાર તેઓ દાખલ કરે છે. તાત્પર્ય એ કે સ્વરાજ્ય પક્ષે પોતાની સ્વતંત્ર વિચારશક્તિ તેમને શરણ કરી ત્યારે તેમણે સામું થોડું શરણ આપ્યું. આવાં સામસામાં શરણ ને સમાધાન કરવાં—ને તે પણ કેવળ પોતાના જ પક્ષથી કંઇ કરવાની અશક્તિ સમજાયા પછી—એ સાદી સમજમાં તો નથી ઉતરતું.

### ચુસ્ત પક્ષમાં ભેદ

સમાધાનની કાંતવાની કલમ સ્વરાજ્ય પક્ષને નથી જ રૂચી. છતાં તેની મુખ્ય સમિતિ તરફથી દેશબંધુ દાસે અને પંડિત મોતીલાલજીએ સમાધાન પર સહી કરી તેથી તેમના અગ્રેસરો કે વર્તમાનપત્રોએ તે વિષે કંઇ વિરોધ નથી બતાવ્યો. પણ તે સમાધાન બહાર પડયું ત્યારથી જ ગાંધીજીના જ ચુસ્ત પક્ષે તેની કલમે કલમ પર સખ્ત ટીકા કરવા માંડી છે. તે વિષે વિચાર કરવાને મુંબાઇમાં ગયા માસમાં મહાસમિતિ મળી ત્યાં ખરેખરો વિરોધ ચુસ્ત પક્ષે કર્યો હતો. તે પહેલાં ને પછીથી થતી ટીકાઓ પરથી તે પક્ષમાં ત્રણ ભાગ પડી ગયા હોય એમ લાગે છે.

(૧) તેમાં પ્રથમ તો શ્રી રાજગોપાળાચાર્ય અને મિ. જ્યોર્જ જોસફ, શ્રીયુત સ્યામસુંદર ચક્રવર્તી અને શ્રી વર્દાચારીનો અંતિમ વર્ગ છે. તે સૌને આ સમાધાન તો હળાહળ ઝેર જેવું લાગ્યું છે. તેમણે અસહકાર મંત્રના અક્ષરે અક્ષરની એટલી બધી પૂજા કરેલી ને સ્વરાજ્ય પક્ષ સામે એટલો બધો વિરોધ કેળવેલો કે તેથી તેમના અગ્રેસર હાલની ચોખ્ખી વસ્તુસ્થિતિ મંજુર કરે તે પણ તેમનાથી ન સહેવાયું. તેથી શ્રી રાજગોપાળાચાર્ય ને શ્રી ચક્રવર્તી તો ગાંધીજીથી એટલા બધા રીસાઇ ગયા કે તેઓ મુંબઇની સભામાં આવ્યા પણ નહિ. શ્રી વર્દાચારીએ સમાધાનના અક્ષરે અક્ષરની ધુળ ખંખેરી. પણ સદ્‌ભાગ્યે તેટલેથી જ સંતોષ પામ્યા. ત્યારે મિ. જોસફે પણ સખ્ત ટીકા તો કરી પણ તે નિષ્ફળ થઇને સમાધાન મંજુર થયું એટલે મદુરા જઇને જણાવ્યું છે કે "અસહકારનું એ સ્વપ્નું ઉડી ગયું છે તેથી સહકારનો જ પંથ સારો છે !" તેથી તેમણે વકીલાત કરવાની શરૂઆત કરી છે ને કોઇ દિવસ ધારાસભામાં—કે તેથી પણ ઉંચે વિરાજે તો નવાઇ નહિ ! ત્યારે શ્રી હરિસર્વોતમરાવ અને શ્રી ગોપાલકૃષ્ણ આયર જેવા અતિશય ચુસ્ત માણસો અગમચેતાથી પોતાના પક્ષનું નાવ ડુબતું જોઇને તરત સ્વરાજ્યપક્ષમાં જોડાઇ ગયા છે !

(૨) મૌલાના મહમદઅલી ને શૌકતઅલી બીજા ચુસ્ત પણ તીવ્ર રાજકીય વલણ વાળા અગ્રેસરો બીજા વર્ગમાં છે. સ્વરાજ્ય પક્ષ ધારાસભામાં જાય તેની તેમને પરવા નથી. પણ મહાસભા તરફથી શા માટે ? કારણ કે તેમ થાય તો તેમને શિરે પણ આડકતરી રીતે ધારાસભાના કાર્યની કંઇક પણ જવાબદારી આવે. પણ તેમને તો એ સભા હજી પણ ઝેર જેવી જ લાગે છે ! તેમને બને તો લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટી પણ કબજે કરવાં છે. પણ ધારાસભા ! તે તો સ્વરાજ્ય મળે ત્યાં સુધી હરામ જ ! મહાત્માજીએ સમજાવ્યું કે આ સમાધાનથી કોઇની અંગત વૃત્તિ પર કંઈ આંચ આવતું જ નથી અને કોઈ મહાસભા તરફથી—એટલે તેની બહુમતિ મુજબ કંઇક કરે તેથી તમારા અંતરને જરાયે આઘાત ન પહોંચવો જોઇએ. છતાં તેથી કોઇ ચુસ્ત ભાઇઓને સંતોષ ન થયો અને તેમની વતી મૌલાના શૌકતઅલીએ, તેમના અંગત વિચારને બચાવી લેવાને સમાધાનમાં થોડા શબ્દો ઉમેરવાની વિનંતિ કરી. છેવટે તે સ્વરાજ્ય પક્ષના વિચાર પર મુકાઇ ને સમાધાન તો એમને એમ પસાર થયું. પણ આ અસંતોષ હજી કાયમ હોય ને તેથી બેલગામમાં તેનો કંઇ ઉભરો આવે તો કંઇ નવાઇ નહિ.

(૩) ત્રીજો વર્ગ વિચારવંત હોવા છતાં પણ મોટે ભાગે મહાત્માજી વિષે શ્રદ્ધા રાખીને જ કામ કરે છે. તેમાં શ્રી ગંગાધરરાવ દેશપાંડે ને શ્રી જમનાલાલજી, શ્રી વલ્લભભાઇ પટેલ ને મહાસભાના ગુજરાતી કાર્યકર્તાઓ વિરાજે છે. તેમને રસ્તો સાવ ચોખ્ખો કે મુશ્કેલ લાગે છે એ સમજાતું નથી, પણ ગાંધીજીના ઘણાખરા નિર્ણયો માન્ય કરીને તેઓ સામાન્ય રીતે નિશ્ચિંત બને છે, એટલે તેમના તરફથી બેલગામમાં કંઇ પણ ચળવળ થવાનો સંભવ નથી.

આમ એક બાજુએ મહાસભાના સમાધાનથી તેમજ બંગાળની રાજનીતિથી સ્વરાજ્યપક્ષનું જોર વધતું જાય છે ત્યારે બીજી પાસ ચુસ્ત પક્ષમાં ફાંટા પડતા જાય છે. અમારી તો ખાત્રી છે કે છેવટે તેમાં મહાત્માજી વિષે પરમ શ્રદ્ધાવાળો વર્ગ રહેશે ને બાકીના ધીમે ધીમે ખરતા જ જશે. એટલે હવે મહાસભા ને સ્વરાજ્યપક્ષ ઘણાખરા પ્રાંતમાં એકમેક બની જશે એમ લાગે છે.

## કાંતવાની કલમ

મહાસભા જેવા રાજકીય મંડળમાં કાંતનારને જ દાખલ કરવાની કલમ પર અનેક દષ્ટિએ ગયા અંકમાં ટીકા કરી છે. હવે સૌ પક્ષનું વલણ જોઇએ. સ્વરાજ્ય પક્ષના દષ્ટિબિન્દુથી જ તે વિરૂદ્ધ છે—નહિ તો દેશબંધુ દાસે ગામડાંના સુધારાની જે વિશાળ યોજના હાલ બંગાળમાં રજુ કરી છે તેમાં રેંટીઆનો એક અક્ષર પણ ન હોત ? સમાધાનની ખાતર તે પક્ષે સંમતિ આપી છે તે ઉપરચોટીઆ કહેવાય. ચુસ્ત પક્ષને પણ તે ઘણી રીતે ખુંચે છે. કાંતવાની કલમ મુકી તો દરેક જાતે જ કાંતે—બીજાની પાસે કંતાવે તેનો શો અર્થ ? ને ખાદી પહેરવી તો ચોવીસે કલાક જ—મહાસભા ને જ પ્રસંગે પહેરવી એ તો ઢોંગ કહેવાય ! વિનીત અને સ્વતંત્ર પક્ષના આગેવાનોએ તો પહેલી જ તેની સામે ટીકા ચલાવી છે. ત્યારે આ કલમ જોઇએ છે કોને ?

એનો ઉત્તર એક જ છે. મહાત્માજીએ તે ઉપજાવી છે અને હજી સુધી તેમના અંગત મંડળની બહારના બહુ લોકોને તે ભાવતી કરી શકયા નથી. ગાંધીજીથી આ વાત છેક અજાણ નથી. છતાં તેઓ તો મન ને

બુદ્ધિને ગૌણુ ગણે છે તેથી આવા ચારે પાસના—ખુલ્લા કે ઢાંકેલા—વિરોધ છતાં મહાસભા જેવું પ્રજાકીય મંડળ તે પસાર કરશે તેમાં તેમને તો અણુઘટતું ન પણ લાગે. પણ જેમને બુદ્ધિમાં કંઇક વધારે શ્રદ્ધા છે તેમણે તો બેલગામમાં આ કલમની સામે લડવું જ જોઇશે.

સદ્‌ભાગ્યે આવી લડતની કંઇક આશા આજથી પડે છે. સિંધની અને મધ્યપ્રાંતની પ્રાંતિક સમિતિઓએ આ કલમનો વિરોધ જાહેર કર્યો છે. અનેક ઠેકાણેથી મહાસમિતિ માટે સ્વરાજ્યવાદી પ્રતિનિધિઓ ચુંટાયા છે. મહારાષ્ટ્રમાં થોડા વખત પહેલાં ચુસ્ત પક્ષનું રાજ્ય હતું તે હવે સમાપ્ત થયું છે ને સમગ્ર તંત્ર સ્વરાજ્યવાદીઓ-ને જ શરણે થયું છે. ત્યાંથી બેલગામ પાસે હોવાથી પ્રતિનિધિઓ પણ ઘણી મોટી સંખ્યામાં જશે એમ લાગે છે. અજમેર-મારવારા જેવા શ્રદ્ધાળુ મુલકમાં પણ સ્વરાજ્ય પક્ષની વધુમતિ થઇ છે. આમ તાજી ચુંટાએલી મહાસમિતિના સભાસદો અને મહાસભાના પ્રતિનિધિઓ સમાધાન પર મતુ મારવાને બદલે શા માટે સ્વતંત્ર વિચારશક્તિ ન અજમાવે ? અને ખુદ સ્વરાજ્ય પક્ષના જે મહારથીઓએ સમાધાન કર્યું છે તેઓ પણ દેશની આબરૂનો અને વ્યવહારિક કાર્યનો વિચાર કરીને કાંતવાની વિચિત્ર કલમ પર શા માટે મારો ન ચલાવે?

આવું કંઇ નહિ થાય તો પ્રજામતની વિરૂદ્ધ આ કલમ પ્રજાને માથે ઠોકી બેસાડવામાં આવશે, પરદેશમાં ફજેતી થશે ને પરિણામે રેકાર્ટ જવાથી ગાંધીજીને વિમાસવું પડશે ને મહાસભાને છેવટે હારીને તેમાં સુધારો કરવો પડશે.

### કાળા કાનુનનું દફન

મુંબાઇમાં મહાસમિતિ પહેલાં સર્વ પક્ષની પરિષદ્ મળી હતી. ઐકય સાધવાનો તેનો મુખ્ય હેતુ તો નિષ્ફળ ગયો. છતાં સૌએ મળીને બંગાળની દમનનીતિને સખત શબ્દોમાં વખોડી કાઢી ને લગભગ સૌએ વાઇસરોયના ફરમાનનો પણ સપ્ત વિરોધ જાહેર કર્યો. એ ઘણા જ આનંદની વાત છે. સૌ જાણે છે કે પાંચ વરસ પર વડી ધારાસભાના નરમ ને ગરમ સૌ હિન્દી સભાસદોએ રોલેટ કાયદાનો વિરોધ કર્યો ને ગાંધીજીએ સત્યાગ્રહનાં ધનુષ્યબાણ સાંધ્યાં ત્યારથી જ તેનો આવરદા પૂરો થયો હતો તેના પર સંમતિની સહી કરતી વખતે જ ચેમ્સફર્ડ જાણતા હશે કે એ તુટેલી તલવાર ચલાવી શકાશે નહિ. આજે દાસબાબુ બંગાળમાં મુએ છે અને સર્વપક્ષે ત્યાંની દમનનીતિ સામે એકત્ર પોકાર કર્યો છે એટલે હવે આ હથીઆર પણ બુઠ્ઠું થઇ ગયું એમ લાગે છે.

તે પહેલાં જ ચારે બાજુએ ખુબ ચળવળ શરૂ થઇ ને વિનીત પક્ષે પણ સરકારના આ કાર્યને ટેકો ન આપ્યો ત્યારથી જ પકડાપકડી તો બંધ જ થઇ છે. આ પારંપદ્ પછી પણ તે કરવામાં આવી નથી. પણ ખરો ફેર તો એ પડયો છે કે દમનનીતિનો ઠરાવ લીટન સાહેબના દિલમાં એટલો બધો ચણચણે છે કે પોતાના બેહુદા કાર્યનો ફરી ફરીને બચાવ કરવાની તેમને જરૂર લાગી છે. ને તેવામાં વળી દાસબાબુએ તો સ્વરાજ્યસપ્તાહની યોજના બ્હાર પાડી ને આખા બંગાળમાં નવા જોસથી ચળવળ શરૂ કરી તેથી તેમણે સમાધાન કરવાની શરતો પણ બ્હાર પાડી છે. પણ જે વક્રદૃષ્ટિ એ તેમણે દમનનીતિ અખત્યાર કરી છે તે વડે જ તેમણે સમાધાન ને શરતો પણ ઘડી છે. એટલે તેમના પોતાના દિલના આશ્વાસન સિવાય બીજો કંઇ અર્થ સરે એમ લાગતું નથી.

સમાધાન શું ? કે જેઓ પકડાયેલા છે તેમને છોડી મુકવાની દૃષ્ટિએ તેમના કેસ તેઓ તપાસવા માડે! અર્થાત્ કોર્ટની નહિ પણ વહીવટી તપાસ પણ દરેક સરકાર તરત જ કરવાને બંધાયેલી છે તેને માટે પણ તેઓ શરતો કરે! તે શરતો ત્રણ છેઃ (૧) જે માણસો તોફાનને રસ્તે ચડયા હોય તેમને સમજાવીને વારો; (૨) તેમની પાસે જે શસ્ત્રાસ્ત્ર હોય તે અમને શરણ કરો; અને (૩) વળી વાઇસરોયના ફરમાનના જ ધોરણ મુજબ એક કાયમનો કાયદો ધારાસભામાં પસાર કરો! આ ત્રણે અશક્ય છે. સ્વરાજ્ય ન મળે કે તેનાં કંઇ કિરણ ન દેખાય ત્યાં સુધી કોઈ શીતુરીઓને રોકી શકે એમ નથી. તો પછી તેમનાં શસ્ત્ર પણ કેમ મળે? ને છેલ્લી શરતનો અર્થ તો એટલો જ છે કે જો તમે કાયમને માટે બંગાળી પ્રજાનાં કાંડાં કાપી આપો તો પછી જે થોડા પકડાયા છે તેમને છોડવાનો વિચાર કરીએ! આવા નિરર્થક પ્રલાપને કોઇએ બહુ ધ્યાનમાં પણ નથી લીધો.

હવે તો ના૦ વાઇસરોય પણ લીટન સાહેબની વ્હારે આવ્યા છે. છતાં મનમાં તો જાણતા હશે કે આ ફરમાનનું હવ લગભગ આવી બન્યું છે!

### સર્વ પક્ષનું ઐકય

સર્વ પક્ષની પરિષદ સૌને મહાસભાના વિશાળ છત્ર નીચે એકત્ર કરવાને બોલાવવામાં આવી હતી, છતાં

તેમાં વાઈસરોયનું ફરમાન પહેલું ચર્ચાયું એ સારૂં જ થયું. મહાત્મા ગાંધીજીએ જણાવ્યું તે પ્રમાણે પ્રમાણમાં નાની વાતમાં જ જો એકમત ન થઇએ તો વધારે વિશાળ બાબતમાં ઐક્ય કેમ સધાય ? આ પહેલી કસોટીમાંથી તો સભા સહેલાઇથી પસાર થઇ ગઇ. પણ ઐક્ય વિષે ઘણી ખાનગી મસલતો થયા પછી એમ માલમ પડ્યું કે તે તરત તો નહિ થઇ શકે. મતભેદ એટલા બધા ઉંડા ને ગંભીર છે ! એટલે છેવટે ઐક્યનો તેમજ સ્વરાજ્યની યોજનાનો સવાલ—બન્ને લગભગ ૧૦૦ માણુસની એક જંગી કમિટીને સોંપીને સભા વિખરાઇ ગઇ. ને તે કમિટીને રીપોર્ટ કરવાનો આવતી સાલના માર્ચની ૩૧ મી તારીખે !

આમાં સ્વરાજયની યોજનાનો સવાલ તો જુદી જ જાતનો છે. મહાસભામાં સૌ એકત્ર ન હોય તો પણ તેના જેવા સૌ મંડળના પ્રતિનિધિઓની એકત્ર સભા સ્વરાજ્યનું બંધારણ ઘડી શકે. તેથી તેને ઐક્યના સવાલની સાથે ભેળવવામાં ભૂલ થઇ છે. વળી જે અગ્રેસરો બંધારણના સવાલમાં પારંગત હોય તેમનાથી કંઈક જુદી જાતના, ઐક્યની મસલત કરવાને જરૂરના લાગે. તેથી આ બે કામને માટે જુદી જુદી સમિતિઓ જ નીમવી જોઇતી હતી.

તેથી બંધારણની વાતને બાજુએ રાખીએ તો કેટલા ભાઇઓ ખરેખર એમ માનતા હશે કે બેલગામ સુધીમાં જે ઐક્ય સાધવું અશક્ય લાગ્યું તે બીજા બે અઢી માસમાં કોઇ ચમત્કારથી સધાઇ જશે ? મહાસભા અને તેની બહારના પક્ષો વચ્ચે અમને મુખ્ય ભેદ ત્રણ લાગે છેઃ (૧) સામ્રાજ્યની અંદર જ સ્વરાજ્ય મેળવવા વિષે જુના કે એવા જ કંઇ શબ્દો બંધારણની પહેલી કલમમાં દાખલ કરવા વિષે; (૨) મહાસભાનું બધું કામ કાયદેસર રીતે કરવાનું બંધન રાખવા વિષે; અને (૩) સમગ્ર રાજનીતિના દૃષ્ટિબિન્દુ વિષે. આ ત્રણે બાબતમાં કંઇ મેળ દેખાતો નથી. મહાસભાના ઉદ્દેશની કલમમાં સ્હેજં પણ ફેરફાર ન કરવાને વિષે તેની અંદરના સૌ પક્ષ અત્યંત આગ્રહ ધરાવે છે. ત્યારે હમણાં જ જાહેર કરવામાં આવ્યું છે કે તે વિષે કંઇ ફેરફાર થયા સિવાય વિનીત પક્ષ સામેલ નહિ જ થાય. વળી તે પક્ષને કાયદેસર ચળવળનું જ બંધન જોઇએ છે, કારણ કે આજે તો શું પણ ભવિષ્યમાં કોઈ પણ વખતે કાયદાભંગની કે કર ન આપવાની કંઈ ચળવળ મહાસભાને ન જ કરવા દેવાનો તેનો આગ્રહ છે. આ પણ કેમ ચાલી શકે ? વળી આ ઉપરથી ધારાસભા તેમજ એકંદર રાજપ્રકરણ વિષે વિનીત પક્ષનો ચોખ્ખો ભેદ તરી આવે છે. તેને તો હજી પણ ભાષણો ને ઠરાવોને જુને ચીલે ચાલીને જ સ્વરાજ્ય મેળવવું છે ત્યારે મહાસભાની તો આજે બધી આશા બિનકાયદેસર શસ્ત્રના ઉપયોગ પર ઠરેલી છે. સ્વરાજવાદીઓ તો ધારાસભાને તોડવા—ને તેમ ન બની શકે ત્યાં તેના કાર્યમાં બને તેટલી અડચણો નાંખવા માગે છે ત્યારે વિનીત સજ્જનો તો ત્યાં પણ સરકાર સાથે મસલત કરીને થોડું થોડું ખેંચી લઇને જ સંતોષ માને છે.

આ મતભેદ આવતા ત્રણ માસમાં તો શું પણ તેટલાં વરસમાં પણ ભુંસાય એમ નથી. વિનીત વગેરે પક્ષ જુદા પડયા તે પછી મહાસભાએ જે માર્ગ કાપ્યો છે તે છોડી દઇને પાછા હઠવા કોઇ તૈયાર નથી. પહેલી કલમમાં શબ્દોનો કંઇ ફેરફાર કર્યે કંઇ અર્થ સરે એમ નથી. મુખ્ય સવાલ એ છે કે મહાસભા ને તેના સૌ કાર્યકર્તાઓ સદાને માટે સત્યાગ્રહના જે સાધનને વરી ચુકેલા છે તેનો અમલ વિનીત સજ્જનો હવે સહન કરી શકશે ખરા ? સ્વતંત્ર પક્ષ તો તેનાથી ભડકીને જ-૧૯૨૦ માં રવાના થયો—આજે વિનીત પક્ષ પણ તેથી જ ગભરાય છે. અલબત આવી લડતના ઠરાવનો તેઓ વિરોધ કરી શકે પણ બહુમતિ પસાર કરે તો પછી તેને શાંતિથી સહન કરી શકવો જોઇએ. આટલા વરસના અનુભવથી એ સહિષ્ણુતા કેળવાઇ હોય તો સમાધાન આજે થઇ શકે—નહિ તો પાંચ વરસે પણ તે નહિ થઇ શકે.

આ મુદ્દાના ખરા સવાલ વિષે કંઇ જ ચર્ચા સંમેલનમાં ન થઇ એ દીલગીરીની વાત છે. જે સવાલ પર કમિટી નીમાય તે વિષે ચોખ્ખો એક અક્ષર પણ ન ઉચ્ચારી શકાય ? બંગાળી ફરમાન વિષે પણ કમિટી નીમાઇ હતી છતાં પણ ચર્ચા શરૂ કરવા માટે દા. બેસંટે અસાધારણ હિંમતથી પોતાના અપ્રિય વિચારો રજુ કર્યા હતા. પણ આ ઘણા જ વધારે મહત્ત્વના સવાલ વિષે તો એક અક્ષર ન બોલાયો ! શું સૌનાં દિલ એટલાં બધાં આળાં છે કે જરા પણ ખુલ્લી ચર્ચા કરવાથી તે ઘવાઇ જાય ને ઐક્યની ઢીલી ઇમારત તુટી પડે ! પણ આવી બેદીલી ને અસહિષ્ણુતા હશે તો ખરૂં ઐક્ય પણ કેમ સાધી શકાશે ? સંમેલનના મ્હોટેરાઓને ખાનગી મસલતોથી સંતોષ થયો

હશે ને ચર્ચા ન થવા દેવામાં ડહાપણ લાગ્યું હશે. પણ આમ કુલડીમાં ગોળ ભાંગવાની જુની પુરાણી રીતથી યુવાન ને ઉત્સાહી વર્ગ ઘણો જ નાખુશ થયો હશે અને વધારે પડતા મુત્સદ્દીપણાથી ઘણો જ કંટાળ્યો હશે એમ અમે ધારીએ છીએ.

## ચલો સૌ બેલગામ!

આમ મુખ્ય વિષયમાં તો પરિષદ ચોખ્ખી રીતે નિષ્ફળ થઇ. ખરૂં જોતાં આમ ઉતાવળથી સૌને બોલાવવામાં જ ભૂલ થઇ કહેવાય. અને પછી આંખે પાટા બાંધીને તેનાં પરિણામ વિષે જેઓ આશાઓ આપ્યે જ ગયા તેમનો વાંક કાઢવો જોઇએ. નહિ તો છેવટે એટલી નિરાશા ને ગમગીની ન લાગત.

આવો કંઇક ભાવ મૌલાના મહમદઅલીએ પણ અનુભવ્યો ને કળ્યો હશે. તેથી જાણે તેને છાવરવાને સૌ પક્ષને ઓચીંતી વિનંતિ કરી કે "સૌ પોતપોતાનાં વાર્ષિક સંમેલન બેલગામમાં ભરો." દા. બેસંટ તો મહાસભામાં જોડાય છે તેથી તેમણે તરત જ હા પાડી, ને તે મુજબ તેમનું મંડળ ત્યાં જ મળવાનું પણ છે. અબ્રાહ્મણ વર્ગે પણ આ વાત વધાવી લીધી ને તેમની પરિષદ પણ ત્યાં જ મળે છે. પણ રાજકીય દૃષ્ટિથી ખરેખરા મહત્વના પક્ષ તો સ્વતંત્ર ને વિનીત જ કહેવાય, ને તેમને વિષે આ વાત નિષ્ફળ જ ગઇ. મિ. ઝીણાએ લાંબી તપસીલ જાહેર પાડીને મુસ્લિમ લીગની બેઠક મુંબાઇમાં જ ભરવાનો ઠરાવ કાયમ રાખ્યો છે ને વિનીત પરિષદ પણ લખનૌમાં જ મળશે. એટલે આ બાબતમાં પણ મીઠાં વચનની આપલે સિવાય વધારે પરિણામ આવ્યું ગણાય નહિ.

અને શાંતિથી વિચાર કરતાં સ્વતંત્ર અને વિનીત પક્ષના આ ઠરાવ અમને ખોટા નથી લાગતા. કાં તો મતભેદ છે અથવા તો નથી. દા. બેસંટ અને અબ્રાહ્મણ અગ્રેસરો તો મહાસભામાં જોડાયા છે એટલે તેમની વાત જુદી છે. પણ જો મિ. ઝીણા અને શ્રી શાસ્ત્રી તેમાં જોડાઇ શકતા ન હોય—તેમની રાજકીય ભાવનાઓ અને નીતિરીતિ એટલાં બધાં જુદાં હોય તો પછી એક જ સ્થળે પણ અલગ અલગ મળવાથી કયા કારણથી ઐક્યની આશા વધે એ સમજી શકાતું નથી. ને હાલની સ્થિતિમાં વધારે પરિચય થવાથી વધારે મેળ થવાનો જે કંઇ પણ સંભવ હોય તો બીજી ખાસ વધારે ભેદ પણ પરખાવાનો સંભવ નથી? વળી બેલગામ પ્રમાણમાં નાનું ગામ છે. ત્યાં છેલ્લી ઘડીએ બધી ગોઠવણો કરવામાં ઘણી મુસીબત પડે, ને છેવટે પણ ઘણી અગવડો સાલે ને જે શાંતિ પોતાના કામને માટે જોઇએ તે સર્વેને ન મળી શકે. તેથી સર્વે પક્ષ બેલગામ નહિ આવે તેથી કોઇએ ગભરાવાનું નથી. તેમ હજારો માણસો ઝોળી ભેરવીને ત્યાં જશે તેથી જ કંઇ સોનાના સુરજ ઉગવાના નથી.

## મુસલમાનોનું સંગઠન

મુસ્લિમ લીગનું પુનર્જીવન કરીને તેની ઇલાહીદી બેઠક મુંબાઇમાં ભરવાનું મિ. ઝીણાએ જાહેર કર્યું છે તેથી ઘણી ચર્ચા થઇ છે. સામાન્ય પ્રજા મુસ્લિમ લીગને ભુલી ગઇ છે અને મુસલમાન પ્રજાના પ્રતિનિધિ રૂપ તો ખિલાફત કમિટીને જ ગણે છે. ને તેમાં વળી મિ. ઝીણા મહાસભાથી હજી અલગ રહ્યા છે, ને તેમણે બેલગામને બદલે મુંબાઇમાં જ બેઠક ભરવાનું યોગ્ય ધાર્યું છે તેથી ખાસ ટીકા થાય છે. જે અગ્રેસરે ૧૯૧૫ માં કેટલી બધી મુસીબત વેઠીને મહાસભાને જ સ્થાને મુસ્લિમ લીગની બેઠક ભરી તે આજે આવું કેમ કરે?

અત્રે મિ. ઝીણાના રાજકીય વિચારો બાજુએ રાખીને માત્ર મુસલમાનોનો જ સવાલ ચર્ચીશું. તો પહેલો સવાલ તો એ વિચારવો જોઇએ કે હાલના નવા સંયોગોમાં ખિલાફત કમિટી કાયમ રાખી શકાય ને તેને મુસલમાન કોમની પ્રતિનિધિરૂપ ગણી શકાય ખરી? બીજા સવાલનો જવાબ તો મુસલમાનો જ આપી શકે. પણ આ વરસમાં ખિલાફતની સ્થિતિ તદ્દન બદલાઇ ગયા પછી તેને નામે કમિટી કાયમ રાખવી એ છેક અયોગ્ય લાગે છે. જ્યાં સુધી બ્રિટિશ રાજ્યની ખટપટથી ખલીફની સત્તા થઈ હતી અને તેમની રાજધાની ઇસ્તંબુલ લગભગ પરદેશીઓના હાથમાં ગઇ હતી ત્યાં સુધી ખિલાફતની લડતમાં તેમ કમિટીમાં પણ અર્થ હતો. પણ હવે કમાલ પાશાએ ઇસ્તંબુલ કબજે કરીને ખિલાફતને ખલાસ કરી ને જુના ખલીફને ક્યાંયે રવાના કરી દીધા છે ને બીજા ઇસ્લામી લોકોની ઘણીએ વિનંતિ છતાં પણ તુર્કોએ ખિલાફતની જવાબદારી લેવાની સાફ ના પાડી છે તે પછી હવે ખિલાફતની ચર્ચાનો અર્થ સમજાતો નથી. ને જેમ આપણી ચળવળ કરતાં કમાલ પાશાની તલવારથી ઇસ્તંબુલ સર થયું તેમ હાલ વહાબીઓના રાજા ઇબન સાઉદ તલવારથી મક્કાનો મુલક સાફ કરે છે. સંભવ છે કે ત્યાં સર્વે ઇસ્લામીઓની પરિષદ મળે ને સૌના સંગઠન, સમિતિ કે ધાર્મિક ઉપરીની ગોઠવણ થાય. પણ

હવે બહારની કોઇ સત્તા સાથે તે વિષે કંઇ લડત કરવાની રહી જ નથી. સૌ ઈસ્લામીઓએ ઈસ્લામની મૂળ ભૂમિમાં મળીને નિકાલ કરવાનો છે. તે માટે જોઇતો કારભાર કાં તો ઉલમાઓનું ધાર્મિક મંડળ કે મુસ્લિમ લીગ જેવું ચોખ્ખું રાજકીય મંડળ કરી શકે પણ બન્નેના મિશ્રણ રૂપ ખિલાફત કમિટીને તો હવે સમેટી લઇને મુસ્લિમ લીગ જેવા જુના કે બીજા કોઈ મંડળથી જ મુસલમાનોએ રાજકીય પ્રવૃત્તિ હાથમાં લેવી જોઇએ.

આ માસિકમાં અનેક વાર જણાવ્યું છે તે પ્રમાણે ધર્મ અને રાજનીતિના શંભુમેળાથી જે અપાર નુકશાન થાય છે તે અટકાવવાને ચારે બાજુએ ચાંપતાં પગલાં લેવાની જરૂર છે. તેથી મહાસભાના કાર્યને તેમ જ મુસલમાનોના મંડળને જુદું રૂપ આપવાની જરૂર છે. હમણાં પટનામાં મળેલા જમીઅત ઉલેમાના મંડળના આશ્ચર્યકારક ઠરાવથી આપણને સમજાય છે કે આ અનર્થ કેટલી હદ સુધી પહોંચ્યો છે. સન ૧૯૨૦ માં દેશના ઉલેમાઓની જમાતે જ પહેલો ઠરાવ કરેલો કે ખિલાફતને તોડનાર બ્રિટિશ સરકારની ધારાસભામાં દાખલ થવું હરામ છે. તે પછી જ્યારે જ્યારે મહાસભાના ઠરાવ બદલાયા ત્યારે તેને અનુસરીને ઉલેમાઓના ફતવા બદલાતા ગયા ! છતાં આજે ગાંધીજીયે સ્વરાજ્ય પક્ષ સાથે સમાધાન કરે છે, ત્યારે ગમે તે ઉલેમાઓ ભેગા થઇને બંગાળના તે પક્ષના યશસ્વી કાર્યની ટીકા કરે છે ! તે ઉમદા મંડળ ફરમાવે છે કે સરકારી કામમાં દખલ કરવાની અને ખાસ મુસલમાન પ્રધાનનો પગાર નામંજુર કરવાની રીત ઇસ્લામની વિરુદ્ધ છે. અલબત મૌલાના મહમદઅલીએ તરત જ ઉલેમાઓને રદીઓ આપ્યો છે, પણ એથી શું વળે ? ધર્મગુરુઓ પોતાના શાસ્ત્રપુરાણ વિષે ગમે તેટલા સિદ્ધ હોય પણ તેથી રાજકારણમાં તેમને એક અક્ષર પણ ફરમાવવાનો અધિકાર નથી—એ સાફ સમજાવી દેવું જોઇએ. ને તે માટે ધાર્મિક તત્ત્વજ્ઞાનને અને નકરા ધર્માચાર્યોને રાજકીય ચર્ચામાંથી બને તેટલા બાતલ કરવા જોઇએ. નહિ તો ગમે તે વખતે મહાસભામાં કે મુસ્લિમ મંડળમાં ધર્મને નામે અનેક અનર્થ ફાટી નીકળશે. પટનાનો કિસ્સો સૂચવે છે કે રોગ જડમૂળમાંથી જ સાફ કરવાની તાકીદે જરૂર છે.

આમ ખિલાફત કમિટી જેવી બીનજરૂરી સંસ્થા ચલાવવામાં આવે છે ને તેને અંગે ધર્મનો શંભુમેળો થયે જ જાય છે તે વખતે મિ. ઝીણા જેવા કોરા રાજપુરુષો તેમાં ભળે પણ શી રીતે ? તેમને એમ પણ લાગે કે બેલગામમાં પણ એ છબરડો 'કાયમ' રહેશે તેથી દૂરથી જ તેનાં દર્શન કરવાં સારાં છે !

### મીસરમાં જુલમ

સન ૧૯૨૨ માં મીસરની સ્વતંત્રતા જાહેર કરવામાં આવી ત્યારે નીચેના મુખ્ય પાંચ સવાલોનો નિર્ણય બાકી રહ્યો હતો:

(૧) સુદાનનો: બ્રિટિશને તેનો કાબુ રાખવો છે ત્યારે મીસરને સ્વાભાવિક રીતે તેને સાથે રાખવું છે.

(૨) સુએઝની નહેર: આ નહેર પણ બ્રિટનને પોતાના જ અંકુશમાં રાખવી છે ત્યારે મીસર ત્યાં રાષ્ટ્રમંડળનો વહીવટ ચ્હાય છે.

(૩) મીસરનું રક્ષણ: તે માટે બ્રિટન ઠામ ઠામ પોતાનું લશ્કર રાખવા માગે છે ત્યારે મીસરીઓ જણાવે છે કે મીસરને ખરી સ્વતંત્રતા આપવી હોય તો એક પણ અંગ્રેજ સીપાઈ ન રહેવો જોઇએ.

(૪) પરદેશીઓ એટલે ખાસ કરીને યૂરોપીઅનોનાં ખાસ હક અને રક્ષણ: તેમના સર્વે ખાસ હક રદ્દ કરી સૌની માફક તેમનું રક્ષણ કરવાની મીસરની ઈચ્છા છે ત્યારે બ્રિટન પહેલાંના ખાસ હક ને પ્રતિજ્ઞા કાયમ રાખવા ઇચ્છે છે.

(૫) રાજતંત્ર પર બ્રિટનનો કાબુ: ખાસ કરીને નાણાંના ને ન્યાયના ખાતામાં છેવટની હકુમત બ્રિટિશ "સલાહકારો" ની હતી, અને ઘણે ઠેકાણે ઘણા અંગ્રેજ અમલદારો હતા. તે બધું બ્રિટનને કાયમ રાખવું છે ત્યારે મીસરને તે ધીમે ધીમે સાફ કરવું છે.

થોડા જ માસ પર મીસરના તે વખતના વડા પ્રધાન અને અગ્રેસર ઝગલુલ પાશા મિ. રામ્સે મેકડોનલ્ડ સાથે મસલત કરવા ગયા ત્યારે પણ આ જ તીવ્ર મતભેદને લીધે કંઈ પરિણામ ન આવ્યું. પણ મિ. મેકડોનલ્ડ તો ગમે તેટલા પણ કામદાર પક્ષના પ્રતિનિધિ, તેથી તેમણે મીસર પર હાથ નહિ ચલાવ્યો. પણ મિ. બૉલ્ડવિનની સરકારે તો આવતામાં જ મીસરની સ્વતંત્રતા પર ફાંસો નાંખ્યો છે.

મીસરના સરદાર સર લી સ્ટેકનું કેરોમાં ખુન થયું તે માટે ત્યાંની સરકારને તરત તપાસ કરવી પડે ને રાજનીતિની રાહે બ્રિટનને કંઇક દંડ પણ ભરવો પડે. પણ તે ઉપરાંતની જે જુલમી માગણીઓ બ્રિટિશ

સરકારે કરી છે તે પરથી તો ચોખ્ખું લાગે કે તેણે હવે વાતોથી કંટાળીને છેવટે તલવારની અણીથી મીસરને નમાવવાનો નિશ્ચય કર્યો છે. નહિ તો મીસરમાંથી બધી રાજકીય ચળવળ બંધ કરવાની, અંગ્રેજ અમલદારોનો પૂરો કાબુ જમાવવાની, સુદાનમાંથી બધું મીસરી લશ્કર પાછું હઠાવવાની અને ખાસ કરીને ત્યાં ૩ ને બદલે ૩૦ લાખ એકર જમીન નાઈલના પાણીથી રેલાવવાની માગણીનો શો અર્થ હોઈ શકે? આનો મર્મ સમજીને ઝગલુલ પાશાએ સ્વાભાવિક રીતે તેનો ઇનકાર કર્યો, એટલે બ્રિટિશ લશ્કરે તરત એલેક્ઝેન્ડ્રીઆના બંદરનો કાબુ લીધો ને ગોરા સીપાઇઓ અને ખલાસીઓ ત્યાંના સુના રસ્તા પર રોફ બજાવવાને ફરવા લાગ્યા! આવા નગ્ન પશુબળ આગળ શાણા પુરૂષો શું કરે? તેથી રાજા, પ્રજા અને ધારાસભાનો સંપૂર્ણ વિશ્વાસ હોવા છતાં ઝગલુલ પાશાને રાજીનામું આપવું પડ્યું. તરત ઝીવર પાશા બ્રિટિશ રમતમાં રમકડાં તરીકે વડા પ્રધાનના પદે ગોઠવાઇ ગયા ને તેમની નમાલી સરકારે નાકલીટી તાણીને બ્રિટનની બધી માગણીઓ બહાલ રાખી છે તેથી હવે બંદરનો કબજો પાછો સોંપ્યો છે. પણ ઝગલુલના જવાથી હવે રાજતંત્ર જ પરદેશી ને પરાધીન છે, એટલે તેને સત્તા સોંપવાનો કંઇ અર્થ નથી.

દરમ્યાન મીસરમાં પકડાપકડી પણ શરૂ થઇ છે. નવા ખુશામતીઆ પ્રધાનોએ બ્રિટિશને જણાવ્યું કે પ્રજા પક્ષના અમુક આગેસરો પકડાય નહિ તો અમારી જીંદગી સલામત ન રહે! એટલે તરત જ લોર્ડ એલેન્બીએ તેમને પકડી લીધા ને છેવટે પ્રધાનોને સ્વાધીન કર્યા છે. છતાં પણ વફદના રાષ્ટ્રીય મંડળે સખત ચળવળ શરૂ કરી છે, અને ધારાસભાને પૂછ્યા વિના પ્રધાનોએ કરેલાં બધાં કામ ગેરકાયદેસર જાહેર કર્યાં છે. વિદ્યાર્થીઓએ હડતાલો પાડી, તેથી તેમના પર તવાઇ ચાલી છે ને તેમના આગેવાનને શકદાર ગણીને તેમના માથાની કિંમત જાહેર કરવામાં આવી છે!

આમ મીસર લોખંડી તંત્ર નીચે દબાય ને છુંદાય છે ત્યારે બીજી બાજુએ તેની ફરીઆદની તમામ ચર્ચા જીનીવાની પ્રજાસંઘની બેઠકમાંથી બાતલ કરવામાં આવી છે. ભોળા મીસરીઓએ તેને વચ્ચે પડવાની અરજી કરી, પણ મીસર તેનું સભાસદ નથી તેથી તેના કાગળો દફતરે બાંધ્યા! છતાં મીસરને સ્વતંત્ર દેશ ગણીને લશ્કરો કમી કરવા વિષે જીનીવાનો ખરડો તેને મોકલવામાં આવ્યો, તેથી રખેને તેનો સવાલ જીનીવામાં ચર્ચાય એવી બ્હીકથી બ્રિટિશ પ્રધાનમંડળે મીસરમાં વચ્ચે ન પડવાની સૌને તાકીદે ચેતવણી આપી દીધી. મિ. ચેમ્બરલેન રોમ જઇ આવ્યા છતાં ત્યાંથી મીસર વિષે કંઈ સંભળાયું નથી એટલે સૌની જીભ ઉસ્તાદીથી બંધ કરવામાં આવી છે એમ માની શકાય. બ્રિટિશ સલ્તનતની એ પણ બલીહારી છે! મ્હોં બાંધીને મારે ને છતાં બુમ પાડો તો સારી દુનિયામાં ન કોઈ સાંભળે કે દાદ આપે!

એમ જણવામાં આવ્યું છે કે સર લી સ્ટેકના અવસાનથી ખાલી પડેલી સરદારની જગ્યાએ હવે કોઇ મીસરી અમલદારની નીમણૂક થાય છે. અત્યાર સુધી સૌ મીસરીઓએ પોકારી પોકારીને આ માગણી કરી, છતાં બ્રિટને તે ન સાંભળી. તો કોઈ એમ ન કહી શકે કે ખુનના ચમત્કારથી જ બ્રિટને છેવટે નમ્યું આપ્યું!

---

### દેશી રાજ્યોનું શું થશે?

યૂરોપની મહાભારત લડાઇ વખતે હિંદી પ્રજાએ તેમજ હિંદી રાજાઓએ બ્રિટિશ સલ્તનતને ખુબ મદદ કરી. હિંદી લશ્કર ફ્રાન્સના રક્ષણ માટે વચમાં પડયું ન હોત તો પારીસ જર્મનોના હાથમાં ગયું હોત અને યૂરોપનો ઇતિહાસ કાંઈ જુદા જ પ્રકારનો લખાત. આવી અમૂલ્ય મદદનાં વખાણ ઘણાં થયાં પણ તેનાં બદલામાં હિંદી પ્રજાને કોઇ પણ પ્રકારનો લાભ થયો નહીં. દેશી રાજાઓએ પોતાના હકોના વિસ્તાર માટે જબરી ચળવળ નરેન્દ્ર મંડળમાં ચલાવી અને તેના પરિણામે કાઠીઆવાડ, કચ્છ તથા પાલણપુર એજન્સીના રાજાઓનો સંબંધ મુંબાઈ સરકાર પાસેથી નીકળી જઇને વડી એટલે હિંદી સરકાર હસ્તક ગયો છે. વાઇસરોય રેડીંગે રાજકોટમાં જઇને નવા ફેરફારનો પાયો નાંખ્યો તે પ્રસંગે અનેક મેળા તથા તમાશા થયા હતા, લાખો રૂપીઆનો ખર્ચ થયો હતો, ભાષણો તથા દારૂની નદીઓ વહેતી હતી. આ બધી ધમાલનું પરિણામ શું આવશે એ દરેક વિચારવંત માણસે જોવાનું છે.

જે ધામધુમ ત્રણ ચાર દિવસ સુધી ચાલી રહી હતી તેમાંથી માત્ર ભૂત તથા વર્તમાન કાળના સંસ્કારો જણાઇ આવતા હતા. આપણા રાજાઓ કેવા નમાલા, ખુશામતીઆ, બ્હીકણ છે તે આબેહુબ જણાઇ જતું હતું. સ્વમાનની લાગણી ભૂંસાઈ ગયેલી હોવાને લીધે

પોતાને થતું અપમાન હર્ષ સાથે સ્વીકારી લેતા હતા. "સૌરાષ્ટ્ર" પત્રે ઠીક કહ્યું છે કે "દરબાર એટલે એક બાજુએ શહેનશાહી અને બીજી બાજુએ ગુલામી. એક બાજુએ આત્મમહત્તાનાં યશોગાન અને બીજી બાજુએ ખુશામતનાં ખુલ્લાં પ્રદર્શન." સર્કસમાં જંગલી જાનવરોને કાર્યક્રમ પ્રમાણે વર્તવું પડે છે તેમ દોરવા માટે રહેલા યુરોપીઅન સલાહકારોના કહેવા પ્રમાણે બીચારા ગરીબડા રાજાઓનું પ્રદર્શન થયેલું. સ્ત્રીઓની માફક શણગારવાનું અને ઘરેણાં પહેરવાનું આ રાજાઓ ક્યારે છોડી દેશે? મર્દનો શણગાર મર્દાઇ હોય, બીજું કાંઇ ન શોભે. શારીરિક શણગાર સ્ત્રીઓને જ શોભે. જ્યારે મરદો ઝીક કસબનાં કપડાં પહેરે છે અને હીરા મોતીનાં ઘરેણાંથી શણગારાય છે ત્યારે ચોકખે ચોકખા બાયલા જેવા જણાય છે. જો રાજાઓ ધ્રુજતા હતા તો પછી તેમની સાથેના માણસોની શી સ્થિતિ? આ બધા ગુલામડાઓના પ્રદર્શનથી ગુજરાતને કે હિંદુસ્તાનને માન નથી મળ્યું, સ્વરાજ્યને માટે તલસતી પ્રજાને ભારે અપમાન લાગ્યું છે.

### ભવિષ્યમાં શું?

કાઠીઆવાડની પ્રજા એમ માને છે કે હાલમાં થયેલા ફેરફારોને લીધે મોટા રાજાઓની સત્તા બહુ વધી જશે અને તેમના ભાયાતો તથા પ્રજાવર્ગને બહુ દુઃખ તથા જુલમો ખમવાં પડશે. રાજાઓ નિરંકુશ થશે એ બનવાજોગ છે. આજે એજંટની ખુશામત કરીને યોગ્ય ઉપાયો લેવા પડતા હતા. તાત્કાળિક પરિણામ એવું આવે કે ભાયાતો કે પ્રજા છેક હિંદી સરકાર સુધી દાદ ફરિયાદ સહેલાઇથી પહોંચાડી શકે નહીં, પણ જુલમ વધે અને પરિસ્થિતિ ખુબ ખરાબ અને કફોડી થાય. તેથી જ પ્રજામાં જે બળ હોય તે ખીલે છે, અને પ્રજાનું બળ માત્ર સંપમાં રહેલું છે. તેથી તાત્કાળિક ગેરલાભ ગમે તેટલો થાય તો પણ એકંદરે પ્રજાને લાભ છે. હવે પ્રજાનું મજબુત સંગઠન થવું જોઇએ. પ્રજાબળની સામે કોઇ પણ બળ ટકી શકયું નથી, ટકી શકે નહીં. એટલે હવે કરોકડીનો સમય આવી લાગ્યો છે.

### હિંદી સંસ્કૃતિ

હાલના દેશી રાજાઓને સુધારવા કે તેમને કાઢી મુકવા એ બે માર્ગો વિષે ઘણી ચર્ચા સામાન્ય માણસો કરે છે. ૯૦ ટકા જેટલા માણસો એમ માને છે કે દેશી રાજાઓને અંગ્રેજ સરકારે ગુલામીની તાલીમ એવી સારી આપી છે કે તેમનામાં સુધારો થાય એ કેવળ અશક્ય છે. આજના પ્રજામતની જરા પણ અસર તેમના પર થતી નથી એ હકીકત જગજાહેર છે. તેમને સમજાવી પટાવીને સુધારવાનો પ્રયત્ન પણ ઘણો થઇ ગયો છે. તેમને સુધરવાની દરકાર નથી, કારણ કે હવે વડી સરકારની તેમને હુંફ છે. વડી સરકાર તો હિંદુમુસલમાનને લડાવી મારે છે તથા અંત્યજોને ચડાવી આપે છે એવી હિંદી પ્રજામાં માન્યતા છે, અને તે જ પ્રમાણે હિંદી રાજાઓને પણ અંત્યજોની માફક થાબડી થાબડીને ચઢાવશે અને હિંદી પ્રજાની સામે થવાનું શીખવશે એવી બ્હીક રહે છે. ત્યારે આ વિકટ પ્રશ્નનો નિકાલ કેવી રીતે આવવાનો? હિંદી સંસ્કૃતિની મુખ્ય વિશિષ્ટતા એવી છે કે જ્યારે પ્રજાની ખુબ અધોગતિ થાય છે ત્યારે સમાજની અંદરથી જ સુધારકો નીકળે છે અને એવા અનેક સુધારકોની પ્રવૃત્તિથી સમાજનું પરિવર્તન થાય છે. મહાત્મા બુદ્ધ, કૃષ્ણ ભગવાન જેવા મહાન પુરૂષો, અને શ્રી શંકરાચાર્ય, ચૈતન્ય ભગવાન વિગેરે ધર્માચાર્યોએ નવી ફીલસુફી, નવા વિચારો ફેલાવીને સમાજને સુધારી હતી. દરેક સુધારાના સમયે આત્મશુદ્ધિનો પવન વાયો હતો. આજે તેવો પવન સમસ્ત હિંદમાં પ્રસરી રહ્યો છે. રાજાઓમાંથી કેટલાક એવા પુરૂષો નીકળશે કે પોતાની રાજીખુશીથી ખોટા હકકો છોડી દેશે. જરૂર પડશે તો ફકીરી સ્વીકારી લેશે. તે પોતે તથા તેમના છોકરાઓ પ્રજાવર્ગ તરફથી પ્રજાહકને માટે લડશે. આજે અત્યંજોના હકને માટે જેમ બ્રાહ્મણો લડતમાં દાખલ થયા છે તેવી જ રીતે રાજાઓ અને તેમના કુમારો રાજાઓ સામેની લડતમાં દાખલ થશે. રાજાઓની મદદથી જ ખરાબ રાજાઓનું બળ તુટશે. આ બાબતની શરૂઆત થઈ ગઈ છે. જેમનામાં જોવાની શક્તિ છે તે જોઇ શકે છે.

જાપાન દેશમાં ત્યાંના મુખ્ય મંત્રી (શોગુન) ના હાથમાં સત્તા ઘણા વર્ષોથી ચાલી ગઇ હતી તે જ્યારે રાજા (મીકાડો)ને પાછી સોંપાઈ ત્યાર બાદ મોટા મોટા જમીનદારોએ બળવો કર્યો. તે આપણા દેશી રાજાઓની માફક સ્વતંત્ર સત્તા ભોગવતા હતા. આ ઉથલપાથલના સમયમાં પણ જમીનદારોમાં આત્મશુદ્ધિ

થઇ, પોતાના દેશની સ્થિતિનું ભાન થયું અને સમસ્ત પ્રજાના લાભ તથા ઉન્નતિને માટે ઘણા જમીનદારોએ પોતાની સત્તા છોડી દીધી. તે જ પ્રમાણે કાઠીઆવાડમાં થવું જોઇએ. હિંદી સસ્કૃતિમાં જેમને શ્રદ્ધા છે તેમની ખાત્રી છે કે કાઠીઆવાડી રાજાઓમાં રાષ્ટ્રભાવના આવશે અને એક પછી એક પોતાની સત્તા છોડતા થશે, તેમના કુમારો પ્રજા વર્ગમાં જોડાઇ જશે, અને રાજા વર્ગને સુધારવા કે ગુંગળાવી નાંખવાનો પ્રશ્ન કાંઈ જુદી જ રીતે ઉકેલાઇ જશે. સુ. મ.

### સમસ્ત ગુજરાત મદ્યપાનનિષેધક મંડળ

સમસ્ત ગુજરાત મદ્યપાનનિષેધક મંડળની બીજી પરિષદ અમદાવાદમાં મળી હતી અને મુંબાઇ સરકારે નીમેલી સમિતિએ જે સૂચનાઓ કરી છે તે જ પ્રકારના ઠરાવો તેમાં પસાર થયા હતા. આ પરિષદમાં ભાગ્યે પચાસ માણસો હાજર હતા, અને કાયમના કામ વિષે જરા પણ ઉત્સાહનાં ચિહ્ન જણાતાં નહોતાં. ગુજરાતી જનસમાજ આ વિષયમાં આટલો બધો ઉદાસીન રહે એ ઘણું શોચનીય છે. રાજકીય ચળવળમાં હજારો માણસો રસ લે છે. જ્યારે દારૂની દુકાનોનું પીકેટીંગ કરવાનું હતું ત્યારે હજારો સ્વયંસેવકો તૈયાર થયેલા, પણ જે કાયમનું કાર્ય ધીરજથી કરવાનું છે તેમાં આપણા લોકો જોડાતા નથી એ ગુજરાતી પ્રજાની નબળાઇ બતાવી આપે છે. અમદાવાદમાં ડા. જોસફ બેન્જામીન, રા. રમણભાઇ વિગેરે કેટલાંક વર્ષોથી લડત ચલાવી રહ્યા છે, પણ તેમની લડત પછવાડે પ્રજામત નથી અને જોઇએ તે પ્રમાણમાં આગ્રહ નથી. આ મંડળનું પુનર્જીવન અમેરિકન મિશનરીઓએ કર્યું છે. અમેરિકામાં દારૂનિષેધનો કાયદો પસાર થયો એટલે મિશનરીઓએ પોતાના રચનાત્મક કાર્યમાં આ પ્રશ્ન ઉપાડી લીધો છે. ગુજરાતમાં જે ભાઇએ આ કામ ઉપાડેલું તે હાલ અમેરિકામાં છે, એટલે પરિષદનું કામ નિર્જીવ હોય તેમાં નવાઇ જેવું નથી. જે મંડળ " સમસ્ત ગુજરાત" નું છે તેમાં શાખાઓ માત્ર નામની છે, અને કોઈ કોઇ વખતે મેજીક લેન્ટર્ન સાથે ભાષણો દ્વારા શિક્ષણ આપવામાં આવે છે તે શિવાયનું કામ નહિ જેવું છે. કોઇ કોઇ વખત સરકારને અરજીઓ કરવાથી આ પ્રશ્નનો નિકાલ થઇ શકે નહિ, કારણ કે સરકારને મોટી આવક મળે છે અને આપણી વિદેશી સરકારને પ્રજાના હિતાહિતનો સવાલ તો હવે ખુંચતો નથી. જે પચાસ સ્ત્રી પુરૂષોએ આ પરિષદમાં ભાગ લીધો તેમને ઉતારી પાડવા માટે આ ટીકા નથી થતી. જનસમાજ ઉદાસીન હોવા છતાં તેમણે ઉત્સાહથી ભાગ લીધો તેટલા માટે તેમને ધન્યવાદ ઘટે છે. અસહકારમાં જોડાયલા તથા રાજકીય વિષયમાં જ રસ લેનાર ભાઇઓ એવી દલીલ રજુ કરે છે કે જ્યારે સ્વરાજ મેળવીશું ત્યારે આ બધા નાના પ્રશ્નોનો નિકાલ કલમના એક ઘસારાથી કરી નાખીશું. આ દલીલમાં થોડું કાંઇ સત્ય છે, પણ આપણે પ્રજાની શુદ્ધિ તથા ઉન્નતિ કરવા માટે અનેક પ્રયાસો કરીએ છીએ તેમાં દારૂનિષેધનો પ્રશ્ન લીધા વિના છુટકો નથી. જે પ્રજા પછાત છે, જે અણુસમજુ છે તેમને સુધારવા માટે દારૂનો સવાલ અત્યંત અગત્યનો છે. ભીલ, કાળીપરજ, ધારાળા, પાટણવાડીઆ, ઠાકરડા, કોળી, અત્યંજો વિગેરેના ઉદ્ધારનો સવાલ દારૂ સાથે બહુ જ સંબંધ રાખે છે. જ્યાં સુધી આ પછાત પ્રજાઓ દારૂમાંથી બચે નહિ ત્યાં સુધી કોઇ પણ પ્રકારની તેમની ઉન્નતિ થાય એ બનવા જેવું નથી. તેથી દરેક હિંદી કાર્યકર્તાએ આ પ્રશ્નમાં રસ લેવાની આવશ્યકતા છે. દરેક કામમાં દરેક માણસ જોડાઇ શકે નહીં પણ તેમણે પોતાની સહાનુભૂતિ તો દર્શાવવી જ જોઇએ અને પોતાની શક્તિ પ્રમાણે આ કાર્યને મદદ કરવી જ જોઇએ.

### રચનાત્મક કાર્ય

મહાત્મા ગાંધીજી એવું ઇચ્છે છે કે એક વર્ષ માટે આપણે રચનાત્મક કાર્યમાં મશગુલ થઇ રહેવું. રચનાત્મક કાર્યમાં જેટલા પ્રશ્નો હાથમાં લેવાશે તેમાં આ પ્રશ્ન લીધા વિના છુટકો નથી. જે પછાત કોમના અજ્ઞાન ભાઈઓ દારૂ ખુબ પીએ છે તેમની આર્થિક સ્થિતિ નબળી હોય છે, તેમને શિક્ષણ મળી શકતું નથી, તેમનું જીવન જાનવર જેવું હોય છે, તેમને બચાવવા માટે સરકાર અનેક કાયદા પસાર કરે છે તે છતાં તેમની જમીન બચી શકતી નથી. તેમના રક્ષણાર્થે જે પ્રયાસો કરવાના છે તેમાં દારૂનિષેધનો પ્રશ્ન પહેલો ગણાય. તેથી દરેક અસહકારી કે સહકારી ભાઈએ આ પ્રશ્નમાં રસ લઇને મદદ કરવી જોઇએ.

ગુ. મ.

### શ્રી જયા બ્હેન ખાંડવાળા

જ્યારે દક્ષિણી પ્રજામાંથી લગભગ દર વર્ષે એક બે બ્હેનો દાકતરી પરીક્ષામાં પાસ થાય છે ત્યારે આ ચાલુ માસમાં આપણા ગુજરાતમાંથી પહેલી જ બ્હેન

દાક્તર થયાના ખુશ ખબર મળે છે. ડા. તુલજારામ ખાંડવાળા ગુજરાતમાં જાણીતા ગૃહસ્થ છે અને તેમનાં પુત્રી, કુમારી જયા બ્હેનને પહેલાં ગુજરાતી સ્ત્રી દાક્તર થવાનું માન મળ્યું છે, તે માટે અમે અભિનંદન આપીએ છીએ. ગુજરાતી સ્ત્રીઓ તથા બાળકોની સ્થિતિ સુધારવા માટે હજાર સ્ત્રી દાક્તરોની જરૂર છે અને જયા બ્હેને ખંત તથા હિંમતથી પોતાનો અભ્યાસક્રમ પુરો કર્યો છે તેથી અમને ઘણો આનન્દ થાય છે. સાથે સાથે દીલગીરી પણ થાય છે કે આપણે ગુજરાતીઓ એટલા બધા પછાત છીએ કે હજી સુધી આ પ્રકારના શિક્ષણને માટે તત્પરતા બતાવી નથી. વૈદકિય શિક્ષણને માટે જે સામાન્ય કોલેજો દરેક ઇલાકામાં હોય છે તે ઉપરાંત દિલ્હીમાં ખાસ સ્ત્રીઓને માટે લેડી હાર્ડિંગ કોલેજ પણ સ્થપાઈ છે અને ત્યાં શિક્ષણ પણ સ્ત્રી દાક્તરો જ આપે છે. પડદાનશીન સ્ત્રીઓ તેમાં ખુશીથી જઇ શકે છે. આપણા ગુજરાતમાં પડદાનું જોર તુટી ગયું છે, તે છતાં આપણે સ્ત્રીઓ તથા કન્યાઓને ઉચ્ચ શિક્ષણ અથવા દાક્તરી શિક્ષણ આપતાં ગભરાઇએ છીએ. જે બ્હેનોને પૈસા કમાવાની જરૂર નથી, જેમને ગૃહસ્થાશ્રમી જીવન ગાળવું છે તેમને પણ આ તાલીમ અત્યંત ઉપયોગી થઈ પડે એમ છે. આપણી ગરીબ રાંકડી બ્હેનો પોતાનાં દર્દો વિષે હકીકત પુરુષ દાક્તરોને આપતાં અચકાય તેમાં નવાઈ જેવું નથી. તેમને દરરોજ નહીં તો અઠવાડીઆમાં એક વખત સલાહ આપવાનું રાખ્યું હોય તો કેટલી કીમતી જનસેવા થઇ શકે ? આપણું બધું જીવન સુકાઇ ગયું છે, ઉત્સાહ તથા ઉદ્યમ રહ્યો નથી, લાગણીના ઉમળકા દબાઇ ગયા છે, દયા અને શૌર્ય વિના સાહસિક જીવન ગાળવાનું આત્મબળ નથી. દરેક બાબતમાં શંકાશીલ થઇને બાયલાની માફક વાતો કરવામાં વખત ગુમાવીએ છીએ. આજના નવા જમાનામાં નવી ઢબે જીવવું પડશે, નવા પ્રકારના આત્મભોગો આપવા પડશે.

સુ. મ.

### ઠક્કર બાપાનું મિશન

ભીલ સેવા મંડળનો બીજો વાર્ષિક રીપોર્ટ પ્રકટ કરવામાં આવ્યો છે તે વાંચીને ઘણો આનન્દ થાય છે. તેમાં એકંદર ૧૪ સ્વયંસેવકો જોડાયા છે અને ભાઇ અમૃતલાલ ઠક્કર તેના નાયક છે. આ મિશનનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે: (૧) બાળકોને શિક્ષણ આપવું —અને તેટલા માટે શિક્ષણનું સાધન પણ મંડળ તરફથી પુરું પાડવામાં આવે છે; (૨) ભીલ બાળકોને વસતિગૃહમાં રાખીને તેમનામાં સારા સંસ્કારોની છાપ પાડવી (૩) જ્યાં તેમના ઉપર જુલમ થતો હોય, સરકાર તરફથી કે શાહુકાર તરફથી, ત્યાં તેમને મદદ કરવી (૪) તેમની ખેતીની સુધારણા માટે તથા આર્થિક સંપત્તિ સુધારવા માટે સહકારી મંડળીઓ કાઢવી; (૫) તેમને દારૂના વ્યસનમાંથી બચાવી લેવા; અને (૬) વૈદકિય મદદ ગામડે ગામડે આપવી.

સ્વયંસેવકો ત્રણ વર્ષ માટે સેવા કરવાને બંધાયેલા છે અને તેમને દરેકની લાયકાત પ્રમાણે વેતન આપવામાં આવે છે. આનંદની વાત એ છે કે સારી ઉચ્ચ ભાવનાવાળા જુવાનીઆ આ કાર્યમાં જોડાયા છે, અને સ્વયંસેવકોમાંથી ત્રણ ભાઇઓ ભીલ પટેલીઆ જાતિના છે.

આ મંડળને હાલમાં જ પ્રાંતિક સમિતિ તરફથી મદદ મળી છે તે ઉપરાંત આખા ગુજરાત તથા મુંબાઇના પૈસાદાર લોકોની પણ સારી મદદ મળે છે. આ વર્ષની આખરે રૂા. ૧૨૦૦ નું દેવું બાકીમાં રહે છે તે બતાવી આપે છે કે હજી વધારે મદદની જરૂર છે. જેસાવાડા, ઝાલોદ, ગરબાડા, હુલતોરા, મુવાહેડા, લીમડી, બાવકા, જાંબુઆ, તથા દાહોદમાં શાળા અથવા આશ્રમો સ્થપાયાં છે અને કેટલેક ઠેકાણે પોતાનાં મકાન પણ બાંધી શક્યાં છે.

ભીલોની વસ્તી થોડી નથી. આખા હિંદુસ્તાનમાં આશરે ૧ કરોડ અને ૬૦ લાખની ગણાય છે એટલે કુલ વસ્તીના પાંચ ટકા જેટલી થાય છે, અને મુંબઇ ઇલાકામાં આશરે ૧૯ લાખ એટલે કુલ વસ્તીના ૬॥ ટકા જેટલી છે. આર્યોએ આવીને તેમનાં 'રાજ' તથા જમીન છીનવી લીધાં ત્યાર પહેલાં તેમની સારી જાહોજલાલી હતી; આજે તે બીચારા કેવળ અજ્ઞાન કંગાલ અને લાચાર બની ગયા છે. દાહોદના ભીલ સેવા મંડળે તેમની ઉન્નતિ માટે જે શુભ કાર્ય આદર્યું છે તેને ગુજરાતે વધાવી લેવાનું છે, અને પુષ્કળ મદદ કરવાની છે.

સુ. મ.

આ માસિક અમદાવાદ ઘીકાંટા રોડ પર આવેલી પાનાભાઈની વાડીમાં આવેલા વસંત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.

# યુગધર્મ

પુસ્તક ૫ પોષ, ૧૯૮૧ અંક ૪


## કાવ્ય વિષે કેટલુંક જૂનું અને નવું

૧

કાવ્યમીમાંસાનો આજે જે એક પ્રશ્ન ખુબ ચર્ચાય છે તે કાવ્ય અને જીવનના સંબંધનો છે. આ પ્રશ્ન બે રીતે ચર્ચવામાં આવે છે. એક કાવ્ય જીવનને કેટલું ઉપયોગી છે અને બીજી કાવ્યમાં જીવન કેવી રીતે ઉતરે છે. પહેલા પ્રશ્નમાં મુખ્ય બે મત છેઃ એક કલા એ કલાને માટે જ છે એમ કહેનારનો; અને બીજો 'કલા એ જીવનને ઉન્નત કરવા માટે છે' એમ કહેનારનો. આ બને પક્ષમાં વાસ્તવિક મતભેદ કેટલો છે એની ચર્ચા અહીંઆ છોડી દઈએ. આ પ્રશ્ન વિષે પ્રાચીનો કાવ્યમીમાંસકોને શું કહેવાનું છે તે અહીંઆ સંક્ષેપમાં વિચારીએ. આ પ્રશ્નને તેઓ આ રીતે મૂકે છે—કાવ્યનું પ્રયોજન શું? લગભગ દરેક પ્રાચીન કાવ્યમીમાંસક આનો એક અથવા બીજી રીતે વિચાર કર્યો છે. કાવ્યપ્રકાશકારે પોતાની પૂર્વના મતોનો સંગ્રહ કર્યો છે એટલે તેમનો ગ્રંથ તપાસીએ. આમાં કવિ અને ભાવક (કાવ્યનો અનુભવ કરનાર) બન્નેનાં પ્રયોજનોનો સમાવેશ છે. યશ, અર્થપ્રાપ્તિ, વ્યવહારનું જ્ઞાન, અમંગળનો નાશ, સદ્ય પરમાનંદ (કાવ્ય અનુભવવાની સાથે વિલંબ વિના ઉત્પન્ન થતો આનંદ) અને કાન્તાની માફક ઉપદેશ આપવો એ. આમાં પહેલા બે તો કેવળ કવિના જ કહેવાય, ત્રીજું કેવળ ભાવકનું, ચોથું કવિ અને ભાવક બનેન્નું હોઇ શકે. પાંચમુ પ્રધાનપણે ભાવકનું—કવિને પણ પોતાના કાવ્યમાંથી પરમાનંદ પ્રાપ્ત થઇ શકે એટલે એનું પણ ખરૂં. પાંચમું કેવળ ભાવકનું. આમાં ત્રીજાને અને ચોથાને આપણે છોડી દઇએ. આજે આપણે અમંગળ નાશ કરવાના અને વ્યવહારનું જ્ઞાન મેળવવાના વધારે સારા ઉપાયો જાણીએ છીએ! પહેલાં બે પ્રયોજનો આપણને કવિ વિષે જરા હલકો અભિપ્રાય ઉત્પન્ન કરાવે એવા છે; પણ કવિઓ એ ઇચ્છાઓથી આજે રહિત છે એમ તો કાંઇ નથી! પૈસા જેવી હલકી વસ્તુનો કવિની ઉન્નત ભાવના સાથે, કવિના મનની ખાતર આપણે વિચાર નહિ કરીએ! પણ યશ 'That last infirmity of a noble soul' તો કવિઓને આજે પણ વ્હાલો હશે—જો કે તેઓ તો એમ જ કહેશે કે બસ સર્જન એ જ અમારૂં પરમ ધ્યેય છે,—અમને પૈસાની કે કીર્તિની દરકાર નથી! કવિઓને ગમે તેમ કહેવાની છૂટ છે. પણ મમ્મટાચાર્ય કહે છે કે 'સર્વ પ્રયોજનોમાં શિરોમણિ' તો 'કાવ્ય સાંભળતાં વાર જ રસના સ્વાદથી ઉત્પન્ન થતો, બીજા બધા જ્ઞાનના વિષયોનો વિગલિન કરી નાખતો આનન્દ' છે. આ આનન્દ ઉત્પન્ન કરવો એ કવિની કળાનું મુખ્ય ધ્યેય અને એ આનન્દ પ્રાપ્ત કરવો

એ સહૃદય ભાવકનું કાવ્ય અનુભવવામાં મુખ્ય પ્રયોજન. આની સાથે સ્થાન લે એવું કાન્તાની જેમ 'રસ ઉત્પન્ન કરી જીવનમાં કેમ વર્તવું' એનો ઉપદેશ કરવો તે પ્રયોજન છે.

આ વિચારોમાંથી એ નિષ્કર્ષ નીકળે છે કે કાવ્યનો પરમ ઉદ્દેશ તો આનંદનો અનુભવ કરાવવો એ જ હોઇ શકે. કેવળ ઉપદેશને એટલે કે અંગ્રેજીમાં જેને Didectics (ઉપદેશ) કહે છે તેને તો કાવ્યમાં સ્થાન નથી. પણ માણસને કટુ ન લાગે એ રીતે આકર્ષક મધુરતાથી તેના વિચારો ઉપર અસર કરી જીવન ઉપર પણ અસર કરવી એ પણ કાવ્યનું પ્રયોજન હોઇ શકે. આ પ્રયોજનો ગણાવવામાં મુખ્ય દૃષ્ટિ એ દેખાય છે કે કાવ્ય કાવ્ય તરીકે–કાવ્યત્વ ગુમાવ્યા વિના–શું શું સિદ્ધ કરે છે; એટલે કે અત્યાર સુધીના કાવ્યોએ કવિ અને લોકોને માટે શું શું સિદ્ધ કર્યું છે. લોકોને—જેઓ કાવ્ય સમજવા જેટલી શક્તિ ધરાવે છે તેવાને–સાચાં કાવ્યો પરમાનંદનો અનુભવ કરાવે છે એ એક અને મધુર રીતે જીવનમાં માર્ગ બતાવે એટલે કે વર્તનનો માર્ગ બતાવે એ બીજું. કાવ્યો કાવ્ય રહીને આ બન્ને વસ્તુઓ સિદ્ધ કરતા દેખાય છે. છતાં આમાં પ્રધાનગૌણનો તો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. અને ચર્ચા પણ આને ઉદ્દેશીને જ છે. આ બન્નેમાંથી કયું એક ન હોય તો કાવ્ય કાવ્ય તરીકે ન રહે? જવાબ સ્પષ્ટ છે, 'સદ્ય પરનિર્વૃતિ'–તાત્કાલિક પરમાનંદ–એ જ કાવ્યના પ્રયોજનોમાં શિરોમણિ છે.

આ અભિપ્રાયો વિચારવા જેવા છે. કાવ્યના સર્જનમાં કોઇ પણ સ્પષ્ટ ઉદ્દેશ છે એમ જો માનીએ તો કવિની પ્રતિભાના આવિષ્કાર ઉપરાંત બીજું કાંઇ શોધવું જોઇએ. કાવ્યસાહિત્યનો ઇતિહાસ તપાસીએ તો જણાશે કે જે કાવ્યો ઉપરનાં બે પ્રયોજનોને યોગ્ય રીતે સાધી શક્યાં છે તે જ જનતાએ ચિરસ્થાયી સંપત્તિ તરીકે સ્વીકાર્યાં છે. જીવનનાં રહસ્યોથી રહિત બે ઘડી મોજ કરાવી ઉડી જનારા કાવ્યો પતંગીઆ જેવા ક્ષણવિનોદી થયાં છે, અને આનંદજનક સૌંદર્યથી રહિત કાવ્યો પોતાનાં ભારથી જ કાલ પ્રવાહને તળીએ જઇ બેઠાં છે.

'કલા કલાને માટે જ છે,' 'કલા જીવનને ઉન્નત કરવા માટે છે' એ બન્ને વિકલ્પો વચ્ચે વિરોધ કલ્પી ચર્ચા કરવામાં આવે છે તેનું કારણ શોધવું જોઇએ. કલાની કૃતિઓ જો જીવનને ઉન્નત કરતી હોય અને પરમ આનંદ આપતી હોય તો તો ચર્ચા ઉત્પન્ન થવાનો પ્રસંગ જ ન આવે. વિરોધ ત્યારે ઉત્પન્ન થાય કે જ્યારે કાવ્ય આનંદના નિમિત્ત તરીકે આકર્ષક બની જીવનને હેઠે પડતું હોય. હવે પ્રશ્ન એ છે કે આનંદનું નિમિત્તભૂત કાવ્ય જીવનને શી રીતે હેઠે પાડી શકે? દરેક કવિ પોતાના કાવ્યની સામગ્રી સંસારમાંથી લે છે; અને સંસારમાં જીવનને બગાડે એવી અને સુધારે એવી બન્ને પ્રકારની વિગતો હોય છે. બગાડે એવી વસ્તુઓ ઘણીવાર મોહક હોય છે. કાવ્યમાં આવી મોહક વસ્તુઓને કલાની મદદથી વધારે મોહક બનાવી મુકવામાં આવે તો જીવન ઉપર તેની માઠી અસર થાય–એમ આ પ્રશ્નનો સરળતાથી જવાબ આપી શકાય. પણ આ જવાબને એવો જવાબ આપી શકાય કે આવા ઉદ્દેશથી રચાએલા કાવ્યો આનંદનું નિમિત્ત બની શકતા નથી. અને તેથી તેને અમે કાવ્યની સંજ્ઞા આપતા નથી. જીવનમાં અધોગતિ પમાડનારી વસ્તુઓ મોહક હોઇ ઘડીભર ફસાવે છે તો પણ સાધારણ માણસ પણ ફસાયો હોવા છતાં તેને ખરો આનંદ ગણવાની ભૂલ કરતો નથી, અને તેથી તેની ઉંચી કિંમત આંકતો નથી, તેમ કાવ્યો વિષે પણ છે. આવા હલકા કાવ્યો હયાત છે અને ઉત્તમપંક્તિના કવિઓની કૃતિમાં પણ આવા દાખલાઓ મળે છે એ સ્વીકારવું જોઇએ. પણ આવા કાવ્યો જે આનંદને નિર્વાણના–મોક્ષના–પરમ સુખ સાથે સરખાવવામાં આવે છે તેનો અનુભવ કરાવતા નથી એ દરેક વિચારશીલ ભાવક સ્વીકારે. પણ આમ છતાં એ આવા કોઇ પણ હલકા હેતુ સિવાય જીવનમાં જેને આપણે અનિષ્ટ ગણીએ એવી વસ્તુઓ કાવ્યનો વિષય બને છે. આવા કાવ્યોમાંથી કેટલાક વાંચકો પોતાની અંતરગત નબળાઇઓથી પ્રેરાઇ તેનો દુરુપયોગ કરે છે. જળો જેમ ગંદુ લોહી ચૂસવાને માટે જાણીતી છે તેમ કેટલાક જીવો જીવનની અનેક વસ્તુઓમાંથી જેમ લે છે તેમ કાવ્યોમાંથી પણ ગંદો ભાગ ચૂસી અધોગતિને પામે છે. છતાં આવા વિષયવાળા ઘણા કાવ્યો કલાની ઉત્તમ કૃતિઓનું માન સહૃદય ભાવકના હાથે પામ્યા છે. જેને શુદ્ધ ચારિત્રની વૃત્તિ અશુદ્ધના દર્શન માત્રથી અભડાઇ જવાનો ભય હોય એવા માણસો સિવાય બીજા ભાગ્યે જ, આવા કાવ્યો જોતા એમ કહેશે કે આવા અનિષ્ટ પ્રસંગો કાવ્યના વિષય ન બનવા

જોઇએ. જગતની દૈવી યોજનામાં અને રચનામાં જેમ સારા અને ભુંડા બંનેના અનુભવોને જેમ કોઇ શીલસુફ પોતાના દર્શનથી ઘટાવે છે તેમ કવિ પણ પોતાના દર્શનથી આ બન્નેની અમુક રચનાઓ સાધી પરમ આનંદનો અનુભવ કરાવે છે.

આ વિશેષ કાવ્ય જે આનંદનો અનુભવ કરાવે છે તેનું સ્વરૂપ સમજતાં દૂર થાય છે. આ આનન્દ વ્યવહારમાં અનુભવાતા સુખોના આનન્દ જેવો નથી. 'आनन्दो ह्ययं न लौकिकसुखान्तरसाधारणः' આ આનન્દ એ આત્માનો સ્વરૂપભૂત આનન્દ છે. આનો, જેને 'રતિ' કહેવામાં આવે છે અને જે હર્ષથી સાધારણ રીતે વ્યવહારમાં સૂચવાય છે તેનાથી વિવેક કરવાનો છે; કારણ કે આ આનન્દનો અનુભવ બીજા સ્થાયી ભાવોના જેમકે શોક, ભય, ઈત્યાદિના અનુભવ કરતા પણ થાય છે. આ આનન્દને, વધારે વિગતમાં ઉતર્યા વિના ટુંકામાં કહેવું હોય તો, તે તે સ્થાયી ભાવોને તેના સ્વરૂપમાં અનુભવવા રૂપ ગણી શકાય. આ અનુભવમાં અનુભવ કરનારનું વ્યકિતત્વ ભૂલાઇ જવાય છે–'પિરિમિતપ્રમાતૃત્વ' જતું રહે છે. તે તે સ્થાયીભાવ તેના 'સાધારણીકૃત' universal સ્વરૂપમાં સમજાય છે. આ જાતનો અનુભવ તે આનન્દ કાવ્યનો–કલાનો–આનંદ.

આવા આનંદનું ભાન કરાવવું તે કાવ્યનો ઉદ્દેશ હોય છે. હવે આ આનંદનો જેવી રીતે વ્યવહારમાં જેને શોક, ભય વગેરે કહે છે તેની સાથે વિરોધ નથી તેમ જેને લોકમાં અનિષ્ટ કહે છે તેની સાથે પણ વિરોધ નથી. કારણ કે આ આનંદ તે તે લૌકિક વસ્તુઓનું કાર્ય નથી પણ કાવ્યશકિતથી, 'આનંદ અંશ ઉપર જે આવરણરૂપી અજ્ઞાન છે તે ખસી જતાં,' તે વ્યકત થાય છે. જે આ આવરણ ખસેડવા સમર્થ હોય તે કાવ્ય કહેવાય કલા કહેવાય સૌન્દર્ય કહેવાય. જે આ આવરણને ન ખસેડી શકે આ જાતનો આનંદ વ્યકત ન કરાવી શકે તે કાવ્ય નહિ કલા નહિ–સૌન્દર્ય નહિ. આ પ્રયોજન સિદ્ધ કરવા કવિ કેવી વસ્તુ સામગ્રી વાપરે એનો નિર્ણય કરવાની છૂટ કવિની પ્રતિભાને રહેવી જોઇએ. કુશળ કવિ પ્રધાનપણે અનીતિ ચીતરી 'રસાભાસ' નો દોષ વ્હોરવાની ભૂલ ન જ કરે ।

૨

આ ચર્ચા કાવ્ય અને જીવનના સંબંધની બીજી બાજુ આગળ આપણને લાવે છેઃ કાવ્યમાં જીવન કેવી રીતે ઉતરે છે? આ વિષય પણ આધુનિક કાવ્યમીમાંસામાં મહત્ત્વનું સ્થાન લે છે. કાવ્ય એ જીવનનું પ્રતિબિમ્બ છે કે કેવળ કવિ પ્રતિભા ઉપર આધાર રાખતું નવું સર્જન છે? આ વિવાદ આપણામાં પાશ્ચાત્ય સાહિત્યચર્ચામાંથી આવ્યો છે. આ બન્ને પક્ષમાંથી કયો પક્ષ સાચો છે એની આપણે અહીંઆં ચર્ચા નહિ કરીએ. કાવ્યની સફળતાનો આધાર, સંભવે છે કે, આ બન્ને દૃષ્ટિઓ એક કરવામાં જ હોય. આ વિષે પણ પ્રાચીન કાવ્યમીમાંસાના અભિપ્રાયો નોંધવા જેવા છે. કાવ્યપ્રકાશકાર મમ્મટ પોતાના ગ્રંથના પ્રારંભમાં જ જણાવે છે કે 'કવિની ભારતી જે સૃષ્ટિ નિર્માણ કરે છે તે નિયતિના નિયમોથી–બંધનોથી–રહિત છે.' પણ આથી એમ ફલિત થતું નથી કે કવિની સૃષ્ટિનું વસ્તુ અથવા ઉપાદાન સામગ્રી (material) સંસારની–જીવનની–બ્હારથી આવે છે. આ વાત કવિને જે જે વસ્તુઓ જાણવાની છે તેમાં 'લોકવૃત્ત આદિનું અવેક્ષણ' લોકમાં–સમાજમાં–જે કાંઇ બને છે તેનું નીરક્ષણ પણ ગણાવેલું છે તે ઉપરથી સમજાય છે.

સાહિત્યદર્પણકારની કાવ્યની વ્યાખ્યા वाक्यं रसात्मकं काव्यम् સ્વીકારીએ કે નહિ તો પણ પ્રત્યેક કાવ્યનું પર્યવસાન એક અથવા બીજા પ્રકારના રસમાં છે એ તો દરેક કાવ્યનો અનુભવી સ્વીકારશે. આથી અંગ્રેજીમાં જેને Lyrical (લીરીકલ) કહે છે એ જ ઉત્તમ કાવ્ય છે અથવા કાવ્યનો મુખ્ય પ્રકાર છે એમ કહેવાનો હેતુ નથી. Lyrical તો રસનો અનુભવ કરવાની એક વિશિષ્ટ રીત જ છે એમ માનવું જોઇએ. એ સિવાયના બીજે પ્રકારો મહાકાવ્ય અથવા નાટક અથવા નવલકથા તે બધાંમાં પણ અંતિમ પર્યવસાન કોઇ ભાવનું છે એમ માનવુ પડે છે. આ પ્રશ્નની પ્હેલા વિભાગમાંની ચર્ચામાં આપણે જોયું કે કાવ્યનો ઉદ્દેશ 'આનંદ'નો સાક્ષાત્કાર કરવાનો છે. આ આનંદનો અનુભવ એટલે કે તે તે સ્થાયીભાવોનો વ્યકિતની મર્યાદાવિના અનુભવ કરવો તે. આ અનુભવ કવિ કેવી રીતે કરાવે છે એ કાવ્યશાસ્ત્રનો મુખ્ય પ્રશ્ન છે, અને આ પ્રશ્ન કાવ્યમાં જીવન કેવી રીતે ઉતરે છે તે પ્રશ્ન સમજવાથી સમજાય છે. આ પ્રશ્ન સમજવાથી કાવ્યમીમાંસામાં બીજી અનેક દૃષ્ટિઓ સ્પષ્ટ થાય છે. આ બાબતમાં પણ મમ્મટના વ્યવસ્થિત નિરૂપણમાંથી પ્રાચીનોના વિચારો સમજીએ.

જીવનમાં વિવિધ જાતના બનાવો બને છે. આ બનાવો માણસોમાં જાતજાતના ભાવ પેદા કરે છે. આ ભાવ વિવિધ રીતે માણસ દર્શાવે છે. આમાં એક મુખ્ય ભાવની સાથે તેને પોષતા બીજા અનેક ભાવો આવી આવીને ચાલ્યા જાય છે. આ બહુ સરળ અને થોડાક વિચારથી સમજાય એવી વસ્તુસ્થિતિ છે. આ વસ્તુસ્થિતિને 'કારણ, કાર્ય અને સહકારી'ની વિજ્ઞાનની ચોક્કસ પરિભાષામાં મુકીને જરા સમજીએ. રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ ભય, જુગુપ્સા અને વિસ્મય આ અને ચિત્તશાસ્ત્ર જે નવા ઉમેરી શકે તે બધા ભાવોનો અનુભવ સૌ કોઈને જીવનમાં હોય છે; કારણકે દરેક વ્યક્તિમાં તે બીજ રૂપે-અવ્યક્ત રૂપે-રહેલા છે, અને માણસને પોતાના સંબંધમાં અનુકૂલ અથવા પ્રતિકૂલ રીતે-સુખરૂપે અથવા દુઃખરૂપે યોગ્ય પરિસ્થિતિ મળતાં સમજાય છે. આ ભાવો જેનાથી ઉત્પન્ન થાય તે તે ભાવનાં કારણો, તે ભાવ ઉત્પન્ન થતાં જે બાહ્ય વિકારો થાય તે તે ભાવના કાર્યો, અને તે મુખ્ય ભાવની સાથે સંબંધ ધરાવનારા આવી આવી ચાલ્યા જતા ભાવો તે તે ભાવના સહકારીઓ. એક ઉદાહરણ લઈએ.—આપણે કોઈ લાંબા માણસને ટટ્ટુ ઉપર બેઠેલો જોઈએ એટલે હસવાનો ભાવ પેદા થાય છે; અને તેમ થતાં આપણા ચ્હેરાની અને શરીરની અનેક પ્રકારની વિકૃતિઓ થાય અને તે સાથે હસનારના સ્વભાવ પ્રમાણે હર્ષ આવેગ, ચપલતા આદિ ભાવો આવી ' હાસ ' તે પોષે. ઠીંગણા ટટ્ટુ ઉપર બેઠેલા લાંબા માણસનું દર્શન એ આમાં હાસના આવિર્ભાવનું કારણ છે, ચહેરા વગેરેની વિકૃતિ એ હાસનું કાર્ય છે, હર્ષ આવેગ ચપળતા એ હાસના સહકારીઓ. આ જીવનના અનુભવોની શાસ્ત્રીય વ્યવસ્થા થઈ.

માણસને કાવ્ય સમજાય અને તે તે ભાવો તેનામાં વ્યક્ત કરી શકાય તે માટે કાવ્યને પણ આ સંબંધનો—ભાવ અને તેના કારણ, કાર્ય, સહકારીના સંબંધનો—ઉપયોગ કરવો પડે છે. ઉપર જણાવ્યું છે તે પ્રમાણે કાવ્યમાં વ્યવહારનો કાર્ય કારણનો સંબંધ રહેતો નથી કારણકે તે વ્યક્તિના વ્યાવહારિક સુખદુઃખ રૂપે ભાવોને પેદા કરતું નથી. કાવ્યમાં તો ફક્ત, વ્યક્તિની આ જાતની મર્યાદાથી રહિત તે તે ભાવો પ્રગટ કરવાના હોય છે. આથી કાર્યકારણની પરિભાષા કાવ્યમીમાંસામાં બદલાઈ જાય છે. કારણ વિભાવની, કાર્ય અનુભાવની, અને સહકારી-વ્યભિચારીની સંજ્ઞા પામે છે.

આ ઉપરથી એક બાબત સ્પષ્ટ થાય છે. કાવ્યમાં પણ જીવનના તાત્વિક સંબંધના ઉપયોગથી રસનિષ્પત્તિ કરવાની હોય છે તેથી કવિ માટે 'લોકવૃત્ત' ના નિરીક્ષણની અને તે વિષે વિચાર કરવાની આવશ્યકતા છે. આ દૃષ્ટિએ કવિ એ દ્રષ્ટા છે, જેમ પોતાના દર્શનને નવા રૂપમાં મુકનાર તરીકે સ્રષ્ટા છે.

આ અનુભવોને—દર્શનને—કાવ્યમાં કેવી રીતે ઉતારવું એ કાવ્યશાસ્ત્રનો બીજો મહત્ત્વનો પ્રશ્ન છે. આ માટે કવિનું સાધન વાણી છે—'શબ્દ' છે. આ ' શબ્દ '-દ્વારા કવિને વિભાવ, અનુભાવ આદિ ભાવક આગળ રજુ કરી તે તે ભાવો વ્યક્ત કરવાના છે. આ કામ 'અહીંઆ શૃંગાર રસ છે' કે 'અદ્ભુત રસ છે' એમ કહેવાથી સિદ્ધ થતુ નથી. જે વસ્તુસ્થિતિને વિભાવાદિના નામથી ઓળખીએ છીએ તેની રચનામાં, રજુ કરવાની રીતમાં આ સફળતાનું રહસ્ય રહેલું છે. આમાં વિવિધ પ્રકારના કૌશલની જરૂર પડે છે. ભાષા ઉપર પ્રભુત્વ, લૌકિક સંબંધનું વાસ્તવિક અને સૂક્ષ્મ નિરીક્ષણ, પોતાના દર્શન આદિની પ્રબળતા આમાં કારણભૂત થાય છે.

પણ આ કળાને શાસ્ત્રીય રીતે ચર્ચવી હોય તો તેને 'શબ્દ'ના સંબંધમાં ચર્ચવી જોઈએ. શબ્દોના વાચ્યાર્થ અમુક વસ્તુ સ્થિતિ આપણા આગળ રજુ કરે છે. આ વસ્તુસ્થિતિ પોતાની સાથે સહજ સંબદ્ધ ભાવોનો અનુભવ કરાવે છે. આ ભાવ ઉત્પન્ન કરવા સુધીની ક્રિયા એ શબ્દની જ શક્તિ માની તેનું વ્યંજનાશક્તિ એવું નામ આપવામાં આવે છે. જીવનના અનુભવોને કાવ્યમાં ઉતારવા માટે આ શક્તિ ઉપરનું પ્રભુત્વ કવિને આવશ્યક છે. આ પ્રભુત્વ આપનારી શક્તિને પ્રતિભા કહીએ તો તેમાં ખોટું નથી. કવિ પોતાની ગ્રહણ શક્તિદ્વારા ભાવનો અને તેને ઉત્પન્ન કરનાર કારણોને સમજે છે. આ સંબંધ ગ્રહણ કર્યા પછી તે પ્રતિભા દ્વારા કાવ્યરૂપે તેનું 'પ્રતિભાન' કરે છે.

આ ચર્ચામાંથી બીજી જે દૃષ્ટિઓ પ્રાપ્ત થાય છે તેનો વિચાર કરીએ; એકાદ સાહિત્ય-યુગમાં કોઈ મહાન કવિએ પોતાનું કામ કર્યા પછી તેને અનુસરનારા કવિઓ આપણને કંટાળો આપે છે. આ કંટાળાનું એક કારણ 'આમાં કંઈ નવું નથી' 'આતો એવું એ જ છે' એમ કહેવામાં જણાઈ આવે છે. આમ શાથી બને છે? 'આનું કારણ એ લાગે છે કે કોઈ મહાન કવિ પોતાની અદ્ભુત દર્શનશક્તિ દ્વારા અમુક અમુક ભાવોનાં નવ

કારણોનું દર્શન કરી પોતાનાં કાવ્યમાં તેને ઉતારે છે. તેને અનુસરનારા કવિઓ એના એ જ વિભાવાદિકથી જુદા જુદા શબ્દોમાં એનો એ સંબંધ દર્શાવે છે. કાલિદાસ પછીના કાવ્યોનો જેણે અભ્યાસ કર્યો હશે તેને આના અનેક દાખલાઓ સ્મરણમાં આવશે. તો અહીંઆ એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે કાવ્યમાં જડતા આવવાનું, 'કાવ્ય જૂનું થઇ જવાનું' (સમયની દષ્ટિથી કેટલાક જૂના કાવ્યો હંમેશા નવા લાગે છે,) શું કારણ હશે? નવો કવિ આપણને શું નવા ભાવો આપે છે? આપણી આંખ પ્હોંચ ત્યાં સુધીનો માનવજાતિનો ઇતિહાસ જોતાં કદાપિ જણાશે કે ભાવો તો એના એ જ છે. એનો એ જ ક્રોધ, એનો એ જ ભય અને એના એ જ બીજા ભાવો. આ દષ્ટિથી પણ આ ભાવો 'સ્થાયી ભાવો' જ છે. અને આ ભાવો જૂનામાં જૂના કાવ્યામાં તથા જુદા જુદા દેશના કાવ્યોમાં વ્યક્ત થએલા જોવામાં આવે છે. એટલે નવા ભાવો ઉત્પન્ન કરવાની વાત કરવી એ તો અસંભવિતનો વિચાર કરવા બરાબર છે (જો કે કાવ્યનો જે જે ભાવો વિષય બને છે તેમાં મહત્ત્વની દષ્ટિએ ફેર પડે છે). તો પછી કાવ્યમાં નવીનતા શેમાંથી આવે છે? એનો જવાબ આપણે આમ આપી શકીએ. ભાવો જો કે સનાતન છે તો પણ એ ભાવાનો આવિર્ભાવ કરાવનાર કારણો તો બદલાયાં જ કરે છે. યુગે યુગે અને દેશદેશમાં ભિન્ન ભિન્ન લોકસ્થિતિ હોય છે. આ નવી નવી લોકસ્થિતિ કેવી રીતે પુરાણા ભાવો ઉત્પન્ન કરે છે તે સમજવાની કવિને જરૂર છે. **તે ન સમજવાથી અથવા તો કવિતામાં તે નવા સંબંધો ઉતારવાની પ્રતિભાની અશક્તિને લઇને કાવ્યમાં જડતા આવે છે.**

આ દષ્ટિથી અમુક પ્રજાનું સાહિત્ય જીવન્ત છે કે નહિ તે આપણે જોઇ શકીએ છીએ. પ્રાચીન કાવ્યોના અભ્યાસને પરિણામે જો આપણે પ્રાચીનોના વિભાવાદિનું અનુકરણ કરી કાવ્ય નિર્માણ કરીએ તો કદાપિ તે સફાઇવાળા થાય પણ તેમાં પ્રાણ ન આવે. પ્રાણ તો પોતાની આજુબાજુ જે જીવન વિસ્તરી રહ્યું હોય તેને નિરખીને તેમાંથી નવા સંબંધોનું દર્શન કરી પ્રતિભાદ્વારા તેને ઉચિતરૂપ આપવાથી જ આવે.

આ દષ્ટિને સાહિત્યના યુગો આંકવામાં પણ વાપરી શકીએ. જે જે પ્રકારના વિશિષ્ટ સંબંધો કાવ્યમાં દર્શાવાય તે પ્રમાણે પ્રજાના કાવ્યના ઇતિહાસના યુગો પાડી શકાય.

આમાં ચર્ચેલા કાવ્યપ્રકાશકારના સિદ્ધાંતોનું આજની દષ્ટિએ તાત્પર્ય કહાડવું હોય તો આવું કાંઇક કહાડી શકાય. કવિની ભારતી જે સૃષ્ટિ નિર્માણ કરે છે તે વિધાતાની સૃષ્ટિથી સ્વતંત્ર અને તેના કરતાં ચઢીઆતી છે, તો પણ તેમાં જે વસ્તુસામગ્રી આવે છે તે તો લોકવૃત્તના નિરીક્ષણમાંથી, ભાવોના સંબંધના દર્શનથી અને સૂક્ષ્મ આકલનથી જ આવે છે. આ રીતે 'કાવ્ય એ જીવનની પ્રતિકૃતિ છે' અને 'કાવ્ય એ કવિની કેવળ પ્રતિભા ઉપર નિર્ભર છે' એ બંને એકાંતિક દષ્ટિઓનો એમાં સમન્વય થાય છે. કાવ્યની સફળતાનો આધાર કવિની દર્શન અને સર્જનશક્તિ ઉપર રાખે છે. આ સર્જનશક્તિની વિશેષતા, વ્યંજના વ્યાપારની કુશળતામાં છે, જે રસનો અનુભવ કરાવી ભાવકને 'આનંદ'નો સાક્ષાત્કાર કરાવે છે.

ર.

# ગુજરાતકાઠીઆવાડની સ્ત્રીકેળવણી

## ( ૩ )

**માધ્યમિક સ્ત્રીકેળવણી પછાત હોવાનાં કારણો**

માધ્યમિક સ્ત્રી કેળવણીની સ્થિતિ આપણે ઉપર મુજબ વિગતવાર તપાસી. હવે આ સ્થિતિનાં કારણોમાં આપણે ઉતરીએ.

પ્રાથમિક કન્યા કેળવણીની સ્થિતિનાં કારણો તપાસતાં આપણે જોયું હતું કે બાળલગ્ન, ઘરકામ અને શિક્ષણ વિષે માબાપોનું અજ્ઞાન—આ ત્રણ કન્યાઓની કેળવણીના નિરોધનાં મુખ્ય કારણો છે. આ જ કારણો વિશેષે કરીને માધ્યમિક શિક્ષણને લાગુ પડે છે. આપણે ઉપર જોયું કે માધ્યમિક ત્રણ ધોરણો સુધી સંખ્યા આશરે ૧૭૦૦ ની હોય છે, તે ચોથા ધોરણમાં ૧૨૫ ની થઈ જાય છે. આટલો મોટો ફેર પડવાનું મોટામાં મોટું કારણ લગ્ન છે પ્રાથમિક સાતમું ધોરણ અથવા અંગ્રેજી ત્રીજું ધોરણ વિદ્યાર્થિની લગભગ તેર વર્ષે પૂરૂં કરે છે અને તે જ અરસામાં તેનું લગ્ન આવી પહોંચે છે. તેથી અહીંથી જ તેના અભ્યાસને તાળું વાગે છે. જો કે લગ્નના દિવસથી જ તેના ઉપર કંઇ સાસરાના ઘરનો બોજો આવી પડતો નથી કે જેથી તેને અભ્યાસનો સમય ન મળે. તેને ખરી ગૃહિણી થતાં તો લગ્ન પછી બે ત્રણ વર્ષ વહી જાય છે. ત્યાં સુધી તો તેને ઘણુંખરૂં સાસરે આવ્યું ગયું રહેવાનું હોય છે અને સાસરે વિશેષ રહેવાનું હોય તો પણ આખા ઘરનો ભાર તેને માથે આવતો નથી. આમ છતાં લગ્ન થવાની સાથે જ તેનો અભ્યાસ બંધ થાય છે તેનું કારણ તો એ છે કે લગ્ન થયા પછી તેને ભણાવવાની ફરજ પૂરી થઈ એમ માબાપો સમજે છે. વળી પુત્રી પરણ્યા પછી પરાઇ થઇ એટલે માબાપનો હક તેના પરથી ઉતરે છે એટલે તેનાં સાસરીયાંની ઇચ્છા હોય તો જ માબાપ ભણાવી શકે અને ઘણા પ્રસંગોમાં સાસરીયાં ભણાવવાની ઇચ્છાવાળાં હોતાં નથી. કેટલાંક તો ભણતરની જ વિરૂદ્ધ હોય છે અને જેઓ તેની વિરૂદ્ધ ન હોય તે પણ પોતાને ત્યાં વહુ જલદી આવી ઘરનું કામ વહેલું વહેલું ઉપાડી પોતાને નિરાંત આપે એ વૃત્તિનાં હોય છે. પોતાને ત્યાં દિકરી હોય તો તેને કદાચ કામમાંથી નિવૃત્ત કરી ભણવાની અનુકૂળતા કરી આપે પણ વહુવારૂ પાસેથી તો જેટલું બને તેટલું કામ લેવાય જ, અને ભણવા તો મોકલાય જ નહિ, આવી સમજણ શિક્ષિત કુટુંબોમાં પણ જોવામાં આવે છે. ઘરકામ ઝાઝું ન હોય, ઘરમાં નોકર ચાકર હોય, પુરૂષ વર્ગમાં મોટો ભાગ ગ્રેજ્યુએટ હોય, સુધારાના પક્ષના હોય તેવા કુટુંબોમાંથી પણ વહુઓને ભણવા મોકલ્યાના દાખલા જવલ્લે જ બને છે. આ ઉપરથી જણાશે કે લગ્ન કરતાં વહુ તરફની ખોટી ભાવના એ કન્યાઓના ઉચ્ચ શિક્ષણની ખામીને માટે ઘણી વધારે જવાબદાર છે. અલબત્ત આ સ્થિતિમાં ધીરે ધીરે પણ સુધારો થતો જાય છે. લગ્ન થયા પછી પણ છોકરીઓને ભણવા મોકલવાના દાખલા પ્રતિદિન વધતા જાય છે. બ્રહ્મક્ષત્રી જેવી જ્ઞાતિમાં લગ્નની સાથે જ કન્યાનો અભ્યાસ બંધ થતો તેને બદલે લગ્ન થયા પછી મોટી વય છતાં પણ થોડી છોકરીઓ ભણવાનું ચાલુ રાખતી થઇ છે. હમણાં જ તે જ્ઞાતિની એક પરિણિત બાળા પ્રો. કર્વેના વિદ્યાપીઠની ગ્રેજ્યુએટ થઇ. આથી પણ વધુ ચોંકાવનારો દાખલો એક પાટીદાર જ્ઞાતિની માતા શ્રીએકી બાળા તે જ વિદ્યાપીઠની ગ્રેજ્યુએટ થઈ તે છે. આ બન્ને બ્હેનો અને તેમના કુટુંબોએ અનેક કૌટુંબિક મુશ્કેલીઓ વેઠીને ઉચ્ચ શિક્ષણમાં જે અપૂર્વ ઉત્સાહ દાખવ્યો છે એની સુંદર અસર જરૂર થયા વિના નહિ રહે.

ઘરકામ એ પણ ‘ કન્યાના ઉચ્ચ શિક્ષણમાં જેવું તેવું નડતર કરનાર નથી. જેમ છોકરી મોટી તેમ ઘરકામમાં તેની જરૂર વધારે. આપણે જોયું કે ચૌદ વર્ષની વયે એટલે માધ્યમિક શિક્ષણ લેવાની વયે સમાન્ય હિંદુ કન્યા પરણી ગયેલી હોય છે. તે પરણ્યા છતાં એક બે વર્ષ બાપને ત્યાં રહેતી હોય તો ત્યાં તેને

માથે સારી પેઠે કામનો બોજો હોય છે. કેટલાંકને પીયર અને સાસરૂ બન્ને સાચવવાનું હોય છે. મોટી વયે લગ્ન ન થયાં હોય તો પણ બાપના ઘરનું કામ એટલું હોય કે ભણવાનો વખત ન મળે અથવા એટલો ઓછો મળે કે શાળામાં નિયમિત રહેવાય નહિ. પુરૂષ વર્ગની મદદ તો સ્ત્રી વર્ગ માટે જ નિર્માણ થએલા ગૃહકાર્યમાં મળે જ ક્યાંથી ? જેમ પુરૂષ વર્ગ વધારે શિક્ષિત તેમ ઘરકામમાં તેની મદદ ઓછી, કેમ કે તેને તો જાહેર કામ કરવાનાં ! છોકરો તો નવરો બેઠો હોય તો પણ પાણીઆરેથી લોટો પણ ન ભરે અને છોકરી તો ઘરનું બધું જ કામ કરવા પોતાના અભ્યાસને અને બુદ્ધિવિકાસને તિલાંજલિ આપે ! ટુંકમાં ગૃહકાર્યનો બધો જ બોજો સ્ત્રી વર્ગ પર પડતો હોવાથી તેમજ તેમાં વ્યવસ્થિતતા ન હોવાથી કન્યાઓ આગળ ભણી શકતી નથી.

ઉપલાં કારણોથી પણ ચઢી જાય એવું કન્યાના ઉચ્ચ શિક્ષણનું વિરોધી કારણ સમાજનું કન્યાશિક્ષણ વિષેનું ભારે અજ્ઞાન છે. શિક્ષણ એટલે સામાન્ય વાચન લેખન અને ઘરનો હિસાબ વિગેરે રાખી શકે એટલું ગણિત—આવો અર્થ સમાજનો મોટો ભાગ કરે છે અને તેથી જ પ્રાથમિક શિક્ષણથી કન્યાઓનો અભ્યાસ અટકે છે. શિક્ષણ મનુષ્યત્વના વિકાસ માટે છે અને આવો વિકાસ સ્ત્રી અને પુરૂષ ઉભયને કરવાનો હોવાથી શિક્ષણ બન્નેને સરખું આવશ્યક છે એ વસ્તુ હજુ આપણા સમાજને સમજાઇ જ નથી. વધારે ભણવુ કમાવાને માટે અને આપણી સ્ત્રીઓને કમાવુ નથી તેથી તેમને વધારે ભણવાની જરૂર નથી—આ સામાન્ય સમજ છે અને તે જ સ્ત્રીઓના ઉચ્ચ શિક્ષણની મોટી વિરોધી છે. જો આ સમજ બદલાય અને સ્ત્રીત્વના વિકાસ અર્થે એટલું જ નહિ પણ કુટુંબ અને સમાજના કલ્યાણાર્થે તેને ઉચ્ચ જ્ઞાનની પૂરી આવશ્યકતા છે એમ કોઇ રીતે સમાજ સમજે તો લગ્નની વય ન વધાર્યા છતાં અને કેટલીક કૌટુંબિક અડચણો વેઠીને પણ લોકો કન્યાઓને ભણાવે. છોકરાઓના શિક્ષણમાં સ્વાર્થ સમજાયો છે તો તેમને વહેલા પરણાવવા છતાં અને અનેક આર્થિક મુશ્કેલીઓ છતાં તેમને ઉચ્ચ શિક્ષણ અપાય છે. તેવી જ રીતે કન્યાઓના ઉચ્ચ શિક્ષણમાં ઉંડો સ્વાર્થ સમજાય તો તેના તેવા શિક્ષણમાં લગ્ન કે ગૃહકાર્યની કંઇ જ મુશ્કેલીઓ આડે ન આવે. મૂળ ખામી જ આમ અજ્ઞાનની છે.

સમાજના બંધનો પણ કન્યાના માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણનો નિરોધ કરવામાં ઓછો ભાગ નથી ભજવતાં. સ્ત્રીશિક્ષણની પૂરેપૂરી કિંમત સમજનારાં અને પોતાની કન્યાઓને આગળ ભણાવવાની વૃત્તિવાળાં માબાપો પણ જ્ઞાતિના સખ્ત અને સંકુચિત બંધનોને લીધે કન્યાઓને ઉચ્ચ શિક્ષણ આપી શકતાં નથી. જ્ઞાતિ, પેટા જ્ઞાતિ, ઘોળ, તડ વિગેરે લગ્નવ્યવહારનાં ક્ષેત્રો એટલાં સંકુચિત હોય છે કે સામાન્ય કન્યાને માટે સારો વર મળવો મુશ્કેલ પડે છે; અને શિક્ષિત કન્યાની જોડી મળવી તો તેથીયે દુર્લભ થઇ પડે છે. આ જ કારણે ઘણાં માબાપો ના છૂટકે પોતાની બુદ્ધિમતી કન્યાઓનો અભ્યાસ અટકાવે છે. પોતાના તડ કે જ્ઞાતિ બહાર લાયક વર ખોળવા જેટલી અથવા તો લગ્નનો પ્રશ્ન કન્યા ઉપર છોડવા જેટલી હિંમત તેમનામાં હોતી નથી અને આવી રીતે બીચારી બાળા આવા દુષ્ટ બંધન અને માબાપની નાહિંમતનો ભોગ થઇ પડે છે. આ ઉપરાંત કાઠીઆવાડમાં મલાજાના રિવાજને લીધે અને જ્યાં મલાજાનો રિવાજ નથી ત્યાં પણ મોટી કન્યાને શાળામાં મોકલવામા પ્રતિષ્ઠાની હાનિ સમજાતી હોવાથી પણ ઘણે ઠેકાણે કન્યાઓનો અભ્યાસ બંધ કરવામાં આવે છે.

માધ્યમિક શાળામાં પુરૂષ શિક્ષકોની હાજરી અને વધુ પ્રમાણ, તે પણ કેટલેક અંશે કન્યાઓને માધ્યમિક શાળામાં નહિ મોકલવાનું એક કારણ છે. જો કે ગુજરાતમાં પડદાનો રિવાજ નથી એટલે ઉત્તર હિંદુસ્તાનની પેઠે અહીં સ્ત્રી શિક્ષક ફરજિયાત નથી છતાં પણ પુરૂષ શિક્ષકવાળી માધ્યમિક કન્યાશાળામાં મોટી વયની છોકરીઓને મોકલતાં વાલીઓને સહેજે સંકોચ અને ભય રહે છે. પુરૂષ શિક્ષકના વર્તન સબંધી સહેજ પણ ગણગણાટ સંભળાય—પછી ભલે તે ખોટી હોય પણ તેની કંઇ પણ ખાત્રી કર્યા વિના તુરત જ કેટલાંય માબાપ છોકરીઓને ઉઠાડી લે છે. કાઠીઆવાડ જેવા અર્ધ પડદા વાળા મુલકમાં તો પુરૂષ શિક્ષક એ માધ્યમિક કન્યાશિક્ષણના વિરોધનું એક સબળ કારણ છે. માધ્યમિક શિક્ષણ આપવાની લાયકાતવાળી ગુજરાતી સ્ત્રીઓ તો કોઇક જ મળી આવે છે. આવી પરિસ્થિતિમાં પુરૂષ શિક્ષક રાખ્યા વિના છૂટકો થતો જ નથી એ વાત આગળ આપણે સ્પષ્ટ કરી છે. પરંતુ પુરૂષ શિક્ષક રાખવા છતાં માધ્યમિક સ્ત્રી કેળવણીની પુરતી વૃદ્ધિ થતી નથી. આપણો સમાજ સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી લેવા દે નહિ,

કોઇકે લીધી તો તેને શિક્ષક થવામાં ઉત્તેજન આપે નહિ અને બીજી તરફથી કન્યાઓને ઉચ્ચ શિક્ષણ આપવા સુશિક્ષિત સ્ત્રી શિક્ષકો માગે! કેટલી વિચિત્રતા! સ્ત્રી શિક્ષકના ચારિત્રમાં પણ કંઈ શંકા ઉઠી—આવી શંકા સ્ત્રી વિષે, ખાસ કરીને સ્ત્રી શિક્ષક વિષે, તેમાંય વળી સુશિક્ષિત સ્ત્રીશિક્ષક વિષે ઉઠાવવાની આપણા સમાજની કુશળતા અદ્વિતીય છે!—તો આંખ મીચીને એકદમ છોકરીઓને ઉઠાડી લેવામાં આવે અને તે શાળાની ફજેતીના ફાળકા કરવામાં આવે! સ્ત્રીશિક્ષકોની ટાપટીપ—અરે કંઇક સુઘડતા હોય તો પણ માબાપોને છોકરીઓને મોકલતાં સુગ ચઢે અને છોકરીઓ વહી જાય, ફાટી જાય એવો ભય લાગે. હવે માધ્યમિક કન્યાશાળામાં સુશિક્ષિત સ્ત્રીઓમાં હિંદુ તો ભાગ્યે મળે, પારસી અને ખ્રિસ્તી મળે અને તેમની ટાપટીપ અને ફેશનનો તો પાર નહિ. એટલે માબાપો કન્યાઓ ફેશનમાં ફસી પડે અને નાસ્તિક થઇ જાય તેવા ભયથી તેમને મોકલતાં ડરે છે.

પરંતુ ઉચ્ચ કન્યાશિક્ષણની બાબતમાં માત્ર સમાજને દોષ દેવો એ અયોગ્ય કહેવાય. કેળવણી યોજનાર, દેનાર અને તેનો વહીવટ કરનાર—શિક્ષણશાસ્ત્રીઓ, શિક્ષકો, કેળવણી મંડળો, યુનિવર્સિટીઓ અને સરકાર કાંઇ ઓછાં દોષિત નથી. સમાજમાં સ્ત્રીના સ્વાભાવિક સ્થાન અને સાંપ્રત સ્થિતિનો બરાબર અભ્યાસ કરી તેને અનુકૂળ આવે તેવી રીતે શિક્ષણના મૂળભૂત સિદ્ધાંતોને લક્ષ્યમાં રાખી તેનાં શિક્ષણક્રમ અને શિક્ષણ પ્રણાલિ યોજવાં, શિક્ષણ રસમય અને વ્યવહારુ બનાવવું, શિક્ષણના પ્રયોગો કરવા અથવા કરાવવા એ બધું કાર્ય કેળવણીકારો અને કેળવણીના વહીવટ કરનારાનું છે. ઘણી દિલગીરી સાથે કહેવું પડે છે કે આવા પ્રકારનું કાર્ય ગુજરાતમાં સ્ત્રીશિક્ષણના પ્રદેશમાં બહુ ઓછું થયું છે. સ્ત્રીશિક્ષણમાં રસ લેનારા આપણે ત્યાં બહુ ઓછા છે, સ્ત્રી શિક્ષણના અભ્યાસીઓ તો તેથીય ઘણા થોડા છે. પ્રો. કર્વેને પગલે ચાલી ગુજરાતનાં બે મહિલા વિદ્યાલયોએ કંઇક જૂદી શિક્ષણ પ્રણાલિ માધ્યમિક શિક્ષણ લેનારી વિદ્યાર્થિઓ માટે નિર્માણ કરી છે. શ્રી મહારાણીશંકર શર્માએ વડોદરામાં કન્યા ગુરુકુલ સ્થાપી નવો પ્રયોગ આદર્યો છે. પરંતુ આ બધા પ્રયોગો હજુ એટલા નવા છે કે તેમના પરિણામની આગાહી હમણાં કરવી તે તે સંસ્થાઓને અન્યાય આપવા જેવું ગણાય. છતાં એટલું તો કહેવું પડશે કે અત્યાર સુધીના તેમના કાર્યથી તેમના વિદ્યાર્થિઓ મારફત સમાજ ઉપર જે જાતની છાપ પડવી જોઇએ તે તેઓ પાડી શક્યાં નથી. સમાજનો સંતોષ અને વિશ્વાસ થોડે અંશે જ તેઓ મેળવી શક્યાં છે. ત્યાં ભણવાથી છોકરીઓને ભાવિ જીવનમાં લાભ થશે એવું સમાજનો મોટો ભાગ માનતો થયો નથી. મહિલા વિદ્યાલયોમાં શિક્ષણ સારું અને ઉપયોગી અપાય છે એ દૃષ્ટિથી પોતાની છોકરીઓને મોકલનાર માબાપો હજુ થોડાં છે. અંગ્રેજીનું શિક્ષણ અને તેને માટે સ્થળ અને સમયની અનુકૂળતા આ જ લાક્ષયથી ઘણાંખરાં માબાપો છોકરીઓને મહિલા વિદ્યાલયોમાં મોકલે છે. સુરત, નવસારી વિગેરેની કેટલીક પારસી માધ્યમિક કન્યાશાળાઓ સ્વતંત્ર વહીવટ ચલાવે છે પણ શિક્ષણની બાબતમાં તો લગભગ સરકારી હાઇસ્કુલોની જ નકલ કરે છે. તિલક રાષ્ટ્રીય કન્યાશાળાએ પણ શિક્ષણમાં કાંઇ મહત્વનો ફેર કર્યો હોય એમ જણાતું નથી. ગુજરાત વિદ્યાપીઠે તો પ્રારંભમાં સ્ત્રીશિક્ષણ સમિતિ નીમી સ્ત્રીશિક્ષણના સિદ્ધાંતો અને નાની સરખી રૂપરેખા દોરીને જ કામ પતાવ્યું.

જો શિક્ષણશાસ્ત્રીઓ અને રાષ્ટ્રીય શિક્ષણ મંડળો માધ્યમિક અને ઉચ્ચ સ્ત્રી શિક્ષણ વિષે આટલી ઉદાસીનતા ધરાવે તો પછી પરદેશી સરકાર અને તેની યુનિવર્સિટીનો શો દોષ કાઢવો? પ્રજા માગે તો જ સરકાર જાગે. પ્રયોગો હંમેશાં સમાજ કરે છે અને સરકાર ધીરે ધીરે તે પ્રયોગોને અનુસરે છે. માતૃભાષા દ્વારા શિક્ષણ અને બીજી એવી અનેક બાબતોમાં ખાનગી સંસ્થાઓનું જ અનુકરણ સરકારે કર્યું છે. એટલે જ્યાં સુધી પ્રજાનાં મંડળો તરફથી સ્ત્રીશિક્ષણના નવા નવા પ્રયોગો ન થાય, પ્રજા સરકારને દોરે નહિ ત્યાં સુધી સરકાર પાસેથી આશા રાખવી વ્યર્થ છે. સરકારે સને ૧૯૧૫ માં સ્ત્રીશિક્ષણમાં સુધારો કરવા તે વિષયમાં રસ લેનાર કેટલાંક પ્રતિષ્ઠિત સજ્જનોની પરિષદ બોલાવી તેમની સલાહ લીધી હતી. પણ કહેવાય છે કે તે વિષયમાં કંઇ ચોક્કસ માર્ગ પર નિશ્ચય ન થવાથી આ વાત એટલેથી જ અટકી પડી હતી. હાલમાં મુંબઇ યુનિવર્સિટીની સુધારા કમિટી નીમાઇ છે. તેણે જે પ્રશ્નાવલિ બહાર પાડી છે તેમાં કન્યાના શિક્ષણક્રમના ફેરફાર વિષે અને સ્ત્રીઓ માટે જુદી

કૉલેજ અને યુનિવર્સિટીની જરૂરીઆત વિષે એ પ્રશ્નો પૂછ્યા છે. આનું શું પરિણામ આવે છે તે તો આપણે હવે પછી જાણીશું. પણ આખી યુનિવર્સિટીના સર્વવ્યાપી સુધારાના અનેક મહા પ્રશ્નોમાં સ્ત્રીશિક્ષણના પ્રશ્નને પૂરતો ન્યાય મળશે કે કેમ તે શંકા છે. આ અતિ મહત્ત્વના પ્રશ્નના સંતોષકારક નિકાલ માટે તો ખાસ ઇલાયદી તપાસ થવી જોઇએ. જો કેળવણીકારો, સ્ત્રી કેળવણીની સ્વતંત્ર સંસ્થાઓ, પ્રજાકીય કેળવણી મંડળો, રાષ્ટ્રીય વિદ્યાપીઠ, સરકાર અને સરકારી યુનિવર્સિટી—આ બધાં જો સ્ત્રીશિક્ષણના સુધારા પાછળ અથાગ શ્રમ કરે, તેને છોકરાઓની કેળવણી જેટલું જ, બલ્કે વધારે મહત્વ આપે તો જ પ્રજા કન્યા કેળવણીમાં રસ લેતી થાય અને પોતાની કન્યાઓને અનેક સુશીબતો વેઠીને ઉચ્ચ શિક્ષણ આપવા પ્રેરાય. ઘણાં માબાપો મોટી છોકરીઓને ઘરકામ શીખવવાના હેતુથી શાળામાંથી ઉઠાડી લે છે. હવે જો શિક્ષણમાં ગૃહશાસ્ત્રનું બરાબર જ્ઞાન અપાતું હોય અને શાળા અને ગૃહનો મેળ કર્યો હોય તો માબાપો જરૂર પોતાની મોટી પુત્રીઓનો અભ્યાસ ચાલુ રાખે. કન્યાઓના સ્ત્રીત્વનો સંપૂર્ણ વિકાસ કરનારૂં શિક્ષણ એ જ માધ્યમિક અને ઉચ્ચ અભ્યાસને માટે કન્યાઓને આકર્ષનારૂં મોટામાં મોટું સાધન છે.

## ઉચ્ચતર શિક્ષણ

કન્યાઓના ઉચ્ચતર શિક્ષણની સ્થિતિ હવે ટૂંકમાં તપાસી લઇએ. કન્યાઓના માધ્યમિક શિક્ષણની આપણે આગળ તપાસ લીધી તે ઉપરથી આપણને સ્પષ્ટ થયું છે કે પ્રાથમિક શિક્ષણથી આગળ ભણનાર કન્યાઓની સંખ્યા કેટલી અલ્પ છે! આ પરિસ્થિતિમાં ઉચ્ચતર શિક્ષણની તો વાત જ શું કરવી? ગુજરાતી સમાજમાં હાલ તો કન્યા અને ઉચ્ચતર શિક્ષણ એ બે વસ્તુઓ મોટે ભાગે વિરોધી જેવી છે. ઉચ્ચતર શિક્ષણની માગ ન હોય તો તેની સગવડની છતે પણ ન જ હોય. આથી મુંબઇ યુનિવર્સિટી સાથે જોડાયેલી એક પણ સ્ત્રીઓની ઇલાયદી કૉલેજ નથી. આ બાબતમાં પણ મહારાષ્ટ્રમાં પ્રો. કર્વેએ પ્હેલ કરી અને તેને પગલે ગુજરાતમાં ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળે ગુજરાતી મહિલા પાઠશાળા કાઢી પ્હેલ કરી. તેના વિદ્યાર્થીઓની સંખ્યા જોતાં, સમાજની અને મંડળની પરિસ્થિતિ જોતાં આર્થિક દૃષ્ટિએ આવી પાઠશાળા નભાવવી યોગ્ય છે કે કેમ એ જુદો પ્રશ્ન છે. પણ સ્ત્રીઓના ઉચ્ચ શિક્ષણ માટે તીવ્ર લાગણી માટે તો મંડળને જરૂર ધન્યવાદ જ ઘટે. ગુજરાતમાં કન્યાઓના ઉચ્ચ અભ્યાસ માટેની આ એક જ ઇલાયદી પાઠશાળા (કૉલેજ) છે. આજ મંડળ તરફથી વડોદરામાં ત્યાંના નામદાર મહારાણી તરફથી રૂપીઆ એક લાખની મળેલી સખાવતમાંથી એક પાઠશાળા ચાલે છે પણ તેની અભ્યાસની ઘણીખરી ગોઠવણ બરોડા કૉલેજ મારફતે થતી હોવાથી તેને ખરી રીતે જુદી પાઠશાળા કહી શકાય નહિ. અમદાવાદની ગુજરાતી મહિલા પાઠશાળા પ્રો. કર્વેના શ્રીમતી નાથીબાઇ દામોદરદાસ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ સાથે જોડાયલી છે; અને તેને તે વિદ્યાપીઠ તરફથી ખર્ચના અર્ધા ભાગ જેટલી એટલે વાર્ષિક આશરે રૂ.૪૦૦૦ની મદદ મળે છે. આ પાઠશાળાને સ્વ. રા. બ. લાલશંકર ઉમીઆશંકરનું સ્મારક ફંડ આશરે રૂ. ૩૨,૦૦૦ નું મળ્યું છે અને તેથી સ્વર્ગસ્થનું નામ તેની સાથે જોડ્યું છે. પાઠશાળાનો સઘળો વહીવટ મંડળ તરફથી તેના મંત્રીઓ સૌ. બ્હેન વિદ્યાગૌરી નીલકંઠ અને શ્રી મોતીલાલ અલમૌલા કરે છે. સૌ. વિદ્યાબ્હેન પ્રસંગોપાત શિક્ષણકાર્યમાં પણ મદદ કરે છે. પાઠશાળાના આચાર્ય ભાઇ મોતીલાલ અલમૌલા બી. એ. બી. એસ. સી. ગૃહશાસ્ત્રનિપુણ છે અને તેમણે વડોદરામાં ગૃહશાસ્ત્રના શિક્ષણ ખાતાની અધિકારી બાઇ મીસીસ સ્ટ્રૅંગની સાથે કેટલોક સમય કામ કરી તે વિષયની તાલીમ મેળવી છે. ભાઇ અલમૌલા ઉપરાંત બીજા પાંચ અધ્યાપકો કામ કરે છે. ગયા વર્ષથી ગૃહીતાગમાની છેલ્લી પરીક્ષામાં પ્રથમ આવનાર વિદ્યાર્થિનીને ફેલો નીમવાની પ્રથા શરૂ કરી છે તે મુજબ ગયે વર્ષે બ્હેન સવિતા ત્રિવેદી કામ કરતાં હતાં અને ચાલુ વર્ષે બ્હેન નંદગૌરી ઠાકોર કામ કરે છે. અભ્યાસક્રમ કર્વેના વિદ્યાપીઠે નિયત કર્યા મુજબ ચાલે છે. આ ક્રમશાલાન્ત પરીક્ષા પછી ત્રણ વર્ષનો રાખવામાં આવ્યો છે. દરેક વર્ષમાં પાંચ વિષયો રાખેલા છે તે પૈકી ચાર ફરજિયાત અને એક મરજિયાત વિષયોના સમૂહમાંથી લેવાનો હોય છે. ફરજિયાતમાં માતૃભાષા અને અંગ્રેજી ત્રણે વર્ષોમાં સર્વસામાન્ય વિષયો છે. આ ઉપરાંત પ્રથમ વર્ષમાં હિંદુસ્તાનનો ઇતિહાસ અને રાજબંધારણ તથા ગૃહશાસ્ત્ર, બીજા વર્ષમાં બ્રિટિશ સામ્રાજ્યનો ઇતિહાસ અને બ્રિટિશ રાજ્યબંધારણ તથા ગૃહશાસ્ત્ર, અને ત્રીજા વર્ષમાં

સમાજશાસ્ત્ર તથા બાલમાનસશાસ્ત્ર રાખ્યાં છે. મરજિયાત વિષયસમૂહમાં મુંબાઇ યુનિવર્સિટીના આવા સમૂહના વિષયો ઉપરાંત હિંદી, ધર્મશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર અને લલિતકલાઓ દાખલ કરેલાં છે, ચાલુ વર્ષે કર્વે વિદ્યાપીઠ જેવી માતૃભાષાની હિમાયત કરનારી સંસ્થાએ ત્રીજા વર્ષમાંથી માતૃભાષાનો લગભગ બહિષ્કાર કરવા જેવો ઠરાવ કર્યો છે. માત્ર માતૃભાષાના પ્રશ્નપત્રમાં નિબંધ એકલો રાખ્યો. બોજો ઓછો કરવા તેને માતૃભાષાને જ કાઢવાનું સૂઝ્યું. વધારે શરમાવનારી વાત તો એ થઇ કે તે વિદ્યાપીઠની નિયામક સભાના કેટલાક અગ્રગણ્ય માતૃભાષાપ્રેમી ગુજરાતી સભ્યોએ આ ઠરાવને સંમતિ આપી.

મહિલા પાઠશાળાની વિદ્યાર્થીઓની સંખ્યા હાલ સાત છે. નજીકના ભવિષ્યમાં આ સંખ્યામાં બહુ વધારો થવાનો સંભવ જણાતો નથી. અમદાવાદના વનિતાવિશ્રામની શાળાન્ત પરીક્ષા પાસ કરેલી વિદ્યાર્થીઓ તેમાં આગળના અભ્યાસ માટે આવે છે. ગયા બે વર્ષથી ગૃહીતાગમાની છેલ્લી પરીક્ષામાં વિદ્યાર્થીઓ બેસે છે. અત્યાર સુધી તેમાં બધી થઇને પાંચ વિદ્યાર્થીઓ કર્વે વિદ્યાપીઠની સ્નાતક થઇ છે. મુંબઇ યુનિવર્સિટીના અભ્યાસક્રમને કર્વે વિદ્યાપીઠના અભ્યાસક્રમ સાથે સરખાવતાં માલુમ પડશે કે આ સ્નાતકો મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ કરતાં જ્ઞાન કે સંસ્કૃતિમાં જરાય ઉતરતાં નથી બલ્કે કેટલાક વિષયોમાં ચઢીઆતાં છે. વડોદરાની મહિલા પાઠશાળામાં હાલ પાંચ વિદ્યાર્થીઓ છે. આમ ગુજરાત ખાતે સ્વતંત્ર મહિલા પાઠશાળાઓમાં ઉચ્ચતર શિક્ષણ લેનારી સ્ત્રી વિદ્યાર્થીઓ ૧૨ છે. સંખ્યાની દૃષ્ટિએ આ આંકડો કેવળ નિરુત્સાહ પેદા કરનારો છે પણ સમાજની પરિસ્થિતિનો વિચાર કરતાં આશા આપનારો ગણાય.

હવે મુંબઇ યુનિવર્સિટીનું ઉચ્ચ શિક્ષણ લેનારી ગુજરાતી કન્યાઓની સ્થિતિ જોઇએ. જે આંકડાઓ મને મળી શકયા છે તે નીચે મુજબ છેઃ

| કૉલેજનું નામ | કુલ | ગુજરાતી હિંદુ |
|---|---|---|
| ગુજરાત કૉલેજ અને સુરત કૉલેજ | ૧૧ | ૪ |
| વડોદરા કૉલેજ | ૯ | ૧ |
| શામળદાસ કૉલેજ, ભાવનગર | ૨ | ૧ |
| બાહુદ્દીન કૉલેજ, જૂનાગઢ | ૩ | ૦ |
| એલફીન્સ્ટન કૉલેજ, મુંબઇ | ૩૨ | ૪ |
| ગ્રેનીઅર્સ કૉલેજ ,, | ૯૫ | ૧૦ |
| ટોટલ | ૧૫૨ | ૨૦ |

વિલસન કૉલેજની સંખ્યા મળી શકી નથી. તેની સ્ત્રી વિદ્યાર્થીઓની કુલ સંખ્યા આશરે ૪૦ અને ગુજરાતી હિંદુ સ્ત્રી વિદ્યાર્થીઓની આશરે ૫ ગણીએ તો બહુ ભૂલ નહિ થાય. આ ઉપરાંત ગુજરાત વિદ્યાપીઠના મહાવિદ્યાલયમાં આશરે પાંચ બ્હેનો અભ્યાસ કરે છે. આ બધી સંખ્યામાં ઉપરોક્ત મહિલા પાઠશાળાઓની સંખ્યા ઉમેરીએ તો લગભગ ૨૦૦ સ્ત્રી વિદ્યાર્થીઓ ગુજરાત અને મુંબઇમાં ઉચ્ચ શિક્ષણ લેનારી ગણાય અને તેમાં ગુજરાતી હિંદુ કન્યાઓ માત્ર આશરે ૪૦ જ! સૌ. વિદ્યાબ્હેન અને શારદાબ્હેનના વિદ્યાર્થીજીવનના જમાનાથી ગુજરાત બહુ આગળ દોડયું નથી.

કન્યાઓની ઉચ્ચતર શિક્ષણની આ શોચનીય સ્થિતિનાં કારણો માધ્યમિક શિક્ષણની સ્થિતિ પરત્વે આપણે જે કારણો જોયાં તે જ છે એટલે પુનઃ તેનું વિવેચન કરવાની જરૂર નથી.

## સ્ત્રીશિક્ષણ-વર્ગો

ઉચ્ચ સ્ત્રી શિક્ષણની વિગત આપણે તપાસી. હવે મોટી વયની સ્ત્રીઓના ખાસ વર્ગોની સ્થિતિ જોઇએ. આપણા સમાજમાં કન્યાશિક્ષણનું પ્રમાણ કેટલું ઓછું છે તે તો ઉપરના વિવેચનથી સ્પષ્ટ થયું હશે. આ કારણથી નિરક્ષર અથવા અધુરૂં શીખેલી મોટી વયની સ્ત્રીઓને બપોરના તેમના નવરાશના સમયમાં ભણવાની અનુકૂળતા કરી આપવામાં આવે તો તેમને લાભ થાય અને સમયનો સદુપયોગ થાય. વળી કેટલીક ઉચ્ચ કોમની ગરીબ અથવા સાધારણ સ્થિતિની સ્ત્રીઓને ઘરગતુ ઉદ્યોગની પણ ઘણી જરૂર હોય છે. મોટી વયની સ્ત્રીઓના શિક્ષણ અને ઉદ્યોગ વિગેરેની આવી જરૂરીઆતો પૂરી પાડવાનો એક પ્રધાન ઉદ્દેશ વનિતા વિશ્રામો અને સેવાસદનો અને એવી બીજી સંસ્થાઓએ રાખેલો છે.

મોટી વયની સ્ત્રીઓના શિક્ષણ અથવા ઉદ્યોગની અથવા બન્નેની વ્યવસ્થા હાલમાં નીચેની સંસ્થાઓ કરે છેઃ અમદાવાદનું વનિતા વિશ્રામ, અમદાવાદની વીમેન્સ કાઉન્સીલ, ગજરાબા સ્ત્રીઉદ્યોગાલય, નડીઆદનું લલિતા વનિતાશ્રમ, પેટલાદની રાજરત્ન નારણભાઇ ઝનાના સ્કુલ, પાટણ, વિસનગર તથા દ્વારકાના સ્ત્રી

ઉદ્યોગાલયો, પાટણ જૈન ઉદ્યોગાલય, વડોદરાનું મહારાણી ચીમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલય, સુરતનું જૈન વનિતાવિશ્રામ, મુંબઇનું સેવાસદન, ભગિનીસમાજ, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની ભાવનગરની શાખા, ઇન્ડીઅન વીમેન્સ એસોસીએશનની ભાવનગરની શાખા, અને અમરેલીની બાઇ જમનાબાઇ હિંદુ સ્ત્રી હુન્નર ઉદ્યોગશાળા.

શિક્ષણક્રમ કન્યાશાળાના ધોરણો મુજબ રખાય છે પરંતુ ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન વિગેરે વિષયો ઘણુંખરૂં નથી શીખવાતા. માત્ર વાચન, લેખન અને સાધારણ ગણિતનું જ જ્ઞાન અપાય છે. પેટલાદની ઝનાના સ્કુલ જેવામાં જ્યાં ટ્રેનીંગ કૉલેજના અભ્યાસની તૈયારી કરાવવામાં આવે છે ત્યાં રીતસર કન્યાશાળાના બધા વિષયો શીખવવા પ્રયત્ન થાય છે. મોટી વયની સ્ત્રીઓને ખાસ ઉપયોગી આરોગ્ય અને ગૃહશાસ્ત્રનું જ્ઞાન તો કોઇ પણ ઠેકાણે બરાબર આપવામાં આવતું નથી. ચિત્રસંગિતાદિ લલિત કલાને તો સ્થાન ત્યાં હોય જ ક્યાંથી ? મુંબઇના સેવાસદનમાં સંગીતના વર્ગો રાખેલા છે. શીખવવામાં પણ નાની છોકરીઓને શીખવે તેવી જ રીતે મોટી વયની સ્ત્રી વિદ્યાર્થીઓની બુદ્ધિને લક્ષમાં લેવામાં આવતી નથી. પાઠ્યપુસ્તકો પણ બાળકોને માટે યોજાયલાં તેવાં જ મોટાંઓને પણ ચલાવવાનાં. નિયમિત ભણનાર સ્ત્રીઓમાં પણ આ વર્ગોમાંથી કેટલી શુદ્ધ વાચન લેખન શીખતી હશે અને સારા વાચનનો રસ કેળવી શકતી હશે તે કહેવું મુશ્કેલ છે. વિકસિત બુદ્ધિવાળી મોટી વિદ્યાર્થીઓ અક્ષરજ્ઞાન વિના પણ શ્રવણ દ્વારા ઘણું શીખી શકે એ સાદી વાત આવા વર્ગોના શિક્ષકો સમજતા હોતા નથી અને માત્ર કન્યાશાળાની ગરેડ અહીં પણ ઘુંટે છે. રાજકીય, સામાજિક વિગેરે અનેક પ્રકારનું સામાન્ય જ્ઞાન સાધારણ વાતચીત દ્વારા આવી મોટી સ્ત્રીઓને સારી રીતે આપી શકાય પરંતુ આ વર્ગો ચલાવનાર સંસ્થાઓને આવા સામાન્ય જ્ઞાનને શિક્ષણક્રમમાં દાખલ કરવા જેટલી સમજણું હોતી નથી અને સમજ હોય અને દાખલ કરે તો તેવું જ્ઞાન આ વર્ગોના શિક્ષકોમાં જ હોતું નથી તો પછી વિદ્યાર્થીઓને શું આપે ! ઔદ્યોગિક શિક્ષણમાં ઘણે ઠેકાણે માત્ર શીવણ અને કેટલુંક ભરતગુંથણ શીખવાય છે. વડોદરાના મહારાણી ચિમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયમાં ચોપડીઓ બાંધવાનું શીખવાય છે. અમરેલીની સ્ત્રી હુન્નરશાળામાં શીવણ ઉપરાંત પીંજવા કાંતવા અને તાણી કરવાનું શીખવવામાં આવે છે. ઘણે ભાગે શીવણ માત્ર ઘરગતુ શીખવાય છે, શીવણના ધંધા ઉપર ગુજરાન ચલાવી શકે એવું થોડે ઠેકાણે શીખવાય છે. સારૂં વેતરતાં તો બહુ થોડાંને આવડે છે. સંચાની સામાન્ય દુરસ્તી થોડાં જ જાણતાં હશે. ધંધો બરાબર આવડ્યો તેટલેથી જ સ્ત્રી કમાની થઈ શકતી નથી. ધંધો શીખેલી સ્ત્રી સાધન વિનાની હોય છે અને ઘરાકી મેળવવા બહાર જઇ શકતી નથી અથવા તે રસ્તા પર દુકાન કાઢી શકતી નથી. તેને સંચો વગેરે જોઇતાં સાધનો લોનથી કે સસ્તે ભાવે પૂરાં પાડી આપવાં, ઘરાકી મેળવી આપવી, આવું આવું ઘણું કામ ઉચ્ચ સ્ત્રીઓને ધંધે લગાડી આપવા સંસ્થાઓએ કરવું જોઇએ. એવું કશું જ કામ ઉદ્યોગાલયો કરતાં જણાતાં નથી. ઘરાકીનું કામ થોડી જ સંસ્થાઓ કરે છે. પેટલાદની ઝનાના સ્કુલ ઘરાકી મેળવે છે અને તેથી તે શાળાની શીવણ શીખેલી સ્ત્રીઓ મહિને રૂ. ૧૦–૧૫ કમાઇ શકે છે. બાકીની સંસ્થાઓમાં તો શીખનારાં માત્ર પોતાના ઘર પૂરતું શીવે છે. કેટલેક ઠેકાણે સંસ્થાઓ કાપડ પૂરૂં પાડે છે અને થએલું શીવણકામ હરાજીમાં મોકલે છે અથવા તો કોઇ મુલાકાત લેનાર ઉદાર સજ્જનો ઉત્તેજન આપવા ખાતર ખૂબ કિંમત (fancy price) આપી ખરીદી લે છે. શહેરમાં સ્ત્રીઓ ઘેર બેઠાં કરી શકે એવા ઉદ્યોગોની ખોટ નથી. આવા કેટલાક ઉદ્યોગોમાં તો લાંબી બુદ્ધિની અથવા શિક્ષણની પણ જરૂર નથી હોતી. જેમાં તાલીમની જરૂર હોય તેવા ધંધાઓ સારી રીતે શીખવવાનું અને વેપારીઓ અને અન્ય લોકો પાસેથી જુદા જુદા પ્રકારનું કામ લઈ સ્ત્રીઓ મારફતે કરાવવાનું કામ આ સંસ્થાઓ કરે તો તેઓ સ્ત્રી ઉદ્યોગનાં મોટાં ખાતાં થઇ પડે અને સ્ત્રી વર્ગને કામ મેળવવામાં પડતી અગવડો, શીલભંગનો ભય વિગેરે અનેક મુશ્કેલીઓ ટાળી તેમને એક આશીર્વાદ સમાન થાય.

સ્ત્રીવર્ગોમાં મોટી મુશ્કેલી—કન્યાશાળા કરતાં ઘણે દરજ્જે મોટી—નિયમિત હાજરીની છે. અનિયમિતતા એ સ્ત્રીશિક્ષણવર્ગોનું સર્વસામાન્ય લક્ષણ છે. અલબત ગૃહિણીવિદ્યાર્થીઓના સંબંધમાં તે કેટલેક દરજ્જે ક્ષમ્ય ગણાય. પરંતુ તે ક્ષમ્ય હોય કે અક્ષમ્ય પણ તેથી તેઓનું શિક્ષણ આગળ વધતું

નથી, ટુંક વખતમાં બંધ પણ થાય છે અને વર્ગ ચલાવનારની મુશ્કેલીનો પણ પાર નથી હોતો. આજે બે આવે, કાલે તે ન આવે અને બીજાં જ બે આવે. આમ ચાલ્યાં જ કરે. પત્રકમાં સંખ્યા બહુ જણાય પણ પરિણામમાં મીંડું! આવી મુશ્કેલીઓને લીધે અમદાવાદના વનિતા વિશ્રામમાં મોટી વયની સ્ત્રીઓના ખાસ વર્ગો બંધ કરવા પડેલા. કેટલેક ઠેકાણે ઇનામો, સ્કૉલરશીપો વિગેરેની લાલચથી સંખ્યા રાખવા અને વધારવા ખૂબ પ્રયત્નો કરવામાં આવે છે. પેટલાદની ઝનાના સ્કુલની ૫૦ જેટલી બધી જ સ્ત્રીઓ રૂ. ૧ થી ૩ ની સ્કૉલરો છે (હાલમાં આ સ્કૉલરશીપો બંધ કર્યાનું સાંભળ્યું છે). પરંતુ ગેરહાજરી બદલ અમુક રકમ દંડ થાય છે અને દંડમાં સ્કૉલરશીપની રકમ સારી થઇ ગયા પછી વિદ્યાર્થીને હાજરીની કિંમત થવાનો નથી. હાજરી રાખવાના આ બધા કૃત્રિમ ઉપાયો- વિશ્રામની શિક્ષિકાની સુધારણા કરવામાં આવે અને આગળના અભ્યાસમાં વિરોધી કૌટુંબિક અને સામાજિક ગમાની છેલ્લી પરીક્ષાખ્યારા કરી બનતા પ્રયત્ને તે દૂર સુધી તેમાં બધી થઇને સૌ જ સ્ત્રીવર્ગો બરાબર ચાલી પીઠની સ્નાતક થઇ છે. મુંબઇકન્યાશાળાને લાયકની નાની ક્રમને કર્વે વિદ્યાપીઠના અભ્યાસક્રમે છે અને આ રીતે માલુમ પડશે કે આ સ્નાતકો મુંબઇ છે. સ્ત્રીવર્ગોનો સમય એટ કરતાં જ્ઞાન કે સંસ્કૃતિમાં જરાત્રણ કલાકનો હોય બલ્કે કેટલાક વિષયોમાં ચઢીઆતાં છે. વડે ત્યાં હોતું નથી. પાઠશાળામાં હાલ પાંચ વિદ્યાર્થીઓ છે. ર્ગોમાં પોતાની ખાતે સ્વતંત્ર મહિલા પાઠશાળાઓમાં પણ આમ શિક્ષણ લેનારી સ્ત્રી વિદ્યાર્થીઓ ૧૨ છે. ંતો નથી. દૃષ્ટિએ આ આંકડો કેવળ નિરુત્સાહ પેદા કરનારો છે પણ સમાજની પરિસ્થિતિનો વિચાર કરતાં આશા આપનારો ગણાય.

હવે મુંબઇ યુનિવર્સિટીનું ઉચ્ચ શિક્ષણ લેનારી ગુજરાતી કન્યાઓની સ્થિતિ જોઇએ. જે આંકડાઓ મને મળી શક્યા છે તે નીચે મુજબ છે:

| કૉલેજનું નામ | કુલ | ગુજરાતી હિંદુ |
|---|---|---|
| ગુજરાત કૉલેજ અને સુરત કૉલેજ | ૧૧ | ૪ |
| વડોદરા કૉલેજ | ૯ | ૧ |
| શામળદાસ કૉલેજ, ભાવનગર | ૨ | ૧ |
| બાહ્વદીન કૉલેજ, જૂનાગઢ | ૩ | ૦ |

બ્હેનો જ લે છે. મુંબઇ જેવા પ્રગતિવાળા શહેરમાં ગુજરાતી વર્ગ કન્યાઓ અને સ્ત્રીઓની કેળવણીમાં કેમ આટલો બધો પછાત રહે છે એ બરાબર સમજી શકાતું નથી. સ્ત્રીશિક્ષણમાં રસ લેનારાં ગુજરાતી ભાઇબ્હેનોએ આની ઊંડી તપાસ સત્વરે કરી તેના ઉપાયો યોજવા જોઇએ.

### શ્રાવિકાશાળા

સ્ત્રી શિક્ષણ વર્ગોની વાત કરતાં શ્રાવિકાશાળાઓની નોંધ લીધા વિના ચાલે તેમ નથી. શ્રાવકની વસ્તી વાળા પ્રત્યેક શહેરમાં ઘણુંખરૂં એક અથવા વધુ શ્રાવિકાશાળાઓ ચાલે છે. જૈન ધર્મે અને કોમે ધાર્મિક ક્રિયાઓ કરવાની જે ફરજ પ્રત્યેક ઉપર નાંખેલી છે તેનું એક પરિણામ એ શ્રાવિકાશાળા છે. પ્રત્યેક જૈન કન્યા અને સ્ત્રી પોતાની ધર્મક્રિયા જાણી લેવા આગ્રહ રાખે છે. આવાંને સારૂ બપોરના બે કલાક ખાસ શાળાઓ ચલાવવામાં આવે છે. આ શાળાઓનાં મોટાં મોટાં અને ઘરડાં બુઢ્ઢાં વિદ્યાર્થીઓને નાની કન્યાઓથી પણ વિશેષ ઉત્સાહ અને ખંતથી માગધી જેવી કઠિન ભાષાના વિધિસૂત્રો પાઠ કરતાં જોઇ કોઇને પણ તેમને માટે માન ઉત્પન્ન થયા વિના રહે નહિ આમાંનાં કેટલાંય કેવળ નિરક્ષર હોય છે અને તેઓ અક્ષરજ્ઞાનની જરાય પરવા કર્યા વિના હમેશાં હોંસે હોંસે મોઢાના પાઠ લઇ તૈયાર કરે છે. હાજરી પણ ભરચક રહે છે. વઢવાણ જેવા એક સાધારણ શહેરમાં ત્રણ શ્રાવિકાશાળા છે અને દરેકમાં લગભગ ૫૦-૭૫ ની સંખ્યા રહે છે. કન્યાશાળામાં જતી જૈન કન્યાઓ પણ બપોરના રજાના વખતમાં આવી શ્રાવિકાશાળામાં *ધર્મક્રિયા શીખવા જાય છે. શ્રાવિકાશાળાની* કોમની ગરાર્ગનું બળ હોવાથી તે આવી સારી રીતે ઉદ્યોગની પણઆપણા સ્ત્રીશિક્ષણ વર્ગોમાં કોઇ રીતે ઓના શિક્ષણ ૧ લવાય તો જ તે વર્ગો સફળ થાય. આપણ પૂરી પાડવાનો એમને કોઇ રીતે સમજાવી શકાય તો સેવાસદનો અને એ ઘણું સરળ થઇ જાય. કેટલીક

મોટી વયની ાં ધર્મજ્ઞાનની સાથે શિવણ આદિ અથવા બન્નેની વ્યાન લેખનનું શિક્ષણ દાખલ થયું છે. કરે છે: અમદાવાદ જીવરાજ કન્યાવિદ્યાલયની ઉત્પત્તિ વીમેન્સ કાઉન્સીલ ી થઇ છે. અત્યારે પણ તે કન્યા- લલિતા વનિતાશ્ર ી સ્ત્રીઓને ધર્મશિક્ષણ સાથે બીજું ઝનાના સ્કુલ, પા ઉપયોગી સામાન્ય જ્ઞાન આપનારું

આવે છે. આવી રીતે જો બધી શ્રાવિકાશાળાઓના વ્યવસ્થાપકોને સ્ત્રીઉપયોગી વિષયો દાખલ કરવાનું સમજાવવામાં આવે તો શ્રાવિકાશાળાઓ ખરી સ્ત્રીશાળાઓ થાય અને અન્ય કોમોને દૃષ્ટાંતરૂપ થઇ પડે.

### સ્ત્રી ગૃહશાળાઓ અને વસતિગૃહો

હવે આપણે સ્ત્રી વસતિગૃહો ઉપર આવીએ. શિક્ષણની પૂરી સફળતાને સારૂ શાળા અને ગૃહનો અતિ નિકટનો સંબંધ અને સહકાર હોવો જોઇએ અને તેવો સંબંધ અને સહકાર હાલનાં ગૃહોની સાથે સાધી શકાય એમ ન હોવાથી પ્રત્યેક શાળાને અંગે વસતિગૃહ જોઈએ—બલ્કે ગૃહને અંગે શાળા એટલે ગૃહશાળા જ હોવી જોઇએ એ વાત સૌ કોઇ કેળવણીકારો સ્વીકારે છે. છતાં છોકરાઓને માટે પણ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ચરોત્તર એજ્યુકેશન સોસાયટીની ગૃહશાળા કે હમણાં પુનર્જીવન પામેલું સત્યાગ્રહાશ્રમનું રાષ્ટ્રીય વિદ્યામંદિર જેવી ગણીગાંઠી ગૃહશાળાઓ છે. આ શાળાઓ પણ માધ્યમિક શિક્ષણ લેના વિદ્યાર્થીઓ સારૂ છે પણ પ્રારંભથી જ ચારિત્ર અને શિક્ષણના સુસંસ્કાર પાડનારી ગૃહશાળા એક પણ નથી. અપવાદ રૂપે થોડા સમય ઉપર સુરત જિલ્લામાં એક આર્યસમાજી ગુરૂકુલ સ્થપાયું સાંભળ્યું છે. છોકરાઓની ગૃહશાળાઓની આ સ્થિતિ છે ત્યાં છોકરીઓને હજુ સામાન્ય પ્રાથમિક શાળાની કેળવણીના પણ સાંસા છે. માધ્યમિક અને ઉચ્ચ કેળવણી તો થોડી ભાગ્યશાળી કન્યાઓ જ લઇ શકે છે. જ્યાં પાંચ કલાક નિશાળે મોકલવામાં માબાપને ઘરકામ ખોટી થતું હોય, જ્યાં કન્યાને શિક્ષણ મફત અથવા લુજ ખર્ચે મળતું હોય છતાં તે આપવામાં બેદરકારી રહેતી હોય ત્યાં કેટલાંક વર્ષો સુધી માત્ર અભ્યાસને સારૂ પૈસા ખર્ચીને અનેક ભયને પાત્ર એવી દિકરીની જાતને ગૃહશાળામાં રહેવા મૂકવી એ વાત કેમ બની શકે? છતાં પણ હવે જમાનો બદલાયો છે. કન્યાઓને માટેની ગૃહશાળાઓની માગણી થતી સંભળાય છે. હાલ ગુજરાતમાં આવી ગૃહશાળા માત્ર એક વડોદરામાં છે અને તે કન્યાગુરૂકુળ. આ ગુરૂકુળ માટે ગુજરાત આર્યસમાજનું ઋણી છે. પ્રાચીન આર્યસંસ્કૃતિનું શિક્ષણ આપવાની જે ધગશ આર્યસમાજી ભાઇઓની છે તેવી બીજા થોડાની જ હશે. આ કન્યાગુરૂકુળ એક આગેવાન આર્યસમાજી ભાઈ શ્રી મહારાણીશંકર શર્મા અને તેમનાં પત્ની સૌ. ઇચ્છાદેવી ચલાવે છે. ઉચ્ચ સેવાભાવથી સ્વતંત્ર શિક્ષણનું કાર્ય કરનાર બીજાં દંપતી ગુજરાતમાં તો જોયાં કે સાંભળ્યાં નથી. ઘણાંખરાં ગૃહોમાં પિતાની ખોટ પુરી પાડનાર ગુરૂ હોય છે પણ માતાની તો સદાય ઉણપ રહે છે. અહીં આ ઉણપ નથી. અનેક અપૂર્ણતા છતાં ગુરૂ અને ગુરૂપત્નીની બન્નેના સંયુક્ત કાર્યથી ગૃહ અથવા ગુરૂકુળ નામ અહીં સાર્થક થાય છે. ૭ સાત વર્ષની કન્યાઓને દાખલ કરવામાં આવે છે. તેમનું શિક્ષણ પૂર્ણ થાય અને સોળ વર્ષની વય થાય ત્યાં સુધી તેમનાં લગ્ન ન કરવા વિષે તેમના વાલીઓ પાસેથી વચન લેવામાં આવે છે. દાખલ થયા પછી તેમને વિધિપુરઃસર ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે. ગૃહમાં નોકર રાખવામાં નથી આવતો, બધું જ કાર્ય વિદ્યાર્થીનીઓ ગુરૂપત્નીની દેખરેખ અને મદદથી કરે છે. જીવન એકંદરે બ્રહ્મચર્યાવસ્થાને અનુકૂળ, સાદું, કઠિન અને નિયમિત કરવા પ્રયત્ન થાય છે. ગૃહનું સર્વ કાર્ય વિદ્યાર્થીનીઓને કરવાનું હોવાથી ઘરકામની વ્યવહારૂ તાલીમ તેમને સારી મળી શકે છે. ઘરકામની કસરત ઉપરાંત તેમને બાગમાં ફરવા લઇ જવામાં આવે છે. છતાં બાળકોમાં તંદુરસ્તીનું તેજ અને શહૂર જણાતાં નથી. કદાચ આસપાસના અનારોગ્ય વાતાવરણને તે આભારી હોય. ધાર્મિક શિક્ષણ આર્યસમાજના સંપ્રદાય મુજબ અપાય છે. સંધ્યા ગાયત્રી હોમ હવન આદિ ક્રિયાકાંડને ખાસ મહત્વ અપાય છે. પ્રત્યેક રવિવારે અને બીજા કેટલાંક પર્વના દિવસોએ ધાર્મિક ઉપદેશ અપાય છે તેમાં બહારના માણસો પણ ભાગ લે છે. શિક્ષણક્રમ લગભગ દશેક વર્ષનો રાખ્યો છે. તે રીતસરનો ઘડવામાં આવ્યો નથી. ઘણોખરો અભ્યાસ અને પાઠ્યપુસ્તકો કન્યાશાળાને મળતાં હોય છે. શિક્ષણપદ્ધતિમાં પણ ખાસ ફેરફાર નથી. શિક્ષણનો ભાર સૌથી વધારે સંસ્કૃત ભાષા પર અપાય છે. શરૂઆતથી જ તેનું શિક્ષણ અપાય છે. તેર ચૌદ વર્ષની વિદ્યાર્થી લગભગ મેટ્રીક્યુલેશન જેટલું સંસ્કૃત કરી શકે છે. પરંતુ સંસ્કૃત જેવી કઠિન ભાષાના અનિયમ અને અકાળેના શિક્ષણથી વિદ્યાર્થીના મગજ પર કેટલો બોજો પડતો હશે અને એકંદરે કટલો લાભ થતો હશે તે તો તેના અનુભવી જ કહી શકે. ગુજરાતી ચિક્ષણને યોગ્ય મહત્વ નથી અપાયું. સંસ્કૃત કરતાં તેનું સ્થાન ગૌણ છે. સંગીતનું પદ્ધતિસર શિક્ષણ આપવાનો અહીં ઠીક પ્રયાસ થાય છે. ગૃહશાસ્ત્રનું શાસ્ત્રીય શિક્ષણ થોડું અપાતું લાગે છે.

વ્યવહાર તાલીમની સાથે જે આ વિષયનું શાસ્ત્રીય (scientific) શિક્ષણ અપાય તો જ તે વિશેષ સફળ થાય. હાલ આશરે પંદર કન્યાઓ આ ગુરૂકુળનો લાભ લે છે. તેમાંની ઘણી ખરી આર્યસમાજી કુટુંબોની છે. શિક્ષકોમાં શ્રી મહારાણીશંકર અને તેમનાં પત્ની ઉપરાંત એક ટ્રેન્ડ શિક્ષક અને સંગીત શિક્ષક મળી ચાર શિક્ષકો છે. કન્યાઓ પાસેથી માસિક લવાજમ રૂ. ૧૫ લેવાય છે. જોઇતું ખર્ચ મિત્રો પાસેથી મળી રહે છે. હજુ આ સંસ્થા નવી અને ખીલતી છે.

કન્યાઓ ઉત્તમ ગૃહિણી બને એ હેતુથી ગૃહશાળાનો એક પ્રયોગ અંકલેશ્વરમાં અમેરિકન મિશનની શાળામાં દેશી ખ્રિસ્તી છોકરીઓ સારૂ હમણાં થોડા સમયથી શરૂ થયો છે. આ શાળામાં ગુજરાતી ૭ ધોરણોનો રીતસર અભ્યાસ થયા બાદ જે છોકરીઓને ટ્રેનીંગ કોલેજમાં ન જવું હોય તેઓને માટે ગૃહશાસ્ત્રની શાસ્ત્રીય અને વ્યવહારૂ તાલીમ આપવાની યોજના શરૂ કરી છે. શાળાની બધી છોકરીઓ આશરે ૮૦–૯૦ જેટલી બોર્ડિંગમાં રહે છે; પરંતુ છઠ્ઠા ધોરણનો અભ્યાસ પૂરો કર્યો હોય એવી આશરે ૧૫ છોકરીઓના સમૂહને જૂદો પાડી તેની જૂદી બોર્ડિંગની ગોઠવણ કરી છે. આ છોકરીઓ પોતપોતાની સર્વ ગોઠવણ કરી લે છે અને ખોરાક, કપડાં, બાળસંભાળ વિગેરે ગૃહશાસ્ત્રના વિષયોનું શાસ્ત્રીય જ્ઞાન આપવા સારૂ વર્ગો ચલાવવામાં આવે છે તેમનો લાભ લે છે. ગૃહઉદ્યોગ પણ શીખવાય છે. રેંટીઆ, હાથશાળ વિગેરે દાખલ કરવાનો વિચાર પણ કર્યો છે. આ પ્રયોગ તદ્દન નવો જ શરૂ થયો છે એટલે તેનું ભવિષ્ય કેવું નીવડે છે તે જોવાનું છે. પરંતુ તેના અધિષ્ઠાત્રી મીસ શીક્સ એક ઉત્સાહી અમેરિકન બાઇ છે તે જોતાં સારા પરિણામની આશા રહે છે.

ગુજરાતમાં બીજી એક પણ ગૃહશાળા કન્યાઓ સારૂ નથી, પરંતુ મુંબઇમાં કેથોલિક મિશનનું St. Joseph Home ( સેંટ જોસફ હોમ ) છે તેની આ બાબતમાં ખાસ નોંધ લેવા જેવી છે. આ મિશનની બેલજીઅમ ઈંગ્લંડ વિગેરે અનેક દેશોમાં ઘણી શાખાઓ છે. આ સંસ્થા ચલાવનાર કેથોલિક ધર્મની ચુસ્ત ધર્મપરાયણ સાતેક સાધ્વીઓ (nuns) છે. તેમના સેવાભાવના અપૂર્વ છે. સંસ્થાના પ્રત્યેક બાળકને તે પ્રભુની માફક ચ્હાય છે. તેમની સેવા તે ઇશ્વરની સેવા સમજે છે. તેમની પ્રભુશ્રદ્ધા, સાદું અને કઠિન નિયમબદ્ધ જીવન અનુકરણીય અને પૂજ્યભાવનાનું પ્રેરક છે. સેવાકાર્યમાં રંગભેદ રાષ્ટ્રભેદ કે જાતિભેદને તે જાણતાં નથી. ૬૦ વર્ષની વૃદ્ધ વયે જુવાનને શરમાવે તેવો તેમનો ઉદ્યોગ અને ઉત્સાહ હોય છે. આવી એક તપસ્વિનીનાં દર્શન અને અલ્પકાળના પરિચય માત્રથી જીવન ધન્ય થયું લાગ્યું અને આખા ગુજરાતકાઠીઆવાડની યાત્રામાં તીર્થસ્થાનનું ભાન અહીં જ થયું. આ સંસ્થાનો ઉદ્દેશ સાંની કન્યાઓને ઉત્તમ ગૃહિણી બનાવવાનો છે. અંગ્રેજી પાંચેક ધોરણો સુધી રીતસરનું શાળાનું શિક્ષણ ત્યાં અપાય છે. તે અપાયા બાદ તેને ગૃહજીવનની તાલીમ અપાય છે. ખોરાક કપડાં વિગેરેની બનાવટ અને સંભાળ, બાળઉછેર, માંદાની માવજત વિગેરે ગૃહશાસ્ત્રનું વ્યવહારૂ શિક્ષણ આપવાની ત્યાં સુંદર વ્યવસ્થા કરેલી છે. બાલગૃહ, પરિચર્યાગૃહ, પાકગૃહ, ઉદ્યોગગૃહ વિગેરે ખાતાંઓ ચાલે છે, તે પ્રત્યેકમાં થોડા મહિના તાલીમ સારૂ દરેક છોકરી ગાળે છે. આમ ગૃહજીવનને લાયક થયા પછી તેને પરણાવી દેવામાં આવે છે. બાલગૃહમાં તુરતનાં જન્મેલાંથી માંડીને ચારેક વર્ષનાં બાળકોને રાખવામાં આવે છે. આ બાલગૃહની વ્યવસ્થા શિક્ષણ લઇ ઉતરેલી છોકરીઓ, સાધ્વીઓ અને કેટલીક નર્સોની દેખરેખ નીચે કરે છે. બાલગૃહમાં આશરે ૫૦ બાળકો છે. તે દરેકને માટે પારણું રાખેલું હોય છે. પારણા પર તેમની જન્મતારીખની ચીઠી ચોંટેલી હોય છે જેથી તેની પ્રગતિની ખબર પડે. ઘણુંખરાં ધાવણાં બાળકોને ગાયનું દુધ આપવામાં આવે છે. સ્વચ્છતા સારી જળવાય છે. માંદાં બાળકોને માટે જુદો ઓરડો રાખવામાં આવ્યો છે. માંદાંઓને સારૂ જુદું સ્થળ રાખ્યું હોય છે ત્યાં તેમની સેવા છોકરીઓ કરે છે. ઉદ્યોગગૃહમાં શિવણ વિગેરે તેઓ શીખે છે. રસોડામાં રસોઇનું કામ પણ શીખી લે છે. સાફસુફીનું કામ પણ તેઓ જ કરે છે. સંસ્થામાં નાનાં મોટાં બાળકો, કન્યાઓ અને સ્ત્રીઓ, સૌને રાખવામાં આવે છે. ગમે તે જાતનાં હોય તો પણ તેમને લેવામાં આવે છે. છોકરાઓ મોટા થાય એટલે તેમને છોકરાઓની સંસ્થામાં મોકલી દેવામાં આવે છે. ખ્રિસ્તી ધર્મનું સીધું શિક્ષણ નથી અપાતું પણ વાતાવરણની અસરથી તે ધર્મના સંસ્કારો દૃઢ થાય છે. શાળા બ્હારની વિદ્યાર્થીનીઓ

સારૂ પણ ખુલ્લી છે પરંતુ ગૃહશિક્ષણની તાલીમનો લાભ બ્હારનાં વિદ્યાર્થીઓને મળી શકતો નથી. સ્ત્રી-શિક્ષણના અભ્યાસીને આ સંસ્થા અનેક રીતે જોવા લાયક છે.

ઉપર જણાવ્યા મુજબ સંસ્કારી શિક્ષણ આપવાના ઉદ્દેશથી સ્થપાયલી કન્યાઓની ગૃહશાળાઓની તો ગુજરાતમાં ખોટ છે. પણ સ્ત્રી વસતિગૃહો તો થોડાંક છે. આવાં વસતિગૃહો તો પ્રથમ ફીમેલ ટ્રેનીંગ કૉલેજોને અંગે ઉપસ્થિત થયાં હતાં. સરકાર સ્કૉલરશીપો આપી સ્ત્રીઓને શિક્ષણની તાલીમ આપે અને તેવી તાલીમ લેવા બ્હાર ગામથી અનેક સ્ત્રીઓ આવે તેમને રહેવા ખાવાની સગવડ કરી આપવા અને તેઓ સરકારી સ્કૉલરો હોવાથી તેમના અભ્યાસ, વર્તન વિગેરે પર સખ્ત નિયમનની જરૂર હોવાથી ટ્રેનીંગ કૉલેજોને અંગે વસતિગૃહો રાખવામાં આવે છે. આ વસતિગૃહોમાં રહીને ભણેલી સ્ત્રી શિક્ષકોમાં સેવાભાવના, કર્તવ્યપરાયણતા અને શિક્ષણની ખરી સમજણ કેટલાં આવેલાં હોય છે તે કન્યાશાળાઓથી સામાન્ય પરિચિત જનથી પણ અજાણ્યું નથી. આ વસ્તુસ્થિતિને માટે કદાચ વસતિગૃહો જેટલા જ, બલ્કે તેમનાથી વધારે તેમના પોતાના ગૃહસંસ્કારો કારણભૂત હશે. ગમે તેમ હો પણ આ સ્ત્રી વસતિગૃહો વિદ્યાર્થીઓનું ખરૂં હિત ઓછું જ સાધી શકે છે.

વનિતાવિશ્રામો પણ ખરી રીતે માત્ર સ્ત્રી વસતિગૃહો અને વિશેષ કરીને વિધવાગૃહો છે. તેમનો પ્રધાન ઉદ્દેશ વિધવાઓને રાખીને તેમનું જીવન ધાર્મિક અને સ્વાશ્રયી કરવાનો અને તેમને સમાજસેવા કરવાને લાયક બનાવવાનો છે. કેટલીક કન્યાઓને અને પરણેલી સ્ત્રીઓને પણ રાખવામાં આવે છે ખરી; પણ તે બાબત ગૌણ છે. અમદાવાદના વનિતા વિશ્રામ સિવાય બીજાં બધાં વનિતા વિશ્રામોની ઘણીખરી વિધવાઓ પ્રાથમિક શિક્ષણ પુરૂં કરી ટ્રેનીંગ કૉલેજનો અભ્યાસ કરે છે અને તેમાં પાસ થયે શિક્ષકનો ધંધો કરે છે. પ્રાથમિક શિક્ષણ સારૂ સુરત અને અમદાવાદનાં વનિતા વિશ્રામો સિવાય બીજાં વિશ્રામોને તો પોતાની શાળા નથી. આ વિદ્યાર્થીઓ વિશ્રામમાં રહે છે અને ખાય છે અને શિક્ષણ લેવા પ્રથમથી જ બ્હાર જાય છે. સુરત વનિતાવિશ્રામને પોતાની શાળા છે પણ તેના શિક્ષણક્રમમાં સાધારણ અંગ્રેજી અને સંસ્કૃત જે ભવિષ્યમાં બહુ ઉપયોગી નીવડતું નથી તે દાખલ કર્યું છે તે સિવાય કંઇ મહત્વનો ફેરફાર નથી કર્યો. વિશ્રામોમાં ગૃહકાર્યની તાલીમ કેટલીક મળે છે પણ ગૃહકાર્ય શિક્ષણનું અનુષંગી નહિ પણ વિરોધી મનાતું હોવાથી નોકરો રખાય છે અને તેની તરફ સહેજે બેદરકારી રહે છે. ગૃહશાસ્ત્રના વિવિધ વિષયોના શાસ્ત્રીય જ્ઞાનનું તો અહીં નામનિશાન પણ ન મળે. શિવણ ભરત શીખવાય ખરૂં પણ તે ઉદ્યોગથી પેટ ભરનાર થોડાંક નીકળ્યાં જાણ્યાં નથી. બધાનું લક્ષ્ય શિક્ષક થવા તરફ જ હોય છે અને તે પણ શિક્ષકના ધંધાની પવિત્રતા અને મહત્તાને લીધે નહિ પણ તે સગવડ ભરેલો અને ઓછી મહેનતનો મનાનો હોવાથી. શિક્ષણ સિવાય પણ બીજાં અનેક સેવાનાં ક્ષેત્રોમાં સ્ત્રી સ્વયંસેવકોની અત્યંત જરૂર છે પણ તેની તો વિશ્રામવાસી બ્હેનોને ખબર પણ ઓછી હોય છે તો તૈયાર થવાની વાત ક્યાંથી હોય ? સુરતના વનિતાવિશ્રામમાં લગભગ ૧૦૦ બાઇઓ છે, બીજા વિશ્રામોમાં પણ અનેક બ્હેનો રહે છે. આ બધાંને જુદાં જુદાં કાર્યક્ષેત્રોમાં કાર્ય કરવાને લાયક બનાવ્યાં હોય તો કેટલું ઉત્તમ કાર્ય થઇ શકે ? પણ હાલ તો સ્થિતિ એ છે કે વિશ્રામો પોતાને જોઇતાં સેવકો પણ પોતે તૈયાર કરી શકતાં નથી તો બીજાં ક્ષેત્રોને પૂરાં પાડવાની વાત કયાં રહી ? સમાજસેવકોને ઉત્પન્ન કરવાની વાત બાજુએ રહી; તેમનામાં ખરી ધાર્મિકતા, કર્તવ્યપરાયણતા, સેવાભાવના, સુઘડતા, સાદાઇ, વિનય, સતત ઉદ્યોગ, વિદ્યાવ્યાસંગ વિગેરે ગુણો આવે, સ્ત્રીત્વનો કંઇક વિકાસ થાય તોય બહુ છે. પણ આમાંનું ઘણું થોડું વનિતાવિશ્રામોમાં જોવામાં આવે છે. હાલનાં વનિતાવિશ્રામો મોટે ભાગે વિધવાઓનાં સદાવ્રતો અને ધર્મશાળાઓ છે. આ ટીકા આકરી છે પણ દુર્ભાગ્યે ખરી છે. વ્યવસ્થાપકોના હેતુ શુદ્ધ છે અને પોતાની બુદ્ધિ પ્રમાણે શુદ્ધ ભાવે સ્ત્રી વર્ગની સેવા કરે છે એની ના પડાય તેમ નથી, છતાં અનેક કારણોથી તેઓ વસતિગૃહોમાં સેવા, શિક્ષણ અને વ્યવસ્થાનું સુંદર વાતાવરણ જમાવી શકતાં નથી. કમનસીબે વ્યવસ્થાપકોને માથે પૈસા એકઠા કરવાની અને બીજી અનેક બ્હારની દુગ્ધાઓ હોય છે કે જેથી તેઓ ગૃહની આંતરિક વ્યવસ્થા પર ધ્યાન આપી શકતા નથી. કોઈ પણ રીતે તેઓ વિશ્રામવાસીઓની સાથે પ્રેમથી ભળે,

તેમનાં હૃદયના મર્મ જાણવા પ્રયત્ન કરે, પ્રત્યેક બાબતમાં પોતાનું સુંદર દૃષ્ટાંત બેસાડે, શિક્ષણના મૂળભૂત સિદ્ધાંતોનો અભ્યાસ કરે, સમાજના ખોટા ભયનો ત્યાગ કરે, ખાસ કરીને સ્ત્રીઓને લગતા પ્રશ્નો અને તેમને માટે થતી દેશની અને દેશ બ્હારની પ્રવૃત્તિઓથી વાકેફ રહે તો તેઓ વિશ્રામોને નમુનેદાર બનાવી શકે.

### સ્ત્રીઓની ટ્રેનીંગ કોલેજો

હવે આપણે સ્ત્રીઓની ટ્રેનીંગ કોલેજો તરફ વળીએ. આખા બ્રિટિશ ગુજરાતમાં આવી ત્રણ કોલેજો છે. તેમાં બે તો માત્ર કોમીય—દેશી ખ્રિસ્તીને સારૂ જ છે અને એક જ સાર્વજનિક ફીમેલ ટ્રેનીંગ કોલેજ અમદાવાદમાં છે. સરકાર તરફથી થોડા વખત ઉપર પ્રત્યેક જીલ્લામાં પહેલા અને બીજા વર્ષની ટ્રેનીંગ સ્કુલો ઉઘાડી હતી પણ તે તો હવે બંધ કરવામાં આવી છે. વડોદરા રાજ્યમાં એક ટ્રેનીંગ કોલેજ વડોદરામાં છે. આ ઉપરાંત પાટણ, અમરેલી વિગેરે ઠેકાણે ટ્રેનીંગ વર્ગો હતા પણ તે બંધ થવા લાગ્યા છે. પેટલાદની નારણભાઇ ઝનાના સ્કુલમાં પહેલા વર્ષનો વર્ગ ચાલે છે. આખા કાઠીઆવાડ ખાતે રાજકોટમાં એક જ ટ્રેનીંગ કોલેજ છે. મુંબઇમાં વનિતાવિશ્રામ તરફથી ટ્રેનીંગ સ્કુલ ત્રણે વર્ષો સારૂ ચાલે છે. ગુજરાત વિદ્યાપીઠે તો પુરૂષ શિક્ષકો માટેનું અધ્યાપન મંદિર થોડો વખત ચલાવી બંધ કર્યું; અને કન્યાશાળાઓ તો પોતાના આશ્રય નીચે થોડી જ છે એટલે સ્ત્રી શિક્ષકો તૈયાર કરવાનો સવાલ તો તેને વિચારવાનો જ શાનો હોય? શિક્ષણશાસ્ત્રના રસીયા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવને બાલસ્ત્રીશિક્ષકોને તાલીમ આપવાની યોજના પ્રસિદ્ધ કરી હતી પણ ભાગ્યે જ એક બે બ્હેનોએ તેનો લાભ લીધો હોય !

ટ્રેનીંગ કોલેજોમાં ભણનારાંની સંખ્યા આપણે તપાસીશું તો આપણને વિશેષ દિલગીરી થશે. બ્રિટિશ ગુજરાતમાં માત્ર એક જ સાર્વજનિક મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજ રહી; તેમાં પહેલા વર્ષમાં ૪૪, બીજા વર્ષમાં ૨૮ અને ત્રીજા વર્ષમાં ૧૨ એમ કુલે ૮૪ વિદ્યાર્થીઓ છે અને અમદાવાદ અને ગોધરાની મિશન કોલેજોમાં થઇને કુલ સંખ્યા ૯૬ ની છે. આમ ખ્રિસ્તી જેવા એક નાની કોમને શિક્ષણની તાલીમ લેવાની સગવડ મિશનરી ખાતા તરફથી છે તેવી બીજી કોમોને સારૂ સગવડ સરકારે નથી કરી. ઘણી છોકરીઓને પરીક્ષામાં પાસ થવા છતાં અમુક સંખ્યાની અંદર પોતાનો નંબર ન આવવાથી ખ્હીલે મ્હોડે પાછા ફરવું પડયું છે. હવે તો સરકાર તરફથી સ્કોલરશીપ આપવાનું પણ બંધ થયું તેથી ગરીબ સ્ત્રી વિદ્યાર્થીઓની વિટંબનાનો પાર રહ્યો નથી. જીલ્લાવાર ટ્રેનીંગ સ્કુલોથી સ્ત્રી વિદ્યાર્થીઓની સારી અનુકૂળતા મળી હતી પણ હાલ તો કાપકુપનો જમાનો બેઠો છે અને તેનો ભોગ આ સ્કુલો થઈ પડવાથી સ્ત્રીશિક્ષકોની તાલીમ લેવાની અનુકૂળતા ગઇ. કાઠીઆવાડમાં રાજકોટ ફીમેલ ટ્રેનીંગ કોલેજની સ્થિતિ તો તેથીય નબળી છે. વડોદરા ફીમેલ ટ્રેનીંગ કોલેજની પણ સંતોષકારક ન કહેવાય. ત્યાં તો વળી ફરજિયાત ધોરણ હોવાથી ઘણા મોટા પ્રમાણમાં તાલીમ લીધેલી બાઇઓ જોઇએ. છતાં તે કોલેજમાં ૮૪ વિદ્યાર્થીઓ છે અને આખા રાજ્યમાં સ્ત્રી શિક્ષકોની સંખ્યા ૨૭૩ છે. આમાં ટ્રેન્ડ કેટલી છે તે માલુમ નથી. જેટલો આગ્રહ પ્રાથમિક કન્યા શિક્ષણ વધારવા તરફ છે તેટલો આગ્રહ સારાં સ્ત્રી શિક્ષકો તૈયાર કરવા પાછળ જણાતો નથી. મુંબઈ વનિતા વિશ્રામની ટ્રેનીંગ સ્કુલમાં ગુજરાતની સરખામણીમાં સારી સંખ્યા ભાગ લે છે પણ તેમાંય મોટે ભાગે પારસી બ્હેનો લાભ લે છે. હિંદુ બહુ જ થોડી હોય છે.

શિક્ષકો પૈકી શિક્ષણની તાલીમ વગરનાંની સંખ્યા કેટલી બ્હોળી છે તે આપણે વિચારીએ તો આવી તાલીમ આપવાની સગવડની કેટલી મોટી ખામી છે તે આપણી નજર આગળ એકદમ તરી આવશે. એકલા બ્રિટિશ ગુજરાતની કન્યાશાળાઓમાં જ ૭૯૮ શિક્ષકો પૈકી માત્ર ૨૬૪ પૂરી તાલીમ વાળાં છે. ૩૦૯ અધુરી તાલીમ વાળાં અને ૨૨૫ બીલકુલ તાલીમ વિનાનાં છે. ગુજરાતનાં દેશી રાજ્યોની સ્થિતિ તો આ બાબતમાં એટલી ખરાબ છે કે ૧૭૭ પૈકી માત્ર ૫૨ ટ્રેન્ડ અને બાકીના ૧૨૫ અનટ્રેન્ડ છે. સ્ત્રીઓને શિક્ષણની કેળવણી લેવાની અનુકૂળતા વધારી આપવાની કેટલી બધી જરૂર છે તે આ આંકડા પરથી સ્પષ્ટ થશે.

હવે સ્ત્રીઓની ટ્રેનીંગ કોલેજના શિક્ષણને સંક્ષિપ્તમાં જોઇએ. જેમ છોકરાઓ કરતાં છોકરીઓની શાળાનું ધોરણ નીચું તેમ જ પુરૂષ શિક્ષકો કરતાં સ્ત્રી શિક્ષકોનું શિક્ષણનું ધોરણ નીચું હોય છે. છોકરાઓના

ઉપલાં ધોરણોના જેવો ઉંચો અભ્યાસ અમદાવાદના વનિતા વિશ્રામની પેઠે બીજી કન્યાશાળાઓમાં દાખલ કર્યો હોય તો સ્ત્રી શિક્ષકોને ભારે થઇ પડે. ગુજરાતીમાં કન્યાશાળામાં ચાલેલાં જ પુસ્તકો પુનઃ જરા વિસ્તારપૂર્વક શીખવવામાં આવે છે. ત્રીજા વર્ષમાં ફક્ત કોઈ એકાદું સામાન્ય પુસ્તક ચલાવાય છે. ઉચ્ચ ગુજરાતી સાહિત્યનો તેમને કંઇ પરિચય થતો નથી. ગૃહશાસ્ત્ર જેવા સૌથી મહત્વના વિષયનું શાસ્ત્રીય અને વ્યવહારૂ જ્ઞાન અપાતું નથી એટલે કન્યાશાળામાં પણ તે વિષય સારો ક્યાંથી શીખવાય? સંગીતને પણ પૂરતો ન્યાય ત્યાં મળતો નથી. શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્વો અને શિક્ષણ પદ્ધતિનું જ્ઞાન યંત્રવત્ અપાય છે. શિક્ષણના ઉચ્ચ સંસ્કારો નથી આવતા અને તેથી પદ્ધતિનું જે થોડું સરખું જ્ઞાન થયું હોય તે ઘણુંખરાં તો કૉલેજમાં જ મૂકીને જાય છે. કન્યાશાળાઓમાં ટ્રેન્ડ શિક્ષકો શિક્ષણ પદ્ધતિના જ્ઞાનનો કેટલો ઉપયોગ કરે છે તે જાણવા ડેપ્યુટીઓને પૂછવા જવાની જરૂર નથી. સાધનોનો અભાવ, ઓછો પગાર અને બીજી અગવડો આમાં કેટલેક અંશે કારણભૂત હશે; પરંતુ તે તો ગૌણ છે. મુખ્ય કારણ તો 'કુવામાં હોય નહિ તો હવાડામાં ક્યાંથી આવે?' મૂળે ટ્રેનીંગ કૉલેજોમાં બીચારી સ્ત્રીઓને શિક્ષણનું ભાગ્યે જ નજીવું મળ્યું હોય છે; તો પછી તેઓ કન્યાશાળાને શું ઉજાળે?

### પરિચર્યાશાળા (નર્સીંગ સ્કુલો)

ગુજરાત અને કાઠીઆવાડમાં થઇને અમદાવાદ, વડોદરા, સુરત અને રાજકોટ એ ચાર ઠેકાણે સ્ત્રીઓ સારૂ પરિચર્યા શીખવવાની ગોઠવણ છે. અમદાવાદમાં રણછોડલાલ છોટાલાલના સ્ત્રીઓ માટેના દવાખાનાની સાથે સર ચિનુભાઇની મદદથી સ્થાપેલું નર્સીંગ ઇન્સ્ટીટ્યુટ છે. આ ઉપરાંત સીવીલ હૉસ્પીટલને અંગે પણ નર્સીંગ વર્ગ છે. પ્રત્યેકમાં શીખનારની સંખ્યા આશરે ૧૦ છે. વડોદરામાં સ્ટેટ જનરલ હૉસ્પીટલને અંગે નર્સીંગ શીખવવાની વ્યવસ્થા છે. ત્યાં શીખનારી હિંદુ વિદ્યાર્થીઓ સારૂ થોડુંક થયાં વસતિગૃહ ઉઘાડવામાં આવ્યું છે અને તે શ્રી. સુલોચના બ્હેન દેસાઇની સીધી દેખરેખ તળે સુંદર રીતે ચાલે છે. શ્રી. સુલોચના બ્હેન ગુજરાતી બ્હેનો નર્સીંગનું શિક્ષણ લે તેને માટે ખૂબ શ્રમ લઇ રહ્યાં છે છતાં તેમજ રૂ. ૩૦ ની માસિક સ્કોલરશીપ મળવા છતાં ગુજરાતી બ્હેનોની સંખ્યા પૂરતી મળતી નથી. ત્યાં ૧૮ વિદ્યાર્થીઓ છે તેમાં ૧૦ ગુજરાતી છે. સુરતમાં પણ સીવીલ હૉસ્પીટલમાં નર્સીંગ શીખવાય છે. ત્યાં શીખનારાંની સંખ્યાની માહિતી નથી. રાજકોટમાં ઝનાના હૉસ્પીટલમાં ડૉ. રૂકમાબાઇના અધિકાર નીચે નર્સીંગ શીખવવામાં આવે છે. ત્યાં વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર ૫ છે. સમસ્ત ગુજરાતમાં નર્સનું અને સૂતિકાનું કામ શીખનારની સંખ્યા માત્ર આશરે ૪૦ જેટલી છે.

આ ધંધાના શિક્ષણમાં સ્ત્રીઓ નથી પડતી તેનાં મોટામાં મોટાં કારણો બે છે. ધંધાની સુગ અને આભડછેટ તથા અનીતિનો ભય. માંદાઓની અને સુવાવડી સ્ત્રીઓની સેવામાં મહાપુણ્ય સમજાય, છુ છુ ધર્મ ઓછો થાય અને દવાખાનાનું વાતાવરણ નૈતિક હોવાની સમાજને ખાત્રી થાય તો જ આ ધંધો સ્ત્રીઓ બ્હોળા પ્રમાણમાં સ્વીકારે. આને માટે તો જબરદસ્ત પ્રચારકાર્ય કરવું જોઇએ. તેની સાથે અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે તે કંઇક ઓછો અને સમાજની પરિસ્થિતિને અનુકૂળ રચાવો જોઈએ અને પાઠ્યપુસ્તકો ગુજરાતીમાં સરળ રીતે લખાવાં જોઇએ. અંગ્રેજીની જરૂર આના શિક્ષણમાં જરાય ન પડે તેવું થવું જોઇએ. વળી પ્રત્યેક દાક્તર પોતાના કુટુંબની કે મિત્ર વર્ગની એકાદ બાઇને નર્સીંગમાં તૈયાર કરે તો સહેલાઇથી નર્સોની સંખ્યામાં વધારો થાય.

(અપૂર્ણ)

ચંદુલાલ કાશીરામ દવે

# અસલ વતની કોમો—ભીલો

## ( દાહોદની મુવાલીઆ ભીલ શાળાનો સત્તરમો વાર્ષિક હેવાલ )

પાંચમહાલ જીલ્લામાં દાહોદ ઝાલોદ તાલુકાઓમાં ભીલોની વસ્તી મોટી છે. આ કોમ જંગલમાં અને પહાડમાં રહેનારી છે, હિંદુઓથી અલગ રહે છે, અને કેળવણીમાં ઘણી જ પછાત, ઢેડ ભંગીઓથી પણ પછાત છે. તેમની કેળવણીમાં વધારો કરવો હોય તો શિક્ષકો તેમની કોમ પૈકીના જ તૈયાર કરવા જોઇએ, એટલા માટે કેળવણી ખાતા તરફથી સને ૧૯૦૭થી ખાસ શાળા કાઢવામાં આવી, જેમાં ગુજરાતીનું ઉચ્ચ શિક્ષણ આપી વર્નાક્યુલર ફાઈનલની પરીક્ષા માટે વિદ્યાર્થીઓને મોકલવામાં આવે છે. આ શાળાનો વાર્ષિક મેળાવડો થોડા વખત પર ભરવામાં આવ્યો હતો, તે વખતે ત્યાંના મુખ્ય શિક્ષક તરફથી વંચાએલો રીપોર્ટ ભીલો સંબંધી રીતરિવાજ અને ગુણદોષના વર્ણનથી ભરપુર હોવાથી અમે નીચે આપીએ છીએ આવી બીજી શાળાઓ સુરત જીલ્લાના માંડવી તાલુકામાં ગોડસમ્બામાં તથા ગાયકવાડી નવસારી પ્રાંતમાં વ્યારા, મહુવા અને સોનગઢ વિગેરે ઠેકાણે છે. આવી શાળાઓની મુલાકાત લીધાથી આપણા અનાર્ય ભાઇઓનું શિક્ષણ કેમ આગળ વધે છે તેનો કાંઇક ખ્યાલ આવી શકે.

—તંત્રી

### ઇતિહાસ અને વસ્તી

આ સંસ્થાને સ્થપાયે આજે સત્તર વર્ષ પુરાં થાય છે. હિન્દમાં વસનારી (૧) અસલ વતની અને પહાડી જાતો (૨) અત્યંજ કોમો (૩) મુસલમાનો (૪) ગુન્હેગાર જાતો (૫) મજુર વર્ગ અને (૬) બહેરાં મુંગાં અને આંધળાં—એમને કેળવણીમાં પુરતી મદદ આપવી ને ખાસ સંસ્થાઓ ખોલી ખાસ શિક્ષણ આપવું, એ બાબતમાં રાજ્ય અને દેશના આગેવાનોના હાલમાં એક જ વિચારો છે.

ઉપરની જાતો પૈકી પહાડી કોમમાં કે અસલ વતનીઓમાં આ સંસ્થામાં ભણતા ભીલ તથા પટેલીઆ કોમનો સમાવેશ થાય છે. અસલ વતનીઓ આખા હિન્દમાં ૧ કરોડ ૬૦ લાખ માણસ છે. તેમાં એકલા ભીલની વસ્તી ૧૯ લાખ માણસની છે. તે પૈકી એકલા દાહોદ ઝાલોદ તાલુકામાં એ કોમની વસ્તી આશરે એક લાખ માણસની છે.

હિન્દમાં આર્યો આવ્યા તે પહેલાં આ દેશમાં આ કોમ વસતી હતી; તેથી જ તેમને મૂળ વતની કહ્યા. આર્યોના ત્રાસથી કે એકાંત જીવન ગાળવાની ટેવથી પહાડ અને જંગલમાં ભરાયા તેથી તેમને પહાડી અને જંગલી કોમો કહી છે. કેટલાક વિદ્વાનોનો મત એવો છે કે આ લોક પણ આર્યો જે રસ્તે આવ્યા તે રસ્તે એટલે વાયવ્ય ખૂણામાંથી ઘણી મુદત પર આવેલા. કેટલાક એમ કહે છે કે ઇશાન ખૂણામાંથી આવેલા. વાયવ્યમાંથી આવ્યા તે કોલેરે અને ઇશાનમાંથી આવ્યા તે દ્રાવિડીઅનો. બન્ને ટોળાં મધ્ય હિન્દમાં ભેગાં થઇ લડયાં. તેમાંનું દ્રાવિડીઅન ટોળું દક્ષિણમાં ગયું. તેમણે ત્યાં વસવાટ કર્યો. તે લોક આર્યો સાથે ઘણા પ્રમાણમાં ભળ્યા. ધર્મ, ભાષા અને રીતરિવાજમાં શંભુમેળો કર્યો. ઉત્તરમાં દ્રાવિડીઅનો રહ્યા તેઓ આર્યો સાથે દ્રાવિડો જેટલા ન ભળ્યા. વળી ત્રીજો મત એવો છે કે હિન્દની દક્ષિણે હિન્દી મહાસાગરમાં એક બેટ હતો ત્યાંના એ લોકો મૂળ વતની હતા, અને ત્યાંથી હિન્દમાં આવેલા. ગમે તેમ હો પણ આપણી પહેલાં આવેલા એટલે આપણા દેશનાં મૂળ માલિક તો તે જ એમ સૌ કોઇ સ્વીકારે છે.

પ્રાચીન પુસ્તકોમાંનાં લડાઇનાં વર્ણન, કાવ્યો વગેરે પરથી જણાય છે કે ભીલ કોમ ઇતિહાસની સંકલના સાથે ચાલુ રહી છે. રામાયણ વખતે ગૃહ નામના ભીલ રાજાએ શ્રી રામચંદ્રને નદી ઉતરવામાં મદદ કરી હતી. શબરી બાઇએ શ્રી રામચંદ્રનું ભાવથી આતિથ્ય કર્યું હતું. તે શબર કોમ હજુ ઓરિસ્સામાં છે. મહામુનિશ્રી વાલ્મિક તો સંસ્કૃતના

આદિ કવિ કહેવાયા; રામનું રામાયણ બનાવ્યું, વળી લવકુશને પણ ભણાવ્યા તે પ્રથમ વાલીયો ભીલ હતા.

મહાકવિ કાલિદાસના માલવિકાગ્નિમિત્ર નાટકમાં કુમારી માલવિકાનું ભીલોએ હરણ કર્યાનું અને તેમની પાસેથી છૂટયા બાદ અગ્નિમિત્ર પાસે આવ્યાનું જણાય છે.

રજપૂતાના, તેમાં ખાસ મેવાડની જાહોજલાલી સાથે ભીલોની વફાદારીની જાહોજલાલી હતી. ગુર્જર ભૂમિ મૂળ માલિકને માટે પાછી લેવામાં વનરાજને પુરી મદદ ભીલોએ જ કરી હતી.

સુંથરામપુર, ડુંગરપુર વગેરેમાં તેમનાં નાનાં રાજ્ય પણ હતાં એમ કહેવાય છે. ડાંગ, ઉંકારેશ્વર એમાં તો હાલ પણ છે. શિવરાજપુરમાં પણ નાયકની સત્તા હતી. સૌ અજ્ઞાન, આળસ અને વ્યસનથી અસ્તવ્યસ્ત થઇ ગયું.

ઉપલી હકીકતથી જણાશે કે તેમનામાં લડાયક બળ અને સૈનિકમાં જે ગુણો જોઇએ તે ગુણો હતા. તે પરથી તેમની ભીલ 'કૉર' જુદી કાઢી હતી. હાલ જ્યાં દાહોદમાં પોલિસ લાઈન છે, ત્યાં ભીલ કૉરનાં રહેઠાણ પહેલાં હતાં. સમય બદલાયો એટલે તેને કમી કરી. ઈંદોરમાં હજુ પણ છે. ઉંકારેશ્વરમાં બાળો ભીલરાજા અને ઈંદોરની ભીલ કૉર જોવાની તક મને મળી હતી. તે જોતાં તેમનો પૂર્વ ઇતિહાસ મગજમાં તરવરી રહ્યો છે.

### ગુણ અને રિવાજ

આ કોમના ખાસ સદ્ગુણો—દુર્ગુણો તો આ તરફના રહેનારાંઓ સૌ કોઇ જાણે છે—જાણીએ છીએ. જરા પણ તેમના તરફથી ખોટું થયું તો એકાદ દુર્ગુણનું સર્ટિફિકેટ આપણે તેને સ્હેજે જ આપીએ છીએ. એટલે તેની હું પુનરુક્તિ નથી કરતો, પણ તેમનામાં રહેલા સદ્ગુણો આપની નિધામાં લાવવા ધારું છું. મનુષ્ય માત્રમાં સદ્વૃત્તિ અને દુર્વૃત્તિ હોય છે. જેના જોરે તેના વધુ ગુણો બંધાય, તેવા આ કોમમાં પણ ઘણા સદ્ગુણો છે: ૧. ભોળપણ ૨. સચ્ચાઇ ૩. સહનશીલતા. તેમની કહેવતો છે કે "ભીલ પૂછે તેને જ કહે," "માગે તેને દે," અને "આપે તેનું લે."

સાંસારિક રીતરિવાજમાં મોટી ઉમરે લગ્ન કરે છે. માબાપની સંમતિ કરતાં પરણનારની સંમતિનું પ્રાધાન્ય હોય છે. પરણ્યા પછી ઘણે ભાગે છોકરો જુદો થાય છે, એટલે વિભક્ત કુટુંબની પદ્ધતિ સાધારણ છે. વડીલ કુટુંબવત્સલ હોય તો કોઇ કોઇ કુટુંબમાં ત્રણ પેઢી સુધી બીનહરકતે તકરાર વિના સંયુક્ત કુટુંબમાં તેઓ

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः**

એ સૂત્રને એ લોકો અમલમાં મૂકે છે. ઘણાં કામ સ્ત્રીને પૂછીને કરે છે. છોકરાને ભણાવવા મૂકવો હોય તો તેનો બાપ તેની 'આયા'ને એટલે માને પૂછે છે. મા સંમત થાય તો જ 'ભાયા'ને એટલે છોકરાને ભણાવાય છે. પુરુષ તનકપડે એટલે માત્ર લંગોટીભેર રહે, પણ સ્ત્રીને તો ત્રણ કપડે રાખે છે. એક સ્ત્રી મરી જાય અને બીજી બૈરી કરે તો નવી બૈરી જુનીનાં છોકરાંને પોતાનાં છોકરાં પેઠે જ પાળે છે, તેમજ નવી આવનાર બૈરીને બીજા પુરુષથી થએલાં છોકરાં હોય તેને નવો ધણી પોતાનાં છોકરાં જેવાં જ ગણે છે. વળી જુની બૈરીના પીએર સાથે પોતાના પીએર જેવો જ સંબંધ રાખે છે.

*જમાઇની સ્થિતિ સારી ન હોય તો સસરો પોતાના* જમાઇને પોતાને ત્યાં રાખી જમીન જુદી કાઢી આપી ખેતી પણ કરી આપે છે. એક પુરુષની બૈરી બીજો કાઢી ગયો હોય (ધીસી ગયો હોય) તો તેને પરણતાં થએલું ખર્ચ લઇ જનાર ભાંજગડ કરી આપી દે તો તેમના મનમાંથી તમામ રોષ તરત જ શમી જાય છે. આનું કારણ તેમનામાં અદેખાઇ નથી તે છે, જેથી નકામા કજીઆ કોર્ટોમાં જતા નથી. ઉંચી કોમોમાં ઉપલી બાબતોમાં કેમ છે, તે આપણે જાણીએ છીએ.

બીજું, આ કોમમાં નિંદાકુથલી કરવાનો દુર્ગુણ નથી, જેથી તેમનું વાતાવરણ વધુ નિર્મળ રહે છે. પોતે એકલવાયો પોતાના ખેતરમાં રહે છે, એટલે બીજાં કેટલાંક સહકારી કામના લાભ ન મળે પણ તેમનામાં સ્વાશ્રય અને મરદાઈ એ સદ્ગુણો આવે છે. ખેતરમાં ઘર હોવાથી ખેતર સચવાય, ઢોરને ઘાસચારાની વિટંબણા ન પડે, અને તંદુરસ્તી વધે. સહવાસી દુર્ગુણો વધે નહિ.

તેઓમાં પરોણાચાકરી કરવાનો સદ્ગુણ ઘણો ઉત્તમ છે. કુટુંબમાં એક બીજાને ઉમર અને લાયકાતના પ્રમાણમાં માનવાચક શબ્દોથી બોલાવવાનો રિવાજ છે. એક બીજાને મળતાં જ રામનામના પવિત્ર ઉચ્ચારોથી અને શરીરના લગભગ ઘણા અવયવોથી ભેટે છે. આપણે કેમ કરીએ છીએ તે આપની નિધામાં છે.

એક કુટુંબમાં ટંકે દશ શેર અનાજનો વરો હશે, પણ જો અનાજની તંગાશ હોય તો બશેરની રાબડીમાં આખું કુટુંબ સંતોષ માની ગુજરાન ચલાવશે. આથી આ કોમમાંથી અજ્ઞાન, આળસ, વ્યસન અને ગરીબાઇ નીકળી જાય તો વનના વનવીરોથી વસેલી દરેક ટેકરીઓ

વાલ્મિકના આશ્રમ જેવી થઈ જાય. લવકુશ જેમ વાલ્મિક મુનિનાં આશ્રમમાં ભણીને પારંગત થયા, તેમ આપણાં બાળકો પણ પ્રાચીન પદ્ધતિએ વનમાં આશ્રમ ખોલીને—ખોળી કાઢીને એકાંતમાં ભણે. એ કામમાંથી અજ્ઞાન, આળસ, વ્યસન અને ગરીબાઈ નીકળી જાય અને સુધરે.

### આ શાળાની ઉત્પત્તિ

ભીલવસ્તી વાળાં ગામોમાં ભાષાભેદ અને ખરાબ હવામાનના સબબે ઉજળીઆત શિક્ષકો સ્કુલો આબાદ કરવાને બદલે બરબાદ કરતા જણાયા. તે ઉપરથી ભીલવસ્તીમાં ભીલ જાતના શિક્ષકો હોય તો ઉપલી અડચણો તેમને નડે નહિ. ઉપરાંત ભણેલા ભીલોને લોકો જોઈ પોતાના બાળકોને ભણાવે. વળી બોર્ડિંગમાં રાખી તેમના જાતિ દુર્ગુણો ચોરી, લુંટ, આળસ, વ્યસન અને બેદરકારી દૂર કરી સદ્‌ગુણો દાખલ કરવા તેમજ તેમને દેવામાંથી મુક્ત કરવા અને સારા ઉદ્યોગી અને વફાદાર શહેરી કરવા—એ બધા હેતુથી, પહેલાં ગરબાડામાં, તા. ૭–૮–૧૯૦૭માં ૧૦ વિદ્યાર્થીઓનો છઠ્ઠા–સાતમા ધોરણનો ક્લાસ કાઢયો. તેમાં ૧૯૦૭થી ૧૯૧૧ સુધીમાં ૪ પાસ થઈને નીકળ્યા. તેની અસર સારી થવાથી તા. ૧૯–૪–૧૯૧૧માં આ જગાએ ૨૫ બોર્ડરથી ધો. ૪થી ૭મા સુધીના ધોરણવાળી પૂર્ણ સંસ્થા ખોલી. ૧૯૧૬માં ૧૦ બોર્ડર વધારી ૩૫ કર્યા અને હાલ તેટલા જ છે. ઉમેદવારો દર વર્ષે ૩૦ થી ૪૦ સુધી આવે છે. તે પૈકી તાલુકા મુજબ વહેંચણી કરી, માત્ર ૭ થી આઠ સુધી કુલ લેવાય છે. બાકીના નિરાશ થઈ પાછા જાય છે. પચાસ નંબર કરવા પ્રકરણ ચાલે છે, પણ નવી બોર્ડ થતાં સુધી મુલતવી રહેલું છે.

આજ સુધીમાં કુલ ૭૫ વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષામાં આ સ્કુલમાં પાસ થયા છે. તે પૈકી ૧ ટ્રેનીંગ કોલેજમાંથી ત્રીજા વર્ષમાં પસાર થયેલ, ૧ બીજા વર્ષમાં, ૧૬ પહેલા વર્ષમાં અને ૫૩ અન્‌ટ્રેઈન્ડ મળી કુલ ૭૧ હાલ હયાત છે. ૪ ગુજરી ગયા છે.

૭૧ પૈકીની પ્રવૃત્તિ નીચે મુજબ છેઃ

૧. કેળવણી ખાતામાં ૨૭ — સ્ટેટમાં ૨; દાહોદ તાલુકામાં ૧૯; ઝાલોદ ,, ૫; ગોધરા ,, ૧ — ૨૭

| | |
|---|---|
| ૨. કો-ઓપરેટીવ સોસાઈટી | ૬ |
| ૩. ભીલ સેવામંડળમાં | ૬ |
| ૪. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટના વિદ્યાર્થી (સુરત) | ૨ |
| ૫. અંગ્રેજી અભ્યાસ (સુરત) | ૧ |
| ૬. ખેતીખાતામાં | ૧ |
| ૭. પોલિસ અને મુલ્કીપટેલાઈ | ૨ |
| ૮. ખેતીના ધંધામાં | ૨૬ |
| | ૭૧ |

સને ૧૯૨૧માં ટ્રેનિંગ ક્લાસમાં નવા ટ્રેઇન્ડ શિક્ષકોની સવડ કરવાના કારણથી જ લાંબી નોકરીવાળા ઘણાં ભીલોને ખાતામાંથી રજા આપવામાં આપી, જેના સબબે ૨૬ ખેતીના ધંધામાં છે.

આજ સુધીમાં પાસ થએલાની વિગતઃ

| વિભાગ | ભીલ | પટેલીઆ | કુલ |
|---|---|---|---|
| દાહોદ | ૨૦ | ૩૪ | ૫૪ |
| ઝાલોદ | ૧૧ | ૦ | ૧૧ |
| હાલોલ | ૬ | ૦ | ૬ |
| ગોધરા | ૧ | ૦ | ૧ |
| છોટાઉદેપુર | ૧ | ૦ | ૧ |
| કડાણા રાજ્ય | ૨ | ૦ | ૨ |
| | ૪૧ | ૩૪ | ૭૫ |

ભીલની સંખ્યા પટેલીઆ કરતાં વધારે છે, તે વ્યાજબી છે. પણ દાહોદ તાલુકા કરતાં ઝાલોદ તાલુકામાં ભીલની વસ્તી વધુ હોવા છતાં દાહોદ તાલુકામાં જ્યારે પાસ થયેલાની સંખ્યા ૫૪ છે, ત્યારે ઝાલોદમાં ૧૧ જ છે. કારણ ઝાલોદ તાલુકામાંથી ચાર જ ગામે ભીલ શિક્ષકો છે, જ્યારે દાહોદ તાલુકામાં વધારે છે એટલે ઉમેદવારો વધારે આવે છે. દર વખતે ઝાલોદ તાલુકાના જેટલા આવે છે તેટલાને પહેલી તક અભ્યાસ તરફ ન જોતાં રાખીએ છીએ છતાં ત્યાંની સંખ્યા ઓછી છે.

ભીલવસ્તીમાં ભીલશિક્ષકો ઉજળીઆતના મુકાબલે નંબરહાજરીમાં શાળાને આબાદ કરે છે, તે તો લાંબા અનુભવથી પણ હવે સ્પષ્ટ થયું છે, એટલે શાળાનો જે મૂળ હેતુ હતો તે સફળ થાય છે. સ્કુલોમાં જેમ હેતુ સફળ થયો તેમ ખેતીખાતામાં પણ ભીલો વડે એની સંબંધી માહિતી અને કામ લેવાય તો કામ સારું થાય

એમ તે ખાતાના વડા ડૉક્ટર મૅન સાહેબને આ શાળાની મુલાકાતથી જણાયું. તે ખાતામાં હાલ ત્રણ ભીલો કામ કરે છે, તે પૈકી એક વર્નાક્યુલર ફાઇનલ પાસ અને બે નાપાસ થએલા છે. આ બેમાંથી એકને ડાંગના પ્રદેશમાં મોકલ્યો છે.

કો-ઓપરેટીવ સોસાયટીના વડા મે. રોથફીલ્ડ સાહેબને પણ શાળાની મુલાકાત પછીથી ખાત્રી થઇ કે ભીલ વસ્તીવાળાં ગામોમાં સેક્રેટરી તરીકે ભીલો જ વધુ ઉપયોગી થઇ પડે. તેથી સેક્રેટરીઓ તરીકે નીમવા તે ખાતાના અમલદારો તરફથી માગણી થવાથી તે ખાતામાં પણ ઘણા કામ કરે છે. એ ખાતુ નાણાંપ્રકરણી બાબતમાં તેમજ આ ભાગમાં નવું હોવાથી અને જોઇએ તેથી વધુ નાણાં ધીરવાથી, તેમાં વળી ગઇ સાલની પાકની ઉણપથી લેણું વસુલ ન થવાથી ભીલ સેક્રેટરીઓને માથે દોષ દેવામાં આવે છે. પણ તે વિચાર ઉતાવળીઓ છે, એમ ભવિષ્યમાં જણાશે.*

ભીલજાત એવી છે કે તેની પાસેથી જો સખત અને સતત સરળ સૂચનાથી કામ લેવામાં આવે તો ઘણું સારૂં કામ લઇ શકાય એવો મારો લાંબો અનુભવ છે.

### ગામડામાં શાળાઓની સ્થિતિ

બીજા તાલુકાની વસ્તીના પ્રમાણમાં દાહોદ ઝાલોદ તાલુકામાં સ્કુલો ઘણી જ ઓછી છે. દરેક તાલુકામાં ચૌદ ચૌદ છે. મૂળ તો આ કોમ છોકરાંને ભણાવવામાં બેદરકાર. ચાર છોકરે એકને ભણાવે. માસ્તર તેડવા જાય ત્યારે તેને કહે કે એક હળલાકડે રહે, બીજો ઢગરાંમાં જાય, ત્રીજો છોકરાં રાખે અને ચોથો ભણવા આવે. બીજું શાળા દૂર પડે. ત્રીજું શિક્ષકના પ્રયત્ન ઓછા. ચોથું પ્રથમ મૉનિટરો હતા, તેઓ હાજરી વધારવામાં આ ભાગમાં છુટી વસ્તી હોવાથી બહુ ઉપયોગી હતા; પણ હવે તેમને બંધ કર્યા છે. પાંચમું ગરીબી હોવાથી મજુરી અને ખેતીકામમાં રોકાય. છઠ્ઠું ભણવાનાં સાધન ન મળે. આવાં આવાં કારણોથી વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી રહે છે, પણ તેમાં સરકારે હવે સ્કોલરશીપ, સ્લેટપેનો આપવાથી અને ભીલ શિક્ષકો મૂકવાથી સુધારો થાય છે. ઉપરાંત આઇ. પી. મીશન, મુક્તિફોજની અને ભીલ સેવા મંડળની શાળાઓ પણ દાહોદઝાલોદનાં કેટલાંક ગામોમાં છે.

થોડા વખતથી ભીલ સેવા મંડળ સ્થપાયું છે, જેનો હેતુ સહકારી સિદ્ધાંતે ભીલલોકોને જેટલી બને તેટલી દરેક પ્રકારની મદદ કરવાનો, મુખ્યત્વે કેળવણીની મદદ કરવાનો છે. જેથી જે ગામોમાં લોકલ બોર્ડની શાળાઓ નથી તે ગામોમાં શાળાઓ ખોલી છે, આશ્રમો કાઢ્યા છે. જ્યાં સરકારી શાળાઓ છે ત્યાં પણ તેમની નિશાળો છે, સમગ્ર ભીલ અને પટેલીઆને તેમની નિશાળો દ્વારા ખાસ કેળવણીમાં મદદ કરવી તે જ જણાય છે.

### અભ્યાસનું વર્ણન

હાલ ૨૫ બોર્ડર છે, ચાર શિક્ષક છે અને ધોરણ ચાર છેઃ ૪ થું, ૫ મું, ૬ ઠું અને ૭ મું. રહેવા-ખાવાની, કપડાં બીસ્તરાની અને પુસ્તક વગેરેની તમામ સવડ શાળા તરફથી કરેલી છે. ખાતાના અભ્યાસક્રમ ઉપરાંત ધો. ૬–૭ માને ખેતીખાતા તરફથી અઠવાડીઆમાં ત્રણ કલાક ખેતીનું શિક્ષણ અપાય છે. અભ્યાસક્રમ તેમની ખેતીવાડીની શાળા જેટલો જ છે. પાસ થનારને તે ખાતા તરફથી સર્ટિફિકેટ આપવામાં આવે છે. તે ઉપરાંત ધો. ૪–૫ ને કુદરતના અભ્યાસના વિષય તરીકે ૨ા એકરમાં અનાજ, શાકભાજી, ફળાઉ ઝાડો, ફુલઝાડો કરાવવામાં આવે છે. જંગલી બોરડીઓને ખારેકી બોરની કલમ કરાવવામાં આવે છે. બી, જમીન, ખાતર, અંતરવેલ, જંતુઓની અવસ્થાનું અવલોકન અખતરા દ્વારા કરાવી તેની નોંધ લેવામાં આવે છે.

હસ્તકલા શિક્ષણમાં બી, મૂળ, પાંદડાં, મીણ, માટી, કાગળ, દોરા વગેરે વડે વ્યવહારૂ ઉપયોગી પદાર્થો તૈયાર કરાવવામાં આવે છે, તે પ્રદર્શનમાં જોવાથી ખાત્રી થશે. ચિત્રકળા અને સંગીત પર વધુ લક્ષ આપવામાં આવે છે, કારણ કે તે રસિક કળા છે અને કેળવણીમાં રસ લેતાં નહિ ટેવાયલા પ્રજાનાં બાળકોને રસિકતા, સ્વચ્છતા અને વ્યવસ્થા શીખવવા માટે તથા ઉંચા ભાવ રસિકતાથી ટુંકમાં સમજાવવા માટે તેની ખાસ જરૂર છે.

દેશી રમતગમતો, ડ્રીલ, કસરત વગેરે પર પુરતું ધ્યાન અપાય છે. દર માસે વજન લઇ આધિવ્યાધિ-ઉપાધિથી શરીર પર શી અસર થાય તેની માહિતી અપાય છે

* ભીલો હિસાબ કિતાબના કામમાં ઘણા જ પછાત માલુમ પડ્યા છે અને તેથી જ સહકારી મંડળીઓના સેક્રેટરી તરીકે નિષ્ફળ નીવડ્યા છે. —તંત્રી

દર રવિવારે, તહેવારમાં હરકોઇ પ્રસંગે, લાયક ગૃહસ્થ પધારે ત્યારે અભ્યાસ, નીતિ, ખેતી, આરોગ્ય શાસ્ત્રના વિષયો પર વકતૃત્વ ઉત્તેજક મંડળી દ્વારા વાદવિવાદ કરાવવામાં આવે છે. સંસ્થાને દર વર્ષ એક મુસાફરી થઈ શકે તેટલી મુલાકાત લેનારા ગૃહસ્થો તરફથી ભેટ મળે છે. ચાલુ સાલે ધો. ૬–૭ ને સુરત, ભરુચ, શુક્લતીર્થ, માંડવી, ગોડસંબા વિગેરેના મુસાફરી તે જ ફંડમાંથી કરાવી હતી.

વાર્ષિક પરીક્ષાનું પરિણામ

ઉપલા ધોરણમાં એટલે ૬–૭ માં સેંકડે ૮૫ ટકા આવ્યું છે. નીચલાં ધોરણમાં એટલે ૪–૫ માં સેંકડે ૫૫ ટકા અને કુલ પરિણામ ૭૦ ટકા છે, સબબ ગામડાંમાંથી આવેલા છોકરાઓનો અભ્યાસ ઘણો કાચો હોય ને ભાષાભેદ તોડવામાં અને ગણિતના વિષયમાં ઘણી મુશ્કેલી પડે છે. તેથી નીચલા ધોરણમાં બન્ને ભીલ ટ્રેઈન્ડ શિક્ષકો મૂકેલા છે. વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષામાં ચાલુ સાલે ચાર મૂકયા હતા તેમાં ચારેચાર પાસ થયા છે. એક નંબર આખા જીલ્લામાં કુલ ૧૦૮ પાસ થએલામાં પહેલે નંબરે, ૬૦૦ માર્કમાંથી ૪૭૧ માર્કથી પાસ થયો છે. હું ધારું છું કે પ્રાંતના બીજા જીલ્લાઓનાં પરિણામો બહાર પડતાં કોઈ પણ પહેલા નંબર કરતાં તેના માર્ક વધારે હશે.

આવો બનાવ જીલ્લામાં અને વિભાગમાં પહેલે નંબરે ભીલ છોકરો પાસ થયાનો ૧૯૨૦ માં બન્યો હતો. હાલ તે પહેલે નંબરે પાસ થનાર ભીલ એતજી અત્રે શાળામાં ત્રીજો મદદનીશ છે.

આજ સુધીમાં આ શાળાના બે પહેલા નંબર જીલ્લામાં અને કુલમાં, અને ત્રણ જણના બીજા નંબર આવ્યા છે. ઘણાખરાના દર વર્ષે દશની અંદર નંબરો આવે છે.

# અમદાવાદ મજુર મહાજન

આપણા દેશની વસ્તીનો મોટો ભાગ ગામડાંઓમાં વસતો હોઇ આપણે ત્યાં ગામડાંઓને સજીવન કરવાનો પ્રશ્ન અગ્રસ્થાન ભોગવે છે. ઉદ્યોગમાં પડેલા લોકોની સંખ્યા વસ્તીના ૧૩ ટકા જેટલી છે અને તેઓ મુખ્યત્વે શહેરોમાં વસે છે. વળી આજના ઉદ્યોગો ઘણુંખરૂં મૂડીવાદની પદ્ધતિથી ચાલે છે. એટલે આપણા દેશમાં મજૂરોનો પ્રશ્ન પણ થોડાંક વર્ષથી ઉભો થવા પામ્યો છે અને દિવસે દિવસે ગંભીર થતો જાય છે. આ સવાલને અંગે મજૂર મહાજનની હીલચાલ અસ્તિત્વમાં આવી છે. અમદાવાદમાં થોડાંક વર્ષથી આ દિશામાં જાણવા જેવું કામ થઈ રહ્યું છે. અહીંના મજૂર મહાજન જેવું વ્યવસ્થિત મંડળ દેશમાં બીજે ક્યાંય નથી એવો મત થોડાક વખત ઉપર ગાંધીજીએ પ્રદર્શિત કરેલો. આ લેખમાં આ મજૂર મહાજન વિષે જુજ અનુભવને આધારે થોડી માહિતી આપવાનો ઈરાદો છે.

મહાત્મા ગાંધીજીનું નામ અમદાવાદ મજૂર મહાજનની સાથે લગભગ શરૂઆતથી જ જોડાએલું છે. તેમણે જ મજૂરોને સ્વચ્છ સાધનોથી લડત કરતાં શીખવ્યું, તેમણે જ મહાજનને ખરૂં જીવન આપ્યું અને તેમની જ પ્રેરણા મહાજનના દરેક કાર્યમાં હજી પણ છે. એટલે ગાંધીજીના આદર્શોની છાપ મહાજનની કાર્યવાહી પર પડેલી છે. રસ્કિનના Unto this last ('સર્વોદય') માં જણાવેલા વિચારો મહાજનના કાર્યવાહકો આદર્શ તરીકે આંખ સમક્ષ રાખે છે. મજૂર અને માલિકનો સંબંધ વર્ગવિરોધ ( class war )ના પાયા ઉપર બંધાએલો ન હોવો જોઇએ પરંતુ પરસ્પરની લાગણી ઉપર બંધાએલો હોવો જોઇએ, શેઠ નોકરના સંબંધ જેવો ન હોવો જોઇએ પણ બાપદીકરાના સંબંધ જેવો હોવો જોઇએ, એવો આદર્શ તેમણે કલ્પેલો છે અને આ આદર્શે પહોંચવાનો તેમનો પ્રયાસ છે. આ જ કારણને લીધે તેઓ વારંવાર કહે છે કે આજે જોવામાં આવતી મજૂર અને માલિક વચ્ચેની કડવાશ નાબુદ થવી જોઇએ. વળી આ જ કારણને લીધે મહાજનના કાર્યનાં સાધનો પણ વિશિષ્ટ પ્રકારનાં છે. જેવી

રીતે 'મહાસભાનું ધ્યેય શાંતિ અને ન્યાયના' રસ્તે સ્વરાજ્ય લેવાનું છે તેવી જ રીતે કહી શકાય કે મહાજનનો એક અગત્યનો ઉદ્દેશ સમાધાની અને ન્યાયના રસ્તે મજૂરોના માલિકો સાથેના કજીઆઓનો અંત લાવવાનો છે. હડતાલના સાધનનો નાછુટકે જ મહાજન ઉપયોગ કરે છે. વળી મજૂરો મીલના કામ ઉપરાંત બીજો ધંધો શીખી સ્વાશ્રયી થાય એવું મહાજન ઇચ્છે છે. હડતાલને વખતે પણ મહાજનના ભંડોળ ઉપર આધાર રાખવા કરતાં પોતાની જ કારીગીરી ઉપર આધાર રાખવાનું તેમને શીખવવામાં આવે છે.

મહાજનનું બંધારણ લોકતંત્રને છાજે એવું છે. અમદાવાદના મજૂર વર્ગમાંથી કોઇ પણ માણસ મજૂરોએ નિયત કરેલું લવાજમ* ભરી મહાજનનો સભાસદ થઇ શકે. દરેક મીલના જુદા જુદા ખાતાવાળાઓ પોતપોતાના પ્રતિનિધિઓ ચુંટી કાઢે છે. આ દરેક ખાતાના સર્વ મીલના પ્રતિનિધિઓ મળીને જુદા જુદા ખાતાનું પ્રતિનિધિ મંડળ થાય. આ પ્રતિનિધિ મંડળો મહાજનનું કામ ચલાવે, કાર્યવાહકો નીમે અને પૈસા ખરચવાની બહાલી આપે. ખાસ અગત્યની બાબતો માટે મજૂરોની સામાન્ય સભાઓ બોલાવવામાં આવે છે. પરંતુ આ બંધારણના મોહક ચિત્રથી કોઇએ દોરવાઇ જવાની જરૂર નથી. મજૂરોની આજની અજ્ઞાન દશાને લીધે, મીલના અમલદારોની આગેવાન મજૂરો તરફની કરડી નજરને લીધે અને સંઘશક્તિની ઓછી સમજને લીધે આજે વસ્તુતઃ આ બંધારણ પ્રમાણે કામ થઇ શકતું નથી. આજે તો બહારના માણસોની સલાહ અને સહાયથી મહાજનનું બધું કામ ચાલે છે. તે છતાં આજ સુધીમાં મજૂરોએ આ બાબતમાં સારૂં શિક્ષણ મેળવેલું છે. તેઓ પોતાના હક્કોની કિંમત સમજવા લાગ્યા છે. વળી તેમના મતો પણ તેઓ નિઃસંકોચે પ્રદર્શિત કરવા મંડ્યા છે.

મહાજન સમક્ષ મજૂરો પગારની સહેજ કાપકુપથી માંડી સ્ત્રીના અપહરણ જેવી કુટુંબ સંબંધી પણ ફરીઆદો લાવે છે. પરંતુ તેમાં મહાજનની દૃષ્ટિએ વધુમાં વધુ અગત્યની મીલ સંબંધી ફરીઆદો છે. સાધારણ રીતે મજૂરના પ્રતિનિધિઓ મારફતે કે કેટલીક વખત મજૂર મારફતે આ ફરીઆદો મળે છે. મંત્રી ફરીઆદના ન્યાયીપણા વિષે માહિતી મેળવી ઘણીવાર મીલમાં જાતે જઇ સમજાવટથી ફરીઆદોનો નિકાલ કરે છે. આ રસ્તે કાંઇ ન વળે તો મીલમાલિક મંડળને લખવું પડે છે અને છેવટે પંચ નીમવા કહેવું પડે છે. છેલ્લામાં છેલ્લા સાધન તરીકે હડતાલ પાડવાની ફરજ આવી પડે છે. કેટલીક વાર મજૂરોને મીલ છોડી ચાલી જવા પણ કહેવામાં આવે છે. ફરીઆદો વિષેના નીચે આપેલા કોષ્ટક ઉપરથી મીલમાંથી કેવા પ્રકારની ફરીઆદો આવે છે તેનો ખ્યાલ આવશે. આ આંકડા સને ૧૯૨૨ ની સાલના છે.

| | |
|---|---|
| **૧ અયોગ્ય સજા:** | |
| બરતરફી | ૧૪૦ |
| ભોગ | ૧૩ |
| દંડ કપાત અને જપ્ત | ૮૭ |
| અન્ય | ૨ |
| કુલ | ૨૪૨ |
| **૨ આરોગ્ય અને સલામતી:** | |
| જાજરૂ | ૨૬ |
| પાણી | ૩૭ |
| માંદવા | ૧૩ |
| અન્ય | ૬ |
| કુલ | ૮૨ |
| **૩ વ્યવસ્થા:** | |
| અયોગ્ય વર્તણુંક | ૬૧ |
| લાંચ રૂશ્વત | ૨૨ |
| અયોગ્ય નિયમો અને અવ્યવહારૂ કારભાર | ૯૮ |
| કુલ | ૧૮૧ |
| **૪ કામની ખરાબ સ્થિતિ:** | |
| ખરાબ અને થોડો મસાલો | ૧૭ |
| ખરાબ સાંચાઓ | ૧ |
| અન્ય | ૨૦ |
| કુલ | ૩૮ |
| **૫ કામનો સમય:** | |
| કાયદા વિરૂદ્ધ | ૫૪ |
| ચૂકાદા વિરૂદ્ધ | ૨૦ |
| આરામનો વખત | ૨૦ |
| અન્ય | ૧ |
| કુલ | ૯૫ |

---

* હમણાં લવાજમની રકમ નીચે મુજબ છે:

૧૬ દિવસના હપ્તા માટે: ગ્રોસલ, શાળ, કેમ, કાર્ડ અને બ્લો વગેરે ખાતાઓના મજૂરો માટે ૦-૪-૦; ડૉફરોને માટે ૦-૨-૦; અડધા ડૉફરોને માટે ०-૧-૦.

| | |
|---|---|
| ૬ તહેવારના દિવસોઃ | ૩૯ |
| ૭ પગારઃ | |
| ભાવ | ૨૭ |
| પગાર | ૯૦ |
| બોનસ | ૨૩૮ |
| અન્ય | ૨૦ |
| કુલ | ૩૭૫ |
| એકંદર સરવાળો | ૧૦૫૨ |

આ આંકડાઓ ઉપરથી પહેલી તો એ વાત તરી આવે છે કે ફરીઆદોનો મોટો ભાગ અયોગ્ય સજા ને વ્યવસ્થાને લગતો છે. પગાર સંબંધી ફરીઆદોનું પ્રમાણ પણ મોટું છે પરંતુ આની અંદર બોનસની ૨૩૮ ફરીઆદોનો સમાવેશ થાય છે. આ ફરીઆદો ૧૯૨૨ની સાલમાં ઉભા થએલા બોનસ માટે ગણત્રી કરવાના દિવસો વિષે મતભેદને અંગે થએલી. આ સવાલ મોટો હોઇ અહીં તેને ચર્ચવાની ધારણા નથી. પણ એટલું તો કહેવું જોઇએ કે અમદાવાદની બધી મીલોમાં મજૂરની કામગીરી બાબતના ચોક્કસ અને સામાન્ય નિયમો હોય તો ઘણીય ફરીઆદોનું કારણ મટી જાય. આ દિશામાં મીલમાલિક મંડળ કાંઇક પગલાં હમણાં લે છે. પરંતુ મજૂર મહાજનની સલાહ અને સંમતિ લીધા વગર આ બાબતનો છેવટનો ફડચો થવાનો સંભવ નથી. વળી આજે ઘણીવાર ફરીઆદોના નિવેડા સંબંધી મીલ અધિકારીઓ અયોગ્ય ઢીલ કર્યાં કરે છે. મહાજનને આ રીતે ઘણી તકલીફ પડે છે અને કેટલીક વાર તો દુઃખનું નિવારણ થતું નથી અને પરિણામ એ આવે છે કે અસંતોષ ઘર કરી બેસે છે. ફરીઆદોના નિકાલ લાવવા એક જાથુકની સમિતિ નીમવી એ એને માટે ઉપાય છે. મહાજનની શરૂઆતમાં તો ગાંધીજી અને શેઠ મંગળદાસ (જેઓ તે વખતે પંચ તરીકે કામ કરતા હતા) બેસીને કેટલીય ફરીઆદોનો નિકાલ કરી નાંખતા. જાથુકની સમિતિ નીમવા માટે મહાજનના મંત્રીએ કેટલાક વખત પર સૂચના પણ કરેલી, પરંતુ હજુ સુધી આ દિશામાં કાંઇ થયું નથી.

હવે આપણે જુદા જુદા પ્રકારની ફરીઆદોને વિગતવાર તપાસીશું. તેમાં આરોગ્ય અને સલામતીને લગતી ફરીઆદો વધુ અગત્યની હોઇ તેને પહેલી વિચારીએ. આ સંબંધી મહાજનની શરૂઆતમાં ગ્રોસલ ખાતાના કારીગરોની લડતને પરિણામે મહાત્મા ગાંધીજીની મદદથી મહાજને મજુર હિતને માટે હમેશાં ઉપયોગી એવા ચુકાદાઓ મેળવેલા તેની નોંધ લેવી જોઇએ. વળી પંચની સરસ વ્યવસ્થા પણ આ લડતને અંતે થએલો સમજુતીથી હસ્તીમાં આવી. પાણી, જમવાના માંડવા (dining sheds) અને પાયખાનાં સંબંધી નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવેલોઃ

"પાણી પાયખાનાં વગેરે—મીલોએ મજૂરોને ચોકખું પાણી હરહંમેશ મળ્યાં કરે તેવી બની શકે તેટલી ગોઠવણ રાખવી તથા હાલના આરોગ્યશાસ્ત્રના નિયમો મુજબ પાયખાનાં વગેરેની ગોઠવણ રાખવી. આ બાબતમાં મહાજનની કાંઇ ફરીઆદ હોય તેની ઉપર મીલોએ તુરત જ ધ્યાન આપવું.

જમવાના માંડવા—જે મીલોમાં મજૂરોને માટે જમવાના માંડવા ન હોય તે મીલોએ જેમ બને તેમ જલદી અને મોડામાં મોડા તા. ૩૧-૧૨-૨૦ સુધીમાં તે બંધાવવાની ગોઠવણ કરવી."

આ ઠરાવ થયા પછી ૧૯૨૧ ની સાલમાં તે વખતે કામ કરતા પંચ શેઠ મંગળદાસ અને મહાત્મા ગાંધીજીએ મીલોને એ સંબંધી તાકીદ પણ આપેલી. કારખાનાંના કાયદા મુજબ મીલમજુરોને માટે પીવા લાયક પાણીની પૂરતી અને યોગ્ય વ્યવસ્થા મીલમાં હોવી જોઇએ; જો જાહેર ચકલીઓમાં પૂરતું પાણી ન આવતું હોય તો દરેક મજૂર દીઠ એક ગેલન પાણી ભરી રાખવા ટાંકીની વ્યવસ્થા કરવી જોઇએ. આ બધાં બંધનો હોવા છતાં પણ મજૂરોને માટે પીવાના પાણીની યોગ્ય વ્યવસ્થા હજી સુધી કેટલીય મીલોમાં નથી. મહાજન કાયદાના અને પંચના ઠરાવનાં ઉલ્લંઘન માટે પણ ખામોશીથી કામ લે છે અને જલદ ઉપાય અજમાવવાનો 'કેસ' હોવા છતાં પણ સમાધાની અને સમજાવટનો માર્ગ પસંદ કરે છે. કેટલીક વાર મહાજન મજૂરોની તકલીફો સંબંધી માલિકોનું ધ્યાન ખેંચે છે ત્યારે મ્યુનિસિપલ નળોમાં પૂરતું પાણી નથી આવતું એવું કહેવાની ધૃષ્ટતા કરવામાં આવે છે. આજે એક જગ્યાએ ચકલીઓ બંધ થઇ જવાની બૂમ હોય તો કાલે બેસ્વાદું અને ગરમ પાણીની બૂમ હોય. આ સંબંધી કેટલીય મહેનત પછી મહાજન યોગ્ય બંદોબસ્ત કરાવે છે. તે છતાં ફરીઆદનું કારણ તો કેટલેક અંશે ઉભું છે. માંડવાની બાબતમાં પણ હજી

સંતોષકારક કામ થઈ શક્યું નથી. ઉપર જણાવેલા ઠરાવને ચાર ચાર વરસ થઇ ગયાં પણ હજી ખરા મનથી થોડીક જ મીલોએ તેનો અમલ કર્યો છે. ઘણી ખરી જગ્યાએ માંડવા ગંદી હાલતમાં છે. કેટલીક જગ્યાએ કાણાંવાળા માંડવા નજરે પડે છે. કોઇ જગ્યાએ એક પતરાવું છાપરું નાંખી આપ્યું એટલે હદ થઇ ગઇ એવું મીલના જવાબદાર માણસો ધારતા જણાયા છે. ઘોડીઆંની (creches) વ્યવસ્થા પણ નિરાશાજનક કહી શકાય. ટુંકમાં પાણી, માંડવા અને ઘોડીઆં સંબંધી હજી ઘણું કરવાનું રહે છે.

અયોગ્ય સજાને લગતી ફરીઆદોમાં ભોગ (victimisation) ની ફરીઆદો ધ્યાન ખેંચનારી છે. કેટલીક મીલોનું મહાજન પ્રત્યેનું વલણ વિરૂદ્ધ હોવાથી આવી ફરીઆદો જન્મ પામે છે. આ મીલો મહાજનને તોડવા પ્રયત્ન કરે છે અને મહાજનને મદદ કરતા મજૂરોને ગમે તેવાં બહાનાં કાઢી બરતરફ કરે છે અથવા ખોટી રીતે દંડે છે. મીલ મજુરને કાઢી મૂકવો હોય ત્યારે નોટીસ આપતી નથી પણ મજૂરને કામમાંથી છુટા થવું હોય તો ૧૫ દિવસની નોટીસ આપવી જોઇએ એમ અચૂક કહે છે. બરતરફીની ફરીઆદો રજા આપવા સંબંધી લેખીત વ્યવસ્થિત નિયમોની ખામીને લીધે તેમજ જોબરોના અયોગ્ય વર્તનને લીધે ઉત્પન્ન થાય છે. દંડ કપાત અને જપ્તના મથાળા હેઠળ જણાવેલી ફરીઆદો પણ મીલના અણઘટતા રિવાજોને અંગે ઉભી થાય છે. કોઈ મજુર અનિવાર્ય સંજોગોને લીધે ( દાખલા તરીકે માંદગી ) એક મહિનાથી વધુ વખત ગેરહાજર રહી જાય અને તેનો ચઢેલો પગાર લેવાનો રહી ગયો હોય તો આ પગાર જપ્ત કરવામાં આવે છે. આવા અન્યાયી નિયમો નાબુદ કરાવવા મહાજન યોગ્ય પ્રયાસ હમણાં કરે છે.

વ્યવસ્થાને લગતી ફરીઆદોમાં મારની ફરીઆદોનો સમાવેશ થાય છે. મીલના કૃત્રિમ વાતાવરણમાં માર જેવી ગેરકાયદેસર અને અમાનુષિ પદ્ધતિ સાધારણ જણાય છે. પંચે આ સંબંધી યોગ્ય સૂચના આપેલી છે જ. એક મીલમાં થ્રોસલ ખાતામાં એક જ માણસે બે ત્રણ વાર આવો ગુન્હો કર્યો તો પણ મીલઅધિકારીઓએ યોગ્ય પગલાં લીધાં નહીં. મજુરો આ સબબે ઘણા ઉશ્કેરાઇ ગયા અને તેમણે કામ છોડી ચાલ્યા જવાની હીલચાલ કરવા માંડી. મહાજને આવા દીલ ઉશ્કેરનારા પ્રસંગે પણ મજુરોને સમજાવી શાંત પાડ્યા અને આ મીલના માલિકને મળી સમજાવટથી આવા પ્રકારના ગુન્હા ફરીથી ન બને તેને માટે બાંહ્યધરી લીધી. એ કબુલ કરવું જોઇએ કે હજી આ જાતના ગુન્હા નિર્મૂળ થયા નથી. આનું એક કારણ એ કહી શકાય કે મીલના ઉપરી અમલદારો પણ મારની પદ્ધતિમાં વિશ્વાસ રાખતા જણાય છે. લાંચરુશ્વતના દાખલા પણ સામાન્ય છે. નોંધવા જેવી વાત તો એ છે કે સાંચા ખાલી પડ્યા હોય અને મજુરો ન મળતા હોય ત્યારે મજુરો પણ જોબરો પાસેથી મિજબાનીઓ લેત જણાયા છે. પરંતુ દિવસે દિવસે મહાજનના પ્રયાસોથી વાતાવરણ સુધરતું હોય એમ લાગે છે.

કામની ખરાબ સ્થિતિની ફરીઆદોમાં તાર તુટવાની અને ખાતામાં ભેજ હોવાની ફરીઆદો છે. આ ફરીઆદોનો નિર્ણય કરવો સહેજ અઘરો છે. પણ આ સંબંધી મહાજન યોગ્ય પગલાં હંમેશ લે છે.

કામના સમયને લગતી ફરીઆદો કારખાનાના કાયદાના ભંગ સંબંધી છે. આ વિષે લખતાં એ જણાવવું જોઇએ કે કારખાનાંના કાયદા પ્રમાણે કામગીરીના કલાક દશ થયા ત્યાર પહેલાં મહાજનના પ્રયાસથી અને ગાંધીજીની મદદથી અમદાવાદના મજૂરોએ આ હક પ્રાપ્ત કરેલો. હમણાં તો બપોરની રજામાં સાંચા સાફ કરાવવાની ફરીઆદો ઘણીવાર આવે છે. કોઇક કોઇક વખતે પાંચદશ મિનીટ વધુ કામ ચાલ્યા બાબતની ફરીઆદો પણ આવે છે. ફેક્ટરી ઇન્સ્પેક્ટરની મદદથી આ સંબંધી મહાજન તુર્તાતુર્ત પગલાં લે છે.

શાળ અને ફ્રેમ ખાતામાં કામ કર્યા પ્રમાણે પગાર (piece wages) આપવામાં આવે છે. વળી શાળખાતામાં અમદાવાદની મીલોમાં જુદા જુદા ત્રણ પ્રકારનાં ધોરણ છે. એટલે ભાવ સહેજસાજ કાપી નાંખવામાં આવે ત્યારે મજૂરો મહા વિમાસણમાં પડી જાય છે હમણાં જ અમદાવાદની એક અગ્રગણ્ય મીલમાં આ સંબંધી તકરાર પડેલી અને મજૂરો હડતાલ પર ગએલા. પરંતુ મહાજન વચ્ચે પડવાથી મજૂરો કામ પર પાછા ચઢી ગયા અને દરેક બાબતના સંતોષ મહાજન તરફથી ગયા. હમણાં દરેક મીલમાં શાળખર્ચનું કામ પણ કરવાને માટે મહાજન યોગ્ય પગલાં આ કામ કરવામાં ખાતામાંથી પણ પગારને લગતી ફર.

ઓનસ સંબંધી ફરીઆદો તો કોઈ વખતે ગેરસમજને લીધે અથવા મતભેદને લીધે ઉભી થાય છે.

ફરીઆદોને લગતી ઉપર આપેલી વિગત ઉપરથી વાચકને જણાયું હશે કે મહાજન ઘણીખરી બાબતોના ફડચા સમજાવટથી કરી નાંખે છે. મહાજનના મંત્રીઓએ આપેલી સૂચનાઓનો અમલ કરવામાં આવે તો ઘણો આવકારલાયક સુધારો પણ થાય. હડતાલનું શસ્ત્ર છેલ્લું જ છે એવું મહાજન માને છે. તે છતાંયે મહાજન પ્રસંગ આવ્યે ના ચાલે, હડતાલ પાડતાં અચકાતું નથી. ગઈ સાલ મીલમાલિકમંડળે પગારનો ઘટાડો કર્યો અને પંચનું તત્ત્વ ન સ્વીકાર્યું તે વખતે એક જંગી હડતાલ મહાજને ચલાવેલી તે વાતથી કોઈ અજાણ્યું નથી. એટલે આ પ્રશંસનીય લડતની અહીં ફક્ત નોંધ જ લઈએ છીએ. જે મીલોમાં મહાજન બંધાએલું છે, તેમાં હડતાલ ભાગ્યે જ પડે છે. પહેલાં વખતો વખત સાધારણ સવાલોને માટે પણ હડતાલ પડતી, પણ ૧૯૨૩ માં હડતાલના પ્રસંગો ૭ જ વાર ઉભા થયા હતા.

ઉપર જણાવેલા મીલ સંબંધી કામ ઉપરાંત મહાજન મજુરોને લગતા કાયદા બાબત યોગ્ય સલાહ અને સહાય આપે છે. મ્યુનિસિપાલિટીને લગતું કેટલુંક કામ પણ કરે છે. વળી મહાજન એક કેળવણીખાતું ચલાવે છે. દર્દી મજુરોને વૈદકીય મદદ આપવાનો પ્રબંધ પણ મહાજન તરફથી થએલો છે. મહાજનની આવી પ્રવૃત્તિઓ વિષે હવે આપણે વિચાર કરીશું.

(૨)

'મજૂરોની આર્થિક સ્થિતિ તરફ લક્ષ આપવાનું, તેમની મીલમાં કામ કરવાની પરિસ્થિતિ સુધારવાનું તથા એ જાતનું કામ મહાજન માટે જેટલું જરૂરી છે તેનાથી પણ કેટલેક અંશે વધુ જરૂરી કામ મજૂર કલ્યાણ (welfare work) ને લગતું છે એ વિષે ભાગ્યે જ બે મત હોઈ શકે.' વળી કોઈપણ મહાજનના ચાલકોએ આટલેથી અટકવું જોઈએ નહીં. મજૂરોનું જીવન સુધારવા માટે તેમણે જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિઓ
હવે આપણે ... અમદાવાદ મજૂર મહાજન મજૂર
વિગતવાર તપાસીશું. ...ુંપ કામ કરે છે. મજૂરોનાં જીવન
લગતી ફરીઆદો વધુ... પ્રયત્ન કરે છે. પણ એ કબુલ
રીએ. આ સંબંધી ...કેટલીક મુશ્કેલીઓને લીધે તે આ પ્રકારનું કામ જોઈએ તેટલું ખીલવી શક્યું નથી. આપણે આ ભાગમાં અહીંનું મજૂર મહાજન આ દિશામાં શા પ્રયાસો કરે છે, તેનો મુખ્યત્વે વિચાર કરીશું.

મહાજનનું એક અગત્યનું કામ મજૂરોનાં હિત માટે સરકારે પસાર કરેલા કાયદાઓના સંબંધમાં મદદ કરવાનું હોય છે. અકસ્માત વખતે નુકશાની આપવા બાબતનો કાયદો ગયા જુલાઈ માસથી અમલમાં આવ્યો છે પણ મજૂર મહાજન જેવી સંસ્થા ન હોય તો આ કાયદાથી થતા લાભો મજૂરો ભાગ્યે જ ઉઠાવી શકે. નુકશાનીના પૈસા જતા અટકાવવા માટે કેવી રીતે સાવધાન રહેવું વગેરે જાણવા કાયદાની બારીકીઓની માહિતી ધરાવનારની મદદ અભણ મજૂરોને આવશ્યક હોય છે. અહીંના મજૂર મહાજને આ બાબતમાં પાણી પહેલાં પાળ બાંધેલી. મહાજનના ચાલકોએ કાયદાની જરૂરી માહિતી મજૂરવર્ગને પહેલેથી આપી દીધી હતી. કોઈ જગ્યાએ નાનો કે મોટો અકસ્માત બને કે તેની ચીવટ રાખી તપાસ કરવાનું કામ હંમેશ તેઓ કરે છે. મહાજનમાં લવાજમ ભરી 'તેના સભાસદ નહીં' થએલા મજૂરો પણ આ સગવડનો લાભ લેવા ચુકતા નથી. આ મદદ સહેજ ભણેલા કારીગરોને પણ કેટલી જરૂરી હોય છે તે એક દાખલાથી તરત સમજાશે. ઈજનેર ખાતામાં કામ કરતા જુદા જુદા કારખાનાના ત્રણ ચારેક લુહારોની આંખમાં કરચ પડવાથી એક આંખ સદંતર ગયેલી. આ લોકોને નુકશાનાના કાયદા મુજબ ૪૨ માસના પગારના ૩૦ ટકા જેટલા પૈસા મળે અને તે રકમ લગભગ ૫૦૦ રૂપીઆ ઉપર જવા થાય. માલિકો કે ઉપરી અમલદારો આ રકમ આપવાની હા શાની જ પાડે? કાયદાની બારી શોધી તેમાંથી છટકી જવાના પ્રયાસો પણ તે કરે. આવા સંજોગોમાં આ માણસોએ મહાજનની મદદ લીધી. અકસ્માતના કાયદાની વાત કરતાં ગુજરાત જીનીંગ મીલના ભયાનક અકસ્માતની વાત કરીએ તો આ વિષય ઉપર વધુ અજવાળું પડશે. આ બનાવ બન્યો કે તરત જ બને તેટલી માહિતી મેળવી નુકશાની મેળવવા મજૂરોની વતી યોગ્ય નોટીસ મીલને મહાજને આપેલી. સહેજ વિષયાંતર કરીને જણાવવું જરૂરનું છે કે આ દરમ્યાન મહાજને નિરાધાર થએલા માણસોને મદદ આપી-અપાવી. સરકારી તપાસ પહેલાં બનાવ કેમ બનવા પામ્યો તે જાણી લીધું અને આવા બનાવે

ફરીથી બનવા ન પામે તેને માટે સૂચનાઓ આપવામાં આવી જેને પરિણામે અહીંની મ્યુનિસિપાલિટીએ આવા જાતના અકસ્માતો ન થાય તે માટે મકાનોના બાંધકામના પેટા કાનુનોમાં ચોક્કસ ફેરફારો કરવા તજવીજ કરવા માંડી છે. અકસ્માતનો ભોગ થએલા મજૂરોના નિરાધાર કુટુંબોને નુકશાની અપાવવા મહાજને જોઇતા રસ્તાઓ લીધા તેને પરિણામે આ નુકશાનીના પૈસાની યોગ્ય વ્યવસ્થા કરવા સરકારે મહાજનને કામ સોંપેલું છે. આ તો થઇ નુકશાનીના કાયદાની વાત. ખુદ કારખાનાને લગતા કાયદાનો અમલ મહાજનની સહાય લઇ કરી શકાય છે, એ તો આપણે ઉપર જોઇ ગયા. કાયદા મુજબ ચૌદ વર્ષથી ઓછી વયના છોકરાંઓને મીલના કામમાં અડધો વખત એટલે પાંચ કલાક રોકી શકાય. પણ આજે આ નિયમનો અમલ પણ થતો નથી. એવાં બે હજાર છોકરાંઓ છે કે જેમની પાસે ગેરકાયદેસર મેળવેલા બેવડા 'પાસ' છે, અને જેઓ સવારે એક મીલમાં કામ કરે છે અને બપોર પછી વળી બીજી મીલમાં કામ કરે છે. કાયદાનું ઉલ્લંઘન થતું અટકાવવા અહીંના મહાજનના મંત્રીએ કેટલીક સૂચનાઓ કરેલી પણ તે સંબંધી હજી કાંઇ થઇ શક્યું નથી. વડી ધારાસભાની આવતી બેઠકમાં આવનાર ઔદ્યોગિક તકરારો વિષેનો કાયદો પસાર થયે કે મજૂરોનું હિત હૈયે રાખનાર શ્રી જોષીનો મજૂરોને કેટલીક મુશ્કેલીઓમાંથી છોડાવનાર કાયદો પસાર થયે મહાજન ઉપર વધુ જવાબદારીઓ આવી પડશે તે તો દેખીતું જ છે.

હવે આપણે મહાજનની બીજી પ્રવૃત્તિઓ તરફ વળીએ. તેમાં પહેલવહેલી મ્યુનિસિપાલિટીના કામને લગતી પ્રવૃત્તિઓ તપાસીશું. ગયા વર્ષે મહાજનના માણસોએ જાતે મજૂર લત્તાઓ અને ચાલીમાં ફરી ફરી તપાસ કરીને બાજરૂ, પિશાબખાનાં, પાણીના નળ વગેરેની મજૂરોની જરૂરીઆતોને માટે મ્યુનિસિપાલિટીને એક અરજી કરી હતી. આ તપાસ એટલી ચોક્કસ અને વિગતવાર હતી, અને માગણીઓ એટલી ન્યાયી અને પ્રમાણસર હતી કે મ્યુનિસિપાલિટીથી આ પ્રશ્ન ઉપર લક્ષ આપ્યા વગર રહેવાય જ નહીં. અહીંની મ્યુનિસિપાલિટીએ ઉદારતાથી આમાંની ઘણી માગણીઓ કબુલ રાખી છે અને મહાજનના મંત્રીઓની મદદ લઇ મજૂર લત્તાઓમાં દિવાબત્તી, બાજરૂ, પિશાબખાનાં અને ચકલીઓ આપવા બંદોબસ્ત કરવા માંડ્યો છે. મજૂરો હમેશ મ્યુનિસિપલ વ્યવસ્થાને લગતી ફરીઆદો મહાજનમાં નોંધાવે છે અને તે દરેકને માટે મ્યુનિસિપલ અમલદારોને મળીને યોગ્ય નિકાલ કરવામાં આવે છે. દાખલા તરીકે ગયા ચોમાસામાં કેટલાક મજૂરના ઘર આગળના ચોગાનમાં પાણી ભરાઈ ગએલું. તેની ફરીઆદ થતાં રવિવાર જેવા રજાના દિવસે પણ મ્યુનિસિપલ અમલદાર મારફતે આને માટે તાબડતોબ પગલાં લેવાયાં. આવા સંજોગોમાં બિચારો મજૂર ફરીઆદ કરવા જાય તો તેનો કોઇ ભાવ પણ ન પૂછે, પણ આવા વ્યવસ્થિત મંડળ મારફતે આ કામ તરત થઇ શક્યું. થોડાકને જ ખબર હશે કે ગઇ મ્યુનિસિપલ ચુંટણી વખતે મજૂર મહાજને અગત્યનો ભાગ ભજવેલો. મતદારોએ કોને મત આપવા તેની તેમને સમજુત બરાબર અપાએલી. વળી મજૂરો તરફથી અહીંની મીલમાં કામ કરતા એક સમજશીલ અંસજભાઇને મ્યુનિસિપલ સભાસદ તરીકે ચુંટી કહાડવામાં આવેલા. હમણાં આ ભાઇ મારફતે મજૂરોનું કેટલુંય કામ થઇ શકે છે. મજૂરો ધારે તો અહીંની મ્યુનિસિપાલિટીમાં કેટલીક બેઠકો કબજે કરી મ્યુનિસિપલ વહીવટમાં જોઇએ તેવો સુધારો કરાવી શકે.

મજૂરોને વૈદકીય મદદ આપવાનું કામ પણ મહાજન તરફથી થાય છે. શરૂઆતમાં તો એક દેશી દવાખાનું ખોલવામાં આવ્યું હતું. પણ એક સદ્‌ગૃહસ્થની રૂપીઆ ૨૫,૦૦૦ ની સખાવતને લીધે મહાજન એક સરસ દવાખાનું મજૂરોના લાભ માટે કેટલાક વર્ષોથી ચલાવે છે. મજૂર વર્ગના રહેઠાણોની પાસે દવાખાનાની એક શાખા પણ હમણાં જ ઉઘાડવામાં આવી છે. આ બન્ને જગ્યાએ મજૂરોને તેમજ તેમનાં બાલબચ્ચાંઓને મફત દવા મળી શકે છે. મુખ્ય દવાખાનામાં ત્યાં રહેનાર દરદીઓને પણ લેવામાં આવે છે. બે નર્સો તથા એક ડૉક્ટર ચોવીસે કલાક દવાખાનામાં હાજર રહે છે. આ કામ ઉપર શ્રી. અનસૂયાબ્હેનની ખાસ મમતા છે. દવાખાનામાં દરરોજ લગભગ ૭૫ માણસો દવા લે છે, અને ઇસ્પીતાલમાં સરાસરી ૧૩ દરદીની દરરોજ સારવાર થાય છે. મહાજન તરફથી મજૂર લત્તાઓની સાફસુફ વગેરેનું કામ પણ કોઇક વખતે કરવામાં આવતું. હાલ આ કામ કરવામાં આવતું હોય એમ જણાતું નથી.

અહીંના મજૂરોનો મોટો ભાગ દેવાદાર સ્થિતિમાં છે. એમને નાણાં ધીરનાર કાબુલીનો ત્રાસ એમના ઉપર ભારે છે. આ દુઃખમાંથી બચાવવા મજૂર મહાજને એક લોનની યોજના કરેલી છે. આ યોજના પ્રમાણે મહાજનનો કોઈપણ સભાસદ, પ્રતિનિધિ અને એક બીજા માણસની ખાત્રી આપી પોતાના એક માસના પગાર જેટલા પૈસા જુજ વ્યાજે લઈ શકે. આ યોજના તો ઘણી સરસ છે અને તેનો જો મજૂરો બરાબર લાભ લેતા હોય તો તેઓ ઘણા દુઃખમાંથી બચી જાય. પણ અનુભવે એવું માલમ પડયું છે કે કેટલાક માણસો અહીંથી પૈસા લઈ જઇ ઉડાવી નાંખે છે. મહાજનને આ પૈસા મેળવતાં ઘણી મુશ્કેલીઓ પડે છે. પ્રતિનિધિઓ અંદરથી કમીશન કાઢતા પણ માલુમ પડયા છે. મજૂરોના લાભ માટે મજૂર બેન્કની યોજના પણ મહાજનના ચાલકોના ધ્યાનમાં છે. વળી સહાયકારી મંડળીઓનો પણ અખતરો મહાજને અજમાવેલો જણાય છે.

મજૂરોની જીવનની આવશ્યક જરૂરીઆતો માટે પણ મહાજને થોડુંક કામ કર્યું છે અને વધુ કરવાનો ઇરાદો રાખે છે. મજૂરોની કપડાંની જરૂરીઆતને પહોંચી વળવા તેમજ પ્રચાર માટે મહાજને ખાદી ભંડાર ખોલ્યો છે. અહીં મજૂરને પડતર કિંમતે ઉધાર ખાદી વેચવામાં આવે છે. વળી મીલોમાં જાતે જઇને ખાદી વેચવામાં પણ આવે છે. આજ સુધી રૂ. ૩૮૦૦ ઉપરાંતની ખાદી મહાજને વેચી છે. થોડાક વખતથી મજૂરોની માગણી સસ્તા અનાજની દુકાન ખોલવા સંબંધી છે. તે મુજબ સરસપુરમાં એક સસ્તા અનાજની દુકાન થોડા જ સમયમાં ખોલવામાં આવનાર છે.

હવે રહ્યો મજૂરોની કેળવણીનો પ્રશ્ન. થોડાને જ ખબર હશે કે અહીંના મજૂર મહાજનનો જન્મ ફક્ત જનતા પ્રત્યેની લાગણીથી દોરવાઇને મજુરનાં બાળબચ્ચાંઓને કેળવણી આપવાના પ્રયાસમાંથી થએલો. કેટલીક મજુર શાળાઓ ગાંધીજીના હાથે ખોલવામાં આવેલી. શરૂઆતમાં કેટલીક શાળાઓ શ્રી. બ્હેન અનસૂયા અને તેમના ભાઇની મદદથી ચાલતી હતી. બ્હેન અનસૂયા અને શ્રી. શંકરલાલ બેંકરે જાતે તપાસ કરીને મજુરોના બાળકોને લગતી વિગતવાર માહિતી ઝીણવટથી મેળવેલી. કેટલીક વખત મજુરોના બાળકોની વૈદકીય તપાસ પણ કાળજીથી કરવામાં આવતી. તિલક સ્વરાજ ફાળામાં અપાએલા અહીંના મીલમાલીકોના ત્રણ લાખ રૂપીઆના વ્યાજમાંથી અને તેની પૂર્તિ તરીકે મહાજનના પૈસામાંથી આજે તો મજુરશાળાઓ ચાલે છે. આ શાળાઓમાં મુખ્યત્વે પ્રાથમિક શિક્ષણ અપાય છે. આ બધી શાળાઓ કેટલીક રીતે રાષ્ટ્રીય કહી શકાય. કોઇ શાળામાં જવાથી જનારને તરત ખબર પડે કે બાળકોને સ્વરાજનો સાદો અને સરસ ખ્યાલ છે. બધેય રેંટીઆ કે તકલીનું જ્ઞાન આપવામાં આવે છે. અલાહાબાદની મ્યુનિસિપલ શાળાઓના રેંટીઆના અખતરા વિષેનો આપણે જેવો આશાવંત હેવાલ વાંચીએ છીએ એવો જ હર્ષ ઉપજાવે એવો અનુભવ અહીંના ચાલકોને થયો છે. મજુર શાળાઓ વિષે જાણવાજોગ આંકડા આ પ્રમાણે છેઃ ૮ દિવસની અને ૧૨ રાત્રિની શાળાઓ મળી કુલ ૨૦ શાળાઓ; વિદ્યાર્થીઓની સંખ્યા ૧૨૬૪; કુલ ખર્ચ રૂ. ૧૭૫૦ માસિક; રેંટીઆ ૪૨; નિયમિત કાંતનાર ૧૨૫; પિંજણો ૨૫. (આ તો ચાર મહિના પહેલાંના આંકડાઓ છે એટલે સાર પછીની પ્રગતિનો હિસાબ ગણ્યો નથી.)

આ સ્થળે મજુર મહાજન તરફથી ચાલતા વણકર વિદ્યાર્થી આશ્રમના સુંદર કામની નોંધ લેવી જોઇએ. આ આશ્રમમાં ૨૫ વિદ્યાર્થીઓ છે જે પૈકી ૧ ભંગી અને ૨ પાટીદાર વિદ્યાર્થીઓ છે. આ આશ્રમનું કામ પ્રાંતિક સમિતિ તરફથી ચાલતા અંત્યજ આશ્રમોના જેવું જ છે. મામા સાહેબે અહીંનું કામ જોઈ સંતોષ જાહેર કરેલો. અંત્યજોદ્ધારનું અમલી કામ અહીં થાય છે એમ કહી શકાય.

આપણે ઉપર મજુર મહાજન તરફથી ચાલતી શિક્ષણ સંસ્થાઓની વાત કરી; પણ ખરૂં જોતાં તો મજુર મહાજન જ મજુરો માટે એક ભારે શિક્ષણ સંસ્થા છે. મહાજન મારફતે જ મજુરો સંઘબળની શક્તિના સરસ પાઠ શીખે છે, લડતની ચાવીઓની માહિતી મેળવે છે, એક પ્રકારનું રાજકીય શિક્ષણ પણ તેઓ મેળવે છે. આ શિક્ષણને પરિણામે મજુરોમાં આજે જાગૃતિ આવી છે. વળી મજુરો પોતાના જાતભાઇઓ તરફ સહાનુભૂતિ ધરાવતા થયા છે, સંગઠનના લાભો વિષે પણ તેમને સારો ખ્યાલ થવા માંડયો છે. છેલ્લી હડતાલના સમયે મજુરોએ જે પ્રશંસનીય સંયમ દાખવેલો અને હેરત ઉપજાવનારૂં કામ કરી બતાવેલું તે પણ

ગાંધીજીની સહાયથી ચલાવેલા સાળખાતાના 'ધર્મયુદ્ધ'માં અને થ્રોસલ ખાતાની ૧૯૨૦ની લડતમાં મળેલા અનુભવને પરિણામે. મજુરોના જીવનના વિકાસમાં તેમને મળતી આ સુંદર કેળવણીનો ફાળો કાંઇ ઓછો નથી.

મજૂર મહાજન તરફથી ચાલતું 'મજૂર સંદેશ' આ સંબંધી અગત્યનો ભાગ ભજવે છે. 'મજૂર સંદેશ' એટલે મજૂરોને માટે એકલું, અણમોલું સાહિત્ય. 'મજૂર સંદેશ' થી જ તેને બહારની જાણવા જેવી ખબરો મળે, દૂર દેશના મજૂરોની સ્થિતિનું ભાન થાય અને ઘેર ચાલતી ઘટનાઓની પણ ખબર પડે. નવરાશના વખતનો તેમજ પગારના પૈસાનો સદુપયોગ કરવા, તંદુરસ્તીના સામાન્ય નિયમોનું જ્ઞાન આપવા, ટૂંકમાં મજુરનાં જીવન ઉન્નત કરવા સમજાવવાનું સાધન આ પત્ર છે. તેમાં મજૂરોને તેમની ફરજો અદા કરવા કહેવામાં આવે છે એટલું જ નહીં પણ માલિકોની જવાબદારીઓ ઉપર પણ ભાર મૂકવામાં આવે છે. મજૂરોને લાગુ પડતા કાયદાઓ વિષે માહિતી કે સૂચનાઓ પણ વારંવાર આ પત્ર મારફતે જ આપવામાં આવે છે. મજૂરોને લગતા નાના મોટા પ્રશ્નોની રસભરી ચર્ચા પણ આ પત્રમાં જ મળી શકે. એટલે મજૂરોના પ્રશ્નોની માહિતીના પ્રચાર સંબંધી ઉપયોગી વાત બાજુએ રાખીએ તો પણ શિક્ષણ તરીકે આ પત્ર ઘણું લાભદાયક ગણી શકાય. મહાજન તરફથી પહેલાં એક વાચનાલય ચાલતું હતું. થોડા સમયમાં સરસપુરમાં એક વાચનાલયનો પ્રબંધ પણ કરવામાં આવનાર છે.

મહાજનની મજૂર કલ્યાણને માટે ચાલતી પ્રવૃત્તિઓની ઉપર વાત કરી તે ઉપરથી વાચક તરત જાણી શકશે કે આ સંબંધી હજી મહાજને જોઇતું કામ કર્યું નથી અને કરવાનું ઘણું રહે છે. મજૂરો સ્વચ્છતા જાળવતાં શીખે, મિતાહારી થાય, ગૃહજીવન સુંદર કરે વગેરેને માટે મહાજને પ્રત્યક્ષ પાઠ આપ્યા નથી. મહાજન આ જરૂરી કામને કેમ ખીલવી શક્યું નથી તે તો હવે પછી જોઇશું.

(૩)

હવે આપણે અહીંના મહાજન સંબંધી પૂછાતા જુદી જુદી જાતના સવાલોનો વિચાર કરીએ. ઘણાયના હોઠે પહેલો પ્રશ્ન તો આવે છે કે માલિકોનું મહાજન પ્રત્યે વલણ કેવું હોય છે ? આ સવાલ વિષે સહેજ ઇસારો તો શરૂઆતમાં જ કરવામાં આવ્યો છે. અહીં વધુ ઉંડા ઉતરીને આ વાત તપાસીશું. પહેલું તો એ યાદ રાખવું જોઇએ કે મહાજનના કરતા કારવતા લોકો સમાજમાં પ્રતિષ્ઠિત અને ઉચ્ચ કેળવણી પામેલા હોવાને લીધે માલિકોનું મહાજન પ્રત્યેનું વલણ અમુક સ્વરૂપ લે છે. વળી મહાજનની વિશિષ્ટ પ્રકારની કામ કરવાની પદ્ધતિને લીધે પણ કેટલેક અંશે આ વલણ ઘડાય છે. એટલે તેઓ મજૂરના આગેવાનો કે મજૂર પ્રતિનિધિઓ જોડે ગમે તેમ વર્તે છતાં આ લોકોની જોડે તો તેઓને સીધી જ વાત કરવી પડે છે. વળી તેમની આડી આડી દલીલો પણ નભી શકતી નથી કારણ કે તેમાં તેઓ તરત મ્હાત થાય છે. આ બધી પરિસ્થિતિને લીધે પરિણામ એ આવ્યું છે કે મહાજન પ્રત્યે અધિકારીઓનું વલણ જુદા જુદા પ્રકારનું થઈ પડયું છે. પરંતુ સાધારણ રીતે આ સંબંધ સારો કહી શકાય. અમદાવાદની એક અગ્રગણ્ય મીલમાં તો મજુરોએ મહાજનમાં જોડાઇ મહાજન મારફતે જ પોતાની ફરીઆદો સંભળાવવી એવી દૂરઅંદેશી વાળી સલાહ એજન્ટે પોતે આપેલી. આ દિશામાં આજે વલણ છે. કેટલીક જગ્યાએ આ સંબધ પ્રેમ ઉપજાવનારો પણ થઇ પડયો છે તો કેટલીક જગ્યાએ તેણે બ્હીક (awe) નું સ્વરૂપ પકડયું છે. બીજી રીતે કહીએ તો કેટલીક જગ્યાએ મહાજનને મદદ કરવાની વૃત્તિ દેખાય છે તો કેટલીક જગ્યાએ મહાજનની માગણીઓ વ્યાજબી હોય અને તેથી તેને ના ચાલે નમતું આપવાની જરૂર અધિકારીઓ સમજતા હોય એમ જણાય છે. પણ મુખ્યત્વે તો 'વાણીઆવિદ્યા' નો જ ઉપયોગ કેટલાક અધિકારીઓ અને માલિકો કરતા જણાયા છે. એટલે કે તેઓ કોઇ પણ બાબતનો ચોક્ખો નિર્ણય ન કરે, કોઇ પણ વાત તડ ને ફડ કહી ન નાંખે અને 'જી' 'જી' કરી વાત લંબાવ્યા કરે. આ રીતે કામ ઘણી જગ્યાએ થતું હોવાથી મહાજનના માણસોને ઘણી તકલીફો પડે છે, કામ લંબાયાં કરે છે અને નિવેડો કાંઇ આવતો નથી. કેટલીક જગ્યાએ મહાજનની વિરૂદ્ધનું વલણ પણ બતાવવામાં આવે છે. આ લોકો મહાજનના માણસોને ઝાંપામાં પેસવા દેતા નથી, 'મજૂર સંદેશ' નો પ્રચાર કરવા દેતા નથી કે મંત્રીઓને સીધા જવાબ આપતા નથી. મહાજન તોડવા પણ દરેક પ્રકારના પ્રયાસો તે કરે છે.

આને જ લગતો સવાલ મહાજનના સભાસદોની સંખ્યાનો છે. આજે મહાજનમાં જોડાયલા માણસોની સંખ્યા પંદર હજારની છે. કોઈને સહેજે પ્રશ્ન થાય કે અમદાવાદના મજુરોમાંથી ત્રીજા ભાગથી પણ ઓછા લોકો મહાજનમાં કેમ જોડાયા હશે. સવાલ પૂછનારાઓને એમ કહીએ છીએ કે મીલમાલિકોએ મજૂરોનો પગાર ૧૨ા ટકા ઘટાડ્યો તેના વિરૂદ્ધ મહાજને જંગી હડતાલ પાડેલી ત્યારે મહાજનમાં અમદાવાદના ઘણાખરા મજૂરો જોડાયલા હતા ત્યારે તેને આ બાબતની ઝાંખી સમજ પડશે. જ્યારે જ્યારે પગારમાં વધારો કરવાની કે કાંઇક એવા પ્રકારની લડત મહાજન મજૂરના લાભ માટે ઉઠાવે ત્યારે બધા જ મજૂરો મહાજન તરફ આકર્ષાય. આ ઉપરથી એ ફલિત થાય છે કે મજૂરોને મહાજનના કામમાં શ્રદ્ધા છે; પણ તેઓનામાં દૂરઅંદેશી નથી, તેઓને મહાજનના લાભોની પુરતી સમજ નથી, તાત્કાલિક લાભ કે નુકશાન તરફ જ તેઓનું ધ્યાન ખેંચાય છે. અહીંના મીલમાલિક મંડળના હમણા જ આ કામથી ફારગ થએલા પ્રમુખે પોતાના છેલ્લા ભાષણમાં કહેલું કે અહીંના મહાજને લાંબી હડતાલ પાડવાની મૂર્ખાઇ કરી તે સબબે મહાજનના સભાસદોમાં હજારો માણસનો ઘટાડો થયો. મહાજને હડતાલ પાડી તે બરાબર કર્યું હતું કે નહીં તે સવાલ બાજુએ રાખી આપણે આ પ્રશ્નનો વિચાર કરીએ તો જણાશે કે સભાસદોમાં હજારો માણસનો ઘટાડો મજૂરોની ઉપર જણાવેલી સમજવૃત્તિને આભારી હતો. હજારો મજૂરો મહાજનમાંથી નીકળી ગયા તેનું કારણ તેના ચાલકોની મુર્ખાઇ નહીં પણ સંઘબળની શક્તિનું અજ્ઞાનપણું, 'infancy of trade union ideas' એ છે. એટલે પ્રમુખશ્રીના આ ઉદ્ગારો ઉંધે રસ્તે દોરે એવા હતા. કોઇ કોઇ જગ્યાએ મીલમાલિકો અને અધિકારીઓનું વલણ મહાજનની વિરૂદ્ધ છે એવું ઉપર જણાવ્યું છે. મજૂરો બિચારા આવી સ્થિતિમાં મહાજનમાં જોડાતાં બ્હીએ છે તે પણ તેમનું મહાજનમાં નહીં જોડાવાનું કારણ છે. આવી સ્થિતિ તો થોડી જગ્યાએ છે. ઘણી મીલોમાં ઉતરતા દરજ્જાના અધિકારીઓ એમ ધારે છે કે મજૂરો જો મહાજનમાં જોડાય તો તેમની સત્તા જતી રહે, તેમનાં ગજવાં ભરાતાં બંધ થાય, તેમની જોહુકમીને પ્રતિકાર મળે. તેથી તેઓ મજુરો મહાજનમાં જોડાય તો વિરોધ બતાવે છે, ચાલે તો દમનનીતિ પણ ચલાવે છે. એટલે આ સવાલ વિચારતાં આ બાબત પણ ધ્યાનમાં લેવી જોઇએ. છેલ્લું કારણ એ છે કે મજુરો પોતે જ ઓછી સમજણના છે, તેમના પ્રતિનિધિઓ કોઇ કોઇ વાર લવાજમના પૈસા હોંઇયાં કરી જાય છે. આ લોકો જ કેટલીક વાર લુચ્ચા માલુમ પડ્યા છે. મહાજનના સભાસદોની ઓછી સંખ્યાનું કારણ આ પણ કહી શકાય.

ઉપર તો આપણે આ પ્રશ્નની એક જ બાજુ તપાસી; પરંતુ મજુરો મહાજનમાં જોડાય છે શા માટે, તે પણ રસમય સવાલ છે. મહાજનના મંત્રીઓ જાતે મજુરના વ્યક્તિગત દુઃખો મટાડવા, પગારના નાનામાં નાના સવાલોના નિવેડા કરાવવા પ્રયાસ કરે છે. આ દરરોજના રક્ષણ તરફ મજુરોનું લક્ષ દોરાય છે અને તેમાં તેમની સ્વાર્થદૃષ્ટિએ તેમને લાભ દેખાય છે. એમ પણ બન્યું છે કે અમુક નાના પ્રશ્નમાં મજુરના લાભનો ફેંસલો થાય કે કેટલાક મજુરો મહાજનમાં જોડાય. એનાથી ઉલટું કોઇ પ્રશ્નમાં મહાજન કાંઈ ન કરી શકે અથવા ન્યાયની દૃષ્ટિએ પણ મજુરનો 'કેસ' ખોટો પડે તો કેટલાક મજુરો લવાજમ ભરતા બંધ પડે. આ વર્ષે મીલમાલિકોએ મજુરોને વાર્ષિક બોનસ આપવાની ના પાડી અને મહાજને તેમનો આ ઠરાવ મંજુર રાખ્યો તેથી કેટલાક મજુરો લવાજમ આપતા હાલ તરત તો બંધ થઇ ગયા છે. મહાજન તરફ મજુરના ઉઘાડા દેખાતા લાભોથી, વૈદકીય મદદ, કેળવણી, નાણાંની ધીરધાર, સસ્તું અનાજ વગેરેથી પણ કેટલાય મજુરો આકર્ષાય છે. છેવટમાં એ પણ કબુલ કરવું જોઇએ કે મહાજનમાં કેટલાક રૂઢિ ખાતર અથવા ગતાનુગતિકો ન્યાયે રહેતા હોય એમ જણાય છે. કેટલાક તો મહાજનના લવાજમના પૈસા 'જીવમાંદા'માં આપીએ છીએ એમ સમજી પૈસા આપતા જણાયા છે. આના વિરૂદ્ધમાં એ વાત જાણવી અગત્યની થઇ પડશે કે મહાજનમાં એવા કેટલાય સભાસદો છે જે મહાજનની અગત્ય બરાબર સમજે છે, જેઓ મહાજન પાછળ આપભોગ આપવા તૈયાર છે અને જેઓ મજુર વર્ગને વહાલા હોઇ તેમ જ તેમની નાતજાતમાં કરતા કારવતા હોઇ મહાજનના સ્તંભ રૂપ છે. મહાજનની બરાબર અગત્ય સમજનારા સરસપુરના મજુરો જેઓ મહાજનનો ફાળો પોતાના લત્તામાં ઘેર ઘેર ફરી ઉઘરાવી કાર્યાલયમાં પહોંચતા કરે છે, તેમની

પણ અહીં નોંધ લેવી ઘટે છે. આજે આ દિશામાં વલણ છે.

છેવટે આપણે મહાજનના કામ વિષે જુદા જુદા પ્રકારની ટીકાઓ થાય છે તેનો વિચાર કરીએ. કેટલાક કહે છે કે આભ ફાટયું હોય ત્યાં થીંગડાં મારવા સમાન આ કામ છે. આજના ઔદ્યોગિક જમાના (Industrial order) ને લીધે ઘણીય ખરાબી ઉત્પન્ન થાય છે તેને સુધારવા આવા નજીવા પ્રયાસો કરવામાં આવે અને ખરાબી તો વધ્યાં જ કરે તો તેનાથી શું ફાયદો થવાનો હતો ? આ સવાલમાં આજની ઔદ્યોગિક રચના જ બદલવાની વાત ગર્ભિત રહેલી છે. એ પ્રશ્ન મોટો હોઇ બાજુએ રાખી એટલું તો કહી શકાય કે જ્યાં સુધી મુડીવાદ આવી સ્થિતિ ઉત્પન્ન કર્યાં કરશે ત્યાં સુધી ગમે તેવા નાના પ્રયાસો સ્તુત્ય જ છે—પછી ભલે તેની અસર નજીવી થાય. કોઇ વ્યક્તિ કે સંસ્થા પોતાથી બનતું કરે તેમાં જ તેના ફળનું બીજ સમાયલું છે. કેટલાક માણસો કહે છે કે આ તો માત્ર પ્રાથમિક ઉપાયો છે, આજે તો વધુ જલદ ઉપાયો લેવાની જરૂર છે; વિપ્લવ એ જ તેને માટે એક માત્ર ઉપાય છે,સુલેહશાંતિ અને સમાધાનીને રસ્તે કાંઇ દળદર ફેડાવાનું નથી. આ સવાલ ગંભીર છે અને તેનો વિચાર કરતાં કેટલીક ઉંડી ચર્ચામાં ઉતરવું પડે. પરંતુ મહાજનની આજની કામ કરવાની પદ્ધતિની તરફેણમાં કેટલીક બાબતો તો મતભેદ ઉભો કર્યા વગર કહી શકાય. પહેલું તો આજની ઉદ્યોગની સ્થિતિ જોતાં અને મહાજનની નબળી હાલત જોતાં હમણાં તો આ જ ધોરણે કામ લઇ શકાય. બીજું આપણા દેશના વિશિષ્ટ વાતાવરણમાં વિપ્લવનો રસ્તો કેટલા પ્રમાણમાં ફળદાયી નીવડે એ પ્રશ્ન પણ શંકાઓથી ભરેલો છે. ત્રીજું જ્યારે આપણા હાથમાં દેશની લગામ આવશે ત્યારે આપણે આ વિકટ સવાલને વધુ શાંતિથી અને સહેલાઇથી ઉકેલી શકીશું. છેવટમાં એ કહેવું જોઇએ કે મહાજને સમાધાનીના રસ્તે જે કાંઇ મેળવ્યું છે તે કાંઇ નાસીપાસ કરાવે તેવું નથી પણ સંતોષ ઉપજાવે તેવું છે.

ત્રીજી સૂચના એ થાય છે કે મહાજને મજૂરોના જીવનને સ્પર્શ કરવા પગલાં લેવાં જોઇએ. મજૂરોના આર્થિક પ્રશ્નોમાં જ કે તેમની મીલને લાગતી પરિસ્થિતિના પ્રાથમિક કામમાં પડી રહેવું ન જોઇએ. આ સવાલમાં કંઇક સત્ય છે. મજુર કલ્યાણના કાર્ય (welfare work) માટે મહાજનના કાર્યવાહકો જોઇતું લક્ષ આપી શકતા નથી એ કબુલ કરવું જોઇએ. આ વિષે આ લેખના બીજા ભાગમાં ચર્ચા કરવામાં આવી છે. તે ઉપરાંત ઉમેરીએ કે આ બધું કામ મહાજન નથી ઉપાડી શકતું તે માણસની ખોટને લીધે. મજૂરોના જીવનમાં રસ લેનારા આજે થોડા જ નજરે પડે છે. તેમાં વળી કેટલાક તો શ્રીમંતોની દષ્ટિથી જ આ વાત તપાસે છે. વળી થોડા જ મજૂરોના કામની હાડમારીઓ ભોગવવા તૈયાર હોય એટલે કેટલેક અંશે આ સવાલનો ફડચો ભણેલા વર્ગના હાથમાં જ છે. મહાજન કાર્યાલયે પોતાની આંતરવ્યવસ્થામાં કેટલોક ફેરફાર કરવાની પણ અગત્ય છે તે પણ અહીં નોંધવું જોઇએ. છેલ્લો અને વધુ અગત્યનો સવાલ એ પૂછાય છે કે આ મહાજન મજૂર મહાજનના મૂળભૂત સિદ્ધાંતો પ્રમાણે ચાલતું નથી પણ એક મજૂરોના સંરક્ષક મંડળ (protection society) જેવું છે. સરકાર, અહીંનું મીલમાલિક મંડળ અને ગાંધીજી બધા કબુલ કરે છે કે આજે મજૂરોની સ્થિતિ એવી છે કે તેઓ હાલ તરત મહાજનનું કામ હાથમાં લઇ શકે નહીં.* નથી તેમનામાં એટલી હોંશીઆરી કે એટલી હિંમત. પરંતુ એ પણ કબુલ કરવું જોઇએ કે મહાજનનું કામ બહારના લોકો કરે તેમાં મહાજનનો ખરો ઉદ્દેશ સરતો નથી. કોઇક વખતે મજુરોના હિતથી વિરૂદ્ધ પણ વર્તવાનો તેમાં ભય રહેલો છે. વિલાયતમાં એવો અનુભવ મળેલો છે કે મજુરોના નેતાઓ પોતાના કામના અંગે મૂડીવાળાઓના ઘણીવાર સંબંધમાં આવવાથી માનસિક સ્થિતિ બદલાઇ જવાના કારણે મજુરહિત સમજવા અશક્ત થઇ જતા જોવામાં આવ્યા છે. તો પછી બહારના કાર્યકર્તાઓની બાબતમાં કાંઇક આવા જ પ્રકારની શંકા ઉભી થાય એ તદ્દન સ્વાભાવિક છે. આ જગ્યાએ એ નોંધવું જોઇએ કે અહીંના મહાજનના ચાલકો મહાજનનું બધું કામ મજુરોએ જ કરવાનું છે, બધા પૈસો મજુરોની ઇચ્છા મુજબ વાપરવાના છે એ વાત ઠસાવવા વારંવાર પ્રયાસ કરે છે. આજની સ્થિતિ વિષમ છે. પણ આજે પણ મજુરો આ દિશામાં યોગ્ય કેળવણી લેતા થયા છે. ગયા ઓક્ટોબર માસમાં મજુરોને ઉદ્દેશીને મહાત્માજીએ આ

* ડૉ. રજનીકાન્ત દાસના મજુર હીલચાલ (labour movement in India ) સંબંધી પુસ્તકના પાન ૬૧ સાથે સરખાવો.

સંબંધી અગત્યના ઉદ્‌ગારો કાઢ્યા હતા. તેઓએ કહેલું કે " કાર્યકર્તાઓ તો તમારી સેવા કરે છે......એટલે તમોને જ્યારે તેમની સેવા કબુલ ન હોય ત્યારે તમો તેમને કાઢી મૂકી શકો છો. એ પ્રમાણે જ્યારે તમે તેમની સેવા નાકબુલ કરી કાઢી મૂકો ત્યારે તેમણે નારાજ ન થતાં ખુશીથી જવું જોઇએ. કારણ કે તેઓ તમારી સરદારી કરવા નથી આવ્યા પરંતુ ખરા દિલથી તમારી સેવા કરવા આવ્યા છે. " આ વિષયમાં મહાજનના ચાલકોની લાગણી પણ આ જ પ્રકારની છે. એટલે મજુરો મહાજનનું કામ શીખી લઇ બધી જવાબદારીઓ ઉઠાવી લે એવો મંગળ દિવસ તરત આવો એવી આપણે પ્રાર્થના કરીએ.

જીવણલાલ ક. ચાંપાનેરીઆ

# ગુજરાતી ભાષાની અજાણી કેટલીક ન્હાની બ્હેનો

કહેશો કે હિન્દમાં કુલ્લે કેટલી ભાષાઓ અને બોલીઓ છે?—અમે પાંચસાત મિત્રો બેઠા હતા ત્યારે કોઇએ આ જ સવાલ પૂછ્યો હતો. કોઇએ પચાસ કહી, કોઇએ સો બસો કહી; મેં બ્હીતા બ્હીતા "હજારેક હશે" એમ કહ્યું. બધા થાક્યા ત્યારે પ્રશ્ન પૂછનારે હાવક મોંઢે કહ્યું: ૪૫૦૦. આ ન્હાનકડા વિશ્વ જેવડા દેશમાં જુદી જુદી પીસતાળીસ સો બોલીઓ વપરાય છે અને આપણા ઇલાકામાં પણ લગભગ ૨૫૦ ની સંખ્યા હશે. એમાં આશરે વીસેક ગુજરાતમાં છે. એની વિગત નીચે આપી છે:—

**ભોજ:** ડૉ. ગ્રેરસનના લિંગવિસ્ટિક સર્વે ઓફ ઇન્ડિયામાં આનો ઉલ્લેખ નથી. સુરત એજંસિમાં ૨૭ કુટુંબમાં એ વપરાય છે. આ વિશે વધુ વિગત મળી નથી; પણ સુરતમાં લગભગ ૧૧૦ માણસો યુ.પિ. ના છે; અને યુ. પિ. ની બિહારી ભાષામાં ભોજપુરી નામની બોલી છે એ ઉપરથી તર્ક થાય છે કે ભોજ એ કાં તો શુદ્ધ ભોજપુરી હોય અથવા એનું અને ગુજરાતીનું મિશ્રણ હોય.

**માવચી:** ( ડૉ. ગ્રેરસન આને ગવિત કહે છે. ) વડોદરાના નવસારી પ્રાન્તમાં ભિલના પ્રદેશમાં બોલાય છે. કેટલાક આને ગુજરાતી કહે છે પણ મિ. સેજવિક ને મરાઠી ગણે છે; અને તે ખરૂં લાગે છે.

**ગુજ્જર:** ખાનદેશના લગભગ ૩૦૦ માણસો આ વાપરે છે. અસલ ગુજરાતના વતનીઓ ખાનદેશમાં ગયા તે પછીથી આનો આરંભ થયો હોવો જોઇએ. એક મને એ અહિરણી પણ હોય.

**ગરબી અથવા ગુરબી:** ડૉ. ગ્રેરસનમાં આ નથી. રેવાકાંઠામાં પાંચેક માણસો આ વાપરે છે. ફારમ ભરનાર કારકુને હલકી વર્ણમાં વપરાતી ભાષાને માટે ગુરબી શબ્દ યોજ્યો હોય તો બનવા જોગ છે. નહિ તો આખા ઇલાકામાં પાંચ જ માણસોમાં એક બોલી કેમ ટકી શકે એ વિચારવા જેવું છે.

**કાકરી:** ૧૮ મા સૈકામાં કાકરશાહી અફઘાનોનું ટોળું આવ્યું હતું અને ત્હેણે ગુજરાત અને માળવામાં વસવાટ કર્યો હતો. ૧૮૯૧ માં ૧૨૨ કાકર અફઘાનો હતા. તે પછી એકે જાણમાં નથી. એ પછી એ જાત ક્યાં શમી ગઇ એ વિશે જરાયે માહિતી નથી. કાં તો એ બીજી જાતોમાં ભળી ગઇ હોય અથવા તે નિર્વંશ થઇ હોય. આ કાકરોની બોલી ( કાકરી )નું આજે ચિહ્ન માત્ર પણ નથી.

**કાસ્ચથી:** કચ્છમાં આ જાણીતી છે.

**ખાડી અને બોડિ:** સુરત જીલ્લામાં ૩૦ અને રેવાકાંઠામાં ૫ એમ ૩૫ કુટુંબોમાં એ ચાલે છે. વધુ માહિતી મળતી નથી; પણ હિન્દીનો એમાં સારો ભેળ છે.

**કોટવાળી અને વિટોલીયા:** સુરત જીલ્લાની પૂર્વે રહેતી વિટોલીયા અથવા કોટવાળિયા જાતિના વાંસફોડા લોકોની બોલી. આ લોકોને હજી પણ ખાનદેશ જોડે સંબંધ છે અને ખાનદેશમાં કોટાળી નામની ભીલ બોલી જાણીતી છે.

**કુંભકર્ણી:** અમદાવાદ જીલ્લામાં ચાર કુટુંબોમાં ચાલે છે. ગ્રેરસનમાં આ નથી. યૂરોપીઅન અમલદારોની મીઠી મજાક કરવા ફારમ ભરનાર કારકુને આ નામ વાપર્યું હોય તો નવાઇ જેવું નથી.

લોઢીઃ ગુજરાત કાઠિયાવાડ મળી સાત મરદો જ આ વાપરે છે. કિયા હિસાબે માત્ર સાત માણસો એક બોલી બોલતા હશે એ નવાઇ પમાડે છે. કદાચ એ સાતે નંગીકરા, કુંવારાઓ હશે.

માલ્વઃ આ વિશે કંઈ માહિતી નથી.

માંગેલાઃ "ગુજરાતી અને મરાઠીનું મિશ્રણ" (ડૉ. ગ્રેરસન). ઉત્તર થાણા અને સુરતના માછીમારો આ બોલી બોલે છે.

મેમણીઃ "સુરતના ગુજરાતીનું એક રૂપાંતર" (ડૉ.). ગ્રેરસન મેમણ લોકોની બોલી.

પારકરીઃ સિંધમાં ૩૦૩ લોકો આ બોલી વાપરે છે. સિંધી અને ગુજરાતીનું મિશ્રણ થયું હશે.

પેટ્વેગારી અથવા પટનૂલીઃ ઘણા જીલ્લાઓમાં આ ભાષા જડે છે. ગુજરાતથી પરપ્રાન્ત જઇ વસવાટ કરેલા રેશમના વણકરોની બોલી.

વાઘીરકી અને વાઘડીઃ વાઘરીઓની બોલી હશે એવો એક તર્ક છે.*

"કમળ"

# બીજી પેટલાદ તાલુકા ખેડુત પ્રજામંડળ પરિષદ×

આજની સભામાં મને પ્રમુખસ્થાન આપ્યું છે તે માટે હું આપનો આભાર માનું છું. આપણા પેટલાદ તાલુકા ખેડુત પ્રજામંડળના દસબાર ભાઇઓ, પંચ તરીકે, મારી પાસે આવ્યા અને મને પ્રમુખસ્થાન લેવા માટે ખુબ આગ્રહ કર્યો; ત્યારે મેં મારી હરકતો ચોકખી રીતે કહી નાખી હતી. મને રાજકીય પ્રવૃત્તિનો શોખ નથી. કેટલીક કેળવણીની સંસ્થાઓમાં તથા સામાજિક પ્રવૃત્તિમાં હું એટલો બધો ગુંથાઇ ગયો છું કે તેમાંથી સ્હેલાઇથી છુટો થઇ શકું નહીં, અને સતત મુસાફરી તથા રખડપટ્ટીથી મહારી શારીરિક નબળાઇ એટલી બધી વધી ગઇ છે કે હું ધીમે ધીમે નિવૃત્ત થવા માગું છું. તેના જવાબમાં મને એવી રીતે સમજાવવામાં આવેલું કે હવે સરકાર સાથેની લડત અથવા મસલત લગભગ પુરી થવા આવી છે અને આવતા વર્ષમાં મહારે બહુ ભારે કામ ઉપાડવાનું નહીં આવે. આખા વર્ષમાં જરૂર પ્રસંગે દસબાર દિવસ તાલુકામાં આવી જશો તો સંતોષ પામીશું. આ દલીલ અથવા આશ્વાસનનો સ્વીકાર મેં કર્યો નથી. હું મહારી જવાબદારી સારી રીતે સમજું છું, અને આવતા બાર મહિના દરમ્યાન જો હું તમારી કાંઇ સેવા કરી શકીશ તો જ આજે લીધેલું પ્રમુખપદ સફળ થયું ગણાશે; પણ તેની સાથે હું આપને ચેતવી દઉં છું કે જેટલા પ્રમાણમાં તમે ઉત્સાહ અને સહયોગથી મહારી જોડે કામ કરશો તેટલા જ પ્રમાણમાં આપણે સેવા કરી શકીશું.

આજનું ભાષણ લખતાં પહેલાં હું ખુબ વિચાર કરતો હતો કે મહારે કઇ નવી ચીજ આપની આગળ રજુ કરવાની હોય? સમસ્ત હિંદુસ્તાનના મહાન નેતા મહાત્મા ગાંધીજીનો ઉપદેશ આપણા આખા દેશના ખુણે ખુણામાં પણ પહોંચી ગયો છે. આજે જે પ્રશ્નોનો વિચાર આપણે કરવાનો છે તેની ચર્ચા અને ચિકિત્સા મહાત્માજીએ અનેક વાર રજુ કર્યાં છે. એમનો અભિપ્રાય તથા એમની સલાહ આપણે ફરી ફરીને સાંભળ્યાં છે, અથવા વાંચ્યાં છે. તેમના અથાક પ્રયાસને લીધે આખા દેશમાં અવનવી જાગૃતિ ફેલાઇ રહી છે. ગરીબ, છુંદાયલી, ચગદાયલી ખેડુ પ્રજાના આકાશમાં આશાનાં કિરણો ફુટ્યાં છે. સ્વદેશમાં પધાર્યા પછી જ્યારે મહાત્માજીએ રાજકીય બાબતમાં પ્રવેશ કર્યો ત્યારે રાજકીય લડતનું સાચું સ્વરૂપ તથા સત્યાગ્રહનો ગંભીર મંત્ર

* મિ. એલ. જે. સેજવિક, આઇ. સી. એસ. ની એક નોંધના આધારે.

× તા. ૧૫મી જાન્યુઆરી, ૧૯૨૫ ના રોજ સોજીત્રા મુકામે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

પહેલી ગુજરાત રાજકીય પરિષદ વખતે આપણા કાનમાં ફુંક્યો. આપણી હિંદુ પ્રજામાં જ્યારે જનોઇ આપવાની ક્રિયા થાય છે ત્યારે ગુરૂ શિષ્યના કાનમાં ગાયત્રી મંત્ર સંભળાવે છે. લગભગ દરેક પ્રજામાં આ જાતની ક્રિયા યોજવામાં આવી છે. મહાત્માજીનો મંત્ર સાંભળીને આપણે સૌ દ્વિજ બન્યા છીએ, આપણામાં નવજીવન રેડાયું છે; મારી માન્યતા પ્રમાણે ચારે વર્ણના હિંદુઓ આ મંત્ર સાંભળીને દ્વિજ બન્યા છે. જે પ્રજા હિંદી છે પણ હિંદુ ધર્મમાં નથી તેને પણ આ મંત્ર મળી શકે છે, મળ્યો છે, અને તે દ્વિજ બની છે. ગાંધીજીએ આપેલો મંત્ર નવો નથી પણ સનાતન છે. તેને ધર્મ, દેશ, ન્યાત કે ચામડીના રંગની મર્યાદા નથી. જેમણે આ મંત્ર સાંભળ્યો નથી અથવા જેમણે જાણી જોઇને પોતાના કાનમાં આંગળી ખોસી છે, એટલે જેમને આ સનાતની ઉપદેશ પહોંચ્યો નથી, તેમની શુદ્ધિ હજી થઇ નથી, તેમનો બીજો જન્મ થયો નથી. પણ ભવિષ્યમાં સૌથી છેલ્લો થશે તેથી તેમને હું અંત્યજ ગણું છે. હું જે વખાણ કરી રહ્યો છું તેનાથી આપ કંટાળશો નહીં. મહારા વિષે ગેરસમજુત ન થાય તેટલા માટે મહારે કહેવું જોઈએ કે હું મહાત્માજીને પગલે પગલે ચાલનારો અનુયાયી નથી, પણ હું અંતઃકરણપૂર્વક માનું છું કે જગજુના સિદ્ધાંતો મહાત્માજીએ જનસમાજ આગળ નવા સ્વરૂપમાં મુકયા છે તે આખું હિંદુસ્તાન, બલ્કે આખું એશિયા સ્વીકારશે.

હું મને અત્યંત ભાગ્યશાળી માનું છું કે આજના મહાન કાર્યારંભને પ્રસંગે ખુદ મહાત્માજી આ સભામાં હાજર રહ્યા છે. આજની સભાને તેમણે પાવન કરી છે. એમની સાક્ષાત હાજરી હોવા છતાં મહારે સંદેશો આપવાનો પ્રસંગ આવ્યો છે તેથી હું જરા અચકાઉં તો આપ મહારી લાગણી સમજી લેશો.

આજના નવા જમાનાની પરિષદોમાં ખર્ચાળ સુંદર મંડપરચના ન હોય. છટાદાર ભાષણોના પ્રવાહ, મેિજબાની, તથા બેત્રણ દિવસના તમાશા તથા ઠરાવોથી સભાનું કામ સમાપ્ત થતું નથી. આજે આપણે ગમે તેવા ઠરાવો પસાર કરી શકતા નથી, પણ વસ્તુસ્થિતિનો સંપૂર્ણ વિચાર કર્યા બાદ તથા આપણા મંડળની શક્તિનું માપ સમજી લઇને જે કાર્ય હાથમાં લેવાનું ઠરે તેને કેવી રીતે પાર પાડવું તેના પ્રયત્નમાં આખા વર્ષ માટે ગુંથાઇ રહેવું પડે છે.

હું ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે આપણે સત્યનિષ્ઠાથી, પ્રેમથી, દ્રઢ નિશ્ચયથી, પુરેપુરી નીડરતાથી રાગ તથા દ્વેષને જીતી લઇને, સતત મહેનત કરીને આપણું કામ પાર પાડીએ.

### પેટલાદ તાલુકાનું પ્રકરણ

આપણા ખેડુત પ્રજામંડળની સ્થાપના કેવી રીતે થઇ તે ટુંકમાં તપાસવાની જરૂર છે. આજથી ચાર વર્ષ ઉપર પેટલાદ તાલુકાની જમાબંદીની ફેર તપાસ થઇ. અનાજ, કપાસ વિગેરેના ભાવમાં થયેલા વધારા ઘટાડા તથા બીજી મળેલી સગવડોના ધોરણે જમાબંદીમાં વધારો ઘટાડો કરવાનો નિયમ અથવા પ્રથા ચાલે છે. છેલ્લાં પંદર વર્ષમાં જે ભાવ આવેલા તેની સરેરાશ કાઢવામાં આવી હતી તેમાં લડાઇના વર્ષોમાં જે અણધાર્યો વધારો થયેલા તેનો સમાવેશ થયેલો. અમલદારોએ તેની નોંધ લીધી પણ સાથે સાથે આવી ટીકા કરી કે ભાવમાં વધારો થાય છે તે સામાન્ય રીતે ટકી રહે છે અને મૂળ કારણ દૂર થવા છતાં પાછો ઉતરી જતો નથી. આ હકીકત સાચી નથી અને ભાવ ઉતરી ગયા છે તે સરકાર તથા પ્રજા બન્ને સારી રીતે જાણે છે. મજુરીના દર ઘણા વધી ગયા છે. કુવાનાં પાણી ઉંડાં ઉતર્યાં છે. આ બધી હકીકતોમાં વિગતવાર જવાનું આજે કારણ નથી, કારણ કે એ વિષે આપણે ઘણી ચર્ચા કરી છે અને આપણો અભિપ્રાય તથા આપણી હકીકતો સરકાર તથા પ્રજા સમક્ષ રજુ કરવામાં આવી છે. ગયા વર્ષે આ નવી જમાબંદી ભાદરણ તાલુકાને લાગુ પાડી ત્યારે ત્યાં ઘણો કકળાટ થયો, પણ યોગ્ય આગેવાનો ન હોવાને લીધે ગરીબ પ્રજાનો મત અને પોકાર આગળ જઇ શકયો નહીં. સરકાર પ્રજા વર્ગને સમજાવી પટાવી લેવાનો પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે પણ જો આગેવાનો ન્યાય અન્યાયનો વિચાર બાજુએ મુકીને સ્વાર્થ સાધે તો પ્રજાને નુકશાનના ખાડામાં ઉતરવું પડે છે. સને ૧૯૨૩ ના જુલાઈ મહિનામાં પેટલાદ તાલુકામાં જમીન મહેસુલ વધાર્યું છે એમ સંભળાવીને ઑગસ્ટ માસમાં લાગુ કર્યું. આપણી અમલદારોએ પ્રજામત જાણવાની કે પ્રજાની દલીલો સાંભળવાની દરકાર ન કરી. કેટલાક ખેડુત ભાઇઓ વડતાલમાં ભેગા થયા અને ઇન્સાફ મેળવવા માટે વડોદરે ગયા. તેમને દાદ મળી નહીં એટલે નાર મુકામે પરિષદ ભરવામાં આવી અને ત્યાં ગામે-

ગામ ખેડુત મંડળો સ્થાપવાનો ઠરાવ થયો તે ઉપરાંત લવાદ, દારૂનિષેધ, લાંચનિષેધ વિગેરે રચનાત્મક કામ ઉપાડી લેવાનું ઠરાવ્યા બાદ એક મંડળી (ડેપ્યુટેશન)ને નામદાર દીવાન સાહેબ પાસે મોકલવાનું નક્કી થયું. જ્યારે આ મંડળીને સંતોષકારક જવાબ ન મળ્યો ત્યારે ધર્મજમાં ખાસ પરિષદ બોલાવવામાં આવી (૧૨-૪-૧૯૨૪) અને જ્યાં સુધી સરકાર ફેર તપાસ કરે નહીં ત્યાં સુધી વધારાનો કર નહીં ભરવાનો ઠરાવ થયો. સત્યાગ્રહના સારા અમલને માટે પેટલાદમાં છાવણી નાખવામાં આવી, અને ગામેગામ સ્વયંસેવકો પહોંચી ગયા. ધર્મજની પરિષદ તા. ૧૨ એપ્રિલને દિવસે મળી હતી અને તા. ૧૫ મી હપ્તો ભરવાનો છેલ્લો દિવસ હતો. અજ્ઞાન કે નરમ ખેડુતને ધમકાવી પટાવીને નવા ધોરણ પ્રમાણે મહેસુલ ભરાવી ન લે તેટલા માટે દરેક ગામડામાં સ્વયંસેવકોની તાત્કાળિક દેખરેખની જરૂર હતી. આપ જાણો છો કે આપણા જુવાન સ્વયંસેવકો પરિષદમાંથી ખાંધે માત્ર ઝોળી લટકાવીને પોતપોતાના થાણામાં ચાલ્યા ગયા. પોતાને ઘેર ખબર આપવા કે રજા લેવા પણ ન રહ્યા. જ્યાં સુધી ખરેખરા સૈનિકની માફક આપણા સ્વયંસેવકો કર્તવ્યપરાયણ ન થાય ત્યાં સુધી દેશનો ઉદ્ધાર થવાનો નથી. આ સર્વે સૈનિકોની સાચી સેવાનો બદલો આપણે શી રીતે પાછો વાળીશું ? આ લડતમાં જોડાયલા ભાઇઓ માત્ર સેવાવૃત્તિથી કામ કરી રહ્યા હતા. પોતાનો કામધંધો, પોતાના કુટુંબનાં હિત કે સગવડનો વિચાર બાજુએ મુકીને, પોતાનો પગાર ખોઇને આ સત્યની લડતમાં પડયા હતા. જેમને એમ લાગેલું કે એક બે મહિનામાં આ લડતનો નિકાલ થઇ જશે તેમને આશરે આઠ નવ મહિના સુધી જોડાઈ રહેવું પડયું. આ સત્યાગ્રહી દેશસેવકોને હું અભિવંદન કરૂં છું. તેમને નથી જોઇતા ખીતાબ કે ચાંદ, નથી જોઇતા હારતુરા કે પાન. આપણા પ્રમુખશ્રી ભાઇ રાવજીભાઇનાં વખાણ કરવાનો અધિકાર મને વખતે ન હોય, તે છતાં હું એટલું તો કહીશ કે તેમણે બહુ જ ધીરજ, ગીરાશ, સંયમથી કામ કર્યું છે. મુશ્કી નિયમોની ઇંદ્રજાળમાંથી આ પ્રશ્નનો નિકાલ કર્યો એ એમની બાહોશીનું પરિણામ છે. ભવિષ્યમાં પણ એમની મદદ મળતી રહેશે એવી આશાએ મેં આજનું પ્રમુખપદ સ્વીકાર્યું છે. મુલ્કી નિયમોની સામે લડત કરવાને માટે તે નિયમોની અટપટી કલમોનું જ્ઞાન મને નથી. હું તો દસ વર્ષથી વૈદકીય ધંધો છોડીને બેઠો છું એટલે મારી પાસે સરકારની શુદ્ધિ કરવા માટે કોઈ રેચ કે ઔષધી નથી; પણ આપણી સૌની પાસે મહાત્માજીએ આપેલી સત્યની તથા અહિંસાની ગોળીઓ છે, તેનો ઉપયોગ આપણે કરીશું.

## સંપારણ્યનું પ્રકરણ

પણ જ્યારે આપણું લક્ષ કોઇ પણ નાની સ્થાનિક બાબત ઉપર ચોંટી રહ્યું હોય છે તે વખતે આસપાસ દુનિયામાં શું ચાલી રહ્યું છે તે જાણવામાં આવે નહીં તો આપણી ચળવળનું માપ કાઢવામાં તેમ જ તેનું રહસ્ય સમજવામાં વખતે ગેરસમજુત થવાનો સંભવ રહે છે. જે પ્રકારની પ્રગતિ આપણે કરી રહ્યા છીએ તેવા જ પ્રકારની હિલચાલ આજે આખા હિંદુસ્તાનમાં ચાલી રહી છે એટલું જ નહીં પણ આખી દુનિયામાં ફેલાઇ રહી છે. આપણા દેશમાં અંગ્રેજ સરકારનું રાજ્ય બરાબર જામ્યું ત્યારથી ખેડુત વર્ગની અવદશા થઈ છે. અંગ્રેજના રાજ્યની પહેલાં ખરાબમાં ખરાબ જમાનાની અંદર જ્યારે દેશમાં ચારે દિશાએ લુંટફાટ ચાલી રહેલી, જુદા જુદા સત્તાધિશોનાં લશ્કરો આમતેમ ફરતાં હતાં, પીંઢારીઓ ગામનાં ગામ લુંટી લેતા હતા ત્યારે પણ લાખો ગામડાંની વ્યવસ્થા ગામ પંચાયતોના હાથમાં હતી, સ્વરક્ષણને માટે ગામડાંઓમાં સંપ હતો, ગ્રામ્ય જીવન નષ્ટ પામ્યું નહોતું. પણ અંગ્રેજ સરકારે ઉંદરની માફક ફુંક મારી મારીને છેક નાનાં નાનાં ગામડાંઓમાં પણ પગપેસારો કર્યો ત્યારથી ગ્રામ્યપ્રજાની પુરેપુરી કમબખ્તી આવી ગઇ. આપણે જાગૃત થયા ત્યાર પહેલાંની સ્થિતિ ગામડાંઓની કેવી હતી તે આપ જાણો છો. જ્યાં જોઇએ ત્યાં બધે કુસંપ નજરે પડતો, બધે તડો પડી ગયેલાં, સરકારી નોકરોનો અસહ્ય ત્રાસ વર્તી રહ્યો હતો, લાંચરૂશ્વતનું સામ્રાજ્ય ફેલાઇ રહેલું અને બીચારો ખેડુત હજાર રીતે લુંટાઇ જતો હતો. આ ચિત્રમાં અતિશયોક્તિ નથી. હિંદુસ્તાનનો ખેડુત આજે અવદશાની પરિસીમાએ આવી પહોંચ્યો છે. ખેડુત પ્રજાના કુસંપ અને અજ્ઞાનનો લાભ લઇને સરકારે પણ એવા દુષ્ટ નિયમો તથા કાયદા કર્યા છે કે તેમને હજાર રીતે કનડગત થયાં જ કરે. નિયમે નિયમે તલાટી, પટેલ, પોલિસપટેલ, તજવિજદાર, નોંધણી કામદારને પૈસા ખાવાનું બ્હાનું મળે.

આ બધા દુષ્ટ નિયમોનું અનુકરણ આપણી દેશી રીયાસતોમાં પણ થયું છે અને બીચારી વડોદરાની પ્રજાને તો દાઝયા પર ડામની માફક ફરજીઆત કેળવણી તથા બાળલગ્નના દંડના ત્રાસ ચોંટયા છે.

સરકાર, જમીનદાર, અથવા શાહુકાર જે ઠરાવે તે હુકમોનો અમલ કરવાનો જ હોય, તેમની જોડે ચર્ચા કરવાની ન હોય, તેમનાં પ્રમાણ ખોટાં છે તે બતાવવાનો હક્ક ન હોય એવી ખોટી માન્યતા ફેલાઈ રહી છે. પાકની આનાવારી કરવાની હોય તો તેમાં પણ પ્રજાનો અવાજ સાંભળવાનો નહીં. જો ગામપટેલ હુશિયાર અને મુત્સદ્દી હોય તો અમલદારને ખુશ કરીને આનાવારી ઓછી કરાવી શકે પણ ખરી હકીકત ખુલ્લી રીતે બહાર પાડવાનો હક્ક ખેડુતને ન હોય. ચંપારણ્યમાં તો કયો પાક કરવો, કેટલો આકાર લેવો વિગેરે બધી વિગતોમાં ત્યાંના નીલવરો એટલે શાહુકારો હુકમ કરી શકતા હતા.

આપ સૌ જાણો છો કે ખેડુતોના દુઃખનિવારણ માટે થયેલી પહેલી કાયદેસર સત્યાગ્રહની લડત ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજીએ શરૂ કરી હતી. ત્યાંના ખેડુતો અને નીલવરો ( ગળીવાળા ) ની તકરાર ઘણાં વર્ષોથી ચાલી આવતી હતી. ખરૂં જોતાં ખેડુતોની સ્થિતિ ગુલામો કરતાં ખરાબ હતી. પૈસાદાર ગળીવાળા ખેડુતોની પાસે જબરદસ્તીથી કરારો કરાવી લેતા. ખેડુતોને અમુક રકમ ધીરવામાં આવતી તે તેમને મરજી વિરૂદ્ધ લેવી જ પડતી. તેમને જમીનના અમુક ભાગમાં ગળી કરવાની ફરજ હતી. બીજા પાકમાં ગમે તેટલો નફો હોય તે છતાં અંગ્રેજ નીલવરો માટે ગળીનો પાક ઉગાડવો જ પડે. મારપીટ અને જબરદસ્તીની બ્હીકના માર્યા ખેડુતો જુલમ સહન કરી લેતા હતા. બિહારના સાધુચરિત નેતા બાબુ રાજેન્દ્રપ્રસાદ એમના પુસ્તકમાં લખે છે કે "મહાત્માજી ચંપારણ્યમાં આવ્યા તે પહેલાં ત્યાંની પ્રજામાં કોઇ કોઈ વાર ઉકાળા આવેલા, કોઇ કોઇ વાર અસહકારની તૈયારીઓ પણ ચાલેલી, પરંતુ મૂળમાં 'અહિંસા' જોઇએ તે કોઇને સુઝયું ન હતું, અને હિંસાના સિદ્ધાંતમાં અચળ શ્રદ્ધા ધરાવનાર સરકાર તથા નીલવરો પોતાની હિંસાને લગતી તમામ સાધનસામગ્રી વડે હિંસાત્મક હિલચાલને જોતજોતામાં દાબી દે એમાં શી નવાઇ?......... લગભગ ૬૦ વર્ષ સુધી રોતાં રોઇને તેમજ વખતે-કવખતે લડી ઝગડીને પણ દીલની જે વેદના ચંપારણ્યની પ્રજા પૂરી રીતે પ્રગટ ન કરી શકી તે વેદના એકદમ સરકારના સમજવામાં આવી ગઈ." આ લડતનું વિગતવાર વર્ણન અસ્થાને ગણાય. મહાત્માજીએ આદરેલા સત્યાગ્રહને લીધે સરકારને વચમાં પડયા વિના છુટકો નહોતો. તેમણે પંચ નીમ્યું. પંચનો રિપોર્ટ પ્રજાના લાભમાં થયો, નીલવરોમાં ખળભળાટ થઇ રહ્યો, છતાં ચંપારણ્ય (એગ્રેરીઅન એક્ટ) ખેડુત સંરક્ષણને કાયદો સરકારે પસાર કર્યો.

પણ મહાત્માજીએ જોઇ લીધું કે પ્રજાના બધા દુઃખોનું મૂળ કારણ તેમની અજ્ઞાન સ્થિતિને લીધે છે ચંપારણ્યની લડતને લીધે પ્રજામાં વિચિત્ર પ્રકારની સ્વતંત્રતા અને નિર્ભયતા આવી હતી પણ તે કાયમ રહેશે કે કેમ એ મોટો પ્રશ્ન હતો. ગામમાં અને રસ્તાઓ ઉપર પણ જ્યાં જુઓ ત્યાં ગંદકી, ગંદકી ને ગંદકી જ નજરે પડે. કોઈ રોગચાળો ચાલે તો આખું ગામ પાયમાલ થઇ જાય. એટલા માટે એમણે નિર્ણય કર્યો કે આ લોકો ઉપરના જુલમો ઓછા કરાવવા માત્રથી દહાડો નહીં વળે, તેમને કેળવવા માટે ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. ગુજરાત મહારાષ્ટ્રના સ્વયંસેવકોની મદદથી નિશાળો. આશ્રમો, દવાખાનાં, વિગેરે કાઢવામાં આવ્યાં. બાબુ રાજેન્દ્રપ્રસાદે તે વખતે લખ્યું હતું કે "આ લડત પછી હિંદુસ્તાનમાં એક નવો યુગ પ્રવર્ત્યો છે. આજે ચોમેર નવીન ઉત્સાહ અને નવીન જાગૃતિના ધબકારા સંભળાય છે. હિંદુસ્તાનના સ્વરાજ્યનું પહેલું બીજ ચંપારણ્યમાં રોપાયું છે, હજી તેને શાખાપ્રશાખા કે ફળફુલ નથી આવ્યાં."

### ખેડાનું પ્રકરણ

તૈયાર થયેલી જમીનમાં ઝાડને ઉગતાં વાર લાગતી નથી. તે જ પ્રમાણે આજ સાલમાં એટલે સને ૧૯૧૭માં ખેડા જીલ્લામાં ખુબ જ વરસાદ પડયો, અને તેને લીધે પાકને ભારે નુકશાન થયું, અને. ખેડા જીલ્લાની પ્રજામાં જાગૃતિ આવી ગઈ. ઠાસરા અને તેની આસપાસના ખેડુતોએ મહેસુલ માફ કરવા માટે સરકારને અરજી કરી અને આ પ્રશ્નનો નીકાલ થાય ત્યાં સુધી મહેસુલ ઉઘરાવવાનું કામ મુલતવી રાખવાની વિનંતિ કરી. સરકારે અરજીને ગણકારી નહીં. પૈસા ઉઘરાવવામાં કેવો જુલમ થતો હતો તેનું વર્ણન એક મુસલમાન ખેડુતે આપેલું તે ટાંકું છુંઃ

"ગામમાં તો કાળો કેર વર્તી રહ્યો છે. બે દિવસથી લોકોને ત્યાં રાંધ્યાં ધાન રહ્યાં છે. તલાટી લોકોને મા બ્હેન સિવાય બોલતો નથી. સ્રીવર્ગની રૂબરૂમાં નઠારી ગાળોનો વરસાદ વરસી રહ્યો છે. ઘર વેચો, ઘરેણાં વેચો, ઢોર વેચો, છેવટ બૈરીછોકરાં વેચો પણ સરકારના પૈસા ભરો! માબાપ આવો જુલમ ગુજરી રહ્યો છે."

ખેડુતોની સ્થિતિ તથા પાકની આનાવારી તપાસવાને માટે અનેક ગૃહસ્થો આવી ગયા, તેમણે રિપોર્ટો કર્યા. સરકાર તથા પ્રજા વચ્ચેની લડતના મુદ્દા નીચે પ્રમાણે હતા.

(૧) પાકની આનાવારી તલાટી કાઢે તે ખરી કે ખેતરે ખેતરે ફરીને આગેવાન ખેડુતો ને પ્રજાના આગેવાનો કાઢે તે ખરી?

(૨) આ બન્નેમાં મતભેદ પડે તો સરકારે પંચ નીમવું જોઇએ કે કેમ?

(૩) પ્રજાની સાચી માગણીને શા માટે તરછોડી કઢાય?

(૪) જો સરકાર હઠ પકડીને બેસે તો પ્રજાનો ઉપાય શો?

જ્યારે મહાત્માજીએ આ લડત હાથમાં લીધી ત્યારે તેમણે જણાવી દીધું કે પ્રજામતને માન આપીને જ રાજ કરી શકાય. પ્રજાનો મત સરકારે સાંભળવો જ જોઇએ, અને જ્યારે સખત મતભેદ થાય ત્યારે તેનો નિકાલ સ્વતંત્ર પંચથી થવો જોઇએ. જો સરકાર ન માને તો "પ્રજા પાસે બે હથીઆર છેઃ યા તો બંડ કરવું અથવા તો સત્યાગ્રહ આદરવો. સત્યાગ્રહનો આશ્રય લઇ, દુઃખ સહન કરી, શુદ્ધ ન્યાય મેળવવા મારી ખાસ હિમાયત છે. તે જ ખરો ક્ષાત્રધર્મ છે. સરકારને મારે આ હથીઆરના આશ્રયથી ખાત્રી કરી આપવી છે કે પ્રજાને શુદ્ધ ન્યાય મળી રહે છે."

"આપણે માનવી છીએ, પશુ નથી......સરકાર આપણી સાચી માગણી કબુલ ન કરે તો આપણે સરકારને કહેવું જોઇએ કે અમે મહેસુલ ભરવાના નથી. સરકારની ખોટી લડત સામે લડવું તેમાં જ આપણી વફાદારી, આપણો ખરો ધર્મ છે......ખેડા અને ચંપારણ્યનો અનુભવ મને એ જ શીખવે છે કે લોકનાયકો પ્રજામાં ફરશે, તેમની સાથે ખાશે પીશે, તો તેથી બે વર્ષમાં એવા મહત્વના ફેરફાર થઇ શકે કે જેની વાત નહીં. આ લડતનો ઉંડો અભ્યાસ કરજો. આપણે અવિનયથી ન્યાય નથી માગતા, પણ સરકારના હૃદયમાં સત્ય જાગૃત કરીને માગીએ છીએ. **ન્યાય નહીં મળે ત્યાં સુધી એ પ્રજા ઝુઝયાં કરવાની છે**.........સત્યાગ્રહીનું પ્રથમ કાર્ય એ છે કે પોતે જે કરવા બેઠો છે તે સત્ય છે કે નહીં તે તપાસવું અને ખાતરી થાય કે પોતે આદરેલું કામ સત્ય છે તો તેને આગ્રહપૂર્વક વળગી રહેવું, અને મરણ પર્યંત લડયાં કરવું."

લગભગ એક વર્ષ સુધી ખેડા જીલ્લાની લડત ચાલી હતી. તેમાં ઘણાં દુઃખ સહન કરવાં પડયાં હતાં. અનેક વ્યક્તિઓને નુકશાન ખમવું પડયું હતું. પણ સરકારની ખાત્રી થઈ ગઇ કે પ્રજામતની અવગણના કરીને રાજ ચલાવી શકાય નહીં, પ્રજામતને માન આપીને જ સરકાર ટકી શકે.

ખેડા જીલ્લાની લડતની પૂર્ણાહુતિ વખતે મહાત્માજીએ કહ્યું હતું કે "પોતાની બહાદુરીથી ખેડાની પ્રજાએ આખા હિંદુસ્તાનનું ધ્યાન ખેંચ્યું છે. સત્ય, નિર્ભયતા, ઐક્યમંપ, દૃઢતા, અને સ્વાર્થત્યાગનો રસ ખેડાની પ્રજા આજે ૭ માસથી ચાખતી આવી છે. અમારી ઉમેદ છે કે એ મહાન ગુણોને પ્રજા વધારે ખીલવશે, વધારે આગળ ચઢશે ને માતૃભૂમિનું નામ વિશેષ ઉજ્જ્વળ કરશે. અમારી દૃઢ માન્યતા છે કે ખેડા જીલ્લાની રૈયતે પોતાની, સ્વરાજ્યની ને સામ્રાજ્યની શુદ્ધ સેવા કરી છે."

## કીસાન સભા

ઉત્તર હિંદુસ્તાનમાં પણ કીસાન સભાઓની સ્થાપના થઈ છે. એ પ્રદેશમાં મોટા મોટા રાજાઓ, તાલુકદારો, તથા જમીનદારો છે તે ખેડુ પ્રજા પર જુલમ ગુજારી રહ્યા છે. સરકાર હમેશાં પૈસાદાર અને વગદાર માણસોની મદદે ધાય છે. તેમાં તેમને સરકાર તરીકે ફાયદો છે અને વ્યક્તિ તરીકે પણ ફાયદો થાય છે. એ કીસાન સભાઓ રાજકીય સંસ્થાઓ છે, તે બંડો અથવા ખુલ્લો બળવો કરવા માટે છે, તેમને રશિયાના બોલ્શેવિક સરકારની મદદ છે એવા ગપગપાટા નોકરશાહીએ ઉરાડયા હતા એમ સાંભળ્યું છે. ખરી હકીકત તો એવી છે કે ભારે દુઃખ ખમીને ઘુંદાઈ ગયેલી પ્રજા વધારે દુઃખ સહન નહીં કરી શકવાને લીધે મરતાં પહેલાંની છેલ્લી ચીસો પાડવાને તૈયાર થઇ છે. આજ

સુધી તેમનાથી બોલી શકાતું નહોતું, તેમનો પોકાર કોઇ સાંભળતું નહોતું, પણ મહાત્માજીના યુગમાં તેમની જીભ છુટી છે, અને તેમનામાં ન્યાય માગવાનો પોકાર કરવા જેટલી હિંમત આવી છે.

આ પ્રમાણે આજે આખા દેશના ખેડુતોમાં નવો જીવ રેડાયો છે. યૂરોપ અમેરિકા જાપાનની સ્થિતિ પણ તેની જ છે. ખેડુ પ્રજાની ઉન્નતિને માટે અને ખેતીની સુધારણાને માટે અંગ્રેજી ખેડુ પ્રજા અનેક હકો તથા આર્થિક મદદ માગી રહી છે અને સરકાર તે મદદ ખુશીથી આપે છે. રશિયામાં કારીગરો તથા ખેડુતોની સ્થિતિ, ખાસ કરીને ખેડુતોની સ્થિતિ એવી ભયંકર હતી કે ત્યાં મોટું બંડ થયું અને આખી દુનિયાનું મોટામાં મોટું રાજ્ય ઉથલી પડ્યું. આપણી પ્રજા સંસ્કારી છે અને આપણી આર્ય સંસ્કૃતિમાં અહિંસાને પ્રધાન સ્થાન મળ્યું છે, તેથી કરીને આ દેશમાં બનતા સુધી બંડથી નહીં પણ સત્યાગ્રહથી જુલમ તથા અન્યાયને નાબૂદ કરવાનો છે.

## કાળીપરજનું પ્રકરણ

આ લડત પુરી થઇ ત્યાર પછી આખા હિંદુસ્તાનમાં સ્વરાજ્ય અને અસહકારની મોટી ચળવળ ચાલી રહી હતી. ખેડુત પ્રજાએ તેમાં ખુબ ભાગ લીધો હતો અને તેમની જાગૃતિ પણ સારી થઇ હતી. ઘણી વાર એવું બને છે કે જ્યાં ખુબ અંધારૂં હોય છે ત્યાં અણધાર્યું તેજ પ્રકાશી નીકળે છે. ૧૯૨૩ની સાલમાં ભારે જંગલોમાં રહેતી, બહુ અજ્ઞાન કાળીપરજ નામે ઓળખાતી પ્રજામાં ઓચીંતું નવજીવન પ્રકટી નીકળ્યું. ઈશ્વરી સંકેતને લીધે તેમનામાં આત્મશુદ્ધિ તથા સ્વમાનની ભાવના જાગૃત થઇ. તેમણે શુદ્ધિનો માર્ગ પકડ્યો અને દારૂ તાડી છોડી દીધાં. આસપાસ રહેતી બીજી કોમો તરફથી અને ખાસ કરીને પીઠાવાળાઓ તરફથી જે ત્રાસ અને જુલમ વરસતો હતો તેની સામે થયા. આ પ્રજાનો મોટો ભાગ આપણા નવસારી પ્રાંતના રાની મહાલોમાં રહે છે. જે ગુલામીની સ્થિતિ ચંપારણ્યમાં ગાંધીજીએ વર્ણવી છે તેવી જ ખરાબ સ્થિતિ આપણા કાળીપરજ ભાઇઓની હતી. તેમની પાસે જોરજુલ્મીથી વેઠ સેનામાં આવતી હતી. પોતાની ખેતી બગડે તો પણ જમીનદારોની ખેતીમાં મદદ કરવાને જવું પડતું, રોજની મજુરી એક આનાથી બે આના જેટલી આપવામાં આવતી. દારૂ પીવાની સગવડ કૃપાળુ સરકારે એવી સારી કરેલી કે લગભગ આખી પ્રજા નિશામાં ચકચુર થઇને પશુવત્ જીવન ગાળતી હતી. તેમની જમીન અન્ય પ્રજાએ લુંટી લીધી હતી. જ્યારે આત્મશુદ્ધિનો પવન વાયો ત્યારે ભારે ચળવળ ચાલી રહી અને સરકારની હુંફમાં પીઠાવાળાઓએ કેર વર્તાવ્યો. આ કરૂણાજનક કહાણીમાં હું વધારે ઉતરવા માગતો નથી. એનો ઇતિહાસ તાજો છે અને જે મંડળ કાળીપરજના રક્ષણ માટે તનતોડ મહેનત કરી રહ્યું હતું તેનો હું પ્રમુખ છું, એટલે મ્હારે મૌન રાખવું એ જ ઠીક છે. આપણી સરકારે વિચિત્ર હુકમો કાઢયા, સત્યાગ્રહની લડતને માટે મોરચા બંધાયા, પણ એટલામાં આપણા મહારાજા સાહેબ વચમાં પડયા, અને લડાઇનાં વાદળો વિખરાઇ ગયાં. આજે, વધારે અનુકૂળ અમલદારની નીમણુક થઇ છે. કાળીપરજની જમીનના રક્ષણ માટે નવો કાયદો થયો છે. દરેક લડત પછી દુઃખ ખમેલી વ્યક્તિઓને લીધે પાછળ પગલાં ભરવાં પડે છે તેમ આજે કાળીપરજની મક્કમતા ટકી શકી નથી. દારૂનું જોર વધ્યું છે, પણ જે પ્રજા ડરકણ અને બ્હીકણ હતી તેનામાં એવી નીડરતા આવી છે કે સત્યને ખાતર જીવ આપવાને તૈયાર થાય. એક વર્ષ ઉપરની ચળવળમાં એમની આત્મશુદ્ધિનો પ્રચાર અન્ય પ્રજાના હાથમાં હતો, આજે ઘણુંખરૂં કાર્ય એમણે પોતે ઉપાડી લીધું છે. જે પ્રજામાં સંગીતનું ભાન નહોતું, ધર્મની ભાવના નહોતી તે પ્રજા આજે ભજનમંડળીઓ સ્થાપીને ઉપદેશ કરવાને ગામડે ગામડે રખડે છે. દરેક લડતમાં ભરતી અને ઓટની માફક જુસ્સો વધે છે ને ઘટે છે, પણ દેશોન્નતિના યુગમાં અનેક રસ્તે પ્રગતિ તો થયાં જ કરે છે.

## જગતનો તાત

આપણી ખેડુત પ્રજાની દશાનું વિવેચન ઘણું થયું છે તે છતાં હું જરા વધારે વિગતવાર દિગ્દર્શન કરાવવા માગું છું. આપણા રાજ્યની મુખ્ય આવક જમીનમહેસુલની છે. વસ્તીનો બહુ મોટો ભાગ ખેતી કરનાર અથવા ખેતીને લગતા ધંધાઓમાં રોકાયલાતો છે. ખેડુતોની આર્થિક સ્થિતિ કેટલી બધી નિર્ગાલ્વ છે તે આપના જેવા અનુભવી પ્રતિનિધિઓને મ્હારે કહેવાનું ન હોય. ગયા દસ વર્ષમાં રૂપીઆની કિંમત અડધી થઇ ગઈ છે તે લક્ષમાં રાખીને વિચાર કરો કે આપણી આખી પ્રજાની વાર્ષિક આવક માથાદીઠ રૂ. ૭૦ ગણાય

છે. કોઈ અર્થશાસ્ત્રી વધારે કહે છે, કોઇ ઓછી કહે છે. જો આ આવકમાંથી મોટા વેપારીઓ, જમીનદારો, તાલુકદારો, કારખાનાના માલીકો, મોટા પગારદાર નોકરો વિગેરે અસંખ્ય માણસોને બાતલ કર્યા હોય તો માણસ દીઠ ઉપજ કેટલી રહે તેનો આપ જ વિચાર કરજો. આપની ખાત્રી થયા વિના નહીં રહે કે આજે ખેડુ પ્રજાને બધી સરકાર નીચોવી રહી છે. અજ્ઞાન હોવાને લીધે, ખરાબ મોસમોને લીધે, કરજમાં ડુબેલા હોવાને લીધે ઉત્તમ પ્રકારની ખેતી કરવી એ ખેડુતોને માટે લગભગ અશક્ય થઇ ગયું છે. તાપ ટાઢ અને વરસાદ સહન કરવાની ત્રિવિધ તપશ્ચર્યા અને અથાક મહેનતને પરિણામે જે અનાજ પાકે તેનો સારો હિસ્સો સરકાર પડાવી લે છે, અનાજ રૂપે કે મહેસુલ તરીકે. પછી લોકલ સેસ તથા બીજા વેરા, કણગરી, સુખડી, જકાત, કુંવરપછેડા, વિવાહવધાવું, સાદીગમી, ચુંગી વિગેરે દેશનિયમ પ્રમાણે લેવાય છે. આ ઉપરાંત ફોઇબા, માશીબા, કે મામાનું માપલું, ભટ્ટ, ભાંડ, ભવાયા કે ભંગીનું માપલું, કોટવાળ, ગામોટ કે ગોરનું માપલું, વેડીઆ વિગેરેનું માપલું, પીર કે મીરનું માપલું કાઢી આપવામાં આવે છે. છેવટે હવાલદારની ચપટી, માંડવીઆની મુઠ્ઠી, તલાટીનો ખોબો, પટેલનો ખોળો, અને કેટલીક વાર તજવિજદાર અને તેથી ઉપરના અમલદારોના ફાળામાં પણ આપવું પડે છે.

આ બધી બાબતોનો નિકાલ કર્યા પછી જે જુજ પેદાશ ખેડુતની પાસે રહે તે ઉપરાંત અનેક નાના અમલદારોને વારંવાર ખવડાવવાનું તેમના નશીબમાં લખેલું હોય છે. આ ગરીબ પ્રજાને તેના બદલામાં શું મળે છે તેનો વિચાર કરો. એક ગામથી બીજે ગામ જવાના રસ્તા સારા ન હોય, તેમની નિશાળોમાં ઠોઠ માસ્તરોની નીમણુંક થાય એટલે તેમનાં છોકરાંને સારી કેળવણી ન મળે. જે પ્રજાને સમજાવી ફોસલાવીને પ્રાથમિક કેળવણી આપવાની છે તેમનો માત્ર દંડ થયાં કરે અને ફરજીઆત કેળવણીના દંડનો કેવો ભયંકર દુરુપયોગ થાય છે તે સરકાર સારી રીતે સમજે છે તે છતાં હાથ જોડીને બેસી રહે છે. ગામના રક્ષણ માટે પોલિસ હોય છે, પણ પાકના રક્ષણ માટે તો ખેડુતોએ પોતાને ખર્ચે રખેવાળ રાખવાના હોય છે.

સાંસારિક અને શારીરિક સુધારાને માટે આપણે સાં બાળલગ્નનો કાયદો થયો છે પણ તેનો અમલ એવી ખરાબ રીતે થાય છે અને ઉપદેશ અથવા સમજાવણી માટે જરા પણ પ્રયત્ન થતો નથી, સારા વિચારોના પ્રચારને માટે એક રાતી પાઇનો ખર્ચ થતો નથી, તેથી બાળલગ્નના કાયદાને લીધે પછાત પ્રજાને માત્ર એક લાગો વધ્યો છે, અને સરકારને ઉપજનું સાધન મળ્યું છે. ગામડાંઓમાં સફાઇ ચોકખાઇને માટે આર્થિક વ્યવસ્થા નથી. એક સારા ભંગીને રાખવા જેટલી પણ રકમ હોતી નથી. ગામ-નોકરો હોય છે તેમનો ઉપયોગ પટેલ તલાટી અને નાના નોકરો કરી રહ્યા છે. માંદગી વખતે તાત્કાળિક ઔષધો મળવાની યોજના જોઇએ તેવી થઇ નથી. ગુજરાત આરોગ્ય મંડળે જે પ્રકારનાં નાનાં દવાખાનાં કાઢયાં હતાં તેવાં આપણાં રાજ્યમાં ૪૦ દવાખાનાં કાઢવામાં આવેલાં. ૪૦ ને બદલે લગભગ ૪૦૦ કાઢવાની આવશ્યક્તા છે પણ ખર્ચના કાપકુપના સપાટામાં આ દવાખાનાં ઉડી ગયાં, અને વડોદરા શહેરમાં નવાં સરકારી મકાનો બંધાયાં જ જાય છે. લાખો રૂપીયાનો ખોટો ખર્ચ થયાં કરે છે પણ ગ્રામ્ય પ્રજાને સારી સગવડો મળતી નથી. શારીરિક કેળવણી, વ્યાયામ, અખાડા, રમતગમતને માટે ગામડાંને કેટલી મદદ મળે છે? ધાર્મિક તથા નૈતિક કેળવણીને માટે, કથા-કિર્તન તથા ઉપદેશ માટે સરકાર તરફથી શું ઉત્તેજન, શું પ્રયાસ થાય છે? જો કોઇ પણ બાબતની બહુ સારી સગવડ સરકારે કરી હોય તો તે દારૂની દુકાનોની છે।

આપણા કેટલાક તાલુકા એવા છે કે લગભગ અડધાં ગામોમાં પીવાનુ ચોકખું પાણી મળી શકતું નથી. આપણા મહારાજા સાહેબ જ્યારે સંખેડા તાલુકામાં ગયેલા ત્યારે ત્યાંની પ્રજાનાં પીળાં પડી ગયેલાં શરીર જોઇને ચમકી ગયા. ફરી ફરીને તપાસો થઇ, ઠરાવો ને ટીપણો થયાં હશે પણ કુવા બંધાતા નથી. આપણે ત્યાં દંભનું જોર વધી પડયું છે. આપણે તો વૉટરવર્કસ જોઇએ છે. પાટણ, સોજીત્રા અને ભાદરણમાં વૉટર-વર્કસ કરીને એ ત્રણે ગામને આપણે લગભગ પાયમાલ કર્યાં છે હું આરોગ્યખાતાના અનુભવી અમલદાર તરીકે આ ટીકા કરૂં છું. આજે જ કરૂં છું એમ ન માનશો, પણ અમલદાર તરીકે પણ હું સામે થયો હતો. વૉટરવર્કસ બહુ ખર્ચાળ હોય છે, પાણીના નીકાલ (ડ્રેનેજ) માટે યોજના સારી ન હોય તો ગામમાં ગંદકી વધી જાય છે, અને કોઇ પણ

ગામની આર્થિક સ્થિતિ એવી નથી કે બન્નેને માટે કર આપી શકે. જો કોઇ ગામનો સખી ગૃહસ્થ બધા પૈસા આપે તો પ્રજા બોજો ખમી શકે. પણ આવી સ્થિતિ તો અપવાદરૂપ ગણાય. આપણે તો વિજળીના દીવા મુકવા છે. ગામડાંમાં દીવાને માટે દીવેલ પણ નથી. જે ગામોમાં વસ્તી ઘણી ગીચ છે ત્યાં ગામઠાણુ વધારવામાં હજાર કનડગતો નડે છે અને હમણાં જે નવો કર નાંખવાની યોજના થઇ છે તેને લીધે મોટી આફત આવી ગઇ છે.

ખેડુત પ્રજા ઉપર વેઠનો જે ત્રાસ છે તે જડમૂળથી ઉખેડી નાખવાનો છે. વેઠની પદ્ધતિમાં માત્ર ગરીબ લોકોને ત્રાસ છે અને હાંડ અથવા પૈસાદાર ખેડુતો, અને સરકારી નોકરોની ખુશામત કરનારા માણસો બચી જાય છે. વેઠનો જુલમ ઓછો કરવા માટે કાગળીઆં ઉપર અનેક નિયમો થયા છે તે છતાં મુલકી તથા પોલિસ ખાતાંના માણસો તેનો અમલ કરતા નથી એમ ચોમેરથી બૂમ આવે છે અને દરેક વિચારવંત માણસ સ્હેલાઇથી સમજી શકે કે જે હલકા નોકરોના હાથમાં કનડગત કરવાની સત્તા છે તેમની સામે થવું એ કાંઇ સ્હેલી વાત નથી. પ્રજા નિર્બળ છે અથવા નિરુત્સાહી છે એવી ટીકા કરનારા મોટા અમલદારો મનુષ્ય સ્વભાવથી આટલા બધા અજ્ઞાન રહી શકે છે તે જાણીને મને આશ્ચર્ય તથા ખેદ થાય છે.

મ્હારા મિત્ર ભાઇલાલભાઈ જોરાભાઇ કહે છે કે "પટેલ, તલાટી ને તજવિજદાર, એ ત્રણે પ્રજાના તાજા કાળ." પટેલ પણ આજે તો સરકારી નોકર થઇને રહ્યો છે અને એ ત્રણે નોકરો લાંચ ખાય છે, ખવડાવે છે, અને જુલમ કરે છે. મુલકી તથા બીજા નિયમોનો એવો રાફડો ફાટયો છે કે પગલે પગલે પ્રજાને દુઃખ દઇ શકાય. કાયદાના ફાયદા મુખ્યત્વે સરકારી નોકરોને થયા છે. જ્યાં સુધી આપણા રાજ્યના એકતરફી મુલકી નિયમોને પુરેપુરા સુધારવામાં આવે નહીં ત્યાં સુધી પ્રજાને કોઇ નિરાંતે જીવવા દેશે નહીં. ફરતા અમલદારોને લીધે પણ પ્રજાને અસહ્ય દુઃખ પડે છે, અને કમનશીબની વાત એ છે કે નોકરશાહી તે સમજી શકતી નથી. હું જાણું છું કે કેટલાક અમલદારો પ્રમાણિક છે. એવા એક મોટા અમલદાર જોડે હું ફરતો હતો ત્યારે મ્હારા જોવામાં આવ્યું કે દરેક મુકામે ગાડી અને સીધાંના પૈસા અપાયા છે કે નહીં તેની કાળજી રાખીને પોતાની રૂબરૂ પૈસા અપાવવાનો પ્રયત્ન થતો હતો; પણ તેમની સાથેનું કારકુન તથા સીપાઇઓનું લશ્કર શું કરે છે તેનો ખ્યાલ પણ તેમના મગજમાં આવતો નહીં. આપણા મહારાજાની સ્વારી જ્યારે ડીસ્ટ્રીકટમાં ફરે છે ત્યારે સેંકડો ખેડુતોને કેટલો અસહ્ય ત્રાસ થાય છે તે મેં નજરોનજર જોયું છે. રાજકુટુંબમાં લગ્નના પ્રસંગે જ્યારે આખું શહેર ખુશાલીમાં મગ્ન થયું હતું ત્યારે લગભગ સો ગાડાંવાળા સુકો રોટલો પણ ખાધા વગર વેઠમાં પડી રહ્યા હતા તે હકીકત તમારી જાણ બહાર નહીં હોય. આ રાક્ષસી વેઠને આપણે જડમૂળથી કાઢી નાખવાની છે.

જેવી રીતે હલકા નોકરોમાં લાંચનું જોર છે તેવી રીતે ઉપલા નોકરો, એટલે વધારે મોટા પગારદાર નોકરો ખુશામત અને મોજશોખના ભોગ થઇને પડે છે, અને તેમના ત્રણ દુશ્મન છેઃ ડાલી, ગાડી અને વાડી. હલકા સ્વભાવના અમલદારોને ફળફુલના કરંડીઆ, ચ્હાપાનની પાર્ટી, ફરવાને ગાડી, તથા મ્હાલવાને માટે વાડી મળે એટલે ખુશ થાય છે. જે માણસો તેમને માટે ખર્ચ કરે છે તે બીજી રીતે ચરી ખાય છે. અમલદારોને ઘેર અનાજ, ઘાસ, વિગેરે પુરૂં પાડનારા માણસો ગામડાંમાં ગરીબ માણસોને ત્રાસ આપે છે, લુંટે છે. હું મારા અમલદારભાઇઓને વિનવું છું કે ખોટા લોભ મુકી દઇને પ્રમાણિકપણે પ્રજાહિતના કામમાં ગુંથાઈ રહો. ખરૂં જોતાં અમલદાર વર્ગમાં પ્રજાહિતનાં કાર્યો કરવાની ધગશ હોવી જોઇએ, તેમના હૃદયમાં કોમળતા હોય તો જ પ્રજાનાં હૃદય જીતી શકાય. આજે તો ઘણા અમલદારો પ્રજાહિતના પ્રશ્નોનો અભ્યાસ પણ કરતા નથી. જ્યારે રૈયતવર્ગનો ને તેમનો મતભેદ થાય છે ત્યારે તેમને એમ લાગે છે કે પ્રજાવર્ગ કેમ સમજતો નથી! ખરી હકીકત એવી છે કે અમલદારવર્ગની અક્કલ અમલદારીના તોરમાં બુઠ્ઠી થઈ જાય છે. પોતાની ભૂલ જોવાની શક્તિ તેમનામાં ખ્હેર મારી જાય છે. પોતે સર્વગુણસંપન્ન હોય અને વિચારશક્તિનો ઈજારો લીધો હોય એવી ધૃષ્ટતા જોવામાં આવે છે. પણ ખરૂં જોતાં આજે શી ખરી વસ્તુસ્થિતિ છે? જો નોકરશાહીમાં વ્યવસ્થાશક્તિ હોત તો ચારે બાજુએથી ગેરવ્યવસ્થાની બૂમ પડત નહીં, જો એમનામાં સદ્બુદ્ધિ હોત તો રાજ્યતંત્ર સારૂં ચાલતું હોત, જો તેમનામાં સારી લાગણી હોત તો ગામડાંના

જુલમ, શહેરના જુલમ, લાંચ વિગેરેનો નાશ કરવાનો ભગીરથ પ્રયત્ન થઇ રહ્યો હોત. આજે તો મને શ્રીમંત મહારાજા સાહેબ માટે દયા આવે છે કે ચાળીસ વર્ષના અથાક અમલ પછી આવું નિર્જીવ અને મામુલી નોકર મંડળ ટકાવી રહ્યા છે. એકંદર આપ જોશો કે ગ્રામ્ય-પ્રજા વધારે કર આપે છે, તેને ઓછામાં ઓછી સગવડો મળે છે, અનેક રીતે તેને લુંટવામાં આવે છે, તેના ઉપર અનેક જુલમ ગુજરે છે અને તે છતાં બીચારાં ખેડુતો બધું સહન કરી લે છે. જો કોઇ વ્યક્તિ જરા પોકાર કરે છે તો તરત અમલદારવર્ગ બોલ્શેવિઝમની બૂમ મારે છે. આવી આપણી કફોડી સ્થિતિ છે.

પેટલાદ તાલુકાના, તથા ખેડા જીલ્લાના કેટલાક ખેડુતોની સ્થિતિ તો સાધારણ ઠીક છે, પણ નવસારીના રાની મહાલમાં, સંખેડા અને તીલકવાડામાં, દહેગામ તથા આતરસુંબામાં, તેમજ ધારી અને ખાંભામાં ખેડુતો કંગાળ હાલતમાં છે. આપણા શહેરી લોકો તો તમારા જેવા સફેદ વસ્ત્ર પહેરેલા ખેડુતોને જોઇને માની લે છે કે બધા ખેડુતો તમારા જેવા છે, પણ તમે જાણો છો કે આપણે ત્યાં અસંખ્ય ખેડુતોની સ્થિતિ ખરેખર દયાજનક છે, અને પછાત પ્રદેશોમાં તો અત્યંત દુઃખદાયક છે. એક કાઠીઆવાડી કવિ હિંદ-માતાને કહે છે કે

> "માજી તારાં બબ્બે પૈસે બાળ,
> પાંપળાં પેટો ભરે રે લોલ;
> માજી તેમાં બળિયાના બે ભાગ,
> અરધાં ભૂખે મરે રે લોલ;
> માજી તારાં ભૂતરાં ભૂખલાં બાળ,
> દુઃખ ભર્યાં દામણાં રે લોલ;
> માજી એના ગજીયલ બળિયલ હાટ,
> મુખ સુકામણાં રે લોલ;
> માજી તારાં અન્ન પેદા કરનાર,
> અન્ન વિના ટળવળે રે લોલ;
> માજી તારાં ધીંગા ધડબાં દિલ,
> ખળભળ્યાં કળકળે રે લોલ."

હિંદી ખેડુતોની આવી કમકમાટ ઉપજાવે એવી સ્થિતિનું કારણ એ જ કવિએ બતાવ્યું છે કે

> "ઇ રાણા ઇ રાજ, ઇ સુરજ ઇ ચાંદલો,
> બદલ્યાં ટાણાં તાજ, અજવાળાં અવટાઈ ગ્યાં.
> દિલ દાનત ને દાન, બદલ્યાં રૂઠયો રાજવી,
> ધરાએ ચોર્યાં ધાન, કલાપી યે કે'તો ગયો."

## હવેનું કર્તવ્ય

ગયા વર્ષમાં આપણા ખેડૂત પ્રજામંડળે શું કર્યું અને શું ખમ્યું તેનું વિવેચન થઈ ગયું છે. આજે રાત્રે આપણે ભવિષ્યના કાર્યક્રમનો વિચાર કરવાને બેસીશું. મ્હારી એટલી જ વિનંતિ છે કે જે ઠરાવો આપણે કરીએ તે એવા હોવા જોઈએ કે સામાન્ય રીતે સરકારને તે સ્વીકાર્યા વિના છુટકો ન થાય. સરકાર પાસે માગવાનું હશે તેટલી માગણી કરીશું. આપણી માગણી વ્યાજબી જ હોય તે છતાં જો સરકાર તેનો અસ્વીકાર કરે તો પછી આપણે સરકારનો અભિપ્રાય બદલાવવાને માટે ભગીરથ પ્રયત્ન કરવો પડશે. તેને માટે આપણે કેટલો આત્મભોગ આપવાને તૈયાર છીએ, ટુંકામાં આપણું બળ કેટલું છે, તેનો વિચાર કરીને ઠરાવ કરજો.

પેટલાદ સત્યાગ્રહનું કામ પુરૂં થયું છે એટલે હવે આપણે પોતપોતાને ઘેર જઇને આપણે ધંધે વળગી જઇએ એવી જો તમારી ઇચ્છા હોય તો ઠરાવો તે પ્રમાણે કરજો. કાયમની કચેરી, કાયમના થોડા સ્વયં-સેવકો, ગ્રામ્યજીવનમાં રસ તથા જીવ રેડનારા ઉપદેશકો, તથા આ બધી વ્યવસ્થાને માટે જોઇતો ખર્ચ કરવાને તૈયાર હો તો જ મોટી મોટી યોજનાઓ કરજો. ચંપારણ્યની લડત પછી કાયમનું કામ બહુ ટકી રહ્યું નહોતું, ખેડા તથા કાળીપરજની લડત થઇ રહી ત્યાર પછી ઉત્સાહ નરમ પડયો હતો, તે પ્રમાણે જો અહીં થવાનું હોય તો આજે જ પ્રમાણિકપણે કહી દેવું જોઇએ. જો તમે એમ માનતા હો કે પેટલાદ તાલુકાની સ્થિતિ સુધરી ગઇ છે તો તેમાં તમારી ભારે ભૂલ થશે. ખરો સુધારો કરવાને માટે ઘણો વખત લાગશે. જે સુધારો કરશો તેનો ખર્ચ ભારે પડવાનો નથી. જે ભાઇઓને સારો અનુભવ છે તે મને કહે છે કે આપણા તાલુકામાં માત્ર મ્હોંબદલાને માટે જે અયોગ્ય પૈસા ખવાય છે તેની રકમ દર વર્ષે લગભગ રૂ. ૪૦,૦૦૦ જેટલી થાય છે. હું તો આ હકીકત સાંભળીને આભો જ બની ગયો હતો. હવે જો આપણે આ રકમની બચત કરાવી શકીએ અને તેના મ્હેનતાણા માટે એ રકમનો દસમો ભાગ એટલે રૂ. ૪૦૦૦ માગીએ તો પ્રજાને રૂ. ૩૬,૦૦૦નો ફાયદો થાય છે. કાયમનું મંડળ રાખીશું તો લાંચ રૂશ્વત ઓછી થશે, જુલમ ઓછા થશે, વેઠના પ્રશ્નનો નિકાલ કોઈ જુદા

જે પ્રકારે કરીશું, પછાત કોમોની ઉન્નતિ માટે આપણે કાર્ય કરી શકીશું. ધારાળા તથા બીજી કોમોને દારૂના વ્યસનમાંથી બચાવી શકીએ તો આખા તાલુકાની આબાદી થશે. આપણો મજુર વર્ગ વધારે ઉદ્યમી થાય, અને વ્યસનથી મુક્ત થાય તેની કીંમત રૂપીઆ આના પૈમાં ગણી શકાય નહીં. હું વિનંતી કરું છું કે આ બાબતનો પુરેપુરો વિચાર કરીને, તથા શક્તિ, સાધન અને સામગ્રીનું માપ લઇને જ ઠરાવો પસાર કરજો. આપણે જે રચનાત્મક કાર્ય ઉપાડયું છે તેને અંગે દરેક ગામડે મંડળ સ્થાપ્યાં છે, પણ તે મંડળોમાં શું કામ કરવું, કેવી રીતે કરવું એ બધું વારંવાર બતાવવું પડશે. લવાદનું કામ નરમ પડી ગયું છે તે સતેજ કરવું પડશે. **આપણે તો સ્વરાજ્યની સ્થાપના કરવાની છે.** જે મહારાજાએ પંદર વર્ષ ઉપર સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સ્વેચ્છાથી પ્રજાને સોંપી તે મહાન પુરૂષ આપણાં સંપ અને કાર્યશક્તિ જોઇને અત્યંત ખુશી થશે. એમના શિરછત્ર નીચે રહીને આપણે સ્વરાજ્ય ભોગવીશું. આપણી આત્મશુદ્ધિની બાબતમાં મ્હારે જે કહેવાનું છે તે મહાત્માજીએ ગોધરામાં એમના ભાષણમાં એટલી બધી સુંદર રીતે કહ્યું છે કે તે લાંબું હોવા છતાં અહીં ટાંકું છું:

"જે પ્રજામાં સ્વરાજના તરંગો ઉછળી રહ્યા હોય તેમાં સર્વ દિશામાં જાગૃતિ હોય. સ્વરાજનું પ્રથમ પગથીઉં તો દરેક વ્યક્તિ છે. **यथा पिण्डे तथा ब्रह्माण्डे** એ મહાવાક્ય આ પ્રસંગે પણ ખરૂં જ છે. જો આપણાં હૃદયમાં નિરંતર લડાઇ ચાલ્યાં કરે, જો આપણે વાંકા ચાલતા હોઇએ, આપણી ઇંદ્રિયો ઉપર અંકુશ રાખવાને બદલે ઇંદ્રિયો આપણી ઉપર રાજ્ય ભોગવતી હોય તો સ્વરાજ્યનો અર્થ આપણે સારૂ શો હોઇ શકે? પ્રથમ પગથીઉં તો આપણે આપણી ઉપર રાજ્ય ભોગવતાં શીખવું એ છે.

પછી કુટુંબઃ જો કુટુંબમાં કલહ હોય, ભાઇઓ એક બીજાની સાથે લડે, કુટુંબીઓ સાથે ન રહી શકે, અવિભક્ત એટલે કૌટુંબિક સ્વરાજ ભોગવનારાં કુટુંબો ઝઘડાને લીધે વિભક્ત બને તો આપણે સ્વરાજને માટે લાયક કેમ બનીએ?

હવે જ્ઞાતિઃ જ્ઞાતિમાં એક બીજાની સાથે દ્વૈપ વર્તે, જ્ઞાતિઓ પોતાનો કારભાર ન ચલાવી શકે, તેમાં કાંઇ વ્યવસ્થા હોય નહીં, શેઠીઆ મોટાઇ માગે, જ્ઞાતિભાઇ સ્વેચ્છાચારી થાય ને આટલું સંકુચિત સ્વરાજ આપણે ન ચલાવી શકીએ તો રાષ્ટ્રીય સ્વરાજ કેમ ચલાવી શકીએ?

જ્ઞાતિ પછી ગામઃ આપણાં ગામનો કારભાર આપણે ન ચલાવી શકીએ, આપણી ગલીઓ સાફ ન રાખીએ, આપણાં ઘર ખડેર હોય, રસ્તા વાંકા હોય, શહેરનો કારભાર ચલાવનાર નિઃસ્વાર્થી શહેરી ન નીકળી પડે, જે કારભાર ચલાવતા હોય તે બેદરકાર હોય અથવા સ્વાર્થી હોય, તો આપણને વિશેષ સત્તા લેવાનો શો અધિકાર છે?

આપણે આપણાં ગામોની સ્થિતિ નહીં બદલાવીએ, આપણી બુરી ટેવો નહીં બદલીએ, આપણાં પાયખાનાં નહીં સુધારીએ, ત્યાં સુધી આપણે સારૂ સ્વરાજની કશી કિંમત નથી રહેવાની.

જ્યાં ઘણા લોકો વગર મોતે મરતા હોય, ત્યાં ધર્મનો, કર્મનો, આચારનો અભાવ હોવાનો સંભવ છે."

### એક વિનંતી

મહારા પાટીદાર ભાઇઓને મારે વિનંતી કરવાની છે કે એમના ગામડામાં રહેતી બીજી વસ્તી, જે વસવાયાના નામથી ઓળખાય છે તેમના ઉપર કોઇ પણ પ્રકારનો અન્યાય કે જુલમ ન થાય તે આપણે સંભાળવાનું છે. આ બાબતની ફરીઆદ મહારા કાન ઉપર કોઇ કોઇ વાર આવે છે, અને જે વર્ગને આપણે અંત્યજ કહીએ છીએ તેમને તો મારપીટ પણ થાય છે. માત્ર એક મહિના પહેલાં કેટલીક હકીકત મહાત્માજીના જાણવામાં આવેલી. તે અમુક બાબત ખરી હોય કે ન હોય પણ આપણે સૌ જાણીએ છીએ કે ગામડાંઓમાં જુલમ માંહોમાંહે થાય છે. ૧૪-૧૨-૧૯૨૪ નાં નવજીવન માં મ. ગાંધીજીએ આ વિષે ઉલ્લેખ કર્યો છે અને લખ્યું છે કે "પાટીદાર અને બીજા કહેવાતા ઉચ્ચ વર્ણોએ પોતાનું કર્તવ્ય વિચારવું રહ્યું છે. કોઇની ડાયરશાહી હવે લાંબો વખત નભવાની નથી." જો આપણે ન્યાયને માટે લડત કરી રહ્યા છીએ તો આપણે પણ ન્યાય તોળી આપવાનો છે. આ બાબત વધારે બોલવાનું ન હોય.

### ખેડુત મંડળો અને પ્રજામંડળ

ભાઇઓ, જેવી રીતે પ્રજામાં કુસંપ કરાવીને અથવા તડ પાડીને પોતાની સત્તા વધારે ને વધારે મજબુત કરવાનો પ્રયત્ન દરેક સરકાર કરે છે તેવી જ રીતે જ્યાં જાગૃતિ થઇ હોય છે અને પ્રજા દુઃખતી

મારી નીડર બનીને સત્યાગ્રહ કરવાને તૈયાર થાય છે ત્યારે તેને છુટી પાડી દઇને નરમ કરવાની કોશીશ થાય એ પણ સ્વાભાવિક છે. હું સ્પષ્ટ રીતે કહું છું કે કાળીપરજના પ્રકરણ વખતે ત્યાંના કાર્યવાહકોને ઉતારી પાડવાનો મજબુત પ્રયત્ન ત્યાંના સુબાએ તથા દીવાને કર્યો હતો, અને દરેક લખાણમાં તેમને 'બળ-વળીઆ' કહેવામાં આવ્યા હતા. હું વધારે તો શું કહું પણ મ્હારા ભાઇ જેવા અમલદારો, જે જાણતા હતા કે આ સત્યની લડતમાં હું પ્રમુખ હતો, અને હું ખોટી લડતમાં હાથ નાખું જ નહીં, જો નાખું તો તેમાંથી અસત્ય કાઢી નાખું અથવા પોતે છુટો પડી જાઉં, તે છતાં ખરાબ બુદ્ધિથી અમને વગોવવાનો મિથ્યા પ્રયત્ન તેમણે કર્યો. ઇશ્વરના રાજ્યમાં સાચને આંચ આવતી નથી, પણ વડોદરા રાજ્યની અન્ય પ્રજાએ બ્હીકના માર્યા અમને થોડી જ મદદ કરી. જ્યારે આપણો પેટલાદનો સત્યાગ્રહ શરૂ થયો ત્યારે પ્રજામંડળના કેટલાક આગે-વાનોની મદદ તથા સહાનુભૂતિ સારા પ્રમાણમાં મળી. હું પણ પ્રજામંડળના એક સભ્ય તરીકે જ દાખલ થયો હતો, અને તે મંડળના પ્રમુખ તથા મંત્રી, ભાઇ મટુભાઇ કાંટાવાળા તથા ભાઇ સાને આપણી સાથે જ રહ્યા હતા. જ્યારે એક તાલુકો આવી મોટી આફતમાં આવી પડયો હોય ત્યારે તો આખા રાજ્યની પ્રજા તરફથી ઘણી જ સંગીન મદદની આશા રાખવામાં આવે. આપણે કબુલ કરવું જોઇએ કે આપણી પ્રજાનું સંઘબળ એકત્ર થયું નથી, આપણું જોર ત્રુટક ત્રુટક વહી જાય છે. આજે કોડીનાર કે ધારીની પ્રજાને દુઃખ નડતાં હોય તો નવસારીની પ્રજા ઉદાસીન થઇને બેસી રહે અથવા એક સભા બોલાવીને ઠરાવ પસાર કરે તેમાં કોડીનારની પ્રજાનું શું પાકે? આજે દરેકે દરેક તાલુકા-માં—આખા રાજ્યમાં—જાગૃતિ આણવાની જરૂર છે. તે કાર્ય વડોદરા રાજ્ય પ્રજામંડળનું છે, અને પેટલાદ ખેડુત પ્રજામંડળનું નથી એમ કહેવામાં આવે, તો તે મ્હારે ગળે ઉતરે એમ નથી. આપણાથી એવો ભેદભાવ રાખી શકાય જ નહીં. હું કયાં પેટલાદ તાલુકાનો રહેવાસી છું? જે પ્રજા જાગૃત થઇ છે તેનો ધર્મ છે કે તેણે આસપાસની પ્રજાને જાગૃત કરવી. તેમાં સ્વાર્થ તથા પરમાર્થ સમાયાં છે. પરસ્પર મદદને લીધે જ પ્રજામત અન્યાયની સામે ટક્કર ઝીલી શકે છે, માટે આપણું કર્તવ્ય છે કે આખા રાજની પ્રજાને આપણે જગાડવી. હું એવી આશા રાખું છું કે જ્યારે આપણી લડત નરમ થશે ત્યારે દૂર અને અંધકારમાં પડેલા મહાલો, સોનગઢ, માંગરોળ, તીલકવાડા, સંખેડા, આતર-સુંબા, હારીજ, રતનપુર તથા ખાંભામાં રાજ્યકારભાર કેવો ચાલે છે, ત્યાંની પ્રજાને કેવાં દુઃખ પડે છે તેનો અભ્યાસ કરીને આપણે સત્ય તથા ન્યાય ફેલાવી દેવાને મથી રહીશું. આપને વખતે એમ લાગશે કે આ તો હવાઇ કીલ્લા છે. તેના જવાબમાં હું એટલું જ કહીશ કે આજના આપણા પ્રજાકીય જીવનની સ્થિતિ દશ વર્ષ પહેલાંની સ્થિતિ જોડે સરખાવો. હું ધારું છું કે દશ વર્ષ પહેલાંના હવાઇ કીલ્લા આજે જમીનમાં જડ ઘાલીને વ્યકત થયા છે. આત્મશ્રદ્ધા શિવાય કોઇ પણ મહાન કાર્ય સિદ્ધ થઈ શકે નહીં. તેની સાથે સાથે આપણામાં આત્મભોગ આપવાની શક્તિ હોવી જોઇએ. કોઇ પણ પ્રજાની ઉન્નતિ આત્મભોગ વગર થઇ છે? જમીનમાં દટાયલું બી જ્યારે આત્મભોગ આપે છે ત્યારે જ તેમાંથી ઝાડ ઉગે છે. પૈસા, ઘરબાર, કુટુંબનો પ્રેમ, સુખ અને શાન્તિ એ સૌનો ભોગ આપવો પડે. છેવટે એટલું પણ કહેવાની જરૂર છે કે અહિંસાધર્મ એટલે પ્રેમધર્મમાં સંયમશક્તિ બહુ ખીલવવી પડે છે. આપણા પેટલાદ સત્યાગ્રહમાં કોઇ દિવસ કોઇ માણસે મારફોડ કરી નથી એ હકીકત જાણીને સૌને આનંદ થશે. આત્મસંયમ શિવાય આત્મબળ ખીલતું નથી. આત્મબળ વિના ચારિત્ર્યબળ શી રીતે હોય? આજની સાચની લડાઈમાં ચારિત્ર્યબળ શિવાય આગળ પડતો ભાગ લઇ શકાય નહીં.

આપણે ઉત્તરાયણને પ્રસંગે મળ્યા છીએ. આજથી રાત ટુંકી થશે અને દિવસ લાંબો થવાનો, અંધકાર ઓછો થશે અને પ્રકાશ વધતો જવાનો.

ઉપનિષદની સનાતન યાચનાના ઉદ્‌ગાર સાથે મ્હારું ભાષણ પુરું કરું છું:

"અસત્યો માંહીથી પ્રભુ! પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઇ જા,
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઇ જા."

સુમન્ત મહેતા

# જાપાનમાં વૈદકીય શિક્ષણ

### ૧ પ્રસ્તાવ

પૂર્વ અને પશ્ચિમના કલહમાં સર્વ પૂર્વવાસીઓનાં નયન જાપાન તરફ વળે છે. કંઇ પચ્ચીસ વરસ પર રશિયા-જાપાન યુદ્ધમાં જાપાને પૂર્વનું સમાન મનુષ્યત્વ સિદ્ધ કર્યું, ને છેલ્લી અર્ધી સદીમાં જાપાને વિજ્ઞાનમાં —ને ખાસ કરીને વૈદકીય વિજ્ઞાનમાં પૂર્વના લોક પશ્ચિમવાસીઓ કરતાં સ્હેજે ઉતરતા નથી એ પૂરવાર કર્યું. આવી સ્થિતિમાં જાપાનનો ઇતિહાસ—રાજકીય તેમજ સંસ્કૃતિનો ઇતિહાસ હજીય પશ્ચિમની ગુલામીમાં સબડતા ભોગવ... જાણીએ એ ઇચ્છવા જોગ છે. નીચેની ટુંકી કહેવાનું છે ...ની સંસ્કૃતિના ઇતિહાસની એક વૈદકીય માં એટલી બધ... ‘ યુગધર્મ’ના વાચકો સમક્ષ રજુ કરું છું. છતાં અહીં ટાંકું

### ૨ ભૂતકાળ: ચીન

“જે પ્રજામાં ...શો અન્ય દેશોનું અનુકરણ કરતું તેમાં સર્વ દિશામાં ...ની સંસ્કૃતિ ગણી જઇ પાચન પગથીઉં તો દરેક વ્યક્તિ ...માં અભાવ છે. આધુનિક કાળમાં ब्रह्माण्डे એ મહાવાક્ય આ ...સ્કૃતિ પોતાની કરી રહેલ જો આપણાં હૃદયમાં નિરંતર ... સંસ્કૃતિ પોતાની કરતું. આપણે વાંકા ચાલતા હોઇએ, આપ... પડછાયો. ચીનની અંકુશ રાખવાને બદલે ઇંદ્રિયો આપણા ... સંબંધ ભોગવતી હોય તો સ્વરાજ્યનો અર્થ આપણે સારૂ શો હોઇ શકે? પ્રથમ પગથીઉં તો આપણે આપણી ઉપર રાજ્ય ભોગવતાં શીખવું એ છે.

પછી કુટુંબ: જો કુટુંબમાં કલહ હોય, ભાઇઓ એક બીજાની સાથે લડે, કુટુંબીઓ સાથે ન રહી શકે, અવિભક્ત એટલે કૌટુંબિક સ્વરાજ ભોગવનારાં કુટુંબો ઝઘડાને લીધે વિભક્ત બને તો આપણે સ્વરાજને માટે લાયક કેમ બનીએ?

હવે જ્ઞાતિ: જ્ઞાતિમાં એક બીજાની સાથે દ્વેષ વર્તે, જ્ઞાતિઓ પોતાનો કારભાર ન ચલાવી શકે, તેમાં કાંઇ વ્યવસ્થા હોય નહીં, શેઠીઆ મોટાઇ માગે, જ્ઞાતિભાઇ

ને મીનરલ પાણીમાં ન્હાવાની શરૂઆત આ અરસામ થઇ હોય એમ લાગે છે.

ઈ. સ. પૂર્વે ૯૬ થી ૭૦૨ ઇ. સ. ના અરસા ચીનનાં વૈદાંની અસર નજરે પડે છે. કોરિયા દ્વાર ચીનનું જ્ઞાન આવ્યું હોય એમ લાગે છે.

પૂજારીઓ વૈદનું ને વૈદશિક્ષકનું કામ કરત સરકારના ખરચે ચીનમાં વિદ્યાર્થીઓ અભ્યાસાર્થે મોકલવામાં આવતા. ને ઈ. સ. ૭૦૨માં જાપાન વૈદું શિખવવા ખાસ શાળાઓ સ્થાપવામાં આ હતી. સંપૂર્ણ વૈદું શીખવાનો અભ્યાસ કાળ સાત વરસ હતો. વૈદાંના અન્ય વિભાગો શિખવા ટુંકા વખ નિયત કરાયા હતા. છેલ્લી પરીક્ષા પાસ કર્યા પછ વિદ્યાર્થીઓ ઈશિ અથવા વૈદો બનતા. સ્ત્રીઓને કો કોઇ વાર દાયણ બનવાનું શિક્ષણ અપાતું.

ઈ. સ. ૭૧૦ થી ૧૩૩૩ સુધીના વખતમાં ચીનના પૂજારીવૈદોની સત્તા ચાલુ જ હતી. સમયમાં જાપાની લોકો સરજરી ( વાઢકાપ કામ)માં સ્હેજ આગળ વધ્યા હતા. ( સેતુર ) ની દોરીથી આંતરડાનાં ઘા સાંધવાનું, સોયથી આંખના પળીઆ કાઢવાનાં ઓપરેશનો તેઓ કરતા. ૭૫૮માં મહારાણી કોમ્યોએ દરદીઓ મા ધર્માદા ઇસ્પિતાલ બંધાવી હતી. જુનામાં જુનું જાપાની વૈદ શાહી સ્તક, ઇશિન્હો, ઇ. સ. ૯૮૨માં યાસુયોરિ ટમ્બ ન્યાયને ... આ પુસ્તકમાં આવા સર્જીકલ ઓપરેશન, પ્રસૂતિ ન્યાય તેમજ શીતળા માટેનાં અલગ ગૃહો વર્ણવવા ન હોય. ... ઘણી ચીનની દવાઓ—વનસ્પતિની તેમ

ખેડુત માં જાપાનમાં વપરાતી. ચંપણનું કામ

ભાઇઓ, જેમાં આવ્યું હતું. આ જ સમયમાં જાપા અથવા તડ પાડીને માં લાલરંગી પડદાઓનો ઉપયોગ મજબુત કરવાનો ... કરી. આ જ સિદ્ધાંતનો ઉપયોગ રીતે જ્યાં જાગૃતિ ...સેને પશ્ચિમમાં દાખલ કર્યો હતો.

### ૩ મધ્યકાળઃ પાશ્ચિમ, ડચ ઇ.

ઈ. સ. ૧૫૪૨ માં પહેલું પોર્તુગીઝ વહાણ જાપાનને કિનારે પહોંચ્યું. ને ૧૫૪૯ માં સેંટ ફ્રાંસીસ ઝીવીયર આવ્યો. ત્યારથી પશ્ચિમની અસર જાપાનમાં શરૂ થઈ એમ કહી શકાય. પશ્ચિમના મીશનરીઓ ને વૈદો આ સમયથી જાપાનમાં આવવા લાગ્યા. ૧૫૬૮ માં એક કેથોલિક દેવળ જાપાનમાં હયાત હોવાનું કહેવાય છે. આ મીશનરી વૈદ્યો મફત દવા આપતા, સર્જીકલ કામ કરતા. તેમણે ઇસ્પિતાલો ને બોટાનિક બાગો સ્થાપ્યાનું કહેવાય છે. આ મીશનરીઓને જાપાનમાંથી હાંકી કાઢ્યા પછી. તેમના એ જાપાની વિદ્યાર્થીઓએ સાકાઇમાં એક વૈદકીય શાળા સ્થાપી હતી.

ઈ. સ. ૧૫૯૭ માં ડચ વેપારીઓ જાપાન આવ્યા. તેમના વહાણુસરજનોએ જાપાનના વૈદકીય જ્ઞાન પર અસર કરી હોય એમ લાગે છે. સત્તરમી સદીમાં એમ્બ્રોઇઝ પારેના ગ્રંથોનો અનુવાદ જાપાની ભાષામાં કરવામાં આવ્યો હતો.

આ અરસામાં સરકારે યુરોપીય ગ્રંથો જાપાનમાં લાવવાની મનાઇ કીધી. આ બંધી ૧૭૦૦ સુધી રહી. ત્યાર પછી બોઅેરહાવ, વાન સ્વાઇટેન, હીસ્ટર ને અન્ય પશ્ચિમના લેખકોના ગ્રંથોના તરજુમા જાપાની ભાષામાં કરાયા હતા.

૧૮૪૮ માં મોહનીકેએ જાપાનમાં વેક્સીનેશન શરૂ કર્યું.

૧૮૫૭ માં ડચ વૈદ્યોએ મેડિકલ સ્કૂલ સ્થાપી.

૧૮૬૦ માં આ સ્કૂલ સરકારના હાથમાં ગઇ અને વખત જતાં આધુનિક યુનિવર્સિટી ઓવ ટોકિયો બની.

૧૮૬૮ ના પરિવર્તન પછી જાપાની વૈદકીય સંસ્કૃતિનો આધુનિક કાળ આરંભાગો.

### ૪ આધુનિક અથવા મેજી કાળઃ જર્મન

૧૮૭૦થી ૧૯૨૦ સુધીના પચાસ વરસમાં જાપાનની વૈદકીય સંસ્કૃતિ જર્મન અસર તળે આવી. વિદ્યાલયો, વૈદકીય એકેડેમિઓ, સ્ટેટ પરીક્ષાઓ, વૈદકીય સભાઓ, વૈદકીય માસિકો, છાપાંઓ,—સર્વ જર્મન અનુકરણો—ને તે અધકચરાં નહીં પણ સંપૂર્ણ અનુકરણો. આજના મહાન જાપાની વૈદશાસ્ત્રીઓ—શીગ, કીટસારો, નોગુચી હાતા—સર્વ જર્મની ભણેલા, ને જર્મની સાથે પોતાનો સંબંધ હજી સુધી રાખી રહેલા. જાપાનમાં વિજ્ઞાનની શિક્ષણભાષા, હજી પણ જર્મન છે.

એનેટોમિ (શરીરશાસ્ત્ર)નાં બી કાઝુગોશી ટાગુચીએ, ફીઝીયોલોજી (શરીરવિજ્ઞાન)નાં કેન્જી ઓઝાવાએ, બાયોકેમીસ્ટ્રીનાં ગુન્યો કુમાગાવા અને તો શાસાગુરો આરાકીએ, પેથલોજીનાં મોરીહારૂ મ્યૂરાએ, બેક્ટીરિયોલોજીનાં શિબાસાબુરો કીટાસાટો અને માસાકી ઓગાટાએ જાપાનમાં રોપ્યાં; જાપાની પ્રજાએ ઉગતા રોપાઓ પોષ્યા, ઉછેર્યા, ને આજે સર્વ વિશાળ વૃક્ષો થઇ જાપાની લોકને છાંયા ને કદિ કદિ પરદેશીઓને પણ મીઠાં ફળનાં દાન આભાર આપે છે.

કીટાસાટોએ ટોકિયોમાં કીટાસાટો ઇન્સ્ટીટ્યૂટસ ફોર ઇન્ફેક્શસ ડીઝીઝીસ સ્થાપ્યાં.

૧૮૯૭ માં કીયોશી શીગે ડીસેન્ટ્રી (સંગ્રહણી)નું બસીલસ શોધી કાઢ્યું.

કંશાઓ કાજીમાએ જાપાનમાં પેરેસાઇટોલોજી દાખલ કરી, ને આ વિષયમાં જાપાનીઓએ—ખાસ કરીને ટ્રેટામોડ કીડાઓમાં—અતિ સુન્દર કામ કીધું છે. ને હાલ પણ કરી રહ્યા છે.

૧૯૦૪ માં કીટ્સુરાદ ને અકીર ફુજુનામીએ શીસ્તોસોમમ્ જપોનીકમ્ શોધી કાઢ્યું. સુજેરી અને સુઝુકીએ એ કીડાનો 'મધ્ય હોસ્ટ' શોધી કાઢ્યો. ને કાટસુરાદ અને ફુજીનામીએ શીસ્તોસોમીઆસીસનું પ્રથમ વર્ણન કર્યું.

૧૯૧૧ માં નોગુચીએ 'લ્યૂટીન રીએક્શન' દાખલ કર્યું.

૧૯૧૩ માં સાદામુ યોકોગાવાએ મેટાગોનિમસ યોકોગાવાઈ શોધ્યો, ને એ કીડાનો 'દ્વિતીય હોસ્ટ' નક્કી કર્યો.

૧૯૧૬ માં એનો 'પ્રથમ હોસ્ટ' મુટોએ શોધ્યો.

૧૯૧૪-૧૫ માં રૂકીકી ઇનાદ અને યુકાક ઇડોએ ચેપી લીવર (વાઇલ-રોગ) નો સ્પાઇરોકીટ શોધી કાઢ્યો, ને એ ચેપની સફળ સીરમથીરાપી નક્કી કીધી.

૧૯૧૫ માં કેન્ઝો ફૂતાકી અને કીકુતારો ઇશીવારાએ ઉંદર-ડંખના તાવ (રેટ બાઇટ ફીવર, સ્પાઇરોકીટ મૂરીસ) નો જંતુ શોધી કાઢ્યો.

૧૯૧૧–૧૪ માં હારૂજીરો કોયાયાશીએ ક્લોનોર્-કીસ સીનેન્સીસનો 'દ્વિતિય હોસ્ટ' શોધી કાઢ્યો.

૧૯૧૪–૧૫ માં કોન નાકાગાવાએ પેરાગોનિમસ વેસ્ટમાનીનો 'હોસ્ટ' નક્કી કર્યો.

૧૯૧૫ માં એસ્કેરિસનો સ્વભાવ સાદાઓ યોશિદાએ નક્કી કર્યો.

એ જ વરસમાં કાટાસુસા બુરો યામાગાવા અને કોઈશી ઈશીકાવાએ ચાલુ સ્ટીમ્યુલાઇથી પ્રયોગી કેન્સર નિપજાવ્યો.

૧૯૨૦ માં હીદેયા નોગુચીએ યલો ફીવર—પીતજ્વર ( લેપ્ટોસ્પાઇરા ઇક્ટેરોઇડ્સ ) નો જંતુ શોધી કાઢ્યો.

જાપાનમાં આજે ( ૧૯૨૦ માં )
૫૦,૦૦૦ દાક્તરો
૨૧ વૈદકીય કોલેજો
૧,૦૦૦–ને વધુ સરકારી ને ખાનગી ઇસ્પિતાલો
૮,૦૦૦ આઇસોલેશન ઇસ્પિતાલો
૧૦ કોઢની ઇસ્પિતાલો
૧ ઇનસેન ઇસ્પિતાલ
૮ રિસર્ચ(શોધખોળ)ની સંસ્થાઓ
૫૦ વૈદકીય છાપાંઓ

છે. ઉપરાંત જાપાનના વિદ્યાર્થીઓ, સરકારના ખરચે, જર્મની, ફ્રાંસ, ઇંગ્લાંડ ને અમેરિકામાં શોધખોળનું સુન્દર કામ કરી રહ્યા છે.

આધુનિક જાપાનની આ વૈદકીય સ્થિતિ સાથે આપણી—ગુજરાતની—સ્થિતિ સરખાવવાનું, ને બને દેશોની વસ્તી, વિસ્તાર, રોગસ્થિતિ, ઇ. ધ્યાનમાં રાખી, બને દેશોની સ્થિતિમાં રહેલા આસમાનજમીનના ફેરનાં કારણો શોધવાનું કામ હું મારા વિચારશીલ વાચકોને સોંપું છું. કારણો શોધી, તે મટાડવાના ઉપાયો તે વિચારશીલ વાચકો સૂચવે એ ઇચ્છવા જોગ છે.

નાથુભાઈ દ. પટેલ

# ન્યાયખાતામાં સુધારો

ઈસ્ટ ઇંડિયા કંપની બહાદુરના વખતથી અંગ્રેજ લોકોએ પોતાના દેશમાં જે ન્યાયખાતાની વ્યવસ્થા હતી તે હિંદુસ્તાનમાં દાખલ કરવા માંડી. આપણે ત્યાં ગામ-પંચાયતની સંસ્થા માર્ફત તકરારો તથા મારામારીનો ઇન્સાફ મળતો હતો તે પદ્ધતિ નબળી પડતી ગઈ. આજે આશરે દોઢસો વર્ષના અમલ પછી અંગ્રેજ સરકારે દાખલ કરેલી ન્યાયપદ્ધતિના ગુણદોષ તપાસીએ તો તેની બન્ને બાજુએ ઘણું કહેવાનું છે. આજનો જમાનો સુધારાનો છે, અને કોઈ પણ સંસ્થામાં દોષ હોય તો તે કાઢી નાખવાનો પ્રયત્ન કરવાનો છે.

આજના ન્યાય માટે એવી ટીકા થાય છે કે (૧) ન્યાય મેળવતાં વિલંબ ઘણો જ થાય છે, (૨) ન્યાય મેળવતાં ખર્ચ ઘણો જ થાય છે, અને (૩) સ્થાનિક મંડળો તથા લવાદની વૃત્તિ ઓછી થવાને લીધે કોરટે ચઢવાનું ઘર પ્રજામાં ખુબ વધ્યું છે. સ્વરાજ્યની આત્મશુદ્ધિમાં સ્વાશ્રય, સંયમ, ક્ષમાબુદ્ધિ વિગેરે ગુણો ખીલવાય છે તેને લીધે કોરટે જવાના પ્રસંગો ઘણા ઓછા થઇ જવા જોઇએ; તે છતાં મનુષ્યસ્વભાવ એકદમ પલટાઇ જવાનો નથી અને હજી વર્ષો સુધી ન્યાયાધિશોઓ (કોરટો) નો ઉપયોગ ચાલુ રહેશે. હાલની પ્રચલિત પદ્ધતિમાં કેટલો અને કેવો સુધારો થઇ શકે તેનો વિચાર દરેક પ્રજાકીય આગેવાને કરવાનો છે. સ્વરાજ્યની ( અસહકારની ) હિલચાલમાં તાલુકે તાલુકે આશ્રમો સ્થાપવાનું શરૂ થયું છે અને પ્રજાવર્ગ કોરટે ન ચઢે એવી વ્યવસ્થા કરવા તરફ લક્ષ દોરાયું છે. લવાદોથી કેટલીક તકરારોનો ચુકાદો થાય છે, એટલે વકીલ કે ન્યાયશાસ્ત્રી ન હોય એવા સામાન્ય પ્રજાજનોએ પણ આ બાબતમાં ઉંડો રસ લેવાની જરૂર છે.

## વડોદરા રાજ્યનું 'ન્યાયખાતું'

આ વિષયમાં વડોદરા રાજ્યના સરન્યાયાધીશ શ્રી. ગોવિંદભાઇ હા. દેસાઇએ થોડા સમય ઉપર વિવેચન

કર્યું હતું તેમાંથી કેટલીક અગત્યની બાબતો તરી આવે છે તે વાચકવર્ગ આગળ રજુ કરૂં છું.

"બ્રિટિશ રાજ્યના જેવા જ આપણે અહીં સર્વ જાતના જરૂરી કાયદા થયેલા છે એટલું જ નહીં પણ કેટલીક બાબતોમાં આપણું રાજ્ય આગળ પણ વધેલું છે. હિંદુ ધર્મશાસ્ત્રોનાં આવશ્યક તત્ત્વો કાયદાના રૂપમાં ગોઠવવાની જરૂર વિષે હજી બીજે ઠેકાણે માત્ર ચર્ચા ચાલે છે ત્યારે આપણે અહીં તો તે કામ થઇ ગયું છે. બાળલગ્નપ્રતિબંધક નિબંધ વિગેરે સાંસારિક બાબતોના કાયદા કરવામાં આપણે અહીં જે પગલાં લેવાયાં છે તે બીજે ઠેકાણે લેવાનાં બાકી છે. ઇન્સાફી અને કારોબારી કામ જુદાં પાડવાની પહેલ આપણે અહીં જ થઇ છે, ને આપણી દીવાન ન્યાયાધિશીઓએ કરેલાં હુકમનામાં જાણે બ્રિટિશ રાજ્યની ન્યાયાધિશીઓએ જ કરેલાં હોય તેટલું વજન તેને આપી તેની બજાવણી બ્રિટિશ રાજ્યમાં થાય છે.

તો પણ આપણામાં હજી ઘણી ખામીઓ રહેલી છે. તે ખામીઓ શી શી છે અને તે દૂર કરવાને કેવી રીતના ઉપાય લેવા જોઇએ એ વિષે વિચાર કરવાનો છે.

ગામના લોકોને ગામમાં ને ગામમાં અથવા પાસેના ગામમાં દિવાની ઇનસાફ ટુંક વખતમાં થોડા ખર્ચે અને સરળતાથી મળે એટલા માટે ગામપંચાયતોને દિવાની દાવા ચલાવવાનો અધિકાર આપેલો છે. ગ્રામ્ય ન્યાયાધીશોનો નિબંધ સને ૧૯૦૨ થી કરેલો છે અને રૂ. ૧૦૦ સુધીના દાવાનો નિકાલ બિનખરચે આપસઆપસમાં સમજુત કરી તોડજોડથી થઇ શકે એટલા માટે કેટલાંક ગામો કે ગામોના જુથમાં મધ્યસ્થ પંચ નીમવાની યોજના કરી છે, પરન્તુ ગામપંચાયતો તરફથી દિવાની દાવા સંબંધી કંઈજ કામ થતું નથી. ગ્રામ્ય ન્યાયાધીશ તરીકે કામ કરનાર લાયક ઇસમો મળવાને અભાવે ગ્રામ્યન્યાયાધિશીઓ માત્ર ચાર જ નીમાઇ છે, અને મધ્યસ્થ પંચની સંખ્યા તેમજ તેમની આગળ આવતાં કામોની સંખ્યા દિનપ્રતિદિન કમતી થતી જાય છે. આ સંસ્થાઓ લોકપ્રિય કેમ થઇ નથી, અને સરકારનો સ્તુત્ય હેતુ પાર પાડવાને શી તજવીજ કરવી તેનો વિચાર કરવાનો છે."

શ્રી. ગોવિન્દભાઇ ઘણા અનુભવી અમલદાર છે, અને પ્રજાની જોડે ઘણી છુટથી મળી જાય છે. એટલે એમને માહિતી હોવી જ જોઇએ કે આપણાં ગામડાંઓમાં સ્થપાયલાં ગામપંચાયતોનું બંધારણ એવું ઝેરી છે કે તેની મારફત કોઇ પણ પ્રકારનું રચનાત્મક અને પ્રજાહિતનું કામ કરાવવાની આશા રાખવી એ નિરર્થક છે. ખરૂં જોતાં ગામનો પટેલ સરકારનો બિનપગારી અથવા જુજપગારી નોકર છે, અને સરકારી નોકરોની માફક તેને પણ જે સત્તા મળેલી હોય છે તેનો દુરૂપયોગ કરીને પ્રજાવર્ગ પાસેથી મફત કામ કેવી રીતે લેવું અને જે માણસ સામો થાય તેને કેવી કનડગત કરવી તે તરફ જ તેનું લક્ષ હોય છે. મધ્યસ્થ પંચ અથવા એવી બીજી પ્રજાવર્ગમાંથી થતી ચુંટણીમાં સરકારી અમલદારો એટલે બધે દરજ્જે પોતાનો હાથ નાંખે છે કે સામાન્ય રીતે તે અમલદારોના માનીતા અથવા તેમના દલાલોને ચુંટવામાં આવે છે. સરકારનો હેતુ પાર પડતો નથી તેનું આ મુખ્ય કારણ છે. અને જ્યાં સુધી તે દૂર થાય નહિ ત્યાં સુધી કહેવાતી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ નિષ્ફળ જશે.

"પક્ષકારો તથા તેના સાહેદોને જરૂર કરતાં વધારે અથડામણ ન થાય તથા કામનું વિનાકારણ લંબાણ ન થાય એવી તજવીજ થવી જોઇએ."

"પ્રજાવર્ગ પૈકીના ગૃહસ્થોની નીમેલી સુધરાઈ, ફોજદારી ન્યાયાધિશીની મુગલો (bench)માં ચાલતાં ક્ષુલ્લક પ્રકારનાં નાનાં કામોમાં ઘણો વિલંબ થાય છે. આવાં કામનો નિકાલ પહેલી જ બેઠકે અને ફરિયાદ દાખલ થયા પછી દસપંદર દિવસે થવો જોઇએ તેને બદલે ૭, નવ અગર બાર માસ ઉપરાંતની મુદત નીકળી જાય છે, તે બરાબર નથી."

"સેશન્સનાં કામોમાં પંચ અથવા એસેસર તરીકે બેસવાનો હક સરકારે બક્ષ્યો છે તેનો લાભ ઉમંગથી લેવાને બદલે પંચ તરીકે કામ કરવા ન્યાયાધિશી તરફથી બોલાવવામાં આવે ત્યારે તેને વેઠ તરીકે ગણી તેમાંથી છટકી જવાનો પ્રયત્ન ઘણા જણ તરફથી થાય છે. શહેરી તરીકેની ફરજો બજાવવા માટે જે સ્વાર્થત્યાગ કરવો પડે છે તે કર્યા શિવાય છુટકો નથી."

"સરકાર વિરૂદ્ધ વજનર અને બીજી બાબતોમાં દાવા થાય છે તેમાં જવાબ, પુરાવો વિગેરે રજુ કરવામાં સરકારી નોકરો ઘણો વિલંબ કરે છે અને મુદતો ઉપર મુદતો માગે છે. આવો વિલંબ દૂર કરવા માટે પગલાં લેવાં જોઇએ......દિવાની કામ નદિ ચાલવાથી પક્ષકારોને પોતાનું દરરોજનું કામ મુકી નકામા ધક્કા

ખાવા પડે તેથી થતું નુકશાન, શાહેદોને પણ તેવું જ નુકશાન, તેમ ભથ્થાભાડાના ખર્ચના વધારાને લીધે ઇન્સાફ઼ ઘણો મોંઘો થાય છે......કિમતી વખતનો ભોગ આપી તથા ઘણું ખર્ચ કરી વાદી હુકમનામું મેળવે તે માત્ર એક કાગળ તરીકે ન રહેતાં તેમાં કરેલા ન્યાયાધિશીના ફરમાન પ્રમાણે તુર્ત અમલ કરવાનો, અને જે દાદ વાદીને અપાવી હોય તે પ્રત્યક્ષ રીતે આપવાનું કામ તો, કામનો જલદી ફેંસલો થવાના કરતાં પણ વધારે અગત્યનું છે. પ્રતિવાદી બદદાનતથી ખોટી તકરારો ઉપસ્થિત કરી બજાવણીનું કામ લંબાવે નહિ તેમ ચુકવાચુકવી કરી બજાવણીની મુદત પુરી કરવાની તજવીજ કરી હુકમનામું રદબાતલ કરવામાં ફાવે નહિ એ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. જો કોઈ ગેરસિસ્ત ખર્ચ (લાંચ) થતો હોય તો તેને માટે એવા ખર્ચ આપનારનું બ્હીકણપણું અને સ્વાર્થ એ જ જવાબદાર છે. માત્ર કાનકુંકણી કરવાને બદલે જ્યાં સુધી નૈતિક હિંમત રાખી ગેરકાયદે માંગણી તરફ તિરસ્કાર બતાવવા અને તેવી માંગણી કરનારને શિક્ષાએ પહોંચાડવા રીતસર ફરિયાદ કરવા લાગતાવળગતા લોકો બહાર પડે નહિ ત્યાં સુધી તે બંધ પાડવાને શું થઈ શકે?...... નાદાર થવામાં જે હિણપદ ગણાતું હતું તે એકાએક કમી થઇ ગયું છે. તેને પરિણામે નાદારીનો રાફડો ફાટ્યો છે. તેથી હુકમનામાના લેણદારને બને તેટલી મદદ આપવી અને બાયડી, છોકરાં કે સગાંને નામે મિલકત કરી નાંખી કપટબુદ્ધિથી નાદારીના કાયદાનો લાભ લેવાની અને હુકમનામા વાળાને રડાવવાની ધારણામાં અરજદાર ફાવે નહિ, એ જોવાની આપણી ફરજ છે.

જ્યાં સુધી જનસમાજના મોટા ભાગની નીત ઉચ્ચ થશે નહીં ત્યાં સુધી દેશની ઉન્નતિ શી રીતે થશે? પોતાની સમક્ષ ખુન અગર ડેકાયટી જેવો ભારે ગુન્હો થતો હોય ત્યારે ઘરમાં પેશી જઇ માત્ર પોતાના જીવની પરવા કરવી એ સામાન્ય થઇ પડયું છે......ગુન્હો પોતાની સમક્ષ બન્યો હોય તો પણ ઘરનું કામ મુકી સાક્ષી આપવા જવાની તસ્દી લેવી પડે અગર જેની સામે સાક્ષી આપવાની હોય તેની રખેને ઇતરાજી થાય એવા સ્વાર્થી વિચારથી ઘણા લોકો સાક્ષી આપવા બ્હાર પડતા નથી. પાશ્ચાત્ય દેશોમાં લોકો રાજીખુશીથી સાક્ષી આપે છે, અને ગુન્હેગારને પકડવામાં મદદ કરવી એ પોતાના ધર્મ તરીકે સ્વીકારે છે."

જ્યાં પ્રજા તથા સરકાર વચ્ચે અંતર છે ત્યાં નાના અમલદારોનો ત્રાસ હોય છે, કદર થવાને બદલે ચોર કોટવાળને દંડે એવો ઘાટ થવાની બ્હીક હોય છે, એ શ્રી. ગોવિંદભાઇના લક્ષ બહાર નહીં હોય. તે છતાં આપણી ઉણપ કબુલ કરી દેવી જોઇએ.

પ્રતિજ્ઞા ઉપર ખોટી સાક્ષી આપનારને શિક્ષાએ પહોંચાડવાને ચાંપતા ઉપાય લેવાં જોઇએ.

જો કે વકીલમંડળનો મોટો ભાગ પોતાની ફરજ સમજે છે તે છતાં જે વિલંબ કરતા હોય, અસીલને ખોટી સલાહ આપીને લડાવ્યાં કરતા હોય, અથવા તેનાથી પણ વધારે દુષ્ટ કામ કરતા હોય તેમને શિક્ષાએ પહોંચાડવાની તજવીજ થઇ વકીલોની પ્રતિજ્ઞામાં ઉમેરો કરવો જોઇએ. આવા દુષ્ટ વકીલો અને સોલીસીટરો ઓછા નથી તે આપણે જાણીએ છીએ.

તે ઉપરાંત કાયદાના અજ્ઞાનને લીધે કેટલીક શરતોનું પાલન ન થયું હોય તે છતાં ન્યાયની દષ્ટિએ જે ખરૂં હોય તેવો અમલ કરવો જોઇએ.

વડોદરાના સરન્યાયાધીશે 'ન્યાયખાતા વિષે' અનેક સત્ય અને કિંમતી હકીકત 'બહાર' પાડી છે તેને માટે એમને ધન્યવાદ ઘટે છે.

સુમન્ત મહેતા

# મહર્ષિ દયાનંદ અને ગુજરાત

(૧)

ગુજરાતના કાઠીઆવાડ પ્રદેશમાં, મોરબી રાજ્યના ટંકારા ગામે સો વર્ષ ઉપર એક ઔદીચ્ય બ્રાહ્મણ કુળમાં એક બાળક જન્મ્યો. કોણ જાણતું હતું કે આ બાળક સંસારમાં અદ્વિતીય કીર્તિ ને યશ ફેલાવતો, ભારતવર્ષને જીવનદાન આપી જશે ?

એક વખતે તેમના પિતા—જે શૈવભક્ત હતા—તેમણે ઘરમાં શિવરાત્રિને દિવસે પૂજા કરી શિવલિંગ ઉપર અક્ષત ચઢાવ્યા. પોતાના પુત્ર મૂળશંકરને શિવરાત્રિ વ્રતને ધારણ કરવા આદેશ કર્યો. સંસારના ઇતિહાસ પરથી જણાય છે કે મહાન પુરૂષ ન્યૂટને વૃક્ષ પરથી ફળ પડવાથી પ્રશ્ન ઉઠાવ્યો કે ફળ કેમ પડયું ? અને અંતે તે આકર્ષણના મહાન નિયમની શોધ કરી શક્યો. શિવલિંગ ઉપર ઉંદરોને દોડાદોડી કરતા જોઇ મૂળશંકરની મૂર્તિ ઉપરથી આસ્થા ઉઠી ગઇ અને ધર્મનું સત્ય સ્વરૂપ જાણવાની ઉત્કંઠાએ ૧૨-૧૩ વર્ષની નાની વયમાં મૂળશંકરને ઘર છોડી જવા પ્રેર્યો. ઉંદરોનું શિવલિંગ પરથી પ્રસાદ ખાઇ જવું એ લોકોને મન નજીવી વાત હોય, પણ દયાનંદે આથી મૂર્તિપૂજાખંડનની સામગ્રી એકઠી કરી, અને પોતે સર્વવ્યાપક, સર્વશક્તિમાન સૃષ્ટિકર્તા બ્રહ્મનો જીજ્ઞાસુ બન્યા.

(૨)

જ્યારે બાળક કંઇક મોટો થયો ત્યારે તેની બ્હેન અને કાકાના મૃત્યુએ તેની આગળ નવીન પ્રશ્ન ઉભો કર્યો. મૃત્યુ શું છે ? આત્મા ક્યાં જાય છે ? વગેરે વિચારોએ નાસી જવાના તેના ઇરાદાને પુષ્ટ કર્યો અને ઉત્તમ તક મળતાં મહાત્મા બુદ્ધદેવે જેવી રીતે પરિવાર છોડયો તેવી જ રીતે તેણે ગૃહત્યાગ કર્યો. પિતાએ બાળક મોટો થઇ ગયો છે જાણી લગ્નની તૈયારીઓ કરી રાખેલી પણ બાળક મળે જ શાનો ? બિચારા પોતાના કર્મને દોષ આપતા રહ્યા.

બ્રહ્મચારી બની, જંગલ અને પર્વતો, ગ્રામ અને નગરો, યોગિઓ અને પંડિતોની શોધમાં ફેંદી નાંખ્યાં. ઘણે ઠેકાણે રખડયા પણ સંતોષ થયો નહિ. એમ ફરતા ફરતા મથુરામાં આવ્યા, જ્યાં નૈષ્ઠિક બ્રહ્મચારી, પ્રજ્ઞાચક્ષુ મહાન પંડિત, વેદજ્ઞ, સ્વામી શ્રી વિરજાનંદજી મહારાજ પાસે સાત વર્ષ રહી વેદાધ્યયન કર્યું. મુસાફરીના સમયમાં વિવિધ મતાનુયાયી લોકો, ઉપદેશકો અને આચાર્યો સાથે સમાગમ થવાથી ઘણા અનુભવી થયા. એમને જણાયું કે યથાર્થ જ્ઞાન, યથાર્થ કર્મ, અને યોગાભ્યાસ જ મનુષ્યને લૌકિક અને પારલૌકિક સુખ દેવાનાં સાધનો છે. તેઓને હિમાલયમાં યોગાભ્યાસ કરવાથી આત્મા અને પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત થયું. મૃત્યુથી નિર્ભયતા મળી. તદ્પશ્ચાત્ ગુરૂઋણ ચૂકવવા ઋષિ વિરજાનંદજીના આદેશાનુસાર વૈદિક ધર્મપ્રચાર અને સંસારના ઉપકાર માટે શેષ જીવન વ્યતીત કર્યું.

(૩)

પંજાબમાં મહર્ષિ દયાનંદના ઉદ્દેશોને વિશેષ સફળતા પ્રાપ્ત થઇ. તેથી ઉતરતી સફળતા યુક્તપ્રાંત અને રાજસ્થાનને મળી. ગુજરાત અને કાઠીઆવાડમાં વધારે પ્રચાર થઇ શક્યો નથી. આ સમયે ઉત્તર હિંદમાં મહર્ષિ દયાનંદના ફળરૂપે ચાર દયાનંદ એંગ્લોવૈદિક કોલેજ, વીસ ગુરૂકુળો, બસેં હાઇસ્કુલો, એક હજાર કન્યાપાઠશાળાઓ, સો અનાથાલયો અને સાતસોથી અધિક આર્યસમાજો છે. એક કરોડ રૂપીઆનું

ઇત્યાદિઉપરોક્ત સંસ્થાઓ માટે ઉત્તર હિંદમાંથી જ પ્રાપ્ત થાય છે.

ગુજરાત અને મુંબઇ ઇલાકામાં આર્યસમાજનો જોઇએ તેવો પ્રચાર થઇ શક્યો નથી. ગુજરાતીઓને સ્વામીજીના સિદ્ધાંતોનો યથાર્થ લાભ મળ્યો નથી. તેનાં કારણ ઘણાં હોઇ શકે, પણ કેટલાંક મુખ્ય કારણો આ છેઃ

(૧) પંજાબમાં શ્રી ગુરુ નાનકદેવ અને યુક્ત પ્રાંતમાં શ્રી કબીરસાહેબના સિદ્ધાંતોના પ્રચારથી ઘણીખરી માનસિક ભૂમિ તૈયાર થઇ હતી. મૂર્તિપૂજા પ્રથમથી જ લોકોને મન ગમતી નહોતી. ગુજરાત, એટલે મુંબઇ પ્રાન્તમાં મૂર્તિપૂજાનું જોર વધારે છે, અને લોકો અંધશ્રદ્ધાળુ ઘણે ભાગે છે. જ્યાં સુધી મૂર્તિપૂજા તજાય નહિ ત્યાં સુધી વૈદિક ધર્મનો પ્રચાર થવો શક્ય નથી. કબીરમત અને શિખમત મૂર્તિપૂજાનું ખંડન કરનારા છે. આર્યસમાજના પ્રચારને ઉત્તર હિંદમાં વધારે ઉત્તેજન મળ્યું તેનું આ એક કારણ છે.

(૨) ઋષિ દયાનંદે પોતાના બધા ગ્રન્થો હિન્દી ભાષામાં જ રચ્યા. ઉત્તર હિંદ જ્યાં હિન્દી ભાષાનો પ્રચાર વધારે છે ત્યાં તે વધારે ઉપયોગી થઇ પડ્યા. ગુજરાતી-

(૩) જેવી રીતે આપણું પાટનગર દિલ્હી છે, તેમ કાશી ધાર્મિક જગતનું કેન્દ્રસ્થળ છે. કોઇ પણ રાજા ત્યાં સુધી દિલ્હી કબજે ન કરે ત્યાં સુધી તે ભારતનરેશ નહિ કહેવાય. બૌદ્ધધર્મને પણ સફળતા પ્રાપ્ત થવાનું કારણ એ હતું કે તેણે કાશીમાં વિજય મેળવ્યો હતો. ઇતિહાસ કહે છે કે શંકર સ્વામીને ત્યારે જ સિદ્ધિ પ્રાપ્ત થઇ, જ્યારે તેમણે કાશીમાં શાસ્ત્રાર્થ જીત્યો. એવી જ રીતે મહર્ષિ દયાનંદે કાશીમાં અનેક શાસ્ત્રાર્થ કર્યા અને સફળતા પ્રાપ્ત કરી. આને પરિણામે કાશીની પાસેના પ્રદેશોમાં બ્રાહ્મણ અને અન્ય લોકો તેમના સિદ્ધાન્તો વિશેષ પ્રમાણમાં માનવા લાગ્યા.

(૪) ગુજરાતની પ્રજામાં વૈશ્યવૃત્તિ પ્રધાન છે. દરેક કામના આરંભમાં તે નફાતોટાનો હિસાબ કરે છે; અને આ જ વિચાર આર્યસમાજની પ્રગતિને વધવા દેતો નથી. ગુજરાતી ભાઇઓ આર્યસમાજી હોવા છતાં દાન અને ધનની સહાયતા આપવામાં, પંજાબ અથવા યુક્તપ્રાન્તમાં જોવામાં આવે છે તેટલી વીરતા અને ઉદારતા બતાવતા નથી. પણ હવે વખત આવી રહ્યો છે અને ગુજરાત પણ ઉત્તર હિંદની માફક આર્યસમાજના સિદ્ધાન્તોના પ્રચારમાં ભાગ લેશે. ગુજરાત પણ તૈયાર થઇ જશે. મહર્ષિ દયાનંદની જન્મશતાબ્દી મથુરામાં ઉજવાશે તેમાંથી જરૂર કંઇક આશાજનક

ત્રીસ ચાળીસ અંત્યજનાં છોકરાંની સાથે રહેતા શિક્ષક અને તેમનાં પત્નીનું ચિત્ર મારા સ્મરણપટ ઉપર કાયમને માટે કોતરાઇ રહ્યું છે. જ્યારે જ્યારે આ ચિત્ર લક્ષમાં આવે છે ત્યારે તેમને લાગે છે કે આર્યસમાજનું તેમ જ સમસ્ત હિંદ દેશનું ભવિષ્ય ઉજ્જ્વળ થવું જ જોઇએ. જે ઉચ્ચ વર્ણના, શિક્ષિત, ઉંચા સંસ્કારવાળા કુટુંબને વિષે આ ટીકા થઈ છે તેમને હું ઓળખું છું. તેમને વિષે મને અભિમાન છે, પણ વિદેશી મિ. વેબની કેટલીક ભૂલ થાય છે તે મારે સમજાવવી જોઇએ. આજે આપણે 'જોઇશું કે' ઉપર વર્ણવેલા આશ્રમના જેવા હજારો આશ્રમ હિંદુસ્તાનમાં સ્થપાયા છે. કેટલાકની પ્રેરણા આર્યસમાજને લીધે છે, કેટલાકની થીઓસોફીને લીધે છે, કેટલાકની રાજકીય ભાવનાને લીધે છે. જે આત્મભોગી મહાન સ્ત્રીપુરુષો આવાં જનસમાજનાં કાર્યો ઉપાડી લે છે તેમના આત્મામાં નવું ચેતન આવ્યું છે, તેમનો પુનર્જન્મ થયો છે, અને આવા નવચેતનની ધગશને લીધે તેઓ સ્વાર્થરહિત બની ગયા છે, અને એક અમુક ક્ષેત્ર શોધી લઇને જનસેવા કરવાને બેસી ગયા છે. આપણી ધર્મભૂમિમાં આવો સ્વાર્થત્યાગ અપવાદરૂપ નથી, પણ દેશની જાગૃતિના સમયમાં અનેક વાર ભભકી ઉઠે છે. જે પરિસ્થિતિ આપણે આજે જોઇ રહ્યા છીએ તે માત્ર શરૂઆતની છે. ભવિષ્યમાં આખો દેશ આવા આશ્રમોથી છવાઇ રહેશે, અને આપણી આર્ય સંસ્કૃતિનું તેજ આખા દેશ પર પ્રકાશ પાડશે.

જ્યારે આખો હિંદુસમાજ જાગી ઉઠ્યો નહોતો (આજે હજી પણ પુરેપુરો જાગ્યો નથી), તે વખતે આર્યસમાજીઓમાં દેશભક્તિનો જુસ્સો આવ્યો અને હિંદુસંગઠન, હિંદુસમાજની સુધારણાનો પ્રશ્ન તેમણે ઉપાડી લીધો તે માટે તેમને ધન્યવાદ આપવો જોઇએ. આર્યસમાજી એટલે જાગેલો આર્ય એમ હું માનું છું. એટલા ઉપરથી હું એમ ન કહું કે દરેક હિંદુ આર્યસમાજમાં દાખલ થશે. હું એમ માનું છું કે દેશને જાગ્રત કરનાર અનેક આધુનિક પંથો કે સંપ્રદાયોને લીધે આપણે ફરીતે આર્યત્વ પ્રાપ્ત કરીશું.

આર્યસમાજીઓની સંખ્યા વધતી જાય છે. ઉચ્ચ વર્ણના હિંદુઓ તેમાં દાખલ થાય છે અને જે નીચા ગણાતા હતા તે પણ દાખલ થાય છે. હિંદુધર્મમાં બીજા ધર્મના લોકોને દાખલ કરવામાં આવતા નથી એ માન્યતા તદ્દન ભૂલભરેલી છે. આજે કોળીઓ હિંદુઓમાં દાખલ થઇ ગયા છે, આવતી કાલે ભીલો પણ દાખલ થશે, પરમ દિવસે અંત્યજ દાખલ થશે. જે ધર્મમાં જીવ અને જુસ્સો છે તે પરધર્મીઓને આકર્ષી લે છે.

પરધર્મીઓને વટલાવીને હિંદુ ધર્મમાં લેવા એવો મારો આગ્રહ નથી. મારા કામની દિશા જુદી જ છે તે છતાં હું જાણું છું કે આપણા ધર્મનાં બારણાં ખુલ્લાં છે અને તેમાં અનેક બહારના લોકો દાખલ થશે. આપણા પ્રાચીન ઇતિહાસમાં એવા અનેક દાખલા છે. લાખો માણસો એક તડાકે દાખલ થઈ ગયા છે. જે અજ્ઞાન લોકો 'શુદ્ધિ'ની પ્રવૃત્તિની સામે પડ્યા છે તે કાલે તેને જરૂર સ્વીકારશે, એમ હું માનું છું.

હું ગુજરાત કાઠીઆવાડમાં ઠેકઠેકાણે રખડું છું અને હું જોઇ રહ્યો છું કે જ્યાં જ્યાં આર્યસમાજીઓનું નાનું-મોટું જુથ હોય છે ત્યાં નવજીવનનાં ચિન્હો જણાય છે. સામાન્ય રીતે નવજીવન એકદેશીય નથી હોતું. આર્યસમાજીઓને લીધે કેળવણીની સંસ્થાઓ ઉભી થાય છે, સામાજિક સુધારણાની પ્રવૃત્તિ નજરે પડે છે, કન્યા કેળવણી સતેજ થાય છે, રાષ્ટ્રીય ભાવના પોષાય છે અને રાજકીય ચળવળને ઉત્તેજન મળે છે. ટુંકામાં કહું તો— ત્યાં હિંદુ સમાજનું સંગઠન થાય છે અને જાગૃતિ આવે છે. દરેકે દરેક જીલ્લામાં અને દેશી રાજ્યોમાં આ સ્થિતિ જોવામાં આવે છે. બ્રાહ્મણો, કોળી, વાણીઆ, અનાવિલ કોમમાં, રજપુતો તેમ જ અંત્યજોમાં જ્યાં આર્યસમાજનો પંથ સ્વીકારાયો છે ત્યાં અવનવો જુસ્સો અને પ્રગતિ જોવામાં આવે છે.

આપણી હિંદી પ્રજા ગમે તેવી અજ્ઞાન હશે તો પણ સમજુ છે. અક્ષર જ્ઞાન વગર સમજણ હોઈ શકે. ભણેલા ન હોય તે ગણેલા હોઇ શકે. પણ આજે એક દુઃખજનક વસ્તુસ્થિતિ ઉત્પન્ન થઇ છે કે આપણી પ્રજા જે બાબતો પુરેપુરી સમજે છે તેનો ઉપયોગ અથવા ઉપભોગ કરી શકતી નથી. બાળલગ્ન હાનિકારક છે એવું સમજનાર માણસો તેનો અટકાવ કરવાને માટે એક પગલું લઇ શકે નહીં. આળસુ સંન્યાસી અગર ફકીરોને દાન કરવાથી આળસને ઉત્તેજન મળે છે એવી ખાત્રી થઇ હોય તો પણ સાધુઓને મદદ કરવાના જ. કન્યાઓને ઉપયોગી કેળવણી આપવાની આવશ્યકતા છે પણ તે બાબતનો અમલ કરવાની હિંમત નથી હોતી. આપણી પ્રજામાં ઉપાય લેવાની શક્તિ ઓછી છે.

પહેલ કરવાની, અમલમાં મુકવાની શક્તિ ઘટી ગઈ છે; એ શક્તિ આર્યસમાજીઓમાં પાછી આવી છે.

સ્વામી દયાનંદે જે સુધારા અથવા ફેરફાર જનસમાજમાં કર્યા, જે નવો જુસ્સો અને ઉત્સાહ સમાજમાં દાખલ કર્યા, તે ટુંકામાં ગણાવી જાઉં છું:

(૧) સંઘબળ. સંઘમાં શક્તિ છે અને સંસ્થામાં બળ છે એવો સર્વવ્યાપી સત્ય સિદ્ધાંત સ્વામીજીએ આર્યસમાજની સ્થાપના કરીને બતાવી આપ્યો. આ નવા સંઘને પચાશ વર્ષ થયાં છે અને તે સમય દરમ્યાન ઘણી સફળતા થઇ છે એ વાત નિર્વિવાદ છે. કોઈ પણ મોટું કાર્ય સિદ્ધ કરવું હોય તો સંઘબળ કેળવ્યા વિના છુટકો નથી.

(૨) શારીરિક ઉન્નતિ. આપણી પ્રજા સશક્ત હતી અને જીવન લાંબું હતું તે સૌ કોઇ જાણે છે. આજે પ્રજા તદ્દન નબળી અને ડરકણ બની ગઇ છે. આવી અવદશાનાં કારણો અનેક છે પણ હાલમાં

(ક) બ્રહ્મચર્યની અવગણના થાય છે તેને મૂળ કારણ સ્વામીજીએ ગણ્યું છે.

(ખ) વ્યાયામની બાબતમાં આપણે ગુજરાતીઓ બહુ જ દોષને પાત્ર છીએ, અને કસરતને અભાવે આપણા જુવાનીઆ નિર્માલ્ય બની ગયા છે.

(ગ) દૂધ, ઘી અને પૌષ્ટિક ખોરાકના અભાવે પણ નિર્બળતા આવી છે એ હકીકત સર્વમાન્ય છે. આજે ગામોમાં ચોકખું દૂધ મળતું નથી, ગોવધ અટકાવવાને માટે આપણે લડવાને તૈયાર છીએ પણ ગોરક્ષણ કરતા નથી. ગાયને કેવી રીતે ખવડાવવું તેનું ભાન નથી એ બાબત સમાજને એમણે સમજાવી.

(ઘ) આર્યસમાજની અસરને લીધે આજે પંજાબમાં કન્યાઓ ૨૦–૨૨ વર્ષની ઉંમરે પરણે છે અને મોટી વયની અવિવાહિત કન્યાઓ વિષે ટીકા થતી નથી. આજે કૉલેજોમાં પરણેલા જુવાનીઆ ક્વચિત જ મળી આવે છે.

(૩) કેળવણી. આ વિષયમાં આર્યસમાજે બહુ જ આગળ પડતો ભાગ લીધો છે.

(ક) અંગ્રેજી પદ્ધતિથી કેળવણી આપવાને માટે દયાનંદ ઍન્ગ્લો–વેદિક કૉલેજ છે અને આપણી જુની ગુરૂકુળની પદ્ધતિથી શિક્ષણ આપવા માટે કાંગડીમાં ગુરૂકુળ સ્થાપ્યું છે. આર્યસમાજમાં બે મત પડયા છેઃ એક સુધરેલો મત આજની પાશ્ચાત્ય સંસ્થાઓનું અનુકરણ કરવા ઇચ્છે છે અને બીજો મત જુની આર્યપદ્ધતિને પ્રાધાન્ય આપે છે. બીજાં કારણોને લીધે આ બન્ને મતને, કાંઇક મશ્કરીમાં, માંસ અને ઘાંસ પાર્ટી કહેવામાં આવે છે.

(ખ) આર્યસમાજીઓ કન્યા કેળવણીમાં આગળ વધી ગયા છે અને સેંકડો કન્યાઓને સારી કેળવણી પ્રાપ્ત થઇ છે.

(ગ) સ્વભાષા માર્ફત કેળવણી આપવાની પદ્ધતિ ઘણાં વર્ષોથી સમાજીઓએ સ્વીકારી છે, અને હિન્દી ભાષાને રાષ્ટ્રીય ભાષા કરવાનો આગ્રહ છે.

(ઘ) સંસ્કૃત ભાષાના અભ્યાસને ખુબ ઉત્તેજન આપ્યું છે.

(ચ) વેદશાસ્ત્રનો પ્રચાર ભાષાંતરો દ્વારા કરવામાં આવ્યા છે.

(૪) આત્મિક ઉન્નતિ. (ક) આર્યસમાજમાં કોઈ ગુરૂ નથી. માણસના મનને સબળ, બુદ્ધિને પ્રતિભાશાળી, આત્માને નિર્લેપ બનાવવાનો પ્રયત્ન થાય છે.

(ખ) બધી વર્ણોને માટે એક જ પ્રકારની સંધ્યા રાખી છે. જડ પદાર્થની પૂજા લુપ્ત થઈ છે.

(ગ) પ્રાણાયામ વિગેરે યોગની ક્રિયાનો અભ્યાસ થાય છે.

(૫) સામાજિક ઉન્નતિ. (ક) કોઇ પણ સમાજ ત્યાગી મહાત્માઓ શિવાય ઉન્નત થઇ શકતો નથી, તે પ્રમાણે આર્યસમાજમાંથી અનેક વ્યક્તિઓએ આત્મભોગ આપ્યો છે. મહાત્મા મુનશીરામ (સ્વામી શ્રદ્ધાનંદજી), લાલા હંસરાજ તથા પંડિત ગુરૂદત્ત એ ત્રણે ઉચ્ચ શિક્ષણ પામેલા પુરૂષોએ પોતાનાં સમસ્ત જીવન શિક્ષણ અને જ્ઞાનપ્રચારના કામમાં અર્પણ કરી દીધાં હતાં.

(ખ) સમાજી પ્રવૃત્તિ તથા ઉપદેશને લીધે દાનની દિશા બદલાઇ છે. આજ સુધી ઘણાંખરાં દાન સદાવ્રતો ખોલવામાં, અજ્ઞાન બ્રાહ્મણોને જમાડવામાં, મોટી મોટી ન્યાતો અને ચોર્યાશીઓને ભોજન આપવામાં ખર્ચાતાં હતાં. હવે ઉન્નતિને માર્ગે દોરે એવી પ્રવૃત્તિઓમાં દાન દેવાય છે.

(ગ) અસ્પૃશ્ય અથવા અછૂત ગણાતી કોમની ઉન્નતિને માટે, તેમને પાવન કરીને હિંદુ સમાજમાં દાખલ કરવાની ચળવળ સમાજીઓએ દાખલ કરી છે. જો કોઈ મનુષ્યે પરધર્મ સ્વીકાર્યો હોય તેને પશ્ચાત્તાપ થાય તો તે આર્યસમાજ માર્ફત હિંદુઓમાં ફરીથી ભેળાય છે. જે હિંદુઓને જોરજુલમથી કે લાલચથી મુસલમાન કે ખ્રિસ્તી ધર્મોમાં જવાનું થયેલું તેમને હિંદુ ધર્મમાં ફરી આવવું હોય તો આર્યસમાજનો દરવાજો ખુલ્લો છે.

(ઘ) સમાજસેવાનાં કાર્યોમાં પણ આર્યસમાજે ખુબ ઉલટ બતાવી છે. અનાથાશ્રમો અને ઔષધાલયો કાઢ્યાં છે અને રેલ, આગ, અથવા કોઇ પણ મોટી આપત્તિના પ્રસંગે સમાજીઓ સેવા કરવાને તત્પર રહ્યા છે. સ્વધર્મ, સ્વભાષા, સ્વવેશ, સ્વસભ્યતા વિગેરેને માટે હમેશ તેમનો આગ્રહ છે.

જાતિભેદના વિષયમાં ચાતુર્વર્ણ્યની વ્યવસ્થાથી જ નિરાકરણ કર્યું છે. ચાર મુખ્ય વર્ણને સ્વીકારીને, જે અસંખ્ય જાતિભેદ આજે ફેલાઇ રહ્યો છે તેને દૂર કર્યો છે.

નવચેતનના ઉમળકાને લીધે આસપાસના વાતાવરણમાં તેમણે ઘણો ઉત્સાહ ફેલાવ્યો છે. આજે અકાળી શીખોમાં જે સત્યાગ્રહનો જુસ્સો છે અને આત્મશુદ્ધિની ધગશ છે તે આડકતરી રીતે આર્યસમાજને લીધે છે. ૧૯૦૭ ની સાલથી તે આજ સુધી આર્યસમાજ ઉપર એવો આક્ષેપ મુકાયો છે કે એ સંસ્થા રાજકીય ચળવળને માટે છે અને ખુલ્લી રીતે બ્રિટિશ સરકારની વિરૂદ્ધ છે. આ આરોપ તદ્દન જુઠો છે. જે કોઇ કોમ કે પ્રજા ઉન્નતિને માર્ગે ચઢી હોય, જેમનામાં સ્વમાન અને સ્વતંત્રતા માટે જુસ્સો આવ્યો હોય તેમના ઉપર આવો આક્ષેપ મુકી શકાય નહિ. સ્વમાન અને સ્વતંત્રતા માત્ર મુડદાંઓને જ અપ્રિય હોય. દરેક સરકાર એવું ઇચ્છે છે કે પ્રજા શાન્તિથી સુઇ રહે. આપણાં દેશી રાજ્યોમાં પણ આવી મૂર્ખાઇભરેલી માન્યતા હોય છે, પણ જ્યાં સમાજમાં જીવ છે ત્યાં પ્રગતિ કર્યે જ છુટકો છે.

જે સમાજે સ્વામી દયાનંદને ઉત્પન્ન કર્યા તેની આત્મોન્નતિ થયા વિના રહે જ નહીં. સ્વામી શ્રદ્ધાનંદ, લાલા હંસરાજ, લાલા લજપતરાય જેવી મહાન વિભૂતિઓને લીધે આર્યસમાજ પ્રભાવશાળી બન્યું છે.

મહાત્મા દયાનંદનો જન્મ ગુજરાતમાં થયો હતો. તેમણે આખા હિંદુસ્તાનમાં નવું ચેતન રેડ્યું, તે છતાં એક ગુજરાતી તરીકે એમણે ગુજરાતના ગૌરવમાં વધારો કર્યો છે.

આર્યસમાજ હિંદુ સમાજથી છુટા રહેશે એમ હું માનતો નથી. ભવિષ્યમાં એ બન્ને ફરીને એકઠા થઈ જશે, પણ ત્યાર પહેલાં આપણા કુધારાઓનો નાશ થઇ ગયો હશે, અને હિંદુ સમાજનું મજબુત સંગઠન થયું હશે.

સુમન્ત મહેતા

# આર્યસમાજની ભૂતકાળની સેવાઓ અને ભાવિ કર્ત્તવ્ય

ચાલુ સાલે આખું આર્ય જગત્ હિંદના તે ધુરંધર ધર્મસુધારક મહર્ષિ દયાનંદની શતાબ્દી ઉજવવામાં મશગુલ હશે ત્યારે એ સ્વાભાવિક છે કે આર્યસમાજીઓ નહિ એવા હિંદીઓ પણ હિંદના એક મહાન રાષ્ટ્રવિધાયકને પોતાની શ્રદ્ધાંજલિ અર્પવા એમના આર્યસમાજી ભાઇઓ સાથે જોડાય અને તેમ કરવામાં ગૌરવ લે. ક્વચિત્ ક્વચિત્ યુગકાળને આંતરે રાષ્ટ્ર જ્યારે ડુબતું હોય ત્યારે તેને તારવા જન્મ ધારણ કરતી વ્યક્તિઓમાંના મહર્ષિ દયાનંદ એક હતા એ વાતનો અસ્વીકાર જ ન હોય; એટલુંએ ખરૂં કે જે નવયુગનાં દર્શન આજે આપણે કરીએ છીએ તેના પ્રણેતા—દ્રષ્ટા હોવાનું ગૌરવ વાસ્તવિક રીતે મહર્ષિ દયાનંદનું જ ગણાય.

કોઇ પણ વ્યક્તિની જીવનતુલના કરતી વેળા કે કોઈ સંસ્થાના કાર્યનું માપ આંકતી વેળાએ તે તે વ્યક્તિ કે સંસ્થાએ જે દેશકાળમાં, જે સંજોગો વચ્ચે કાર્ય કર્યું હોય, જે અનુકૂળતા કે પ્રતિકૂળતા વચ્ચે પોતાનો માર્ગ

કાપવા મથન કર્યું હોય, તે સર્વ બાબતોનો વિચાર કરવો જરૂરનો છે. જેમ સંજોગો વિશેષ પ્રતિકૂળ, જેમ સાધનો ઓછાં તેમ એ વ્યક્તિ કે સંસ્થાના કાર્યની કિંમત વિશેષ અંકાય. ભારતની એ વેળાની પરિસ્થિતિનો, એમના માર્ગમાં આવી ઉભેલી અનેક વિટંબનાઓ અને પ્રતિકૂળ સંજોગોની ગણના કર્યા વિના આર્યસમાજ કે એના પ્રણેતા મહર્ષિ દયાનંદના જીવનની તુલના કરવા કે એમની સેવાઓની કિંમત, આજે આપણે જ્યાં ઉભા છીએ તે સ્થિતિના દૃષ્ટિબિંદુથી આંકવા બેસીએ તો સ્વામીજીને અન્યાય થવાનો ભય જરૂર રહે. કાં તો પશ્ચિમના સહયોગના પરિણામે, અંગ્રેજી ભણતરના કારણે કે વિશાળ થયેલી આપણી દૃષ્ટિમર્યાદાને લીધે, આજે આપણે હિંદુસમાજમાં, હિંદુઓની ધાર્મિક માન્યતાઓમાં મહાન ફેરફાર થયેલો જોઈએ છીએ. પણ સ્વામી દયાનંદનો વખત એ નહોતો. એક બાજુ ધર્મના અજ્ઞાનના ગાઢ અંધકારમાં પડેલા સમાજના પ્રબળ વિરોધ, પ્રકોપ, અને બીજી બાજુએ રખેને પોતાના હાથમાંથી સત્તા સરી પડે એ બ્હીકે જાગૃતિની દરેક હીલચાલને મૂળમાંથી દાબવા મથન કરતી મદાંધ સરકારની ચોકી વચ્ચે સડેલા સમાજને સુધારવા પ્રયત્ન કરવો એ સ્વામીજીના સમયમાં કોઈ મનુષ્યને માટે એક સાહસ જ ગણાય. એક બાજુ શંકરાચાર્યના સમય પછી હિંદમાં પુનઃ ભયંકર અજ્ઞાન વ્યાપ્યું હોય, એક બાજુ આખી પ્રજા પશ્ચિમના મોહમાં તણાતી હોય, દેશના યુવાનો પશ્ચિમના શિક્ષણના પ્રભાવે અને પોતાના ધર્મના જ્ઞાનના અભાવે ખ્રિસ્તી વિચારોની અસર હેઠળ ઘસડાતા હોય એ વેળા—એવા પ્રતિકૂળ સંજોગોમાં—એક સંન્યાસી હિંદમાં વેદનો ઝુંડો હાથમાં લઈ હિંદીઓને સત્ય વૈદિક ધર્મનો દીક્ષામંત્ર આપવા બહાર પડે એ કોઈ યુનિવર્સિટીની પદવીથી વંચિત એ સંન્યાસી માટે અભિનંદનપાત્ર જ કહેવાય. એ કાળમાં હિંદુ સમાજમાં બ્રાહ્મણ સામે કોઈ આંગળી ભાગ્યે જ ઉઠાવી શકતું, મૂર્તિપૂજાનો વિરોધ કરવો એ મહાપાપ ગણાતું, અસ્પૃશ્યતા કાઢી નાંખવાનો ખ્યાલ સરખો કરવો એ ઘોર અનાચાર ગણાતો, સ્ત્રીશૂદ્રને યજ્ઞોપવિતનો અધિકાર છે એમ કહેવું તો કોઈ ગાંડા મગજનો તરંગ માત્ર ગણાય, તો પછી વેદ એ સર્વ ધર્મનું મૂળ છે એમ પ્રતિપાદન કરવાની તો વાત જ ક્યાં? આ સંજોગોમાં, આ પ્રતિકૂળતા સામે બાથ ભીડી હિંદુસમાજમાંથી સડો કહાડનાર દયાનંદ જેવો કોઈ વિરલ પુરૂષ જ હોઈ શકે. એમનું દેશાભિમાન, એમની વિદ્વતા, એમની કાર્યશક્તિ, અંગ્રેજીના જ્ઞાનના અભાવ છતાં ઓછાં નહોતાં. એમણે કરેલા ભગીરથ કાર્યની પ્રશંસા એમના અનુયાયીઓ કરે એ તો સ્વાભાવિક છે. પરંતુ મેડમ બ્લેવાટ્સ્કી જેવાં થીઓસોફીસ્ટને પણ એ કહેવું પડયું છે કે

"It is perfectly certain that India never saw a more learned Sanskrit scholar, a deeper metaphysician, a more fearless denunciator of any evil than Dayananda, since the time of Shankaracharya."

## માનસિક ગુલામીનો નાશ

મહર્ષિ દયાનંદ અને આર્યસમાજનું મારી દૃષ્ટિએ, સર્વથી પ્રથમ અને મહત્ત્વનું કાર્ય તો હિંદુ પ્રજામાં પોતાના દેશના ભૂતકાળ માટે, પોતાની ભવ્ય સંસ્કૃતિ માટે, પોતાના ઇતિહાસ માટે, પ્રચંડ સ્વમાનની ભાવના પ્રેરવાનું છે. જ્યાં સુધી કોઈ પણ પ્રજામાં સ્વમાનની તે પ્રચંડ જ્યોતિ ઉત્પન્ન થયેલી નથી હોતી ત્યાં સુધી તે પ્રજા મુક્તિ મેળવી શકતી નથી; અને ખાસ કરીને પારકાની ઝુંસરી હેઠળ ગુલામી વેઠતી પ્રજા! સ્વામીજીએ હિંદની મનોવૃત્તિ જ—ભાવના જ ફેરવી નાંખી; એમ કહેવામાં અતિશયોક્તિ દોષ ન નડે. એમણે હિંદીઓની નાલાયકાત કે અલ્પતાની ભાવના પર પ્રથમ સખ્ત પ્રહાર કરી હિંદી પ્રજાને એ પેગામ આપ્યો કે જ્યારે આપણા આજના રાજકર્તાઓ જંગલી હાલતમાં નવસ્ત્રા ફરતા હતા ત્યારે પણ આપણી સંસ્કૃતિ ઘણી ભવ્ય હોવાની ઇતિહાસ સાક્ષી પુરે છે. હિંદ એક વેળા જગતનો ગુરૂ હતો, આપણા વેદો વિશ્વના પુસ્તકાલયમાં સર્વથી પુરાણા ગ્રન્થો છે. આ ભાવના પ્રજા સમક્ષ ખડી થઈ, એ પ્રચંડ ધ્વનિ દેશમાં ચારે બાજુ પહોંચ્યો અને પ્રજા સફાળી જાગી. આ વાત આજે આપણા રાજકર્મચારીઓ—રાજનીતિજ્ઞો—પણ સ્વીકારશે. જો આર્યસમાજે સ્વમાનની આ ભાવના જાગ્રત કરવા સિવાય બીજું કંઈ જ ન કર્યું હોત તો પણ હિંદ તો આર્યસમાજનું અતિ ઋણી રહેત જ. પણ એ મહાપુરૂષના કાર્યની આ તો હતી માત્ર શરૂઆત, એના કાર્યનો પાયો. મહર્ષિ એક મહાન્ દેશભક્ત હોવાને લીધે દેશને રાષ્ટ્રીયતાનો મંત્ર આપવા ચુક્યા નહિ. જો વાસ્તવિક રીતે "હિંદ હિંદીઓ માટે જ (India for Indians.)" એ ગર્જના

પ્રચંડ રીતે કોઈએ પ્રથમ ઉઠાવી હોય તો તે મહર્ષિ દયાનંદે જ અને એમાં આર્યસમાજનું ગૌરવ છે.

આર્યસમાજે વેદજ્ઞાનપ્રચાર માટે કરેલ કાર્ય આજ સુધી કોઇ પણ હિંદુ ધાર્મિક સંસ્થાએ કર્યું નથી. 'જંગલી ભરવાડોનાં ગીત' ગણાતા એ વેદને મ. દયાનંદે જગતના પુસ્તકાલયમાં જૂનામાં જૂના ઉત્તમ ગ્રંથનું એનું સ્થાન પુનઃ અપાવ્યું, અને વેદાભ્યાસના બ્રાહ્મણોના ઇજારાને ભેદીને પ્રત્યેક ધર્મજિજ્ઞાસુ હિંદુને વેદનાં દર્શન કરાવ્યાં. સાથે સાથે સંસ્કૃત ભાષા અને પ્રાચીન સાહિત્યને પણ અજબ પ્રોત્સાહન મળ્યું—મૃતપ્રાય થયેલી એ ભાષા સજીવન થઇ. વેદપ્રચારથી હિંદુધર્મને એના સત્ય સ્વરૂપમાં રજુ કરીને મહર્ષિ અને તેમણે સ્થાપેલા આર્યસમાજે હિંદુધર્મની ભારેમાં ભારે સેવા કરી છે એ વાત કોઇ પણ કૃતજ્ઞ હિંદુ સ્વીકાર્યા વિના ન જ રહે. એટલું જ નહિ પણ રૂઢિવશ હિંદુ પ્રજા આગળ મૂર્તિપૂજાનું ખંડન કરી, એને અશાસ્ત્રીય સિદ્ધ કરી પ્રજાને માનસિક ગુલામીમાંથી મુક્ત કરવા પ્રયાસ કર્યો. આ બાબત મતભેદ છે—સંભવે છે, તો પણ હિંદુધર્મના સુધારાને પરિણામે પ્રજા માનસિક ગુલામીમાંથી છૂટવા મથી રહી છે, એ સ્વીકારીએ તો એ સુધારાના એક ધુરંધર પ્રણેતા દયાનંદનું ઋણ નાનું સનું ન ગણાય. આજે રાજકીય ક્ષેત્રમાં આપણે એ slave mentality (માનસિક ગુલામી)થી અકળાઇએ છીએ.

## રાષ્ટ્રીય શિક્ષણ

આજે હિંદના નાયકો બીજી એક દિશામાં ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે—રાષ્ટ્રના બાળકોનું શિક્ષણ રાષ્ટ્રના હાથમાં લેવાની બાબતમાં. છેલ્લા ત્રણ ચાર વર્ષ દરમ્યાન આપણે રાષ્ટ્રીય કેળવણીની દિશામાં અવનવા અખતરા કર્યા, બાળકોને સરકારી શાળા અને કોલેજોનો ત્યાગ કરવા સલાહ આપી ને છોડાવ્યાં, અનેક કેળવણીની સંસ્થાઓ ઉઘાડી. એ પ્રયોગ ઓછેવત્તે અંશે નિષ્ફળ નિવડયાનો સ્વીકાર આજે મહાત્માજી પણ કરી રહ્યા છે. દ્રવ્ય અને સાધનોને અભાવે આપણાં એ શિક્ષણ મંદિરો સુકાયાં છે, લુપ્ત થતાં જાય છે અને દેશયજ્ઞની વેદી પર હોમાયલા એ બાળકો દૃષ્ટપુષ્ટ સંસ્થાઓના અભાવે પાછા સરકારી શાળાઓને બારણે અથડાય છે. જ્યાં સંસ્થાઓ રહી છે ત્યાં કળા અને સાહિત્ય ઇત્યાદિને વિસારે મુકી રેંટીઆના શિક્ષણમાં સર્વસ્વ સમાયાની ચેષ્ટા થાય છે. જ્યારે આર્યસમાજનાં ગુરુકુળો વિશેષાંશે સફળ પ્રયાસો નિવડયા છે. આર્યસમાજે ત્રીસ ચાળીસ વર્ષ પહેલાં એ સિદ્ધાંત સ્વીકારેલો. આર્યસમાજે એના જન્મ સાથે જ એ પોકારીને કહ્યું કે રાષ્ટ્રના બાળકોને પરાયે હાથ શિક્ષણ આપવું એ આત્મઘાતની નીતિ છે. આપણાં બાળકોની કેળવણી આપણા જ હાથમાં હોવી જોઇએ. આર્યસમાજ આટલું કહીને જ અટક્યો હત તો જુદી વાત હતી. પણ "બોલવું એટલું પાળવું" એ સૂત્ર આર્યસમાજનો મહામંત્ર, એટલે એણે શિક્ષણનો નવો અખતરો શરૂ કરી દીધો અને પ્રજા એ તરફ એકસરખી રીતે ચોંકીને જોઇ રહી. એ નવીન પ્રયોગનો—ગુરુકુળ શિક્ષણ પ્રણાલિનો—દેશનાયકો અને પરદેશી શિક્ષણશાસ્ત્રીઓએ અભ્યાસ કર્યો, પ્રશંસા કરી. એ સંસ્થાએ ન તો ચાહી સરકારની મદદ કે ન તો એને અનુસરવો પડયો સરકારી શિક્ષણાલયોનો અભ્યાસક્રમ. ત્યાર પછી અનેક પ્રયોગો શરૂ થયા છે, પરંતુ એની પહેલ કરવાનું માન આર્યસમાજનું જ. હિંદી પ્રજાએ શું કરવું જોઇએ અને શું કરી શકે એનો પ્રયોગ સફળતાથી કરી દેખાડી આર્યસમાજે રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રમાં પોતાનું સ્થાન મોખરે સ્થાપ્યું છે. પ્રજાની ભિન્નભિન્ન સંસ્થાઓએ પ્રજાની માનસિક પ્રગતિનાં ચિન્હો, પ્રજાની સભ્યતાના કીર્તિસ્તંભો છે. પ્રજાનું ભાવિ ઘડવામાં એ સંસ્થાઓ મુખ્ય ભાગ ભજવે છે. સર જેમ્સ મેસ્ટન સમાજના આ પ્રયોગને એક અવનવા અને રસમય અખતરા ( one of the most original and interesting experiments ) તરીકે ઓળખાવે છે. આજે ચાળીસ વર્ષ પછી પણ રાષ્ટ્રીય શિક્ષણની અન્ય કોઇ સંસ્થા કે આપણી રાષ્ટ્રીય યુનિવર્સિટી આ સપાટી પર આવી શકી નથી એ ઉપરથી જ આપણે આર્યસમાજે એ ક્ષેત્રમાં કરેલી સેવાનો ખ્યાલ કરી શકીશું. દેશી ભાષાદ્વારા શિક્ષણ એ રાષ્ટ્રસિદ્ધાંત માત્ર આર્યસમાજે જ સફળતાથી પોતાના ગુરુકુળોમાં અમલમાં મુકી દેખાડયો છે. દેશે હજી આર્યસમાજને પગલે ચાલવાનું રહ્યું છે.

## એક ભાષા

બીજી અગત્યની સેવા એ કે દેશમાં એક ભાષાની જરૂરીઆત સ્વીકારી તેના પ્રચાર માટે કરેલા પ્રયાસો છે. આ બધા રાષ્ટ્રનિર્માણના ઉપાયો છે. રાષ્ટ્રસંગઠન

માટે આપણે હવે એ સ્વીકારવા લાગ્યા છીએ કે દેશમાં કોઇ સામાન્ય ભાષાની જરૂર છે: ત્યારે શું હિંદ કૃતજ્ઞતાથી એટલું પણ ન સ્વીકારે કે આર્યસમાજે, વીસ વર્ષ પૂર્વે આ માટે પ્રયાસ કરી દેશને ઉપકૃત કર્યો છે?

### અંત્યજો અને આર્યસમાજ

ન્યાતજાતના સાંકડા વાડાઓ તોડવામાં, હિંદુ પ્રજાને વહેમમાંથી, રૂઢિની ગુલામીમાંથી મુક્ત કરવામાં આર્યસમાજે નાનોસુનો ફાળો નથી આપ્યો. આજે આપણે ન્યાતજાતનાં એટલાં બંધનો નથી જોતા, આજે આપણે જ્ઞાતિનો એટલો બધો ત્રાસ નથી અનુભવવો પડતો એ પ્રતાપ વિશેષાંશે આર્યસમાજનો જ! અંત્યજ અને સ્ત્રીવર્ગની સેવા આર્યસમાજે એટલી જ ઉત્તમ રીતે બજાવી છે. અંત્યજો તરફ હિંદુ સમાજના ઘોર અત્યાચાર સામે પ્રચંડ અવાજ ઉઠાવનાર કોઇ પણ ધાર્મિક સંસ્થા હોય તો તે આર્યસમાજ જ છે. આજે ગાંધીજી હિંદુસમાજને લલાટેથી એ કલંક ધોઇ નાંખવા મથન કરી રહ્યા છે, આજે આપણે અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ અંત્યજોદ્ધારક સંસ્થાઓ નભાવવા પગભર થયા છીએ; પરંતુ અંત્યજો એમની હાલની અધમ દશામાં સડવા નથી સરજાયા, એમને મનુષ્ય તરીકે આપણા જેટલા જ હકો છે અને અસ્પૃશ્યતા એ વૈદિક દૃષ્ટિએ કેવળ દોષ છે એમ ચાળીસ વર્ષ પર કહેવાની હિંમત આર્યસમાજ સિવાય કોણે કરી હત?

### સ્ત્રીઓ અને આર્યસમાજ

હિંદુસમાજમાં સ્ત્રીઓની જે દશા હતી એ દશા સામે પણ સ્વામીજીએ આગ્રહપૂર્વક ફરિયાદ કરી અને એમને વેદાભ્યાસનો અધિકાર છે એમ સિદ્ધ કરી બતાવી એમનો ઉચ્ચ દરજ્જો સ્વીકાર્યો. સ્ત્રી કેવળ પુરૂષની સેવા ઉઠાવવા જ નહિ, પરંતુ જગતમાં કોઇ વિશિષ્ટ, વધુ ઉપયોગી કાર્ય કરવા સરજાઇ છે અને હિંદુસમાજે પોતાના સ્ત્રીસમાજપ્રતિના પાપના પ્રાયશ્ચિત્તરૂપે, સ્ત્રીપ્રતિના અત્યાચારના પરિણામરૂપે જોઇએ એટલું સહન કર્યું છે એ વાત સમાજ પાસે સ્વીકારાવવી,—આજે આ વિચાર આપણે માટે સાધારણ થઇ પડયો છે, પરંતુ ચાળીસ વર્ષ પર આ કહેનારનું શું!—એ તો કોઇ અડગ ધૈર્યવાળા વીર નરનું જ કામ! સ્ત્રીઓ માટે ઠેરઠેર પાથરેલી શિક્ષણાલયોની જાળ એ સમાજે એ દિશામાં કરેલા કાર્યનું જીવંત સ્મારક છે અને રહેશે.

### દુષ્કાળ

ભારત દુષ્કાળનું ઘર છે. દુષ્કાળ સાથે આ દેશે એવી તો ભાઇબંધી બાંધી છે કે દર વર્ષે હિંદના કોઇ ને કોઇ ભાગનો એ પરોણો હોય છે જ! ઇ. સ. ૧૮૯૭–૯૮ અને ૧૯૦૦ ના દુષ્કાળો તેમજ ઇ. સ. ૧૯૦૮ ના દુષ્કાળ વેળા, દુષ્કાળ પીડિતોને સંકટમાંથી બચાવવા માટે આર્યસમાજે કરેલા પ્રયત્નો દેશની પ્રશંસાને પાત્ર છે. સમાજસેવાનું organised—વ્યવસ્થિત કામ યોજવાની સમાજની શક્તિ અને તે પાર ઉતારવાની કાર્યદક્ષતા ઘણી ઓછી સંસ્થાઓમાં આજે પણ જોવામાં આવે છે. ગુજરાતમાં આર્યસમાજે પોતાને ખાતે આવું ચીરસ્મરણીય કાર્ય નોંધાવ્યું નથી એ જૂદી વાત, પરંતુ સમાજસેવાની જે ભાવના આપણે હિંદમાં ઝીલી રહ્યા છીએ એનો દીક્ષામંત્ર આપવાનું આચાર્ય તરીકેનું કાર્ય તો ઘણા વખત પહેલાં આર્યસમાજે જ કરેલું.

### સંગઠન અને શુદ્ધિ

આજે આખા દેશમાં સંગઠન અને શુદ્ધિનો પ્રશ્ન ઘણા જોસથી ચર્ચાઇ રહ્યો છે અને હિંદુ પ્રજાએ પોતાની છુટીછવાઇ પડેલી શક્તિઓનું સંગઠન કરી હિંદુ પ્રજાને સ્વાશ્રયી અને માની તથા સુંદર રીતે organised (વ્યવસ્થિત થયેલી) પ્રજા બનાવવાના સ્તુત્ય પ્રયાસો હિંદુઓ કરી રહ્યાં છે—કરવાની જરૂર સ્વીકારે છે. મલ્કાના રજપૂતોની શુદ્ધિને પરિણામે ડીંગડા વડે સંધાયલી દેખાતી હિંદુમુસલમાન એકતામાં ગાબડું પડયું અને ત્યારથી એ પ્રશ્ન તીવ્ર બન્યો છે અને લાલાજી જેવા દૂરઅંદેશી દેશનાયકે પણ હિંદુ શક્તિઓના સંગઠનની જરૂર જોઇ છે. અને શુદ્ધિની બાબત પર તો ઉત્તર હિંદુસ્થાનમાં આર્યસમાજીઓ અને સનાતનીઓ વચ્ચે મતભેદ જ નહોતો રહ્યો. આ સ્થિતિ આજે છે, પણ એ સેવા પણ સમાજની જ. આપણા ધર્મ ભૂલેલા ભાઇઓને એક પળની ઘેલછામાં કરેલી ભૂલને અક્ષમ્ય ગણી જીંદગીભર આપણાથી વેગળા રાખવાની ફીલસુફી તો હિંદુસમાજને જ ગળે ઉતરે. મનુષ્યના અંગના કોઇ અવયવને સુધારી શકાય એવો હોવા છતાં કપાવી અપંગ બનાવવાની આત્મઘાતક નીતિ કોણ ગ્રહણ કરે? હિંદુસમાજ એક વેળા એમાં

ગૌરવ માનતો, પણ તે વેળા સ્વામીજી અને સમાજ એ ભૂલા પડેલા બંધુઓની વ્હારે ધાયા અને એમને હિંદુ ધર્મમાં પાછા લેવાની પ્રથા ચાલુ કરી. સેંકડો, હજારો હિંદુઓને આજે આપણે આ પ્રથાને પ્રતાપે ખ્રિસ્તી કે મુસલમાનને બદલે પાછા હિંદુ થયેલા જોઇએ છીએ. આંગ્લ કવિ ટેનીસનની નીચેની પંક્તિઓથી આ ભાવના પૂર્ણ રીતે સમજી શકાયઃ

"It may be that the gulfs will wash us down,
It may be we shall touch the Happy Isles,
......But something ere the end,
Some work of noble note may yet be done."

ઉપર જણાવેલી અનેકદેશીય સેવાઓ કોઇ એક જ સંસ્થા માટે અતિ ગૌરવનો વિષય છે. એમાંની કોઈ પણ એક જ સેવા માત્ર દેશના આભારને પાત્ર લેખી શકાય. છતાંયે આર્યસમાજે એ ઉપરાંત અનેક સેવાઓ કરી છે, એ વાતની નોંધ લેવી જ પુરતી છે.

છતાં આટલી આટલી કાર્યદક્ષતા દેખાડનાર, હિંદુસમાજમાં ચેતન રેડનાર એ સંસ્થા ગુજરાતમાં થાકી ગયેલી, નિષ્ક્રિય અને અચેતનવંતી કેમ દેખાય છે એ પ્રશ્નનો ઘડીભર વિચાર કરવો રહે ખરો. ગુજરાતમાંથી દહાડે દહાડે આર્યસમાજનો પ્રભાવ અલોપ થાય છે અને તે પણ ચાળીસ વર્ષના કાર્યક્રમના અંતે જ, એનું કારણ સમાજના સિદ્ધાંતોની ત્રુટિઓ તો નહિ જ, પરંતુ ગુજરાતના કાર્યકર્તાઓની અદક્ષતા, ઉદાસીનતા અને શિથિલતા હોઇ શકે. કોઇ ચારિત્ર્યવાન નાયક ન હોય, પચાસ વર્ષના કાર્યના અંતે કોઇ શ્રદ્ધાનંદજી, રામદેવ, કે લજપતરાય ગુજરાત પેદા ન કરી શકે એ શોચનીય ખરૂં, પણ એનું કારણ ગુજરાતની એ પેદા કરવાની શક્તિની ઉણપ નહિ, પણ સમાજે જે ચારિત્ર્ય, જે કાર્યશક્તિ ગુજરાત સમક્ષ ધરવાં જોઇએ તે ધરવા સ્વામીજીના અનુયાયીઓ નિષ્ફળ નિવડયા એ છે. મોટાં મોટાં પ્રવચનો કરનારા ઉપદેશકો પોતાના આઠ નવ વર્ષના બાળકોને વિવાહની ઝુંસરીએ જોડી લ્હાવા લેવાની લોલુપતા ન છોડે કે ધનના મોહમાં ખેંચાઇ. ધનિકોને વેચાય એ ઉપદેશકો સમાજનું શું દળદર ફેડે ? હજીએ ગુજરાતનો આર્યસમાજ ચેતે અને ભવિષ્ય માટે કોઇ ચેતનવંતો કાર્યક્રમ ઘડી કાઢે તો.જ એ સ્વામીજીએ ચણેલી.ભવ્ય ઇમારતને વેરાન કરવાના મહા પાપમાંથી એ મુક્ત થાય. એ કાર્યક્રમ શો હોઇ શકે, કેવો હોવો સંભવે એની રૂપરેખા દોરૂં તો અસ્થાને નહિ ગણાય.

## ભાવિ કાર્યક્રમ

દેશમાં પ્રસરેલા હાલના વાતાવરણે બીજી સર્વ બાબતોને વીસારે મુકાવી છે. આજે રાષ્ટ્ર સ્વરાજના મંત્રો ભણી રહ્યું છે, સ્વરાજની ઝંખના ઝંખી રહ્યું છે. દરેક હિંદી—પછી તે એક કોમનો હો કે બીજી, એક મતનો હો કે બીજા, ચૂસ્ત નાફેરવાદી કે સ્વરાજીસ્ટ હો અગર વિનીત હો—એક જ જાપ જપી રહ્યો છે. એ સ્થિતિમાં આર્યસમાજ પોતાનું વ્યક્તિત્વ જાળવી, પોતાના ગૌરવને શોભે એવી દેશની ઉત્તમ સેવાઓ શી રીતે બજાવી શકે એ પ્રશ્ન ખડો થાય છે. આર્યસમાજ ઉપરની અપ્રતિમ ભવ્ય સેવાઓ કર્યા પછી એમ તો ન જ કહે કે એને કંઈ કરવાનું રહેતું નથી. હિંદના તે સાચા મિત્ર ભાઇ એન્ડ્રુઝ આર્યસમાજમાં એક મહાન્ ગુણનું દર્શન કરે છે અને તે એની adaptability યાને સંજોગો અને દેશકાળને અનુકૂળ થવાની શક્તિ ! જો આ એક જ સાદી વાત ધ્યાનમાં રાખીએ તો આર્યસમાજનું કાર્ય બહુ જ સ્પષ્ટ થાય છે. સમાજ આજે શાસ્ત્રાર્થના ઝગડામાં ન ઉતરે, સમાજ માટે કે દયાનંદ માટે કોઇ એક વ્યક્તિ પોતાનો અભિપ્રાય દર્શાવે તેને સંકુચિત દૃષ્ટિએ ઝીલી તેનો વિરોધ કરવામાં પોતાની સઘળી શક્તિઓનો વ્યય કરવામાં સાર્થકતા ન માને અને દેશની એકતા વધુ દઢ થાય એટલા માટે વધુ સહનશીલ બને. સ્વામીજીને હિંદુ સમાજ સામે પ્રહાર કરવાની જો જરૂર પડી હોય તો તે વેળાની સ્થિતિને લઇને ! જો એક શસ્ત્રવૈદ કે ડાક્ટર સામે આપણે દરદી પર શસ્ત્રપ્રયોગ ચલાવવા માટે ક્રૂરતાનો આરોપ મુકી શકીએ તો જ સ્વામીજી સામે ઉગ્રતા (aggressiveness) નો આરોપ લાવી શકીએ. પરંતુ એથી આર્યસમાજ આજે યે ઉગ્ર થાય એ ન પરવડે, આર્યસમાજ આજે રાષ્ટ્રીય કે રાજકીય પ્રવૃત્તિઓથી દૂર ન ભાગી જઇ શકે. રાજકીય બાબતને અને આર્યસમાજને હરકોઇ સંબંધ સંભવે એમ કહેતાં સમાજે શરમાવું ન જોઇએ. સ્વામીજી પોતાના સત્યાર્થપ્રકાશમાં રાજનીતિને અગ્રસ્થાન આપે છે. એમણે રાજાપ્રજાનું કર્તવ્ય દેખાડયું છે. રાજ્યબંધારણ, ન્યાય, શિક્ષા, રાજાના અત્યાચારની દવા, પ્રજાના અપરાધોના દંડ ઇત્યાદિ બાબતો પર એમણે પોતાનો અભિપ્રાય

આપ્યો છે. એમનો શિષ્ય તે જ હોઈ શકે કે જે રાજદંડ, સમાજદંડ કે ગૃહદંડનો ભય ન રાખતાં છાતી ઠોકીને સર્વાંગપૂર્ણ ધર્મને માનવા અને વ્યવહારમાં મુકવા તૈયાર હોય. કોઇ પણ કુપિતા, કુપુત્ર, કુપતિ કે દેશદ્રોહી આર્યસમાજી નથી હોઇ શકતો. હાથ જોડીને બેસી રહેવું એ સમાજીસ્ટને મન પાપ મનાવું જોઇએ. આર્યસમાજનો સભ્ય પોતાનો માર્ગ શોધવાને સ્વતંત્ર હોવો જોઇએ, માત્ર એ માર્ગ ધર્મવિરુદ્ધ ન હોય. દેશના આ સંક્રાન્તિકાળમાં—સંધિકાળમાં પોતાના પુરાણા સિદ્ધાંતોને પકડીને બેસવાને બદલે પોતાના ધર્મની વિરુદ્ધ ન જવાય એવી રીતે દેશની સામાન્ય પ્રવૃત્તિઓમાં પોતાનો ફાળો આપવા આર્યસમાજે કોઇ બંધબેસતો કાર્યક્રમ ઘડવો રહ્યો. હિંદુસમાજના જે દૂષણ સામે સ્વામીજીએ ઝુંબેશ ઉઠાવી તે દૂષણ—અંધશ્રદ્ધા (bigotry)—આર્યસમાજમાં ઘુસી જતુ દેખાય છે. એનાથી બચી જવાનો પ્રયાસ કરવો એમા જ સમાજની મુક્તિ છે.

આજે આર્યસમાજ ઠેરઠેર દયાનંદ શતાબ્દી—મહર્ષિ વિજયોત્સવ ઉજવી રહ્યો છે. ગાંધીજીને ઉત્સવ મનાવવા "રામરાજ્ય" જોઇએ. ભારતના વર્તમાન એ આચાર્ય—આર્યાવર્તવાસીઓના ગુરૂ એ મહાત્મા કહે છે કે "જે રાજાની પ્રજાને પીવા દૂધ ન મળે, ખાવા અન્ન ન મળે, પહેરવા વસ્ત્રો ન મળે, અને જે રાજાની પ્રજાને વિના કારણ કતલ કરવામાં આવે, જે રાજા ગાંજો, ભાંગ અને અફીણ દારૂનો વ્યાપાર કરે, એ રાજાની પ્રજા ઉત્સવો શી રીતે ઉજવે?" ત્યારે આપણે મહર્ષિનો શતાબ્દી દિવસ શી રીતે ઉજવીએ, ભારતના તે પ્રાતઃસ્મરણીય મહાન ધર્મોપદેશક, મહાન રાષ્ટ્રવિધાયક મહર્ષિને સ્મરણાંજલિ શાથી આપીએ? સાંજના સમાજ-મંદિરમાં એનાં ગુણગાન ગાઇ, એને માટે જલસાઓ કરી ભાષણો આપી ઋષિ–ઉત્સવ ઉજવવાનો આર્ય-સમાજનો શો અધિકાર? શક્તિના ઉપાસક એ મહાત્માની અપ્રતિમ દેશપ્રીતિનું દર્શન કરનાર સમાજીસ્ટનો તો એ જ અધિકાર છે કે પોતાના જીવનમાં એ દેશપ્રેમને ઓતપ્રોત કરે, ગુંથી દે. મહર્ષિનો આદેશ છે કે "સ્વદેશી રાજ્ય છે એ જ સર્વોપરિ, ઉત્તમ હોય છે, અર્થાત મતમતાન્તરના આગ્રહરહિત, પોતાપરાયાના પક્ષપાત-શૂન્ય, પ્રજા પર પિતામાતા સમાન કૃપા, ન્યાય અને દયા સાથે વિદેશીઓનું રાજ્ય પૂર્ણ સુખદાયક નથી જ." આ "Good Government is no substitute for self-Government" એ સૂત્રનું રૂપાંતર માત્ર છે. આજે આર્યસમાજના ધ્યાનમાં આ આદેશ છે ખરો? પોતાનો દેશ વિદેશીઓથી પાદાક્રાંત થતો હોય છતાં આર્યસમાજ એને સુખ ન માને, અખંડ ચક્રવર્તી રાજ્ય પછી સ્વરાજ ધૂળમાં મળી ગયું હોય ત્યારે એ બેશુદ્ધ ન રહી શકે. સ્વામીજીનો આદેશ આર્યસમાજ સમજે અને "રાવણ રાજ્ય મટાડી સ્વરાજ્ય સ્થાપવા કોઈ પ્રકારની બ્હીક કે કાયરતા વિના" મથન કરવાના કાર્યને પોતાના કાર્યક્રમમાં મોખરે મુકે.

મહર્ષિ દેશનું દારિદ્ર ફીટાવવા એટલા જ આગ્રહી હતા. જો આર્યસમાજ મહર્ષિનો ઉત્સવ ઉજવવા અધિકાર ધરાવવા ઇચ્છતો હોય તો દેશની દારૂણ દશાનો અભ્યાસ કરી દેશને દારિદ્ર–દુષ્કાળમાંથી મુક્ત કરવા પ્રયાસ કરે,—એને માટે ઠામેઠામ ગૃહ–ઉદ્યોગોની યોજના હાથ ધરીને. શક્તિના પુજારી સ્વામીજીને, દેશના નવયુવાનોની નિર્બળતા, નિર્માલ્યતા કાઢવા જે કંઇ પ્રયાસો થાય તે જ સાચી શ્રદ્ધાંજલિ હોઇ શકે. મહર્ષિનો ઉત્સવ પાળનારાઓ સ્વદેશી વ્રતના ચુસ્ત હિમાયતી એ પૂણ્યાત્માને સ્વદેશી વ્રત લઇને જ સંપૂર્ણ અંજલિ અર્પી શકે. એટલું આર્યસમાજીસ્ટો કરશે? સ્વદેશી પ્રચારને એમના કાર્યક્રમમાં સ્થાન રહેશે ખરૂં? સ્વદેશીના ગુજરાતને આંગણે આંગણે ચોક પુરાય, સ્વદેશીની ગુજરાતને છાપરે છાપરેથી ગર્જના થાય એ સ્થિતિ લાવવા આર્ય-સમાજ જે કંઇ ફાળો આપે તેટલો સફળ તેમનો મહર્ષિ શતાબ્દી ઉત્સવ નિવડયો ગણાય.

રાજપદો અને ખીતાબો કરતાં મહર્ષિને ધર્મ વધુ પ્રિય હતો. આજે આર્યસમાજ એ ઉત્સવ કોઇની પણ ખુશામત ન કરવાનું વ્રત લઈને જ ઉજવી શકે.

આર્યાવર્તની ઉન્નતિ એ સમાજનો ઉદ્દેશ, બધાની ઉન્નતિમાં જ મારી ઉન્નતિ એ આર્યની ભાવના! અને દેશની ઉન્નતિની સાધના ન થાય એવા ઉત્સવની ઉજવણીમાં ગૌરવ જ કયાં છે? "મનુષ્ય એને કહેવો કે મનનશીલ થઇને સ્વાત્મવત્ બીજાઓનાં દુઃખ, હાનીને સમજે; અન્યાયી બળવાનથી પણ ન ડરે, અને ધર્માત્મા નિર્બળથી પણ ડરતો રહે." આર્યસમાજે આ પ્રકારના મનુષ્યત્વની સાધના આદરવી રહી. વેદપ્રચાર એ આર્યસમાજનું વિશિષ્ટ કર્તવ્ય ખરૂં, પણ સમાજ આજે તો એ પ્રાર્થના વડે જ મહર્ષિનો

ઉત્સવ ઉજવે કે "હે જગદીશ, મહારાજાધિરાજ, પરબ્રહ્મ ! 'ક્ષત્રમ' અખંડ ચક્રવર્તી રાજ્યને માટે શૌર્ય, ધૈર્ય, નીતિ, વિનય, પરાક્રમ, અને બળ ઇત્યાદિ અમો પર વરસાવ કે જેથી અન્યદેશવાસી રાજા અમારા દેશમાં કદી ન હોય અને અમો કદી પણ પરાધીન ન હોઇએ ! अदीना स्याम शरद शतम् (સંપૂર્ણ આયુષ્યભર સ્વતંત્ર રહીએ)." સ્વામીજીનું, એ મહાન્ રાષ્ટ્રનિયામક હિંદીનું જીવંત સ્મારક એટલું જ કે એને પગલે ચાલી આર્યસમાજ એક ચેતનવંતી સંસ્થા બને અને રાષ્ટ્રને સ્વરાજને પંથે કૂચ કરાવવા પોતાથી બનતું સર્વ કંઇ કરે. એમાં જ આર્યસમાજની હસ્તીની સાર્થકતા હું તો જોઉં છું. ઇશ્વર, આર્યસમાજને એ બળ દો !

રંગીલદાસ મ. કાપડીઆ

# સત્યાગ્રહી મહર્ષિ દયાનંદ

મહર્ષિ દયાનંદના જીવનચરિત્ર ઉપરથી ઉત્તમ પ્રકારના સાચા સત્યાગ્રહનું ઉદાહરણ આપણને મળી આવે છે; અને મહર્ષિનો આદર્શ આપણી સન્મુખ રાખવાથી આખી મનુષ્ય જાતિ અને આર્યાવર્તનિવાસી નરનારીઓ પોતાના જીવનની અભિષ્ટ વાતો સિદ્ધ કરી શકે છે. પ્રથમ તો ખરેખરા ઉત્તમ સત્યાગ્રહને માટે આપણે સત્યને ત્રૈકાલાબાધ્ય ( હમેશાં એકરસ રહેનાર ) માનવાની જરૂર છે; અને ગમે તેવી વાતને સત્ય માની લેવાની નથી. વળી એની સાથે સાથે પૂર્ણ સહિષ્ણુતા રાખવાની પણ અનિવાર્ય આવશ્યકતા છે. મહર્ષિના જીવન સમયમાં મોટામોટા ધુરંધર વિદ્વાન, ઇશ્વરભક્ત હિંદુઓ, ખ્રિસ્તી, મુસલમાન વગેરે તથા પંડિતો, પાદરીઓ, મોલવીઓ વગેરે ઉપસ્થિત હતા તેઓની સાથે પોતે નિરંતર પ્રીતિથી શાંતિપૂર્વક વાતચીત કરતા હતા. સર્વને રાગદ્વેષ તજી સાચી એકતાનાં તત્ત્વોની શોધ કરીને તે પ્રમાણે વર્તન રાખવાની સલાહ આપતા હતા; અને સત્ય તો સદા ત્રૈકાલાબાધ્ય જ છે એવો ઉપદેશ કરતા હતા. સત્યની શોધ કરવી અને તેનું જ ગ્રહણ કરવું એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે એવું કહેતા, પરંતુ ખ્રિસ્તી ભાઈઓનું બાઇબલ, મુસલમાન ભાઇઓનું કુરાન, તથા હિંદુ ભાઇઓનાં પુરાણ અને અન્ય ગ્રંથો બધા જ ઇશ્વરપ્રેરિત છે એવું પોતે કદી પણ કહેતા નહીં. મનુષ્યના માધ્યમ દ્વારા પ્રકાશિત થયેલા હોવાથી એ સર્વ ગ્રંથો અપૂર્ણ જ છે, માટે આપણે એકબીજા પ્રત્યે સહિષ્ણુતા રાખવી જોઇએ, એવો તેમનો ઉપદેશ અધિક તત્ત્વવાળો અને હૃદયગ્રાહક છે. એકબીજાથી વિરુદ્ધ મનાતા ઈશ્વરીય ગ્રંથો કદી પણ ઇશ્વરીય પુસ્તકો હોઇ શકે જ નહીં. જ્યાં જ્યાં જેટલું સત્ય હોય તેટલું ગ્રાહ્ય અને જેટલું અસત્ય હોય તેટલું ત્યાજ્ય છે એવી તેઓની દૃષ્ટિ હોવાથી સર્વ મનુષ્ય એકબીજા પ્રત્યે સહિષ્ણુતા રાખે એવો જ ઉપદેશ પોતે કરતા. મનુષ્યની વિદ્યા અને બુદ્ધિ પરિમિત હોવાથી સનાતન સત્ય સમજવામાં ભૂલ થાય એવો ખાસ સંભવ રહે છે; માટે બીજાના વિશ્વાસ ઉપર અસહિષ્ણુતા પ્રગટ કરવાનો કોઇને અધિકાર નથી. સત્યની રક્ષા તથા સહિષ્ણુતાનો આદર કરવા માટે મહર્ષિએ આર્યસમાજના નિયમોમાં બતાવ્યું છે કે "સત્યનું ગ્રહણ કરવા માટે અને અસત્યનો ત્યાગ કરવા માટે સર્વદા ઉદ્યત રહેવું જોઇએ." વિચારપૂર્વક જોવાથી બન્ને વાતોનો સાર એક જ દેખાય છે, પરંતુ પરિણામ અથવા ફળ કેવું આવે તે દૃષ્ટિથી જોતાં તો બન્ને દૃષ્ટિકોણ વચ્ચે આકાશપાતાળ જેટલું અંતર જોવામાં આવે છે.

બીજી વાત એ છે કે ઉત્તમ પ્રકારના સાચા સત્યાગ્રહની બાબતમાં બાંધછોડ અથવા છુટછાટ કરવાનું બની શકતું નથી. મહર્ષિ દયાનંદની અગાધ વિદ્યા અને ઉગ્ર તપોબળનો પ્રકાશ ભારતવર્ષમાંથી આગળ વધીને અમેરિકા સુધી પહોંચી ગયો હતો. થીઓસોફિકલ સોસાઇટીના જન્મદાતા કર્નલ ઓલકોટ મહર્ષિના કામથી આશ્ચર્ય પામ્યા હતા. વળી થીઓસોફિકલ સોસાઇટી સાથે જોડાવાની પ્રાર્થના કરીને મહર્ષિનાં દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા જણાવી હતી. પોતાની પ્રાર્થના સ્વીકારીને મહર્ષિએ આજ્ઞા આપી એટલે લાંબી સમુદ્રયાત્રા કરીને કર્નલ ઓલકોટ મહાશય પોતાની સાથે કામ કરનાર થીઓસોફિકલ સોસાઇટીની જન્મદાત્રી વિદુષી મેડમ બ્લાવેટ્સ્કી સાથે ઈ. સ. ૧૮૭૯ ના ફેબ્રુઆરી મહિનાની ૧૬ મી તારીખે મુંબઈ શહેરમાં આવી પહોંચ્યા. કર્નલ સાહેબે પોતાના અદ્વિતીય વ્યાખ્યાનમાં જાહેર કીધું કે "આજની સાંજના આનંદમાં ઝગઝગતા દીપકોના પ્રકાશને કાંઇક ઝાંખો પાડનારી બીના અમારા સિલોની બૌદ્ધ ભાઇઓની ગેરહાજરી છે; અને વિશેષ

શોક તો અમારા અત્યંત પ્યારા ગુરુજી તથા વડીલ બંધુ સ્વામી દયાનંદ સરસ્વતીની ગેરહાજરીથી થાય છે."

સાચા અને ઉત્તમ પ્રકારના સત્યાગ્રહની ત્રીજી વાત મહર્ષિના જીવનમાં રહેલી પોતાના આચરણની સામગ્રી છે. મહર્ષિ સ્વરાજ્યના સિદ્ધાંતો પાકે પાયે સમજતા હતા. ભારતવર્ષને સ્વરાજ્ય વિહોણું જોઇને પોતે બહુ જ પ્રજળી ઉઠતા હતા. તેઓનો લખેલા સત્યાર્થપ્રકાશ ગ્રંથ ધ્યાનપૂર્વક વાંચનારને અનેક ઠેકાણે એ બાબતના ભણકારા અને ટંકારો જણાઇ આવે છે. મહર્ષિ જાણતા હતા કે સ્વરાજ્ય ઘણું જ ઉત્તમ ફળ છે; અને વિદ્યાબળ, બ્રહ્મચર્ય, સ્વદેશી વસ્તુપ્રચાર, સ્વદેશ ભાષા પ્રચાર વગેરે દ્વારા ઉત્પન્ન થનારા એકતારૂપી વૃક્ષને કાળજીથી ઉછેરવા માટે તેને હમેશાં પાણી પાઇને અને રક્ષા કરીને મોટું કરવાથીજ એ ફળ પ્રાપ્ત થશે. દેશની ઉન્નતિ માટે એકતાની આવશ્યકતા મહર્ષિએ આવી રીતે ભારતવાસીઓને બતાવી હતી, અને એકતા સિદ્ધ થાય તો પછી કાળાંતરે સ્વરાજ્યરૂપી ફળ અવશ્ય પ્રાપ્ત થાય એવું સર્વને જણાવતા હતા. આપણા ભારતવાસી ભાઇઓ મહર્ષિએ બતાવેલો માર્ગ ગ્રહણ કરીને ચાલ્યા હોત, અને સામાજિક નિર્બળતાઓ દૂર કરી હોત, તો મહાત્મા ગાંધીજી જેવા દૈવી મહાપુરૂષને કજોડ અને મેળ વગરનાં તત્ત્વોને એક સૂત્રથી બાંધીને સરકાર સાથે અસહકાર કરવાના પાઠો ભણાવવાનો પ્રસંગ ઉભો જ થાત નહીં. વળી આવા અદ્ભુત પ્રયોગના પરિણામમાં દેશ તથા જાતિ પોતાની બતાવેલી અસહકાર કરવા માટે યોગ્ય નથી એવું જાહેર કરવાની કડવી ફરજ પણ એવા મહાપુરૂષને માથે પડત નહીં. કવિવર રવીંદ્રનાથ ટાગોરે પણ એવો અભિપ્રાય બહાર પાડ્યો છે કે "આજકાલ જે હિંદુમુસલમાન ઝગડાઓ થાય છે તેનું વિશેષ કારણ ખિલાફતનો વિષય છે. મહાત્મા ગાંધીજીએ ભૂલથી એ વિષયને કોંગ્રેસની સાથે જોડી દીધો છે તેથી હજુ બીજાં કેટલાં ભયંકર પરિણામો આવવાનાં બાકી રહ્યાં છે તે તો પ્રભુ જાણે."

આવાં આવાં અનેક ઉદાહરણો મહર્ષિના જીવન અને કાર્યક્રમ ઉપરથી આપી શકાય તેમ છે. સારાંશ એટલો જ કે મહર્ષિએ આપણી સામે સાચા અને ઉત્તમ પ્રકારના સત્યાગ્રહનો આદર્શ ખડો કરી આપ્યો છે. એ આદર્શ ધ્યાનમાં રાખવાથી કેવળ ખ્રિસ્તી, મુસલમાનાદિ જાતિઓનું જ નહીં પણ સારા સંસારના મનુષ્યોનું ખરેખરૂં કલ્યાણ થશે. પરમાત્મા સર્વને એવી બુદ્ધિ આપો કે જેથી અમો સર્વ મહર્ષિનો ઉપદેશ ધ્યાનમાં રાખી તે પ્રમાણે અમારૂં આચરણ સુધારીને પોતાનું, દેશનું અને આખા સંસારનું કલ્યાણ કરવાની શક્તિ પ્રાપ્ત કરીએ.

શ્રી શ્યામસુંદરલાલ

# વર્ણવ્યવસ્થા અને મહર્ષિ દયાનંદ

પ્રસ્તુત લેખમાં મહર્ષિ દયાનંદના વર્ણવ્યવસ્થા સંબંધી વિચારોનું દિગ્દર્શન કરાવેલું છે. મહર્ષિના ગ્રંથો વારંવાર વાંચીને વિચાર કરવાથી એવું જણાઇ આવે છે કે ભારતવર્ષની વર્તમાન સમયની વર્ણવ્યવસ્થાથી તેઓનું હૃદય અત્યંત દુઃખી હતું. પોતે વર્તમાન વર્ણવ્યવસ્થાના પરમ વિરોધી હતા અને ન્યાતજાતના વિષમ વિષમય જંતુઓનો જડમૂળથી નાશ કરવાના આગ્રહી હતા. ન્યાતજાતના ભૂતને પોતે હાંકી કાઢવાની પ્રબળ ઇચ્છા ધરાવતા હતા. ન્યાતજાતના ઝગડા તેમની આંખમાં બહુ જ ખૂંચ્યા કરતા હતા અને સામાજિક ઉન્નતિના માર્ગમાં રોકાણ કરનાર કાંટાની વાડ જેવા લાગ્યા કરતા હતા. આ લેખમાં આપેલા ઉતારા ઉપરથી એ બાબત સ્પષ્ટ ધ્યાનમાં આવશે.

આજકાલના ભારતના હિતચિંતકો વર્ણવ્યવસ્થાનું વાસ્તવિક સ્વરૂપ સમજતા નથી તે કારણથી ઉન્નતિના માર્ગથી વેગળા જતા જાય છે, અને ઉચ્ચતાના સ્થાનથી વિમુખ થતા જાય છે.

ન્યાતજાતની જે જે પરિષદો ભરાય છે તે દરેકમાં પોતાની ન્યાતના ભૂતના રંગરાગ શિવાય બીજું કાંઈ પણ સંગીન કામ થયેલું જોવામાં આવતું નથી. માત્ર ન્યાતજાતના ઝેરી જંતુઓનો ચેપ સંહારક રોગનો જ વધારો કરતો જોવામાં આવે છે.

આવી પરિષદોથી કાંઇને કાંઇ લાભ થાય છે ખરો, પરંતુ વાસ્તવિક અને કાયમની ઉન્નતિનો એ માર્ગ નથી એટલું પણ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

વર્ણવ્યવસ્થા બાબતમાં મહર્ષિનો ખરો હેતુ હજુ સુધી કોઇ પણ સમજ્યા નથી, અને માની લો કે કોઇ કોઇ લોકો સમજ્યા છે, તો તે પ્રમાણે અમલ કરવામાં તેઓએ પણ ઘણી જ નિર્બળતા બતાવી છે. એ જ કારણથી આપણે હજુ સુધી અવનતિના અંધકૂપમાં પડ્યા પડ્યા સડ્યાં કરીએ છીએ—અંધકારમાં ઠોકરો ખાઇ ખાઇને હાડમારી ભોગવીએ છીએ. વર્ણવ્યવસ્થામાં

વાસ્તવિક સ્વરૂપનો જ્યાં સુધી આપણા દેશમાં પ્રચાર થશે નહીં ત્યાં સુધી ધર્મ, જાતિ, સમાજ, અને દેશની હરકોઇ પ્રકારે ઉન્નતિ કરવાનો વિચાર કરવો પણ નિરર્થક જ સમજવો.

આજકાલ દેશમાં "હિંદુસંગઠન"નો અવાજ ખૂબ ગર્વથી ઉઠી રહેલો છે, મોટી ધામધૂમ સાથે શુદ્ધિનું કામ ચાલુ થઇ ગયું છે, અછુતોદ્ધારના કામની લગની લાગી રહી છે, એકતા સંમેલનના મેળાવડાઓમાં આનંદની લૂંટાલૂંટ થઇ રહી છે; પરંતુ યાદ રાખવાનું એ છે કે વર્ણવ્યવસ્થામાં સુધારો થાય નહીં, ન્યાતજાતના ભૂતને ખદેડી મૂકાય નહીં, અને ન્યાતજાતનો કોટ પાયામાંથી ખોદીને કાઢી નંખાય નહીં ત્યાં સુધી જે કાંઇ મહેનત કરીશું તે સઘળી જ નકામી જશે.

ભલે આપણે સ્વરાજ્યના ઝુંડા તળે 'વંદેમાતરમ્'ના ગગનભેદી પોકારો કરી કરીને સંપ અને એકતા કરવાનો વિચાર કરીએ, પરંતુ હાલના જેવી બગડેલી વર્ણવ્યવસ્થા ચાલુ રહેશે ત્યાં સુધી કશો શુકરવાર વળવાનો નથી. ખરી આવશ્યકતા તો છે વિચારપૂર્વક કામ કરવાની; માટે સર્વશ્રેષ્ઠ આદર્શ સુધારક મહર્ષિનાં વાક્યો તરફ નજર કરવાથી તુરત ધ્યાનમાં આવશે કે વાસ્તવિક વર્ણવ્યવસ્થા કેવી હોવી જોઇએ.

"જન્મના જાયતે શૂદ્રઃ" અર્થાત જન્મથી તો મનુષ્યમાત્ર શૂદ્ર જ હોય છે. માનવધર્મનો આ સિદ્ધાંત માનનારાઓમાં મહર્ષિ દયાનંદનું નામ જ આ જમાનામાં પ્રથમ નંબરે આવે છે. મહર્ષિના લખાણનો એકેએક શબ્દ એ વાતની સાક્ષી આપે છે. તેઓના લેખો વાંચીને વિચાર કરો એટલે આરસીના જેવું ચોખ્ખું સ્વરૂપ દેખાશે.

"જે કોઇ રજવીર્યના યોગથી વર્ણાશ્રમ વ્યવસ્થા માને, અને ગુણકર્મના યોગથી નહીં માને, તેને પૂછવું જોઇએ કે, જો કોઇ મનુષ્ય પોતાની વર્ણને છોડીને નીચ, અંત્યજ, અથવા ક્રિશ્ચિયન કે મુસલમાન થઇ ગયો હોય તેને પણ બ્રાહ્મણ કેમ નથી માનતા? તે એવો જ જવાબ આપશે કે તેણે બ્રાહ્મણાદિનાં ઉત્તમ કર્મ છોડી દીધાં તે કારણથી તે બ્રાહ્મણ નથી. આ ઉપરથી એવું પણ સિદ્ધ થાય છે કે જે મનુષ્યો બ્રાહ્મણાદિનાં ઉત્તમ કાર્ય કરે છે તેઓ જ બ્રાહ્મણાદિ, અને જે મનુષ્યો નીચ હોવા છતાં પણ ઉત્તમ ગુણકર્મસ્વભાવ વાળા હોય તો તેઓને પણ ઉત્તમ વર્ણમાં, અને જેઓ ઉત્તમ વર્ણના હોવા છતાં નીચ કામ કરે તો તેઓને નીચ વર્ણમાં ગણવા જોઇએ."

(હિંદી સત્યાર્થપ્રકાશ, આવૃત્તિ ૧૫મી, પૃષ્ઠ ૮૭.)

"જ્યાં સુધી સર્વ ઋષિમુનિ, રાજામહારાજા, આર્યલોક બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણીને જ સ્વયંવર વિવાહ કરતા હતા ત્યાં સુધી આ દેશની સદા ઉન્નતિ જ થયાં કરતી હતી. જ્યારથી બ્રહ્મચર્ય પાળીને વિદ્યા ભણવાનું બંધ થયું અને બાલ્યાવસ્થામાં પરાધીન એટલે માતાપિતાને આધીન વિવાહ થવા લાગ્યા ત્યારથી ક્રમે ક્રમે આર્યાવર્ત દેશની હાની થતી ચાલી આવી છે, માટે આવા દુષ્ટ કામને છોડીને સજ્જન લોકોએ પૂર્વોક્ત પ્રકારે સ્વયંવર વિવાહ કરવા (એ વિવાહ વર્ણાનુક્રમથી થવા જોઇએ); અને વર્ણવ્યવસ્થા પણ ગુણકર્મસ્વભાવને અનુસરીને જ હોવી જોઈએ."

(સત્યાર્થપ્રકાશ પૃષ્ઠ ૮૫. એકેએક શબ્દ ઉપર વિચાર કરવો.)

આટલા બે ઉતારાનો પ્રત્યેક શબ્દ ભારતવાસીઓએ હમેશાં કંઠે રાખી મૂકવો જોઇએ. એમનો દરેક શબ્દ મહર્ષિની આંતરિક શુભેચ્છાનો બોધક છે. પરંતુ આવશ્યકતા તો છે કર્મવીર બનવાની અને વાણી તથા કર્મની સમાનતા કરવાની. અન્યથા જાતિ, ધર્મ અને દેશ ત્રણે રસાતળમાં પહોંચી જશે અને આપણી પરમ પવિત્ર આર્યાવર્તની ભૂમિને કોઇ ફૂટી આંખે જોવાની ઇચ્છા પણ કરશે નહીં. ઇશ્વર કરે ને આવો અમંગળ પ્રસંગ ન આવે તો સારું.

શાસ્ત્રી રામગોપાળજી

# મહર્ષિ દયાનંદનો ઉપદેશ અને આર્યસમાજની નીતિ

ઋષિ દયાનંદનો શતસાંવત્સરિકોત્સવ આપણા જીવનકાળમાં આવે છે એ આપણું પરમ સૌભાગ્ય સમજવું. આ સમયના લોકોના જીવન દરમ્યાન બીજી દયાનંદ શતાબ્દી કદાપિ જ આવશે; માટે આપણી જે કાંઈ ત્રુટિઓ હોય તે દૂર કરવી, અને મહર્ષિએ જે ઉદ્દેશથી સમાજની સ્થાપના કીધી હતી તે ઉદ્દેશ સિદ્ધ કરવા માટે ભગીરથ પ્રયત્ન કરવો એ જ આપણું કર્તવ્ય હોવું જોઇએ. આપણી નીતિ સ્થિર કરવા માટે આર્ય-સમાજનો સાતમો નિયમ "સર્વની સાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર, યથાયોગ્ય વર્તન રાખવું જોઇએ," એ કદી પણ આપણા ધ્યાન બહાર નહીં રહેવો જોઇએ, પણ એ આપણો પહેલો નિયમ હોવો જોઇએ.

"વળી કોઇ પણ જાતિએ આપણા દેશ અથવા ધર્મ ઉપર અત્યાચાર કીધો હોય તો તેનો તિરસ્કાર કરવો નહીં, પરંતુ આપણા સિદ્ધાંતને લક્ષમાં રાખીને "કોઇ પણ જાતિ સાથે પ્રેમથી હળીમળીને આપણા સિદ્ધાંતનો જેટલો પ્રચાર કરી શકાય તેટલો અવશ્ય કરવો," એ આપણો બીજો નિયમ હોવો જોઇએ.

દાખલા તરીકે મુસલમાનો એક ઇશ્વરને માને છે ખરા, પરંતુ તેઓ ઇશ્વરના સ્વરૂપને જુદી જ રીતે સમજે છે એ હકીકત ધ્યાનમાં રાખીને તેઓની સાથે પ્રેમથી મળીને આપણે એક જ ઇશ્વરની ઉપાસના કરવાના સિદ્ધાંતનો પ્રચાર કરવો જોઇએ. આ કામમાં સહાયતા મળવા માટે આપણા મુસલમાન ભાઇઓને આપણે મિત્ર બનાવી લેવા જોઇએ. આપણા ઈસાઈ બંધુઓ 'નમ્રતા' તથા 'ક્ષમા' માટે ઘણો જ આગ્રહ ધરાવે છે. આ બાબતમાં આપણો સિદ્ધાંત તેઓનાથી જુદો નથી, માટે આપણે હળીમળીને તેઓની સહાયતા લઇ આપણા આ બન્ને અમુલ્ય સિદ્ધાંતોનો ખૂબ પ્રચાર કરવો જોઇએ. આપણા સનાતની ભાઇઓ વેદની મહત્તા સ્વીકારે છે, માટે તેઓની સાથે સંપ વધારીને વૈદિક ધર્મનો ડંકો આપણા દેશમાં અને વિદેશમાં બજાવી દેવા માટે સંપૂર્ણ ઉદ્યોગ કરવો જોઇએ. આપણા બૌદ્ધ અને જૈન ધર્માનુયાયી બંધુઓ ધર્મનું મૂળ 'દયા'ને માને છે; માટે તેઓની સાથે આપણે એકત્ર થઇને 'દયા' તથા 'અહિંસા'નો પ્રચાર કરવાનું કામ સફળ કરવું જોઇએ. એવી જ રીતે આપણા પારસી ભાઇઓની સંખ્યા ઓછું જ નાની હોવા છતાં તેઓ કાંઈ પણ વિશેષ અધિકાર નથી માગતા. આ બાબતમાં આપણો અને તેમનો વિચાર એકસરખો છે; માટે તેઓની સાથે આપણે મિત્રતા બાંધવી, અને દેશના તમામ લોકોને એવા ઉદાર વિચારવાળા બનાવવાનો ઉદ્યોગ તેઓની સહાયતા લઇને કરીએ તો આજકાલ ભારતવર્ષમાં જે મોટા પ્રશ્નની ગુંચવણ આડી આવ્યાં કરે છે, તે પ્રશ્નનો નિકાલ આવી જાય.

આવો વહેવાર રાખવાથી સમાજનો ઉદ્દેશ વિશ્વ-વ્યાપી થશે એટલું જ નહીં પરંતુ પરસ્પર પ્રેમ પણ વધતો જશે, અને ભારત દેશમાં વસેલી સર્વ જાતિઓ એકબીજીની સાથે સંપીને કામ કરવાની ભાવના રાખતી થઈ જશે, એટલે પરસ્પર દ્વેષના કારણે થતા ઝગડા બંધ પડી જશે.

પરંતુ આપણે ખાસ ધ્યાનમાં રાખવું કે જે જે વાતો આપણા સિદ્ધાંતોથી વિરૂદ્ધ હોય તેના સંબંધમાં બીજાના મતમાં તણાઇ જવાય નહીં. એવી વાતો પ્રીતિ-પૂર્વક ચર્ચા કરીને લોકોના હૃદયમાંથી ખસેડવી જોઇએ. આવા કામમાં જે જાતિઓ એ વાતોને નહીં માનતી હોય તેઓના તરફથી પણ આપણને ઘણી સહાયતા મળી શકે છે. દાખલા તરીકે તાજીઆ ( તાબુત ) ના રિવાજ માટે લોકોની અરૂચિ ઉત્પન્ન કરાવવામાં કેવળ સનાતની અને ઇસાઇ બંધુઓ તો સહાયતા કરે, પણ સુન્ની મુસલમાન ભાઇઓ સાથે આપણે હળીમળીને કામ કરીએ તો તેઓના તરફથી પણ જોઇતી મદદ મળી આવ્યાં કરે. એ પ્રમાણે મૂર્તિપૂજા, અને મૃતકશ્રાદ્ધ તરફ અભાવ કરાવવા માટે મુસલમાન તેમજ ઇસાઇ બંધુઓની પેઠે જ આપણા શીખ બંધુઓની સહાયતા પણ મેળવી શકીએ.

વળી જેટલી જેટલી ખરાબી આપણા દેશમાં અને આપણી જાતિમાં ઘર કરી બેઠેલી છે, તે બધી ખરાબી બીજી જાતિઓ સાથે હળીમળીને સંપથી કામ કરીને આપણે દૂર કરી શકીએ અને સર્વહિતકારી ઉત્તમ વાતોનો પ્રચાર કરી શકીએ.

આપણા પૂજ્ય ગુરૂ મહર્ષિ દયાનંદનો ઉપદેશ એવો છે કે "સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવા માટે હંમેશાં તત્પર રહેવું જોઇએ." સત્યનું ગ્રહણ કરતી વખતે આપણે દેશનો વિચાર પણ છોડી દેવો જોઇએ. કદાચ આપણને યુરોપ અથવા અમેરિકા-

નિવાસીઓ તરફથી કાંઇ સત્ય વાતની પ્રાપ્તિ થતી હોય તો તે ગ્રહણ કરવામાં લેશ માત્ર પણ સંકોચ રાખવો જોઇએ નહીં. આપણો ધર્મ સાર્વભૌમ છે; તેમાં દેશ અને કાળનો વિચાર કરવાનો અવકાશ નથી.

હવે એક શતાબ્દી પૂર્ણ થઇ ગઇ છે, અને બીજી શતાબ્દીનો આરંભ થાય છે, માટે આપણું કર્તવ્ય સમજીને હવે આપણે એવા ધોરણથી કામ કરવું જોઇએ કે જેથી " ઓછામાં ઓછાં વિઘ્ન ઉત્પન્ન થાય, અને વધારેમાં વધારે કાર્ય થતાં જાય. " જો આપણે આવી નીતિ સ્વીકારીને એવાં જ ધોરણથી વર્તતા રહીએ તો નિઃસંદેહ વિજળીના વેગથી આપણી ઉન્નતિ થતી જશે અને આપણા મહાન ગુરૂના સાચા અનુયાયી ગણાવા ભાગ્યશાળી પણ બનીશું.

મદનમોહન શેઠ

# મહર્ષિ સ્વામી દયાનંદ અને ગુજરાત

સંસારમાં ઉત્ક્રાન્તિ અને અવક્રાન્તિ થવી એ તો સમય પરત્વે સ્વાભાવિક છે એમ કહેવાય છે અને મનાય પણ છે; પરંતુ વસ્તુતઃ સમય આવવામાં અમુક નિમિત્ત કારણ તો હોય છે જ. રાજ્યકીય, સામાજિક, કિંવા ધાર્મિક આદિ સર્વ ઉન્નતિમાં નિમિત્ત કારણભૂત કોઇ ને કોઇ મનુષ્ય વ્યક્તિ હોય છે અને તે પ્રાચીન ઇતિહાસ ઉપરથી પણ આપણને સ્પષ્ટ માલમ પડે છે. જો કે તે ઉત્ક્રાન્તિ કિંવા અવક્રાન્તિમાં પણ કોઇ અલૌકિક શક્તિની પ્રેરણા અથવા બીજા શબ્દમાં કહીએ તો ઇશ્વરીય સંકેત જરૂર હશે, એ વાત તો નિઃસંશય છે. જો એમ ન હોય તો પોતાના જન્મજન્માન્તરને જાણનાર તેમ જ જન્મના કર્તવ્યને જાણનાર મહાત્મા ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર મહારાજ સવ્યસાચી અર્જુનને શ્રીમદ્ ભગવદ્ગીતામાં ઉપદેશ આપતાં કહે છે કે

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

આ વાક્યથી સ્પષ્ટ વિદિત થાય છે કે કોઈ પણ પ્રકારની ઉપરોક્ત ઉન્નતિ માટે નિમિત્તભૂત વ્યક્તિ તો હોય જ.

આ વીસમી સદીમાં પણ લગભગ તેવું જ દૃશ્ય અથવા તો ઈતિહાસ આપણને મળી આવે છે. અને તે ઇતિહાસના મર્મજ્ઞ પુરૂષોથી અજ્ઞાત નથી.

મહાભારતના યુદ્ધ પછી આર્યાવર્તની પ્રજા અવનતિના આગારમાં એટલે સુધી પતિત થઇ કે પોતે પોતાનું આર્યજાતિનું નામ પણ ભુલી ગઇ એટલું જ નહિ કિંતુ પોતાનો દેશ જે આર્યાવર્ત, તેના નામનું પણ વિસ્મરણ થયું; તેમ જ સમગ્ર ભારતવર્ષમાં લગભગ વૈદિક ધર્મનું શુદ્ધ સ્વરૂપ ભુલાઇ જઇને તેની જગ્યાએ અનેક પ્રકારના વેદબાહ્ય કેવળ કપોલકલ્પિત ધર્મોએ પોતાની જડ જમાવી દીધી. વૈદિક કર્મકાંડની જગ્યા તાંત્રોક્ત કર્મકાંડે લઇ લીધી. અને ભારતવર્ષ અને તેમાં પણ આપણું ગુજરાત તો માત્ર ખોટા વહેમો અને કેવળ રૂઢિનું દાસ બની ગયું; તે એટલે સુધી કે ધર્મશાસ્ત્રનું ગમે તેટલું ફરમાન હોય પરંતુ જો તે રૂઢિથી વિરૂદ્ધ હોય તો જરૂર તે શાસ્ત્રની આજ્ઞાનો ત્યાગ કરવો એ તો સહજ થઇ ગયું હતું. કોઇ પણ જડ પદાર્થ લગભગ એવો નહિ રહ્યો હોય કે જેની પૂજા અનેક દેવદેવીના નામે ગુજરાતે ન કરી હોય. તેમ જ કોઇ તિથિ કે વાર એવાં રહ્યાં નથી કે જે દિવસે કાંઇ ને કાંઇ કામનામય વ્રત કરવાનું ન હોય, કે તેની કથાવારતા ન હોય! વૈદિક પંચ મહાયજ્ઞનું સ્થાન તો વળી અનેક દેવદેવીઓના જપ અને સ્તોત્રોએ જ લઇ રાખ્યું છે. તેમજ કોઇ બીચારો ગ્રહ એવો નથી કે જે કોઇને ભલોબૂરો થયા વિના રહ્યો હોય, અને તેને સમજાવવાને અથવા કહો કે કાંઇ જપ, તપ, દાનરૂપી લાંચરૂશ્વત આપીને તેને યોગ્ય કરવાને અનેક ઉપાયો ન યોજાતા હોય! તેમ જ પ્રજા કેવળ બાળલગ્નના પ્રભાવે અલ્પાયુષી, નાહિંમત અને પોતાની ઉન્નતિ શામાં છે? તેથી પણ અજ્ઞાત જ બની; તો પછી તેવી પ્રજામાં રાષ્ટ્રીય ભાવના, સ્વતંત્રતાની ભાવના, કે પછી રાજ્યકીય, સામાજિક અને ધાર્મિકાદિ ઉન્નતિની ભાવનાઓનો સંભવ પણ ક્યાંથી?

હજુ આર્યાવર્ત દેશ સદ્ભાગ્યે કાંઇક પુણ્યાવશેષ હોય એમ જ દેખાય છે; કારણ કે અનેક પ્રકારના મતમતાંતરો તથા રૂઢિઓ અને વહેમોની કાંટાવાળી જાળમાં ફસાયેલ પ્રજાને તે જાળમાંથી મુક્ત કરવાને જાણે જાળખંડક વેદરૂપી શસ્ત્ર હાથમાં લઇને કાઠીઆવાડના એક ખુણામાંથી બ્રાહ્મણ કુલોત્પન્ન

એક બાલબ્રહ્મચારી બહાર આવીને જનસમૂહની આવી સ્થિતિ જોઈ, આંખમાંથી દયાનાં અશ્રુ પાડી, સાધનસંપન્ન થવા માટે યોગ્ય અધ્યયન તથા તપ કરીને આર્યાવર્ત દેશના પ્રાંતે પ્રાંતમાં ફરીને નિર્ભયતાથી ઉપરોક્ત તંત્રજાળમાં ગુંચવાયલી પ્રજાની જાળ તોડવાના ઉપાયોનો ઉપદેશ આપવા માંડયો. બ્રહ્મચર્યના તેજથી તેજસ્વી આ મહાત્માને જોઇને તથા તેનો ઉપદેશ સાંભળીને વિદ્વાન મંડળ તો પ્રથમ વિમાસણમાં જ પડયું કે અરે ! આ શું ? અમે આ કરીએ છીએ તે શું ? અને આ બ્રહ્મચારી નિર્ભયતાથી કહે છે તે શું ?—આવી રીતે શરૂઆતમાં એકાકી છતાં નિર્ભયતાથી વૈદિક શુદ્ધ સત્ય સનાતન ધર્મનો ઉદ્ઘોષ કરીને આર્યાવર્તને સર્વ પ્રકારની સ્વતંત્રતા તથા સર્વોન્નતિનો સરળ માર્ગ દર્શાવી અનેક પ્રકારની પ્રપંચજાળમાંથી મુક્ત કરવાની ઇચ્છા રાખનાર તે **મહર્ષિ સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી** જ હતા.

આર્યાવર્તની પ્રજાને ઉન્નતિ પથ પર લાવવાને માટે તેઓશ્રીએ એક ભાષા, વર્ણવ્યવસ્થા, આશ્રમવ્યવસ્થા, રાષ્ટ્રીય જીવન, બાળલગ્નપ્રતિબંધ, એકેશ્વરવાદ, તંત્રિોક્ત કર્મથી થતી હાની, બ્રહ્મચર્યપાલનથી થતા લાભો, તથા રાજકીય વ્યવસ્થા આદિ અનેક ઉપદેશો આપીને પ્રજાને જાગૃત કરી; એટલું જ નહિ પરંતુ ઉન્માર્ગે વળેલી ભારતીય પ્રજાને પુનઃ સન્માર્ગે લાવવાની ઉત્કટ ઇચ્છા રાખીને તેમાં જ પોતાના સર્વસ્વનો ભોગ આપીને આખરે પોતાના શરીરનું બલિદાન પણ આપ્યું. આજે ભારતવર્ષ તે મહર્ષિનું ઋણી છે. હા ! ભારતોદ્ધારક સવિતા ગયો તે ગયો જ !

### એક ભાષા

તે મહર્ષિનો ઉપદેશ હતો કે જ્યાં સુધી આ દેશમાં ભાષાભેદ છે ત્યાં સુધી ઉન્નતિ થઇ શકે નહિ. આ વાત પ્રથમ તો અસંભવિત તેમજ હસવા જેવી લાગી હશે; પરંતુ સત્પુરૂષની આગાહી ખોટી પડતી નથી. આજે લગભગ તેઓશ્રીના જન્મને સો વર્ષ થયાં છે તે દરમ્યાનમાં ગત ચારપાંચ વર્ષ પર જ દેશસ્વાતંત્ર્યોદ્ધારક કોંગ્રેસે પણ એક ભાષાનો સ્વીકાર કર્યો અને એક હિંદી ભાષાને જ રાષ્ટ્રભાષા તરીકેનું પદ આપ્યું. એટલું જ નહિ પરંતુ આપણું શિક્ષણ તેમજ આપણાં રાજ્યકીય તેમ જ પ્રજાકીય કામો પણ રાષ્ટ્રભાષામાં એટલે કે હિંદી ભાષામાં થવાં જોઇએ આમ સ્વીકારાયું અને ત્યારથી જ કોંગ્રેસ પણ સર્વસાધારણ જનસમાજ, માટે છે એ જાહેરમાં આવ્યું.

### વર્ણવ્યવસ્થા

આપણા ભારતવર્ષમાં અનેક જ્ઞાતિઓના એવા તો ઝઘડાઓ ચાલીને જ્ઞાતિઓ વિભક્ત થઇ ગઇ છે કે આજે આર્યાવર્તમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય કે શૂદ્રમાં કેટલા વિભાગ છે તેનું પરિગણન કરવું તો અશક્ય જ થઇ પડયું છે. એટલું જ નહિ પરંતુ તેને લીધે રોટીબેટી વ્યવહાર પણ એટલો સાંકડો થઈ ગયો કે જેનો અનુભવ વાંચનાર સારી રીતે જાણતા જ હશે એટલે તેનું પિષ્ટપેષણ કરવું નકામું છે. મહર્ષિએ વૈદિક ઉપદેશ આપતાં સ્પષ્ટ જણાવી દીધું કે ગુણકર્મસ્વભાવથી વર્ણમાત્ર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્ર એમ ચાર જ હોય છે, અને તેમ માનવાથી જ પ્રજાની ઉન્નતિ થઇ શકે છે. આ વાત પંજાબે તો ઉપાડી લીધી છે અને અન્ય પ્રાંતોમાં પણ હવે ધીમે ધીમે ન્યાતજાતના સંકુચિતપણાના વિચારો મનમાંથી તો દૂર ખસવા માંડયા છે; પરંતુ હજી રૂઢિ દેવી પોતાના પ્રચંડ ડોળા ધુરકાવે છે તેના ત્રાસથી આપણે કાંઇ કરી શકતા નથી એ જ આપણી દૃઢતાની ખામી છે. થોડા જ વર્ષોમાં પરમાત્મા આપણા સાંકડા વિચારો દૂર કરવાનો પ્રસંગ લાવવાની સદ્બુદ્ધિ આપે એ જ પ્રાર્થના છે.

### આશ્રમવ્યવસ્થા

આશ્રમોની વ્યવસ્થાથી તો આપણે છેક અજ્ઞાત જ રહ્યા છીએ. કોઇને પણ પૂછીએ કે આપ કયા આશ્રમમાં છો ? તો ઉત્તર ભાગ્યે જ મળે, અને કદાપિ મળે તો એટલો જ કે ગૃહસ્થાશ્રમી છીએ. ગૃહસ્થાશ્રમ કયારે શરૂ થયો અને કયારે સમાપ્ત થશે તેનો ઉત્તર તો એટલો જ મળે કે પરણ્યા ત્યારથી. ગૃહસ્થાશ્રમ અને તે વિવાહિતમાંથી બેમાંથી એક મરે ત્યારે ગૃહસ્થાશ્રમ છુટયો. તે પણ છુટીને વાનપ્રસ્થાશ્રમી તો ન જ કહેવાય. પુરૂષને તો પાછી બીજી સ્ત્રી કરવાની આમરણાંત લાલસા હોય—કોઇ આપનાર માત્ર જોઇએ. આ પ્રકારે આશ્રમવ્યવસ્થા બગડવાને લીધે પ્રજાને સદ્બોધ આપી પ્રગતિમાં લાવનાર કોઇ વાનપ્રસ્થી કે પરિવ્રાજકનો લગભગ સર્વથા અભાવ જેવો થયો. પ્રજામાંથી ધાર્મિક અને સાંસારિક તેમજ રાજ્યકીય શિક્ષણ નષ્ટ થયું. અને જે શિક્ષણ મળે છે. તે મોંઘું મળવામાં હેતુ

પણ તે જ છે. આશ્રમવ્યવસ્થાના નિયમ પ્રમાણે શિક્ષાગુરુઓ ભિક્ષામાત્રથી મળતા ત્યારે અત્યારે શિક્ષાગુરુઓ માટે જ મોટી રકમ જોઇએ ત્યાં પછી પ્રજા શિક્ષણ ક્યાંથી મેળવે ? આ હેતુથી જ સ્વામીજી મહારાજે આશ્રમની વ્યવસ્થાનો ઉદ્‌ઘોષ વૈદિક સિદ્ધાન્ત પ્રમાણે કર્યો. અને તે પ્રમાણે પ્રચાર થાય તો પ્રજાને શિક્ષણ મોંઘું પડવાનો બીલકુલ સંભવ રહેતો નથી.

### રાષ્ટ્રીય જીવન

આ વિષયમાં મહર્ષિનો સ્પષ્ટ અભિપ્રાય જણાય છે કે જ્યાં સુધી આર્યાવર્ત દેશ પરાવલંબી છે એટલે કે પરદેશમાં થયેલી ચીજોમાં જ મુગ્ધ થઇ રહ્યો છે ત્યાં સુધી આ દેશની ઉન્નતિ થઇ શકતી નથી. જે દેશે સ્વતંત્ર થવું હોય અથવા સ્વતંત્ર જીવન ગાળવું હોય તે દેશની પ્રજાએ તે દેશમાં ઉદ્યોગ હુન્નરોનો વધારો કરીને તે દેશમાં પાકતી વસ્તુઓનો ઉપયોગ કરવો, તેનાથી જ શરીર ઢાંકવું. જે રજકણોથી આપણો પીંડ બંધાયો છે તે જ ભૂમિમાં નિષ્પન્ન થયેલી વસ્તુઓ વડે ભરણપોષણ કરવું તથા આચ્છાદન મેળવવું. તેમજ તે જ દેશની ભાષામાં બધો વ્યવહાર કરવો. શિક્ષણ પણ તે જ દેશને અનુકૂળ આપવું, અને શિક્ષણપ્રણાલિ પણ તદનુકૂલ જ રાખવી જોઇએ. આપણા પ્રાચીન ઇતિહાસ તરફ જોતાં જણાય છે કે એક એક ઋષિ પોતાની પર્ણકુટીમાં બેસીને માત્ર ભિક્ષાશન કરીને અનેક વિદ્યાર્થીઓને શિક્ષણ આપતા અને ચારિત્ર્યવાન બનાવતા. અને તે વખતની પ્રણાલિથી ઘણા વિદ્યાર્થીઓ આદર્શજીવન વાળા નાગરિકો બનતા. એ પ્રતાપ ઋષિઓનાં ગુરુકુલોનો જ હતો. તે સમયે આજની માફક ભવ્ય કોલેજોની ઇમારતો કે હાઇસ્કુલ માટેની ઇમારતોની આવશ્યકતા ન હતી. તેમ તે વખતે વિદ્યા અપૂર્ણ હતી એમ તો નહીં જ કહી શકાય. તેમજ તે સમયનું રાષ્ટ્રીય જીવન ઇતરદેશ માટે પણ અનુકરણીય હતું. માટે શિક્ષણપ્રણાલિ સોંઘી અને આદર્શ તેમજ સાદી હોય તો જ આ દેશની ઉન્નતિ થાય. રાષ્ટ્રીય જીવન બનાવવાને માટે રાષ્ટ્રીય શિક્ષણની અત્યાવશ્યકતા છે. રહેવું છે ભારતનિવાસી અને ઐતિહાસિક જ્ઞાન ઇતરદેશનું જ હોય તો પછી તે રાષ્ટ્રીય જીવનમાં શું સમજી શકે ? રાષ્ટ્રીય જીવનનો પ્રથમ ઉપદેશ કરનાર મહર્ષિ સ્વામી દયાનંદજી મહારાજ થયા અને તેને અભ્યુન્નતિમાં લાવવાની કોશિશ કરનાર મહાત્મા ગાંધીજી છે. રાષ્ટ્રીય જીવનનાં ખરેખરાં મર્મસ્થાનને જાણનાર આ વીસમી સદીમાં તો એ બે મહા પુરુષોના પર જ અંગુલીનિર્દેશ કરી શકાય તેમ છે.

### બાળલગ્નપ્રતિબંધ

જ્યાં ને ત્યાં વીર્યહીન અને અલ્પાયુષી તેમજ વામનજી જેવી પ્રજા જોઇને સ્વામીજીએ તેનું ખરું કારણ એ જ શોધી કાઢયું હતું કે જ્યાં સુધી પરિપક્વ ગર્ભાશય અને પરિપક્વ વીર્ય થયા સિવાય જે પ્રજોત્પત્તિ થાય છે તે પ્રજા રોગી, અલ્પાયુષી, નાહિંમતવાન અને પરતંત્ર તેમ જ નિર્બળ થાય છે. માટે કમમાં કમ સોળ વર્ષની કન્યા અને પચ્ચીસ વર્ષનો પુરુષ હોય તેનાં જ લગ્ન થાય તો જ પ્રજા બલવતી થાય અને લગભગ શતાયુષી અને ઉદ્યમી થાય. નાની ઉંમરમાં બાળકોને પરણાવી દેવાં એ તો જાણી જોઇને માતાપિતા પોતે પોતાનાં બાળકોનો ઘાત જ કરે છે. વૈદકશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર પણ બાલવિવાહદર્શક નથી. આવા મહર્ષિ સ્વામી દયાનંદ મહારાજના યુક્તિયુક્ત ઉપદેશથી આજે ગુજરાતમાં જ્યાં અતિ બાળલગ્નો થતાં હતાં ત્યાં હવે બાળકોનાં માતાપિતા એટલો વિચાર કરતાં તો થયાં કે હવે કાંઇ અગીઆર બાર વર્ષમાં જ કન્યાકાળ જતો નથી. તેમજ કન્યા કરતાં વરની ઉંમર મોટી હોવી જોઇએ, એટલો ખ્યાલ ગુજરાતની પ્રજામાં આવ્યો એ કાંઇ મહર્ષિનો થોડો ઉપકાર તો નથી જ. એક માત્ર કુલાભિમાનને લીધે પોતાનાં બાળકોનું જ્યાં ને ત્યાં યોગ્યાયોગ્ય જોયા સિવાય બલિદાન આપતા હતા તે લોકો હવે કાંઇક વિચાર કરવા તૈયાર થયા એ ભવિષ્યમાં શુભપ્રદ છે.

### એકેશ્વરવાદ

પરમાત્મા સચ્ચિદાનંદ, સર્વવ્યાપક, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અભય, અમર, નિરાકાર, નિરવયવ, સૃષ્ટિકર્તા છે તેની જ ઉપાસના કરવી કે જેથી મનુષ્ય સદાચારી થાય છે અને તેના જ જ્ઞાનથી આત્માની મુક્તિ થાય છે. આવી વૈદિક ઘોષણા કરીને, બીજાં જે અનેક દેવદેવીઓનાં નામો છે તે વ્યુત્પત્તિથી ગુણકર્મસ્વભાવે કરીને એક પરમાત્માનાં જ નામો છે, કોઇ બીજા વ્યક્તિવિશેષ દેવો નથી અને પરમાત્માની જ સ્તુતિપ્રાર્થના અને ઉપાસના કરવી યોગ્ય છે આવો અટલ સિદ્ધાંત પ્રચાર કરીને મહર્ષિએ અનેક દેવદેવીને નામે જે પ્રજા લૂંટાય છે તેથી અટ-

કાવવાનો પ્રયાસ કર્યો. અનેક પ્રકારની બાધારૂંધામાં અને અનેક પ્રકારના વહેમોમાં ફસાયલી ગુજરાતની પ્રજાએ સ્વામીજીના ઉપદેશમાંથી ઘણું જ શીખવાનું છે. મંદિરો, તીર્થો અને મહોતી આડમાં જે ગુજરાતની ભોળી પ્રજા અનેક પ્રકારે કુમાર્ગ તરફ દોરાતાં ધર્મને નામે કેવળ ઇંદ્રિયારામમાં જ રચીપચી રહી છે, અને તેથી જ દુઃખી થાય છે તેને માટે તો સ્વામીજીનો આ ઉપદેશ ઘણો જ પથ્ય છે.

### તાંત્રોક્ત કર્મથી થતી હાની

આજે જ્યાં જોઇએ છીએ ત્યાં વૈદિક કર્મના ડોળ નીચે તાંત્રોક્ત કર્મ ચાલી રહ્યાં છે. તેને લીધે કર્મનો હ્રાસ થતો જાય છે. સત્ય વૈદિક નિત્યનૈમિત્તિક કર્મોની તો ઝાંખી રેખા માત્ર દેખાય છે. માત્ર જ્યાં જુઓ ત્યાં જાણે છુપી રીતે વામકર્મ ચાલતું હોય તેમ જ દેખાય છે. સ્વાર્થી વિદ્વાનોએ તો પોતાની માત્ર અભિષ્ટ અભિલાષાઓ પરિપૂર્ણ કરવાને તંત્રગ્રંથો રચ્યા, વેદમંત્રમિશ્ર તંત્રકર્મ ચલાવ્યાં. વેદનાં ભાષ્યો પણ તેવાં જ બીભત્સ બનાવ્યાં અને જે ને તે યજ્ઞક્રિયામાં કુંડો પર બીભત્સ ચિન્હોનો પ્રત્યક્ષ દેખાવ કર્યો અને પૂજાપાત્રો પણ તે જ પ્રમાણે ચાલી. ખરાં શ્રૌત અને સ્માર્ત કર્મો ગૌણ થયાં—અરે કહો કે તેમનો અભાવ થયો અને તેમનું સ્થાન તંત્રકર્મે લીધું. આથી પ્રજા વિકર્મી બની અને વિધર્મી થતી ગઇ. માટે જ મહર્ષિએ ઉપદેશ કરી જણાવ્યું કે આ કેવળ આડંબરી તંત્રકર્મ થાય છે તેથી તમે નિવૃત્તિ પામીને કેવળ વૈદિક કર્મ કરો. જ્યારથી વૈદિક પંચ મહાયજ્ઞ છુટયા ત્યારથી આર્યપ્રજા દુઃખી થઇને છિન્નભિન્ન થઇ ગઇ.

### બ્રહ્મચર્યપાલનથી થતા લાભો

આજે આપણું આર્યાવર્ત જ્યાં ને ત્યાં ગુલામીપદ ભોગવે છે, હડધુત થાય છે, બુદ્ધિહીન તેમજ ડરપોક બન્યું છે; તેનાં મુખ્ય કારણોમાં મહર્ષિએ જણાવ્યું હતું કે બ્રહ્મચર્યપાલનનો અભાવ એ એક મ્હોટું કારણ છે. આજે આર્યાવર્ત એટલે રોગનું ઘર, ડીસ્પેન્સરીઓનું પ્રદર્શન, કુસંપનું સ્થાન અને નિર્બલતાનું વન કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ તો નથી જ. જ્યાં ને ત્યાં દરેક નરનારીઓને એ જ ઇચ્છા થાય છે કે જાણે ક્યારે આપણે બાલબચ્ચાં વાળાં થઇને લ્હાવો લઇએ. એનું પરિણામ આજે એ આવ્યું છે કે લગભગ એકત્રીસ કરોડ જેટલી મોટી વસ્તીવાળો પ્રદેશ ગુલામી ભોગવે, ભુખે મરે અને જ્યાં ને ત્યાં હડેહડે થાય છે; એટલું જ નહિ કિન્તુ જે આર્યાવર્ત પ્રદેશ એક વખતે ભોક્તા હતો તે અત્યારે ભોગ્ય બની બેઠો છે. અને એ તો સિદ્ધ વાત છે કે સબળનો ખોરાક નિર્બળ હોય છે. આથી જ આર્યાવર્તની પ્રજા તરફ જોઇને તેની નિર્માલ્યતા ઉપર અશ્રુ પાડતાં મહર્ષિએ કહ્યું કે જ્યાં સુધી બ્રહ્મચર્યપાલન કરીને, કમમાં કમ પચ્ચીસ વર્ષ સુધી વીર્યની રક્ષા કરીને, વિદ્યાધ્યયન કરીને સાધનસંપન્ન ન થવાય ત્યાં સુધી ગૃહસ્થી ન જ થવું જોઇએ. આજે તો ગૃહસ્થાશ્રમ એટલે પાયા વગરની જ ઇમારત છે. એ ક્યારે તુટી પડશે તેનો ભરોસો નથી. એટલા જ માટે મહર્ષિએ પ્રાચીન શૈલી પ્રમાણે ગુરુકુળ પ્રણાલિ દર્શાવી હતી અને તે પ્રમાણે આર્યાવર્ત જેવા મોટા દેશ તરફ જોતાં યત્કિંચિત્ ગુરૂકુલ પ્રણાલિઓ ચાલવા માંડી છે અને તેનાં શુભ પરિણામો આવવા પણ લાગ્યાં છે. ભલે લોકો બ્રહ્મચર્યપાલનમાં નિયમિત પ્રવૃત્ત થાઓ અથવા ન થાઓ, એ જુદી વાત છે; પરંતુ બ્રહ્મચર્યપાલન શિવાય બળ નથી આવતું અને નીડર થવાતું નથી એ તો જનસમુદાયના હૃદયમાં વસી જ ગયું છે. હું ભૂલતો ન હોઉં તો એક વખત મહાત્મા ગાંધીજીએ પણ નવજીવનમાં એ મતલબનું લખ્યું હતું કે " હું મારા જુવાનીઆ ભાઇઓને કહું છું કે અત્યારે કમમાં કમ પાંચ વર્ષ સુધી પ્રજાવૃદ્ધિનું કાર્ય બંધ રાખો." આ આશય ઘણો જ સહેતુક છે. જો પાંચ વર્ષ પણ વીર્યરક્ષા થાય તો પ્રજા મક્કમ, નીડર અને કાર્યદક્ષ બને એ તો નિઃસંશય છે. જે આર્યાવર્ત દેશ બ્રહ્મચર્યની રક્ષાથી અને ગુરૂકુલપ્રણાલિના પઠનપાઠનથી સદાચારી બની દરેક અન્ય દેશનો ગુરૂ થયો હતો,[1] તે જ આર્યાવર્ત દેશને અત્યારે વિદ્યાધ્યયન માટે જ્યાં ને ત્યાં ફાંફાં મારવાં પડે, પેટપુર અન્ન માટે જ્યાં ને ત્યાં ગુલામી વેઠવી પડે એ માત્ર બ્રહ્મચર્યના અભાવે આવેલી નિર્બલતાને લીધે જ.

[1] एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥
(मनुस्मृतिः)

જે આર્યાવર્તીય મનુષ્ય પાસે ઇતરદેશીય મનુષ્યો સચ્ચરિત્ર શીખતા તે આર્યાવર્ત દેશને આજે ચારિત્ર્યવાન બનવાને ઇતરદેશીયોનું અનુકરણ કરવું પડે એ કેવી શોચનીય દશા! એમાં કારણ માત્ર બ્રહ્મચર્યના

અભાવથી આવેલી નિર્બલતા છે. માટે જ શ્રી સ્વામી દયાનંદે જણાવ્યું કે બ્રહ્મચર્યપાલન કરવું એ જ સર્વોન્નતિનું મૂલ છે અને વીર્યરક્ષાના પ્રભાવથી જ પ્રજા પ્રજા બની શકે છે, અન્યથા નહિ.

## રાજકીય વ્યવસ્થા

આ સમ્બન્ધમાં ભલે આજકાલ લોકો માનતા હોય કે અમુક અમુક વ્યક્તિઓએ જ અથવા તો નેશનલ કોંગ્રેસે જ રાજ્યતંત્ર કેવું હોવું જોઇએ અને તેમાં પ્રજાને કેટલી સ્વતંત્રતા મળવી જોઇએ તેમ જ રાજ્ય અને પ્રજાનું બંધારણ કેવું હોવું જોઇએ તે પ્રજાને જણાવ્યું; પરંતુ જ્યારે લગભગ કોંગ્રેસ પણ બાલ્યાવસ્થામાં હતી અને આજકાલના રાજકીય નેતાઓ પણ બાલ્યાવસ્થામાં કે પછી યુવાવસ્થામાં હશે તે વખતે મહર્ષિ સ્વામી શ્રી દયાનંદજીએ વૈદિક રાજ્યતંત્ર કેવું હોવું જોઇએ, અને કેવા રાજ્યતંત્રથી રાજા અને પ્રજામાં સ્નેહ રહે અને કેવા રાજ્યતંત્રથી રાજકીય તેમજ પ્રજાકીય ઉન્નતિ થાય, તેમ જ રાજ્યપ્રકરણ ચલાવવા માટે પ્રજાના પ્રતિનિધિત્વ વાળી કેવા કેવા પ્રકારની સભાઓ હોવી જોઇએ તેનું વર્ણન સત્યાર્થ પ્રકાશના છઠ્ઠા સમુલ્લાસમાં સપ્રમાણ સવિસ્તર કર્યું છે, અને તે જગજાહેર છે. ભલે નવી રોશનીવાળા રાજનૈતિક નેતાઓએ તે તરફ પોતાનો દૃષ્ટિપાત ન કર્યો હોય પરંતુ ભાવે કિંવા કભાવે તે તરફ હવે દૃષ્ટિપાત થતો જાય છે એમાં પણ લાભ છે. જે વેદને કેટલાએક ભાષ્યકારોએ કસાઇખાનું બનાવી રાખ્યું હતું, જે વેદને કેટલાએક ઉપલકીઆ મેક્સમુલર જેવાઓએ જંગલી લોકોનાં ગીતો જણાવી જડ પદાર્થનો પૂજક વર્ણવ્યો હતો, જે વેદને વામમાર્ગીઓએ વિષયસ્થાન બનાવી મુક્યું હતું, જે વેદને માટે અધ્યયન અધ્યાપનનો અમુક વર્ગે જ જાણે ઠેકો રાખી બેસાડ્યો હતો તે સર્વનું ખંડન કરીને ઇશ્વરીય વાણી જે વેદ તે સર્વ વિદ્યાઓનો ભંડાર, સર્વોન્નતિનું મૂળ અને સર્વ સદાચારની ખાણુ તેમ જ તે ઇશ્વરીય વાણીરૂપ ઉપદેશનો સર્વને અધિકાર છે એમ હિંમતથી દર્શાવી આપી વેદના ઉપર જે મલીનતા આણી હતી તે દૂર કરી શુદ્ધ સ્વરૂપમાં વૈદિક તત્ત્વ સમજાવનાર તો મહર્ષિ સ્વામી શ્રી દયાનંદજી મહારાજ જ હતા. ભલે સ્વાર્થવશ અમુક જનસમૂહ તેના વૈદિક તત્ત્વને ન જાણે તેથી શું? પરંતુ હંમેશાં પ્રાકૃતિક સ્વભાવ જ છે કે **सत्यमेव जयते नानृतम् ।** અસ્તુ.

આજે મુક્તકંઠથી વિદ્વાન વર્ગને સ્વીકારવું જ પડશે કે પરધર્માક્રાન્ત થયેલી આર્યપ્રજા જો પોતાનું આર્યત્વ ટકાવી રાખીને હિંદુપ્રજા કાયમ રહી છે તો તે મહર્ષિને જ આભારી છે. બાકી આજે તો અમે ક્રિશ્ચિયનાદિ કાંઇક ધર્મના ચક્રમાં ફરતા હોત ! પતિત જાતિઓનો ઉદ્ધાર કરીને તેમને ઉન્નતિપથ પર લાવનાર તે જ આદ્ય નેતા મહર્ષિ છે. અજ્ઞાન દશામાં પતિત થયેલાઓ માટે પુનઃ વૈદિક ધર્મમાં પ્રવેશ કરવાને શુદ્ધિરૂપ દરવાજાને ખુલ્લા મુકવાનું માન પૂજ્યપાદ શંકરાચાર્ય મહારાજ પછી જો કોઇ બીજા આચાર્યને હોય તો તે મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીને જ છે.

આપણો ભારત દેશ વીરપૂજા કરનારો છે, અને તે યોગ્ય જ છે. આજે તે વૈદિક ધર્મોદ્ધારક મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીના જન્મને સો વર્ષ પુરાં થયાં છે. તેની શતાબ્દી જયંતિ માટે આર્યપ્રજામાં અનેક અવનવી તયારીઓ આખા હિંદુસ્થાનમાં ચાલી રહી છે. તેમાં ગુજરાત પણ યથાશક્તિ શતાબ્દી ઉત્સવ માટે તૈયારી કરતું જણાય છે. તો આવા સમયે આપણે વીરપૂજાનો ઉદ્દેશ જાણીને તેની પ્રવૃત્તિ માટે જોડાવું જોઇએ જ. જે વીરની આપણે જયંતિ ઉજવીએ તેમા માત્ર વાણીવિલાસથી જ સંતોષ ન માનતાં તેના ગુણકર્મસ્વભાવનું અનુકરણ કરવા માટે તથા તેઓએ આપેલા ઉપદેશ પ્રમાણે રચનાત્મક કાર્ય કરવા માટે આપણે તન, મન, અને ધનથી ઉદ્યમી થવું જોઇએ, તો જ આપણી ઉન્નતિ થશે.

એ મહર્ષિના ગુણકર્મસ્વભાવ તથા તેઓશ્રીનું આર્યાવર્ત દેશ માટેનું ચિંતન તેમજ તેઓશ્રીની વૈદિક ધર્મોદ્ધારની ઇચ્છા વિગેરે વિગેરેનું વર્ણન કરવા બેસીએ તો જરૂર એક મોટો ગ્રંથ થાય. અને તેવા ગ્રંથ તરીકે તેમના જીવનચરિત્રમાં સર્વ હકીકત ટુંકમાં આવી જાય છે એટલે અત્રે તેના વર્ણનની જરૂર નથી.

ગુજરાત તો હંમેશાં તે મહર્ષિનું ઋણી છે. ગુજરાતે તો તે મહર્ષિના જીવનમાંથી ઘણું જ શીખવાનું છે. પરમાત્મા એવો સમય સત્વર લાવો કે તે મહર્ષિ દયાનંદજીના જીવનવૃત્તાંતમાંથી તથા તેઓના ઉપદેશથી ગુજરાત પોતાની ઉન્નતિ માટે કાંઇક શિક્ષણ લઇને ઉન્નત બને.

શાસ્ત્રી મણિશંકર પ્રાણશંકર શર્મા

# સ્વામી દયાનંદ સરસ્વતી

કુદરતી નિયમ પ્રમાણે મનુષ્ય જન્મે છે, જુવાન થાય છે, વૃદ્ધત્વ પામે છે અને મરી જાય છે. દરેક પ્રજા પણ મનુષ્યની માફક શરીરી (ઓરગેનિઝમ) હોવાને લીધે તે જ નિયમને અનુસરે છે. ઇતિહાસમાં આપણે પ્રજાઓની બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા વિગેરે ભિન્નભિન્ન અવસ્થાઓ સારી રીતે જોઇ શકીએ છીએ. કોઇ એક પ્રજા વૃદ્ધાવસ્થામાં એટલી બધી દુર્બળ બનેલી જોવામાં આવે છે કે બહારના કે અંદરના કોઇ પણ આઘાતને તે સહન કરી શકતી નથી અને એવા સંકટના પરિણામે તે મરી જાય છે. તેથી ઉલટું કવચિત્ એવું પણ બને છે કે એક પ્રજા પોતાની વૃદ્ધાવસ્થાનો સમય વ્યતીત કરીને, પોતાની પર આવી પડેલાં સંકટો સહન કરતાં એક પ્રકારનું નવું જ બળ પ્રાપ્ત કરી લે છે. આવી પ્રજાઓમાં પ્રાણ પ્રેરનાર અસાધારણ પુરુષ ગણાય છે અને તેઓ તે પ્રજાના મહાપુરૂષની પંક્તિમાં મૂકાય છે.

આપણે બધા સંયોગોમાંથી જ પેદા થયા છીએ. આપણું શરીર અને આપણો રંગ વિગેરે જ કેવળ સંયોગોને આધીન નથી, પણ આપણા રાગદ્વેષ પણ, આપણે જે સમાજમાં જન્મીએ છીએ તેની પાસેથી શીખી લઇએ છીએ. આપણા જીવનના ઉદ્દેશ અને મનોરથો પણ આપણી સામાજિક અવસ્થાને અનુસરીને બંધાય છે. સાધારણ મનુષ્ય, જે સમાજના ચક્રમાં એવો તો ફસાઇ જાય છે કે તેમાંથી એક તસુભર પણ ચસી શકતો નથી. આવી સ્થિતિમાં જ જો કોઇ સમાજ ચાલ્યાં કરે અથવા તો કોઇ અવળે માર્ગે ચડી જાય તો સંકટ કે આફતના સમયે તેની રક્ષા કોણ કરી શકે તે સમજવું મુશ્કેલ થઇ પડે છે. ઇશ્વરેચ્છાને પ્રતાપે જ એવા સંકટ સમયે સમાજમાં કોઇ અસાધારણ મનુષ્ય થાય છે, અને સમાજની જુની બેડીઓ તોડી બહાર છે. તે સમાજનો દાસ બનવાને બદલે ...તિનો સ્વામી બને છે અને પોતાની અસાધારણ ...નો ઉપયોગ કરી પ્રજાના શિરે આવી પડેલાં સંકટો દૂર કરી આખી પરિસ્થિતિ જ બદલી નાંખે છે. જે પ્રજામાં આવા મહાપુરૂષો ઉત્પન્ન કરવાની શક્તિ નથી રહેતી તે પ્રજાના નાશનો સમય નજીક આવી પહોંચ્યો છે અથવા તો વધારે વખત જીવવાની યોગ્યતા તેણે ગુમાવી દીધી છે એમ જ કહેવું જોઇએ. એવા મહાપુરૂષોનાં નામ પ્રજાના જીવનઆકાશમાં સૂર્ય અથવા ચન્દ્રની જેમ પ્રકાશવંતા રહી જાય છે. શ્રી કૃષ્ણ ભગવાને ગીતાના પોતાના મશહુર શ્લોકમાં પણ એ જ વાત કહી છે. તેમણે કહ્યું છે કે સંસારમાં જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મની રક્ષા અથવા દુષ્ટોના નાશને માટે હું જન્મ લઉં છું.

દુનિયામાં એવી ઘણી પ્રજાઓ થઇ ગઇ છે કે જેનાં નામનિશાન પણ નથી રહ્યાં. પ્રાચીન રોમનો અને પ્રાચીન યુનાનીઓનો આજે પત્તો પણ નથી. પ્રાચીન આસીરીઅન અને પ્રાચીન મીસરી પણ મરી ખૂટયા. પુરાણી પારસી પ્રજાનું પણ નામનિશાન નથી રહ્યું. દુનિયાની પ્રાચીન પ્રજાઓમાંથી અત્યારે જો કોઇ હયાત હોય અને પોતાના ધર્મ તથા સભ્યતાની બરાબર રક્ષા કરી રહી હોય તો તે કેવળ ભારતવર્ષની એક હિન્દુજાતિ છે. સૌથી વધારેમાં વધારે પ્રાચીન હોવાને લીધે, સૌથી વધારેમાં વધારે સંકટો પણ એ જ હિન્દુજાતિએ વેઠયાં છે. જો આ પ્રજામાં આત્મશક્તિ ન હોત તો સંકટોના બોજા નીચે તે કયારનીયે ચગદાઇ ગઇ હોત અને તેના ધર્મ તથા સભ્યતાનો પણ લોપ થઇ ગયો હોત. જે બળ અથવા શક્તિએ હિંદુ પ્રજાને આજ લગી જીવતી રાખી છે તે જ બળ અથવા શક્તિએ તેની અંદર મહાપુરૂષો પણ પેદા કર્યા છે. જ્યારે દેશમાં રાક્ષસોનો જુલમ વધી પડયો અને આર્યધર્મ તથા આર્યસંસ્કૃતિ જોખમમાં આવી પડયાં ત્યારે આપણી આર્યપ્રજાનો પહેલો અને મહાન વીર પેદા થયો. શ્રી રામે દક્ષિણ અને દક્ષિણનીયે પેલી પાર લંકામાં ગુજરતો રાક્ષસી જુલમ બંધ કર્યો અને ધર્મ તથા સભ્યતાનું રક્ષણ કર્યું. જ્યારે આપણી પોતાની અંદર જ જુલમગારો પેદા થયા અને ધર્મ તથા ન્યાયને પગ તળે છુંદવા લાગ્યા ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને જન્મ લીધો. તેમણે અમુલ્ય ઉપદેશ આપી ધર્મરક્ષણનો સીધો માર્ગ ચીંધ્યો. અજ્ઞાનતાએ, અંધકારે અને સ્વાર્થે પોતાનો પંજો દેશભરમાં પાથર્યો તે જ વખતે પ્રજામાંથી મહાત્મા બુદ્ધ પ્રકટ થયા. આવા વીર ભાગ્યે જ કોઇ દેશે પેદા

કર્યાં હશે. બુદ્ધ ભગવાને એકલાએ પોતાના ઉચ્ચ પ્રકારના જીવનથી આખી પ્રજાનાં પાપ ધોઇ નાખ્યાં. વખત જતાં એ જ પ્રજા પાછી ઉંધે માર્ગે ચડી ગઇ અને સ્વામી શંકરાચાર્યે જન્મ લઇ તેને ખરે માર્ગે વાળી. તેમની વિદ્વતા અને તર્કશક્તિ જોઇ દુનિયા આજે પણ અજાયબ થાય છે. પણ એ તો આંતરિક સુધારણાની વાત થઇ. હિંદુ પ્રજા ઉપર બહારથી પણ કંઇ ઓછાં આક્રમણ નથી થયાં. એ આક્રમણે વિક્રમાદિત્ય જેવા બહાદુર માણસો પેદા કર્યા. મતલબ કે નીચે પાડનારી શક્તિઓ પોતાનું કામ બરાબર કરતી રહી અને એક એવો વખત આવીને ઉભો રહ્યો કે પ્રજાની જીવનશક્તિ છેક છેલ્લા બિંદુ પર આવી પહોંચી. વિદેશીઓ દેશને પગ તળે ખુંદવા લાગ્યા. પ્રજાના વિનાશનો પ્રસંગ આવી ઉભો. એટલામાં પ્રજાની આંતરિક શક્તિએ કામ કર્યું અને સંમગ્ર દેશમાં ધાર્મિક પુનરૂદ્ધારનાં મોજાં ફરી વળ્યાં. દેશમાં નવું જીવન આવ્યું. વિદેશીઓની સાથે પહેલો મુકાબલો તલવારથી થયો. રણભૂમિમાં તેઓ હારી ગયા એટલે તેમણે ધર્મનો આશરો લીધો. એ ધાર્મિક આંદોલને કબીર, રામાનંદ, ચૈતન્ય, તુકારામ, ગુરૂ નાનક વિગેરે પુરૂષો ઉત્પન્ન કર્યા. એ પુનરૂત્થાનનું પરિણામ એ આવ્યું કે વિદેશી બાદશાહોના ધર્મનિમિત્તે થતા અત્યાચારો સામે રાણા સંગ અને રાણા પ્રતાપ સમા વીરો રજપૂતાનામાં, શિવાજી અને તેમના ઉત્તરાધિકારીઓ મહારાષ્ટ્રમાં અને ગુરૂ ગોવિંદસિંહ તથા વૈરાગીવીર સમા મહાપુરૂષો પંજાબમાં પેદા થયા. જમીન માર્ગે (ખૈબરના માર્ગે) આવતાં વિદેશીઓનાં ટોળાં અને તેમના હુમલાઓ મોળા પડયા ન પડયા એટલામાં સમુદ્ર માર્ગે થઇને યુરોપીય પ્રજાએ આક્રમણ કર્યું. યુરોપીય પ્રજા પ્રથમ તો અહીં વ્યાપારને માટે જ આવી હતી, પણ ધીમે ધીમે તેણે એવી ઉન્નતિ કરી કે અંગ્રેજોની ઇસ્ટ ઇન્ડીઆ કંપની દેશના મ્હોટા ભાગની માલીક બની બેઠી. એ રીતે ભારતવર્ષનું તખ્ત એક વિદેશીના હાથમાંથી બીજા વિદેશીના હાથમાં ચાલ્યું ગયું. હિંદુ પ્રજાએ—પ્રજાના વીરોએ પોતાની ગુલામી દશા નિવારવા પ્રયત્ન તો ઘણાયે કર્યા પણ તેમાં તેમને સફળતા ન મળી.

દિલ્હીની રાજગાદી હાથમાં આવતાં ઇંગ્લંડના અંગ્રેજ અધિકારીઓના ભેજામાં એક પ્રશ્ન ઉઠયો. રાજગાદીને અચળ રાખવા હિંદુસ્થાનમાં પાશ્ચાત્ય સભ્યતા અને પાશ્ચાત્ય ધર્મ ફેલાવવો કે હિંદુસ્થાનનું તંત્ર પુરાણી પદ્ધતિસર જ ચલાવ્યે જવું? વીસ વરસ સુધી એ પ્રશ્ન ચર્ચાયો. ૧૮૩૩ માં નિર્ણય થયો કે હિન્દુસ્થાનમાં અંગ્રેજી કેળવણી, અંગ્રેજી વિચાર અને ઇસાઇ ધર્મનો જ પ્રચાર કરવો ઠીક છે. વિદેશીઓની સાથે શારીરિક યુદ્ધ કરવા જેટલી તાકાત ભારતવાસીઓમાંથી ક્યારનીયે ચાલી ગઇ હતી. માત્ર માનસિક બળ રહ્યું હતું. અને એ જ માનસિક બળ દ્વારા પહેલાંનાં ધાર્મિક પુનરૂત્થાન થયાં હતાં. પાશ્ચાત્ય કેળવણીએ અને પાશ્ચાત્ય ધર્મસંસ્કારોએ રહીસહી માનસિક શક્તિ ઉપર ભુરકી નાંખવા માંડી. આત્મરક્ષા કરવાનું પણ પ્રજાને ન સૂઝે તેવી શિથિલતા પ્રસરવા લાગી. રાજબળની મદદથી પાશ્ચાત્ય શિક્ષણ અને સંસ્કારનો પ્રવાહ એવા વેગથી વહેવા લાગ્યો કે તેની સામે થવા જેટલી શક્તિ કોઇનામાં ન રહી. પ્રજા અને તેનો ધર્મ એક મહા સંકટમાં આવી પડયાં. આવી સંકટવાળી સ્થિતિમાં સ્વામી દયાનંદ તેનું રક્ષણ કરવા બ્હાર આવ્યા.

સ્વામી દયાનંદનો જન્મ કાઠિયાવાડના એક દેશી રાજ્યના એક ગામડામાં થયો હતો. પણ તે પશ્ચિમ પ્રાંત સાથે તેમને કંઇ ખાસ સંબંધ હોય એમ જાણવામાં નથી. વસ્તુતઃ તેમને દેશભરના અને સમગ્ર જાતિના એક ખરા સપુત તરીકે જ ઓળખાવવા જોઇએ. સ્વામી દયાનંદની બાલ્યાવસ્થામાં જ એક બે પ્રસંગો એવા બની ગયા કે જેની તેમના જીવન ઉપર આખર પર્યંત ભારે અસર રહી ગઇ. એક પ્રસંગ શિવરાત્રિએ બન્યો. તે દિવસે તેમણે વ્રત કર્યું હતું અને રાત્રિએ શિવજીની મૂર્તિ સામે જાગતા બેઠા હતા. એટલામાં કેટલાક ઉંદરો ત્યાં આવી મૂર્તિનો અનાદર કરતા તેમની દૃષ્ટિએ પડયા. સ્વામી દયાનંદના મનમાં આ ઘટનાએ ભારે ઉંડી અસર કરી. તેમને થયું કે જે મૂર્તિને તેઓ શિવસ્વરૂપ માનતા હતા તેમાં શિવ જેવી કોઇ વસ્તુ જ ન હતી. તેમના આત્મામાં પ્રકાશનું એક નવું કિરણ પ્રકટયું! બીજો પ્રસંગ તેમના કાકાનું મૃત્યુ. સ્વામી દયાનંદ પોતાના કાકા પ્રત્યે બહુ જ પ્રેમભાવ ધરાવતા હતા. મૃત્યુનો દેખાવ જોઇ તેમના મનમાં જીવનની ક્ષણિકતા તથા અસ્થિરતાના ઉપરાઉપરી વિચારો આવવા લાગ્યા. આ જીવન, છે તેનું તે તેનું કંઇ કાયમ રહેવાનું નથી; જે કંઇ કરવાનું હોય તે જેમ બને તેમ જલદી આટોપી

લેવું જોઇએ, એમ તેમને ચોખ્ખું સમજાયું. જ્ઞાનના કિરણ સાથે વૈરાગ્યનો ભાવ મળવાથી તેમના આત્મામાં એક દૈવી શક્તિ ઉત્પન્ન થઇ અને એ દૈવી શક્તિએ જ સ્વામી દયાનંદમાં એક મહાપુરૂષનો ભાવ પેદા કર્યો. સ્વામી દયાનંદ પહેલાં તો પોતાના ઘરમાંથી ભાગી છૂટયા. થોડો વખત સાધુ સંન્યાસીઓ સાથે રખડયા. તેમના પિતાએ એક વાર તેમને સાધુઓના ટોળામાંથી પકડી પાડયા અને ઘેર લઈ જતા હતા તેટલામાં તેઓ કંઇક બ્હાનું કાઢી છટકી ગયા. ત્યાર પછી તેઓ વન અને જંગલોમાં રખડયા. પોતાનું આખું જીવન એક મહાન વ્રત અને તપની પાછળ ગાળવાનો તેમણે નિશ્ચય કર્યો.

તે વખતે મથુરામાં એક આંધળા અને વૃદ્ધ સ્વામી વિરજાનંદ રહેતા હતા. ખરેખર સ્વામી વિરજાનંદ એક પ્રતિભાશાળી મહાત્મા હતા. એક વાત તેમના દીલમાં અહોનિશ ખટકયાં કરતી હતી. વૈદિક સભ્યતા કે જે સંસારના સમસ્ત જ્ઞાન–વિજ્ઞાનના એક ઝરા જેવી હતી તેનો દિનપ્રતિદિન નાશ થતો જોઇ તેમનું અંતર સળગ્યાં કરતું હતું. એક તો આ દેશના પંડિતોએ પોતે જ આર્ષ ગ્રન્થોનું અધ્યયન છોડી દીધું હતું અને તેને બદલે નવું સાહિત્ય ઉભું કર્યું હતું. તે ઉપરાંત વિદેશી હુમલાઓએ અને વિદેશી રાજ્યે એ સભ્યતાને છુંદી નાખવામાં કંઇ મણા રાખી ન્હોતી. સ્વામી દયાનંદ ફરતા ફરતા મથુરામાં જઇ ચડયા. તેઓ મહાત્મા વિરજાનંદ સ્વામી પાસે ગયા અને તેમને પોતાના ગુરૂસ્થાને સ્થાપ્યા. ત્રણ વરસમાં વ્યાકરણ વિગેરે વિદ્યાઓ હાંસલ કરી લીધી. જતી વખતે સ્વામી વિરજાનંદે માત્ર બે વાક્યોમાં જ દેશ અને પ્રજાના રોગની ઔષધી બતાવી દીધીઃ " જાઓ, વેદોનો ઉદ્ધાર કરો અને દેશી રાજ્યોને સુધારો. "

સ્વામી દયાનંદે જોયું તો તે વખતે બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજે ધર્મસુધારણાનું બીડું ઝડપી લીધું હતું. બ્રહ્મોસમાજની કાર્યપદ્ધતિ જોતાં સ્વામીજીને લાગ્યું કે તે લોકોને પોતાના ધર્મ તથા સભ્યતાના ઉપર પૂરો વિશ્વાસ ન હતો. તેઓ પાશ્ચાત્ય સભ્યતાના અને ખ્રિસ્તી ધર્મના પગલે ચાલી એક નવો જ પંથ પ્રવર્તાવવાની અને કેળવાયેલા કહેવાતા હિન્દુઓને સંપૂર્ણ ઇસાઇ બનતા અટકાવવાની પેરવી કરી રહ્યા હતા. બ્રહ્મોસમાજના પ્રવર્તક રાજા રામમોહનરાય પણ એમ માનતા હતા કે પ્રાચીન સભ્યતામાં એવી કોઇ વસ્તુ નથી કે જે આ પ્રજાને પડતી અટકાવી શકે. અલબત્ત, તેમાં કેટલીક કીમતી વસ્તુઓ છે અને તેથી તેને જાળવી રાખવી ઘટે. પરંતુ આપણે પશ્ચિમમાંથી આવેલા પ્રકાશની અવગણના તો ન જ કરવી જોઇએ. દેશના ઉદય માટે પાશ્ચાત્ય શિક્ષા અને સંસ્કારની જરૂર છે.

સ્વામી દયાનંદના વિચાર તેમનાથી સાવ જૂદા અને તદ્દન વિરૂદ્ધ હતા. તેઓ એવો વિશ્વાસ ધરાવતા હતા કે વેદોની સંસ્કૃતિ કેવળ આપણા દેશ અથવા ધર્મની રક્ષા માટે જ ઉપયોગી છે એમ નહિ, પણ તે એટલી બધી ઉચ્ચ છે કે દુનિયાની બીજી પ્રજાઓને માટે પણ તે બહુ ઉપયોગી નીવડી છે, અને નીવડે. દેશના સઘળા હિતચિન્તકોને એકઠા કરી, દેશોદ્ધારને માટે એક મહાન આંદોલન ચાલુ કરવાની તેમને આવશ્યકતા જણાઇ. જૂદા જૂદા વિચારો ધરાવનારા લોકો, બ્રહ્મોસમાજીઓ, પુરાણી પંડિતો, ખ્રિસ્તીઓ અને મુસલમાનો વિગેરેને સંમિલિત કરી, દિલ્હી દરબાર વખતે એક કોનફરન્સ ભરી ઐક્ય ફેલાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં તેમને જેવી જોઇએ તેવી સફળતા ન મળી. તેમને ખાત્રી થઇ કે જ્યાં સુધી લોકોના દીલની અંદર એક જ ઇચ્છા અથવા એક જ વૃત્તિ પોતાનો પૂરેપૂરો અધિકાર નહીં જમાવે અને તેમની નજર આગળ એક જ આદર્શ નહીં તરે ત્યાં સુધી સાચી એકતા સ્થાપિત ન થઇ શકે.

પણ એવું ઐક્ય સ્થાપતા પહેલાં પ્રજાની અંદર જાગૃતિ આવવી જોઇએ. જાગૃતિ ઉત્પન્ન કરવા માટે તેમને પહેલી નજર કેવળ હિન્દુઓ તરફ દોડાવવી પડી. પંડિતોની સાથે શાસ્ત્રાર્થ કરી તેમને પોતાની તરફ ખેંચવાનો પ્રયત્ન કર્યો. આર્ય વિધિ પ્રમાણે શિક્ષણ આપવા સારૂં તેમણે ઠેર ઠેર પાઠશાળાઓ સ્થાપવા માંડી. મ્હોટા મ્હોટા તીર્થક્ષેત્રોમાં જઇ પોતાના ઉદ્દેશ લોકોને સંભળાવવા માંડયા. એટલું છતાં તેનું કંઇ સારૂં પરિણામ આવતું ન દેખાયું. સમગ્ર પ્રજા એવી તો નિષ્પ્રાણ બની ગઈ હતી કે માત્ર બે ચાર ધક્કા મારવાથી તેનામાં કોઇ પણ પ્રકારની ગતિ પેદા કરી શકાય એમ ન્હોતું રહ્યું. બીજાના ધક્કા અને માર ખાતાં ખાતાં તે એવી તો રીઢી બની ગઇ હતી કે હવે તેનામાં સામે થવા જેટલું શૌર ( રીઝિસ્ટન્સ ) પણ ન્હોતું. સેંકડો વર્ષોનાં આક્રમણ સહન કરતાં જેમ શારીરિક બળ ગુમાવી દીધું હતું તેમ બીજા ધર્મવાળાઓના આક્ષેપો સહન કરવાથી પ્રજા જડતા ( પેસિવિટી )નો ભોગ થઇ

પડી હતી. એ જડતા દૂર કરવા સ્વામી દયાનંદને એક સ્થાયી કર્મશીલ ( ઍક્ટિવ ) સંસ્થા સ્થાપવાની બહુ જ જરૂર દેખાઇ.

તેમણે મુંબઈમાં જઇ આર્યસમાજની પહેલવહેલી સ્થાપના કરી, અને પ્રજાકીય ઉદ્ધારનો ઉદ્દેશ નજર સામે રાખી નિયમો તૈયાર કર્યા. સારા દેશમાં એ ઉદ્દેશ પ્રચાર પામે તેટલા સારૂ તેમણે કેટલાંક પુસ્તકો પણ લખ્યાં. તેમાં વેદભાષ્ય ભૂમિકા અને સત્યાર્થ પ્રકાશ આજે પ્રસિદ્ધ છે. તે ઉપરાંત તેમણે વેદોની વ્યાખ્યા હિન્દી ભાષામાં રચવી શરૂ કરી. યજુર્વેદ સમાપ્ત કરીને ઋગ્વેદનો મ્હોટો ભાગ પણ તેમણે હિન્દી ભાષામાં ઉતાર્યો. તે સાથે દેશભ્રમણ પણ ચાલુ જ રહ્યું. અનેક સ્થળે ફરીને તેમણે પોતાના જીવનનો ઉદ્દેશ લોકોને સમજાવ્યો અને આર્યસમાજની પણ સ્થાપના કરી. તેમનો ઘણોખરો વખત રાજપૂતાનાના રાજાઓને સુધારવામાં નીકળી ગયો. તેમની હયાતીમાં જ ઉદયપુરના મહારાણા અને જોધપુરના રાજાએ તેમનુ શિષ્યત્વ સ્વીકાર્યું. છતાં સ્વામીજીની ધારણા પાર ન પડી, તેમનું તે કામ ચિરસ્થાયી ન થઇ શક્યું. સ્વામી દયાનંદની સૌથી વધારે અસર પંજાબ ઉપર થઇ, કારણ કે ત્યાં ગુરૂઓના પ્રચારકાર્યથી લોકોનાં મન અને બુદ્ધિ સ્વામીજીના ઉદ્દેશને સમજવા લગભગ પહેલેથીં જ તૈયાર હતાં. સ્વામીજી પંજાબમાં ગણ્યાગાંઠ્યા ચાર મહિના જ રહ્યા; પરન્તુ એટલા ટૂંકી મુદતમાં જ પંજાબની ભૂમિમાં આર્યસમાજની જડ બરાબર જામી ગઇ. સ્વામીજી ઇ. સ. ૧૮૮૩માં પરલોક સીધાવ્યા અને તેમણે સ્થાપેલો આર્યસમાજને એક જીવંત સંસ્થા બનાવવાની જવાબદારી પંજાબને માથે મૂકતા ગયા.

આર્યસમાજ ઉપર એક એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે તે જાણીજોઇને કજીયા વ્હોરી લે છે, અર્થાત્ આર્યસમાજ એક વઢકણી સંસ્થા છે. તેનું મૂળ કારણ તો એ જ છે કે હિન્દુપ્રજામાં આર્યસમાજ પહેલ વહેલી " મિલિટંટ " સંસ્થા છે. આજ સુધીમાં અન્ય ધર્મવાળાઓએ હિન્દુધર્મ ઉપર આક્ષેપ કરવામાં કંઇ મણા નથી રાખી, એટલું જ નહીં પણ પોતાનો ધર્મ ફેલાવવાને માટે હિન્દુસમાજ એ ભાવતું ક્ષેત્ર તેમને મળી ગયું હતું. હિન્દુઓ પોતાની સગી આંખે એ બધું નિહાળવા છતાં સમસમીને બેસી રહ્યા, કારણ કે તેઓ કોઇ ઇતર મનુષ્યને પોતાના સમાજમાં લેવાને સાવ અશક્ત હતા. આર્યસમાજે અન્ય મતાવલંબીઓના મતનું ખંડન કરી તેમને પોતાના અનુયાયીઓ બનાવવાનું અને પોતાની અંદર દાખલ કરવાનું શરૂ કર્યું. સામાને પોતાના પક્ષમાં લેવા હોય તો ખંડન તો કરવું જ પડે. અને એમ કર્યા સિવાય હિંદુઓમાં ઘર કરી રહેલી જડતા દૂર કરવાનો બીજો કોઈ માર્ગ પણ ન હતો. આર્યસમાજે લગભગ અર્ધી સદી એ કાર્ય બજાવ્યું. આજે હવે આપણે જોઇ શકીએ છીએ કે હિંદુઓમાં પુરાણી પદ્ધતિના ગણાતા પંડિતો પણ " શુદ્ધિ " ના કાર્યને ધર્માનુકૂળ માનવા તૈયાર થયા છે.

અસ્પૃશ્યતાની સામે પણ પહેલી લડત આર્યસમાજે જ શરૂ કરેલી. બાળવિવાહનું ખંડન કરી વિધવાઓને રક્ષણ આપવાનું કામ પણ સૌ પ્રથમ આર્યસમાજે જ હાથ ધર્યું હતું. આપણી હિંદુ વિધવાઓને ઇતર ધર્મવાળા ફોસલાવીને લઇ ન જાય એની વ્યવસ્થા પણ આર્યસમાજે જ કરેલી. સ્વામી દયાનંદે જ પહેલવહેલો સ્વદેશપ્રેમનો ઉપદેશ આપી દેશી ચીજોનો વ્યવહાર કરવાનું શીખવ્યું હતું. સ્વામી દયાનંદે જ પહેલવહેલી દેશોન્નતિ અર્થે દેશભરમાં એક ભાષાની આવશ્યકતા સૂચવી હતી અને પોતાની માતૃભાષા ગુજરાતી હોવા છતાં તેમણે હિંદીમાં જ પોતાનાં સઘળાં પુસ્તકો લખ્યાં હતાં. આ પુસ્તકો લખીને તેમણે પુરવાર કરી આપ્યું કે દેશભરમાં હિંદી ભાષા જ એક માત્ર રાષ્ટ્રીય ભાષા બની શકે એમ છે.

હિંદુઓમાં જાગૃતિ તથા કર્મશીલતા પ્રેરનાર આર્યસમાજ છે એમ તો સરકારને પણ શરૂઆતમાં લાગેલું. ૧૯૦૫ માં સ્વદેશી અને સ્વરાજ્યની દેશભરમાં નવી ભરતી આવી. પંજાબની પરિસ્થિતિ એ વખતે એવી હતી કે ત્યાંના આર્યસમાજને પોતાની "પોલિસી" ( નીતિ )માં ફેરફાર કરવો પડ્યો. ત્યારથી તે આજ લગી આર્યસમાજને એક સંપ્રદાય બનાવવાની કોશિશ થઇ રહી છે. સ્વામી દયાનંદ પોતે આર્યસમાજને એક સંપ્રદાયનું રૂપ આપવા માગતા હતા કે તેઓ આ સંસ્થા દ્વારા પ્રજાનો અને દેશનો ઉદ્ધાર કરવા માગતા હતા એ એક મહાન પ્રશ્ન થઈ પડયો છે, અને એવો પ્રશ્ન કોણ કરી શકે એ પણ એક સમસ્યા છે.

ભાઈ પરમાનંદ

# મહર્ષિ દયાનંદ અને સ્ત્રીજાતિ

આર્ય સંસ્કૃતિ, આર્ય સભ્યતા અને આર્ય પરંપરાનુસાર સ્ત્રીઓનું સ્થાન પુરૂષો કરતાં ઉંચું છે. સ્ત્રીઓને માટે આર્ય સાહિત્યમાં 'દેવી' અથવા 'લક્ષ્મી' એ પદ, એ સ્થાનની ઉચ્ચતા પ્રકટ કરે છે. આર્ય જગત આ ઉચ્ચતાની કદર કરતું રહ્યું છે. અને એ એક પરમ સત્ય છે કે જે જાતિ સ્ત્રીજાતિનું સન્માન કરી જાણે છે તે જ લાંબા કાળ સુધી જીવિત રહે છે. અને જે જાતિ સ્ત્રીજાતિનો તિરસ્કાર કરે છે એ ટુંક સમયમાં જ મૃત્યુના મુખમાં જઇ પડે છે.

હિન્દુ જાતિએ જ્યારથી સ્ત્રીજાતિ તરફ તુચ્છવૃત્તિથી જોવા માંડયું ત્યારથી જ તેના પતનનો આરંભકાળ શરુ થયો; એના પર વિદેશીઓનું આક્રમણ થયું અને તે રસાતળ પહોંચી. જ્યારે કોઇ જાતિ પરાધીન બની જાય છે ત્યારે તે પોતાનું સ્વત્વ ગુમાવી બેસે છે, અને જ્યાં સુધી કોઇ તેને સીધો માર્ગ બતાવતું નથી ત્યાં સુધી તે નીચે ને નીચે જ ગબડતી જાય છે. પરંતુ જ્યારે કોઇ ( દેશ અથવા ) જાતિ અવનતિના ઢોળાવ પર ગબડતી ને ગબડતી જાય છે અને અવનતિની પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે શ્રી કૃષ્ણ ભગવાનના વચન પ્રમાણે

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥+**

(અ. ૪, શ્લો. ૭)

અવશ્ય કોઈ ને કોઇ મહાપુરુષ જન્મ ધારણ કરે છે અને એ (દેશ અથવા) જાતિના ઉદ્ધારને માટે પ્રયત્ન કરે છે. આજ નિયમને વશ થઇ, જ્યારે આર્ય જાતિનું પૂરેપૂરૂં પતન થઇ ચૂક્યું હતું ત્યારે મહર્ષિ દયાનંદે જન્મ ધારણ કર્યો. જે સમયે મહર્ષિ દયાનંદે આ સંસારમાં પોતાનાં પુનિત પગલાં કર્યાં, ત્યારે આર્યજાતિ મૃતપ્રાય: બની ગઈ હતી. સ્ત્રીઓનું 'દેવી' પદ છીનવી લઈ એમને 'પગના ખાસડા'ની ઉપમા આપવામાં આવી હતી; 'લક્ષ્મી'પદને બદલે. "**स्त्रीशूद्रौ नाधीयताम्**"* એ કપોલકલ્પિત શ્રુતિનો સ્વર ગાજી રહ્યો હતો. જો હું એમ કહું કે તે સમયે સ્ત્રીને માટીના ઢેફાથી પણ હલકી સમજવામાં આવતી હતી તો હું અતિશયોક્તિનો દોષ નથી કરતી. જ્યારે જાતિની નિયામક અને વિધાયક માતૃશક્તિની આ દશા હતી કે એને અબળા, મૂઢ, અજ્ઞાન અને દુષ્ટ એવી પદવીઓથી વિભૂષિત કરવામાં આવતી ત્યારે સમસ્ત દેશની અવનતિનું તો શું જ કહેવું ? કાશ્મીરથી માંડી કન્યાકુમારી સુધી વિધવાઓનું કરૂણ રૂદન સંભળાતું, હજારોની સંખ્યામાં કાચી કેળના ગર્ભ જેવી દૂધપીતી કન્યાઓને વિવાહની ધગધગતી ભઠ્ઠીમાં હોમવામાં આવતી, પર્દાની કાળી છાંયા પાછળ તેમના પર અત્યાચારની ઝડીઓ વર્ષતી અને પત્થરને પણ પીગળાવે એવો એમનો આર્તનાદ જનાનખાનાની ચાર દિવાલોમાં જ સમાઇ જતો. આવે સમયે આનંદકંદ મહર્ષિ દયાનંદે માતૃશક્તિના ઉદ્ધારકની પદવી ધારણ કરી. મહર્ષિની આંખે સ્ત્રીજાતિની આ અધોગતિ ન જોઇ ગઇ; વિધવાઓનું કરૂણ ક્રંદન એમના કર્ણોને અસહ્ય થઇ પડયું. આથી પોતે દેહ ધારણ કર્યો અને સ્ત્રીજાતિના ઉદ્ધારનું બીડું ઉઠાવ્યું. એમની બ્હેનના મૃત્યુથી એમના હૃદય પર ભારે અસર થઇ; પદદલિત સ્ત્રીજાતિમાં એમને એમની સ્વર્ગવાસી બ્હેનનું સ્વરૂપ નજરે પડયું. બ્હેનના મૃત્યુથી એમના અંતરમાં જે શોક ઉભરાયો તે આંસુ વાટે બ્હાર ન પડયો, પણ અંતરમાં જ સમાયો. સમસ્ત સ્ત્રીજાતિ માટેના ભીષણ શોકનું સ્વરૂપ તેણે ધારણ કર્યું, અને જે માતાએ બ્હેનના મૃત્યુ સમયે આંખમાં આંસુ વિનાના દયાનંદને 'પત્થરના હૈયા'નો કહ્યો હતો તે જ માતાએ સ્વર્ગમાં રહ્યા રહ્યા દયાનંદને સ્નેહની જીવતી જાગતી પ્રતિમા સ્વરૂપે જોયો. સ્વામી દયાનંદે બરાબર પારખી લીધું હતું કે આર્યજાતિની અધોગતિનું મૂળ સ્ત્રીજાતિની હીન અવસ્થા છે; જ્યાં સુધી એ સ્ત્રીજાતિનો ઉદ્ધાર નહિ થાય ત્યાં સુધી આર્યજાતિ કદી પણ ઉંચા નહિ પામે એ વાતની એમને પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકી હતી.

સ્ત્રીજાતિ પર મહર્ષિના જે અગણિત ઉપકારો થયા છે તેનું વર્ણન આ લઘુ લેખમાં શી રીતે થઇ

+ હે ભારત ! જ્યારે જ્યારે ધર્મ ક્ષીણ થાય છે અને અધર્મનું જોર વધે છે, ત્યારે હું અવતાર ધારણ કરું છું.

* સ્ત્રીઓ અને શૂદ્રોને ભણાવવાં નહિ.

શકે ? દયાનંદ સ્ત્રીશિક્ષાના પ્રખર હિમાયતી હતા, એ વાતની એમનો દરેક ગ્રંથ સાક્ષી પૂરે છે. સાધારણ મનુષ્યોની માફક સંસારસુખ એ એમના જીવનનો ઉદ્દેશ નહોતો; ન તો એમને એમના પ્રાણનો ભય હતો. તેઓ સાચા સૈનિકની માફક પોતાનો જીવ પોતાની હથેળીમાં જ રાખીને ફરતા અને એને લીધે જ પોતે એકલા હોવા છતાં પણ પ્રજાવિરોધના પ્રચંડ ઝંઝાપાતનો પ્રતિરોધ કરી શક્યા હતા. મહર્ષિએ "**स्त्रीशूद्रौ नाधीयताम्**" એ મંત્રને છિન્નભિન્ન કરી "**इमं मन्त्रं पत्नी पठेत**"* ની સ્થાપના કરી; "**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता**"× એ મનુવાક્યની ઘોષણા કરી. "**मातृवत् परदारेषु**"+ એને પોતાના જીવનમાં ચરિતાર્થ કરી બતાવ્યું. સ્વામીજી માતૃશક્તિના અનન્ય પૂજારી હતા એ એમના જીવનની નીચેની ઘટનાથી જણાય છે.

એક દિવસ સ્વામીજી વ્યાખ્યાન બાદ રાજાઓ અને પંડિતો સાથે ગામ બ્હાર ફરવા નીકળ્યા. ત્યાં મૂર્તિપૂજા પર વાદવિવાદ શરુ થયો. રસ્તામાં એક દેવાલય આવ્યું જ્યાં ઘણાં બાળકો સ્વચ્છંદતાપૂર્વક ખેલી રહ્યાં હતાં. સ્વામીજીએ ત્યાં એકદમ માથું નમાવ્યું, અને આગળ ચાલ્યાં. સ્વામીજીને માથું નમાવતા જોઇ સાથેના એક પંડિત બોલી ઉઠયાઃ "સ્વામીજી ! આપ મૂર્તિપૂજાનું ખંડન ચાહે તેટલું કરો, પરંતુ દેવબલનો એ પ્રત્યક્ષ પ્રભાવ છે કે દેવાલય આગળ આપનું મસ્તક એની મેળે જ નમી જાય છે." સ્વામીજી આ વચન સાંભળી હસી પડયા, અને એ બાળકોમાંથી ચાર વર્ષની, નાગીપૂગી એક બાલિકા ભણી આંગળી કરી બોલ્યાઃ "જોતા નથી એ માતૃશક્તિ જેણે આપણને જન્મ આપ્યો છે ?"

સ્વામીજીના આ શબ્દો સાંભળી પૂછનાર પંડિત અને બધા દંગ થઇ ગયા. અહા ! માતૃસન્માનનું કેવું જ્વલંત દૃષ્ટાંત છે ! કેવું શુદ્ધ આચરણ ! કેવો પવિત્ર વિચાર ! કેવી આદર્શ સભ્યતા ! વિદેશી સભ્યતામાં શોધ્યું ન જડે એવું આ ઉદાહરણ છે. ધન્ય છે આર્યમાતાઓ ! જેમની કુખે આવાં રત્ન પાકે છે.

સ્વામીજીના હૃદયમાં સ્ત્રીજાતિ પ્રત્યે અપાર સન્માન હતું એ આ ઘટનાથી સંપૂર્ણ રીતે પ્રકટ થાય છે. એમણે સ્ત્રીજાતિ સંબંધે ટીકાનો એક શબ્દ પણ કાઢયો નથી. સઘળા ધર્માચાર્યોમાં એક સ્વામી દયાનંદ જ છે જેમણે સ્ત્રીઓનું ગૌરવ વધાર્યું છે, જેમણે સ્ત્રીઓને માટે સમાન અધિકારની ઘોષણા કરી છે. એમની પહેલાં જે જે આચાર્યો થઇ ગયા તે સર્વેએ એકમત થઈ સ્ત્રીજાતિની પરાધીનતાનું જ પોષણ કર્યું છે અને સ્ત્રીને શૂદ્રની પદવી આપી છે. સ્ત્રીઓની જેટલી નિંદા વેદાંતી આચાર્યોએ કરી છે તેટલી નિંદા ભાગ્યે જ બીજા કોઇએ કરી હશે.

શ્રી સ્વામીજીએ સ્ત્રીસુધારણાનું પરમ કાર્ય કર્યું અને શાસ્ત્રોક્ત રીતિએ સ્ત્રીઓને વેદ પઢવાનો અધિકાર અપાવ્યો. એમની એ ઇચ્છા હતી કે કેટલીક વિદૂષી સ્ત્રીઓ ભેગી મળી માતૃમંડલની સ્થાપના કરે અને ફરીથી માતૃશક્તિને સર્વગુણસમ્પન્ન બનાવે. એમણે શ્રી. રમાબાઇને આ કાર્યને માટે પ્રબળ પ્રેરણા પણ કરી, પણ સફળતા ન મળી. શ્રીમતી રમાબાઇ આ બીડું ઉઠાવવાનું સાહસ ન કરી શક્યાં, અને સ્વામીજીની એ ઇચ્છા મનની મનમાં જ રહી ગઇ. સ્વામીજી સ્ત્રીઓની મહત્તાનું વર્ણન કરતાં લખે છે કે

"સ્ત્રીઓએ પણ બ્રહ્મચર્યપાલન અને વિદ્યાભ્યાસ અવશ્ય કરવો જોઇએ. પ્રાચીન આર્યદેવીઓ ગાર્ગી આદિ વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરીને પૂર્ણ વિદૂષી થઇ ચૂકી છે. ઇતિહાસમાં નજર કરો, આર્યાવર્તના રાજાઓની રાણીઓ યુદ્ધવિદ્યા અને ધનુર્વિદ્યા સુંદર જાણતી હતી. એમ ન હોત તો કૈકેયી આદિ રાણીઓ દશરથાદિ રાજાઓ સાથે રણસંગ્રામમાં કેવી રીતે જઈ શકત ? સ્ત્રીઓએ ધર્મ, વ્યાકરણ, વૈદક, ગણિત અને શિલ્પવિદ્યા અવશ્ય જાણવી જોઇએ."

આજ એ જ દયાનંદની દયાનો આનંદ છે કે સ્ત્રીઓ ફરીથી શિક્ષા લેતી થઇ છે અને પોતાના અધિકાર સમજતી થઇ છે. સમાજમાંથી અનેક બાળલગ્ન, પર્દા આદિ કુરિવાજોનો જે નાશ થતો આવ્યો છે તે એ જ દયામયના સતત પ્રયાસનું ફળ છે. બોલો, માતૃશક્તિઉદ્ધારક મહર્ષિ દયાનંદની જય !

કુમારી સુમિત્રા દયાળજી મહેતા

---

* આ મંત્ર પત્નીએ ઉચ્ચારવો.

× જ્યાં સ્ત્રીઓનું પૂજન—અર્થાત સન્માન થાય છે, ત્યાં દેવો પ્રસન્ન રહે છે.

+ પર સ્ત્રીને માતા સમાન લેખવી.

# નોંધ

## નવી લડત.

હવે સૌ કોઈ કબુલ કરે છે કે સન ૧૯૧૯ માં શરૂ થયેલી સત્યાગ્રહની અને તેના અનુસંધાનરૂપ અસહકારની લડત હવે પુરી થઈ છે. છેલ્લાં ચાર વર્ષમાં અસહકારના એકેએક અંગમાંથી જેટલો કસ પ્રજા કાઢી શકી તેટલો તેણે કાઢ્યો છે. અને તેની સફળતા કે નિષ્ફળતાનો ગમે તે અર્થ કહાડીએ તો પણ હાલ તો તેને સમેટવામાં જ સાર છે એમ મહાત્મા ગાંધીજી પોતે જ સ્વીકારે છે, ને આટલા વર્ષના અખતરા પછી તેમની સલાહને અનુસરીને જ બેલગામની મહાસભાએ અસહકારના લગભગ આખા ક્રમને મોકુફ રાખ્યો છે.

એ ક્રમ અહિંસાના સિદ્ધાંત અથવા નીતિને અનુસરીને જ ઘડવામાં આવ્યો હતો. ગાંધીજીએ તો અહિંસાને અસહકાર કરતાં પણ વધારે મહત્વનું અંગ ગણ્યું છે. અહિંસા એટલે પ્રેમધર્મ, અને નિર્ભય શૂરાઓ જ એમની લડત ખેલી શકે; છતાં બેલગામમાં ગાંધીજીએ કરેલા એકરાર મુજબ એકંદર પ્રજાએ મર્દાનીથી નહિ, પણ નબળાઈથી જ અહિંસાની નીતિરીતિ સ્વીકારી હતી. આ મીમાંસા મુજબ અસહકારના કરતાં પણ અહિંસાભાવ વધારે નિષ્ફળ થયો ગણાય. છતાં જો કે અસહકારનો ક્રમ બેલગામમાં મુલતવી રાખવામાં આવ્યો ત્યારે અહિંસાનીતિની તો છેક હદ વાળવામાં આવી. છતાં સૌ સમજે છે કે હવે આપણી લડતમાં છેલ્લાં ચારપાંચ વર્ષનું પ્રકરણ પુરૂં થયું છે અને નવું પ્રકરણ શરૂ થાય છે—અને તે ઘણી રીતે. પ્રજામાં જે નવી જાગૃતિ આવી છે તેને લીધે સ્વરાજ પક્ષે સર્વે ધારાસભામાં ઠીક પ્રમાણમાં જગ્યાઓ મેળવી છે—મધ્ય પ્રાંતમાં તો ચોખ્ખી વધુમતી પણ મેળવી છે. તેણે ધારાસભામાં નવી રીતે લડવા માંડયું છે—બંગાળ અને મધ્ય પ્રાંતમાં તો પ્રધાનોને વિદાય પણ કર્યા છે—અને બીજા પક્ષોની સાથે મળીને મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડ પણ હાથ કરવા માંડયાં છે. તેથી તેના તરફ સરકારનો ડોળો ફરક્યો છે ને તેને ખતમ કરવાને જ બંગાળની સરકારે દમનનીતિ શરૂ કરી છે તે તેની સફળતાનો પુરાવો છે.

વળી, એ પણ કબુલ કરવું જોઈએ કે અસહકારની નિષ્ફળતાથી કોઈ કોઈ સાહસિક યુવાનો ફંટાતા જાય છે, અને તેથી બંગાળમાં કંઇક કંઇક છમકલાં થતાં જાય છે. સરકારને તો તે સ્વરાજની એક જાતની નોટીસરૂપ છે પણ હજી સુધી એ પુરૂં સમજવામાં નથી આવ્યું કે તે આપણા મોટામાં મોટા અગ્રેસરોને પણ નોટીસ સમાન જ છે કે જો તમે વધારે જોસથી લડત નહિ ચલાવો અને કંઇ અવનવાં શસ્ત્ર નહિ સર્જો તો આવાં બુરાં જ પરિણામ આવશે.

આમ સમગ્ર પરિસ્થિતિમાં જે મહત્વના ફેરફાર થયા છે તેમાં વિલાયતમાં રચાયેલા નવા પ્રધાનમંડળ અને તેની રાજનીતિને પણ સ્થાન આપવું જ જોઈએ. એ પ્રધાનમંડળ મુડીવાળાનું છે, તે તેમની રાજનીતિ સામ્રાજ્યનો દોર વર્તાવવાની, ગરીબ પ્રજાઓને ચુસવાની ને પરાધીનને દબાવવાની છે. મીસરમાં તેનું પોત પ્રકાશ્યું છે. રૂશીઆની સંધિ તેણે રદ કરી છે. સીંગાપુરનું માંડી વાળેલું મથક ખોલવાનું ઠરાવીને તેણે પેસિફિક મહાસાગરમાં મહા ક્ષોભ વર્તાવ્યો છે; અને લોર્ડ બર્કનહેડ જેવા તુમાખી અમીર હિન્દી વજીર નિમાયા છે એટલે આ વર્ષમાં જ આપણે ત્યાં પણ નવું જુનું થવાનો સંભવ સૌને જણાય છે.

વળી બીજી રીતે પણ નવો યુગ શરૂ થયો જણાય છે. સુધારામાં સહકાર કરનાર નરમ વિનીત પક્ષ પણ તેનાથી કંટાળ્યો છે અને લખનૌમાં મળેલી વિનીત પરિષદે સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ્યની તેમજ હિંદી તંત્રમાં પણ વિશાળ પ્રજાકીય સત્તાની મોટી માગણીઓ કરી છે. તેથી તેઓ મહાસભામાં નહિ ભળી શકે તો પણ સ્વરાજની હલચાલમાં તેઓ હવે વધારે ફાળો આપશે ને દૂરથી પણ મહાસભા સાથે વધારે સહકાર કરી શકશે એમ લાગે છે.

આમ ઘણા નવા સંયોગો વચ્ચે સન ૧૯૨૫ નું વર્ષ ખુલે છે. એક બાજુએથી વિનીત અને સ્વતંત્ર પક્ષ જાગ્રત થઈને વધારે રાષ્ટ્રીય બનતો જાય છે ત્યારે બીજી પાસ હિંદુ મુસલમાનનાં તોફાન અને તેમની બેદિલી મોટા અંતરાયરૂપ લાગે છે. સ્વરાજ પક્ષની સફળતા કંઈક આશાજનક લાગે છે ત્યારે બ્રિટનની

નવી રાજનીતિથી આપણું આકાશ પણ ઘનઘોર બનતું જાય છે, ને પ્રજા તો દિનપરદિન વધારે અધીરી, તેજ અને લડાયક બનતી જાય છે. આમ અનેક રીતે આપણી લડતે કંઈક નવીન તેમ વધારે ગંભીર અને મુશ્કેલ સ્વરૂપ લીધું છે. તે હવે કઈ સાધનસામગ્રીથી અને કયા નવા શસ્ત્રથી લડવી જોઈએ?—એ જ મુદ્દાનો સવાલ વિચારવાનું બેલગામની મહાસભાનું કામ હતું પણ તેણે તો રેંટીઆનું જુનું જ શસ્ત્ર સૂચવીને એકંદર પ્રજાને અને કાર્યકર્તાઓને નિરાશ જ કર્યાં છે.

### જુનું શસ્ત્ર

કાંતવાનો મતાધિકાર એ રેંટીઆના પ્રચારની હદ ગણાય. તેની ઉપયોગિતા કોઈ પણ વખતે શંકાસ્પદ ગણાત, પણ આજે તો તેની નિષ્ફળતા દિવા જેવી ચોખ્ખી દેખાય છે.

આ વિષયની ચર્ચા પહેલાં અમે કરી છે. આજે અંત્રે તેના તાત્વિક ગુણદોષ બાજુએ રાખીને કેવળ વ્યાવહારિક દૃષ્ટિથી જ તેનો વિચાર કરીશું. આ ચળવળના બે હેતુ ગણાવ્યા છે—લાખોની ગરીબાઇનું નિવારણ, અને પરદેશી કાપડનો સત્વર બહિષ્કાર. આ બને હેતુ સિદ્ધ કરવા માટે છેવટે એકંદર પ્રજામતની ખીલવણી ઉપર જ આધાર રાખવો જોઇએ. એ પણ સાફ સમજી લેવું જોઇએ કે કોઈ પણ સુધારાની સામાન્ય જનસમાજના હૃદય ઉપર તાત્કાલિક અસર ગમે તેટલી થાય તો પણ છેવટે તો કેળવાયલા અને બુદ્ધિશાળી વર્ગની સમજુત અને સમજાવટ ઉપર જ તેનો આધાર રહેશે. ત્યારે ખરેખરો સવાલ તો એટલો જ છે કે સન, ૧૯૧૯ માં પહેલી સ્વદેશી સભાઓ સ્થપાઇ ત્યારથી તે આજ સુધીની ચળવળથી આગેવાન વર્ગના અંતરમાં જે રેંટીઓ બરાબર ઉતર્યો નથી—અને ખરેખરા ગરીબ મુલકમાં પણ હજી તેનો પ્રચાર નથી થયો એ આ વાત પુરવાર કરે છે—તો મતાધિકાર જેવા આકરા સાધનથી આ કાર્ય હવે ફલિભૂત થશે ખરૂં?

જવાબ સાફ ચોખ્ખો છે. અત્યાર સુધીમાં ફક્ત એક જ વખતે રેંટીઆનો ખરેખરો પ્રચાર થયેલો અને તે ૧૯૨૧માં. પણ તે વખતે તો રાજકીય ઝનુનની ભરતી આવી હતી—લડતનું જોશ છેક ઉછાળે ચડ્યું હતું—તે જ વખતે પરદેશી કાપડના બહિષ્કારના તેમજ રેંટીઆના કામમાં પણ ઉભરો આવ્યો. શ્રી લાલા લજપતરાય અને દેશબંધુ દાસ જેવા જે અગ્રેસરો પહેલાં રેંટીઆની વિરૂદ્ધ જણાતા હતા તેમણે પણ ડચરાજના તાનમાં ખાદીકામને લડાયક સ્વરૂપ આપીને તેનો બનતો પ્રચાર કર્યો. અને આ વાત એકંદર ઘણાખરા કાર્યકર્તાઓને લાગુ પડતી હતી. અર્થાત્ રાજકીય લડતના જોશમાં ને તેના એક અમૂલ્ય સાધન તરીકે જ બુદ્ધિશાળી વર્ગે રેંટીઆનો ઉપયોગ સ્વીકાર્યો. આજે નથી તે જોશ કે નથી તે લડત. એટલે હવે ગાંધીજી તેને રાજકીય લડતનું ગમે તેવું અમોઘ સાધન ગણાવે તો પણ તે રીતે તો પ્રજામતને કેળવી શકાય એમ છે જ નહિ. છતાં રેંટીઆનો જે અંતિમ વિધિ સન ૧૯૨૧માં પણ પ્રજા કબુલ ન કરત તેનો ઉપયોગ આજે બેદરકાર અથવા વિરૂદ્ધ થયેલા પ્રજામતને કેળવવાને ગાંધીજી વાપરે છે.

ખરૂં જોતાં તો સંસ્કૃતિ અને સામાજિક સ્થિતિ વિષે ગાંધીજીની ભાવનાઓ જેમને ઘણેખરે અંશે કબુલ છે તેઓ જ આ મતાધિકારને વધાવી શકે એમ છે. તેવા ભાવનાશાળી ગૃહસ્થો સાથે ગમે તેટલો મતભેદ હોવા છતાં પણ સૌ તેમની કદર કરશે. તેઓ જ આ મતાધિકારનું રહસ્ય પીછાનીને શ્રદ્ધાથી તેનો અમલ કરશે અને કંઇક કરાવી પણ શકશે. પણ તેવા માણસોની સંખ્યા તો ચુસ્ત પક્ષમાં પણ ઘણી નાની જ ગણાય ને તેમને વાળવાને માટે તો રેંટીઆના આવા નિયમની કંઇ જરૂર નજ હોય.

આ ઉપરથી એમ જ લાગે છે કે ચાર વર્ષના મહા પ્રયાસથી પ્રજાવર્ગને કે અગ્રેસરોને રેંટીઆની જે સમજુત આપી શકાઇ નથી તે હવે મતાધિકારની તાલીમથી ગાંધીજી આપવા મથે છે. પણ પહેલાં તો વાતાવરણ કંઇક રેંટીઆને અનુકૂળ હતું. હવે તો ચોખ્ખી રીતે અગ્રેસર વર્ગ કંઇક બેદરકાર થયો છે ને રેંટીઆના અતિ આગ્રહથી તેની કંઇક વિરૂદ્ધ પણ થયો છે. એટલે ઘણાખરાનાં મન કાંતવાના મતાધિકારની તો વિરૂદ્ધ જ હોય ને ગાંધીજી તરફ અંગત ભાવથી કે ગુજદારી કુનેહથી તે કબુલ કરવામાં આવે તે છતાં પણ તેના અમલથી નવી શ્રદ્ધા કેમ પ્રકટે ને મન કેમ વળે?—નેવે ઉતરેલાં પાણી પાછાં મોભે કેમ ચડે? એ સમજાતું નથી.

આ ઉપરથી તો ચોખ્ખું લાગે છે કે આ મતાધિકારમાં કેવળ નિરાશાનો જ સુર રહેલો છે. આટલા વર્ષના અનેક અખતરાથી પ્રજામતને ન વાળી શકાયે.

તેથી તેનાં કારણોની ચિકિત્સા કરવાને બદલે કે નવી સ્થિતિને માફક આવે એવાં કંઈ સુયોગ્ય સાધન યોજવાને બદલે ઉલટો મનને બંધનરૂપ સાલે અને બુદ્ધિને બંડ કરવા પ્રેરે એવો આકરો ઉપાય ગાંધીજીએ લીધો છે. ટુંકામાં કહીએ તો મગજને દલીલથી ન સમજાવી શકયા અને હૃદયબળથી ન પ્રેરી શકયા તેથી તેઓ હવે હાથ પર અંકુશ મુકીને પોતાની નેમ પાર પાડવા ઇચ્છે છે. પણ આ તો છેવટનો જ પાસો ગણાય; અને તેના સ્વરૂપમાં જ તેની નિષ્ફળતા ચોખ્ખી રીતે અંકાયલી છે.

### સ્વરાજપક્ષનું શાસન

સૌ જાણે છે કે કલકત્તાના સમાધાનમાં અને તેમાં સમાયલા કાંતવાના મતાધિકારમાં ચુસ્ત પક્ષની વતી મહાત્મા ગાંધીજી અને સ્વરાજપક્ષ તરફથી દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલજી સામેલ થયા હતા. અને મહાસભા આ બે જ પક્ષમાં વહેંચાયલી છે એવી સમજ હોવાથી આવો ગંભીર સુધારો કંઇ પણ ચર્ચા કે વિરોધ સિવાય બેલગામમાં પસાર થશે એમ ધારવામાં આવ્યું હતું. છતાં ત્યાં વિષય સમિતિમાં ઠીક ચર્ચા થયેલી અને મહાસભાની ખુલ્લી બેઠકમાં પણ વિરોધ થયા પછી તે વધુ મતે પસાર થયો એ આશ્ચર્યની બીના ગણાય.

તેના કારણ બે હતાં. ચુસ્ત અને સ્વરાજપક્ષ એ બંનેની પાર શ્રી લાલા લજપતરાય જેવા સ્વતંત્ર સભાસદો તરત જ પરખાઇ આવ્યા. તેવા જ ભાઇઓએ મહાસભામાં પણ તેની વિરુદ્ધ મત આપ્યો; નહિ તો જેની સામે ઘણાનાં મનમાં અંદરથી વિરોધ હતો તે સર્વાનુમતે પસાર થયો હોત તો છેક જ ખોટો દેખાવ થાત.

પણ આથીયે વધારે મહત્વનું આશ્ચર્ય તો એ થયું કે સ્વરાજપક્ષમાં જ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલની આગેવાની નીચે એક એવો વર્ગ તરી આવ્યો કે જેણે કેવળ પોતાની જ નહિ પણ એકંદર સારા સ્વરાજપક્ષની મનોદશા પરખાવી આપી. તેમણે એવી પણ સૂચના કરી કે ચુસ્ત પક્ષની માફક સ્વરાજપક્ષના સભાસદોને પણ સ્વતંત્ર રીતે મત આપવાની પરવાનગી મળે તો જ મહાસભાના અને પ્રજાના મતનો ખરેખરો આંક આવી શકે, અને છેવટે ગાંધીજીને અને સૌને વિમાસવું ન પડે તે માટે આવા ગંભીર સવાલ વિષે તો મતની છુટ આપવાની ખાસ જરૂર છે. આ વાત ઘણાએ વધાવી લીધી. મહારાષ્ટ્ર પક્ષનું પણ કંઇક તે તરફ વલણ જણાયું, જો કે તેણે તેને સ્પષ્ટ રીતે ટેકો ન આપ્યો અને છેવટે સ્વરાજપક્ષની જ સમિતિમાં શ્રી. વિઠ્ઠલભાઇની સૂચના વધુ મતે ઉડી ગઇ એટલે તેમના જેવા વિચારના ઘણાએ સભાસદોને મહાસભાની ખુલ્લી બેઠકમાં કાંતો મતાધિકારની તરફેણમાં મત આપવાની અથવા બીલકુલ ચુપકી જ રાખવાની ફરજ પડી. અમારે કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આથી ખરેખરા પ્રજામત ઉપર ઉઘાડેછોક ઢાંકપીછોડો જ કરવામાં આવ્યો છે, અને તેનાં જે બુરાં પરિણામ થોડા જ વખતમાં આવશે તે જોઇને સૌએ ખિન્ન થશે.

### મહારાષ્ટ્ર પક્ષ

આમ જે ઠરાવ પસાર થયો છે તેનો ખરેખરો અમલ કોણ કરશે? શ્રી લજપતરાય અને મૌલાના હઝરત મોહાની જેવા જે અગ્રેસરોએ છચોક વિરોધ કર્યો છે તેમની પાસેથી તો કોઈ કંઇ આશા નહિ રાખે. તેમ સ્વરાજપક્ષના શાસનને વશ થઇને, જ, શ્રી વિઠ્ઠલભાઇ જેવા જે અગ્રણીઓ અને કાર્યકર્તાઓએ ઉછળતા અંતરને દબાવી રાખીને કેવળ ચુપકી જ રાખી છે તેમની પાસે પણ થોડી જ આશા રાખવામાં આવશે.

બાકી રહેલા સ્વરાજપક્ષના બે ભાગ પાડી શકાયઃ એક મહારાષ્ટ્ર વિભાગ અને બીજો ઉત્તર-બંગાળ વિભાગ. મહારાષ્ટ્ર પક્ષના અગ્રણી શ્રી. કેલકરનું વલણ પણ ચોખ્ખું થયું છે. વિષયસમિતિમાં કાંતવાની કલમ પસાર થવા પછી તેને સફળ કરવાનો ઉપદેશ ગાંધીજી સ્વરાજપક્ષને આપતા હતા ત્યારે શ્રી. કેલકરે તેમને વિનંતી કરી કે મહેરબાની કરીને ચુસ્ત પક્ષને પણ બે અક્ષર કહો કે જેથી તેમને કરવાનું કામ પણ તેઓ બરાબર કરી બતાવે. તે પછી પણ તેમણે સાફ જણાવ્યું છે કે કલકત્તાના સમાધાનના બે ભાગ છે—એક તો ચુસ્ત પક્ષે સ્વરાજ પક્ષની સામેનો દ્વેષભાવ કહાડી નાંખી તેના કાર્યમાં બને તેટલી મદદ કરવાની છે અને તેના બદલામાં જ સ્વરાજ પક્ષે કાંતવાની કલમ કબુલ કરી છે. આને અંગે સમાધાનનો એવો પણ અર્થ કરવામાં આવ્યો છે કે જેટલે અંશે ચુસ્ત પક્ષ અમને મદદ આપશે તેટલે અંશે જ અમે રેંટીઆનું કામ કરીશું. વળી એવા સ્વરૂપમાં પણ આ જ વાત રજુ થઇ છે કે મહાસભાએ તો ખરું જોતાં ધારાસભાની

માફક કાંતવાના કામને મંજુરી જ આપી છે અને એક-બીજાનો અંતરાય કર્યા વિના બંને પોતપોતાનું કામ ચલાવે તો પણ મહાસભાનો હેતુ સધાય. હવે આ બધા અર્થ ગાંધીજીની સમજુતથી ઘણા ભિન્ન છે એ તો સૌ જોઈ શકશે. એટલે મહાસભાનો વાવટો ફરકતો રાખવાને માટે, અને જરૂરી સભાસદો ચોપડે કાયમ રાખવાને મહારાષ્ટ્ર પક્ષ જે કંઈ કરવાનું આવશ્યક ધારે તેથી વધારે કંઈ પણ કામની આશા તેની પાસે પણ રાખવી ફોકટ છે.

વળી મધ્યપ્રાંત અને વરાડના જે મુલકમાં મહારાષ્ટ્ર પક્ષ જ પ્રધાનપદ ભોગવે છે ત્યાં તો ખાસ રાજકીય પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે. એ એક જ પ્રાંત એવો છે કે જ્યાં ધારાસભામાં સ્વરાજ પક્ષને ચોખ્ખી વધુ-મતી મળી છે. તેનો ઉપયોગ કરીને એ પક્ષે ગઈ સાલ સરકારનું આખું અંદાજપત્ર નામંજુર કર્યું હતું અને ત્યારથી પ્રધાનોને રૂખસદ મળી છે, તેમ કેળવણી, આરોગ્ય વગેરે પ્રધાનોના ખાતાનાં નવાં ખર્ચ અને નવા સુધારા અટકી પડયા છે. ગવર્નરે દા. મુંજે વગેરે અગ્રેસરોને પ્રધાનપદ સ્વીકારવા કહ્યું તે તેમણે ગઈ સાલ કબુલ ન કર્યું. આવી સ્થિતિ આજ સુધી એમને એમ કાયમ રહી છે ને ગવર્નરે નથી ધારાસભાની નવી ચુંટણી કરાવી કે નથી પ્રધાનોનાં ખાતાં પોતાને હસ્તક લઈ લીધાં.

પણ આવી સ્થિતિ ક્યાં સુધી ટકી શકે ? હમણાં જ ફરીથી ભાષણ કરતાં ગવર્નરે જણાવ્યું છે કે માર્ચ મહિનાની બેઠક વખતે ધારાસભાને અને સ્વરાજ પક્ષને જવાબદારીથી કામ કરવાનો છેલ્લો અવસર આપવામાં આવશે. તેમ પ્રધાનપદ સ્વીકારવાની પણ છેલ્લી તક આપવામાં આવશે. આવી સ્થિતિ પારખીને થોડા વખતથી મધ્યપ્રાંતનો સ્વરાજ પક્ષ આ વિષે ગંભીર ચર્ચામાં ગુંથાયો છે. છેલ્લી ખબર મુજબ તે વિષે ઉકેલનો નિર્ણય કરવાને સમિતિ પણ નીમવામાં આવી છે. તેનો નિર્ણય ગમે તે આવે તો પણ એ તો દેખીતું જ છે કે આ વર્ષમાં પણ ધારાસભાની ચળવળ મધ્યપ્રાંતમાં ધીકતી રહેશે; એટલે રેંટીઆમાં નજીવી જ શ્રદ્ધા ધરાવનારા આ પ્રાંત પાસેથી તે વિષે કેટલી આશા રાખી શકાય એ પણ ચોખ્ખું જ છે.

### ઉત્તર ને બંગાળ

પણ કોઈ એમ કહી શકે કે પંડિત મોતીલાલજી અને દેશબંધુ દાસે તો જાને જ ઠરાવનામા ઉપર સહીઓ કરી છે, ને તેમણે બેલગામમાં પણ તેને સાર્થક કરવાને મુરાદ બતાવી છે એટલે તેઓ તો નિરાશ નહિ જ કરે. છતાં બંગાળ, સંયુક્ત પ્રાંત અને પંજાબની હાલત એવી છે કે જેમાં તેમનાથી પણ વધારે શ્રદ્ધાવાળા અગ્રેસરો થોડું જ કામ કરી શકે.

બંગાળનો મામલો જાણીતો છે. વાઈસરોયના કાનુનને પાંચ વર્ષને સારૂ કાયદામાં જડી દેવાને સરકારની પેરવી હોવાથી દેશબંધુ દાસને દૂર દેશાવરમાં મહાસભામાં હાજર રહેતાં ઘણી ચિંતા થઈ હશે, અને ઘણી મુસીબત પડી હશે. કલકત્તે જઈને તરત તેઓ માંદા પડયા, ને જો કે સરકારની ઘણી ધીખવણી અને સતામણી છતાં પણ છેવટે ધારાસભામાં બંગાળનો જ વિજય થયો છે, તો પણ એ પ્રકરણનું કંઈ છેવટ તો હજી નથી જ આવ્યું. સરકાર મમતે ચઢી છે, અને બંગાળને તો એ જીવન અને મરણનો પ્રશ્ન છે. લોર્ડ બર્કનહેડ વિલાયતથી કેવો ગોળો ફેંકશે તેની પણ હજી ખબર નથી. એટલે બંગાળના અગ્રેસરોનાં ચિત્ત તો આ વર્ષમાં અતિશય ઉદ્વિગ્ન રહેશે, અને સરકારને હંફાવવામાં જ, અને તેમની સામે ચોમેર ચળવળ કરવામાં જ રોકાયલાં રહેશે એમ લાગે છે. તેમને તો રેંટીઆનું શીળું કામ કરવાનું ઘણુંએ મન હશે, પણ સરકાર તેમ કરવા દે એમ નથી.

સંયુક્ત પ્રાંત અને પંજાબમાં તો હિંદુ મુસલમાનના વિખવાદની હોળી ભડભડ બળ્યાં જ કરે છે. કોઈ કહે છે કે મુસલમાનોના ઝનુનથી આગ સળગે છે. કોઈ કહે છે કે શુદ્ધિસંગઠનની હિંદુઓની ચળવળથી, અને ખાસ કરીને તેમના જુદા અખાડાઓ નીકળવાથી દરઘડીએ તોફાન થવાનો સંભવ રહે છે. લખનૌથી ચાલી આવનાર એક ભાઈ કહે છે કે જે શહેરમાં લગભગ આઠ વરસ ઉપર હિંદુ મુસલમાનનું તહનામું થયું ત્યાં જ મંદિર અને મસીદના અનેક સવાલોથી બંને કોમનાં દિલ સળગતાં જાય છે તેથી ગમે ત્યારે તોફાનની ખબર સાંભળીએ તો નવાઈ પામીશું નહિ. પંજાબમાં તો બંને કોમ મજબુત અને સરખી સંખ્યામાં છે. જેમ અફઘાનિસ્તાનની સરહદ પાસે છે તેમ આર્યસમાજનું જોર પણ વધારે છે. શ્રી. લાલા લજપત-રાય અને દા. કીચલુ જેવા દેશાભિમાની આગેવાનો પણ પોતપોતાની કોમનું ઝનુન જમાવી રહ્યા છે. એટલું બધું દારૂખાનું જે મુલકમાં ભરેલું હોય, અને

તે સળગી ઉઠવાની નિરંતર દહેશત હોય ત્યાં રેંટીઆના કામનો થોડો જ અમલ થઈ શકે.

### સુસ્ત પક્ષની કસોટી

આમ જે બે પક્ષ કાંતવાનો ઠરાવ પસાર કરવામાં સામેલ થયા છે તેમાંથી એકના સ્થિતિ આપણે તપાસી ગયા છીએ અને પરિણામે સુસ્ત પક્ષ ઉપર જ લગભગ પુરેપુરો આધાર રાખવાની ફરજ પડે છે. તે પક્ષની ખાનગી સભામાં ગાંધીજીએ પણ ચોખ્ખું કહ્યું હતું કે હું સ્વરાજપક્ષ પર નહિ પણ તમારા ઉપર જ આ ઠરાવની સિદ્ધિને માટે આશા રાખીશ. એટલે હવે વિચારવાનું એ જ રહે છે કે મહાસભાના ઠરાવને સાર્થક કરવા જેટલી શ્રદ્ધા અને શક્તિ સુસ્ત પક્ષમાં છે ખરી?

આ સવાલનો બરાબર જવાબ તો પરિણામ પરથી જ આપી શકાય. છતાં એક બે બાબતો આજે પણ ચોખ્ખી કરી શકાય. એ તો જાણીતું જ છે કે સ્વરાજ પક્ષના સહકાર સિવાય અથવા તેની બેદરકારી કે વિરોધ છતાં સુસ્ત પક્ષ ખાદીનું કામ બરાબર કરી ન શકે તેથી જ ગાંધીજીને સ્વરાજ પક્ષનું શરણુ લેવાની ફરજ પડી. એટલે પહેલું તો એ જોવું જોઇએ કે હવે બંને પક્ષની વચ્ચે મીઠો સહકાર જામવાનો સંભવ છે ખરો? વિષય સમિતિમાં તેમજ મહાસભામાં છેવટના ભાષણમાં ગાંધીજીએ લગભગ ગદગદ કંઠે દ્વેષભાવ મિટાવવાની, અવિશ્વાસ ટાળવાની અને હૃદયને સાંધવાની બંને પક્ષને વિનંતિ કરી હતી. છતાં દુર્ભાગ્યે તે સફળ થવાનો થોડો જ સંભવ જણાય છે. કેટલાએ ભલભલા સુસ્ત અગ્રણી કહેતા હતા કે દાસ અને પંડિતજી ગાંધીજીને છેતરે છે! આ ફરિયાદમાં ગમે તેટલું સત્ય હોય તો પણ તે સ્વરાજ પક્ષ વિષે અત્યંત અવિશ્વાસ તો સૂચવે જ છે ને ઉપર જણાવ્યા પ્રમાણે સુસ્ત પક્ષ શી સહાય આપશે તે માપી લેવાને સ્વરાજ પક્ષ પણ અધીરો થયેલો છે. તાત્પર્ય એટલું જ કે ગાંધીજી ઐક્યની સલાહ આપે ત્યારે સાનાં દિલ તેમના તરફ ભાવભીનાં થાય પણ છેવટે પરસ્પર વલણ કે વર્તનમાં કંઇ જ ફેર પડે એમ લાગતું નથી; એટલે સ્વરાજ પક્ષ સાથે નવો સંબંધ ખીલવવાથી કંઇ વધારે કરવાની થોડી જ ઉમેદ સુસ્ત પક્ષ રાખતો હશે.

તો પછી બીજી એક જ રીતે એ પક્ષ સફળ થવાની આશા રાખી શકે, અને તે પ્રજાવર્ગના વધારે ઉત્સાહ અને સહાયથી. પણ ગાંધીજી પ્રત્યે અંગત ભક્તિભાવ સિવાય બીજો કોઇ પ્રકારનો ઉત્સાહ સુસ્ત પક્ષને મળે એમ નથી, ને એવા અંગત ભાવ ઉપર રચેલું કાર્ય કેટલો વખત ટકી શકે એ પણ સૌ જાણે છે.

આ બધું સુસ્ત પક્ષના જે મહારથીઓ ગાંધીજીને ખાનગીમાં મળ્યા હતા તેમનાથી થોડું જ અજાણ્યું હશે. તેમની પોતાની શ્રદ્ધાનું તો માપ તેઓ જ કહાડી શકે પણ હાલના વાતાવરણમાં ગાંધીજીની ઇચ્છા મુજબ ખાદીકામ પાર પાડવાની પોતાની શક્તિ—અથવા અશક્તિ—તેઓ કંઇક સમજતા હશે. ને વળી ગાંધીજીએ તો એટલે સુધી પણ કહેલું કે જો તમે એક વાર વચન આપ્યા પછી મને નિરાશ કરશો તો કદાચ દિલ્હી કરતાં પણ વધારે આકરૂં પગલું મારાથી ભરાઇ જશે. તે છતાં પણ એકેએક ભાઇએ—૯૦ કે ૯૫ કે ૯૯ ટકા જેટલુંયે અધુરૂં નહિ પણ—સોએ સો ટકા કામ પાર પાડવાની હિંમત બતાવવાને હાથ ઉંચા કર્યા. કરુણ રસની એ પરિસીમા જ કહેવાય.

આંધ્રનું સુસ્ત પત્ર "જન્મભૂમિ" યોગ્ય જ લખે છે કે આ કામમાં મહાસભાની કે સ્વરાજપક્ષની નહિ પણ સુસ્ત પક્ષની જ કસોટી છે. તેમાંથી તે કેટલે અંશે પાર ઉતરે છે તે હવે પછી જણાશે.

### હિંદુ મહાસભાનો ઠરાવ

આપણા રાજકીય જીવનમાં પડેલાં બે તડને સાંધવાને બેલગામની મહાસભાએ કેવો પ્રયાસ કર્યો ને તે કેટલો સફળ થયો તે આપણે ઉપર જોયું. પણ થોડા વખતથી હિંદુ મુસલમાનનો સવાલ તો આ પક્ષભેદથી પણ વધારે ગંભીર અને મુશ્કેલ લાગ્યો છે. આપણે એ પણ જાણીએ છીએ કે ગાંધીજીના ઉપવાસને લીધે દિલ્હીમાં મળેલી ઐક્ય પરિષદમાં તો સ્વભાવિક રીતે ધાર્મિક અને સામાજિક ભેદના જ મોટા મોટા નિકાલ કરવામાં આવ્યા હતા, પણ તેમના રાજકીય વિખવાદનો કંઇ ફેંસલો કર્યો ન હતો. તે પછી પંજાબના મુસલમાનોએ તો લખનૌની સંધિ રદ કરીને ધારાસભાઓ અને સ્થાનિક મંડળો વિષે તેમ જ સરકારી નોકરીઓ માટે ચોક્કસ અને વધારે કોમી હક્કની માગણી કરી છે. બેલગામમાં મળેલી ખિલાફત કમિટીમાં પણ એ જ જાતનો નવો પવન વાતો હતો. મોટા મોટા આગેવાનો પણ ચોખ્ખું કહેતા હતા કે હાલ તો હિંદુમુસલમાનના તોફાનનું ખરેખરૂં કારણ

રાજકીય જ છે અને જો મુસલમાન ભાઇઓને લખનૌની સંધિ રદ કરવી જ હોય તો પછી હિંદુમુસલમાનના દરેક જાતના હકનો નિર્ણય કરવાને માટે કંઇક વ્યવસ્થા તાકીદે કરવી જ જોઇએ.

એવું જોતાં આ વિષે મહાસભાએ જ હિંમતભેર પગલાં ભરવાં જોઇતાં હતાં. સર્વે કોમ તેમાં જ એકત્ર થયેલી છે, અને ૮ વર્ષ ઉપર લખનૌમાં મહાસભાએ જ સંધિ કરી હતી તેથી તેમાં સુધારાવધારા કરવાને તે જ વધારેમાં વધારે લાયક ગણાય. પણ બેલગામની મહાસભા તો જાણે કાંતવાનો ઠરાવ પસાર કરવાને જ મળી હોય—તેણે જુનો અસહકાર મુલ્તવી રાખ્યો તે છતાં પણ સાદા રાજપ્રકરણની તેની સુગ જાણે કાયમ જ રહી હોય એમ થયું. તેથી જો કે ૧૯૧૫ ની મુંબઇની સભા કરતાં પણ વધારે ગંભીર સંયોગોમાં બેલગામની મહાસભા મળી તો પણ ત્યાંનું વાતાવરણ એટલું વિચિત્ર હતું કે આ મહત્વના અને તાકીદના સવાલનો ફેંસલો કરવાને માટે કંઇક કંઇક ઘણાના મનમાં હતું છતાં કોઇએ હોઠ ઉઘાડવાનું પણ યોગ્ય ન ધાર્યું.

પણ જો આમ, મહાસભા પોતાનો ધર્મ ન બજાવે તો પછી હિંદુઓ બેસી કેમ રહી શકે? પંજાબની સ્થિતિનું મહત્વ પીછાનીને પંડિત માલવિયાજી અને શ્રી લજપતરાયે આ વિષે મસલત કરવાને હિંદુ આગેવાનોની ખાનગી સભા બોલાવી હતી. તેમાં તેમણે ચોખ્ખી રીતે જણાવ્યું હતું કે પંજાબનાં મુસલમાન પત્રો તો પોતાની કોમના હક નવેસર રજુ કરીને ઉઘાડેછોક પુછે છે કે આ વિષે હિંદુઓ શો જવાબ આપે છે.? તે ઉપરાંત તેનો તરત નિકાલ કરવાની ફરજ પાડવા માટે હિંદુઓને જાતજાતની ધમકીઓ પણ આપે છે. આવી સ્થિતિમાં પણ મહાસભા કંઇ ન કરે તો પછી હિંદુઓને તો કંઇક કરવું જ પડે તેથી તેમણે બે માર્ગ સૂચવ્યા—કાં તો હાલની હિંદુ સભા જ હિંદુ કોમ તરફથી આ રાજકીય સવાલનો ફેંસલો કરવાને કમિટી નીમે અથવા તો એકંદર તમામ રાજકીય પ્રવૃત્તિ કરવા માટે હિંદુઓનું નવું જ મંડળ સ્થાપે. આ વિષે અનેક અભિપ્રાયો અપાયા પછી ગાંધીજીએ નવું મંડળ સ્થાપવાને બદલે ઘણો ઉહાપોહ કર્યા સિવાય ચાલુ સભાની એક કમિટી જ નીમવાની સૂચના કરી. હિંદુ મહાસભાની પણ ખાસ બેઠકે આ ઠરેલ સૂચનાને જ માન્ય રાખીને મુસલમાનોની માગણીઓનો વિચાર કરવાને એક સમિતિ જ નીમી તે માટે તેને ધન્યવાદ ઘટે છે.

ઉપર આપેલા કારણસર તો આ પગલું સૌને વ્યાજબી જ લાગે, છતાં મુસલમાનોએ તેમ જ કોઇ તટસ્થ અગ્રેસર પત્રોએ પણ તેની સખત ટીકા કરી છે. પણ ઘણે ભાગે તો ગેરસમજુતીથી જ આવી ટીકા થયેલી છે. શુદ્ધિ અને સંગઠનની સામાન્ય ચળવળને રાજકીય સ્વરૂપ આપવાની દાનત ઘણાની દેખાય છે. પણ આવી શંકા વ્યાજબી નથી. હિંદુ સભાએ તો હિંદુ કોમની તરફથી તેના તેમ જ મુસલમાનોના હક વિષે નવેસર વિચાર કરીને અને પ્રજામત તપાસીને ભલામણો કરવાને જ આ કમિટી નીમી છે. એટલે આ કાર્યને તો કેવળ નિર્દોષ જ ગણવું જોઇએ અને શુદ્ધિ તથા સંગઠનની ચળવળને કેવળ નિરાળી જ રાખવી જોઇએ.

છતાં કેટલાક મુસલમાન મિત્રોની ચેતવણી ધ્યાનમાં રાખવી ઘટે છે. તેઓ જણાવે છે કે સંગઠનનો અનર્થ થવાથી અલાહાબાદ જેવાં શહેરોમાં હિંદુ મુસલમાનના ભેગા અખાડા હતા તે તોડી નાંખીને હિંદુઓ પોતાના જુદા અખાડા કાઢતા જાય છે. એટલે સ્વાભાવિક રીતે મુસલમાનો પણ જુદા અખાડા કહાડે અને હાલના ઝેરી વાતાવરણમાં પહેલાં શરીર અને પછી ધીમે ધીમે લાઠી કે તલવારની પણ તૈયારી થવા માંડે તેનાં બુરાં જ પરિણામ આવે. આપણે આશા રાખીશું કે આવા વિપરીત વર્તનને રાજકીય ઠરાવથી કંઇ જ ટેકો નહિ મળે. પણ ઉલટું આ વિષે ખાસ કમિટી થવાથી અખાડા વગેરેની ચળવળમાંથી કોમી ઝેર બીલકુલ નીકળી જશે.

## મુસ્લીમ લીગનો ઠરાવ

બેલગામમાં હિંદુ મહાસભાએ જે ઠરાવ કર્યો તેની પૂર્તિ મુંબઇમાં મુસ્લીમ લીગે કરી. અમે પહેલેથી જ મુંબઇની આ ઇલાયદી બેઠકને અવકારલાયક ગણી છે અને અલીભાઇઓ તથા મહાત્મા ગાંધીજીની હાજરીથી તેની પ્રતિષ્ઠા પણ છેવટે વધી છે. નવ વર્ષ ઉપર મુંબઇમાં જ આ મંડળની બેઠક બોલાવનાર મિ. જીના જ આ વખતે પણ સૂત્રધાર હતા તેથી હાલની સ્થિતિ બરાબર પારખીને પહેલાંની માફક આ વખતે પણ હિંદુ મુસલમાનના દાવાનો ઠરેલપણે નિકાલ કરવાને તેમણે ખાસ કમિટી નીમવાની જ સલાહ મુસ્લીમ લીગને આપી.

અમે હિંદુ સભાના તેમ મુસ્લીમ લીગના આ ઠરાવને અતિશય જરૂરી અને આવકારલાયક ગણીએ છીએ. ખેડમાત્ર એટલી જ રહી કે આ બંને સમિતિઓની સલાહ લઇને છેવટનો નિકાલ કરવાને મહાસભાએ મધ્યસ્થ સમિતિ ન નીમી.

છતાં નિરાશ થવાનું કંઇ કારણ નથી. ગયા નવેંબર માસમાં મુંબઇમાં સર્વ પક્ષની જે સભા થઇ હતી તેણે વિનીત વગેરે પક્ષને મહાસભા સાથે સાંધવા વિષે તેમજ સ્વરાજની યોજના વિષે ભલામણો કરવાને એક વિશાળ કમિટી નીમી છે. સ્વરાજની યોજનામાં હિંદુ મુસલમાનનો રાજકીય પ્રશ્ન પણ આવી જ જાય. તે કમિટીની સભા જાન્યુઆરી માસની ૨૩ મી તારીખે દિલ્હીમાં મળવાની છે. હિંદુ મહાસભાની અને ઘણું કરીને મુસ્લીમ લીગની કમિટીઓ પણ તે જ અવસરે અને તે જ સ્થળે મળવાની છે. તેથી મિ. જીન્નાની માફક આપણે સૌ આશા રાખીયું કે હિંદુ અને મુસલમાન અગ્રેસરો પોતાની જવાબદારી પુરેપુરી સમજીને અને અરસપરસ વિશ્વાસ રાખીને પોતપોતાની કોમી માગણીઓ વિષે પુરેપુરાં શાણપણ અને સંયમ જાળવશે, અને સર્વ પક્ષની સમિતિ એક તટસ્થ મંડળ તરીકે તે વિષે યોગ્ય ફેંસલો કરીને હિંદુમુસલમાનની નવી સંધિનું મંડાણ કરશે.

## કાઠીઆવાડ પરિષદ

ભાવનગરમાં મળેલી કાઠીઆવાડ રાજકીય પરિષદની બેઠકમાં પણ મહાત્મા ગાંધીજી જ પ્રમુખસ્થાને હતા, અને તેમણે બેલગામના જ અર્થાત્ રેંટીઆના જ ધોરણસર આ પરિષદનું નાવ પણ ચલાવ્યું. કાંતવાનો પણ એવો ને એવો જ મતાધિકાર આ ઉછરતી પરિષદ પાસે પણ સ્વીકારાવ્યો એટલે બેલગામની મહાસભા વિષે અમે જે વિવેચન કર્યું છે તે ઘણે ભાગે આ પરિષદને પણ લાગુ પડે છે. તેથી ગાંધીજીના ભાષણને અંગે તેમજ કાઠીઆવાડના ખાસ સંયોગો જોતાં એક બે બાબતોની ખાસ નોંધ લઇને અમે વિરમીશું.

મહાત્મા ગાંધીજીએ પોતે જ ઘણી વાર જણાવ્યું ે કે દેશી રાજ્યોની પ્રજા બેવડી ગુલામી ભોગવે છેઃ નવી ...તની ને જુના રાજા મહારાજાઓની. પણ તેમણે પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં તો બ્રિટિશ અને દેશી રાજ્યના મુલકની અરાજકતાનો એવી રીતે ઉલ્લેખ કર્યો છે, અને રાજાઓની બદફેલીની એવી રીતે ચર્ચા કરી છે કે માત્ર અંગ્રેજ સરકાર જ દેશી પ્રજાઓના સર્વ દુઃખનું કારણ હોય એમ લાગે. પણ એમ હોય તો તો બ્રિટિશ ગુજરાતના જેટલો જ ત્રાસ કાઠીઆવાડમાં પણ હોવો જોઇએ. પણ ત્યાં તો ખરેખર બેવડી જ ગુલામી છે અને જુના જમાનાના દરબારો અને તેમની જરીપુરાણી રાજનીતિ તેમાં સંગીન ફાળો આપે છે એ ભુલી શકાય એમ નથી જ. નહિ તો ગમે તેવા ખરાબ બ્રિટિશ રાજમાં પણ સારામાં સારા દેશી રાજ્યના લોકો વસવાનું પસંદ ન કરે, અને કાઠીઆવાડના ભીતરમાંથી મુંબઇના કિનારા તરફ વસ્તીની છોળ ન ઉછળે. ખરી વાત તો એ છે કે આપણાં રાજ્યોમાં જુના જમાનાથી વેઠ અને લાંચના, આપખુદી અને અંધેરના કેટલાએ સડા જામેલા હતા. બ્રિટિશ રાજ આવવાથી રાજાઓએ ઉપરટપકે તેનું અનુકરણ કરવા માંડયું પણ તેથી તેમનામાં નવા દોષ આવ્યા અને જુના દોષ પણ ઘટયા નહિ પણ વધ્યા. રાજાઓને અવનવાં ખરચ કરવાં છે અને વિલાયતની સહેલગા કરવી છે, પણ વિલાયતની વ્યવસ્થા કે સ્વતંત્રતા પોતાના રાજ્યોમાં દાખલ કરવી નથી. તેમાં આને મુકાબલે છેક જુનું તંત્ર પણ ઠીક ગણાય, કારણ કે રાજાઓને બ્રિટિશની બંદુકને બદલે પોતાના મહાજનો ઉપર કંઇક આધાર રાખવો પડતો, અથવા તો બ્રિટિશ હિંદના જેવું છેક નવું તંત્ર હોય તો તે પણ વધારે વ્યવસ્થિત હોય, અને તેમાં સ્વતંત્રતાની કંઇક લહરી પણ આવે. પણ દેશી પ્રજાનું એ દુર્ભાગ્ય છે કે તેમાં નવા અને જુના તંત્રના વધારેમાં વધારે ગંભીર દોષોનું અજબ મિશ્રણ થયું છે, ને તેથી જ તે ત્રાસ અને જુલમના અસહ્ય ભાર નીચે કચરાય છે.

આવી સ્થિતિમાં પ્રજાનું કર્તવ્ય તો ચોખ્ખું જ છે. વડોદરા રાજ્યના અગ્રેસરોએ ચોખ્ખો માર્ગ બતાવ્યો છે. રાજાઓના અંગને અલગ રાખીને તેમણે નોકરશાહીની જેવી ટીકા કરવા માંડી છે, અને તેને જમાવવા અને સાર્થક કરવાને પ્રજામંડળની અને જરૂર પડે ત્યાં સત્યાગ્રહની ચળવળ કરવા માંડી છે તેવી જ કાઠીઆવાડમાં પણ તરત જ આદરવી જોઇએ. અલબત્ત, વડોદરાના કરતાં પણ કાઠીઆવાડમાં ઓછી છુટ છે તેથી શરૂઆતમાં તો ધોરાજીના કાર્યકર્તાઓની માફક કેટલાકને ખમવું પણ પડશે; પણ એનું થોડુંઘણું દુઃખ સહન કર્યા સિવાય સ્વતંત્રતાનાં દ્વાર કયાં ઉઘડયાં છે ?

છતાં આવી ચળવળ ચલાવવા વિષે ગાંધીજીના ભાષણમાં એક અક્ષર પણ નથી, ને ગોંડળ તથા જામનગર જેવાં ઉઘાડેછોક આપખુદી ચલાવતાં રાજ્યોની સામે, દેશી રાજ્યોના સામાન્ય જુલમ વિષે, જમીન મહેસુલ વિષે કે જવાબદાર રાજતંત્ર વિષે કંઇ ઠરાવ પણ પરિષદે પસાર નથી કર્યો. રાજનીતિનું આ તો દેવાળું જ ગણાય.

વેઠ વિષે એક ઠરાવ થયો છે તે કંઇક આશ્વાસનરૂપ લાગે. છતાં તેની ભાષા પણ છેક નબળી છે, એટલે તેનો અમલ પણ ઢીલો જ થશે એવો ભય રહે છે. આમ મુદ્દાના સવાલોની લગભગ અવગણના કરીને પરિષદે પોતાનો બધોએ સમય અને શક્તિ રેંટીઆના ઠરાવની પાછળ જ ખર્ચ્યાં હોય એમ લાગે છે. અમે અનેક વાર જણાવ્યું છે કે ખાદી તેમજ અંત્યજના કામને સફળ કરવાને માટે, અને ખરેખરા રાજપ્રકરણમાં તેને અંતરાયરૂપ ન બનાવવાને માટે તેને બને ત્યાં સુધી જુદાં જ રાખવાની જરૂર છે. અને છેક તેમ ન બની શકે તો પણ રાજકીય સભાઓએ તેનો સમગ્ર કારભાર ચલાવવાને ખાસ જુદી જ કમિટી નીમવી જોઇએ. આ રીતે અંત્યજોની ઉન્નતિને માટે ભાવનગરમાં જુદી કમિટી નીમાઇ એ યોગ્ય જ થયું. પણ દુર્ભાગ્યે મતાધિકાર વિષે ગાંધીજીના આગ્રહને લીધે ખાદી વિષે જુદું મંડળ ન નીમાયું. કાઠીઆવાડના સંયોગોમાં તો ખાદી કામને રાજકાજથી જુદું રાખવાની ખાસ જરૂર છે. કારણ કે નહિ તો રાજાઓનાં ડોળા રેંટીઆ પર પણ ઘુરકે. પણ આવી વ્યવહારિક વાતને ત્યાં કોણ સાંભળે ? તેમ સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી. રતીલાલ મોદીની ખાદીનું વેચાણ કામ જ ( ઉત્પત્તિનું કામ તો અમરેલીમાં થાય છે ) પરિષદમાં રાખવાની સૂચના પણ કોઈએ ન સાંભળી. ખુલ્લી પરિષદમાં આશરે બસો માણસોએ કાંતવાના ઠરાવનો વિરોધ કર્યો, ઘણાખરા અગ્રેસરોને તેની સફળતા વિષે ઉંડી ઉંડી શંકા હતી, છતાં ગાંધીજીની અંગત ભક્તિને વશ થઇને પરિષદે તે ઠરાવ વધુ મતે પસાર કર્યો. તેનું પારખું પણ થોડા જ વખતમાં જોઇશું.

### સોજીત્રા ભાદરણ પરિષદો

પેટલાદના વિજયથી પ્રોત્સાહન પામીને ભાદરણના પ્રજામંડળે પણ જમાન મહેસુલ વિષે ફરી તપાસ કરવાને વડોદરાની સરકારને વિનંતિ કરી. તે વિષે દિવાન સાહેબને રૂબરૂમાં વિનંતિ કરવાને એક પ્રતિનિધિ મંડળ પણ ગયું. પણ તેને ઘણો જ ઉદ્ધત અને છોકરવાદી જવાબ મળ્યો છે તેથી બરાબર ચળવળ શરૂ કરવાને ૧૨ મી જાન્યુઆરીને દિવસે ભાદરણના ખેડુતોની ખાસ પરિષદ મળી હતી. તે વિષે હજી વિગતવાર હેવાલ મળ્યો નથી તેથી તેની ચર્ચા આવતા અંક ઉપર મુલતવી રાખીએ છીએ.

વળી પેટલાદ તાલુકા ખેડુત પ્રજામંડળની બીજી પરિષદ શ્રી. સુમન્ત મહેતાના પ્રમુખપણા નીચે ૧૫મી તારીખે સોજીત્રામાં મળી હતી. તેમનું ભાષણ આ અંકમાં પ્રગટ કર્યું છે. તે વિષે પણ વિગતવાર ચર્ચા આવતા અંકમાં જ થઇ શકશે.

### યુગધર્મ ગ્રંથમાળા

અમારી ગ્રંથમાળાનું નવું પુસ્તક "ઢીંગલી" હવે તૈયાર થવા આવ્યું છે જે આવતા માસની શરૂઆતમાં જ ગ્રંથમાળાના ગ્રાહકોને રવાના કરવામાં આવશે. જે ગ્રાહકોએ પોતાનાં શિરનામાં બદલ્યાં હોય તેમને, એ બાબતની ખબર-અમારી ગ્રંથમાળાના નવા વ્યવસ્થાપક અત્રેના ગૂજરાત સાહિત્ય મંદિર (રીચીરોડ, અમદાવાદ)ને તાકીદે આપી દેવાની વિનંતિ છે.

આ માસિક અમદાવાદ ઘીકાંટા રોડ પર આવેલી પાનાભાઇની વાડીમાં આવેલા વસંત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.



चित्रकार ] [ मी. मुलर

सथैव रामः सीतायाः प्राणेभ्योऽपि प्रियोऽभवत् ।
हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ॥ उ. रा. चरित्रे

# યુગધર્મ

પુસ્તક ૫ માહ, ૧૯૮૧ અંક ૫


## કહો હું શું શોચું !

ઉગ્યું'તું વાડીમાં મધુર ગુલ એ સૌરભભર્યું,
સુંઘ્યું ? ના, ના; તોડ્યું ! તદપિ નહિ સુંઘ્યું ત્યજી દીધું.
ધરી પાયે બેઠી ધરમતણી ચાહ્યો સુજન હો !
કહો હું શું શોચું ! મરકી અભિલાષા નવ મરે.

× × ×

મૃદંગોના તાલો સહ મધુર આલાપ વહતા,
સુણું ? બોલો, સુણ્યા ! નહિ નહિ ત્યજી હું નીકળિયો,
અને સ્વાધ્યાયે મેં દિવસ મુજ ગાળ્યા સુજન હો !
કહો હું શું શોચું ! શ્રવણ ભણકારા ન વીસરે.

× × ×

દીઠી આવંતી મેં પ્રણયરસઘેલી યુવતિને,
સ્મિતે બોલો હું તો સ્મરણ સરવે તો સરી પડ્યું;
'પ્રિયે આવો,' સ્પર્શી ! નહિ નહિ કઠોરે ત્યજી દીધી,
કહો હું શું શોચું ! જીવનમહિં કાંટો રહી ગયો.

× × ×

× ×

વસીને એકાન્તે મનન મહિં ગાળ્યાં વરસ મેં,
વિરાગીની ચેષ્ટા વિધવિધ કરી મેં મન દમી,
ત્યહીં સંધ્યા ખીલી, નયન મુજ નાચ્યાં સુજન હો !
કહો હું શું શોચું ! દમનવિધિ મારો સરી પડ્યો.

'પ્રિયે આવો, લ્યોને મધુર ગુલ આ સૌરભભર્યું,
સુણો મીઠાં ગાનો, પ્રણય મુજ અર્પું નર્મો પદે,
નિહાળો આ સંધ્યા.'—તદપિ નહિ શાન્તિ સુજન હો !
કહો હું શું શોચું ! ગત હૃદય પાછું વળી શકે ?

विमर्शिन.

## પૃથ્વી

દિસે છ જડ શાન્ત આ પડ વિશાળ પૃથ્વીતણું
તથાપિ રસ રુદ્ર એ પડ તળે ઘુમે તાંડવે
અને ઘુમી ઘુમી મેદે પડ બધાંય ભેદી, મહા
કલંગ નભશું ભરે જટિલ રુદ્ર જ્વાલામુખી !

સખે ! હૃદય એમ આ જડ સમું ભભૂકી ઊઠે
અને ગહન ચિત્તથી અનનુભૂત લાવા જળી
દહે મૃદુલ ભૂમિકા સકલ માનવી ભાવની
રહે ન અવશેષ કો સ્મરણબંધ એકકે બચી.

નિહાળી નિજ ભસ્મને ક્ષિતિજ પાર જોવા મથું,
વિચારું 'કદી ભસ્મથી નવ ચિદંશ જાગ્યો હશે !'
ત્યહીં વિહગ કો વદે 'સ્વતનુખાખના પુંજથી,
નિહાળ ! નવયૌવને, અજર પાંખ મારી ઊડે !'

મૂસિકાર

# ફાઉસ્ટ+

( મહાન જર્મન કવિ ગીટીના એક ઉત્તમ નાટકની પીછાન )

જર્મન કવિ ગીટીનું 'ફાઉસ્ટ,' એક અમર કાવ્ય-નાટક છે. ફાઉસ્ટ, એ કાવ્યનો નાયક છે. પરન્તુ એ નામનો અર્થ ભાગ્યશાળી થાય છે. મનુષ્ય પાપમાં ફસાય, અધોગતિ પામે, દુઃખ, પરિતાપ વેઠે, તો પણ અંતે એના અંતઃકરણમાં જે પરમાત્માનો તનખો બળે છે એને પ્રતાપે એ મોડો કે વ્હેલો મોક્ષ પામવાનો; તેથી એને ભાગ્યશાળી ગણવામાં આવ્યો હોય એમ લાગે છે.

'ફાઉસ્ટ' કવિએ પોતાનાં બધાં પુસ્તકોમાં પહેલ-વહેલું લખવા માંડેલું તે આખી જીંદગી સુધી પકવ્યાં કર્યું એમ કહીએ તો ચાલે. છેલ્લો ભાગ તો ૮૨ વર્ષે કવિનું મૃત્યુ થયું તેનાથી એકાદ વર્ષ પહેલાં જ બ્હાર પડેલો. આ રીતે આ કાવ્યમાં, કવિના પરિપૂર્ણ વિચારો અને અનુભવોનો સંગ્રહ છે.

'ફાઉસ્ટ' આખું એક રૂપક છે. મનુષ્યને સેતાન—એટલે એની પોતાની જ પાપવાસના—લલચાવે છે. એમાં એ ફસાય છે. પાપનો દોર્યો એ દોરવાય છે. દારૂ, ધનલોભ, વ્યભિચાર વગેરેમાં પડી, ક્ષણભંગુર સુખો માટે અનંત સુખનો એ ભોગ આપે છે. ઉચ્ચ જીવનનો અધિકારી, મલિન કાદવો સુંથી, જીવતો નરકમાં પડે છે. દેવભાગ ભુલી એ પુરેપુરો પશુભાગ ખીલવે છે અને ખરાબ થાય છે.

આખરે પાપીમાં પાપી મનુષ્યને માટે પણ આ વિશ્વના કલ્યાણકારી નિયમો અનુસાર આશા છે. પશુતા અને મલિનતામાંથી પણ મનુષ્ય આખરે માર્ગ કહાડે છે. સૌન્દર્યનાં એક કાળે એણે દર્શન કર્યાં હતાં તેને પામવા નરકમાં રહ્યો રહ્યો પણ એ પુરૂષાર્થ કરે છે.

એવી સ્થિતિમાંથી પણ, સૌન્દર્ય મેળવવાની સાધનાના પ્રયત્નો કરતાં કરતાં, એનામાં પ્રેમનો ઉદ્‌ભવ થાય છે. એ પ્રેમ સ્વાર્થમાંથી એને પરમાર્થ શીખવે છે. બીજા મનુષ્યબન્ધુઓને સુખ આપવાની એને લાલસા થાય છે અને અજાણે પણ એ બીજાઓને સારૂ જીવે છે.

આમ પાપ ક્ષીણ થતાં જાય છે, પુણ્યનો ઉદય થાય છે અને "ક્ષીણે પુણ્યે મૃત્યુલોકે વિશન્તિ" હતું તે મનુષ્ય ક્ષીણે પાપે સ્વર્ગલોકે પણ ચઢી શકે છે, એમ કવિએ આ કાવ્યમાં સિદ્ધ કર્યું છે.

પાપ, દુઃખ, પરિતાપ ઇત્યાદિનો પણ આરો છે. મનુષ્ય આખરે ભાગ્યશાળી છે અને એનું અંતિમ સ્થાન, પ્રભુનો દરબાર છે—સેતાનનો નહીં.

આ સત્ય સમજાવવા માટે "ફાઉસ્ટ" લખાયું છે. કાવ્ય, આમ આશાવાદનું પ્રતિપાદન કરે છે અને અદ્‌ભુત, રૂદ્ર, ભયાનક, કરુણ, શૃંગાર વગેરે રસોમાંથી પસાર થતું થતું આખરે શાન્ત રસનો અનુભવ કરાવી તે સમાપ્ત થાય છે.

"જય શ્રી કૃષ્ણ" કે "રામચંદ્ર દેવકી જય" આપણે બોલીએ છીએ તેમ આ કાવ્ય પુરું કર્યા બાદ આપણને ખાત્રી થાય છે કે મનુષ્યજીવનમાં પ્રભુનો જ સદા જય છે. જય સચ્ચિદાનંદ!

પ્રિય વાચકો! આવા વિશ્વાસથી આપણી સંસાર-યાત્રા શરૂ થાય તો એ ઉચ્ચ જીવનનો ઉત્સાહ જરૂર આપણને પ્રેરણા આપે એ ઉમેદથી આ વિષય આપની સમક્ષ રજુ કરૂં છું.

નાન્દીઃ મેનેજર, વિદુષક અને કવિ પ્રવેશ કરે છે. મેનેજર કહે છે બધું તૈયાર છે. જર્મનભૂમિમાં આજનું સાહસ ઉપાડવું છે એ વિષે તમે શું ધારો છો? મારો વિચાર લોકોને ગમ્મત આપવાનો છે. કારણ, એમને મઝાહ તો મને મઝાહ. બીજી એક મુશ્કેલી છે. આજનો વિષય એમને અજાણ્યો નથી. એ વિષે એમણે ઘણું

+ અમદાવાદ ગુજરાત સાહિત્ય સભામાં તા. ૫-૧૦-૨૪ ના રોજ વાંચેલો નિબંધ.

સાંભળ્યું છે ને પુષ્કળ વાંચ્યું છે. (ફ્રાઉસ્ટની વાત જર્મનીમાં તો શું પણ આખા યૂરોપમાં ભિન્ન ભિન્ન પાઠફેરથી ખુબ ચાલતી હતી. પણ ગીટીએ એને નવું જ રૂપ આપેલું છે.) એને ઉદ્દેશીને મેનેજર કહે છે કે એવું શું કરીએ કે જેથી નાટકમાં બધું નવું અને તાજું લાગે ! મારો વિચાર આ નાટકને ખુબ લોકપ્રિય કરવાનો છે —એટલે સુધી કે ટીકીટ ઓફીસે છેક બપોરથી દરોડો પડે અને વહેલા આવવા માટે લોકોમાં મારામારી થાય. આ ચમત્કાર કવિ કરી શકે.

કવિ—જે ચળકે ને આંખને આંજી નાંખે એ તો ક્ષણભંગુર વસ્તુ સમજવી. જે ખરૂં હશે તેમાં બહુ ચળકાટ નહીં હોય તો ભલે, પણ એ ભવિષ્યની પ્રજાને વારસામાં મળવાનું.

વિદુષક—ભવિષ્યની પ્રજા ! એની મને તમારે વાત જ ન કરવી. જો હું, હવે થનારને જ્ઞાન આપવા બેસું તો આપણા જમાનાના લોકોને કોણ રીઝવશે ? કવિ ! હિંમત રાખો ! કંઇ ચલણી નાણું તમારી ટંકશાળમાં પાડો. થોડી કલ્પના, થોડો બોધ, તર્ક, ભાવના અને ક્ષોભ લો. એ બધાંની મેળવણી કરો અને જોજો એમાં મૂર્ખાઈ રહી ના જવી જોઇએ.

મેનેજર—પ્રેક્ષકને એવા ગુંચવી નાંખો કે આપણને કીર્તિયે મળે ને પૈસા પણ મળે.

કવિ—મેનેજર સાહેબ ! પધારો. આપનો ગુલામ થાય એવા કોઇ બીજા કવિને શોધી કહાડો. અમારો અધિકાર ઉંચો છે. એ હું તમારી તિજોરી ભરાય એ માટે નહીં બગાડું.

**સંસારના ખળભળાટ અમારે શાન્ત કરવા છે. જીવનમાં ખટાશ હોય ત્યાં મીઠાશ મુકવી છે. સંસારમાં બેસૂરો રાસ ચાલી રહ્યો છે તે અમારે તાલબદ્ધ અને મધુર લાગે એવો કરવાનો છે. મનુષ્યહૃદયમાં ચાલતાં તોફાનો શમાવવાં છે. નિરાશ થઇ ગયેલા જીવોને ઉત્સાહ આપવો છે. અંધકારમાં પ્રકાશ લાવવો છે. કળીઓને પ્રેમ કરતાં શીખવવું છે, અને પાંદડાંના મુગટ કરવા છે.**

મેનેજર આખરે કવિને નમે છે અને કહે છેઃ ભલે ! કવિ ! તમારી મરજી મુજબ કરો. તમને ફાવે તો હવે સૂર્ય, ચંદ્ર, તારા, અને ગ્રહઉપગ્રહમાંથી તમારે જે જોઇએ તે લ્યો અને આપણી રંગભૂમિ પર પાથરો. પશુ, પંખી, વૃક્ષો, પર્વતો, અગ્નિ, જલ, અંધકાર, દિવસ, રાત એમાંથી આપણી શક્તિ પ્રમાણે લ્યો અને સ્વર્ગ, પૃથ્વી અને નરક સુધીની તમામ સૃષ્ટિને અહીં ઉભી કરો !

તરત નાટક શરૂ થાય છે અને પ્રસ્તાવના તરીકે સ્વર્ગમાં ઇશ્વરનો દરબાર નજરે પડે છે.

દેવો બ્રહ્માંડની ભવ્યતા, અનંતતા, સૂર્યોનાં ભ્રમણ, પ્રચંડ શક્તિ, અખૂટ તેજ, દિવસ, રાત્રિ, સમુદ્રોનાં ભરતીઓટ, ગ્રહોની ગતિ, વગેરેનાં ગીત ગાય છે. અગમ્ય, અજ્ઞેય વિરાટની સ્તુતિ કરતા કરતા કહે છે કે "પ્રભો ! તારી સૃષ્ટિ મહા પ્રતાપી અને પરમ શ્રેષ્ટ છે !"

એ દરબારમાં સેતાન પણ બેઠો છે. સ્તુતિ થઇ રહ્યા પછી એ કહે છેઃ ભગાવન મને આમની માફક ખુશામતનાં કિર્તન કરતાં નથી આવડતાં. સૂર્ય અને મહોઉપગ્રહો સંબંધી મારે કંઇ કહેવાનું નથી, પરન્તુ પૃથ્વી પર મનુષ્યો કેવાં રીબાય છે એ મેં ધ્યાનપૂર્વક જોયેલું છે.

મનુષ્ય પૃથ્વી પર અસલથી જેવો હતો તેવો ને તેવો જ આજ દિન સુધી હું જોઉં છું. એનો એ જ સ્વચ્છંદ અને એની એ જ એની મૂર્ખતા, સૃષ્ટિ રચાઇ ત્યારથી તે આજ સુધી. મને લાગતું હતું કે એ કંઇ સુધરશે, પણ આપે એને સ્વર્ગનું અજવાળું આપ્યું છે, ને જેને એ બુદ્ધિ કહે છે, તે એની ખરાબી કરે છે. એનાથી એની શક્તિ વધી છે પણ એ શક્તિનો ઉપયોગ એ પશુ કરતાં પણ મોટો પશુ થવામાં કરી રહ્યો છે.

મને એ લાંબા પગવાળો તીતીઘોડો હોય એવો લાગે છે. કૂદતો કૂદતો ઉડે છે અને ઉડતો ઉડતો કૂદે છે. ઘાસ ઉગાડે છે ને ઘાસમાં પડ્યો પડ્યો એના એ ટીકટીકારા કરે છે. ત્યાં પડી રહેતો હોત તોયે ધૂળ નાંખી, પણ આ તો પાછો છાણ શોધવા નીકળે છે અને જેટલા છાણના પોદળા એને જડે છે એટલા બધામાં એ નાક ખોસે છે.

ભગવાન—પૃથ્વી પર ત્યારે આ વખતે પણ તને કંઇ જ સારૂં લાગતું નથી નહીં ! અનંત કાળથી તું ખોટા જ ઉદ્દેશથી બધું જોવાનો.

સેતાન—જી ! વસ્તુમાત્ર જેટલી ખરાબ હોઇ શકે એટલી ખરાબ ત્યાં છે. મનુષ્યનાં દુઃખની મને દયા પણ આવી જાય છે અને તેથી હું એ રીબાતા પ્રાણીને વિશેષ સંતાપમાં નાંખવાની ઘણીવાર હામ પણ નથી ભીડી શકતો.

ભગવાન—ફાઉસ્ટને ઓળખે છે ?

સેતાન—ડૉ. ફાઉસ્ટ ?

ભગવાન—હા. એ મારો દાસ છે.

સેતાન—ઠીક ! આપનો દાસ હોય તો એ આપની સેવા બહુ વિચિત્ર રીતે કરે છે. પૃથ્વી પરની ખાવાપીવાની ચીજોથી એ ધરાતો નથી. મીજાજ જરા જલદ છે. ચક્કર, ઉલ્લુ ! આકાશના તારા પૃથ્વી પર લાવવા માગે છે. સંસારમાંથી ખુબ મઝા એ લુંટવા માગે છે અને બધી ઉત્તમ ઉત્તમ વસ્તુઓ એને એકઠી કરવી છે. ભાઇની છાતીમાં તોફાન એવાં ચાલી રહ્યાં છે કે તે દબાવવાં મુશ્કેલ છે.

ભગવાન—મારી સેવા કરતાં એ ભૂલાવામાં પડયો છે ખરો; પણ થોડી જ વારમાં એને રસ્તો જડશે. એનાં કર્મનો પરિપાક થશે અને આખરે એના જ રોપેલા છોડનાં ફુલો અને ફળો એ જોશે ત્યારે એમને એ પૂજશે.

સેતાન—સરત મારો. એ તમારો રહે છે કે મારો, એ જોઇએ. આપ રજા આપો તો હું એને મારા રસ્તા શીખવું.

ભગવાન—તથાસ્તુ ! પૃથ્વી પર જીવતો હોય ત્યાં લગી, જા ! મારે તારા રસ્તામાં હરકત ના કરવી. મનુષ્યમાં જ્યાં સુધી તૃષ્ણા અને કામનાઓ વસે છે ત્યાં સુધી એ ભુલો તો કરવાનો; પણ જા ! આ ફૅાસ્ટને એના મૂળ લક્ષ્યમાંથી હચમચાવવાની હું તને રજા આપું છું. એને લલચાવવા તારાથી જેટલી પથરાય એટલી તારી જાળ પાથર. જેટલો તારાથી બને એટલો અઘોગતિના માગ પર તું એને ઉતારજે. છેવટે તું જ ઝંખવાણો પડીને કહીશ કે

**" મનુષ્ય સારો ખરો. મલિન અને અંધકારમય કામનાઓના ખુણાખોચરામાં ફરી આખરે ખરા માર્ગ પર આવવાની એનામાં પ્રેરણા છે."**

ખરું નાટક હવે શરૂ થાય છે.

સમય: રાત્રિનો. 'ગૉથિક' ઢબનો સાંકડો ઉંચો કમાનોવાળો ખંડ છે. ફાઉસ્ટ એક ખુરસી પર બેઠો છે. પાસે ડેસ્ક છે. ફાઉસ્ટ બેચેનીમાં છે.

ફાઉસ્ટ—(સ્વગત) મેં તત્ત્વજ્ઞાન જોયું. કાયદો, વૈદક, અને અફસોસ ! ધર્મશાસ્ત્ર પણ ભણ્યો. બહુ મહેનત કરી અથથી ઇતિ સુધી બધું પુરું કર્યું. પણ પરિણામે એ બધી વિદ્યાઓ છતાં 'ક્યાં છો ? તો ગધની ઘેરના ઘેર, હતા તેવાને તેવા.' રાંક, મૂર્ખો ! હું અધ્યાપક છું, પંડિત ( ડૉક્ટર ) છું અને આ દસ વર્ષથી હૃદયમાં ઘણીએ વ્યથાઓ થાય છે છતાં વિદ્યાર્થીઓને ઉંચા, નીચા, ડાબા, જમણા, ખરા, ખોટા, જેમ દોરાય એમ દોરું છું અને હવે સમજાયું છે કે આ બધું અજ્ઞેય છે, કંઇ જ સમજી શકાય એવું છે નહીં. અજ્ઞેયની સમજણ મને વીંધી રહી છે. કોઇ વિધિ કે નિષેધ, કોઇ શંકા કે સમાધાન હવે મારે માટે નથી. નરક કે સેતાન હવે મને ડરાવી શકે એમ નથી. વસ્તુસ્થિતિ આમ છે તો હું શા માટે સંસારની મોજમઝાહો નકામો જતી કરું છુ ? અધ્યાપકના ધંધાની ગરીબાઇ, સાદાઇ, અપ્રસિદ્ધિ એ બધું નકામો વેઠું છું. નથી જર કે નથી જમીન. એક કૂતરો પણ આવું શાપિત જીવન પસંદ ના કરે.

આ જીવનથી હું થાકયો છું, અને હવે આવ ! અનહદ કુદરત, તને મારી કરું. હું શા માટે આ સ્થિતિમાં ભરાઈ રહું ? સંસારની વાસનાઓ દબાવી દબાવીને આ હૃદય ચીમળા નાંખ્યું. બધાં દોરે, બધાં ખાય પીએ અને હું જ એકલો રીબાઇ મરું ?

( આમ કહીને એ કંઇ મંત્ર બોલે છે. પ્રેતને આવાહન કરે છે અને તરત જમીનમાં લાલ ધુણી થઇને અંદરથી પ્રેત હાજર થાય છે. )

પ્રેત—મને કોણ બોલાવે છે ?

ફાઉસ્ટ—( માથું નીચું કરી દઇને ) આને જોવો ભયંકર છે.

પ્રેત—બહુ વારથી તું મને ખેંચી રહ્યો હતો. મારા લોકમાંથી તારી ભૂખનો ખોરાક મંગાવી રહ્યો હતો. અને હવે કેમ બોલતો નથી ?

ફાઉસ્ટ—મને ધિક્કાર છે ! તને તો હું સહન કરી શકતો નથી.

પ્રેત—તારી અભિલાષા તો મને જોવાની હતી. મારી વાણી સાંભળવા, મારું સ્વરૂપ જોવા, તું તલપાપડ થઈ રહ્યો હતો ! અને હવે ધ્રુજે છે કેમ ? શાની બ્હીક લાગે છે ?

ફાઉસ્ટ—ના, ના; મેં તને તો નથી બોલાવ્યો !

પ્રેત—મને નહીં ? ઠીક. (પ્રેત અદશ્ય થઇ જાય છે.)

ફાઉસ્ટ—મેં ? આને ? મનુષ્ય તો પ્રભુની મૂર્તિ ! અને આ ક્યાં ? કેવો હું અને કેવો એ ! કંઇ નહીં. કંઇ નહીં. આ તો મારી ભ્રમણાઓ ! એ તો મારો કોલેજની ક્લાસનો 'મોનીટર' હતો ! મને જાણે પ્રેત

સેતાન જરા મુશ્કેલીઓ બતાવે છે પણ ફાઉસ્ટ માનતો નથી.

પ્રવેશ આઠમો: સાંજનો સમય છે. સ્વચ્છ ન્હાની ઓરડીમાં ચોટલો વાળતી વાળતી મારગરેટ મનમાં બોલે છે:

"એ ગૃહસ્થ કોણ હશે ? મને કોઇ એની પીછાન કરાવે તો હું એને કંઇ કંઈ આપું. બહાદુર ખરો. ખાનદાન હોવો જોઇએ. એના મોં પરથી જ એટલું તો હું કહી શકું છું. નહીં તો બીજાની એટલી હિમ્મત જ ન હોય."

એ ત્યાંથી બીજા ખંડમાં જાય છે.

ધીમેથી સેતાન ફાઉસ્ટ સાથે પ્રવેશ કરે છે. ન્હાનું સ્વચ્છ ઘર જોઇને બન્ને ચકિત થાય છે. ફાઉસ્ટ ઘણે દિવસે જરા સુખ અનુભવે છે. સેતાન ધીમેથી મારગરેટના હાટીયામાં હીરામાણેક ને સોનાનાં સુન્દર ઘરેણાંની એક પેટી સરકાવી દે છે. બન્ને પાછા સુપકીથી ચાલ્યા જાય છે.

પ્રવેશ ૯ મો: હવા ખાવાના એક સ્થળે બન્ને પાછા મળે છે. સેતાન ખબર આપે છે કે મારગરેટની ડોશીએ એ ઘરેણાં મંદિરમાં અપાવી દીધાં. જે મારગરેટ માટે હતું તે મંદિરના મહારાજને મળ્યું. ડોશી અપવિત્ર કે પવિત્ર ચીજો જાણે સુંઘી જાણતી ન હોય! એણે મારગરેટને કહ્યું: "બેટા ખોટે માર્ગે મળેલું ધન આપણા આત્માને જાળમાં નાંખે છે, લોહી બાળી નાંખે છે, માટે ચાલ દેવી મેરીના મંદિરમાં મૂકી આવીએ."

મારગરેટને એ ગમતું નથી. એ મનમાં કહે છે: "મંદિરોનાં શરીર પવિત્ર છે પણ એમનાં પેટ બધું પચાવી શકે એવાં હોય છે. ઘણી જમીનો મંદિરોને પચી. યોગ્યાયોગ્ય એમને જોવાનું હોય નહીં. પાપનો પૈસો પચાવવાની શક્તિ દેવળોને ઠીક હોય છે." પણ મા આગળ એનું કંઇ ચાલતું નથી.

ફાઉસ્ટ સેતાનને બીજી યુક્તિ અજમાવવા હુકમ કરે છે.

૧૦ મા પ્રવેશમાં પાડોશણ મર્થાનું ઘર આવે છે. સેતાન એને કોડી, આ વખતે બીજી વારનાં મળી આવેલાં ઘરેણાં મારગરેટ એની માને ના બતાવે એવું સમજાવવા કહે છે. પાડોશણ મારગરેટને સમજાવી શકે છે.

૧૧ મા પ્રવેશમાં સેતાન પાછો એક મહોલ્લામાં ફાઉસ્ટને મળે છે. અને પાડોશણને ઘેર મારગરેટને મળવાની ગોઠવણની ખબર આપે છે. મર્થા સાથે બદલામાં એના ધણી વિષે ખોટી ખબર આપવાની છે. કહેવાનું છે કે અમે મુસાફરો છીએ. પાદુઆમાં અમે તમારા ધણીને મળ્યા હતા. એ બિચારો ત્યાં મરી ગયો. ફાઉસ્ટ આનાકાની કરતો આવી દુષ્ટ ખોટી સાક્ષી પણ ક્યવાને મને પુરવા કબુલ થાય છે.

પ્રવેશ ૧૨–૧૩: બગીચો અને લતામંડપ. અહીં મર્થાની મદદથી ફાઉસ્ટને મારગરેટ મળે છે. સેતાન, મર્થાને વાતે લગાડે છે અને ફાઉસ્ટમારગરેટનો પ્રેમ-પ્રસંગ વધે છે. થોડી જ વારમાં ભોળી મારગરેટ બિચારી ફાઉસ્ટથી લેવાઇ જાય છે. પોતાની માની, ભાંડુની, ઘરની વગેરે નિર્દોષ વાતો કરી બન્ને મળ્યાં હતાં એ પ્રસંગ પર આવે છે અને ફુલોની રમતો કરતાં કરતાં બન્ને અરસપરસ ખુબ આકર્ષાય છે.

પ્રવેશ ૧૪ મો: ફાઉસ્ટ, પોતાના નસીબને અને પરાક્રમને અભિનંદન આપે છે. મારગરેટના સંબંધી એને આનન્દ થયો છે પણ એ કંઇ એની સાથે લગ્નસંબંધથી બંધાઇ જવા માગતો નથી. પ્રેમની અચળતા કે સંબંધની વફાદારીની એને દરકાર નથી. હજી સેતાન સાથે એને નવા પ્રદેશો જીતવા છે અને નવાં સાહસ કરવાં છે. ત્હણે મારગરેટ બિચારી વિયોગના દુઃખથી હેરાન હેરાન થઇ રહી છે.

૧૫ મા પ્રવેશમાં: મારગરેટ, પોતાની ઓરડીમાં એકલી, રેંટીઓ કાંતતી, હૃદયનો ભાર નીચે પ્રમાણે ખાલી કરતી જોવામાં આવે છે:

My piece is gone
My heart is sore

એ નામનું એક હૃદયભેદક ગીત મારગરેટ ગાતી હોય છે તે વખતે કંઇ પણ આરામ આપનાર એની પાસે કોઇ ચીજ હોય તો મહાત્મા ગાંધીના કહેવા પ્રમાણે એનો રેંટીઓ છે.

આ ગીતનું સુન્દર ભાષાન્તર બ્હેન અ. સૌ. ઇન્દુમતિ ચૈનન્યપ્રસાદ દીવાને કર્યું છે તે આ પ્રસંગે અત્રે ઉતારૂં છું:

### મારગરેટનું ગીત

(રાગઃ સીતાના મહિનાનો)

મારું હૃદય બળી બળી જાય, ફફડતા ઉડે પડદા;
ફરી મળવાની શું નથી આશ ? પ્રીતમ ફરી શું કદા?
ખોઇ બેઠી હું શાન્તિ બેભાન, ફરી મળતી નથી
મને ક્યાંએ પડે નહીં ચેન, હૃદય ભારે દુઃખથી. ૧

પ્રિય મોહન વિણ સંસાર, સુનો સુનો લાગતો;
મને જીવવાની નથી આશ, ભયાનક ભાસતો.
મારૂં હૃદય બળી બળી જાય ઉઝરડા ઉરે પડયા,
ફરી મળવાની શું નથી આશ? પ્રીતમ ફરી શું કદા? ૨
ખોઈ બેઠી હું સુધ ને સાન, અરે, ઘેલી થઇ,
મન ચગડોળે ચડી જાય, ભમી ભમી બારથી;
જોઉં વહાલાની ઉભી વાટ, મેડી અટારીએ,
ઘર તજી ભમું હું બહાર, મળું મન ભાવતે. ૩
કેવી શોભે પ્રતાપી ચાલ, રાજવી સમ ભવ્યતા
એને બોલે ઝરે રસધાર, નયન જાદુ ભર્યાં;

× × ×

આગળના પ્રવેશોનો સાર એ છે કે માર્ગરેટને નિરાંતે મળવાનો પ્રપંચ સાધવામાં આવે છે. મા એને ઘડી વાર વીલી મૂકતી નહીં તેથી એને ઉંઘાડી દેવાની એક દવા સુંઘાડવા, ફ્રાઉસ્ટ ભોળી માર્ગરેટને સમજાવે છે. સવારે બરાબર સાજી સારી જાગશે એ વિશ્વાસે માર્ગરેટ માને એક રાત્રે પેલી દવા સુંઘાડે છે ને રાત્રે ફ્રાઉસ્ટને મળવા માર્થાની વાડીમાં જાય છે. વેલેન્ટાઇન નામનો માર્ગરેટને એક ભાઇ છે. એ લશ્કરમાં નોકરી કરતો અને ચારિત્ર્યમાં શિથિલ હતો એટલે હલકી નીતિ વાળાંના કાવાદાવાથી એ માહિતગાર છે. દુનિયામાં કોઇ સ્ત્રી પૂજ્ય હોય તો પોતાની બ્હેન છે એમ એના મનમાં અભિમાન છે. એવી બ્હેનની ચંચળ મનોવૃત્તિ અને રાત્રે એકલાં ફરવાની ગંધ એને આવતાં એ તપાસ કરવા નીકળ્યો છે. વાડીમાં જ ફ્રાઉસ્ટ અને સેતાનને માર્ગરેટને મળવા જતા એ જુએ છે. બન્નેની વચમાં દ્વંદ્વ યુદ્ધ થાય છે અને વેલેન્ટાઇન એ યુદ્ધમાં પડે છે. પડતાં પડતાં એ પોતાની બ્હેનને પવિત્ર જીવનની ઉચ્ચતા વિષે કહેતો જાય છે અને પેલા બે લફંગાઓથી ચેતતા રહેવાનું પણ સચવે છે.

એક રાત આવાં સંકટો પછી, ફ્રાઉસ્ટ ને માર્ગરેટ ભેગાં ગાળે તો છે પરન્તુ કમનસીબે એ એમની છેલ્લી જ રાત નીવડે છે.

સવાર થતાં ભાઇના મરણની ખબર ફેલાય છે અને મા પણ બિચારી બેભાન થવાની દવા સુંઘીને સુતી, તે સુતી. એ પણ દવાની અસરથી મરી જાય છે.

સેતાન અને ફ્રાઉસ્ટ ત્યાંથી દૂર પર્વતોમાં ઉપડી જાય છે. ત્યાં કાળીચૌદશ જેવી ભૂતપિશાચોના ઉત્સવની એક રાત્રિ આવવાની છે એમાં ભાગ લેવા બન્ને ઉપડે છે.

ત્યાં મોટો મેળો છે. નાગી ડાકણોના નાચ થાય છે. અનેક ઘરડી ભૂતડીઓ, દિવાના બનેલા પાશવવૃત્તિ વાળા યુવકોને ફસાવી રહી છે. એક પિશાચણી બ્હારથી સુન્દર વેશ સજી બેઠી છે. ફક્ત એના સોનેરી વાળના આકર્ષક અંબોડામાં હજારો ભૂત છુપાઇ બેઠેલાં છે. એના રૂપથી જે જુવાનો ફસાય છે તે મર્યે જ છુટે છે. મરણ બાદ પણ દરેકના હૃદયની આસપાસ એના વાળની એક એક લટ વીંટાયલી જોવામાં આવે છે. કોઇ ભૂતડી બકરા પર નગ્ન બની સવાર થયેલી છે. કોઇ ભૂતડી મૂર્ખ યુવકયુવતિઓના બીભત્સ નાચ ચલાવડાવે છે.

એક ચુડેલ દુકાન ખોલીને બેઠી છે. તેને ત્યાં જગત પર કે મનુષ્ય જાત પર ચાલેલી છરીઓ, લોહી પીધેલાં ખંજર, નિર્દોષોના ગળામાં રેડાયલાં ઝેરના પ્યાલા, સતીઓને દુષિત કરવામાં ફાવેલાં ઘરેણાં, પ્રેમી જોડાંને વિખૂટાં પાડયાં હોય એવી કટારીઓ, દુશ્મનોને પાછળથી ઘા કર્યા હોય એવી તલવારો, ઇત્યાદિનો સંગ્રહ છે.

વળી ત્યાં ઉડતા ઉંદરો, સાપના વેલા, મોટાં પેટવાળાં ઘુવડો, અગ્નિની માંખીઓ, લાંબા પગવાળાં ગીધો, ગોકળગાયો, એવાં જુગુપ્સા ઉત્પન્ન કરે એવાં પ્રાણીઓ છે.

તુટતા પહાડ, પડતાં ઝાડ, વિજળીના કાટકા, તારાનાં ખરવાં, ચંદ્રના ત્યાગથી થયેલો ભયંકર અંધકાર ઇત્યાદિ પ્રલયકાળ જેવાં ચિન્હો કુદરતમાં છે.

હજારો ડાખલાં વાગી રહ્યાં છે. રણશીંગડાં ફુંકાય છે. હોળીઓ બળે છે. ધક્કામુક્કી, ખેંચાખેંચ, મારતાણ, ગુંગળાવી નાંખે એવી ધુણી અને દુર્ગંધ મારતા ભડકા બળે છે.

પશુ જેવી કદરૂપી સ્ત્રીઓ અને એમનાથીયે વધારે બદસુરત અને ક્રૂર પશુ જેવા પુરૂષો ત્યાં જોવામાં આવે છે. જાડો, બેડોળ, લાલસુડો ધનનો દેવ "મેમન", ત્યાં છે, અને કવિઓને લોભાવનાર ખટપટીઆઓ, અદેખા, દ્વેષીલા ટીકાકારો તથા ખરાબ લેખકો પણ ત્યાં જોવામાં આવે છે.

પ્રજાઓને છેતરનારા રાજદ્વારીઓ, અને સ્ત્રીઓનાં શિયળ લુંટનાર રાક્ષસો ત્યાં ફરે છે. નજર નાંખતાની સાથે પથ્થર બનાવી દે એવી શંખણીઓ, લોહી ફરતું અટકાવી દે એવી ચુડેલો ઠેકઠેકાણે બેઠી છે. કોઇ વાતો કરે છે, કોઇ રસોઇ પકાવે છે, કોઇ દારૂ પીએ છે.

'ફાઉસ્ટ બધે ફરે છે.' સેતાનનાં માન આ સ્થળે સર્વોપરિ છે. એમના ખરીવાળા પગનાં ચરણસ્પર્શ ત્યાં સર્વત્ર થાય છે એ ફાઉસ્ટ જુવે છે.

વળી એ ઉત્સવ નિમિત્તે ત્યાં એક અંતર નાટક થાય છે તેમાં સેતાન પોતે નાયક બને છે. એ નાટકમાં મચ્છર, માંખી, તીતીઘોડા અને દેડકાં, ગીત ગાય છે. અને જોઇને પૃથ્વી માગ આપે તો સમાઇ જઇએ એવા બેશરમા દેખાવો થાય છે.

નાટક પુરૂં થતાં પહાડ પર દૂર જેમનું શિયળરૂપી ધન લુંટાઇ ગયેલું છે એવી ફીકી, હતાશ થયેલી, નિસ્તેજ છોકરીઓને એકેલી ફાઉસ્ટ જુએ છે.

બધા દેખાવો "પિંડેષુ બ્રહ્માંડે"—પિંડમાં છે તે જ બ્રહ્માંડમાં છે—એમ સમજી ફાઉસ્ટ એ ફીકી છોકરીમાં પોતાની મારગરેટનું પ્રતિબિંબ જુએ છે, અને હૃદયભેદક પશ્ચાત્તાપમાં પડે છે.

ફરી સેતાનની મદદથી એ મારગરેટ પાસે જવા જ્હાય છે ત્યારે મારગરેટ તો બિચારી બંદીખાનામાં પડેલી છે અને બીજી જ સવારે ફાંસીએ ચડવાની છે એમ એને ખબર પડે છે.

પોતાના જ બાળકને મારી નાંખવાનો એનો ગુન્હો સાબીત થયો છે—જો કે એ બિચારી નિર્દોષ છે. નિરાધાર, લોકનિન્દાથી બેબાકળી બનેલી અને છોકરૂં ઉછેરતાં નહિ આવડવાથી એનું બાળક કુદરતી મોતે મરી ગયેલું છે. છતાં એની નિર્દોષતા આ વખતે કોઇના માન્યામાં આવી નથી.

સાતેક વાગે એને ફાંસી દેવાની છે અને પાછલી રાતના ચારેક વાગતામાં, ફાઉસ્ટ બંદીખાનામાં પહોંચી જાય છે.

સેતાનના પ્રતાપે એ મારગરેટની ઓરડી પાસે પહોંચી જાય છે ત્યારે એ બિચારી, પોતાની ગત બાલિકાના હૃદયની ફરીઆદના જેવું એક જુનું જર્મન ગીત ગાતી હોય છેઃ

" માડી બેશરમી બની રખડતી,
બાપુ ધુતારો થયો
મારાં માંસ, રૂધિર, ભોજન કરી,
વેર્યા વને હાડકાં.

બ્હેની મારી બહુ છતાં, ગરિમડી,
એ બાપડી શું કરે ?
બેન્ને વાળી જમીન, લીલ, વચમાં
વેર્યા છુટાં હાડકાં.

જો વાગોળ હું હોત, એક વનની
વૃક્ષો તણી પંખીણી
ઉડી નાસત દુષ્ટ આ જગતથી
ઉંચે ઉંચે આભમાં "—

ફાઉસ્ટ—આને સ્વપ્ને પણ ખ્યાલ નથી કે જે ગીત આ ઘાસ ને એની બેડીઓ સાંભળી રહી છે તે એનો પ્રેમી પાસે ઉભો ઉભો સાંભળે છે.

મારગરેટ (ઘસરો સાંભળી) ઓરડીમાં, એના ગાભામાં સંતાતી સંતાતી ચમકી ઉઠીને બોલે છેઃ—હાય ! હાય ! પેલા આવ્યા. હવે મને લઇ જશે. મારી નાંખશે.

ફાઉસ્ટ—(નાક ઉપર આંગળી લગાડીને) ચૂપ, ચૂપ. હું તને છોડવવા આવ્યો છું.

મારગરેટ—(એના પગ પાસે પડીને) માણસ હોય તો મારા પર દયા કર.

ફાઉસ્ટ—બુમો ના પાડીશ; નહીં તો પેલા રખેવાળો જાગશે ને તને પકડી લેશે.

(ફાઉસ્ટ બેડીઓ તોડવા હાથ લગાડે છે)

મારગરેટ હજી એને ઓળખતી નથી ને પગે પડીને કહે છેઃ જેલના ઉપરીએ તને આટલી મધ્ય રાત્રિએ મને લઇ જવા મોકલ્યો છે? હજી કુકડો બોલવાની બહુ વાર છે. મારા ઉપર દયા કર, મને જરા જીવવા દે!

(એ ઉભી થાય છે)

વળી બોલવા માંડે છેઃ—અને હજી હું ન્હાની છું, બહુ ન્હાની છું. અત્યારથી મારે મરવાનું ? ખતમ થઈ જવાનું ? હુંએ સુન્દર હતી, હો ! અને એ સૌન્દર્યે જ મારી ખરાબી કરી.

મારો પ્રીતમ મારી પાસે હતો. હમણાં આઘો ગયો છે. મારી માળા તુટી ગઇ છે. ફુલો વેરાઇ ગયાં છે.

મને આમ જોસથી શું પકડે છે? મને બચાવ! મેં તારૂં શું બગાડયું છે? જો હું તારે પગે પડું છું.

આટલા બધા દિવસ જેલમાં રહી પણ મ્હારૂં નસીબ ફૂટેલું. હું તને કોઈ વાર પહેલાં મળી જ ના શકી.

ફાઉસ્ટ—અરે ! આ દુઃખમાંથી પસાર કેમ થવાશે?

મારગરેટ—હવે હું તારે તાબે છું. પણ જરા મારી બચુડીને ધવડાવી લેવા દે! આખી રાત એને રમાડી રમાડીને મેં મીઠી આશિષો આપ્યાં કરી છે. લોકો

મને ખીજવવા માટે મારી પાસેથી એને લઇ જાય છે ને પછી કહે છે: "તેં એને મારી નાંખી." હવે મારું સુખ તો ગયું જ. લોકોએ મારા રાસડા જોડયા છે. એ ખોટું, બહુ ખોટું. પેલી વાતમાં નહીં કહ્યું છે કે "કોને કહ્યું જોડજો!"

ફાઉસ્ટ (એને પગે લાગે છે)—તારો સદાનો પ્રેમી હું છું.

મારગરેટ (એની સોડમાં ભરાઇને)—ઉભા રહો, સંતો આપણને સંતાડી દે એવી પ્રાર્થના કરીએ. પેલાં પગથીઆં નીચે—પેલા ઉમરાં તળે—નરક ગરજી રહ્યું છે. ગુસ્સે થયેલો યમ મને શોધે છે!

ફાઉસ્ટ (ઘાંટો પાડીને)—મારગરેટ મારગરેટ!

મારગરેટ (ધ્યાનપૂર્વક સાંભળતી સાંભળતી)—એ ઘાંટો મારા પ્રીતમનો. (એ ઉછળે છે; બેડીઓ પગમાંથી સરી પડે છે.)

ક્યાં ગયો? મેં, એને, મને બોલાવતો સાંભળ્યો. હવે હું છુટી. હવે મને કોણ પકડનાર છે? હવે એની બાથી પકડું. એની છાતી પર સુઉં. ઉમરા પર ઉભા રહીને એણે મને બોલાવીઃ "મારગરેટ"

નરકના ભયંકર અવાજોમાંથી, ત્રાસદાયક ઘુરકા-ઘુરકીમાંથી, બાળી મૂકે એવી મશ્કરીઓમાંથી એ મીઠો અવાજ હું ઓળખી શકી.

ફાઉસ્ટ—હું છું.

મારગરેટ—તું છું? ફરી બોલ. (એને બાઝી પડે છે) એ છે? આ તો એ છે! હવે મારું દરદ ક્યાં ગયું! કેદખાનું, બેડીઓ! હવે કાંઈ જણાતું નથી! તું છું? મને બચાવવા આવ્યો છું? જરૂર, ત્યારે તો હું બચી. પેલો મહોલ્લો! મેં પહેલવહેલો તને કેવો જોયો હતો! પેલો બગીચો કેવો ખીલ્યો હતો! એ બગીચામાં હું ને મર્થા તારા આવવાની વાટ જોતાં હતાં.

ફાઉસ્ટ (એને બાથમાંથી છોડાવીને)—ચાલ, મારી સાથે ચાલ.

મારગરેટ—જરા ઉભો રહે. મને તારી સાથે બહુ સારૂં લાગે છે. (જરા લાડ કરે છે.)

ફાઉસ્ટ—ચાલો, ચાલો. હવે બહુ વાર ખોટી થઇશું તો પસ્તાવું પડશે.

મારગરેટ—અરે......તારી પાસે આજ મને આટલો ઉકળાટ કેમ થાય છે? તારી પાસે તે દહાડે તો સ્વર્ગ જેવું લાગતું હતું. તારા બોલ મીઠા લાગતા હતા. હાય! ......તારા હોઠ આજે આટલા ટાઢા કેમ છે? કેમ આટલો ઠરી પડી ગયો છું? દૈવ! કેમ રૂઠયો છું?

(એની પાસેથી એ ફરી જાય છે)

ફાઉસ્ટ—મારી પાછળ ચાલ. વ્હાલી! જરા બહાદુર થા......હમણાં હું હાથ જોડીને માગું છું કે મારી સાથે એક વાર બહાર નીકળ.

મારગરેટ—આ તું જ છું! તું જ? નક્કી!

ફાઉસ્ટ—નક્કી. હું જ છું.

મારગરેટ—તું મારી સાંકળ તોડીશ? એક વાર પાછી મને તારા ખોળામાં બેસાડીશ? હવે શાથી તું મારાથી નાસતો નથી! તું જાણે તો છે ને દોસ્ત, કે તું કોને છુટી કરે છે?

ફાઉસ્ટ—ચાલ, બાપુ ચાલ. રાત પુરી થવા આવી છે.

મારગરેટ—મારી માને મેં મારી નાંખી. તારા બાળકને મેં પાણીમાં ડૂબાડી દીધું. તારૂંસ્તો—તારૂં ને મારૂં બેઉનું. તેં, તેં, તેંસ્તો. જાણે વાત ખરી નથી લાગતી! મને તારો હાથ આપ! આ સ્વપ્નું તો નથી ને? વ્હાલા! વ્હાલા, હાથ! અરે રે! હાથ તો ભીનો છે! લોઇ નાંખ. મને લાગે છે કે ત્યાં લોહી ચ્હોંટયું છે. પ્રભુ! આ તેં શું કર્યું? બાપજી! હવે તો તલવાર મ્યાન કરો! મને આમ બ્હીવડાવો નહીં!

ફાઉસ્ટ—વ્હાલી! હવે બધું ભુલી જા! તારા બોલ મને બાણ જેવા વાગે છે. હું એનાથી મરી જઇશ.

મારગરેટ—ના, ના. તારે તો અમારી પાછળ જીવ-વાનું. જો અમારી કબરો કેવી કરીશ? કાલે શરૂ કરજે. તને દુઃખ તો પડશે. પણ મારી બાની કબર સારામાં સારી જગાએ.

એની પાસે મારો ભાઇ.

અને મને આઘી. જો પણ બહુ આઘી નહીં, હો!

અને આ મારી જમણી છાતીએ મારૂં બચ્ચું.

બીજું મારી પાસે કોઇ નહીં.

તારી બાથમાં સંતાઇ જવાનું સુખ પ્રભુની રહેમ જેવું, મીઠું લાગતું હતું. પણ હવે એ મારા નસીબમાં નથી. હું પરાણે તારી ઉપર પડીશ. પણ તું જાણે મારૂં આલિંગન પાછું વાળે છે!

! વ્હાલા ! તું છે, બહુ સારો ! મને કેવો વ્હાલો લાગે છે !

× × ×

આવી ભાન વાળી—વળી બેભાન વાતો ને લવારા કરતી મારગરેટને ફાઉસ્ટ બહાર કહાડે છે. ત્યાં તો એ બ્હાર ઉભેલા સેતાનને જુએ છે ને ચમકી જાય છે ! પહેલાં પણ ત્યારે જ્યારે એ સેતાનને જોતી ત્યારે ફાઉસ્ટને એ કહેતી કે તારો આ મિત્ર મને જરાએ ગમતો નથી. આ વખતની વ્યગ્ર દશામાં તો એ એને જુએ છે ને મરી જ જાય છે.

બીજો અંક શરૂ થાય છે ત્યારે વસંતુ ઋતુની ખુશનુમા પ્રભાત થયેલી છે. ફુલવાળી લીલી ઘાસ પર લાંબો થઇને ફાઉસ્ટ પડ્યો છે. બેચેની હજી એને ઘણી છે. ઉંઘવાનો પ્રયત્ન કરે છે. અને સારંગીઓ સાથે આકાશમાં દિલાસો આપનારાં, મૃદુ સંગીત ચાલી રહ્યાં છે.

આ ઘાનું પણ એ વિસ્મરણ કરી શકે છે. એક જ લાગણીથી રંગાઇ જઇ મનુષ્યનું જીવન મોટે ભાગે નથી પ્રેરાતું એ સત્ય ગીટી બરાબર સમજતો હોઇ એણે ફાઉસ્ટને, પાછો નવા પ્રદેશોમાં, નવી કીર્તિ ને નવાં સાહસ કામોમાં પ્રેર્યો છે.

એક રાજા છે. લડાઇઓ અને બીજા દેશો જીતવામાં રાજ્યનું ધન ખુટ્યું છે. સેતાન ફાઉસ્ટને ત્યાં પ્રધાન નીમાવડાવે છે ને કાગળની નોટોનું બનાવટી નાણું ઉભું કરાવડાવી રાજ્યને મુશીબતમાંથી બચાવે છે.

એ સેવાના બદલામાં ફાઉસ્ટને એક ફળદ્રુપ બેટની ભેટ મળે છે. એ બેટનો વિશેષ વિસ્તાર વધારવા માટે દરિયો પુરવાની એક ગંજાવર યોજના ફાઉસ્ટ હાથ ધરે છે, અને ફત્તેહ પામે છે.

વચલા બે અંકો—એટલે ૮ અને ૪ છોડી હવે છેલ્લો, એટલે પાંચમા અંકની જ વાત હું કહું છું.

આ બેટમાં ખેડૂતો વસાવવાના છે. પુષ્કળ પાક તૈયાર કરાવવાનો છે.

દરમિયાન સૌન્દર્ય માટે એ તલસે છે. મલિન અને બદસુરત જોઇ હવે એ થાક્યો છે. સેતાનની મદદથી ખુદ સૌન્દર્યની મૂર્તિ ગ્રીક લોકોની હેલીનાને એ થોડા વખત માટે પ્રાપ્ત કરે છે.

સૌન્દર્ય મળતાં પ્રેમ પણ એને મળે છે. લોકકલ્યાણને માટે પેલા બેટને વસાવવાને ઉદ્યમનાં, ખેતીનાં, કેળવણીનાં વગેરે કામોથી જનસેવા જ એ હાથમાં લે છે અને આમ અજાણે પણ એ સાંચે રસ્તે ચડી જાય છે.

હવે એને સમજાયું છે કે Absolute Truth—નિરપેક્ષ સત્ય—પ્રાપ્ત કરવું એ મનુષ્યની શક્તિની બહાર છે. સર્વજ્ઞ કોઇથી થઇ શકાતું નથી પણ મનુષ્યનો અધિકાર સૃષ્ટિના કલ્યાણકારી નિયમો સમજી એને અનુકૂળ જીવન નિર્ગમવું એટલો છે. અને એ અધિકાર જેવા તેવો નથી.

સૌન્દર્ય એ પ્રાપ્ત કરી શક્યો છે. પ્રેમ પણ ધીમે ધીમે એના હૃદયમાં ઉદ્ભવે છે, અને Relative Truth—સાપેક્ષ સત્ય—એ જોઇ શક્યો છે.

વ્યગ્રતામાંથી આરામમાં એ આમ સંક્રમણ કરે છે. અંધકારમાંથી પ્રકાશમાં એ ધીમે ધીમે આવે છે. આમ ને આમ ગડમથલામાં એ ૧૦૦ વર્ષ જીવે છે. આંખો ગઇ છે, નબળાઈ આવી છે, પરન્તુ એને જીવવું ગમે છે. "મરતોયે નથી ને માંચડો મૂકતોયે નથી" એવી લોલુપતાથી નહીં, પણ બીજાઓની ખાતર એને જીવવું સારું લાગે છે.

ભગવાનની ભવિષ્યવાણી પ્રમાણે હવે એ અંતરપ્રેરણાથી મલિન અને અંધકારમય કામનાઓના ખુણાખોચરામાં ફરી આખરે ખરા માર્ગ પર આવ્યો છે. પેલી સેતાન સાથે કરારમાં નક્કી કરેલી ક્ષણ હવે એ જુએ છે અને કહે છેઃ

"ધન્ય ઘડી ! ધન્ય ઘડી ! ઘડી, જરા થોભ ! ઉડી ના જા ! વાહ, તું કેવી સુન્દર છે !"

હવે એમનો કરાર પુરો થાય છે અને ફાઉસ્ટ દેહ મૂકે છે।

વાચકો ! એનો આત્મા સેતાનના અને પ્રભુના—એમ બન્નેના દૂતો લેવા આવ્યા છે. બન્નેની ખેંચાખેંચમાં પ્રભુના જ દૂતો એના આત્માનો કબજો લે છે અને સેતાન અનંત કાળની માફક આ વખતે પણ ઝંખવાણો પડે છે.

સ્વર્ગને માર્ગે ફાઉસ્ટનો આત્મા પ્રભુના દૂતો સાથે ચાલ્યો જાય છે. ત્યાં મારગરેટ એક સુન્દર ઝાડ તળે એની જ વાટ જોતી બેઠી છે. એ એને માર્ગ બતાવે છે અને ફાઉસ્ટ સ્વર્ગમાં પ્રવેશ કરે છે. ગંધર્વો અને દેવો જયઘોષ કરતા ગાય છેઃ

ક્ષણ ઉગી, બીજી ક્ષણે મરવા બનેલી,
પૃથ્વી પરે સરવ વસ્તુ જ નાશવંત;
જે ત્યાં રહ્યું ઉણું પુરું અહીં તે થવાનું,
જે ત્યાં અતર્ક્ય રહ્યું તે પરિપૂર્ણ થશે.
નારી પ્રકાશમય આત્મકલા અનેરી,
દોરી નરો લઇ જશે અમરા ભૂમિમાં.

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

# વડોદરા રાજ્ય પ્રજામંડળ ખાસ બેઠક*

આપણા પ્રજામંડળની આ ખાસ બેઠક છે. ૧૯૧૬ની સાલમાં, એટલે લગભગ નવ વર્ષ પહેલાં, આ જ પ્રાન્તની અંદર પ્રજામંડળની શુભ સ્થાપના આ ચાલુ વર્ષના આપણા પ્રમુખ ભાઇ મટુભાઇના પિતાશ્રી હરગોવિન્દદાસભાઇના હાથે થઇ હતી. આ નવ વર્ષ દરમ્યાન પ્રજામત કેળવાતો આવ્યો છે. આસપાસના વાતાવરણમાં સ્વરાજ્યની ભારે ચળવળ ચાલી રહી છે તેની અસર દરેક દેશી રાજ્યની પ્રજામાં ફેલાઇ રહી છે. આપણે ત્યાં રાજાપ્રજા વચ્ચે વિરોધ જરા પણ નથી, કારણ કે આપણા મહારાજાશ્રી રાષ્ટ્રીય ભાવવાનું સેવન કરતા આવ્યા છે. પોતાના રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ખીલવવાની પહેલ, પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવાની હિંમત મહારાજાશ્રીની દીર્ઘ દૃષ્ટિને આભારી છે. પ્રજામંડળના કાર્યમાં કડવાશ ન હોય કારણ કે આપણા મહારાજા પોતાની પ્રજાથી આગળ ચાલ્યા છે, અને પ્રજાને આગળ વધવાનું ઉત્તેજન આપતા આવ્યા છે. ૧૯૨૨ ની સાલમાં પ્રજામંડળની ત્રીજી પરિષદ વડોદરા શહેરમાં મળી તેમાં પસાર થયેલા ઠરાવો શ્રી મહારાજા સાહેબ આગળ રજુ કરવા માટે એક પંચ નીમાયું હતું, પણ તે મહારાજા સાહેબને મળી શક્યું નહીં. ગયે વર્ષે પાટણમાં ચોથી પરિષદ મળી તે વખતે મહારાજા સાહેબ યૂરોપ જવાની તૈયારી કરી રહ્યા હતા એટલે પંચ (ડેપ્યુટેશન) મોકલવાનો વિચાર પડતો મૂકવાની ફરજ પડી હતી. પ્રજાબળ વધારે સંગઠિત થતું હોવાને લીધે પ્રજાની આશા અને આકાંક્ષા વધતી જાય એ સ્વાભાવિક છે. પંચાયતો, સુધરાઈ તથા ધારાસભામાં પ્રજાકીય તત્ત્વ વિશેષ પ્રમાણમાં આવે, એ સઘળી સંસ્થાઓની સત્તા તથા અધિકારમાં વધારો થાય એવી ઇચ્છા પ્રબળ થતી ગઇ છે. હિન્દી સરકારે આપેલા સુધારાને લીધે આસપાસ રહેતી પ્રજા વધારે સત્તા અને હક્કો ભોગવતી થઇ છે અને આપણી સરકારે પણ સુધારાની યોજના શ્રીમંત આગળ રજુ કરી હતી એવી પાયાસર વાતો ફેલાઇ રહી હતી. આશરે દોઢેક વર્ષ સુધી રાહ જોયા છતાં જ્યારે કાંઈ જ સુધારા બહાર પડ્યા નહીં ત્યારે પ્રજામંડળના કેટલાક સભ્યોનો એવો મત થયો કે કેટલીક મુખ્ય માગણીઓ ખુબ આગ્રહપૂર્વક સરકાર આગળ રજુ કરવી. છેલ્લી પરિષદ વખતે અનેક ઠરાવો થએલા તેનું પરિણામ કાંઇ આવ્યું નહોતું. જે માગણીમાં ખુબ આગ્રહ હોય અને આગ્રહ પાછળ સંઘબળ હોય, એ સંઘબળને માટે પ્રજામત કેળવાયો હોય તો તેવી માગણી સરકાર સ્વીકારે જ. એક સભાની બેઠકમાં ઘણા વિષયો લેવામાં ફાયદો નથી. જેટલા વિષયો લેવામાં આવે તેનો પહેલેથી બરાબર રીતસર અભ્યાસ થાય અને પછી તે માગણીનો સ્વીકાર કરાવવા માટે આખા રાજ્યમાંથી આગ્રહ થાય એવી ઇચ્છાથી ખાસ બેઠક ભરવાની સૂચના કરવામાં આવેલી. એ સૂચના કારોબારી મંડળ આગળ રજુ થઇ અને ખાસ બેઠક ભરવાનું નક્કી કરવામાં આવ્યું. તેમાં (૧) પંચાયતો તથા સુધરાઇઓના સુધારા (૨) ધારાસભાનો સુધારો (૩) મુલકી નિયમ નિબંધોમાં કેટલાક અગત્યના સુધારા (૪) જમીનના ટુકડાને એકત્ર કરવાના નિયમ બાબત (૫) ગોચરાની જમીનનો ખેતી શિવાય ઉપયોગ કરવા માટે વિશેષ કર નાંખવાની બાબત અને (૬) દારૂને લગતી રાજ્યનીતિનું ધોરણ નક્કી કરવાની બાબત—એવા ૭ વિષયો લેવાનું ઠરાવવામાં આવ્યું.

આ વિષયોની ચર્ચા કરવા માટે, આ વિષયોનો અભ્યાસ કરીને સુધારા સૂચવવા માટે નીમાયલી સમિતિઓનાં નિવેદનો વિષે વિચાર કરીને કયા માર્ગે આપણી ઇચ્છા તથા અભિલાષા પાર પડે તેનો નિર્ણય કરવાને આપણે એકઠા થયા છીએ.

* તા. ૭-૨-૨૫ ના રોજ ખોલીગોરા મુકામે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

આજનો પ્રસંગ મને ઘણો ગંભીર લાગે છે. આપણી પ્રજામાં સ્વમાનની લાગણી દિનપરદિન વધારે ખીલતી જાય છે, રાજકારણના વિષયમાં મહત્વનો ભાગ લેવાની આકાંક્ષા વધે છે, રાજ્યતંત્ર પ્રજાને જવાબદાર હોવું જોઇએ એવી માગણી સ્પષ્ટ થતી જાય છે, આજના રાજ્યકારભાર વિષે અસંતોષ ફેલાઈ રહ્યો છે, નોકરશાહીની આપખુદી અથવા અન્યાય હવે પ્રજા સાંખી રહે એવો સંભવ નથી, અને આપણી અડચણો સાંભળનાર તથા તેને દૂર કરનાર મહારાજા સાહેબ પોતાના રાજ્યથી એટલા બધા દૂર રહે છે કે ત્યાં પ્રજાનો પોકાર પહોંચી શકતો નથી. આવી કફોડી, દુઃખજનક સ્થિતિની અંદર આપણે મળીએ છીએ. આવી ગંભીર પરિસ્થિતિમાં આપે મને પ્રમુખપદ આપ્યું છે. હું આપને વિનંતિ કરૂં છું કે આપ બહુ જ વિચારપૂર્વક ચર્ચા કરશો. લાગણીથી ઉશ્કેરાઇ જવામાં ભય રહેલો છે. આપણે કોઇ પણ વ્યક્તિ વિષે ટીકા કરવાની ન હોય. સામાન્ય ટીકામાં પણ ખુબ સંયમ રાખશો એવું હું માગી લઉં છું. આપણી સાચી માગણી વિષે આગ્રહ કરવામાં કચાશ રાખવાનું હું સૂચવતો નથી. સત્યના આગ્રહને માટે દરેક પ્રકારનાં દુઃખ ખમવાની આપણી તૈયારી હોવી જોઇએ. હું જાણું છું કે ઘણા પ્રતિનિધિઓની એવી તૈયારી છે. આપણા પિતાતુલ્ય મહારાજા સાહેબ આપણી માગણીનો જરૂર સ્વીકાર કરશે. આપણું પ્રજામંડળ નિયમસર અને બંધારણ પ્રમાણે કામ કરવા માગે છે. તે છતાં સરકારી અમલદારોએ તેના કાર્ય તરફ સહાનુભૂતિ બતાવી નથી. તેઓ તેની મશ્કરી કરે છે અને તેને તોડી પાડવા જેવું વલણ તેમણે બતાવ્યું છે. હવે તેમની વર્તણુકમાં ફેરફાર થવા માંડયો છે. થોડા સમય માટે સોંપાયલી સત્તાના જોર ઉપર તેમણે પ્રજાવર્ગની જે અવગણના કરી છે તે હવે ટકી શકે એમ નથી.

આપ સૌ જાણો છો કે વાસ્તવિક રીતે આપણા રાજ્યમાં, આપણે પુરૂં સ્વરાજ્ય ભોગવતા હોવા જોઈએ; પણ આપણા જુના વિચારના અમલદારો વિદેશી અંગ્રેજી સરકારનું અનુકરણ કરી રહ્યા છે. તેઓ પ્રજાથી ખુબ જુદા હોય એમ માને છે. તેમને પ્રજાની વચમાં અને તેની સાથે રહેવું પસંદ નથી. તેમની વર્તણુકમાં વિદેશી અંગ્રેજોના જેવું અતડાપણું છે અને જાણે અધ્યક્ષનો તથા સત્તાનો ઇજારો લીધો હોય તેવી રીતે પ્રજામતને તુચ્છકારવાનું તેઓ શીખ્યા છે. એક વખત આપણો આખો શિક્ષિતવર્ગ સામાન્ય વર્ગથી છુટો પડી ગયો હતો. જ્યારે આપણો અમલદાર વર્ગ પોતાની ભૂલ જોશે ત્યારે પ્રજાવર્ગના દૃષ્ટિબિન્દુથી જોતાં શીખશે અને ગરીબ તથા ખેડુતવર્ગ સાથે ભળી શકશે. આપણા અમલદારોમાં ખોટી મોટાઈ છે, પોતાની નોકરી વિષે ખોટી ઇજ્જતની લાગણી છે, અને નોકરીને અંગે તેમનામાં હદપાર જીદ્દ છે. કાળીપરજના પ્રકરણ વખતે તેમની મનોદશાનું ખરૂં સ્વરૂપ હું સમજ્યો. કેટલા બધા મહિના સુધી હજારો કાળીપરજને દુઃખ પડતું હતું! અને સ્થાનિક અમલદારોના જુલમ વિષે બૂમરાણ થઇ રહેલી તે છતાં ત્યાં દિવાન, નાયબ-દિવાન કે સરસુબાએ જવાની તસ્દી લીધી નહોતી, કારણ કે પ્રજાની બૂમથી મોટા અમલદારને મોકલવામાં આવે તો સુબાની ઇજ્જતને નુકશાન પહોંચે! મેં ખાનગી રીતે કેટલીએ વિનંતિ કરેલી પણ કોઇ સાંભળે જ નહીં. એ પ્રકરણ વખતે સરકારી જીદનાં દર્શન મને થયાં. મોટા ઓફીસરો વચનભંગ કરતાં અચકાતા નથી તે પણ અનુભવ્યું. પેટલાદનું પ્રકરણ ખુબ આગળ વધી ગયું, સત્યાગ્રહ શરૂ થયો, તે છતાં અમલદારો પણ મોટાઇમાં ને મોટાઇમાં અતડા રહ્યા અને સમાધાની કરવાની તસ્દી ન લીધી.

જમાનો ઘણો બદલાયો છે તે આ ભાઇઓ ક્યારે સમજશે? આપણા રાજ્યમાં તો શું પણ ન્યાતમાં, કુટુમ્બમાં, નિશાળોમાં જ્યાં નજર નાંખીએ ત્યાં નવી સ્વમાન અને સ્વતંત્રતાની સદ્‌ભાવના જાગ્રત થઇ છે. એક વખત એવો હતો કે અમલદારો એમ કહેતા હતા કે તેમને પ્રજાજનોમાં વિશ્વાસ નથી. આજે તેનાથી જુદો જ પવન વાય છે. આજે પ્રજાજનોને અમલદાર વર્ગમાં વિશ્વાસ નથી. અમલદાર વર્ગે પોતાની અણસમજુ વર્તણુકને લીધે પ્રજાનો વિશ્વાસ અને માન ખોયાં છે. હું આ સ્થિતિને વખાણતો નથી, વખોડતો નથી. આવો ફેરફાર અનિવાર્ય હતો. હવે પરસ્પર માન અને વિશ્વાસની લાગણી ઉત્પન્ન થાય એવું આપણે જરૂર ઇચ્છીશું. સોજીત્રામાં પેટલાદ તાલુકા ખેડુત પ્રજામંડળની સભા મળી ત્યાં ના. દિવાન સાહેબે સંદેશો મોકલ્યો હતો. જે મંડળે સત્યાગ્રહ કર્યો છે, અને જે હાલમાં માત્ર મુલતવી રહ્યો છે, તેને માટે એમણે લખ્યું હતું કે "આપની સભાનું કાર્ય સફળ

થાય એમ હું ઇચ્છું છું. આપના હેતુ સ્તુત્ય અને ઉદ્દેશ ઉદાત્ત છે. રાજાપ્રજા વચ્ચે એખલાસ વધે અને પ્રજાની રાજભક્તિ અડગ રહે એવી રીતે જ આપની સભાનું કામ ચાલશે એવો મને ભરોસો છે. દેશી રાજ્યમાંના પ્રશ્નોનો મુકાબલો બ્રિટિશ હિંદુસ્તાનના પ્રશ્નો સાથે થઈ શકતો નથી." મારી ઇચ્છા પણ એ જ છે. જો આપણા અમલદારોએ એકદિલી જાળવી રાખી હોત, જો ગરીબનાં દુઃખ જોઇને તેમની આંખોમાંથી આંસુ ખર્યાં હોત, જો ભૂખે મરતા કંગાલ લોકોનો વિચાર કરીને પોતાની મોજમજાહ તથા વૈભવ ઉપર કાંઈ અંકુશ મૂક્યો હોત, જો પોતે પ્રજા જોડે ઓતપ્રોત થઇને હળીમળી ગયા હોત તો જે અંતર પેદા થયું છે તે કદી થાત નહીં. અમલદાર વર્ગે પાશ્ચાત્ય પદ્ધતિ ( impersonal rule ) નો અંગિકાર કર્યો છે તે છતાં પ્રજાને પાશ્ચાત્ય સંસ્થાઓ, હકકો નહીં આપવાની સંકુચિત દૃષ્ટિને લીધે જ આજે ખળભળાટ ઉત્પન્ન થયો છે. આપણા મહારાજા સાહેબ ૬,૦૦૦ માઇલ દૂર રહીને રાજ કરે એવી વ્યવસ્થા આર્ય રાજશાસનમાં નહોતી. આજની રાજનીતિ અને રાજ્યપદ્ધતિ આર્ય પ્રકૃતિને કે આર્ય સંસ્કૃતિને અનુકૂળ રાખવાનો પ્રયત્ન સરકાર કરે છે? વળી એ જ સંદેશામાં લખ્યું છે કે "દેશી રાજ્યસત્તા કમજોર ન પડે તે જોવામાં ડહાપણ છે એમ આ રાજ્યની પ્રજા તો માનતી જ હશે." આ રાજ્યની પ્રજા ખાસ કરીને એ વાતનો સ્વીકાર કરે છે કારણ કે આપણા મહારાજા સાહેબે પ્રજાકલ્યાણ માટે તનતોડ મહેનત કરી છે. પણ હું જરૂર એમ પૂછું કે રાજ્યસત્તા ઘટે નહીં એની દરકાર અમલદાર વર્ગને છે ખરી? મને પોતાને તે બાબત શંકા છે.

હું દિવાન સાહેબના પત્રની ચર્ચા કરવા નથી ઇચ્છતો. હું તેમની ઘણી મુશ્કેલીઓ સમજું છું. કેટલીક સમજતો ન હોઉં એ બનવા જેવું છે. તે મારા બહુ નિકટના સંબંધી છે, મારા કુટુંબના પૂજ્ય વડીલ છે; તે ઉપરાંત એક વ્યક્તિ તરીકે પણ મને તેમના પ્રત્યે માન છે. હું તેમની નબળાઇ પણ સમજું છું, પણ પ્રજાકીય કામની અંદર મારી અંગત લાગણીઓ દૂર મૂકીને મારે કહેવું પડે છે કે એમના પત્રમાં કાંઇક કોમળતા અને લાગણી હોત તો મને સંતોષ થાત.

આપણા અમલદાર વર્ગને આપણે અભયદાન આપવાનું છે. હું જાણું છું કે તેમાં ઘણા સમજુ તથા શાણા છે; થોડા અણુવિચારી અને બીનઅનુભવી છે અને તે ગભરાઇ ગયા છે. તેમાંના કેટલાક 'તીસમારખાં' પીલવાઇનિ* ધમકી આપી રહ્યા છે. દરીઆની ભરતીને કોઇ અટકાવી શકતું નથી, તેમ પ્રજાની પ્રગતિને પણ કોઇ અટકાવી શકવાનું નથી. આપણે સત્ય તથા ન્યાય શિવાય બીજું કાંઇ માગતા નથી. ન્યાયનો આગ્રહ એ જ ખરી વફાદારીનો માર્ગ છે. અસત્યનો નાશ કરવો એ આપણો ધર્મ છે. આપણું કાર્ય ધીરજથી અને શાન્તિથી કરવાનું છે. તમે મને સુકાન આપ્યું છે એટલે હું માની લઉં છું કે તમે મારી સૂચના પ્રમાણે કામ કરશો. જ્યાં સુધી તમારા સિદ્ધાંતોની વિરુદ્ધ ન જાઉં ત્યાં સુધી હું કહું તે પ્રમાણે છુટ મૂકતા રહેશો, એવી મારી વિનંતિ છે. આપે મારી આગેવાનીમાં વિશ્વાસ મૂક્યો છે, તેટલા માટે હું આપનો આભારી છું. અને આપની મદદથી આપણું મુશ્કેલ કામ પાર પડે એવી હું પ્રાર્થના કરૂં છું.

## ધારાસભામાં સુધારા

આપણી ધારાસભામાં એકંદર ૨૬ સભાસદો છે. તેમાંથી માત્ર દસ ચુંટણીથી આવી શકે છે, એટલે દસ પ્રજાના પ્રતિનિધિ હોય છે. ધારાસભાનું બંધારણ જ્યાં સુધી સુધરે નહીં અને એ સભામાં પ્રજાકીય તત્ત્વ વધે નહીં ત્યાં સુધી તેમાં સારા માણસો જતાં અચકાય છે. આપણા મિત્ર ભાઇ મટુભાઇ કાંટાવાળાએ ધારાસભામાં જવાની ના પાડી તે સહજ સમજી શકાય એવું છે. જો સભામાં પસાર થયેલા ઠરાવોનો સંપૂર્ણ સ્વીકાર ન થાય, જો સભાને પુછ્યા શિવાય તેમાં ફેરફાર કરવામાં આવે તો કોઇ પણ સ્વમાનવાળો ગૃહસ્થ એ સભામાં જવાની ના પાડે. શ્રીમંત મહારાજા સાહેબ, ખુદ, કોઇ ઠરાવને નામંજુર કરે એવી સત્તા તો હોવી જ જોઇએ, પણ તે શિવાય અમલદાર વર્ગ મંજુર થયેલા ઠરાવો અથવા નિયમોના ખરડામાં ફેરફાર કરે એ તો કેવળ અસહ્ય કહેવાય. દરેકે દરેક નિબંધ, નિયમ કે ઉપનિયમ સભામાં મંજુર કરાવ્યા શિવાય અમલમાં મુકી શકાય નહીં એવું ધોરણ રાખવું જોઇએ.

---

*કડી પ્રાંતમાં પીલવાઇ ગામને તોપથી ઉડાવવામાં આવેલું. રમુજની વાત એવી છે કે ગામમાં લોકો નહોતા!

આ બાબત કેવા ફેરફાર અને સુધારા સૂચવવાના છે તેને માટે નીમાયલી સમિતિએ સૂચનાઓ રજુ કરી છે. મારે તેના વિવેચનમાં ઉતરવાની જરૂર નથી. હું એટલું પણ કહીશ કે પ્રજાવર્ગે પોતાની ગંભીર જવાબદારી સમજીને દરેક વિષયનો સારો અભ્યાસ કરવો જોઇએ. થોડા જ સમય પહેલાં ધારાસભાની છેલ્લી બેઠકમાં હું પ્રેક્ષક તરીકે હાજર રહ્યો હતો. પ્રજાકીય સભાસદોમાં જે ઐક્ય અને પરસ્પર સહકાર્યની આશા રાખેલી તે મેં જોઇ નહીં, અને જ્યારે સરકાર તરફથી જવાબ મળતા હતા ત્યારે તે વ્યાજબી ન હોય છતાં પ્રજાકીય સભાસદો તરફથી, અભ્યાસને અભાવે, જોઇએ તેવા રદીઆ અપાતા નહોતા.

ધારાસભાની બાબતમાં એક વિષમ ચક્ર ઉત્પન્ન થાય છે. તેનું બંધારણ સંકુચિત હોઈ સત્તા અને હકો નમાલાં હોવાને લીધે ઉત્તમ માણસો તેમાં ન આવે, એટલે સરકારને વધારે હક્કો આપતા સંકોચ થાય. એ સંકોચને લીધે આજે ધારાસભા લગભગ ફારસરૂપ થઇ ગઇ છે. તેને સુધારવાનો રસ્તો એક જ છે. હું સરકારને વિનંતિ કરું છું કે પ્રજામાં વિશ્વાસ રાખીને ધારાસભાને વિસ્તૃત કરો, તેમાં પ્રજાકીય તત્ત્વ વધારો. સભાસદોની ચુંટણી સીધી પ્રજામાંથી થાય તો જ લાયક માણસ ચુંટી શકાય, અને એક બે ચુંટણીમાં વખતે ઉત્તમ માણસો ન પણ આવે, તે છતાં શ્રદ્ધા તથા ધીરજ રાખીને ધારાસભાની સત્તામાં વધારો કરો. જે સુધારા થાય તેનો લાભ આડકતરી રીતે નષ્ટ ન થાય એ પણ સરકારે જ સંભાળવાનું છે. બજેટની બાબતમાં પુરેપુરી વિગતો નહીં આપવાને લીધે પ્રજાવર્ગની લાગણી ખુબ દુખાયેલી અને ઘણો અસંતોષ થયેલો. એવું મુત્સદ્દીપણું આપણા રાજને ન શોભે.

ધારાસભાના નિયમો અને કામ ચલાવવાની પદ્ધતિ ધારાસભાએ જ મંજુર કરેલાં હોવાં જોઇએ. ખરૂં જોતાં આ નિયમો અને ઉપનિયમોને લીધે અણુઘટતો અંકુશ ચર્ચા ઉપર મુકાય છે, અને ધારાસભાની ઉપયોગિતા ઘટાડી દેવામાં આવે છે. ધારાસભાને ખીલવવા માટે પ્રમાણિક પ્રયત્ન થવો જોઇએ એવી આપણી માગણી છે.

## પંચ ત્યાં પરમેશ્વર

આપણા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સ્થપાયાને વીસ વર્ષ થઇ ગયાં છે. બ્રિટિશ ગુજરાતની માફક દરેક મહાલમાં મહાલપંચાયત કામ કરી રહી છે, અને ચારે પ્રાંતમાં પ્રાંતપંચાયતો છે. ગામપંચાયતોની શરૂઆત બ્રિટિશમાં હાલ જ થઇ છે પણ આપણે ત્યાં આવીસ વર્ષ પહેલાં (૧-૨-૧૯૦૩) ગામપંચાયતનો નિયમ અમલમાં મુકાયો હતો, તે છતાં ગામપંચાયતોની દશા આજે કેવી છે? આપણે ત્યાં ઝાડ રોપવાનો ઉત્સાહ શ્રીમંત મહારાજાને ઘણો હતો પણ તે ઝાડની દેખરેખ રાખનાર કોણ? કોઇ પણ પ્રમાણિક માણસ એમ કહી શકશે કે આપણી ગામપંચાયતો માર્ફત ઉપયોગી સાર્વજનિક કાર્ય થાય છે? આપણે ત્યાં લગભગ ૨,૦૦૦ ગામપંચાયતો છે, તેમાંથી કેટલીમાં ખરો જીવ અને ઉમંગ છે? જો તેમાં જીવ આવ્યો નથી તો પંચાયત ખાતું શું કરી રહ્યું છે? એ ખાતાનું પ્રચારકામ કોઇએ જાણ્યું છે? રીપોર્ટો અને ભાષણો તો થયાં હશે, પણ કોઇ એક સ્થળે સારું નમુનેદાર કામ કરી બતાવ્યું છે?

મહાલપંચાયતો તથા પ્રાંતપંચાયતો, વિશિષ્ટ પંચાયતો તથા સુધરાઇનું કામ ગામપંચાયતો કરતાં કાંઇક સારૂં છે, પણ દરેક સંસ્થા સરકારી અમલદારોને લીધે બગડી જાય છે. પરતંત્રતા, પરાધીનતા તથા આપખુદીના વાતાવરણમાં સ્વરાજ્યનો ખીલવણી શી રીતે થઇ શકે? જ્યાં 'સ્વ'ની જગ્યાએ 'પર'નું ધોરણ દાખલ થાય ત્યાં અમૃતનું ઝેર થઇ જાય છે. પંચાયતોની નિષ્ફળતાનું બીજ તેના બંધારણમાં સમાયેલું છે. અમલદારોને લીધે જ આ સુંદર સંસ્થાઓમાં સડો પેસી જાય છે. અમલદારો ખરાબ છે એમ નથી, પણ એ બ્હારના માણસો અંદરની દષ્ટિથી જોઇ શકતા નથી. તેમનો અનુભવ, તેમની સહાનુભૂતિ, તેમનું ડહાપણ તટસ્થ રહીને ધીરજથી વાપરવાનાં આવડતું નથી તેથી સ્વરાજ્યની સંસ્થાઓમાં પરરાજ્યની ભાવના તથા બળ આવી જાય છે. પ્રજાવર્ગ ઠોકર ખાઇને સુધરે તે ઠીક છે એટલી સમજણ એ ઉતાવળીઆ અને ડહાપણડાહ્યા અમલદારોમાં કેળવાઇ નથી.

સરકારી નોકરોની એક પોપટીઆ દલીલ એવી છે કે પ્રજામાં ઉત્સાહ નથી, પ્રજાવર્ગમાંથી લાયક આગેવાનો બહાર પડતા નથી, પ્રજાવર્ગ પંચાયતોના કાર્ય માટે જોઇતી આર્થિક મદદ આપવાને તૈયાર નથી. હવે ખરી હકીકત શું છે તે આપણે તપાસીએ. આ પંચાયતોનું બંધારણ એવું હોય છે કે પગલે પગલે સરકારી

નોકરો દખલગીરી કરે છે. તેઓ સત્તાનો દુરુપયોગ કરીને પોતાનું ધારેલું જ પાર પાડે છે, તેથી પ્રજાવર્ગમાં પંચાયતોના કામમાં રસ ઉત્પન્ન થવા પામતો નથી. પ્રજાના પ્રતિનિધિઓ નીડર નથી એ કબુલ કરવું જોઇએ. પણ હજી સત્યને ખાતર સત્તાની સામે થવાની હિંમત પ્રજાપક્ષમાં કે અમલદારોમાં પણ નથી. આવક વધારવાને માટે કર નાંખવો હોય તો તે પણ નોકરશાહીની મરજી મુજબ થવો જોઇએ. જ્યાં સુધી નોકરશાહીની સીધી અને આડકતરી દખલગીરી કાઢી નાંખવામાં આવશે નહીં ત્યાં સુધી પ્રજાકીય જીવન ખીલવામાં ઘણી મુશીબત પડશે.

દરેક મહાલ, પ્રાંત તથા વિશિષ્ટ પંચાયતોને તથા સુધરાઇઓને પ્રજાકીય પ્રમુખ મળવા જોઇએ. ભૂલો થશે, ઉત્સાહ ઠંડો પડશે પણ સ્વરાજ્યની કેળવણી મળશે. ભૂલોમાં જ સુધારાનાં બીજ સંતાઇ રહેલાં હોય છે.

વડોદરા શહેર સુધરાઇ તરફ સરકારની કૃપાદૃષ્ટિ કાંઈ ઓછી જણાય છે, અને ત્યાં સરકારની દખલગીરી પણ અસહ્ય છે. એ સુધરાઇને પૂર્ણ અધિકારવાળો પ્રજાકીય પ્રમુખ ચુંટવાનો હક્ક મળવો જોઇએ, અને સુધરાઈના બધા નોકરો સુધરાઈને તાબે હોવા જોઇએ. આ શિવાય બીજા સુધારા તેને માટે ખાસ નીમાયલી સમિતિએ સૂચવ્યા છે તે વિષયવિચારિણી સભા વખતે આપના જાણવામાં આવશે.

### મુલકી નિયમ નિબંધમાં સુધારો

જો પ્રજા આબાદ અને સુખી હોય અને ખાસ કરીને જો ખેડુત પ્રજાને સુખ, શાંતિ તથા સંતોષ હોય તો તે દેશની પ્રગતિ થયે જાય છે. આપણા મુલકી નિયમ નિબંધો એકતરફી છે અને તેમાં પ્રજાહિત પુરેપુરૂં સચવાયું નથી. જેમ બને તેમ વધારે પૈસો સરકારી તિજોરીમાં જાય તે તરફ મુલકી ખાતાનું લક્ષ ચોંટી રહ્યું હોય એવો ભાસ પ્રજાને થાય છે. પ્રજાવર્ગમાં જોઇએ તેટલું જ્ઞાન નહોતું, તેમનામાં સંગઠ્ઠન નહોતું તેનો લાભ લઇને અનેક પ્રકારના નિયમો કે પેટાનિયમો થયા છે કે જેને લીધે પ્રજાને નુકશાન તથા કનડગત થઇ છે. નિયમો અટપટા હોવાને લીધે કારકુન તજવિજદારોનું જોર ખૂબ વધી ગયું છે અને ખેડુત વર્ગના ઉપર અનેક પ્રકારનું અપ્રમાણિક દબાણ થવાનો સંભવ રહે છે.

આ નિયમોમાં એટલા બધા સુધારા કરાવવાના છે કે ક્યાંથી શરૂઆત કરવી તે પણ સુજતું નથી. એક ઘણા અનુભવી મુલકી પેન્શનર પાસે મેં સૂચનાઓ માગી ત્યારે તેમણે કહ્યું કે બધા નિયમ નિબંધોનો નવેસર ખરડો કરવો પડશે. હું આવી રીતે છેલ્લે પાટલે બેસવા ઇચ્છતો નથી. હું માનું છું કે જેમ જેમ રાજ્યકારભારમાં પ્રજામતનું બળ વધતું જશે તેમ તેમ હાનિકારક નિયમોનો સંહાર થતો જશે. હું ઘણો જ આશાવાદી છું, મને ખરાબમાં ખરાબ માણસો તથા સરકાર સુધરી શકશે એવી પ્રબળ શ્રદ્ધા છે. આજે આપણે થોડા આખા રાજ્યની પ્રજાને લાગુ પડતા સર્વસામાન્ય નિયમો સુધારીશું તો ભવિષ્યમાં આ વિષયનો બહુ સારો અભ્યાસ થશે અને સરકારને તેમજ પ્રજાને લાભ થાય એવી વ્યવસ્થા આપણે કરી શકીશું.

#### (૧) દુકાળ વખતે છુટ આપવાનો નિયમ

અતિવૃષ્ટિ અને દુકાળની વખતે અમુક તાલુકા, પ્રાંત અથવા રાજ્યને જમીનમહેસુલની છુટ આપવા તથા તહકુબી આપવાના સંબંધમાં જે ગુપ્ત નિયમ છે તે ખેડુત પ્રજાના હિતને લગતો હોવાથી પ્રસિદ્ધ કરવો જોઇએ. એનાં ધોરણો ખામીવાળાં હોવાને લીધે ખેડુતોને વખતસર રાહત મળતી નથી, તેથી તેમાં ઘટતા ફેરફાર કરી, ખરડો પ્રજામત માટે પ્રસિદ્ધ કરી નિયમ તરીકે પ્રગટ કરવો જોઇએ. અને ખાસ કરીને પાકની આનાવારીની તપાસ મુલકી અમલદારોએ પ્રજાએ નીમેલા પ્રતિષ્ઠિત ગૃહસ્થોને સાથે રાખીને કરવી, એવો સુધારો થવો જોઇએ.

આ બાબત ઉપર બહુ વિવેચન કરવાની જરૂર નથી. સરકારી નિયમમાં ઠરાવેલી રીત, લખાણોનું લંબાણ અને વખતનું ભંગાણ એટલું બધું છે કે છુટ અથવા તહકુબીના હુકમો શ્રી મહારાજા સાહેબ પોતે અથવા દિવાન સાહેબ પોતાની જવાબદારી અને પહેલથી કાઢે નહીં તો કોઈ દિવસ વખતસર નીકળી શકે નહીં.

વધારે વરસાદ અથવા તદ્દન કમતી વરસાદને લીધે પાકને નુકશાન થયું હોય તો તેને માટે છુટ કે તહકુબ માગવાનો ખેડુતને હક્ક છે, તો પછી તેનો નિયમ ખુલ્લો, સ્પષ્ટ શા માટે ન હોય ? પૈસા લેવાના જ નિયમો સ્પષ્ટ હોય અને છોડવાના અસ્પષ્ટ હોય તેનો અર્થ પ્રજાએ શું કરવો ! રાજ્યતંત્ર પ્રજાને જવાબદાર નહીં હોવાને લીધે આવા એકતરફી નિયમો ચાલુ રહ્યા છે.

એવા નિયમોને આપણે સુધારવાને ખુબ આગ્રહ કરવો પડશે.

### (૨) મોંબદલાને લગતી વ્યવસ્થા

નામફેર તથા મોંબદલાની અરજીઓ નિયમમાં ઠરાવેલા નમુના પ્રમાણે તલાટી પાસે લખાવવાની ફરજ લોકો પર રાખી છે તે ફરજમાંથી તેમને મુક્ત કરી, નમુના શિવાયની, વગર છાપેલી અરજી, તલાટી પાસે ન લખાવતાં જાતે વહિવટદારને આપવી એવી વ્યવસ્થા થવાની જરૂર છે. વહિવટદારે જુદા જુદા ગામોની એવી અરજીઓની સંખ્યા જોઈને ગામવાર તારીખ મુકરર કરી દરેક મહિને પટેલ તલાટીને તાલુકાના તળસ્થળમાં બોલાવવા અને નમુનામાં જે દાખલો આપવાની ફરજ પટેલ તલાટી ઉપર રાખી છે તે દાખલા દરેક અરજી પર, રૂબરૂમાં લખાવી લેવા, અગર ઘણી અરજી એકઠી થાય તો વહિવટદારે એવી અરજીનો નિકાલ ગામે જઈ કરવો. અર્થાત્ આ બન્ને જાતની અરજીનો સીધો સબંધ તલાટી સાથે રાખવો નહીં.

પેટલાદ ખેડુત પ્રજામંડળની બેઠક વખતે આ બાબતમાં જુદા પ્રકારનો ઠરાવ પસાર થયો હતો તે આપની જાણ માટે ટાંકું છું:

"જમીનમહેસુલ નિયમમાં મોંબદલા સંબંધી ખાતેદારને માથે ફરજ નાંખી તેના દંડનું ધોરણ ઠરાવ્યું છે તેથી સરકારી નોકરો ખેડુતોને કનડે છે અને દંડના ખોટા બોજામાં લાવે છે; તેથી મોંબદલા બાબત જે ફરજ ખાતેદાર ઉપર રાખેલી છે તે તલાટી ઉપર રાખવા આ પરિષદ શ્રી. સરકારને વિનંતિ કરે છે."

આ પ્રમાણેની વ્યવસ્થા બ્રિટિશ સરકારમાં પણ છે એમ કહેવાય છે. તલાટી નિયમ પેટાનિયમોના વાંધા બતાવીને પૈસા ખાય છે અને કાગળો દાબી રાખે છે. તેથી પહેલી સૂચનામાં તલાટી જોડેનો સંબંધ રદ કરવાની સૂચના કરવામાં આવી છે. આ બે સૂચનામાંથી આપને જે ઠીક લાગે તે સ્વીકારશો એવી મારી વિનંતિ છે.

### (૩) બારખળી જમીનના નામફેર મોંબદલાનો દંડ

સરકારી જમીનના નામફેર મોંબદલાના દંડનું ધોરણ જ. મ. નિબંધની કલમ ૫૪ માં એક વર્ષ અગર વર્ષના ભાગ માટે રૂ. ૧ થી કમી નહીં અને રૂ. ૫ થી વધારે નહીં એવું રાખ્યું છે. બારખળી જમીનના નામફેર મોંબદલા જ. મ. નિબંધની કલમ ૫૬ માં ૭ મહિના ઉપરાંત ગમે એટલી મુદત થઈ હોય તો પણ જમીનના કમાલ આકાર જેટલો દંડ લેવાનું ધોરણ કર્યું છે. એ ગેરવ્યાજબી હોવાથી સરકારી જમીનની પેઠે જ દંડનું ધોરણ રાખવું જોઈએ.

આ સુધારો સ્વતઃ સિદ્ધ છે અને સરકાર તેનો જરૂર સ્વીકાર કરશે.

### (૪) ખાતાની જમીનના ભોગવટાની છુટ

સરકારી ખાતાની જમીનમાંથી માટી વિગેરે કાઢવાની બાબતમાં તથા ખાતાની જમીનમાં ખેતી શિવાય બીજું કામ કરવાની બાબતમાં જ. મ. નિયમની કલમ ૧૧૬ તથા ૧૧૮/૨ માં અમુક આંટો રાખી છે, અને તેવી આંટોમાંથી બારખળી જમીનને નિયમની કલમ ૧૬૭ તથા ૧૧૮/૪ થી બાતલ કરી છે. આવો તફાવત રાખવાનું કશું કારણ ન હોવાથી બારખળી જમીનની પેઠે જ સરકારી ખાતાની જમીનની છુટ હોવી જોઈએ.

સરકારી તથા બારખળી જમીન વચ્ચે તફાવત માત્ર પૂરોધારો તથા પુરાધારાનો અંશ લેવાની બાબતનો છે, પણ ભોગવટામાં, વેચાણ વિગેરે કોઈ પણ બાબતમાં નથી; તો પછી સરકારી જમીનના ભોગવટામાં અંકુશ રાખવામાં આવે તે વ્યાજબી નથી.

### (૫) ખાતાની જમીનમાં ઘર બાંધવાની છુટ વિષે

જ. મ. નિબંધની કલમ ૪૯ થી ખાતાની જમીનમાં પોતાને રહેવા માટે કાચું ઘર વગર પરવાનગીએ અને વિશેષ ધારો આપ્યા શિવાય કરવાની છુટ રાખી છે, પરંતુ નિયમની કલમ ૧૧૮/૨ થી રહેવા માટે પાકું મકાન બાંધવા માટે પરવાનગી મેળવવાની આંટ રાખી છે અને વિશેષ ધારો આપવો પડે છે તે બરાબર નથી. માટે પોતાને રહેવા માટે પાકું ઘર બાંધવાની છુટ હોવી જોઈએ.

### (૬) હપ્તામાં ફેરફાર કરવાનો અધિકાર

મોસમની કોઈ ખાસ પરિસ્થિતિને લીધે કોઈ તાલુકામાં ઠરેલા હપ્તામાં ફેરફાર કરવો હોય તો એ ફેરફાર એક સાલ પૂરતો કરવાનો અધિકાર સુબાને આપવો કે જેથી ફેરફારનો લાભ પ્રજાને વેળાસર મળે. જ. મ. નિયમ ક. ૧૬૩ માં આ પ્રમાણે ફેરફાર કરવો.

### (૭) મહેસુલની બાકીવાળાને અટકાવની સજા વિષે

જમીનમહેસુલ વસુલ કરવા માટે બાકીવાળાને અટકાવમાં રાખવાનું ધોરણ કાઢી નાંખવું.

આ સુધારાની જરૂર રહેજે; સમજાય એવી છે. વહિવટદાર વિગેરે અમલદારોને પ્રજાના અમુક માણસોને કનડગત કરવાની, તેમની આબરૂ પર હાથ નાખવાની જબરી સત્તા મળે છે. દ્વેષને લીધે એવી સત્તાનો દુરૂપયોગ થવાનો સંભવ રહે છે.

આવાં ધોરણથી પૈસા ભરાતા નથી, અને એક મુખ્ય સિદ્ધાંતનો પ્રશ્ન એવો છે કે જમીનના ઉપયોગ પુરતી બાબતની જવાબદારી જમીન પરથી જ લેવી જોઇએ અને અટકાવ કરીને આબરૂ લુંટવાની સત્તા આપી શકાય જ નહીં.

### (૮) બાકીને માટે થતા દંડ વિષે

જ. મ. નિયમની કલમ ૧૭૦ માં મહેસુલ નહીં ભરનારનો બાકીના ૨૫ ટકા સુધી દંડ કરવાનો અધિકાર વહિવટદારને આપેલો છે, એ કલમ રદ થવી જોઇએ, કારણ કે 'શક્તિવાળો છતાં જાણી જોઇને ભરતો નથી' એ જાણવાનું સાધન વહિવટદારને હોતું નથી. તલાટીઓ દ્વેષબુદ્ધિ વાપરી ખોટી હકીકત રજુ કરે છે, અને બાકી આપવાની શક્તિ ન હોવા છતાં તેના ઉપર વધારે બોજો પડે છે. જમીન મહેસુલની બાકી વસુલ કરવાના ઉપાયોમાં એક પણ ઉપાય એવો હોવો ન જોઇએ કે જેથી એ બાકીમાં વધારો થઇ સરકારમાં વાસ્તવિક કરતાં વધારે રકમ આવે.

### (૯) ઉભડ વસ્તીને માટે કીરાયું

જ. મ. નિયમની કલમ ૧૫૯ માં ગામઠાણની જે જમીન બદલ કીરાયું ભરવું પડતું ન હોય તે જમીન ઉભડ વસ્તીના કોઇ માણસના કબજામાં જાય તો એના ઉપર કીરાયું લેવાનું ધોરણ છે તે રદ કરવું જોઇએ.

### (૧૦) બાકી માંડી વાળવાની મુદત વિષે

જ. મ. ની બાકી માંડી વાળવાની મુદત નિબંધ ૧૫૧ નિયમ ૧૯૦ માં નક્કી કરી નથી તેથી સરકારી નોકરો બાકી વસુલ કરવા તત્પરતા રાખતા નથી અને તલાટીની લબાડીના કારણે બાકી લાંબા વખત સુધી ખેંચાઇ લોકોને ત્રાસ આપવાનું હથીઆર તલાટીના હાથમાં થાય છે. માટે જે સાલનું જ. મ. હોય તેની બીજી સાલની આખર સુધીમાં તમામ ઉપાયો લેવાઇ જે બાકી વસુલ થવાની રહી જાય તે દરમ્યાન માંડી વાળવી જોઇએ. જો કોઈ ઉપાયો લેવાના રહી જાય તો તેની જવાબદારી સરકારી નોકરો પર રહેવી જોઇએ, પરંતુ કોઈ પણ ઉપાયો લેવાના રહી ગયા છે એ કારણ બતાવીને એ બાકી ત્રીજી સાલે ચઢાવવી જોઇએ નહીં.

### ખેતી શિવાયના ઉપયોગમાં લીધેલી જમીનનો આકાર

ગામઠાણમાંથી ઘરમાટે નવી જમીન લેવામાં આવે છે તો તેના ઉપર દર સાલ કીરાયું લેવાનું ધોરણ જમીન-મહેસુલના નિબંધ નિયમથી ઠરાવ્યું છે. જો કોઇ ગામડા-ની વસ્તી ગીચ હોય અને ત્યાં ગામઠાણ વધારવાની જરૂર હોય તો ત્યાં પણ કીરાયાના ભારને લીધે ગામ-ઠાણ વધારવાની માગણી પ્રજા તરફથી થતી નથી. આ કીરાયા વિષે પ્રજાવર્ગમાંથી ઘણી બુમરાણ થઇ, તેથી હાલમાં નવી યોજના ઘડી કાઢીને પહેલી ગણદેવી તાલુકામાં લાગુ પાડવાનો હુકમ બહાર પડ્યો છે. સર-કારની દલીલ એવી છે કે શીમમાં ઘરો બાંધીને ખુલી હવામાં લોકો રહેતા થાય તેવી વૃત્તિને ઉત્તેજન આપવા માટે કીરાયું કાઢી નાખવું જોઇએ. પણ તેની સાથે મોટા શહેરોમાં અગર જે ગામોમાં નવો વેપાર વધવાને લીધે જમીનની કિંમત વધી ગઇ છે તેવા વધારામાં કાંઇક અંશના સરકાર પણ માલીક છે. તેથી તેવી જમીન ઉપરનો ખેતી શિવાયના ઉપયોગ માટેનો ધારો વધારવાની જરૂર છે.

આ જરૂરીઆતની ધગશમાં ઉશ્કેરાઇને સરકારે જાહેરનામું બહાર પાડ્યું. ગણદેવી તાલુકાની પ્રજામાં હોહાકાર થઇ ગયો અને જ્યારે એક મંડળી (ડેપ્યુટેશન) દિવાન સાહેબ પાસે ગઇ ત્યારે સરકારને ભાન થયું કે એ જાહેરાત અપૂર્ણ હોવાને લીધે ઘણી ગેરસમજુતી ઉત્પન્ન થઈ છે. તેટલા ઉપરથી તા. ૧૮-૧૨-૨૪ ની આજ્ઞાપત્રિકામાં બીજી જાહેરાત પ્રગટ કરવામાં આવી છે. તે જાહેરાતની કલમ ૯ માં વેપારી વર્ગ તથા ખેડુત વર્ગને લડાવી મારવાનો પ્રયત્ન થતો હોય એવો ચોક્ખો ભાસ થાય છે. અને કલમ ૧૦ માં લખ્યું છે કે "આ નવીન યોજના ઉત્પન્ન વધારવા માટે નહીં પરંતુ ખેડુત ખાતેદારોને કેટલીક મુશીબતો વેઠવી પડતી હતી અને બીનજરૂરીઆત આકારનું વિશેષ ભારણ વેઠવું પડતું હતું તે ટાળવા સારૂ દાખલ કરી છે."

(૧) આ નવી યોજનાને જમીન મહેસુલ નિબંધની કલમ ૭૨ થી પ્રતિબંધ નડે છે. સૌથી મોટામાં મોટો વાંધો એ છે કે પ્રજાવર્ગને સમજાવીને ખુલ્લી હવામાં ઘરો બાંધવાનું ઉત્તેજન આપ્યું, મારા જેવા આરોગ્યરક્ષણ

ખાતાના અધિકારીઓએ ઉપદેશ કર્યો અને મકાન બંધાયાં એટલે તેના ઉપર આ યોજના લાગુ પાડવાનો વિચાર કર્યો. આજ સુધી જે મકાનો બંધાઈ ગયાં છે તેને આ યોજના લાગુ પાડી શકાય જ નહીં. સરકારે આપેલા આશ્વાસનનો ચોકખો ભંગ થાય છે. અને બીજાં કારણો-નો વિચાર કર્યા શિવાય આ યોજના હાલના સ્વરૂપમાં લાગુ પાડી શકાશે નહિ.

( ૨ ) જ. મ. નિયમની કલમ ૩૨ પ્રમાણે ગામ-ઠાણના ત્રણ વર્ગ કરીને ફીરાયું લેવાનું છે. આ દર તથા વર્ગ ગામઠાણની જમીનને ઉદ્દેશીને છે, અને તેમાં ફેરફાર થઇ શકે; પણ તે કલમનો સીમની જમીન સાથે સંબંધ જોડી શકાય નહીં.

( ૩ ) નવી રેલ્વેની, મોટી સડકની કે બંદરની સગવડ કરવાને લીધે અથવા કોઇ ઔદ્યોગિક પ્રવૃત્તિને લઇને જમીન મોખરે આવી જઇને તેની કિંમતમાં વધારો થાય તેમાં માલીકનો શો ગુન્હો થયો? એક જુદા પ્રકારનો હું દાખલો આપું છું. વડોદરામાં 'સયાજી વિજય'ની ઑફીસ છે. તેની પાસે ગોલવાડનો ગંદો લત્તો હતો, તેને ખસેડીને ખુબીસી બાગ કરવામાં આવ્યો, તેટલા માટે 'સયાજી વિજય' વાળા મકાનના ઉપર વધારે કર નાખવામાં આવે તો જરૂર અન્યાય થાય. ચોકખી હવાનો લાભ મળે છે તેથી એ મીલકતની કિંમત વેચાણ વખતે વધે તેથી આજે વધારે કર શી રીતે લઇ શકાય ?

કોઇ પણ રસ્તો કાઢ્યો હોય કે બીજી સગવડ કરી હોય તે જુદા જ કારણને લીધે થયેલી હશે, અને એવો સુધારો કરવો કે નહીં તે બાબત મોખરે આવતી જમીનવાળાઓની સલાહ કે મત લેવામાં આવતા નથી.

એમ ધારો કે એવા રસ્તા કરવાને લીધે સગવડ થવાને બદલે કેટલીક અગવડ થાય. રસ્તા ઉપર મોટરો દોડવા માંડે તો મકાનમાં ધૂળનો વરસાદ આખો દિવસ પડે અને માલીકની તબીયત બગડે, તો સરકાર તેને નુકશાની આપશે ? આપણે ત્યાં બધા નિયમો એકતરફી છે, અને મુખ્ય દાનત વધારે પૈસા નીચોવી લેવાની છે એમ કહ્યા વિના ચાલતું નથી.

સરકારે તા. ૧૮-૧૨-૨૪ ની આજ્ઞાપત્રિકામાં સમજુતી આપી છે તેમાં ખેડુતોને ફાયદો થશે એમ બતાવ્યું છે. ખરી હકીકત એવી છે કે ફીરાયાની જે રકમ પડતી મૂકવામાં આવે છે, તે જુજ સંખ્યા શિવાય-નાં રાજ્યનાં બધાં ગામઠાણો ત્રીજા વર્ગનાં હોવાથી વધારે નથી, અને જે નવી વસુલ કરવાની યોજના છે તે મોટી છે. વળી જ્યારે ફીરાયું ભરવાની શરતે ગામ-ઠાણની જમીન જેણે રાખી છે, તે તેણે ભરવા સામે તેનો વાંધો છે નહીં, તેમ છતાં ફીરાયું કાઢી નાંખી તેને બદલે સીમની જમીન ઉપર મકાનના કારણે બોજો વધારવો એ તદ્દન ગેરવ્યાજબી છે, એમ સાધારણ સમજથી પણ સમજાય તેમ છે. જો આ નવી યોજના લાગુ કરવામાં આવશે તો

( ૧ ) સીમમાં ઘર બાંધવાનો લાભ લેવામાં મોટી અડચણ નડશે.

( ૨ ) જમીનને પડતર તરીકે રાખી મૂકી હોય તો તેને માટે કાંઇ વિશેષ આપવું પડતું નથી, પણ પોતાની જમીનમાંથી બે વસા જમીન મકાન માટે વપરાઇ હોય તો નવો દર આપવો પડે છે.

( ૩ ) જમીન મોખરે આવી હોય તો તેના ઉપરનું જમીનમહેસુલ વધતું નથી, પણ માત્ર ઘરને માટે જ ( પોતાના ઉપભોગને માટે હોય તો પણ ) વાપર-વાથી વધે છે તેનો અર્થ શો ?

( ૪ ) મોખરે આવવા છતાં સરકારી રસ્તા, રેલ્વે, બંદરના રસ્તા વિગેરેના લીધે અગવડ થાય તેની નુક-શાની સરકાર ભરશે ?

આ પ્રશ્નનો આપ ન્યાયસર વિચાર કરજો. સરકારે જે લાલચ ખેડુત વર્ગને બતાવી છે તેના તરફ લક્ષ આપવાનું નથી. પણ આ નિયમથી કેટલો બધો અન્યાય થાય છે ! વર્ષો પહેલાં બાંધેલાં મકાનો અને તેમાંનાં કેટલાંક તો સરકારી અમલદારોની પ્રમાણિક ઉશ્કેરણી તથા ઉત્તેજનને લીધે બાંધેલાં મકાનો ઉપર આજે વિશેષ કર નાંખવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. તેની સામે વિરોધ કરવાની આવશ્યકતા હું જોઉં છું. ફીરાયાનો ત્રાસ પણ કાઢી નાખવો જોઇએ. ફીરાયાની વીસ પટ રકમ સામટી લેવાનું રાખી, દરેક બ્હાને રૈયત પાસેથી પૈસા કઢાવવાનો પ્રયત્ન થઇ રહ્યો છે, તેવી રાજ્યનીતિ તરફ સ્પષ્ટ અણગમો બતાવવો જોઇએ. સરકાર પ્રજાની ઉન્નતિ તથા પ્રગતિને માટે છે, પ્રજાનાં સુખ શાન્તિ સાચવવા માટે છે, પ્રજાની સેવા કરવા માટે છે. રાજ્યકારભાર વ્યવસ્થિત રીતે ચાલે તેટલા માટે નિયમો ઘડવા પડે છે; પણ જો નિયમોથી પગલે પગલે, પળે પળે, ડંડ

'ગત થતી હોય તો તેવા નિયમો તથા તેને ઘડનારી નોકરશાહીની સામે થવામાં પ્રજાની વફાદારી સમાયલી છે.' આપણા મહારાજા સાહેબને ખાત્રી કરી આપવી પડશે કે હાલના એકતરફી, દયા વિનાના, સંકુચિત દૃષ્ટિવાળા નિયમો અમને કબુલ નથી.

### ખેતીની જમીનના નાના ટુકડા પડી જતા અટકાવવા સંબંધી નિબંધ

આ નિબંધનો મુસદ્દો બહાર પડ્યો છે ત્યારથી પ્રજામાં ઘણો જ કચવાટ પ્રસરી રહ્યો છે. ખેતીની જમીનના ટુકડા બહુ નાના હોય તો તેમાંથી આવક નીપજાવી શકાય નહીં. જો છુટક છુટક હોય તો શક્તિ વિગેરેનો ખુબ ગેરવ્યય થાય, વિગેરે બાબતો સહજ સમજી શકાય એવી છે. પણ આ મુસદ્દામાં જે ફરજીઆત ધોરણ દાખલ કરવામાં આવ્યું છે તે ઝેરને લીધે તેની સ્થિતિ આજે મૃતપ્રાય થઇ ગઇ છે. આ મુસદ્દો સરકારે ખેંચી લીધા શિવાય છુટકો નથી તેથી હું તેની ચર્ચા કરવાનું મુકી દઉં છું. જ્યારે આ ખરડો ખેંચી લેવાશે ત્યારે મરજીઆત ધોરણનો વિચાર કરવાને આપણે તૈયાર થઇશું. પુરેપુરો ઉંડો વિચાર કર્યા શિવાય આવા અગત્યના વિષયો ઉપર મુસદ્દા બહાર પાડવાનું સાહસ સરકાર ખેડે એ 'અત્યંત આશ્ચર્યજનક અને ખેદકારક છે.' અણવિચાર્યું કામ કર્યા પછી સરકારી અમલદારો એવી વિનંતિ કરે છે કે કેટલીક કલમો કાઢી નાંખવા જેવી છે તે કાઢી નાંખીને મુસદ્દાને બચાવી લો, કારણ કે એ નિબંધનો હેતુ સારો છે. આવડા મોટા વડોદરા રાજ્યની સરકાર આવો ખામીઓથી ભરપૂર મુસદ્દો પ્રગટ કરી શકે એ જ નવાઈની વાત છે.

હું સ્પષ્ટ કહેવા ઇચ્છું છું આજની નોકરશાહીને લક્ષમાં રાખતાં, એ નોકરશાહીને કોઇ પણ પ્રકારની વધારે સત્તા મળે, કોઇ પણ પ્રકારે પ્રજાને કચેરીમાં ધક્કા ખાવાનો પ્રસંગ આવે તો હું તેની સાથે સંમત નહીં થાઉં. પ્રજાને જરૂર કનડગત થવાની અને સરકારી નોકરોને લાંચ લેવાનું બ્હાનું મળવાનું. તેથી આ મુસદ્દાને દફનાવી નાંખવાનો છે.

આપણા રાજ્યના ચારે પ્રાંતો છુટક છુટક છે. તેથી રાજકારભાર કરવાની ઘણી જ મુશ્કેલી નડે છે. અમરેલી પ્રાંતમાં એક છેડે રતનપુર, બીજે છેડે ઓખામંડળ, છેક દક્ષિણમાં કોડીનાર અને કચ્છના અખાતના પાસે ભીમકટાનું નહાનું ગામડું આવ્યું છે. એ પ્રાંતના છુટક છુટક વેરાયલા ભાગમાં રાજ કરવાની કેટલી મુશીબત છે! કેટલો ખોટો ખર્ચ થાય છે! સાહેરના કિલ્લા તરફ જઇ આવતાં લગભગ સાત દિવસની મુસાફરી કરવી પડે છે. પણ આપણે આ છુટક ભાગોને એકત્ર કરી શકતા નથી, કારણ કે તેમાં માલકી હક્કને વિષે લાગણીનો, મમતાનો તથા ઇજ્જતનો સવાલ ઉભો થાય છે. અમલદાર ભાઇઓ પહેલો અખતરો કાઠીઆવાડમાં કરે, પછી આ પ્રશ્ન ઉપાડી લે એવી હું સૂચના કરૂં છું.

### દારૂનિષેધની રાજ્યનીતિ

કાઠીઆવાડ રાજકીય પરિષદમાં મહાત્મા ગાંધીજીએ આબકારીને વિષે જે કહ્યું હતું તે હું ટાંકું છું:

"મહેસુલ વધારવા માટે અંગ્રેજી આબકારી ખાતાનું અનુકરણ દુઃખદાયક છે. એમ કહેવાય છે કે આબકારી ખાતું તો હિંદુસ્તાનનો પ્રાચીન રોગ છે. મને એ વાત માન્ય નથી. પ્રાચીન કાળમાં રાજાઓએ મદ્યાદિના વેપારમાંથી મહેસુલ ભલે ઉઘરાવ્યું હોય, પણ તેઓએ લોકોને આજની પેઠે મદ્યપી નહોતા બનાવી દીધા. પણ આવી મારી માન્યતા ભલે ભૂલભરેલી હો; ભલે આબકારી ખાતું જેવું આજે છે તેવું પ્રાચીન કાળથી હો. પ્રાચીન એટલું સારૂ જ એવો મોહ મને નથી. મદિરા, અફીણ ઇત્યાદી કેફી વસ્તુઓ આત્માને મૂર્છિત બનાવે છે. મનુષ્યને હેવાન કરતાં પણ હલકો કરી મૂકે છે, એ આપણે નજરે જોઇએ છીએ. આ વ્યસનવાળા મનુષ્યોની સ્થિતિ આપણને કમકમાટી ઉપજાવે છે. એવી વસ્તુઓનો વેપાર કરવો પાપ છે એ સ્વયંસિદ્ધ વાત છે. દેશી રાજ્યોએ દારૂનાં પીઠાં માત્ર બંધ કરી અંગ્રેજી રાજ્યાધિકારીઓને સારૂ દૃષ્ટાંતરૂપ બનવું ઘટે છે. કોઇ કોઇ જગ્યાએ કાઠીઆવાડમાં આ સુધારો કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે, તેને હું વધાવી લઉં છું ને ઉમેદ રાખુ છું કે કાઠીઆવાડમાં દારૂનું એક પણ પીઠું નહીં હોય એવો દિવસ તુરત આવશે."

આપણે ત્યાં આ બાબતની ઘણી ચર્ચા થઇ ગઇ છે. હું તેમાં વધારો કરવા ઇચ્છતો નથી. આ બાબતમાં પણ આપણા અમલદારો પાશ્ચાત્ય રાજ્યનીતિનું અનુકરણ કરી રહ્યા છે,-પ્રજાને સારે માર્ગે દોરવાને બદલે તટસ્થ બેસી રહેવાનું પસંદ કરે છે. બાળલગ્ન અટકાવવાનો કાયદો કરી શકે છે, ને દારૂના અટકાવને માટે બ્હાનાં કાઢે છે. જ્યારે વ્યક્તિ સ્વાતંત્ર્યનું બ્હાનું રજુ કરે છે ત્યારે તો ખરેખર મને કમકમાટ થાય છે.

આપણે જે ઠરાવ પસાર કરીશું તે પ્રમાણે અમલ શરૂ થશે તો દારૂનિષેધના પરિણામ ઉપરથી આપણે જાણીશું કે ભવિષ્યમાં શું કરવું, અને કેટલી ઝડપથી

નિષેધ કરવો. દારૂનિષેધની નીતિ ગ્રહણ કર્યાની સાથે સાથે પ્રજામત કેળવવાનો ભગીરથ પ્રયત્ન કરવો પડશે. પરદેશમાંથી અથવા પરહદમાંથી દારૂ આવે નહીં તેને માટે પ્રજાએ પણ સંભાળવાનું છે. સરકાર તો ભાડુતી માણસો રાખશે, પણ પ્રજાને સખત જાપ્તો રાખવો પડશે. મુંબાઇ સરકાર સાથે તથા બીજાં દેશી રાજ્યો સાથે પરહદની દુકાનોને માટે વ્યવસ્થા કરવાની રહેશે. એવી વ્યવસ્થા કરવાનું શુભ પગલું મુંબાઇ સરકારે ભરેલું ત્યારે આપણી સરકારે વાંધા કાઢ્યા હતા એવી અફવા સારા માણસો તરફથી સાંભળી છે. જો આ વાત ખરી હોય તો આપણે હિંદી તરીકે કેટલું શરમાવાનું છે ?

### કાપકુપ સમિતિની નિષ્ફળતા

જ્યાં જ્યાં જમીન મહેસુલનું ભારણ અસહ્ય છે અને અન્યાયી છે ત્યાં ઓછું કરાવવા માટે આપણે પ્રયત્ન કરતા રહીશું. રાજ્યકારભારનો ખર્ચ વધતો જાય છે એ દીવા જેવું ચોખ્ખું દેખાય છે. આબકારીની બાબતમાં મદ્યપાનનિષેધની સુનીતિ ગ્રાહ્ય થશે એટલે તેમાંથી થતી આવકમાં પણ ઘટાડો થશે. લાંચરૂશ્વત ઓછાં કરવા માટે સરકારી નોકરોના પગારમાં વધારો કરવો પડે, તો પછી સરકારે ઓછી આવકથી વધારાનો ખર્ચ શી રીતે કરવો એવો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. આ પ્રશ્નનો જવાબ સરકાર ધારે છે એટલો અઘરો નથી. આજે આખી હિંદી પ્રજાની આર્થિક સ્થિતિ પણ તેવી જ છે. દરેક પ્રકારે જીવન વધારે ખર્ચાળ થયું છે. ખોરાક, ઘરભાડાં, લુગડાં, અને સરકારી તથા મ્યુનિસિપાલિટીના કરો વધ્યા છે. તે ઉપરાંત આપણી જરૂરીઆતો પણ વધી છે. રોજીંદાં પેપરો, માસિક, ચોપાનીયાં, પુસ્તકો, મુસાફરી, ઔષધ વિગેરેનાં ખર્ચ વધી ગયાં છે. જે ઉપાયો વ્યક્તિ લે છે તે જ ઉપાયો સરકારને લેવાના છે. કેટલાક જરૂરી ગણાતા ખર્ચો પણ કમતી કરવા પડે છે, અને જરૂર પડે તો ઘરભાડામાં, કપડાંમાં, અને ખોરાકમાં પણ કરકસર કરવી પડે છે. પણ સરકાર એટલી બધી લાગણી તથા જવાબદારી ધરાવે છે ? હજી આપણે ત્યાં નકામાં નવાં મકાનો બંધાયે જાય છે. આપણી નોકરીમાં બીનજરૂરી માણસો પળાય છે અને કેટલાંક ખાતાંમાં પગાર પણ જરૂર કરતાં વધારે છે. આજની તંગીના દિવસોમાં પણ પગારમાં વધારો થયે જાય છે. કયો વેપારી કે મીલમાલીક એવી રીતે વધારો કરી શકે ? સરકારી ખર્ચ કેવી રીતે ઓછો કરવો તે સૂચવવા માટે એક સમિતિ શ્રી ગોવિંદભાઇ દેસાઇના પ્રમુખપણા નીચે નીમાઈ હતી. તેનો રીપોર્ટ પણ બહાર પડી ચૂક્યો છે. દરેક ખાતાના ઉપરીએ, દીવાને તથા અમાત્ય વિગેરેએ આ રીપોર્ટની કેવી રીતે ઝાટકણી કાઢી છે તે રીપોર્ટ વાંચવાથી માલમ પડશે. શ્રી ગોવિંદભાઇ તથા આપણા પ્રજાકીય સભ્યો તરફથી આપણે સારી આશા રાખેલી. નથી તેમાં અભ્યાસ કે નથી તેમાં ઉંડો વિચાર. એ સમિતિ કરકસર સૂચવવા માટે નીમાયેલી, તેણે માત્ર કાપકુપ સૂચવી છે. દરેક ખાતાં ઉપર નાનોમોટો કાપ મુકવાનું સૂચવ્યું છે. પરિણામ એ આવ્યું છે કે વગદાર અને લડાયક અમલદારને કોઇ અડકી શક્યું નથી, અને જે ખરાં પ્રજાહિતનાં ખાતાં છે—કેળવણી અને પ્રજા આરોગ્ય—તેના ઉપર ભારે છરો પડ્યો છે. મુલકી ખાતાના બેકાર અમલદારોને કોઇ અડકી શક્યું નથી. મારા પરમ મિત્ર શ્રી ખાસેરાવ જાધવ વારંવાર કહેતા હતા કે જો નકામું કામ બાતલ થાય તો કોઇ પણ સુબાને બે કલાકથી વધારે ઑફિસકામ ન રહે. એક બીજા મિત્ર, જેમણે સુબાનું કામ ઘણાં વર્ષ સુધી કરેલું તે મોટા પ્રાંત (વડોદરા અને કડી) વિષે કહેતા હતા કે ત્રણ કલાકમાં બધું કામ પુરૂં થઇ શકે છે. હું પોતે જાણું છું કે આપણે ત્યાં ખોટાં ખોટાં નકામાં લખાણોનો પ્રવાહ જોસભેર ચાલ્યો જ જાય છે. તે છતાં એમ ધારો કે ઉપરની હકીકતમાં કાંઇ થોડી અતિશયોક્તિ હોય, તો પણ અમરેલી ને નવસારી પ્રાંતમાં તો અમલદારોને ચેન છે. એક લેખકે ઠીક કહ્યું છે કે આપણે ત્યાં અમુક કામને માટે અમલદારો નીમાતા નથી પણ અમલદારો માટે કામ શોધી આપવામાં આવે છે. જો ખરેખરી કરકસર કરવી હોય તો પ્રજાહિતને નુકશાન ન પહોંચે એવી રીતની યોજના રચવી પડશે. રાજ્યતંત્રના મુખ્ય સિદ્ધાંતો લક્ષમાં રાખીને યોજના થઇ શકે. જ્યારે ખાસ બેઠક ભરવાની સૂચના કરવામાં આવી હતી ત્યારે તેમાં કરકસર સૂચવવા માટે એક સમિતિ નીમવાની સૂચના હું લાવવાનો હતો. તે વખતે શ્રી ગોવિંદભાઇનો રીપોર્ટ બહાર પડ્યો નહોતો, તેથી હું અચકાયો. હવે મારી ખાત્રી થાય છે કે સરકારે આ બાબતનો વિચાર એકદમ કરવો જોઇએ. સત્તા વગરની સમિતિમાં મને વિશ્વાસ નથી. સખત દર્દને માટે સખત ઉપાયો લીધા વિના છૂટકો

નથી. એવાં પગલાં લેવાની હિંમત સરકારમાં છે કે નહીં તે હું કહી શકતો નથી. હું ખાત્રીપૂર્વક કહું છું કે આજના ખર્ચમાં સારા પ્રમાણમાં ઘટાડો થઇ શકે.

### અમલદારોને વિનંતિ

આપણે જે ઠરાવો પસાર કરીશુ તે શ્રી મહારાજા સાહેબ તથા દિવાન સાહેબ તરફ રવાના કરીશું. જો આપની ઇચ્છા હશે તો આપણે પંચ ( ડેપ્યુટેશન ) મોકલીશું. અમે આપણા ઠરાવોનો સ્વીકાર થાય એટલા માટે મથી રહીશું. આપણા કાર્યનો અહેવાલ વાંચવાથી અમલદાર વર્ગને આપણી માગણીઓ તથા આપણી આશાઓની માહિતી થશે. અમલદાર ભાઇઓને મારી વિનંતિ છે કે તેમણે ઘણી જ સહાનુભૂતિથી એ માગણીઓનો અભ્યાસ કરવો. પ્રજાવર્ગની માગણી તથા લાગણીને ન ગણકારવામાં ભારે જોખમ છે, એ દરેક દેશના ઇતિહાસે બતાવી આપ્યું છે. આપણી કારોબારી સભા ( કાઉન્સિલ ) તથા તેના પ્રમુખ વિચારશીલ અને કાર્યદક્ષ છે. પ્રજામત જાણવાને માટે તેઓ આતુર હોય એ સ્વાભાવિક છે. પણ એમના કાને ખરી હકીકત ખરા સ્વરૂપમાં ન પહોંચે એ પણ બનવાજોગ છે. હું અમુક દેશ કે વ્યક્તિને એક બાજુએ મુકીને સ્પષ્ટ કહું છું કે ઘણી વાર એવું બને છે કે રાજા કે મુખ્ય કારભારીની આસપાસ એવું વાતાવરણ બંધાઇ જાય છે કે તેમાંથી સત્યનો પ્રકાશ અંદર જઇ શકતો નથી. આપણા અમલદારોએ બહુ જ સાચવવાનું છે કે તેમની આસપાસ સ્વાર્થસાધક અમલદારો, અને તેમનાથી પણ વધારે ભયંકર લુચ્ચા માણસોની મંડળી એવી ન જામી જાય કે પ્રજામતનું ખરૂં રહસ્ય, તેનું જોર, અને તેનું સ્વરૂપ તેમની જાણ બહાર રહી જાય. પ્રજાની અગવડો, તેમને થતો અન્યાય,તેમની માગણીઓ વિગેરેની અવગણના કરનાર અમલદારો મેં જોયા છે. પ્રજાપોકારનો અનર્થ કરનાર, તેને ખોટું સ્વરૂપ આપનાર માણસો પણ જોયા છે. પ્રજાકીય હિલચાલની મશ્કરી કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. હું આશા રાખું છું કે મારા અમલદારો ભૂલથાપમાં નહીં પડે, અને સત્ય શોધવાને મથી રહેશે.

આપણો અમલદાર વર્ગ કોને વફાદાર છે તે પ્રશ્ન ઉભો થાય છે. રાજ્યતંત્રને વિષે સખતમાં સખત અને ખરાબમાં ખરાબ ટીકા જો કોઇ માણસો કરતા હોય તો તે અમલદારો છે. શ્રી મહારાજા સાહેબને તેમને વિષે અસંતોષ છે તે જાણીતી વાત છે. પ્રજા તરફ તેમની કેટલી લાગણી વહી જાય છે તે પણ આપણે જાણીએ છીએ. છેક જુના અમલદારો આટલા બધા સ્વાર્થી નહોતા. આ એક જમાનામાં અજબ ફેરફાર થયો છે, અને અમલદારો બીનજવાબદાર થઇ ગયા છે.

### રચનાત્મક કાર્ય

આપણે બે દિવસ સુધી વિચાર કરીને કેટલાક ઠરાવો કરીશું, અને તે ઠરાવોનો સ્વીકાર થાય તેટલા માટે વખતે ડેપ્યુટેશન લઇ જઇશું અને લખાણો કરીશું. તેટલા ઉપરથી શું આપણું બધું કાર્ય ફળિભૂત થશે? અને એમ ધારો કે આપણા બધા ઠરાવોનો સ્વીકાર થયો તો પણ શું વડોદરા રાજ્યની પ્રજાનાં બધાં દુઃખો તેનાથી ટળી જવાનાં છે?

ભાઇઓ, જ્યાં સુધી આપણે પ્રજામંડળનું કાયમનું સતત કામ ઉપાડી લઇશું નહીં ત્યાં સુધી આપણાં દુઃખોનો નાશ થવાનો નથી. આપણા પ્રજામંડળને પુરેપુરૂં પગભર કરવાની જરૂર છે. આજે એવા ઘણા તાલુકાઓ છે કે જ્યાંની પ્રજા અમુક પ્રકારના જુલમોથી પીડાય છે. પણ તેમનામાં પોકાર કરવાની શક્તિ ખીલી નથી, તેમાં નીડર આગેવાનો નથી, તેમાં કોઇ તપાસ કરનારૂં નથી. આવા તાલુકામાં તેમની ખરી સાચી સ્થિતિનું ભાન કરાવવાનું અને તેમની બ્હીક ભાગવાનું કામ પ્રજામંડળે ઉપાડી લેવું પડશે. આપણા દરેકે દરેક તાલુકામાં વ્યવસ્થિત કચેરીવાળી સમિતિઓ સ્થપાઇ નથી. જો આવતા બાર મહિનામાં આપણે બીજું કાંઇ કરી શકીએ નહીં, તો એક ચીજતો જરૂર કરવી જ જોઇએ કે દરેક મહાલમાં આપણી કચેરી સ્થપાએલી હોવી જોઇએ. એ કચેરીમાં એવા પ્રજાસેવકો રાખવા જોઇએ કે જેમની હુંફને લીધે કોઇ પણ માણસને ગેરઇન્સાફ કે જુલમ થાય તો તેની વિગતવાર હકીકત ઓફીસમાં નોંધી શકાય. આપણે પ્રજાનો વિશ્વાસ મેળવવાનો છે. તેની સાથે સાથે આપણે એવી પ્રમાણિકતાથી અને સત્ય નિષ્ઠાથી કામ કરવું કે સરકાર પણ આપણું આત્મબળ સમજી જાય. આપણી હકીકત ખરી જ હોય એવી સરકારની ખાત્રી કરવી પડશે. જો સરકાર જાણીબુઝીને બેપરવા રહેશે તો તેની દરકાર આપણે કરવાની નથી, પણ આપણે ઈશ્વરને જવાબદાર છીએ એવી માન્યતાથી કામ કરવું પડશે.

દરેકે દરેક તાલુકામાં મંડળો સ્થપાય એટલે પ્રાંતિક મંડળો પણ સ્થપાશે અને તે મંડળોની

માર્ફત ઉપલા અમલદારો પાસેથી ન્યાય મેળવવાનાં પગલાં લઇ શકીશું.

આવાં મંડળોમાં એક લાગણીવાળો પગારદાર સ્વયંસેવક હોય એ ઇચ્છવા જેવું છે, અને તેને ફરવા માટે યોગ્ય સગવડ કરી આપવી જોઇએ. આપણા અમલદારો આપણા ખર્ચે ફર્યાં કરે છે અને તેમાં એવા પણ માણસો છે કે તેમના ફરવાથી પ્રજાને જરા પણ લાભ થતો નથી. મોટા અન્યાયની બાબત એવી છે કે કોઇ પણ સ્થળે ખેતીવાડી કે બીજું કાંઇ પ્રદર્શન કે મેળાવડો હોય છે તો ત્યાં નાનામોટા અમલદારો દોડી જાય છે. કેટલાક ઉપયોગી કામ કરે છે, બીજા કેટલાક રહેલ મારી આવે છે; પણ તેમાં હજાર રૂપિયા સ્હેજ ખર્ચાઇ જાય છે. આપણાં મંડળોની આર્થિક સ્થિતિ નબળી રહેશે, તે છતાં એટલું જરૂરનું છે કે પ્રાંતિક અથવા કારોબારી મંડળની સભામાં હાજર રહેવા માટે જે ખર્ચ થાય તે પ્રાંતિક અથવા મહાલ સમિતિ તરફથી મળવો જોઇએ.

જો મંડળોમાં છવ રેડવો હોય અને ખરૂં ઉપયોગી કામ કરવું હોય તો પોતાના મહાલના એક બે અગત્યના પ્રશ્નોની ચર્ચા શરૂ કરવી. જ્યાં સુધી આપણે પ્રજાની સેવા કરી બતાવીશું નહીં ત્યાં સુધી તેમને આપણા કામમાં વિશ્વાસ આવશે નહીં. જો આપણે તેમની અડચણો દૂર કરવાનો સાચો પ્રયત્ન કરીશું તો પ્રજા આપણને જોઇતી આર્થિક મદદ આપ્યા વિના નહીં રહે.

પાટણની સભા વખતે અમુક રચનાત્મક કાર્ય કરવાનો ઠરાવ પસાર થયો હતો. ઓફીસ અને કેટલાક સ્વયંસેવકોની મદદ વિના રચનાત્મક કાર્ય થઇ શકતું નથી. અમુક મહાલમાં કયું કાર્ય ઉપાડવું તેનો આધાર સ્થાનિક સ્થિતિ તથા સંજોગો ઉપર અવલંબી રહે છે. પેટલાદ તાલુકામાં થએલા કામની મને માહિતી છે. રચનાત્મક કાર્યના કેટલાક વિષયોમાં બહુ જ મુશ્કેલી નડે છે. દાખલા તરીકે એમ ધારો કે પ્રજા વર્ગ કોર્ટે ચડવાને બદલે લવાદથી ચુકાદો મેળવવાને તૈયાર હોય તે છતાં વખતે યોગ્ય માણસો લવાદમાં કામ કરવાને મળી શકે નહીં. હું ઘણો વિચાર કર્યા પછી નીચે લખેલો કાર્યક્રમ સુચવું છું:

(૧) દરેક ગામમાં સંપ કેળવવો અને પક્ષોનો નાશ કરવો;

(૨) અન્યાય જુલમની તપાસ કરી યોગ્ય ઉપાયો લેવા (વેઠના ત્રાસનો સમાવેશ કરવો);

(૩) લાંચનિષેધ;

(૪) દારૂનિષેધ;

(૫) ગ્રામોપયોગી સરકારી સંસ્થાઓ વિષેના જ્ઞાનનો પ્રચાર (ગામ પંચાયત, સહકારી મંડળી, ખેડુત મંડળ, તથા ગ્રામ્ય પ્રજાને લાગુ પડતા સામાન્ય નિયમોનો);

જો મહાલમાં વિશેષ ઉત્સાહ હોય તો

(૬) લવાદ;

(૭) અખાડા તથા રમતગમતોની વ્યવસ્થા; અને

(૮) ખાદીનો પ્રચાર અને પેદાશ.

નાણાંની સગવડ ખરૂં જોતાં દરેક તાલુકાએ અને પ્રાન્તે કરી લેવી જોઇએ. જે તાલુકો બહુ પછાત હોય તેને પ્રાન્ત તરફથી મદદ મળવી જોઇએ. પણ તે ઉપરાંત આજે તો એક મધ્યસ્થ ફંડની હું જરૂર જોઉં છું. ફંડનો ગેરઉપયોગ થવાની દહેશત મને ઘણી છે, તેથી હું મોટાં ફંડના વિરૂદ્ધ છું. આજે તો પાંચ હજાર રૂપિયા હોય તો તેમાંથી પાંચ પગારદાર સેવકો, તેમનો મુસાફરી તથા ઓફીસ ખર્ચ, ટપાલ અને છપામણી ખર્ચ નીકળી જાય.

હવે પ્રશ્ન રહ્યો સ્વયંસેવકોનો. પાટણની પરિષદ વખતે અમુક ભાઇઓએ અમુક તાલુકાઓમાં કામ કરવાનું માથે લીધું હતું. હું તેમનો હિસાબ લેવા બેઠો નથી. મેં નવસારી પ્રાન્તમાં કામ કરવાનું કહેલું તે છતાં મને જુદી દિશામાં ઘસડી જવામાં આવેલો. પ્રજામંડળના હેતુ તથા કાર્ય વિષે પ્રચાર કરવાનું કામ કોઈ દિવસ નહીં થયેલું એટલા પ્રમાણમાં છેલ્લા અગીઆર મહિનામાં થયું છે. એ આપણા ભાગ્યોદયનું શુભ ચિહ્ન છે. પણ આપણું કામ હવે વધારે વ્યવસ્થિત થવું જોઇએ. સોજીત્રા પરિષદ વખતે પેટલાદ તાલુકામાં આખા વર્ષ માટે કામ કરનારા ૪૦ સ્વયંસેવકો તૈયાર થઇ ગયા. પેટલાદની રૈયત કેળવાયેલી અને હુંશીયાર છે. તેમને આત્મભોગ આપતાં આવડે છે. જો તેમાંના કેટલાક ભાઇઓ પેટલાદ તાલુકાની બહાર કામ કરવાને તૈયાર થાય તો વડોદરા પ્રજામંડળનું નસીબ ફરી જાય પણ આજે હું માગણી કરવાનો નથી. જે ભાઇઓનાં હદય પીગળ્યાં હોય, જેમનો આત્મા જાગ્રત થયો હોય, જેમને દેશદાઝ અને પ્રજાદાઝ પ્રગટી હોય તે ભાઈઓ ખાનગી રીતે પોતાનાં નામ નોંધાવે એવી મારી ઇચ્છા છે. આપણી પ્રજા કમોતે નાની ઉમરે મરી જાય છે. આપણી પ્રજા રોગથી પીડાય છે. તમે એમ માની લો

કે એક વર્ષ માટે તમે માંદા પડયા છો, એમ માની લો કે તમારા કુટુંબને માટે તમે એક વર્ષને માટે જીવતા નથી. તમારા નિર્વાહને માટે જોઇતી સગવડ કરી શકાશે, તો પછી તમારા જીવનનું એક વર્ષ તમે શા માટે ન આપો ? તમે આસપાસ જુઓ કે આપણા બીજા ભાઇઓ કેટલો આત્મભોગ આપી રહ્યા છે ! મહાત્મા ગાંધીજી, દાસ બાબુ, પંડિત મોતીલાલજી, લાલા લજપતરાય, સ્વામી શ્રદ્ધાનંદ, મૌલાના મહમદઅલી અને શૌકતઅલીને જુઓ, હજારો અકાલીઓનો કલ્પી ન શકાય એવો ત્યાગ જુઓ. પણ જો તમારે બહુ દૂર ન જવું હોય તો વિચાર કરો આપણા બે પટેલ ભાઇઓનો, વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઈ, આપણા દરબાર ગોપાળદાસ દેસાઇ, ભરૂચના ચંદુભાઇ દેસાઇ, જુદા જ પ્રદેશમાં ઘુમી રહેલા મ્હારા પરમ મિત્રો ઇન્દુલાલ યાજ્ઞિક અને ઠક્કર બાપા. હું નામ ગણાવું છું તેથી ઘણા ઉત્તમ માણસોને અન્યાય થાય છે. જેમનાં નામ ગણાવતો નથી અને સામાન્ય રીતે જેમનાં નામ પેપરોમાં જણાતાં નથી તેમાં એવા સાધુચરિત આત્મત્યાગી મહાન પુરૂષો છે કે જેમના ચરણની રજ હું માથે ચઢાવીને પાવન થાઉં. મારા અમલદાર ભાઇઓમાંથી તમારા પ્રાન્તના સુબા દેશપાન્ડે, નાયબ સુબા મહમદઅલી અને રાવજીભાઇ ભાઇલાલ આજે કેવી સુંદર દેશસેવા બજાવી રહ્યા છે ! એક વખતના સરન્યાયાધીશ અબ્બાસ તૈયબજી સાહેબે ફકીરી ધારણ કરી છે અને આણંદમાં થાણું નાંખીને દેશ-સેવા કરી રહ્યા છે.

પણ ભાઇઓ, હજી તો આપણે કાંઇ આત્મભોગ આપ્યો નથી. આપણી કસોટી તો હવે ભવિષ્યમાં થશે. જેટલા પ્રમાણમાં આપણે સ્વાર્થત્યાગ કરી શકીશું તેટલા પ્રમાણમાં આપણી પોતાની અને પ્રજાની ઉન્નતિ થશે. પણ તમારામાંથી કેટલાકને એમ લાગતું હશે કે જ્યારે આસપાસના ૯૯૯ માણસો સ્વાર્થમાં મશગુલ છે ત્યારે મારે એક વ્યક્તિએ શા માટે ભોગ આપવો? પ્રભુનો સાક્ષાત્કાર દરેક માણસને એક જ વખતે થતો નથી, પણ જેનો આત્મા પહેલો ખીલે છે તે વ્હેલો સ્વાર્થરહિત થઇ જાય છે, તે પરમાર્થમાં જ સ્વાર્થ સમજતો થાય છે. જેમનો આત્મવિકાસ થયો હશે તે પશુજીવનમાંથી મુક્ત થશે. વૈભવમાં મ્હાલનારા લોકો માત્ર કૌટુંબિક જીવનમાં સંકડાઇ રહેનારા કરતાં ઉતરતી પંક્તિના છે અને ઉચ્ચ સાધુ જીવન તો થોડાને જ પ્રાપ્ત થઇ શકે છે. તેને માટે મહાન કષ્ટ વેઠવાં પડે છે. આત્મશુદ્ધિનો માર્ગ વિકટ છે. સંસાર અને સત્સંગ વિના આત્મોન્નતિ અશક્ય છે; પણ એક વખત દિવ્ય ચક્ષુ ઉઘડયાં પછી બીજાંઓને તે રસ્તે દોરવાની આકાંક્ષા ઉત્પન્ન થાય છે.

જે ભાઇઓ પોતાનો આખો વખત અગર થોડો વખત, પોતાના અજ્ઞાન કે પછાત, અન્યાયથી પીડાતા દુઃખી ભાઈઓને મદદ કરવાને તત્પર હોય તેમણે પ્રજામંડળ માર્ફત કામ કરવાનું કાર્ય ઉપાડી લેવું જોઇએ. એક વર્ષથી આપણે એક ઉદાર અને કોમળ હૃદયના ભાઇને આપણા કપ્તાન અથવા સરદાર તરીકે મેળવી શકયા છીએ. ભાઇ મટુભાઈ કાંટાવાળાએ પ્રજામંડળનું કામ વ્યવસ્થિત કરવામાં બહુ જ મદદ કરી છે, જનસેવા એ એમનો તથા એમના સંસ્કારી કુટુંબી જનોનો પ્રેરક-મંત્ર છે. હજી એક વર્ષ સુધી આપણે એમની સરદારી હેઠળ કામ કરવાનું છે. હું એક વર્ષ માટે પેટલાદ તાલુકામાં કામ કરવાને બંધાયો છું. જેવો હું એક સૈનિક છું તેવો દરેક તાલુકામાંથી એક જવાબદાર સૈનિક નીકળે તો આપણા સરદારના હાથમાં જોર આવે, પ્રજાનાં દુઃખ ભાગે, અન્યાય અટકી જાય, જુલમ અને આપખુદી ઓછાં થાય. બોલો, તમે શું જવાબ આપશો ? તમે ભાષણ કરવા આવ્યા હો તો ભલે કરી જાઓ, તમે સાંભળવા માટે જ આવ્યા હો તો તમને સાંભળવાનું મળશે, જો તમારે ઠરાવો ઘડવામાં હુંશીઆરી બતાવવી હોય તો વિષયનિયામક સભામાં પ્રસંગ મળશે; પણ જો તમારે સ્વમાન મેળવવું હોય તો તન મન ધનથી મદદ કરવી પડશે. એક વર્ષ માટે સેવા કરવાને બેસી જાઓ, અથવા એક પગારદાર માણસને રાખવાની વ્યવસ્થા કરો. પગારદાર એટલે ભાડુતી નહીં પણ જે માણસ ખરી લાગણીથી કામ કરવા ઇચ્છતો હોય પણ જેને નિર્વાહ પુરતું સાધન ન હોય તેવાને તૈયાર કરો. આપણા ઠરાવો કચરાપટ્ટીમાં ન જાય તેને માટે શું કરશો ? પ્રજાની સંમતિ સિવાય કોઇ પણ સરકાર રાજ કરી શકે નહીં. પ્રજામતને માન આપ્યા વિના છુટકો નથી, પણ તે પ્રજામાં સંપ હોવો જોઇએ, અને સંઘબળ હોવું જોઇએ. તે પ્રજા ન્યાય તથા સત્યને ખાતર લડવાને તૈયાર હોવી જોઇએ, તે લડતમાં આત્મ-ભોગ આપવાની તૈયારી હોવી જોઇએ. જો આપણી માગણીનો અસ્વીકાર થાય તો આપણે ગામડે ગામડે

રખડીને પ્રજા પાસે માગણી કરાવીશું, હજારો અગર લાખ માણસોની સહીઓ લઇશું, અમલદાર વર્ગને સમજાવવાનો સચોટ પ્રયત્ન કરીશું, અને શ્રી મહારાજા સાહેબને વારંવાર અરજી કરીશું. જો આપણે થાકીશું નહિ તો આપણી પ્રજાનું સંગઠન ખુબ મજબુત થઇ જશે. સંપીલી પ્રજાની સત્ય માગણી કબુલ કર્યે જ છૂટકો થાય.

## ઉપસંહાર

આપણા પ્રજામંડળનો ઉદ્દેશ નીચે પ્રમાણે છે:

"શ્રીમંત મહારાજા સાહેબની પ્રજાકલ્યાણની ઉચ્ચ લાગણીના મશાને સ્થપાયેલી આ રાજ્યની પંચાયતો, સુધરાઇઓ, ધારાસભા, પંચાયત પરિષદ, સલાહકાર મંડળ વિગેરે પ્રજાકીય સંસ્થાઓ લોકોને સ્થાનિક સ્વરાજ્યનું કિંમતી શિક્ષણ આપવામાં મદદરૂપ થઈ પડી છે. એ સંસ્થાઓને દિનપ્રતિદિન વધારે ને વધારે હક્કો આપી રાજ્યકારભારમા એ સંસ્થાઓની પ્રત્યક્ષ મદદ લેવાનો શ્રીમંત મહારાજા સાહેબનો અભિનંદનીય હેતુ બર આવે તે માટે આ રાજ્યની પ્રજાને કેળવવાનો, પ્રજાને નડતી અડચણો તથા આ રાજ્યની પ્રજામાં તથા અમલદાર વર્ગમાં ગેરસમજુતીઓ રાજ્યના અમલદારો સાથે સહકાર્યથી દૂર કરવાનો અને ઉપર બતાવેલી પ્રજાકીય સંસ્થાઓના પ્રશ્નો ઉપરાંત આ રાજ્યની પ્રજાને હરકત કરતી બાબતો ઉપર વાટાઘાટ કરી તે હરકતો દૂર કરવા તથા પ્રજાહિતના કાર્ય માટે ઘટતા અને કાયદેસર ઇલાજો લઇ સદર સંસ્થાઓને વધારે ને વધારે મજબુત બનાવી પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવાનો ઉદ્દેશ છે."

ભાઈઓ, આ ઉચ્ચ ઉદ્દેશને પાર પાડવા માટે આપણે ભેગા થઇએ છીએ. માત્ર ઠરાવો પસાર કરીને આપણું બહુ વળવાનું નથી. જ્યારે આપણે ગામડે ગામડે જાગૃતિ આણીશું, તાલુકે તાલુકે આપણી સંસ્થાઓમાં વ્યવસ્થિત કામ થશે, પ્રાંતે પ્રાંતે પ્રજાહિતને માટે ચિંતન કરનારા તથા સેવા કરનારા ભાઇઓ એકઠા થશે ત્યારે પ્રજામંડળનું અસ્તિત્વ સાર્થક થશે.

આપણા રાજ્યમાં બહુ જ અગત્યની જરૂરીઆતો છે, તેનું મેં વિવેચન કર્યું નથી. આપણી સરકાર ખોટા ડોળદમામમાં પૈસા બગાડે છે. જ્યાં જોઇએ ત્યાં મોટાં મોટાં મકાનો પ્રજ્વારે પૈસા વેડરી નાંખવામાં આવે છે. આજે સેંકડો ગામોમાં પીવાના પાણીનું સાધન નથી. ખરાબ પાણી પીવાને લીધે પ્રજાનાં શરીર પીળાં પડી જઈ બીલકુલ નિર્માલ્ય થઈ જાય છે. આપણે ત્યાં પુરતા પ્રમાણમાં રસ્તાઓ નથી. હજી ગામડાંઓમાં ઔષધ ભેળવવાની સગવડ નથી. નવસારી પ્રાંતમાં કેટલાક ભાગમાં ચોમાસામાં ગાડી ગાડાં ચાલી શકતાં નથી. ત્યાં મેં જાતે અનુભવ્યું છે કે દુઃખે પીડાતો માણસ કલાક સુધી દાકતરની રાહ જોઇને પોકાર કરતો મરણ પામ્યો છે. આપણા સ્ત્રીવર્ગમાં આંખનાં દર્દ ( ખીલ વિગેરેનાં ) બહુ જ થાય છે. આપણાં વૈદ્યકીય ખાતામાં મેં તપાસ કરવા માટે લખેલું પણ તેમના લક્ષમાં આવી બાબત શી રીતે આવે ? આપણે ત્યાં મફત અને ફરજીઆત કેળવણીની દશા શી થઈ છે તે આપ સૌ જાણો છો. આપણી સરકારે અમૃતનું ઝેર કરી નાંખ્યું છે. તે જ પ્રમાણે બાળલગ્નપ્રતિબંધના કાયદાનું છે આપણી પ્રજાના સંરક્ષણને માટે પ્રજાને તાલીમ આપવી જોઇએ તે અપાતી નથી. સંરક્ષણ પ્રજાએ પોતે કરી લેવું જોઇએ; પણ તેને માટે ક્યાં છે અખાડા કે લશ્કરી તાલીમ ?

આપણી આર્યભાવના પ્રમાણે રાજાનો ધર્મ શો છે ? "રાજા રાજ્યનો સેવક છે એ ભાવના પશ્ચિમથી આવેલી નથી પણ શુદ્ધ આર્યભાવના છે. પ્રાચીન હિન્દમાં રાજા અનિયંત્રિત ને નિરંકુશ નહોતો, એ અમર્યાદિત સત્તા નહોતો ભોગવતો. સર્વથી શ્રેષ્ટ પદવીએ છતાં એ પ્રજાનો સેવક જ ગણાતો." (બેનરજીઃ પ્રાચીન હિન્દમાં રાજ્યતંત્ર.) "રાજામાં જો દૈવી અંશ હોય તો એ અંશને યોગ્ય થવા એણે સતત પ્રયાસ કરવો જોઇએ. પ્રજામાં જો નૈતિક બળ હોય તો રાજાને કુમાર્ગે જતાં એણે અટકાવવો જોઇએ. પ્રજાના ભયથી રામચંદ્રે જો સીતા જેવી પવિત્ર સતીનો ત્યાગ કર્યો, તો પ્રજામાં સામર્થ્ય હોય તો તે રાજાને લોકને ઉપકારક એવી પ્રવૃત્તિમાં શા સારૂ પરોવી રાખી ન શકે ?"

( ઘોસલઃ હિંદી રાજ્યનીતિ.)

ભાઇઓ, આજની સભાને હું મહા યજ્ઞ ગણું છું. એ યજ્ઞમાં ભાગ લેવા માટે જુદા જુદા ભાગમાંથી સર્વે મહાન પુરુષો આવ્યા છે. એ મહાન પુરુષો પાસેથી આપણે ઉપદેશ મેળવી લઇશું. આપણામાં જેટલો કુસંપ અને આળસ હશે તેને અગ્નિમાં બાળી મુકીશું. આજે આપણે સેવામાર્ગે ચઢી જવાનો દૃઢ સંકલ્પ કરવાનો છે. આપણે પ્રજાસેવા ઉઠાવવાની પ્રતિજ્ઞા લેવી પડશે. આપણે કાંઇ તમાશાને માટે એકઠા થયા નથી. દરેક પ્રતિનિધિ ભાઇએ નક્કી કરવાનું છે કે પોતે કેટલો

આત્મભોગ આપશે ?—વખતનો ભોગ અગર પૈસાનો ભોગ. ભાષણો વિચારના પ્રચારને માટે ઉપયોગી છે, પણ વિચારની સાથે આચાર હોય તો જ તે વિચારની સફળતાં થાય. આચારને માટે મહેનત ઉઠાવવાની છે. ઇશ્વર તમને પ્રજાકીય સેવા કરવાનું બળ આપે એવી હું પ્રાર્થના કરું છું.

મહાત્મા ગાંધીજીના સતત ઉપદેશનું રહસ્ય એક ભાઇએ ભગવદ્‌ગીતાના શબ્દોમાં આલેખ્યું છે, તે બધા હિંદીઓને તેમજ આખા જનસમાજને લાગુ પડે છેઃ

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय तस्माद्युध्यस्व भारत ॥

હે ભારત ! સાધુ ( સાદા, ભોળા માણસો ) ના સંરક્ષણ અર્થે તેમજ દુષ્ટના નાશ અર્થે, તથા સદ્ધર્મની સ્થાપના અર્થે તું યુદ્ધ કર!

સુમન્ત મહેતા

# સરકારી નોકરીની સફળતાનો ભેદ

શું કહ્યું ? 'હું કેમ પેનશન ન લેતાં નોકરીનાં વરસો માગ્યા કરું છું'? 'અને મને કેમ વરસો મળે છે'? કેમ તમારું પ્રમોશન રોકાય છે ?' ના, ના, સહેજ જાણવા પૂછો છો' એમ ?

જોતા નથી મારા જેવો નિમકહલાલ અને નિયમિત સરકારી નોકર કોઇ નથી ! તમે હમેશાં મોડા આવનારા ક્યાંથી જાણો કે ઑફિસમાં હમાલથી પણ વહેલો આવું છું ? આટલા વરસની સરકારી નોકરીમાં કદી કેઝ્યુઅલ કે હકની રજા પણ લીધી નથી ! જોતા નથી આખો દિવસ લખલખ કરીને મોં પણ વાંકું થઈ ગયું છે ! તમે બધા ચ્હા બીડી પીવા વગેરેનાં બહાનાં કાઢી કામ પડતું મૂકો છો, વખત કાઢવા માટે વાનો કરો છો! અને વાતો કરવા માટે મિત્રો કરો છો અને મિત્રો ભેગા થઇ ઠઠ્ઠા મશ્કરી કરો છો પણ એક લોટે જવું પડે તે સિવાય મને કદી કામ વિનાનો જોયો છે ? કામ થઇ રહે છે ત્યારે સાહેબની પાસે જઇ બીજું કામ માગું છું. અને છેવટે કોઇ ન મળે તો સાહેબને પોતાને માટે નકલો કરી આપું છું ! તેમના ખાનગી કાગળો લખી આપું છું પણ ઘડી પણ લખ્યાં વિના બેસતો નથી. અસહકારની ભરતીમાં તમે બધા ફાઇલોમાં નવજીવન સંતાડી વાંચતા હતા પણ મેં કદી લખતાં લખતાં માથું પણ ઊંચું કર્યું છે ? પછી શું સરકાર એટલી પણ કદર ન કરે ?

વળી શું પૂછ્યું ? ' એટલી એકનિષ્ઠા કામમાં શી રીતે આવી ' એમ ? તમારે જાણવું છે ? એટલી ધીરજ છે ? ભલે સાંભળો.

પાંતરીસ વરસની વયે હું વિધુર થયો. તે વખતે મારા કુટુંબમાં મારી ઘરડી મા અને બાળક છોકરું બે જ હતાં.

નાતજાતમાં હું સારો આબરૂદાર પ્રતિષ્ઠાવાળો છું, તે વખતે તો હતો. અનેક માણસો મારા ઘવાયલા હૃદયને મલમ લગાડવા આવ્યા. આપણા 'સૃજનજૂના' સંસારમાં દિલાસાના આચાર વિચાર વગેરે સર્વ રૂઢિસિદ્ધ છે. " અરરર આઠ દિવસમાં તો શરીર કેવું થઇ ગયું !" " તમે હવે ચિંતા કરવી છોડી દો. તમારી નાતમાં કન્યાની છત કેવી ?" " તમે ગભરાશો નહિ, કાલે સવારે છોકરુંને નવી મા આવશે અને ઘરનું કામ ઉપાડી લેશે !" વગેરે અનેક પ્રકારનાં સાંત્વનો આપવા માડયાં.

શું કહ્યું ? વચમાં કેમ બોલ્યા ? ' તે આ વાતને મારી ઑફિસની સફળતા સાથે શો સંબંધ છે ? ' એમ ? તમે નવા જમાનાના છો, કપડાં, વાળ, જોડા, મૂછો બધું નવી ફેશન પ્રમાણે રાખો છો અને એટલી ખબર નથી કે દરેક માણસની કારકીર્દીની સફળતા તેની પત્ની ઉપર આધાર રાખે છે ? હું પણ એ જ બતાવવા માગું છું કે મારી સફળતા મારી સ્ત્રીને આભારી છે. બસ હવે વચમાં ના બોલશો.

હું શું કહેતો હતો ? હાં ! તમને એમ લાગતું હશે કે મેં તરત જ પરણવાની હા પાડી દીધી હશે. ના હું નવા શિષ્ટાચારોને પાળનારો માણસ હતો. તમારા મ્હોં પર અવિશ્વાસની છાયા હું દેખું છે. હું કદી નવા જમાનાનો હોઉં એ તમને સાચું લાગતું નથી. પણ હું પણ ગ્રેજ્યુએટ થયો છું. હું ગ્રેજ્યુએટ થયો ત્યારે મને તમારા કરતાં ઘણો વધારે ઉત્સાહ હતો. હર્બર્ટ સ્પેન્સર અને ગોવર્ધનરામ જેવા મહાન ગ્રંથકર્તાઓ મેં વાંચેલા હતા. અને પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સામ્ય શું અસામ્ય શું તે જોઇ બન્નેનું એકીકરણ કરવાના અને

અભિલાષો હતા. આપણે ત્યાં લગ્ન બાબતમાં પશ્ચિમથી ઉલટો શિષ્ટાચાર આ જમાનામાં પ્રચલિત છે એમ હું બરાબર જાણતો હતો. પશ્ચિમમાં સ્ત્રી પરણવાની ના પાડે છે અને પુરુષ હા પાડતો હોય—અહીં પુરુષ ના પાડે છે અને સ્ત્રીને હા ના કરવાનો અવકાશ જ હોતો નથી. મેં પણ પરણવાની ના જ પાડી. આપણે સુશિક્ષિત લોકો જૂના માણસો જેવા હૃદયહીન હોતા નથી કે સ્ત્રી ગુજરી ગયા પછી એટલી ઉતાવળથી પ્રસિદ્ધ રીતે પરણવાની હા કહીએ.

મને દિલાસો દેનારા રૂઢિબદ્ધ હતા પણ તેમનામાં બુદ્ધિ નહોતી એમ નહિ. તેમણે સામો પ્રશ્ન કર્યો' પણ કેમ નથી પરણવું?' મારો નકાર ખરા હૃદયનો હતો માટે જ મેં દલીલ કરી "મારે તો કુશળ છોકરો છે ફરી શું પરણવાનું કામ છે?" પણ સત્યની ખાતર મારે સ્વીકારવું જોઇએ કે આ દલીલ ઊડી ગઈ. "એ છોકરાને સાચવવા માટે જ બૈરીની જરૂર તો, તમે તો ગમે તેમ ચલાવી લો પણ બિચારૂં છોકરૂં મા વિના હિજરાઈ મરે." મેં દલીલ બદલાવી કહ્યું: "હવે હું ૩૫ વરસનો થયો મારાથી ફરી પરણાય નહિ." પણ સામાનો બાપ ૪૫ વરસે પરણ્યો હતો તે પછી તેને સાત દીકરા થયા હતા અને તેની મા ભાગ્યશાળી હતી તો ચુંદડી ઓઢીને ગઇ હતી. બીજા એકનો મામો પંચાસ વરસે પરણેલો અને એકનો કુવો સાઠ વરસે પરણેલો અને બધા સુખી થયાના દાખલા થોકબંધ મારી પાસે રજુ થયા. બધાએ કહ્યું "એ તો સૌ સારાં વાનાં થશે." કોણ કહે છે હિન્દુઓ આશાવાદી નથી? પણ છેવટે એ માણસ આગળ મારી હઠ છુટી ગઇ. "એક કહે તમે તે મોટા શેના કહેવાઓ? એ તો કુળવાન એટલે નાનપણથી પરણ્યા અને છોકરાં થયાં. નહિ તો પરણવાની ઉમ્મર તો હવે જ તમારી થઇ કહેવાય. અમને તો આવડી ઉમ્મરે હજી કુંવારા હોય છે." બીજાએ કહ્યું "તમને તમારી માની પણ દયા નથી આવતી? બૈરાંની સેવા તો બૈરાં જ કરી શકે તમે શું કરવાના હતા?" હવે પશ્ચિમ અને પૂર્વ બન્ને આદર્શોથી મારે પરણવાનું સિદ્ધ થયું. કેમ, મોટી ..રે પરણવું એ પશ્ચિમનો આદર્શ નહિ? અને માતપિતાની ખાતર પરણવું, પરમાર્થની ખાતર પરણવું એ આપણો પૂર્વનો આદર્શ નહિ? કેમ તમે ન સમજ્યા? સરસ્વતીચંદ્ર માતપિતાની ખાતર જ પરણવા તૈયાર થયો હતો ના! એ આપણો પૂર્વનો આદર્શ. તમને મશ્કરી લાગે છે એમ? ભાઇ તમે હિંદુ લગ્નનું રહસ્ય જાણતા જ નથી. હિંદુઓના પહેલા લગ્નને માટે કશા કારણની જરૂર હોતી નથી અને બીજા લગ્ન માટે હરેક હકીકત કારણ બને છે.

હજી ઘણી મુશ્કેલીઓ હતી, બહારની તેમજ મારા અંતઃકરણની. પણ મારા જીવનનો મુખ્ય નિયમ એ છે કે એકવાર મુખ્ય સિદ્ધાન્ત નક્કી થઇ જાય પછી વિગતોમાં ઘણી છૂટ મૂકવી, તેમાં આગ્રહ ન રાખવો. એ મુજબ જો કે મારા અંતઃકરણનું દર્દ હજી શાન્ત થયું નહોતું છતાં, મારી ગત સ્ત્રીના મરણને તેરમાને દિવસે જ, કન્યાની ઉમ્મર મારી ઉમ્મરના અર્ધથી ન્હાની હતી છતાં, અમારી નાતના પ્રસિદ્ધ શાસ્ત્રી પૂરણરામની પુત્રી સાથે વિવાહ કરવાની મારે સંમતિ આપવી પડી. એ કન્યાની શોધ મને દિલાસો દેનારાઓએ જ કરેલી અને તેમની પાસેથી જ મે સાંભળ્યું હતું કે શાસ્ત્રીએ તેને એક આદર્શ હિંદુ ધર્મપત્ની બનાવવાને ઘણી કેળવણી આપેલી હતી. તેને ડાહ્યાભાઈ ધોળસાજીનાં સતીત્વ સંબંધી ગીતો મોઢે આવડતાં, તે હમેશાં સત્યવાન સાવિત્રીના ચરિત્રનો પાઠ કરીને જ ખાતી અને સતીમંડળના બન્ને ભાગો બરાબર વાંચી ગઇ હતી. અને સતીધર્મ સમજતી હતી.

મારૂં લગ્ન થઇ ગયું. શું કહ્યું? 'મારી પત્નીનું નામ શું'? એ પ્રશ્ન તમે વળી ક્યાં પૂછ્યો! હું કહું છું તમે વચમાં બોલ્યા જ શા માટે? એ પ્રશ્નથી મારી કર્મકથાનો ભયંકર પ્રસંગ બન્યો હતો. કેમ તમને એમ લાગે છે કે હું જૂના મતનો છું અને નામ દેતાં શરમાઉં છું. ના તેમ નથી. લ્યોને એ જ કહું એટલે તમને ખાતરી થશે.

પરણ્યાને એકેક માસ થયા હશે. મારે ઘેર એક મારો જૂનો મિત્ર આવ્યો. મને અભિનન્દન આપ્યું. અમે જમતા હતા. મારી સ્ત્રી તેને આવડે તેવું રાંધતી હતી. મારા મિત્રે આ જ પ્રશ્ન કર્યો. મેં કહ્યું 'કમળા.' પણ તે કહેતાં તો વજ્રપાત થયો હોય તેમ કમળાને મૂર્છા આવી. તેનું માથું ચૂલામાં પડ્યું. મોઢું દાઝી ગયું અને મેં તેને ઉપાડી ખાટલામાં સૂવાડી મારા મિત્રને દાક્તરને ત્યાં મોકલ્યો.

વળી શું પૂછ્યું? 'મૂર્છા શાથી આવી' એમ? કેમ તમે સમજ્યા નહિ કે તે સતી હતી. હા પણ એ હજી

મેં નથી કહ્યું. તમે વચમાં નામ પૂછીને બગાડયું. મને પહેલેથી કહેવા દીધું હોત તો તમે તમારી મેળે સમજત કે મૂર્છા શાથી આવી?

ધનતેરશને દિવસે તે સવારમાં આણે આવી. આવીને હું બેઠો હતો તે ઓરડીમાં મને બન્ને હાથ જોડી બહુ જ ભક્તિપૂર્વક પગે લાગી. મેં એમ માન્યું કે દિવાળીના તહેવારો છે તેથી કે પછી આ પહેલો મેળાપ છે તેથી કોઇ સનાતની શિષ્ટાચાર પ્રમાણે વંદન કરતી હશે.

રાત્રે સૂતી વખતે પાછી તે આવી અને કહ્યું "સ્વામીનાથ!" હું પ્રથમ તો ચમકયો. પછી તરત મને અતિશય જુગુપ્સા, ધિક્કાર, ઘૃણા જેવું થયું. મને સમજાયું નહિ કે હું કોના ઉપર શા માટે તિરસ્કાર કરૂં છું? શું 'સ્વામીનાથ' શબ્દ સંસ્કૃત વાઙ્મયમાં વપરાતો નથી તેથી એમ થયું હશે? પણ તેથી પણ વધારે ખોટા શબ્દો કદી નહિ સાંભળેલા સાંભળું છું અને આવું તો કદી થયું નથી!

શું કહ્યું? 'તમે તો ઘણીએ વાર એ શબ્દ સાંભળ્યો છે છતાં તમને કાંઇ નથી થયું' એમ? વારૂ કયાં સાંભળ્યો છે? 'નાટકમાં'? નાટકમાં તો મેં પણ સાંભળ્યો છે. પણ એવું ઘણું છે જે નાટકમાં સારૂં દેખાતું હશે પણ તે ખરા અનુભવરૂપે તો માથું ફેરવી નાખે છે. નાટકમાં જે જે સ્ત્રીઓના નાચ અને હાવભાવ ઉપર તમે એટલા આફ્રીન થાઓ છો તે સ્ત્રીઓ તમારી પાસ આવે તો તમે જરૂર નાસો. એવી સ્ત્રીઓ પાસે પુરુષ તરીકે એક માત્ર ઊભા રહેવા ખાતર જ હું પુરુષપાત્રોને ગમે તેટલું આપું. તમે કલા સંબંધી ગમે તેવી ચર્ચા કરતા હો પણ હું તો ચોક્કસ એમ માનું છું કે કલામાં જે સુંદર દેખાય છે તે વ્યવહારમાં, આ સાચી દુનિયામાં ભયંકરમાં ભયંકર છે. ડુંગરા પેઠે કલા પણ દૂરથી રળિયામણી છે.

પણ અત્યારે તમારી સાથે આટલી ચર્ચા કરી તેટલો વખત મારે તે વખતે નહોતો. પહેલા શબ્દનો હું જરા વિચાર કરૂં એટલામાં વાકય આવ્યું "સ્વામીનાથ, દાસીને કેમ કાંઇ આજ્ઞા કરતા નથી?" અભ્યાસ દરમ્યાન સ્ત્રીસ્વાતંત્ર્યના પક્ષમાં હું કદી બોલેલો ખરો પણ દુનિયાંના સર્વ પુરૂષો પેઠે, પુરૂષના સ્વાભાવિક ઉપરીપણા વશે મારા મનમાં શંકાને અવકાશ કદી હતો નહિ. પણ સ્ત્રીના મુખથી સાંભળેલી આ તાબેદારીથી તો હું અવાક થઈ ગયો. મને સમજાયું જ નહિ કે સ્ત્રી ઉપર મારૂં શું ઉપરીપણું હશે? પણ તે આગ્રહી હતી. તેણે ફરી ગદ્‌ગદ્ કંઠે કહ્યું "પ્રાણનાથ, દાસીને આજ્ઞા કરશો તે કરવા તત્પર છે." પણ મારૂં મન કોઇ અપૂર્વદૃષ્ટ ભૂતથી બ્હીને નાસે તેમ આના પ્રશ્ને પ્રશ્ને તેનાથી દૂર નાસતું હતું. કોઇ અદ્‌ભુત રીતે મારા પોતાનાથી પણ દૂર નાસતું હતું અને શું જોઇએ છીએ તે પણ હું નક્કી કરી શકતો નહોતો. અને હવે તરત નક્કી કરવાની જરૂર હતી કારણ કે ગદ્‌ગદ્ કંઠથી હવે ડુસકાં સુધી વાત આવી હતી. મૂંઝવણ અને આશ્ચર્યથી છૂટી થઇ શકે તેટલી બુદ્ધિનો ઉપયોગ કરી મેં કહ્યું "કાલે ઓફિસે જાઉં તે પહેલાં કોટને બરાબર બ્રશ કરજે." તેણે કહ્યું "આપનો ઉપકાર, પણ હું તો આપના અંગની સેવા કરવાની અભિલાષા રાખું છું." મારી મૂંઝવણ વધતી ગઈ. તેણે પૂછયું "આપના પગ તળાંસુ, આપનું માથું ચાંપુ, આપને વાયુ ઢોળું?" ઉંઘમાં ઓથારથી મન ચંપાતું હોય તેમ મારૂં મન મૂંઝવણથી ચંપાવા લાગ્યું. મારા શરીરને અત્યારે શું જોઇતું હશે તે ગમે તેટલી તપાસ કર્યા છતાં મન શોધી શકતું નહોતું. હવે મોડું થઇ શકે તેમ નહોતું. આંસુ પડવા માંડયાં હતાં. ઓથારમાં ચમકી જવાએ તેમ ચમકીને મેં જવાબ આપ્યો "પગ દાબ." પગ દબાવા લાગ્યા પણ કોઇ અજ્ઞાત વ્યાપારથી પગ પણ તેના સ્પર્શથી સંકોચાતા હતા, ખેંચાતા હતા અને પગ લઇ લેવા જેટલી હિંમત નહોતી, એટલે. માત્ર જ્ઞાનતંતુઓ ખેંચાતા હતા.

સતીના મનને સંતોષ થયો હશે એમ લાગ્યું ત્યારે મેં સઇ જવા કહ્યું. તે તો અપ્રતિમ કૃતકૃત્યતાના સંતોષથી ઊંઘી ગઇ પણ મને રાત આખી આનાં વિચારમાં ઊંઘ ન આવી. ખરૂં કહું તો વિચાર પણ નહોતો આવતો, માત્ર મૂંઝવણ હતી. સવાર પડવા આવતાં જ થાકીને મન ઊંઘી ગયું પણ હજી ઊંઘથી મનને શાંતિ મળે તે પહેલાં મારા પગને કંઇક વિલક્ષણ સ્પર્શ થવાથી હું જાગી ઊઠયો. જોઉં તો મારા પગને ઉઘાડા કરી મારી પત્ની પગને માથું અડાડી પડી હતી. હવે મને માત્ર મૂંઝવણ નહોતી; ભય થતો હતો. અનંત સવારો મારી નજર આગળ એક સાથે ખડી થઇ ગઇ અને તે દરેક સવારે મારા પર આ ઓપરેશન થવાનું એ વિચારથી હું કંપવા લાગ્યો. અનંતતા કલામાં તમને કદાચ સુંદર લાગતી

હશે પણ મને તો તેનો પ્રથમ અનુભવ અતિશય ભયંકર થયો.

પણ ભયનું સ્વરૂપ જાણતાં માણસની મૂંઝવણ ટળે છે અને તેની સામે થવા તે પ્રયત્ન કરે છે. દિવસ આખો મેં વિચાર કર્યા કર્યો. ખરી રીતે વિચારમાં પ્રગતિ થતી નહોતી પણ એનું એ ભયંકર દશ્ય નજરે આવતું હતું. છેવટે મેં નિશ્ચય કર્યો કે એક જ વાર હૃદય મજબૂત કરીને આ બંધ કરવું. તે રાત્રે મેં અંગની સેવા કરવાની અને સવારે પગે લાગવાની ચોખ્ખા શબ્દોમાં ના કહી. મને લાગ્યું કે મારી યુક્તિ સફળ થઇ છે કારણ કે તેણે હુસકાં ન ભર્યાં, તે રોઇ નહિ, તેમ સવારે મને પગે પણ લાગ્યા વિના ચાલી ગઈ. પણ એ યુક્તિ સફળ થઇ નહોતી. ત્રીજે દિવસે મને માજીએ કહ્યું કે બે દિવસથી વહુએ ખાધું નથી અને કામ કર્યા કરે છે. હું તરત જ સમજી ગયો. તે રાત્રે મેં મારી પત્નીને કહ્યું "સતી ! હું તારા સતીત્વથી પ્રસન્ન છું. તું આજે મને ખુશીથી વાયુ ઢોળ." મેં સવારે નમન કરવાની પણ રજા આપી. પાછું કામ સરેડે ચાલ્યું.

મને લાગ્યું કે હવે કાંઇ બીજી યુક્તિ શોધવી જોઇએ. બે ત્રણ દિવસો માત્ર તેના જ વિચારો કર્યા. છેવટે યુક્તિ સૂઝી. તે રાત્રે હું ઘણા જ અભ્યાસમાં બેઠો હોઉં એવી રીતે ચોપડી લઇ પલોંઠી વાળી વાંચવા માંડયું. સતી આવી પણ મેં તેના સામું ન જોયું. તેણે આવી નિત્યનિયમ મુજબ સેવા માગી. મેં કહ્યું "સતી મારે મારી માતુશ્રીની સેવા કરવી જોઇએ પણ વાંચવાનું ઘણું કામ હોવાથી મારાથી તે બનતું નથી અને હું પાપમાં પડું છું. તું ચોવીસે કલાક તેમની સેવા કરે તો હું પાપમાંથી મુક્ત થાઉં. રાત્રે પણ તેમને કાંઈ જરૂર પડે માટે તું ત્યાં જ સઇ રહેજે. નહિ તો મારે એ બધું કરવું જોઈએ." અને આ વાક્ય મેં ઘણા જ ભક્તિભાવથી કહ્યું અને સતીએ તે માન્યું. તે તરત જ ગઇ. માતાજીને પણ પગ ચંપાવવાનો શોખ હતો તે પૂરો થયો અને હું ત્રાસમાંથી મુક્ત થયો.

આ યોજનામાં ખરેખર કોઇ અદ્ભુત ન્યાય હતો. હું મારે માટે પરણ્યો નહોતો, માતુશ્રી માટે પરણ્યો હતો. મેં ધર્મનું રક્ષણ કર્યું હતું. તો ધર્મ મારું આ વિપત્તિમાં રક્ષણ કરે જ !

પણ હું જેમ માતૃધર્મ ખાતર પરણ્યો હતો તેમ સ્ત્રી પણ પોતાની ખાતર નહિ, મારી ખાતર નહિ પણ સતીત્વધર્મની ખાતર પરણી હતી. અને તે પોતાનો ધર્મ છોડે તેમ નહોતી. સવારે આવીને તેણે મને પાછું શિરસા વંદન કર્યું. હવે આનું શું કરવું તેનો હું વિચાર કરવા લાગ્યો. દરમિયાન મને સમજાતું ગયું કે અંગ્રેજી અમલ જેમ હિંદુસ્તાનને દરેક દિશાથી બાંધી લે છે તેમ સતી પણ મારા જીવનને ચારે બાજુથી બાંધી લેતી હતી. મને સમજાયું કે સતી મારા ભાણામાં જમતી હતી અને જાણી જોઇને મને જોઇએ તેથી વધારે પીરસીને મારું ઉચ્છિષ્ટ ખાતી હતી અને એક દિવસ નાતના જમણમાં મારી પત્રાળી નહિ મળવાથી ભૂખી પાછી આવી હતી. બીજી બાજુથી મારું ઘર ઘણાં પાડોશીઓને આકર્ષણનું કારણ થઈ પડયું હતું. સતી દિવસ આખો સતીત્વનાં ગીતો ગાતી, આસપાસની સ્ત્રીઓને તેમના પુરુષો 'મારી સ્ત્રીનાં વખાણ કરી સતી ધર્મ શીખવા અને ઉચ્ચતર સંસ્કાર પામવા મારે ત્યાં બપોરે મોકલતા અને તેમને સતી-મંડળ સાવિત્રીચરિત્ર વગેરે આખ્યાનો સતી સંભળાવતી. આ પૂજામાંથી નાસી જવા ઘર છોડી દૂર કોઇને ઘેર બેસતો તો ત્યાં પણ,

ઊગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાર,

સંભળાતું. જે ગીત તમે હજી પણ કોણ જાણે સ્ત્રી-ભાવથી કે પુરુષભાવથી કે બન્નેના મિશ્રભાવથી એકતાન થઈ ગાઓ છો તેનો છેલ્લો પ્રાસ, ઝેરાં ફૂટતી વખતે સ્વર લંબાવીને 'હાય હાય' કરતાં હોય એવો મને ભાસતો. અહીં પણ મને સુખ નહોતું તેમાં વળી પાડોશના પુરુષો મારા સાંભળતાં અને કોઇ કોઇ વાર તો મને સંબોધીને મારી ધન્યતાનું વિવેચન કરતા. જે વસ્તુની તમને ઊંડી જુગુપ્સા હોય તે જ વસ્તુને માટે કોઇ તમને અભિનન્દન આપે અને તે વસ્તુ કેવી રીતે તમને અપખે પડી છે તે તમે બીજાને સમજાવી પણ ન શકો, તેથી વધારે વસમી અવસ્થા બીજી કોઇ હોઈ શકે !

હજી મારે ઉપઃપાદવંદન ચાલતું જ હતું. મને તેનો રસ્તો જડતો નહોતો. ક્યાંક હું તેને ટેવાઇ જઇશ એવી મને બ્હીક લાગતી હતી એટલામાં વધારે આઘાતમારૂ બનાવ બન્યો. અમારી પહેલી લગ્નતિથિ—માસિક, આવી. તે દિવસે સતી હમેશ કરતાં વહેલી ઊઠી હતી એમ મેં પાદવંદન વિધિથી જાણ્યું હતું. મારે હમેશને વખતે ઊઠી હું બહાર જઈ પાછો આવ્યો અને જોઉં તો ઘરમાં કાંઇ નવો જ સમારંભ! મેં ધાર્યું કે સત્ય-

નારાયણની કથા કે એવું કાંઇ કરવાનું હશે. પણ હું પગ ધોતો હતો ત્યાં સતી આવી, ઘણે દીન ભાવે કહેવા લાગી " પ્રભુ !"—દિવસના માહાત્મ્યથી હું 'સ્વામીનાથ,' 'પ્રાણનાથ' મટી, પ્રભુ થયો હતો—" એ લાભ આજે મને આપો. એટલો અનુગ્રહ કરો." થોડી વાર તો સમજ્યો નહિ, પછી મને ખ્યાલ આવ્યો કે મારે માથે આજે શા શા વીતક વીતવાના હતા. પણ અનુગ્રહ ન કરું તો વિકલ્પે શો આગ્રહ થવાનો હતો તે હું સારી રીતે જાણતો હતો. હું બોલ્યા વિના ઘરમાં ગયો. મને પાટલા ઉપર બેસાડ્યો. તરભાણામાં મારા પગ મૂકાવ્યા. પછી પંચામૃતથી મારા પગ, ધીમે ધીમે ઠાકોરજીને નવરાવે તેમ આચમનીએ આચમનીએ ધોયા અને છેવટે અર્ધ્યપાદ સતી પી ગઇ. પછી આરતી ઉતારી. આ ક્રિયા દરમિયાન મને અનેક ભય શંકા તિરસ્કાર થયા જ કરતા હતા. મને લાગતું હતું કે હું ક્યાંક ગાંડો થઈ જઈશ. કોઇ પણ માણસને ગાંડો કરવાની સહેલામાં સહેલી રીત તેને પગે પડવું એ છે. એ જ રીતથી મહેતાજીઓ પંતુજી બન્યા છે, રાજા, વાજાં અને વાંદરાં જેવા બન્યા છે, ધર્મગુરુઓ અમાનુષ બન્યા છે. !

આ ક્રિયાથી મને નવી ચિંતાઓ ઊભી થઇ. પ્રાતર્વંદન તો ખાનગી ક્રિયા હતી અને આ તો જાહેર તહેવારનું રૂપ લેશે એમ લાગતું હતું. વળી માસિક લગ્નતિથિએ આટલી વિધિ તો વાર્ષિકમાં શું થશે એ કલ્પનાએ હું મૂંઝવા લાગ્યો. ગમે તેમ કરીને આનો કાંઇક રસ્તો કાઢવો એમ નકકી કર્યું અને મારા સઘળા અભ્યાસ અને કલ્પનાનો ઉપયોગ કરીને માર્ગ શોધી કાઢ્યો. રાત્રે સતી પાસે જઇ મેં કહ્યું, " સતી! જેમ તમારો હું પ્રભુ છું તેમ મારે પણ ઇશ્વર પ્રભુ છે. જેમ તમે તમારા પ્રભુની પૂજા કરો છો તેમ મારે મારા પ્રભુની પૂજા કરવી જોઇએ. પણ તમે મારી પૂજા કરો એટલો વખત મારું ધ્યાન ઇશ્વરપૂજનમાં રહી શકતું નથી. માટે મને એક બીજો ઉપાય સૂઝે છે. ઇશ્વરનું પૂજન જેમ મૂર્તિથી કરીએ છીએ તેમ તમે પણ મારું પૂજન મૂર્તિથી કરો. તમને હું મારો ફોટોગ્રાફ આપું તેનું તમે નિત્ય નાહીને પૂજન કરો. અને લગ્નતિથિએ પણ તેનું જ પૂજન કરો. તેથી આપણા બન્નેનું કલ્યાણ થશે." સતીને આ વાત ગળે ઉતરી. તે દિવસથી મારો ફોટોગ્રાફ લઇ તેના પર ચંદન અક્ષતનો પૂજાવિધિ થતો જોઇ મને નિરાંત વળી.

હવે મુખ્ય વાતની ચિંતા મને મટી ગઇ છે; જો કે હજી કોઇ કોઇ વાર વચમાં વિઘ્નો આવતાં. છોકરાએ મારો ફોટોગ્રાફ જોવા લીધો, પછાડ્યો અને ફુટી ગયો તે દિવસ સતીને બહુ અમંગળની શંકા આવી, તે કાચ કાઢી નાખીને મારે દૂર કરવી પડી અને સતીને સમજાવવી પડી કે દેવ તારી પૂજામાં કાચ જેવો પારદર્શક અંતરાય પણ રાખવા માગતા નથી તેથી તેમ થયું હતું. ત્યારથી ફોટોગ્રાફ ઉપર બધા સંસ્કારો થવા લાગ્યા. અને એક રીતે એ જ મારો ખરો આત્માનો ફોટોગ્રાફ બન્યો. એ ફોટોગ્રાફ અત્યારે જુઓ તો તેના પર ચંદન અક્ષત ઘૃત વગેરેના એટલા ટેકરા અને પડ ચડયાં છે કે તે ઓળખાય તેવો રહ્યો નથી, અને મારા આત્માનું પણ એવું જ થયું છે.

હવે તમે સમજ્યા હશો કે સતીને શાથી મૂર્છા આવી ! કેમ હજી નથી સમજ્યા? તમે પણ મારા કરતાં વધારે બુદ્ધિશાળી દેખાતા નથી. મને પણ તે દિવસે નહોતું સમજાયું. પણ મારી મૂંઝવણમાં ફરીથી સતીએ જ મદદ કરી. તેની મૂર્છા વળી એટલે મને કહે કે "જો તમને માથામાં વેદના થાય તો મને બેઠી કરીને મારા ખોળામાં માથું નાખીને સૂઇ જજો. યમરાજ આવશે તો તેને પણ હું જવાબ દઇશ." પ્રથમ તો મારી મૂંઝવણ વધી. સતીને સાવિત્રીનું સત્ ચઢયું હતું એટલું સમજાયું પણ મારા મરણની આગાહી કયા નારદજી કહી ગયા તે સમજાતું નહોતું. છેવટે સતીએ જ કહ્યું કે " સ્ત્રી પુરુષ જો એકબીજાનું નામ દે તો તેથી તેમનું આયુષ્ય ઘટે છે એવો ધર્મનો સિદ્ધાંત છે" ત્યારે મને સમજાયું કે માત્ર ડાકટર મટાડી શકે તેવો આ કેસ નહોતો. મારો મિત્ર તો આ પહેલાં જ ચાલ્યો ગયો હતો. પણ મેં તમને કહ્યું છે કે ભયનું સ્વરૂપ જણાયા પછી તેનો ઉપાય જડે છે. મેં એક શ્લોક બનાવી કાઢ્યો, જૂનો જડત પણ શોધવો મુશ્કેલ માટે, મેં જ બનાવ્યો. તેનો એવો અર્થ થતો હતો કે જેનું નામ દીધું હોય તેનું આયુષ્ય ઓછું થાય. સતીના મનનું સમાધાન થયું. તમારે શ્લોક સાંભળવો છે ? 'ના'? તમારી ધીરજ ખૂટી લાગે છે. લ્યો ત્યારે બાકીની વાત ઝટ પૂરી કરું. 'નહિ'? ધીરજ નથી ખૂટી ? ત્યારે સંસ્કૃત નહિ આવડતું હોય. ભલે.

હવે સામાન્ય કામકાજ ઠીક ચાલતું હતું. મને માત્ર એટલી જ ચિંતા હતી કે માજી ઘરડાં થતાં જાય છે અને એમને રાજકદેવક થશે પછી પાછો સર્વ પૂજન-

વિધિ ક્યાંક મારા પર આવી પડશે. મને હવે સમજાયું કે સ્મૃતિકારો જેમ ચોવીસ કલાકની વ્યવસ્થા કરે છે તેમ મારે અમારા જીવનની વ્યવસ્થા કરવી જોઇએ. પણ હજી સર્વ પ્રકારના હેતુઓ વિધિઓ જડતા નહોતા. એટલામાં એક નવીન અકસ્માત બન્યો જેથી મને સર્વ માર્ગ જડી ગયો. મારે થોડું પરગામ જવાનું આવ્યું. મેં ધાર્યું કે થોડા દિવસો તો સતીના પ્રભાવથી સ્વતંત્ર જીવનનો પ્રસંગ મળશે. પણ સતીના ધર્મમાં એક પણ પ્રસંગ માટે નિયમ ન હોય એમ નહોતું. સતીએ મારી ટ્રંકમાં મીઠું હળદરનો ગાંઠિયો વગેરે મુક્યાં, નીકળતી વખતે શ્રી ગણપતિ ગજાનનને અગસ્ત્ય મુનિને સંભારવાનું કહ્યું, અને બધી સૂચનાઓ આપ્યા પછી એક સુંદર ડબી મને આપી. મને લાગ્યુ કે મારા સૌભાગ્ય માટેનું કંકુ કે એવું કાંઇ હશે. પણ પોતાના સૌભાગ્ય ઉપરાંત બીજા કોઇના સૌભાગ્યની દરકાર કરવાનો સતીને અવકાશ નહોતો. દાબડી ઉઘાડી તેમાંથી મગ દેખાડી સતીએ કહ્યું "સવારમાં ઊઠી દાતણ કરી આમાંથી એક મગ ખાજે એટલે પછી તમારે જમવાનું ગમે તેટલું મોડું થાય તો પણ મારે વાંધો નહિ." તમે નહિ સમજ્યા હો. પણ હું હવે સતીની સાથે એટલો વખત રહ્યો હતો કે આ સૂચનાનું રહસ્ય તરત સમજી ગયો. સતી મારા જમ્યા પહેલાં કાંઈ ખાતી નહોતી અને તે નિયમનો ભંગ કોઇ રીતે ન થવા દેવાનો આ ધાર્મિક વિધિ હતો.

હવે આખા જીવનની ફિલસુફી મારા મનમાં ચોક્કસ થઇ ગઇ. તેના વિધિ પણ નક્કી થઇ ગયા. તેમને અમલમાં મૂકવાનો વખત પણ માજીના મરણથી આવી ગયો. મેં તરત બદલી માગી. અહીં આવ્યો ત્યારથી મારૂં જીવન એક સરખું જ ચાલ્યું જાય છે. સૂર્ય ચંદ્રની ગતિમાં ફરક પડે પણ મારા નિયમોમાં કદી ફરક પડતો નથી. તમારે સાંભળવા છે ? હાસ્તો અત્યાર સુધીનું રહસ્ય તો આ નિયમોમાં જ છે.

પહેલો નિયમ એ કે મનીને બને તેટલી સતી-ધર્મમાં જ રાખવી. મેં મારા ફોટોગ્રાફની પૂજા ઉપરાંત તેને મારા નામનાં પુરશ્ચરણો કરતાં શીખવ્યાં છે, અને તે જાણે છે કે તેથી જ વધારે સારા પગારથી અમારી બદલી અહીં થઇ છે, પગાર વધે છે અને પેનશન ન મળતાં નોકરીનાં વરસો વધે છે, અને વૃદ્ધ છતાં હું જીવું છું.

બીજો નિયમ એ કે મારે બને તેટલું ઘરમાં ઓછું રહેવું. આ બન્ને નિયમોની વ્યવસ્થા બરાબર થઈ ગઇ છે, સતીના સતીત્વથી મને ઘણી સારી નોકરી મળી છે, મને સાહેબ ઘણું જ વિશ્વાસનું કામ સોંપે છે તેથી મારે ઓફિસમાં બહુ વહેલાં જવું પડે છે, અને મોડાં છૂટવાનું થાય છે, કોઇ વાર ઘેર જ જઇ શકાતું નથી !

આની એક પેટાવ્યવસ્થા જણાવી દઉં. સતીને સતી-ધર્મનું એટલું બધું કામકાજ રહે છે કે રસોઇ હમેશાં કાચી પાકી થાય જ. તેથી મને જરા સંગ્રહણી જેવું દરદ થઇ ગયું છે. માટે મારે સ્વતંત્ર રીતે જમવાની વ્યવસ્થાની જરૂર હતી. આ મહારાજ અહીં સારી મીઠાઇ અને રસોઇ પૂરી પાડે છે, તમે બધા વખાણી વખાણીને ખાઓ છો પણ તમે જાણતા નહિ હો કે એ સંસ્થા મને આભારી છે. સવારમાં મગ ખાવાની વ્યવસ્થાથી સતીધર્મને બાધ આવતો નથી.

ત્રીજો નિયમ એ કે મિત્રો ન કરવા. કેમ તમને એમ લાગે છે કે મારી પત્નીને જોઇ જાઓ એ અદેખાઇથી મિત્રો નથી કરતો ! મારી પત્નીને કોઇ જુએ જ નહિ—ખાસ કરીને તેને ચૂલા આગળ સતીત્વ ચડયું હતું તે દિવસથી—અને જુએ તો પણ રેલવેના ભયસૂચક ફાનસ જેવા મોટા આખા કપાળને રોકીને પડેલા લાલ ચાંલ્લા સિવાય બીજું કાંઇ દેખાય જ નહિ ! પણ મિત્રોથી અમારા પરસ્પર ધર્મોમાં અગવડ પડે છે અને મિત્રો માટે સ્થિતિ કફોડી થઇ જાય છે, માટે મિત્રો ન કરવા.

અલબત્ત તમને બધાને મૈત્રીદ્વારા વાતો કરીને લખવાના કામમાંથી થાક ખાવાનો વખત મળે છે એ ખરૂં પણ મને સતીએ જે સંગ્રહણીનો રોગ આપેલો છે તે એ જ કામ કરે છે. તેનાથી થાક ઉતરે છે. અને મિત્રો થતા નથી. તેમ છતાં રખેને કોઇ મિત્ર થઇ જાય એવી બ્હીકથી બધો વખત લખવામાં જ ગાળું છું.

મારી વાત પૂરી થઈ છે. પણ તમે કેમ આમ ગભરાયા જેવા દેખાઓ છો ? તમે શું મને દુઃખી ધારો છો ? ના, ના, મારે શું દુઃખ છે ? ઘેર સૌભાગ્યવતી બૈરી છે, છોકરું ભણે છે, ઓરમાન મા છે છતાં બન્ને કોઇ વાર લડતાં જ નથી છોકરું હોસ્ટેલમાંથી ઘેર બહુ નથી આવતો. મને સરકારી નોકરી છે, પગાર છે, સાહેબની મહેરબાની છે, નોકરીનાં વરસો મળ્યે જાય છે, અને ધૈર્ય તો એવું કેળવાયું છે કે અસહકાર શું અસહકારનો બાપ આવે તો પણ મારા દેવાનું રૂંવાડું પણ કદી ફરકે નહિ !

ફિરેક

# ઇન્દુકુમાર

લેખક
ન્હાનાલાલ દલપતરામ કવિ

અંક બીજો

રાસ

## નિવેદન

ઈ. સ. ૧૯૦૯ માં ઇન્દુકુમારનો પહેલો અંક છપાયો હતો: આજે સોળે વર્ષે એ નાટકનો બીજો અંક છપાય છે. રસરસિકોની યે ધીરજને અવધિ હોય. વાંચક ! વિલંબને માટે ક્ષમા આપજે. હું ઉંઘ્યો યે ન્હોતો કે આળસ્યો યે ન્હોતો: એ અન્તર્ગાળાના સોળ વર્ષની મ્હારી સાહિત્યસેવાનો ઇતિહાસ ગુજરાત પાસે મોજૂદ છે.

અને છેલ્લાં સોળ વર્ષો ! એ સોળ વર્ષોમાં જગત નવુંજૂનું થઇ ગયું. વીસમી સદી બાલક હતી તે પચ્ચીસ વર્ષની પ્રમદા બની છે. યૂરોપનો નકશો નવો ચીતરાયો. પૃથ્વીના ખંડખંડ પલટાઇ ગયા. માનવઇતિહાસે ન્હોતો દીઠો એવો મહાસંગ્રામ ખેલાઇ ગયો. એ જગહાકલના પડઘા ભરતખંડમાં—ને આપણા ગુજરાત દેશમાં યે ગાજી ગયા. વાવાઝોડું આવે ને આંધી ચ્હડે, એમ જગતભરમાં એક વાવાઝોડું વાઇ ગયું. સંસાર નવા ઘડાયા; જગત જાણે નવે જન્મ આવ્યું.


શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિ

આવી જગતઉથલપાથલોમાં યે અમ્મર કોઇ હોય, તો એક કવિતા. સૈન્યો દળાયાં, નગરો અટવાયાં, પ્રજાઓ છૂંદાઇ, સંસ્કૃતિઓ પલટાઇ: ત્હો યે શેલી શીલર કે દયારામ એના એ જ છે અમૃતસ્થંભો—ત્હારે હતા ત્હેવા આજ. કાળના પલટાતા યુગાન્તરોથી કવિતા પર છે. કવિતા ક્ય્હારે ય જૂની થતી નથી. કાળની ઝાળથી ન કરમાય, એ એક કવિતા. મહાકવિ કાલિદાસ પછી કેટકેટલા યુગાન્તરો હિન્દના ઇતિહાસમાં પલટાઇ ગયા ? મેઘદૂત કે શાકુન્તલને એ સંસારવિપ્લવો ઓળાથી યે અડકી ગયા છે ? સંસારવિપ્લવોની તડકીછાંયડીથી કવિતા સદા પર છે.

એવી—સંસારવિપ્લવથી પર કવિતા ઇન્દુકુમારમાં છે કે નથી એ ઉચ્ચરવાનો મ્હારે હક નથી. ઇન્દુકુમાર રચાતાં રચાતાં આજ સત્તાવીશ વર્ષ પૂરાં થવાં આવ્યાં; એ સત્તાવીશ વર્ષમાં આર્યદેશ એનો એ જ રહ્યો છે ? હજી હવે છપાશે તે બીજા–ત્રીજા અંકમાંનાં ઘણાંખરાં ગીતો તો વીશેક વર્ષો પૂર્વે લખાયેલાં; ને પૂર્ણાહુતિનો કળશ ચ્હડતાં હજી કંઇક વર્ષો તો વીતશે. મ્હારી મનોભાવનાઓનાં આ શબ્દચિત્રો આટઆટલે વર્ષે યે મ્હને પૂરાં સન્તોખતાં નથી, ને વાંચક ! ત્હને યે પૂરાં એ ન સન્તોષે તો આપણે સમદુઃખિયાં છીએ એટલું સંભારજે; અને ત્હારી સુજનતા ગણવા દે તો ત્હેમને ક્ષન્તવ્ય ગણજે !

જાનેવારી ૧૯૨૫

ન્હાનાલાલ દલપતરામ કવિ

સ્થળ: અમૃતપુર નામનું નગર.

કાળ: એક ગ્રીષ્મ.

**પાત્રોઃ**

| સ્ત્રી પાત્રોઃ | પુરુષ પાત્રોઃ |
|---|---|
| પાંખડી | ઇન્દુકુમાર |
| નેપાળી જોગણ | જયદેવ |
| કાન્તિકુમારી | ભટ્ટરાજઃ યશોદેવીનો પતિ |
| યશોદેવી | બાળો બિન્દુ |
| પ્રમદા સુન્દરી | ભલો |
| વસન્ત | પુરના અન્ય ગૃહસ્થો અને કુમારો |
| કાંચન | |
| તારા | |
| કુમારી | |
| પુરની અન્ય સુન્દરીઓ અને કુમારિકાઓ | |



(જાણે આભની હવેલીઓમાંથી આવતી હોય એમ ગાતીગાતી પાંખડી ઉતરે છે: અન્તરિક્ષના પગથારમાં લહરતાં રેખજાને ગીત, પાછળ પાછળ ઉતરે છે.)

પાંખડી: ચોળીમાં મોરલા ને ચુંદડીમાં ચાતકો;
અંગઅંગ ફૂલડે ફૂલેલી:
સાહેલડી રાસે રમે રે.
આંખોમાં ઉગિયા આશાના ચન્દ્રમા;
મુખડે શી મોહિની મ્હેલી!
સાહેલડી રાસે રમે રે.

(સાગરતટની એક શેખડછાયામાં બાલખેલ જામ્યા છે, ત્ય્હાં જનાન્તિક)

ત્રીજો બાલક: જેને સીમા નહીં તે સાગર.

બીજી બાલા: જો! હું ત્હારો સાગર કૂદી.

(મણમણનો કૂદકો મારે છે.)

ત્રીજી બાલા: આ હું ત્હારો સાગર પી જાઉં.

(પોતાનો ખાલી ખોબલો પી જાય છે.)

બિન્દુ: ધરતીમાંથી જાણે ઉછળતી ચન્દા!
કે અગસ્ત્ય ઋષિની ઋષિપુત્રી જન્મી?

(આઘે ગોરંભતી ધરામાંથી શંખનાદ થાય છે; ટેકરીપેટાળમાંથી પાંખડી ધરાપોરવતા તે શંખનાદને શંખનાદે સત્કારે છે. સાગરગર્જના ને શંખગર્જનાના સંગમધ્વનિથી અન્તરિક્ષ ધમધમી ઉઠે છે. મેરાયેલા કૌમાર-સેનાનીઓ સાગરતટમાં ટોળે મળે છે.)

પાંખડી: ભ્રુકુટિ નમેલી, કંઠકળી યે નમેલી;
નમણી નમેલી દેહવેલી:
સાહેલડી રાસે રમે રે.

(સંસારસેનાધિપતિણીના વેશે રાજેરાજેશ્વરી શી કાન્તિકુમારી દૂરથી આવતી દેખાય છે.)

મદે ઢળી ચાલમાં, સોહાગભર્યા ભાલમાં,
કામિનીની કવિતા મૂકેલી:
સાહેલડી રાસે રમે રે.

**ચોથો બાલક:** (શંખનાદ સાંભળી દોડતો આવતો)

રંગરંગીલા, પથરા વીણી લાવ્યો:
સાગરકાંઠે રત્નો વીણવા આવજો સૌ.
મોરપીંછાંની ત્હેલું નરી કણીઓ.
ઉષા આવી હતી વેરવા;
વેરીને ઉડી ગઈ ગગન પાછળ.

**પાંચમી બાલા:** પત્થરની હીરાકણીઓ તો
ઉભરાય છે સારો યે સાગરકાંઠો.

**બિન્દુ:** ઉભરા યે કોણે ને કેટલા ઝીલ્યા ?
કંકરે શંકર છે—નર્મદાના તો સૌ.
ને રત્નોની ખાણ કંઈ ખેતરે ખેતરે હોય ?

(કૌમારસંઘ સંસારવ્યૂહમાં ગોઠવાય છે.)

**પાંખડી:** (ટેકરી ઉતરીને)

આત્માની પ્રેમજ્યોતે દેહ કીધા દીવડા;
દીપે દીપે દુનિયા દાઝેલી:
સાહેલડી રાસે રમે રે.

(કૌમારસેનાનીઓના અગમ્યગામી સંઘમાં સેનાધિપતિણીને વીરપગલે કાન્તિકુમારી સંચરે છે.)

**કૌમારસંઘ:** સત્યમેવ જયતે.

(એ વીરગર્જનાથી કૌમારસંઘ કાન્તિકુમારીને સત્કારે છે.)

**કાન્તા:** સત્યમેવ જયતે, નાઽનૃતમ્.

(કૌમારસંઘના સત્કારનો કાન્તિકુમારી સુમધુર કંઠે મૃદંગધ્વનિથી પ્રત્યુત્તર વાળે છે.)

**પાંખડી:** મોહની ભૂલાવી, મહામાયા સમરાવતી,
કૂદતી ફરે છે અલબેલી:
સાહેલડી રાસે રમે રે.

રાસે રમે રંગઘેલી,
સાહેલડી રાસે રમે રે.

सत्यमेव जयते.

( એ સનાતન મન્ત્રોચ્ચારે વન્દન વન્દતી વસન્તવેશે પાંખડી આવે છે. )

કૌમારસંઘઃ सत्यमेव जयते, नाऽनृतम्.

( એ મન્ત્રગર્જનાથી કૌમારસંઘ પાંખડીને પ્રતિસત્કારે છે. )

કાન્તિઃ આજનો કૌમારસંઘ, કાલનો તે સંસાર.
સંસાર ત્‍હમારો છે, સાધકો !
પધારો અગમ્ય સાગરને તીર,
ને રમો સંસારની વ્યૂહરમણા.

પ્રભુએ પ્રેમકુંજ સ્થાપી પૃથ્વીમાં,
મનુષ્યે કીધું જગતનું કુરુક્ષેત્ર.
સંસાર એટલે સુન્દરતાની વાડી:
લોકે કીધાં પાણીપતનાં મહાસંગ્રામ.

જાગો, ઉઠો, આનન્દો સદા;
પ્રભુને કાજે, સત્યને કાજે,
સમસ્ત માનવકુલને કાજે.

અગમ્યગામી સંઘનાં સન્તાનો !
ભીષ્મ ત્‍હમારા રાજરાજેન્દ્રઃ
વાગ્વિશારદ ત્‍હમારા પ્રધાન પુરુષઃ

પ્રેમ શૌર્ય ધર્મ ધૈર્ય અનુકમ્પા;
દયા દાન દીનતાં સત્ય બ્રહ્મચર્ય;
વણપૂછ્યું જ્ઞાન ને અણડોલી શ્રદ્ધા;
જગત સરિખું ઔદાર્ય,

વિશ્વ સમોવડ વિશાલતાઃ
એ ત્‍હમારાં સાધન શસ્ત્ર ને શાસ્ત્ર.
ઉઠો, ઉદ્ધારો, આનન્દો.
પ્રભુ જેટલો પુરાતન છે મન્ત્રઃ
सत्यमेव जयते.

કૌમારસંઘઃ सत्यमेव जयते, नाऽनृतम्.

કાન્તિઃ પાંખડી ! રોપ ત્‍હારો સંસારધ્વજ
સાગરને તીર, અગમ્યના બ્રહ્મચોકમાં.

( વસન્તપાંખો ફફડાવતી પાંખડી દેવપગલે પધારે છે, અસીમ સાગરતીરે સંસારધ્વજ રોપે છે; દેહ જેવડી ઢાલ સમી પાંખડી પડખે ઊભે છે. )

ઘૂમ્યા છે એ સંસારધ્વજ ધારીને
જગતના સાચના સેનાનીઓ.
ઘૂમો ને જીતો ત્હમે ય તે.
એ જ છે માર્ગ સંસારના મહાવીરોનો.

( કાન્તિકુમારી ઝીલાવે છે, અમૃતપુરનો કૌમારસંઘ ઝીલતો ઝીલતો સંસારધ્વજ લેઈને ઘૂમે છે. )

સાચના સીપાઈ,
અમે સાચના સીપાઇ,
સાચ અમારી તરવારે,
ને સાચની બાંધી સવાઇ:
અમે સાચના સીપાઇ.

( વિધવિધના સંસારવ્યૂહ રચતા એમ કેટલીક વાર સુધી ઘૂમે છે. )

કાન્તિ: सत्यमेव जयते.

કૌમારસંઘ: सत्यमेव जयते, नाऽनृतम्.

**કાન્તિ:** જાવ, રમો, આનન્દો: કમરબન્ધ ખોલો:
હાકલ વાગ્યે આવજો.
વસન્તપાંખો ફૂટે એ વીર. .

( બે-બે ત્રણ-ત્રણ પાંચ-પાંચનાં કૌમારવીરોનાં ઝૂમખાંઓ સાગરતીરે ટેકરીઓમાં ઘટાએ ભીતર કોતરાંઓમાં વેરાય છે. એક બાલા બુલબુલ શા રબરના બલૂન છોડે છે; એક બાલક ધન્તુરાના ફૂલથી સાબૂના પરપો. ઉડાડે છે. )

**કાન્તિ:** પણ, પાંખડી ! દેવબાલે !
આ વસન્તી વેશ શે ધાર્યો ?
પોપટની પાંખો જેવાં પાંદડાં,
ને આભનાં ચાંદરણાં જેવાં
કેસૂડાંનાં અંગોઅંગે છાંટણાં.

**પાંખડી:** કાન્તિ બ્હેન ! સંસાર જીતવાને.
કેસરિયાં કરવાને કેસૂડાં.

એ પાંખોએ આભમાં ઉડવું છે.
કેસૂની એ તારાટપકીએ,
વીરેના એ વસન્તરંગે
જગત સારાને રંગવું છે.
ગઈ વસન્તપંચમીની સ્હાંજે
દેવ મ્હને વનએલમાં ભમાવતા'તા.
બાહુએ ને મુગટે મ્હારે
પાંખડીઓ પ્રગટી છે આજ,
એમ ડાળે ડાળે પલ્લવ ફૂટતાં.
નભનીતર્યાં લીલમલીલાં અજવાળાં,
સ્નેહ જેવાં, ઝાડે ઝાડે ઢળતાં.
વસન્તની સોહાગઓઢણી
જગતે ઓઢી, એમ દેવ કહેતા:
એક આંબલા નીચે અમે ઉભાં.
ઉપર મંજરીઓમાં માળો હતો,
મ'હી મેનાપોપટ રમતાં'તાં.
મંજરીની ચાંચ ભરી ભરીને
પોપટજી મેનાને ધરાવતા.
મેના મંજરીઓ સ્વીકારતી,
આંસુની આંખડીએ પોપટને નિહાળતી.
દેવને પૂછ્યું, આ શું?
દેવે વસન્તવેશનું ગીત ગાયું.

**કાન્તિઃ** દેવે ગાયું? પાંખડી!

**પાંખડીઃ** સાગરને ઘેર સૂરે દેવે ગાયું.

**કાન્તિઃ** ગા, પાંખડી! ગા, જોઉં,
એ વસન્તવેશનું ગીત.

**પાંખડીઃ** પોપટ ઉડતો એમ ઉડું તો ગાઉં ને?
ઝાલશો ઘડીક આ સંસારધ્વજને?

( સંસારના ધ્વજનાયક શ્રી કાન્તિકુમારી સંસારધ્વજને ઝાલી ઉભે છે, ને મેનાની પેઠમ ન્હાનમ્હા ફુદકા ભરતી, પ્રેમપંખિણીના ઉદ્ગારેક કો અંદ્ભુત ભાવ ભજવતી, પાંખડી વસન્તવેશનું ગીત ગાય છે. )

મેના પોપટજીને વીનવે રે,
કેસૂડાં શાં અણિયાળાં નાક
પોપટ ! ત્‍હમે ક્યમ કીધાં રે

લીલાં આંબલિયે પાંદડાં રે,
વીણી મનોહર પાંખ
પોપટ ! ત્‍હમે ક્યમ ધરી રે !

અમૃતકંઠની માધુરી રે,
નયણાંમાં નેહ હસન્ત:
પોપટ ! ત્‍હમે ક્‌હાં પામ્યા રે ?

કાન્તિ: તું ય માનવમેના છો સ્તો !
દેખે તે ભૂલે કે
પ્રેમપંખિણી કો ભૂલી પડી છે
વનમાંથી જનમાં.
પોપટજી શું ઓચર્યા પછી ?
અધીરી મા કર, પાંખડી !
અધીરપે ઉર ફાટશે.

પાંખડી: પોપટ પાતળિયાનો તો એક—
પ્રેમનો જ ઉત્તર હોય.
કહેઃ જાણ્યાંઅજાણ્યાં મેના રાણી !

વળતા પોપટજી બોલિયા રે,
એક દિન લાગ્યો'તો થાક:
મેના ! વ્‍હાણાં બહુ વીત્યાં કે ?

ઉડતો થંભ્યો આ આંબલે રે,
ભાળી તમ રસભરી આંખ:
મેના ! ત્‍હમે નવ જાણો કે ?

આવી બેઠો સુખસ્હોડમાં રે,
પછી લીધો વેશ વસન્ત:
મેના ! ત્‍હમે વીસર્યા કે ?

પછી પોપટજી આકાશે ઉડ્યા,
ને મેના રાણી ગગન નિહાળતાં બેઠાં.

**કાન્તિ:** ભગવાન રામચન્દ્રજીના વારાથી
પુરુષો એવા જ છે—કઠોર કાળજાના.
એટલામાં શે રિસામણાં ?
એવડા શા વસ્યા મેનાના વાંક ?

**પાંખડી:** પુરુષ કાળમીટનો કટકો,
તો સ્ત્રી સરિતાનું પૂરઃ
તરતાં ન આવડે ત્હેવા કંઇ–કંઈને
હૈયે ઝીલી–ઝીલીને યે ડુબાડે.

**કાન્તિ:** જવા દે ને–છોડને છાલ.
રોજ ને રોજ શી એ
સ્ત્રીપુરુષની જગડ્હોળામણી રામાયણ ?
ફૂલ દે, ને વાર્તા કહે ત્હારી.

(ફુલડાંનો અભિષેક કરી ફૂલછાબમાંથી પાંખડી એક ફૂલ આપે છે. સંતાપ નયનપાંદડીએ એ ફુલપાંદડીઓને ચાંપી કાન્તિકુમારી એ ફૂલ ચોળીના ઉપલ્યા આરિયામાં પરોવે છે.)

**પાંખડી:** સ્ત્રીપુરુષની જગરામાયણ તો
જગત પૂરૂં થયે પૂરી થાય ત્ય્હારે.
આજે તો લખાય છે એનાં અધૂરા કાંડ.

—ને એમે નહીં, કાન્તિ બ્હેન !
દેવે કહ્યું: અબૂઝ મેનાએ નઃબુઝયું
કે વસન્તવેશ પ્રેમવેશ હતો

એ પ્રેમરાણીજીને પોતાને જ કાજે.
મેનકાની અડપડિયાળી આંખડલીએ
ન ઓળખ્યો પ્રેમ,

કે ન પારખ્યો પ્રેમી.
વીરના કે વ્હાલાના હોય વસન્તવેશ.
પ્રેમપરિવેશના ધારી એ પંખીરાજ,

ઉડ્યા જગતના ઉદ્ધાર કલ્લોલતા.
હું યે પછી સજું છું
વારંવાર આ વસન્તી વેશ.

**કાન્તિ:** પ્રેમનાં પ્રગટ્યાં કો પ્રભાત ?
કે વીરત્વનાં વાયાં કો વાવાઝોડાં ?
પાંખડીના શા કારણે આ વસન્તવેશ ?
કીયા સમરાંગણમાં ઉતરશો ?
સંસારનાં કે સ્નેહનાં ?
યોગમાયાની ઓ કુંવરી !
તું તો પન્દરે તિથિએ નવરી.
ને નવરીના આ તુજ નુસ્કા.
—પણ ના, ભૂલતી ભાસું છું.
વેલીને કુંપળો પ્રગટે,
એમ પાંખોનાં પીંછાં પ્રગટે છે
પંખિણીને ને પ્રેમપંખિણીને.
પાંખ ફૂટે તે પાંખડી.

**પાંખડી:** ત્ય્હારે કાન્ત ફૂટે તે કાન્તિબા.
કાન્તિ બ્હેન! સાચ્ચું કહું છું હો !
રોમરોમની રેખાઓમાંથી ત્હમારા
કોડામણા કાન્ત પ્રગટે છેઃ

( સહસા વજ્ર વાગ્યા શી કાન્તિકુમારી ચમકે છે. )

રજનીને ઓઢણે તારલા તરવરે તેમ.

**કાન્તિ:** ( સ્હેજ સ્વસ્થ થઇને, સ્મિત વર્ષાવતી )
અસંખ્યછૂહવાણું જગત
અસંખ્ય નામે ઓળખે છે ત્હને.
ફૂલને પાંદડીઓ, એટલી ત્હારે છબ.
બીજું નામ સાર્થક કીધું આજઃ
પાંખડી તે પાંખડી.
જા, ફૂલતરસ્યાંઓ વાટ જૂવે છે ત્હારી.

( જગતરાણીનો સુકોમળ આજ્ઞાભાવ કરનિર્દેશથી ભજવતી હસતી કાન્તિકુમારી દિશા દાખવે છે. આજ્ઞા સન્માનતી પાંખડી ગાતી ગાતી સાગરતીરની જળઝાડીઓમાં સિધાવે છે. )

**પાંખડી:** મેદની ભૂલાવી, મહામાયા સ્મરાવતો,
ફૂદડી ફરે છે અલબેલીઃ
—સાહેલડી રાસે રમે રે.

કાન્તિ: યોગમાયાનો જાણે અવતાર!
ભગવાને ભાખ્યું કે मम माया दुरत्यया:
આટલી ઢીંગલી યે દુસ્તર છે ઓળખવી ?
મ્હારા યે પોપટજી આકાશે ઉડ્યા
વસન્તના વાઘા સજીને.
આશઅભિલાષની પાંખોનાં એ ઉડવાં.
જગતના ઉદ્ધાર થશે—કે આથમશે,
મ્હારે તો અન્ધકાર ઉતર્યા.
સ્મરણો યે શોષાઈ ગયાં.
गतासुनगतासूंश्च नानुशोचन्ति पंडिता:
પંડિતો એવા અભેદ આત્માના હશે ?

(ઘડીક વિચારને લ્હેરખે ચ્હડે છે.)

પાંખડી ! તું સાચ્ચી છો હો !
વસન્તપંચમીએ યશદેવીને શણગારી,
સ્નેહમન્દિરે લગ્નપર્વણીનો મ્હોત્સવ ઉજવ્યો,

રોમ-રોમ રટે છે ત્હારથી
મ્હારા અન્તર્યામી પ્રેમદેવને;
રોમરાજીની જીહ્વાઓ જપે છે

'નાથ' 'નાથ' 'નાથ.'
ઉરનો સાગર ઉછાળે ચ્હડ્યો છે,
મ્હીં આત્માનો હિંડોલ ડોલે છે.

(પવનપન્થે પરવરતી પંખિણી ચમકીને પાંખ સંકેલી થંભે એમ કાન્તિકુમારી ચમકે છે, સ્હોડ વાળી મૌનશાખી થંભે છે. મંથાવટીએ, દેવાપાલવટે, સાડીની સ્હોડમાં કંઈક શોધે છે. આંબામ્હોરની મંજરીઓ હો એવી દેહદેહે તેજછાયાની મંજરીઓ ઝબકે છે.)

શેના એ પડછાયા ?
આભમાં વાદળી નથી.
ઝાડની ડોલતી ડાળખીનું યે
નથી છત્ર માથે.
અંગોઅંગે મંજરીઓ મ્હોરે છે મ્હારે.
ભાગ્યદેશે તેજરેખા જાણે દોરે છે કો,

ને અદૃશ્યની બીજી અંગુલિ ભૂંસે છે તે.
વિધાતા આલેખે છે અમૃતાક્ષરી,
ઓળાઓ ઓપે છે એને અન્ધકારે.
જીવન એટલે જ તેજછાયાના અટાપટા.

(વળી ઘડીક થંભે છે, વિચારે છે.)

વસન્તપંચમી એટલે સ્નેહની જન્મતિથિ.

(હૃસ્સાગરના ગર્તોમાં ડૂબી ગયેલી જાણે તરી આવીને, ચમકયા સરિખડા)

વિરહ એટલે શું ?
વિરહિણી એટલે શું ?
હોલવાયેલા દીવાના ધૂમાડા શી
કવિઓ ગાય છે વિરહકવિતાઓ.
એ ગીત છે કે રૂદન ?
વિરહ એટલે કોયલનો ટહુકાર.
ચિત્રકારો ચીતરે છે કોઇક
એકાકિની, આશાભંગ, બ્હાવરી,
દિશદિશની સૂની વનવાટોને ઢૂંઢતી.
એ રંગચિત્ર નથી, છાયાચિત્ર છે.
એ કવિઓ ને એ ચિત્રકારો તો
વિરહની વાડીમાં નથી, વાડે છે.
વિરહિણી એટલે પપૈયા શી રસતરશી.
વિરહ એટલે અમૃત નહીં, પણ અગન.
વિરહ એટલે પરમ ચિતાસ્નાનઃ
રઘુવીરજીની સમક્ષે લંકાના ચોકમાં
સીતા માતાએ કીધું હતું તે.
પ્રેમપાવકની એકજ્યોતમાં જલતી,
વિરહિણી એટલે પરમ સતી.
વિરહ એટલે આત્મનપકવતો પ્રેમાગ્નિઃ
વિરહિણી એટલે વ્રજની નાર.

( મેઘખંડને ધીરગંભીર પગલે ભટરાજ પધારે છે. )

રાજ: સત્યમેવ જયતે.

( ખડખડાટ હસી પડે છે. )

કાન્તિ: (ભરી ભરી વાદળીની સવિશેષ ગંભીરતાથી)
સત્યમેવ जयते, नाऽनृतम्.
રાજ! ત્હમે ય તે?
—ને જગગંભીર વાતોની મશ્કરી?

રાજ: ઉપહાસ કો આદરે ત્ય્હારે
દલીલના ભેંડાર ખૂટ્યા સ્હમજવા.
જગન્માતા જોગણે આદેશ આપ્યો
ને નગરવિધાત્રીએ કૌમારસંઘ સ્થાપ્યો,
ત્ય્હારથી સાગર ઉછળે છે એમ
અમૃતપુર ઉછાળે સ્હડ્યું છે.

કાન્તિ: મણમણના દેવ ને મણમણની દેવીઓ.
એ દૂધ નથી, ઉભરા છે.

રાજ: સનાતનતાથી ભારત તો ભણ્યું છે
સત્ એટલે પ્રભુ, અસત્ એટલે માયા.
સત્‌ના પયગમ્બરો યે અસત્‌ખોળે ખેલે છે
દેહમાયાના અંચળા ઓઢ્યા છે ત્ય્હાં સુધી.
સતિયા હોય કો જનક વિદેહી.
—પણ સમુદ્રપીણે ઔષધિ છે અવનીવાસીઓને.
સંસાર સારો યે છે બાલખેલ
મનુબાલની બાલકતાનો.
આધેડા બાલખેલ ખેલે છે ત્ય્હાં
કૌમારનો તો હક્ક જ ને બાલખેલનો?
જગગૂંથણી એટલે જ
સત્‌અસત્‌ની ધૂંચાયેલી બાજી.
ધૂળરોળ્યાંને ન્હવરાવે, ઉજળા વાઘા સજાવે,
ધૂળેટીની ઘરને એમ અજવાળી છે.
એ વસ્ત્રો છે? કે અન્તર્યામીના પાકા રંગ?
અંગ ઉજળાં કીધાં; આત્મા આવશે—ક્ય્હારેક.
અમૃતપુરનો કૌમારસંઘ તો છે
અમરાપરના ફિરિસ્તાઓનો.
બાલસૂર્યના ને બાલચન્દ્રના
સંગજન્મ્યા એ બાલસોદિયાઓ

નવસ્હવાર સોહવશે સંસારમાં.
વૃન્દાવનના બાળગોવાળિયાઓનો
યુગે યુગે થતો એ નવઅવતાર.

કાન્તિ: ત્હમે જોયું એવું કોઇએ નથી જોયું.
જોયાં છતાં યે ઉપહાસશો?

રાજ: જોઉં છું માટે જ હસું છું.
ચન્દ્રનાં અમૃત ઉકરડે ઢોળાય છે,
પુણ્યવર્ષાથી પાપનાં ખાબોચિયાં ભરાય
વાવ્યાં નહીં ઉગે એ.

ત્હમારે સૃજવા છે સંસારતારાઓ,
અગમ્યમાં વ્હામ ભરતા આત્માઓ.
યુગના યુગથી ઉપનિષદ્ ઉચ્ચારે છે કે
नाऽयमात्मा बलहीनेन लभ्य.

કાન્તિ: રાજનો આ જ નિષ્કામ રાજયોગ કે?
નહીં, રાજ! નહીં:
આંબે મ્હોર એટલાં ફળ ન ફળે.
વાવણિયાનો ધર્મ એક જ,
વાવણીની ઋતુમાં વાવવું:
વિભુ વર્ષા વર્ષશે એ શ્રદ્ધાથી.

રાજ: ખરાઓ કે ખેતર પારખીને વાવજો.
વાવો, વિશ્વ વિશાળ છે.
પ્રેરણા પાવ, ઓજસ્ સીંચો;
ઉત્સાહ વર્ષો, ઉછરંગનાં પૂર આણો.
જુવાનિયા યે આજના ઘૈડિયા છે;
ઘરડેરાંને યે યૌવનપ્યાલા પાવ.
પણ ભૂલશો મા લણણીનાં જગસૂત્રો:
વાવશો એવું લણશો;
વાવશો એથી અદકેરું લણશો.

કાન્તિ: રાજ! વિરહ એટલે શું?

રાજ: વિરહ એટલે બેઠી છે એ ઋતુ:
લૂનાં લ્હેરખાં ને વગડાનાં વંટોળ.
વિરહ એટલે વ્રજની નાર:
ગોખતાં'તાં ને ત્હમે જ હમણાં ?
ભોળીઓની ડુંગરમ્હોટી ભૂલ.
કેટકેટલા વેગળા હતા
વ્રજથી કે ગોકુળથી મથુરાના રાજમહેલ ?
વિશ્રામઘાટને સ્હામે આરેથી યે
વેણુ સંભળાત ને દર્શન થાત.
કીયા પડયા'તા સાત સાયર વચ્ચે,
કે માંડી'તી અણઓળંગાતી અગમ્યતાઓ ?
યુગ આથમીને ઉગ્યા, ને
વૃથા ફજેત કીધો કાનડને.

કાન્તિ: એ જ વિરહની વિરાટઝાળ.
મળે ને ન બોલે એ અબોલડા:
નિરખું–નિરખું ને ન ઉતરાય
પ્રેમજમનાને સ્હામે તીર:
પ્રેમવિયોગની એ પરાકાષ્ઠા.

રાજ: કહું ? ક્ષમા છે મ્હને ?
આજની તો પ્રત્યેક સ્ત્રી વિરહિણી છે.

કાન્તિ: હોય સ્તો.
એમાં શાં આશ્ચર્ય ઉગ્યાં જગતે ?
વરેલાને વરવા દેતો નથી સંસાર,
ને વરેલો વરવાનાં કેટલીકનાં છે ફાંફાં.
પરણીને ફાંફાં મારે તે ફસાય;
ને ઢૂંઢે નહી તે સોહાગણ સંન્યાસિણી.
સંસારના ને સંસારીઓનાં ઉરના
મેળ જ નથી આજ જગતમાં:
સંસારનો તંબૂર બસૂરો બોલે છે.
—ને પુરુષના મનોરથો તો
ગ્હોયાં સર્વે યે ફળતા હશે ને ?

રાજ : સૃષ્ટિમાં પુરુષ જે છે પાપસખા.
સ્ત્રીસોહાગની છે આંબાની અમરાઈઓ.
મંજરીએ મ્હોરે ને કૂજે નહીં,
પુરુષનાં એ સાગ વન.

કાન્તિ: કુલવાસના ત્હો યે પીઢિયાં ને થાંભલા.

રાજ : પણ વિરહનાં પાનાંઓ
ક્ય્હાંથી ઉઘડ્યાં આ આજ ?

કાન્તિ: ત્હમને નહીં ઉકલે વિરહનાં રસશાસ્ત્ર.
સ્નેહસંયોગનાં જોગીજોગણ
ક્ય્હાંથી ઓળખો વિયોગના વટોળને ?
ત્હમે છો વસન્તનાં પંખેરૂઓ:
ગ્રીષ્મના ઘામ ઘખ્યા ન પ્રીછો.

(અદ્રશ્યેથી પોકાર આવે છે:)

ફરિયાદ, ફરિયાદ સેનાધિપતિણીજીને.

રાજ: (સ્વગત)
અજબ નથી આજના આ ખેલ ?
પરણ્યાંના વિરહ વાંચ્યા છે.
આ તો કુંવારાંને થયા કોડ,
ને વિરહના ઓરતા સાંપડ્યા.

(બિન્દુ ને બે બાલિકાઓ આવે છે.)

કાન્તિ: તોફાનને ઘોડે ચ્હડ્યો છે કે ? ...

બિન્દુ: મ્હારે નથી મનદુઃખ, કાન્તિ બ્હે...
ન્હાનકડી બાળકીઓ બબડે છે.
કૂહે છે: ઉપર દેખાય છે
એવું અન્દર નથી દેખાતું.

એક બાલિકા: ઉંચામાં ઉંચી ડાળે ચ્હડી બિન્દુ...
ઊંડામાં ઊંડું નિરખી રૂહે છે:
કહે છે મોરે એમ કરે છે.

**બીજી બાલિકાઃ** અન્ધારામાં આગિયા ઉડતા'તાઃ
જગતની તાપણીના તણખા જેવા.
સળગે ને હોલવાય,
હોલવાય ને વળી સળગે.
ઝાલવા જાઉં તો ઝલાયે નહીં.

**કાન્તિઃ** પણ ફરિયાદ છે શી ?

**પહેલી બાલિકાઃ** ઉપર દેખાય છે
એવું અન્દર નથી શે દેખાતું ?

**કાન્તિઃ** એ તો જગત જેવડી ફરિયાદ છે,
કાળજૂની ને સનાતન.
રાજ ! સાંભળો ને સ્હમજાવો.

**બીજી બાલિકાઃ** આરસો માંડી તારા ઉતાર્યાઃ
વીણવા જાઉં તો વીણ્યા વીણાય નહીં.
કથરોટમાં પાણી ભરી આભ ઉતાર્યુંઃ
તારલિયા તગતગે ને ઉડી જાય.
દેવમુદ્રિકામાં જોયું તો મ્હારૂં મ્હોંઃ
વાતો માંડું તો હોંકારો યે ન ભણે.

**પહેલી બાલિકાઃ** પાંખડીની પાંખડીઓ યે એવી છેઃ
એકે યે નથી ઝીલતી ગવરાવ્યાં ગીત.
અમારી સંગાથે યે અમને
હજી નથી આવડતી વાતો કરતાં.

**રાજઃ** જગત એટલે જ માયાના છાયાચિત્રો.
દેખાય ને ઝલાય નહીં તે જગત.

**કાન્તિઃ** ધીરી, બાળાઓ ! જરા ધીરી.
આત્માના સન્દેશા યે સંભળાશે.
ને સંભળાય ત્હારે કલ્યાણના હજો સો.
આવ; મ્હારે હૈયે વિરાજ; હુંફ લે.

( પહેલી બાલિકાને કાન્તિકુમારી તેડે છે, હૈયે ચાંપે છે. બાળકી ઘડીક કાન્તિકુમારીની આંખડલીમાં ઊંડું નિરખી રહે છે, પછી ચન્દ્રક ચૂમે છે. )

બિન્દુ: ચન્દ્રક ન ઓટિયે, બાળા!
ચન્દ્રક ઓટવાની દેવની આણ છે.

બાળા: ( ન સાંભળતી જેવી )
કાન્તિ બ્હેન! બડાં પરેકાં છો હો!
આંખડલીમાં તારામંડળ ઝળકે છે,
ચન્દ્રકમણિમાં મ્હને પૂરી ફરો છો.

કાન્તિ: ન્હાનકડાં નયનનયનોમાં સૌનાં
બ્રહ્માંડ સંકેલેલાં છે, બાલા!
ત્હારાં યે લોચનિયાંમાં
બ્રહ્માંડ ઝળહળે છે.
મ્હોટી થજે ને નિહાળજે.

બિન્દુ: હરિના મુખમાં ઝળહળતું'તું ત્હેવું?

કાન્તિ: ( સ્વગત ) અવધિ, ભગવન્!
બાલકોના બોલ તો કારમીક
અમર વાણુ ઉચ્ચરે છે,
આત્માને યે ન્હલાવી નાંખે છે.
મ્હારા ચન્દ્રક ઓટાયા—

( દૂર-દૂરથી ગાજતો-ઘૂમતો-ઉછળતો પાખંડીનો શંખનાદ આવે છે: દિશાઓ ધણધણી ઉઠે છે. ઉલ્લાસની લહરીઓ ઉછળે છે. એ ઉર્મિંઝુલે કાન્તિકુમારી ઝુલે છે. )

ઉઠો, સંઘ જમાવો, સંસારધ્વજ રોપો
ભાગ્યવિશાળા સાગરચોકમાં.
શંખનાદે પ્રારબ્ધને જગાડો.
સાચની હાકલ ગજાવો પૃથ્વીપુરાણી.
મહામૈયાનું મન્દિર મંડાય ત્હારે
ઘંટાના કલઘોર બોલાવજો,
શંખની સિંહગર્જના ઘોરાવજો,
સત્ય શબ્દની નેકી પોકારજો.
સંસાર એટલે પ્રકૃતિના રાસ.
પાંખડી પ્રકૃતિને ખોળે ખેલે છે.
જાગ; આનન્દો; ઉઠાવો.
પાંખડીના પુણ્યમન્ત્રોની આણ.

( સાગરના સંસારચોકમાં કૌમારસંઘ ટોળે મળે છે. બ્રહ્મલીલાનો સંસારધ્વજ ફરકાવતી પાંખડી કૌમારસંઘને સિંહાસને આવી ઉભે છે. મુખડે મુખડે ઉત્સાહ ને દેવવીરત્વ ઝળહળે છે. )

પાંખડી: સત્યમેવ જયતે.

કૌમારસંઘ: સત્યમેવ જયતે, નાઽનૃતમ્.

પાંખડી: અગમ્યઓળંગતો આજનો કૌમારસંઘ
આવતી કાલનો એ સંસારસંઘ.

કાન્તિ: કરમાય નહીં તે કુમાર.
કૌમારસંઘ છે બજરંગ શો બલવન્તો:
સીતાજીની સાધ તે લાવશે.
કાળપાયેલાં એ ઉછળતાં બ્રહ્મબાણ,
બ્રહ્મચારીઓના ઉર્ધ્વગામી આત્માઓ,
યુગયુગના એ લવ ને કુશ,
રામસેનાને યે મૂર્છા પાય.
મનુષ્યપગલાંમાંથી કાંટા નીન્દવા,
જનમાર્ગના ભાગ્યા ચીલા સમારવા,
વિષવલ્લીઓ ઉખેડી અમૃત ઉગાડવાં:
એ આપણા પુણ્યમાર્ગ,
એ આપણા ભાગ્યપન્થ.
ન્હાનકડી નથી એ સંસારસેવાઓ.
મહાશય છો, મહાનુભાવી છો:
વેદવાટે વિચરતા બ્રહ્મચારીઓ!
ઓળંગજો અગમ્યની યે પાળ.
કાલીને માથે બાલકૃષ્ણ નાચ્યા;
નાચજો એમ કાળને મસ્તકે.
કાલીને નાથ્યો એમ કાળને નાથજો.
કૌમાર છે કાળનું વિધાતા.
બોલો સત્યમેવ જયતે.

કૌમારસંઘ: સત્યમેવ જયતે, નાઽનૃતમ્.

કાન્તિ: સંસારવ્યૂહ ખેલવા સ્હેલા નથી.
પાંખડી! ગવરાવ એ સાચની ગાથાઓ,
ને શીખવ સંસારરમણાંની દેવલીલા.

( સંસારધ્વજ રેશમી પાંખડી કૌમારસંઘને સાચની ઋચાઓ ગવરાવે છે. વિધવિધના સંસારવ્યૂહ રચતો કૌમારસંઘ સંસારધ્વજ સન્મુખ ઘૂમે છે, શપથ લે છે, ને સાચનું સનાતન ગીત ઝીલે છે. રસના રસાવતાર શી પાંખડી વચ્ચે વચ્ચે દેવમધુરી જલતરંગ બંસી અધરે ધરી એ બંસીબોલથી બ્રહ્માંડમંડળ ડોલાવે છે. )

સાચના સીપાઈ,
અમે સાચના સીપાઈ;
સાચ અમારી તરવારે,
ને સાચની બાંધી સવાઈ:
અમે સાચના સીપાઇ.

( ઉપર આકાશઆલેખી ટેકરીઓની ધારે ઝુંડમાં નેપાળી જોગણ દર્શન દે છે. )

સાચ અમારા લ્હડવૈયા,
તે લ્હડશે સાચલ્હડાઇ;
સુણો, અમારાં બ્યૂગલ વાગે,
સાચની હાક છવાઇ:
અમે સાચના સીપાઇ.

જૂવો, અમારી ધ્વજ ફરફરે,
સાચની લહરો વાઇ;
અમે સાચનું લશ્કર સઘળે,
આવો ત્હમે ય, ભાઇ!
અમે, સાચના સીપાઇ.

( કાન્તિકુમારી સંસારસેનાધિપતિણીનો મહાશંખ વગાડે છે. ટેકરીઓમાં, ગુંફોમાં, જલઝાડીઓમાં એનો મહાઘોર ઘૂમી વળે છે. )

**કાન્તિ:** ( બે વીર ડગ આગળ ભરી સિંહણને શબ્દે ગાજતી )
બરખા–આ–સ્ત. सत्यमेव जयते।

**કૌમારસંઘ:** सत्यमेव जयते, नाऽनृतम्.

( અમૃતપુરનો કૌમારસંઘ વેરાઈ-વિખરાઈ ઉભો છે. )

**કાન્તિ:** ( દુંદુભિનાદે સાગરતરંગ શાં શબ્દમોજાંઓ ઉછાળતી )
સંસારની એક કેડી નથી;
એક ગાંઠે 'સહુ' સંચરતી મહીં.

વૃક્ષને શાખાઓ-પ્રશાખાઓ છે,
એટએટલા છે સંસારના પુણ્યમાર્ગ.
વડલાને પાંદડાં છે,
અમૃતપુરનાં એટએટલાં છે કુલધામ.
ભૂલશો મા, શ્વાસોચ્છ્વાસે સ્મરજો:
સંસાર છે અનેકશાખાળો બ્રહ્મવડલો.
ને એક જ બ્રહ્મવડલાની છે
અસંખ્ય આ શાખામહાશાખાઓ.
જાવ; નિજનિજને રાજમાર્ગે સંચરજો!
સંસારને બ્રહ્મમાર્ગે વિહરજો!
અંગારા વેરતા મા; ફૂલડે વધાવજો.

( જગતની દીવાદાંડી સરિખડી કાન્તિકુમારી તર્જનીકિરણે અમૃતપુરની દિશા દાખવે છે. ફૂલપરબમાંથી પાંખડી સૌને ફૂલડાં વ્હેંચે છે.

ઘોરમતા સાગરની ગર્જનામાં નિજનિજનો ન્હાનકડો શંખનાદ ગજાવતો કૌમારસંઘ નિજનિજના દિશાદેશમાં સંચરે છે. સંસારધ્વજ ફરકાવતી પાંખડી જોગણના કુંડમાં શિખરે ચ્હડે છે. અપાર સાગરની અગાધ જલલીલા નિહાળતી, યોગમાયાની મૂર્તિ સમી કાન્તિકુમારી સાગરને તીરે એકલડી, જગતના અણીઅગ્રની ભૂશીર સમી, ઉભી છે.

શિખરે, કુંડની ઝાડી નીચે, અમૃતદીવડાની એકજ્યોત શિખા શી ઉભેલી નેપાળી જોગણ ભગવદ્ગીતાનો શ્લોક ઉચ્ચારે છે. )

**નેપાળી જોગણ:**

યદ્યદ્વિભૂતિમત્સત્ત્વં, શ્રીમદૂર્જિતમેવ ચ,
તત્તદેવાવગચ્છ ત્વં મમ તેજોંશસંભવમ્.






ગયા વર્ષમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં કાન્તમાળા એ એક ઉત્તમ પુસ્તક છે એટલું નિર્વિવાદ છે. અને રા. રા. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરે કાન્તમાળાથી અપૂર્વ મિત્રશ્રાદ્ધ કર્યું છે. કાન્તમાળામાં અનેક સુંદર મણકાઓ છે પણ સૌથી વધારે આકર્ષક તો પત્રધારા જ છે. સદ્‌ગત મણિભાઈનું જીવન જેણે જોયું હોય તેને પત્રધારામાં એ જીવન પારદર્શક દેખાય છે. પ્રત્યેક સંસ્કારી માનવ જીવાત્મા, આંતરચક્ષુના પહેલા ઉઘાડ સાથે કોઇ અપૂર્વ આવેશથી "હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? ક્યાં જવાનો છું ? અહીં શા માટે આવ્યો છું ? આ સૃષ્ટિ શું છે ? મારે એની સાથે કેવો સંબંધ છે ? આ સૃષ્ટિનો નિયામક કોઇ છે ? કોણ છે ? ક્યાં છે ? મારે એની સાથે શો સંબંધ છે ?" વગેરે પ્રશ્નો પોતાને પૂછવા માંડે છે; અને આ દુસ્તર પ્રશ્નોના સમાધાન માટે એનો સમગ્ર અંતરાત્મા યૌવનના પૂરા જોરથી તનમનાટ મચાવી મુકે છે. આ બ્રહ્મજીજ્ઞાસુ અહીં જાય છે, ત્યાં જાય છે, કોઇ એક ગુરૂને પૂછે છે, બીજાને શરણે જાય છે, વિવિધ ધર્મગ્રન્થો વાંચે છે, સંસારથી વિરક્ત થઇ તપશ્ચર્યા સાધે છે, યોગમાર્ગનું પરિશીલન કરે છે, દુનીઆને આ છેડેથી બીજે છેડે સમાધાનની શોધમાં ભટકે છે, આકાશપાતાળ એક કરે છે અને અન્તે ખરૂં સમાધાન મેળવ્યા વગર જ મોટે ભાગે [illegible] કોઇ [illegible]નિર્વચનીય રીતે શાંત થાય છે ક્ષણોમાં સમાપ્ત થઇ જાય છે, અને કોઇમાં થોડાં વર્ષો સુધી પહોંચે છે; પણ કોઇ વિરલ જીવનું તો આખું આયુષ્ય આ આધ્યાત્મિક મંથનમાં જ સમાપ્ત થાય છે. સદ્‌ગત મણિભાઇ આવા વિરલ જીવોમાંના એક હતા. એમના પરમ મિત્ર મુ. બલુભાઈ પત્રધારાની શરૂઆતના ટિપ્પણમાં ખરૂં જ કહે છે:

"જમાને જમાને કેટલીક સમર્થ બુદ્ધિ અને સુકોમલ હૃદયની વ્યક્તિઓ મહામંથનમાં પડી જાય છે, અને આપણાં તુચ્છ ત્રાજવાં માપી ન શકે એટલું વેઠે છે. તેમનો લગભગ આખો જીવનસ્રોત તીવ્ર દર્દમય જ વહે છે......કવિ નર્મદ એના સમયમાં આવી મહામંથનનિમગ્ન વ્યક્તિ થઇ ગયો. મ્હારો મિત્ર મણિશંકર ઈ. સ. ૧૮૯૫ થી ૧૯૨૦ સુધીની પચ્ચીશી-નો એવો જ એક 'મોટો કણ' હતો; કુદરતે બક્ષેલી શક્તિઓમાં મોટો; એની આંતર વ્યથામાં મોટો; જે પ્રશ્નની સાથે એણે લગભગ ત્રીશ વર્ષ પર્યંત મહાભારત કુસ્તી કર્યા જ કરી, તેની મોટાઈ વડે પણ મોટો. એણે જે જે સહન કર્યું છે તે કલ્પનાચક્ષુ વડે જે કોઈ થોડું 'પણ' પણ પ્રત્યક્ષ કરી શકશે, તે માણસ હશે, તો તેને આંસુ આવ્યા વગર નહીં રહે." (કાન્તમાળા પા. ૩૨૦)

સ્વાભાવિક પાશવજીવનથી જેને સંતોષ નથી થતો એવાં સંસ્કારી મનુષ્યો સાહિત્ય, કલા, સ્નેહ, દયા, પરોપકાર, ધર્મ, બ્રહ્મજ્ઞાન વિગેરે વિભૂતિઓ પોતાના જીવનમાં ઉતારવા મથે છે. સદ્‌ગત મણિભાઈએ આ

વધારે ચોગ્ય માણુસ માટે રહેવા દઇ એના એક અંશનું ટુંકું દિગ્દર્શન કરીએ.

સદ્‌ગત મણિભાઇને ગુજરાતે પહેલાં કવિ તરીકે ઓળખ્યા અને 'પત્રધારા'ના આરંભમાં પણ એમનું કવિજીવન દેખાય છે. કાન્તમાં કવિતા સ્રજવાની કુદરતી શક્તિ ઘણી મોટી હતી. પણ એમનો સારી કવિતા વિષે આદર્શ ઘણો ઉંચો હતો. અને એ કારણથી પોતાની કલ્પનાને વાણીમાં ઉતારતાં તેઓ બહુ મથામણ કરતા. જુઓ પહેલો જ પત્રઃ "ઘણા દિવસથી જે કામ મેં મુકી દીધું છે, તે બહુ સારૂં તો ન જ બની શકે........ expressions (શબ્દો) બે ચાર ઠેકાણે સારાં છે, પણ કેટલેક ઠેકાણે bald (અનલંકૃત) છે. લખતાં લખતાં છેવટના ભાગમાં હું થાકી ગયો છું, અને છેલ્લી ગીતિમાં જે અભિપ્રાય અને force (આવેશ) આણવો હતો, તે આણી શકયો નથી. ફેર્ફો તમ કહો છો તેમ taste (સુરુચિ) અને picture (આખું ચિત્ર) poetic (હૃદયંગમ) છે." (કાન્તમાલા પા. ૩૧૯)



સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)
['શ્રીબોધ'ના બંધુકૃત્યથી]

પોતાની જ કવિતા ઉપર કેવો સૂક્ષ્મ વિચાર ઉપરના પત્રમાં દેખાય છે!

પત્ર ચોથામાં વળી લખે છે કે "એ કાવ્ય આપણી ભાષામાં વિશિષ્ટ થશે પણ મને શંકા રહે છે. જે એ પંક્તિ નહિ ગણાય. મ્હારી શક્તિ જરા ખૂટી પડી ગઇ છે. અને મ્હારી કલ્પના તજસ્વી કરવાને માં મ્હારે મથન કરવું પડે છે." (પત્ર ચોથાનું ભાષાંતર કાન્તમાલા પા. ૩૨૧)

આ રીતે છેક ૧૮૮૯માંથે પોતાની કવિતાની શક્તિ વિષે કાન્તને શંકા થયાં કરતી. અને ધીમે ધીમે જેમ જેમ આંતરજીવનમાં બીજા વિચારોનું જોર વધતું ગયું તેમ તેમ કવિતાદેવી દૂર જવા લાગી.

પોતાની કવિતાની રમણીયતાનો પોતાને સાચો ખ્યાલ હોવાથી તેઓ કહે છેઃ "મને મારા હૃદય ઉપર આસ્થા છે, અને હું અવશ્ય માનું છું કે મારૂં નામ ગુજરાતી સાક્ષરમંડળનાં ઇતિહાસમાંથી જલદી ભુસાઇ નહીં જાય. આ વૃત્તિ મને ઘણા દિવસની છે." (કાન્તમાલા પત્ર ૬, પા. ૩૨૨) ૩૫ વર્ષ પૂર્વે લગભગ પોતાની ૨૨ વર્ષની ઉમ્મરે પોતાની શક્તિનું જે પારખું સદ્‌ગત મણિભાઇએ કરેલું અને પોતાને માટે જે ભવિષ્ય ભાખેલું તે આજે લગભગ અક્ષરશઃ સાચું ઉતરેલું જોઇએ છીએ અને એમનું નામ હજી પણ ભવિષ્યમાં તરતમાં ભુસાઇ જાય એમ તો નથી લાગતું.

મણિભાઇની આત્મપરીક્ષા કેવી ચોખ્ખી હતી એ આટલા ઉપરથી દેખાય છે અને બીજી બાજુએ તેઓ કહે છે તેમ 'નામ નથી ભુસાઇ ગયું' પણ તેમણે ઇ. સ. ૧૮૮૯માં લખેલું "......મને ધાસ્તી રહે છે કે હું થોડાં વર્ષમાં તો [illegible] મરી જવાનો" (કાન્તમાલા

પત્ર ૫, પા. ૩૨૨) તે રીતે તેઓ પાછળથી કવિ મટી ગયેલા એમ કહેવામાં ખોટું નથી, એટલે એ રીતે પણ એમની આત્મપરીક્ષા સાચી નીવડી છે.

મણિભાઈએ ઉત્તમ કવિતાનો રસ ખૂબ પીધો હતો. એ રસપાનમાં એમને અમુક કાળે તો જીવનસાફલ્ય લાગતું અને જગતના મહાકવિઓની ઉત્તમ કવિતાનું યથાર્થ હાર્દ સમજનારું એમનું હૃદય એવું સૂક્ષ્મપરીક્ષક બની ગયું હતું કે સામાન્ય રચનાથી એમને સંતોષ ન થતો. ૧૪મા પત્રમાં તેઓ લખે છે કે "આ આપણી હજી બાલાવસ્થા ચાલે છે, તેમાં કવિતા લખવી કેટલી તો મુશ્કેલ છે તે હું જાણું છું. હું પોતે છેક આશાહીન છું—મ્હારું યત્કિંચિત્ લખાણ કંઈ આશા આપે એવું નથી. પણ ઇંગ્રેજી કવિતાનો અભ્યાસ, જે આટઆટલો અવિશ્વાસ ઉપજાવે છે, તે કવિતાપરીક્ષણનાં કેટલાક અતિ કડક નિયમો પણ શીખવે છે, અને એ કસોટીએ તપાસી જોતાં ગુજરાતી કવિતાઓમાંથી બહુ જ થોડી મ્હને સારી લાગે છે. ખરેખર, સંસ્કૃત કવિતાના પણ મોટા ભાગને કચરો જ ગણતો થયો છું, અને હું ધારું છું કે પ્રેમાનંદ કંઈ કવિ નહીં, માત્ર પદ્ય જોડનારો હતો, એમ બહુ સહેલાઈથી સાબીત થઈ શકે." (કાન્તમાલા પત્ર ૧૪નું ભાષાંતર.) અલબત્ત આ પત્રમાં એમના સ્વભાવ પ્રમાણે એક પક્ષ જોરથી કહેવા જતાં બીજા પક્ષમાં કંઈક અતિશયોક્તિ થઈ હશે પણ સારી કવિતા માટેનો એમનો આદર્શ કેટલો ઉંચો હતો એ સ્પષ્ટ દેખાય છે.

કાવ્યરસમાં મણિભાઈ કેવા મસ્ત હતા તે એક બીજા પત્રના શબ્દોમાં પણ દેખાય છે: "કવિતામાં તો ઇંગ્લિશ ભાષાના જેટલી બીજી કોઈ સમૃદ્ધિમાન હશે, એ મારી કલ્પનામાં નથી આવી શકતું. આખું હલાવે એવી કવિતા સંસ્કૃતમાં પણ છે, પણ વાંચતાં હૃદયમાં vibrations (આંદોલનો) થઈ જાય, એવી તો મેં ઇંગ્લિશમાં અને તે હમણાં જ જોઈ. એ સુખને હું શ્રેષ્ઠ ગણું છું અને તેમાં મસ્ત છું." (કાન્તમાલા પત્ર ૬.) આ રીતે ઉચ્ચ કાવ્યરસાસ્વાદના અનુભવી અને એટલે અંશે કવિ જતાં એ પોતે કહે છે (but as all creators are critics—બધા સ્રષ્ટાઓ વિવેચકો પણ છે. કાન્તમાલા પત્ર ૧૨.) તેમ વિવેચક મણિભાઈ એક પછી એક ચડીઆતી કવિતા સૃજવા અતિશય ઉત્કંઠિત હતા એમ એમના પત્રો ઉપરથી દેખાય છે. એક સ્થળે તો સ્પષ્ટ કહે છે કે "અને જ્યારે તમે પણ મ્હારાં 'ચક્રવાકમિથુન'ને 'વસંતવિજય'થી હલકું નથી લેખતા, ત્યારે એ જ દિશામાં હું નવી વિશેષ સુંદરતાઓ સાધું તેનું સ્વાગત બીજો કોણ કરનારો! તથાપિ હું મથીશ; મંડ્યો રહીશ; અને પરિણામે, એટલો વિશ્વાસ છે તો ખરો કે (મ્હારી ભાવનારૂપ) વિજય મેળવી શકીશ." (કાન્તમાલા પત્ર ૧૦નું ભાષાંતર, પા. ૩૨૫)

પોતાને વિશ્વાસ હોવા છતાં પણ મણિભાઈ આ વિજય મેળવી શક્યા નથી એ આપણે જાણીએ છીએ. જો તેઓ આ વિજય મેળવી શક્યા હોત તો એમના પોતાના જીવનનો ઇતિહાસ જુદો જ ઘડાત એટલું જ નહીં પણ ગુજરાતી સાહિત્યના ઇતિહાસનાં પણ કેટલાંક પૃષ્ઠો જુદી રીતે લખાત.

આ વિજયની આડે શું આવ્યું? તેઓ પોતે એ જ પત્રમાં કારણ જણાવે છે: "(આવું પરિણામ આવવામાં) મ્હારી (મ્હને તો દેખાય) છે એક જ ખામી: સહકાર (વગર), લાગણીભર્યા ઉત્તેજન (વગર હું થોડું જ કરી શકું એમ છે). (હું એવો જ છું;) એકલા ગાવું, એકલપંડે જ કર્તવ્ય કર્યાં જવું, મ્હને રુચે નહીં. એકાકી મંથનને માટે (જે) શ્રદ્ધાબલ (આવશ્યક છે તે તો) મ્હારામાં છે, પણ (એવા વિગ્રહ જેવા આરોહણને માટે જે) વીરત્વ (પણ આવશ્યક છે, તે) ન મળે."

ખરેખર સ્નેહીઓના લાગણીભર્યા સહકાર તથા સહવાસની મણિભાઈના સ્નેહાળ આત્માની ભૂખે તથા ઉપર કહેલ વીરત્વના અભાવે એમના આખા જીવન ઉપર પ્રબળ અસર કરી છે.

સદ્ગત મણિભાઈની કાવ્યસરિતા આરંભના જોરથી આગળ કેમ ન ચાલી એ વિષયના પૃથક્કરણમાં આથી ઉંડા નહીં ઉતરીએ, અને એમના આંતર જીવનપ્રવાહને અવલોકવામાં આગળ ચાલશું.

મણિભાઈના સ્નેહાળ સ્વભાવમાં કાવ્યમયતા જો કે અમુક અંશે સહજ હતી, પણ કાવ્યપ્રવાહ એકસરખો નથી ચાલ્યો. પણ ગુજરાતી સાહિત્યની બીજી રીતે સેવા કરવાની વાસના પણ એમનામાં શરૂઆતમાં પ્રબળ હતી. તેઓ ઈ. સ. ૧૮૯૨ના એક પત્રમાં લખે છે કે "મ્હારી ટુંકી નજીવી જિંદગી આપણા સાહિત્યની સેવામાં અર્પી દેવાનું મને ઘણું ઘણું મન છે. દાખલા

તરીકે, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના મંત્રી જેવું પદ પણ હું એક કાળે સ્વીકારી લઉં. થોડો સમય વીત્યા બાદ એવી કાયમની નિર્ધનતા સ્વીકારી લેવામાં મ્હને મુદ્દલ આનાકાની નથી. પણ... મારી સાથે સહકારીઓ હોય, મળી શકે તો નાયકો પણ હોય, એટલી શરત તો ખરી." (કાન્તમાલા પત્ર ૧૮નું ભાષાંતર પા. ૩૩૧)

મણિભાઇએ 'સાહિત્યસેવાની પોતાની આ વાસના' પણ ઠીક તૃપ્ત કરી છે. કવિતાનો પ્રબળ પ્રવાહ એની મેળે આવતો બંધ થયો ત્યારે એમણે શ્રમપૂર્વક સાહિત્યસેવા કરવા માંડી, અને આ સેવા ઓછાવત્તા અંશે આમરણ ચાલુ રાખી હતી. ચિત્ત સર્વાત્મભાવથી ધર્મને શરણે ગયું ત્યારે એ પ્રકારની સાહિત્યસેવા શરૂ કરી પણ કોઇ ને કોઇરૂપે છેવટ સુધી પોતાનું અક્ષર જીવન તો નિભાવી જ રાખ્યું. હૃદય ઉપર બળવાન આઘાત થાય અથવા કોઇ કારણથી હૃદયમાં પ્રબળ આન્દોલનો ઊઠે ત્યારે એની મેળે કવિતા દેવીની વીણાની ઝણઝણાટી સંભળાતી અને, બાકીના વખતમાં યથાનુરૂપ્ય ગુજરાતી ભાષાની કોઇ ને કોઈ રૂપે સેવા કર્યા કરતા. મણિભાઇની ગદ્યસાહિત્યસેવામાં પહેલી અને મોટી સેવા તે શિક્ષણનો ઇતિહાસ. આ પુસ્તક લખવા માટે એમને ઘણું વાંચવું પડ્યું, ઘણો માનસિક શ્રમ કરવો પડ્યો. અને પરિણામે તેઓ અત્યંત થાકી ગયા. આ રીતે મનની થાકેલી સ્થિતિમાં એમણે એક કાગળ લખ્યો છે જે એમની એ વખતની મનોસ્થિતિ બહુ સ્પષ્ટ રીતે બતાવે છે:

"મ્હારૂં જીવન નીરસ છે, મ્હારા કોઇ પણ મિત્રના જીવન કરતાં વધારે. ધુંસરીએ જૂતીને કરવું પડતું તમામ કામકાજ સંકોચક છે. પણ મ્હારે એવા નિત્યકર્મ ઉપરાંત નિરંતર માનસિક ઘર્ષણ પણ સ્હેવું પડે છે. મ્હારૂં મગજ કવિતાની એક લીટી પણ લખવા જેટલું શીતલ ક્વચિત્ જ હોય; બલ્કે હોતું જ નથી.

મ્હારો ઇતિહાસ પૂરો થયો છે, પણ એણે મને ખોખરોખો કરી દીધો છે. કવિતા હું મુદ્દલ વાંચતો નથી, વાંચી શકતો જ નથી. માત્ર કેળવણીવિષયક થોથાં વાંચી શકું છું. તો મ્હારે મિત્રોને લખવા ઘટે એવા કાગળો શી રીતે લખી શકું?" (કાન્તમાલા પત્ર ૨૦ માંથી ભાષાંતર પા. ૩૩૨)

આ પત્ર ઉપરની ટિપ્પણી વાંચવા જેવી છે:-

"લાંબા વખતના ભારે માનસિક શ્રમને લીધે મણિશંકર છેક આવા થાકેલા હતા. આ પ્રસંગે એમને છ માસની ફુરસદ મળી હોત અને તે એ બે ત્રણ સમાન મિત્રો સાથે મુસાફરીમાં, નવું નવું જોવા શીખવામાં, અને શરીરને રોજ કલાકો સુધી નીવિનોદી રખડપટ્ટી વડે થકવવામાં અને કસવામાં ગાળી શક્યા હોત, તો કદાચ એમના જીવનનો આખોયે ઇતિહાસ બદલાઇ જાત."

એમના જીવનનો ઇતિહાસ માત્ર આટલાથી બદલાત કે નહીં તે તો ઇશ્વર જાણે પણ મણિભાઇના અંતઃકરણમાં મોટું પરિવર્તન થતું હતું. કાવ્યો વાંચવા-લખવાનો અને એ દિશામાં પોતાના તરફથી જગતને નહીં તો ગુજરાતને કાંઇક અપૂર્વ વસ્તુ આપી જવાનો જે ઉત્સાહ મણિભાઇના ચિત્તમાં ૮૮ થી ૯૧ સુધીમાં પ્રજ્વલિત રૂપમાં જોવામાં આવે છે તે ૯૩ માં તો તદ્દન ઠરી ગયો છે. અને શિક્ષણના ઇતિહાસના થાકે ગદ્યસાહિત્યસેવાની તૃષ્ણાને પણ શાંત કરી દીધી જણાય છે.

મનની આવી સ્થિતિમાં—પોતાથી સાહિત્યની પણ કોઇ અપૂર્વ સેવા થઈ શકે એમ નથી એવા ભાનના સમયમાં—મૂળની સત્ય અને ધર્મની જીજ્ઞાસાએ જોર પકડ્યું. સંસ્કારી કેળવાયેલા બ્રાહ્મણ યુવાનના મનમાં ધર્મનું રહસ્ય જાણવાની વૃત્તિ જાગે એ તદ્દન સ્વાભાવિક છે. વળી એ સમયમાં થીઓસોફી, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ વગેરે મંડળોનાં ધાર્મિક આંદોલનો પણ ગુજરાતમાં જોરથી વહેતાં હતાં. બીજી તરફથી હિંદુ ધર્મની કેટલીક માન્યતાઓ ઉપર ખ્રિસ્તી ધર્મ તરફથી તથા પાશ્ચાત્ય વિજ્ઞાન તરફથી પ્રબળ હુમલાઓ થતા હતા અને આપણા સુધારકો આપણા વ્હેમોને વખોડી ઉખેડી નાખવાનો પ્રયત્ન કરતા હતા. સુધારકોના આ હુમલાઓ સામે મણિલાલ નભુભાઇ જેવા વેદાન્તનો આશ્રય લઇને યથાશક્તિ બચાવ કરતા હતા, અને આ વમળમાં સત્ય ઊલટું ઊંડું ઉતરી જતું હતું. મણિભાઇ જેવા ઉગ્ર લાગણીવાળા જીવાત્માને આ વમળમાં મુંઝવણ થાય અને એનો અંતરાત્મા ધર્મનું રહસ્ય જાણવા વધારે તરફડાટ મારે એ સ્વાભાવિક છે. અને ખરેખર સાહિત્યસેવામાં થાકેલા મણિભાઇની ધર્મભૂખ ખૂબ તીવ્ર થઇ ગઇ અને એમણે ચારે તરફ દોડવા માંડ્યું.

૧૫-૫-૧૮૯૦ ના એક કાગળમાં મણિભાઇ લખે છે કે "થોડુંક થયું એક આગ્રહી થીઓસોફિસ્ટના સમાગમમાં આવતાં, મ્હને લગભગ નક્કી લાગે છે કે

રહસ્યવાદ ( Occultism.) સાચો છે અને ગુપ્ત ભ્રાતૃમંડળોના સભ્યો માણસ જાતના ખરા મિત્રો છે. બેશક થીઓસોફીસ્ટોમાં પાખંડીઓ પણ ઘણા છે, પણ આખી સંસ્થા ધતિંગ નથી. તમે એમને વિષે વધારે જાણો એમ ઇચ્છું છું. હું ધારું છું, એઓ આપણને પોતાના મંતવ્યો સ્વીકારતા કરી દેશે. તેમની ભાવના તો આપણી ભાવના કરતાં નીચી નથી જ." (કાન્તમાળા પત્ર ૮નું ભાષાંતર, પા. ૩૨૪)

"આ જ તારીખના એક બીજા પત્રમાં તેઓ લખે છે કે "કેટલાંક જન્મથી જ્ઞાનિનાં બાળકો હોય છે. તત્ત્વચિન્તનમાં તેઓ નિરાશાવાદી હોય છે. તેમનાં હૃદય હદપાર લાગણીવાળાં હોય છે." (કાન્તમાલા, પા. ૨૮૮, ભાષાંતર.)

આ પ્રમાણે શરૂઆતથી જ ચિત્ત ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં ગહન રહસ્યો તરફ દોરાતું પણ હજી ઉત્સાહ પ્રબળ હોવાથી પાછું સાહિત્યસેવા ઉપર દોડતું: "પણ મણિભાઇનું (કે કોઇનું) ખંડન કરવાની જ શી અગત્ય? એના મંતવ્યોને માન આપનારા મ્હને તો નથી લાગતું કે ઘણા હોય. એ અને બીજા સૌ ભલેને પોતપોતાને માર્ગે વહે, આપણે શું? આપણે આપણા સાહિત્ય પાછળ જ મંડિયે, એમ કરવું બહેતર નહીં!" (કાન્તમાલા પત્ર ૧૩, ભાષાંતર. પા. ૩૨૭) સાહિત્ય પાછળ જ મંડવું ખરેખર બહેતર હતું પણ આ નિર્મળ ઉત્સાહ લાંબો વખત ટક્યો નહિ, એ આપણે જોયું. તેમાં વળી ઇ. સ. ૧૮૯૧ માં એમનાં પ્રથમ પત્ની ગુજરી ગયાં. આ અસહ્ય આઘાતથી એમનું હૃદય અત્યંત ક્ષુભિત થઇ ગયું, અને એ હૃદયના પ્રવાહોની દિશાઓ પણ કંઇક અંશે આ પ્રબળ ક્ષોભના આવેગથી ફરી ગઇ. જે, હૃદય હમેશાં બીજા સ્નેહાળ હૃદયને ઝંખ્યા જ કરે, એવા સમભાવ સહચારની હાજરીમાં જ કાંઇક કરી શકે, કેટલીક વાર યોગ્ય રીતે વિચાર સૂઝવામાં પણ જેને સ્નેહાળ હુંફની જરૂર પડે તે સ્નેહાળ હૃદયમાં આ આઘાતથી મોટા ફેરફારો થાય એ સ્વાભાવિક જ છે. અને એમના પત્રો જોઇએ છીએ તો સ્પષ્ટ દેખાય છે કે એમના ચિત્તમાં આ દુઃખદ આઘાતને પરિણામે વૈરાગ્ય, ભક્તિ, તીવ્રતર ધર્મજીજ્ઞાસા વગેરે પારલૌકિક પ્રવાહો ઉપર આવવા લાગ્યા. ૧૨-૧૧-૧૮૯૧ ના એક પત્રમાં લખે છે કે "ભવિષ્ય માટે મારો હજી કશો સિદ્ધાન્ત થયો નથી. ચિ. પ્રાણલાલની હયાતી અને સુખ સિવાય મારો બીજી કશી સ્પૃહા નથી, કશું જીવિતપ્રયોજન નથી. દુનિયાના સુખથી હું બેદરકાર છું: જે વર્ષ એકાદથી, વૈરાગીનાં વચન તમે મારે મોએ સાંભળો છો તે વાણી માત્ર નથી. એવી જ મારી વૃત્તિ છે. એ વૃત્તિને હજી મેં સ્થિર રૂપ આપ્યું નથી." (કાન્તમાલા પત્ર ૧૬, પા. ૩૨૯) એ વૃત્તિને સ્થિર રૂપ ન અપાયું તે ન જ અપાયું; અપાયું હોત તો કદાચ આખા જીવનનો ઇતિહાસ જુદી રીતનો રચાત.

આ રીતે મણિભાઇનું ચિત્ત આ અરસામાં ધર્મ તરફ કેવી રીતે વધારે ને વધારે દોરાતું ગયું તે જોવા જેવું છે. થીઓસોફીનું અવલોકન થોડું કર્યું ન કર્યું ત્યાં બૌદ્ધસાહિત્ય જોવાનો પ્રસંગ મળ્યો. પત્ર ૧૮ ની ટિપ્પણીમાં બબુભાઇ નોંધે છે કે "સૂત્ર, વિનય અને અભિધમ્મ, એ ત્રણ સંગ્રહો 'સેક્રેડ બુક્સ ઓફ ધી ઇસ્ટ' એ ગ્રંથમાલામાંના તરજુમામાં તાજા જ જોયેલા, 'શિક્ષણનો ઇતિહાસ' રચવા માટેના એક મહત્ત્વના સાધન તરીકે." અને એ સાહિત્યનું એમને આકર્ષણ પણ થયું. ૧૯-૮-૯૨ ના પત્રમાં લખે છે કે "દરમિયાન આ વિષય ઉપરના ભગવાન બુદ્ધના સંવાદોમાંથી દિલને અજબ ઉત્તેજનારા કેટલાકના અનુવાદ હું કદાચ લખું. માણસજાતિમાં ગૌતમ બુદ્ધથી વધારે દયાળુ હૃદય કે જ્ઞાતિભેદનો વધારે સમર્થ શત્રુ પાક્યો જ નથી."

(કાન્તમાલા પત્ર ૧૮, ભાષાંતર. પા. ૩૩૧)

આ પછીના ઇ. સ. ૧૮૯૪ ની આખરના એક પત્રમાં પ્રાર્થનાસમાજને ધર્મપ્રચાર માટે મધ્ય સ્થળ બનાવવાની સૂચના કરે છે: "આપણે આપણા કાર્યપ્રવાહને માટે એક મધ્ય સ્થળ સ્થાપવું જોઇએ. હું ગંભીર વિચાર કરી કરીને એવા નિશ્ચય ઉપર આવ્યો છું, કે પ્રાર્થનાસમાજને એવું મધ્ય સ્થળ બનાવી શકાય; અને પ્રથમ તેમાં જ ઐક્ય અને બલોપચયની જમાવટ આપણે કરવી જોઇએ." (કાન્તમાલા પત્ર ૨૨, ભાષાંતર. પા. ૩૩૪)

ઇ. સ. ૧૮૯૫ માં મણિભાઇનું ચિત્ત ધર્મ તરફ વેગથી દોડયે જતું દેખાય છે. તા. ૧૭ જુલાઇ, ૧૮૯૫ ને રોજ રમણભાઇ ઉપર લખેલો આખો કાગળ વાંચવા જેવો છે. એ પત્રમાં હજી તટસ્થ વૃત્તિથી ધાર્મિક સાહિત્ય તથા ધાર્મિક માન્યતાઓનો અભ્યાસ કરવાની વૃત્તિ દેખાય છે. તેઓ લખે છે કે "સત્યની શોધમાં ઉંડો રસ પડે છે; પણ મારા મિત્રો તો પોતે શોધ

ચૂકી કરી રહ્યા છે અને મને મદદ કરી શકે તેમ નથી એથી મને નિરાશા થાય છે." હજી ૯૫ માં આપણા પ્રાચીન વારસામાંથી પોતાના હૃદયની ભૂખને સંતોષે એવું કાંઈક મળશે એમ એમને લાગે છે: "મેં તમને સ્પષ્ટ શબ્દોમાં લખ્યું હતું કે હિન્દના પ્રાચીન ઋષિઓનાં કેટલાંક વચનોની મારા મન ઉપર ગાઢ અસર થઇ છે. એઓ મહાપુરુષો છે; એમ મને લાગ્યું છે. આપણને તેમના તરફથી શો સંદેશો મળે છે તે શોધી કાઢવા હું ઉત્સુક છું. મને પ્રતીતિ થઇ છે કે આપણી પ્રજાનો આપણે માટે કંઈ વારસો હોવો જોઇએ. આપણાં શાસ્ત્રોમાં જે કાંઇ મહત્ત્વનું છે, આપણી કવિતામાં જે કંઇ સુંદર છે, આપણા તત્ત્વદર્શનમાં જે કંઇ ઉદાત્ત છે, ભૂતકાળે આપણે માટે મુકેલી વસ્તુઓમાં જે કાંઇ મૂલ્યવાન છે તે બધું આપણે જાણીએ તો આપણા બન્ધુઓની વધારે સમીપ થઇશું અને તેમને વધારે સારી રીતે દોરી શકીશું."

વળી આગળ ચાલતાં લખે છે કે "પ્રાચીનમાં સારૂં શું છે તે શોધી કાઢવામાં તમે મને મદદ કરો એવી મારી ઇચ્છા છે."

આ આખો પત્ર ઘણો સુંદર છે. મણિભાઇનું હૃદય કેવું હતું એ એમાંથી ઠીક દેખાય છે. પણ પોતાની ધારણા પ્રમાણે પ્રાચીન ધાર્મિક માન્યતાઓ અને ભાવનાઓનું રહસ્ય શોધવા માટે તેઓ જોઇતો પ્રયત્ન કરી શકયા નહીં. તેઓ કહે છે તેમ કેટલાક મિત્રોએ ધર્મની શોધ છોડી દીધેલી, તો કેટલાક અમુક માન્યતામાં બંધાઇ ગયેલા. અને પ્રાચીનના અભિમાની મણિલાલ નભુભાઇ જેવાનો અદ્વૈતવાદનો ઉપદેશ એમનામાં વિરોધી વૃત્તિ જગાડતો. આનાં કારણો ઘણાં હશે પણ એમના પત્રોમાંથી એક કારણ જડે છે. તેઓ લખે છે કે "મહિનાઓથી એક વિચાર મગજમાં વલોવાય છે: વેદાંત ઉપર એક પ્રબળ હુમલો કરવો છે. નીતિશાસ્ત્ર હું કંઇયે જાણતો હોઉં તો આટલું તો જાણું છું, જે વેદાન્ત(ની વિચારજાલ)માં નીતિવિવેકનો સમૂળો ઉચ્છેદ છે. જો सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ સમાન છે, તો પછી ततो युद्धाय युज्यस्व એ આજ્ઞા વદતોવ્યાઘાત છે......

સાક્ષરી પાતકોમાંનું સૌથી અધમ સત્યમાત્ર પ્રતિ એકસરખી બેદરકારીને જ ગણવું ઘટે છે; એમ મને લાગવા માંડયું છે." (કાન્તામાલા પત્ર ૨૦, ભાષાંતર. પા. ૩૩૨)

વેદાંતમાં નીતિવિવેકનો સમૂળો ઉચ્છેદ છે, એવી માન્યતા એમના મનમાં શી રીતે બંધાઇ? આવી માન્યતા બંધાવાનું કારણ શોધવા અથવા છેલ્લા વાક્યમાં કરેલા આક્ષેપનું મૂળ શોધવા ઉંડા નહીં ઉતરીએ. પણ એટલું તો લાગે છે કે ત્રીસ વર્ષ પહેલાંનું સાક્ષરી વાતાવરણ એવું હતું કે જેમાં વેદાન્તનો અથવા આ દેશના પ્રાચીન ધર્મોનો ઉંડો અભ્યાસ કરવાની અનુકૂળતા મણિભાઇને ન મળી શકી. કદાચ એમનું પોતાનું આધ્યાત્મિક બંધારણ પણ આ બાબતમાં કેટલેક અંશે કારણભૂત હશે.

રમણભાઇ ઉપરના કાગળમાં પોતે કહે છે તેમ મન 'જલદી છાપ પડી જાય' એવું ખરૂં. તેઓ ખરૂં જ કહે છે કે "ઘણી અને વિવિધ વસ્તુઓ તરફ હું આકર્ષાઉં છું અને કેટલીક વખતે એક બીજાથી, ઉલટી વસ્તુઓને ખેંચાણતો હઇશ."

વળી ધર્મના પ્રદેશમાં મણિભાઈનું ચિત્ત કંઈ વસ્તુ શોધતું હતું! એ પોતે કહે છે: "હું સિદ્ધાંતોનું અને તે સાથેના તર્કનું અન્વેષણ નથી કરતો પણ માન્યતાઓનું અને તે સાથેની ભાવનાનું અન્વેષણ કરૂં છું." (કાન્તમાલા પા. ૨૯૬, ભાષાંતર.) સદ્ગત મણિભાઇનું ચિત્ત મૂળથી સ્નેહાળ, જ્યાં જ્યાં સુંદરતા જુએ ત્યાં ત્યાં તરત ખેંચાય એવું, અસ્થિર, ધર્મ તરફ આકર્ષાતું, પણ કબીર, નાનક પેઠે જાતે નવીન ધર્મતત્ત્વ જોઇ શકે એટલી પ્રતિભા વગરનું, તેમજ નવા ધર્મના પ્રચાર માટે આવશ્યક દૃઢતા વગરનું—આવું ચિત્ત ખ્રિસ્તી ધર્મની 'ઇશ્વર સ્નેહસ્વરૂપ છે' એ મુખ્ય ભાવના તથા એની આસપાસ બંધાયેલી બીજી કોમળ ભાવનાઓ તરફ ૧૮૯૫માં જ આકર્ષાયું. તેઓ પોતે જ પાછળથી એક પત્રમાં કહે છે કે "તે પિતા સ્નેહ છે. God is Love એ મારૂં તો ધર્મસૂત્ર છે." (પત્ર ૮૨, પા. ૩૬૩) ૨૨-૭-૧૮૯૫ ના પત્રમાં ખ્રિસ્તી ધર્મ તરફ સ્પષ્ટ આકર્ષણ દેખાય છે. "ખ્રિસ્તી ધર્મ ફિલસુફીની દૃષ્ટિએ વધારે સાચા છે એવા ધર્મોના કરતાં માણસ જાત ઉપર વધારે સારી (સદાચરણપ્રેરક) અસર કરવામાં ઘણો વધારે શક્તિમાન છે. એટલે કે બીજાં ધર્મોના પાયાં વધારે

સાબિત હશે, તથાપિ આ ધર્મ સજીવનતામાં તેમનાથી રહડી જાય છે. અને આપણું કામ આ સરસાઈનું ખરું મૂલ્ય જાણવાનું છે; ખ્રિસ્તી ધર્મનાં મંતવ્યોનું જ ખંડન કરીને બેસી રહેવાનું નથી." વળી આગળ ચાલતાં લખે છે કે "હું તમને વીનવી વીનવીને કહું છું જે (આ વિષયમાં) ઉચ્ચતર દૃષ્ટિ ગ્રહણ કરો, અને ધાર્મિક પ્રેરણાના બધા જ આવિર્ભાવોમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરવામાં મને મદદ કરો.'" (કાન્તમાલા પત્ર ૨૭, ભાષાંતર. પા ૩૩૭)

આ પત્રમાં કહે છે તેમ ૯૭ એ વર્ષ સુધી ધાર્મિક પ્રેરણાના વિવિધ આવિર્ભાવો સમજવાની વૃત્તિ જાગૃત હતી. એમનું ચિત્ત એક સ્થળે બંધાઈ નહોતું ગયું (જુઓ પત્ર ૨૮) પણ એમના સૌન્દર્યપ્રેમી ચિત્તને સ્થિર આરામ આપી શકે અને સાથે સાથે એમની નૈતિક ભાવનાને આઘાત ન પહોંચાડે એવા આપણા ધાર્મિક સાહિત્યમાં એમને બહુ ઉંડા ઉતરવાનો પ્રસંગ ન મળ્યો. અને મિત્રોને મદદ કરવાની એમણે વારંવાર વિનંતિ કરી જોઈ પણ મિત્રોના સિદ્ધાન્તશોધક તર્કો એમને અસર નહોતા કરી શકતા. એ સમયમાં કોઈ ધાર્મિક જીવનની મૂર્તિ જેવા પરમ ભક્તનો સમાગમ થવાનો પ્રસંગ આવ્યો હોત તો એની અસર ઘણી થાત. પણ એવું ભાવિ ન હતું.

તા. ૧૬-૮-૧૮૯૫ના પત્ર (નં. ૨૯) થી સ્પષ્ટ દેખાય છે કે આ વખતમાં પોતાની પાપમયતાનું સંવેદન એમને થવા લાગ્યું હતું. પણ એ સંવેદન એટલું તીવ્ર ન હતું કે એકદમ ત્યાગ કરી બેસે. ટુંકામાં મન આ વર્ષોમાં ડોલાયમાન જ રહ્યું છે. પણ ધીમે ધીમે ખ્રિસ્તી ધર્મ તરફ આકર્ષણ વધતું જાય છે. એ વખતના આ દેશના કેળવાયેલાઓના જીવનમાં સુધારાનું વાતાવરણ એવું બળવાન હતું કે આપણી વર્તમાન અધોગતિના કારણરૂપ સામાજિક તથા ધાર્મિક દોષો અત્યંત જવલંત રૂપમાં દેખાયા કરતા. આપણી સામાજિક રૂઢિઓ અને ધાર્મિક માન્યતઓમાંના અસદંશો આપણા સુશિક્ષિત ભાઈઓની આંખ આગળ પર્વત સમાન દેખાતા હતા અને સદંશો પરમાણુ રૂપે. વળી આપણી ધાર્મિક માન્યતાઓનો ઐતિહાસિક અભ્યાસ એ સમયમાં બીજ દશામાં હતો. પુરાણો અને ભક્તિમાર્ગ તો નિંદાપાત્ર મનાતાં. બીજી તરફથી પરદેશી વસ્તુઓનો મોહ અતિશય હતો. પરદેશી વસ્તુઓ, રૂઢિઓ, માન્યતાઓ, ભાવનાઓ અને વિચા-


ઈસુ ખ્રિસ્ત
['ગુજરાત'ના બંધુકૃત્યથી]

રોનો અપૂર્વ ચળકાટ આપણા કેળવાએલા ભાઈઓનાં અંતર્ચક્ષુને આંજી રહ્યો હતો. એકેશ્વરવાદ ધાર્મિક વાદોમાં શ્રેષ્ઠ જ હોવો જોઈએ એવી માન્યતા કાંઈક રીતે પકડાઈ ગઈ હતી. ખ્રિસ્તી ધર્મના જગત ઉપરના ઉપકારોનું બ્રહ્માંડ ભરી દે એવું ગાન એના અનુયાયીઓ કરતા હતા; અને એ દેશમાં ન જન્મેલો ન ઉછરેલને બીજો પક્ષ જાણવાનું કાંઈ સાધન ન હતું. છેલ્લાં ૨૫-૩૦ વર્ષમાં આપણું માનસિક વાતાવરણ ઘણું બદલાઈ ગયું છે. પણ એ વખતની સ્થિતિ જુદી હતી. એ વખતના વાતાવરણમાં મણિભાઈ જેવાનું સ્નેહાળ અને થાકેલું, અત્યાર સુધીના શ્રમથી નબળું પડેલું, આરામ શોધતું ચિત્ત પહેલાં ખ્રિસ્તી ધર્મથી સામાન્ય રીતે આકર્ષાયું અને પછી સ્વીડનબોર્ગના કાવ્યમય સ્નેહ અને સત્ય, એ બે મહા શબ્દોની અતિ રમણીય જાળ જેવાં પુસ્તકોના આત્યંતિક આકર્ષણથી છેવટે ત્યાં જ વિરમી ગયું. ધર્મનો વધારે શોધ કરવો પડતો મુકી મણિભાઈ નવીન દેવાલયના એક અનુયાયી બની ગયા એ એમના અત્યાર સુધીના આધ્યાત્મિક જીવનનું સ્વાભાવિક પરિણામ થયું.

ઈ. સ. ૧૮૯૭ ના એપ્રિલના આરંભથી સ્વીડનબોર્ગના માર્ગ ઉપર એમને પ્રતીતિ થવા લાગી (જુઓ તા.૨૩-૫-૯૭નો પત્ર ૩૭મો અને તેની નીચેની ટિપ્પણી) અને મિત્રોએ એ પ્રતીતિ ફેરવવા માટે ગમે તેટલી દલીલો કરી હશે પણ એ તો દૃઢ જ થતી ગઈ. અને

છેવટ ૧૮૯૮ માં ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો.તા.૭-૪-૧૮૯૮ના પત્રમાં એ ખબર કોઇને આપ્યા છે. (જુઓ પત્ર ૪૧, પા. ૩૪૬) વળી તા. ૧૭-૬-૧૮૯૮ના પત્રમાં કોઇને લખ્યું છે કે " મેં બ્રાહ્મણનું ચિન્હ ઉપનયન દૂર કીધું છે." ( કાન્તમાલા પા. ૩૦૪)

ઇ. સ. ૧૮૯૫ સુધીની ધર્મવિષયમાં મણિભાઇની શોધકવૃત્તિ હવે ન રહી અને સર્વાત્મસમર્પણપૂર્વક તેઓ સ્વીડનબોર્ગના અનુયાયી બન્યા. તા. ૯-૪-૯૮ ના પત્રમાં લખે છે કે " હું સ્વીડનબોર્ગનો શબ્દેશબ્દ માનું છું, અને વળી એને ઇશ્વરનો પયગમ્બર માનું છું. એટલે તમને અચંબો થવો ન જોઇએ, હું તમને જણાવું છું તેથી, જે હું ખ્રિસ્તી થયો છું." સ્વીડનબોર્ગનાં ચમત્કારભર્યાં પુસ્તકો વાંચવાનું આ પરિણામ હતું એમ એ પોતે જ આ પત્રમાં કહે છે. (કાન્તમાલા પત્ર ૪૨, ભાષાંતર. પા.૩૪૭)

આ રીતે મણિભાઇનું ધાર્મિક શોધ માટેનું આધ્યાત્મિક મંથન ઇ. સ. ૧૮૯૮ થી બંધ થયું. અલબત્ત એ સમયથી બીજી રીતનો—ધાર્મિક પ્રતીતિ અને કૌટુમ્બિક સ્નેહપાશ વચ્ચેનો—અતિ દર્દમય આંતરસંગ્રામ શરૂ થયો, જે લગભગ છેવટ સુધી ચાલુ રહ્યો.

મણિભાઇએ પોતાની પ્રતીતિ મિત્રોને તથા કુટુંબને ગળે ઉતારવાનો ઘણો પ્રયાસ કર્યો પણ કાંઇ ફળ ન થયું અને ગુજરાતને કે હિંદને આ નવીન ધર્મામૃતનું દાન કરવાની એમની વાસના થોડાં છુટાંછવાયાં ભાષાંતરો કે લખાણોને ન ગણીએ તો અતૃપ્ત જ રહી. એમના આ કડવા અનુભવનો ઘણો ઇતિહાસ હવે પછીના પત્રોમાં દેખાય છે. પણ એ સવિસ્તર જોવાનો અહીં અવકાશ નથી એટલે પ્રસ્તુત ઇતિહાસને જ અનુસરીએ.

૨૫-૩-૧૯૦૦ ને રોજ એમનાં પત્નીની વીનવણીઓને ન ગણીને એમણે સ્વામીના ભોજનમાં ભાગ લીધો (જુઓ પત્ર ૪૭ તથા ૪૮).

આ ધર્મપરિવર્તનથી મણિભાઇની જીંદગી અતિશય કષ્ટમય થઇ ગઇ. જ્ઞાતિ, મિત્રો અને કુટુંબથી પણ તેઓ છુટા પડયા. હંમેશા સ્નેહીઓના સમભાવ તથા સહચારમાં જીવનાર હૃદયને આ વિશ્લેષ અતિશય દુઃખકર થઇ પડયો. એમનો નીચેનો પત્ર કેટલો કરુણ છેઃ " સૌ મને ટોકે છે અને બોધવચન સંભળાવે છે. રોજ ને રોજ ઉઠીને આવાં વચન સાંભળવાનાં... પણ તમને નથી લાગતું કે મને બીજા ખોરાકની પણ જરૂર ખરી ?" (કાન્તમાલા પત્ર ૫૧, ભાષાંતર. પા.૩૫૦)

સ્વામીનું ભોજન લીધા પછીના ૪-૫ મહિનામાં દુઃખે એમની ખાત્રી થઇ ગઇ કે એ ક્રિયાનું સાહસ નહોતું કરવું જોઇતું. "...માન્યતા હતી તે છે. 'બાપ્તિસ્મા' લીધું હતું, તે પાછળથી ખોટું સમજાયું હતુઃ માત્ર વ્યાવહારિક દૃષ્ટિથી નહીં, પણ માન્યતાની દૃષ્ટિથી સુદ્ધાંત." (પત્ર ૬૦, પા. ૩૫૪)

વળી તેઓનો સ્વભાવ કુટુંબથી છુટા રહી શકે એવો નહોતો. પોતે જ લખે છે કે " મ્હારી ખાતરી થઈ છે કે હું તો કુટુંબ અને સંબંધીઓનાથી વિખુટો રહી શકું જ નહિ. ક્રાઇસ્ટના એ પ્રકારનાં સેવક થવા પૂરતું બળ મ્હારામાં તો છે નહિ. મ્હને મુદ્દલે કલ્પના નહીં એવા પ્રકારની નબળાઇઓ મ્હારી પ્રકૃતિમાં મેં પ્રત્યક્ષ કરી છે. મ્હારે પાછા જ્ઞાતિમાં આવવું જ પડવાનું." ( પત્ર ૪૯ )

ખરી રીતે મણિભાઇના એક પ્રકારના આન્તરમન્થનનો ઇતિહાસ પૂરો થયો. સ્વીડનબોર્ગ સ્થાપિત નવીન દેવાલયના માર્ગના અનુયાયી અન્તરથી મણિભાઇ છેવટ સુધી રહ્યા. અલબત બ્હારથી એમણે યજ્ઞોપવિત પાછું સ્વીકાર્યું અને આર્યસમાજી થયા. આ સમય પછી ઋગ્વેદ વગેરે આપણા પ્રાચીન ધર્મગ્રન્થોનું તેઓ ઘણીવાર અવલોકન કરતા પણ તે જુદા જ દૃષ્ટિબિન્દુથી. એક કાગળમાં આ દૃષ્ટિબિન્દુ દેખાય છેઃ " હું આર્યસમાજની પ્રવૃત્તિની દિશા પસંદ કરૂં છું. આપણા ધર્મનો—પ્રાચીન વેદના ધર્મનો—ઉદ્ધાર થવાની જરૂર છે. નવીન દેવાલયને સમજવાનો એ જ માર્ગ છે...

ઓ બંધુ, હું મારા સંબંધીઓને છોડવા ચાહતો નથી. આર્ય મંડળમાં જ સત્યનો પ્રવેશ કરાવવા ચાહું છું..." ( પત્ર ૫૪, પા. ૩૫૧ )

આ પત્ર ઉપરની ટિપ્પણી પણ જોવા જેવી છેઃ " ઋગ્વેદ તે જ એ ( સ્વીડનબોર્ગે જણાવેલો ) 'પ્રાચીન શબ્દ' એ તર્કના સત્યાસત્યના શોધન પાછળ એમણે ઘણો શ્રમ લાંબા સમય સુધી લીધો. આખરે ' હાર્ટ ઓફ ઇન્ડીઆ' એ ત્રિમાસિકમાં એમણે સ્પષ્ટ સ્વીકાર્યું કે એ તર્ક તો નથી બેસતો." ( ૧૯૧૫ ) ( કાન્તમાલા પા. ૩૫૧ )

આ રીતે એમના ચિત્તની નવીન દેવાલયના માર્ગ સાથે આપણા પ્રાચીનતમ ધર્મગ્રન્થને જોડવાની વાસના નિષ્ફળ ગઇ. ' આર્ય મંડળમાં સત્યનો પ્રવેશ ' પણ ન

કરાવી શક્યા; બાકી પોતાનાં સંબંધીઓ સાથે રહી શક્યા ખરા અને શરૂઆતનાં થોડાં વર્ષો—જ્યાં સુધી ખ્રિસ્તી ધર્મના ચુસ્ત અનુયાયી થવાની વાસના પ્રબળ રહી ત્યાં—સુધી અંતઃકરણ એ (કુટુંબ અને ધર્મ) વિરુદ્ધ આકર્ષણો વચ્ચે સતત ખેંચાયા કરવાથી વિલક્ષણ દર્દમય ગાળ્યાં. પછી પાછળથી કુટુંબનો લગભગ પૂરેપૂરો જ્ઞાતિમાં સ્વીકાર થવાથી તથા પોતાના ચિત્તની ધગશ વયે કે બુદ્ધિના પરિપાકને પરિણામે શાંત થવાથી ઠીક શાંતિમાં જીવન ગાળી શક્યા.

સ્વ. મણિભાઈના જીવાત્માએ ધર્મની શોધ માટે કરેલી મથામણના આટલા અવલોકન પછી એ વિષે વધુ વિવેચન કરવાનું રહેતું નથી. સામાન્ય રીતે તો માણસો જન્મતી પરંપરાથી મળેલા ધર્મને અનુસરે છે અને ધર્મની પસંદગી થઈ શકે એવું જ માનતાં નથી. ભગવાન બુદ્ધ, ખ્રિસ્ત પ્રભુ કે એવો કોઈ મહાન પયગમ્બર પૃથ્વી ઉપર અવતરે ત્યારે હજારો માણસો એના તેજથી આકર્ષાઈ નવો ધર્મ ગ્રહણ કરે છે, બાકી તો ચીલામાં ચાલ્યાં જાય છે. સ્વ. મણિભાઈએ ચીલો છોડી દીધો અને શ્રેષ્ઠ ધર્મની શોધમાં ખુબ મન્થન કર્યું. પણ આ મન્થન બુદ્ધિશાળી જીવનું નહીં પણ સહૃદય જીવનું હતું. પણ આટલે સુધી પ્રયાસ કરનાર જીવ પાછળથી શાંત થઈ જાય છે. ખ્રિસ્તી ધર્મને શ્રેષ્ઠ માન્યા પછી તેઓ સામાન્ય સંપ્રદાયાનુસારી માણસ પેઠે ખ્રિસ્તને અનુસરવામાં જ બધું શ્રેય માને છે. અલબત, કોઈ કોઈ વખત ખરા ધાર્મિક જીવની પેઠે એમનો જીવ પણ ઈશ્વરના વધારે પરિચયને ઈચ્છે છે, પણ એમનું અત્યાર સુધીના મંથનથી થાકેલું તથા એમની વિચિત્ર વિશિષ્ટ સ્થિતિથી દુખી રહેતું ચિત્ત ઈશ્વરના ગાઢતર પરિચયમાં આવવા ખાસ પ્રયત્ન કરી શકતું નથી. તા ૧૭–૮–૧૯૧૧ ના એક પત્રમાં તેઓ લખે છે કે "પ્રાર્થના સંબંધમાં હું જોઉં છું કે મેં પોતે આટલાં બધાં વર્ષો થઈ ગયાં તો પણ પિતાની સાથે પરિચય વધાર્યો નથી. અન્તરો ઉઘડેલાં હું અનુભવતો નથી." ( કાન્તમાલા પત્ર ૧૦૨ પા. ૩૬૯ ) આ થોડા શબ્દો કેટલા પ્રકાશક છે ? વર્ષોના જીવનને વલોવી નાખે એવા મંથન પછી પણ સાચો ધર્મ કેટલો દૂર રહે છે ! આ અનુભવ અધ્યાત્મમાર્ગના બધા પ્રવાસીઓએ ધ્યાનમાં રાખવા જેવો છે. ધર્મને બ્હાર શોધવાનાં ફાંફાં મારવા કરતાં પરમાત્માનો પરિચય નિરંતર વધાર્યે જવો, એક ક્ષણ પણ ન ગુમાવવી એ જ શું શ્રેયસ્કર નથી ?

સ્વ. મણિભાઈના બાકીના જીવન વિષે કશું કહેવાનો અહીં પ્રસંગ નથી. પત્રધારામાં મણિભાઈના હૃદયના ઘણા અંશો—મિત્રપ્રીતિ, કુટુંબપ્રીતિ, એમની માનસિક શક્તિઓ તથા અશક્તિઓ,' એમની એક તરફથી સૌંદર્ય સમજવાની વિરલ ઉંચી બુદ્ધિ, તો બીજી તરફથી સામાન્ય સમજણની પણ કેટલીક વાર દેખાતી ખામી, વગેરે—વિષે ઘણું ઘણું જાણવાનું મળે છે. પણ મણિભાઈના જીવનનું સવિસ્તર ઇતિવૃત્ત લખાવા માટે આ ઉપરાંત બીજાં હજી અપ્રકટ સાધનો પ્રકાશમાં આવવાં જોઈએ અને એમના અક્ષર જીવનના યૌવનના કોઈ સહચારી એ કાર્ય ઉપાડી લે તો જ એને યોગ્ય ન્યાય મળે. આપણું અવલોકન તો પૂરું થયું છે. મણિભાઈનું ચિત્ત ૧૯૦૦–૧૯૦૧ પછી કઈ દિશામાં વળ્યું છે એ માટે પત્રધારા જ અવલોકવી. બાકી પોતાની ધાર્મિક પ્રતીતિ માટે તો એમણે પાછળથી લગભગ મૌન જ ધારણ કર્યું હતું. છતાં પત્રોમાંથી જેટલું દેખાય છે તે ઉપરથી એટલું સમજી શકાય છે કે ઇ. સ. ૧૮૮૮–૮૯ થી સૌન્દર્યની શોધમાં નીકળેલું હૃદય વચલાં અમુક વર્ષો સુધી ધર્મની સ્વતંત્ર શોધમાં મથામણ કર્યા પછી છેવટ નવીન દેવાલયને શરણે જાય છે અને પછી તો સ્વતંત્ર શોધ છોડી દઈને આસ્થાથી એ દેવાલયને પગથીએ જ બેસી રહે છે.

હજી માનવજાતિ પણ આ પ્રશ્નને ઉકેલી શકી નથી, તો એક માણસના એક જન્મનો શો હિશાબ ?

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી



# ફ્લોરેન્સ

[ યૂરોપથી હમણાં જ બારિસ્ટર થઇને પાછા ફરેલા રા. રમણલાલ દેસાઇએ આ લેખ 'યુગધર્મ'ને માટે મૂળ અંગ્રેજીમાં લખેલો, તેનો રા. ચન્દ્રવદન ચીમનલાલ મહેતાએ કરેલો અનુવાદ અત્રે આપ્યો છે.]

ઉત્તર દિશામાંથી આવતા પ્રવાસીને ઇટાલીની સૌથી ફળદ્રુપ ભૂમિ પર, એના સત્કારાર્થે ઉભેલી દ્રાક્ષ અને ઓલાઇવની વેલમાળાથી લદાયલી સુંદર ટેકરીઓ, મન્દ સુગન્ધથી ભરેલો સૌન્દર્યપટ પાથરી; અભિનંદન આપે છે. ત્યાંના સ્વચ્છ આકાશમાં, પ્રખર તપતા સૂર્યતેજમાં પ્રકાશતા સામ્રાજ્યમાં પણ લીલીછમ ગિરિકુંજોમાં તેમજ ડુંગરાઓ પર બાંધેલા ભૂખરા મિનારાઓમાં ગહન શાંત પથરાયલી માલમ પડે છે.

ફક્ત એક વિહંગ દૃષ્ટિ નાંખવા જ ફ્લોરેન્સની યાત્રાએ નીકળેલો મુસાફર પ્રથમ તો ત્યાંના "ડુઓમો" અને એનું "કામ્પાનીલ"નું ટાવર જોવા દોડે છે. સુંદર આરસની એ ઇમારતની જેમ જેમ ઉંચાઇ વધતી જાય છે, તેમ તેમ એની બારીની મોટાઇ પણ વધતી જાય છે. એની નાજુક બાંધણીમાં સુંદર કારીગરીવાળી કમાનો અને ગોળાકાર સ્તંભો એની શોભામાં વધારો કરે છે, અને ઉપેના ઘુમ્મટ આગળની બાંધણી તો અલૌકિક ભવ્યતાનો નમૂનો છે. આખા નગરનું દૃશ્ય એ ટાવર પરથી જોતાં રમ્ય સાંજના એ ફ્લોરેન્સ નગરી શા શા શણગારમાં સજાયલી માલમ પડે છે! રક્તવર્ણાં છાપરાંથી મઢેલાં આરસનાં દેવળો, ઉંચી ભુરી ટેકરીઓના ચોકઠામાં જડી દીધાં હતાં; અને દક્ષિણ દિશામાં ઉંચે ડોકીઆં કરતું "પાલાત્સો વેક્કીઓ"નું ચોખંડું ટાવર; કદી મંદ અને મલીન, તો વળી ઉતાવળી અને નિર્મળ વહેતી આર્નો નદી; અને એની પેલી પાર ગિરિઢોળાવ પર ચળકતી ઇમારત, સાન મીનીઆટો; અને ઉત્તરમાં "કેપેલા મેડેચી"નો ઇંટનો બાંધેલો ઘુમ્મટ, અને એની પાર સાન માર્કો, અને દૂર સાઇપ્રસના વૃક્ષથી વીંટળાએલી ફીઝોલીની ટેકરી; દૂર દૂર ત્યાંના મઠ અને ટાવરોની શ્વેત દિવાલો તો દેખાયા જ કરતી; અને ચોગરદમ માઇકલ એન્જેલોએ નિર્મિત કરેલા કિલ્લાઓની હારમાળાઃ એ સૌનું એક મનોરમ દૃશ્ય દૃષ્ટિને અત્યંત આકર્ષક અને આલ્હાદક લાગતું.

એ જ ક્ષણે એક સમયના દેશભક્ત અને નિમકહલાલ નાગરિકોથી વિદ્યમાન થએલા ૧૭૦,૦૦૦, કલારસિક આત્માઓના એ પ્રજાસત્તાક રાજ્ય વિષે મ્હને કંઇ કંઇ વિચાર આવ્યા. મધ્યકાળમાં ઇટાલીના ગર્વચિન્હ તરીકે ગણાતું એ એક જબરજસ્ત પરગણું હતું. કંઇક સલ્તનતને એના નાણાવટીઓ નાણું ધીરતા; અને ઢગલાબંધ ઉનનો વેપાર ચાલતો. અહીં સર્વોત્કૃષ્ટ પ્રજાસત્તાક રાજ્ય હતું. અહીં ફ્લોરેન્સમાં દરેક પ્રજાજન સાચો નાગરિક હતો.

ફ્લોરેન્સની, 'ફુલનગરી', રોમન કાળમાં સ્થપાઇ હતી. રોમન સામ્રાજ્ય પછી પોપ અને રાજા વચ્ચેના કંઇક ઝગડાઓમાં પણ ફ્લોરેન્સ સાક્ષીભૂત થયું હતું. પોપના મળતીઆઓ તે ગેલ્ફ્સ કહેવાતા, અને રાજાના પક્ષવાદીઓ તે ગીબેલાઇન્સ કહેવાતા. અને તકરારનું સ્વરૂપ વેપારીઓ અને ઉમરાવો વચ્ચે વેપારના કારણોને અંગે દિનપરદિન વધતું જ જતું; તેરમા સૈકામાં તો આ શહેરમાં બે મંડળોની સત્તા ચાલતી. એક તે પોડેસ્ટા, ઉમરાવોનું મંડળ; બીજું કેપીટાનો, તે સોનેરી ટોળીનું મંડળ. ગેલ્ફ્સ લોક પ્રજાકીય વિચારના હતા; ગીબેલાઇન્સ ઉમરાવો એટલે કે પોડેસ્ટાને મદદ કરતા. પણ જો કોઇ ગીબેલાઇન સેનાપતિ આખું શહેર સર કરવામાં કદી સફળ થતો તો ઉમરાવો એને શહેરનો કિલ્લો તોડી પાડવા સૂચવતા ત્યારે એ હંમેશ એક જ જવાબ દેતો: "મ્હારા દેશને પાછો મેળવવા

હું લડયો છું, એને ભસ્મીભૂત કરવા માટે નહિ. ૧૨૭૯માં પોપે એના ભત્રીજાને સમાધાની કરવા ફ્લોરેન્સ મોકલ્યો. એણે ઉમરાવોને સુરક્ષણ અને કાયદાનો અર્થ સમજાવ્યો, અને પૈસાદાર વેપારીઓના હાથમાં એ લોકના મંડળનું તંત્ર મુકયું. એ મંડળનો મુખ્ય હેતુ પોપ કે રાજા કોઇના તાબામાં નહિ રહેવાનો હતો. આ મંડળમાં ઉમરાવો પણ ભાગ લઇ શકતા. એ સમયમાં જ ફ્લોરેન્સ એક પ્રજાસત્તાક પરગણું અને વેપારનું મુખ્ય મથક થઇ પડ્યું.

એ સમયે ફ્લોરેન્સનું કાપડ આખા યુરોપમાં વેચાતું. ફ્લોરેન્સની હુંડી દરેક ચૌટે ને ચકલે સ્વીકારાતી. આખા યુરોપખંડમાં હુંડીઆમણની પ્રથા ફ્લોરેન્સે જ શીખવી. ફ્લોરેન્સની સોનામહોર તે આખા યુરોપનો ચલણી સિક્કો હતો. ઇટાલીના મુખ્ય બંદર પાઇસા સુધી એની હદ હતી, અને એનો વેપાર દુનીઆભરમાં ચાલતો. ફ્લોરેન્સનો એ સમય એટલે એની જાહોજલાલીની ટોચનો સમય. એ ભૂમિમાંથી, ભવ્ય "ડુઓમો" અને "સાનક્રોસ", ને "પાલાકસો વેકીઓ" વગેરે ધુરંધર ઇમારતો ઉભી કરનાર આરનાલ્ફોથી માંડી ૧૫૬૪ માં માઇકલ એંજેલોની મૃત્યુઘડી સુધીમાં કંઇક કલાપ્રવીણ, વિદ્યારસિક, અને પ્રતિભાવાન વ્યક્તિઓનો એક નવો જ ફાલ પ્રગટયો. ફ્લોરેન્સને અનેક માનવકૃતિઓમાંની એક શ્રેષ્ઠ અને સુન્દર કૃતિ બનાવવા કલાનિપુણ કારીગરો એક પછી એક જન્મતા જ ગયા. "ડુઓમો" બંધાઇ રહેતાં ઘુમ્મટનું અધુરાપણું બ્રુનેલેશીએ પુર્યું, અને ગીઓટોએ કામ્પાનીલ કલ્પ્યું.

એલ્બીઝીની સામે નગરના હક્કનું સંરક્ષણ કરવામાં મેડીસી-કુટુંબના ઉત્પાદકે ઘણી ખ્યાતિ સંપાદન કરી, અને એના પુત્ર કોઝીમો ડ મેડીસીએ એ ખ્યાતિ જાળવી પણ રાખી; પણ એમ કરવામાં એ કંઇક ક્રૂર પણ કહેવાયો. પરંતુ એ કલા અને સાહિત્યને ઉદારવૃત્તિથી પોષતો. તુર્કોએ કોન્સ્ટન્ટીનોપલ જીત્યું એટલે ત્યાંના વિદ્વાનો ન્હાસી ઇટાલીમાં આવી વસ્યા. પ્રાચીન ગ્રીક અને લેટિન સાહિત્યના અભ્યાસીઓ ઇટાલીના વિદ્વાનોમાં પંકાવા પણ લાગ્યા. કોઝીમોએ પ્લેટોનિક એકેડેમી સ્થાપી; અને એના પૌત્ર લોરેન્ઝોના ઉદાર આશ્રય તળે વિદ્વાનોનું નાનું મંડળ યુરોપમાં ભટકયું પણ ખરૂં; અને સરસ્વતીને પુનર્જીવન મળ્યું. તે સમયની અંધશ્રદ્ધાળુ ક્રિશ્ચિઅન ફીલસુફીને બદલે પ્લેટોની ફીલોસોફી વધારે મહત્ત્વની ગણાવા લાગી. યુરોપમાં પહેલવહેલું સાર્વજનિક પુસ્તકાલય કોઝીમોએ સ્થાપ્યું. તેના પૌત્ર લોરેન્ઝોએ ફ્લોરેન્સને કળા અને સાહિત્યના શિખરે ચઢાવી દીધું. એકલાં પુસ્તકો પછાડી જ દર વર્ષે એ કરોડો રૂપીઆ ખર્ચતો. બાળક માઇકલ એંજેલોને એકવાર અત્યંત ઉત્સાહથી અને ખંતથી સાગરનું મ્હોં કોતરતાં જોયો ત્યારથી જ એણે એને પોતાના આશ્રય તળે રાખવા માંડયો. સરસ્વતીનો પુનરુદ્ધાર કરી, જુની સડી ગએલી નિર્જીવ ક્રિશ્ચિઅન ભાવનાઓને સ્થાને નવા શુદ્ધ, જીવંત મતો પ્રચારમાં મુકી ગ્રીક સ્થાપત્યને પ્રસરાવવાનું માન તો ફીશીનો, પોલીટન અને બાળ રાજકુંવર પીકો, એ ત્રણને જ છે. પોલીટને ફીશીનોને લખેલા એક ટુંકા પત્ર પરથી એ લોકના દૈનિક જીવનનો કાંઇક ખ્યાલ આપણને આવે છે:

"મ્હારો નિવાસ તો તદ્દન એકલવાયો છે, છતાં અહીંથી આખું ફ્લોરેન્સ જોઇ શકાય છે. અહીં પીકો છાનોમાનો આવે છે, અને મ્હારા આ સંતાવાના સ્થાનમાંથી ચૂપચૂપ એને ત્યાં રાત્રે વાળુ કરવા લઈ જાય છે. અમે હમેશ સાદું જ ભોજન જમીએ છીએ, પરંતુ એનો મધુર વાર્તાલાપ અને એની રમુજ બળવાથી ઘણો આનંદ આવે છે. તું અહીં આવશે તો ત્હારો ફેરો અફળ નહીં થાય."

પરંતુ લોરેન્ઝોની સત્તા દરમ્યાન ફ્લોરેન્સની પ્રજાએ સાદાઇને તિલાંજલિ આપી. લોરેન્ઝોએ જાતે જ પોતાના ખર્ચને પહોંચી વળવા સાર્વજનિક ફાળા ઉઘરાવવા માંડયા. એના નાલાયક પુત્ર પાયરે ફ્રાન્સના ચાર્લ્સને નમતું આપ્યું, એટલે આપોઆપ પાછું ફ્લોરેન્સની પ્રજામાં સ્વતંત્રતાનું જોમ ઉછળી આવ્યું, અને હુન્નર ઉદ્યોગ તરવરી ઉઠયા. પાયરો સામે પ્રજાએ સ્વતંત્રતાનો પોકાર કરી બળવો કર્યો. ચાર્લ્સે પ્રજાના નેતા કેપોનીને દમ ભરાવી ચૂપ રહેવા સૂચવ્યું, અને તેમ ન કરે તો લડાઇનું આહ્વાનપત્ર પણ મોકલ્યું. કેપોનીએ એ કાગળીઆના એની સમક્ષ જ કુરચેકુરચા ઉડાવ્યા, અને બોલ્યો: "અમે અમારો ડંકો પણ બજાવશું." રાજા સમજતો હતો કે એના એક બોલથી આખી પ્રજા ખળભળી ઉઠશે, એટલે સમય વર્તી જઇ ચૂપ જ બેઠો. પ્રજાસત્તાક સંસ્થાઓને પુનર્જીવન મળતાં સાવોનારોલા નામનો એક મહાન સુધારક આગળ પડયો. પ્રોટેસ્ટંટ ઉત્ક્રાન્તિના ઇતિહાસમાં સાવોનારોલાએ ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો છે. પોપની સામે યુરોપની ક્રોધ-

જ્વાળા સળગાવવામાં એણે પણ ચીનગારીઓ મુકી. ૧૪૯૦ માં રાજા અને પોપ સામે એણે અસાધારણ હિંમત અને દૃઢતાથી ફ્લોરેન્સમાં ભાષણો દ્વારા ખૂબ ખળભળાટ મચાવ્યો.

લોરેન્ઝોએ એનું હૈવત પારખ્યું, અને એને સાન માર્કોનો અધિકારી બનાવ્યો. સાવોનારોલા ફ્લોરેન્સની પ્રજામાં દેવ તરીકે પૂજાવા લાગ્યો. ૧૪૯૪ માં જ્યારે એનો શબ્દ જ કાયદો મનાતો ત્યારે એણે યોગ્ય ધોરણ પર પ્રજાસત્તાક રાજ્ય ઘડ્યું, અને અદાલતો સુધારી. એણે એક બેંક સ્થાપી, અને ત્યાં રકમ યોગ્ય દરે ધીરવામાં આવતી. ગરીબ વર્ગના બાળકો માટે એણે શાળાઓ ઉઘાડી. પાપરોની સામે બહાદુરીથી નગરનો બચાવ કર્યો. અને પોતાની જાતની જરા પણ દરકાર કર્યા વગર રાજ્યવહીવટમાં એણે એક પણ જગ્યા સ્વીકારી નહીં. કારડીનલ બનાવવાની પોપની માગણીનો અસ્વીકાર કરતાં એણે જણાવ્યું કે સ્વતંત્રતા ખાતર મારી ટોપી પણ જો લોહીમાં રંગાય તો એ મ્હને વધારે પ્રિય છે.

પોપ અને રાજાની અણઘટતી દખલને લીધે અને શહેરમાં ફાટી નીકળેલી મરકી તથા દુકાળને લીધે સાવોનારોલાના ઉશ્કેરાયલા મગજ પર બહુ માઠી અસર થઇ. એને કોઈ અદ્ભુત દૃશ્યો દેખાતાં હોય એમ લાગવા માંડ્યું અને કોઇ વિચિત્ર ભાવિકથનો ઉચ્ચારવા લાગ્યો. ૧૪૯૭ના મહા સમારંભમાં આખી પ્રજા પાસે દરદાગીના, કપડાંલત્તાં વગેરે બધી કિંમતી વસ્તુઓની હોળી કરાવી. પણ હદપારના સાગવૃત્તિવાળા જીવનથી અજ્ઞાન પ્રજા તરત કંટાળી ગઇ. ફ્રાન્સીસકન અને મેડીસીના અનુયાયીઓએ એની સામે બળવો ઉઠાવ્યો, અને એ દૈવી શક્તિ ધરાવવાનો દાવો કરે છે એવો ત્યાંના વરિષ્ટ મંડળે એના પર આરોપ મુક્યો. અને અંતે સીનોરીઆના કિલ્લામાં ચાળીશ દિવસ સુધી એક નાના ભોંયરામાં એને કેદ રાખવામાં આવ્યો, અને એ દરમ્યાન એના પર વારંવાર જુલમ પણ ગુજારવામાં આવતો. છેવટે ૧૪૯૮ની ૨૩મી મેને દિવસે પાલાકસો વેકીઓ આગળ એને ફાંસી દેવામાં આવી, અને બાળવામાં આવ્યો.

અસંત દૃઢનિશ્ચયી, નિસ્વાર્થી, અને અદ્વિતીય હિંમતવાળો આ પુરૂષ પડ્યો, કારણ એ જગતનાં સર્વે દુઃખોનું બે ચાર વર્ષમાં નિવારણ કરવા મથતો હતો. એને રાજકીય સિદ્ધાંતો સાથે ધર્મના સિદ્ધાંતનો ખીચડો કર્યો. બાહ્ય સ્વરૂપનો નાશ કરવાથી જ અંતર ઉજળું થશે અને ધાર્મિક સંસ્થાઓ વડે જ રાજકીય અને સામાજિક કોયડાઓ ઉકેલી શકાશે, એવી મર્યો ત્યારે એની માન્યતા હતી.



પાલાકસો વેકીઓનું ટાવર

ડુઓમો વટાવ્યા પછી એક સાંકડી શેરીમાં થઇને એક પત્થરની પગથાર-વાળા મહોલ્લામાં જવાય છે, અને ત્યાંથી એક વિશાળ ચોકમાં જવાય છે; ત્યાં પાલાકસો વેકીઓનું ચોખંડું ટાવર એક ફુવારાની બાજુમાં બાંધેલું છે.

સૈકાઓ સુધી અહીં ફ્લોરેન્સના રાજ્યકાર-ભારીઓ મળતા. એ અક્ષય લાગતી ઇમારતે અસંખ્ય હુમલાઓ સામે ટક્કર ઝીલી છે. એની અગાશીમાંથી બ્હાર ધસતા ઉંચા ગગન-

પાલાકસો સ્ટ્રોકસી ] [ Palazzo Strozzi



પાલાક્સો વેકીઓમાં પ્રવેશ કરતાં આવતો સભામંડપ

[ Palazzo Vecchio પાલાક્સો વેકીઓ ]

ચુંબી ટાવરમાં એક રાક્ષસી કદનો ઘંટ છે. એ વાગતાં જ પ્રજા હથિયાર સજે છે. એ ચોકમાં કંઇક ઝગડાઓ થઇ ગયા, કંઇક ફેંસલા ચુકવાયા છે, કંઇક પાઈસાના ગુલામોના શિરચ્છેદ થયા છે, અને રાજદ્વારી કેદીઓને બાળવામાં આવ્યા છે. એ ટાવર કલાની બેનમૂન કારીગરી છે. અંદર દાખલ થતાં જ એમાંના નકશીદાર સ્તંભો ધ્યાન ખેંચે છે. અને એની જમણી બાજુમાં યુદ્ધચિત્રોથી શણગારેલો ભવ્ય સભામંડપ છે.

ત્યાં મહોલ્લે મહોલ્લે જીર્ણાલયો, સાદાઇના નમૂના રૂપ મજબુત બાંધણીની ગઢીઓ ગત સમયમાં થઇ ગયેલાં વિખ્યાત કુટુંબોની જાહોજલાલીની સાક્ષી પૂરે છે. નગદા પત્થરના ગચીઆઓ—પણ કેટલા સુંદર, ભવ્ય, અને સમતોલ જણાય છે !

સાન મીમીઆરોના ડુંગરાઓએ આ ભવ્ય ઇમારતોના બાંધકામ માટે જેટલા જથ્થામાં પોતાનો પત્થરનો ભંડાર ખાલી કર્યો છે એટલા જથ્થામાં દુનીઆતી કોઇ પણ ખીણ પત્થરો કદી પુરા પાડશે નહીં ! પાલાક્સો સ્ટ્રૉકસીની અટારીઓ અને જબરજસ્ત દરવાજાના નાજુક વાંકવલામણા જોઇને કોઈની પણ નજર ઠરી જાય છે. ધન્ય છે એ બુદ્ધિને જેણે પ્રથમ દિવાલો પર ધુરંધર લોહશૃંખલાઓ લટકાવી એમાં દીપમાળાઓ પ્રગટાવી ! એ સ્ટ્રૉકસીના દીપકોનો ઘડનાર પણ કોઇ અજબ કુશળ કારીગર હોવો જોઇએ. અને એ ધરખમ દિવાલ પર લટકતો એક જુનો કટાયલો માણસની ઉંચાઇ જેટલો ઉંચો દીવો તો ઘણી જ જુની કારીગરીનો નમૂનો છે.

પીટી અને યુફીઝી ગેલેરીમાં ફ્લોરેન્સનાં ચિત્રો અને કોતરામણોનો સંગ્રહ છે. યુફીઝીમાં જેમ જેમ આપણે શરૂઆતથી જોતા જઇએ તેમ તેમ ફ્લોરેન્સની ચિત્રકળાનો ઇતિહાસ આપણી નજર સામે ખડો થતો જાય છે. ૧૩મી સદીમાં કલાદેવી ધર્મના બંધનોથી જકડાયલી હતી. આખું વાતાવરણ જ ધર્મના જુદા ગંભીરતાના ડોળ વાળું લાગતું, અને ચિત્રોમાંની આકૃતિઓ નિર્જીવ પવિત્રતાની છાપથી જ લદાયલી માલમ પડે છે. ત્યાર પછીના બૉટિચલીના ચિત્રોમાં વિરલ નાજુકાઇ અને યૌવનનો ઉત્સાહ દેખાઇ આવે છે. છતાંયે ક્યાંક ક્યાંક નિરાશાની વિશાદ છાયા પણ જણાઇ આવે છે.

પીટીમાં ત્રણ ચિત્રો બહુ જ આકર્ષક છે. એમાંના બે રાફેલોના છે, અને એક જ્યોર્જીઅનનું છે. " મેડોના ડેલ ગ્રેન્ડુકા " રાફેલોની ઉગતી કળાનું સ્મારક છે. એમાં સરસ્વતીની ઉત્ક્રાન્તિ સમયની વિજયરેખા તરવરતી જણાય છે. એ ચિત્રમાંની માતા માયાળુ છે, બાળક બાળકો જેવું જ છે અને આખા ચિત્રનું વક્તવ્ય અતિ કોમળ અને મધુર છે. બાળક યથાસ્થિત છે પણ જરા અવ્યવસ્થ છે. સાદો ઘેરો રંગ આખા ચિત્રના ગૌરવમાં વધારો કરે છે.

બીજું "મેડોના ડેલા સીડીઆ" દુનીઆના સર્વ ચિત્રોમાં સર્વોત્તમ ગણાતું ચિત્ર છે. એ ચિત્ર ઉત્ક્રાન્તિ કાળની કળાદેવીના કળશરૂપ છે. માતા જગતની સર્વ માતાના જેવી જ માતા છે —ગૌરવ અને કોમળતાની સાક્ષાત પ્રતિમારૂપ છે. બાળક અણસમજુ, વ્હાલસોયું, અને રમતીઆળ છે. આસપાસની લીલીશાળ, ચિત્રની સમૃદ્ધિમાં વધારો કરે છે.

પરંતુ પીટીના સંગ્રહસ્થાનમાં ત્રીજું જ્યોર્જીઅનનું "કોન્સર્ટ" નામનું ચિત્ર અતિ ઉદાત્ત છે. ગમે ત્યાં મુગ્ધીએ ત્યાંયે એના રંગની મિલાવટ અલૌકિક સુરેખી સહજ જ રહે છે. મધ્યસ્થ વ્યક્તિ તો કોઇ અજબ ચમત્કૃતિથી ચીતરવામાં આવી છે. તપોમય જીવન



"તલ્લીન"
(કોન્સર્ટ)

બૉટિચલી ] [ Botticelli

સૂચવતું રાગરહિત મુખ, છતાં માધુર્ય સૂચવતા હોઠ અને સંગીતપ્રિય આંગળીઓ, એ સૌને લીધે એ મૂર્તિ અત્યંત આકર્ષક લાગે છે.

છેલ્લે દિવસે સાંજના સાન મીનીઆટોની ટેકરી પર જઇ મેં ફ્લોરેન્સની આખરી વિદાય લીધી.

આથમતા સૂર્યના કરસ્પર્શથી પુરાતન કાળના દેવળોની છત રતુમડી થઇ અત્યારે કંઇક શરમાતી ઝંખવાતી હતી. એ જ દેવળોના બીતરમાંથી દ્વાર બહાર નજર દોડાવતાં સ્વર્ગથી સ્વપ્નદેવી કોઇ અજોડ વનદેવી રૂપે અહીં ફ્લોરેન્સની ફૂલનગરી નિહાળવા પધાર્યા હોય એમ પ્રત્યક્ષ જણાતી. દૂર ક્ષિતિજમાં એપીનાઇન પર્વતની હારમાળા ચુરીઓમાં નિહાળેલાં ચિત્રોમાં ભભકી ઉઠતા ભૂરા રંગ જેવી ભાસતી અને આકાશમાં ગળી જતી એ પર્વતની શિખરરેખા, અને નીચે દ્રાક્ષના વેલાઓથી વીંટળાયેલી ગિરિકુંજોની વચમાં ફીઓસીની ટેકરી અત્યંત સુંદર દેખાતી હતી.

એ દેવળોની હજારો આગળ ચાલતાં એ નગરની

# ગુજરાતકાઠીઆવાડની સ્ત્રીકેળવણી

## (૪)

આપણે ઉપર મુજબ કન્યાઓનું પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ, મોટી વયની સ્ત્રીઓની કેળવણી, વિશ્રામો અને વસતિગૃહો, સ્ત્રીશિક્ષક શિક્ષણ-શાળાઓ અને દાક્તરી તથા પરિચર્યાની શાળાઓ વિગેરે સ્ત્રીકેળવણીના અનેક પ્રદેશોનું ઝડપી વિહંગાવલોકન કર્યું. આ અવલોકન પરથી મુખ્ય દિશાઓમાં શું શું કરવા જેવુ છે તે ટુંકમાં વિચારીએ.

### પ્રાથમિક શિક્ષણ

સર્વથી અગત્યનો પ્રદેશ આ છે. કન્યાઓની માધ્યમિક અને ઉચ્ચતર શાળાઓ બંધ થઇ જાય અથવા ઓછી થઇ જાય તેની ઝાઝી ચિંતા નથી, પણ કોઇ રીતે કેળવણીકારો અને કેળવણીના વહીવટદારોનું બધું અથવા મુખ્ય ધ્યાન કન્યાઓના પ્રાથમિક શિક્ષણ ઉપર રહે એ ઇષ્ટ છે. કેમ કે સ્ત્રીઓના મોટા સમુદાયને પ્રાથમિક શિક્ષણ જ પહોંચવાનું છે. માટે આમાં જ સુધારા કરવા એ પ્રાથમિક અગત્ય છે. આ સુધારા નીચે મુજબ કરી શકાય:

**૧. શિક્ષણક્રમમાં ફેરફારઃ** ક્રમ બે પ્રકારનો રાખવોઃ એક સર્વસામાન્ય, કેવળ જરૂરી વિષયો પૂરતો; આમાં ગુજરાતી, ઘરગતુ ગણિત, ભૂગોળ (વ્યવહાર અને જરૂર પૂરતી), ગૃહશાસ્ત્ર અને આરોગ્ય, કાંતવું અને સીવવું, સામાન્ય જ્ઞાન (વ્યવહાર અને આસપાસની સ્થિતિ સમજવા પૂરતું)—આટલા વિષયોનો સમાવેશ કરવો. રાજકીય દૃષ્ટિને બાજુએ રાખીને પણ હાલની પરિસ્થિતિ જોતાં અને ગૃહઉદ્યોગની દૃષ્ટિએ પણ કાંતવાને મહત્વ આપવું જ જોઇએ અને તેથી તેને કન્યાશાળામાં આવશ્યક સ્થાન મળવું જોઇએ. જે છોકરીઓ શાળામાં વધુ વખત આપી શકે તેમ ન હોય અને જેમને પ્રાથમિક શિક્ષણથી આગળ વધવું ન હોય તેમને માટે આ ક્રમ જ અનુકૂળ આવશે. શિક્ષકો પ્રમાણિકપણે કાર્ય કરે તો આટલા શિક્ષણ માટે હમેશાં ત્રણ કલાક પૂરતા થાય. એટલે આટલો શિક્ષણક્રમ ચલાવનાર શાળાનો સમય બપોરના બારથી સાડાત્રણ રાખી શકાય. આમ થાય તો વિદ્યાર્થીઓની સંખ્યા વધે, સમય બચે, શક્તિ અને ખર્ચમાં પણ બચાવ થાય. બીજા પ્રકારનો શિક્ષણક્રમ વધારે વિશાળ રાખવો. તેમાં ઉપલા શિક્ષણ-ક્રમના વિષયો ઉપરાંત ઇતિહાસ, વિજ્ઞાન, સંગીત, ચિત્રકલા, ભરત, કવાયત વિગેરે વિષયો ઉમેરાય. આ વિશાળક્રમમાં પણ અંગ્રેજી તો દાખલ ન જ કરવું. જે તે દાખલ થશે તો બીજા જરૂરી વિષયોના શિક્ષણમાં જરૂરી કાપકુપ થશે. અંગ્રેજી શીખવા ઇચ્છનાર ભલે અંગ્રેજી કન્યાશાળામાં જાય પણ પ્રાથમિક શાળાએ તો સંખ્યાના લોભે અંગ્રેજી શીખવવાની લાલચમાં પડવું જ નહિ. આ વિશાળક્રમ સારૂ પૂરા પાંચ કલાક રાખવા જોઈએ. જે વિદ્યાર્થીઓ શાળામાં પૂરો વખત આપી શકે તેમ હોય, માધ્યમિક શિક્ષણ લેવાનો વિચાર રાખતાં હોય તેવાં આ ક્રમ લઇ શકે.

આ મુજબનો ફેરફાર કરવા હાલના સરકારી ક્રમમાં ઝાઝો ફેર કરવો પડે તેમ નથી. તેમાં ચિત્રકલા ફરજિયાત છે તેને બદલે આમાં કાંતવાનું ફરજિયાત કરવાનું છે; બાકી સરકારી ક્રમમાં પણ ઇતિહાસ, વિજ્ઞાન વિગેરે વિષયો મરજિયાત છે. પણ આ ફરજિયાત મરજિયાતનો ભેદ શાળાઓ સારૂ રાખવામાં આવ્યો છે; શિખનારાં સારૂ નહિ. સાધનસંપત્તિવાળી કન્યાશાળા બધા જ વિષયો શીખવે અને તેની બધી જ વિદ્યાર્થીઓને તે શીખવાની ફરજ પડે. તેનાથી ઉલટું ઓછી શક્તિવાળી કન્યાશાળા માત્ર ફરજિયાત વિષયો શીખવીને બેસી રહે અને ત્યાંનાં શિખનારાં ઇતિહાસ વિજ્ઞાન વિગેરે વિષયો શીખવા માગતાં હોય તો પણ શીખી ન શકે. આપણી ઉપરની બે ક્રમવાળી યોજનામાં તો શિખનારાં પોતાની ઇચ્છા મુજબ ગમે તે ક્રમ ગ્રહણ કરી શકે. વિશાળ ક્રમ લેનારાં પ્રથમથી જ તે ક્રમ શીખવનારી કન્યાશાળામાં જ જાય.

**૨. સાતમા ધોરણનો ઉમેરો:** પ્રાથમિક શિક્ષણ સંપૂર્ણ અને સંગીન કરવા સારૂ કન્યાશાળાના શિક્ષણ-ક્રમમાં સાતમું ધોરણ ઉમેરવાની ખાસ જરૂર છે. કેટલેક ઠેકાણે સાતમું ધોરણ ઉમેરવામાં આવ્યું છે તે આપણે આગળ જોયું છે. ઘણે સ્થળે એક વર્ષ વધારવાની ઇચ્છા વિદ્યાર્થીઓ, તેમના વાલીઓ અને શિક્ષકો તરફથી દર્શાવવામાં આવે છે. લગ્નની વય પણ વધતી

જાય છે. આ બધું જોતાં કન્યાઓનો પ્રાથમિક ક્રમ એક વર્ષ લંબાવો જ જોઇએ. વળી ઉપર જણાવ્યા મુજબ બે પ્રકારના શિક્ષણક્રમ રાખ્યા હોય તો પ્રથમનો હળવો ક્રમ લેનારને માત્ર ત્રણ કલાક શાળામાં ગાળવાના હોવાથી શિક્ષણનું એક વર્ષ વધવા છતાં તેમને કઠણ ન પડે. મોટી છોકરીઓને એક વર્ષના વધારા કરતાં હમેશાં શિક્ષણ પાછળ આપવા પડતા સમયનો પ્રશ્ન વધારે મહત્વનો છે. અને તે પ્રશ્ન ઉકલે તો સુખેથી એક વર્ષ તે શિક્ષણ સારૂ વધારે ખેંચી શકે. વિશાળ ક્રમ લેનારને વધુ શિક્ષણની ઇચ્છા અને અનુકૂળતા છે જ એટલે તેમને તો એક વર્ષ વધવાથી મુશ્કેલી છે જ નહિ.

૩. કન્યાશાળાઓમાં ફેરફારઃ ઉપર મુજબ બે જુદાજુદા ક્રમ રાખવાથી અને સાતમું ધોરણ ઉમેરવાથી ખર્ચ અને વ્યવસ્થાની મુશ્કેલીઓ ઘણી વધે. પરંતુ આ મુશ્કેલીઓ ન વધે એટલું જ નહિ પણ હાલ કરતાં ખર્ચ ઓછું થાય અથવા તો આટલા જ ખર્ચે વધારે સંગીન શિક્ષણ મળે અને કન્યાકેળવણીની વૃદ્ધિ થાય એવા ઉપાયો લઇ શકાય. આને સારૂ કન્યાશાળાઓને બે વિભાગમાં વહેંચી નાંખવી જોઇએ. હળવો શિક્ષણક્રમ શીખવનારી કન્યાશાળાઓ અને વિશાળ શિક્ષણક્રમ શીખવનારી કન્યાશાળાઓને જુદી પાડવી. હવે હળવા ક્રમને માટે ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણ કલાક પૂરતા છે. એટલે જો આ જાતની અર્ધી કન્યાશાળાઓનો સમય સવારનો અને અર્ધીનો બપોરે રાખવામાં આવે તો હાલના કરતાં અર્ધા શિક્ષકો પાસેથી પગારનો જુજ વધારો આપી બધી કન્યાશાળાઓનું કામ લઇ શકાય. પગારના વધારાથી હાલ કરતાં એકાદ કલાકના કામનો વધારો તેમને ભારે નહિ લાગે, તેમનાં મન સંતુષ્ટ રહેશે, ખાનગી ટ્યુશનો કરનારને બાથોડીઆં ઓછાં મારવાં પડશે, પગારની લગભગ અર્ધી રકમનો બચાવ થશે. આ ઉપરાંત જુદા જુદા સમયની બે શાળાઓ એક જ મકાનમાં બેસી શકે અને એક જ સાધનો વાપરી શકે તેથી મકાનના ભાડામાં અને સાધનોના ખર્ચમાં લગભગ અર્ધું ખર્ચ બચશે. આ રીતે બચાવેલી રકમ કન્યાકેળવણીને વિશેષ સંગીન અને વિશાળ બનાવવામાં ખર્ચી શકાશે. આ સિવાય ભરૂચ મ્યુનિસિપાલિટીએ કર્યું છે તેમ ઘણી પૂરી પ્રાથમિક શાળાઓને બદલે ઉપલાં ધોરણોને જૂદાં પાડી એક ઉચ્ચ પ્રાથમિક શાળા જુદી બનાવવી. ઉંચાં ધોરણોમાં સંખ્યા ઘણી થોડી હોય છે છતાં દરેક પૂર્ણ શાળાને એટલી થોડી છોકરીઓને સારૂ ખર્ચ વેઠવું પડે છે અથવા તો થોડી સંખ્યાને લીધે અને શિક્ષકો કમતી હોવાને કારણે ઉપલા વર્ગો ઘણુંખરૂં બેગા લેવા પડે છે, તેથી શિક્ષણ બગડે છે. આ સ્થિતિ અટકે અને ખર્ચમાં પણ ઘટાડો થાય તે સારૂ પાસે પાસેની શાળાઓના પાંચમાથી સાતમા ધોરણો સુધીના ત્રણ વર્ગોને એકઠા કરી જુદી ઉચ્ચ પ્રાથમિક શાળા કાઢી હોય તો ઓછા શિક્ષકે સારૂં કામ થાય.

૪. શિક્ષકોનો વધારોઃ ઉપર આપણે જોયું છે કે કન્યાશાળામાં બહુમાં બહુ વર્ગો જેટલાં શિક્ષકો હોય છે. ઘણેખરે ઠેકાણે તો તેથી ઓછાં જ હોય છે. સ્રીશિક્ષકોની અનિયમિતતા કુદરતી અને સામાજિક કારણોને લીધે કેટલી બધી હોય છે તે પણ સૌ જાણે છે. આ પરિસ્થિતિમાં કન્યાશાળા બરાબર ચલાવવી હોય તો વર્ગોથી દોઢા શિક્ષકો જોઇએ. સામાન્ય રીતે શાળાની સુવ્યવસ્થા સારૂ વર્ગોથી સવાયા શિક્ષકો રાખવાનું યોગ્ય ગણાય છે. આ હિસાબે કન્યાશાળા માટે દોઢી સંખ્યા વધારે ન ગણાય. છતાં આટલી સંખ્યા ન પરવડે તો ઓછામાં ઓછા બે શિક્ષકો તો વધારે જોઇએ જ. કન્યાશાળાનો કોઇ પણ અનુભવી આ જરૂરીઆતની સાક્ષી જરૂર પૂરશે. ઉપર કન્યાશાળાઓના ફેરફાર વિષે જે સૂચનાઓ કરી છે તેમનો અમલ થાય તો ખર્ચ વધાર્યા વિના શિક્ષકનો આ વધારો સહેલાઇથી કરી શકાય.

૫. સ્રીશિક્ષકોની મુશ્કેલીઓના ઉપાયઃ સ્રીઓની કુદરતી અને સામાજિક સ્થિતિ જોતાં તેઓ શિક્ષણ જેવું બ્હારનું નિયમિત કાર્ય કેટલું કરી શકે એ આખો પ્રશ્ન વિચારણીય છે, છતાં અત્યારે તો જે સ્થિતિ છે તેમાંથી માર્ગ કાઢ્યે જ છૂટકો છે. પ્રથમ તો કુટુંબવાળી સ્રીઓને —ખાસ કરીને સધવાઓને શિક્ષણના ધંધામાં ન રોકવી. તેમના કૌટુંબિક ધર્મો અને વિશેષે કરીને બાળક જનિના ધર્મો શિક્ષણના બાહ્ય ધંધાને વિરોધી થઇ પડે છે અને તેથી કુટુંબ અને શાળાનું બન્નેનું બગડે છે અને સ્રી-શિક્ષકના શરીર ઉપર એવો અસહ્ય બોજો પડે છે કે થોડી જ કુટુંબવાળી સ્રીશિક્ષકો પેન્શન ભોગવવા સુધી જીવતી હશે. આ જોતાં કુટુંબ, શાળા અને સ્રીશિક્ષક, સર્વના હિતની દૃષ્ટિએ કુટુંબવાળી—ખાસ કરીને સધવા

સ્ત્રીઓને સારુ કન્યાશાળાનાં દ્વાર બંધ કરવાં એ સર્વોત્તમ ઉપાય છે. કમાણીમાં મદદ કરવાની સ્વાર્થી નજરે જ સ્ત્રીઓ પાસે શાળાની નોકરી કરાવનાર પુરૂષોને આ ઉપાયથી ધક્કો પહોંચે ખરો. પણ તેઓ બરાબર વિચારે તો આથી સ્ત્રીના આરોગ્યનું રક્ષણ અને કુટુંબધર્મનું પાલન વિશેષ થઈ શકે તેમાં પુરૂષનું પોતાનું પણ હિત જ છે. જ્યાં સુધી આ કડક ઉપાય ન લેવાય અને દુર્ભાગ્યે સધવા સ્ત્રીશિક્ષકોથી નભાવવું જ પડે તો ત્યાં સુધી જેમ કેટલીક મીલોમાં મજુરણોનાં બાળકોને મીલના સમયમાં સંભાળવાને સારુ creche ની વ્યવસ્થા હોય છે, ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં પણ સ્કૉલરોનાં બાળકોને રાખવાની ગોઠવણ હોય છે, તેમ પ્રત્યેક કન્યાશાળામાં સ્ત્રીશિક્ષકોનાં નાનાં બાળકોને રાખવા સારુ કંઇક વ્યવસ્થા થવી જોઇએ. અત્યારે તો ઘણી કન્યાશાળાઓમાં વર્ગોને બેસવાની પૂરતી જગા નથી હોતી ત્યાં વળી નાનાં બાળકોનાં ઘોડીઆં મૂકવાં પડે છે. ઘણી વેળા એક તરફ કન્યાઓનું સંગીત ચાલે અને બીજી તરફ પેલું બાળક સંગીત ચલાવે! બીચારી શિક્ષક બાળકને સાચવે કે વર્ગને ભણાવે? તેની પાસેથી શિક્ષણનું કામ લેવું હોય તો તેના બાળકને સંભાળવાની ગોઠવણ કરવી એ તો પહેલું જ કરવું ઘટે.

બીજું બને ત્યાં સુધી પરગામની સ્ત્રીશિક્ષકો જ રોકવી, જેથી રડવા કૂટવાની અને નાતજાતની અનેક ઉપાધિઓ તેમને પરગામમાં ન હોય અને તેથી તેઓ વધારે નિયમિત રહી શકે.

બની શકે ત્યાં વિધવા શિક્ષકો સારુ કન્યાશાળાની સાથે વસતિગૃહ રાખવું અને ત્યાં તેમને રહેવાને ફરજ પાડવી. આમ કરવાથી નિયમિતતા ઉપરાંત શિક્ષણની તૈયારી પણ ઠીક થઇ શકશે. શિક્ષણનું વાતાવરણ પણ એ રીતે જામે.

**૬. પુરૂષ શિક્ષકો વિશેષ રાખવાઃ** શિક્ષણની બાબતમાં ખરી રીતે જાતિભેદ શાને જોઇએ? શિક્ષણની લાયકાત હોય તેને શિક્ષક તરીકે સ્વીકારાય; પછી તે પુરૂષ હોય કે સ્ત્રી. આ સર્વમાન્ય સિદ્ધાંત છે છતાં કન્યાશાળાઓ સારુ સ્ત્રીશિક્ષકોનો આગ્રહ રાખવામાં આવે છે. હાલની આપણી સામાજિક સ્થિતિ જોતાં એ આગ્રહ કેટલેક અંશે યોગ્ય પણ છે. તો પણ સ્ત્રીઓની મુસ્કેલીઓ અને સ્ત્રીશિક્ષકોની સંખ્યા અને તેમની શિક્ષકપણાની લાયકાત, આ બધું જોતાં કન્યાશિક્ષણની સુધારણા અને સુવ્યવસ્થા સારુ શિક્ષણની લાયકાત ધરાવનારા અને ચારિત્ર્યવાન પુરૂષશિક્ષકો વિશેષ પ્રમાણમાં રાખ્યા વિના છૂટકો નથી. હાલ દફતરી કામને સારુ નિર્દોષ (!) બુઢ્ઢા શિક્ષકોને રખાય છે તેમ નહિ પણ સુશિક્ષણને માટે સશક્ત ઉત્સાહી પણ ઠરેલ યુવાન શિક્ષકોને રાખવા જોઇએ. મોટી છોકરીઓવાળી માધ્યમિક કન્યાશાળામાં સ્ત્રીશિક્ષકોને અભાવે યુવાન ગ્રેજ્યુએટોને રાખવામાં બાધ નથી ગણાતો તો પછી નાની છોકરીઓની કન્યાશાળામાં શાને બાધ ગણાવો જોઇએ? છતાં કોઇ ઠેકાણે અનર્થ પણ થાય, પણ એવા અનર્થો અપવાદરૂપ રહેવાના.

**૭. શિક્ષકોને પેટપૂરતો પગારઃ** શિક્ષકોને ભૂખ્યા મારવા એના જેવી ખોટી નીતિ એક પણ નથી. મકાન નહિ મળે તો ધર્મશાળામાં કે ચોતરે બેસાય, સાહિત્ય વિના ચાલી શકે, પણ સુશોભિત મકાન અને પૂરેપૂરું સાહિત્ય સારા શિક્ષક વિના કેવળ નકામું છે. આ વાત સર્વમાન્ય હોવા છતાં કાપકુપ કરવાની હોય તો શિક્ષકોમાં જ થાય છે. માટે શિક્ષણ સારું કરવું હોય તો શિક્ષકને નિર્વાહની ચિન્તામાંથી તદ્દન મુક્ત કરવો જોઇએ. છતાં શિક્ષકો નિર્લોભી અને ઓછી જરૂરીઆતો વાળાં તો હોવાં જોઇએ.

**૮. શિક્ષણની તાલીમની પૂરતી સગવડઃ** ગુજરાત અને કાઠીઆવાડમાં થઇને સ્ત્રીઓને સારુ માત્ર બે ટ્રેનીંગ કોલેજો છે (બીજી બે તો ફક્ત ખ્રિસ્તીઓ સારુ છે) અને તેમાંય પણ અમુક મર્યાદિત સંખ્યા જ લેવામાં આવે છે. વળી બધાંને અમદાવાદ કે રાજકોટ જેટલે દૂર તાલીમ લેવા જવા જેટલી સગવડ ક્યાંથી હોય? આ સ્થિતિમાં ટ્રેન્ડ સ્ત્રીઓ પૂરતા પ્રમાણમાં શી રીતે આપણને મળે? માટે સૌથી પહેલી જરૂર તો એ છે કે પ્રત્યેક મ્યુનિસિપાલિટીએ, લોકલબોર્ડે, અને દેશી રાજ્યે સ્ત્રીશિક્ષણને સારુ શિક્ષકશાળા (training school) રાખવી જ જોઇએ. આવી શાળાઓ સારુ S. T. C. D. થયેલા ગ્રેજ્યુએટ શિક્ષકો જ જોઈએ એ વ્હેમ કાઢી નાંખવો. સારા ટ્રેન્ડ અનુભવી શિક્ષકો ચાલી શકે. મીશન ટ્રેનીંગ કૉલેજો આવા મુખ્ય શિક્ષકોથી સારી ચાલી શકે છે. આ શિક્ષણશાળાઓ મુંબઇના વનિતાવિશ્રામની માફક સવારસાંજ ચલાવી શકાય, જેથી કન્યાશાળાઓની અનટ્રેન્ડ શિક્ષકો પણ તેનો લાભ લઇ

શકે અને તે જ સ્થળની કોઈ શાળાના સારા અનુભવી ટ્રેન્ડ શિક્ષકોને ઓછા પગારે શિક્ષણશાળા માટે રાખી શકાય. કન્યાશાળાના સમય બ્હાર શિક્ષણશાળા ચલાવ્યાથી શિક્ષણની તાલીમ લેવા સારૂ શિક્ષકને કન્યાશાળામાંથી ચઢતા પગારે રજા ઉપર મોકલવાની અને તેની જગાની કામચલાઉ વ્યવસ્થા કરવાની જરૂર ન પડે. છતાં આ યોજનાથી તેમના ઉપર ભણવાનો અને ભણાવવાનો બેવડો બોજો પડે અને તેથી બન્ને કામ કથળે એ બનવાજોગ છે. પરંતુ ટ્રેનીંગ લેનાર શિક્ષકને તે દરમ્યાન કન્યાશાળામાં એકાદ સમય છૂટી રાખવામાં આવે અને ટ્રેનીંગ સ્કૂલમાં માત્ર શિક્ષણશાસ્ત્રનું અને તેને લગતું બાળમાનસશાસ્ત્ર જેવું જરૂરી જ્ઞાન દોઢ બે કલાક આપવાનું રાખ્યું હોય તો બોજાનો પ્રશ્ન નીકળી જાય અને આ રીતે શિક્ષણની તાલીમ લેવાની ઘણી જ સરળતા થઈ જાય. ચાલુ શિક્ષક સિવાય શિક્ષક થવા ઇચ્છનાર સ્ત્રીઓને તો આવી ટ્રેનીંગ શાળાઓ સર્વથા અનુકૂળ પડે.

આવી ટ્રેનીંગ સ્કુલો ઉપરાંત છઠ્ઠું ધોરણ પાસ થયા પછી શિક્ષણશાસ્ત્રનો ખાનગી અભ્યાસ કરનાર અને સાથે સાથે કોઈ કન્યાશાળામાં એક વર્ષ સુધી શિક્ષણનો અનુભવ લેનારને ટ્રેનીંગની પરીક્ષામાં બેસવા દેવામાં આવે તો કેટલાં બધાંને ઘેરબેઠાં અનુકૂળતા મળી જાય ! કેમ કે શિક્ષણશાસ્ત્ર શીખવી જાણનાર અને અનુભવ લેવા દેનાર કન્યાશાળા તો ઠામઠામ મળી આવે.

**૯. શિક્ષકના શિક્ષણનું ધોરણ ઊંચું કરવું:** હાલ શિક્ષણની તાલીમનું જે ધોરણ છે તેને અનુસાર ઉપરનો ૭ મો ઉપાય સૂચવ્યો છે. પરંતુ પ્રાથમિક શિક્ષણ ઉંચી કક્ષામાં લાવવું હોય તો તો પ્રાથમિક શિક્ષકના શિક્ષણનું ધોરણ ઉચું કરવું જ જોઇશે. હાલ પ્રાથમિક છઠ્ઠા ધોરણની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા પસાર કરનારને ટ્રેનીંગ કૉલેજમાં લેવાય છે. કૉલેજના ત્રણ વર્ષ દરમ્યાન શિક્ષણશાસ્ત્રના ઉપરચોટીઆ જ્ઞાન ઉપરાંત લગભગ કન્યાશાળાના જ વિષયો તે ફરીને શીખે છે. ઉચ્ચ સાહિત્ય, કલા, વિજ્ઞાનાદિના કંઇ સંસ્કાર તેને અહીં પડતા નથી તે ઉપર આપણે જોયું છે. શિક્ષકમાં વિદ્યાર્થી કરતાં ઘણું વધારે જ્ઞાન હોવું જોઈએ તેને બદલે માત્ર પ્રાથમિક શિક્ષણ પામેલ શિક્ષક પ્રાથમિક શાળામાં શીખવે તેમાં શું ભલીવાર આવે ? આ વસ્તુસ્થિતિને સુધારવા યુનિવર્સિટીની પ્રવેશક પરીક્ષા (matriculation)માં શિક્ષણશાસ્ત્ર ઐચ્છિક વિષય તરીકે દાખલ થવું જોઈએ અને પ્રાથમિક શાળામાં શિક્ષક થવા ઇચ્છનારે માધ્યમિક શિક્ષણ શિક્ષણશાસ્ત્રના વિષય સાથે સંપૂર્ણ કરવું જોઈએ. આમ થવાથી માધ્યમિક શિક્ષણના ઉચ્ચ સાહિત્ય, કલા, વિજ્ઞાન, ઉદ્યોગ આદિના ઉચ્ચ સંસ્કારો તેનામાં પડશે અને તેથી શિક્ષક થવાને તે વધારે લાયક બનશે. આ યોજના અમલમાં મૂકાય તો પ્રાથમિક શિક્ષકોના શિક્ષણનું ધોરણ ઉચ્ચ થાય અને પ્રાથમિક શિક્ષણમાં ઘણો સુધારો થાય. વળી બીજો મોટો લાભ તો એ થાય કે આમ ઘણી માધ્યમિક શાળાઓ ટ્રેનીંગ કૉલેજોની ગરજ સારતી થાય તેથી પુરૂષો કે સ્ત્રીઓ માટે જુદી ટ્રેનીંગ કૉલેજો નીભાવવાનું મોટું ખર્ચ નીકળી જાય.

**૧૦. શિક્ષકોની સેવાભાવના જાગ્રત કરવી:** સેવાભાવના અને કર્તવ્યપરાયણતા વિનાના શિક્ષકો ગમે તેટલા બુદ્ધિશાળી અને શિક્ષણની તાલીમ લીધેલા હોય અને પેટપૂરતો પગાર મેળવતા હોય, તો પણ બહુ ઉપયોગના નથી નીવડતા. સ્ત્રીશિક્ષકોમાં સેવાભાવ જાગ્રત કરવાનું કાર્ય ખરેખરી રીતે વનિતાવિશ્રામો જેવી સંસ્થાઓનાં વસતિગૃહોમાં થઈ શકે. ફીમેલ ટ્રેનીંગ કૉલેજોની બોર્ડિંગોમાં પણ સારાં અધિષ્ઠાત્રી હોય તો આ દિશામાં ઘણું કરી શકે. ઉપર ઉપાય પમામાં સૂચવ્યા મુજબ કન્યાશાળાઓ સાથે શિક્ષકવસતિગૃહો સ્થાપી યોગ્ય દેખરેખ નીચે સેવાભાવનું વાતાવરણ ઉત્પન્ન કરી શકાય. પ્રત્યેક કન્યાશાળાનાં મુખ્ય શિક્ષિકા માત્ર ઉત્સાહી અને કર્તવ્યનિષ્ઠ હોય તો પણ તે સહશિક્ષકોને જરૂર પોતાનો ચેપ લગાડી શકે. દરેક સ્થળનાં કેળવણી મંડળો, શિક્ષકસમાજો મન પર લે તો સ્ત્રીશિક્ષકોમાં કંઇક જાગૃતિ આણી શકે. આ બધા ઉપાયો લેવા છતાંય જ્યાં સુધી સામાજિક સ્થિતિ સુધરે નહિ, સ્ત્રીજીવનને ઉન્નત કરવાના સર્વવ્યાપી પ્રયત્નો થાય નહિ ત્યાં સુધી ઉચ્ચ કર્તવ્યભાનથી પ્રેરાયલાં સ્ત્રીશિક્ષકોની ખોટનો પ્રશ્ન તો ઉભો જ રહેવાનો.

(અપૂર્ણ)

ચંદુલાલ કાશીરામ દવે




કાવ્યપ્રકાશઃ પ્રથમ ભાગ, ઉલ્લાસ ૧ થી ૬. ગુજરાતી અનુવાદ. અનુવાદકઃ રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક અને રા. રા. રસિકલાલ છોટાલાલ પરીખ. પ્રકાશકઃ ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ.

સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં મમ્મટનો "કાવ્યપ્રકાશ" બહુ ઉંચી પંક્તિનો અને રસની ઉંડી પરીક્ષા દર્શાવનારો ગ્રન્થ છે. તેનું આ ભાષાન્તર અનેક રીતે અભિનન્દનને પાત્ર છે. પ્રથમ તો, શિષ્ટ ગ્રન્થોનો શ્રમસાધ્ય અભ્યાસ અવગણનાને પાત્ર છે એમ માનવાની વૃત્તિ હાલ પ્રવર્તમાન થઇ છે. જ્ઞાન અને વિદ્વત્તાના ગ્રન્થોનો મહેનતભરેલો અભ્યાસ કરવાની જરૂર નથી અને દેશમાં ચાલતી હીલચાલો વિશે ભાષણોથી અને વર્તમાનપત્રોથી જે માહીતી મળે તે મેળવવી એટલી જ જ્ઞાનપ્રાપ્તિ બસ છે એમ મનાવા લાગ્યું છે. વિશિષ્ટ ગ્રન્થકારોની કૃતિઓનું અધ્યયન, બહુશ્રુતપણું, તત્ત્વચિંતન, વિદ્યોપાર્જન, એ સર્વ દેશજીવનના મન્થનમાં વિઘ્નરૂપ હોઇ તિરસ્કારને પાત્ર છે; વિચિત્ર પ્રાણીઓ જોવાની જેને ઇચ્છા હોય તે સંગ્રહસ્થાનમાં જઇ જોઈ આવે તેમ પંડિતોના પ્રયાસ જાણવાની જેની ઇચ્છા હોય તે તે વિશેના જાહેર ભાષણોમાં જઇ અથવા માસિકોના સંક્ષેપમય લેખ વાંચી બાહ્ય દૃષ્ટિએ માલમ પડી આવતો સાર જાણી લે તો બસ છે, એવી ચિત્તવૃત્તિ ઘણે ભાગે થવા માંડી છે. વ્યક્તિના તેમજ સમષ્ટિના જીવનની શિષ્ટતા વિદ્યા વિના બંધાતી નથી અને દૃઢ થતી નથી એ મહાન્ સિદ્ધાન્ત પર દુર્લક્ષ થવા લાગ્યું છે. આ સ્થિતિ ઉપરથી 'નિરુક્ત' નામે પ્રાચીન ગ્રન્થના કર્તા યાસ્ક મુનિએ ઉતારેલું વચન યાદ આવે છેઃ

विद्या ह वै ब्राह्मणमाजगाम
गोपाय मा शेवधिष्टेऽहमस्मि।

(અર્થ—વિદ્યા બ્રાહ્મણ પાસે ગઈ અને કહ્યું કે મારૂં રક્ષણ કર; હું તારો ખજાનો છું.)

એ રીતે, વિદ્યાના રક્ષણ માટે પ્રયાસ કરવા એ આ પ્રસંગે બ્રાહ્મણોનું—જ્ઞાન અને વિદ્વત્તામાં પ્રાવીણ્ય મેળવી ઉચ્ચ જીવન ગાળવાનો પ્રયત્ન કરનાર પુરુષોનું કર્તવ્ય થઈ પડયું છે. એ કર્તવ્ય કરવાનો પ્રયાસ આ અનુવાદના વિદ્વાન્ લેખકોએ આદર્યો છે તે બહુ આનન્દજનક છે.

વળી, વિદ્વત્તાની આ અવગણનાનો ધક્કો સંસ્કૃત સાહિત્યને બહુ જોરથી લાગવા માંડયો છે. સંસ્કૃત સાહિત્ય હિંદુસ્તાનના જીવન માટે નિરર્થક છે, સંસ્કૃત સાહિત્યના પરિચયની હિંદુસ્તાનના વતનીને કાંઇ પણ જરૂર નથી એવી માન્યતા ઉત્પન્ન થવા લાગી છે. આ રીતે હિંદુસ્તાનની પ્રજા પોતાના મહામૂલ્યવાન્ અમૃતના પાનથી વિમુખ થઇ જાય, જ્ઞાનની, વિદ્વત્તાની, શિષ્ટતાની, તત્ત્વચિંતનની મહારત્નો ભરેલી ખાણ ધૂળથી અને પથરાથી ઢાંકી દેવાશે એ મ્હોટી ધાસ્તી ઉભી થઈ છે, પ્રાચીન શિષ્ટ ભાષાના અભ્યાસથી મનુષ્યના મનને જે બળ અને જે કસરત, જે સંપત્તિ અને જે ઉન્નતિ પ્રાપ્ત થાય છે તે ગુમાવી દેવાની સ્થિતિ આવવા લાગી છે. આવે પ્રસંગે સંસ્કૃત સાહિત્યના અભ્યાસ તરફ આકર્ષણ કરનાર આ અનુવાદ ઘણા ધન્યવાદને પાત્ર છે.

આથી આગળ વધતાં, સંસ્કૃત સાહિત્યમાંનું કાવ્યશાસ્ત્ર, જે અલંકારશાસ્ત્રને નામે સાધારણ રીતે ઓળખાય છે તે, રસનું એવું સુન્દર, એવું સૂક્ષ્મ વિવેચન કરે છે; રસના ઉત્કર્ષનું એવું અનુપમ પ્રતિપાદન કરે છે કે કવિતાના અભ્યાસમાં એ શાસ્ત્ર ઘણું મહત્ત્વનું છે અને તેનો પરિચય ઘણો આવશ્યક છે. હિંદુસ્તાનની વર્તમાન ભાષાઓના સાહિત્યને સંસ્કૃત સાહિત્યનું પોષણ એટલી બહુલતાથી મળેલું છે કે એ વર્તમાન ભાષાઓના

સાહિત્યની અભિવૃદ્ધિ માટે સંસ્કૃત સાહિત્યમાં દર્શાવેલાં રસિકતાના અને ગુણવત્તાનાં ધોરણો ધ્યાનમાં રાખ્યા વિના ચાલે તેમ નથી. આ કારણથી પણ આ અનુવાદને આવકાર ઘટે છે.

આ અનુવાદ વિદ્વત્તાથી અને સંભાળથી કરવામાં આવ્યો છે, અભ્યાસીને બહુ ઉપયોગી થઈ પડે તેવો છે, તેથી પણ આ પુસ્તક ઘણું મૂલ્યવાન છે.

અનુવાદમાં મૂળ ગ્રન્થમાંની કારિકા, વૃત્તિ અને ઉદાહરણ તથા ઉદાહરણ પરનું ગ્રન્થકારનું વિવેચન, એ સર્વનું ભાષાન્તર કર્યું છે. ઉદાહરણના શ્લોકનું પદ્યમાં સમશ્લોકી ભાષાન્તર મૂળ ગ્રન્થના ભાગ તરીકે આપ્યું છે અને ટિપ્પણમાં ગદ્ય ભાષાન્તર પણ આપ્યું છે. ટિપ્પણમાં ઠેર ઠેર મૂળ વિશે સમજુતી આપી છે. અલબત્ત, આવા ભાષાન્તર અને સમજુતી ઉપરાંત અભ્યાસીને વિશેષ શિક્ષણની જરૂર રહેશે, પણ, વસ્તુના સ્વરૂપની ગહનતાને લીધે એ સ્થિતિ છે. મૂળ સંસ્કૃત ગ્રન્થના અભ્યાસ માટે પણ ટીકા ઉપરાંત એવા શિક્ષણની આવશ્યકતા છે. ટીકાકાર મહેશ્વર કહે છે કે 'કાવ્યપ્રકાશની ઘેરે ઘેર ટીકા થઈ છે તો પણ એ ગ્રન્થ એવો ને એવો જ દુર્ગમ રહ્યો છે.'. પરન્તુ, શિક્ષણ વડે ગ્રન્થમાં એક વાર સ્પષ્ટતા જણાવા માંડયા પછી મમ્મટની ઉંડી રસદૃષ્ટિ, સૂક્ષ્મ મર્મગ્રહણ અને લાઘવવાળી તથા શક્તિવાળી શૈલી વાચકના ચિત્ત પર અધિકાર મેળવી સંતોષ, પ્રકાશ તથા આહ્લાદ ઉત્પન્ન કરે છે. એ સર્વ અનુભવમાં અનુવાદકોએ આપેલી સમજુતી સહાયભૂત થાય છે.

મમ્મટ કાશ્મીરનિવાસી હતો એમ સાધારણ રીતે માનવામાં આવે છે. કાશ્મીરના પંડિતોનું વાક્સામર્થ્ય વિશેષ સન્માનને પાત્ર છે. અને આ ગ્રન્થમાં પણ વિશેષ સામર્થ્યનું દર્શન થાય છે એટલું તો કહી શકાશે. કાવ્યપ્રકાશના બાકીના ભાગનો અનુવાદ પૂરો કરતાં ગ્રન્થના કર્તા વિશે અને કાવ્યશાસ્ત્રના ઇતિહાસ વિશે વિવેચન કરવાની અનુવાદકો પ્રતિજ્ઞા કરે છે તેથી આશા રાખીશું કે મમ્મટના વ્યક્તિત્વ વિશે બનશે તેટલી માહીતી તેઓ આપશે. મમ્મટે કરેલાં વિવેચન, તેણે આપેલી કાવ્યની વ્યાખ્યા, રસનિષ્પત્તિનું તેનું નિરૂપણ, કાવ્યના ઉત્તમત્વ સંબંધી અને અલંકાર કેટલે અંશે કાવ્યની ખૂબીમાં ઉમેરો કરે છે તે સંબંધી તેની ચર્ચા—એ સર્વ વિશે પણ અનુવાદકો વિસ્તાર કરશે એવી આશા છે. અહીં એક સૂચના કરીશું કે કાવ્ય શબ્દમાં રહેલું છે કે શબ્દ અને અર્થ બન્નેમાં રહેલું છે: એ આલંકારિકોએ ચર્ચેલા પ્રશ્નનું પણ વિવેચન આવશ્યક છે. મમ્મટે શબ્દ અને અર્થ બન્નેથી કાવ્ય થાય છે એમ કહ્યું છે, અને કાવ્યાદર્શકાર દંડી, રસગંગાધરકાર પંડિતરાજ જગન્નાથ, સાહિત્યદર્પણકાર વિશ્વનાથ વગેરેએ ઇષ્ટ રમણીય કે રસમય અર્થ વાળા શબ્દથી કે વાક્યથી કાવ્ય બને છે એમ કહ્યું છે, એ સિદ્ધાન્તોનું પૃથક્કરણ પણ કરવા સરખું છે. કેટલે અંશે આ બે પ્રકારના મતમાં વિરોધ નથી અને જ્યાં વિરોધ છે ત્યાં કયો મત વધારે સ્વીકાર્ય છે એ વિવેચન કાવ્યશાસ્ત્રના અભ્યાસમાં ઉપયોગી છે.

કાવ્યપ્રકાશમાં આપેલાં ઘણાં ઉદાહરણ શૃંગારનાં છે, અનુવાદકો કહે છે તેમ 'સંસ્કારિતાની વૃત્તિને ખટકે તેવાં છે.' પરંતુ, સંસ્કૃત કાવ્યશાસ્ત્રોનું એ દૂષણ છે અને સંસ્કૃત કવિતામાં રહેલા શૃંગારમયતાના દૂષણમાંથી કાવ્યશાસ્ત્રમાં એ અંશ ઉતરી આવ્યો છે તથા તે અનિવાર્ય છે. આ અંશના બે ખુલાસા અનુવાદકો આપે છે. તેઓ કહે છે કે (૧) જ્યાં સુધી જીવનમાં સ્ત્રીપુરુષના પ્રેમભાવનું પ્રાબલ્ય છે ત્યાં સુધી એ રસ (શૃંગાર રસ) કાવ્ય કે કલામાં પ્રાબલ્ય ભોગવશે. વળી તેઓ કહે છે કે (૨) એ ગ્રન્થોની રચનાના સમયના લૌકિક આદર્શો આપણાથી જુદા હતા. આમાંનો પહેલો ખુલાસો શૃંગારને સર્વકાલમાં સ્થાયી રહેલો કહે છે અને બીજો ખુલાસો શૃંગારની રુચિને એક સમયે પ્રવર્તેલી કહે છે. પરંતુ, આ વિરોધ દેખાય છે તેવો વાસ્તવિક નથી. જ્યાં સુધી મનુષ્યજાતિમાં પ્રેમ છે ત્યાં સુધી શૃંગારની ચિત્તવૃત્તિ રહેવાની એમ કહી અનુવાદકો કહેવા ઇચ્છે છે કે સંસ્કૃત કવિતાના વિલાસના સમયમાં એ શૃંગારનું દર્શન અમર્યાદ સ્વરૂપ ધારણ કરતું હતું. પ્રાચીન કલાનું સ્વરૂપ જેવું છે તેવું ગ્રહણ કર્યા વિના છુટકો નથી. અનુવાદકો કહે છે તેમ 'આજે આપણા જીવનનો આદર્શ સ્ત્રીપુરુષના સંબંધનું રહસ્ય વધારે આધ્યાત્મિક કલ્પના તરફ છે' એ આપણા સંસ્કારનો ઉત્કર્ષ સૂચવે છે. અલબત્ત, આ સ્થિતિનો અર્થ એવો નથી કે આપણી પ્રેમભાવના વધારે શુષ્ક થતી જાય છે. સરાણે ચઢાવેલા મણિ પેઠે આપણી પ્રેમભાવના અનિયમિતતાથી દૂર થઈ વધારે ઓજસ્વી થતી જાય છે એટલો જ આ સ્થિતિનો અર્થ છે. સંસ્કૃત કવિતા પ્રેમભાવનાની આ અનિયમિતતા દર્શાવતા છતાં એ ભાવનામાં કંઇક ઢંકાઇને પણ ઉંડું રહેલું ઓજસ્ દર્શાવે છે એ તેનું મૂલ્ય ઉપેક્ષા કરવા સરખું નથી.

કાવ્યશાસ્ત્ર વિશેના અર્વાચીન પાશ્ચાત્ય વિચારો સાથે પ્રાચીન સંસ્કૃત કાવ્યમીમાંસકોનું ચિંતન સરખાવતાં અનુવાદકો કહે છે કે 'પાશ્ચાત્યોની વિશેષતા તેમની પ્રતિપાદન શૈલીમાં રહેલી છે અને પ્રાચીનોનાં ચિંતનોમાં જેટલું લક્ષ્યવેધિત્વ અને ઊંડાણ છે તેટલું કદાચ આધુનિક પાશ્ચાત્યોના વિચારમાં નહિ હોય.' કાવ્યશાસ્ત્રના વિવેચનમાં એ સબંધમાં એટલું ઉમેરીશું કે સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારો કવિતાના સ્વરૂપનું એક પૃથક્ શ્લોકને રૂપે વિવેચન કરતા, એક શ્લોક તે તેમની દૃષ્ટિમાં એક કાવ્ય હતું. પાશ્ચાત્ય વિવેચકો કવિના આખા ગ્રન્થને કાવ્ય ગણી તેના ગુણ દોષનું વિવેચન કરે છે. આ રીતે સંસ્કૃત આલંકારિકો એક શ્લોકમાં રહેલા સર્વ અંશમાં ઉંડા ઉતરી જઈ તેમાંની ખુબીઓ અને ખામીઓ સૂક્ષ્મતાથી બહાર પાડતા; અને અર્વાચીન પાશ્ચાત્ય વિવેચકો સમસ્ત કાવ્યની અસર—તેનો ઉત્કર્ષ અને અપકર્ષ બહાર પાડે છે. વસ્તુતઃ બન્ને પ્રકાર આવશ્યક છે. કવિના ચિત્તની પરીક્ષામાં પાશ્ચાત્ય વિવેચકોનું દૃષ્ટિબિન્દુ વધારે ઉપયોગી છે, પણ, કાવ્યનો આસ્વાદ પારખવામાં સંસ્કૃત આલંકારિકોની ઝીણવટ વધારે મર્મસ્પૃશ છે. આ સંબંધે Spirit જેવો શબ્દ ઇંગ્રેજીમાં છે તેવો સંસ્કૃતમાં નથી અને **રસ** જેવો શબ્દ સંસ્કૃતમાં છે તેવો ઇંગ્રેજીમાં નથી એ ધ્યાનમાં લેવા જેવું છે.

આ રીતે સંસ્કૃત કાવ્યશાસ્ત્રનો અભ્યાસ હાલ પણ આપણી રસિકતા કેળવવા માટે આવશ્યક છે. અનુવાદકો કહે છે તેમ 'પ્રાચીન કાવ્યમીમાંસકોના બધા વિચારો આજે આપણને ઉપયોગી કે મહત્ત્વના ન લાગે એ સ્વાભાવિક છે. તેમના દોરાયા આપણે ન દોરાઈએ એ પણ જરૂરનું છે. પણ જો દરેક વ્યક્તિ કે દરેક યુગ કેવળ પોતે જેટલું મેળવી શકે તેટલાથી જ ચલાવી લેવા માગે તો તે જરૂર જ્ઞાનદરિદ્ર રહે.' આપણી રુચિ અને આપણી રસિકતા શી રીતે પ્રાચીન કાળથી બંધાતી આવી છે એ જાણવાની જેમ જરૂર છે તેમ જ પ્રાચીન પ્રવાહનો શી રીતે ઉપયોગ કરવો અને તે શી રીતે અને કયી તરફ વાળવો એ જાણવા માટે તેના વેગ વિશે અને તેના અન્તઃસ્વરૂપ વિશે માહીતીની જરૂર છે.

અનુવાદમાં દોષો જણાય ત્યાં તે બતાવવાની અનુવાદકોએ વાચકવર્ગને સૂચના કરી છે તેથી અહીં કેટલીક બાબતો પર ધ્યાન ખેંચીએ છીએ.

પૃષ્ઠ ૧. **સમુચિતેષ્ટદેવતા**નો અર્થ 'યોગ્ય ઇષ્ટ દેવતા' કર્યો છે. 'યોગ્ય અને ઇષ્ટ દેવતા' એ વાસ્તવિક અર્થ છે. કવિની સરસ્વતી કાવ્યશાસ્ત્રના ગ્રન્થમાં સમુચિત (યોગ્ય) દેવતા છે અને ગ્રન્થકારની ઇષ્ટદેવતા પણ છે એમ કહેવાનો ઉદ્દેશ છે.

પૃષ્ઠ ૧. **હ્લાદૈકમયી**નો અર્થ 'આનંદમય' કર્યો છે. ખરી રીતે 'એકલા આનન્દવાળી' એવો અર્થ છે. બ્રહ્માની સૃષ્ટિમાં આનન્દ અને શોક હોય પણ કવિની સૃષ્ટિમાં એકલો આનન્દ હોય છે એમ ઉદ્દિષ્ટ છે તે સ્પષ્ટ કરવાની જરૂર છે.

પૃષ્ઠ ૬. 'ઓષ્ઠે રાગ ફીકો'—આ શ્લોકમાં વિપરીત લક્ષણાથી થતી વ્યંજના છે, એમ ટિપ્પણમાં કહેવાની જરૂર છે. ઉપરથી કહેલા અર્થ કરતાં ઉલટો અર્થ સમજાઇ શી રીતે વ્યંગ અર્થનું પ્રતિપાદન થાય છે એ વિવચન આવશ્યક છે.

પૃષ્ઠ ૧૮–૧૯. સારોપા અને સાધ્યવસાનિકા લક્ષણા. અહીં રહેલાં રૂપક અને અતિશયોક્તિ અલંકારનાં બીજ આ સ્થળે સમજાવવાની જરૂર છે.

પૃષ્ઠ ૨૭. 'પ્હોંચ્યું ન જાય.'—ભદ્ર તે હાથીના આઠ જાતિમાંની એક છે એ અહીં સ્પષ્ટ કર્યું હોય તો ઠીક.

પૃષ્ઠ ૩૬. ભટ્ટ લોલ્લટ, શ્રીશંકુક, ભટ્ટનાયક અને આચાર્ય અભિનવગુપ્તના રસનિષ્પત્તિનાં વિવરણમાં શો ભેદ છે એ ચર્ચાની આવશ્યકતા છે.

પૃષ્ઠ ૪૬. 'સૌમિત્રે બેસ છાનો.' લક્ષ્મણ તું મારાથી ડરીને નાસીશ નહિ, હું રામને ખોળું છું તને મારવા આવ્યો નથી.' એ ઇન્દ્રજીતના વચનનો ઉદ્દેશ છે ત્યાં **તિષ્ઠ**ના અર્થમાં 'બેસ છાનો' શબ્દ ઘટતો નથી.

અન્તે, અનુવાદકોને આ સ્તુત્ય પ્રયાસ માટે ધન્યવાદ આપી અને ગ્રન્થના બાકીના ભાગનું ભાષાન્તર પુરું કરવાની વિજ્ઞપ્તિ કરી આ અવલોકન સમાપ્ત કરીશું.

રમણભાઇ મહીપતરામ નીલકંઠ

**ફૂલ પાંદડી**—લેખક અને પ્રકાશકઃ પૃથુલાલ હ. શુક્લ. કિમ્મત ૫–૦–૦. આ નાનું પુસ્તક કાવ્યને છાજે તેવા સુંદર કાગળ ઉપર સુઘડ રીતે છપાયેલાં 'ગદ્ય-કાવ્યો'નો નવીન સંગ્રહ છે. આ પુસ્તકને પ્રથમ શ્રી રમણભાઇ મહીપતરામ નીલકંઠે પ્રસ્તાવના લખી આપી છે અને તે પછી શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિએ લાંબો ઉપોદ્‌ઘાત લખી આપ્યો છે. પ્રસ્તાવના કે ઉપોદ્‌ઘાત લખવાની વિજ્ઞપ્તિ એક મિત્રના આમન્ત્રણ જેવી

છે. શ્રી ન્હાનાલાલ કવિએ શ્રી રમણભાઈની પ્રસ્તાવના જોઈને તેના વિચારોનું ખંડન કરવા ઉપોદ્‌ઘાત લખ્યો છે એમ માનવાને અમને કારણ નથી પણ બન્નેના વિચારોનો વિરોધ સુપ્રસિદ્ધ છે અને તે આ લેખોમાં જોયા છતાં એક જ પુસ્તકની શરૂઆતમાં તેમને મૂકવા એ અમને શિષ્ટ આચાર લાગતો નથી. કોઈ યજમાન બે વિરૂદ્ધ મતના માણસોને એક પ્રસંગે ન્હોતરે નહિ અને ન્હોતરે તો બને ત્યાં સુધી તેમની વચ્ચે વિરોધનો પ્રસંગ ન આવવા દે અને આ તો વિરોધને માટે જ નિમન્ત્રણ આપવા જેવું થાય છે.

શ્રી ન્હાનાલાલ કવિના ઉપોદ્‌ઘાત વિશે એટલું કહેવું જોઈએ કે તેમાં તેમણે શ્રી રમણભાઈ, શ્રી નરસિંહરાવ, શ્રી બલવંતરાયનાં વિવેચનો અને કાવ્યો વિરૂદ્ધ જે પરોક્ષ આક્ષેપો કર્યા છે તે ન જ કર્યા હોત તો તેમણે પ્રતિપાદન કરવા ધારેલા વિચારો વાચકને વધારે સુગ્રાહ્ય થાત.* વિવેચન પદ્ધતિનો પ્રશ્ન ઘણો મોટો છે અને અહીં તે છેડી શકાય તેમ નથી પણ કાવ્ય જો શબ્દ અને અર્થનું યુગલ છે તો શબ્દ અને અર્થ અને શૈલી વિશે કરેલી ચર્ચા ખોટી ન ગણી શકાય. એ કાવ્યનું બાહ્ય કલેવર હોય. કાવ્યનું સ્થૂલ હોય, પણ

"શું સ્થૂલમાં ન ઉભરાય અદૃશ્ય સૂક્ષ્મ ?"

અને એ ખરૂં હોય

'તો શૈલીને જડ કહી પછી નિન્દવી કાં ?'

સમસ્ત કાવ્યશાસ્ત્ર વિશે અહીં ચર્ચા કરી શકાય તેમ નથી પણ એટલું તો સર્વ જોઈ શકે કે કાવ્યમાં રસ તો માત્ર આસ્વાદ્ય છે, અનુભવનો વિષય છે અને જ્યાં હોય ત્યાં તેની સ્તુતિ કરાય પણ ચર્ચા તો ઘણેભાગે કલેવરની જ થાય. અને શ્રી ન્હાનાલાલ કવિએ પોતે ફૂલપાંદડીના ઉપોદ્‌ઘાતમાં શું કર્યું છે ! કાવ્ય પદ્ય વિના પણ સંભવે એ શું કલેવરની ચર્ચા નથી ! અને બાકીના ભાગમાં તો માત્ર શું રસની સ્તુતિ નથી ! તેમાં પણ તટસ્થ રીતે જોતાં તો બન્નેમાં ભેદ ગમે તેવો તીક્ષ્ણ છતાં બહુ મોટો નથી લાગતો. શ્રી રમણભાઈ 'રાગયુક્ત ગદ્ય' હમેશાં સ્વીકારતા આવ્યા છે, અને કાદંબરીને પણ કાવ્ય ગણતા આવ્યા છે. વળી, પદ્યબદ્ધ કરતાં ગદ્યકાવ્યો રસમાં ઉતરતાં છે એ કથન સાથે શ્રી ન્હાનાલાલ અને બીજા સમ્મત નહિ થાય પણ બીજી તરફ, શ્રી ન્હાનાલાલ પણ અમુક કાવ્યો ગેય રાગોમાં, અમુક વૃત્તોમાં લખે છે અને અમુક પોતાના અપદ્યાગદ્યમાં લખે છે તો આ ત્રણેનાં કલેવરમા ફરક થવાનું રસની ઘનતા સિવાયનું કોઈ કારણ તેમણે બતાવવું જોઈએ.

આ ચર્ચા અહીં કરી શકાય તેમ નથી. પણ વિચારને અનુકૂળ દરેક શૈલીને સાહિત્યમાં સ્થાન છે અને કેટલાક ભાવો આવી જ શૈલીમાં પ્રગટ થઈ શકે—શોભે એમ અમારૂં મન્તવ્ય છે. આવા ગદ્યમાં પ્રગટ થયેલા વિચારો વધારે સેવાયા હોત તો પરિપક્વ થઈ સુઘટિત છન્દમાં પ્રગટ થાત એવો સિદ્ધાન્ત તો ન જ કરી શકાય એટલે રહે તો પણ એ માત્ર દર્શનનો પ્રશ્ન રહે અને અમને એ ચર્ચાનો ખાસ પ્રદેશ લાગતો નથી.

આટલી લાંબી ચર્ચા તો આ નાના પુસ્તકની પ્રસ્તાવના અને ઉપોદ્‌ઘાત વિશે કરવી પડી. પ્રશ્ન રહે છે એ કે આ ફૂલપાંદડીમાં જે છે તે પદ્ય નથી તો પણ કાવ્ય છે ! શ્રી ન્હાનાલાલ પણ તેમની સ્તુતિ કરી ઉપરે આ પ્રશ્નનો નિર્ણય વાંચનારને સ્વતંત્ર રીતે કરવા કહે છે. એક સ્થળે વિવેચન કરતાં તેઓ કહે છે કે આ કાવ્યોમાં "અલંકારોના ચટકા નથી. સમાસોની

* કાવ્યચર્ચામાં વિચાર અને ભાષાની મર્યાદા બહુ જ સંભાળથી જાળવવી જોઈએ. શેલિનાં કાવ્યોની ચર્ચા કરતાં એવો એક પ્રમાદ સ્વિનબર્ન કરે છે તે વિશે કેમ્બ્રિજ યુનિવર્સિટીના અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર સર આર્થર ક્વિલર કુચ ટીકા કરે છે તે જાણવા જેવી હોવાથી નીચે આપી છે:

"'The music of this line' says Mr. Swinburne, 'taken with its context—the melodious effect of its exquisite inequality—I should have thought was a thing to thrill the veins and draw tears to the ears of all men whose ears were not closed against all harmony by some denser and lesser removable obstruction than shut out the song of the sirens from the hearing of the crew of Ulysses.' Now that sort of talk is mere bullying, and I had rather prove myself a fool in public than take bullying from any man. I know that my ear is not 'closed against all harmony'; and I know, if any critic take that tone with me, the place to which I commend his departure." p.34, Studies in Literature, Second Series.

શબ્દાવલિ નથી, વાર્તા નથી, વર્ણન નથી." એ તો ઠીક. એ વિના પણ કાવ્ય બને ખરું. પણ એ સર્વ નથી અને વિચારમીમાંસા પણ નથી! કાવ્યમાં સત્યનું સૂક્ષ્મ સ્વરૂપ જીવન્ત થઇ કવિના હૃદયમાં સુંદર રૂપ લઇ પ્રગટ થાય છે. આવી વિચારમીમાંસા અને તેમાંથી ફલિત થતું સત્ય વાર્તા વર્ણન વગેરેમાં પણ ઇષ્ટ છે તો આમાં તો એ જ અપેક્ષિત છે. આ કાવ્યોમાં જો એ રહસ્યરૂપે ન હોય તો પછી કાવ્યને અર્થ આપનાર બીજું કશું રહેતું નથી.

આ કાવ્યોમાં અમને જે ખાસ દોષ લાગ્યો છે તે ભાવની સમગ્રતાનો અભાવ. વિચારો એક જ ભાવમાં એકરસ થઇ એક જ ભાવને વ્યક્ત કરતા નથી. અને ક્વચિત્ અર્થહીન લક્ષ્ય તરફ કાવ્ય પ્રયત્ન કરતું દેખાય છે. એક ટૂંકો જ દાખલો લઇએઃ

"ઉંચેથી પડતા ધોધમાં જ પ્હાડને તોડવાની તાકાત હોય છે.

ગંગાનું પતન અને જગતનો ઉદ્ધાર.

કોણ કહે છે કે પતન એ પાપ છે?" ૫૬

આનો અર્થ શો? ઊંચેથી નીચે પડવું એવો સ્થૂલ અર્થ તો હોય નહિ કારણ કે એ પડવાને કોઇ પાપ કહેતું નથી. પણ નૈતિક પતનને સૌ પાપ કહે છે. ત્યારે નૈતિક પતન એ પાપ નથી એમ કહેવાનો શું કવિનો ઉદ્દેશ છે? અને તે કોનું પડવું? ઇશ્વરનું પડવું એમ કવિનું વક્તવ્ય છે? પણ ઇશ્વરને તો પડવાપણું છે નહિ અને તેના અવતારને કોઇ પાપ કહેતું નથી! ત્યારે કોઈ માણસનું પડવું એ પાપ નથી એવો આશય છે? શું માણસ પોતાના નૈતિક પતનથી ગંગાની પેઠે અન્યનો ઉદ્ધાર કરવાનો છે? અને ઊંચેથી પડતા ધોધની પેઠે પોતાના નૈતિક પતનથી તે કશાનો નાશ કરી શકે એમ હોય તો પણ એ પતન જો નૈતિક પતન હોય તો પાપ મટી જાય છે? નૈતિક પતન સિવાયનું કોઇ અન્ય પતન હોય તો તેને પાપ કોણે કહ્યું કે જેથી તે પાપ નથી એમ નિરૂપણ કરવા કાવ્ય લખવાની જરૂર પડી! ઊંચેથી પડતો ધોધ સુંદર હોય છે, ગંગાવતરણ ભવ્ય પુરાણ કલ્પના છે, પતન પાપ ન હોય તો વિચિત્ર તો છે પણ એમ ત્રણ ગમે તેવા સુંદર વિચારો ભેગા મૂકવાથી કાવ્ય બનતું નથી. એક જ બીજો દાખલો લઇએઃ

"હું એવું કરવા ઇચ્છું છું કે મારા મૃત્યુ ઉપર કોઇ રડે નહિ.

લોકો મુવેલાંને સંભારે છે અને રૂદન કરે છે. અહા મોતમાં કેવી મિઠાશ છે!" ૬૯

લોકો મુવેલાંને સંભારે છે અને રૂદન કરે છે, તેથી મોતમાં મિઠાશ છે. તો પછી પોતાના મૃત્યુ ઉપર કોઈ રડે નહિ એમ શા માટે ઇચ્છે છે? જો ત્રણ વાક્યોનો પણ સુસંગત અર્થ ન નીકળી શકે તો પછી કાવ્ય બને શી રીતે? કે ના સુસંગત અર્થ ન નીકળે એ જ કાવ્યની ખૂબી!

આપણા સાહિત્યમાં આવી રીતે અર્થ ન નીકળે એને જ હાલ ઘણા લેખકો ચમત્કાર ગણે છે અને તે સાહિત્યમાં એક અનિષ્ટ વલણ છે. પણ આ ઉપર લાંબું લખવું અહીં જરૂરનું નથી કારણ કે શ્રી રમણભાઇએ પ્રસ્તાવનામાં એ સ્પષ્ટ જણાવેલું છે.

આખું પુસ્તક વિચારી જોતાં અમને જણાય છે કે કોઇ કોઈ જગાએ કેવળ કવિત્વભાવહીન પંક્તિઓ જ છે, કોઇ કોઇ જગાએ બુદ્ધિને પ્રથમ વાંચને મોહ ઉપજાવે એવી પંક્તિઓ છે, કોઇ કોઇ જગાએ કલ્પના કવિત્વ સુધી પણ પહોંચેલી છે (કા. ૫૭) પણ સર્વ વિચારોને એકરસ કરી વ્યક્ત કરવાની, એકાગ્ર કરવાની જે કલાથી જ કવિ થવાય છે તેની અમને ઘણી જગાએ ખોટ જણાય છે. અમે આ જુવાન લેખકને નાસીપાસ કરવા નથી માગતા પણ તેમને આગ્રહપૂર્વક કહેવા માગીએ છીએ કે પૂર્વના કવિઓનાં કાવ્યોનો અભ્યાસ કર્યા પછી, વિચારોને અનેક વાર પ્રગટ કરીને ભાષાનું પ્રભુત્વ મેળવ્યા પછી જ તેઓ પોતાને યોગ્ય અનુકૂળ શૈલી શોધી શકશે અને પોતાની પ્રતિભા પ્રમાણે કાવ્ય લખી શકશે.

રા.

[નોંધ—અતિશય સ્થળસંકોચને લીધે અમને મળેલાં બીજાં ઘણાં પુસ્તકોનો પરિચય આ અંકમાં આપી શક્યા નથી.]

# નોંધ

## યુગધર્મની નવી યોજના

ગયા અંકમાં જાહેર કર્યાં મુજબ આ અંક નવી યોજના પ્રમાણે પ્રસિદ્ધ થયો છે. ખરી રીતે આને યુગધર્મની નવી યોજના કરતાં મૂળ યોજનાનો વિકાસ જ ગણવો જોઈએ. પ્રજાજીવનમાં સાહિત્ય અને કલાને ઘણું જ મહત્ત્વનું સ્થાન છે અને યુગધર્મમાં પણ તે સ્થાન આપવાની અમારી આકાંક્ષા હતી જ. પણ કલાની કેટલીક ચર્ચા—ખાસ કરીને ચિત્રકલા અને સ્થાપત્યકલાની ચર્ચા—ચિત્રો વિના સાર્થક થઇ શકે નહિ અને ઉત્તમ ચિત્રોને માટે જે આર્થિક મુશ્કેલી પડે તેનો ઉપાય કરવાની અમે તજવીજમાં જ હતા. તેટલામાં શ્રી. કાન્તિલાલ કાપડીઆએ આ મુશ્કેલીમાંથી અમને મુક્ત કરવાને જે સાહાય્ય આપી તે ખરેખર યુગધર્મને માટે જ નહિ પણ આપણા સમસ્ત નિયતકાલિક સાહિત્યને આવકારદાયક છે. લક્ષ્મી સરસ્વતીનો દુર્ઘટ યોગ આ રીતે થાય છે તે પ્રજામાં પ્રવેશ કરતા નવજીવનનું એક શુભ ચિહ્ન છે, અને હવે કેવળ સાહિત્ય ઉપર ઉપજીવિકા કરનારો વર્ગ નિકટ નહિ તો નિયત ભવિષ્યમાં અસ્તિત્વમાં આવશે એમ આ ઉપરથી આશા રાખી શકાય છે.

ગંભીર નિબંધાત્મક સાહિત્ય જે યુગધર્મની એક વિશિષ્ટતા હતી તે ચાલુ રહેશે જ. શુદ્ધ પદ્યગદ્યાત્મક સાહિત્યને યુગધર્મની મૂળ યોજનામાં સ્થાન હતું જ પણ અન્ય વ્યવસાયને લીધે તે મળી શકેલું નહિ. પણ પ્રસંગ મળતાં અમે આ સાહિત્યને સ્થાન આપવા ચૂકયા નથી. છેલ્લા થોડા અંકોથી લોકગીત અને ટૂંકી વારતાઓ અમે આપી છે અને હવે આ અંકથી તેમાં કાવ્ય અને નાટકનો ઉમેરો થાય છે. આપણું સાહિત્ય નિઃસત્ત્વ અને નિકૃષ્ટ પ્રકારનું છે એવી ટીકા વારંવાર કરવામાં આવે છે પણ પશ્ચિમના સાહિત્યકારો પોતાના કામમાં જે ખંત, ઉદ્યોગ, અભ્યાસ, જીવનનો પ્રત્યક્ષ અનુભવ, જ્ઞાનની પરિપકવતા અને બુદ્ધિની સ્વતંત્રતા દર્શાવે છે તે આપણા લેખકો પણ સેવે અને કેળવે તો આ ટીકાના આક્ષેપમાંથી બચીને આપણે કેટલુંક સાહિત્ય તો જરૂર પ્રગટ કરી શકીએ.

એ ખરૂં છે કે શુદ્ધ કલાત્મક સાહિત્ય કેવળ પ્રયત્નસાધ્ય નથી તેને પ્રતિભાની અપેક્ષા છે અને દર માસે એવું ઉત્તમ પ્રસિદ્ધિયોગ્ય સાહિત્ય ન પણ મળે. પણ સાહિત્ય વિભાગમાં એકલા સ્વતંત્ર પદ્યોને જ સ્થાન નથી. કેવળ રસની દૃષ્ટિએ કોઇ લોકગીત કે અન્ય સાહિત્યના રસાત્મક ભાવવાહી અનુવાદોને પણ તેમાં સ્થાન છે. આપણાં વેદ, મહાભારત, ભાગવત, સ્તોત્રો, બંગાળ દક્ષિણ પંજાબ વગેરે પ્રાન્તોના સંતોની વાણી, એ અલૌકિક સાહિત્યનો ભંડાર હજી ગુજરાતીમાં આવ્યો જ નથી. આપણા દેશમાં પળાતા મુસલમાન પારસી ખ્રિસ્તી વગેરે ધર્મોના ઉત્તમ ગ્રન્થોમાંથી કેવળ રસદૃષ્ટિએ ગુજરાતીમાં અનુવાદો થાય તો તે સાહિત્યની અને લોકોની એક અપૂર્વ સેવા જ ગણાય. અને તેથી આપણા ભાવી સાહિત્યને કોઇ અપૂર્વ બળ અને જીવન મળે તેમાં લેશ પણ સંદેહ નથી.

આ સર્વ અનેક સાક્ષરો અને લેખકોનો સહકાર હોય તો જ શકય છે. યુગધર્મે ઇતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, આપણી સામાજિક સ્થિતિ અને સુધારણા, રાજકારણ જેવા પક્ષાપક્ષી વાળા અનેક વિષયો ઉપર ચર્ચા કરી છે પણ તેમાં કોઇ પણ એક પક્ષ તરફ પક્ષપાત બતાવ્યો નથી. યુગધર્મનાં પાનાંમાં તીક્ષ્ણમાં તીક્ષ્ણ મતભેદો વાળા લેખકોને સ્થાન છે તો સાહિત્યમાં તો તે પક્ષવાદી નહિ જ બને એ કહેવાની જરૂર નથી. આથી ગુજરાતના સર્વ સાક્ષરો અને લેખકલેખિકાઓને અમે સાહિત્યના આ પવિત્ર સત્રમાં પોતાની આહુતિ આપવા અને વેદીનો પાવક સતત જ્વલંત રાખવા આમન્ત્રણ કરીએ છીએ.

---

## ભાવનગરનો રાજકારભાર

ભાવનગર પ્રજા પ્રતિનિધિ સભાનો અહેવાલ વાંચીને અમને ઘણો ખેદ થયો છે. ભાવનગરનો રાજકારભાર બીજા બધા કાઠીઆવાડી દરબારો કરતાં સારો છે એવી ટીકા સાંભળવાની ટેવ પડેલી છે. આ પ્રતિનિધિ સભાનું બંધારણ, તેના હકો, અમલદાર વર્ગનાં ભોપાળાં વિગેરે બાબતો વિષે અમારે ચર્ચા કરવી નથી. દરેક ખાતામાં

કેવો ગોટાળો છે તે ખુલ્લો બ્હાર પડયો છે પણ સર પ્રભાશંકર પટ્ટણીએ પોતાના અમલદારોને ટાણાં ભરેલું ભાષણ આપીને રેલ્વેમાં લીધેલી જમીનનું વળતર હજી અપાયું નથી તે વિષે ટીકા કરી હતી કે " મારા અધિકારીઓને હું હાથ જોડીને અરજ કરૂં છું કે કોઈ બ્હાનાનું કારણ ન રહે તેવી રીતે જલ્દી આ વાતનો નીકાલ લાવો. "

પ્રશ્ન એવો ઉપસ્થિત થાય છે કે શ્રી. પ્રભાશંકર પટ્ટણીને રાજકારભાર ઉપર દેખરેખ રાખવાનું કાર્ય સોંપાયું છે અને તેમને સારો પગાર આપવામાં આવે છે. એમના હાથમાં મોટી સત્તા મુકવામાં આવી છે. જે અમલદારો સારૂં કામ કરે તેમની પ્રશંસા કરવી અને તેમને ઉત્તેજન આપવું એ એમનું કર્તવ્ય છે, અને જે અમલદારો આળસુ કે હરામખોર હોય તેમને દંડવાનો અધિકાર પણ તેમને મળ્યો છે. આજ સુધી વળતર ન અપાયું તેમાં કોણ દંડાયું? તેમાં સર પ્રભાશંકરની આડકતરી નહીં પણ સીધી જવાબદારી છે. કાયર માણસની માફક આ જવાબદારી નીચલા અમલદારો ઉપર ઢોળી પાડીને પોતે છુટી પડવાનો પ્રયત્ન કર્યો છે તે તેમને શોભતો નથી, અને તે પ્રયત્ન નિષ્ફળ ગયો છે કારણ કે પ્રજાવર્ગ બધી હકીકત સમજે છે. શ્રી. પ્રભાશંકરે જે નાટક ભજવ્યુ તેનાથી કોઇ છેતરાતું નથી, એમની 'અરજ'મા અને હાથ જોડવામાં દંભ છે. અમને આ જુના જમાનાના 'વિનય' પ્રત્યે અત્યંત કંટાળો છે, કારણ કે તેમાં અસત્ય છે. કાઠીઆવાડી મુત્સદ્દીપણુ રાજકોટના વૉટ્સન સંગ્રહસ્થાનમાં મુકી દેવાનુ છે, કારણ કે તે શસ્ત્ર બીલકુલ નકામું છે.

ભાવનગરની ગેરવ્યવસ્થા વિષે અમે ચર્ચામાં પડવા ઇચ્છતા નથી. કોઇ ભાવનગરી એ બાબત પર લખશે તો અમારા માસિકમાં તેને સ્થાન મળશે, પણ સૌરાષ્ટ્ર ( ૨૦-૧૨-૨૪ )ના પાન ૨૬૧ માં જે આંકડા આપ્યા છે તેના ઉપરથી જણાય છે કે કેળવણી જેવા અતિ ઉપયોગી ખાતા માટે સર પ્રભાશંકર માત્ર ૩ લાખ રૂપીઆ બચાવી શકે છે. રાજની ઉપજ લગભગ ૯૦ લાખ છે, એટલે આવકનો ૩૦ મો ભાગ કેળવણીમાં ખર્ચાય છે. જો તેમાં એમના ગરીબડી કૉલેજનો સમાવેશ થતો હોય તો પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પછવાડે શું ખર્ચ થાય છે? કન્યાઓ તથા પછાત વર્ગની કેળવણી માટે શું? અમારી સલાહ સર પ્રભાશંકરને એવી છે કે હાથ જોડવાને બદલે હાથને છુટા કરીને રાજકારભારમાં સતત વાપરશે તો કાંઇ સારૂં પરિણામ આવશે.

સુ. મ.

## અનાવિલ પરિષદ

તાપી નદીની દક્ષિણના ભાગમાં વસતી આ પ્રજામાં અનેક સારા ગુણો છે. શરીરે બળવાન હતા, આજે નબળા થતા જાય છે. બહુ મહેનતુ હતા, આજે શોખીલા થતા જાય છે. સાદું સુખી જીવન ગાળતા હતા, આજે ખર્ચાળ રીતરિવાજોના દબાણ નીચે કચરાઇ મરે છે. અને દારૂના દુર્વ્યસને કાંઇક પગપેસારો કર્યો છે. આ લોકોમાં દઢતા, સંકલ્પબળ, સાહસ, સ્વાભિમાન જોવામાં આવે છે, પણ તેમનામાં જોઇએ તેટલું સંઘબળ નથી કારણ કે સંપ નથી. સંઘબળ કેળવવાને માટે કેટલાંક વર્ષોથી તેમની પરિષદો ભરાય છે. ત્રીજી પરિષદ આશરે બે માસ પહેલાં મળી હતી તેમાં વડોદરા કૉલેજના અધ્યાપક રા. કુંવરજી નાયક પ્રમુખ હતા.

તેમણે કહ્યું છે કે " અનાવિલ જ્ઞાતિના બે કૃત્રિમ વિભાગો પડેલા છે એ વાત છુપાવેલી છુપાય એમ નથી. કહેવાતા દેશાઇ કુટુંબોએ બેટીવ્હેવાર એકપક્ષી માન્યો છે અને મનાવ્યો છે. આ કૃત્રિમ ભેદ ન્યાતિની દુર્બળતા તથા દારિદ્રતાનું કારણ છે. " આ કહેવાતી દેશાઇગીરીના મિથ્યાભિમાનને લીધે પ્રજાને કેટકેટલાં દુઃખો સહન કરવાં પડે છે તે અમે અનેક વાર સાંભળ્યાં છે. ' દેશાઇ ' કહેવડાવવાની મોટાઇ ઘણી જ છે. જે માણસો એમ મનાવવા જાય છે કે પોતે તેમાં માનતા નથી તેમની નબળાઇ પણ તરત પકડાઇ જાય છે. આ અસત્ય કુલિનતાનો રોગ આર્યાવર્તમાંથી ક્યારે નાશ પામશે?

જ્યારે દેશાઇ કહેવડાવતા અનાવિલો પેટ કુલાવીને પોતાની મોટાઇનાં બાંગાં ફુંકે છે ત્યારે મને સાંભરી આવે છે કે ગુજરાતના સામાન્ય બ્રાહ્મણો આ ન્યાતને બ્રાહ્મણ તરીકે સ્વીકારતાં પણ અચકાય છે. આ કૃત્રિમ ભેદભાવે, આપણા સમાજનું સત્યાનાશ વાળી નાખ્યું છે. જ્યાં જોઇએ ત્યાં 'હુ ઉંચો, તમે બધા નીચા'ની ભાવના જોઇએ છીએ, અને તેમાં ગાંધીજી વર્ણાશ્રમધર્મના ગુણગાન કરે, અને ખોટી દલીલ કરે કે વર્ણાશ્રમધર્મમાં કર્મભેદ છે, ઉંચાનીચાનો પ્રશ્ન નથી, તેને

લીધે ભેદભાવને તથા સ્થિતિરક્ષણને ખુબ જ પોષણ મળ્યું છે.

સુધારાનો માર્ગ એક જ છે—આત્મશુદ્ધિનો. જ્યારે દરેક વ્યક્તિના હૃદયમાંથી મિથ્યાભિમાન નીકળી જશે ત્યારે જ સુધારો થશે. કુલિન ગણાતા પણ દુરાચારી માણસોને કન્યા આપનારાં માબાપોનો દોષ અત્યંત ઠપકાને પાત્ર છે. પ્રજા તરીકે આપણે સ્વમાનની લાગણી ખીલવવાની છે. સાદાઈ, સદાચાર, સરળતા, એમાં સત્ય છે. સત્યમાં સુંદરતા છે. આપણે સત્ય તથા સુંદરતાના પૂજક છીએ. મોટાઈમાં અસત્ય છે, ભેદભાવમાં નિર્બળતા છે; માટે પ્રજાને આત્મશુદ્ધિને માર્ગે ચઢાવવાની છે, સારાં રહેલાં સાહિત્યની મદદથી આ ભેદભાવનો નાશ કરવાનો છે. માટે અનાવિલ જ્ઞાતિના સમજુ માણસોએ પોતાના હૃદયની શુદ્ધિ કરીને પછી આ ખોટો ભેદ તોડી નાખવો. જે ભાઈઓ દેશાઈ ગણાતા નથી તેમણે સ્વમાનને ખાતર દેશાઈઓ જોડે સંબંધ કરવાનો લોભ છોડી દેવો જોઈએ. એ લોભમાં પોતાની નબળાઈ તથા અપમાન સમાયલાં છે. બન્ને પક્ષનો દોષ છે, પક્ષ બે નથી પણ એક જ છે એ ભાવના ઠસાવવાની આવશ્યકતા છે. એકડા તથા ઘોળથી ભેદભાવ કાયમનું સ્વરૂપ પકડે છે. તેને લીધે એક પેટાજ્ઞાતમાં વધારો થશે, માટે હાલની પરિસ્થિતિને અનુકૂળ, ઐક્ય તથા સંગઠનનો પાઠ ભણાવીને આ શરીર જ્ઞાતિને સુધારાને પંથે ચઢાવી દેવી જોઈએ.

સુ. મ.

## સમસ્ત પાટીદાર કોમ

ચરોતરના લેઉઆ પાટીદારમાં જે સર્વદેશીય જાગૃતિ વ્યાપી રહી છે તે વિષે આપણે ખુબ સાંભળ્યું છે. પેટલાદ, બોરસદ અને ભાદરણ તાલુકાઓમાં આજે ખળભળાટ થઈ રહ્યો છે અને સાથે સાથે કાયમનું રચનાત્મક કાર્ય પણ થાય છે. ખેડા જીલ્લામાં, ૧૯૧૭–૧૮ ના સત્યાગ્રહ પછી, પ્રજાકીય જીવન ખીલતું જાય છે, પણ તે ઉપરાંત સમસ્ત પાટીદાર પ્રજામાં કોમી અસ્મિતાની જાગૃતિ થઈ છે અને તેને લીધે અવનવો જુસ્સો ફેલાય છે તેની નોંધ લેવામાં આવે છે. જો ગુજરાતના બીજા ભાગમાં આ પ્રકારની જાગૃતિ જોવામાં આવતી હોય તો તેની માહિતી અમને મોકલી આપવા એવી અમારી માગણી છે.

૧. સુરત જીલ્લામાં અને તેની આસપાસના ગ્રામરેજ તથા પલસાણા તાલુકાઓમાં જે કણબી ભાઈઓ રહે છે તે ચરોતરીઆ કણબી તરીકે ઓળખાય છે. મૂળ ચરોતરમાંથી જ સુરત જીલ્લામાં આવીને વસ્યા હશે એવું અનુમાન કરી શકાય. હાલમાં જ તેમણે એક મોટું કેળવણી ફંડ ઉભું કર્યું છે અને વડોદરા સરકારની મદદથી ગાંગપુર ગામમાં બોર્ડિંગ સ્કુલ કાઢી છે. ત્યાં અંગ્રેજી પાંચમા ધોરણ સુધી શિક્ષણ આપવાની વ્યવસ્થા થઈ છે અને માધ્યમિક કેળવણીની સાથે સાથે ખેતીનું શાસ્ત્રીય જ્ઞાન આપવા માટે યોજના થાય છે. એ સંસ્થાની વ્યવસ્થા એક પ્રજાકીય કેળવણી મંડળના હાથમાં સોંપવાની છે, અને જ્યારે આ શાળાનું કાર્ય સારા પાયા ઉપર ગોઠવાઈ જશે ત્યારે આખી પ્રજામાં અજબ ફેરફાર થઈ શકશે.

૨. ગયા ડીસેમ્બર મહિનામાં કડવા પાટીદાર પરિષદ કડી મુકામે મળી હતી ત્યાં ઘણો જ ઉત્સાહ જોવામાં આવ્યો હતો. કડી પ્રાંતના કડવા પાટીદારોમાં કેળવણીનો પ્રચાર જોઈએ તેવો થયો નથી, અને તેમનામાં સંપબળ કેળવાયું નથી. ઠરાવો ઘણા સારા થયા હતા પણ તેનો અમલ કરાવવા માટે કાયમના કાર્યકર્તાઓ તથા ઉપદેશકોની યોજના થઈ છે કે કેમ તે છાપાંમાંથી જણાતું નથી. પ્રજામત કેળવવાને માટે પરિષદો તથા ઠરાવોની જરૂર છે, પણ જ્યાં સુધી એક ઑફીસ અને કાર્યકર્તાઓના ખર્ચનો પ્રબંધ ન થાય ત્યાં સુધી ઘણા-ખરા ઉત્સાહનો ઉભરો શમી જાય છે. આજે તો વ્યવસ્થિત સંગઠન કરવું પડે છે અને જો જ્ઞાતિના હિતને માટે સ્વયંસેવકો તૈયાર ન હોય તો પગારદાર કાર્યકર્તાઓને રોકયા વિના છુટકો નથી. કાર્યકર્તા પગારદાર હોય કે નહીં તો પણ તેમને માટે મુસાફરી, ટપાલ વિગેરે ખર્ચની ગોઠવણ કરવી જોઈએ. જો કડવા પાટીદારોએ આ પ્રકારની વ્યવસ્થા કરી ન હોય તો તેમણે જુલ સુધારી લેવી.

૩. હાલારી લેઉઆ પાટીદારોનું મંડળ નવું જ સ્થપાયું છે પણ તેમાં જે કાર્યશક્તિ જોવામાં આવી છે તેને લીધે કાંઈક વિગતવાર વર્ણન આપવાની ઇચ્છા થાય છે.

આ મંડળે પ્રાંતિક તેમજ તાલુકા વાર સમિતિઓ સ્થાપી છે અને સમસ્ત મહામંડળમાં પ્રતિનિધિઓ મોકલે છે. કાયમનું કામ કરવા માટે કાર્યવાહી

મંડળ છે, અને બીતળ મુકામે ઓફિસ રાખીને બે પગારદાર મંત્રીઓ, એક કારકુન અને એક પટાવાળાની નીમણૂક કરી છે. પોતાનું નવું માસિક પણ કાઢ્યું છે અને તેનું તંત્રીપદ શ્રી. મોહનલાલ વીરજીભાઇ જેવા વિદ્વાન સમાજસેવકે ત્રણ વર્ષ માટે ઉપાડી લીધું છે.

સામાન્ય રીતે ખર્ચાળ રીતરિવાજો ઉપર અંકુશ મુકવાનું કાર્ય દરેક જ્ઞાતિની જેમ ઉપાડયું છે, તથા શિક્ષણના પ્રચારની વ્યવસ્થા થઈ છે, અને તે ઉપરાંત લવાદનો પ્રશ્ન પણ હાથમાં લીધો છે. આપણી ન્યાતો સુવ્યવસ્થિત હોય અને તેમાં સ્વાર્થરહિત તથા નિષ્પક્ષ મહાજન હોય તો ન્યાય કોરટોમાં ક્વચિત જ જવું પડે. પાટીદારો માટે દારૂનિષેધનો પ્રશ્ન અઘરો નથી કારણ કે ઇશ્વરકૃપાથી આ મોટી કોમ દારૂ વિગેરે વ્યસનથી મુક્ત રહી શકી છે. ગામના રક્ષણ માટે એવો નિયમ કરવામાં આવ્યો છે કે જ્યાં ભેંસ રાખવાની શક્તિ હોય ત્યાં ગાય પાળવી જ જોઇએ. ખાંડને બદલે ગોળનો ઉપયોગ કરવાનો આગ્રહ છે તેને લીધે એક વિદેશી જા. વપરાશ ઓછો થશે અને સ્વદેશી ચીજ સોંઘી પડશે. આજના જમાનામાં ખાદીના વપરાશને માટે આગ્રહ કરવો એ વાસ્તવિક અને જરૂરી છે. પ્રજાને પોતાના હકકો તથા કર્તવ્યોનું ભાન કરાવવા માટે એક નાનું પુસ્તક રચીને દરેક ખેડુતના ઘરમાં આપવું જોઈએ. આવા જ્ઞાનને લીધે સરકારી નોકરો તેમજ શાહુકારોના ત્રાસ ઓછા થશે અને પોતાના ગામડાંની સંસ્થાઓનું કાર્ય સુધરશે. દાખલા તરીકે ગ્રામપંચાયત, નિશાળોનું સ્કુલબોર્ડ, સહકારી મંડળ, ખેડુત મંડળ, મહાલપંચાયત વિગેરેમાં કરવાના કામનો ખ્યાલ બહુ જ સરળ તથા સ્પષ્ટ ભાષામ બતાવી દેવો જોઇએ, અને જમીન વેરો, બળીઆ ટાંકવા વિષે, જન્મ મરણ નોંધાવવા વિષે, મુલકી નિયમો વિગેરેનું ટુંક વર્ણન એ પુસ્તકમાં કરવું જોઇએ. જો ખેતીને લગતી ઉપયોગી હકીકતોની સાથે આ બધી બાબત દાખલ કરીને ખેડુત પંચાંગ પ્રગટ થાય તો તે અત્યંત ઉપયોગી થઇ પડે. વડોદરાના લાવણીખાતાના ચાલક શ્રી. મોતીભાઈ અમીન પાસેથી આ પ્રકારની ઘણી હકીકત મળી શકે. વેઠનો ત્રાસ અટકાવવા માટે એક જ ઉપાય છે કે દરેક દરેક ખેડુતને એ બાબતની પુરતી સમજુતી આપવી જોઇએ. નિયમની વિરૂદ્ધ વેઠ લેવામાં આવે તો તરત કારોબારી મંડળને હકીકત મોકલી આપી હોય તો તે બાબતનો નીકાલ જલદીથી થઇ જાય. આજે તો બીચારા ગામડીઆનો કોઇ હાથ ઝાલનાર નથી તેથી હરામખોર અમલદારો વેઠનો ગેરઉપયોગ કરી રહ્યા છે. આ પ્રમાણે સાંસારિક સામાજિક તથા અનેક સુધારા આ મંડળ માર્ફત થાય છે અને થશે.

સુ. મ.

### ગરીબાઈની કમબખ્તી

આપણા ગુજરાતમાં ભાગ્યે ચાર મહિના સાધારણ ઠંડી રહે છે. ઠંડીની ઋતુમાં મનુષ્યમાત્ર સતેજ થાય છે અને એ દિવસોમાં જુદા જુદા પ્રકારના પાક તથા વસાણાં ખાવાનો રિવાજ હજારો વર્ષથી ચાલતો આવ્યો છે. ઉનાળાનો સખત તાપ પુરો થાય ત્યાર પછી વર્ષાઋતુનો ભેજ અને પછી તાવની મોસમ ખમવાની આવે એટલે આઠ મહિનાનો ત્રાસ સહન કર્યા બાદ શરીરને ઠેકાણે પાડવા માટે માત્ર ચાર મહિના રહ્યા. જો આપણી હિંદી પ્રજાને જરૂર પુરતો ખોરાક મળતો હોત અને શરીરના રક્ષણ માટે ગરમ કપડાં મળતાં હોત તો આ ચાર મહિનામાં શરીરની ખુબ સુધારણા થઇ શકે. પણ આજે એવી વિચિત્ર સ્થિતિ આવી ગઇ છે કે આ કંગાલ ભૂખે મરતા દેશમાં શિયાળામાં મરણ-પ્રમાણ વધારેમાં વધારે હોય છે, અને બે મહિનાના સખત તાપમાં ઓછામાં ઓછું હોય છે. આ વિચિત્ર અને ઉંધી વસ્તુસ્થિતિનાં કારણ એક કરતાં વધારે હશે, પણ મરણનાં કારણ તપાસીએ છીએ તો માલુમ પડે છે કે શિયાળામાં મુખ્ય કારણ છાતીના રોગનું છે. ઠંડીને લીધે ત્રિદોષ (ન્યુમોનીઆ) વિગેરે રોગો થાય છે અને તાવથી નરમ થઇ ગયેલા માણસો ઠંડી સહન કરી શકતા નથી.

કાઠીઆવાડના એક જંકશન સ્ટેશન ઉપર મારે એક કલાક સુધી રાહ જોવાની હતી, તે વખતે મેં જોયું કે ઘણાખરા મુસાફરોએ સુતરાઉ કપડાં જ પહેરેલાં. કેટલાકે શાલ ઓઢેલી, કેટલાકે ગળપટા વીંટાળેલા, અને બહુ થોડાએ ગરમ ઓવરકોટ પહેરેલા. સ્ત્રીઓએ તો લાંબી બાંયનાં બદન પણ પહેરેલાં નહિ. પુરૂષો સ્ત્રીઓ તથા છોકરાં ઘણાંખરાં ઉધરસ ખાતાં હતાં અને ઠંડીથી ઠુંઠવાતાં હતાં. મેં પણ ટુંકું ધોતીઉં તથા ખાદીનો સામાન્ય ડગલો પહેરેલો, તે છતાં સારા ખોરાકને લીધે મહારા શરીરમાં તે ગરમી હતી, અને બીજા લોકોની માફક બેસી રહેવાને બદલે હું તો ફર્યા

કરતો હતો. કાઠીઆવાડના પહાડી, ઝાડ વગરના મુલકમાં પવનનો સુસવાટો ભારે હોય છે અને ઠંડો પવન છેક હાડકાં સુધી પહોંચી જાય છે.

ઉનાળામાં જંતુઓ ખુબ જ પાકે છે, ખોરાકમાં અનેક પ્રકારના જંતુઓ પેદા થઇને પેટ તથા આંતરડાંના દરદો ખુબ વધે છે, દૂધ વિગેરે ફાટી જાય છે; બાલ-મરણપ્રમાણ વધી જાય છે, તે છતાં ઉનાળાની મોસમનું એકંદર મરણપ્રમાણ ઓછું છે. તેથી મ્હારી માન્યતા એવી થાય છે કે શરીરના પુરતા રક્ષણના અભાવે શારીરિક બળ ( vitality ) ઘટે છે, ખોરાકના અભાવે પણ તે જ પરિણામ આવે છે, અને આ બન્ને કારણ એકઠાં થઇને જે મોસમ સારામાં સારી હોવી જોઇએ, જે મોસમમાં આઠ મહિનાનો થયેલો ઘસારો જતો રહીને શરીર દુરસ્ત થઇ જવું જોઇએ તે થઇ શકતુ નથી. ગરીબાઇને લીધે કુદરતના નિયમોથી અલાભ થાય છે.

એક હજાર વર્ષ પર ઇંગ્લંડની પ્રજા ઠંડીને લીધે જંગલી રહી હતી, કારણ કે તે જમાનામાં ઇંગ્લંડ નિવાસીઓને પહેરવાનાં પુરતાં કપડાં નહોતાં. આજે સાધનસંપત્તિને લીધે તે ઠંડી ફાયદાકારક થઇ ગઇ છે. કાળચક્રમાં કાંઇ કાંઇ વિચિત્ર અણધાર્યા પરિવર્તનો થાય છે. જ્યારે આપણી પ્રજા ફરીને ધનવાન થશે ત્યારે શિયાળો ઘણો સુખકર અને આરોગ્ય બક્ષનારો ગણાશે. આપણે તો એક રાક્ષસી ચંડાળ ચક્ર( vicious circle )માંથી બચાવ કરવાનો છે. ગરીબાઇને લીધે અજ્ઞાન, અજ્ઞાનને લીધે ગરીબાઇ, શારીરિક નબળાઇ, નૈતિક નબળાઇ, રાજકીય પરતંત્રતા, અનારોગ્ય, એમ પરસ્પર સંબંધ રાખતાં અનિષ્ટ પરિણામો આવ્યે જાય છે. ચંડાળચક્રને ક્યાં તોડવુ એ પ્રશ્ન આપણી આગળ ખડો થયો છે. દરેક માણસે પોતાની દષ્ટિથી દેશની સ્થિતિનું નિદાન કરીને યોગ્ય ઇલાજો સુચવ્યા છે પણ જેમને પૂરૂં જ્ઞાન છે તે જાણે છે કે કુહાડો લઇને ઘા કરવાનું શરૂ કરવું. જ્યાં ફટકો વાગશે ત્યાં અગત્ય અને અજ્ઞાન નાશ પામશે. ખરાબ પરિણામ થતાં અટકશે તેથી જ સુધારો થશે, કેળવણી, વ્યાયામ, આરોગ્ય, ઉદ્યોગ, ધર્મ એ સર્વેનો પ્રચાર વધશે. તેથી સુધારો કરો, કુધારાનો નાશ કરો.

સુ. મ.

## એક ખુલાસો

યુગધર્મનો આ અંક નવા સ્વરૂપે બહાર પડે છે, તેને લીધે વાર્ષિક લવાજમમાં પણ આઠ આનાનો જુજ વધારો કરવાની જરૂર લાગી છે. પણ ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે યુગધર્મના ચાલુ વરસની શરૂઆત ( આસો, ૧૯૮૦ )થી ગ્રાહક થનારને આ વરસે માત્ર રૂા. ૭ જ આપવા પડશે. જે જુના ગ્રાહકોનાં લવાજમો અત્યાર પહેલાં ભરાઇ ચૂકેલાં છે તેમને આ વધારો ચાલુ વરસમાં આપવો નહિ પડે. નવા ગ્રાહકો હવે અસોથી રૂા. ૭ કે પછી માહથી રૂા. સાડા ૭ લવાજમના આપીને નોંધાઇ શકશે. હવે પછી લવાજમ ભરનાર જુના કે નવા સૌએ ગ્રાહકોને પોતાનું લવાજમ ખલાસ થતાં આવતે વર્ષે તો રૂા. સાડા ૭ જ આપવા પડશે.

પરદેશના ગ્રાહકોને પણ ઉપર મુજબનો જ નિયમ લાગુ પડશે. તેમનુ વધારેલું લવાજમ રૂા. આઠ છે.

## વાંચકોને સૂચના

યુગધર્મના પહેલા બે વરસના (આસો, ૧૯૮૦ પહેલાંના) જુના અંકો અમારી પાસે તો બીલકુલ શીલીકમાં નથી, પણ અત્રેના 'ગુજરાત સાહિત્ય મંદિર' (રીચીરોડ, અમદાવાદ) કેટલાક જુના અંકો સંઘર્યાં છે. છુટક અંકો મેળવવા ઇચ્છનારે તેમની સાથે બારોબાર પત્રવ્યવહાર કરવો.

---

આ માસિક અમદાવાદ ઘીકાંટા રોડ પર આવેલી પાનાભાઇની વાડીમાં આવેલા વસંત મુદ્રણાલયમાં ચીમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે અમદાવાદ ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.



# એક પત્ર

માબાપો,                    ૪૪૮૦, રાયપુર, અમદાવાદ,

પુત્ર કે પુત્રી આપીને પ્રભુએ તમને માબાપ બનાવ્યાં છે. તેના પરનું તમારું વાત્સલ્ય એટલું છે કે તેની હરેક પ્રકારની કાળજી લેવાને તમારું મન સદા તલપાપડ રહ્યાં કરે છે. તેનાં ખોરાક, કપડાંલત્તાં, કેળવણી—વગેરે માટે તમને રાતદહાડો ઉચાટ રહે છે.

છતાં, ઘણી ચીંપ ધરાવનાર ભલભલાં ડાહ્યાં ને કેળવાએલાં માબાપો પણ પોતાનાં બાળકોને સંપૂર્ણ રીતે કેળવી નથી શકતાં.

ઉગતી પ્રજાની એક ખાસીઅત હોય છે, કે કોઇ પણ જાતનું જ્ઞાન મેળવવાને તે ચોમેર ફાંફાં મારે છે. વાંચવા ને જોવાનો તેને અપાર શોખ હોય છે; અને તેમાં પણ, તે વાંચન કે જ્ઞાન જો આનંદદાયક અને રસભરી રીતે તેમની આગળ મુકવામાં આવે તો એ તેમનાં અંતરમાં ઉતરી જાય છે. વાંચનની તેમના પર અસાધારણ અસર થાય છે.

પણ તમારાં બાળકો શું વાંચે છે?

શું વાંચવું ને શું ન વાંચવું તેની એમને ગમ નથી હોતી. તે તો એમને માટે તમારે જ ચુંટી કાઢવું પડે. કારણ કે તેઓ તો જે હાથ ચડે તે વાંચી કાઢે છે; અને એમાં ઘણીવાર તમને હાથ અણઘટતી ચીજો પડે છે.

આની ખરાબ અસર તમારાં બાળકો પર પડતી અટકાવવાને સારૂ તેમને 'નિર્દોષ, રસભર્યું, ઉપયોગી વાંચન મળે તવો બંદોબસ્ત કરવો એ તમારું કર્તવ્ય છે.

તમારાં બાળકોને—ગુજરાતભરની ઉગતી પ્રજાને એવું વાંચન મળે એ અમારી નેમ હોઇને જ આ પત્ર તમને લખીએ છીએ. તેનો અમને એક માત્ર માર્ગ એ જ સુઝ્યો કે એ ઉગતી પ્રજાને સારૂ, તેમને દર મહીને ઉત્તમ, રસભર્યું, વિશુદ્ધ ને ઉપયોગી વાંચન આપે એવું એક સચિત્ર માસિક કાઢવું. એ માસિક ત 'કુમાર.'

તમારા કુમાર કે કન્યામાં ઉંચા સંસ્કાર પડે, તેનું ચારિત્ર્ય ઉજ્જ્વળ બને, તેની શક્તિઓ બધી ખીલે, અને તે માણવાન ને તેજસ્વી 'મનુષ્ય' બને એવી તમારી ઉત્કંઠા છે;—'કુમાર'ની પણ એ જ ઉત્કંઠા છે. 'કુમાર'નું વાંચન તેમને તેવા બનાવશે.

દર મહીને, બાળકને અજબ આકર્ષણ કરે એવી સુંદર રસભરી વાર્તાઓ, ઉપયોગી માહીતી વાળા લેખો, વિવિધ પ્રકારનું જ્ઞાન, અને ચોકબંધ ચિત્રો તથા ફોટાઓ મારફત 'કુમાર' ઉગતી પ્રજાના અંતરમાં તેના ઉજળા ભાવિનો સભર ભંડાર ભરે છે.

એ તમારી ઘણી ચિંતા ઓછી કરશે; તમારો ઘણો સમય બચાવશે; તમારા બાળકનું ભાવિ ઘડવામાં તમને અમૂલ્ય સહાય કરશે.

અને તે માત્ર છ મહીનાના ત્રણ રૂપીઆ કે વરસના છ રૂપીઆ ખરચવાથી જ.



[ચિત્રકાર ] [ ભો. મુસર

तथा प्रोत्साहिता देवी मन्थरामिदमब्रवीत् ॥
इह वा मां मृतां कुब्जे नृपायावेदयिष्यसि ।
वनं तु राघवे प्राप्ते भरतः प्राप्स्यते क्षितिम् ॥ वाल्मीकी रामायणम् ॥



પુસ્તક ૫ ફાગણ, ૧૯૮૧ અંક ૬

## સ્વતંત્રતા

સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! રહો દિલે તું મૂર્તિમંત !
દેશકાજ કીર્તિમાન મેળવી બજાવી ફર્જ
વીરપૂત જે ગયા; સ્મરૂં સદા, રહેલ કર્જ
કરૂં અદા; કૃપા કરી જગાવ એ જ સ્ફૂર્તિપંથઃ
જગાવ આત્મજ્યોત વા મરૂં થઇ જ વીર મર્દ
મુલ્કભક્ત. જંગમસ્ત, ધર્મચુસ્ત,—દેશ દર્દ
હો દિલે; અંગ ખાક—મીટ્ટી પાક—હો રહો ન્હને અમરંત.

બંધુપ્રેમ, ભક્તિનૂર, રૂદ્રનૃત્યનું ઝનૂન,
કર્મશૂર, ધર્મશૂર, વીરને ઉરે ધગંત
દાઝ, અગ્નિ, શૌર્ય સૌ વહી રહો જ ખૂન ખૂન,
સત્યસંગ, ધરી ઉમંગ, ચુમું ઘટે જ મૃત્યુ અંક—
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! મચી રહો જ એક ધૂન,
મૃત્યુની મજા બીહાશ ભોગવીશ હું અનંત.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

# ગેબી કા'નો

(લોકગીત)

આ ઘટડામાં એવું દીઠું જે સાચા ગરૂને સમરો હોજી.
નહિ વાંસલો નહિ વીંજણો નહિ કરવત નહિ કૂહાડો
ઘટડામાં બેઠો ઘાટ ઘડે છે ગેબી સૂતાર કા'નો.
આ ઘટડામાં.... .... ૧

નહિ વણો ને નહિ તણો નહિ ઢેઢ ને સાળ
ઘટડામાં બેઠો તાણા તાણે છે ગેબી ઢેઢો કા'નો. ૨

નહિ ગજ ને નહિ કાતર નહિ સોય ને દોરો
ઘટડામાં બેઠો વેજા વેતરે ગેબી દરજી કા'નો. ૩

નહિ રમણુ ને નહિ ધમણુ નહિ લવાર ને કોઢ
ઘટડામાં બેઠો લોઢાં ટીપે છે ગેબી લવાર કા'નો. ૪

નહિ જલ્લ ને નહિ થલ્લ ને નહિ સરોવર પાળ
આ ઘટડામાં નીર ચલાવે ગેબી સાહાબો કા'નો. ૫

સંપાદક: રા०

# હવાઈ મુસાફરીમાં અકસ્માત

ચારેક વર્ષ પહેલાં એક વિમાન (એરોપ્લેઇન) મુંબઇમાં આવ્યું હતું અને જે લોકોને હવામાં ઉડવાનો શોખ થઇ આવેલો તેમને હવાઈ મુસાફરીનો અનુભવ મળી શકેલો. આજે આપણે ત્યાં મુંબઇથી અમદાવાદ કે દિલ્હી જવાની સગવડ રેલ્વે માર્ફત થઇ છે તેવી જ નિયમિત સગવડ લંડનથી પારીસ, બ્રુસેલ્સ કે બર્લિન વિમાનમાં બેસીને જવાની થઇ છે. હમણાં લેન્કેશાયરમાં તેમ જ હિંદુસ્તાનમાં આગગાડીના અકસ્માતની હકિકત સાંભળી હતી, પણ કેટલાક વખતથી એરોપ્લેઇનના અકસ્માતનું સંભળાયું નથી. હવાઈ મુસાફરી વધારે જોખમ ભરેલી છે એમ હવે ભાગ્યે જ કહી શકાય, અને પેટ્રોલના બળથી ચાલતાં એંજીનોમાં દિનપરદિન જે સુધારા થતા જાય છે તેને લીધે એરોપ્લેઇનની મુસાફરી તદ્દન સહીસલામત થશે એવી આશા રાખી શકાય. દરીઆમાં લાંબી મુસાફરી કરવી એ સાહસનું કામ ગણાતું હતું. છેક જુના જમાનામાં જ્યારે મુસાફરી નાનાં વહાણોમાં થતી હતી ત્યારની એક કહેવત છે કે "જે જાય જાવે તે પાછો ન આવે." આજે મોટી સ્ટીમરો કલાકના ૨૬ માઇલની ઝડપથી જાય છે, અને અકસ્માતની ધાસ્તી લગભગ નાબૂદ થઇ છે. કોઇ પણ ખલાસી ખુશીથી કહી શકે કે પથારીમાં મરવાની બીક રહે છે તેનાથી વધારે આગબોટ પર હોતી નથી. આગગાડીઓ ૬૦ માઇલની ઝડપથી મુંબઇથી પેશાવર દોડે છે ત્યારે આસપાસની ધરતી ધ્રુજે છે તે છતાં અકસ્માતના ભયનો કોણ વિચાર કરે છે? તે જ પ્રમાણે હવાઇ મુસાફરીમાં ભયનો સંભવ બહુ થોડો થઇ ગયો છે.

હવાની મુસાફરીમાં કેટલા દેખીતા ફાયદા છે:

૧. મુસાફરી ઘણી ઝડપથી થઇ શકે છે. આજે કલકત્તા મેલ ૫૫ માઇલની ઝડપથી દોડે છે; સારૂં એરોપ્લેઇન ૧૦૦ માઇલની ઝડપથી જાય છે.

૨. હવાઇ રસ્તો સીધો હોવાને લીધે તે ટુંકો થાય છે અને લંડનથી મુંબઇ ૧૦૦ કલાકમાં આવી શકાશે એવી યોજના થઇ રહી છે.

૩. આગગાડીમાં ધુળ અને ધુમાડાથી, આગબોટમાં ધુમાડા અને દીવેલથી ગંદવાડ થાય છે.

૪. આગગાડીમાં આંચકા આવે છે અને તેથી લાંબી મુસાફરીમાં ઘણો જ થાક લાગે છે, તેમ જ માંદાં માણસોને તે અત્યંત હરકતકર્તા થાય છે.

પારીસથી લંડન જવાનું થાય ત્યારે દરીઆ સુધી આગગાડીની મુસાફરી કરવાની, પછી સામાન ઉંચકાવીને બોટમાં બેસવાનું, પછી ઇંગ્લંડના કિનારા ઉપર ઉતરવાની ધમાલ, ત્યાં જકાત વિગેરે માટે સામાન ચુંથવાનો, અને ફરીને ટ્રેઇનમાં જવાનું થાય, તેને બદલે હવાઇ વિમાનમાં પારીસથી લંડન એકદમ જવાય, જો કે બન્ને સ્થળે શહેરથી જરા દૂર ઉતરવું પડે. તે ઉપરાંત વિમાનમાં બધો સામાન લઇ ન જવાય એટલો ગેરફાયદો છે.

મહારા જેવા મુસાફર દરીઆમાં બેસે કે તરત ઉલટી શરૂ કરનારા હોય તેમને તો વિમાનની સગવડથી બહુ મોટા દુઃખમાંથી બચી જવાનું થાય.

## અંગત અનુભવ

પેટના રોગને લીધે એક દર્દીથી આગગાડીના આંચકા સહન થઇ શકતા નહોતા તેને પારીસથી લંડન લઇ જવાનો પ્રસંગ મને આવ્યો, તેથી અમે એરોપ્લેઇનમાં જવાનો નિશ્ચય કર્યો. એરોપ્લેઇન રાખવાના મેદાનમાં ગયા ત્યારે ત્યાં જુદા આકારનાં, અનેક પ્રકારનાં, એકપંખી તથા બેપંખી (biplane) નાનાં તેમજ મોટાં એરોપ્લેઇનો હતાં. ઘોડાના તબેલામાં કોઇ ઘોડાને દોડાવતા હોય, કોઇને નાળ બેસાડતા હોય તેમ અહીં પણ કોઇનું એન્જીન તપાસતા હતા, કોઇને જરા દોડાવી જોતા હતા, અને અમે ગયા ને થોડી વારમાં એક વિમાન—નાનું, એકપંખી—બેલ્જીઅમથી ટપાલ લઇને ઉતરી પડ્યું. અમે જે વિમાનમાં મુસાફરી કરવાના હતા તે મોટું બેપંખી યંત્ર હતું અને તેને બે જબરાં એન્જીન હતાં. બેસવાના ભાગના બે ખંડ કર્યા હતા, છેક આગળનો ભાગ જેને નાક કહે છે તેમાં ચાર

નેતરની ખુરશી, બે અગાડી અને બે પાછળ મુકેલી હતી—મુકેલી નહીં પણ તળીયા જોડે જડી લીધેલી હતી. અંદર જવા માટે વાંકા વળીને જવાય એટલી એની ઉંચાઇ હતી—ભાગ્યે ૪॥ ફુટ હશે. ત્યાર પછીના ભાગમાં વિમાન ચલાવનારને માટે ઉંચી જગ્યા હતી, તે જગ્યાએ ચઢવા માટે પગથીઆં હતાં, અને એક ખુરશી જરૂર પુરતી દુરસ્તી કરી શકે એવા મીસ્ત્રીને માટે હતી. એ ઓરડામાં એરોમીટર, ઉંચાઇ માપવાનાં, ઠંડીગરમી માપવાનાં વિગેરે યંત્રો ગોઠવ્યાં હતાં અને પાછળના ભાગમાં ત્રણ ખુરશી જમણા હાથ પર, ત્રણ ડાબા હાથ પર અને વચમાં ભાગ્યે દોઢ ફુટનું અંતર હતું તે આગળ જવાના રસ્તા તરીકે વપરાતું હતું. ખુરશીઓની પછવાડે એક નાનો ઓરડો હતો તેમાં અમારો સામાન (દરેકની એક એક ચામડાની હાથપેટી) સીંચવામાં આવ્યો હતો. એરોપ્લેઇનના શરીરનું આ વર્ણન થયું. તેને બેવડી પાંખ હતી, જમણી ને ડાબી એમ નહીં, પણ બન્ને તરફ બે પાંખ, એકની ઉપર બીજી અને બન્ને વચ્ચે આશરે ૩-૪ ફુટનું અંતર. જાડાં મીણુ પાએલાં કેનવાસની હશે, અને પાછળના ભાગમાં પુછડીએ પાંખ હતી તે સુકાનનું કામ કરતી હતી. જેમ પક્ષી પાંખ વડે ઉડે છે તે છતાં તેનાથી પગે પણ ચલાય છે તેમ આ વહાણની માફક શઢથી શણગારાયલું વહાણ, પાંખે ઉડી શકતું હતું, અને બે નાનાં પૈડાં ઉપર જમીન ઉપર દોડી પણ શકતું હતું.

જ્યારે અમારે ઉપડવાનો વખત થયો એટલે અમારા રથ હાંકનારે (pilot) કાનટોપી અને મોટાં કાચનાં ચશ્માં પહેર્યાં, જાડો કોટ પહેર્યો કારણ કે એના શરીરનો ઉપલો ભાગ હવામાં રહે એટલે ઠંડો પવન જોરથી એને અથડાય. બન્ને એન્જીન જોરથી ચાલવા માંડયાં. એન્જીનના પંખા એટલા જોરથી ફરતા હતા અને હવાને હલાવી મુકતા હતા કે વિમાનની પાસે ૨૦ ફુટ સુધીમાં કોઇથી ઉભા ન રહેવાય અને એન્જીનનો અવાજ એટલો બધો હતો કે અમે એકમેકના કાનમાં બોલીએ તો જ સંભળાય. અમારા મિત્રોને નમસ્કાર કરીને કે હાથ મેળાપ કરીને બધા મુસાફરો ચાર પગથીઆંની સીડી ચઢીને પોતપોતાની ખુરશી પર ચઢી બેઠાં, અને બંધ કરેલી કાચની બારીમાંથી બ્હાર જોવા માંડયું. વિમાને જમીન ઉપર હાલવા માંડયું અને ધીમે ધીમે દોડવાનું શરૂ કર્યું. મેદાન બરાબર સપાટ નહીં હોવાને લીધે થોડા આચકા લાગ્યા. કાન ફોડી નાખે એટલો અવાજ થતો હતો. જ્યારે વિમાન જમીન છોડીને હવામાં ઉડશે ત્યારે કેવું લાગશે, આ અવાજ કેવી રીતે સહન થશે એવી બાબતોની વાત કરવાનો પ્રયત્ન કરતા હતા, પણ એન્જીન સિવાય બીજો અવાજ સાંભળી શકાતો નહોતો તેથી બધાં ખુબ હસ્યાં અને પછી બહાર જોયું ત્યારે તો અમે જમીનથી ૨૫-૩૦ ફુટ ઉંચે ચઢી ગયેલાં હતાં. ઉંચે ચઢતાં હોઈએ એવું બીલકુલ લાગતું નહોતું. વિમાન સીધુ ચઢવાને બદલે આવર્ત ચક્રના આકારમાં (spiral) ચઢતું હતું. નીચે ઉભેલાં અમારાં મિત્રો નાનાં રમકડાં જેવાં દેખાતાં હતાં. બીચારાં રૂમાલ હલાવતાં હતાં. અમારાથી તો તે પણ થતું



આ એરોપ્લેઇનમા પારીસથી લંડન જવાને નીકળ્યાં રસ્તામાં અકસ્માત થયેલો.

નહોતું કારણ કે બારીઓ સજ્જડ બંધ કરેલી હતી. સાહસિક કામની અંદર જે રોકાયલા હોય છે તેમને એટલો બધો ઉત્સાહ હોય છે કે બીજો કોઇ પણ વિચાર ન આવે, પણ બીચારા પાછળ રહેનાર, જોઇ રહેનાર માણસોના મનમાં ઉદ્વેગ થાય છે. અમારી મંડળીમાંથી ત્રણને ઉડવાનો ઘણો જ ઉમંગ હતો (દર્દીને પણ) પણ એક બ્રાહ્મણભાઈ જરા પોચા હતા અને તેમને જીંદગી બહુ વહાલી હતી એટલે તેમણે તો બોલવા હસવાનું મૂકી દીધેલું. અમારા નીચે ઉભેલા મિત્રોએ પછીથી કહેલું કે જ્યારે વિમાન ૫૦–૧૦૦ ફુટ ઉંચું ચઢયું



એરોપ્લેઇનની અંદર જડી લીધેલી નેતરની ખુરશીઓ સિવાય તેમાં બીજી કાંઇ સગવડ નથી. દસ માણસો અને બે વિમાનવાળા અંદર બેસી શકે છે.

ત્યારે ભાન થયું કે જમીન છોડવામાં ખુબ ભય રહેલો છે અને આવી મુસાફરી કરવાની યોજના વિષે પશ્ચાત્તાપ થયો. અમે તો આસપાસ જોવામાં રોકાયલાં હતાં. લીટી જેવા સફેદ રસ્તા, નાનાં ચોસલાં જેવાં ખેતરો, છોકરાંને રમવા માટે લાકડાંના ઘર હોય છે તેવાં મકાનો, ગામડાં પણ એવાં નાનાં અને રમણીય લાગે. કૅપ્ટન ગુલીવર જ્યારે લીલીપુટમાં ગયેલો ત્યારે તેને જે અનુભવ થયેલો તેવો જ અમને થયો, ફેર એટલો જ કે અમે બધું દૂરથી જોયું. નદીઓ પણ લગભગ સફેદ લીટી અથવા આટાપાટાની રમત રમવા માટે સફેદાથી પાડેલા પાટા જેવી જણાતી હતી. અમે ધીમે ધીમે ઉંચે ચઢયાં, કોઇ કોઇ વખત નીચે વાદળાં આવી જતાં ત્યારે પૃથ્વી અદૃશ્ય થઈ જતી, અને અમારી નજરે તો બીજા નવ માણસો ખુરશીમાં બેઠેલા જણાતા. સૃષ્ટિમાં દુઃખની જોડે સુખ અને સુખની જોડે દુઃખ હોય છે જ. વિમાનની મુસાફરીમાં પણ દુઃખ તો ખરૂં જ. એક તો ઘોંઘાટને લઇને અમે સાંભળવાની શક્તિ ગુમાવી બેઠા હતા, અને બીજું જ્યારે વિમાન ડુબકી મારતું ત્યારે જાણે છેલ્લી ઘડી આવી હોય તેવી ધાસ્તી લાગતી. આ ડુબકી વિષે જરા સમજાવવું પડશે. હવામાં પણ ખાડા અને ટેકરા હોય છે, અને વિમાન ઉડતું હોય છે તે રોલ્સ રૉઇસની મોટર ફ્રાન્સના સીધા લીસા રસ્તા ઉપર જે સરળતાથી, આંચકા વગર દોડે છે તેમ નહીં, પણ દરીઆમાં પાણીનાં મોજાં પર ભારે સ્ટીમર જતી હોય તેમ, એટલે બહુ ઉંચીનીચી ન થાય તો પણ જ્યાં હવા પાતળી હોય ત્યાં નીચે પડી જાય. આવી પાતળી હવા વાળી જગ્યાને ખાડા કહીએ તો ચાલે, અંગ્રેજીમાં તેને હવાઇ ગજવાં (air pockets) કહે છે. જ્યારે ખાડો આવે ત્યારે એકદમ ઓચીંતું વિમાન નીચે પડે. મુંબઇમાં માળ ઉપર ચઢવાને માટે લીફ્ટ હોય છે તે પચાસ વર્ષનાં જુના જમાનાનાં હોય છે. હજી મુંબાઇમાં એક પણ સારૂં લીફ્ટ મહારા જોવામાં નથી આવ્યું. સારાં લીફ્ટ તો અમેરિકામાં હોય છે, અને તે ઉંચાં મકાનોમાં દસ દસ મજલા ઝડપથી ચઢે ને ઉતરે. દસમા માળથી વીસમા તરફ ચઢી જાય અને એવી રીતે દસકાએ જ ઉભાં રહે. તે ઉતરે ત્યારે હૃદય બંધ થઇ જાય. તે જ પ્રમાણે હવાઇ ખાડામાં વિમાન પડે એટલે ત્રીસચાળીસ ફુટનો ભૂસ્કો મારવાનો.

### ઇશ્વર રાખે તેને કોણ ચાખે ?

આવી રીતે અમે અડધા કલાકમાં આશરે ત્રીસેક માઇલ આવ્યાં હોઇશું એટલામાં એન્જીનનો અવાજ ઓછો થયો. ચોંકીને અમે એકમેક તરફ જોવા માંડ્યું. આમ કેમ થયું ? જે માણસના હાથમાં અમારી જીવન-દોરી અમે સોંપી દીધી હતી તેના તરફ નજર નાંખી. તે તો પુતળાની માફક જાણે કાંઇ જ નવું થયું ન હોય એમ બેઠો બેઠો આગળ હંકારતો હતો, પણ તેની નજર કોઇ કોઈ વાર ડાબા એન્જીન તરફ જતી હતી. અકસ્માત અથવા ભયના વખતે માણસજાતની નૈસર્ગિક સહજ બુદ્ધિ ઘણી જ તીક્ષ્ણ હોય છે તેને લીધે અમે સમજી ગયા કે કાંઇ ગોટાળો, કાંઈ નવાજુની થઇ છે અને થોડી વારમાં ડાબી તરફના એન્જીનનો પંખો હાલતો બંધ થયો. હવે જે એરોપ્લેઇનમાં એક જ એન્જીન હોય છે તે જ્યારે બંધ પડે ત્યારે તેનું પરિણામ તો એક જ આવે કે આખું એરોપ્લેઇન જમીનને ભેટવાને ઉતરી પડે, પણ જો હાંકનારમાં સંપૂર્ણ દૃઢતા તથા સમયસૂચકતા હોય તો તેને ચક્કર ચક્કર ફરતું તરતું (floating) નીચે ઉતારી શકાય. પણ અમારે તો બે એન્જીન હતાં એટલે અમે આગળ ધપ્યા. એન્જીનનો અવાજ ઓછો થયો હતો અને અમારૂં લક્ષ જાણ્યે અજાણ્યે બીજા એન્જીન તરફ હતું. ભાગ્યે પાંચ મીનીટ વધારે ગયા હોઇશું એટલામાં બીજા એન્જીનના અવાજમાં ચોકખો ફેર માલુમ પડ્યો. ચિંતાતુર નજરે હાંકનાર તરફ તથા એકમેક તરફ અમે જોવા માંડ્યું. એરોપ્લેઇને ધીમે ધીમે ચક્કર ખાતાં ખાતાં નીચે ઉતરવાનું શરૂ કર્યું અને અમે સહિસલામત ઉતરી શકીશું કે જોરથી જમીન જોડે અથડાઇશું તેનો વિચાર કરીએ એટલામાં તો જમીનની પાસે આવી પહોંચ્યાં. લખતાં તથા કહેતાં તો ઘણી વાર થાય છે પણ અમે એક મીનીટમાં હજારો વિચાર કર્યા અને અનેક ભાવો અનુભવ્યા. ખેતરમાં પડીશું કે ઝાડ ઉપર ટંગાઇશું, કે કોઇ ઘરના છાપરા ઉપર પડાશે કે શું થશે તેનો વિચાર કરવાનો વખત ન હતો એટલામાં એક ખેતરનો મોટો સંગીન દરવાજો હતો તેની સાથે ... આ. દરવાજો જાણે ઘાસનું તણખલું હોય તેમ તેને ...ડીને દૂર ફેંકી દીધો અને અમારૂં વિમાન જમીન સાથે ધબ દઇને અથડાયું. અમે ખુરશીમાંથી ઉછળ્યા, પણ તે સિવાય કાંઇ જ નુકસાન ન થયું. જો અમારે ઉંચેથી પડવા હોત તો જેમ ઉંચેથી ઈંડું પડે ત્યારે તેનો કચ્ચરઘાણ નીકળી જાય તેમ અમારા વિમાનનો નીકળી જાત અને અમે ?—અમારૂં શું થાત તે તો ઈશ્વર જાણે. બધાએ ઉંડો શ્વાસ લીધો અને જ્યારે બારણું ઉઘડ્યું એટલે જેમ ઉંદર પાંજરામાંથી નાસે તેમ અમે બહાર કુદી પડ્યા. જમીન ઉપર જીવતા ઉભા રહેવાનો ફરી પ્રસંગ મળ્યો તેથી જરા કુદ્યા અને પોતપોતાની લાગણીના ઉભરા કાઢ્યા. આસપાસ જોયું તો અમે ઉતર્યાં હતા તે મેદાન હતું. અકસ્માત અગર જરૂર પ્રસંગે એરોપ્લેઈન અહીં ઉતરતાં હતાં. પારીસથી લંડન જવાના રસ્તા ઉપર આવાં બેત્રણ મેદાન મુકરર કરેલાં છે. તેના ઉપર ચુનાથી જાડી લીટીવાળા ગોળાકાર લીંપ્યા હોય છે. હવામાં ઉડતાં વિમાનો તે જોઇને પોતાનો રસ્તો નક્કી કરી શકે છે અને અકસ્માત વખતે ખેતરમાં પડવાને બદલે તે વધારે અનુકૂળ થઈ પડે છે.

અમે નીચે ઉતર્યાં એટલે આસપાસના ગામડાના લોકો દોડી આવ્યા અને મદદ કરવા લાગ્યા. અમે ઉત્તર ફ્રાન્સમાં બોવૈ (Beauvais) નામનું ગામ છે ત્યાંથી માઇલેક દૂર ઉતર્યાં હતા. એન્જીનની દુરસ્તી ચાલતી હતી તેટલામાં અમે જોયું તો મેદાનની એક બાજુએ ખાઇઓ ખોદેલી જોઇ. જર્મન લશ્કર પારીસ તરફ ધસારો કરતું હતું તેને રોકવા માટે અહીં ફ્રેન્ચ લશ્કરની છાવણી પડી હતી. કાંટાવાળા તારની વાડો બાંધેલી હતી. બંદુકની ગોળીના કારતુસની ખોળીઓ પડી હતી હું લડાઇ પહેલાં ઉત્તર ફ્રાન્સમાં ખુબ ફરેલો ત્યાર પછી ફરીને લડાઇ પછીની સ્થિતિ જોઇને મ્હારૂં હૃદય ચીરાઇ ગયું. પાઇન વિગેરે ઝાડોનાં સુંદર વન તોપગોળાને લીધે ઉખડી ગયેલાં, અને માત્ર કેટલાંક ઠુંઠાં ઉભાં રહ્યાં હતાં. આ વિષયનું વિવેચન કરવા બેસું તો બહુ લંબાણ થઇ જાય. સંચાની દુરસ્તીમાં વાર લાગે તેમ હતું તેથી અમે અડધો માઇલ દૂર આવેલી નાનીસરખી વીશીમાં ગયા. દસે જણે જે મળ્યું તે ખાધું—ડોરી, રોટલી, માખણ અને પનીર,—અને જે ખોરાકને માટે પારીસમાં રૂપીઆ પચીસ ખર્ચ્યા હોત તે પાંચ રૂપીઆમાં પતી ગયું. ફ્રાન્સના ગામડાંમાં બહુ જ સોંઘવારી હોય છે, ફ્રાન્સના ખેડુતોનું જીવન બહુ સાદું અને ચોકખું હોય છે.

અમારૂં વિમાન સુધરી શકે એમ નહોતું તેથી પારીસ તાર કર્યો અને બીજું એરોપ્લેઈન ત્યાંથી મોકલવામાં આવ્યું. અમારે તેમાં જવું કે કેમ એ પ્રશ્ન ઉભો થયો કારણ કે સાંજ પડવા આવી હતી અને ઠંડી વધતી હતી. ઘણા જ સારા નસીબે કહો કે ઇશ્વરી પ્રેરણાથી કહો, અમે લંડન જવાનું માંડી વાળ્યું અને ભાડાની મોટર કરીને પારીસ પાછા ફર્યા. ત્રણ દિવસ પછી અમે લંડન પહોંચ્યાં ત્યારે ત્યાં ખબર મળી કે નવું વિમાન પણ બરાબર ઉડી શક્યું નહોતું, દસેક માઇલ ગયા પછી ખેતરમાં ઉતરવું પડયું, ત્યાં ખુબ વરસાદ પડેલો એટલે મુસાફરો એક ફુટ ઉંડો કાદવ ખુંદતા ખુંદતા ૨૩ માઇલ અંધારામાં ચાલ્યા ત્યારે એક વીશી આવી તેમાં ઓવરકોટ ઓઢીને ટાઢથી ઠુંઠવાતા સૌ પડી રહ્યા અને બીજે દિવસે સ્હવારે પાસેના સ્ટેશન સુધી ચાલીને આગગાડીને રસ્તે તેમને લંડન જવું પડયું. આ બીજા અનુભવમાંથી અમારી મંડળી બચી ગઇ.

હવાઇ મુસાફરીના ફાયદા ઘણા છે તેમાં આ એક બાબતનો ઉમેરો કરવાનો છે. આ અકસ્માતને લીધે અમે ફ્રાન્સના રણક્ષેત્રનો એક ભાગ જોયો, નાનાં ગામડાંનું જીવન જોયું, અમે પડવાની તથા મરવા પહેલાંની કેટકેટલી લાગણીઓ અનુભવી, અણધારી અગવડ વખતે શું કરવું તેના રસ્તા શોધવા પડયા. વિમાનની મુસાફરીમાં બહુ ભય નથી, પણ કવચિત્ અકસ્માત થાય છે.

એરોપ્લેઇન કેવળ યંત્રના બળથી હવામાં ચડે છે અને આગળ ધસે છે, અને તે હવાથી ઘણું જ ભારે હોય છે. બલુન હવાથી હલકું હોવાને લીધે હવામાં ચડે છે પણ તેને હંકારવાની મુશ્કેલી હોય છે. બલુન તથા એન્જીનના જોરથી ચાલતાં વિમાન ઝેપેલીનના નામથી ઓળખાય છે. જેવી રીતે અમેરિકન ફૉર્ડે મોટરકાર સોંઘી કરી નાંખી છે તેમ એરોપ્લેઇન પણ સોંઘાં થશે ત્યારે અમદાવાદથી મુંબાઇ જઇ, કામકાજ કરીને પાછા રાત્રે અમદાવાદમાં આવી શકાશે.

અમેરિકામાં એક નાનું એરોપ્લેઇન તૈયાર કર્યું છે તે મધ્યમ કદના માણસ કરતાં નીચું છે. લંબાઇ માત્ર ૧૮ ફુટ છે, તેમાં ૬૦ હૉ. પા. નું એન્જીન રાખ્યું છે તેથી દર કલાકે ૧૧૫ માઇલની ઝડપથી ઉડી શકે છે અને તેમાં પાંચેક કલાક ચાલી શકે તેટલું તેલ (પેટ્રોલ) માય છે, એટલે સ્હેલાઇથી પાંચસો માઇલ એકી વખતે ઉડી શકે છે. ડીસેમ્બર મહિનાના મોડર્ન રિવ્યુ (પા. ૬૫૬) માં તેનું ચિત્ર તથા હકીકત આપ્યાં છે. આવાં નાનાં એરોપ્લેઇનને રાખવાને માટે તેમજ ઉતરવાને માટે બહુ મોટા મેદાનની જરૂર ન રહે. પાંખ ભાગવાના અકસ્માત પણ ઓછા અને કિંમત પણ ઓછી, એટલે ભવિષ્યમાં હવાઇ મુસાફરી સ્હેલી અને સગવડવાળી થઇ શકે એવું અનુમાન આપણે કરી શકીએ.

સુમન્ત મહેતા

# સ્વપ્નો

આપણા પુરાણમાં વાત છે કે એક વાર પરીક્ષિત રાજાએ પોતાની સભામાં ઋષિમુનિઓને સવાલ પૂછ્યો કે 'આ સાચું કે તે?' આનો ઉત્તર આપતાં આપતાં ઘણા ઋષિમુનિઓ થાકી ગયા, અને તો પણ ખરો ઉત્તર મળ્યો નહિ. પછી છેવટ અષ્ટાવક્ર મુનિ આવ્યા, અને એમણે સમજાવ્યું કે 'જેવું તે તેવું આ!' જીવતાં જાગતાં આપણે જે બધી વસ્તુઓ જોઇએ છીએ તે સાચી અને સ્વપ્નમાં જોઇએ છીએ તે સાચી કેમ નહિ એ પ્રશ્નથી જંગલી લોકો પણ આકર્ષાયા વગર રહ્યા નથી. મૂળથી આત્મા—શરીરથી ભિન્ન એવા કોઇ તત્ત્વને માનવાની જરૂર નિદ્રાવસ્થાને લઇને નહિ, પણ સ્વપ્નાવસ્થાને લીધે વિચારકોને પડેલી, અને નિદ્રા તો જગતનો સર્વસાધારણ નિયમ લાગે છે, જ્યારે સ્વપ્નમાં આપણે કંઇ કંઇ વસ્તુઓ જોઈએ છીએ, એનો અનુભવ થાય છે, અને જાગી જતાં બધું પાછું નાશ પામે છે!

સ્વપ્નો વિશે જંગલી લોકોમાં કંઇ કંઇ માન્યતાઓ હોય છે. એ સર્વમાં સાધારણ એક એવી માન્યતા છે

કે સ્વપ્નાવસ્થામાં આપણો આત્મા—કે શરીરથી ભિન્ન એવું બીજું, સાધારણ રીતે વાયુ જેવું સૂક્ષ્મ તત્ત્વ હોય તે—"પોતે"* સ્વપ્નાવસ્થામાં શરીરથી છૂટો પડી આપણા અનુભવમાંનાં દેશ અને કાલનાં બંધનથી મુક્ત થઇ ગમે ત્યાં વિચરી શકે છે. કોઇ માણસ સ્વપ્નમાં પોતાના દૂરના મિત્રને જૂએ, તો એમ કહેવાય કે 'પોતે' સ્વપ્નાવસ્થામાં દૂર પોતાના મિત્ર પાસે ફરી આવ્યો, અને જાગી જતાં પાછો શરીરમાં આવીને વસ્યો. આવી જ રીતે સ્વપ્નાવસ્થામાં આત્મા મરી ગએલાં સગાંવહાલાંઓને પણ મળી શકે એમ માનવામાં આવતું.

પરંતુ હાલ આપણે આવી સાદી માન્યતાઓથી સંતોષ પામી શકીએ એમ નથી. આવી માન્યતાઓનું કોઈ કોઈ જગ્યાએ સિદ્ધાન્તોક્ત તરીકે પણ પ્રતિપાદન કરવામાં આવે છે. પરંતુ આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ આપણે કોઇ પણ વિષયનું નિરીક્ષણ કરવું હોય, તો આપણે તુરત જડ તર્ક (hypothesis) બાંધી શકીએ નહિ. આપણી ચેતનાના પ્રવાહનું સ્વરૂપ શું છે, એમાં સ્ખલનરૂપ નિદ્રા શા માટે આવે છે, અને તેમાં સ્ખલનરૂપ ઉભાં થતાં સ્વપ્નો શાથી ઉત્પન્ન થાય છે, અને વળી આપણે એ ચેતનાના સતત પ્રવાહમાં કેવી રીતે મળી જઇએ છીએ એ પ્રશ્નો બધા બહુ કઠિન છે. નિદ્રાના પ્રશ્નને તો જુદી જુદી રીતે નીહાળવામાં આવ્યો છે—આપણને થાક શા માટે લાગે છે, એ થાક પહેલ-વહેલો ક્યાં લાગે છે, થાક લાગવાથી શરીરની તથા ચિત્તની શી સ્થિતિ થાય છે, તથા મનના થાકને લીધે પણ નિદ્રા શા માટે આવે છે, એ પ્રશ્નોને રસાયન-શાસ્ત્ર તથા ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ સમજવા પ્રયત્ન કરવામાં આવ્યા છે. પરંતુ સ્વપ્નાવસ્થાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું, એ લગભગ તદ્દન અશક્ય જેવી વાત લાગે છે. કારણ નિરીક્ષણ કરવાનો પ્રયત્ન કરવો એનું નામ જ જાગતા હોવું, અને એ પ્રયત્ન કરતાં—જાગતાં—કંઇ સ્વપ્ન અનુભવી શકાય નહિ.

આ વદતોવ્યાઘાત જેવું લાગે છે, તો પણ અમુક પ્રયત્ન પછી સ્વપ્ન ચાલતું હોયને પણ આપણને ભાન રહી શકે છે કે આ સ્વપ્ન છે. ઘણાઓને તો અનુભવ હશે જ કે સ્વપ્નમાંથી જાગી જતાં ચેતનાના અંગારા પરની રાખ પૂરેપૂરી ઉડી ન હોય, અને વળી પાછા એ વિલીન થઇ જાય, અને એવું એ સ્વપ્ન ચાલુ રહે! આમાં માત્ર પ્રયત્ન એટલો જ કરવાનો છે, કે જરા વારમાં જાગતાં આપણે એ ચાલતા સ્વપ્નનું પૃથક્કરણ કરવું જોઇએ. પ્રો. લાડ નામના એક યુરોપીય ચિત્ત-શાસ્ત્રજ્ઞે આવી પ્રવીણતા મેળવી હતી, અને તે પોતે સ્વપ્ન ચાલુ હોય ને એનું નિરીક્ષણ કરી શકતો.

પરંતુ સામાન્ય માણસ માટે આ બહુ અઘરૂં થઇ પડે. તો પણ સ્વપ્નમાંથી જાગી ગયા બાદ એવું પૃથક્કરણ કર્યું હોય તો થઇ શકે છે. આવા પૃથક્કરણમાંથી આપણને શું મળે છે તે આપણે જોઇએ.

એક વાર અમારી કૉલેજના છાત્રાલયમાં અ નામનો વિદ્યાર્થી ઊંઘતો હતો, અને સવારે એને સ્વપ્નું આવ્યું કે—આ લુંટારા આવ્યા, હવે તેઓ મારી ઓરડીના બારણા પર હથોડા મારે છે, અને હમણાં બારણાં તૂટી જશે. વળી તેઓ મને મારૂં નામ દઇ બોલાવે છે—પણ એટલામાં તો એની આંખ ઉઘડી જાય છે, અને જૂએ છે, તો સવારના ચાર વાગ્યે એનો મિત્ર એને જગાડવા આવેલો. આ હથોડાનો અવાજ તે એના મિત્રના બારણા પરના ટકોરા જ હતા.

આ બીજું સ્વપ્નું—એક ક્ષયથી પીડાતી દરદી પોતાના ઘરની સામે એક બીજા ઘરમાં સૂતી હતી. કથા કરુણ હતી અને ઘરમાંથી એક પછી એક બધાં માણસો મરતાં ચાલશે એવી સર્વેના મનમાં ઊંડે ઊંડે બીક હતી. ત્યાં રાત્રે દરદીને સ્વપ્નું આવ્યું કે—સામા ઘર પર વીજળી પડી, અને આખું ઘર બળી ભસ્મ થઇ ગયું!—અને રાત્રે સામે ઘેર ફાનસ આમનેમ ખસેડવામાં આવ્યું હતું તે આનું કારણ હતું.

કારણ ઉંઘમાં આપણી આંખો કંઇ સખત બીડેલી રહેતી નથી. વચ્ચે કોઇ વાર જરા ઉઘડી જાય છે, અને એ વખતે દીવો કે અજવાળું હોય, તો ઇન્દ્રિય દ્વારા એ પ્રકાશ આપણી હજી અર્ધનિદ્રિત ચેતના પર પડે છે, અને ચેતના એનો ગમે તેવો અર્થ કરે છે.

આવી રીતના પ્રકાશથી આપણે કોઇ વાર ખરતો તારો જોઇએ છીએ, કે કોઇ વાર સ્થિર તારાઓથી જડિત નભોમંડળ જોઇએ છીએ. ચંદ્રના અજવાળામાં

* His 'Double' (Ethereal Double). સરખાવો થીઓસોફીની માન્યતા. Astral Self-Double વગેરે.

સૂતાં સૂતાં કોઇ રમણીના ભુજકુંજમાં સૂતા હોઇએ એમ લાગે છે* અને આ બધું માત્ર એક ઇન્દ્રિયપ્રત્યક્ષ પર જ રચાએલું હોય છે.

આપણે અવાજ તથા પ્રકાશનાં ઇન્દ્રિયપ્રત્યક્ષો પર અર્ધનિદ્રિત વિસ્ફારિત ચેતના વડે રચાએલાં સ્વપ્નાં જોયાં; તેમ સ્પર્શ દ્વારા પણ એવાં જ સ્વપ્નાંઓ ઉદ્ભવે છે. આપણે જાગતા હોઇએ છીએ ત્યારે જે કપડાં પહેર્યાં હોય છે તેના સ્પર્શનું ભાન આપણને હોતું નથી. આપણે એ જાતના સ્પર્શથી એટલા ટેવાઇ ગયા હોઇએ છીએ કે ઉંઘમાં પણ એ સ્પર્શપ્રત્યક્ષ પર આપણું ધ્યાન ખાસ દોરાતું નથી. પરંતુ જો એ કપડાં ઢીલાં થઇ જાય, કે નીકળી જાય, તો આપણું લક્ષ એ સ્પર્શપ્રત્યક્ષના અભાવ તરફ દોરાય છે, અને આપણને સ્વપ્નું આવે છે કે જાણે આપણે ભર બજારમાં અર્ધનગ્ન કે નગ્ન સ્થિતિમાં ચાલ્યા જઇએ છીએ, અને લોકો આપણને જૂએ છે, અને આપણને બહુ જ શરમ આવે છે. તો પણ સ્વપ્નમાં આપણે આવી સ્થિતિમાં બજારમાં શા માટે ગયા તેનું કારણ મળતું નથી, અને માત્ર મુંઝાવાય છે, અને જાગી જવાય છે.+

આ જ જાતનાં ઘણી વાર રમુજી સ્વપ્નાંઓ પણ આવે છે. સ્વપ્નમાં આપણે ઉડતા હોઇએ એવો અનુભવ તો ઘણાને થયો હશે. વળી એમ પણ લાગે કે —ગયે વખતે તો એ સ્વપ્નું હતું—પહેલાં મને એવાં સ્વપ્નાં આવ્યાં હતાં, પરંતુ આ વખતે તો ખરેખર આ સ્વપ્નું નથી, પરંતુ હું સાચે જ ઉડું છું. આનું કારણ શું? જાગતાં આપણે ચાલતા હોઇએ, કે ઉભા હોઇએ ત્યારે આપણાં પગનાં તળીયાં જમીનને કે જોડાને અડેલાં હોય છે, પરંતુ ઉંઘમાં એને કશો સ્પર્શ હોતો નથી. વળી આપણે સૂતા હોઇએ અને ઉભા હોઇએ એમાં કંઈ તફાવત નથી.× શરીરની સ્થિતિ લગભગ એક જ જાતની હોય છે. હવે ઉંઘમાં આપણે ઉભા છીએ એમ લાગે એ સ્વાભાવિક છે, અને તેમ છતાં પગનાં તળીયાંમાં કશા સ્પર્શપ્રત્યક્ષના અભાવે આપણે સ્વપ્નમાં એમ અનુમાન બાંધીએ છીએ કે આપણે ઉભા છીએ, અને પગ જમીનને અડતા નથી માટે આપણે ઉડતા હોવા જોઇએ, અને આ રીતે આપણે ઉડીએ છીએ.

આ રીતે આપણી જુદી જુદી ઇન્દ્રિયોનાં પ્રત્યક્ષ પર જુદી જુદી જાતનાં સ્વપ્નાંઓ રચાય છે. પરંતુ ઘણી વાર એમ પણ બને છે કે એક ઇન્દ્રિયપ્રત્યક્ષ બીજી ઇન્દ્રિયના પ્રત્યક્ષમાં પલટાઇ જાય છે, એક ઇન્દ્રિયપ્રત્યક્ષને બીજી ઇન્દ્રિયપ્રત્યક્ષ દ્વારા આલેખવામાં આવે છે; અને એવી રીતે જે જાતનું પ્રત્યક્ષ હોય તેનાથી નીરાળી જાતનું જ સ્વપ્નું આવે છે. આમાં સાધારણ નિયમ એ છે કે સ્પર્શ કે કર્ણેન્દ્રિયપ્રત્યક્ષો ચક્ષુનાં પ્રત્યક્ષોનું સ્વરૂપ લે છે. કારણ જાગ્રત અવસ્થામાં ચક્ષુપ્રત્યક્ષો આપણી ચેતનાનું મોટામાં મોટું ક્ષેત્ર રોકતાં હોય છે. આ વાત ઉદાહરણ આપવાથી વધારે સ્ફુટ થશે.

આકાશ તદ્દન સ્વચ્છ છે, અને તારાઓ પ્રસન્ન આકાશમાં ચમકે છે. અને તો પણ દૂર દૂરથી ઉડતાં પાણીનાં ટીપાં—વરસાદ જેવાં—સ્વપ્નની દશામાં પોતે જૂએ છે, અને યાદ પણ આવે છે કે આ વરસાદ નહિ, પણ ઝાકળ, અને અશ્રુઓ પામે છે!! કારણ વાદળ વગરનું આકાશ હોય ત્યારે જ ઝાકળ પડે! The Starlit Dews—બાયરનનું—એ પણ યાદ આવે છે, અને આ બધું બહારની ઘડીના ડંકા જ હતું.

એક બીજો રમુજી દાખલો લઇએ. એક માણસને એવું સ્વપ્નું આવ્યું કે જાણે સોનાના સીક્કાઓના બે ઢગલાઓ એની આગળ પડયા છે, અને તેને એ એક સરખા કરવા મથે છે, પરંતુ તે કેમેય કરી સરખા થતા નથી. એ ચીડાય છે અને રોષમાં ને રોષમાં જાગી જાય છે, અને જાગીને જોતાં એને માલુમ પડે છે કે તેનો એક પગ બીજાથી જરા ઉંચે એક જગાએ ભરાઇ ગયો હતો, અને એ પગ બેઉ સરખા થઇ શકતા નહોતા તેથી જ એ બે સોનાના ઢગલા સરખા કરી શકતો નહોતો.

આ સ્વપ્ન આપણને બાહ્ય વિષયના ઇન્દ્રિયપ્રત્યક્ષના પ્રદેશ પરથી આપણા શરીરનાં પ્રત્યક્ષો પર લઇ

* જૂઓ: Mind Energy, Bergson. તથા Fable of Endymion.

+ અમુક જ ઇન્દ્રિયપ્રત્યક્ષની હાજરીમાં ઉંઘવાની ટેવ પડી ગઇ હોય, તો ઉંઘમાં જો તે ઇન્દ્રિયપ્રત્યક્ષ બંધ પડે તો જાગી જવાય છે. દાખલા તરીકે એકને એવી ટેવ હતી કે ચાલતી ગાડીએ ઉંઘ્યા હોય, તો સ્ટેશન આવે એટલે એની મેળે જાગી જવાય. ઘણા મિત્રોને એવી ટેવ હોય છે કે ઉંઘમાં જો તેમની મિલ બંધ પડે તો તુરત જાગી જાય છે. Functional inattention to a sensation.

× Sleeping is standing horizontally.

જાય છે. આપણે કોઇ પણ બાહ્ય પદાર્થ જોઇએ, તેવી જ રીતે શરીરના હાથ કે પગ જોઈ શકીએ; પરંતુ આ ઉપરાંત હાથ તથા પગ, કે શરીરના કોઇ પણ અંગનો આપણને આંતરિક પ્રત્યક્ષ અનુભવ પણ હોય છે. સાધારણ રીતે આ જે પ્રત્યક્ષો હોય છે, તે શરીર તંદુરસ્ત હોય ત્યારે ચેતનાના ક્ષેત્ર પર આવી ચડતાં નથી, પણ જ્યારે કોઇ અંગમાં દુઃખ થતું હોય ત્યારે આ પ્રત્યક્ષો આપણી ચેતનાના સમસ્ત ક્ષેત્રને રોકી પાડે છે, અને બીજે ક્યાંય પણ લક્ષ આપવું એ અસંભવિત થઈ જાય છે. આપણે ઉંઘતા હોઇએ ત્યારે, જો કંઇ પણ શરીરમાં આડું અવળું થાય, તો આ જાતના પ્રત્યક્ષ પર ભયંકરમાં ભયંકર કે રમુજી સ્વપ્નાં રચાય છે. અહીં જો નાનપણના સામાન્યમાં સામાન્ય અનુભવની વાત કરીએ તો અનુચિત નહિ ગણાય. રાત્રે લઘુશંકા કરવાની હોય, ત્યારે ઘણી વાર એવાં સ્વપ્નાં આવે છે કે જાણે એક મોટું તળાવ કાંઠાભર ભર્યું છે, અને એના બંધ જાણે તૂટે છે. અધુરામાં પૂરું આપણે એ બંધ પર ઉભા હોઇએ છીએ અને હમણાં ઉભરાતાં પાણીના પૂરમાં આપણે તણાઇ જઈશું એમ લાગે છે. ત્યાં તો બંધ તૂટે છે, અને સાથે સાથે લઘુશંકા પણ થઇ જાય છે, અને જાગી જવાય છે. વળી રુધિરાભિસરણમાં જરા પણ અડચણ પડે તો ભયંકર સ્વપ્નાં આવે છે. લોકોમાં માન્યતા છે કે જો આપણો હાથ છાતી પર રહી ગયો હોય તો ખરાબ સ્વપ્નાં આવે છે. ઊંઘમાં આપણા શ્વાસોચ્છ્વાસ ઓછા હોય છે, અને તેથી લોહીમાં કારબોનિક એસિડ ગ્યાસ જરા વધારે પ્રમાણમાં હોય છે, તેથી રુધિરાભિસરણમાં ખલેલ થાય, અને છાતી પર દબાણ થાય, તો એવાં ખરાબ સ્વપ્નાં આવે છે. આ પણ આંતરિકપ્રત્યક્ષો છે.× નાનાં છોકરાંઓ બૂમ પાડી ઉઠે છે જ્યારે આપણે મનમાં ને મનમાં મુંઝાઇએ છીએ, અમળાઇએ છીએ, અને રડતાં રડતાં સ્વપ્નમાં કદાચ આંસુ પણ પડે છે. જો શરીર તદ્દન તંદુરસ્ત હોય, તો એમ પણ બને કે એવું સ્વપ્નું આવે જેથી એની મેળે દુઃખનું કારણ દૂર થઇ જાય. બે ઉભી ટેકરીઓ હોય, અને તેની વચ્ચે આપણે પડતા હોઇએ, અને નવાઇ એ કે એક ટેકરીને ઝાલવાનો પ્રયત્ન ન કરતાં બે ટેકરીઓની ટોચને ઝાલી વચ્ચે ટીંગાવાનો પ્રયત્ન આપણે કરીએ!! વળી રાત્રે સૂતાં જો કોઇ અંગ એવી રીતે દબાઇ ગયું હોય કે જેથી તેમાં લોહી બરોબર ન ફરી શકે અને અંગને ખાલી ચડી હોય તો એવું પણ સ્વપ્નું આવે કે આપણા અંગમાં કોઇ સીસું રેડે છે! અરેબીઅન નાઇટમાં એક રાજકુમારનું નીચેનું અરધું અંગ પેત્થરનું કરી નાંખ્યું હતું, તે જો કોઇને સ્વપ્નું આવે તો તેમાં નવાઇ નથી.

ઉપર જે જે સ્વપ્નાં આપવામાં આવ્યાં છે, તે બધાં જ ઘણુંખરું ટુંકાં છે. પરંતુ આથી પણ લાંબાં સ્વપ્નાંઓ હોય છે. પણ ક્યા સ્વપ્નને લાંબું કહેવું એ પ્રશ્ન થોડો વિચાર કરતાં કેટલો કઠિન છે તે સમજાશે. કારણ સ્વપ્નું પોતે આપણને ઘણું જ લાંબું લાગે, દિવસ બે દિવસ કે વર્ષો વહી ગએલાં લાગે, પણ આપણી જાગ્રદવસ્થાની કાલની ગણત્રી પ્રમાણે એક કે બે મિનિટ પણ ન થઇ હોય!! સ્વપ્નના દિક્ અને કાલનાં પરિમાણો આપણા જાગ્રદ્ અવસ્થાનાં જેટલાં જડ હોતાં નથી. ચિત્તશાસ્ત્રમાં આ દાખલો પ્રસિદ્ધ છે. એક માણસને સ્વપ્નું આવે છે કે ફ્રાન્સના રાજવિપ્લવ વખતે તે હાજર છે, અને કોરટમાં ગુન્હેગાર તરીકે ઉભેલો છે. સામે રોબીસ્પીઅર, મેરે વગેરે બધા છે. હું મારો બચાવ કરું છું, પરંતુ મને ગુન્હેગાર ઠરાવવામાં આવે છે, અને ફાંસીની સજા થાય છે. હું હવે ફાંસીને લાકડે ઉભો છું. પેલો જલ્લાદ મને એ પાટીઆ પર લઇ જાય છે, અને મારી ડોક પર એની તરવાર ઉતરે છે. ધડથી મારું માથું જુદું પડે છે, અને હું જાગી ઉઠું છું, તો મચ્છરદાનીનો ઉપરનો દાંડો જલ્લાદની તરવાર માફક જ મારા માથા પર પડ્યો હતો—અને આ બધું આપણાથી ન કળાય એટલી નાની ક્ષણમાં બની ગયું. એ દાંડો માથા પર પડ્યા પછી જ આ બધું સ્વપ્ન ક્ષણમાં ઉદ્ભવ પામ્યું.

તો આપણે સામાન્ય રીતે એમ કહી શકીએ કે સ્વપ્નો આપણા જાગ્રદ્ અવસ્થાના કાળના પરિમાણ પ્રમાણે ઘણો જ થોડો વખત લે છે. આની આ વાતને બીજી રીતે કહેવી હોય તો એમ કહી શકાય કે સ્વપ્નમાં પ્રતિકૃતિઓ કે અનુમાઓ ( Images ) બહુ જ ઝડપથી એક પછી એક આવે જાય છે. અને આ ઝડપને લઇને આપણી ચેતના જે સાધારણ રીતે જાગ્રત અવસ્થાના કાલના પરિમાણને ટેવાએલી હોય છે, તે એ જ કાલના કોષ્ટક વડે સ્વપ્નના કાલને પણ માપે છે,

---

× of Sympathetic Nerves ( organic pain).

અને એથી જાગ્રતિના કાલના એક ક્ષણમાં સ્વપ્નમાં વર્ષોનાં વર્ષો વહી ગયાં લાગે છે.*

સાધારણ રીતે દરેક સ્વપ્નમાં કંઇક ને કંઇક ઇન્દ્રિયપ્રત્યક્ષ તો હોય છે, તે આપણે જોયું. ત્યારે આપણે હવે જરા વધારે બારીકાઈથી જોઈએ કે સ્વપ્ન કેવી રીતે ઉદ્‌ભવે છે. એક બાજુ એક ઇન્દ્રિયપ્રત્યક્ષ છે, બીજી બાજુ સ્વપ્ન છે. સ્વપ્ન પણ જાગ્રદ્ અવસ્થાની માફક આપણી ચેતનાને માટે એક જાતની ઉપલબ્ધિ (perception) છે. ત્યારે જાગ્રદ્ અવસ્થામાં આપણે અર્થની, વિષયની કે વસ્તુની જે ઉપલબ્ધિ કરીએ છીએ, તે અને સ્વપ્નમાં જે અર્થની, વિષયની, કે વસ્તુની ઉપલબ્ધિ કરીએ છીએ એમાં સ્વપ્ન ખોટું શા માટે ? અથવા—આ સાચું કે તે ?

આ પ્રશ્નનો જવાબ આપવા માટે અર્થની ઉપલબ્ધિ કેવી રીતે થાય છે, તે આપણે જરા જોવું પડશે. અહીં સાધારણમાં સાધારણ દાખલો વાંચવાનો લઇશું. વાંચતી વખતે આપણા ચિત્તમાં શી શી ક્રિયાઓ થાય છે ? એક તો એ કે આપણું લક્ષ જેમ છાપેલ વસ્તુના અર્થ તરફ વધારે તેમ આપણે સારી રીતે વાંચી શકીએ છીએ. આપણે જુદા જુદા શબ્દો તરફ બિલકુલ લક્ષ આપતા નથી, પરંતુ આખાં વાક્યોનાં વાક્યો જ વાંચીએ છીએ. અક્ષરો તરફ તો બિલકુલ લક્ષ હોતું જ નથી, અને પ્રુફ વાંચવાનું કામ કેટલું કઠિન છે, તે આ ઉપરથી સમજાય છે, કારણ તેમાં વાચનના અર્થ ઉપરથી લક્ષને ઉઠાડી મૂકીને આપણે દરેક અક્ષર ઉપર વ્યક્તિગત લક્ષ આપવું પડે છે. વાચનમાં જ્યારે આપણે અર્થ તરફ લક્ષ આપતા હોઇએ છીએ, ત્યારે દરેક અક્ષરનાં કે શબ્દનાં ઇન્દ્રિયપ્રત્યક્ષો આપણી ચેતનામાં જે ઉડતી છાપ મૂકી જાય છે, તેમાં સ્મૃતિના ભંડોળ+માંથી આપણે ઘણું ઉમેરીએ છીએ, અને આ રીતે અર્થહીન ઇન્દ્રિયપ્રત્યક્ષો અર્થવાળાં થાય છે જો સ્મૃતિમાંથી કશું ઇન્દ્રિયપ્રત્યક્ષમાં ઉમેરવામાં ન આવે, તો એ પ્રત્યક્ષ અર્થહીન જ રહે. બાળક તદ્દન નાનું હોય છે, ત્યારે જે રીતે બધું જુએ છે, તેમાં આજુબાજુના પદાર્થોનો કશો અર્થ હોતો નથી. અને એમ જો કહેવું હોય તો કહી શકાય, કે બાળક જ્યારે બધું નીહાળતું હોય છે, ત્યારે એને વસ્તુઓનુ ખાસ જ્ઞાન મળતું નથી, પરંતુ એ પોતાનો સ્મૃતિભંડોળ એકઠો કરે છે. વર્તમાન ઇન્દ્રિયપ્રત્યક્ષથી સ્મૃતિભંડોળ એકઠો થાય તે જરા વિરોધ જેવું લાગે, પણ ખરી રીતે તે વિરોધાભાસ જ છે.

આટલે સુધી આવ્યા બાદ આપણે એક સ્વપ્ન લઇશું તો માલુમ પડશે કે સ્વપ્નમાં પણ એક ઇન્દ્રિયપ્રત્યક્ષ તથા સ્મૃતિભંડોળમાંથી કંઇ ઉપર તરી આવેલ વિશિષ્ટ સ્મૃતિ એમ બે બાજુઓ હોય છે. ધારો કે ઊંઘમાં આપણી આંખોએ કોઇ કાળું ધાબું દીઠું. તો તે શેતરંજી કે અખાડો, કે ચોક, કે ટેબલ એ ગમે તેની સ્મૃતિ સાથે બંધ બેસી જાય, અથવા તો પહેલાં ચોક હોય તેને વધારે જૂઓ એટલે ટેબલ થાય, અને પછી વળી શેતરંજી થઇ જાય. અથવા તો ટેબલ એ જ ચોક હોય, અને મનમાં મુંઝાવાય. એક વાર મને યાદ છે, કે સ્વપ્નમાં એક ઘોડામાંથી ઉંદરડી થઇ ગઇ, અને તેનું નામ પૂછ્યું ત્યારે કહ્યું કે જિજ્ઞાસા ! ! અને એ જ દિવસે મેં જિજ્ઞાસા શબ્દ જાણેલો !

જાગ્રત અવસ્થામાં ઇન્દ્રિયપ્રત્યક્ષ પરથી આપણે કાંપી કરવાનાં હોય છે, અને તેથી આપણી ચેતનાની સમાધિ, કે લક્ષ તીવ્ર અને એકાગ્ર હોય છે. આ સમાધિ ઇન્દ્રિયપ્રત્યક્ષ અને તેનો અર્થ—એટલે કે સ્મૃતિભંડોળમાંથી કઇ સ્મૃતિ ઉપર તરી આવી આની સાથે જોડાય—એનો નિર્ણય કરે છે. સમાધિ કે લક્ષ એ ચિત્ત અને એનો વિષય એ બે વચ્ચેનો સંબંધ છે. જાગતાં એ સંબંધ જે ઇન્દ્રિયપ્રત્યક્ષ હોય તેને બરોબર બંધબેસતો આવી રહે છે. આ સમાધિને કે લક્ષને આપણે ઇહા કે ઇચ્છાશક્તિ કહીએ તો પણ એકનું એક જ છે. આપણે જેટલી વાર જાગતા હોઇએ છીએ તેટલી વાર આપણી ઇચ્છાશક્તિ કામ કરતી હોય છે. પણ ઊંઘમાં આ ઇન્દ્રિયપ્રત્યક્ષ અને સ્મૃતિ—કે આ બેના મિલનથી ઉદ્‌ભવતો અર્થ—આ સંબંધ અસંબદ્ધ હોય છે. ગમે તે ઇન્દ્રિયપ્રત્યક્ષ ગમે તે વિશિષ્ટ સ્મૃતિમાં બંધબેસતું

* કાલના સ્વરૂપની આ ચર્ચા આગળ ચલાવીએ તો સાધારણ વાચકને કઠિન થઇ પડે એમ છે. પરંતુ અહીં એટલું જ ઉમેરીશું કે એક વ્યક્તિનો કાલ તે બીજી વ્યક્તિના અનુભવમાંના કાલના પરિમાણ કરતાં જુદો હોઇ શકે. અને ચિત્તશાસ્ત્રમાંનું આ સત્ય આધુનિક Principle of Relativity in Physics—એવું જ સાપેક્ષ છે એ સિદ્ધાન્ત ભૌતિક શાસ્ત્રમાં પણ માન્ય થયો છે.

+ સ્મૃતિભંડોળ એટલે Memory Fund કે Apperceptive Mass.

આવે. અર્થ એ ઇન્દ્રિયપ્રત્યક્ષ અને વિશિષ્ટ સ્મૃતિ એ બેનો સંબંધ છે. ચિત્ત અને તેના વિષયને જોડનાર સમાધિના ગુણથી આ અર્થ ઉદ્‌ભવે છે.* પરંતુ જ્યાં સમાધિ પોતે જ તીવ્ર કે એકાગ્ર ન હોય, બલ્કે ખૂંદી, ભોળાગ્ર, કે વિસ્ફારિત અવસ્થામાં અચેતન જેવી પડી હોય ત્યાં કશો અર્થ રહી શકે જ નહિ, અને સ્મૃતિભંડોળ અરાજકતાની રેલ ચલાવે છે. સ્મૃતિનો વેગ સૌથી બળવાન છે. સ્વપ્નમાં બાહ્ય વિષયો પર પરાવલંબન હોતું નથી, તેથી ઊંઘમાં ગમે તે પ્રત્યક્ષ ચેતનાના ક્ષેત્રમાં જરા ડોકીયું કરે કે તુરત સ્મૃતિ પોતાની મરજીમાં આવે તેવાં સ્વપ્નો રચે છે.

જ્યાં સમાધિ એકાગ્ર હોય ત્યાંથી સ્વપ્ન નાસે છે. લક્ષની તીવ્રતાથી આપણે વિશ્વનો અનુભવ કરી શકીએ છીએ. પણ ઘણી વાર એમ બને છે કે જાગતાં જાગતાં પણ આપણી સમાધિના બંધ એટલા તંગ હોતા નથી, આપણી ઈહા એટલી બળવાન હોતી નથી. પાણી ઉપર તેલનું ટીપું પહોળું થઇ તરે, એમ આપણું લક્ષ આજુબાજુની વસ્તુઓ કે બનાવો ઉપર વિસ્ફારિત રીતે પથરાએલું હોય છે, ત્યારે આપણને જે જે અનુભવો થયા હોય તે જ્યારે પાછા આપણે વધારે જાગતા થઇએ ત્યારે સ્વપ્નવત્ લાગે છે. જે રેલ્વેમાં માત્ર એક જ વાર મુસાફરી કરી હોય, તેનાં બધાં સ્ટેશનો, જે કોઇ માણસને એક જ વાર જોયું હોય અને સ્મૃતિ રહી ગઇ હોય,—આ બધું આપણને પાછળથી સ્વપ્નવત્ ભાસે છે. આપણું જીવન એવું છે કે નજીવી બાબતો અથવા તો આપણને ઉંડેથી હચમચાવી નાંખે તેવા બનાવો આપણે અર્ધનિદ્રિત જેવી સમાધિની વિસ્ફારિત અવસ્થામાં પસાર કરી જઇએ છીએ!

જાગ્રત અવસ્થામાં આપણે જેના પર બહુ લક્ષ ન આપ્યું હોય, જે વિષયો ચેતનાના ક્ષેત્રની અસ્પષ્ટ સીમા ઉપર રહ્યા હોય તેવી બાબતો સ્વપ્નમાં ઘણુંખરું ઉતરી આવે છે. ચેતનાના ક્ષેત્રની અસ્પષ્ટ સીમાઓ ઉપર—એમ આપણે કહ્યું. પરંતુ આ બાબતો ઉપરાંત જે વિષયોને જાણીજોઇને આપણે ચેતનામાં કશું સ્થાન આપ્યું ન હોય, જેને આપણે આપણી આંતર-ચેતના કે અર્ધચેતનામાં હડસેલી દીધા હોય તેવા વિષયો પણ સ્વપ્નમાં ઉગી નીકળે છે. અહીં આપણે યુરોપીય ચિત્તશાસ્ત્રમાંના ફ્રૅાઇડ અને તેના અનુયાયીઓના સિદ્ધાન્ત પાસે આવીએ છીએ. તેમનું એવું માનવું છે કે દરેક સ્વપ્ન આવી રીતે અર્ધચેતનામાં છુપાડેલી કોઇક ને કોઇક 'વાંતને બહાર લાવે' છે. આ સિદ્ધાન્ત કંઇ સાવ ખોટો નથી. કારણ જાગ્રત અવસ્થામાં જેમ સમાધિની વિસ્ફારિત કે તીવ્ર એવી જુદી ભૂમિકાઓ હોય છે, તેવી રીતે નિદ્રાની પણ જુદી જુદી ભૂમિકાઓ હોય છે. ગાઢ સ્વપ્નરહિત નિદ્રા, અને બપોરની આછકલી ઉંઘ એ બે સ્થિતિ વચ્ચે એક ભૂમિકા એવી હોઇ શકે, કે જ્યારે આપણા ચિત્તનો જેટલો ભાગ ચેતનાથી રોકાયલો હોય તેટલો ભાગ તદ્દન નિદ્રિત હોય, અને તેથી ચેતના તદ્દન નિદ્રાધીન છે એમ જોઇને અર્ધચેતનામાંની સારી ખોટી વાસનાઓ કે વિગતો, બનાવો કે અનુભવો બહાર આવીને આપણા ચિત્તના આંગણામાં ખેલે છે. આપણે પહેલા ભાગમાં જે જે સ્વપ્નાંઓ જોયાં તે બધાં નિદ્રાના આછાં નીરનાં માછલાં છે. પરંતુ આપણે નિદ્રામાં જેમ વધારે ઊંડે જઇએ તેમ જમીન લપસણી આવે છે, અને કંઇ પણ આપણું પોતાનું પરીક્ષણ કરવું અઘરૂં થઈ પડે છે. આવાં અર્ધચેતનામાંથી બહાર નીકળી આવેલ સ્વપ્નાંઓ પરથી કેટલાક માનસિક વ્યાધિઓ દૂર કરવાના પ્રયત્નો પણ સફળ થયા છે, પરંતુ તે વિષય આજનો ન હોવાથી કોઇ ભવિષ્યને વખતે આપણે તેને છેડીશું.

આ ઊંડાણનાં સ્વપ્નાંમાં અંગત તત્ત્વ વધારે હોય છે. અર્ધચેતનાનાં મૂળ સુધી જતાં હોવાથી તે કોઈ વાર કલાત્મક સર્જનશક્તિની સાથે પણ અથડાઇ પડે છે. ઘણી વાર એમ કહેવામાં આવે છે, કે કવિ પોતે ખાસ કંઇ હેતુપૂર્વક કશું સર્જવા બેસતો નથી; પરંતુ ચેતના પાછળ રહેલ કોઇ અતુલ ભાવપ્રવાહના બલને લઇને તે માત્ર સર્જનના એક સાધનરૂપ થઇ રહે છે. પણ આથી એમ માનવાનું નથી કે કવિ પોતે તદ્દન અચેતન છે, કે કશું કરતો જ નથી. ખરી વાત એ છે કે જીવતી જાગતી ચેતનાથી આપણે કશું પણ કરી શકીએ તેનાથી વધારે કવિ કરી બતાવે છે, અને તેથી જ આપણે એમ માનીએ છીએ કે એ કોઇ અજબ પ્રતિભાનાં કિરણને આધીન થઇને કામ કરે છે. કલાની કૃતિઓનું ઐક્ય તથા સૌંદર્ય આપણી સર્વસાધારણ

* જો જાગ્રત અવસ્થામાં આવી સમાધિ ન હોય, તો તે પ્રેક્ષામાં પરિણમે. પ્રેક્ષા અને સ્વપ્નનાં મૂળ પાસે પાસે છે એ જોઈ શકાશે.

ચેતનાથી ઊંડે રહેલ અર્ધચેતનાના ઊંડાણમાંથી ઉપર તરી આવે છે, અને એવે વખતે ચેતનાનું કાર્ય એટલું જ હોય છે કે ઊંડેથી તરી આવતી કલાની કૃતિના પ્રસવ વચ્ચે કશી આડખીલી ન નાંખવી. આ રીતે જોતાં આપણે જોઇ શકીશું કે ચેતના જ્યારે તદ્દન નિદ્રિત અવસ્થામાં હોય, ત્યારે અર્ધચેતના પોતાનું કામ પૂર્ણ રીતે કરી શકે, અને એમ પણ બને કે સ્વપ્નમાં એ કૃતિ કંઇક અંશે આલેખાએલી માલુમ પડે. તારતીની નામનો ઇટાલીઅન સંગીતશાસ્ત્રી હતો, તેને વિશે એવું કહેવાય છે કે અમુક જાતની સૂરોની મિલાવટ માટે—અમુક જાતના સોનેટ માટે તે ઘણુંઘણું મથ્યો, પણ ફિડલમાંથી સાચા સૂર જ ન નીકળ્યા. પછી એ થાકીને ઊંઘી ગયો, ત્યારે એને સ્વપ્નું આવ્યું. તેમાં ખુદ સેતાને આવીને એનું વાયોલિન પકડયું અને એના પર પેલા સૂર કાઢવા માંડયા. તારતીનીએ જાગીને બધું મોઢે કર્યું, અને આ રીતે એક ગીત ઉતરી આવ્યું. બીજો દાખલો આંગ્લકવિ કોલરિજનો છે. એણે સ્વપ્નમાં એક વાર એક કવિતા વાંચી અને જાગીને જેટલું સાંભરતું હતું તેટલું તેણે લખી નાંખ્યું. એ કવિતા તે કુબ્લાંખાનની. એક વાર આ બે લીટીઓ સ્વપ્નમાં મેં વાંચેલી. મને યાદ છે:

> The everlasting Pride
> I have taken as my Bride.

આથી કંઇ તારતીની કે કોલરિજ સાથે હું મારી જાતને મૂકવા માગું છું એમ કોઇ નહિ સમજી નાંખે, પણ ઘણી વાર બને છે કે આખાં ભાષણો કે આખાં ન્યૂસપેપરો આપણી આગળ સ્વપ્નમાં ખડાં થાય છે, અને સાધારણ રીતે આપણે જેવું ભાષણ પ્રયત્ન છતાં ન કરી શકીએ તેવું તેમાં આપણે વાંચ્યું છે, એવી લાગણી આપણા મનમાં રહી જાય છે. આવાં સ્વપ્નાંઓ વિશે કશો પણ સિદ્ધાન્ત બાંધી દેવો એ જરા જોખમભરેલી વાત છે. આપણે માત્ર એટલું જ કહી શકીએ કે આવે વખતે સ્વપ્નમાં થોડુંક આપણે જોયું હોય છતાં પણ તેને યાદ લાવતાં કવિ પોતે તેને ફરીથી ઘડતો નથી એમ નહિ કહી શકાય. સાધારણ રીતે એટલું કહી શકાય કે સ્વપ્નમાં સ્પષ્ટ કે અર્ધસ્પષ્ટ સૂચન થયું હોય, અને તેની અસર નીચે કવિ પોતે આખી કૃતિ ઘડી કાઢે એમ પણ બને.

ઉપર આપણે આંતરપ્રત્યક્ષ પર રચાએલાં સ્વપ્ન વિશે થોડું કહી ગયા. આપણને ઘણી વાર કહેવામાં આવે છે કે કોઇ કોઇને પોતે માંદું પડવાનું હોય, ત્યાર પહેલાં માંદગીનાં સ્વપ્નાં આવે છે. એક વાર એકને સ્વપ્નું આવ્યું કે એ સૂતાં હતાં, ત્યારે જાણે કોઇએ પગમાં ઊંડે ખીલી ભોંકી દીધી. ઉઠયા પછી એ બાઇનો પગ દુઃખવા માંડયો, અને સાચેસાચ પાની પાકી. જેને ગળાનું દર્દ (laryngitis) થવાનું હોય તેને ઘણી વાર ગળામાં કંઇ થતું હોય તેવા સ્વપ્નાં આવે છે. આપણે જાગતા હોઇએ ત્યારે તો આપણી ચેતના બહારના વ્યવસાયોમાં ગુંથાએલી રહે છે, પણ ઊંઘમાં આપણે આપણામાં સંકેલાઈ જઇએ છીએ, અને બાહ્ય વિષયના અભાવે જે નહિ જેવું દુઃખ આપણને પહેલવહેલાં થતું હોય તેના તરફ આપણું લક્ષ ખેંચાય છે, અને એ આંતરપ્રત્યક્ષ પર સ્વપ્નું રચાય છે. આટલે સુધી તો વાત સમજી શકાય તેમ છે. પરંતુ આથી દૂર જઇ જ્યારે એમ કહેવામાં આવે કે કોઈ બીજું માણસ માંદું પડશે એ વિશે પોતાને સ્વપ્નું આવ્યું છે, અને તે ખરૂં પડયું છે, અથવા તો અમુક જગ્યાએથી દેવની મૂર્તિ નીકળશે એમ સ્વપ્નું આવ્યું છે, અને તે ખરૂં પડયું છે—ત્યારે આપણને સંદેહ પડયા વિના નથી રહેતો કે શું સાચેસાચ સ્વપ્નું આવેલ? બીજા લોકો માંદા પડે છે એવાં સ્વપ્નાં આપણને ઘણી વાર આવે, પણ પછી જો તેઓ માંદા પડે તો આપણે આપણા સ્વપ્નને ભવિષ્યવાણી જેટલું મહત્ત્વ આપીએ છીએ, અને જ્યારે જ્યારે બીજાંઓ માંદા ન પડયાં હોય તેટલાં સ્વપ્નાંઓ ભૂલી જઇએ છીએ. પણ દેવોની મૂર્તિ વિશે સ્વપ્નાં આવે અથવા કંઇ ચોરાએલ વસ્તુ કયાં છે તેની સ્વપ્નમાં ખબર પડે—આવી જગ્યાએ આપણે પૂરેપૂરૂં પૃથક્કરણ કરીએ તો કદાચ એમ માલુમ પડી આવશે કે મૂર્તિ અથવા ચોરાએલ ચીજના જડયા પછી જ આપણને સ્વપ્નું આવ્યું હતું એવું ભાન થાય છે. વસ્તુતઃ આપણામાં એવી શ્રદ્ધા હોય છે, કે જે જગ્યાએથી વસ્તુ મળી આવે તેની આપણને પહેલેથી જ ખબર હતી! બધા બનાવો બની ગયા બાદ—એ આમ આમ બન્યા એમાં કાંઇ જ આશ્ચર્ય કે નવાઇનું તત્ત્વ રહેલું હોય એમ લાગતું નથી. જે બાબત મૂળથી કઠિન લાગે પરંતુ ભવિષ્યને લગતાં સ્વપ્નાંઓને આમાં ઉતારી પાડવાનો કશો પ્રયત્ન નથી, પરંતુ શુદ્ધ ચિત્તશાસ્ત્રની દૃષ્ટિએ આપણે

નુકશાન કોઇને નથી. આપણે એકલાં રહીએ તેના કરતાં વિશ્નુભાઇ ભેગા રહે અને તેમનું ખરચ આપે, તો આપણને પણ ભારે ન પડે. માટે, જુઓ, હવે બીજો વિચાર કરવાનો જ નથી. હું તૈયાર થઇશ."

થયું. શારદાની દલીલ વ્યાજબી લાગી! ખરેખર, શારદા ચંચળ અને વ્યવહારકુશળ ખરી! કે પછી, તેને મુંબાઈ લઇ જવી નહોતી તેમ તે માને તેવી પણ નહોતી, એટલે, આ રીતે મન વાળ્યું?

( ૨. )

આ ગોઠવણ પ્રમાણે ૬ મહિના થયાં ભી. અને મીસીસ ઇશ્વરલાલ તેમના સાળા, વિશ્નુપ્રસાદ સાથે, મુંબાઇ મુકામે ગૃહસ્થાશ્રમ માંડીને રહ્યા છે. ઇશ્વરલાલને એક જાપાનીઝ આગબોટ કંપનીમાં રૂ. ૧૦૦ના પગારથી નોકરી મળી હતી. ત્યાં તે સવારના ૧૦ા વાગે જતો અને ૪ાા વાગે છૂટો થઇ જતો, કેમ કે તે પછી 'લૉ-ક્લાસ' માં જવાનું હતું એટલે શેઠે મહેરબાની દાખલ વ્હેલા છોડવાનું કબુલ કર્યું હતું. સવારના, જો મળશે તો એકાદ 'ટ્યુશન' રાખીશું, એમ પહેલાં તો ધાર્યું હતું, પણ તેમની બધી ઇચ્છાઓ ભેગી આ ઇચ્છાએ પણ પાર પડી નહોતી. તો પણ આનંદ હજુ સુધી આ ઘરને મુકીને ગયો નથી, જો કે અસંતોષ તથા નિરાશાએ સ્હેજ સ્હેજ ઇશ્વરલાલને ઘેરવા માંડયો છે. અસંતોષ દૂર કરવા વિશ્નુપ્રસાદ કોઇ કોઇ દહાડો શેરબજારમાં સોદો કરવાની સલાહ આપતો, અને તેમાં શારદાનો ટેકો હતો!

"જોને યાર ઇશ્વર, કાલે માત્ર એક દહાડામાં—અરે ફક્ત ચાર જ કલાકમાં રૂ. ૧૦૦ પાડયા! મેં તો માત્ર પાંચ જ બોમ્બે ડાઇંગના લીધા હતા. પેલા ચીમને મને કહ્યું કે એની સારી પીક છે, હમણાં; મેં કહ્યું: લે ત્યારે પાંચ. આ એક વાગે પાંચ લેવાઇને આવ્યા, અને બંધ બજારે ઠોકી માર્યા. આપણે વધારે વાર રહેવા જ દેતા નથી. એ જોખમ કોણ ખેડે? ને સાલી ચિંતા થાય તે તો જુદી. આપણને તો ઠીક મળી રહે છે, અને દાલેથે રૂ. ૧૦૦ મળ્યા. તું મુંછો જેવો નકામો વિચાર કર, કર કરે છે, તારા ૧૦ ટયુશન જેટલું આપણે બે ભેગા મળીને ૧ મહિનામાં ઉભું કરીએ. અને તેયે સાલી દશી બી મગજમારી વિના. અને સાલી મગજમારી તે કયાં સુધી? આપણી પોતાની કરી રહ્યા, હવે બીજાની કરો. સાલું જીવીને ખાવું છે કે મરીને?"

"હા ત્યારે, વિશ્નુભાઈ શું ખોટું કહે છે? એમને અહીં આવ્યે ૧૨ મહિના હજુ હવે થશે; તેટલામાં તો એમની 'ચોપડી'માં રૂ. ૭૦૦નો આંકડો થાય છે, અને વળી ૨૦૦૦નો વીમો તો જુદો. તેમાંએ ૨૦૦-૨૫૦ તો અત્યાર સુધીમાં ભરી દીધા છે—(શારદાએ, અજાણતાં જ અતિશયોક્તિ વાપરી)—ખરૂંને, વિશ્નુભાઇ? અને તમારી કને તો મહિનો પૂરો થતાં પહેલાં વેંત ખુટતું ને ખુટતું."

શારદાનું કહેવું—વિશ્નુના વિષે—ખરૂં હતું. તેને રૂ. ૭૫નો પગાર મળતો હતો, તે તો તેનાં અંગત ખર્ચ—ખાવામાં, ઘરના ભાડામાં, ઇત્યાદિ—માં જતો. પણ મહિને દહાડે ૭૫-૧૦૦ બીજા કૂટી કહાડતો હતો. હજુ સુધી સાહસ કર્યું નહોતું અને બહુ "ભજીઆં" ખાવાની દાનત ન હતી, એટલે ચાર ભાંગ્યે જ ખાધો હોય. સાવચેતીથી, બજારનો રંગ જોઇને, બે જણની સલાહ લઇને જ, વેપાર કરતો હતો, એટલે ઠીક રળ્યો હતો. અને તેથી જ તે બનેવીને પણ તેમ કરવાની સલાહ આપી રહ્યો હતો; પણ તેમાં એનો હેતુ શુદ્ધ હતો. કોઇ પણ રીતે ઇશ્વરલાલને ફસાવવો કે રોવડાવવો એવી તેની ઇચ્છા તો શું, પણ સ્વપ્નેયે ખ્યાલ નહોતો. ઉલટું ઇશ્વરલાલના ઉપકાર હેઠળ પોતે હતો, અને તેની જ ભલામણથી પોતે બે પૈસા પેદા કરતો થયો હતો, એટલે તેને પણ થોડું રળાવવું એટલી જ ઇચ્છા તેને હતી. અને ઇશ્વરલાલ પણ જાણતો હતો કે વિશ્નુ પોતાની ખાતર જ, નિસ્વાર્થપણે જ સલાહ આપે છે.

પણ તેનું મૂળથી જ પોચું મન પાછું હઠતું હતું. એલ. એલ. બી.નો અભ્યાસ કરવો કે નહિ, મુંબાઇ રહીને નોકરી લેવી કે નહિ એવી એવી નજીવી બાબતો પર જેણે ચાર-ચાર જણની સલાહ પુછી, તેને આમ એકદમ આવું સાહસ ખેડવાનું કહેવામાં આવે તે શી રીતે બને? તેમજ શારદા અને વિશ્નુને સામો જવાબ —દલીલ પણ આપી શકતો નહિ. વિશ્નુપ્રસાદ અને ઇશ્વરલાલના સ્વભાવમાં આસમાનજમીનનો ફેર હતો. એક, સંજોગો ફાવતા ન હોય તેને પણ ફાવતા કરી દેતો: જ્યારે બીજો, સંજોગો ફાવતા હોય કે ન હોય, પણ, હાથ સરખોએ ઉંચો કર્યા વગર સંજોગોથી ધસડાતો હતો. અત્યાર સુધી

ઇશ્વરલાલને, પોતાની ચતુરાઇ અને હુંશિયારીથી, સ્વતંત્ર કાર્ય કરવાનું નહોતું આવ્યું, એટલે બધું ઢંકાઇ રહ્યું હતું. પણ આ પહેલો જ પ્રસંગ હતો જેમાં પોતાની બુદ્ધિ, પોતાની જ ચાલાકી વાપરવાની હતી. અને તેમાં તેણે કેવો છબરડો વાળ્યો તે આપણે જોઇશું. શારદાને પણ તેનાથી નરમ ઠપકો પણ આપી શકાતો નહિ જો કે ઠપકો આપવાનું ઘણી વાર કરતો હતો. શારદાને ઠપકો ? શાને વાસ્તે ? તે આપણે એમની મુંબાઇની જીંદગીના એક દિવસ ઉપરથી જોઇએ.

( ૩ )

રવિવાર એટલે મુંબઇગરાઓને ઘેર લગન હોય તેટલો આનંદ ! સવારે સ્વાદિષ્ટ ભોજન; બપોરે સગાંવ્હાલાં, ભાઇબધદોસ્તદાર, બેનપણીઓ, સહિપણીઓના ભેગાં મળીને ટેલટપ્પા, અને ચ્હાપાણી; અને પછી સાંજના પહોરના, નાટક, સીનેમા કે ચોપાટીઃ એમ એ દિવસ આખોએ—કોઇ નિર્દોષ તો કોઈ ખોટા—આનંદમાં એ લોકો કાઢે છે. આપણી શારદા, અમદાવાદમાં ઢાંકી હતી, તે મુંબઇ આવીને ઉઘાડી શોખીન થઇઃ પૂરેપૂરી મુંબઇગરણ બની. અમદાવાદમાં જે શોખ ને જે લ્હેરને અવકાશ કે શક્તિ નહોતાં, તેને મુંબાઇ આવ્યા પછી બન્ને મળ્યાં. મુંબાઇ—તદ્દન મોહમયી—એ શારદાનું માથું ભમાવી નાખ્યું. આજે રવિવાર હતો એટલે એને ઘેર પણ ટાણા જેટલો આનંદ હતો.

સવારમાં ઉઠી દાતણ કરી—દાંતે મંજન ઘસી—ને શારદાએ નાહી લીધું, ત્યાં સુધી તો ત્રણે જણ—ભાઇ, બેન અને બનેવી—વચ્ચે કાંઇ ખાસ વાતચીત થઇ નહિ. નાહી પરવારીને ચ્હા પી લીધા પછી જ,

"જુઓ, તમે ને વિશ્નુભાઈ, ગોવિંદજીને ત્યાંથી" રવિવારનો ખાસ પ્રોગ્રામ શારદાગૌરી તરફથી બહાર પડયો, "હલવો લઇ આવો, એટલી વાર હું જરા નિર્મળ બેનને મળી આવું. કાલે એ ખાસ મળવા જ આવ્યાં હતાં, પણ આપણે સીનેમા જોવા ગયા'તા એટલે મળી ન શકાયું. ખાસ કામ વગર નિર્મળ બેન આવે જ નહિ એટલે મારે જવું જોઇશે. અને મેં'કું જે આજ રવિવાર છે એટલે રાંધવાનીયે ઉતાવળ નથી, એટલે લાવ અત્યારમાં જ જઇ આવું."

ઓરડીમાં બે સામસામે નાખેલી આરામ ખુરશી પર સાળો બનેવી પડયા પડયા, તે જ દિવસનું "ગુજરાતી" વાંચતા હતા, અને ગૃહિણીના હુકમો સાંભળતા હતા. શારદા વાળ હોળતી હતી, તેણે ચાટલામાં જોઈ રહીને જ ચાલુ રાખ્યું:

"તમારા આવતા પહેલાં તો હું આવતી રહીશ." કોઇએ જવાબ આપ્યો નહિ. સાળો બનેવી છાપું વાંચે જ ગયા. ચોટલો વળાઇ રહ્યો અને ભીંતે લટકાવેલા ચાટલા આગળથી ખસતાં ચ્હાના પીવાઇ રહેલા એક પ્યાલાને શારદાની ઠોકર વાગી.

બન્ને દોસ્તોએ પોતાના હાથમાંના છાપામાંથી અવાજની દિશા તરફ માત્ર જોયું.

"મુઇ હું !" શારદાગૌરીથી બોલી જવાયું "શુકન કર્યા, સવારના પહોરમાં જ. પ્યાલો ફોડયો. લ્યો, વિશ્નુભાઇ ત્રણથી ચોથો પ્યાલો વસાવ્યો નથી, તે હવે શું કરશો ? આવો ત્યારે બજારમાંથી લેતા આવજો."

છેલ્લાની પહેલાનું વાક્ય, ઇશ્વરલાલ ઉપર કટાક્ષ જ હતું. કોણ જાણે શાથી, પણ આ જ આ કુટુંબમાં એકલી શારદા જ બોલતી હતી. "લાવ હવે પ્યાલા તો વિછળી નાંખું. તપેલી તો આવીને અથવા ખાધાના વાસણ ભેગી મંજાશે."

પ્યાલા વિછળી રહ્યા પછી, પેટી ઉઘાડી, માંહેથી બ્હાર જવાનું લુગડું કાઢવા માંડયું. પણ તેમ કરતાં કરતાંએ ભાષણ તો ચાલુ જ હતું, કેમ કે હજુ તો "પ્રોગ્રામ" પોણા ભાગનો અધુરો હતો.

"કેમ, જવું નથી તમારે ?"

"જઇએ છીએ." વિશ્નુએ જવાબ આપ્યો. ઇશ્વરલાલે છાપામાંથી જોયું પણ નહિ.

"ત્યારે થાઓને તૈયાર. હું તો આ ચાલી." લુગડું પ્હેરાઈ રહ્યું. 'બ્લાઉઝ' પણ પ્હેરાઇ ગયો. તેને તૈયાર થએલી જોઇને પહેલો વિશ્નુ ઉઠયો, અને કપડાં પ્હેરવા માંડયાં. કોણ જાણે શા કારણથી વિશ્નુએ આજ જરા ઉદાસ તો નહિ, પણ વિચારમાં પડી ગએલા જેવો લાગતો હતો, અને મોટે ભાગે ચુપ જ રહેતો હતો. ઇશ્વરલાલે, છાપાનાં છૂટાં પાનાં ભેગાં કરી ટેબલ પર મુકયું, અને ઉભો થયો. બન્ને જણ કપડાં પ્હેરી બ્હાર ગયા.

ખાતી વખતે, વિશ્નુપ્રસાદની ચુપકીદીનું કારણ જણાયું.

"ઇશ્વર !" થોડું ખાવાનું આગળ ચાલ્યા પછી, તે બોલ્યો.

"એક વાત હું તને કયારનો કહેવા માગતો હતો." શારદા ધ્યાનથી—રસથી સાંભળવા લાગી.

શારદા ક્યાં? અને......શું મને ફોસલાવે છે? ખોટું વ્હાલ દેખાડી મારી પાસેથી પૈસા કઢાવવા માગે છે? એમ એક પળ સુધી ઇશ્વરલાલના મગજમાં વિચાર આવ્યો. તેણે શારદાના બન્ને હાથ પોતાની આંખ ઉપરથી જોરથી ખસેડી લીધા, અને જોયું તો જુદી જ—ખરે બીજી જ શારદા જોઈ. પતિપત્નીના હાથ ભેગા—જોડાયલા—જ રહ્યા, પેલો વિચાર—ફોસલામણીનો—તો અદશ્ય થઇ ગયો. ઇશ્વરલાલે શારદાને પાછળ ઉભી હતી ત્યાંથી, હાથ એની એ સ્થિતિમાં રાખીને, ખેંચીને આગળ આણી; પોતાની જમણી તરફ નીચે ખુરશીની જોડે બેસાડી. શારદાની આંખમાં કાંઇ અજબ જ તેજ—પતિ-પ્રેમનો જોશ—ઝળકી રહ્યું હતું. શારદા ઇશ્વરલાલને ચ્હાતી નહિ એમ નહિ; ત્યારે આમ શા માટે તેને પજવતી? અજ્ઞાનતાથી, અજાણતાં જ. ઘરની, નાનપણની કેળવણીને લીધે જ. એનું હૃદય નિષ્ઠુર ન હતું, એટલે જ અત્યારે ઇશ્વરલાલે કહેલી ખરેખરી હકીકત એના સમજવામાં આવી હતી. પોતાને સારૂ પતિ કેટલું વેઠતો હતો? પોતાનું જ કહ્યું માનીને, લોકલાજને ન ગણીને પોતાને મુંબાઇ લાવ્યો હતો. આજ દીન સુધી મુંબાઇમાં પોતાના બધા શોખ પૂરા પાડયા હતા. "મારો પતિ," એવું અભિમાન, તેના હૃદયમાં સ્હેજ જ, એ વસ્તુ-સ્થિતિ સમજતાંની સાથે થયું. અને તેની સાથે જ, ઉપર પ્રમાણે નિર્દોષ ચેષ્ટા પ્રેમના આવેશમાં ને આવેશમાં કરી નાંખી!

આ પ્રમાણે પતિપત્નીએ લાંબો વખત વાતો કરી. વર્તમાનની બધી ચિંતાઓ ભૂલી, ભૂતકાળ ઉપર પડધાંઃ હૃદયના ઉભરા બન્નેએ ખાલી કર્યા. "તે દિવસો" નાં સંભારણાં જાગ્રત કર્યાં. ભવિષ્યની આશાઓ પણ જોવાઇ, અને વર્તમાનનું કામ તો, ફક્ત "મધુ-બંસરી" નો ખેલ જોઇને આજનો સુખી દિવસ ગાળવો એમ નક્કી કર્યું, એટલું જ.

(૪)

એક મહિનો, આ આશાવંત, નાનકડા, બિન-અનુભવી કુટુંબનું ગાડું આ પ્રમાણે ચાલ્યું. જે રવિવારે ઉપર આટલા બનાવો બન્યા, તે પછીના શનિવારે, વિશ્નુપ્રસાદ પેસી કંપનીના શેરો ખપાવવાને સારૂ અમદાવાદ જવા નીકળ્યો. નીકળતાં પહેલાં, બનેવીને બધા દલીલથી વાકેફ કર્યો હતો અને શું શું કરવું તેની સૂચના પણ આપી દીધી. પોતાને અમદાવાદ ૧ મહિનો ઓછામાં ઓછો થશે, કદાચ વધારેએ થાય. માટે પોતાની ગેરહાજરીમાં કેવી રીતે પોતાના ૧૦૦ શેર વેચવા તેની પણ માહિતી આપી દીધી.

શારદામાંયે કામચલાઉ સુધારો થયો હતો. એક અઠવાડીઉં સીનેમા જોવા ન ગયાં. પણ તે શનિવારે ૫ વાગ્યા પછી ગમ્યું જ નહિ અને સાંઝે શું કરવું એ પણ સુઝયું નહિ. એટલે એ તો પાછું શરૂ થયું હતું. "એમાં તો બહુ ખરચ નથી થતું, અને હવે સાબુનો ખરચ તો ઓછો કર્યો જ છે ને! ધોબીનેયે પણ મેં ૧૫-૨૦ દિવસે આવવાનું કહ્યું છે. બીજામાં પણ કાપકુપ કરીશું." એમ કહીને સંતોષ માન્યો. ઘરકામથી પરવારીને એકાદ અંગ્રેજી પુસ્તક લઇને બેસતી, અને ઇશ્વરલાલનો શારદા ઉપરનો પ્રેમ હતો તેવો પાછો થઇ ગયો.

"શારદા" એક દહાડો પાંચ વાગે ઓફિસેથી બારોબાર ઘેર આવતાં વેંત જ ઇશ્વરલાલે કહ્યું. "આજે પેલા ૧૦૦ શેરમાંથી ૨૦ વેચ્યા."

"તેમાં 'લો-કલાસ' માં નથી ગયા, ખરૂં ને?" શારદા, અંદરથી તો હરખાઇ ગઈ હતી, પણ મશ્કરીના રૂપમાં બોલી.

"હા." ઇશ્વરલાલનો પણ હરખ આજ માતો ન હતો. તેથી તેણે મશ્કરીને ગણકારી નહિ. વિશ્નુપ્રસાદનું કહેવું આજે જ તેણે ખરા દિલથી સાચું માન્યું. "રૂપીઆ પરમ દિવસે આવશે. બાકીના ૮૦, થોડા કાલે, થોડા પરમ દિવસે, એમ વેચાશે. લોક તો શું ઉલટયું છે! એજન્ટ તો ૨૫ પ્રીમીયમથી આપે છે. પણ બજારમાં લોક ૫૦ ને ૬૦ પ્રીમીયમથી લેવા તૈયાર છેઃ અરે અત્યારે જ, બજાર બંધ થયું, તે વખતે ૫૦ પ્રીમીયમથી સોદા પડયા. આપણે તો ઉઘડતા બજારે વેચ્યા, એટલે શેરે ૨૫ જ મળ્યા હશે, કાલે જરા વિચાર કરીને બજારનો તાલ જોઇને જ વેચાવીશ."

"ત્યારે કાલે ના વેચશો. ૧૦૦ પ્રીમીયમ થવા દો. મારૂં ધ્યાન તો તેછ બેસે છે, વિશ્નુભાઈ ન્હોતા કે'તા? —હા, ઠીક સાંભર્યું. વિશ્નુભાઇને કાગળ લખો કે ૨૦ વેચ્યા છે. પણ તમે કાલે તો ન જ વેચશો. પરમ દિવસે ૧૦૦ પ્રીમીયમ થાય તો જ કાઢજો. અને તે ગે ૨૫ જ. બીજા વગી જોઇ લઇશું."

શારદા [illegible]ની ધાતમેલ, યુક્તિપ્રયુક્તિઓ

અરે ત્યાંની ભાષા પણ, ભાઈની જોડે નિત્ય થતી વાતચીત ઉપરથી જ શીખી હતી.

"તું બડી લોભી છે હોં, શારદા !" ઈશ્વરલાલે પણ લાગ મળ્યે શારદાની મશ્કરી કરી. "પણ, કાલે તો, ૧૦-૧૫ વેચીશ. કદાચ બજાર બેસી જાય તો?"

"તમે તો દૂધમાંથીયે પોરા વીણો એવા છો ! જોઓ." શારદા કાંઈ જાય તેવી ન હતી.

પણ ઈશ્વરલાલ એવો આજ નથી રહ્યો. શારદાને પોતે લોભી કહી હતી, પણ આવતી કાલથી શેર બજારમાં હાજર રહેવાય તેને માટે, ૬ દિવસની રજા લીધી હતી !

બીજે દિવસે ઈશ્વરલાલ બજારમાં છેક બંધ થતી વખતે, માત્ર ભાવ જાણવાની ખાતર જ ગયો; કારણ કે તે દિવસે વેચવાની ઈચ્છા હતી નહિ. પણ બજારમાં કાંઈ ઓર જ બાજી ચાલી રહી હતી. "બ્લીચીંગ"ના શેરમાં ઉઘડતાં ખૂબ ઉછાળો આવીને અત્યારે મંદી લાગતી હતી. વિશ્નુપ્રસાદના દલાલ, અને "બ્લીચીંગ"ના એજન્ટને મળતાં, તેણે દીલાસો આપ્યો કે મુંબાઈના બજારમાં એવી વધઘટ તો રોજની હોય છે, માટે બ્હીવા જેવું કાંઈ નથી. એકંદરે ધ્યાન તેજી છે, પણ મંદી આવવાનું ખરૂં કારણ, કે જે બજારમાં ગપગોળાના રૂપમાં જ આવ્યું હતું તે તેણે ના કહ્યું. બજાર આજે શરૂ થયાને એકાદ કલાક થયો હશે તેટલામાં કોઈએ વાત ઉરાડી કે 'પ્હેલા 'કૉલ'ના પૈસા હમણાં જ લેવાના છે, અને જોઈ લ્યો પછી બજારની બ્હાર ! બિચારો ઈશ્વરલાલ આવ્યો ત્યાં બજાર ઉતરતો જતો હતો. એને આવા ગભરાટના વખતનો અનુભવ નહિ: અને ખુદ એજન્ટ તરફથી જ દિલાસો મળ્યો એટલે વીલે મોઢે ઘેર આવ્યો. ત્યાં પણ બધી હકીકત સાંભળીને શારદાએ પણ દલાલના જેવો જ મત આપ્યો. એટલે ઈશ્વરલાલને કાંઈક હિમ્મત આવી.

ત્રીજે દિવસે ભાવમાં કાંઈ જ સુધારો થયો નહિ: પેલો ગપગોળો મજબુત સ્વરૂપ પકડતો ગયો, એટલે વેચાણ પણ બહુ જ ઓછું થવા માંડ્યું. એકંદર બીજા દિવસ કરતાં ત્રીજે દિવસે ૧૫-૨૦ ટકા ભાવ નીચે ગયા, તેથી શારદાની સલાહ લેવી ઠીક ધારીને ઘેર જ એમને એમ આવ્યો. શારદાએ સલાહ આપી કે નથી વેચવા: "આપણે વિશ્નુભાઈને તાર કરીને પૂછાવી જોઈએ: આવતી કાલે રવિવાર છે, એટલે કશી હરકત નહિ આવે."

તારના જવાબમાં વિશ્નુપ્રસાદ પોતે જ આવીને ઉભો રહ્યો.

"પણ તેં બીજે દિવસે ઉઘડતે બજારે વેચ્યા કેમ નહિ ?" કોણ જાણે દસમી વખત એનો એ સવાલ વિશ્નુપ્રસાદે પૂછ્યો. "શારદા તો મૂરખી છે, એ શું સમજે ? તેં એની સલાહ શું જોઈને લીધી ? હું તને સાફ, સાફ કહીને તો ગયો'તો કે જેમ બને તેમ જલદી કાઢી નાંખજે. મુંબાઈના બજારથી હું અજાણ્યો હોઉં ત્યારે ને ? અને વળી ચંદુલાલ (વિશ્નુનો દલાલ, અને 'બ્લીચીંગ" નો એજન્ટ) ના સામેવાળીઆ મજબૂત છે, એટલે મને તો ખાત્રી જ હતી કે આવું જ થશે, તેથી જ મેં તને પહેલે દહાડે બધાએ વેચી મારવાનું કહ્યુંતું. ન્હોતું કહ્યું ? બોલ. પણ ઈશ્વર, લે, તું તો—શું કહું હવે તને—એવો ને એવો જ રહ્યો."

"પણ હું શું કરૂં એમાં ?" જેટલી વાર વિશ્નુપ્રસાદ પેલો સવાલ કરતો તેટલી વાર ઈશ્વરલાલ પણ આનો આ જ જવાબ આપતો.

"કેમ તું શું કરે ? અને કરવાનું શું હતું એમાં ? મેં તને ચોખ્ખું કહ્યું હતું કે આપણે વધારે નફો ખાવો નથી, માટે જેટલા મળે છે તેટલા—એટલે ૨૫ પ્રીમીયમના જ—લઈને કાઢી નાંખજે."

"પણ મારાથી કઢાય તેટલા કાઢ્યા." ઈશ્વરલાલનો અત્યારનો અવાજ, જે વખતે 'કઢાય તેટલા કાઢી'ને ઘેર આવીને શારદાને સમાચાર કહ્યા હતા, તે વખતે જે અવાજ હતો તેની જોડે સરખાવવા જેવો હતો !

"ક્યાં કાઢ્યા ?" જેમ ઈશ્વરલાલ વધારે ઢીલો થાય, તેમ વિશ્નુ વધારે કડક બને. "પહેલે દહાડે ૨૦ વેચ્યા એ જ ને ? અરે એનો તો નફો ક્યાંય પેસી જશે અને ઉપરથી ૫૦૦-૭૦૦ જોડવા પડશે એ તો જુદા. એ ન્હોય, તારૂં અમદાવાદનું ફાસફુસીયું બજાર. તું જાણે છે, કાલ બજારની શી સ્થિતિ થશે તે ?"

"પણ આપણે વેચીશું જ નહિ." શારદા બોલી. અત્યાર સુધી તે ચુપ ઉભી રહીને સાળા-બનેવીને "લ્હેચવા" દેતી હતી. એક રીતે પોતે જ આ વસ્તુસ્થિતિનું કારણ હતી, એતું ભાન એને અત્યારે થયું હતું. "અરેરે," તેનું દિલ હજુએ, જ્યારથી ઈશ્વરલાલે આવીને વાત કરી ત્યારનું ડંખતું હતું. "અરેરે, મેં

શા માટે આવી સલાહ આપી ? મારા લોભે જ બાજી ઊંધી વાળી. મેં ના વેચવાનું ન કહ્યું હોત, તો આવું થાત ?" આ પ્રમાણે તેના અંતઃકરણમાં થયાં કરતું હતું. અત્યાર સુધી, આને લીધે, તેની બોલવાની છાતી ચાલતી નહોતી; પણ પોતાનો વાંક, અને પતિને સહન કરવું પડે તે સહન ન થયું. એટલે જાણે ત્રીજો જ રસ્તો કાઢી, બિગરી સુધારવા માગતી હોય તેમ ઉપર પ્રમાણે બોલી.

વિશ્નુપ્રસાદનો મિજાજ હજુ ચઢેલો જ હતો. બોલનાર બેન હતી, નહિ તો કાંઇ બીજું જ બોલી નાખત. "નહિ વેચો, તો ભરવાના રૂપિયા ક્યાંથી લાવશો?" એવો તો જોરથી તડકો કર્યો કે શારદા શેં' જ ખાઈ ગઇ. "આ પહેલા જ ભરવાના રૂપિયા મારી વીમાની પોલીસી ગીરો મુકીને લાવ્યો છું. તો હવે ભરવાના આવશે ત્યારે મને ગીરો મુકશો કે તું મુકાઇશ ?"

શારદાથી રડી દેવાયું. આવી ખટપટોમાં તેને શી સમજણ પડે ? પણ હવે ચીડાયે કે રડયે કાંઇ વળે તેમ નહોતું. તેમજ ઇશ્વરલાલની પેઠે ઊંડા ઊંડા વિચાર કરવાથી, અને આમ કર્યું હોત તો આમ થાત, અને આમ ન કર્યું હોત તો આમ ન થાત, એમ કર્યે પણ કશું ઉઘડે તેમ ન હતું. હવે તો જે થાય તે જોવાનું રહ્યું.

( ૫ )

એ તો જે બધા ધારતા હતા તે જ થયું. "બ્લીચીંગ"ના ભાવ જેટલા જોશથી અને જેટલા ટુંકા વખતમાં અણઘટતી ગેરવ્યાજબી ટોચે પહોંચ્યા હતા, તેટલા જ જોશથી ને તેટલા જ ટુંકા વખતમાં નીચે બેસી ગયા. અધુરામાં પુરૂં ૧૦ દિવસમાં પહેલા કૉલના પૈસા ભરી જવાના કાગળો ભાગીદારોને મળ્યા. આખરે ગપ ખરી પડી! બજારમાં કાંઇક તેજી આવત, કેમ કે ત્રણ દિવસની ગપ ભૂલાઇ જવા આવી હતી; પણ હવે તો ભાવ પૂરેપૂરા બેસી ગયા. સાળાબનેવી માથું ખજવાળીને રહ્યા, અને 'કૉલ' ના પૈસા ક્યાંથી લાવીને ભરવા તેનો વિચાર કરવા લાગ્યા.

વિશ્નુપ્રસાદ બેન અને બનેવી ઉપર અંદરથી ઘણો જ ચીડાયો હતો: પણ બહાર ઓછું દેખાડતો. બનેવી વિષે જે ઉંચો મત, તેના જ્ઞાન, બુદ્ધિ વિષે હતો તે ઉડી ગયો, અને તેને બદલે તેને નાહિંમત —આળસુ—નકામો વેદિયો ગણવા લાગ્યો: કાંઇક તિરસ્કાર પણ આવતો. શારદા તો શડ જ થઇ ગઇ હતી. અને ઇશ્વરલાલ પણ નાસતો ફરતો હતો, ડરતો હતો. હજુ નોકરી પર હાજર થવાના બેત્રણ દિવસ બાકી હતા, પણ તે ન ભોગવતાં બીજે જ દિવસે હાજર થઇ ગયો જે ૬ કલાક સાળાથી, ઘરથી, અને "બ્લીચીંગ" ન શેરની વાતોથી દૂર રહ્યા તે ખરા!

"કેમ, ઇશ્વરલાલ" —હવે વિશ્નુપ્રસાદ બનેવીની જોડે ઓછું બોલતો, અને જ્યારે બોલતો ત્યારે 'ઇશ્વરલાલ,' કહીને, માન આપીને જ બોલાવતો—"પહેલા 'કૉલ'નો કાગળ વાંચ્યો ને ?" એક દહાડો વાળુ કરતી વખતે વિશ્નુપ્રસાદે વાત ઉપાડી.

"હા." જોઇએ તેના કરતાં વધારે હવે ઇશ્વરલાલ બોલતો નહિ.

"ત્યારે, ભરવાના રૂપીઆ વિષે શું કર્યું ? મારા તો હું ગમે તેમ કરીને લાવીશ. તમારા ભાગનાની પણ જોગવાઇ કરજો, અને બને તો શરૂઆતના તમારા 'એપ્લીકેશન અને એલોટમેન્ટ મની'—અરજીની સાથે ભરવાના રૂપીઆ—મેં ભર્યા છે તે પણ પાછા આપશો તો મોટી મ્હેરબાની."

આખી જીંદગીમાં શારદાએ ભાઇને આ પ્રમાણે વાત કરતાં આજે જ જોયો. "વિશ્નુભાઈ" આ પ્રમાણે બોલે એ નવાઇની સાથે તેના શબ્દોની ક્રૂરતા—શાંત નિર્દયતા તેના હૃદયને કોરતી હતી. આ બધું પોતાની જ હલકી—સાહસ બુદ્ધિ અને અવિચારીપણાનું પરિણામ છે, એમ અત્યારે પણ તેને થયું. પણ ઉપાય ? અને પોતાના પતિને પણ કેટલું લાગતું હશે ? એ દુઃખના માર્યા, શારદાએ પણ સામો કટાક્ષ કર્યો: "હા, શા સારૂ નહિ ? તમારા પૈસા આપી દઇશું હોં, વિશ્નુભાઇ, ગમે તેના કે પછી કાગા ચોરના લાવીને. એમ દબાવશો નહિ. મારી બંગડીઓ રૂ. ૨૫૦ ની થઇ છે તે છે: અને ૩૦ શેર વેચ્યા છે તેમાંથી અમારા ભાગના ૨૦૦-૩૦૦ તો આવશે કે નહિ ?" શારદાના મનથી, પતિને ધીરજ આપું અને ભાઇની મગરૂબી ઉતારૂં; પણ વિશ્નુપ્રસાદ, જેનું હૃદય હજીએ, હાથમાં આવેલી બાજી ઊંધી વળેલી હોવાથી બળતું હતું, તેણે વિવેકની, કટાક્ષની હદ ઓળંગી: "કેમ નહિ ?" નહિ શબ્દ ઉપર ખાસ ભાર દીધો અને, "બંગડીઓ વેચો છો ત્યારે એમદ સાડી-ખાડીએ સાથે વેચો તો......" વિશ્નુપ્રસાદને, પોતે શું બોલે છે તેનું ભાન થયું હોય, કે કેમ, પણ આગળ ન બોલ્યો. શારદાને સખત અપમાન થયું

લાગ્યું. કદાચ ભાઇ-બેન વચ્ચે લઢાઇ થાત, પણ ઇશ્વરલાલે બન્નેને શાંત પાડ્યા. પોતાને અંદરથી તો ઘણો ક્રોધ વ્યાપ્યો હતો, પણ તે દાબી રાખીને, નેર્નુપ્રસાદનો હાથ ઝાલીને બ્હારના ખંડમાં લઇ ગયો.

કહેવત છે કે વા વાત લઇ જાય, તેમ આ વાત પણ વા જ અમદાવાદ લઇ ગયો, અને બધે થાય છે તેમ, વાએ એ વાતને ખૂબ ફુલાવી દીધી હતી. બેત્રણ દિવસમાં અમદાવાદમાં ગપ ઉડી કે ઇશ્વરલાલે સટ્ટો કર્યો છે અને રૂ. ૫૦,૦૦૦ ની ખોટ ગઇ છે. સાળા-બનેવીને લઢાઇ થઇ છે, અને શારદા ઝેર ખાવા ઉભી થઇ છે ! ઉડતી, ઉડતી, એ વાત ઇશ્વરલાલના બાપ, અને સસરા બેને કાને પણ પહોંચી, અને તે જ દહાડે રાત્રે, બન્ને વેવાઇ મુંબાઇ આવવા નીકળ્યા. ખરી વસ્તુ-સ્થિતિ જાણી એટલે બાપે ઇશ્વરલાલને સખ્ત અને કડવા શબ્દોમાં, અને સસરાએ નરમ ઠપકો આપ્યો.

" શું, મેં તને મુંબાઇ સટ્ટો કરવા મોકલ્યો હતો કે ભણવા ?—અને ઇશ્વર, મેં તને આવો ન્હોતો ધાર્યો, હશે.—હશે. જે થવાની હતી તે થઇ ગઇ. હવે તો તેને સુધારવાની રહી.—હવે મારે તમને મુંબાઇ રાખવાં જ નથીઃ હવે તો ચાલો અમદાવાદ, અને વળગો કાંઇ ધંધે. મારે તને વકીલ કરવો નથી આઠ દિવસની મહેતલ તમને આપું છું, તેટલામાં તમારૂં દેવુંલ્હેણું, તથા બીજુંતીજું જે કાંઇ હોય તે પતાવી દેજો. અને આજે મંગળવાર થયો, એટલે આવતા મંગળવારે તમારે અહીંથી અમદાવાદ આવવા જરૂર નીકળવું. હું, અને તારા સસરા તો આજે રાતના જ જઇશું..."

બસ, મીસીસ શારદાગૌરીના ગૃહસ્થાશ્રમનો આ પ્રમાણે અંત આવ્યો. ઇશ્વરલાલે પણ હમણાં તો બાપના કહ્યા પ્રમાણે જ કરવામાં ડહાપણ માન્યું.

બાબુરાવ ગ. ઠાકોર

## ફતેહમંદ સભા

( એક ચક્રવર્તી દ્વિઅંકી નાટક )

### અંક પહેલો

પહેલો માણસ—આવતે વખતે સભામાં તમે કંઇક ભાષણ રાખો.

બીજો માણસ—પણ શું રાખું ! લોકો કોઇ આવતાં નથી ને !

પહેલો માણસ—ના, આ વખતે તો બેંડ ને વાજાં ને એવો ખૂબ તમાશો કરીશું એટલે લોકો આવશે.

બીજો માણસ—હું સાડા પાંચ પહેલાં નહિ આવી શકું.

પહેલો માણસ—ભલે. એટલી વાર અમે વાજાં વગેરે વગાડી લોકોને આકર્ષીશું.

[ બન્ને જાય છે.

### અંક બીજો

પહેલો માણસ—પછી તમે કેમ ન આવ્યા ? અમારે ઠેઠ સાત વાગ્યા સુધી વાજાં જ વગાડયા કરવાં પડયાં.

બીજો માણસ—શી રીતે આવું ? લોકોની એટલી ઠઠ જામી હતી કે અંદર મારાથી પેસી ન શકાયું !

પહેલો માણસ—બસ ત્યારે ! એ જ રીતે ફતેહમંદ સભા ભરી શકાય.

[ બન્ને જાય છે.

વર્તમાન




# પ્રવેશ ૨ જો

સ્થલકાલઃ યશદેવીને સૌભાગ્યઆશ્રમે પહેલો પહોર.

યશ: જાવા દ્યો જોગીરાજ ! અળગા રહો, નાથજી !
આમ શું માયા લગાડો રે ?
સરિતાને કાંઠડે કે વનની મરૂઢીમાં–
ક્ય્હાં તમ કુલરોપ રોપશો રે ?
જાવા દ્યો, જોગીરાજ !

લોખ હસાવશો ને સુંદરી લજાવશો,
રત્નોને રજ તો ર્‌હડાવશો રે;
હું તો છું બાલુડી ને આપ દેવદેહી,
આંખડલી રાજ ! મા નચાવશો રેઃ
જાવા દ્યો, જોગીરાજ !

( યશઃ રસફૂદડી ફરે છે.

કાન્તિઃ નવાં ગીત ને નવી જ ગાથા.
રોજ રોજ આવા ચન્દનીના મેઘ
યશ ! ક્ય્હાંથી પામ છ ?
આત્માની ઔષધિઓ લાધી ત્‍હને તો.

યશઃ મ્‍હને જડી છે સંસારની જડીબુટ્ટી.
એક દિવસ આંખ ઢાળી,
ને ઉઘાડું તો સ્વર્ગગંગાને તીરે
અઢળક રસઝડીઓ વર્ષે છે, કાન્તિ બ્‍હેન !
તમ દીધા એ પ્રાણમણિ તો.

રોજ ઉછળે છે મહાતરંગ
સદ્ભાવનાની એ સુરગંગાના,
ને રોજ ઉતારૂં છું હું ય તે
અન્તરનો એક એક મળનો અંચળો.

કાન્તિઃ ઓચિન્ત્યું લાધ્યું તુજને, યશ !
ને અણઆથમ્યું તપજો તેઃ
સદાયની સ્વર્ગવસન્ત સમોવડું.
પણ સૌભાગ્યઆશ્રમનાં સંસારસજનારને
જોગીનાં ગીત કેમ ભાવ્યાં ?

યશઃ એ કથા યે સાંભળો અનેરી.
અગાસી ભરી એકદા પૂર્ણિમા ઢોળાતી,
ત્ય્હાં ચન્દનીચોકમાં ત્હમારા વીરે
માયાવાદની પોથી ઉઘાડી,
ને का तव कान्ता ? વાણું ગાયું.
નયણે નીર ઉભરાયાં,
ને મ્હને ઓછું આવ્યું.
એક આંખે શ્રાવણ વરસે,
ને બીજી આંખે ભાદરવો.
હું તો રિસામણે ર્‌હી.
ઘડીક તો રાજે પોથી ફેંદી.
પછી ચન્દ્ર શું મીટ માંડી.
અમારી અગાસીમાંથી ઉડીને
આકાશની અગાસીઓમાં ઘૂમી આવ્યા.
અન્તે મ્હને ફૂલ માર્યાં,
અરીસાનો ઓળો પાડી
તેજથી આંખડલી આંજી,
ફરી ફરીને મ્હને ફોસલાવી
કે માયા એટલે તો સ્નેહ.
ઉઠીને ઘો ઘો કીધો,
વદનચન્દ્રે ચન્દન ચર્ચ્યાં,
ભાગ્યદેશે કાશી તીર્થનાં કુંકુમ અર્ચ્યાં,
વળી વળીને વેણી બાંધી,
પાલવથી હૈયું ઢાંક્યું.
વિધવિધનાં મનામણાં મનવ્યાં.

અન્તે અમે ઉઠયાં
શાંકર પાઠની સદાની બાધા લઈને.
મ્હારા ઉત્તરોને ગૂંથી ગૂંથી
વળતે દિન આ ગીત આપ્યું.

કાન્તિ: ત્ય્હારે ત્હમારાં અદ્વૈત કેટકેટલાં?
કેવલાદ્વૈતનાં રસયોગીઓ ત્હમે નહીં?

યશ: ના, અમે એક જ નહીં.
અમે બે, ને અમે ત્રણ.
રાજે સાચ્ચા, ને હું યે સાચ્ચી;
ને અમારૂં રસઅદ્વૈતે સાચ્ચું.
અમે તો દ્વૈતઅદ્વતનાં રસરસિયાં.

કાન્તિ: યશ! ત્હમે યે અદ્‌ભુત સ્તો.
કેટલાંક પરણે ત્ય્હારથી પાંગરે;
કેટલાંક પરણે ત્ય્હારથી ઓસરે;
નાટક ને વાર્તાઓમાંની પેઠે
કેટલાંકનાં લગ્ન એટલે પ્રેમની પૂર્ણાહુતિ.
ત્હમે તો નિરન્તરનાં સ્નેહીઓ,
સંવનનની વાડીઓમાં સદા વિહરતાં.
ભમ્મર તો ભાગેલી ને ભાગેલી,
ને પોપચાં તો મલકતાં પોયણાં.
કચમાં સોહાગ જ અનેરો,
ને પાટલી:ઉછાળતાં પગલાં
તો જાણે શરમાતાં સસલાં!
એ ક્ય્હાં પામી? યશ!

યશ: રસની નિશાળે બેસાડીને
ત્હમે જ પૂછો છો એ પ્રશ્ન?
કાન્તિ બ્હેન! ત્હમને ય તે
ગંગાતીરે એવો ગુરુ લાધજો:
શીખવે, સોહાવે ને ઉદ્ધારે.

કાન્તિ: રસગંગાને તીરે, યશ!
વસિષ્ઠે મળે ને દુર્વાસા ય તે.

યશ: પણ જૂઓને પ્રમદા ભાભીને જ.

કાન્તિઃ ભાઈભાભીનું તો પૂછવું જ નહીં
    શશી-કશશીના મેળનું યશ
    બાલપણમાં યે એ તો
    ઘર ઘર રમતાં.
    હું ય તે એકની સાથે
    નીકની નદીઓમાં નાવ તરાવતી,
    ને નયન નમાવી નમતી.
    ગગનના ઘુમ્મટમાં નિગૂઢ
    એ પ્રાણપોપન્ત પ્રતિમા–
    વીજલતાના કો ઝબકારા જેવી–
    એક મીટ માત્ર ઝઝૂકે જો!
    મેઘલી અમાસે ગુરુનો ગ્રહ પલકે,
    ભૂતકાલની ભવાટવીની ગુફાઓમાંથી
    પલકે છે મુજ હૃદયે
    એવા એ રસના ગુરુદેવ:
    દુનિયાની દીવાદાંડીનો જાણે દીવડો.
    નયન ઉઘડો કે મીંચાવ,
    વાદળ ઘેરાવ કે વેરાવ,
    અન્તરે તે આથમતો નથી.
    ચન્દ્રક પ્હોઢવાનો, દેવિ!
    ત્હને અધિકાર મળ્યો;
    મ્હારે તો મનમનામણાના આ ચન્દ્રક.
    ક્ય્હારે મળશે મ્હને એ મનમોહન?

યશઃ મુક્તા માતાના મ્હેલમાં રમવાં
    ને મોતી માટે જ રુદન?
    લંબાવો હાથ ને લ્યો,
    ગૂંથો ને પ્હેરો એકાવળ હાર.
    વર વરવાના ત્હમારા કોડ–

કાન્તિઃ ત્હમારા સૌભાગ્યઆશ્રમનાં
    *કારમાં કામણ છે એ કોડ તો.*
    રસદૃગિયાં જગદ્રષ્ટાઓનાં
    સ્વપ્નાં ત્હમે સાચ્ચાં પાડ્યાં, કે
    વર ને વહુ એટલે અનન્તનાં પ્રેમીઓ.

યશ: અમારે રસયોગીઓને તો સં—અં—સાર,
જગતનો સોહામણો સાર
એ જ રસરઢિયાળો સંસાર.
દેવ કહેતા'તા, સંસાર કડવો લાગે
ત્હેની જીભ કડવી.
રાજ કહે છે, સંસાર ખારો લાગે
ત્હેને મનગમતી સુન્દરી પરણાવવી
કે અમીની મધુરપો પાય.

કાન્તિ: સંસારનાં વિષનો ઉતાર
કાં સ્નેહ, કાં સંન્યસ્ત.
તુજ ગૃહકુંજે કિરણો ચમકે છે, યશ !
એ તો પ્રેમદેવનાં છે બાણ:
આવશે ત્હેમનાં વીંધાશે હૈયાં,
ને પતિના કોડવન્તાં પધારશે પાછાં.
હું યે આવી છું ત્હારે ઉદ્યાને
ફૂલ વીણી પ્રભુજીને કાજ મુગટ ગૂંથવા.

યશ: કીયા પ્રભુને કાજે ?
આવ્યા ?—આણપ્રભુ પધાર્યા ?
વાટડી નિહાળો છો તે
હૃદયવાસી પરદેશીને આમન્ત્રી આણ્યા ?
સાંભળ્યો કો દેશપરદેશમાં એમણે
ભુવનભરનો નમ આમન્ત્રણટહુકાર ?
વાડી સારી યે વીણો ને ગૂંથો,
ને વધાવો હૃદયવલ્લભને.
ત્હમે યે પૂરોને પતિના કોડ ?

કાન્તિ: ભૂલી, યશ ! તું ભૂલી.
પ્રેમનાં સન્તો તે ભૂલતાં હશે ?
સૂરજમાળામાંથી ચન્દ્રરાજ
નથી શોધવાના રહ્યા પૃથ્વીને.
ત્રિજ્યા ચન્દ્રક તો મ્હારે
સીધા સ્રેજાવા છે હવે.
શિલ્પીઓ મૂર્તિ ઘડે દેવની,
તે માંડવાની દેવને સિંહાસન.

એથી તો સારી પાર્થિવેશ્વરની પૂજા,
કે પૂજનદેવ હાથના તો ઘડેલા.
રડતી આંખે હસવાનું,
ને સ્વજનોને હસાવવાનું;
એવું સદ્બોધે છે સહુ હમણાં.
—પણ એમે હશે ક્યો કે
એકલા હૈયાનો ભરોંસો નહીં,
કોઇને સોંપીએ એટલે સાચવે.
તું સાચવીશ ? યશ ! ત્હને સોંપું ?
તું કુમાર જો હોત,
તો તો ત્હને જ પરણુત.
પિતા કુળ શોધે છે,
ને માતા તો લક્ષ્મીનાં અક્ષયપાત્ર.
પ્રમદાને તો દિલના દેવ જ છે
મદ, યૌવન ને પ્રતાપ.
આત્મજ્યોતિઓનો રસયોગ એ લગ્ન:
એ વ્યાખ્યા તો કવિતામાં રહી.
સંસારે દેશવટો દીધો છે સ્નેહલગ્નને
કાવ્યોમાં, નાટકોમાં, કાદંબરીઓમાં.
સદ્ભાવનાને માનતા નથી સાચી
અર્ધશ્રદ્ધાળુ આજના યુગવાસીઓ.
પ્રમદા પૂછે તો શો ઉત્તર આપું ?
યશ ! એ વિચારીશું જીવનપ્રશ્ન ?
આવી'તી તો એ પૂછવા,
શો ઉત્તર આપું પ્રમદા ભાભીને ?
સૂરજનો થાળ ફૂટે,
કણકણ જેવડા કડકા વેરાય,
ને ભાસ્કર અન્ધારસાગરમાં ડૂબે,
એવો લાગે છે મ્હને, દેવિ !
આત્માનો અમૃતથાળ
ફૂટતો, ડૂબતો, વેરાતો.

યશ: શા આ અધૂરાના ઉછાળા ?
પ્રભુ છે, ને કોટ પુરશે.

યશ: અમારે રસયોગીઓને તો સં–અં–સાર,
જગતનો સોહામણો સાર
એ જ રસરઢિયાળો સંસાર.
દેવ કહેતા'તા, સંસાર કડવો લાગે
ત્હેની જીભ કડવી.
રાજ કહે છે, સંસાર ખારો લાગે
ત્હેને મનગમતી સુન્દરી પરણાવવી
કે અમીની મધુરપો પાય.

કાન્તિ: સંસારનાં વિષનો ઉતાર
કાં સ્નેહ, કાં સંન્યસ્ત.
તુજ ગૃહકુંજે કિરણો ચમકે છે, યશ !
એ તો પ્રેમદેવનાં છે બાણ:
આવશે ત્હેમનાં વીંધાશે હૈયાં,
ને પતિના કોડવન્તાં પધારશે પાછાં.
હું યે આવી છું ત્હારે ઉદ્યાને
ફૂલ વીણી પ્રભુજીને કાજ મુગટ ગૂંથવા.

યશ: કીયા પ્રભુને કાજે ?
આવ્યા ?—પ્રાણપ્રભુ પધાર્યા ?
વાટડી નિહાળો છો તે
હૃદયવાસી પરદેશીને આમન્ત્રી આણ્યા ?
સાંભળ્યો કો દેશપરદેશમાં એમણે
ભુવનભરનો તમ આમન્ત્રણટહુકાર ?
વાડી સારી યે વીણો ને ગૂંથો,
ને વધાવો હૃદયવલ્લભને.
ત્હમે યે પૂરોને પતિના કોડ ?

કાન્તિ: ભૂલી, યશ ! તું ભૂલી.
પ્રેમનાં સન્તો તે ભૂલતાં હશે ?
સૂરજમાળામાંથી ચન્દ્રરાજ
નથી શોધવાના રહ્યા પૃથ્વીને.
ત્રિલોકના ચન્દ્રને તો મ્હારે
સીધા ક્હેણ્યા છે હવે.
શિલ્પિઓ મૂર્તિ ઘડે દેવની,
તે માંડવાની દેવને સિંહાસન.

આજકાલ તો રસ એટલે અનાચાર,
અને પ્રેમ એટલે પાપાચાર:
સંસારીઓનો સંસાર એટલે
દેવનાં મન્દિર નહીં, દૈત્યોનાં ધામ.
પુણ્યસ્નેહના કોડ જગાડતો
આશ્રમ સ્થાપવો છે અમારે તો.
ઓષધિઓ સંઘરીએ છીએ.
સંસારના રસાયનશાસ્ત્રી કો લાધે
તો પાઠવજો અમ આશ્રમે.

કાન્તિ: પ્રેમમોંઘેરો છે માંડવડો ત્હમારો.
ને એ રસના રસાયનીઓ છે
કાં તો દેવમન્દિરે, કાં તો કાવ્યમન્દિરે.
આત્માનાં મીઠાં મીઠાં આશ્વાસન
ને પ્રાણની ચેતનવન્તી પ્રેરણાઓ
કાં તો છે સાધુતામાં,
કાં તો છે કવિતામાં.
પૃથ્વીમાં નથી બીજો તે,
જે ફૂટેલા આત્માને સાંધે,
થાકેલા આત્માને સચેત કરે.
ત્હમારાં જીવનઝરણાંના નદ વિસ્તર્યા.
મહાપૂરે ગાજે છે એ નીર.
પડઘો કુંજકુંજમાં બોલે છે
ઘેરો, ઊંડો ને મધુરો.
સંસારનું અમૃત છે સ્નેહ.
એ સ્નેહના મેઘ વરસે છે અંહી,
ને નવઅંકુરો પ્રગટે છે ઉરઉરમાં.
ભાવનાનાં એવાં પ્રગટે છે ઝરણાં
યશ ! ત્હારે સૌભાગ્યઆશ્રમે.
ભવોભવના જાગે છે પોઢેલા ભાવ.

યશ: એકને બદલે બે આત્માઓ
*દીપે છે મ્હારે દેહ. બ્હેનાં !*
પ્રાણસિંહાસને પ્રેમી પધરાવ્યા હતા,
હવે દેહમન્દિરિયે પધરાવ્યા છે પતિને.

કાન્તિ: અને ત્રિવેણીતીર્થે મંડાશેઃ
પ્રાણનાથ પાંગરશે સ્તો પુત્રપાંખડીએ.
ત્હમારો કુલવાસ તો જાણે
વસન્તનો ફૂલમાંડવડો:
અને ત્હમારાં લીલાં ઉદ્યાન
તે જાણે પંચવટીની પ્રેમકુંજ.
રસની ગોદાવરીને આરે
અનેરો જ છે ત્હમારો સૌભાગ્યઆશ્રમ.

(પલ્લવઘટામાંથી બહુરાજ આવે છે.)

રાજ: પધારો, કુમારી! આમ સૌભાગ્યઆશ્રમે,
ને અખંડ સૌભાગ્યવન્તાં થાવ.
રસરસિયાંની આમ આશિષ છે.
કૌમારવ્રતની અવધિ આવી ભાસે છે જો!
જગતમાંથી કૌમાર આથમ્યું જાણું હવે.

કાન્તિ: કુમારિકાઓએ શો વાંક કીધો છે
ત્હમારો? રસના રાજવી
કે કૌમારને દીઠે–દાખળ્યે
ગદાએ જ પ્રહારો છો?
એટલડી યે ચન્દ્રકલા
અમૃત નિર્ઝરશે જગતે.
કહો; સન્તાઇ–છૂપાઈને
શી શી વાતો સાંભળી લીધી?

રાજ: ત્હમે તો પરીક્ષાના સવાલ પૂછો છો.
પોતાના ઘરમાં રહેવું,
ને પોતાની વાતો સાંભળવીઃ
એમાં યે વાંક વસ્યા?
સહિયરની કથામાંથી શું શું શીખ્યાં?
શીખ્યાં લગ્નનાં વ્રતમન્ત્રો?

કાન્તિ: એક તો શીખી, રાજ!
ત્હમારો નિષ્કામ કર્મયોગ.
જગતજોગણના પ્રવચનપાઠમાંથી
ઝડપ્યું છે ત્હમે બન્નેએ

ગીતાજીનું એક જ પરમ વચન:
तस्मात् योगी भवार्जुन !
રસનાં ત્હમે રસયોગીઓ.
ને બીજું; જગતભરમાં ન્હોતું જોયું
તે જોયું આ સ્નેહના આશ્રમમાં:
સુન્દરીના સૌભાગ્ય સમા સ્વામિન,
ને પુરુષની પ્રભા સમી પત્ની—

રાજ: ને ઉભયને આશીર્વાદ આપતાં
કલ્યાણમૂર્તિ સમાં શારદામન્દિર.

યશ: રાજ ! અમૂંઝવશો મા
એમ કાન્તિ બ્હેનને.
નહીં તો નહીં પધારે
અમૃતપુરને સૌભાગ્યઆશ્રમે.
બોલતાં જ બાંધી છો: જાવ.

( હસતી હસતી મીઠા મર્મનો ભભૂકો કરે છે.

રાજ: સાંભળ્યું સંસારસેનાધિપતિણીજીએ ?
ડૂબતાં તાર્યો—

કાન્તિ: કોણે ? કોને તાર્યો ?

રાજ: અમૃતપુરના રાજઅતિથિએ,
સાચના એક સેનાનીને.

કાન્તિ: સાચ્ચેને ડૂબતો તાર્યો ?

રાજ: સાચના સેનાનીને ડૂબતો તાર્યો
અમૃતપુરના અતિથિદેવે.

યશ: અધૂરૂં ભાખી જિજ્ઞાસા સળગાવો છો.
કહી નાંખોને સૌ યે અદ્ભુતતા ?

રાજ: જાણીશ તે સહુ યે કહીશ.
સુન્દરી સુન્દરતાથી સોહાય
કે પુરુષ પુરુષાતન દાખવે
એમાં અદ્ભુત શું ?
આજ તો સારૂં અમૃતપુર શોધે છે
અમૃતપુરના એ અતિથિદેવને.

યશ: અહેહેહેહેહે ! ભટ્ટરાજ !
કેટકેટલા પુરુષોએ દાખવ્યાં પુરુષાતન
—પગારથી સિપાઇઓ શિવાય ?
આજ તો વીર વિરલા છે જગતમાં.

કાન્તિ: જાઉં, ને શોધી કહાડું સાગરતારાને.
કીસારસંઘ વતી મ્હાડનાં વચને—

રાજ: જો—જો, પેલું નાટકના જેવું ન થાય પાછું.
મ્હાડ એટલે પ્રેમનું મ્હેલ્લું પગથિયું.

યશ: લોક શોધે છે પણ જડતા નથી
જગતના એ જોગીરાજ ?

રાજ: જગના જોગીરાજ કે ભવના ભોગીરાજ
એ તો ઓળખું ત્ય્હારે ઓળખાવું.
આજે તો અદૃશ્યની ઝાડીઓમાં
ઝીલે છે ક્ય્હાંક.

કાન્તિ: અજાણ્યા યે અતિથિને
અમૃતપુરનાં છે આદર.

રાજ: સાગરના મહાતારા ભાસે છે કો.

કાન્તિ: તરનારો ને તારનારો તો
એક હતો સંસારના સાગરનો.
ડૂબકી મારી ગયો છે જળમહેલોમાં.
—યશ ! ત્હારે આશ્રમે તો ને
સ્વર્ગ ઉતર્યાં અન્તરિક્ષથી.
સુભાગી સહુ યે આવશે અંહીં
જીવનનાં અમૃત ઝીલવા,
સ્હવારના ઉદય સરિખડી
ભાગ્યોદયની ભવ્યતામાં હીંચકવા.

રાજ: અમે તો શોધિયે—સંઘરિયે છીએ
આત્માની ઔષધિઓ.
પણ, આ યશદેવી જેવાં,
જીવનનાં આવ્યાં અમૃત પાછાં ઠેલતાં,
કેટલાં યે વસે છે ધરતીખોળે.

રસ રમતાં યે રિસાય
ને રૂસણાંનાં ગીત રચાય.
બન્ને ય સહિયરો એવી છો,
આવ્યાંને અનાદરો—એક વેળા તો.

યશ: રસનાં રૂસણાં ન હોત જગતમાં,
તો કવિતા અધૂરી રહેત, રાજ !

કાન્તિ: જગતની અધૂરી કવિતા યે પુરાત
સ્નેહપાંગર્યાં સૌભાગ્યઆશ્રમનાં
તમ અણમૂલાં કથાગીતોથી.
સાચ્ચે જ લાધી છે ત્હમને, યશ !
સંસારની જડીબુટ્ટી.
બન્ને ઉભાં જ છો કેવાં ?–
જાણે કવિતાની સૌન્દર્યમૂર્તિઓ !

યશ: અમારે આશ્રમે તો અમૃત વરસ્યાં,
ને સ્વર્ગ કોળ્યાં સોહામણાં.
પણ ત્હમારે તો હજી, બ્હેનાં !
જોગીનાં ગીત ગાવાં છે ને ?

કાન્તિ: જોગી જ છે જગતના મહાભોગી,
મહીતલના મનમ્હાલ્યા માણીગર.

યશ: જવા દો જોગીરાજ ! અળગા રહો, નાથજી !
આમ શું માયા લગાડો રે ?

*( રાજ અત્રે હાવભાવ ભજવતી ગાતી ગાતી સખીઓ રમે છે.)*



# કૃષિશિક્ષા

હિંદ એ ખેતીપ્રધાન મુલક છે. ખેતી જ હિંદનું મુખ્ય જીવન છે. લગભગ ૭૦ ટકા જેટલા ભારતવાસીઓ ખેતી ઉપર જીવનનિર્વાહ કરી રહ્યા છે. ભારતવાસીઓમાં પણ એવી માન્યતા પ્રચલિત છે કે ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ટ ચાકરી. ભારતવર્ષમાંથી કપાસ, શણ, ચોખા, ઘઉં, અળશી, સરસી, ભોંયસીંગ વગેરે મોટી રકમનાં અનાજ તથા કાચાં દ્રવ્યો પરદેશ ખાતે ચડે છે. તે બધાં ખેતીની પેદાશમાંથી થાય છે. એના ઉપર જ હિંદનો વેપાર છે. ઉદ્યોગોને પણ ખેતીને લીધે જ ટેકો મળે છે. ખેતી એ જ મુખ્ય ઉદ્યોગ હોવાથી તે આર્યોનું જીવન છે. શિલ્પ, કલાકૌશલ્ય, હુનરઉદ્યોગ એ સર્વે વત્તાંઓછાં ખેતીને જ આશ્રયે રહ્યાં છે. જાગીરદારોની જાગીરો, જમીનદારોની મોજમજાઓ, રાજાઓના વૈભવો અને હિંદી સરકારનાં મોટાં ખરચોનો પણ નિભાવ થોડેઘણે અંશે ખેતી ઉપર જ થાય છે. ખેતી જ આ દેશનાં જીવન અને પ્રાણ છે. તેના પ્રત્યે દુર્લક્ષ કે અભાવ અને તેના વિકાસની ખામી—એનું પરિણામ દેશના જ્ઞાન તંતુઓને ઇજા કરનારૂં જ નીવડે છે.

કૃષિશિક્ષાનો વિષય ભારતમાં ઘણો જ પછાત રહ્યો છે, અને હિંદના ખેડુતોને હજી સુધી વિશેષ ઉપયોગી થયેલ જણાયો નથી. એમાંથી નીચે પ્રમાણે સાર નીકળે છે:

(૧) ભારત એ કૃષિપ્રધાન દેશ છે, અને દરેક ચાર માણસમાંથી ત્રણ માણસોના જીવનનિર્વાહનો આધાર ખેતી ઉપર છે.

(૨) ખાતર નાંખી જમીનને ફળદ્રુપ કરવી, સારાં બીયાં વાવવાં, દેશના પ્રમાણમાં ખેતીનાં સાધનો એટલે ઓજારો પુરાં પાડવાં, ખેતીને નુકશાન કરતા જીવજંતુઓનો નાશ કરવો વગેરે શિક્ષણ મળવાની આવશ્યક્તા છે.

(૩) વિશ્વવિદ્યાલયમાંથી શિક્ષણ લઇ બહાર પડતા યુવકો, રીટાયર થયેલા અમલદારો, વકીલો, ડાકટરો, વગેરે લોકો ખેતી તરફ બીલકુલ લક્ષ આપતા નથી. તેમણે એ વિષયનો અભ્યાસ કરી પોતાની બુદ્ધિનો ઉપયોગ ખેતી સુધારામાં કરવો જોઇએ.

(૪) જમીનદારો, રાજાઓ, મહન્તો વગેરે પાસેથી ખેતીના સુધારા માટે કર લેવો જોઇએ અને તેમને ખેતી તરફ લક્ષ આપતા કરવા જોઇએ.

(૫) સરકારે તેમજ રાજ્યસભાઓએ ખેતી તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ અને કૃષિશિક્ષા ઉપર સારો ખર્ચ કરવો જોઇએ.

કૃષિશિક્ષાનો વિષય આ દેશમાં ઘણો જ પછાત છે, અને તેની પાછળ જે ધનનો ઉપયોગ સરકાર તરફથી કરવામાં આવે છે તેથી ખેડુતોને પુરતો લાભ મળતો હોય એ મોટી શકમંદ બાબત છે. પ્રાંતિક રાજ્યસભા અને મધ્ય રાજ્યસભામાં અનેક રાજદ્વારી વિષયોની ચર્ચા થાય છે. સરકાર અને સભાસદો એ વિષયોમાં લીન થઇ ગયા છે, પણ ખેતીવાડીને સુધારવાનો, ખેડુતોને યોગ્ય કેળવણી આપવાનો વિષય હજી ત્યાં નીકળ્યો જ નથી, જાણે તે તદ્દન નજીવી બાબત હોય તેમ રાજ્ય અને રાજ્યસભાઓ તેના તરફ દુર્લક્ષ કરે છે. કોઈ પણ સભાસદ આ વિષયનો ઉંડો અભ્યાસ કરી રાજ્યસભામાં ચર્ચા કરે તો એ વિષયના ગુણદોષની ખબર પડે. આખા વિષયનો ઉહાપોહ કરી, સંપૂર્ણ તપાસ કરી, જરૂરી સૂચનાઓ કરવા માટે એક કમિશન નીમવાની ખાસ જરૂર છે. મોટામાં મોટો અગત્યનો વિષય ખેતીસુધારણાનો, અને ખેડુતોને ઉંચી પાયરી ઉપર લાવવાનો છે. દેશી રાજ્યોમાં તો આ સવાલ વિશેષ મહત્વનો છે, કારણ કે દેશી રાજ્યોની પેદાશનો મુખ્ય આધાર ખેતી છે. જમીનમાં કેવું અને કેટલું ખાતર નાંખવું, પાણી કેટલું પાવું, કેવી ખેડ કરવી, ખેતીનાં ઓજારો સુધારવાં, બદલીમાં કેવા પાકો વાવવા, એક જ જાતનાં જમીનને યોગ્ય એવાં બીયાં કયાંથી મેળવવાં, સારા બળદો પુરા પાડવા, જમીનના મોટા ટુકડાઓ ઉપર યાંત્રિક ખેતીની ગોઠવણ કરવી, કુવા ખોદાવી અને નહેરો બાંધી પાણીનું પીત વધારવું, ખેતીને નુકશાન કરનાર જીવજંતુઓને દૂર કરવાં, ખેતીની હાલની પદ્ધતિથી વધારે દૂર દૂર વાવણી કરવી, અમલદારોના જુલમથી ખેડુતોને બચાવવા,

વેપારીઓના કરજમાંથી ખેડુતોનું રક્ષણ કરી ભારે વ્યાજની ઝુંસરીમાંથી તેમને બચાવવા, એવા એવા ઘણા પ્રશ્નો દેશી રાજ્યોએ ઉકેલવાના છે. ખાસ કરી પરસ્પર સહાયક મંડળોની તો ઘણી જ આવશ્યકતા છે. અંગ્રેજી હકુમતમાં પણ આ સવાલોનું ગાંભીર્ય તેટલું જ મોટું છે.

કરજ નીચે દબાયલા, ખાવા, પીવા, પહેરવાનું જેને પુરતું મળતું નથી, જર્જરિત, કમજોર, સાધનરહિત, ખેતીમાંથી પોતાનું નિર્વાહ પણ પૂરૂં કરી ન શકે એવી હિંદના ખેડુતોની સ્થિતિ થઇ પડી છે. તેઓ અભણ, અજ્ઞાન, અને ગરીબીમાં દબાયલા રહે છે. ખેતીમાં સાધનોને અભાવે પેદાશ સારી થતી નથી, પુરતા ખાતરને અભાવે જમીન દિવસે દિવસે ઉતરતી જાય છે, જમીન માતા ફળ આપવામાં નિર્બળ થતી જાય છે. અકબરના સમયમાં દર એકરે ૧૧૪૦ રતલ ઘઉં પેદા થતા હતા; હમણાં ૮૪૦ રતલ થાય છે. ઇગ્લંડ જ્યાં ખેતી માટે ઋતુ પ્રતિકૂળ રહે છે, ત્યાં દર એકરે ૧૭૮૦॥ રતલ પેદા થાય છે. અમેરિકામાં એકર દીઠ પેદાશ તેથી પણ વધારે છે. ખેડુતો પોતાની ખેતી છોડી કારખાનાંઓમાં મોટા શહેરોમાં રોજી માટે દોડે છે, અથવા આસામ અને લંકાના ચાહના બગીચાઓ તરફ કે ફીજી, નાતાલ વગેરે ઠેકાણે ચાલ્યા જાય છે.

અંગ્રેજ હકુમત નીચે ભારતવર્ષમાં કુલ ૬૩ ટકા જમીનમાં ખેતી થઇ શકે તેમ છે. પણ હમણાં માત્ર તેનો ત્રીજો ભાગ જ વાવવામાં આવે છે, તેથી ખેતી વધારવાનું પુષ્કળ ક્ષેત્ર છે. નવી જમીન તૈયાર કરી, હમણાંના પ્રમાણથી બેવડા પ્રમાણમાં ખેતી વધારી શકાય. ખેડુતો ઘણા છે, જમીન ઘણી છે, સાધનોની વિપુલતા છે—માત્ર પ્રજા અને રાજ્યે તે વિષય ઉપર વિશેષ લક્ષ આપી ખેડુતો અને ખેતીને સારે પાયે લાવવાં જોઇએ. ખેતીની શિક્ષા ઉપર સરકાર તરફથી નાણાં ખરચવામાં આવે છે, પણ તેનું ફળ જોઇએ તેવું મળતું નથી. સને ૧૯૧૬-૧૭ માં વડી સરકાર તરફથી કૃષિશિક્ષા વિભાગ ઉપર રૂ. ૫૧૮,૬૦૩ ખરચવામાં આવ્યા હતા, અને પ્રાંતિક સરકાર તરફથી રૂ. ૪,૭૭૪,૫૨૪ ખરચાયેલા. આની દર ૧૦૦૦ માણસે ૧.૫ની રાસ આવે છે. હમણાંના વર્ષોમાં અલબત આ ખરચો પ્રમાણમાં વધેલા છે, પરંતુ મોટાં મકાનો બાંધવાં, યુરોપીઅન અનુભવીઓના ઉંચા ભારે પગારો આપવા,' અને મોંઘી યુરોપીઅન પદ્ધતિએ શિક્ષણ આપવું એ બધામાં ઘણીખરી રકમ ખર્ચાઇ જાય છે, અને ખેડુતોને તેનો લાભ વિશેષ પ્રમાણમાં મળતો હોય એમ જણાયું નથી. ગ્રેટ બ્રિટન એ ઔદ્યોગિક દેશ છે, છતાં ખેતીવાડી ખાતા ઉપર તે દર ૧૦૦૦ માણસ પાછળ ૪૬ પૌંડ જેટલું ખરચ કરે છે. ક્વીન્સલેંડની સરકાર દર ૧૦૦૦ માણસે પૌંડ ૨૨.૫, ઓસ્ટ્રેલીઆની સરકાર પૌંડ ૮૬.૫, યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા પૌંડ ૩૬, અને ફ્રાન્સ પૌંડ ૨૭ ખર્ચે છે, છતાં ઉપરનો કોઇ પણ દેશ ભારતવર્ષની પેઠે ખાસ ખેતીપ્રધાન દેશ નથી.

**૧૯૧૧** ના વસ્તીપત્રક ઉપરથી જણાય છે કે હિંદમાં કુલ ૩૧॥ કરોડની વસ્તી છે તેમાંથી લગભગ ૨૨॥ કરોડ વસ્તી ખેતીવાડી ઉપર નભે છે, અને ૩॥ કરોડ માણસો ઉદ્યોગ, વેપાર વગેરે ઉપર જીવનનિર્વાહ ચલાવે છે. સર એમ. વિશ્વેશ્વરરાય ( મ્હૈસુરના ભૂતપૂર્વ મુખ્યમંત્રી ) ની ગણત્રી મુજબ ખેતીવાડીમાંથી વાર્ષિક પેદાશ ૧૧૨૦ કરોડ રૂપિયાની થાય છે, અને રૂ. ૨૮૦ કરોડની પેદાશ ઉદ્યોગો કરી આપે છે. આ રીતે હિંદની પેદાશ ૧૪૦૦ કરોડની વાર્ષિક ગણાય છે. અમેરિકા અને કેનેડામાં ખેતી હિંદની પેઠે મોટા વિસ્તારમાં કરવામાં આવે છે, પરંતુ ખેતી ત્યાં હિંદ કરતાં બહુ મોટા પ્રમાણમાં પેદાશ આપે છે અને આપણે ઘણા જ પછાત રહી જઇએ છીએ. અમેરિકા અને કેનેડામાં માણસ દીઠ ખેતીની પેદાશ આશરે વાર્ષિક રૂ. ૬૨૪ અને રૂ. ૪૭૬ ની ગણાય છે. હિંદમાં માત્ર રૂ. ૪૫ ની જ સરેરાશ આવે છે. ઉદ્યોગોમાં અમેરિકા અને કેનેડામાં માણસ દીઠ વાર્ષિક આવક રૂ. ૭૦૦ અને રૂ. ૫૬૦ આશરે ગણાય, જ્યારે હિંદમાં માત્ર રૂ. ૧૨ જ આવે. ઉપલા દેશોમાં નીચલા વર્ગોથી તે કૉલેજો અને યુનિવર્સિટીઓ સુધી ખેતીની સાંગોપાંગ કેળવણી આપવામાં આવે છે. હવે જુદા જુદા દેશોમાં ખેતીવાડીને લગતી કેવી, કેટલી અને કયા ધોરણ ઉપર કેળવણી આપવામાં આવે છે તે પ્રથમ જોયા પછી આપણા હિંદની ખેતીવાડીની શિક્ષાની પ્રણાલિ તપાસીશું.

અમેરિકનો ( યુનાઇટેડ સ્ટેટ્સ ) ખેતીવાડી ઉપર જેટલું અને જેવું લક્ષ આપી, તે વિષયને જે ઉંચા પાયરીએ લઇ આવ્યા છે, તે ખરેખર અદ્ભુત છે. તેઓએ થોડા જ દાયકામાં એ વિષયને દુનિયામાં સર્વથી

ઉચ્ચ સ્થિતિએ લાવી મૂક્યો છે. દરેક નાનાંમોટાં સાધનોનો પ્રમાણસર ઉપયોગ કરી સર્વે દેશોમાં તેમણે પ્રથમ પંક્તિ મેળવી છે અને અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો પાળી, આર્થિક સ્થિતિમાં જગતમાં સર્વોપરિ થયા છે. યુનાઇટેડ સ્ટેટ્સની વસ્તી હિંદના ત્રીજા ભાગ જેટલી છે, છતાં ૧૯૧૨–૧૩ સુધીમાં તેમણે ખાસ ખેતીવાડીની ૫૫ કૉલેજો, યુનિવર્સિટીની પંક્તિની સ્થાપી હતી. તેની સાથે ખેતીવાડીની ૨૩૦૦ હાઇસ્કૂલો જોડાયલી હતી, અને તે હાઇસ્કૂલો સાથે પ્રાથમિક શિક્ષણ આપતી હજારો ખેતીવાડીની શાળાઓ જોડાયલી હતી. દેશના હુન્નરઉદ્યોગોને પુરાં પાડવા માટે કાચાં દ્રવ્યો દેશે ઉત્પન્ન કરવાં જોઈએ, એ સિદ્ધાન્ત ત્યાં સ્વીકારાયાથી દેશનું ખેતીવાડી ખાતું ભારે પ્રગતિમાં આવ્યું. સરકાર તેમજ લોકોએ કુદરતી સાધનોનો ઉપયોગ કરી તેમાંથી ભારેમાં ભારે ફળ મેળવ્યું. છેક ૧૮૬૨માં સરકારે ખેતીવાડી ખાતાના શિક્ષણને નિભાવવા સવા કરોડ એકર જમીન દેશના પ્રાંતોને સોંપી દીધી. તેમાં કેટલીક જમીનના વેચાણથી સવા કરોડ ડૉલરનું કાયમી ફંડ ઉભું કરવામાં આવ્યું. સરકારે ૧૮૯૦ ના કાયદાથી દરેક કૉલેજને વાર્ષિક ૨૫૦૦૦ ડૉલરની જુદી મદદ આપવી શરૂ કરી. મિસુરીના વિલીઅમ હેચે વાર્ષિક ૧૫૦૦૦ ડૉલરની રકમ દરેક કૉલેજને મદદ આપવાની વ્યવસ્થા કરી. ખેતીવાડીની સ્કુલોમાં તૈયાર થયેલા વિદ્યાર્થીઓને આ કૉલેજો ઉંચી કૃષિશિક્ષા આપે છે. કેટલીક કૉલેજોમાં બે વર્ષનો ક્રમ છે, કેટલીકમાં ચાર વર્ષનો ક્રમ છે, કેટલીકમાં ખેતી, ઝાડપાન, જંગલસુધારણા અને માખણ બનાવવાની વિદ્યાને લગતાં નાનાં નાનાં ભાષણો આપી વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. દિવસે જીવન-નિર્વાહ કરવા સારૂ રળી ખાનારને માટે રાત્રિના સમયે કૃષિશિક્ષા આપવાનો બંદોબસ્ત ઘણી શાળાઓમાં કરવામાં આવેલ છે. સ્ત્રીઓને પણ કૃષિશિક્ષા મળી શકે છે. દરેક કૉલેજની સાથે મોટો જમીનનો ટુકડો જોડાયલો હોય છે ત્યાં જાતજાતનાં અનાજ, ઘાસ, કપાસ, ફળ અને ફુલોનાં બીયાં વાવી તેના ઉપર પ્રોફેસરો અખતરા કરી વિદ્યાર્થીઓને ખાસ અનુભવ આપે છે. કેવી રીતે બીયાં વાવવાં, કેટલે અંતર ખેતી કરવી, કેટલું અને કેવી જાતનું ખાતર નાંખવું, કઈ કઈ જાતની જમીનમાં કેવો પાક પેદા થાય છે, કઈ ઋતુમાં કયો પાક વિશેષ અનુકૂળ આવે, કેવી રીતે જમીનની ફળદ્રુપતા વધે, કયો પાક આર્થિક દૃષ્ટિએ વિશેષ ફાયદાકારક થાય, અનાજ અને બીજા પાકોને જીવડાંઓથી થતું નુકશાન કેમ અટકાવાય, છોડવાઓ વધતા અટકે તો તેને કેવી રીતે સુધારવા, અનાજના મોટાં ડુંડાં કેમ નીકળે, કેટલું પાણી છોડવાઓને આપવું, વગેરે અનેક વિષયો બારીકાઇ અને ચોકસાઇથી વિદ્યાર્થીઓને સમજાવવામાં આવે છે. જીવજંતુઓનો નાશ કરવા માટે તો ખાસ જુદું જ શિક્ષણ અપાય છે. છોડવાઓ કયા પદાર્થના બનેલા હોય છે, જમીનમાં કયાં કયાં તત્ત્વો હોય છે, પાણીના સંયોગથી રોપાઓની શા માટે વૃદ્ધિ થાય છે, વગેરે વિષયોની પણ સમજણ આપવામાં આવે છે. તે ઉપરાંત પ્રોફેસરો નવા નવા અખતરાઓ પણ કરી નવી શોધો કરે છે. અમેરિકન સરકાર આવી સંસ્થાઓને ઉદાર મદદ કરે છે. પશુવિદ્યા સંબંધી શિક્ષણ પણ કેટલીક કૉલેજોમાં મળે છે. ખેતીવાડી ખાતાને લગતાં યંત્રો ચલાવવાનું પણ શિખવવામાં આવે છે. હાઇસ્કૂલોમાં સારા ખેડુતો બનાવવાનો શિક્ષણક્રમ હોય છે, જ્યારે કૉલેજો અને યુનિવર્સિટીઓમાં ખેતીવાડી ખાતાના અનુભવીઓ તૈયાર થાય છે. ઘણી શાળાઓમાં દૂધદહીંમાંથી માખણ બનાવવાનું ખાસ શિક્ષણ આપવામાં આવે છે, તે સિવાય અમેરિકામાં સારૂ મોટા અખતરા કરવાનાં સ્થાનો ગોઠવવામાં આવ્યાં છે. તેઓ ત્યાં મોટી સંખ્યામાં અનુભવીઓ નીમાય છે. મોટી લાયબ્રેરી અને પત્રવહેવાર ખાતું સાથે જ રાખે છે. નાનુંસરખું ખેતીવાડીનું સંગ્રહસ્થાન પણ તે સાથે જ ગોઠવેલું હોય છે. લાયબ્રેરીમાં દુનિયામાં પ્રગટ થતાં ખેતીવાડીનાં સર્વે પુસ્તકો, માસિકો, ચાદીપત્રો, વર્તમાનપત્રો અને જેટલું સાહિત્ય મેળવી શકાય તેટલું એકઠું કરેલું હોય છે, અને તેનો લાભ કોઈ પણ યુવકને વગર ફીએ મળી શકે છે. આ સંસ્થાઓનું કામ એટલા મોટા પ્રમાણમાં ચાલે છે કે, તેમાં ૧૦૦૦ ખેતીવાડી ખાતાના અનુભવીઓ નીમવામાં આવ્યા છે. આ સંસ્થાનો એક વિભાગ પત્રવ્યવહાર ખાતું છે. દરેક જાતની ખેતીવાડી ખાતાને લગતી ખબરો આ ખાતું આપે છે. કોઇ પણ ખેડુતને કૃષિ સંબંધી કાંઇ પણ શંકા અથવા ખબર અથવા સુધારાને લગતી સલાહ આ ખાતું છેલ્લામાં છેલ્લી શોધખોળને આધારે આપે છે, અને લગભગ ૫ લાખ ખેડુતો સાથે ચાલુ અને વિગતવાર પત્રવ્યવહાર નિભાવે છે. સાધારણ કૉલેજોમાં પણ ખેતીવાડી સંબંધી જ્ઞાન આપવામાં આવે છે. અમેરિકામાં

ઠેકાણે ઠેકાણે ખેડુતોની કલબો, ખેડુતોનાં પુસ્તકાલયો અને ખેડુતોને ભાષણો દ્વારા ખેતી સુધારણાના વિષયો સમજાવવાની ગોઠવણો કરેલી હોય છે. પ્રથમ શરૂઆતની શાળાઓમાં ખેતીવાડીનો ૩ વર્ષનો ક્રમ પુરો કર્યા પછી હાઇસ્કૂલોમાં બે વરસ સુધીનો ક્રમ ચલાવાય છે. ગામડાંઓના ખેડુતોના છોકરાઓ માટે ગ્રામ્ય ખેતીશાળા હોય છે. ત્યાં ખેતી, વનસ્પતિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, અંગ્રેજી ભાષા, સાંચાકામ, ચિત્રકામ, કવાયત અને કસરતના સાધારણ પાઠો શિખવવામાં આવે છે.

બ્રિટિશ ટાપુઓ એ ઔદ્યોગિક દેશ છે, તેમાં ખેતીવાડીને પ્રધાન પદ આપવામાં આવતું નથી. જર્મની અને અમેરિકા જેટલું ખેતીવાડી ઉપર ધ્યાન અપાતું નથી, છતાં સને ૧૯૧૯–૨૦ માં ઇંગ્લંડ અને વેલ્સની ૩૭ કરોડની વસ્તી માટે ખેતીનું શિક્ષણ આપનારી પુષ્કળ સંસ્થાઓ નિભાવવામાં આવેલ છે. નવ ખેતીવાડીની કૉલેજોને યુનિવર્સિટીનો દરજ્જો આપવામાં આવેલ છે, તેમાંથી બહાર પડતા યુવકોને મોટી બ્રિટિશ સલ્તનતના જુદા જુદા વિભાગોમાં નીમવામાં આવે છે. ૭ કૉલેજો કૃષિશાસ્ત્રનો સંપૂર્ણ ક્રમ શીખવે છે, પણ તેમને ડીગ્રીઓ આપવાનો અધિકાર નથી. તેર કૉલેજો ખેતીવાડીને લગતું ઉપલી સંસ્થાઓથી કાંઇક ઓછું જ્ઞાન આપે છે. આ કૉલેજો રાજ્ય અને પ્રાંતિક કાઉન્ટી કાઉન્સિલો મારફત ચાલે છે. ઉદાર ખાનગી ગૃહસ્થો તરફથી પણ તેમને પુષ્કળ મદદ મળે છે. એક મોટી કૉલેજના ગ્રેજ્યુએટને માટે બે વરસનો શિક્ષણનો ક્રમ છે, તેમાં અનેક વિષયો તેને સમજાવવા માટે ભાષણોની ગોઠવણ કરેલી હોય છે. જમીન, ખાતર, જાતજાતના પાકો, ઘાસ, જાનવરો, તેમના ખોરાક, માખણ કાઢવાની વિદ્યા, ખેતીની વ્યવસ્થા કરવાની પદ્ધતિ, હિસાબ, નામું, ખેતીનાં યંત્ર ચલાવવાની રીતો, ખેતીનું રસાયનશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીઓની ઔષધપદ્ધતિ, જીવજંતુ શાસ્ત્ર, વગેરે અનેક વિષયો સાંગોપાંગ શીખવવામાં આવે છે. દરેક કૉલેજની સાથે અખતરા કરવા માટે મોટો જમીનનો ટુકડો રાખવામાં આવેલ હોય છે. તે સિવાય કાઉન્ટી કાઉન્સિલો ખેડુતોનાં છોકરાંછોકરીઓ માટે ગ્રામ્યશાળાઓ પણ ફરજીઆત નીભાવે છે. જુદી જુદી ગ્રામર શાળાઓમાં પણ ખેતીવાડીના વિભાગો રાખવામાં આવે છે. ઘણું કરીને ઘણીખરી સાધારણ સ્કૂલો સાથે બગીચાઓ હોય છે, તેમાં બાગવાનનું કામ લગભગ દરેક બાળકને શીખવાય છે. લડાઇના વખતથી રાજ્ય કૃષિશિક્ષા ઉપર બહુ જ લક્ષ આપી રહ્યું છે, અને જેમ બને તેમ દરેક વ્યક્તિને થોડીઘણી ખેતીવાડી કરવાની સમજણ હોય એવું ઇચ્છે છે. લડાઇને વખતે દેશ બીજા દેશો ઉપર ખોરાકને માટે આધાર રાખે, એ સ્થિતિ રાજ્યને ઘણી જ શોચનીય જણાઇ છે જેથી કૃષિવિદ્યાનો ફેલાવો કરી ઇંગ્લંડને સ્વાશ્રયી બનાવવું એ મુખ્ય હેતુ જણાય છે. રૉથમસ્ટેડ ખાતેનું ખેતીવાડી સુધારવાનું મોટું સ્થાન સરકાર તરફથી બહુ મોટા ખરચે નીભાવવામાં આવે છે, અને રોપાઓનું પૃથક્કરણ, તેમને પહોંચતો રસ, તેમની વૃદ્ધિ, વિશેષ ફળદ્રુપતા, અને જીવજંતુથી રક્ષા વગેરે વિષયો બહુ જ બારીકાઇથી તપાસી તેના નિર્ણયો ખાસ પત્રો દ્વારા બહાર પાડવામાં આવે છે. એબરડીન યુનિવર્સિટીના આશ્રય નીચે બીજું મોટું સ્થાન કેમ્બ્રિજ ખાતે નીભાવી વનસ્પતિ અને કૃષિશાસ્ત્રની સુધારણા માટે ભગીરથ પ્રયત્ન કરવામાં આવે છે. ઇંગ્લંડની ઋતુ ખેતીવાડીના વિકાસ અને વૃદ્ધિ માટે પ્રતિકૂળ છે. સખ્ત ઠંડી, ભારે ધુમ્મસ અને શરદી છોડવાઓને વધવા દેતાં નથી. તેની સામે કૃત્રિમ ઉપાયો અને મનુષ્યકૃત યોજનાઓ તૈયાર કરી કુદરતને પોતાની તરફેણમાં લેવાની કોશીશ કરવાનું કામ આ ખેતીસુધારણાની સંસ્થાઓનું છે અને ઘણે દરજ્જે તેમને તેમાં ફત્તેહ પણ મળી છે. કૃષિશાસ્ત્ર અને પશુશાસ્ત્રની શોધખોળો કરવા માટે રીડીંગની યુનિવર્સિટીના આશ્રય નીચે બીજી એક સંસ્થા તૈયાર કરવામાં આવી છે, અને ગ્લાસગોના કૃષિમહાવિદ્યાલય સાથે પણ તેવું જ ખાતું જોડવામાં આવ્યું છે. ઉપરાંત એબીરીસ્ટ્વિથના મહાવિદ્યાલય સાથે પશુઓના ખોરાક, ઘાસ વગેરેની શોધખોળ કરવાનું ખાતું ચાલુ છે.

સ્કૉટલૅંડમાં એબરડીન, ગ્લાસગો અને એડીનબર્ગની યુનિવર્સિટીઓ સાથે કૃષિની ઉચ્ચ શિક્ષા સારૂ ત્રણ મહાવિદ્યાલયો જોડવામાં આવેલ છે, તેમ જુદી જુદી પ્રાંતિક સમિતિઓ તરફથી બહોળા પ્રમાણમાં કૃષિને લગતાં ભાષણોના ક્રમોની ગોઠવણ પણ કરવામાં આવી છે. આખા ઇંગ્લાંડ અને વેલ્સમાં કાઉન્ટી કાઉન્સિલો જુદા જુદા વિભાગોમાં સાદી સરળ ભાષામાં ખેડુતોનાં છોકરાછોકરીઓને ખેતીનાં ભાષણો દ્વારા કેળવણી અપાવે છે. અંગ્રેજ સરકારને એ વિષયમાં એટલો ભારે રસ છે કે તેમણે હમણાં જ દરેક જમીનદાર, ખેતીના

પ્રોફેસરો અને તજ્જ્ઞોની મોટી સભા મેળવવાનું નિમંત્રણ બહાર પાડી ગ્રેટ બ્રિટન પોતાને જોઈતું અનાજ કેમ મેળવી શકે ? તે બાબતમાં મોટે પાયે ઉપાયો સૂચવવા અને કૃષિશિક્ષા હજી વિસ્તારવાનાં પગલાં લેવા મોટો પ્રયત્ન આદર્યો છે.

આયર્લૅન્ડની સ્વતંત્ર નવી સરકાર તો ખેતી-સુધારણાને અતિ પ્રધાન પદ આપી રહેલ છે. ડબ્લિનની રૉયલ સાયન્સ કૉલેજ, આલ્બર્ટ ઍગ્રિકલ્ચરલ કૉલેજ, કોર્ક અને બેલ્ફાસ્ટની કૃષિ મહાપાઠશાળાઓમાં ખેતીવાડીને લગતું ઉચ્ચ શિક્ષણ અપાય છે. તે સિવાય સંખ્યાબંધ કૃષિશાળાઓમાં સામાન્ય કૃષિશિક્ષા અપાય છે. આયર્લૅન્ડની નવી સરકારે જમીનદારો પાસેથી ખેડુતોને રાજ્યની મોટી મદદ આપી હપતાના પ્રમાણ ઉપર સર્વે જમીન ખરીદાવી આપી છે, જેથી જમીનના માલિક હવે ખેડુતો જ છે. તેમનાં બાળકોને કૃષિશિક્ષા આપવા માટે રાજ્યે ભગીરથ પ્રયત્ન આદર્યો છે, અને એ ખાતું ત્યાં સૌથી માનીતું ગણાય છે. નાણાં, સલાહ, સૂચનાઓ, નવીન ઢબનાં ઓજારો અને સારાં બીયાં ખેડુતોને પુરાં પાડવાની રાજ્યે મોટી ગોઠવણ કરી છે.

બેલ્જીઅમ એ નાનકડો દેશ છે, પરંતુ કૃષિશિક્ષા ત્યાં બહુ જ મોટે પાયે આપવામાં આવે છે. ખાસ કરીને કોરપોરેશનો, ગ્રામ્ય સમિતિઓ, જીલ્લા સમિતિઓ કૃષિને લગતાં ભાષણો દિવસ અને રાત્રે તજ્જ્ઞો પાસે ગોઠવાવી ખેડુતોની મંડળીઓ સન્મુખ અપાવે છે. અને જમીન ખાતામાંથી કેવી રીતે સારામાં સારો કસ મેળવવો તેના ઉપાયો સૂચવે છે.

ખેતી બાબતમાં જો કોઇ પણ દેશે મોટા અદ્ભુત ફેરફારો કર્યા હોય તો તે જર્મની છે. ચાલીસ વર્ષ પહેલાં એ દેશની ખેતીવાડી સારી અવસ્થામાં નહોતી. કૈઝરે એના ઉપર ખાસ ધ્યાન આપ્યું. આજે જર્મની ખેતીમાં અમેરિકા પછી બીજે નંબર લે છે. દરેક જર્મન યુનિવર્સિટી સાથે ખેતીની મહાપાઠશાળા જોડાયલી હોય છે. તેની સાથે ખેતીની પાઠશાળાઓ અને તેની સાથે ખેતીની સામાન્ય શાળાઓ જોડાઇ આખા શિક્ષણની એક ક્રમબદ્ધ સાંકળ બનાવી દીધી છે. ખેતીના દરેક વિભાગને લગતાં ભાષણો, અખતરા, પ્રયોગો, લેખો, સંવાદો વગેરે મોટે પાયે આખા જર્મનીમાં ગોઠવવામાં આવ્યાં છે. ઇંગ્લંડ આ વિષયમાં જર્મનીની બરાબરી કરી શકે તેમ નથી. ખેતીની સાધારણ કેળવણી ઉપરાંત મોટી શાસ્ત્રીય શોધખોળો ચલાવવાનું ખાતું પણ ત્યાં સારી રીતે નીભાવવામાં આવે છે. આપણા યુવકોને જો ખરી કૃષિ કેળવણીની પરદેશમાં માહિતી મેળવવી હોય તો તે અમેરિકા અને જર્મની જ પુરી પાડી શકશે.

ફ્રાન્સની સરકાર અને પ્રજા કૃષિશિક્ષામાં સારો રસ લે છે, પરંતુ ત્યાં જર્મની જેવી સંપૂર્ણ ગોઠવણ નથી. છતાં પણ ખેતીશિક્ષાની મહાન પાઠશાળાઓ, શાળાઓ, ગ્રામ્યશાળાઓ, ભાષણો, સંવાદો વગેરેની ગોઠવણ આખા ફ્રાન્સમાં કરવામાં આવી છે. ફ્રાન્સ એ કૃષિપ્રધાન દેશ ગણાય છે. સ્વીટ્ઝરલૅન્ડનું નાનું પ્રજાસત્તાક રાજ્ય ખેતીશિક્ષામાં જર્મનીની પદ્ધતિનું અનુકરણ કરે છે. ડેનમાર્કની ખેતી પણ યુરોપમાં વખણાય છે, કારણ કે ત્યાં દરેક ખેડુતને ખેતીવાડીનું શિક્ષણ આપવાની ગોઠવણ થયેલી છે.

હવે આપણે હિંદની કૃષિશિક્ષા, તેનો વિસ્તાર અને ગુણદોષ તપાસીએ. હિંદની ૩૨ા કરોડની વસ્તી માટે હિંદી સરકારે ૧૯૨૩ સુધીમાં માત્ર ૫ કૃષિશિક્ષાની કૉલેજો તથા ૭ સ્કુલો સ્થાપી છે, અને તેમની સ્થિતિ અને પદ્ધતિ જોતાં પશ્ચિમની સાધારણ માધ્યમિક સ્કુલોથી પણ ઘણી પછાત હોય છે. પ્રજા પણ સરકારની પેઠે એ વિષયમાં બહુ થોડો રસ લે છે. ખેડુતો હજારો વર્ષથી ચાલી આવતી જરીપુરાણી પદ્ધતિ પ્રમાણે ખેતી કરતા આવે છે. તેઓના છોકરાઓને ખેતીની કેળવણી આપવાનાં સાધનો અને સંસ્થાઓનો અભાવ છે. જ્યાં જવલ્લે એવી સંસ્થા હોય ત્યાં ખેડુતો પોતાના છોકરાઓને (છોકરીઓને મોકલવાનું તો સ્વપ્નવત્ છે.) મોકલી શકવાના સંયોગો ધરાવતા નથી. ખેડુતોને આખા કુટુંબની મહેનતથી માંડમાંડ પેટપુરતું જે ખાવાનું મળી શકે છે, ત્યાં છોકરીઓની મહેનત પણ ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે. અને છોકરાઓ ભણવા જાય તો પૈસા ખરચી બીજી તેટલી મજુરી બહારથી મેળવવી પડે, એટલાં સાધનો ખેડુતો ધરાવતા નથી. આથી તેઓ પોતાના છોકરાઓને કૃષિ-શાળાઓનો લાભ આપી શકતા નથી.

યુનિવર્સિટી અને કૉલેજોમાં ભણેલા યુવકોની મહત્વાકાંક્ષાઓ હિમાલયના શિખરો સાથે ભમતી હોય છે, એટલે ખેતી જેવા મજુરીના ધંધામાં સાહિત્ય-વાટિકાના વિલાસીઓને રસ પડતો નથી. મધ્યવર્ગના યુવકો પ્રવેશક - પરીક્ષાઓ પસાર કરી મહેતાગીરીમાં

પ્રવેશ કરી રળી ખાવાનું શરૂ કરે છે. ખેતીની મજુરીમાં નથી તેમને રસ અને નથી તેમના શરીરમાં મજુરી કરવાની તાકાત અને કવાયત. યુવકોને દાક્તર અને વકીલાતના શાંતિપ્રિય મોભાવાળા ધંધા ગમે છે. ખેતીનો ધંધો ઉપલાના મુકાબલે જંગલી ગણાય છે. આથી ખેતીની કેળવણી લેવાને ખેડુત વર્ગ, પૈસાદાર વર્ગ અથવા તો મધ્યમવર્ગ એ ત્રણેના યુવકો ઉદાસીન રહ્યા છે. ચોથો જમીનદાર વર્ગ જેને ખેતી સાથે બહુ જ નીકટનો સંબંધ રહ્યો છે,તે વર્ગ તે પરભારી પેદાશને લીધે વાડી, ગાડી અને લાડીમાં જ અમનચમન કરવાનું ઘણે ભાગે રહે છે, એટલે કૃષિશિક્ષાના વિષયમાં કોઇ પણ રસ લેતું જણાતું નથી. વિદ્યાખાતાના ભૂતપૂર્વ સેક્રેટરી મિ. શાર્પ પોતાના 'હિંદમાં વિદ્યાવૃદ્ધિ (૧૯૧૨–૧૭)' નામના પુસ્તકમાં જણાવે છે કે "કૃષિશિક્ષા માટે મુંબઈ, મદ્રાસ, નાગપુર વગેરે સ્થળોએ મહાપાઠશાળાઓ ખોલવામાં આવી છે, પરંતુ તેમાં કૃષિને યોગ્ય યુવકો દાખલ થયા નથી. જમીનદાર અને ખેડુત વર્ગના યુવકો આ પાઠશાળાઓના શિક્ષણ પ્રતિ ઉદાસીન રહ્યા છે. જમીનદાર યુવકોને એ વિષયમાં રસ નથી જ્યારે ખેડુત યુવકોને સ્વતંત્ર સાધન તથા વિદ્યાવિષયની યોગ્યતાનો અભાવ છે." આથી આવી મહાપાઠશાળાઓમાં દાખલ થનારાઓને પરીક્ષાઓ પસાર કરી ખેતીવાડી ખાતાની આકરી નોકરીમાં દાખલ થવા સિવાય બીજો કોઇ હેતુ નથી. હવે આ મહાપાઠશાળાઓનો અભ્યાસનો ક્રમ તપાસીએ. આ પાઠશાળાઓના અધ્યાપકો ઘણાખરા ઇંગ્લંડની ખેતીવાડીની મોટી પાઠશાળાઓમાં પરીક્ષા પસાર કરનાર અને ડીગ્રીઓ મેળવનાર યુવકો છે. તેઓ અંગ્રેજી શિક્ષાપુસ્તકોની પ્રણાલિથી અંગ્રેજી આબોહવામાં ખેતીની પદ્ધતિનું શિક્ષણ ધરાવે છે. તે દેશના જુદા જુદા પાકો, ખાતરો વગેરેનું તેમને જ્ઞાન હોય છે. પરંતુ આ દેશની ખેતીવાડી, જુદા જુદા પાકો, ઋતુની ભિન્નતા, પદ્ધતિનું જુદાપણું વગેરે બાબતોનું તેમને અનુભવી જ્ઞાન કવચિત જ હોય છે. તેઓ અંગ્રેજી શિક્ષણપદ્ધતિ અનુસાર, અને અંગ્રેજી કૃષિશિક્ષાનાં ખાસ પુસ્તકો દ્વારા હિંદી યુવકોને કૃષિશિક્ષા આપે છે. તે કેળવણી પણ દેશી ભાષા દ્વારા ન અપાતાં અંગ્રેજી ભાષા દ્વારા જ અપાય છે જેથી યુવકોને પરીક્ષાની ગાંઠ ઉકેલવા પુરતું જ જ્ઞાન મળે છે. પરંતુ ખેતીવાડીની અહીંની વસ્તુસ્થિતિને અનુકૂળ જ્ઞાન જવલ્લે જ મળે છે. આ યુવકોને ડીગ્રીનું લેબલ મળતાં જ તેમને ખેતીવાડી ખાતામાં જુદા જુદા વિભાગોમાં નીમવામાં આવે છે. આથી વિશેષ લાભ થયો હોય એમ જણાયું નથી. હિંદને અને હિંદના ખેડુતોને તો સાદી, સીધી, સરળ ભાષામાં હાલની ખેતીમાં કેવા સુધારા ઓછા ખરચે થઇ શકે, અને કેવાં સાધનોથી સારી ખેતી થઇ શકે તે જ શીખવવાનું છે. ખેતીની ઉંચી શાસ્ત્રીય કેળવણી જે ઝીણી ઝીણી બારીકાઇઓથી ભરેલી હોય છે, અને જેને સમજવાને યુનિવર્સિટીના શિક્ષણની જરૂર છે, તેવું જ્ઞાન ગરીબ નિરક્ષર અને પેટમાં પુરતું ખાવાને પણ ન મળે તેવાં ખેડુતનાં બાળકોને શું ઉપયોગી થાય !

બિહારમાં પુસા ખાતે કૃષિના ઉચ્ચ શિક્ષણ માટે મહાપાઠશાળા સરકાર તરફથી સ્થાપવામાં આવી છે અને ખેતીની બારીક શોધખોળોને લગતું અતિ ઉચ્ચ શિક્ષણ ત્યાં આપવામાં આવે છે. ત્યાંની ડીગ્રી મેળવનારને ખેતીવાડી ખાતાના મોટા હોદ્દાઓ આપવામાં આવે છે. ખેતીના શિક્ષણના જુદા જુદા વિભાગોને લગતી યુરોપની પદ્ધતિની સંપૂર્ણ કેળવણી આપવાનો ત્યાં ક્રમ ગોઠવેલ છે. ખેતીનું રસાયનશાસ્ત્ર, જંતુશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, શોધખોળનું શાસ્ત્ર, રોપાઓનું વૈજ્ઞાનિક પૃથક્કરણશાસ્ત્ર વગેરે વિભાગો, તેમાં થયેલી શોધખોળો અને નવીન પદ્ધતિઓનું અંગ્રેજી શિક્ષા પુસ્તકોની મારફતે સારું જ્ઞાન અપાય છે. પશુવિદ્યા અને માખણ-ઘી બનાવવાનું શિક્ષણ પણ આપે છે. ત્યાં એક મોટું ક્ષેત્ર વાળી તેમાં અનુભવી જ્ઞાન પણ આપવાની કોશિશ થાય છે. અત્યાર સુધીમાં ૧૩૧ વિદ્યાર્થીઓ ત્યાં તૈયાર થઇ સરકારી અથવા રજવાડી ખાતાઓમાં નીમાયલા છે. પુસાની મોટી પ્રયોગશાળામાં યુવકોને શાસ્ત્રીય શોધખોળો ચલાવવાની ખાસ ગોઠવણ કરી આપવામાં આવે છે.

શિકાગોના ઉદારાત્મા મિ. હેન્રી ફીપ્સે આવી શાળા હિંદમાં કાઢવાને માટે પૌંડ ત્રીસ હજારનું પ્રથમ દાન આપેલું. પાછળથી બીજા દસ હજાર પૌંડ તેમાં વધારે તેમણે જ આપ્યા. તે વખતના વાઇસરોય લોર્ડ કર્ઝને આ નાણાં પુસા ખાતે ખેતીની શાસ્ત્રીય ધોરણ ઉપર મહાપાઠશાળા બાંધવામાં અને તેને યોગ્ય સાધન સામગ્રી ખરીદવાને માટે વાપર્યા હતા.

હિંદની સરકાર પણ યથેષ્ટ રીતે આ ખાતું નીભાવી રહી છે. હમણાં જ બારેક માસ ઉપર નીમાયેલ એક અનુભવીઓની કમિટીની નીચે મુજબની સૂચનાઓ હિંદી

સરકારે સ્વીકારી છે. આનું મુખ્ય લક્ષ્ય ખેતીવાડીના અતિ ઉચ્ચ શિક્ષણ માટે લાયક વિદ્યાર્થીઓ મેળવી તેમને શાસ્ત્રીય જ્ઞાન આપી ખેતીવાડીના તદ્દજ્ઞો તૈયાર કરવાનું છે.

( ૧ ) કૃષિપાઠશાળાના ચંચળ, મહેનતુ યુવકો ત્યાંની પરીક્ષા પાસ કરી પોતાની પ્રાંતિક સરકારનું સર્ટિફિકેટ મેળવે તેમને દાખલ કરવા.

( ૨ ) હિંદી યુનિવર્સિટીના શાસ્ત્રીય વિષયના પદવી-ધરો જેમણે કોઇ કૃષિ પાઠશાળામાં એક વર્ષનું ખેતીનું શિક્ષણ મેળવ્યું હોય અને પ્રાંતિક ખેતી ખાતાના વડાનું સર્ટિફિકેટ મેળવ્યું હોય તેમને દાખલ કરવા.

( ૩ ) દેશી રજવાડા તરફથી મુકવામાં આવતા કેળવણી લીધેલા લાયક યુવકોને જો સ્થાન હોય તો જ દાખલ કરવા. પુસા ખાતેનું મહાવિદ્યાલય ખરેખર નિરીક્ષણ કરવા જેવું છે. ત્યાંના ડાયરેક્ટરને અગાઉથી લખવાથી તે દેખાડવાનો બંદોબસ્ત થઇ શકે છે.

ખેતીને લગતી મહાપાઠશાળાઓ પૂના, લાયલપુર, કાનપુર, કોઇમ્બતુર, નાગપુર અને સબુર ખાતે ખોલવામાં આવી છે, અને ઢાકા તથા માંડલે ખાતે પણ કોલેજો તૈયાર થઇ ગઇ છે. બીજી કોલેજો કરતાં પણ પૂનાની ખેતીવાડીની મહાપાઠશાળા સારા પાયા ઉપર ચાલે છે. ત્યાંના ઉપરી મિ. હેરોલ્ડ મેને તેના ઉપર પોતાની અદ્ભુત શક્તિનો ઘણો જ સારો સદુપયોગ કર્યો હતો, જેથી એ શાળા લોકપ્રિય થઇ પડી છે. તેની અંદર ૨૦૦ છોકરાઓ ચાલુ અભ્યાસ કરે છે, અને મુંબાઇની યુનિવર્સિટીની સાથે તે જોડાયલી છે. આ મહાપાઠશાળા-માં એક અંગ જે વિશેષ ઉપયોગી થયેલ છે, તે ખેડુતના બાળકોને સંક્ષિપ્ત ક્રમથી ખેતીવાડીનું સાદું જ્ઞાન આપવાની યોજના છે. એ ખેડુત પુત્રોને યુનિવર્સિટીની પરીક્ષાઓ પાસ કરવા માટે નહિ પણ પોતાના ખેતરો અને ખેતીની અભિવૃદ્ધિ કરવાને લગતું શિક્ષણ આપવાની ગોઠવણ કરેલી છે. લાયલપુર ( પંજાબ ) ની પાઠશાળામાં પણ આવો જ કાંઇક ક્રમ ગોઠવાયેલ છે. જેને યુનિવર્સિટીના કૃષિ પદવીધર થવું હોય તેના માટે ઉચ્ચ ક્રમ અને જેને સાદું સરળ જ્ઞાન મેળવવું હોય તેના માટે જુદી શિક્ષણપદ્ધતિ છે. બીજા છાત્રોને સર્ટિફિકેટ આપી વિદાય કરે છે. તે સિવાય હમણાં દેશી ભાષામાં ખેતીનું શિક્ષણ આપવાની ગોઠવણ પણ કરેલી છે. સાથે મોટા ખેતરોમાં વાવણી કરી જુદા જુદા પાકો કેવી રીતે શાસ્ત્રીય સંશોધનો સહિત ઉગાડ શીખવવામાં આવે છે. બંગાળામાં બે કૃષિશિક્ષાની પાઠશાળાઓ ખોલવામાં આવી છે, પરંતુ બંગાળના ડાયરેક્ટર જનરલના જણાવ્યા મુજબ તે પુરી સંતોષકારક નીવડી નથી. જે જાતનું જ્ઞાન અપાય છે તે ખેડુતો સમજી શકતા નથી. જેઓ ભાષણો સાંભળીને જાય છે, તેઓ જુના સંસ્કારોને લીધે નવીન સુધારા કરતા નથી. અને મોટી સંખ્યા પાસે તેવાં સાધન પણ હોતાં નથી. કાનપુરની કૃષિ મહાપાઠશાળામાં ખેતી શિખવવાનો બે વર્ષનો ટુંકો ક્રમ દાખલ કરવામાં આવ્યો છે અને તેના જ ધોરણે વાયવ્ય પ્રાંતની બુલંદ શહેરની પાઠશાળાનો ક્રમ ગોઠવાયો છે. હજી પુરતી ફતેહ મળી હોય તેમ જણાતું નથી. મધ્યપ્રાંતમાં બે કૃષિ પાઠશાળાઓનો શિક્ષણક્રમ હમણાં જ સુધારવામાં આવ્યો છે. હવે ખેડુત પ્રજા તેનો કેવો લાભ લે છે, તે જોવાનું છે. પરંતુ લાયક ઉમેદવારોને હજી સુધી એ પાઠશાળાઓ આકર્ષી શકી નથી. મુંબઇ ઇલાકો ખેતીની માધ્યમિક તેમ જ ઉચ્ચ કેળવણીમાં સૌ પ્રાંતોથી આગળ વધેલ છે. ખેતીની ૭ સામાન્ય શાળાઓ પણ સંતોષકારક કામ કરતી જણાવવામાં આવે છે. પંજાબમાં ઘણી માધ્યમિક શાળાઓમાં ખેતીનું શરૂઆતનું શિક્ષણ પણ સાથે જ આપવામાં આવે છે. ગુરૂદાસપુરમાં લશ્કરીઓનાં બાળકોને ખેતીનું શિક્ષણ આપવાની ખાસ ગોઠવણ થઇ છે. લાયલપુર ખાતે ખેતીના ઉચ્ચ શિક્ષણ માટે મહા-પાઠશાળા ખોલવામાં આવી છે, જ્યાં શિક્ષકો તૈયાર કરી જુદી જુદી પ્રાંતિક શાળાઓમાં નિમવામાં આવે છે. એ શાળાઓમાં શરૂઆતનું ખેતીનું જ્ઞાન આપવા ઉપર વધારે ભાર મુકવામાં આવે છે. છતાં ખેડુતના છોકરાઓ વધારે પ્રમાણમાં લાભ લે એવી કાંઇક વ્યવસ્થાની સર્વત્ર જરૂર છે. લોકો અને ખાસ ખેડુતો કૃષિશિક્ષાનું શાસ્ત્રીય જ્ઞાન મેળવે એ બહુ જ આવશ્યક છે પરંતુ તેને માટે આવી શિક્ષા પુરતી ઉપયોગી થઇ પડે તેવો ક્રમ ગોઠવાવો જોઇએ.

મુંબાઇના ધનાઢ્યો પણ આ વિષયની અભિવૃદ્ધિને માટે યોગ્ય ફાળો આપતા રહ્યા છે. સર સાસુન ડેવીડે મુંબઇ સરકારના હાથમાં નામદાર સમ્રાટ્‌ના આગમન પ્રસંગે પૌંડ ૫૩,૩૦૦ કૃષિપાઠશાળાઓ સ્થાપવા સોંપ્યા હતા. તેમાંથી કૃષિ પાઠશાળાઓ જુદા જુદા જીલ્લાઓમાં સ્થાપવાની ગોઠવણો થઇ છે. આખા હિંદના ખેતીવાડી

ખાતાનું મુખ્ય મથક પુસાનું શહેનશાહી ખેતીવાડી ખાતું છે. તેનો વાર્ષિક ખરચ પૌંડ ૬૫,૦૦૦ થાય છે. પ્રાંતિક સરકારો કૃષિશિક્ષા પાછળ પૌંડ ૫૯૪,૦૦૦ ખર્ચે છે. એની વાર્ષિક સરેરાશ દર એકર ઉપર અર્ધી પેની આવે.

૧૯૦૫ ની સાલથી ખેતીવાડી ખાતાની નવીન રચના થઈ છે. દર ૭ માસે ખેતીવાડી ખાતાના મધ્યસ્થ સરકારના અને પ્રાંતિક તદ્‌જ્ઞોની કોન્ફરન્સ ભેગી થાય છે. તેમાં ખેતીવાડી, તથા કૃષિશિક્ષાની ગત ૭ માસમાં થયેલી પ્રગતિ જોઈને ભવિષ્યના ક્રમો બંધાઇ અનુભવની આપ લે થાય છે, અને જુદી જુદી યોજનાઓ ઘડાઈ મધ્યસ્થ સરકારની બહાલી માટે મુકવામાં આવે છે.

કૃષિશિક્ષાએ હિંદમાં હજી જાણવા જેવી પ્રગતિ કરી નથી. તેનું કારણ લોકોની ગરીબાઇ અને અજ્ઞાન છે. હમણાંની શાળાઓ કૃષિકારોને વિશેષ લાભકારક જણાઇ નથી. માત્ર સરકારી ખેતીવાડી ખાતાના નીચેની તથા વચલી પાયરીઓના અમલદારો નીપજાવવાની એ મીલો છે. ખેડુતોનાં બાળકોને પણ એ જ્ઞાન વિશેષ ઉપયોગી થયેલું જણાયું નથી, કારણ કે પ્રથમ તો હિંદના ખેડુતોનાં ટુંકા સાધનો, ગરીબાઈ અને નાનાં નાનાં ખેતરોના ટુકડાઓ જોતાં તેમની જુની ખેતીની પદ્ધતિ વધારે અનુકૂળ છે. પાશ્ચિમાત્ય તદ્‌જ્ઞો પણ હમણાં એ જ મત દર્શાવે છે. હજારો વર્ષ થયાં ચાલી આવતી એ પદ્ધતિ ટુંકા સાધનો વાળા માટે ખરાબ નથી પરંતુ ખેતીવાડીનું ખાસ અનુભવનું પ્રાથમિક શિક્ષણ ખેડુતોના બાળકોને લાભકારી છે. તેને માટે મોટાં ક્ષેત્રોમાં જાત જાતના પાકો ઉપજાવી કેવી જાતનાં બીઆં વાવવાં, કેટલું અને કેવું ખાતર દેવું, કેટલું અને કયા ક્રમથી પાણી પાવું, જંતુઓને કેવી રીતે દૂર કરવાં, છોડવાઓની વધ કેમ કરવી, રોગને દૂર કેમ કરવા વગેરેનું નવીન પદ્ધતિથી ખાસ અનુભવી જ્ઞાન આપવામાં આવે તો તે નકામું નથી અને ઘણે ઠેકાણે તે લાભકારક જણાયું છે. પરંતુ સૌથી મુખ્ય જરૂર ખેડુતોને સારાં બીઆં, સારાં ખેતીનાં ઓજારો અને સશક્ત બળદો પુરા પાડવાની છે. આવી ગોઠવણ કરવાથી ખેતીવાડીની હાલત ઘણી જ સુધરશે.

જાપાનના વિશ્વવિદ્યાલયમાં શીખેલા યુવકોએ સાધારણ મજુરોની પેઠે કામ કરી જાપાનની ચોખાની ખેતીને ઉચ્ચ દરજ્જે આણી. તેવી રીતે આપણા યુવકો દેખાવના ફેશનવાળા ડાક્ટર અથવા વકીલ થવા કરતાં ખેતીની ઉચ્ચ કેળવણી લે તો તે ઘણી જ સારી વાત છે. ખેતીવાડી ખાતા તરફથી ચોપાનીઆં, હસ્તપત્રો અંગ્રેજી ભાષામાં નીકળે છે, પરંતુ ખેડુતોને તેથી ફાયદો થયેલો જણાયામાં નથી.

હિંદની સરકાર કૃષિશિક્ષા ઉપર ઘણું જ થોડું ખર્ચ કરે છે અને તેમાં પણ અંગ્રેજ તદ્‌જ્ઞોના ભારે પગારોમાં તેનો મોટો ભાગ ચાલ્યો જાય છે. નીચેના આંકડા ઉપરથી પરદેશના મુકાબલે અત્રેની વસ્તુસ્થિતિ સ્પષ્ટ સમજાશેઃ

| દેશ | અભણ સંખ્યા સેંકડે ટકા | કૃષિશિક્ષાનો ખર્ચ |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૭.૭ | ૧૬ શિલીંગ |
| ઇંગ્લંડ અને વેલ્સ | ૧.૮ | ૧૦ શિલીંગ |
| હિંદુસ્થાન | ૯૪ | ૧ પેની |

હિંદમાં વિશેષ જરૂર તો કૃષિશિક્ષાનાં મૂળતત્ત્વોનું જ્ઞાન, પ્રાથમિક શિક્ષણ અને માધ્યમિક શિક્ષણ સાથે ફરજીઆત સૌને માટે કરવાનું છે. જુદાં જુદાં યોગ્ય સ્થળોએ નમુનેદાર સરકારી ખેતરો નવીન પદ્ધતિ ઉપર હજારોની સંખ્યામાં સ્થાપી ખેડુતોને અનુભવ સહિત દેખાડવાની પણ આવશ્યકતા છે. સુધારા વધારા કરવામાં ખેડુતની સાદી સરળ ભાષામાં હસ્તપત્રો પણ ઉપયોગી થઇ પડે. ખેડુતોના મેળાઓમાં મેજિક લેન્ટર્નની મદદથી દેશી ભાષામાં આપેલ નાનાં નાનાં ભાષણો પણ ઠીક ગરજ સારે. વિશેષ તો પરસ્પર સહકારી મંડળો સ્થાપી ખેડુતોને કરજમુક્ત કરી તેમને સારાં સાધનો અપાવવાથી જ ખેતી સુધરશે. જમીનને પુરતું ખાતર મળતું નથી. મોટી રકમનું ખાતર પરદેશ ચડે છે. સસ્તું યોગ્ય ખાતર મળે તો જમીનની ફળદ્રુપતા ઘણી વધી જાય. ખેતીનાં સરળ મજબુત નવીન ઓજારોની પણ મોટી જરૂર છે.

ડુંગરસી ધરમસી



# સ્પાર્ટનોની તાલીમ

યુરોપના ઇતિહાસમાં સ્પાર્ટાનું સ્થાન અતિ મહત્વનું છે. ગ્રીસના લેકોનીઆ પ્રાન્તનું એ મુખ્ય શહેર હતું. એ નગરના નામ ઉપરથી ઓળખાતા સ્પાર્ટન લોકો યુરોટસ નદીની ખીણમાં રહેનાર ડોરીઅનોના વંશજ હતા. આ સ્પાર્ટનો ઉપરાંત સ્પાર્ટામાં બીજા લોકો પણ હતા. આવા લોકોમાં પેરીકાઈ અને હેલટ નામના બે મુખ્ય વર્ગ હતા. આ વર્ણવ્યવસ્થા આપણે ત્યાંની વર્ણવ્યવસ્થા જોડે કેટલેક દરજ્જે સરખાવી શકાય. સામાજિક વ્યવસ્થામાં સૌથી નીચેનો વર્ગ હેલટ લોકોનો હતો. એ લોકોની સંખ્યા સૌથી વધારે હોવા છતાં ય ત્હેમની સામાજિક સ્થિતિ અત્યંત દયાજનક હતી. ત્હેમને કોઇ પણ જાતના સામાજિક કે રાજકીય હક્કો આપવામાં આવ્યા ન હતા; અને તેઓ ખેતી અને ગુલામગીરીનો ધંધો કરતા. ટુંકમાં તેઓ સ્પાર્ટાના શૂદ્ર લોકો હતા, ત્હેમના કરતાં, બીજા વર્ગની, એટલે પેરીકાઇ લોકોની સ્થિતિ ઘણી સારી હતી. સ્પાર્ટાની વેપાર વગેરે સર્વ પ્રવૃત્તિઓ આ પેરીકાઇ લોકોના હાથમાં હતી. જો કે ત્હેમને કોઇ જાતના રાજકીય હક્કો ન હતા, છતાં ય નાગરિક તરીકેની સંપૂર્ણ સ્વતંત્રતા તેઓ ભોગવતા. આ બધાની ઉપર સત્તા ભોગવતો વર્ગ ખુદ સ્પાર્ટન લોકોનો હતો. સંખ્યામાં અત્યંત અલ્પ હોવા છતાં ય આ લોકો સ્પાર્ટામાં જબરી સત્તા ભોગવતા. જાહેર ફરજો અદા કરવાની યોગ્યતા મેળવવાની કેળવણી લઈ એ ફરજો બજાવવા સિવાય સ્પાર્ટન લોકોને બીજો કોઇ પણ ધંધો ન હતો. એ વર્ગને વેપાર કરવાની સખત મના હતી; અને જીવન-નિર્વાહ હેલટ લોકો જે જમીન ખેડતા ત્હેમાંથી આવતી નિપજ ઉપર થતો.

સ્પાર્ટામાં પોતાનું સર્વોપરીપણું જાળવી રાખવા સ્પાર્ટનો સતત પ્રયત્નો કરતા. પેરીકાઇ અને હેલટ લોકોને સદાને માટે પોતાના અંકુશ હેઠળ રાખવા તેઓ અહોનિશ કાળજી રાખતા, અને હેલટ લોકોની સંખ્યા મ્હોટી હોવાથી કોઇ દિવસ પણ તેઓ એકત્ર થઇ સ્પાર્ટનોની સ્હામે ઉઠે એવા ભયથી તેઓની નીતિ એ વર્ગને હંમેશને માટે દબાયલો અને ગુલામગિરિમાં રાખવા તરફ હતી. હેલટ લોકો તરફની આ અવિશ્વાસ-ની લાગણીને પરિણામે સ્પાર્ટનોમાં "ક્રિપ્ટિઆ" નામનો એક અત્યંત ક્રૂર રિવાજ દાખલ થયો. આ રિવાજ પ્રમાણે સ્પાર્ટન યુવકોને ત્હેમના ઉપરીઓ હથિયાર અને ખોરાક આપી સ્પાર્ટાની આજુબાજુના મુલકમાં વીખેરાઇ જઇ સંતાઈ રહેવાનું ફરમાવતા. આ બધા યુવકો રાત્રે બહાર આવી જેટલા હેલટ લોકો હાથમાં આવે તેટલાને મારી નાખતા. વળી જે હેલટ લોકોની લાગવગ વધતી જતી માલૂમ પડતી ત્હેવાનો તો તેઓ વીણી વીણીને સંહાર કરતા. કેટલીક વખત ધોળે દિવસે પણ રસ્તાઓ ઉપર અને ખેતરોમાં તેઓ આવી ક્રૂર કતલ ચલાવતા. એક વખત સ્પાર્ટનો અને એથેનિયન લોકોના યુદ્ધ દરમ્યાન ૪૨૦ સ્પાર્ટનોને એથેનિયનોએ સ્ફેક્ટેરીઆનાં ટાપુમાં ઘેરી લીધા. એ ઘેરો ચાલતો હતો તે વખતે હેલટ લોકોએ જીવને જોખમે અત્યંત બહાદુરીથી એ સ્પાર્ટનોને દાણા વગેરે વસ્તુઓ પૂરી પાડી. આ સેવાના બદલામાં સ્પાર્ટન લોકોએ ત્હેમને સ્વતંત્રતા બક્ષી; પણ થ્યુસિડાઇડ્સ વર્ણવે છે તેમ તેઓને સ્વતંત્રતા બક્ષ્યા પછી થોડા સમયમાં જ એ બે હજાર કે વધુ ગુલામો ક્યાં ગયા અને ત્હેમનું શું થયું ત્હેનો પત્તો મળ્યો નહિ—એવી ગુપ્ત રીતે ત્હેમનો સર્વનો એકી વખતે સંહાર કરવામાં આવ્યો. જેમ આપણે ત્યાં વેદાધ્યયન કે એવી વસ્તુઓ કરવાની શૂદ્ર લોકોને મના હતી તેમ હેલટ લોકોને સારા ગૃહસ્થને છાજે એવાં ગાન કે નૃત્ય કરવાની બંધી હતી.

આ સ્પાર્ટન લોકોના જીવનમાંથી જ પ્રેરણા પામી પ્લેટો જેવા મહાન ફિલસુફે જગતને "રિપબ્લિક" નામનો અપૂર્વ ગ્રંથ બક્ષ્યો. તેના "રિપબ્લિક"માં તેણે આદર્શ ગાર્ડિયનો (ક્ષત્રિયો, રાજકર્તાઓ)નું વર્ણન કરેલું છે. આ ગાર્ડિયનો એટલે જ સ્પાર્ટન લોકો—ફેર માત્ર એટલો જ કે પ્લેટોના આદર્શ ગાર્ડિયનો માટેના આવશ્યક ગુણોમાંનો એક જ ગુણ તેઓનામાં ન હતો: તેઓને દેહની કેળવણી મળતી પણ આત્મા કેળવણી વિનાનો જ રહ્યો હતો. આને પરિણામે તેઓ સ્વાર્થી, સંકુચિત દૃષ્ટિવાળા અને જડ હૃદયના થયા હતા. આ ખામીને લઇને જ ગ્રીસનું એક "ફેડરેશન" (રાષ્ટ્રસંઘ) બનાવવાની અપૂર્વ તક તેઓએ ગુમાવી. સ્પાર્ટનોમાં આ ખામી જોઇને જ પ્લેટો તેના "રિપબ્લિક"માં આદર્શ રાજકર્તાઓ ફિલસુફ જ હોવા જોઇએ એમ વારંવાર ભારપૂર્વક જણાવે છે.

આ સ્પાર્ટન લોકોએ એક બળવાન પ્રજા થવાને માટે જે જે પ્રયત્નો કર્યા, જે જે કાયદાઓ ઘડયા અને જે કઠોર દેહદમન કર્યું તેનું વર્ણન આશ્ચર્યચકિત કરે એવું છે. આજે પણ સ્પાર્ટન તાલીમ (ડિસિપ્લીન) કહેવતરૂપ થઇ પડી છે. "યુદ્ધનો વેપાર" એ જ કેવળ, તેમનું ધ્યેય હતું. પ્રત્યેક સ્પાર્ટનનું વલણ મધમાખોની માફક સદા સામાન્ય લાભ તરફ રહેતું, અને તે પોતાને એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે ગણતો ન હતો, પણ પોતે આખા સ્પાર્ટન વર્ગનું એક અંગ છે એમ માનતો. આખા ગ્રીસમાં ભાગ્યે જ બીજી કોઇ પ્રજાએ રાષ્ટ્રના હિત ખાતર પોતાની વ્યક્તિઓનાં વ્યક્તિત્વનું આટલું બધું બલિદાન આપ્યું હોય. તેમનો આખો શિક્ષણક્રમ જ તેમને બળવાન યોદ્ધાઓ બનાવવાના દૃષ્ટિબિન્દુથી ઘડવામાં આવ્યો હતો. તેમનું મૂળ ધ્યેય આજ્ઞાપાલન, સહનશીલતા, અને લશ્કરી વિજય હતું—બીજા હેતુઓ ગૌણ હતા. એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા જણાવે છે કે કદાચ આખા જગતના ઇતિહાસમાં બીજા કોઇ પણ રાષ્ટ્રે પોતાનો આદર્શ આટલી સ્પષ્ટતાથી પોતાની સમક્ષ મૂકી તેને પાર પાડવા માટે સતત પ્રયત્નો કર્યા નહિ હોય. સ્પાર્ટાની મહત્તા આ આદર્શને પાર પાડવા માટેના સતત પ્રયત્નો, ખંત અને ધીરજમાં જ રહેલી છે.

સ્પાર્ટનોમાં એકતા સ્થાપવાના અને તેમનામાં રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટાવવાના ભગીરથ પ્રયત્નો કરનારાઓમાં લાયકરગસનું નામ પહેલું આવે છે. આ લાયકરગસ વિશે ઇતિહાસકારોમાં ઘણો મતભેદ છે; પણ સાધારણ રીતે સ્પાર્ટનો માનતા કે બધા કાયદાઓ લાયકરગસે જ ઘડયા હતા. (—આપણે મનુ વિશે માનીએ છીએ તેમ.) લાયકરગસનો પહેલો સુધારો જમીનના ગરાસને લગતો હતો. તેણે જોયું કે ઘણીખરી જમીન થોડાએક પૈસાદારોના હાથમાં હતી અને સ્પાર્ટનોમાં નિર્ધન લોકોની સંખ્યા ઘણી મ્હોટી થઇ ગઇ હતી. આ અતિધનતા અને નિર્ધનતાને લઇને ઉભી થતી અસહ્ય અસમાનતા, અને તેને પરિણામે જન્મતા લોભ, ઇર્ષ્યા, ઉદ્ધતાઇ, વિલાસીપણું અને એવા દુર્ગુણોરૂપી અનેક દુષ્ટ રોગોથી રાષ્ટ્ર હેરાન થતું હતું. લાયકરગસે લોકોની સંમતિ મેળવી જમીનની માલિકીના આગળથી ચાલ્યા આવેલા સર્વે હક રદ કર્યા અને નવી વ્યવસ્થા એવી કરી કે બધા સ્પાર્ટન નાગરિકોની આર્થિક સ્થિતિ અને તેથી કરીને તેમની જીવનપદ્ધતિ અને રીતભાત સમાન થઇ પડે. (આ સુધારા સાથે સામ્યવાદની ચળવળ સરખાવી જોવા જેવી છે.)

આ સુધારાને પરિણામે દ્રવ્ય તથા મિલ્કતની અસમાનતાને લઇને ઉભાં થતાં અનિષ્ટ પરિણામો અટક્યાં, અને અગાઉ પૈસાને લઇને જે સસ્તી કીર્તિ મળતી હતી તે કીર્તિ અને મ્હોટાઇ મેળવવા માટે સત્કૃત્યો અને શૌર્યનો જ માર્ગ રહ્યો. વળી દ્રવ્યલોભ પૂરેપૂરો નિર્મૂળ કરવા માટે, તથા મોજશોખ ઉપર પૂરેપૂરો વિજય મેળવવા માટે અને આખા સ્પાર્ટન વર્ગની રાષ્ટ્રીય અસ્મિતા જીવન્ત રાખવા માટે તેણે એક બીજી સંસ્થા દાખલ કરી. કોઇ પણ સ્પાર્ટન પોતાને ઘેર જમી શકતો નહિ. બધા સ્પાર્ટનોને દરરોજ ઠેરવેલે વખતે સાર્વજનિક ભોજનગૃહમાં સાદો અને સામાન્ય ખોરાક લેવો પડતો. આ કાયદાથી સ્પાર્ટનોની આંતરએકતા ખૂબ દૃઢ થઇ, અને તેમનો એક લશ્કરી બન્ધુસંઘ (military brotherhood) બનાવવામાં આ સંસ્થા અત્યંત સહાયકર્તા થઇ પડી.

વળી લાયકરગસે એક બીજો મહત્વનો સુધારો દાખલ કરી લોકોની લોભવૃત્તિ ઉપર જબરો કાપ મૂક્યો. તેણે સોનારૂપાનું ચલણ બંધ પાડી લોઢાનું ચલણ દાખલ કર્યું. આ ચલણ દાખલ થતાંની સાથે જ સ્પાર્ટામાંથી ઘણી જાતના અન્યાયનો લોપ થયો, પૈસાની કિમ્મત પડી ભાંગી અને સ્પાર્ટામાંથી બધા નિરુપયોગી

ધંધા અને મોજશોખના હુન્નરો આપોઆપ બંધ પડયા; તેમ ગ્રીસનાં બીજાં રાજ્યો સાથેનો વેપાર પણ પડી ભાંગ્યો. પ્લુટાર્ક લખે છે કે આ ચલણને લઇને પરદેશથી કે નવાઈની વસ્તુઓ ખરીદવાને સ્પાર્ટનો પાસે સાધન જ ન રહ્યું, ત્હેમના બંદરોમાં વેપારીઓનાં વ્હાણોએ નાંગરવું જ છોડી દીધું. ત્હેમના આખા મુલકમાં પૈસા લઇ કલાકૌશલ શીખવનાર સોફિસ્ટ, કે રખડતા ભવિષ્ય કહેનાર, કે દુષ્ટ ધંધો કરનાર સ્ત્રીપુરુષ, કે અલંકાર વેચનાર ફેરિયો શોધ્યો ન જડે એમ થઇ ગયું. વળી આ ચલણ દાખલ થતાં સ્પાર્ટામાંથી દાવાઓ પણ જતા રહ્યા, શ્રીમંતાઇ અને ગરીબાઇ પણ જતી રહી, અને દરેકને જેટલું જોઇએ તેટલું મળી રહેતું. આ પ્રમાણે મોજશોખને પોષે એવી કોઇ પણ વસ્તુ સ્પાર્ટામાં રહી નહિ એટલે સ્પાર્ટામાંથી ખોટો વૈભવ અને મોજશોખ આપોઆપ મર્યા, અને લોકોમાં જે કલાની ભાવના હતી તે લોકોના જીવનમાં અને જીવનને આવશ્યક વસ્તુઓમાં પ્રગટ થવા લાગી. આજે આખા જગતમાં નિર્ધનતા અને અતિધનતાને પરિણામે જે જબરી લ્હાય સળગે છે, દ્રવ્ય અને અસમાનતાને પરિણામે જે જે અનિષ્ટોના ભાર હેઠળ આખો માનવસમાજ આજે કચરાઇ રહ્યો છે તે સર્વ અનિષ્ટોને સ્પાર્ટન લોકોએ કાર્યકુશળતાથી અને દૃઢ નિશ્ચયથી આમ વિના મુશ્કેલીએ દૂર કર્યાં. આવી રીતે સાધેલી એકતાનો અને તેથી મેળવેલા અથાગ બળનો સ્પાર્ટનોએ સદુપયોગ કર્યો કે દુરુપયોગ કર્યો એ જૂદો પ્રશ્ન છે, પણ જો ઇતિહાસમાંથી બોધ લઇ શકાતો હોય તો ત્હેમણે ત્હેમની આંતર-મુશ્કેલીઓ જે ડહાપણથી દૂર કરી એ શું ઓછું બોધપ્રદ છે?

આ ઉપરાંત સ્પાર્ટનોને બીજી મુશ્કેલીઓ સ્હામે પણ બાથ ભીડવાની હતી. જમીનના ગરાસની નવેસરથી વ્હેંચણી, સાર્વજનિક ભોજનગૃહ તથા લોઢાનું ચલણ દાખલ કરી ત્હેમણે ત્હેમની બાહ્ય મુશ્કેલીઓ દૂર કરી; પણ એટલાથી જ તેઓ આખા ગ્રીસમાં સર્વોપરીપણું ભોગવી શકે એમ નહતું. ત્હેમને બળવાન પ્રજાની પણ જરૂર હતી. આથી લાઇકરગસે લગ્ન માટે પણ કેટલાક નિયમો ઘડયા. કન્યાઓને પુરુષોના જેવી જ તાલીમ આપવામાં આવતી. પ્લુટાર્ક લખે છે કે "ત્હેણે કુમારિકાઓ માટે દોડવાની, કુસ્તીની, ગર ફેંકવાની અને ભાલા મારવાની કસરત ફરમાવી કારણ કે ત્હેમનાં શરીર મજબૂત અને સશક્ત થયે તેઓ પ્રસવવેદના સહન કરી શકે અને સહિસલામતીથી પ્રસવ કરી શકે, અને ત્હેમની સંતતિ પણ મજબૂત અને સશક્ત થાય. પડદામાં રહેવાથી નારીજાતિમાં જે અત્યંત નાજુકતા, લજ્જા અને કૃત્રિમ અબળાપણું આવે છે તે ઓછાં કરવાને ત્હેણે કેટલાક ઉત્સવના દિવસોએ કુમારિકાઓને જુવાન પુરુષોના દેખતાં ગાવાનું અને નાચવાનું ફરમાવ્યું અને જુવાન પુરુષો અને સ્ત્રીઓ એક બીજાને નગ્ન જુવે એવા પણ કોઇ કોઇ પ્રસંગો રાખ્યા. વળી આવા પ્રસંગોએ જુવાન પુરુષોમાં સ્પર્ધા વધે અને ત્હેમની યશાકાંક્ષાને ઉત્તેજન મળે એ હેતુથી સ્ત્રીઓને યોગ્ય પુરુષોનાં વખાણનાં ગીત ગાવાની અને અયોગ્ય નીવડયા હોય ત્હેવાઓને બનાવવાની છૂટ આપી. રાજાઓ, વડિલ-મંડળ, અને બીજા સ્પાર્ટનો પણ આવા સમારંભોમાં હાજર રહેતા, અને તેથી કરીને સ્ત્રીઓનાં આવાં વાગ્બાણોની ઘણી અસર થતી. જે સ્પાર્ટનને સ્ત્રીઓ વખાણતી ત્હેના આનંદનો પાર ન રહેતો, અને જહેની ઉપર તેઓનાં કટાક્ષ પડતાં ત્હેને તે તીવ્ર સજા જહેવાં સાલતાં. કુમારિકાઓ નગ્ન આવતી ત્હેવે વખતે પણ સર્વ વર્તન મર્યાદિત રહેતું. કોઇ અયોગ્ય ઉચ્ચાર સરખો પણ ન કાઢી શકતું અને તેથી એમાં કંઇ પણ નીચું જોવાનું ન હતું. બલ્કે એથી સાદાઇ વધી, અને શરીરનું દરેક અંગ ઘાટીલું અને સુદૃઢ કરવા સ્ત્રીઓમાં પણ સ્પર્ધા થઇ. વળી છૂટને લીધે અને પુરુષોના સંસર્ગથી સ્ત્રીઓના વિચાર પણ વિસ્તૃત થયા, અને અંગકસરત વગેરેથી હિંમત, ટેક, વગેરે કેવળ મરદાની ગુણો નથી એવું ત્હેમને ભાન થયું."

*ખરેખર, સ્પાર્ટનોની આ નગ્ન નાચની પ્રથા આપણા* નૈતિક સ્વભાવને આઘાત પ્હોંચાડે એવી છે. પણ સ્પાર્ટાના લોકોને એમાં અનીતિ જહેવું કશું લાગતું ન હતું. તેઓને તો કોઇ પણ પ્રકારે બળવાન અને વધુ સંતતિ ઉત્પન્ન કરવી હતી; અને તેથી અવિવાહિત રહેનાર પુરુષોની તેઓ નિન્દા કરતા. પણ પ્લુટાર્ક જણાવે છે કે જુવાન કુમારિકાઓનાં આ નગ્ન અને પુરુષોના દેખતાં કરવામાં આવતાં નૃત્યાદિથી સ્પાર્ટામાં વાંઢા રહેવાનું પસંદ કરનાર ઘણા થોડા પુરુષો નીકળતા.

વળી કુમારિકાઓના લગ્નની ઉમ્મર વિશે પણ સખત નિયમ હતો, કુમારિકાનાં લગ્ન ત્હેની કોમળ વયમાં કદાપિ થતાં નહિ. તે પૂર્ણ અવસ્થામાં આવતી ત્યારે

ધંધા અને મોજશોખના હુન્નરો આપોઆપ બંધ પડયા; તેમ ગ્રીસનાં બીજાં રાજ્યો સાથેનો વેપાર પણ પડી ભાંગ્યો. પ્લુટાર્ક લખે છે કે આ ચલણને લઇને પરદેશી કે નવાઇની વસ્તુઓ ખરીદવાને સ્પાર્ટનો પાસે સાધન જ ન રહ્યું, ત્હેમના બંદરોમાં વેપારીઓનાં વ્હાણોએ નાંગરવું જ છોડી દીધું. ત્હેમના આખા મુલકમાં પૈસા લઇ કલાકૌશલ શીખવનાર સોફિસ્ટ, કે રખડતા *ભવિષ્ય કહેનાર, કે દુષ્ટ-ફંદો કરનાર સ્ત્રીપુરુષ,* કે અલંકાર વેચનાર ફેરિયો શોધ્યો ન જડે એમ થઇ ગયું. વળી આ ચલણ દાખલ થતાં સ્પાર્ટામાંથી દાવાઓ પણ જતા રહ્યા, શ્રીમંતાઇ અને ગરીબાઇ પણ જતી રહી, અને દરેકને જેટલું જોઇએ તેટલું મળી રહેતું. આ પ્રમાણે મોજશોખને પોષે એવી કોઇ પણ વસ્તુ સ્પાર્ટામાં રહી નહિ એટલે સ્પાર્ટામાંથી ખોટો વૈભવ અને મોજશોખ આપોઆપ ગયાં, અને લોકોમાં જે કલાની ભાવના હતી તે લોકોના જીવનમાં અને જીવનને આવશ્યક વસ્તુઓમાં પ્રગટ થવા લાગી. આજે આખા જગતમાં નિર્ધનતા અને અતિધનતાને પરિણામે જે જબરી લ્હાય સળગે છે, દ્રવ્ય અને અસમાનતાને પરિણામે જે જે અનિષ્ટોના ભાર હેઠળ આખો માનવસમાજ આજે કચરાઇ રહ્યો છે તે સર્વ અનિષ્ટોને સ્પાર્ટન લોકોએ કાર્યકુશળતાથી અને દૃઢ નિશ્ચયથી આમ વિના મુશ્કેલીએ દૂર કર્યાં. આવી રીતે સાધેલી એકતાનો અને તેથી મેળવેલા અથાગ બળનો સ્પાર્ટનોએ સદુપયોગ કર્યો કે દુરુપયોગ કર્યો એ જૂદો પ્રશ્ન છે, પણ જો ઇતિહાસમાંથી બોધ લઇ શકાતો હોય તો ત્હેમણે ત્હેમની આંતર-મુશ્કેલીઓ જે ડહાપણથી દૂર કરી એ શું ઓછું બોધપ્રદ છે?

આ ઉપરાંત સ્પાર્ટનોને બીજી મુશ્કેલીઓ સ્હામે પણ બાથ ભીડવાની હતી. જમીનના ગરાસની નવેસરથી વ્હેંચણી, સાર્વજનિક ભોજનગૃહ તથા લોઢાનું ચલણ દાખલ કરી ત્હેમણે ત્હેમની બાહ્ય મુશ્કેલીઓ દૂર કરી: પણ એટલાથી જ તેઓ આખા ગ્રીસમાં સર્વોપરીપણું ભોગવી શકે એમ નહતું. ત્હેમને બળવાન પ્રજાની પણ જરૂર હતી. આથી લાઇકરગસે લગ્ન માટે પણ કેટલાક નિયમો ઘડયા. કન્યાઓને પુરુષોના જ્હેવી જ તાલીમ આપવામાં આવતી. પ્લુટાર્ક લખે છે કે "ત્હેણે કુમારિકાઓ માટે દોડવાની, કુસ્તીની, ચક્ર ફેંકવાની અને ભાલા મારવાની કસરત ફરમાવી કારણ કે ત્હેમનાં શરીર મજબૂત અને સશક્ત થયે તેઓ પ્રસવવેદના સહન કરી શકે અને સહિસલામતીથી પ્રસવ કરી શકે, અને ત્હેમની સંતતિ પણ મજબૂત અને સશક્ત થાય. પડદામાં રહેવાથી નારીજાતિમાં જે અત્યંત નાજુકતા, લજ્જા અને કૃત્રિમ અબળાપણું આવે છે તે ઓછાં કરવાને ત્હેણે કેટલાક ઉત્સવના દિવસોએ કુમારિકાઓને જુવાન પુરુષોના દેખતાં ગાવાનું અને નાચવાનું ફરમાવ્યું અને *જુવાન પુરુષો અને સ્ત્રીઓ એક બીજાને નગ્ન જુએ* એવા પણ કોઇ કોઇ પ્રસંગો રાખ્યા. વળી આવા પ્રસંગોએ જુવાન પુરુષોમાં સ્પર્ધા વધે અને ત્હેમની યશાકાંક્ષાને ઉત્તેજન મળે એ હેતુથી સ્ત્રીઓને યોગ્ય પુરુષોનાં વખાણનાં ગીત ગાવાની અને અયોગ્ય નીવડયા હોય ત્હેઓને બનાવવાની છૂટ આપી. રાજાઓ, વડિલ-મંડળ, અને બીજા સ્પાર્ટનો પણ આવા સમારંભોમાં હાજર રહેતા, અને તેથી કરીને સ્ત્રીઓનાં આવાં વાગ્બાણોની ઘણી અસર થતી. જે સ્પાર્ટનને સ્ત્રીઓ વખાણતી ત્હેના આનંદનો પાર ન રહેતો, અને જહેની ઉપર તેઓનાં કટાક્ષ પડતાં ત્હેને તે તીવ્ર સજ્ન જ્હેવાં સાલતાં. કુમારિકાઓ નગ્ન આવતી ત્હેવે વખતે પણ સર્વ વર્તન મર્યાદિત રહેતું. કોઇ અયોગ્ય ઉચ્ચાર સરખો પણ ન કાઢી શકતું અને તેથી એમાં કંઇ પણ નીચું જોવાતું ન હતું. બલ્કે એથી સાદાઇ વધી, અને શરીરનું દરેક અંગ ઘાટીલું અને સુદૃઢ કરવા સ્ત્રીઓમાં પણ સ્પર્ધા થઇ. વળી છૂટને લીધે અને પુરુષોના સંસર્ગથી સ્ત્રીઓના વિચાર પણ વિસ્તૃત થયા, અને અંગકસરત વગેરેથી હિંમત, ટેક, વગેરે કેવળ મરદાની ગુણો નથી એવું ત્હેમને ભાન થયું."

ખરેખર, *સ્પાર્ટનોની આ નગ્ન નાચની પ્રથા આપણા* નૈતિક સ્વભાવને આઘાત પ્હોંચાડે એવી છે. પણ સ્પાર્ટાના લોકોને એમાં અનીતિ જહેવું કશું લાગતું ન હતું. તેઓને તો કોઇ પણ પ્રકારે બળવાન અને વધુ સંતતિ ઉત્પન્ન કરવી હતી; અને તેથી અવિવાહિત રહેનાર પુરુષોની તેઓ નિન્દા કરતા. પણ પ્લુટાર્ક જણાવે છે કે જુવાન કુમારિકાઓનાં આ નગ્ન અને પુરુષોના દેખતાં કરવામાં આવતાં નૃત્યાદિથી સ્પાર્ટામાં વાંઢા રહેવાનું પસંદ કરનાર ઘણા થોડા પુરુષો નીકળતા.

વળી કુમારિકાઓના લગ્નની ઉમ્મર વિશે પણ સખત નિયમ હતો, કુમારિકાનાં લગ્ન ત્હેની કોમળ વયમાં કદાપિ થતાં નહિ. તે પૂર્ણ અવસ્થામાં આવતાં ત્યારે

# રશીઅન સાહિત્યનાં સીમાચિન્હો

## ખંડ પહેલો

પ્રજાના જીવન અને સંસ્કૃતિનું તાદશ પ્રતિબિંબ તેના સાહિત્યમાં પડે છે એ સત્ય જેટલી વાર ઉચ્ચારાય છે તેટલી સચોટતાથી તેનું રહસ્ય સમજવામાં આવતું નથી. પણ રશીઆના સાહિત્યવિકાસની રૂપરેખા આંકતાં તો, એવું રહસ્ય સમજીને કે સમજ્યા વગર પણ, એ મૌલિક સત્ય પળભર પણ નજરથી અળગું થઇ શકે તેમ નથી. આપણે રશીઆના મશહુર વિપ્લવવાદી પ્રીન્સ ક્રૅપોટકીનનો અભિપ્રાય લઇએ; ત્યાંના સર્વશ્રેષ્ઠ વિવેચક બાયલીન્સ્કીની તલસ્પર્શી મીમાંસાઓ વિચારીએ; કે મી. હેગબર્ગ રાઇટ જેવા રશીઅન વાઙ્‌મયના અંગ્રેજ અધ્યાપકને માર્ગદર્શક તરીકે સ્વીકારીએઃ દરેક જણ એકનો એક જ પુકાર ફરીફરીને કરે છે કે તમારે રશીઆની રાજકીય, આર્થિક, સામાજિક—ગમે તે ભાવના પુરેપુરી પ્રીછવી હોય, એ દેશ વીશે કૈં પણ સાચું ને ઉંડું જાણવું હોય તો તમને તે તેની બ્લ્યુ બુકોમાં કે છાપાંના ઉપલકીઆ અગ્રલેખોમાં નહીં મળે, પણ તેના સાહિત્યમાં જ મળશે.

રશીઅન સાહિત્યની આ એક વિશેષતા. બીજી એના કરતાં પણ વધારે લાક્ષણિક અને અર્થસૂચક છેઃ પુરાતન કાળમાં રાસાઓ, લોકવાર્તા, વગેરે સ્વરૂપોમાં એ સાહિત્ય સામાન્ય આમવર્ગના સજીવ ઉદ્‌ગાર રૂપે ઉદ્‌ભવ્યું; પછી પરદેશીઓનાં રાજકીય કે સાંસ્કારિક આક્રમણો વેળા તેણે સ્વત્વ ખોયું; અને ફરી પાછું ઓગણીસમા શતકની અધવચમાં, પ્રજાની અસ્મિતા સંપૂર્ણપણે જાગૃત થઇ અને 'અમારું તે અમારે જ માટે' જેવી ધન્ય ભાવનાનો જીર્ણોદ્ધાર થયો એટલે એ સાહિત્ય આમવર્ગના જ જીવનમાંથી—એમનાં આશાનિરાશામાંથી ને શોકમોદમાંથી, દુઃખદાઝ્યાં હૈયાંમાંથી, અમર અભિલાષોમાંથી,—પ્રેરણા અને ચૈતન્ય પામવા ભાગ્યશાળી થયું. આવી આગળ પડતી વિશિષ્ટતા ધરતો એ વિકાસક્રમ કેમ રચાતો આવ્યોઃ પ્રજાની હજારેક વર્ષની ચઢતીપડતીની અસર સાહિત્ય પર ક્યારે ક્યારે ને કેટલી થઇ; કેવા રાજકીય સંજોગો અને બીજાં વિચારબળોએ તેનું માનસ વારંવાર વિભિન્ન રીતે ઘડ્યુંઃ એ સઘળું અહીં વિગતવાર નિરૂપતાં અતિ વિસ્તાર થઇ જાય. જિજ્ઞાસુઓ અલબત આ લેખમાળાને છેડે અપાયેલી ગ્રન્થસૂચી ઉપયોગમાં લઇને એ અને બીજા રસભર મુદ્દાઓ વીશે વધુ જાણી લેશે. તેથી અહીં તો ફક્ત, એકેક લેખમાં યુગવાર એ વિકાસનાં મુખ્ય સીમાચિન્હોનો કેટલોક પરિચય કરાવવાનું જ બની શકશે. અને તેમ કરતાં, સૌથી પહેલું તો, જે ચારપાંચ યુગમાં રશીઅન સાહિત્યનો ઇતિહાસ વહેંચાયલો છે, તે સર્વને રાજકીય પરિવર્તનોને આધારે સમક્ષ કરવાથી સુગમતા અને સ્પષ્ટતા વધશે.

### રાજકારણના પ્રકાશમાં

નીપર નદી અને લાડોગા સરોવરની વચ્ચેના પ્રદેશમાં જે કેટલીક સ્લાવ અને ફીન જાતો વસતી હતી તેમની પર નવમા સૈકાની અધવચમાં (સને ૮૫૯) સ્કેન્ડીનેવીઆના કેટલાક સાહસિક સરદારોએ હુમલો કરીને તેમને તાબે કરી અને નીપરને કાંઠે કીફ નગર વસાવ્યું. એ નગરની પ્રતિદિન ચઢતી કળા થતી ગઇ. પ્રાચીન હીંદમાં જે સ્થાન વૈશાલી કે પાટલીપુત્રનું હતું તે લગભગ ચાર શતક સુધી મધ્યકાલીન રશીઆમાં કીફનું સ્થાન હતું. એ સંસ્કૃતિનું કેન્દ્ર અને અમર સાહિત્યનું પ્રેરક બન્યું. અને તેના સત્તાધીશોની હાક સમગ્ર રશીઆમાં વાગની બંધ થઈ ત્યારે પણ એમના ઐશ્વર્યનો મહિમા દેશના લોકસાહિત્યમાં ઠેરઠેર ગવાતો રહ્યો.

૧૨૨૩ માં મોંગોલોએ પૂર્વ દિશા તરફથી રશીઆ પર ચઢાઈ કરી ત્યાં સુધી કીફની સર્વોપરિતા ટકી. આશરે ૧૫૫૦ સુધી એ પરદેશી ધુંસરી વહતું રશીઆ એ ગાળા દરમીઆન (થોડાક સામાન્ય ધર્મગ્રંથો બાદ કરતાં) સાહિત્યવિષયમાં સ્વાભાવિક રીતે જ વંધ્ય અને નિશ્ચેતન બની રહ્યું. અને સાંસ્કારિક પરાધીનતા તો તેને—તેનો પરમ ઉદ્ધારક પીટર ધ ગ્રેટ રૂપે જન્મ્યો ને ગાદીનશીન થયો ત્યાં સુધી,—૧૬૮૯ સુધી ભોગવવી



પુશ્કીન

પડી. ૮૫૯થી ૧૬૮૯ સુધીનાં ૮૩૦ વરસ એ આ રીતે રશીઅન સાહિત્ય અને ઇતિહાસનો મધ્યકાળ—'મીડલ એજીસ'—હતો.

ત્યાર પછીના બે યુગો—(૧) ૧૬૮૯થી ૧૭૯૬; અને (૨) ૧૭૯૬ થી ૧૮૪૦—એ પુનરુજ્જીવન અને સંક્રાન્તિના યુગો છે. પહેલો યુગ બરાબર પીટરના રાજ્યારોહણવર્ષથી માંડીને મહારાણી કેથેરીનના મરણ-વર્ષ સુધીનો આંકયો છે. એ સમયમાં એ બને મહેચ્છુ રાજ્યકર્તાઓએ પશ્ચિમ યુરપની શોધખોળો, ઉદ્યોગ-ધંધાઓ અને નવીન સંસ્કારો તથા ભાવનાઓ જાણ્યે અજાણ્યે દેશમાં પ્રવર્તાવી. એ પરિવર્તનની અસર સાહિત્ય પર થયા વિના રહી નહીં. પણ એ મોટે ભાગે પરવશ અને અનુકરણનું સાહિત્ય છે. એ પરિસ્થિતિને બીજા યુગના આરંભમાં જ (૧૭૯૯) રશીઆનો શ્રેષ્ઠ કવિવર પુશ્કીન જન્મ્યો તેણે કેટલેક અંશે બદલી નાંખી. તેણે પ્રેરણા બાયરન કે શેલીમાંથી લેવા છતાં રશીઅન જીવનમાં તેને ઘટાવવાનો પ્રયાસ કર્યો, એ નવા સંગમને અનુરૂપ કાવ્યો રચ્યાં, તથા બીજા સમર્થ કવિ લર્મોન્ટોફની સહાયતાથી દેશના સાહિત્યને જુદો જ ઝોક આપીને તેને રાષ્ટ્રીયતા તરફ વાળ્યું.

૧૮૪૦થી ૧૯૦૪: આ ચોસઠ વર્ષ રશીઅન ઇતિહાસનો તેમ સાહિત્યનો પણ સુવર્ણયુગ છે. એ વરસો દરમીઆન જ એક પાસથીઃ ભરદુનીઆમાં રશીઆના નામને અળખામણું કરનારી 'નીહીલીઝમ'ની ભાવના ને વિપ્લવવાદી ગુપ્ત મંડળોનાં મંડાણ થયાં; અત્યાચાર પર અત્યાચાર થવા લાગ્યા; ૧૮૮૧માં એક ઝાર (એલેકઝાંડર બીજો) હણાયો પણ ખરો; ખેડુત ગુલામોને છુટાપણું બક્ષાયું (૧૮૬૧); દેશની આબરૂ ખોવરાવતી લડાઇઓ તુર્કી ને જાપાન સાથે થઇ; અને મનમનામણા લોકશાસની તંત્રની ભેટ પ્રજાને થઇ,—તેમ બીજી પાસઃ એ સાતે સાયરના વેગથી ધસતા બળવન્તા વિચારપ્રવાહોનાં અમૃત ને ઝેર ઝીલી—જીરવીને સૃષ્ટિને ચરણે અદ્વિતીય સાહિત્યકૃતિઓ ધરનાર ડૉસ્ટૉયેફસ્કી, ટૉલસ્ટૉય ને ટર્જેનેફ, નેક્રોસોફ, આકારકોફ અને હર્ઝન, ચેહોફ અને મેક્સીમ ગૉર્કી, કવિયણ આના અખમાટોવા, એન્દ્રિયેફ અને રેમીઝોફ જેવા અદ્ભુત પ્રભાવ ધારતા સાહિત્યકારો પ્રગટયા.

૧૯૦૪માં ચેહોફનું મરણ થયું ત્યારથી નવો સાંપ્રત યુગ શરુ થાય છે. અખમાટોવા, એન્દ્રિયેફ અને રેમીઝોફ ખરી રીતે આ યુગનાં જ ગણાય. તેમનું અને તેમના બોલ્શેવીક સમકાલીનોનું કાર્ય બરાબર સમજવાને હજુ કેટલાંક વરસ વીતવાં જોઇએ. પણ બાકીના ઉપર જોયા તે યુગ-



પ્રવર્તકો અને યુગપ્રતિનિધિઓની રચનાઓનાં લક્ષણોનું તથા તે પહેલાં મધ્ય અને સંક્રાન્તિકાલની પ્રગતિનું અવલોકન તો વધારે સરળતાથી થઈ શકશે.

### કંઠસ્થ સાહિત્યઃ રાસાઓ

દેશમાત્રમાં તેમ રશીઆમાં, 'શિષ્ટ' સાહિત્યની અગાઉ લોકસાહિત્ય જન્મ પામ્યું હતું. પ્રજામાનસ પર સંસ્કારિતાના પહેલપાસા પડ્યા કે જ્ઞાનસમૃદ્ધિનો ઓપ ચઢ્યો, ત્યાર પહેલાં તેની ઉઘડતી કલ્પના અને બુદ્ધિશક્તિએ અલૌકિક દેવકથાઓ દ્વારા કે સાહસ-સંગ્રામો ને પ્રેમશૌર્યની પ્રાથમિક, અલ્પકલાવાન માનવ-કથાઓમાં આવિર્ભાવ શોધ્યો હતો. પ્રાચીન યુરપના કંઠસ્થ સાહિત્યમાં સર્વોત્તમ મનાયલી એ કૃતિઓ 'બાય-લીની'* નામે સાહિત્યસ્વરૂપના ઐતિહાસિક રાસાઓ છે.

* 'બાયલીની'નો અર્થ 'જે હતું તે' એવો, એટલે બરાબર આપણા ઇતિ+હ+આસ (=ઇતિહાસ) જેવો, થાય છે. પણ તેમાં હકીકતોની સાથે કલ્પનાનું પણ સારું જેવું મિશ્રણ, રામાયણમહાભારતની પેઠે, હોય છે. કાવ્યશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં, 'બાયલીની'માં પ્રાસ નહીં પણ અમુક લયબંધ ('રીધમ') હોય છે કોઈક પુરાણા વાદ્યની સંઘાતે ચારણ-ભટ્ટજીઓ તે પહેલાં ગાતી. હવે લુપ્ત થઇ છે. એ રાસા રચાયા ૧૦ થી ૧૨મી સદીમાં, ૧૪મીમાં હાલને રૂપે સ્થિર થયા અને ૧૮મીમાં સંઘરાયા—છપાયા.



ડાસ્ટોયેવસ્કી



ટૉલ્સ્ટૉય

તેમાં કીફના સમ્રાટ્ મહારાજા વ્લાડીમીરનાં વર્ચસ અને વૈભવની ગુણગીતાઓ ગવાઇ છે અને તેના વીર સામંતો—મીકુલા, વૉલ્ગા, ઇલ્યા, ડોબ્રીનીઆ, સાડ્કો—સર્વેએ દેશદેશાંતરમાં કેવાં પરાક્રમો કર્યાં, કેવી રીતે દૈત્યોને વિદાર્યા, ડાકણોને વશ કરી, રૂપવતી રમણીઓને હરી લાવ્યાઃ વગેરે વાતો ફરી ફરીને, જુનાં સાહિત્યોની અનિવાર્ય એકવિધતાથી છતાં કેટલાક સાચા કાવ્યત્વ સહિત વર્ણવી છે. પણ પુરાણી ગાથાઓમાં ઘણી વાર બને છે તેમ, ઇલ્યા ને ડોબ્રીનીઆ ને સાડ્કો નામના મનુષ્યાવતારી રશીઅનો થઇ ગએલા તેમનામાં મનુષ્ય-પર અલૌકિક ગુણો આરોપીને તેમને મહાવીરો ને દેવ-પુરુષો તરીકે કવિઓએ ઓળખાવ્યા છે. અને વધુમાં, સ્લાવ પ્રજાઓમાં અસલ સ્વદેશી દેવકથાઓ તો હતી નહીં, એટલે તેમણે વીરવીરેન્દ્રોની ભાવના પૂર્વના દેશોમાંથી આયાત કરીને રશીઅન પુરાણો રચ્યાંઃ જેમ કે ઇલ્યા એ ઇરાનના રુસ્તમ પહેલવાન પરથી, ડોબ્રીનીઆ આપણા પોતાના કૃષ્ણભગવાન પરથી અને સાડ્કો પૌર્વાત્ય વાર્તાઓના સુજાણ વણઝારા પરથી—એમ અનુક્રમે સરજાયલા છે. એ દરેક પૌર્વાત્ય વીરનાં પરાક્રમ એનાં એ જ તે તે રશીઅન વીરનાં પરાક્રમ. અલબત્ત એટલું ખરું કે એ અનુકરણો બુદ્ધિપૂર્વક જ થએલાં. એકલો નામફેર કરવામાં જ કવિત્વ નથી એટલી સમજણ

તો એ અલ્પસંસ્કારી સમયના કવિઓને પણ હતી. તેથી તેમણે પૂર્વના વીરોનાં ચરિત્રને રશીઅન હવામાન, દેશકાળ અને સમગ્ર જીવનને અનુરૂપ કરીને આલેખ્યાં. એવાં ચરિત્રોમાં પણ જુદાં જુદાં અનેક જુથ હોય છે અને ઉપર કહ્યાં તે શીવાય ઇગોર નામે રાજા અને તેની સેનાનાં શૌર્ય ને સાહસ જેમાં વર્ણવાયાં છે તે પ્રાચીન રશીઅન સાહિત્યનું સૌથી જાણીતું અને સુંદર કાવ્ય છે.

## લોકગીતો અને વાર્તાઓ

રાસાઓ શીવાય લોકગીતો અને લોકવાર્તાઓ રશીઆના કંઠસ્થ સાહિત્યનાં મહત્વનાં અંગો છે. તેમાં, વાર્તાઓમાં તો ઝાઝું સત્વ નથી. એ પ્રધાનતઃ આર્યવંશની બીજી પ્રજાઓમાં પ્રચલિત છે તેવી જ રશીઆમાં છે. ગ્રીમકૃત દેવપરીઓની વાતો જેવી રચનાઓ એ તેનો એક પ્રકાર; બીજી કેટલીક પર મોંગોલ અને તુર્ક પ્રજાઓનાં જીવન અને સંસ્કૃતિની પણ છાપ છે; અને કોઇ કોઇ રશીઆમાં પહેલી જ વાર સ્વતંત્રપણે જોડાયલી છે.

પણ ત્યાંનાં લોકગીતો લોકવાર્તા કરતાં વધુ મૂલ્યવાન છે. તેમાંનાં કેટલાંક તો અતિ જુનાં છે—એટલાં બધાં કે તેમાં આવતા કેટલાક શબ્દોના તો અર્થ પણ અત્યારે ન સમજાય. ઓનેગા સરોવરને કીનારે આવેલાં ગામડાંઓ જ્યાં ટાપટીપવાળી આધુનિક સંસ્કૃતિએ હજુ પ્રવેશ નથી કર્યો, તે આ ગીતો અને તેના ગવૈઆ ચારણોનું મહાધામ છે. દેશના જુદા જુદા ભાગોમાં ડોસીમાઓ પણ પ્રજાનો એ પુરાતની મોંઘામૂલો વારસો સાચવી રહ્યાં છે; અને જુવાન નરનારીઓ તેમની પાસેથી એ શીખીશીખીને વારતહેવારે અને ઓચ્છવો વખતે તે રસપૂર્વક લલકારે છે.

રશીઅન લોકગીતોના વિષય ભાતભાતના છે. કેટલાંક નાતાલને અને ઇસુ ખ્રીસ્તને લગતાં છે; કેટલાંકમાં પરીઓની ચકિત કરનારી લીલા ગાઇ છે; કેટલાંક વેવીશાળ કે લગનને અનુલક્ષીને રચાયાં છે તો બીજાં થોડાં મરસીઆ રૂપે પણ છે; અને કોઇ કોઇમાં દવ ને દાવાનળ ટાળવાના મંત્રો છે તો કોઇ વળી સમસ્યાઓ અને કહેવતો તરીકે વપરાય છે. આ હરેક પ્રકારમાં ગમગીની, શોક અને અતલ નિર્વેદનાં લક્ષણ સર્વવ્યાપક જણાય છે. પ્રજાએ સૈકાના સૈકા સુધી વેઠેલી પરાધીનતા અને વિટંબનાઓનો જ એ પ્રતિશબ્દ છે. અને એ મનોવેદનાને ઘટાડનારું માનીતું પીણું જે મદિરા, તેની પ્રશંસામાં પણ થોડાં ગીતો જોડાયાં છે.

એ સઘળાં ગીતો શુદ્ધ રશીઅન છે, તો 'કલીકી' નામના ગાનારાઓમાં સચવાઇ રહેલાં કેટલાંક લોકગીતોમાં આસીરીઆ, યુનાન અને ઇરાનના સંસ્કારની સબળ છાયા નજરે પડે છે.

અહીં કંઠસ્થ સાહિત્યનું પ્રકરણ પુરું થાય છે. પત્રસ્થ સાહિત્ય વીશે કંઈ કહેતાં પહેલાં, પ્રાચીન રશીઅન વાઙ્મય પર પ્રબળ અસર કરનાર બે જુદા જુદા સમયનાં સીમાચિન્હોની નોંધ લેવી જોઇએઃ ખ્રીસ્તીધર્મ એ દેશમાં દાખલ થયો તે (સને ૯૮૫); અને, ૧૫૬૩ માં પહેલું મુદ્રણાલય નીકળ્યું તે. પહેલા બનાવને લીધે થએલા બાઇબલના તરજુમાઓને લીધે ભાષા ખેડાવા લાગી અને ધર્મનું કેટલુંક આનુષંગિક સાહિત્ય પણ ઉભું થયું; બીજાને પ્રતાપે જ્ઞાનપ્રચારની અનુકૂળતા પુષ્કળ થઈ અને અર્વાચીન સંસ્કૃતિનાં બીજ નંખાતાં અંધકાર યુગ સદાનો દૂર થયો.

## પ્રાચીન પત્રસ્થ સાહિત્ય

હવે પ્રાચીનોનું પત્રસ્થ સાહિત્ય વિચારીએ. તેમાં કંઠસ્થની સમૃદ્ધિ કે વિવિધતા નથી. ધર્મેતર વિષયનું અને ધાર્મિક એવા બે મુખ્ય વિભાગમાં તે વહેંચાયલું છે. તેમાંના પહેલા પ્રકારમાં આટલાં લખાણો નોંધવાજોગ છેઃ કંઇક કાવ્યગુણવાળી 'એનલ્સ ઑફ નેસ્ટોર' નામની ક્રોનીક વગેરે પ્રાંતોની જુની તવારીખો; 'રુસાકાયા પ્રાવ્ડા' નામે કાયદા અને ધારાધોરણનો લેખ; શહીદ અને ધર્માધ્યક્ષ આવાકુમનાં સાદાઇભર્યાં, લાગણીમય ને નીખાલસ સંસ્મરણો, જેને અર્વાચીન લેખકો પણ પોતાના આદર્શરૂપ માને છે તે; પોપ સીલ્વેસ્ટરનો રચેલો ગ્રંથ 'ડૉમોસ્ટ્રોય' (ગૃહશિક્ષક) જેના "વહુને મારવાની વરને છુટ છે અને તેણીએ તે સાંખી રહેવું" એવા ઉપદેશમાં હીંદુ સંસ્કૃતિનું ઝાંખું અનુકરણ વરતાય છે તે ગ્રંથ; અને રાજાના દેવતાઇ અધિકારની મીમાંસા કરતો, ચોથા આઇવાન ઉર્ફે 'આઇવાન ધ ટેરીબલ' નો, પોતાના એક ખંડીઆ રાજા પ્રીન્સ કુર્બસ્કી સાથેનો પત્રવહેવાર.

ધાર્મિક સાહિત્ય તો મુખ્યત્વે મોંગોલ આધિપત્યનાં ત્રણસો–સવાત્રણસો વર્ષ (૧૨૨૩–૧૫૫૦) દરમીઆન જ

પોષાયલું. એ કાળમાં દેશભરમાં ભારે ત્રાસ વરતી રહ્યો હતો; જાનમાલની જરાય સલામતી નહોતી; અને પરદેશીઓની બેલગામ જોહકી હેઠળ પ્રજાનો આત્મા નષ્ટપ્રાય થયો હતો. આથી ખરો સાહિત્ય-વિકાસ અશક્ય હતોઃ જે કૈં થઇ શક્યો તે, ગુજરાતી સાહિત્ય-ઇતિહાસના ભ્રમણયુગ દરમીઆન જેમ જૈન અપાસરામાં જ થોડીઘણી સાહિત્યસેવા થએલી, તેમ મોગોલ યુગની સાર્વત્રિક અનિશ્ચિતતા વખતે રશીઆના ખ્રીસ્તી મઠોમાં જ થયો. બાઇબલને આધારે રચાયલાં ગીતો, સ્તુતિપાઠો અને કથાઓ; બાઇબલનાં વિવરણો; સામાન્ય બોધના ગ્રન્થો; અને સાધુસંતોનાં જન્મચરિત્રઃ એ પ્રકારનું આ ધર્મવિષયક સાહિત્ય છે.

મધ્યકાલીન સાહિત્યનાં આટલાં મુખ્ય સીમાચિન્હો છે. બીજા ખંડમાં સંક્રાન્તિકાલની પ્રગતિ વિચારીશું.

વિજયરાય કલ્યાણરાય

# લશ્કરી છાવણીમાં પંદર દિવસ

[ મુંબઇ વિદ્યાપીઠના સ્વયંસેવક સૈન્યની ટુકડીઓને ગયા ડીસેંબર માસની આખરે પુનામાં ખાસ તાલીમ લેવાને મોકલવામાં આવી હતી. તેમાં સામેલ થયેલા જે એક સ્વયંસેવક મિત્રને અમલદારનો ખિતાબ આપવામાં આવ્યો છે તેમણે પોતાના અનુભવોનું નીચેનું વર્ણન મોકલી આપ્યું છે. તેમના લશ્કરી જીવનના અવનવા અનુભવોનું આ રસિક વર્ણન વાંચકોને ગમશે એવી આશા રાખીએ છીએ. —તંત્રી ]

મુંબઈ વિદ્યાપીઠના લશ્કરી તાલીમ લેતા યુવકોને ડીસેમ્બરની અંતે છાવણીમાં આવવાનું ધમધમાટથી ધૂરકતું આમંત્રણ મહિનાની શરૂઆતમાં જ મળી ચૂકયું હતું. આમંત્રણને પાછું વાળવું એટલે બસો રૂપીઆનો ચાંલ્લો, બે મહિનાની જેલયાત્રા અને વિદ્યાપીઠમાંથી બરતરફીનો સોદો !

કંઇકંઇ અનુમાનો અને રંગબેરંગી વિચારોમાં ઝુલતાં છેવટે ૨૦ મી ડીસેમ્બરનો દિવસ આવ્યો. લાંબી કોથળીઓમાં લઇ જવાને નક્કી કરી આપેલો સામાન નાંખી મુંબઇના સુખવાસ તરફ છેલ્લી દૃષ્ટિ કરી. ખાખી લેબાસમાં સજ્જ થઇ રાતના દસ વાગે વિદ્યાપીઠના દ્વાર આગળ જ શસ્ત્ર સજ્યાં. ઉપરી અમલદારોની તનખા ઝરતી આંખો નીચે રાતના બાર વાગે બોરીબંદરથી લશ્કરી ગાડીમાં પૂરાયા. ગાડી ઉપડતાં જ ઉપરી અમલદારો પોતે ઉપલા વર્ગમાં સુખશય્યા માટે ખસી ગયા. આ તકનો લાભ યુવાન સૈનિકોએ ચાલતી ગાડીએ પાટીઆં ઉપર પાંસળીઓ ઘસવા કરતાં હર્ષથી ઉભરાઇ જતાં હૈયાંને ખાલી કરવામાં ગાળ્યો. અંધારી રાતે કેટલાક ગાડીના ધમકાર જોડે "લેફ્ટ રાઇટ" નો સ્વર મીલાવતા,. કેટલાક બેસુરાં અંગ્રેજી ગાયનો પોકારતા, તો બાકીના કલબલાટ અને ખીંચકણોથી ઊંઘવાને પ્રયત્ન કરતાને જાગ્રત રાખતા. તોફાનનો પાર ન હતો. ખાખી યુવાનોના પંઝામાં સપડાયા પછી કોઇને પણ બચવું મુશ્કેલ પડતું.

મુંબઈમાં હેરાન અને અક્કડતામાંથી હાથ ન કઢાડતા યુવકો સર્વ કાંઈ ભૂલી જઇ મદમસ્ત પ્રાણીઓની સરસાઇમાં ઉતરી પડયા હતા. મસ્તીની લહેર જુદી જ હતી. સ્ટેશને સ્ટેશને રેલ્વેના નોકરોથી માંડી ગરીબ ચ્હાપાન વેચનાર ભાતભાતના સવાલો, મશ્કરીઓની મીઠી હેરાનગતિનો ભોગ થતો. કલ્યાણ સુધી મસ્ત આનંદનો ઉભરો શમ્યો ન હતો. પછી અંધારી રાતના ઉજ્જડ અને વેરાનમાંથી ફુંકાતા પવને બારીબારણાં બંધ કરાવી નિદ્રાદેવીના હિંચકા શરૂ કરાવ્યા. એકલવાઇ મલકતી ઘોર રાત્રિ અને દક્ષિણના ઘાટ પસાર થયાં. વરગામ અને તજેગામનાં રક્તભીનાં મેદાનોની ઝાંખી કરાવી સડસડાટ કરતું ખડકીનું ઐતિહાસિક મથક આવ્યું. ગાડી ઉભી રહેતાં પોતપોતાનાં હથીઆર સમાલી, ખભા ઉપર સામાનની કોથળીઓ નાંખી હુકમ થતાં જ ચપોચપ સર્વ જણ એક હારમાં ઉભા. ગાડાંઓમાં સામાન ચઢાવી પહેરા નીચે સોંપી "લેફ્ટ રાઇટ"ના મંગળ ધ્વનિ વચ્ચે છાવણી તરફ કૂચ કરી.

ખડકી સ્ટેશનથી છાવણી લગભગ પાંચ માઇલ

પાશાન નામના તળાવ નજદીક હતી. શ્વાસભર્યા, ધૂળથી રગદોળાયલા પણ ઉલ્લાસથી સ્હાડાનવ વાગે અમે છાવણીમાં પડાવ નાંખ્યો. તંબુ તૈયાર હતા એટલે તરત માટે તકલીફ ન હતી. થોડી વારમાં પુનાથી પણ યુવાન સૈનિકો આવી પહોંચ્યા. જોતજોતામાં નિર્જન સ્થળ ઉછરતા લોહીના પ્રવાહથી હાલી ઉઠ્યું. છસો ઉપર સૈનિકોની જમાવટ છતાં ગેરવ્યવસ્થા કે ગોટાળાનું નામ ન મળે. વ્યવસ્થા સુંદર હતી. પહેલા દિવસની રાત પુરી થાય તે પહેલાં કેટલાએ દિવસનો વસવાટ હોય એમ લાગે.

દરેક જણને પોતપોતાની ટુકડીના નંબર પ્રમાણે જ રહેવાનું. આઠ ફુટ ઉંચા અને બાર ફુટ પહોળા ત્રિકોણાકૃતિના તંબુમાં બાર જણને રહેવાનું હતું. આટલી થોડી જગામાં ડઝન યુવાનોને રહેવું કેટલું પાલવે એ તો સ્હેજ સમજી શકાય. રાતના એકબીજાનાં અંગો અફળાવાં કે તંબુની બ્હાર ગબડી પડવું એ તો બહુ જ સાધારણ. બારે જણ સ્હામસ્હામી દિશાએ માથું કરી સુતા પછી તલપુર પણ જગા ન રહે. સરસામાન ઓશીકાની ગરજ સારતો. છતાં દિવસના તંબુઓ સુના જ રહેતા. સુવાને માટે દરેક જણને એક રબ્બરનું પાથરણું, ચાર ગલેફ અને બે કામળા આપેલા. ગલેફમાં ઘાસ ભરી જોડે જોડે મૂકવાથી પથારી થતી. ગલેફને અંગ્રેજો "બીસ્કીટ" કહેતા. રબ્બરનું પાથરણું અજબ હતું. વરસાદ માટે રબ્બરના અડધા કોટ પાથરવાના ઉપયોગમાં લેવાના. પથારીમાં ઘાસ ન ભરતું વધારે સલામતી વાળુ હોવાથી ઘણાએ તેમ કરતા. છતાં ગોખરૂકાંટાનો પાર ન હોવાથી કોઈક વખત બાણ-શય્યાની ઝાંખી થતી. રાતના બાળવા માટે ડીટ્ઝને મળતાં ટીનનાં ફાનસો આપેલાં. ફાનસોની રોશની એટલી થતી કે સળગાવતાં જ તરત કોલસા પુરેલા એન્જીન માફક ધૂમાડાના ગોટેગોટા ક્હાડવા મંડી પડતું. એકાદ ચીણગારી ઘાસને જઈને ભેટે તો ઘડી ગંમ્મત પડે એવી અમારી મુરાદ ગર આવે એટલા ખાતર જ સળગતું રાખતા.

છાવણીમાં પીવાને પાણીના પણ સાંસા. પાણી ગાડીઓમાં ભરાઈ આવતું. દરેક જણને ભાગે દિવસના પ્રત્યેક શીશા પાણી આવતું. ન્હાવાધોવા બે માઈલ દૂર જઈએ તો ખેતરના કુવા કે નળ મળે. છતાં સહરાની કે મીસરની દાડમારી કરતાં હિસાબે સુખ હતું.

ખાવાને માટે અડચણ ન હતી. પણ ખોરાકના સ્વાદ માટે તો બહુ ખાવાની લાલસા થાય એમ ન હતું. ઠરાવેલ વખતે નવાજુની થયા વગર જાડો ભાત, પુનમના ચંદ્ર જેટલા મ્હોટા ઘઉંના રોટલા, બાફેલા બટાટાડુંગળી, કાળી દાળ અને જરાતરા છાશથી સ્હાંઝસવાર તૈયાર રહે. ખાવાની પણ પરેડ. એક હારમાં ભારખાનના ડબ્બા માફક એકએક કરતાં આગળ ધકેલાવાનું. છાવણીમાં ચ્હાની બહુ છુટ હતી. સવારના ૭ વાગે ચ્હા અને ડબલ રોટી; બપોરે ત્રણ વાગે ફરી ચ્હા. ત્રણેક ટમ્બલર ગટગટાવવી એ તો રમત. આ ચ્હા નડે એવો સંભવ જ નહિ—ઉન્હા પાણીની જેટલી અસર તેટલી ન તો ચ્હાની કે ખાંડની અસર દેખાતી. છતાં એવી એવી ચ્હા પણ દુઃખમાં દિલાસો હતો.

પીળો વાવટો એ છાવણીમાં પ્રિય સ્થળ. કેટલાએ તો એના ઉપર પદો રચેલાં. પીળો વાવટો એટલે પચીસ ફુટ લાંબી ખાઈ. ત્રણ બાજુએ ઉઘાડ, ફક્ત એક બાજુએ જરાતરા પડદો. આ સ્થળ તે જાજરૂ. સર્વને ત્યાં જ જવું પડે. આ સ્થળ વિના બીજે જરા પણ ગંદકી કરી તો કાયદો કપરો હતો. કાયદો તોડવાની હિંમ્મત કોઈ જ ન કરતું. આ વસ્તુઓને સંકટ કહો, સંકડામણ કહો, અમાનુષિક કહો પણ જરાએ કચવાટ વિના સર્વને તાબે પ્રફુલ્લતાથી રહેવાનું હતું.

છાવણીમાં સવારના સ્હાડાપાંચ વાગે કે ઉઠી જવું પડે. ઉઠીને તરત જ હજામત કરવાનો ક્રમ. ઠંડી તો એટલી પડે કે હોઠ દબાવી ઓઢવાનું આઘું ફેંકી ધૂમાતા ફાનસના ગોળાને જરા વાર પકડી આંગળાં શેકીએ. હજામત કરી રાતના પૉલીશ કરી રાખેલી વસ્તુઓને ફરી હાથ લગાવી લઈ તરત જ કવાયતનાં કપડાં પહેરી લઈએ. ચ્હા પી-તંબુમાં સર્વ ઉપાડી ઘડીબંધ ગોઠવી તંબુ એક પાસથી સંપૂર્ણ ઊંચો કરીએ. ચોખ્ખાઈને માટે આખી છાવણી ઉઘાડી થઈ જતી. દોરડાં છોડવાં, કનાતો ઉચકવી અને વાંસડા સીધા રાખવા—આ બધું કામ પુરૂં થતાં "હાશ" થતી. સાત વાગ્યામાં કવાયત માટે તૈયાર. કવાયત અગીઆર વાગ્યા સુધી ચાલે. બંદુક મુકી જેવા તે તેવા ખાવા માટે ("મેસ પરેડ") દોડી જઈએ. ખાવાનું મળ્યું ન મળ્યું એટલામાં ફરી કવાયત ("ફોલ ઇન") ઉપર બોલાવે. સ્હાડાબારે તો છાવણી છોડી "વિગ્રહ-કળા"ની કવાયત કરવા નીકળી પડયા હોઈએ. ત્રણ

વાગે ખાંધેથી બંદૂક ઉતરે. ન્હા અડાવી જરા નીચો શ્વાસ મુકતાં ચાર વાગી જાય. સંટ્રી તરીકે પહેરા ઉપર જવાનું હોય તો આખો લેબાસ (ફુલ યુનીફોર્મ) પહેરી —સરંજામ ચઢાવી ફરી ચાલ્યા. સીતારો પાંસરો હોય તો જ ન્હાવા કે કાગળ લખવાનો વખત મળે. નાહીધોઇ જરા લટાર લગાવી કે સૂર્યાસ્ત થાય અને છાવણીનો વાવટો ઉતરે. સાત વાગતાં જ પાછી "મેસ પરેડ." ખાઇ પ્રથમ પથારી પાથરી પૉલીશનું કામ થાય. પંદર દિવસ જોડા પૉલીશ કરતાં અમારો હાથ માઇલેકની સપાટી ઉપર ફર્યો હશે. જરાતરા ગાનતાન કરીએ કે દસ વાગે અને "સુઇ જાઓ," "દીવા હોલવો," "ચૂપ રહો"—એવા હાલેડાંના સૂરમાં આરામ લઇએ. એક ઉંઘે સ્હાડાપાંચ વાગે.

છાવણીમાં આખો દિવસ અને રાત અડધાં ખાખી જ પહેરવાં પડે. ગમે તે વખતે બોલાવે તો પંચાત ન પડે એ માટે એ જરૂરનું હતું. આખો દિવસ જરાકે નવરાશ નહિ. ચોખ્ખાઇ અને વખત પણ બરાબર સાચવવાં પડે. કાગળનો કકડો પડતાં જ ઉચકી લેવાનો, જરાક કચરો પડતાં વાળી લેવાનો. ચોખ્ખાઈ, વખત કે લશ્કરી નિયમનો જરા પણ ભંગ થતાં કેદખાનાની મુલાકાતની વાટ જોવી પડે. લાગણીને તો અવકાશ જ નહિ. પડી ગયા તો લાત મારી ઉઠાડે એવી સખ્તાઇ. થાળી માંજવાથી તે ખાઇઓ ખોદવા સુધીનું કામ હાથે જ કરવાનું. હેલકરી જેવું ઉચકવા લઇ જવાનું કામ તો સાધારણ. બ્હાનું કાઢી નાસી છુટવાનો તો લાગ જ નહિ. લશ્કરી દાક્તરનું પ્રમાણપત્ર ફક્ત છોડાવી શકે.

બ્હાલને તો દેહપાર કર્યું હતું. બ્હાલામાં બ્હાલી બંદૂક. નીચે મૂકવા જેટલી પણ છૂટી ન મૂકાય. દમદાટી રાખે જ સૌને છૂટકો. દિવસનો કવાયત સંબંધી કાર્યક્રમ એક દિવસ પહેલાં જણાવે. પણ ન્હાના અને નવા હુકમોનો તો પાર જ નહિ. હુકમો અને હુકમદારોનો વિચાર કર્યે જઇએ તો આપણે સર્પપાશથી જ વિંટળા-યલા લાગીએ. ઘડીભર આ સખ્તાઇનો વિચાર કરતાં ત્રાસ છૂટે પણ "મન એવ મનુષ્યાણામ્ કારણં બંધમોક્ષયોઃ," આનંદ તોફાન અને મસ્તી પાર વગરનાં. સખ્તાઇ વિના સંભાળાય પણ નહિ. લશ્કરી જીંદગીમાં નબળા પોચાનો તો રોટલો જ થઇ જવાનો.

છાવણીમાં અંગ્રેજી ભાષા જ બોલાતી. અંગ્રેજી પણ લશ્કરી. વાક્યમાં ક્રિયાપદ કે કર્તા ગૂમ થયાં હોય કે કાળ અને સ્થળ મળતાં જ ન હોય, છતાં અમે સમજી જઇએ. ભાષાની મધુરતા પણ જબરી. "મુર્ખ," "ગધેડા," "સેતાન" વિગેરે અનહદ બીજા શબ્દ-ભંડારોથી દરેક જણને નવાજવાના. સીપાઇગીરી એટલે મૃત્યુદાન દેવાની દીક્ષા. એમાં નીતિ, રીતિ, કે કોમળતાને અવકાશ જ ન હોય. કુસુમ સમું કાળજું વજ્રતોલ થયે જ મૃત્યુના દાવમાં પ્રમાણ.

કવાયતમાંથી કે ગુન્હાની શિક્ષામાંથી બચવા છોકરાઓ જે ખેલો રમતા તે તો કહ્યા ન જાય. સહેલી વાત તો પગે એક હાથ લાંબુ ચીંથરું વિંટાળી જોડા ડંખ્યાનો કે પગ પાકવાનો ડોળ કરવો. ચકરી લાવવી, તાવ ચઢાવવો એ તો વગર માગ્યાં જ આવે. છતાં આ ફેરા તેની બરાબર ખબર લેવાયલી. છાવણીમાં કાંઇ પણ વસ્તુ ખોવાતાં બીજાની તફડંચી કરી લાવવી એ તો ઢાંકેલો કાયદો. એટલે ખોવાવાની ફરીઆદ જ ન થાય. જરાક ઉંચી પદવી મળતાં જ ગાર્ડરૂમમાં કેદ કરવાનો ફાંકો રાખે. આવી ડરામણીનો તો છેડો જ નહિ. ખરો કાયદો તો ગુન્હો કરે તે નહિ પણ ગુન્હો કરતાં પકડાય તે ગુન્હેગાર. છાવણી છોડી બહાર જવું હોય તો લેખિત રજા લેવી પડે. છાવણીની ચારે બાજુ પહેરો રહેતો. દસ વાગ્યા પછી પહેરાવાળા માલીક. સવાદસે એકેએક દીવો હોલવી નાંખવો પડે એટલું જ નહિ પણ ચુપકીથી સુઇ રહેવાનું. જરા અવાજ થતાં બેચાર ગાળો દઈ અમારી છાવણીના રક્ષકો સીધી તતડાવે જ રાખે. છતાં કેટલાક તોફાની ગમે તે બ્હાને સંતાતા ફરી સંટ્રીઓને બ્હીવડાવવા કે ચીડવવા લાગ સાધે. કોઇ ભૂત થાય તો કોઇ અમલદાર હોવાનું જણાવી ડૉક મારે. સંટ્રીની આ તીવ્ર પરીક્ષા. સાવધાન સંટ્રી "ખડે રહો" કરતોક-ને કોઈ પાસે આવવા જતાં ચળકતું અણીદાર સંગીન મશ્કરા કરનારના ગળા આગળ ધરે. વેર લેવું હોય તો કેદ પકડી ગાર્ડરૂમની ટાઢની આખી રાત મ્હેમાની આપે. એવાએ સંટ્રી હોય કે ભૂતથી ડરે કે પહેરા ઉપર ઊંઘે. એકંદરે રાતદિવસની નોકરી અને મહેનત છતાં સર્વને સંટ્રી થવાની હોંશ અને ઉમંગ થાય.

કવાયત ઉપરાંત મર્દાનગીભરી શારીરિક રમતોની પણ બાકી ન હતી. હોકી, વૉલીબોલ, દોડવું, કુદવું, દોરડું ખેંચવું એવી અનેક રમતોની દરરોજ સાંઝના હરિફાઇ ચાલુ જ હોય. ટુકડીનો રમવાનો વારો આવતાં જ આવડે ન આવડે પણ એક વખત તો ભાગ લેવો

જ જોઇએ. રમતોને માટે ઇનામ અને નામનાથી પુષ્કળ ઉત્તેજન મળતું. ઘોડાની રેશ જેટલો જ રસ ઉત્સુકતાથી દરેક જણ લેતું.

રવિવારે છાવણીમાં રજા. તે દિવસે છોકરાઓને ફરવા ફરવા જવાની કે આખો દિવસ ઉંઘવાની પરવાનગી મળતી. આ વર્ગે અમને ગુજરાતીઓના હૃદયની હુંફનો સુંદર અનુભવ થયો. પુનાના ગુજરાતીઓના "બંધુસમાજ" તરફથી ખેતીવાડી કૉલેજમાં સરસ સ્નેહસંમેલન ગોઠવ્યું હતું. બૃહદ્ ગુજરાત સ્નેહની રેલ રેલાવી શકે છે.

કેટલાએક મુવેલા ચોપડીઓની ગંધ છાવણીમાં પણ છોડી શકયા નહોતા. કમનશીબે, વખતના અભાવે એ ચોપડીઓ સડવા દેવી પડી. ગાનતાનનાં સાધનો પણ સારાં આવ્યાં હતાં. દરેક જણ આવડે ન આવડે પણ સતાર સાથે કે જર્મન વાજા જોડે ગાયન ચાલતું હોય



ફેરાકરેનું એક દશ્ય

તેમાં ભળી જઇ સૂર પુરવા માંડે. કેમેરાથી છબી લેવાનો તો ઘણાનો દરરોજનો ક્રમ. ન્હાનોશો કેમેરા ક્યાંયે છુપાઇ રહે.

લેફ્ટનન્ટ અને તેથી ઉપરની પાયરીના અમલદારો અમારાથી જુદા જ રહેતા. તેમના રહેવાસ તરફ ફરકવાને કે તેમની જીંદગીમાં ડોકીઉં કરવાને પણ અમને સખ્ત મના. એમને સલામો ભરવા (પંદર દિવસને સરવાળે) અમારો હાથ એક સાગરો ઉંચો ચડાવ્યો હોય તો કોઇ પર્વતને મથાળે બેઠો હોય કે નીચે ઉતાર્યો હોય તો દરીઆમાં કેટલોએ નીચે ઉતરી ગયો હોય. અમને શીખવવાને રાખેલા અંગ્રેજ સારજંટનો તુમાખ વળી જુદો જ હતો. અમે તો એમને મન સીપાઇગીરીની ચેષ્ટા કરતાં બાળકો. એકંદરે તેઓ અમારી જોડે સારી રીતે ભળતા અને સહકાર કરતા. કવાયત ઉપર અમારા દુશ્મન થાય પણ આનંદમાં પોતે જ આનંદનો વિષય હોય. તેમના લડાઇના પ્રસંગો, જીંદગીનાં સ્મરણો અને ગામડીઆ ગાયનોથી બહુ જ આવકારદાયક થઇ પડતા. છુટા પડતાં પહેલાં કેટલાકને તો અરધા અંગ્રેજ બનાવી દીધા.

### સિંહગઢ ઉપર હલ્લો

દિવસ રજાનો હતો. પચાસેક જણનું ટોળું સિંહગઢ જોવા તુટી પડ્યું. સિંહગઢ ઉપર ચડવાનું કઠણ ખરું. ગઢમાં કળાની દષ્ટિએ કે ઐતિહાસિક વૈભવ જેવું કાંઇ જોવાનું નથી. પરંતુ ચારે બાજુ નજર ફેરવતાં યાદ આવતું "અહો એતત્ રમણીયતા!" આધે આધે દેખાતું પુના—ન્હાની મ્હોટી ટેકરીઓ, લીલોતરીમય ખીણો અને શાંત પાણીના ઝરા આંખને ઠારે. ખડક વાંસલાનું સરોવર તો ચક્ષુચુંબક હતું. ધુમ્મસમાં ઢંકાયલા પુરંદર, રાયગઢ અને તોરણાના ગઢો તેજવિહીન સુનકારમાં શોકાતુર ભાસતા.

લશ્કરી નજરે સિંહગઢની મહત્તા કાંઇ જ નથી. ઉંચી ટોચ ઉપરનું બંધારણ તથા પ્રમાણમાં વધારે ક્ષેત્ર ધ્યાન ખેંચે છે. વધારે ક્ષેત્રથી જ મુસલમાનો ફસાયલા. પર્વતની ટોચ ઉપરનો કિલ્લો સર કરવો વધારે સરળ—એટલા પુરતો કે દુશ્મનને છુપાવાની જગા ઘણી. કિલ્લામાં સાધારણ વખતમાં પીવાને પાણી પુરતું છે છતાં મ્હોટા લશ્કરને માટે ઓછું તો ખરું. બાંધકામની નજરે દુશ્મન ઉપર પથરા ફેંકવાને બનાવેલ ઢાલો સારા છે. કોટમાં જવાના દરવાજાનું માપ ન્હાનું હોવાથી ઘણું

થોડું લશ્કર રહેતું હશે એમ કલ્પી શકાય. સિંહગઢનો કિલ્લો પ્રજાના પ્રિય સ્મરણચિન્હ સિવાય અત્યારે તો નિરુપયોગી છે. કિલ્લો અભેદ્ય કે દુશ્મનને હંફાવે એવો તો નથી. તાનાજીએ તેની પ્રતીતિ એક જ રાતમાં બતાવેલી. થોડા વિસ્તારમાં ઘણા કિલ્લા બાંધી મ્હોટા લશ્કરને ન્હાના ન્હાના ટુકડામાં વહેંચી નાખવાની મોગલોની ઉઘાડી ભૂલ દેખાય છે. અજાણ્યા પહાડોમાં સપાટ જમીન મૂકી ટેકરી ઉપર રહી દેખરેખની પરિસીમા ટુંકાવી નાખવાની પણ ભૂલ જ. ગઢ ઉપર ઘોડા કે ન્હાનાં ટટ્ટુઓ ઉપર સ્વાર થઇ જવા આવવાનું માનવું એ તો હાસ્યાસ્પદ છે. તૂટતી દોરીની ગાંઠો જેવા બધા કિલ્લાઓ છે. સિંહગઢના કિલ્લાને બે જ દરવાજા પૂર્વ-દક્ષિણ મુખના હોવાથી, ઉત્તરપશ્ચિમ બાજુઓ અભેદ્ય મનાતી હશે. તાનાજીએ એ જ બાજુએથી હલ્લો કરેલો કહેવામાં આવે છે. ટુંકમાં સિંહગઢનો કિલ્લો મહારાષ્ટ્ર સાચવવા કરતાં હવા ખાવા બંધાયેલો હોય એમ લાગે છે. શિવાજીએ મહારાષ્ટ્રની મોગલાઇ સાંકળ કડીએ કડીએ ભાંગી, તેમાંની આ એક કડી છે.

### કવાયત

કવાયત એટલે ઘણાને મન જુલમ. દસ શેરની બંદૂક અને એટલા જ વજનના જોડા સાથે કરવી પડતી દોડમદોડ ભલભલો મેદ ઉરાડી મુકવા પુરતી હતી. કવાયતમાં ગયા પછી સ્થિર ઉભા રાખે તો ન તો હલાય કે ચલાય, ન તો વાત થાય કે હસાય. ચુંટ આવે તો પણ સ્થિર. જરાક હાલ્યા કે ઉપર અમલદાર વાઘની માફક તૂટી પડે. દુશ્મનને હરાવવાના દાવપેચ, હરોળો અને ટુકડીઓની હેરફેર, બંદૂક અને બેયોનેટનો ઉપયોગ, ગોળીબાર અને જૂદી જૂદી વ્યૂહરચના શીખવાડાતાં. અમારી તાલીમ પાયદળની હતી. કવાયતનો વખત એટલે સંકટ. વિદ્યાપીઠના સ્નાતક થવા કરતાં લશ્કરના સીપાઇ થવું ઘણું અઘરું છે.

એકાદ બે વખત બતાવતાં ન આવડે તો બેચાર જણ ડોસા મારી બરાબર કરાવડાવે. કવાયત વખતે હજામતથી માંડી પાટલુનનાં બટન સુદ્ધાં તપાસાય. ગમે તેમ લફડફફડ પરેડ ઉપર આવ્યા તો બોમ જ મળે. લગ્નની તૈયારી જેટલી પરેડની તૈયારી કરવાની. કૂચ કરતાં જોડેનો સાથી પડી જાય અને વાગે તો પણ આપણે તો એ જાણે જીવતો જ નથી એમ આપણું જ કામ કર્યે જવાનું. કેટલીક વખત રણતડકે પાણી વગર માઇલો સુધી ચાલવાનું હોય તો કેટલીક વખત દુશ્મન ઉપર હલ્લો કરવા ટેકરીઓ ચડઉતર કરવાની હોય. અમને લાગે કે મરવાની અણી ઉપર છીએ તે વખતે અમને કહેવામાં આવે કે આ તો તાલીમનો એકડોબગડો જ છે. પંદર દિવસ તો પાશેરાની પહેલી પુણી.

અમારાં કપડાં તો બરાબર અંગ્રેજ સીપાઇના જેવાં હતાં: ટુંકાં પાટલુન, મ્હોટી ટોપી અને જબરજસ્ત જોડા. એના ઉપર પટી પહેરવી એટલે સાગર તરવો. શરીર ઉપર કાર્તુસ વિગેરેને માટે લાદવાનો સામાન તો ઘોડાના જીનની સરસાઇમાંથી ન ઉતરે. આ બધી વસ્તુઓની સંભાળમાં જ વિશ્રાંતિનો અરધો વખત જાય. છતાંએ કાંઇક ભૂલ તો રહી જ હોય.

કવાયતમાં જ્યારે અમારું બેન્ડ જોડાતું ત્યારે ખરું શૂર આવતું. કૂચ કરતાં મદિરાની લહેરમાં આગળ ધપતા હોઇએ એમ લાગે.



કિલ્લાના દ્વાર ઉપર

છાવણીમાં—કવાયતમાં કે ગમે ત્યાં પણ અમારો "સાર્જન્ટ" ખરો. "સાર્જન્ટ" નો પડતો બોલ ઝીલવો પડે. એ તો અમને ખોયડ પુતળાં જેવા જ ગણે. "સાર્જન્ટ" એટલે રાક્ષસ. એના વિના ભરવાડ વગરનાં ઘેટાં. છતાં એ ન હોય તો છાવણી એટલે સુખવાસ. એક "સાર્જન્ટ" છત્રીસ ઉપર દેખરેખ રાખે. એના હાથ નીચે બીજા ચાર જણ અમારૂં પીંછે પીંછું વિખેરવામાં બાકી ન રાખતા. બીજા અમલદારોને તો નવ ગજના નમસ્કાર.

## પૂર્ણાહુતિ

પખવાડીઉં ક્યાંએ પુરૂં થઇ ગયું. છેલ્લે દિવસે રમતગમતનો તથા ઇનામનો મેળાવડો એ અમારા વિખરાવાની નિશાની હતી. જેમ જેમ જવાનું પાસે આવતું તેમ વધારે રહેવાનું મન થતું. હજુ તો કાલે જ આવ્યા હોઇએ એમ લાગે. કેટલાક કંટાળેલા તો કેટલાકને તો આ જીંદગીની મોહિની લાગેલી. છેવટે મને કમને પંદરમા દિવસે તંબુની કનાતો છોડાઇ, છાવણી સંકેલાઇ અને જે જગ્યાએ લશ્કરી કવાયતના પડઘા પડતા તે જગા સ્મશાન જેવી બની રહી. અમે પણ ખાખી લેબાસની ઘડી કરી રંગબેરંગી વાગા પહેર્યા. છેવટે તલવારની ધાર ઉપરથી ઉતર્યા. ચાઇનીઝ કેદીઓ જેવા તા. ૪ થી ની સવારે લશ્કરી ઢબે સંગીત ગાતાં છાવણીને છેલ્લી સલામ કરી.

—merry merry men are we
There is none so fair
as can compare
with the boys of the U. T. C.

નો છેલ્લો પડઘો પુનાના પહાડોમાં પથરાઈ ગયો.

સર્વના મ્હોં ઉપર આનંદ અને જોશ હતો. સવારના ઉઠતાં હજામત કરતાં જ્યારે પેલા ધુમાતા ફાનસને બાઝતા અને પાણી રહેવા દઇ ઉન્હી ઉન્હી ચ્હાએ હજામત કરવાનું મન થતું ત્યારે હિમાલયના હિમ કરતાં પાશાનનું ધુમ્મસ કાંઇ જ નથી એમ થતું. ખાવા ઉપર ચીઢ ચઢતી તો ખોરા રોટલા ઉપર દિવસો સુધી લડતા પ્રતાપને સંભારતા. ન્હાના તંબુમાં ધીચતા ઉપર લોહી ઉકળતું તો ખાઇઓમાં એક બીજા ઉપર પડી રહેતા સીપાઇઓનો વિચાર કરતા. સુતા અને કાંટો વાગતો તો ભીષ્મની બાણશય્યા સંભારતા. સાર્જન્ટ સાહેબની ધમકી પાણી ઉપર વિજળી પડવા જોડે સરખાવતા. કામ કરતાંએ દમદાટી મળે તો મહીંમાં મરચાં ભેળવનારની મુર્ખતા ઉપર છાનું છાનું હસતા. કવાયત ઉપર ન જવાનું મન થતાં યુદ્ધ કરવાની આનાકાની કરતા અર્જુનનો દાખલો લેતા. છેવટે રણાંગણ એટલે ઘર નહિ એ અમારૂં આશ્વાસન હતું.

સૈનિક



# ગુજરાતકાઠીઆવાડની સ્ત્રીકેળવણી

## ( ૫ )

### માધ્યમિક શિક્ષણ

કન્યાઓના માધ્યમિક શિક્ષણની સ્થિતિ કેટલી બધી નિરાશાજનક છે તે આપણે આગળ જોયું. પ્રાથમિક શિક્ષણ તો સર્વસામાન્ય અલ્પ શિક્ષણ થયું, પણ ગૃહિણી પદ અને નાગરિક પદને યોગ્ય થવા સારૂ સંગીન માધ્યમિક શિક્ષણની પૂરેપૂરી આવશ્યકતા પ્રત્યેક કન્યાને છે. માટે માધ્યમિક સ્ત્રીશિક્ષણની અભિવૃદ્ધિના માર્ગ આપણે ખસુસ કરીને વિચારવા જોઇએ.

### ૧. શિક્ષણક્રમમાં ફેરફાર

હાલનો સરકારી માધ્યમિક ક્રમ કન્યાઓ સારૂ બંધબેસતો નથી એ આપણે આગળ જોયું છે તેથી માધ્યમિક શિક્ષણની અભિવૃદ્ધિ અર્થે માધ્યમિક ક્રમમાં ફેરફાર કરવાની પ્રથમ જરૂર છે. હાલનો માધ્યમિક ક્રમ નીચે મુજબ છે:

પરીક્ષાના વિષયો: અંગ્રેજી, ગણિત, ઇતિહાસ, બીજી ભાષા.

પ્રમાણપત્રના વિષયો: માતૃભાષા, વિજ્ઞાન અને ભૂગોળ.

આ ઉપરાંત ક્રમમાં નહિ છતાં ચિત્રકલા, શીવણ અને સંગીત, ગર્લ્સ હાઇસ્કુલોમાં શીખવાય છે.

આ શિક્ષણક્રમમાં નીચે મુજબ ફેરફાર થવો જોઇએ:

ફરજિયાત વિષયો: ગુજરાતી, ગૃહશાસ્ત્ર, ઇતિહાસ અને સામાન્ય જ્ઞાન.

મરજિયાત વિષયો: ભાષાસમૂહમાંથી એક: સંસ્કૃત, પર્શીઅન, હિન્દી, મરાઠી, બંગાળી, અંગ્રેજી, ફ્રેન્ચ; તથા કલાસમૂહમાંથી એક: શીવણ, ભરત, ચિત્રકલા, સંગીત, પાકકલા, વણાટ, કપડાં રંગવાછાપવાની કલા, શિક્ષણકલા.

વિશિષ્ટ ધોરણ: ઉપર મુજબ ત્રણ ફરજિયાત વિષયો અને મરજિયાત બે સમૂહોમાંથી એક એક મળીને પાંચ વિષયોનું સર્વસામાન્ય ધોરણ શાલાન્ત (matric) પરીક્ષાનું રાખવું. પરંતુ જે કન્યાઓને વધુ અભ્યાસ કરવાની ઇચ્છા હોય તેમને ઉપરના મરજિયાત વિષયોના બે સમૂહો પૈકી ગમે તેમાંથી એક વિષય વધુ લેવાની અથવા ગણિત લેવાની છૂટ આપવી.

ચાલુ ક્રમ અને આ નવા સૂચવેલા ક્રમમાં શું ભેદ છે તે જરા જોઇએ. પ્રથમ મહત્વનો ફેરફાર તો એ છે કે અંગ્રેજી ફરજિયાતને બદલે મરજિયાત થાય છે. આ ફેરફારથી ઘણાના હૃદયને મોટો ધક્કો લાગવાનો સંભવ છે. પરંતુ વિચાર કરી જોતાં તે ફેરફાર વાસ્તવિક લાગશે. અંગ્રેજીના શિક્ષણની આવશ્યકતા બે રીતે ગણાય: તેના વિશાળ સાહિત્ય દ્વારા પશ્ચિમની સંસ્કૃતિનો પરિચય મેળવાય અને રાજ્ય તથા વ્યાપારની ભાષા હોવાથી વ્યવહારમાં ઉપયોગી નીવડે. અંગ્રેજી સાહિત્ય વિશાળ છે તે વાત સાચી પણ તેમ તો જર્મન સાહિત્ય પણ બહુ વિશાળ છે. તો તે કેમ બધાએ ન શીખવું? દુનીઆની અનેક ભાષાઓ સમૃદ્ધ છે તો તે બધી અથવા તેમાંની ગમે તે શીખ્યાથી ઉચ્ચ સંસ્કૃતિ પમાય તો પછી અંગ્રેજીનો જ આગ્રહ શા સારૂ? પણ મૂળે ભાષાજ્ઞાનથી સંસ્કૃતિ આવે છે એ સમજ જ મિથ્યા મોહમાંથી ઉત્પન્ન થએલી છે. જો એમ જ હોય તો ઘણી ભાષા જાણનારા બધા પંડિતો ભારે સંસ્કારી હોય. આમ અંગ્રેજી સાહિત્ય ફરજિયાતપણે સર્વને શીખવાની જરૂર ન હોય; છતાં ઉચ્ચ સાહિત્યના જ્ઞાનની જરૂર પીછાણી દ્વિતીય ભાષાઓનો સમૂહ રાખેલો છે તેમાંથી ગમે તે એક ભાષા વિદ્યાર્થીનીઓ લેવાની રાખી છે તેમાં તેને અંગ્રેજી સાહિત્ય પર વિશેષ પ્રીતિ હોય તો તે લઇ શકે છે એટલું જ નહિ પણ વિશિષ્ટ ધોરણ પ્રમાણે તે અંગ્રેજી ઉપરાંત સંસ્કૃત અથવા બીજી કોઇ એક વધુ દ્વિતીય ભાષા પણ લઇ શકે છે. પણ જેને અંગ્રેજી સાહિત્ય કરતાં બીજી ભાષાઓનાં સાહિત્યનો અભ્યાસ વિશેષ અગત્યનો લાગતો હોય તો તેના પર અંગ્રેજીનો ફરજિયાત બોજો લાદવો એ કોઇ રીતે યોગ્ય નથી. વળી વ્યાવહારિક દૃષ્ટિએ વિચારતાં સર્વ પુરુષોને પણ અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક નથી તો પછી સ્ત્રીઓને તો તેથી પણ તેની ઓછી જરૂર છે. સ્ત્રીઓને વ્યાપાર કરવાનો હોતો નથી. રાજ્યની સાથે સંબંધ પણ બહુ ઓછાંને રાખવાનો પ્રસંગ આવે છે. અલબત હાલ તાર, ટપાલ, રેલ્વે આદિ તમામ સાર્વજનિક ખાતાંમાં અંગ્રેજીનો ઉપયોગ બહુ થાય છે અને આ ખાતાની સાથે સ્ત્રીઓને પણ ઓછો સંબંધ નથી તેથી તેમને ઘણી મુસીબતો અંગ્રેજીના જ્ઞાન વિના વેઠવી

પડે છે. પરંતુ આનો ઉપાય સર્વેએ અંગ્રેજી શીખવું તે નથી, પણ અંગ્રેજી જાણનારે પણ તેનો ઉપયોગ સાર્વજનિક બાબતોમાં બને તેટલો થોડો કરવો તે છે. જો અંગ્રેજી ભણેલા દેશીઓ તેનો ઉપયોગ કરતા મટે તો સાર્વજનિક ખાતાંનો વ્યવહાર દેશી ભાષામાં થાય. સામાન્ય વ્યવહારને માટે અંગ્રેજી શીખવું અને તેનો ઉપયોગ કરવો તે આપણી પરતંત્ર દશા ચાલુ રાખવા સમાન છે. એટલે આ રીતે જોતાં પણ અંગ્રેજીને ફરજિયાત સ્થાન ખાસ કરીને કન્યાના શિક્ષણક્રમમાં ન હોય. જેને અંગ્રેજી વ્યવહારમાં અનિવાર્ય લાગતું હશે તે ખુશીની સાથે ઐચ્છિક ભાષા તરીકે પસંદ કરશે પણ જેને તેની જરૂર ન લાગતી હોય તેના પર તેની ફરજ પાડવી એ બરાબર નથી. અંગ્રેજી ઐચ્છિક દ્વિતીય ભાષા તરીકે રહે એ જ શિક્ષણમાં તેનું સ્વાભાવિક સ્થાન છે. તેને બદલે હાલ તે શિક્ષણસ્થાનમાં 'મેમાન મટી ઘરધણી' થઇ પડયું છે. આવા અયોગ્ય સ્થાન પરથી તેને ઉતારી પાડયે જ છૂટકો છે.

વળી અંગ્રેજીનું જે ધોરણ હાલ રખાયું છે તે બદલાવું જોઇએ. અંગ્રેજી સાહિત્ય લેનાર વિદ્યાર્થિની તે બરાબર સમજી પોતાની ભાષામાં ઉતારી શકે તેટલા પૂરતું તેને તેનું શિક્ષણ મળવું જોઇએ. પરંતુ અંગ્રેજીમાં છૂટથી પોતાના વિચારો બોલીને કે લખીને દર્શાવી શકે તેના સારૂ જે અત્યારે ભારે પરિશ્રમ થાય છે તેની જરૂર નથી. કોઇ પણ ભાષાના સાહિત્યનો રસ ચાખવાને સારૂ માત્ર તેને બરાબર સમજવાની જરૂર છે પણ તે ભાષામાં વિચારદર્શનની શક્તિ કેળવવાની કંઇ જરૂર નથી. અનેક યુરોપીય પંડિતો સારૂં અંગ્રેજી બોલી જાણતા નથી છતાં અંગ્રેજી સાહિત્યનો લાભ લઇ શકે છે અને તેને સ્વભાષામાં ઉતારી તેનો લાભ પોતાના દેશને આપી શકે છે. આમ છે તો પછી આપણે અંગ્રેજીના જ્ઞાનનું ધોરણ શા માટે જુદા પ્રકારનું રાખવું ?

બીજો મહત્વનો ફેરફાર અંગ્રેજીને જે અગત્યનું સ્થાન હાલના ક્રમમાં અપાય છે તે સ્થાન ગુજરાતીને આપવામાં આવ્યું છે તે છે. ગુજરાતી માત્ર પ્રમાણપત્રનો વિષય હોવાથી તેના તરફ કેટલું દુર્લક્ષ પ્રત્યેક શાળામાં થાય છે તે સુવિદિત છે. માતૃભાષાને શિક્ષણમાં પ્રથમ સ્થાન જ હોય તે વિષે વિવેચનની જરૂર ન હોય. તે સ્થાન તેને નથી અપાયું તે આપણા શિક્ષણની એક વિચિત્ર ઘટના છે અને આપણી તે ઘટના પ્રતિની ઉદાસીનતા તે આપણા પારતંત્ર્યનો એક સબળ પૂરાવો છે. અંગ્રેજી અને ગુજરાતીનો આ સ્થાનફેર છોકરા તેમજ છોકરીઓ બન્નેના શિક્ષણમાં સરખો આવશ્યક છે.

ત્રીજો બહુ અગત્યનો ફેરફાર ગૃહશાસ્ત્રના વિષયને સ્થાન આપ્યા વિષેનો છે. આ વિષયના જ્ઞાન વિનાનું કન્યાશિક્ષણ કેવળ વ્યર્થ છે તે દર્શાવવા દલીલોની જરૂર ન હોય. ખોરાક, કપડાં, ઘર—આ સર્વની આરોગ્ય, ધર્મ, અર્થ અને કલાની દૃષ્ટિએ પસંદગી, બનાવટ અને ઉપયોગ, ગૃહવ્યવસ્થા અને સંભાળ, કુટુંબીજનના વ્યક્તિગત અને પરસ્પર ધર્મ અને અધિકાર, માંદાની માવજત, અકસ્માતના ઉપાયો, સામાન્ય દરદો અને ઘરગતુ ઇલાજો, સ્ત્રીશરીરના ધર્મો, બાળરક્ષણ અને બાળશિક્ષણ ઇત્યાદિ અનેક ઉપયોગી બાબતોનો આ વિષયમાં સમાવેશ થાય છે. ગૃહસ્થ થનાર પ્રત્યેક છોકરાને આ વિષય ઉપયોગી છે તો ગૃહિણી થનાર છોકરીનું તો આ જ્ઞાન વિનાનું જીવન નકામું કહીએ તો ચાલે. આમ છતાં કન્યાની માધ્યમિક શાળામાં સમૂળગો આ વિષય જ ન મળે એ ઓછી નવાઇ છે ? ઘર અને શાળાનો મેળ કરવો હોય, સ્ત્રીશિક્ષણની અભિવૃદ્ધિ કરવી હોય તો આ વિષયના શિક્ષણને સર્વથી વધુ અગત્ય આપવી જોઇએ, અને તેનું શાસ્ત્રીય અને વ્યવહાર શિક્ષણ આપવા પાછળ જે ખર્ચ થાય તે ખર્ચ કરતાં ડરવું ન જોઇએ.

ચોથો મહત્વનો ફેર ગણિતને ફરજિયાતને બદલે વિશિષ્ટ ધોરણ પ્રમાણે મરજિયાત લેવાનું રાખ્યું છે તે છે. અંકગણિતનો ઉપયોગી સર્વ ભાગ તો પ્રાથમિક શિક્ષણમાં આવી જાય. બીજગણિત અને ભૂમિતિ એ ઐચ્છિક વિષયમાં આવી શકે. સ્ત્રીજીવનમાં તેની ઉપયોગીતા કંઇ જ નથી. ભૌમિતિક આકૃતિઓનું જ્ઞાન ચિત્રકલામાં સમાવી શકાય. બુદ્ધિવિકાસ તેનાથી થઇ શકે પણ કોઇ પણ વિષયનું સારૂં શિક્ષણ બુદ્ધિનો વિકાસ કરી શકે છે તો પછી તેને આવશ્યક સ્થાન સ્ત્રીશિક્ષણમાં આપવાની જરૂર ન હોય. કન્યાના શિક્ષણ સંબંધે તો 'રાત થોડી અને વેશ ઘણાં' જેવી સ્થિતિ છે તેમાં ગણિત જેવા કઠિન વિષયનો ભાર ભરવો તેના કરતાં થોડા ઉપયોગી વિષયોનું સંગીન જ્ઞાન આપવું તે વધારે યોગ્ય છે. બુદ્ધિવિકાસને વિષયોની વિપુલતાની સાથે ઝાઝો સંબંધ નથી.

વળી આ ફેરફારમાં કલાને અગત્યનું સ્થાન આપ્યું છે. કલાસમૂહમાં લલિતકલા અને ઉપયોગી કલાનો સમાવેશ

થાય છે. કલાને સ્ત્રીજીવન સાથે નિકટનો સંબંધ છે માટે તેને સ્ત્રીશિક્ષણમાં આવશ્યક સ્થાન આપ્યું છે. વળી આપત્તિના પ્રસંગે સ્ત્રી પોતાનું અને કુટુંબનું આબરૂભેર પોષણ કરી શકે એ આર્થિક હેતુ પણ આમાં રાખ્યો છે.

આ નવા ક્રમમાં ઐચ્છિક વિષયોના સમૂહ રાખવાથી કન્યાને પોતાની રૂચિ પ્રમાણે વિષયોની પસંદગી કરવાની છૂટ રહે છે, અને પોતાના મનગમતા વિષયોમાં પ્રવીણતા મેળવે છે.

રસાયન, ભૌતિકશાસ્ત્ર, શારીરશાસ્ત્ર વિગેરે વિજ્ઞાનનાં મૂળતત્ત્વોનો સમાવેશ ગૃહશાસ્ત્રમાં કર્યો છે. આથી તાત્ત્વિક જ્ઞાન ગૃહના વ્યવહારમાં લાગુ પાડતાં તેની નિરસતા દૂર થશે.

ભૂગોળનું જરૂરી જ્ઞાન પ્રાથમિક શિક્ષણમાં આવી જાય. ત્યાર પછી માધ્યમિક વર્ગોમાં ફરી શીખવાની જરૂર ન હોય. હાલ પણ ભૂગોળમાં ( હિંદના ઇતિહાસમાં પણ ) પ્રાથમિક ધોરણમાં જે ગુજરાતીમાં શીખવાયું હોય તેનું તે જ ફરીને અંગ્રેજીમાં શીખવાનું હોય છે.

આ નવો માધ્યમિક શિક્ષણક્રમ પ્રાથમિક શિક્ષણનાં સાત ધોરણો પૂર્ણ કર્યા પછી ત્રણ વર્ષમાં પૂરો કરી શકાય. આથી હાલ પ્રાથમિક પાંચમા ધોરણથી ગણતાં સાત વર્ષ માધ્યમિક શિક્ષણને પૂર્ણ કરવામાં લાગે છે તેને બદલે છ વર્ષ લાગે. આ રીતે એક વર્ષનો બચાવ થાય અને આ બચાવ સ્ત્રીજીવનમાં તો બહુ અગત્યનો છે. આમ વર્ષ ઓછું થવા છતાં અભ્યાસ કે બુદ્ધિવિકાસમાં ખામી નથી રહેતી એવો અમદાવાદના મહિલા વિદ્યાલયનો અનુભવ છે. માત્ર અંગ્રેજીનું હાલનું મેટ્રીક્યુલેશનનું ધોરણ ન ચાલી શકે.

ઉપર મુજબ તુલના કરતાં આ નવો ક્રમ કન્યાઓને કેટલો અનુકૂળ અને યોગ્ય છે તે સહેજે જણાઇ આવશે. સરકારી કેળવણી ખાતું વિચાર કરે તો બહુ સહેલાઇથી આ નવીન ક્રમ માધ્યમિક કન્યાશાળાઓમાં દાખલ કરી શકે. આમ કરવામાં વ્યવસ્થા અને ખર્ચમાં તેને ભારે ફેરફાર કરવા પડે તેમ નથી. અલબત માતૃભાષા દ્વારા શિક્ષણ કરવાથી જ્યાં જુદી જુદી ભાષા બોલનારી વિદ્યાર્થિનીઓ હોય ત્યાં કેટલીક અડચણ પડે. પણ આ હરકત ઘણુંખરું મુંબઇ જેવામાં જ આવે. પણ તેના સાટે અંગ્રેજી જાણનારા બહુ રાખવા પડે છે તે ઓછા ચાલી શકે તેથી ખર્ચ પણ ઓછું થાય. વળી માતૃભાષા દ્વારા શિક્ષણથી વિદ્યાર્થીઓને જે લાભ થાય તેની તો કિંમત જ ન અંકાય. વળી અંગ્રેજીના જ્ઞાન વિના અનેક કન્યાઓ માધ્યમિક શિક્ષણનો લાભ લેતાં અટકી પડે છે તે બધાં સહેલાઇથી તે લઇ શકે. આમ આ નવા શિક્ષણક્રમના અનેક સીધા અને આડકતરા લાભ છે.

આ નવો ક્રમ એકદમ બધાં ધોરણોમાં લાગુ ન ન કરતાં માધ્યમિક ચોથા ધોરણમાંથી દાખલ કરવાનું શરૂ કરવું અને પછી ધીરે ધીરે ઉપલાં ધોરણોમાં લાગુ કરવો. ( માર્ગદર્શન સારૂ અમદાવાદના વનિતા વિશ્રામનો વિગતવાર અભ્યાસક્રમ જોવો.) બધી વિદ્યાર્થીઓ આ ક્રમ સ્વીકારવાને તૈયાર ન હોય તો વડોદરાની મહારાણી ગર્લ્સ હાઇસ્કુલની માફક બે વિભાગ પાડવાઃ મુંબઇ યુનિવર્સિટીનો હાલના ક્રમ મુજબનો વિભાગ અને બીજો આ નવા ક્રમ મુજબનો વિભાગ. જેમને જે શિક્ષણ લેવું હોય તે તે વિભાગનું શિક્ષણ લે. સંભવ છે કે પ્રારંભમાં બહુ થોડાં નવો ક્રમ સ્વીકારે; છતાં ધીરજ નહિ ખોતાં તેને ઉત્તેજન આપ્યાથી ભવિષ્યમાં નવો ક્રમ સ્વીકારનાર ઘણાં નીકળશે એવો મહારાણી ગર્લ્સ હાઇસ્કુલનો અનુભવ છે. આવી બે પ્રકારની વ્યવસ્થા કરવામાં, બન્ને ક્રમોમાં ઘણા વિષયો સામાન્ય હોવાથી બહુ મુશ્કેલી નડતી નથી.

## ૨. માધ્યમિક શિક્ષણની પૂરતી સગવડ

આપણે આગળ જોઇ ગયા છીએ કે માધ્યમિક શિક્ષણ લેવાની સગવડ કન્યાઓ સારૂ કેટલી બધી ઓછી છે. પ્રત્યેક મ્યુનિસિપલ શહેરમાં ઓછામાં ઓછી એક માધ્યમિક કન્યાશાળા તો હોવી જ જોઇએ. જ્યાં માધ્યમિક કન્યાશાળા હોય ત્યાં ઉપર જણાવ્યા મુજબનો શિક્ષણક્રમ દાખલ કરવો અને જ્યાં માધ્યમિક કન્યાશાળા ન હોય ત્યાં કોઇ એક સારી પ્રાથમિક કન્યાશાળામાં ધીરે ધીરે એક એક ધોરણ વધારી તેને માધ્યમિક શાળા બનાવવી. આમાં તે સ્થળની કન્યાઓની આગળ શિક્ષણ લેવાની વૃત્તિની ખબર પડતી જાય તેમ તેમ શિક્ષણનો વધારો કરતા જવાથી મુશ્કેલી નહિ પડે. આગળ કરેલી સૂચના મુજબ પ્રાથમિક શાળામાં સાતમું ધોરણ ઉમેરવામાં આવે તો પછી માધ્યમિક શિક્ષણનાં ત્રણ વર્ષો તેમાં દાખલ કર્યાથી તેને સંપૂર્ણ માધ્યમિક શાળાનું સ્વરૂપ આપી શકાય. હાલની રાજ્યની નીતિ પ્રાથમિક શિક્ષણ પૂરતી જવાબદારી પોતાના પર લેવાની અને માધ્યમિક શિક્ષણમાં ખાનગી પ્રયત્નોને મદદ આપવાની

છે. પરંતુ સ્ત્રીઓના માધ્યમિક શિક્ષણની સ્થિતિ જોતાં રાજ્યે તેની જવાબદારીનો બોજો પોતાના પર ઉઠાવવો જોઇએ.

અત્યારે સરકારી માધ્યમિક કન્યાશાળા માત્ર એક અમદાવાદમાં જ છે. પ્રત્યેક જીલ્લાના શહેરમાં સરકારે ઓછામાં ઓછી એક માધ્યમિક કન્યાશાળા તો ઉઘાડવી જ જોઈએ. મ્યુનિસિપાલિટીઓએ પણ ભરૂચ મ્યુનિસિપાલિટીનો દાખલો લઇ એક સારી પ્રાથમિક કન્યાશાળાને ધીરેધીરે વધારી માધ્યમિક શાળા બનાવવી જોઇએ. માધ્યમિક શિક્ષણમાં હાલની સંખ્યા જોતાં વધુ માધ્યમિક કન્યાશાળાની જરૂર વિષે સહેજે શંકા થાય; પણ ઉપર મુજબ શિક્ષણક્રમ કન્યાઓને અનુકૂળ ઘડાય તો માધ્યમિક શિક્ષણ લેનારની સંખ્યા જરૂર વધે. વળી કાઠીઆવાડ જેવા પછાત સ્થાનમાં છોકરાઓની શાળાઓમાં પણ કોઇ કોઇ છોકરીઓ જાય છે એ બીના માધ્યમિક શિક્ષણની ઉત્કંઠા વધી છે તેની સાક્ષી પૂરે છે. પોતાના શહેરમાં માધ્યમિક શિક્ષણની સગવડ પોતાની કન્યાઓને સારૂ નહિ હોવાની ફરીઆદ કરતાં પણ કેટલાંય માબાપને સાંભળ્યાં છે. આ સર્વ ઉપરથી કન્યાઓ સારૂ માધ્યમિક શિક્ષણની સગવડ વધારવાની જરૂર સાબીત થાય છે.

### ૩. સહશિક્ષણ

જ્યાં ઉપર મુજબ જૂદી માધ્યમિક કન્યાશાળાની વ્યવસ્થા ન બની શકે અથવા જૂદી વ્યવસ્થા ઉપરાંત વિશેષ સગવડ કરવાની જરૂર જણાય તો છોકરાઓની હાલની માધ્યમિક શાળામાં કન્યાઓ સારૂ નવા સૂચિત અભ્યાસક્રમ મુજબ શિક્ષણની વ્યવસ્થા સહેલાઇથી થઇ શકે. ગુજરાતી અને ઇતિહાસ છોકરાઓ અને છોકરીઓ સારૂ સામાન્ય છે. માત્ર ગુજરાતીના સમયો ઓછા છે તે છોકરીઓ સારૂ વધારવા પડે. ઐચ્છિક ભાષા તરીકે અંગ્રેજી અથવા અંગ્રેજી અને સંસ્કૃત અથવા ગણિત લેનાર છોકરી-છોકરાઓ સાથે ચાલી શકે. અંગ્રેજીના નિબંધ, ભાષાન્તર જેવા સમયો છોકરીઓને માટે ઓછા કરી શકાય અને તે સમયો ગુજરાતીમાં ઉમેરી શકાય. આટલા વિષયો સારૂ કન્યાઓ માટે જૂદા વર્ગો કરવાની જરૂર નથી. હવે છોકરાઓને વિજ્ઞાન હોય તે સમયોમાં છોકરીઓને સારૂ ગૃહશાસ્ત્ર જૂદું રખાય; આમાં પણ રસાયન, ભૌતિક અને શારીરશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું જ્ઞાન એકઠા વર્ગમાં આપી શકાય. હવે માત્ર કલાના શિક્ષણની ગોઠવણ રહી. આનું શિક્ષણ છોકરાઓના ગણિત અથવા અંગ્રેજી અથવા સંસ્કૃત પૈકી છોકરીએ જે વિષય ન લીધો હોય તે સમયોમાં ગોઠવાય. છોકરાઓના ભૂગોળના સમયનો ઉપયોગ પણ છોકરીઓ સારૂ કલાનાં શિક્ષણમાં કરાય. વળી ચિત્રકલાનું શિક્ષણ તો છોકરીઓની શાળામાં છઠ્ઠા ધોરણ સુધી અપાય છે. જેટલા સમયો છોકરાઓ સારૂ ચિત્રકલાના રાખ્યા હોય તેટલા સમયો ચિત્રકલા લેનાર છોકરી એકઠા લે અને બાકીના ખૂટતા જૂદા લે. ઐચ્છિક વિષયસમૂહોમાં માત્ર શીવણ, સંગીત એ બે કલાના અને હિન્દી ભાષાના શિક્ષણની વ્યવસ્થા વિશેષમાં ઓછામાં ઓછામાં કરવાની રહે. બીજી ભાષાઓ અને કલાઓનાં શિક્ષણની વ્યવસ્થા તુરતમાં ન થાય તો હરકત નહિ. આટલી વિશેષ ગોઠવણ કરવામાં બહુ ખર્ચ થવાનો સંભવ નથી. રાષ્ટ્રીય માધ્યમિક શાળાઓમાં હિન્દી ફરજિયાત છે એટલે હિન્દી સારૂ તે શાળાઓમાં નવી સગવડ કરવાની જરૂર નથી. આવી કોઇક શાળાઓમાં સંગીત પણ દાખલ થએલું છે; ત્યાં તો માત્ર શીવણ પૂરતી જ વ્યવસ્થા કરી લેવાની રહે. આ બધી શિક્ષણની વ્યવસ્થા તો સહેલાઇથી થઇ શકે પણ મોટો વાંધો સહશિક્ષણનો છે. છોકરાઓ સાથે છોકરીઓ માધ્યમિક શાળાઓમાં ભણે એ ઇષ્ટ છે કે કેમ, માબાપો તેમને છોકરાની શાળામાં મોકલે કે કેમ તે પ્રશ્ન છે. હાલના કલુષિત સામાજિક વાતાવરણમાં સહશિક્ષણ વાંધાભર્યું તો છે જ; પણ શાળાના વ્યવસ્થાપકો શાળાનું વાતાવરણ ઉચ્ચ અને પવિત્ર રાખવા પ્રયત્ન કરે અને અત્યંત સંભાળ અને વ્યવસ્થા રાખે તો સહશિક્ષણનાં માઠાં પરિણામો અટકાવી શકાય. ગુજરાત મહાવિદ્યાલયનું દૃષ્ટાંત આ બાબતમાં આશા આપનારૂં લાગે છે. બીજી અનેક શાળાઓમાં હવે તો સહશિક્ષણ દાખલ થતું જાય છે અને સમાજમાં જેમ જેમ વિશ્વાસ આવતો જશે તેમ તેમ તે વધતું જશે તેવો સંભવ જણાય છે. એટલે આ સ્થિતિ જોતાં છોકરાઓની શાળાઓમાં કન્યાઓના જુદા અભ્યાસક્રમને અમલમાં મૂકવાની યોજના કરવામાં આવે તો તેનો લાભ લેનારાંની સંખ્યા વધવાનો પૂરો સંભવ છે.

### ૪. વસતિગૃહો

હાલની એક પણ માધ્યમિક કન્યાશાળાને વસતિગૃહ ( boarding ) નથી. મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલની કોઇક વિદ્યાર્થીઓ સારૂ ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં સગવડ

કરી આપવામાં આવે છે. અમદાવાદના વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલયમાં ભણતી બ્હારગામની કેટલીક વિધવાઓ અને કન્યાઓને વસતિગૃહમાં રાખવામાં આવે છે. પણ આ સગવડો ઘણી ઓછી કહેવાય. પ્રત્યેક માધ્યમિક કન્યાશાળાને અંગે વસતિગૃહ ખોલવું જોઇએ. સારા વસતિગૃહની ગોઠવણ વિના કેટલાંક માબાપ પોતાની કન્યાઓને બ્હારગામ ભણવા મોકલી શકતાં નથી. વસતિગૃહ સાદું, સુવ્યવસ્થિત અને આદર્શરૂપ બને તો ગામની કેટલીક છોકરીઓ પણ તેમાં રહે અને શાળા ગૃહશાળાનું સ્વરૂપ લે.

### ૫. શિક્ષકોના પ્રશ્નનો ઉકેલ

પ્રાથમિક સ્ત્રી શિક્ષકો કરતાં માધ્યમિક સ્ત્રી શિક્ષકોનો પ્રશ્ન અતિ વિકટ છે. માધ્યમિક શિક્ષણ આપનાર સ્ત્રીઓ—ખાસ કરીને ગુજરાતી હિંદુ સ્ત્રીઓનો તો કેવળ અભાવ છે એમ કહીએ તો ચાલે. આ સ્થિતિનો ઉકેલ કેટલેક અંશે નીચે મુજબ થઈ શકેઃ

(૧) આગળ સૂચવ્યા મુજબ પ્રાથમિક શિક્ષકના શિક્ષણનું ધોરણ ઉંચું કરવું. શિક્ષણકલા સાથે માધ્યમિક શિક્ષણ પૂર્ણ કરનાર સ્ત્રી ઘણે દરજ્જે માધ્યમિક કન્યાશાળા સારૂં કામ આપી શકે. નવા સૂચવેલા અભ્યાસક્રમ મુજબ ઘણી બ્હેનો માધ્યમિક શિક્ષણને અંતે માધ્યમિક શિક્ષક થવાને સહેલાઇથી લાયક થાય.

(૨) કન્યાઓના ઉચ્ચતર શિક્ષણને ઉત્તેજન આપવું અને આ શિક્ષણમાં શિક્ષણશાસ્ત્રને યોગ્ય સ્થાન આપી વિદ્યાર્થિઓ તે વિષય સાથે પદવી મેળવે તેવું પ્રોત્સાહન આપવું.

(૩) વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ પ્રાથમિક શિક્ષકો તૈયાર કરવાના પ્રયાસ કરે છે તેવી રીતે તેઓ માધ્યમિક સ્ત્રીશિક્ષકો તૈયાર કરવા પ્રયત્ન કરે.

(૪) માધ્યમિક અથવા ઉચ્ચતર શિક્ષણ પામેલી ખાનદાન કુટુંબની સ્ત્રીઓને માધ્યમિક શિક્ષણના કામમાં સેવાભાવથી અવકાશનો સમય આપવા વિનવવી.

(૫) આ બધા પ્રયત્નો છતાં માધ્યમિક કન્યાશાળામાં સ્ત્રીશિક્ષકો પૂરી પડવી તો અસંભવિત છે. આ સ્થિતિમાં પુરૂષશિક્ષકો વિના તો છૂટકો જ નથી. માટે સારા ચારિત્રવાન પુરૂષશિક્ષકો રાખવા. સેવાભાવવાળા અને ખાસ કરીને સ્ત્રીશિક્ષણને પોતાના જીવનનું ધ્યેય બનાવ્યું હોય તેવા તો મળવા દુર્લભ છે. છતાં મુખ્ય શિક્ષક અથવા અધિષ્ઠાત્રી એવાં મળે તો પણ તે પોતાનો રંગ બીજાને લગાડી શકે છે. સમસ્ત દેશમાં દેશસેવકોની—ખાસ કરીને ઉત્તમ શિક્ષકોની ખોટ છે તેમાંય વળી સ્ત્રીશિક્ષણના ક્ષેત્રમાં તો લગભગ મીંડું છે એમ કહીએ તો ચાલી શકે.

### ૬. કન્યાઓની અનુકૂળતા જાળવવી

કૌટુંબિક અને સામાજિક અનેક અંડચણોને લીધે ઘણી કન્યાઓ અભ્યાસ વધારી શકતી નથી એ સાર્વત્રિક અનુભવ છે. તેથી જો શાળાનો સમય, રજાઓ, સ્થાન વિગેરે તેમને અનુકૂળ રાખ્યાં હોય તો માધ્યમિક શિક્ષણનો લાભ વધુ પ્રમાણમાં જરૂર લેવાય. વળી ગૃહકાર્યને ગૃહશાસ્ત્રના શિક્ષણની પ્રયોગશાળા ગણી તેની નોંધ મંગાય, તે પર વિવેચન થાય—આ રીતે ગૃહ અને શાળાનો મેળ થાય અને ગૃહ એ શાળાનું વિરોધી મટે તો ગૃહકાર્ય માટે અનુકુળતા કરી આપવી એ શાળાનો ધર્મ બને અને શાળાના શિક્ષણની પૂરી સફળતા થાય.

### ૭. લોકમત કેળવવો

કન્યાઓના માધ્યમિક અને ઉચ્ચતર અભ્યાસમાં મુખ્ય અવરોધ પ્રજાનું અજ્ઞાન અને સામાજિક રૂઢિઓ છે તે આપણે આગળ જોયું છે. પ્રત્યેક માધ્યમિક કન્યાશાળાએ વિદ્યાર્થિનીઓના વાલીઓ સાથે પૂરો સહકાર સાધી વાતચીત, ભાષણ અને પત્રિકા દ્વારા સ્ત્રીશિક્ષણ સંબંધી તેમના વિચારો કેળવવા જોઇએ. જો કે વસ્તુતઃ શાળાનું સુંદર શિક્ષણ એજ ખરૂં પ્રચારકાર્ય છે; છતાંય કેટલુંક પ્રચારકાર્ય કરવાનું શાળાને માથે રહે છે જ. વાલીઓની મારફતે ધીરે ધીરે આખા સમાજનો મત સ્ત્રીશિક્ષણ વિષે શાળા ઘડી શકે.

સમાજસુધારણાનું કાર્ય પ્રત્યક્ષ રીતે તો શાળા ન ઉપાડી શકે પણ આડકતરી રીતે તે કાર્ય પણ કેટલેક અંશે શાળા કરી શકે અને તેણે સ્ત્રીશિક્ષણની વૃદ્ધિને અર્થે તે કરવું જોઇએ. સારી પ્રતિષ્ઠા પામેલી શાળા માધ્યમિક અભ્યાસ પૂર્ણ થયા પહેલાં એટલે સોળ વર્ષની વય પહેલાં પરણનાર કન્યાને શાળામાં દાખલ ન કરવાનો અને ભણતી હોય તો રજા આપવાનો નિયમ કરી બાળલગ્નની વિરૂદ્ધનું વાતાવરણ રચી સમાજસુધારણાનું કાર્ય કરી શકે. એટલી હદ સુધી ન જવાય તો આ વિષે વાલીઓનો મત કેળવવા બીજા અનેક પ્રયત્નો કરી શકે. આથી ઉલટું સ્ત્રીશિક્ષણની કિંમત સમજનારાં અનેક કુટુંબો પોતાની વહુઓ અને પરણેલી

દિકરીઓને ભણવાની અનુકૂળતા કરી આપી શાળામાં મોકલે. આગળ આપણે જોયું છે કે વકીલ, દાક્તર, શિક્ષક અને બીજા અનેક શિક્ષણનું મહત્વ સમજનાર વર્ગો પણ પોતાના સ્ત્રીવર્ગનો અભ્યાસ આગળ વધારવા ઉદાસીન જણાય છે. તેઓ જો આ ઉદાસીનતા કાઢી નાંખે, પોતાની મોટી વયની વહુદીકરીઓને ભણવા મોકલી દાખલો બેસાડે તો સહેજે તેનું અનુકરણ થાય.

### ઉચ્ચતર શિક્ષણ

માધ્યમિક શિક્ષણ સુધાર્યા વિના ઉચ્ચતર શિક્ષણ નહિ સુધરી શકે એટલે તે શિક્ષણ વિષે હાલ ઉહાપોહ કરવી તે અકાળે છે. તો પણ કર્વે યુનિવર્સિટીએ સ્ત્રીઓ માટે ઉચ્ચતર શિક્ષણની જૂદી વ્યવસ્થા કરી છે અને તેને અનુસારે ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ તરફથી અમદાવાદ અને વડોદરામાં મહિલા પાઠશાળાઓ ચાલે છે તેથી ઉચ્ચ શિક્ષણ વિષે થોડા વિચાર કર્યા વિના તો ચાલે તેમ નથી.

ઉચ્ચ શિક્ષણની નેમ અમુક એકાદ વિષયમાં પ્રવીણતા મેળવવાની છે એમ હવે સ્વીકારાય છે. આ ઉદ્દેશને અનુસરી યુનિવર્સિટીઓમાં પદવીના વર્ષોમાં અંગ્રેજી ઉપરાંત એક જ મનપસંદ વિષયનો ઊંડો અભ્યાસ કરવાનો હોય છે. ગુજરાત વિદ્યાપીઠે પણ પહેલું એક વર્ષ બાદ કરી આગળનાં ત્રણ વર્ષોમાં જુદા જુદા વિષયોનાં મંદિરો રાખી ગમે તે એકમાં વિશારદ થવાની યોજના રાખી છે. અહીંના શિક્ષણના ઇતિહાસમાં સુવિખ્યાત થએલા સેડલર કમીશને કૉલેજનાં પ્રથમનાં વર્ષો જેમાં વધુ વિષયો શીખવાના હોય છે અને જેમનું શિક્ષણ શાળાને વધારે મળતું હોય છે તે વર્ષોને હાઇસ્કુલ સાથે ભેળવી દેવાની અથવા Intermediate College રૂપે રાખવાની અને કૉલેજના ઉચ્ચતર શિક્ષણમાં માત્ર એક જ વિષયમાં સંગીન અભ્યાસ કરી નિપુણતા પ્રાપ્ત કરવાની ખાસ ભલામણ કરી છે. આ ભલામણ ઉપર મુંબઈ-યુનિવર્સિટી વિચાર ચલાવી રહી છે. માત્ર કર્વે વિદ્યાપીઠ જ. જુના જમાનાના યુનિવર્સિટીના આદર્શ પ્રમાણે વિષયોનો ખીચડો ઠેઠ છેલ્લા વર્ષ સુધી રાખે છે એટલે વસ્તુતઃ વિદ્યાર્થિની 'Jack of all and master of none' રહે છે. એકાદ વિષયમાં પ્રાવીણ્ય મેળવવાને સારૂ વળી તેને P. A. (Proficient in Arts) થવા બે વર્ષ વધુ ગાળવાનાં રહે. ઉચ્ચ શિક્ષણમાં માત્ર ઐચ્છિક વિષય-સમૂહ રાખવાની સેડલર કમીશનની ભલામણ કર્વે યુનિવર્સિટીએ ખાસ વિચારવા જેવી છે. પરંતુ સ્ત્રીઓની પરિસ્થિતિ જોતાં મહિલા વિદ્યાલયોમાં કૉલેજનાં વર્ષો ઉમેરવાની અથવા Intermediate College કાઢવાની ભલામણ સ્વીકારવા જેવી નથી.

મહિલા પાઠશાળાના અભ્યાસની યોજના નીચે મુજબ હોય તો યોગ્ય થઇ પડેઃ

(૧) અભ્યાસક્રમ ત્રણને બદલે બે વર્ષનો રાખવો.

(૨) આ બે વર્ષમાં નીચેના ઐચ્છિક સમૂહમાંથી ગમે તે એક લઇ શકેઃ

ભાષાઃ ગુજરાતી, હિન્દી, મરાઠી, બંગાળી, અંગ્રેજી, સંસ્કૃત, ફારસી.

વિજ્ઞાનઃ રસાયન, ભૌતિકશાસ્ત્ર, વનસ્પતિ અને પ્રાણીશાસ્ત્ર, ગૃહશાસ્ત્ર અને સાર્વજનિક આરોગ્ય, ગણિત, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, નીતિ અને ધર્મશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર.

કલાઃ શીવણ, ભરત, ચિત્રકલા, સંગીત.

વિશિષ્ટ ધોરણ (Honour's Course): ઉપરના વિષયોમાંથી ગમે તે બે વિષયો લે.

વર્ષ ઓછાં કરવામાં ઉચ્ચ શિક્ષણનું ધોરણ નીચું થઇ જવાનો ભય કદાચ બતાવવામાં આવે, હાલ મુંબઇ યુનિવર્સિટી કરતાં કર્વેના વિદ્યાપીઠે એક વર્ષ ઓછું રાખ્યું છે તે પણ બરાબર નથી એમ ગણી તેનાં ચાર વર્ષ કરવાની હિમાયત મહિલા વિદ્યાપીઠના કેટલાક નિયામકો કરે છે તેમને તો આ બે વર્ષની યોજનાથી ખરેખરો ધક્કો પહોંચે. પણ મુંબઇની કે કોઇ પણ યુનિવર્સિટીની સરખામણી બાજુએ મૂકી શિક્ષણ અને સ્ત્રીઓની પરિસ્થિતિનો વિચાર કરી જે યોગ્ય લાગે તે કરવાની હિંમત બતાવવી જોઇએ. આમ છતાં વર્ષનો ઘટાડો કરવાનું કોઇ પણ રીતે યોગ્ય ન લાગે તો પહેલા વર્ષમાં માતૃભાષા, ગૃહશાસ્ત્ર અને સાર્વજનિક આરોગ્ય તથા એક ઐચ્છિક વિષય—એમ ત્રણ વિષયો રાખવા અને બીજાં બે વર્ષોમાં તો ઉપર દર્શાવ્યા મુજબ માત્ર ઐચ્છિક વિષય રાખવો.

આ નવીન યોજનાથી વિદ્યાર્થિનીઓ તેમજ મહિલા પાઠશાળા બન્નેને લાભ થશે. વિદ્યાર્થિનીઓને ઝાઝા વિષયોની માથાકૂટ જવાથી એક વિષય ઉપર સમગ્ર ધ્યાન રોકવું ફાવશે અને એકમાં નૈપુણ્ય મળ્યાથી તે વિષયનું શિક્ષણ ભવિષ્યમાં આપવું પડે અથવા બીજો કંઇ ઉપયોગ કરવો હોય તો વધારે સારો કરી શકે

આ ઉપરાંત એક વિષય શીખવાની ખાનગી સગવડ પણ કદાચ તે કરી શકે. આમ સૌ વિદ્યાર્થીઓ પોતપોતાના વિષય પૂરતી સગવડ પોતાની મેળે કરી લે તો મહિલા પાઠશાળા જુદી નિભાવવાની જરૂર પણ કદાચ ન રહે, અથવા જરૂર રહે તો પણ ફરજિયાત વિષયો નહિ રહેવાથી બની શકે તેટલા મરજિયાત વિષયોની સગવડ કરવાની રહે અને તેને સારૂ ઓછે ખર્ચે વ્યવસ્થા થઇ શકે. આ યોજના ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ ન સ્વીકારે છતાં ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળને તે હાલના ક્રમ કરતાં વધુ યોગ્ય લાગે તો મહિલા વિદ્યાપીઠની મદદ અને સંબંધ જતાં કરી હાલ કરતાં અર્ધા ખર્ચે તે તેને અમલમાં મૂકી શકે. કદાચ પાઠશાળા કેવળ બંધ કરે અને ઉત્સાહી વિદ્યાર્થીઓને પોતાના ઐચ્છિક વિષયના શિક્ષણ પૂરતી ખાનગી સગવડ કરી આપે અને પોતે માત્ર પરીક્ષણ અને પદવીદાનની જવાબદારી સ્વીકારે તો તે પણ બની શકે. આમ પાઠશાળાનો મોટો બોજો ઓછો થાય તો બીજો મહત્વનો લાભ એ થાય કે કન્યાઓના પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની સુધારણાનું અત્યંત જરૂરી કાર્ય મંડળ ઉપાડી શકે.

સરકારી કેળવણી ખાતાએ તો માધ્યમિક શિક્ષણમાં જ હજુ તો ફેરફાર કરવો રહ્યો છે તે થાય નહિ ત્યાં સુધી કન્યાઓના ઉચ્ચ શિક્ષણમાં ફેરફાર કરવાની અને તે સારૂ સ્ત્રીઓની જૂદી કોલેજ સ્થાપવાની તેને જરૂર ન હોય.

ગુજરાત વિદ્યાપીઠે તો સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન અલિપ્ત જેવો રાખ્યો છે. તે જો આ પ્રશ્ન હાથમાં લે તો માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણનું વિશાળ ક્ષેત્ર તેની આગળ પડ્યું છે. અમદાવાદ, નડીઆદ અને સુરત એ ત્રણ સ્થળોની મ્યુનિસિપાલિટીએ અસહકાર કર્યો છે. આ ત્રણે સ્થળે પ્રજાકીય અથવા રાષ્ટ્રીય કેળવણી મંડળો તરફથી અનેક કન્યાશાળાઓ ચાલે છે. આમાંથી મહિલા વિદ્યાલયો પ્રત્યેક ઠેકાણે સહેલાઇથી વિદ્યાપીઠ તરફથી અથવા તેની સલાહ અને મદદથી સ્થાપી શકાય અને છેવટે મહાવિદ્યાલયને અંગે કન્યાઓને સારૂ જુદા પ્રકારના ઉચ્ચતર શિક્ષણની વ્યવસ્થા થઇ શકે.

### સ્ત્રીશિક્ષણ સંસ્થાઓનું સંગઠન

ઉપર મુજબ કન્યાઓના પ્રાથમિક માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણમાં કરવા જોઇતા સુધારા વિષે આપણે વિચાર કર્યો. હવે આપણે સ્ત્રીશિક્ષણ સંસ્થાઓના સંગઠનનો પ્રશ્ન વિચારીએ. ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળનો એક ઉદ્દેશ ગુજરાતી સ્ત્રીશિક્ષણ સંસ્થાઓનું સંગઠન કરવાનો છે. આ ઉદ્દેશ શી રીતે સફળ થઇ શકે એ તપાસવાનો પ્રધાન ઉદ્દેશ મારા પ્રવાસમાં રખાયેલો હતો. તેથી સંગઠનનો ઉદ્દેશ, તેની સિદ્ધિના માર્ગો, સંગઠન માટે ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળની હાલની તૈયારી, અને સંગઠનમાં જોડાવાની સ્ત્રીસંસ્થાઓની ઉત્સુકતા અને સંગઠનનાં પરિણામ ઇત્યાદિ બાબતો આપણે હવે તપાસીએ.

સંગઠનનો ઉદ્દેશ એ છે કે વિચારવિનિમય અને પરસ્પર સહાયથી સ્ત્રીશિક્ષણ સંસ્થાઓમાં પ્રાણ લાવવો, ગુજરાતમાં સ્ત્રીશિક્ષણનું કેન્દ્ર રચી સંસ્થાઓને તેની સાથે સાંકળવી—એટલે કે અનેકવિધ સ્ત્રીસંસ્થાઓના પ્રાણને પોષે એવા ગુજરાતી મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરવી અને એ રીતે આ પ્રાંતના સ્ત્રીશિક્ષણના કૂટ પ્રશ્નનો ઉકેલ કરવા પ્રયત્ન કરવો.

સંગઠનનો આ મહાન ઉદ્દેશ સિદ્ધ કરવા ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળમાં નીચે મુજબ લાયકાત હોવી જોઇએ:

(૧) તેની પાસે ઓછામાં ઓછા દસ એવા કાર્યકર્તાઓ જોઇએ કે જેઓ સ્ત્રીશિક્ષણને વરેલા હોય અને સ્ત્રીઓના જીવન અને શિક્ષણ વિષેના ઉંડા અભ્યાસી હોય અથવા તેવા થવા પૂરા ઉત્સુક હોય.

(૨) મંડળ કન્યાઓ સારૂ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના અને મોટી વયની સ્ત્રીઓના શિક્ષણના પ્રયોગો આદરે.

(૩) સ્ત્રીશિક્ષકોના પ્રશ્નનો ઉકેલ કરવા મથે.

(૪) કાર્યકર્તાઓ ગુજરાતની સ્ત્રીશિક્ષણસંસ્થાઓનો ખૂબ પરિચય મેળવે અને સમસ્ત દેશની તેમજ પરદેશની મુખ્ય સ્ત્રીશિક્ષણસંસ્થાઓનો યથાશક્તિ અભ્યાસ કરે.

જે મંડળ સર્વ સ્ત્રીસંસ્થાઓનું સંગઠન કરવા ઇચ્છે, તેમનામાં પ્રાણ પૂરવા માગે, સૌને માર્ગદર્શક થવાનો દાવો કરવા તૈયાર થાય, તો તેણે પોતે પોતાનું સંગઠન પ્રથમ કરવું જોઇએ, પ્રાણવાન બનવું જોઇએ અને સ્ત્રીશિક્ષણની મુખ્ય દિશાઓમાં અનુભવ મેળવી લેવો જોઇએ. ઉપર મુજબની લાયકાત મેળવ્યા પહેલાં મંડળ સંગઠન કરવા જાય તો જરૂર હાંસીને પાત્ર થાય. જો મંડળની પાસે દસ જેટલા યોગ્ય પણ સ્ત્રીશિક્ષણરતી કાર્યકર્તાઓ ન હોય તો મંડળ શું કરી શકનાર હતું ! મંડળે પોતે પ્રાથમિક અને માધ્યમિક કન્યાશિક્ષણના

અને સ્ત્રીશિક્ષણના પ્રયોગો ન કર્યા હોય તો તે કન્યાશાળાઓ અને મહિલા વિદ્યાલયો અથવા ગર્લ્સ હાઇસ્કુલોને અથવા સ્ત્રીશિક્ષણ વર્ગોને શો માર્ગ દર્શાવવાનું હતું ? જો તેણે સ્ત્રીશિક્ષકોના પ્રશ્નનો ઉકેલ કરવા પ્રયત્ન નહિ કર્યો હોય તો સારાં શિક્ષકો વિનાની શાળાઓને તે શું સહાય આપનાર હતું ? સ્ત્રીશિક્ષણ સંસ્થાઓનો અભ્યાસ કર્યા વિના મંડળ તેમની જરૂરીઆતો શી રીતે જાણનાર હતું ? આ ઉપરથી જોઇ શકાશે કે સંગઠનનું કાર્ય હાથ ધરવા પૂર્વે ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળે ઉપર મુજબની ઓછામાં ઓછી લાયકાત મેળવવી જ જોઇશે. નાણાંને જાણી જોઇને લાયકાતમાં ગણ્યાં નથી. કાર્યકર્તાઓની લાયકાતમાં તેનો સમાવેશ કરી દીધો છે.

મંડળની તૈયારીનો વિચાર કર્યા પછી સ્ત્રીસંસ્થાઓની સંગઠન માટે કેવી ઉત્સુકતા છે તે ટુંકમાં તપાસી લઇએ. સરકારી અને સરકારે સ્વીકારેલી બ્રિટિશ ગુજરાતની સ્ત્રીસંસ્થાઓને આપણે સંગઠનમાંથી બાતલ રાખવી પડશે. કેમ કે તેઓ તો એક રીતે સંગઠિત છે અને તેમની શિક્ષણપ્રણાલી વિગેરે આપણા સંગઠનથી બદલી શકાય એમ નથી. તે સંસ્થાઓ પોતે પણ આપણી સાથે ભળી શકશે નહિ અને ભળે તો એકેને લાભ થવાનો સંભવ નથી. માટે હમણાં તેમને સંગઠનમાંથી દૂર રાખવી. હવે રહી દેશી રાજ્યની, પ્રજાકીય કે રાષ્ટ્રીય કેળવણી મંડળોની કે બીજી ખાનગી સ્ત્રીસંસ્થાઓ. કાઠીઆવાડનાં ઘણાંખરાં મોટાં દેશીરાજ્યોની કન્યાશાળાઓ મેં જોઇ અને રાજ્યોના કેળવણી ખાતાના તેમજ દિવાનો વિગેરે અધિકારીઓને હું મળ્યો અને સંગઠનનો ઉદ્દેશ સમજાવ્યો. તેના પ્રત્યુત્તરમાં એકાદ અપવાદ સિવાય લગભગ બધાએ આવા પ્રકારના મંડળના સંગઠનમાં સહકાર કરવાની તત્પરતા બતાવી. ભાવનગર, રાજકોટ અને વાંકાનેરમાં તો કન્યાશિક્ષણને વિષે માર્ગદર્શક સૂચનાઓની માગણી કરી, કોઈકે સારાં શિક્ષકોની મદદની યાચના કરી, સર્વેએ ભાવિ ગુજરાતી મહિલા વિદ્યાપીઠના વિચારને ઉત્સાહપૂર્વક વધાવી લીધો અને તેની છત્રછાયા નીચે પોતાની સ્ત્રીસંસ્થાઓને પોષણ મળે અને સર્વ સ્ત્રીશિક્ષણના પ્રદેશમાં એકત્ર થાય એ દિવસો વહેલા આવે એવું અંતરથી ઇચ્છ્યું. માત્ર એક જ બાંહેધરી માગી કે તેમાં રાજકારણને ઘુસાડવું નહિ. આ બાંહેધરી મંડળના પ્રતિનિધિ તરીકે મેં આપી. આ બાંહેધરી આપનાં છતાં સરકારી શિક્ષણનાં ખોટાં તત્ત્વોનો શિક્ષણની દૃષ્ટિએ બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણનાં સુંદર તત્ત્વોનો તેજ દૃષ્ટિએ સ્વીકાર કરવામાં સ્ત્રીકેળવણી મંડળ અથવા ભાવિ મહિલા વિદ્યાપીઠ પાછળ ન જ પડે, એમ હું માની લઉં છું. પહેલા અને બીજા દરજ્જાનાં દેશી રાજ્યો અનેક બાબતોની પેઠે શિક્ષણમાં પણ સરકારથી સ્વતંત્ર હોય છે. તેથી તેઓ ધારે તે ફેરફાર કરી શકે છે. રાજકોટ અને વાંકાનેરનાં રાજ્યોએ તો સ્ત્રીશિક્ષણમાં યોગ્ય ફેરફાર સૂચવવા કમિટી નીમેલી છે. ભાવનગરના વિદ્યાધિકારી પણ આવો ફેરફાર કરવા પ્રયત્ન આદરી રહ્યા છે. પ્રજાકીય મંડળો અને અસહકારી મ્યુનિસિપાલિટીઓ સંખ્યાબંધ કન્યાશાળાઓ ચલાવે છે. આમાં એકાદ અપવાદ સિવાય કોઇએ રાષ્ટ્રીય શિક્ષણની દૃષ્ટિએ કન્યાશાળાના પ્રશ્નનો ઉકેલ કરવા પ્રયત્ન જ નથી કર્યો. ગુજરાત વિદ્યાપીઠ ધારે તો તે સાને આ બાબતમાં માર્ગદર્શક થાય પણ તેની હાલની પ્રવૃત્તિ જોતાં તે દિશામાં તે કંઈ કરે તેમ લાગતું નથી. આ સિવાયની બીજી જે થોડી ખાનગી અને સરકારથી કેવળ સ્વતંત્ર સંસ્થાઓ છે તે પણ માર્ગદર્શન માટે તલસી રહી છે. આ બધી સ્થિતિ ઉપરથી માલુમ પડશે કે સ્ત્રીશિક્ષણના સંગઠનને માટે કેટલું બ્હોળું ક્ષેત્ર અને કેવા સુંદર અવસર છે, એ અવસરને વધાવવા ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળ તૈયાર છે કે કેમ એ જ પ્રશ્ન છે.

હવે સંગઠનના માર્ગ શોધીએઃ

(૧) પ્રથમ સ્ત્રીશિક્ષણ સંમેલન ભરી મ્યુનિસિપાલિટીઓ, દેશી રાજ્યો અને ખાનગી સ્વતંત્ર સ્ત્રીસંસ્થાઓના પ્રતિનિધિઓને આમંત્રવા અને તેમાં સ્ત્રીશિક્ષણ અને સંગઠનની સામાન્ય દિશા નક્કી કરી સંગઠનમાં કેટલાં જોડાવા તૈયાર છે તે જોવું.

(૨) ત્યાર બાદ સંગઠનનું બંધારણ રચવું; પરંતુ તેમાં મંડળનો બીજી સંસ્થાઓ સાથેનો સંબંધ સલાહકારનો રહેવા જોઇએ.

(૩) અભ્યાસક્રમ, શિક્ષણ, શિક્ષકો, પાઠ્યપુસ્તકો, સાધનો, વ્યવસ્થા વિગેરે અનેક બાબતોમાં સૂચનાપત્રો અને પત્રિકાઓ પ્રસંગોપાત કાઢી જોડાયલી સંસ્થાઓને સલાહરૂપે મોકલવી.

(૪) સ્ત્રીશિક્ષણના અનેક કૂટ પ્રશ્નો ચર્ચી અને પોતાના વિવિધ પ્રયોગોના અનુભવ નોંધી તે સંબંધમાં સંસ્થાઓનો અને સમાજનો મત કેળવવા જરૂર પડ્યે સ્ત્રીશિક્ષણમાસિક કાઢવું.

(૫) એક અથવા બે ફરતા નિરીક્ષકો રાખી સંગઠિત સંસ્થાઓનો અનુભવ લેવા અને મિત્રભાવે તેમની નિરીક્ષા કરી સૂચનાઓ આપવા વારંવાર મોકલવા.

(૬) દર વર્ષે સંગઠિત સંસ્થાઓના પ્રતિનિધિઓનું અને સ્ત્રીકેળવણીમાં રસ લેતાં સજ્જનોનું સંમેલન કરવું.

(૭) સંગઠિત સંસ્થાઓના પ્રતિનિધિઓ તરફથી જરૂર જણાય તો એક પરીક્ષક મંડળ નીમવું અને તેની મારફત સંગઠિત સંસ્થાઓની પ્રાથમિક અને માધ્યમિક છેલ્લાં ધોરણોની સામાન્ય પરીક્ષા લેવી અને પ્રમાણપત્રો આપવાં. પરંતુ આ પરીક્ષણ શાળાઓના શિક્ષણની સ્વતંત્રતા અને વિશિષ્ટતા હરી ન લે તે ખાસ જોવું.

(૮) સ્ત્રીકેળવણી મંડળ તરફથી સ્ત્રીકાર્યકર્તાઓ તૈયાર કરવાં અને સંગઠિત સંસ્થાઓને પૂરાં પાડવાં અથવા તે સંસ્થાઓનાં શિક્ષકોને તાલીમ આપવાની ગોઠવણ કરવી.

(૯) શિક્ષકો, શિક્ષણસાહિત્ય, પુસ્તકો વિગેરેનો સંસ્થાઓ વચ્ચે વિનિમય કરવો. વિનિમય થઇ શકે તેવાં સાધનો રાખવાનો બોજો સંસ્થાઓએ યથાશક્તિ વહેંચી લેવો અને તેનો પરસ્પર લાભ આપવો.

(૧૦) સર્વ સંગઠિત સ્ત્રીસંસ્થાઓની એકઠી માહિતી સમાજને પૂરી પાડવી, જેથી સમાજ તેમનો લાભ ઉઠાવે અને તેમની આર્થિક જરૂરીઆતો પૂરી પાડવા પ્રેરાય.

(૧૧) સંગઠિત મંડળની આર્થિક સ્થિતિ સારી થાય ત્યારે જોડાયલી સંસ્થાઓને યથાશક્તિ આર્થિક સહાય આપવી.

(૧૨) સંગઠિત સંસ્થાઓનાં શિક્ષકો અને બની શકે તેટલાં વિદ્યાર્થીઓએ કોઈ કોઈ વખત સંયુક્ત સ્નેહસંમેલનો, પ્રવાસો વિગેરે ગોઠવવાં.

ઉપર જણાવેલા માર્ગે ગુજરાતની બીનસરકારી સ્ત્રીસંસ્થાઓનું સંગઠન કરવામાં આવે તો સંસ્થાઓ ચેતનવાળી અને બળવાળી થાય, તેમનું શિક્ષણ સુધરે, ગુજરાતના સ્ત્રીશિક્ષણને અત્યંત વેગ અને માર્ગદર્શન મળે, તેના અનેક કૂટ પ્રશ્નોનો ઉકેલ થાય અને ભવિષ્યમાં ગુજરાતી મહિલા વિદ્યાપીઠની સ્થાપનાથી આખા ગુજરાતના સ્ત્રીશિક્ષણનું કેન્દ્ર રચાય.

## ગુજરાતી મહિલા વિદ્યાપીઠ

વિદ્યાપીઠો વિષેની પ્રચલિત ભાવના અને તેમના કાર્યની દિશા જોતાં, કન્યાઓના માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણની બહુ પછાત સ્થિતિ અવલોકતાં અને ઉપર સૂચવ્યા મુજબ સ્ત્રીસંસ્થાઓનું સંગઠન થયા પૂર્વે ગુજરાતી મહિલા વિદ્યાપીઠની વાત કરવી એ કેવળ અકાળે ગણાય; છતાં ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળે મને સોંપેલા કાર્યમાં આવા વિદ્યાપીઠને અવકાશ છે કે કેમ તેની તપાસ કરવાનો પણ ગર્ભિત ઉદ્દેશ રાખેલો હોવાથી, તેમજ આ પ્રશ્ન અનેક વેળા સ્ત્રીશિક્ષણ-રસિકોમાં ચર્ચાતો હોવાથી ટુંકમાં તે વિષેની ચર્ચા કરી લેવી આવશ્યક છે.

ગુજરાતી કન્યાઓના માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણને સારૂ ત્રણ વિદ્યાપીઠો છેઃ મુંબઇ યુનિવર્સિટી, ગુજરાત વિદ્યાપીઠ અને પ્રો. કર્વેનું શ્રીમતી નાથીબાઈ દામોદરદાસ ઠાકરસી અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ. આ ત્રણે વિદ્યાપીઠો સાથે જોડાયલી માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણની સંસ્થાઓ કન્યાઓ સારૂ ખુલી છે. પ્રથમનાં બે વિદ્યાપીઠો છોકરા અને છોકરીઓ માટે સામાન્ય છે અને ત્રીજું ખાસ કન્યાઓ સારૂ છે. આમ ત્રણ વિદ્યાપીઠો ગુજરાતમાં કન્યાઓને કાજે ખુલ્લાં હોવા છતાં ચોથા વિદ્યાપીઠની જરૂર રહે છે કે કેમ એ પ્રશ્ન છે. નવા રાજ્યપ્રકરણી સુધારા મુજબ પ્રાંતિક શિક્ષણનું સુકાન મોટે ભાગે આપણા હાથમાં આવ્યું છે; તો કેળવણી ખાતા મારફતે જ આપણે સ્ત્રીશિક્ષણમાં યોગ્ય સુધારા ન કરાવી શકીએ? યુનિવર્સિટીમાં પણ ચૂંટાયલા પ્રતિનિધિઓ મારફત સ્ત્રી-શિક્ષણ માટે અનેક પ્રયત્નો ન થઇ શકે? આનો ઉત્તર કેળવણી ખાતાનો અને યુનિવર્સિટીનો છેલ્લાં કેટલાંક વર્ષોનો ઇતિહાસ આપી રહેશે. મુંબઇ યુનિવર્સિટી તરફથી હાલમાં સુધારા સૂચવનારી એક કમિટી નીમાઇ છે. તેણે એક લાંબી પ્રશ્નાવલી બહાર પાડી હતી તેમાં સ્ત્રીશિક્ષણને લગતા પણ બે પ્રશ્નો હતા. યુનિવર્સિટીના શિક્ષણના અનેક ગંભીર પ્રશ્નોના મહાસાગરમાં ગોથાતા સ્ત્રીશિક્ષણનો તો પત્તોય લાગવાનો નથી. તેના પ્રશ્નને અલગ ગણી તેને જે મહત્વ આપવું જોઇએ અને તેની પાછળ જે શ્રમ લેવો જોઇએ તે લેવા યુનિવર્સિટી અત્યારે તૈયાર હોવાનો સંભવ નથી. વળી ઘણા એમ માને છે કે યુનિવર્સિટીના શિક્ષણની વિચારણામાં સ્ત્રી અને પુરૂષ બન્નેના શિક્ષણના પ્રશ્નનો ઉકેલ આવી જાય છે માટે સ્ત્રીશિક્ષણના પ્રશ્નને જૂદા વિચારવાની યુનિવર્સિટીને આવશ્યકતા નથી. આ માન્યતા ભૂલ-

ભરેલી છે એમ સ્ત્રીજીવનના અભ્યાસીને લાગ્યા વિના નહિ રહે. સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન પુરુષશિક્ષણ કરતાં કેટલીક રીતે એટલો નિરાળો અને દુર્ઘટ છે કે તેને જૂદો વિચાર્યા વિના અને તેનો જૂદો પ્રબંધ કર્યા વિના ચાલે જ નહિ. યુનિવર્સિટીનું હાલનું બંધારણ અને કાર્યપ્રણાલી જોતાં તેની મારફત સ્ત્રીશિક્ષણની દિશામાં નવીન પ્રયોગોની આશા રાખવી વધારે પડતી ગણાય. પ્રયોગો હંમેશાં પ્રજાકીય સંસ્થાઓ જ કરે અને સરકારી ખાતાં તો આવા પ્રયોગોને માત્ર મદદ કરે. આ બધાં કારણો જોતાં સ્ત્રીશિક્ષણની દિશા બદલવી હોય, નવીન નવીન પ્રયોગો આદરવા હોય તો તે સરકારી યુનિવર્સિટી મારફત ન થઇ શકે. તેને માટે તો પ્રજાકીય વિદ્યાપીઠ જ જોઇએ.

આ ઉપરથી પ્રશ્ન થાય છે કે આવું પ્રજાકીય વિદ્યાપીઠ ગુજરાત વિદ્યાપીઠ છે, તો તેની દ્વારા કન્યાઓના રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન કેમ ન ઉકેલાય? આનો ઉત્તર વિદ્યાપીઠના કુલપતિશ્રી ગાંધીજીએ ગઇ રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ્‌ના પ્રમુખપદેથી શ્રીમુખે જ નકારમાં આપી દીધો છે. કન્યાઓના શિક્ષણનું મહત્વ રાષ્ટ્રીય દૃષ્ટિએ સંપૂર્ણ રીતે સ્વીકાર્યા છતાં તે મહાન્ કાર્ય ઉપાડવાની વિદ્યાપીઠની હાલની અશક્તિ તેમણે મુક્તકંઠે જાહેર કરી છે. વળી ગુજરાત વિદ્યાપીઠ સ્ત્રીશિક્ષણનું કાર્ય ઉપાડે તો પણ રાજકારણ અને અસ્પૃશ્યતાના સિદ્ધાંતને લીધે કેટલી સ્ત્રીસંસ્થાઓ તેની સાથે સહકાર કરે એ વિચારણીય પ્રશ્ન છે.

હવે રહ્યું પ્રો. કર્વેનું વિદ્યાપીઠ. આ વિદ્યાપીઠ સમગ્ર દેશને માટે સ્થપાયલું છે. તેના સાથે ગુજરાતનાં બે મહિલા વિદ્યાલયો, વડોદરાની મહારાણી ગર્લ્સ હાઇસ્કુલ અને બે મહિલા પાઠશાળાઓ જોડાયલી છે. આ વિદ્યાપીઠ તરફથી તેમને આર્થિક મદદ મળે છે અને શિક્ષણના સંબંધમાં માર્ગદર્શન મળે છે. આમ છે તો પછી ગુજરાતની બીજી ખાનગી સ્ત્રીસંસ્થાઓને તે વિદ્યાપીઠ જોડે જોડવાનું ન બની શકે? અને તેમ થાય તો ગુજરાતી વિદ્યાપીઠ જુદું સ્થાપી શક્તિ અને નાણાંનો વ્યર્થ વ્યય શાને કરવો? આ પગલાથી વિશાળ દેશભાવનાને બદલે સંકુચિત પ્રાંતીય ભાવના પણ ઉત્પન્ન થાય. આ સલાહ તો સુંદર છે પણ આ વિદ્યાપીઠની સાથે જોડાયલી ઉપરોક્ત સંસ્થાઓના પ્રતિનિધિઓનો અને ઉક્ત વિદ્યાપીઠના ઘણા ગુજરાતી નિયામકોનો અનુભવ આ સલાહની વિરુદ્ધ જાય છે. ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની વિશાળતા જ ગુજરાતના સ્ત્રીશિક્ષણના વિશિષ્ઠ કાર્યમાં એક મોટી નાલાયકાત છે. સમસ્ત ગુજરાત અને કાઠીઆવાડમાં સ્ત્રીશિક્ષણનું જે વિસ્તારી અને ઊંડું કાર્ય કરવાનું છે તે કર્વે વિદ્યાપીઠ સમગ્ર દેશને માટે હોઇ કરી શકે જ નહિ. કોઇ એક પ્રાંત ઉપર તે વિશેષ ધ્યાન આપી શકે જ નહિ. વળી તેની હાલની સાધનસંપત્તિ આખા મહારાષ્ટ્રને પણ પૂરી પહોંચી શકે તેમ નથી તો પછી બીજા પ્રાંતોની જરૂરીઆતોને તો તે બરાબર શી રીતે પહોંચી શકે? ગુજરાતની ઉપલી થોડી સ્ત્રી સંસ્થાઓને તે આર્થિક મદદ કરી શકયું છે તે માત્ર સર વિઠ્ઠલદાસ ઠાકરસીની પંદર લાખ રૂપીઆની મોટી સખાવતને લીધે અને તે સખાવતમાં સર વિઠ્ઠલદાસે ગુજરાતની માધ્યમિક અને ઉચ્ચ સ્ત્રીશિક્ષણની સંસ્થાઓને મદદ કરવાની કરેલી સરતને લીધે; બલ્કે મુખ્યત્વે કરીને આ મદદની લાલચે ઉક્ત સંસ્થાઓ તેની સાથે જોડાઇ અને મદદ લીધી અને ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠ નામ સાર્થક કર્યું. પરંતુ ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠની મર્યાદા આવી રહી છે. ગુજરાતની આથી વધુ સ્ત્રી સંસ્થાઓ તેની સાથે જોડાવા માગે તો તેમને તે મદદ કરી શકે તેમ નથી; એટલું જ નહિ પણ ઉપરોક્ત જોડાયલી સંસ્થાઓને હાલ સુધી અપાતી મદદ ચાલુ વર્ષથી ઓછી કરવાની તેને ફરજ પડી છે. આ તો માત્ર આર્થિક મદદની વાત થઇ. ચાલુ સ્ત્રીશિક્ષણ સંસ્થાઓને શિક્ષણની બાબતમાં વારંવાર સલાહ આપવી, તેમના કાર્યનું નિરીક્ષણ કરવું, શિક્ષણની અનેક ખામીઓ દૂર કરવા પ્રયત્ન કરવો, જ્યાં જ્યાં શાળાઓની જરૂર હોય તો કઢાવવા પ્રયત્ન કરવા, ગુજરાતની સ્ત્રીઓની વિશિષ્ટ પરિસ્થિતિનો અભ્યાસ કરી તેમના શિક્ષણનો માર્ગ કાઢવો, સ્થાનિક મુશ્કેલીઓ સમજવી—આવાં આવાં અનેક નાનાં મોટાં જે કાર્યો ગુજરાતી સ્ત્રીશિક્ષણની અભિવૃદ્ધિને અર્થે જરૂરનાં હોય તે બધાં કરવાની આશા પ્રો. કર્વેના મહિલા વિદ્યાપીઠ પાસેથી રાખવી એ બેહૂદું ગણાય.

વળી મહારાષ્ટ્ર અને ગુજરાતની સામાજિક પરિસ્થિતિ જૂદી હોવાથી પૂનાના મહિલા વિદ્યાપીઠની દૃષ્ટિ જે મહારાષ્ટ્રની સ્થિતિને અવલંબતી હોય તે ગુજરાતને બંધબેસતી ન થાય. ગુજરાતના પ્રમાણમાં મહારાષ્ટ્ર ગરીબ છે; તેથી ત્યાં ઘણી સ્ત્રીઓને ઉપાર્જન કરવાની જરૂર

પડે છે. આ કારણે ભણનાર સ્ત્રી વર્ગ સરકારી પરીક્ષાનું અથવા તેની બરોબરી કરી શકે તેવી પરીક્ષાનું સર્ટિફિકેટ મેળવવાની આશા રાખે છે. મહિલાવિદ્યાપીઠને સ્થપાયે સાતઆઠ વર્ષ થયાં છતાં ખુદ હિંગ્ણેની જ મહિલા પાઠશાળામાં વિદ્યાર્થીઓની સંખ્યામાં ખાસ વધારો થતો નથી અને દખ્ખણ તથા ફર્ગ્યુસન વિગેરે કૉલેજોમાં સ્ત્રી વિદ્યાર્થીઓ ઉભરાય છે તેનું એક મોટું કારણ આ જ છે. મુંબઇ યુનિવર્સિટીની છાપવાળી સ્ત્રીની બજાર કિંમત કર્વે વિદ્યાપીઠ વાળી સ્ત્રીના કરતાં વધારે અંકાય છે. આવી પરિસ્થિતિમાં મુંબઇ યુનિવર્સિટીની બરોબરી હરકોઈ ઉપાયે કરવાને કર્વે વિદ્યાપીઠના મહારાષ્ટ્રી સંચાલકોની વૃત્તિ થાય એ સહજ છે. આ બાબતના ટેકામાં એક જ કિસ્સો નોંધીશું. મુંબઇ યુનિવર્સિટીમાં કૉલેજનાં અભ્યાસનાં વર્ષ ચાર છે. કર્વે યુનિવર્સિટીમાં ત્રણ છે. કર્વે યુનિવર્સિટીની ગયા વર્ષની નિયામક સભામાં કૉલેજનો અભ્યાસ ત્રણને બદલે ચાર વર્ષનો કરવાની દરખાસ્ત કર્વ મહિલાશ્રમની એક આગેવાન સભ્ય તરફથી મૂકવામાં આવી હતી. તેમની સાથેની ખાનગી વાતચીતમાં તેમણે સ્પષ્ટ જણાવેલું કે તે દરખાસ્ત લાવવામાં કર્વે વિદ્યાપીઠની સ્નાતકોની કિંમત અને પ્રતિષ્ઠા મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો જેટલી અંકાય એવો તેમનો હેતુ હતો. હવે મહારાષ્ટ્રની પરિસ્થિતિ ગરીબ હોવાને લીધે ત્યાંની સ્ત્રીઓને નોકરીઓની જરૂર પડતી હોય અને તેથી તેઓ સરકારી શિક્ષણ પામેલી સ્ત્રીઓના કરતાં ઉતરતી ન ગણાય તે હેતુથી સરકારી યુનિવર્સિટીનું જે અનુકરણ કર્વે મહિલા વિદ્યાપીઠમાં કરવામાં આવે તે ગુજરાતી કન્યાઓ જેમાંનો એક ટકો પણ નોકરીના ઉદ્દેશથી ભણતો નથી તેમને બંધબેસતું ન થાય. ગુજરાતના સ્ત્રીજીવનનો અભ્યાસ કરી અનુકૂળ શિક્ષણ ગોઠવાય તો જ ગુજરાતી સ્ત્રી શિક્ષણની અભિવૃદ્ધિ થાય અને તે તો ઉપરના કારણે બનવું કઠિન છે.

વળી કર્વે યુનિવર્સિટીના સંચાલકોના મોટા ભાગનું શિક્ષણ અને સંસ્કૃતિ ( culture ) વિષેનું દૃષ્ટિબિંદુ પણ મુંબઇ યુનિવર્સિટીના સંચાલકોને ઘણે અંશે મળતું છે. માતૃભાષાને શિક્ષણનું વાહન બનાવ્યા સિવાય બીજો મહત્વનો ફેરફાર તેમણે અમલમાં મૂક્યો નથી. કન્યા-શિક્ષણમાં ગૃહશાસ્ત્ર, સૌથી અગત્યનો વિષય ગણાય. આ વિષયનો અભ્યાસક્રમ જેવો ઘડાવો જોઇએ અને તેને જે મહત્વ મળવું જોઇએ તે મળ્યું નથી; અને સર્વ શિક્ષણનું કેન્દ્ર અહીં પણ અંગ્રેજી જ બને છે. Culture અંગ્રેજી સાહિત્ય વિના આવે જ નહિ માટે તેને જરાય ધક્કો પહોંચવો ન જોઇએ, એને માટે માતૃભાષા જરા ઓછી શીખવાય તો હરકત નહિ —આવા જૂના વહેમો અહીં પણ સજ્જડ છે. શિક્ષણની અને સ્ત્રીજીવનની દૃષ્ટિએ મહત્વના ફેરફાર થવાનો સંભવ મહિલાવિદ્યાપીઠનું હાલનું માનસિક વલણ જોતાં બીલકુલ નથી.

ગુજરાતમહારાષ્ટ્રનો પ્રાંતીય ભેદ અને તેમાંથી ઉપજતો અવિશ્વાસ અહીં પણ પ્રસંગોપાત દર્શન દે છે. બંધારણ મુજબ અને સ્થળની દૂરતાને કારણે સેનેટ અને સીન્ડીકેટમાં ગુજરાતીની લઘુમતી રહે છે અને રહેવાની. મહિલા વિદ્યાપીઠ સમગ્ર દેશનું ગણાય એટલે સર્વસામાન્યપણે જ વિચાર કરી શકે અને પ્રાંતીય વિશિષ્ટતા જોઇ શકાય જ નહિ એ સ્વાભાવિક છે, પરંતુ તેથી પ્રાંતીય સ્ત્રી શિક્ષણની પૂરતા પ્રમાણમાં વૃદ્ધિ થાય જ નહિ.

વળી હવે આપણે રાજકીય ક્ષેત્રમાં ભાષા પ્રમાણે દેશના વિભાગ કરવા માગણી કરીએ છીએ અને શિક્ષણના ક્ષેત્રમાં પણ ઇલાકામાં મુંબઇ યુનિવર્સિટી પૂરતી ન ગણાતાં ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં જુદી જુદી યુનિવર્સિટીઓ સ્થાપવા વિષેના વિચારો મુંબઇ યુનિવર્સિટીના કેટલાક અગ્ર સંચાલકો તરફથી રજુ થાય છે. તો પછી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ હોવા છતાં ગુજરાતના વ્યક્તિત્વ વાળું એક જૂદું મહિલા વિદ્યાપીઠ ગુજરાતમાં સ્થપાય તે વધારે યોગ્ય નથી ?

ઉપરોક્ત કારણોને લીધે હવે જણાશે કે મુંબઇ યુનિવર્સિટી, ગુજરાત વિદ્યાપીઠ અને પ્રો. કર્વેનું ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ—આ ત્રણે ગુજરાતી કન્યાઓ સારૂ ખુલ્લાં હોવા છતાં ગુજરાતી મહિલા વિદ્યાપીઠની પૂરેપૂરી આવશ્યક્તા છે.

આવા મહિલા વિદ્યાપીઠની યોજના રજુ કરવી એ અહીં અસ્થાને છે; તો પણ તેના વિષે બે શબ્દો કહેવાની જરૂર રહે છે.

હાલનાં વિદ્યાપીઠોનું કાર્ય માધ્યમિક છેલ્લા ધોરણથી —મેટ્રીક્યુલેશનથી શરૂ થાય છે અને ઉચ્ચતર શિક્ષણ —કોલેજ અને તેની પછીનાં વર્ષો સુધી પહોંચે છે. આ કાર્યમાં પણ મુખ્યત્વે અભ્યાસક્રમ નિયત કરવાનું અને

ભરેલી છે એમ સ્ત્રીજીવનના અભ્યાસીને લાગ્યા વિના નહિ રહે. સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન પુરુષશિક્ષણ કરતાં કેટલીક રીતે એટલો નિરાળો અને દુર્ઘટ છે કે તેને જૂદો વિચાર્યા વિના અને તેનો જૂદો પ્રબંધ કર્યા વિના ચાલે જ નહિ. યુનિવર્સિટીનું હાલનું બંધારણ અને કાર્યપ્રણાલી જોતાં તેની મારફત સ્ત્રીશિક્ષણની દિશામાં નવીન પ્રયોગોની આશા રાખવી વધારે પડતી ગણાય. પ્રયોગો હંમેશાં પ્રજાકીય સંસ્થાઓ જ કરે અને સરકારી ખાતાં તો આવા પ્રયોગોને માત્ર મદદ કરે. આ બધાં કારણો જોતાં સ્ત્રીશિક્ષણની દિશા બદલવી હોય, નવીન નવીન પ્રયોગો આદરવા હોય તો તે સરકારી યુનિવર્સિટી મારફત ન થઇ શકે. તેને માટે તો પ્રજાકીય વિદ્યાપીઠ જ જોઇએ.

આ ઉપરથી પ્રશ્ન થાય છે કે આવું પ્રજાકીય વિદ્યાપીઠ ગુજરાત વિદ્યાપીઠ છે, તો તેની દ્વારા કન્યાઓના રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન કેમ ન ઉકેલાય? આનો ઉત્તર વિદ્યાપીઠના કુલપતિશ્રી ગાંધીજીએ ગઇ રાષ્ટ્રીય શિક્ષણ પરિષદના પ્રમુખપદેથી શ્રીમુખે જ નકારમાં આપી દીધો છે. કન્યાઓના શિક્ષણનું મહત્વ રાષ્ટ્રીય દૃષ્ટિએ સંપૂર્ણ રીતે સ્વીકાર્યાં છતાં તે મહાન્ કાર્ય ઉપાડવાની વિદ્યાપીઠની હાલની અશક્તિ તેમણે મુક્તકંઠે જાહેર કરી છે. વળી ગુજરાત વિદ્યાપીઠ સ્ત્રીશિક્ષણનું કાર્ય ઉપાડે તો પણ રાજકારણ અને અસ્પૃશ્યતાના સિદ્ધાંતને લીધે કેટલી સ્ત્રીસંસ્થાઓ તેની સાથે સહકાર કરે એ વિચારણીય પ્રશ્ન છે.

હવે રહ્યું પ્રો. કર્વેનું વિદ્યાપીઠ. આ વિદ્યાપીઠ સમગ્ર દેશને માટે સ્થપાયલું છે. તેની સાથે ગુજરાતનાં બે મહિલા વિદ્યાલયો, વડોદરાની મહારાણી ગર્લ્સ હાઇસ્કુલ અને બે મહિલા પાઠશાળાઓ જોડાયલી છે. આ વિદ્યાપીઠ તરફથી તેમને આર્થિક મદદ મળે છે અને શિક્ષણના સંબંધમાં માર્ગદર્શન મળે છે. આમ છે તો પછી ગુજરાતની બીજી ખાનગી સ્ત્રીસંસ્થાઓને તે વિદ્યાપીઠ જોડે જોડવાનું ન બની શકે? અને તેમ થાય તો ગુજરાતી વિદ્યાપીઠ જૂદું સ્થાપી શક્તિ અને નાણાંનો વ્યર્થ વ્યય શાને કરવો? આ પગલાથી નકામા દેશભાવનાને બદલે સંકુચિત પ્રાંતીય ભાવના પણ ઉત્પન્ન થાય. આ સલાહ તો સુંદર છે પણ આ વિદ્યાપીઠની સાથે જોડાયલી ઉપરોક્ત સંસ્થાઓના નિયામકોનો અનુભવ આ સલાહની વિરૂદ્ધ જાય છે. ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની વિશાળતા જ ગુજરાતના સ્ત્રીશિક્ષણના વિશિષ્ટ કાર્યમાં એક મોટી નાલાયકાત છે. સમસ્ત ગુજરાત અને કાઠીઆવાડમાં સ્ત્રીશિક્ષણનું જે વિસ્તારી અને ઊંડું કાર્ય કરવાનું છે તે કર્વે વિદ્યાપીઠ સમગ્ર દેશને માટે હોઇ કરી શકે જ નહિ. કોઇ એક પ્રાંત ઉપર તે વિશેષ ધ્યાન આપી શકે જ નહિ. વળી તેની હાલની સાધનસંપત્તિ આખા મહારાષ્ટ્રને પણ પૂરી પહોંચી શકે તેમ નથી તો પછી બીજા પ્રાંતોની જરૂરીઆતોને તો તે બરાબર શી રીતે પહોંચી શકે? ગુજરાતની ઉપલી થોડી સ્ત્રી સંસ્થાઓને તે આર્થિક મદદ કરી શક્યું છે તે માત્ર સર વિઠ્ઠલદાસ ઠાકરસીની પંદર લાખ રૂપીઆની મોટી સખાવતને લીધે અને તે સખાવતમાં સર વિઠ્ઠલદાસે ગુજરાતની માધ્યમિક અને ઉચ્ચ સ્ત્રીશિક્ષણની સંસ્થાઓને મદદ કરવાની કરેલી સરતને લીધે; બલ્કે મુખ્યત્વે કરીને આ મદદની લાલચે ઉક્ત સંસ્થાઓ તેની સાથે જોડાઇ અને મદદ લીધી અને ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠ નામ સાર્થક કર્યું. પરંતુ ભારતવર્ષીય મહિલાવિદ્યાપીઠની મર્યાદા આવી રહી છે. ગુજરાતની આથી વધુ સ્ત્રી સંસ્થાઓ તેની સાથે જોડાવા માગે તો તેમને તે મદદ કરી શકે તેમ નથી; એટલુંજ નહિ પણ ઉપરોક્ત જોડાયલી સંસ્થાઓને હાલ સુધી અપાતી મદદ ચાલુ વર્ષથી ઓછી કરવાની તેને ફરજ પડી છે. આ તો માત્ર આર્થિક મદદની વાત થઇ. ચાલુ સ્ત્રીશિક્ષણ સંસ્થાઓને શિક્ષણની બાબતમાં વારંવાર સલાહ આપવી, તેમના કાર્યનું નિરીક્ષણ કરવું, શિક્ષણની અનેક ખામીઓ દૂર કરવા પ્રયત્ન કરવો, જ્યાં જ્યાં શાળાઓની જરૂર હોય તો કઢાવવા પ્રયત્ન કરવો, ગુજરાતની સ્ત્રીઓની વિશિષ્ટ પરિસ્થિતિનો અભ્યાસ કરી તેમના શિક્ષણનો માર્ગ કાઢવો, સ્થાનિક મુશ્કેલીઓ સમજવી—આવાં આવાં અનેક નાનાં મોટાં જે કાર્યો ગુજરાતી સ્ત્રીશિક્ષણની અભિવૃદ્ધિને અર્થે જરૂરનાં હોય તે બધાં કરવાની આશા પ્રો. કર્વેના મહિલા વિદ્યાપીઠ પાસેથી રાખવી એ બેહૂદુ ગણાય.

વળી મહારાષ્ટ્ર અને ગુજરાતની સામાજિક પરિસ્થિતિ જૂદી હોવાથી પૂનાના મહિલા વિદ્યાપીઠની દૃષ્ટિ જે મહારાષ્ટ્રની સ્થિતિને અવલંબતી હોય તે ગુજરાતને બંધબેસતી ન થાય. ગુજરાતના પ્રમાણમાં મહારાષ્ટ્ર ગરીબ

પડે છે. આ કારણે ભણનાર સ્ત્રી વર્ગ સરકારી પરીક્ષાનું અથવા તેની બરોબરી કરી શકે તેવી પરીક્ષાનું સર્ટિફિકેટ મેળવવાની આશા રાખે છે. મહિલાવિદ્યાપીઠને સ્થપાયે સાતઆઠ વર્ષ થયાં છતાં ખુદ હિંગ્ણેની જ મહિલા પાઠશાળામાં વિદ્યાર્થીઓની સંખ્યામાં ખાસ વધારો થતો નથી અને દક્ષ્ખણ તથા ફર્ગ્યુસન વિગેરે કૉલેજોમાં સ્ત્રી વિદ્યાર્થીઓ ઉભરાય છે તેનું એક મોટું કારણ આ જ છે. મુંબઇ યુનિવર્સિટીની છાપવાળી સ્ત્રીની બજારૂ કિંમત કર્વે વિદ્યાપીઠ વાળી સ્ત્રીના કરતાં વધારે અંકાય છે. આવી પરિસ્થિતિમાં મુંબઇ યુનિવર્સિટીની બરોબરી હરકોઈ ઉપાયે કરવાને કર્વે વિદ્યાપીઠના મહારાષ્ટ્રી સંચાલકોની વૃત્તિ થાય એ સહજ છે. આ બાબતના ટેકામાં એક જ કિસ્સો નોંધીશું. મુંબઇ યુનિવર્સિટીમાં કૉલેજનાં અભ્યાસનાં વર્ષ ચાર છે. કર્વે યુનિવર્સિટીમાં ત્રણ છે. કર્વે યુનિવર્સિટીની ગયા વર્ષની નિયામક સભામાં કૉલેજનો અભ્યાસ ત્રણને બદલે ચાર વર્ષનો કરવાની દરખાસ્ત કર્વ મહિલાશ્રમની એક આગેવાન સભ્ય તરફથી મૂકવામાં આવી હતી. તેમની સાથેની ખાનગી વાતચીતમાં તેમણે સ્પષ્ટ જણાવેલું કે તે દરખાસ્ત લાવવામાં કર્વે વિદ્યાપીઠની સ્નાતકોની કિંમત અને પ્રતિષ્ઠા મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો જેટલી અંકાય એવો તેમનો હેતુ હતો. હવે મહારાષ્ટ્રની પરિસ્થિતિ ગરીબ હોવાને લીધે ત્યાંની સ્ત્રીઓને નોકરીઓની જરૂર પડતી હોય અને તેથી તેઓ સરકારી શિક્ષણ પામેલી સ્ત્રીઓના કરતાં ઉતરતી ન ગણાય તે હેતુથી સરકારી યુનિવર્સિટીનું જે અનુકરણ કર્વે મહિલા વિદ્યાપીઠમાં કરવામાં આવે તે ગુજરાતી કન્યાઓ જેમાંનો એક ટકો પણ નોકરીના ઉદ્દેશથી ભણતો નથી તેમને બંધબેસતું ન થાય. ગુજરાતના સ્ત્રીજીવનનો અભ્યાસ કરી અનુકૂળ શિક્ષણ ગોઠવાય તો જ ગુજરાતી સ્ત્રી શિક્ષણની અભિવૃદ્ધિ થાય અને તે તો ઉપરના કારણે બનવું કઠિન છે.

વળી કર્વે યુનિવર્સિટીના સંચાલકોના મોટા ભાગનું શિક્ષણ અને સંસ્કૃતિ ( culture ) વિષેનું દૃષ્ટિબિંદુ પણ મુંબઇ યુનિવર્સિટીના સંચાલકોને ઘણે અંશે મળતું છે. માતૃભાષાને શિક્ષણનું વાહન બનાવ્યા સિવાય બીજો મહત્વનો ફેરફાર તેમણે અમલમાં મૂક્યો નથી. કન્યાશિક્ષણમાં ગૃહશાસ્ત્ર સૌથી અગત્યનો વિષય ગણાય. તેને જે મહત્વ મળવું જોઇએ તે મળ્યું નથી; અને સર્વ શિક્ષણનું કેન્દ્ર અહીં પણ અંગ્રેજી જ બને છે. Culture અંગ્રેજી સાહિત્ય વિના આવે જ નહિ માટે તેને જરાય ધક્કો પહોંચવો ન જોઇએ, એને માટે માતૃભાષા જરા ઓછી શીખવાય તો હરકત નહિ —આવા જૂના વહેમો અહીં પણ સજ્જડ છે. શિક્ષણની અને સ્ત્રીજીવનની દૃષ્ટિએ મહત્વના ફેરફાર થવાનો સંભવ મહિલાવિદ્યાપીઠનું હાલનું માનસિક વલણ જોતાં બીલકુલ નથી.

ગુજરાતમહારાષ્ટ્રનો પ્રાંતીય ભેદ અને તેમાંથી ઉપજતો અવિશ્વાસ અહીં પણ પ્રસંગોપાત દર્શન દે છે. બંધારણ મુજબ અને સ્થળની દૂરતાને કારણે સેનેટ અને સીન્ડીકેટમાં ગુજરાતીની લઘુમતી રહે છે અને રહેવાની. મહિલા વિદ્યાપીઠ સમગ્ર દેશનું ગણાય એટલે સર્વસામાન્યપણે જ વિચાર કરી શકે અને પ્રાંતીય વિશિષ્ટતા જોઇ શકાય જ નહિ એ સ્વાભાવિક છે, પરંતુ તેથી પ્રાંતીય સ્ત્રી શિક્ષણની પૂરતા પ્રમાણમાં વૃદ્ધિ થાય જ નહિ.

વળી હવે આપણે રાજકીય ક્ષેત્રમાં ભાષા પ્રમાણે દેશના વિભાગ કરવા માગણી કરીએ છીએ અને શિક્ષણના ક્ષેત્રમાં પણ ઇલાકામાં મુંબઇ યુનિવર્સિટી પૂરતી ન ગણાતાં ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં જૂદી જૂદી યુનિવર્સિટીઓ સ્થાપવા વિષેના વિચારો મુંબઇ યુનિવર્સિટીના કેટલાક અગ્ર સંચાલકો તરફથી રજુ થાય છે. તો પછી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ હોવા છતાં ગુજરાતના વ્યક્તિત્વ વાળું એક જૂદું મહિલા વિદ્યાપીઠ ગુજરાતમાં સ્થપાય તે વધારે યોગ્ય નથી ?

ઉપરોક્ત કારણોને લીધે હવે જણાશે કે મુંબઇ યુનિવર્સિટી, ગુજરાત વિદ્યાપીઠ અને પ્રો. કર્વેનું ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ—આ ત્રણે ગુજરાતી કન્યાઓ સારૂ ખુલ્લાં હોવા છતાં ગુજરાતી મહિલા વિદ્યાપીઠની પૂરેપૂરી આવશ્યકતા છે.

આવા મહિલા વિદ્યાપીઠની યોજના રજુ કરવી એ અહીં અસ્થાને છે; તો પણ તેના વિષે બે શબ્દો કહેવાની જરૂર રહે છે.

હાલનાં વિદ્યાપીઠોનું કાર્ય માધ્યમિક છેલ્લા ધોરણથી —મેટ્રીક્યુલેશનથી શરૂ થાય છે અને ઉચ્ચતર શિક્ષણ —કૉલેજ અને તેની પછીનાં વર્ષો સુધી પહોંચે છે. આ

પરીક્ષા લેવાનું હોય છે. નિરીક્ષણ કૉલેજ પૂરતું કરે છે. વિદ્યાપીઠ સીધું શિક્ષણ આપનારી હોવી જોઇએ એ વિચાર તો હમણાં ઉદ્ભવ્યો છે અને તેને અનુસારે મુંબઇ વિદ્યાપીઠ તરફથી અનુસ્નાતક શિક્ષણ (Post-graduate teaching) આપવામાં આવે છે. વિદ્યાપીઠને પ્રાથમિક શિક્ષણ સાથે કંઇ પણ સંબંધ હોતો નથી. માધ્યમિક શિક્ષણ સાથે પણ સીધો સંબંધ નથી. આ શિક્ષણનો સંબંધ સરકારી કેળવણી ખાતા સાથે છે. આ ખાતું પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનો અભ્યાસક્રમ ઘડવાનું, નિરીક્ષણ, પરીક્ષણ, આર્થિક સહાય આપવાનું, અને જીલ્લાના શહેરોમાં માધ્યમિક શાળાઓ ચલાવવાનું વિગેરે કાર્યો કરે છે. મોટી વયનાનું શિક્ષણ, ઔદ્યોગિક શિક્ષણ અને આવાં બીજાં લોકશિક્ષણનાં કાર્યો તો નથી વિદ્યાપીઠ કરતું કે નથી કેળવણી ખાતું કરતું.

ગુજરાતી મહિલા વિદ્યાપીઠે કન્યાશિક્ષણ સંબંધે કેટલેક અંશે વિદ્યાપીઠનું, કેળવણી ખાતાનું—બન્નેનું કાર્ય કરવા ઉપરાંત મોટી વયની સ્ત્રીઓનું શિક્ષણ, ઘરગતુ ઉદ્યોગોનું શિક્ષણ વિગેરે અનેક સ્ત્રીશિક્ષણનાં કાર્યો પણ કરવાં પડશે. ટુંકમાં આવા વિદ્યાપીઠે સ્ત્રીશિક્ષણની સમગ્ર પ્રવૃત્તિનું કેન્દ્ર બનવું જોઇશે. કન્યાઓના પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણની સ્થિતિ તપાસતાં આપણે આગળ જોઇ ગયા કે કન્યાઓના મોટા ભાગનું શિક્ષણ પ્રાથમિક શિક્ષણથી ખતમ થાય છે. આ જોતાં કન્યાશિક્ષણમાં ખરો સુધારો અને અભિવૃદ્ધિ કરવાં હોય તો મહિલા વિદ્યાપીઠે પ્રાથમિક શિક્ષણનું કાર્ય તો અવશ્ય કરવું પડશે. કન્યાઓના ઉચ્ચતર શિક્ષણનો પ્રશ્ન તે હાલ બાજુએ રાખે તો ચાલી શકશે. આ રીતે હાલનાં વિદ્યાપીઠો માધ્યમિક છેલ્લા ધોરણથી શરૂ કરી ઉચ્ચતર શિક્ષણ સુધી પ્રબંધ કરે છે તેને બદલે મહિલા વિદ્યાપીઠ પ્રાથમિક શિક્ષણની શરૂઆતથી માધ્યમિક છેલ્લા ધોરણ સુધીનો પ્રબંધ કરે. ઉચ્ચ શિક્ષણનો બોજો તે ન જ ઉપાડે; છતાંય તે ઉપાડી શકાય તો ભલે ઉપાડે પણ તે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના ભોગે તો નહિ જ.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનું સીધું કાર્ય મહિલા વિદ્યાપીઠે કરવું જોઇએ. ઓછામાં ઓછી એક પ્રાથમિક શાળા અને માધ્યમિક શાળા તો તેણે ચલાવવી જ જોઇએ જેથી તે આ ક્ષેત્રમાં જૂદા જૂદા પ્રયોગો કરી શકે અને પોતાની સાથે જોડાયલી સંસ્થાઓને માર્ગદર્શન આપી શકે. પરીક્ષણ જેમ બને તેમ ગૌણ કરી નાંખે. આપણી કન્યાઓ મોટેભાગે છોકરાઓ માફક પરીક્ષાના પ્રમાણપત્ર સારૂ નથી ભણતી; તેથી પરીક્ષણ ગૌણ કર્યાથી સંખ્યાનો વાંધો નથી આવવાનો. નિરીક્ષણ તો અવશ્ય કરવું પડશે પણ ઉપરી તરીકે નહિ, મિત્ર તરીકે. અભ્યાસક્રમ, પાઠ્યપુસ્તકો વિગેરે બાબતોમા યોગ્ય સ્વતંત્રતા સંસ્થાઓને આપવી જોઇશે.

અધુરો અભ્યાસ મૂકી ઉઠી ગયેલી કન્યાઓનો અભ્યાસ થોડે ઘણે અંશે ચાલુ રાખવો હોય,—ટુંકે સમગ્ર સ્ત્રીસમાજની પ્રગતિ કરવી હોય તો મોટી વયની સ્ત્રીઓના શિક્ષણનો પ્રશ્ન જરૂર હાથમાં લેવો પડશે. વનિતા વિશ્રામો, ઝનાના વર્ગો, સ્ત્રીશિક્ષણ વર્ગો, સ્ત્રી ઉદ્યોગાલયો, શ્રાવિકા શાળાઓ—આ સર્વને માર્ગદર્શનની જરૂર છે તે મહિલા વિદ્યાપીઠ વિના બીજું કોણ આપશે?

ત્યારે મહિલા વિદ્યાપીઠની કાર્યદિશા ટૂંકમાં ઉપર મુજબ હોવી જોઇએ. આવા વિદ્યાપીઠની અંસારે જ જરૂર છે એમાં કંઇ શક નથી. આગળ સ્ત્રીસંસ્થાઓના સંગઠન વિષે વિચારતાં આપણે જોઇ ગયા કે અનેક સંસ્થાઓ તેને માટે ઉત્સુક છે. પ્રજામાં હવે સ્ત્રી કેળવણીના ભુખ ઉપડતી જાય છે. માધ્યમિક શિક્ષણ પણ ધીરે ધીરે આગળ વધતું જાય છે. ગુજરાતી મહિલા વિદ્યાપીઠ હોય તો હાલનાં મહિલા વિદ્યાલયો ઉપરાંત ગુજરાત અને કાઠીઆવાડમાં બીજાં અર્ધો ડઝન મહિલા વિદ્યાલયો થોડા સમયમાં તૈયાર થાય. પ્રજા તૈયાર થતી જાય છે માત્ર તેને દોરનારની જરૂર છે.

મહિલા વિદ્યાપીઠની યોજના તો સુંદર છે પણ તેનો અમલ શી રીતે કરવો તે પ્રશ્ન તો આંખે અંધારાં લાવે એવો છે. સૌથી મોટી મુશ્કેલી, બીજા બધાં કાર્યક્ષેત્રોની પેઠે, જીવનવ્રતી કાર્યકર્તાઓની છે. ઉચ્ચ ચારિત્ર્યવાન, સ્ત્રીજીવનના અભ્યાસી અને સ્ત્રીશિક્ષણને વરેલાં એવાં એક ડઝન સ્ત્રીપુરૂષો છે? જો હોય તો મહિલા વિદ્યાપીઠનો પાયો નાંખવાનું કાર્ય સરળ સમજવું. પૈસા, સાધનો બધું એની મેળે આવી મળશે. ખરી જરૂર ચેતન સામગ્રીની છે. આવાં સ્ત્રી પુરૂષો ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળ અથવા બીજી કોઇ સ્ત્રીસંસ્થામાં એકઠાં થાય તો ત્યાંથી મહિલા વિદ્યાપીઠનો ઉદ્ભવ જરૂર થઇ શકે. અલબત વિદ્યાપીઠ એ શિખર છે; પ્રાથમિક શિક્ષણ એ પાયા છે; એટલે શરૂઆત સુન્દર કન્યાશાળાથી થવી જોઇએ પછી તેને ધીરે ધીરે માધ્યમિક શાળામાં વિસ્તારવી જોઇએ. આમ માધ્યમિક શિક્ષણ સુધીનો

સફળ પ્રયોગ કર્યા પછી જ અન્ય સ્ત્રી સંસ્થાઓના સંગઠનના ઉપાયો યોજવા જોઇએ અને છેવટે આ સંગઠનમાંથી ગુજરાતી મહિલા વિદ્યાપીઠ પરિણામ પામે.

આ રીતે ગુજરાત અને કાઠીઆવાડના સ્ત્રી-કેળવણીની સ્થિતિ અને તેની સુધારણા અને વૃદ્ધિના માર્ગો યથાશક્તિમતિ તપાસ્યા. પ્રારંભમાં જણાવ્યા મુજબ ત્રણ માસના ટૂંકા સમયમાં અગણિત સ્ત્રી-સંસ્થાઓનું વિહંગાવલોકન માત્ર શક્ય હતું અને તે જ થયું છે. આટલા ટૂંક અને ઉતાવળે લીધેલા અનુભવને પરિણામે કોઇ સંસ્થાને અન્યાય ન થાય તે માટે વ્યક્તિગત સંસ્થા વિષે બનતા સુધી ન લખતા સામાન્ય પરિસ્થિતિ રજુ કરી છે. છતાં કોઇ કોઇ સ્થળે સંસ્થાએ વિષે વ્યક્તિગત પણ લખવું પડયું છે. આમ લખવામાં કોઈ વ્યક્તિ અથવા સંસ્થાને અન્યાય થયો લાગે તો તે માટે ક્ષમા યાચું છું. અંતમાં મારા પ્રવાસ દરમ્યાન પ્રત્યેક સંસ્થાના ચાલકોએ, દેશી રાજ્યોના અધિકારીઓએ અને સ્ત્રીશિક્ષણમાં રસ લેતા અનેક મિત્રોએ મને અનેક રીતે સહાય કરી મારું કાર્ય સરળ કરી આપ્યું છે તે સર્વનો આ સ્થળે હું આભાર માની વિરમું છું.

(સંપૂર્ણ)

ચંદુલાલ કાશીરામ દવે

# ચિત્રપરિચય

પોતાના સ્વાર્થની ખાતર સંતોષ, ન્યાય, દયા વગેરે સર્વ સદ્‌ગુણોને હૃદયમાંથી દૂર કરી, ભોળા દશરથ રાજાએ ભૂતકાલમાં આપેલા વચનોની અયોગ્ય સમયે માગણી કરી, શ્રીરામ જેવા આદર્શ પુત્રને વનવાસ મોકલનાર કૈકેયીને ન જાણતા હોય એવો અજાણ આત્મા કોણ હશે? અથવા દોષ કૈકેયીને શા માટે આપવો ? સ્વાર્થ જ અનિષ્ટકર છે. ઇશ્વરે સ્વાર્થને જ ન ઘડયો હોત તો!!

" न जानाति दयां लेशं हन्ति च स्वजनान्प्रियान्।
अन्याय्यमुद्यते कर्तुं स्वार्थं किमसृजः प्रभो ॥"

"હે પ્રભુ ! જે દયાને લેશ પણ જાણતો નથી, પોતાનાં પ્રિયજનને પણ હણે છે અને અન્યાય કરવા તૈયાર થાય છે એવા સ્વાર્થને તેં શા માટે સર્જ્યો ?"

આવતી કાલે સવારમાં રામના રાજ્યાભિષેકનું શુભ મુહૂર્ત છે. સ્થળે સ્થળે આનંદ પ્રસરી રહ્યો છે. ત્યારે દશરથના જ મહેલમાં મન્થરાની ઉશ્કેરણીથી રામને વનવાસ મોકલવાની તથા ભરતને રાજ્ય અપાવવાની દુષ્ટ ઘટના કૈકેયી ઘડી રહી છે. આ અંકમાં આપેલું ચિત્ર આ પ્રસંગને ઉદ્દેશીને પ્રસિદ્ધ ચિત્રકાર મુલરે આલેખેલું છે.

હવે આ ચિત્ર કલાની દૃષ્ટિએ જોઇએ. મુલરના કોઇ પણ ચિત્રમાં પ્રમાણની ખામી રહેતી નથી. અંગે અંગ જોઇએ તેટલા પ્રમાણમાં જ આલેખે છે. પરંતુ કોઇ કોઇ વખત ભાવદર્શનની ખામી આપણને દેખાય છે. આ ચિત્રમાં પણ કૈકેયી અને મન્થરાનો વિવાદ વાંચતાં આપણી કલ્પનામાં જેવું ચિત્ર ખડું થાય છે તેવું તો આ નથી જ એમ કોઇ પણ કહી શકશે. રામના વનવાસની ખરી કારણભૂત, કલિપ્રેરિત મન્થરાના મુખ તરફ જોઇએ તો એમ લાગશે કે બારીમાંથી કોઇ ભોળી દાસી આશ્ચર્યથી કંઇક જોઇ રહી છે. તેની આંખમાં લેશ પણ દુષ્ટતા જણાતી નથી; જ્યારે, વેર વાળવાની વૃત્તિને સંતોષવા આખા રાજ્યની પણ ઉથલપાથલ થઇ જતી હોય તો તેની પણ દરકાર ન કરનાર એક ખટપટી રાણીના દાસીની મુખાકૃતિ કંઇક જુદા જ પ્રકારની જોઇએ. હવે કૈકેયીના મુખના ભાવ જોઇએ. મન્થરાની ઉશ્કેરણીથી ગમે તેટલો અન્યાય થાય તો પણ તે કરીને અને આવા કાર્યથી પોતાના પતિના પ્રાણ જાય તો તેનો પણ ભોગ આપીને રામને વનવાસ મોકલવાના તથા ભરતને રાજ્ય અપાવી પોતાનો જ સ્વાર્થ સાધવાના નિશ્ચય ઉપર તે આવેલી દેખાય છે. તેની આંખમાં નિશ્ચય અને ગર્વ બન્ને દેખાય છે. અને દશરથ અન્તઃપુરમાં આવે કે તરત તેને પોતાનો નિશ્ચય જણાવવાની હોય તેવું સ્પષ્ટ લાગે છે. કૈકેયી મન્થરાને કહે છેઃ

" तथा प्रोत्साहिता देवी मन्थरामिदमब्रवीत् ॥
इह वा मां मृतां कुब्जे नृपायावेदयिष्यसि ।
वनं तु राघवे प्राप्ते भरतः प्राप्स्यते क्षितिम् ॥"

"તેવી રીતે પ્રોત્સાહન મળવાથી રાણીએ મન્થરાને કહ્યુંઃ 'હે મન્થરે, કાં તો હું અહીં મૃત્યુ પામું તો તું રાજાને કહેજે કે રામના વનમાં જવાથી જ ભરતને રાજ્ય મળશે." આ શબ્દોના ભાવો આલેખવામાં કલાકાર અમુક અંશે સફલ થયા છે એમ અમારે કબુલ કરવું પડે છે.

આ ઉપરાંત મહેલની શિલ્પકલાની દૃષ્ટિએ ઘટના, કૈકેયીના વસ્ત્રાલંકારો, રંગની પસંદગી વગેરેની કદર કરવાનું અમે રસિકોની રસવૃત્તિએ ઉપર રાખીએ છીએ.




ધમ્મપદઃ મૂળ, અનુવાદ, ટિપ્પણી, પ્રસ્તાવના વગેરે સાથે. અનુવાદકોઃ અધ્યાપક ધર્માનંદ કોસંબી અને અધ્યાપક રામનારાયણ વિ. પાઠક. ગુજરાત પુરાતત્ત્વ મંદિર. પ્રથમાવૃત્તિ મૂલ્ય. રૂા. ૧–૦–૦.

આ પુસ્તક પુરાતત્ત્વ મંદિર ગ્રન્થાવલિ તરફથી હમણાં જ બહાર પડયું છે. બૌદ્ધ ધર્મ વિશેની થોડીઘણી માહિતી ગુજરાતી વાચકોને આ ગ્રન્થાવલિના બુદ્ધલીલાસારસંગ્રહ દ્વારા મળી ગઇ છે. ગુજરાતીમાં બુદ્ધધર્મ વિશે વધારે પુસ્તકો નથી. 'બુદ્ધ, ધર્મ, અને સંઘ' એ નામનાં અ. ધર્માનંદ કોસંબીનાં વ્યાખ્યાનો ગુજરાતીમાં બહાર પડેલાં છે, પરંતુ તેને ઘણો વખત થઇ ગયો હોવાથી તે નાનું પુસ્તક વીસરાઇ ગયું છે, અને બજારમાંથી મેળવવું પણ મુશ્કેલ છે.

ધમ્મપદ એટલે ધર્મનાં વાકયો, ધર્મનાં સૂત્રો. આપણા ધર્મ શબ્દનો અર્થ ઘણો વિસ્તૃત છે, અને એ એના સમસ્ત અર્થમાં આખા જીવનને આલિંગે છે. ધર્મો ઘણા હોય અને જુદા પણ લાગે પરંતુ તેઓનું બધાનું હાર્દ એક જ એવા આંતરિક અનુભવમાં સમાયેલું છે, કે જ્યાં પહોંચ્યા પછી મનુષ્યને બીજું કશું કરવાનું રહેતું નથી. એટલે એ કંઇ નિષ્ક્રિય થઇને બેસી રહે એમ કહેવાનો અર્થ નથી. પરંતુ એ અનુભવને લઇને સાધારણ વ્યવહારના જીવનવ્યાપારો તરફ જે રીતે કોઇ મનુષ્ય પ્રવૃત્ત થાય તે રીતે ધર્મને જાણનાર પંડિત પ્રવૃત્ત થતો નથી. એ ધર્મને કેવી રીતે જાણવો, કેવી રીતે આચરવો, કેમ એને જીવનમાં ઉતારવો એ બાબતો આમાં લખેલી છે. ધર્મ એ માત્ર બાહ્ય માન્યતાનો જ વિષય નથી, પણ ક્રિયાનો વિષય છે. અને એ ક્રિયા વડે જ જીવનનો છેવટનો સમન્વય ધર્મમાં થાય છે, એ આ પુસ્તકમાંથી જણાઈ આવે છે.

પરંતુ જેમ કેટલીક ફિલસુફીમાં એમ જણાવેલું હોય છે કે એક વાર જ્ઞાન થયા પછી, આત્માને જાણ્યા પછી, સિદ્ધ મનુષ્ય ગમે તેવું આચરણ કરી શકે, કારણ કે તેણે તો આત્માની અલિપ્તતા અનુભવી છે—આવી ફિલસુફીથી ક્યાંઇ દૂર બુદ્ધના ધર્મનો આ માર્ગ છે. अत्तानं उपमं कत्वा न हनेय्य न घातये–આત્માની ઉપમા લઇને ઘાત કરવો નહિ, કરાવવો નહિ. (૧૨૯) આ ધર્મનાં પદો આત્યંતિક સુખ આપશે એમ એમાં ઘણી વાર કહેવામાં આવ્યું છે. આ પુસ્તક જે મહાન આત્માને સમર્પિત કરવામાં આવ્યું છે તેમણે જેમ એક પછી એક બાહ્ય આઘાતો વહી ગયા બાદ, પ્રથમથી અને છેવટે એ સિદ્ધાન્ત પર સ્થાન લીધું કે મનુષ્યનું સ્વરાજ કે મોક્ષ એના પોતાના હાથમાં છે, તેવી જ રીતે સુખની શોધમાં ફરતા એ રાજવી કુમારને અંતિમ સુખ ઇચ્છાના સમૂળા નાશમાં લાગ્યું. માતાપિતાને મારીને मातरं पितरं हन्त्वा (૨૯૪–૨૯૫) એમ વાંચતાં આપણને એ રાક્ષસી કલ્પના—વેદકાલીન—અગ્નિ જન્મે છે કે તરત પોતાનાં જ માતાપિતાનો (એ કાષ્ટનો) ભક્ષ કરે છે—એના જેવી લાગે છે. પણ એ માતાપિતા સમસ્ત જગતનાં માતાપિતા તૃષ્ણા અને અભિમાન છે. એને લઇને જ વિશ્વમાં ઉત્પત્તિ અને લયના દોષો આવે છે, અને જન્મમરણનું ચક્ર ચાલ્યા કરે છે. સુખની શોધમાં ફરતાને ઇચ્છા સર્વ દુઃખનું મૂળ લાગે; અને છેવટ સુખની ઇચ્છા પણ મનુષ્ય આત્માને બાંધી મૂકતી હોય એમ લાગે, તે સત્ય એમ જ બતાવી આપે છે, કે છેવટમાં છેવટ કંઇ કશું રહેતું નથી, અને જે સિદ્ધાન્ત પર શ્રદ્ધાથી સ્થાન લઇને આપણે વિશ્વનો ઉકેલ કરવા માગતા હોઇએ એ સિદ્ધાન્ત પણ છેવટ છોડવો પડે છે. એટલે જ કદાચ વૃત્તિને સંસાર-

નો લય અમુક Mysticismમાં જ સંભવતો હશે. બુદ્ધ ભગવાનનો એ નિર્વાણ છે.

" આ ધર્મવાક્યો કે આ ધાર્મિક ગાથાઓ બુદ્ધ ભગવાનની કે બૌદ્ધ શ્રાવકોની જ છે એવું નથી, પણ બીજા પંથના શ્રમણ બ્રાહ્મણોની ગાથાઓનો પણ આમાં સમાવેશ થએલો છે. + + + આમાં, પોતાના શ્રાવકો બીજા પંથોના શ્રમણ બ્રાહ્મણો પાસેથી જ્ઞાનસંગ્રહ કરે એવો બુદ્ધ ભગવાનનો હેતુ સ્પષ્ટ રીતે દેખાય છે.' આનાં ઘણાં ઉદાહરણો પ્રસ્તાવનામાં આપેલાં છે, અને પ્રાચીન કાળમાં આપણી ધર્મભાવના કેટલી ઉદાર હતી, અને વિચારોની આપ-લે કેટલી બધી થતી તે સ્પષ્ટ જણાઇ આવે છે. જુદાં જુદાં દર્શનો આચારના વિષયમાં આપણે ત્યાં એકમત થાય છે, અને તેથી આની આ ગાથાઓ બીજે પણ જોવામાં આવે તે સંભવિત છે.

**पञ्ञापासादमारुय्ह असोको सोकिनिं पजं।**
**पब्बतट्ठो व भुम्मट्ठे धीरो बाले अवेक्खति ॥२८॥**

યોગદર્શનના પ્રથમ પાદમાં આનો આ શ્લોક મળી આવે છે.

**प्रज्ञाप्रसादमारुह्य अशोच्यः शोचतो जनान्।**
**भूमिष्ठानिव शैलस्थः सर्वान्प्राज्ञोऽनुपश्यति ॥**
**पा १. सू. ४७॥**

આ આખાને આખા શ્લોક ઉપરાંત કહ્યું છે કે શ્રદ્ધાથી, શીલથી, વીર્યથી, સમાધિથી, ધર્મવિનિશ્ચય એટલે પ્રજ્ઞાથી, સ્મૃતિવાળાં થઇ આ અનલ્પ દુઃખને છોડી દો. "–૧૬. અને આ બધાં તત્ત્વો પા ૧. સૂ. ૨૦ માં આપણને મળી આવે છે.

**श्रद्धावीर्यस्मृतिसमाधि प्रज्ञापूर्वक इतरेषाम्**

વળી **स्मृति** શબ્દનો અર્થ પાલિમાં જાયતિ કે વિવેક એવો થાય છે, એમ પરિભાષાટિપ્પણમાં જણાવેલું છે. તો ભગવદ્‌ગીતામાં **स्मृतिभ्रंशात् विनश्यति** એમ જ્યાં જણાવેલું છે, ત્યાં પણ સ્મૃતિનો અર્થ બીજી કોઈ રીતે બંધબેસતો લાગતો નથી એમ આપણને જણાય છે, અને તો સ્મૃતિ શબ્દનો આવો અર્થ તે વખતે તદ્દન રૂઢ થઇ ગયો હશે એમ માનવામાં હરકત નથી.

આ ઉપરાંત ધમ્મપદમાંની ઘણી ગાથાઓ પાલિ સાહિત્યમાં બીજે મળી આવે છે. બૌદ્ધ ધર્મના મૂળ ગ્રંથો તો ત્રણ હતાઃ વિનયપિટક, અભિધમ્મપિટક, તથા સુત્તપિટક. આમાંનો ત્રીજો વિભાગ બહુ મોટો હોવાથી, તેના પાંચ ભાગો પાડવામાં આવ્યા, અને તેમાના ખુદ્દકનિકાય નામના એક ભાગનો આ ધમ્મપદ તે પંદર પેટા ભાગમાંનો એક છે. આટલા પરથી જ વાંચકને ખ્યાલ આવ્યા વગર નહિ રહે કે પાલિ સાહિત્ય કેટલું વિશાળ છે.

ગાથાઓનો પરિચય કરાવતાં અહીં આપણે એટલું ઉમેરીશું કે આ ગાથાઓ જે વખતે લખાઈ હશે તે વખતે જ્ઞાતિઓનાં રૂઢ બંધનો જડ થઇ ગયાં હશે. અને દરેકે દરેક જીવન્ત ધર્માનુભવનો સ્રોત આવા વિભાગોને તુચ્છ ગણીને એથી ઉંચે વહે છે, એ સત્ય ખરૂં પાડતી બ્રાહ્મણ વર્ગની ગાથાઓ આપણે અત્યારે પણ મનન કરવા યોગ્ય છે. હે બ્રાહ્મણ! સ્રોત—તૃષ્ણાને કાપ, પરાક્રમ કર, કામને હાંકી કાઢ ++ જટાથી, **ગોત્રથી, જન્મથી બ્રાહ્મણ થતો નથી; જેનામાં સત્ય અને ધર્મ હોય તે શુચિ છે, તે બ્રાહ્મણ છે.** બ્રાહ્મણ જાતિથી—બ્રાહ્મણમાંથી જન્મેલાને હું બ્રાહ્મણ કહેતો નથી. જો તે પૈસાદાર હશે, તો લોકો તેને ભો! કહીને બોલાવશે. જે અકિંચન હોય, તેને હું બ્રાહ્મણ કહું છું. જેને ઘર નથી, જે જાણીને શંકાની પાર ગયો છે, જે અમૃતમાં ડુબેલો છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ++ ઉપરની ગાથાઓ વાંચવાથી આપણે હાલ તો કેટલા 'વિષમાં ડુબેલા ' છીએ એ કોઇને પણ જણાયા વગર નહિ રહે.

છેવટ આ ગાથાઓના વિશાળ ક્ષેત્ર વિશે કેટલુંક કહીને અત્રે વિરમીશું. અત્યારે જેમ આપણા જીવનમાં બધે ખાનાંઓ પડી ગયાં છે,—એક ધરમનું ખાનું, એક સામાજિક જીવનનું ખાનું, વિગેરે વિગેરે, તેમ તે વખતે નહોતું એ કેટલીક ગાથાઓમાંની ઉપમાઓ દ્વારા આપણે સમજી શકીએ છીએ.

'ખેતરમાં પાણી પાનાર પાણી વાળે છે, બાણકાર શરું વાળે છે, સુતારો લાકડું વાળે છે, (અને) પંડિતો આત્માનું દમન કરે છે.'—'જેમ ધરો ગંભીર પ્રસન્ન કાદવ વિનાનો હોય'—'જે ગાળો દે તે વાંસના ફળની પેરે આત્મનાશ માટે જ ફળે છે'—'શરદ ઋતુનું કુમુદ હાથે કાપી નાંખીએ તેમ આત્માનો સ્નેહ છેદી નાંખો'—'ઉત્થાનકાલે પણ નહિ ઉત્થાન કરનારો, આળસુ થયેલો બળવાન યુવાન, પુત્ર-પશુમાં પ્રમત્ત થએલા આસક્ત મનવાળા માણસને, સૂતા ગામને મોટું પૂર તાણી જાય તેમ, મૃત્યુ પકડીને લઇ જાય છે.'

પણ કેટલીક ગાથાઓ તો આપણા અંતરનાં ઊંડાણને અડે છે, અને કવિતાસૌંદર્યથી પરિપૂર્ણ છે.

'અત્યારે ખાખરાના પીળાં પાંદડા જેવો છે, યમપુરુષો પણ તારી આગળ આવી ઉભાં છે. જવાની તૈયારીમાં તું છે, તારી પાસે ભાતું પણ નથી! માટે આત્માનો દીપ કર, તરત પ્રયત્ન કર, + + તારી વય અત્યારે નજીક આવી છે, યમની પાસે પ્રયાણ કર્યું છે, વચમાં વાસો રહેવાની જગ્યા પણ નથી, તારી પાસે ભાતું પણ નથી."

પણ 'જેતું જીત્યું અજીત્યું થતું નથી, એવા, અનંતને વિષય કરનાર અનાસક્ત બુદ્ધને ક્યા કારણ વડે લઇ જશો? (બીજાઓનું) આકાશમાં પગલું પડતું નથી, બહારના પંથમાં શ્રમણ નથી, પ્રજા પ્રપંચમાં રત હોય છે, તથાગતો નિષ્પ્રપંચ હોય છે.'

પણ આ માર્ગ અતિ કઠિન છે, અને શિથિલતા ખંખેરી નાંખવાની છે.

આ રીતે આ સમસ્ત પુસ્તક સામાન્ય વાંચનારને પણ પ્રિય થઇ પડશે અને તેથી દરેક જણ એને પોતાની પાસે રાખી લેશે.

પ્રા.

[ આ વખતે પણ સ્થળસંકોચને લીધે વધારે પુસ્તકપરિચય અપાશે નથી. ]

# નોંધ

[ યુગધર્મમાં આવતી નોંધો સાથે સાહિત્યવિભાગના તંત્રીને સંબંધ નથી. તેમની નોંધો તેમની સહી સાથે પ્રસિદ્ધ થશે.]

## બુદ્ધિનું બલિદાન

આપણા પ્રાંતને એક કવિએ "ગરવી ગુજરાત"નું નામ આપ્યું છે. કોઇ તેને "ગાંડી ગુજરાત" પણ કહે છે. બીજા ઉપનામને સાર્થક કરે એવા ઘણા કિસ્સા આજે ગુજરાતમાં બની રહ્યા છે.

કોઇ જમાનામાં વેદશાસ્ત્રમાં વધારેમાં વધારે પારંગત હોય તે પંકાતા. કોઇ વખત બાણ ને તલવાર વધારેમાં વધારે સરસ ખેલી શકે તે મશહુર થતા. ત્યારે આજે તો ગુજરાતમાં જે નરવીરો વધારેમાં વધારે વળદાર અને એકસરખું સુતર—ને તે વધારેમાં વધારે વખત કાંત્યાં કરે તે શિરોમણિરૂપ ગણાય છે.

ઘણાખરા વિચક્ષણ વિચારકો સમજ્યા છે—સમજવા લાગ્યા છે કે સુતરનો મતાધિકાર મહાસભાએ પસાર કર્યો ત્યારથી ખાદી ને રેંટીઆની અધોગતિ થઇ; જે કામ બુદ્ધિ—હૃદયને પ્રેરીને ન થઇ શક્યું તેને રાજકીય ફરજ તરીકે ઠોકી બેસાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો. આ અવનવા યત્નની નિષ્ફળતાની જે ભવિષ્યવાણી પહેલેથી જ સંભળાતી હતી તે હવે સફળ થવા આવી છે અને તેથી કેટલાંક પત્રો કાંતવાના રાષ્ટ્રીય ધર્મનો ઉચ્ચ સ્વરે ઉપદેશ કરવા લાગ્યાં છે. તેને પણ વશ થઇને—એકંદર તો થોડા જ—પણ બીજા પ્રાંતોની સરખામણીમાં વધારેમાં વધારે શ્રદ્ધાળુ સભાસદોનું સમર્પણ કરનાર પણ ગુજરાત જ. ને તેમાં પણ જે સુરત ને બારડોલીની ઘણી વાદ્‌વાદ પહેલાં થયેલી તે તો જરા ઠેકાણે પડી ગયાં છે, ને જે કાઠીઆવાડને હુલાવવા ફુલાવવાનો ઘણો પ્રયાસ થયો છે તે તો જરા ભીજાનમાં રહ્યું છે. પણ તેમાં અગ્રસ્થાને તો ચરોતરનો પ્રદેશ—ને તેમાંયે વડોદરા વિભાગ નહિ પણ ખેડા જીલ્લો જ.

અને આ ઉપરથી કોઇ એમ ધારે કે હવે એ આખા જીલ્લામાં અને ખાસ કરીને સત્યાગ્રહ છાવણીથી સુશોભિત થયેલા બોરસદ તાલુકામાં તો હવે સત્યયુગ વર્તવાની તૈયારી હશે. છતાં ગાંધીજીને પોતાને જ ત્યાં મુસાફરી કરતાં લોકોની સ્થિતિ ઘણી નિરાશાજનક માલુમ પડી અને તેમનાં આળસની તેમણે "નવી શોધ" કરી.

દાક્તર કે વૈદ જ્યારે કોઇ રોગીને કોઇ ઇલાજ બતાવે અને સારામાં સારા સારવાર કરનારા છતાં પણ ઉપચાર માફક ન આવે ત્યારે તેની નિષ્ફળતા કબૂલ કરીને નવાં ઓસડ શોધવામાં આવે છે. ત્યારે આટઆટલા ઉત્તમ કામદારોની સહાય છતાં પણ એકલા રેંટીઆથી લોકોમાં નવજીવન નથી આવતું તે જોયા છતાં પણ ગાંધીજી તો તેના જ ગુણગાનથી સંતોષ પામે છે. અને કેટલાએ બુદ્ધિશાળી શાગરીતો મનમાં ઘણીએ શંકાઓ નીપજવા છતાં ભાવપૂર્વક તેમની આગળ શિર ઝુકાવે છે!

પણ વધારે ક્રમકમાટી ભરેલો બનાવ તો ગુજરાત વિદ્યાપીઠ વિષે બન્યો છે. જેમણે તે સંસ્થા રચવામાં અનહદ સહાય કરી છે તેમાંના લગભગ સર્વે ઉત્તમ કેળવણીકારોએ, સરસ્વતી દેવીને રાજપ્રકરણની દાસી બનાવવાની ગાંધીજીની નવી વ્યાખ્યા ડિસેંબર ૨૬

કરી, પણ બીજા ઘણાખરા બિનજવાબદાર કાર્યકર્તાઓ માત્ર ત્રણની વધુમતિથી તે ઠરાવ પસાર કરી ગયા. અને એથી પણ વધારે ખુબીની વાત તો એ છે કે આમ ઊંકાવેલા ઠરાવનો અમલ મુલતવી રાખવાનું ગાંધીજીએ પણ યોગ્ય ન ધાર્યું !

આથી રાષ્ટ્રીય કેળવણીના ઘણાએ સાત્વિક હીમાયતીઓને ઘણું દુઃખ લાગ્યું છે. જેઓ આટલા વખત સુધી નીચું માથું રાખીને ગાંધીજીને અને વિદ્યાપીઠને પગલે પગલે અનેક કષ્ટ વેઠીને ચાલ્યાં કરતા હતા તેમના દિલમાં હવે બંડ જાગી ઉઠયું છે. મોડાસા કેળવણી મંડળે વિદ્યાપીઠનો સંબંધ કાપી પણ નાંખ્યો છે. ચરોતર કેળવણી મંડળની વ્યવસ્થાપક સભાએ પણ તે જ રસ્તો લેવાની સલાહ આપી છે. પણ તેનીયે સામાન્ય સભામાં ( જે ૨૨ મીએ ભરાવાની છે તેમાં ) કેળવણીનો કક્કો પણ ન સમજનારા કોઇ શૂરા સુભટો દેશકાળની વિરૂદ્ધ થઇને આખા સરસ્વતી સત્રને ભોગે પણ જબરો જંગ મચાવે એવો ભય રહે છે.

આમ શાણા ગુજરાતીઓ બુદ્ધિનું બલિદાન ક્યાં સુધી આપ્યાં કરશે ? જુવાનો પણ હજી નહિ જાગે ?

### ધર્મનો સડો

હિન્દુ–મુસલમાનનો સવાલ ફરી ફરીને કેમ ઉભળી ઉઠે છે ? સન ૧૯૧૬માં લખનૌમાં સમાધાન થયું ત્યારે તે જમીનમાં છેક ઊંડો દાટી દીધો હોય એમ લાગેલું. સન્ ૧૯૧૯ માં દિલ્હીમાં ને અમૃતસરમાં સીપાઇઓની ગોળીઓથી હિન્દુ અને મુસલમાનનાં લોહી ભળ્યાં ત્યારે તો તેમનાં અંતર જ સંધાયેલાં એમ ધારેલું. હિન્દુ અગ્રેસરોએ ખિલાફતનો સવાલ અપનાવ્યો, અને અસહકારની ચળવળમાં ઝુકાવ્યું ત્યારે તો એમ જ લાગ્યું કે આપણે મુસલમાનોનાં દિલ હમેશને માટે હરણ કરી જ લીધાં. છતાં કેટલેક અંશે જુનું ઝનૂન આમ ઉશ્કેરાવાથી વધારેમાં વધારે ભયંકર તોફાન તે પછી જ થયાં !

કોહાટમાં પણ હદ થઇ. પણ તે પછી ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ કર્યા તેથી તરત તો ઘણાના જીવ લેવાઇ ગયા. છતાં તેઓ પોતે જ અને મૌ. શૌકતઅલી રાવલપીંડી ગયા ત્યારે તેમને કોહાટના મુસલમાનો મળવા પણ ન આવ્યા.

દિલ્હીમાં ઐક્ય પરિષદ મળી તેણે ધાર્મિક દૃષ્ટિથી મસીદ મંદિરો અને વાજાં તથા આઝાનના સવાલોના નિકાલ કર્યો. તેથી પણ બધો નિકાલ થયેલો લાગ્યો. છતાં તે પછી ખાસ કરીને ઉત્તર હિન્દુસ્થાનમાં હિન્દુ-મુસલમાનો સંગઠન અને તંઝીમની કેવી સામસામી ચળવળો જોશભેર ચલાવી રહ્યા છે અને તેનાથી ભલભલા રાષ્ટ્રીય આગેવાનોનાં દિલ પણ કેવાં રંગાઇ ગયાં છે તે આપણે જોઇએ છીએ.

બેલગામમાં કેટલાક અગ્રેસરોને લાગ્યું કે ખરેખરો સવાલ ધાર્મિક નથી પણ રાજકીય છે, તેથી ઐક્ય પરિષદે નીમેલી સમિતિ સ્વરાજ્યની યોજના ઘડવાને અને સર્વ પક્ષનો સમન્વય કરવાને તથા હિન્દુ-મુસલમાનના હક નક્કી કરવાને મળી. પણ તેનું કામ તો પાર જ ન પડયું અને કંઇ પણ નિર્ણય કર્યા સિવાય સમિતિ વેરાઇ ગઇ એ આપણા દુર્ભાગ્યની પરિસીમા !

ત્યારે કરવું શું ? લાલા લજપતરાય કહે છે કે ભલે બન્ને કોમ વચ્ચે જાદવાસ્થળી જાગે પણ હિન્દુઓએ મુસલમાનોને શરણે તો ન જ જવું. અને ગાંધીજીને પણ છેવટે એમ થઇ ગયું છે કે સરકારના દાબથી બન્ને કોમ ઉપરઉપરથી સંધાય તે કરતાં દેશમાં શેરીએ શેરીએ " થર્મોપીલી "ના જેવો દારૂણ સંગ્રામ જાગે એ પસંદ કરવા જેવું છે—જો કે થોડા જ વખત પહેલાં તો તેમણે એવું લખેલું કે પંચ નીમીને કે છેવટે કોરટે જઇને પણ તકરારોના ફેંસલા કરો પણ લ્હડશો નહિ !

તો શું આમ છેવટે હિન્દુમુસલમાનોને કાપાકાપી કરવી જ પડશે ? ને તેમાં જીતશે તે એક જ કોમ આ દેશમાં ચક્રવર્તી રાજ્ય સ્થાપશે ?

પણ નિશાળોમાં ને કોલેજોમાં જે હિન્દુ ને મુસલમાન યુવકો સાથે સાથે ભણે છે અને જેઓ જીમખાનામાં અને કસરતશાળાઓમાં સાથે સાથે વિહરે છે તેમને પૂછો તો તેઓ શું કહેશે ? તેમના ભલા દિલમાં કંઈ મેલ નથી તેમ તેમની ઉછરતી બુદ્ધિમાં જુના જમાનાના વહેમ નથી. તેથી તેઓ તો સામસામે લ્હડવાને બદલે હાથમાં હાથ મીલાવીને સ્વરાજ્ય ને સ્વતંત્રતાને માટે જ લ્હડવાનું પસંદ કરશે. આરતી ને આઝાનના કે ધારાસભાની જગ્યાના જે સવાલો મોટાઓનાં મનને દમે છે તેની યુવાનોને એક કોડીની પણ કિંમત નથી લાગતી. તો તે માટે લોહીનું એક ટીપું પણ શા માટે સારે ?

આ ઉપરથી સહેજે જણાશે—ને કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એ સત્ય ફરી ફરીને સમજાવ્યું છે—કે બન્ને કોમના ધર્મના જરીપુરાણા વિચારોમાં જ ખરેખરૂં ઝેર સમાયેલું છે—વેદશાસ્ત્ર પ્રમાણે જે હિન્દુ પાકા હિન્દુ રહેવા જશે અને જે મુસલમાનો જુના કુરાનેશરીફ પ્રમાણે

નીમાય છે તે કેળવણીની બાબતમાં રસ લેતા નથી એમ પણ હું કહેવા ઇચ્છતો નથી, પણ કોઇ કારણસર વિદ્યાપીઠનું વાતાવરણ કેળવણીનું નથી એવી ચોક્ખી મ્હારી માન્યતા છે. મ્હારી ભૂલ થતી હોય, મ્હારી ભ્રમણા પણ હોય, પણ કોઇ પણ પ્રકારની ગેરસમજુત ન થાય એટલા માટે એક ચીજ મ્હારે ખુલ્લે ખુલ્લી કહી દેવી જોઇએ કે હું લગભગ બે વર્ષ સુધી વિદ્યાપીઠની નિયામક સભામાં હતો ત્યારે મ્હારે કોઇની જોડે અંગત અણબનાવ થયો નથી, અને કોઇ પણ પ્રસંગે મને જાતીય અસંતોષ થવાનું કારણ મળ્યું નથી. હું બીજા ઘણા કામોમાં રોકાયલો હોવાને લીધે મ્હારાથી વિદ્યાપીઠમાં જોઇએ તેટલો રસ લેવાયો નહીં અને તે જ કારણથી હું છુટો થયો.

ચરોતર એડ્યુકેશન સોસાયટી જોડે મ્હારે કોઇ પણ પ્રકારનો સંબંધ નથી અને હાલમાં થોડા જ દિવસ ઉપર મેં એ સોસાયટીના સ્વયંસેવકોને મ્હારો અભિપ્રાય મોકલ્યો હતો ત્યાર પહેલાં મ્હારાથી એ સંસ્થાને કાંઇ પણ મદદ કરી શકાઇ નથી. હું મ્હારા મનથી એમ માની લઉં છું કે ચરોતરની પ્રજા ખેતીના ઉદ્યોગના ખાસ શિક્ષણને માટે વ્યવસ્થા કરવા ઇચ્છતી હશે. ખેતીકાર તરીકે ચરોતરના પાટીદારોનાં વખાણ થાય છે. ચરોતર એ એકલા ગુજરાતનો ભાગ નથી પણ હિંદુસ્તાનનો ભાગ છે, જો કે હવે જ્યાં જ્યાં નહેરો થઇ છે ત્યાંની જાહોજલાલી ઓર છે. ચરોતર એડ્યુકેશન સોસાયટી ખેતીને માટે કોઇ પણ પ્રકારની શાળા કે કોલેજ કાઢવા માગે છે કે નહીં તે જાણ્યા શિવાય એક હકીકત રજુ કરૂં છું. જ્યારે ગુજરાત વિદ્યાપીઠમાં કૃષિશાસ્ત્ર તથા હુન્નરઉદ્યોગોના શિક્ષણને માટે વર્ગો કાઢવાની સૂચના થઇ હતી ત્યારે ઘણી લાંબી ચર્ચાને અંતે બે સમિતિઓ નીમાઇ, તે વખતે મ્હારી પાસે બેઠેલા એક આગેવાને ટીકા કરી કે જેમ સરકાર સમિતિ નીમીને ઉત્સાહને નરમ પાડે છે તેમ આપણે પણ કરવું પડે છે, કારણ કે આ સમિતિઓ નીમવાથી કાંઇ પરિણામ આવવાનું નથી આ હકીકતને લગભગ બે વર્ષ થયાં હશે એટલે એ સદ્‌ગૃહસ્થનું કહેવું લગભગ ખરૂં પડ્યું છે.

ગુજરાત પ્રાંતિક સમિતિ દર વર્ષે લાખ સવાલાખ રૂપીઆ ગુજરાત વિદ્યાપીઠને પુરા પાડી શકશે કે કેમ એ પ્રશ્ન પણ મને મુંઝવણ કરે છે. વિદ્યાપીઠ આર્થિક [illegible]ી શકે કે કેમ અને ફર્ગ્યુસન કોલેજ જેવી ઘણાં વર્ષોથી સ્થપાએલી સંસ્થાની માફક પોતાને જોઇતાં નાણાં મેળવી શકે કે કેમ એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે.

હું કાળીપરજ, અત્યંજ વિગેરે પછાત પ્રજાને મદદ કરતી સંસ્થાઓમાં રસ લેતો હતો તેવામાં ભીલ સેવા મંડળમાં કામ કરતા ભાઇઓ જોડે પરિચય થયો. તે વખતે, એટલે ગયા જાન્યુઆરીની શરૂઆતમાં, પદવીદાન સમારંભની પહેલાં મહાત્માજીને મેં મ્હારા કેટલાક વિચારો દર્શાવ્યા અને ૮-૨-૨૫ના નવજીવનમાં મ. ગાંધીજીએ "ખરી કેળવણી"ના મથાળા નીચે તે છપાવ્યા છે. વિદ્યાપીઠને હસ્તક જે મહાવિદ્યાલય ચાલે છે તેમાં કયા વિષયો શીખવવા અને કયા શીખવવાનું બંધ કરવું એ બાબતની ચર્ચા આજે નહીં કરૂં, પણ જ્યારે ચરોતર એડ્યુકેશન સોસાયટી તરફથી એક પત્ર દ્વારા મ્હારો અભિપ્રાય પુછવામાં આવ્યો કે આજની પરિસ્થિતિમાં એ સોસાયટીએ શું કરવું ત્યારે મેં મ્હારો પ્રમાણિક અભિપ્રાય આપી દીધો કે તેમણે સરકારી વિદ્યાપીઠ જોડે ફરી સંબંધ કરવો. "ખરી કેળવણી"માં બતાવેલા વિચારો અને આ અભિપ્રાય બંધબેસતા નથી એમ મ્હારા કેટલાક મિત્રો માને છે. ગુજરાત વિદ્યાપીઠના ઉદ્દેશો ગમે તેવા હોય પણ તે સંસ્થાની શક્તિનું માપ આપણે કાઢવું જોઇએ. ગુજરાત વિદ્યાપીઠને પણ ટકાવી રાખવાનું છે, પણ ચરોતર એડ્યુકેશન સોસાયટીની ખીલવણી થાય એ પણ આપણે સંભાળવાનું છે. ગુજરાત વિદ્યાપીઠ નવા વર્ગો કાઢે અથવા કોઇ સંસ્થા એવા વર્ગો કાઢે તેને સારી આર્થિક મદદ કરી શકશે કે નહીં એનો પુરો વિચાર થવો જોઇએ. આજે જે અભ્યાસક્રમો રાખ્યા છે તે ખર્ચાળ છે પણ ખેતી તથા ઉદ્યોગના શિક્ષણમાં તો ઘણો જ ખર્ચ થાય છે. વડોદરા રાજ્યમાં કળાભવન છે તેનો વાર્ષિક ખર્ચ પોણો લાખ થાય છે તે છતાં પૈસાની તાણ પડે છે. આવો ખર્ચ વિદ્યાપીઠ શી રીતે કરશે? અને વિદ્યાપીઠ જોડે જોડાએલી સંસ્થા આર્થિક મદદ (ગ્રાન્ટ-ઇન-એઇડ) વગર વધારે ખીલવણી શી રીતે કરશે? તેથી તેને સરકારી સંસ્થા જોડે જોડાવાથી વધારે ખીલવણી કરવાનો સંભવ રહે છે.

પ્રશ્ન ઘણો અગત્યનો છે અને અમુક વિચારો જ ખરા છે એવો નિર્ણય કરવો મુશ્કેલ છે, તેથી આ ચર્ચા ગુજરાતી પ્રજાની સમક્ષ રજુ કરવામાં આવે છે. —સુ. મ.

## દેશી રાજાઓ

૧૯૧૧ની સાલમાં સમ્રાટ્ જ્યોર્જે દિલ્હીમાં દરબાર ભર્યો હતો તે વખતે આપણા ૭૦૦ દેશી રાજાઓનું પ્રદર્શન થયું હતું, પણ તેમાં તેમના બાહ્ય સ્વરૂપનું અને તેમની ગુલામીનું ચિત્રદર્શન થયેલું.

છેલ્લાં દસબાર વર્ષથી આપણા કેટલાક રાજાઓને યૂરોપ જવાની લત લાગી છે. યૂરોપની સમાજ-વ્યવસ્થાનો અભ્યાસ કરવા માટે અથવા ત્યાંની સંસ્કૃતિનો અનુભવ ચાખવા માટે કોઇ પણ વ્યક્તિ યૂરોપની મુસાફરી કરે તેમાં ખોટું નથી, જો કે ખર્ચના પ્રમાણમાં બહુ જ થોડું જાણવા જેવું મળે છે, પણ હાલમાં ઘણા રાજાઓ અને પૈસાદાર માણસો યૂરોપ જાય છે તે ત્યાં સ્વચ્છંદે મોજ મ્હાલવા માટે જાય છે એ જાણીતી વાત છે. દેશના રીતરિવાજોથી અજાણ્યા હોવાને લીધે લુચ્ચા દગારાઓના હાથમાં સપડાઇ જાય છે. આ બાબતની વિગતવાર હકીકત કાશ્મીરના કુમારના પ્રકરણમાંથી જગજાહેર થઈ છે. કોઇ પણ હિંદીની ફજેતી થાય તેનાથી આપણી હિંદી પ્રજાના માન તથા ગૌરવમાં ઓછપ આવે છે. જ્યારે જામનગરના કુમાર રણજીતસિંહજી આખા ઇન્ગ્લંડમાં ક્રિકેટના સર્વોત્તમ ખેલાડી થયા ત્યારે આપણી છાતી ફુલતી હતી, જ્યારે આપણા હિંદીઓ ઇન્ગ્લંડની પરીક્ષાઓમાં પહેલે નંબરે ઉત્તીર્ણ થતા ત્યારે આપણા રાષ્ટ્રીય સ્વમાનમાં ઉમેરો થતો હતો; પણ જ્યારે મુખ્ય રાજકુટુંબોમાંનો એક કુમાર એની પાશવવૃત્તિનું પ્રદર્શન કરે ત્યારે આપણું મન દુખાય છે. ઇંદોર રાજ્યને વિષે જે અફવાઓ ફેલાઇ રહી છે તે જો ખરી હોય તો આપણે જરૂર શરમાવાનું છે. પણ એ બધી દૂરની વાતો એક બાજુએ મુકીએ તો કાઠીઆવાડ ગુજરાતના રાજ્યોમાં જે ગોટાળો, આપખુદી, અને અંધેરની વાતો વાંચીએ છીએ તેથી પણ આપણું મન દુખાય છે. આપણે એવું માનતા આવ્યા છીએ કે દેશી રાજ્ય પરદેશી કરતાં સારું નીવડશે. લાંબી આશા રાખીને આપણે જોઇ રહ્યા છીએ અને અંતે આપણી ટેક ઢુખી ગઇ છે પણ એ સ્વાર્થી રાજાઓમાં સુધારો થતો નથી. પાકટ વયના દુષ્ટ માણસો (old sinners)માં રહેલાઇથી સુધારો કે ફેરફાર થઇ શકતો નથી અને તેવી આશા રાખવી વ્યર્થ છે.

મહાત્મા ગાંધીજીએ કાઠીઆવાડમાં ફરવાનું શરૂ કર્યું છે અને તેને પરિણામે કાંઇક થોડા બદલાયેલા વલણની આપણે આશા રાખીએ છીએ. એ આશા કેટલે અંશે સફળ થશે એ તો ઇશ્વર જાણે. હિંદુમુસલમાનનો પ્રશ્ન એવો નથી કે જેના ઉપર આવી મુસાફરીની અસર થાય. અંત્યજના પ્રશ્નમાં કાંઇ કાંઇ ફેરફાર થાય છે પણ અમે ભૂલતા ન હોઇએ તો ભાદરણમાં કોઈએ કહ્યું હતું કે મહાત્માજી તો અગ્નિ જેવા પૂજ્ય છે તેથી તેમની રૂબરૂ અસ્પૃશ્યતાનો પ્રશ્ન રહેતો નથી, પણ મહાત્માજી જાય કે તરત જે સ્થિતિ હતી તે કાયમ રહેશે. આ ટીકા "નવજીવન"માં છપાઇ છે. મહાત્માજીના આત્મબળની સારી અસર તો થાય છે જ અને જે માણસો એમના સહવાસમાં આવે છે તેમનામાં આત્મશુદ્ધિનાં બીજ રોપાય છે, પણ સ્વાર્થી જીવન અને સ્વચ્છંદી કુટેવોની જડ બહુ ઉંડી હોય છે અને કાઠીઆવાડના રાજાઓ રાજકોટના ઠાકોર સાહેબની માફક પ્રજાકીય જીવનને ખીલવવા મંડી જાય એવી આશા રાખવી ફોકટ છે. સુ. મ.

## સમાજસેવકોનું કર્તવ્ય

કાઠીઆવાડ ઘણી બાબતોમાં પછાત રહી ગયું છે, અને દિલગીરી સાથે કહેવું પડે છે કે ત્યાં સમાજ-સેવાનું કામ પણ ઢીલું છે. વાંચનાલયો તથા પુસ્તકાલયોનો પ્રચાર જોઇએ તેવો થયો નથી. રાજધાની શિવાયનાં મોટાં ગામો જોવામાં આવ્યાં છે કે જ્યાં પુસ્તકાલયો નથી. પ્રજાકીય સંસ્થાઓ ઓછી હોવાને લીધે પ્રજામાં સેવાવૃત્તિ જોઈએ તેવી ખીલી નથી. પરસ્પર અણવિશ્વાસ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે અને ટીકાવૃત્તિ ઘસાઇ નથી. સંઘબળ કેળવાયું નથી અને આગેવાનો ચોક્કસ થયા નથી. આવી પરિસ્થિતિમાં સમાજસેવાનો કાર્યક્રમ હાથ ધરવાથી અત્યંત ફાયદો થશે. તેમાંથી જોઇતી તાલીમ મળશે, તેમાંથી આગેવાનો બ્હાર પડશે, ખરી સેવાવૃત્તિને ઉત્તેજન મળશે, અને મહાત્માજીના કાર્યને પુરેપુરી મદદ કરી શકાશે કારણ કે એમનો બધો કાર્યક્રમ અમુક પ્રકારની સમાજસેવાનો છે. એમણે રાજકીય ચળવળને સ્થાન આપ્યું નથી, તેથી એમના કામને પણ જોઇએ તેવું મોળું વાતાવરણ મળશે. જો આવતા બાર મહિના સુધી કેળવણી, પુસ્તકાલય (વાંચનાલય), શહેર અને ઘરસ્વચ્છતા, વ્યાયામ, ખાદીપ્રચાર, અંત્યજોદ્ધાર ( અસ્પૃશ્યતા-નિવારણનો પ્રશ્ન અલગ છે), ગ્રામ્ય ઔષધાલયો, સહકારી મંડળીઓ, ખેતીસુધારણા વિગેરે સમાજસેવાનાં

કાર્યો ઉપાડી લીધાં હોય તો ઘણું જ ઉપયોગી કામ થાય. આજે મહાત્માજી ફરે ત્યારે તેમની પછવાડે રખડવામાં પ્રજાની સેવા થઇ શકતી નથી અને કાઠીઆવાડના આગેવાનો શું કરે છે તે સમજાતું નથી. ચોક્કસ કાર્યક્રમ લઇને બાર મહિના સુધી સતત કામ કરવાથી કાઠીઆવાડીઓની કસોટી થશે, અને કાર્યવાહકો કેટલો આત્મભોગ આપવા તૈયાર છે તે પણ સમજાશે.

સુ. મ.

## રખડેલ દેશસેવકો

જ્યારે આખા ગુજરાતકાઠીઆવાડમાં સારા કાર્યકર્તાઓની માગણી થઈ રહી છે અને કેટલાક ભાઇઓ અમુક સ્થળ પસંદ કરીને ત્યાં બેસી ગયા છે ત્યારે એક વર્ગ એવો પણ જોઇએ છીએ કે જે આખો વખત પરિષદોની પછવાડે દોડયાં કરે છે. જો એ વર્ગ રખડેલ માણસોનો હોત તો આપણે બહુ દરકાર કરત નહીં. અસહકારની લડત વખતે સારા શિક્ષિત, શક્તિમાન, સ્વદેશાભિમાની, ભાવનામય જુવાનીઆ મેદાનમાં બહાર પડયા ને આજની મંદ પરિસ્થિતિને લીધે બેકાર થઇ ગયા છે. તેમને શું કામ કરવું તે સુઝતું નથી. જો આજે લડત જાગી ઉઠે તો જરૂર એ ભાઇઓ આગળ ધસી જાય, પણ આજે તો જ્યાં જ્યાં પરિષદો ભરાય છે ત્યાં તેમનાં દર્શન થાય છે. તેમનું આખું જીવન પરિષદો તથા સભાઓથી પુરૂં થાય છે. મહાસભાની બેઠક વખતે તો બધા ત્યાં દોડી જાય એ સ્વાભાવિક છે, પણ પછી કોમી પરિષદો (રજપૂત, બ્રાહ્મણ, અંત્યજ, કે પાટીદારોની), પ્રાંતિક કે તાલુકા પરિષદો, રાજકીય કે સામાજિક—જ્યાં કોઇ પ્રકારનો જનસમૂહ થાય છે ત્યાં આ ભાઇઓ દોડી જાય છે. તેમાં કેટલો ગેરઉપયોગ પૈસાનો, તથા શક્તિનો થાય છે! પરિષદો અમુક કાર્ય માટે હોય છે, અમુક પ્રોગ્રામ, રચનાત્મક કાર્ય નક્કી કરવા માટે હોય છે, ત્યાં અસંબંધ માણસોને સ્થાન નથી એ આપણા રખડતા જુવાનીઆ સમજી જાય એવું આપણે ઇચ્છીએ છીએ.

હજી આપણે ત્યાં પુરતી સંખ્યામાં કાર્યકર્તાઓ મળી શકતા નથી. જે સીપાઇને અમુક સ્થાન કે થાણું સોંપ્યું હોય તેમણે તે તપાસીને બેસવાનું હોય. આસપાસ કોઇ તમાશો થતો હોય ત્યાં તેમનાથી ન જવાય. આપણે લશ્કરી તાલીમ શીખી લેવાની જરૂર છે. કોઇ પણ સૈનિક પોતાનું સ્થાન કોઈ પણ કારણસર છોડી શકાય નહીં, અને જો તે ભૂલેચૂકે છોડે તો તેને ગોળીબારથી મારી નાખવામાં આવે છે. તે પ્રમાણે આપણા કાર્યકર્તાઓએ પોતાને કામે ચોંટી રહેવું જોઇએ. તેમનાથી મુંબાઇ, બેલગામ, ભાવનગર, સુરત વિગેરે ગામોમાં જઇ શકાય નહીં.

કોઇ પણ પરિષદને આવા રખડેલ વર્ગની હાજરીથી વિશેષ ફાયદો થતો નથી. તેમણે એક યોગ્ય સ્થળ શોધી લઇને ત્યાં મૂળ નાંખવાં જોઇએ. રખડેલ વર્ગ ચળવળ તથા ધમાલને માટે ઉપયોગી હતો પણ હવે તો સ્થાયી સતત કામ કરવાનો જમાનો આવ્યો છે. પરિષદો વિચાર અને મસલત કરવા માટે છે, પ્રજામત કેળવવા માટે છે પણ તે ઉપરાંત ભવિષ્યમાં શું કરવું તેનો કાર્યક્રમ રચવાનું કામ વધારેમાં વધારે અગત્યનું છે. પરિષદોમાં બ્હારના માણસો, ઉશ્કેરનાર છટાદાર વક્તાઓની બહુ જરૂર નથી. ખરી હકીકત ટુંકામાં રજુ કરી શકે એવા માણસોની જરૂર છે. તેથી પરિષદોમાં ખાસ સંબંધ વગરના માણસોએ હાજરી આપવી એ યોગ્ય નથી. દરેક રાષ્ટ્રીય સૈનિકે પોતાનું થાણું નક્કી કરીને ત્યાં બેસી જવું જોઇએ.

સુ. મ.

## વણાટશાળાઓ

ગામડાંઓમાં રચનાત્મક કાર્યની શરૂઆત થાય છે ત્યારે કાંતવાનો તથા વણાટકામનો કાર્યક્રમ ઉપાડી લેવાય છે. આજ સુધીનો અનુભવ આ બાબતમાં ઘણો કડવો છે. જો કાંતેલું સુતર બરાબર નથી હોતું તો તે વણવામાં બહુ મુશ્કેલી નડે છે. જો વણાટને માટે સારી સગવડ નથી હોતી તો તૈયાર થયેલું સુતર પડી રહે છે, અને જો સુતરમાંથી સારો માલ વણ્યો હોય છે તો તે વેચવાની મુશ્કેલી પડે છે. એકંદરે એટલું નક્કી છે કે માત્ર રાષ્ટ્રભાવના અથવા ઉત્સાહથી વણાટશાળાઓ સફળ થતી નથી પણ તે માટે વાણિજ્યબુદ્ધિની આવશ્યકતા પણ છે.

છોટાનાગપુરમાં કેથોલિક મિશનવાળા મિ. વેગર એક લેખમાં જણાવે છે કે એમની વણાટશાળામાં દર વર્ષે ૬૦ માણસોને શિક્ષણ આપવામાં આવે છે, અને આવી રીતે શિક્ષણ પામેલા માણસો આસપાસનાં ગામડાંમાં વણાટનો ધંધો લઇને બેસે છે, અને ઠીક કમાય છે. આ ધંધામાં કમાવાનાં કારણ નીચે પ્રમાણે છે:

(૧) આસપાસના લોકો જે પ્રકારનું કાપડ વાપરે છે, લંગોટ, પીછોડી, સાડી વિગેરે, તેવો જ માલ તૈયાર થાય છે અને તે સિવાય કોઇ પણ ઉત્તમ પ્રકારનો માલ બનાવવાનો પ્રયત્ન કરતા નથી.

(૨) બનતાં સુધી બધું સુતર લોકો પોતે લાવીને આપે છે અને વણાટશાળામાં તેમને જોઇતી ચીજ તૈયાર કરી આપવામાં આવે છે, એટલે વેચાણ કરવાનો પ્રશ્ન રહેતો નથી.

(૩) ગામડાંની પ્રજા રોકડ પૈસા આપવાને બદલે ડાંગર કે એવો કોઇ ખેતીનો પદાર્થ આપે છે.

(૪) બીજા લોકો ખોટા વાયદા કરે છે તેમ આ શાળાઓમાં થતું નથી તેથી ગામડીઆઓને ખોટા ધક્કા પડતા નથી.

(૫) સાળ બહુ જ સાદી હોય છે. તેની કિંમત આશરે રૂ. ૧૦ થાય છે અને વણાટને લગતી બધી ક્રિયા આપણી જુની રીત પ્રમાણે જ થાય છે.

(૬) આશ્રમોમાં એટલી બધી જડતા હોય છે કે શીખી આવેલા છોકરાને સાળ મુકવાની જગ્યા કે કોઇ પણ સગવડ મળતી નથી, તેથી મિશનરીઓ દરેક વિદ્યાર્થીને ઘેર જઇને તેની સાળ માટે જોઇતી વ્યવસ્થા કરી આપે છે.

આટલી બધી અંગત દેખરેખ અને સહાય હોય તો જ આ નવો ઉદ્યોગ સફળ થઈ શકે. નવા વણકરોને શું અડચણો નડે છે તેની વારંવાર તપાસ કરવામાં આવે છે.

આપણાં ખાદીકાર્યાલયોમાં પણ આ જ પ્રકારનો મિશનરી ઉત્સાહ આવશે ત્યારે આપણું કામ સુધરશે.

સુ. મ.



આ માસિક અમદાવાદ ઘીકાંટા રોડ પર આવેલી પાનાભાઇની વાડીમાં આવેલા વસંત મુદ્રણાલયમા જીવનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું અને ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે યુગધર્મ કાર્યાલય માટે ભદ્ર પાસે આવેલા એ કાર્યાલયના મકાનમાંથી પ્રસિદ્ધ કર્યું.